# કહાણી કહું રે કૈયા

કહાણી કહું રે કૈયા, સાંભળ મારા છૈયા—થી શરૂ થતી વાર્તાથી માંડીને આજ સુધીની નવી રચાતી બાળવાર્તાઓ—બાળકોનું રંજન કરવા માટે છે એમ આપણે મોટેરાંઓ કહીએ છીએ પણ આપણે પોતે મોટેરાંઓ જ વાર્તા વડે રીઝીએ છીએ એ વાત સાવ સાચી છતાં આપણે છેક ભૂલી જઈએ છીએ.

પુસ્તકો તો હવે થયાં. તે પહેલાંના દૂર દૂરના પ્રાગ્ ઐતિહાસિક યુગ સુધી નજર નાખી જુઓ. આબાલવૃદ્ધ સૌ વાર્તાઓ માગતાં—પોતપોતા જોગી. કહાણી એ એમના લોહીમાંથી ઊઠતો એક જ સૂર હતો. 'કારણકે એમાં એમનું જીવન—જિવાયલું કે અણજિવાયલું—પ્રતિબિંબિત થતું, એમાંથી એમને જીવનની પ્રેરણા મળતી, એમાંથી જીવન જીવવાનો પ્રાણવાયુ મળતો. અને તે પછી કહાણી એમને જૂજવે રૂપે મળવા લાગી. ક્યાંક રામલીલા કે રાસલીલામાંથી, ક્યાંક નાટક કે ઇતિહાસમાંથી, ક્યાંક હરિકથા કે ભગવત્ વાર્તામાંથી અને ક્યાંક ચલચિત્રોમાંથી, અને છતાં માણસ વાર્તા વગર જીવી શકતો નથી એટલે તો આ નવા યુગની લાંબીટૂંકી વાર્તાઓ આવી અને બીજું બધું એને મળતું રહ્યું છતાં કહાણી-વાર્તા તો એણે માગી અને તે તેને મળી રહી.

આ કહાની પણ એ માગણીના જવાબમાં છે. એને કશી જ ઓળખાણની જરૂર નથી કારણકે એ માણસની જીવનસંગિની છે.

ગિરીશ

**શસ્ત્રથી સામાનો સંહાર થાય છે. આપણો વિજય નહિ; કારણકે તેથી પરાજિત ઓછો થઈ જશે તે એટલે સુધી કે બંધુબંધુ, પિતાપુત્ર સહું પરસ્પર લડે ત્યાગ એ ઇલાજ છે અને એ કાજે અધ્યાત્મ સંપાદન કરવું જોઈએ.**

આરંભમાં અલ્પ અને સમય જતાં ક્રમે ક્રમે વધતી જતી સજ્જનોની મૈત્રી માફક વશિષ્ઠના આશ્રમનાં તરુવરોની છાયા ગ્રીષ્મના મધ્યાહ્ન પછી વધતી જતી હતી. ઉપવનનું રૂપ ધરતાં આશ્રમ-વૃક્ષોની પૂર્વે સમીપમાં બહોળા પટે વહતી સરસ્વતીનો પ્રવાહ ધ્યાનાવસ્થિત હોય તેમ નીરવ સ્થિરસમ વહ્યે જતો હતો. અને એ સરસ્વતીના પટ પરથી સંચાલિત થએલી શીળી પવનલહરીઓ આશ્રમવૃક્ષોની ગાઢ છાયામાં મધ્યાહ્નને અંગો સંકોરીને બેસી ગએલી બાળ-હરિણી સમી ઠંડકને હાથ ખેંચીને ઉદ્યાનમાં સંગે સંગે યથેચ્છ રમવાને તેડી જતી હતી. સરસ્વતીના જળનો સ્પર્શ લઈ શીતળ થએલો વાયુ જેમ ગ્રીષ્મના દાહને આવરી લેતો હતો તેમ વશિષ્ટ પાસેથી ગુરુ-મંત્ર લઈ સહવાસથી સમભાવશીલ થએલો આશ્રમનો પ્રદેશ વત્સલ આદરભાવ દાખવતો હતો. આશ્રમના ઇતિહાસની સર્વ દુઃખદ રેખાઓ વર્તમાનના સ્વસ્થ મનોદર્શન નીચે ઢંકાઈ ગઈ હતી. વિતક કંઈ ઓછાં નહિ વીતેલાં. કાન્યકુબ્જનો અધિપતિ ગાધીપુત્ર વિશ્વા-મિત્ર પાસેના વનમાંથી થાકીને વિશ્રાન્તિ માટે આ આશ્રમે અતિથિ થઈને આવેલા, છતાં વશિષ્ટની કામધેનુ નંદિનીને હરી જવા આશ્રમમાં ઉગ્ર તોફાન મચાવેલું પણ તેમાં તે નિષ્ફળ ગયા. બ્રહ્મતેજ આગળ ક્ષાત્ર-શૌર્યની મર્યાદા જોઈ. બ્રહ્મર્ષિ વશિષ્ઠનો તપઃપ્રભાવ જોઈ તે હસ્તગત કરવા રાજ્યત્યાગ કરી વનવાસ સ્વીકાર્યો અને તપશ્ચરણથી સિદ્ધિ મેળવી, તોપણ તેથી એ રાજર્ષિ થયા, બ્રહ્મર્ષિ નહિ.

આટલી તપઃસિદ્ધિ છતાં વશિષ્ઠના આશ્રમમાં ગર્વ-ખંડિત થએલ વિશ્વામિત્રના મનમાં એ બ્રહ્મર્ષિ માટે દ્વેષભાવ રહી ગએલો. એ દ્વેષાગ્નિને પ્રજ્વલિત થવાના પ્રસંગો પણ દૈવથી ઉપસ્થિત થતા ગયા. કલ્માષપાદ રાજાની સભામાં વિશ્વામિત્રનો તપઃપ્રભાવ જોઈ સર્વ સભાજનો અભિવંદના કરતા હતા તે સમયે વશિષ્ઠ ઋષિએ અન્ય સર્વની પેઠે વિશ્વામિત્રનું વિનીતભાવે સન્માન ન કર્યું તેટલું જ નહિ પણ બ્રહ્મર્ષિ થયાનું આત્મભાન ધરાવતા વિશ્વામિત્રને તેમણે રાજર્ષિ કહીને સંબોધન કરેલું. વિશ્વામિત્રને આ આચરણમાં વશિષ્ઠમ ગર્વ લાગેલો અને પોતાનું અપમાન થયું ગણ વશિષ્ટને સર્વ રીતે દુઃખ દેવાની યોજના ઘડી. પ્રથ તો કલ્માષપાદ રાજાને અવારનવાર મળી કાન ભંભેરી વશિષ્ટને તેના પુરોહિતપદેથી ખેસવ્યા અને સભામ તથા સર્વત્ર તેમની નિંદા શરૂ કરી. વિશ્વામિત્ર કલ્પેલુ કે આથી ક્રોધાવિષ્ઠ થઈ વશિષ્ઠ યુદ્ધ આરંભશે તે વશિષ્ઠનો સહેજે પરાભવ કરી શકાશે. પણ વશિ જુદી પ્રકૃતિના ઋષિ હતા. शठं प्रति शाठ्यं એ નીતિ એમની ન હતી. ઊલટું માનવજાત તરફ સમભાવ કેળવી ઉદાર વત્સલતા બતાવતા એ તપશ્ચર્યા કરતા હતા. समत्वं योगमुच्यते । सत्येना पद्यतेऽमृतम् । એ સૂત્રો શિષ્યોને ભણાવનાર વશિષ્ઠે વિશ્વામિત્રના સર્વ પ્રહારો હસતે મુખે સહી લીધા. તેથી તો વિશ્વામિત્રનો ક્રોધ અને દ્વેષ દ્વિગુણિત થયા. વશિષ્ઠના વિનાશનો ભયંકર નિશ્ચય કરી તેમણે કલ્માષપાદ રાજાને અનેક અયોગ્ય ઉપદેશથી સંભ્રમશીલ બનાવી દીધા. વનમાં શિકાર કરવાના બાના તળે તેડી જઈ એ રાજા પાસે વશિષ્ઠના શ્રેષ્ટ પુત્ર શક્તિનો ક્રૂર રીતે ઘાત કરાવ્યો. પોતાના અંતઃકરણનો આદર્શ આજે પોતાથી નહિ તો-પોતાના વંશજો મારફત સફલ બનાવવા વશિષ્ઠે કલ્પના કરી હતી તે શક્તિને ત્યાં હજી પુત્ર-પ્રાપ્તિ પણ થઈ ન હતી ત્યાં યુવાન શક્તિનો સંહાર થયો. આ અસહ્ય આઘાતને સહન કરી લેવા જેટલી શક્તિ પોતામાં હવે નથી રહી તેમ લાગતાં તેમણે તીર્થયાત્રા શરૂ કરી. પણ શક્તિની સ્ત્રી અદશ્વતી સગર્ભાને સાથે લઈ સર્વ તીર્થે જવાનું નહિ થતાં આશ્રમે પાછું વળવું પડ્યું. આશ્રમે આવતાં અદશ્વતીને પુત્રજન્મ થયો. એ બાળપૌત્રને પોતાનો જીવનમંત્ર ભણાવવા પ્રાતઃકાળે સરસ્વતીનાં જળમાં સ્નાન-કરતાં કરતાં ઊગતા સૂર્યને અર્ઘ્ય આપી વશિષ્ઠે પ્રણવનાદ જળની સપાટી પરથી વહેતો મૂક્યો. એ સમયથી આજ સુધી ક્ષમાશીલ કર્તવ્યનિષ્ટ વશિષ્ઠના સ્વભાવની એકધારી પ્રસન્ન ચારુતા આ આશ્રમપ્રદેશમાં વિસ્તરી રહી હતી.

અત્યારે મધ્યાહ્ન પછી વશિષ્ઠ કામધેનુ નંદિનીને ડોક પર હાથ-ફેરવીને પંપાળતા હતા તથા ઘાસ મોંમાં આપતા હતા. જે દિવસથી 'વિશ્વામિત્ર' આ આશ્રમે અતિથિરૂપે આવી નંદિનીને હરી જવા અણુ

થયેલ શત્રુમાં વૈર જન્મે છે. આ શસ્ત્રના સેવનથી માનવજાતમાં સમભાવ મરશે. આ ઇષ્ટ નથી. એ સ્થિતિમાંથી ભાવિ પ્રજાને ઉગારવા માટે શસ્ત્રનો

# મંત્રેદીક્ષા

લેખક
પારાશર્ય

ત્યાજતા પ્રયત્ન કરેલા તે દિવસથી આ નંદિનીને વશિષ્ઠ માટે વધુ મમતા જન્મેલી. વશિષ્ઠને જોઈ એ થંભી જતી, એનો અવાજ સાંભળવા કાન માંડતી. એ નજીક આવી જ્યારે ડોક પર હાથ ફેરવતા ત્યારે શાંત સ્થિર આંખોએ તે વશિષ્ઠ સામે જોઈ રહેતી. અત્યારે વશિષ્ઠ નંદિની પાસે હતા ત્યાં મેધાતિથિ તેમને મળવા આવ્યા. આવતાં જ તેમણે કહ્યું: "વશિષ્ઠ, તમારી કામધેનુની સેવા ન્યારી છે. તમે જરા વધુ..."

"વધુ નહિ મેધાતિથિ! તમે મને આ બાબતમાં રોજ કહો છો. પણ આજ હું તમને મારી વાત સ્પષ્ટ કરીશ. આ તો ફરજ. મૂંગું પ્રાણી માણસ પાસેથી શું શું અપેક્ષા રાખે છે તે જોતાં હવે તો શીખવું જોઈએને? આ નંદિની આશ્રમની પોષક છે. તેમની સેવા મારાથી યથોચિત નથી થઈ શકી. પણ જે દિવસે એ વનમાંથી હિંસક પશુના ભયથી નાસતી આવી આશ્રમે હાંફતી હતી તે વખતે મેં પાસે જઈ પાણી ધર્યું, ખડ મોંમાં આપ્યું અને પંપાળી ડોકે હાથ ફેરવ્યો. તે વખતે એની આંખોમાં વિશ્વાસ અને સંતોષનાં આંસુનાં ટીપાં જોયાં છે તે દિવસથી મારાથી તેની પાસે બેઠા વગર ચાલતું નથી. ખરું કહું છું. મેધાતિથિ! કે પશુમાં પણ અંતઃકરણ છે અને એ બીજા કોઈ પશુમાં કે માનવમાં અંતઃકરણને પિછાનવાના ગુણધર્મ ધરાવે છે. જે મમતા માણસને પોતા માટે કે સંબંધી માટે હોય તેને સમભાવે પશુપક્ષીમાં પણ વિસ્તારવી જોઈએ."

મેધાતિથિએ વચમાં કહ્યું: "માણસજાત પોતાથી વધુમાં એ વિસ્તારી શકે નહિ."

"તેમ ન કહેશો. કારણકે સમતા એ આત્માનો સ્વભાવ છે. અને એની સિદ્ધિ અશક્ય નથી. વળી આ સર્વ ઈશ્વરનાં છે. તેવા કોઈ સર્જનના ગૌરવની હાનિ કરવામાં માનવતા નથી. ઊલટું परस्परं भावयन्तः કલ્યાણની પ્રાપ્તિ થાય છે. શું કોઈ પ્રત્યુત્તર શોધો છો! મેધાતિથિ! શું વિચાર કરો છો?"

"કંઈ નહિ તમારી વાત તો ખરી લાગે છે તોપણ પરાપૂર્વથી માણસ અન્ય પ્રાણીજાતનો સાધન તરીકે જ ઉપયોગ કરતો આવ્યો છે."

"તે હકીકત હું સ્વીકારું છું. પણ પોતે કરેલ ભૂલનો એકરાર કરી તે ભૂલ સુધારવાનો અધિકાર માનવજાતને છે તે ન ભુલાવું જોઈએ. ભૂલને સુધાર્યા વગર ભૂલ કરેલ રસ્તે આગળ ને આગળ વધવાથી તો ઊલટું આદર્શસિદ્ધિથી વધુ વેગળું થવાય છે. નજીક અવાતું નથી. તેથી જ કહું છું. માણસે આજથી જ ચેતવું જોઈએ. અને અંતઃકરણને વધારે સમભાવશીલ બનાવવું જોઈએ. આજથી જ જો ચેતીને માનવની આ ભૂલ નહિ સુધરાવીએ તો આજે અન્ય પ્રાણીને સાધનરૂપ બનાવનાર માણસ મનઃસંસ્કારને પરિણામે પોતે માણસનું સાધન બનશે. માણસ જીવન જીવતો મટી બીજાના ઉપભોગનું સાધન બનશે. માનવજાત આમ ઉત્તરોત્તર અધોગતિ પામતી જશે. અને જાણ્યા છતાં એ ભૂલ નથી સુધરાવતા તેથી એ સર્વનું પાપ આપણે શિરે..."

"મેધાતિથિ! ગુરુદેવ..." દૂરથી અવાજ આવવા લાગ્યા. અને વશિષ્ઠનું પ્રવચન પૂરું થયું.

"ઇચ્છું છું કે તમારો શિષ્ય બની શકું વશિષ્ઠ! પણ અત્યારે તો..." મેધાતિથિ બોલતા હતા ત્યાં બેત્રણ ઋષિમુનિ તથા શિષ્યો દોડી આવ્યા. સર્વનાં મુખ પર ભયનાં સ્પષ્ટ ચિહ્નો હતાં.

"શું છે?" મેધાતિથિએ ઉતાવળે પ્રશ્ન કર્યો.

"કલ્માષપાદ રાજાને લઈને વિશ્વામિત્ર ધસ્યા આવે છે. સરસ્વતીની પેલી બાજુથી આવે છે. પાછળ મોટું સૈન્ય છે."

"વિશ્વામિત્ર?" મેધાતિથિને ડર લાગ્યો. શિષ્યો પણ ભયથી પરસ્પર જોવા લાગ્યા.

"પરાશર ક્યાં છે?" આશ્રમની અંદરથી બહાર નીકળી અરુંધતીએ પૂછ્યું. એના ચિંતાતુર અવાજમાં એના વૃદ્ધત્વનાં સૂચક કરુણતા તથા વાત્સ'

"મધ્યાહ્નને સરસ્વતીમાં હતા. હ'
નાવા પડેલું તેમની સામે પાણીનું

વીને ભગાડતા હતા." એક શિષ્યે કહ્યું.

"પછી ક્યાં ગયો? અત્યારે ક્યાં છે?" અરુંધતીએ પૂછ્યું.

"પછીની ખબર નથી." શિષ્યે કહ્યું.

ઉતાવળે વશિષ્ઠ તરફ જોઈ અરુંધતીએ કહ્યું: "આ છોકરો ચિંતા કરાવે છે. તમારે એને હવે વારવો જોઈએ."

"એ થશે અરુંધતી, પણ ચિંતા કરવાથી નહિ થાય." કહી વશિષ્ઠે નંદિનીની ડોકે હાથ ફેરવીને તેના સામે જોયું.

વિશ્વામિત્ર આવે છે તેથી બચવા માટે ચોતરફ ઉપાય યોજતા મેધાતિથિએ આશ્રમની પેલી બાજુ જોયું અને બોલ્યા: "આ આશ્રમની પાછળથી આવે છે તે જ પરાશર." અને તુરત ૧૭–૧૮ વર્ષનો પરાશર આગળ આવ્યો. તેણે જટા બાંધી હતી, વલ્કલ પહેર્યું હતું અને હાથમાં ધનુષબાણ હતાં.

"આ શું પરાશર?" કહેતાં આશ્ચર્યથી અરુંધતી નજીક દોડી આવ્યાં અને પરાશરને જોઈ રહ્યાં. આ બાળક ક્યારે શસ્ત્રવિદ્યા સંપાદન કરી એ એમને હજી ખબર ન હતી. અત્યારે પહેલી વખત જ તે સજ્જ થઈને આવતો હતો. વશિષ્ઠને થોડી માહિતી મળી હતી પણ પૂરી જાણ ન હતી. અરુંધતીને જોતાં તેની પાસે જઈ પરાશરે દંડવત્ પ્રણામ કર્યા અને ઊભો થઈ બોલ્યો: "કોઈ પણ ભય રાખવાની જરૂર નથી માડી, વજ્ર સહિત ઇન્દ્રને પણ પરાજિત કરવાની શક્તિ તારા દીકરે મેળવી છે. દાદાના આશ્રમનું રક્ષણ કરવાને મેં વર્ષોથી શાસ્ત્રોપાસના પણ કરી છે. આજ્ઞા આપો. હું વિશ્વામિત્ર સહિત સર્વ શત્રુને એક ક્ષણમાં હરાવીને આવું. દાદા! આશિષ આપો:" કહી પરાશરે વશિષ્ઠનાં ચરણમાં મસ્તક નમાવ્યું.

"વિજયી થા પુત્ર!" વશિષ્ઠે કહ્યું.

પરાશર ઊભો થઈ ધનુષ પર હાથ સ્થિર કરી આગળ ડગલું ભરવા ગયો ત્યાં વશિષ્ઠે કહ્યું: "પુત્ર, એક વાત સમજાવીશ?"

થંભીને પરાશરે પૂછ્યું: "શું?"

"અન્યનું શરણ લેવું તને કેમ ગમે છે?"

"મને! બિલકુલ નહિ."

"તો સ્વાવલંબીને શસ્ત્રનું શરણ કેમ લેવું પડ્યું છે પુત્ર?"

"વિશ્વામિત્ર કે કોઈથી આપણો વિનાશ જોવા હું તૈયાર નથી." પરાશરે મગરૂબીથી બચાવ કરતાં કહ્યું.

"તારી વાત હું સમજું છું પુત્ર! પણ હું બીજું કહું છું." વશિષ્ઠે કહ્યું: "દ્રવ્યબળ વૈશ્યનું છે. શસ્ત્રબળ ક્ષત્રિયનું. બ્રાહ્મણે તો અધ્યાત્મબળ સંપૂર્ણ મેળવવું જોઈએ. શસ્ત્રબળથી એ કેટલું બલવત્તર છે એ બતાવવું જોઈએ. માનવજીવનનો વિજય એના પર નિર્ભર છે."

"એ રીતે મેં વિચાર કર્યો નથી. પિતામહ!" પરાશરે કહ્યું: "જ્યાં સુધી લોકમાં પાપકર્મ કરનારને દંડ દેનાર કોઈ છે એમ લાગે છે ત્યારે માણસ દુષ્કર્મ કરતાં ડરે છે. પણ જ્યારે કોઈ દંડ દેનાર દેખાતો નથી ત્યારે દુષ્કર્મથી માણસ પ્રેરાય છે. એવાને દંડ દેવાને જે શક્તિમાન માણસ, દુષ્કર્મ કરનાર લોકોને જાણવા અને જોવા છતાં તેમના નિવારણાર્થે ઉપાયો યોજીને તેનો પ્રતિકાર કરતો નથી તો તેને એ સર્વ દુષ્કર્મ કરનાર જેટલું જ પાપ લાગે છે." પરાશરે કહ્યું.

"તારી આ વાતને એક ડગલું આગળ મૂકી જો. દુષ્કર્મનો પ્રતિકાર કરવો જ જોઈએ. પણ તેને માટે શસ્ત્ર એકમાત્ર ઉપાય નથી."

"પણ શસ્ત્ર વગર એ દુષ્ટ લોકો તુરત સમજે તેમ નથી."

"એમને તુરત સમજાવવા માટે આપણે આપણાપણું છોડવાથી તો આપણે તેમના જેવા જ સ્વભાવે થઈ રહીએ છીએ. તો આપણાપણું છોડવાથી શું લાભ થનાર છે? જે અધ્યાત્મ સંપાદન કર્યું છે તેટલું યે છોડીને શસ્ત્રનું શરણ લેવાથી કોઈ કલ્યાણ નથી. આપણે બ્રહ્મત્વ જાળવવું જોઈએ. પ્રચેતની વાત તેં સાંભળી છે? એક વખત તેઓ સૂર્યને અર્ઘ્ય આપી નદીમાંથી બહાર નીકળતા હતા. ત્યાં એક વીંછી નદીનાં જળ વચ્ચે શીલા પર ચડવા પ્રયત્ન કરતો પણ પાછો પાણીમાં પડીને તણાતો તેમની દૃષ્ટિએ પડ્યો. વીંછી મરી જશે તેમ લાગતાં પ્રચેતે તેને પકડીને બહાર ફેંકી દેવા પ્રયત્ન કરવા લાગ્યા. પણ ઋષિનો હાથ અડતાં વીંછી ડંખ મારવા લાગ્યો.

નદી કાંઠે એક કૃષિકાર ચાલ્યો જતો હતો તેણે ઋષિને કહ્યું: "હે મુનિ! જો આ વીંછી પાણીમાં મરવા પડ્યો છતાં તમને ડંખ દે છે તો બચાવો છો શા માટે? ભલે મરતો. એના સ્વભાવનું ફળ ભલે ચાખે!"

પ્રચ્કણ્વે જવાબ આપ્યો: "ભાઈ, એટલે જ બંધાવું છું કે જો વીંછી મરવા છતાં પણ પોતાનો સ્વભાવ છોડતો નથી તો હું માત્ર ડંખનું દુઃખ થવાના ભયથી મારો સ્વભાવ છોડી દઈશ?" આટલું કહી પ્રચ્કણ્વે એ વીંછીને બચાવ્યો હતો. આમ આપણું અંગત દુઃખ ભૂલી જઈ આપણે કર્તવ્ય બજાવવું જોઈએ. ક્ષાત્રત્વને જતું ન કરવું જોઈએ."

પરાશરે ઉત્તરમાં બચાવ કરતાં કહ્યું: "ક્યાંઈક સમય એવો પણ હોય છે કે શસ્ત્ર વધારે ફળદાયક થઈ પડે છે."

"એ આભાસ છે: સત્ય નથી." વશિષ્ઠે કહ્યું: "શસ્ત્રથી સામાનો સંહાર થાય છે. આપણો વિજય નહિ. કારણકે તેથી પરાજિત થયેલ શત્રુમાં વૈર જન્મે છે. આ શસ્ત્રના સેવનથી માનવજાતમાં જ્યાં મૈત્રી એ સ્વાભાવિક અપેક્ષા છે ત્યાં વૈર સ્થાન મેળવશે. માનવકુટુંબ તરીકેનો સમભાવ ઓછો થઈ જશે તે એટલે સુધી કે બંધુબંધુ, પિતાપુત્ર સહુ પરસ્પર લડી મરશે. આ ઇષ્ટ નથી. એ સ્થિતિમાંથી ભાવિ પ્રજાને ઉગારવા માટે શસ્ત્રનો ત્યાગ એ ઇલાજ છે. અને એ કાજે અધ્યાત્મ મેળવવું જોઈએ."

"એ અધ્યાત્મવૃત્તિ, સમભાવ અને ક્ષમાશીલ સદ્‌ભાવના બદલામાં તમને શું મળ્યું છે પિતામહ! એ અમારાથી અજાણ્યું નથી. તે ઉપરાંત તમે જુઓ છો તેમ એ જ વિશ્વામિત્ર સર્વ વિનાશ માટે ધસ્યે આવે છે. આ આદર્શસિદ્ધિની વૃત્તિને અંગે તો સ્થિર ઊભેલાં વૃક્ષને જેમ દાવાનળ બાળી નાખે છે તેમ વિશ્વામિત્રની નિર્દયવૃત્તિ આપણને નિઃશેષ બનાવી દેશે. તમારા જીવનનો નિષ્કારણ વિલય થઈ જશે."

"નિષ્કારણ નહિ પુત્ર!" સહેજ હસતાં હસતાં વશિષ્ઠે કહ્યું: "આદર્શ એ જ જીવનને કારણ છે—જીવનનો હેતુ છે. જગત એક કુટુંબ જેવું બની રહે, સમભાવ, આદર અને સ્નેહથી દૈવીસંપદ મેળવી ભાવિ પ્રજા સહકારથી એકરૂપ બની ખરું જીવન જીવે એ આદર્શસિદ્ધિ માટે વશિષ્ઠને જો દેહ આપવો પડશે તો જરૂર આપશે. એ આદર્શની સરખામણીમાં વશિષ્ઠનો દેહ કંઈ વસાતમાં નથી. એ ભાવિ પ્રજાના ઉત્કર્ષ માટે યત્કિંચિત પણ મારા સ્વાર્પણથી થશે તો હું ધનભાગ્ય ગણીશ."

વશિષ્ઠ આ વાક્યો ઉચ્ચારતા હતા ત્યાં પંખીઓનું એક મોટું ટોળું ભયની ચીસો પાડતું ઉતાવળે આશ્રમ પરથી ઊડીને ચાલ્યું ગયું અને તુરત આશ્રમવૃક્ષોમાંથી હરણાંનું ટોળું આશ્રમ તરફ ધસી આવ્યું. હરણાં અત્યંત હાંફતાં હતાં. રૂંવાડાં ઊભાં થઇ ગયાં હતાં. અને જાણે ઉગ્રદંષ્ટ્રા મૃત્યની દાઢમાંથી માંડ છટકીને ભાગી શકાયું હોય તેમ તેમની વિકળ આંખોમાં ભયનાં ચિહ્નો તરવરતાં હતાં. ઋષિ શિષ્યો સહિત મેધાતિથિ થંભી ગયા. એક હરિણશિશુ અરુંધતીને ઓથે ધ્રૂજતું ઊભું રહ્યું; બીજું વશિષ્ઠના પગ સૂંઘતું પ્રદક્ષિણા ફરવા લાગ્યું. આશ્રમવાસીઓ જાણે ચેતન નષ્ટ થયું હોય તેમ નિઃસ્તબ્ધ ઊભા રહી ગયા. ત્યાં ઉપર ઊડી જતાં હંસનાં ટોળાંમાંથી કરુણ ભગ્ન ચીસ પાડીને એક હંસ પાંખોમાં બાણથી વીંધાઈને નીચે પડ્યો. તુરત અરુંધતી તે તરફ દોડ્યાં. સાવધાન થઈ પરાશરે ધનુષ ઉપાડ્યું ત્યાં વશિષ્ઠે હંસને પોતાના હાથમાં લીધો અને પંપાળીને પાંખમાંથી બાણ ખેંચી લેવા પ્રયત્ન કરતાં પરાશરને કહ્યું: "પેલી રોપણ વનસ્પતિ લાવ પરાશર!"

"પિતામહ અત્યારે—"

"અત્યારે એ જ કર્તવ્ય છે."

કચવાતે મને ઉતાવળે વનસ્પતિ લાવી આપી પરાશરે ફરી ધનુષ્ય સંભાળ્યું. વશિષ્ઠે હળવેથી હંસના પક્ષ્મોદ્‌ભવ પ્રદેશ પાસેથી બાણ ખેંચી ઘા પર વનસ્પતિ દાબી દીધી. મૂર્છાની નબળાઇમાંથી, મૃત્યુના મુખમાંથી જાગ્રત થતી હંસની પાંખો કોઈ નમ્ર આભારભાને વૃદ્ધ વશિષ્ઠની વત્સલ મુખમુદ્રા તરફ થંભી ગઈ હતી. એક હાથે છાતી સરસો દબાવીને વશિષ્ઠ બીજે હાથે હંસને પંપાળતા હતા. પગ પાસે હરિણી ઊભી હતી. નજીકમાં શ્વાસ થંભાવીને નંદિની જોઈ રહી હતી. ત્યાં ઘોડાના પગના દાબડા સંભળાયા અને તુર્ત સામેના વૃક્ષોમાંથી પૂરપાટ અશ્વ દોડાવતો આવતો રાજા કલ્માષપાદ દેખાયો. એને જોતાં ધનુષ પર બાણ ચડાવતાં પરાશરે કહ્યું: "એ જ મારા પિતાનો ઘાતક. આજે હું એનો નાશ કરીશ. ક્ષત્રિયોને

જીવવા દઉં. સપ્તલોકનો વિનાશ કરવાની મેં શક્તિ સંપાદન કરી છે."

વશિષ્ઠે સ્વસ્થતા ન ગુમાવી. તે આગળ આવી પરાશરની આડે ઊભા રહી બોલ્યાઃ "ક્ષત્રિયોનો કે સમલોકનો કોઈનો નાશ કરવાની જરૂર નથી. પુત્ર! પણ આ તારાં તપઃતેજને દૂષણ આપનાર ક્રોધને હણી નાખ. અત્યારે તું કર્તવ્ય બજાવતો નથી પણ વૈરવૃત્તિને પોષવા માટે શસ્ત્ર ઉગામે છે. અને તેને તું કર્તવ્ય તરીકે ગણાવે છે. તું એ બાણ ઉતારી નાખ. જ્યાં સુધી વશિષ્ઠ અહીં જીવે છે ત્યાં સુધી તારાથી બાણ છોડી શકાશે નહિ."

આ આજ્ઞાથી ઉપરવટ જઈ પરાશરથી બાણ છોડી શકાય તેમ ન હતું દરમિયાન અશ્વ પરથી ઊતરી કલ્માષપાદ આગળ આવ્યો અને પરાશરને બાણ પાછું ઉતારતાં જોઈ પોતે ખડ્ગ નમાવી વિના ઉતાવળે વશિષ્ઠ તરફ વળ્યો. પૂર્વે વશિષ્ઠ એ રાજાના પુરોહિત હતા. તેમણે રાજાને સંબોધીને કહ્યુંઃ "હે પ્રજાવત્સલ રાજન્ સ્વાગતમ્. ધર્મનિષ્ઠ અને અધ્યાત્મવિદ્યામાં તત્પર એવા રાજાના આગમનથી આ આશ્રમ હર્ષ પામે છે."

રાજાને વશિષ્ઠના સ્વભાવની ખબર હતી. એ જે સહિષ્ણુતાની વાતો કરતા, માનવતા માટે ઉપદેશ દેતા તે આજે પ્રત્યક્ષ જોતાં રાજાને વશિષ્ઠની મહત્તા અજાણપણે મનમાં સ્પર્શી ગઈ. શ્વાસભેર આગળ ચાલતાં કલ્માષપાદે કહ્યુંઃ "એટલે જ આ તમારા પૌત્ર આડે આવી તમે બાણ હેઠું ઉતરાવો છો. એની શસ્ત્રવિદ્યા બાબત મને ઘણી માહિતી મળી છે. શું બ્રહ્મપુત્ર મારો વધ કરવા તત્પર થયો હતો?"

"એ હકીકત બાજુ પર રહેવા દઉં તોપણ એ પોતાની અધ્યાત્મવિદ્યાનો બ્રાહ્મણસ્વભાવનો ટૂંકમાં કહું તો ખરી માનવતાનો નાશ કરવા તત્પર થયો હતો. સમઃ સર્વેષુ ભૂતેષુ થઈ માણસે ક્ષમાશીલ થવું જોઈએ. એ ભૂલી એ પદચ્યુત થતો હતો. જે માનવતા મેળવવા માણસ પ્રયત્ન કરે છે તે જો ન મેળવી શકાય તો તેવા પ્રયત્ન વગરના કે તે વિનાના આ શરીરનું શું પ્રયોજન હોઈ શકે? એ હું તેમને સમજાવવા પ્રયત્ન કરું છું." વશિષ્ઠ બોલતા હતા ત્યાં તેમના ...ાં સૂતેલા હંસે આંખો ઉઘાડીને જોયું ને જોતાં જ ઉતાવળે પાંખો ફફડાવી, ફરી લોહી વહેતાં બેભાન થઈ ગયો.

"અરે! અરે! અરુંધતી! પાણી લાવો." વશિષ્ઠે કહ્યું.

"આમને કેમ...બચાવ્યો લાગે છે." રાજાએ કહ્યું.

"આ પંખીની જાત. માણસથી કેટલી ફફડે છે. જેના શરણમાં એ નિર્ભય થઈ જીવવા માગે છે તેનાથી જ તેનું મરણ થાય છે તે જોઈ એ ખૂબ ત્રાસે છે. રાજન્! જુઓ ત્યાં ઊભેલાં હરણાં!" ઘા પર ફરી રોપણ ઔષધી દાબી, હંસની ડોક પર પાણી છાંટી પંપાળતાં વશિષ્ઠે પોતાથી ભાગીને આઘે ઊભાં રહી રાજા તથા વશિષ્ઠ તરફ લાંબી ડોક કરી એક ધ્યાને છતાં કંઈક ભયથી જોઈ રહેલ હરણાં તરફ આંગળી ચીંધતાં કહ્યું.

અને એ જ વખતે પરાશર વશિષ્ઠની સન્મુખ આવી ઊભો રહ્યો. અને ધનુષ ફેંકી દઈ ચરણમાં પડી ઊભો થતાં બોલ્યોઃ "પિતામહ! તમારી વાત ખરી છે. મૃત્યુથી હું ડરતો નથી. હું શસ્ત્રો ફેંકી દઉં છું. હવે તમારો મંત્ર જીવીશ. આ જન્મે નહિ તો આવતે જન્મે તમારા મંત્રની સિદ્ધિ માટે મથીશ ને મેળવીશ." દૃઢ નિશ્ચયનો પ્રભાવ તેના લલાટ પર અંકાઈ રહ્યો.

"બેટા!" વશિષ્ઠે કહ્યું. "મારો આદર્શ કેટલો સિદ્ધ થશે એની મને કલ્પના નથી. તારા પૂરતો આજ મને ઘણો આત્મસંતોષ છે. તું એક ઊગરી ગયો એ શું ઓછું છે?" કહી વશિષ્ઠ મૂંગા થઈ ગયા.

કલ્માષપાદ આ સર્વ જોઈ રહ્યા હતા. આગળ પાછળના અનુસંધાનની તેમને ખબર હતી. તેમનું મન આવેશથી ભરાઈ ગયું. તેમણે વશિષ્ઠનાં ચરણમાં મસ્તક નમાવી દીધું. થોડી વાર સુધી બોલી શકાયું નહિ. પછી તેણે કહ્યુંઃ "હું પણ આજે સર્વનો વિનાશ કરવા આવેલો. પણ જીવન લઈને જઈશ. હું આપને ફરી પુરોહિતપદે આવવા વીનવું છું. આશા રાખું છું કે મને અવગણશો નહિ. હું જેટલો ભૂલપાત્ર છું તેટલો જ ક્ષમાપાત્ર છું."

"રાજન્ બેઠા થાઓ. હું સર્વ સમજું છું. પણ વિશ્વામિત્રને બેસવવા તે યોગ્ય નથી."

[ અનુસંધાન પાન ૧૮ મે ]

# પોતાની સાથે સંતાકૂકડી રમતા અને પોતાથી દૂર ને દૂર જ રહેતા યુવાન

## પુત્રને ન કહી શકવાથી મૂંઝવણ અનુભવતા અને પરસ્પર અંતર વધારતા

# બાપ

લેખક
**પ્રહ્લાદ પારેખ**

લાલશંકર માસ્તર મીઠાબોલા અને ભલા માણસ હતા. વાણીથી કે કામથી કોઈને માઠું લગાડવું અને કોઈ પણ જાતની મુશ્કેલી ઊભી કરવી એ તેમને જરા ય પસંદ નહોતું. એ કહેતા કે દુનિયાના પ્રવાહની સાથે સાથે જ જવું. સામે જવાથી વહેલા થાકી જઈએ અને ડૂબી જઈએ. અને તેથી ફાયદો પણ શું? પરંતુ મુશ્કેલી એક એવી બલા છે કે તેનાથી સંતાતા ફરતા માણસને પણ તે ગોતી કાઢે છે અને ગળેથી પકડે છે. લાલશંકર માસ્તર પણ આમ જ પકડાઈ ગયા હતા. કૉલેજમાં એમ. એ. માં ભણતો તેમનો છોકરો છેલ્લા બે મહિનાથી છોકરીઓ સાથે જરા વધારે વાતો કરતો હતો. જો કે પહેલાં ય તેના વિષેની નાનીમોટી ફરિયાદો તો તેમણે સાંભળી જ હતી. બહુ ફિલ્મો જોવાની, વાંચવાને બદલે રખડવામાં વખત વિતાવવાની, ફૅશનેબલ કપડાં પહેરવાની, વરણાગી જેવા વાળ ઓળવાની વિગેરે. પરંતુ આ બધા વિષે તેમણે ઝાઝું ધ્યાન નહોતું આપ્યું. કારણકે લોકો ય એ વિષે ઝાઝું બોલતા નહિ. પરંતુ આ છેલ્લી વાત સાંભળી ત્યારથી તો એ ખૂબ સચિંત થઈ ગયા હતા. છોકરો ય જરા મોટી ઉમરનો હતો એટલે આ વાત તેની પાસે કેમ કરવી તેની પણ તેમને સૂઝ પડતી નહોતી. આ તો કહેવાય નહિ અને સહેવાયે નહિ એવું થયું હતું. તેમણે એ વાત કરવાનો નિશ્ચય તો ઘણી વાર કરેલો પરંતુ હોઠે આવીને એ વાત અટકી જતી. બેત્રણ વાર તેમણે પ્રોફેસરો વિષે અને તેમના જુદા જુદા વિષયો વિષે વાત કરીને એમની કહેવાની વાત ઉપર આવવા પ્રયત્ન કરેલો પરંતુ વામનના ટૂંક અને કંટાળા ભરેલા જવાબથી છે અટકી જતા. એક વાર તેમણે તેમના નાતીલા વિદ્યારામ વકીલની દીકરી માટે પણ તેની સાથે વાત કરેલી પરંતુ તે વિષે ય વામને કંઈ સરખો જવાબ આપેલો નહિ.

વેણીરામ લાલશંકર માસ્તરના લંગોટિયા દોસ્ત. ઘરની નાનીમોટી બધી વાત માસ્તર વેણીરામને કરે. માસ્તરને અને તેમની પત્નીને વહેવારની કોઈ બાબતમાં મતભેદ પડે ત્યારે વેણીરામ જ એ વાતનો નીવેડો લાવતા. ઘરમાં કાંઈ તકરાર થતી અને લાલશંકર માસ્તર ખાવાનું છોડી નિશાળે જતા ત્યારે વેણીરામ જ તેને સાંજે મનાવીને જમાડતા. વામનને કઈ કહેવાનું હોય તો તે પણ ઘણુંખરું વેણીરામને હાજર રાખીને કે તેમની મારફતે જ કહેવાતું. આમ વેણીરામ આ ઘરના અગત્યના માણસ થઈ પડ્યા હતા. જો કે મનથી માસ્તરના પત્નીને આ વાત પસંદ નહોતી પરંતુ એ વિષે માસ્તર બહુ દરકાર કરતા નહિ.

વામનની વાત પણ માસ્તરે વેણીરામને કહી અને કહ્યું કે તમે કંઈ વામનને સમજાવો અને સમજે તો સારું. પરંતુ વેણીરામના મનમાં એવો એક ભય હતો કે કૉલેજિયનોને કોઈ ગંભીર વાત કહીએ તો એ લોકો આપણને મશ્કરીમાં ઉડાવે. ઉપરાંત આપણે તો બહુ ભણેલા ય નહિ એટલે પૂછ્યું જ શું? વળી ખાસ કરીને આવી બાબતમાં તો આપણને હસી કાઢ્યા વિના રહે જ નહિ. એટલે આ બાબત માટે તેમણે માસ્તરને એક જુદા જ માણસને ચીંધ્યા. "એમ કરોને" તેમણે કહ્યું. "પેલા ઇન્દુભાઈને તો તમે ઓળખો છો ને?"

"ઇન્દુભાઈ?" માસ્તરે ભવાં ચડાવી પૂછ્યું.

"કેમ જરા ચસકેલ છોકરાઓની હમણા નિશાળ કાઢી છે ને તે. આવી બધી બાબતમાં તેમનું મગજ બહુ ચાલે છે. એની સલાહ લઈ જુઓને. એને વાત કર્યામાં કાંઈ જ વાંધો નથી. એ ઓછો જ આપણો નાતીલો છે. અને સલાહ પણ ઠીક દેશે ને રસ્તો ય બતાવશે. બાકી આવી બાબતમાં આપણે તો શું કરી શકીએ? જમાનો ય એવો આવ્યો છે કે આપણા જમાનામાં જે વાત શરમની ગણાતી તે, અત્યારના જુવાનિયા હુશિયારીની ગણે છે. વામનની શું વાત કરો છો અત્યારે તો બધા જ એવા છે. પેલા જેકીશનભાઈએ તેમના દીકરાને આવી બાબતમાં કાંઈ કહ્યું હશે એટલે તેણે એના ભાઈબંધોમાં કહ્યું કે બાપા તો હવે બુઢ્ઢા થયા છે. હવે! આમાં બાપની ય

શરમ રાખો? એ તો આ જમાનો જ એવો છે."

"એ ઇન્દુભાઈને ત્યાં તમે સાથે આવશો?" વિચારમાંથી જાગૃત થઈ માસ્તરે પૂછ્યું.

"ભલે! ક્યારે જવું છે?" વેણીભાઈએ પૂછ્યું.

"રવિવારે સવારે જઈ આવીએ."

રવિવારે સવારે માસ્તર સાહેબે અને વેણીરામે ઇન્દુલાલના મકાનનાં પગથિયાં પાસે જઈને પૂછ્યું: "ઇન્દુલાલભાઈ છે?"

અંદરથી અવાજ આવ્યો. "હા" અને તરત જ એક સશક્ત શરીરવાળો પ્રફુલ્લવદન માણસ દેખાયો. વેણીરામને જોતાં જ તે બોલી ઊઠ્યો: "ઓહો! વેણીરામભાઈ! અત્યારમાં ક્યાંથી?" અને જવાબની રાહ જોયા વિના "આવો આવો! કહી બંનેને મકાનની બાજુમાં આવેલી પોતાની ઓફિસમાં લઈ ગયા.

બંનેને બેસાડી ઇન્દુલાલભાઈએ શરૂ કર્યું. "બોલો વેણીભાઈ ફરવા નીકળ્યા છો કે કોઈ તોફાની છોકરાના બાપની ભલામણ લઈને આવ્યા છો?"

"ફરવા તો નીકળ્યો છું પણ કોઈ બાપની ભલામણ લઈને નથી આવ્યો. ખુદ બાપને જ લઈને આવ્યો છું." એમ કહી વેણીરામે માસ્તર તરફ જોયું.

માસ્તર આ બધો વખત ચૂપ જ હતા. ઇન્દુલાલની સહાનુભૂતિના વીરડા સમી બે આંખો તરફ જ એ જોઈ રહ્યા હતા. વેણીરામની નજરે એમને જરા ચમકાવ્યા. "એમની...... એ મારા સ્નેહી છે. અહીંની એક નિશાળમાં કામ કરે છે. એક વાતમાં તમારી જરા સલાહ લેવા આવ્યા છે."

"આપ અહીં શિક્ષક છો?" ઇન્દુભાઈએ માસ્તરને પૂછ્યું.

"હા જી!" તેમણે જવાબ આપ્યો અને વળી પાછા ચૂપ થઈ ગયા.

ઇન્દુલાલે આંખો વતી વેણીભાઈને શું કામ છે એમ પૂછ્યું. "એમના દીકરા માટે આપને જરા પૂછવું છે." વેણીરામે કહ્યું.

ઇન્દુભાઈએ માસ્તર તરફ નજર કરી જવાબમાં તેમણે "હા જી" કહ્યું અને ચૂપ થઈ ગયા.

વળી પાછું ઇન્દુલાલે વેણીરામ તરફ જોયું. વેણીરામે માસ્તર તરફ જોયું. માસ્તરે આંખોથી "તમે જ કહો ને" એમ વેણીરામને સૂચવ્યું.

વેણીરામભાઈએ જાણે ન છૂટકે શરૂ કરવું પડ્યું હોય તેમ શરૂ કર્યું; "માસ્તર સાહેબનો એક દીકરો કૉલેજમાં ભણે છે. એમાં બીજું કાંઈ નથી પણ હમણા હમણા જરા છોકરી સાથે વધારે બોલવો ચાલતો હશે. પણ એ તો અત્યારે કોણ એમ નથી કરતું? અત્યારનો જમાનો જ એવો છે. પરંતુ આ તો આપણે સાધારણ માણસ કહેવાઈએ, છોકરો આવામાં વખત બગાડે અને એનો અભ્યાસ બગડે તે આપણને ન પાલવે. બીજું આબરૂદાર માણસોનાં છિદ્ર જોવા સૌ ટાંપીને જ બેઠું હોય. આવું કંઈ પણ થાય એટલે તરત જ લોકો બોલવા માંડે: જોયું, એ લાલશંકર માસ્તરનો છોકરો. આમ લોકોની આંખે ચડીએ."

ઇન્દુલાલ ગંભીર મુખે આ બધી વાત સાંભળી રહ્યા હતા. વાત પૂરી થતાં જ એ જરા હસ્યા અને કહ્યું: "જુઓને! આમાં કાંઈ ચિંતા કરવા જેવું તો છે નહિ. છોકરો જુવાન છે. તેને યુવતિઓ સાથે વાતો કરવાનું, મૈત્રી બાંધવાનું મન થાય તે સ્વાભાવિક છે. એમાં તમે ચિંતા કરશો કે ચિંતા કરીને એ અટકાવવાનો પ્રયત્ન કરશો તેથી કંઈ વળવાનું નથી. સાચો રસ્તો તો એ છે કે તમે એને વિશ્વાસમાં લો, તેની સાથે વાતો કરો અને પોતાની બધી વાત તમને કરે તેટલો તેને નિર્ભય કરો. કેમ! તમને શું લાગે છે?" વેણીભાઈ તરફ ફરી ઇન્દુલાલે પૂછ્યું.

"જરૂર! જરૂર એમ જ" પોતાને પુછાયાનો આનંદ વેણીભાઈના ચહેરા ઉપર તરી આવ્યો અને એ આનંદ ઊભરાયા વિના રહ્યો નહિ. તેમને પોતાની નવીન શોધ જેવી લાગતી એક વાત કહેવા માંડી. "ઇન્દુભાઈ! આ જમાનો જ એવો છે. પહેલાના જમાનામાં પેલા આપકર્મી અને બાપકર્મી થતા ને એમાં આપકર્મી એટલે પોતાનાં બાવડાંના બળે પોતાનો રોટલો કમાનાર એવો અર્થ થતો હવે આપકર્મી એટલે પોતાની મેળે પોતાની પત્ની શોધનાર એવો અર્થ થાય છે. પછી ભલેને પચી પચી વરસના થાય ત્યાંસુધી બાપની કમાણી ઉપર તાગડધિન્ના કરતા હોય." આટલું કહીને વેણીરામ હસી પડ્યા. એમને હસતા જોઈને ઇન્દુભાઈએ પણ 'સાચું, સાચું' કહી હસવા માંડ્યું. અને માસ્તરે પણ મંદ સ્મિત કર્યું.

"વારુ ! ત્યારે અમે હવે જઈએ" વેણીરામભાઈએ કહ્યું અને ઊભા થયા. તેની પાછળ માસ્તર પણ ઊભા થયા. તેણે ઇન્દુભાઈ તરફ જોયું. "તમે પોતે જ તેને વિશ્વાસમાં લેવા પ્રયત્ન કરજો અને આમાં કાંઈ ચિંતા કરવા જેવું નથીઃ જે કાંઈ બને તેથી મને વાકેફ રાખજો." ઇન્દુભાઈએ કહ્યું.

"હા જી" માસ્તરે જવાબ આપ્યો અને બંને જણા કમ્પાઉન્ડ બહાર નીકળ્યા.

એ ગયા એટલે ચા પીવા માટે અત્યાર સુધી ઇન્દુલાલની રાહ જોઈ બેઠેલાં તેમની પુત્રી સુનીલા અને તેમના એક દોસ્ત ત્યાં આવ્યાં.

"કાં વળી પાછી કોઈ ચસકેલ છોકરાની ચિંતા આવી લાગે છે." દોસ્તે પૂછ્યું. પ્રશ્ન સાંભળી સુનીલા હસી પડી.

"ના, ના. એવું કાંઈ નથી. પેલા ચશ્માંવાળા હતા ને ! એ એક માસ્તર છે. અને તેનો દીકરો છોકરીઓ સાથે વધારે વાતો કરે છે એટલે મુંઝાયા છે. માબાપ અને સંતાનો વચ્ચે અવિશ્વાસની કેટલી ઊંડી ખાઈ ખોદાઈ જાય છે !" ઇન્દુભાઈએ કહ્યું.

જવાબ સાંભળી સુનીલા જાણે કોઈ વાતનો તાળો મેળવતી હોય તેમ વિચારમાં પડી ગઈ. દોસ્તને લઈ ઇન્દુલાલ ઘરમાં ગયા. ધીમે પગલે, વિચાર કરતી સુનીલા પણ પાછળ પાછળ ગઈ.

માસ્તર સાહેબ અને તેમના દીકરા વામન વચ્ચે હમણાં સંતાકૂકડીની રમત શરૂ થઈ હતી. વામનની સાથે વાત કરવાને માસ્તર સાહેબ તેના ઓરડામાં જાય કે તરત જ વામન કોઈ ખાસ કામે બહાર જતો હોય તેવો દેખાવ કરી બહાર નીકળી જતો. માસ્તર સાહેબ છોભીલા પડી જતા. જરા દુઃખ પણ થતું અને ત્યાંથી બહાર નીકળી પોતાના ઓરડામાં ચાલ્યા જતા. અને ત્યાં જઈ ભગવાનની મૂર્તિ સામે હાથ જોડી બોલતાઃ "પ્રભુ ! તેને સન્મતિ આપજે."

એક દિવસ માસ્તર વામનના ઓરડામાં દાખલ થયા ત્યારે વામન કંઈક લખતો હતો. તેને લખવામાં દખલ ન થાય એટલે ધીમે પગલે આવી તે હિંડોળા ઉપર બેઠા. હિંડોળો બોલ્યો અને વામન ચમકી ગયો. તેણે પાછળ નજર કરી અને માસ્તર સાહેબને જોયા. પછી બેએક મિનિટ સુધી લખવાનો પ્રયત્ન ચાલુ રાખ્યો પરંતુ લખી શક્યો નહિ. કાગળ એક કવરમાં મૂકી તે ઊભો થયો.

"વામન ! શીદ જાય છે ?" માસ્તરે પૂછ્યું.

"ક્યાંય નહિ, વખત થઈ ગયો છે તે આ કાગળ ટપાલમાં નાખી આવું છું."

"કોને લખ્યો છે ?"

"વડોદરે મારા એક ભાઈબંધને." વામને જવાબ આપ્યો અને જવા માટે કોટ પહેરવા માંડ્યો.

માસ્તરે કહ્યુંઃ "પણ જોને મારે તને એક વાત કહેવી છે. હજુ ટપાલ નીકળવાને વાર છે." વામનના મનમાં ગુસ્સો અને કંટાળો ભેગા થયા. "પેલા કાશીરામ વકીલ આવ્યા હતા" હવે પછી માસ્તર શું કહેશે તે વામન સમજી ગયો હતો. કારણકે કાશીરામ વકીલની દીકરીની વાત આ પહેલાં પણ તેમણે એક-બે વાર કહી હતી. એટલે તેણે અધવચથી જ બોલવા માંડ્યુંઃ "પણ ભાઈ ! મેં તમને કહ્યું તો છે કે મારે મારો અભ્યાસ પૂરો કર્યા વિના કાંઈ નથી કરવું. તમે શા માટે એની એ વાત મારી પાસે કર્યા કરો છો ?"

"એમ ?" માસ્તરના મગજમાં ગુસ્સો ઊછળ્યો "અભ્યાસ પૂરો કર્યા વિના કાંઈ નથી કરવું કેમ ? ત્યારે છોકરીઓ સાથે વાતો કરવામાં અને કાગળો લખવામાં તમારો એ અભ્યાસ ક્યાં જાય છે ? તું એમ સમજતો હોઈશ કે મને કાંઈ ખબર નથી કેમ ? પણ હું તો તારું રજેરજ જાણું છું સમજ્યો ? તારું બધું ડહાપણ છોડી આ જે મેં કહ્યું છે તેનો વિચાર કરજે સમજ્યો ?" માસ્તર સાહેબ ગુસ્સાથી પણ ખૂબ દબાયેલ અવાજે આટલું બોલ્યા અને ચૂપ થઈ ગયા.

પછી તો બાપ–દીકરો વધારે વખત એક ઓરડામાં બેસી શક્યા નહિ. વામન કાગળ લઈ બહાર નીકળી ગયો અને માસ્તરે પોતાના ઓરડામાં જઈ થોડી વાર આંટા મારી ભગવાનની મૂર્તિ સામે જોઈ હાથ જોડ્યા અને બોલ્યાઃ "પ્રભુ તેને સન્મતિ આપજે."

ઇન્દુલાલના કહેવા પ્રમાણે તેને બધી વાતથી વાકેફ રાખવા માટે માસ્તરે ઉપલા બનાવની વાત તેમને કરી.

"તમે ગુસ્સે ન થાઓ સમજ્યા ! તમારે તમારી વાત તેની પાસે મૂકવી હોય તો તેના મિત્ર બનો અને એકાદ વાર તેને મારી પાસે પણ મોકલોને, સમજ્યા !" ઇન્દુલાલે કહ્યું.

માસ્તરે "હા જી", કહ્યું અને ચાલતા થયા.

એ બનાવ બની ગયા પછી બાપ-દીકરો એક-બીજાથી દૂર ને દૂર જ રહેતા. એક દિવસ માસ્તર વામનની ઓરડીમાં ગયા અને પૂછ્યું ! "વામન ! તું પેલા ઇન્દુલાલભાઈને ઓળખે છે ?"

"હા" વામને જવાબ આપ્યો અને પછી એકાએક જાણે કંઇ યાદ આવ્યું હોય તેમ બોલ્યોઃ "ક્યા ઇન્દુભાઈ ?"

"કેમ ! પેલા ઇન્દુલાલ વ્યાસ તોફાની અને ગાંડા જેવા છોકરાઓની નિશાળ કાઢી છે ને તે ?"

"ના, તેમને નથી ઓળખતો હું તો સમજ્યો પેલા "અરુણ" ના તંત્રીની વાત કરતા હશો.

"આ ઇન્દુલાલભાઈ પણ ઓળખાણ કરવા જેવા માણસ છે. બહુ વિદ્વાન છે. મને તો વેણીરામભાઈએ ઓળખાવ્યા. હું કોઈ કોઈવાર ત્યાં જાઉં છું. મારી સાથે આવજે." માસ્તરે કહ્યું.

"હં." વામને જવાબ આપ્યો.

"બેએક દિવસ પછી હું તેમને મળવા જવાનો છું તું આવજે." માસ્તરે કહ્યું અને ઊઠીને બહાર ગયા.

વામનના મનમાં ચટપટી થવા લાગી. દોડતા જતા ચોરની પાસે જ જેમ પોલીસ આવી પહોંચે ને જેવું થાય તેવું વામનને થવા લાગ્યું. તેનું મન અત્યારે ખૂબ વેગથી, અધીરાઈથી અને ગમે તે માર્ગે દોડવા લાગ્યું.

"વામનરાવ લાલશંકર" બહારથી ટપાલીનો અવાજ આવ્યો. વામનની બેને કાગળ લઈ વામનના ટેબલ ઉપર મૂક્યો. વામન ક્યાંક બહાર ગયો હતો. ઓરડામાં બેઠા બેઠા માસ્તર સાહેબે ટપાલીનો અવાજ સાંભળ્યો હતો. વામન માટે તેમનું મન ઘણું જ અધીરું થઈ ગયું હતું. ઓરડામાંથી ઊઠીને તે વામનના ટેબલ પાસે આવ્યા અને ત્યાં પડેલું કવર તેમણે લઈ લીધું. અત્યારસુધી કોઈ દિવસ માસ્તરે વામનનો કાગળ ફોડ્યો નહોતો. વામનને પણ એ બાબત ઘરના બધામાં સંપૂર્ણ વિશ્વાસ હતો. પરંતુ માસ્તર સાહેબના મનમાં આજે આંધી ચઢી હતી. એ આંધીથી દસડાઈ તેમણે કવર ફોડ્યું અને કાગળ વાંચ્યોઃ

પ્રિય વામન,

તમારો કાગળ મળ્યો. નાસી જવાની તમારી વાત મને માન્ય નથી. તેમ કરવાની કોઈ જરૂર નથી. તમારો કાગળ મળ્યા પછી મેં 'મોટાભાઈ'ને આપણી બધી વાત ગઈ કાલે કરી છે. અલબત્ત તેમને નવાઈ તો લાગી છે. તેમણે મને જેટલું પૂછવું હતું તે બધું જ પૂછી લીધું છે. એક કુશળ વકીલની અદાથી. હવે તો મોટાભાઈ જ આપણને બધી સગવડ કરી આપશે. કાલે સવારે તમે જરૂર જરૂર અહીં આવજો. હું તમારી રાહ જોતી બહાર બેસીશ. જરૂર આવજો રાહ જોઈશ. સવારે દસ વાગે. એ જ.

તમારી
સુની

વાંચીને માસ્તર સાહેબના હોશકોશ ઊડી ગયા. ઘડીક તો લાકડાના પૂતળાની જેમ ઊભા રહ્યા. પછી વેણીરામને ત્યાં જવાનું તેમણે નક્કી કર્યું. લૂગડાં પહેરી બહાર નીકળ્યા અને તેમનો નિશ્ચય ફર્યો. તેમના પગ ઇન્દુલાલભાઈના ઘરની દિશામાં વળ્યા.

માસ્તરનું આજનું ગભરાયેલું મોં જોઈ સહાનુભૂતિના વીરડા સમી ઇન્દુભાઈની આંખોમાં કંઈક રમૂજ પણ ચમકતી હતી.

"ઇન્દુભાઈ ! આ કાગળ !" ઓફિસમાં આવ્યા કે તરત જ માસ્તરે ઇન્દુલાલને કાગળ આપ્યો.

તેમણે એ કાગળ જોયો. તેમાં તેમને માટે હવે કાંઈ જ નવીન નહોતું. "તમે આ છોકરીને ઓળખો છો ?" તેમણે માસ્તરને પૂછ્યું.

"ના. હું નથી ઓળખતો." માસ્તરે કહ્યું. તેમનો ગભરાટ હજુ ઓછો નહોતો થયો.

"એ મારી દીકરી છે." ઇન્દુલાલે કહ્યું.

"આપની દીકરી ?" માસ્તરના ગભરાટમાં આશ્ચર્ય ભળ્યું.

"હા." ઇન્દુલાલે કહ્યું. માસ્તરને શું કહેવું કે શું કરવું તેની ગમ ન પડી.

"જો એમને પરણવું હશે તો હું જ તેમને પરણાવી આપીશ સમજ્યા ?" ઇન્દુલાલે કહ્યું.

માસ્તર સાહેબ શૂન્ય આંખે ઇન્દુલાલ તરફ જોઈ રહ્યા. તેમને એમ જ મૂકીને ઇન્દુલાલે ઓરડાની બહાર જઈ સુનીલાને બૂમ પાડી બોલાવી. સુનીલા આવી એટલે તેને અંદર લઈ આવ્યા. અને કહ્યું: "આ વામનના પિતા, સુની !" સુનીલાએ તેમને પ્રણામ કર્યા.

માસ્તર તો આ બધો વખત બાઘા બની બેસી રહ્યા હતા.



**એ મકાન વહેમવાળું હતું છતાં મધુકરે તો એમાં જ ધામાં નાખ્યા અને વાસનામૂર્તિ સાથે ભેટો થતાં એણે એની સાથે ઘરવાસ પણ માંડી દીધો.**

લેખક
'મયૂર'

# વાસનામૂર્તિ

એ મકાન વહેમવાળું હતું. લોકો એને માટે જુદી જુદી ઘણી વાતો કરતા. કોઈ કહેતું, એમાં આખી રાત અવનવા બનાવો બને છે, નાટકના તખ્તા ઉપર બને છે એવા. કોઈ કહેતું, એમાંથી વેદના અને કલ્પાંતના ઉલ્કાપાતો ઊઠે છે, કોઈ છાતીફાટ કૂટતું હોય એવા ધબકારા થાય છે. વગેરે. અને મકાન ખૂબ સગવડતાવાળું હતું, છતાં ય લોકોમાં પ્રચલિત થયેલી આવી આવી વાતો સાંભળીને કોઈ એમાં વસવાટ કરતું નહિ. મકાનધણીએ પણ એને ઘણા વખતથી તાળું મારી દીધું હતું.

એક દિવસ એક વિદ્યાર્થી આગળ અભ્યાસ કરવાના ઇરાદાથી એ ગામમાં આવી ચઢ્યો. મધુકર યુવાન હતો, રૂપાળો હતો, આકર્ષક હતો. એને અભ્યાસ કરવાની ધગશ હતી, પરંતુ સ્થિતિનો દુર્બળ હતો. મહેનત કરી આજીવિકા મેળવવી હતી અને ભણવાનો ખર્ચ પણ કાઢવો હતો. વિદ્યાર્થીગૃહના ખરચા તેનાથી ઊપડી શકે તેમ ન હતા. એ તો કોઈ સસ્તા ભાડાનું મકાન મળી જાય તો એની શોધમાં હતો. કોઈએ એને કહ્યું: 'એક મકાન છે. ઘણી જ સગવડવાળું. વળી ભાડું પણ નહિ એસે. મકાનમાલિકને મળો એટલી વાર. મફત રહેવાની સગવડ કરી આપશે.'

બોલનાર તો આ બુડથલ જેવા જણાતા ગામડિયાને બનાવવા ઇચ્છતો હતો, પણ મધુકરને લાગ્યું કે આવું મકાન વગર ભાડે મળી જતું હોય તો એમાં ખોટું પણ શું છે?

એણે મકાનમાલિકને શોધી કાઢ્યો અને મકાન જોયું. માલિક તો રાજીના રેડ થઈ ગયો. 'તમારું જ છે ને. ખુશીથી વાપરો. વિદ્યાર્થી પાસેથી ભાડું લેવાનું હોય. વગેરે.'

પણ કોઈ સારા માણસે એને કહ્યું: 'ભાઈ! એ મકાન વહેમવાળું છે. ઘણા વખતથી ખાલી પડ્યું છે. કોઈ જ એમાં રહેવા જતું નથી. હાથે કરીને આફત શા માટે વહોરો છો?'

મધુકરે જવાબ આપ્યો, 'મને કોણ ખાઈ જવાનું છે, ભાઈ? મારી પાસે એવું શું છે તે મને કોઈ વળગતું આવે!' મકાન એને ગમી ગયું હતું અને એણે ત્યાં જ રહેવાનો નિશ્ચય કર્યો.

અને એણે જ્યારે એની બેગ અને બિસ્તરો એ મકાનમાં લાવી મૂક્યા, ત્યારે તો આજુબાજુના લતામાં એને માટે એક જ અભિપ્રાય ઉચ્ચારાઈ રહ્યો હતો: 'મૂરખ છે મૂરખ. હાથે કરીને પગ પર કુહાડો મારવા ઊભો થયો છે.'

'લોભિયા હોય ત્યાં......મફતમાં મકાન મળી ગયું છે તે ભાઈ લોભાયા છે. પણ પછી ખબર પડી જશે.'

'બારીએથી નીચે ઝીકલી ન દે તો કહેજો.'

પણ મધુકરે લોકોના બોલવાની કશી જ પરવા ન કરી. એને થયું જે મકાન સારું છે, મફત મળે છે, શા માટે ન રહેવું? લોકોનો તો સ્વભાવ જ એવો હોય છે. પડોશમાં કોઈ એકલદોકલ રહેવા આવે એ એમને ગોઠતું જ નથી, એટલે જાતજાતના તુક્કા અજમાવે છે. જુઓ તો ખરા, આવા સરસ મકાનને વહેમવાળું હોકી બેસાર્યું છે!

ખુદ મકાન ધણીએ જ કહેલું: 'ભાઈ, એવું કાંઈ જ નથી. લોકો તો ઇર્ષાભાવથી એવું બધું બોલે છે.'

એ ગમે તેમ હો, મકાન વહેમવાળું હો કે ન હો, લોકો સાચી વાત કહેતા હોય કે ઇર્ષાભાવથી એવું બોલતા હોય, એને તો સગવડ જતી હતી,

શા માટે આવો લાભ જતો કરવો? મધુકર ત્યાં રહ્યો. ——અને એના મનમાં એમ પણ હતું કે લોકો કહે છે તેવું મકાનમાં કાંઈ ખરેખર ચેટક હશે તો પોતાને નવું જોવાજાણવાનું મળશે. એને કાણ ખાઈ જવાનું છે?

(૨)

મધુકર સવારની રસોઈ કરી જમવા બેસવાની તૈયારી કરતો હતો. તે વખતે એના કાન ઉપર કોઈનો અવાજ સંભળાયો.

'ઓહો તમે તો રાંધી પણ લીધું, ને શું?'

મધુકર ક્ષણભર તો ચમકી ગયો. લોકો ત્યારે વાત કરતા હતા તે કાંઈ ખોટી ન હતી. નાટક શરૂ થવાની તૈયારી હતી. તેના શરીરમાંથી એકાએક વીજળી પસાર થઈ ગઈ.

આખરે એ ઘડી આવી પહોંચી હતી. લોકો જેની અનેકવિધ કલ્પના કરી રહ્યા હતા, તે ઘટના નજરોનજર જોવાની ઘડી આવી પહોંચી હતી. હવે એ શુભ પળ હાથ લાગી હતી, તે એળે ન જાય એની મધુકરને સાવચેતી રાખવાની હતી. એણે મનમાં નક્કી કરી નાખ્યું; ગમે તે થાય, વેશ પૂરેપૂરો ભજવવો.

મધુકરે પાછળ જોયું. બારણાનો ટોડલો પકડીને એક અપરૂપ સુંદરી ઊભી ઊભી હસી રહી હતી.

મધુકરે હિંમત રાખી કહ્યું: 'પધારો, હું તમારી જ રાહ જોતો હતો.'

'મારી વાટ જોતા હતા?' સુંદરી હસી.

'ત્યારે મને ખબર ન હતી એમ માનો છો?

'શેની ખબર?'

'તમે આવશો જ, એ હું જાણતો હતો. એટલે તો તમારી વાટ જોતો હતો.'

'પણ તમે તો જમવાની તૈયારી કરતા હતા ને?'

'તૈયારી તો કરવી જ જોઈએ ને! મહેમાન આવે એને કાંઈ ખોટી કરી રખાય?' મધુકર હસ્યો.

'તે હું મહેમાન છું?'

'મહેમાન રતો. તમારી વિના હું કાંઈ જમવા બેસવાનો થોડો હતો?'

'પણ સાચોસાચ તમને ખબર હતી?'

'એ વિના આ બધું રાંધી રાખ્યું છે!'

'પણ...પણ...'.

'હવે વાર લગાડો મા. રસોઈ ઠરી જાય છે.'

'તો મારે ખરેખર જમવું પડશે?'

'બીજાને ભૂખ્યા રાખવા હોય તો ન જમશો.'

સુંદરી હસી પડી. તે નજીક આવી.

'આ પાટલો તો અહીં ઢાળી રાખ્યો છે. ત્યાં કેમ ઊભા રહી ગયા?' મધુકર પણ હસ્યો.'

સુંદરી પાટલા ઉપર બેસી પડી.

મધુકરે બે થાળી પીરસી. એક થાળી સુંદરી પાસે મૂકી. 'લો હવે જમવા માંડો.'

'પણ તમે તો શરૂ કરો.' સુંદરીએ કહ્યું.

'મારાથી પહેલાં કેમ જમાય? નૈવેદ્ય ધરાવ્યા વિના?' મધુકરે કહ્યું.

'નૈવેદ્ય?— સુંદરી ચમકી પડી.

'નૈવેદ્યસ્તો.. તમારે માટે તો આ બધી તૈયારી કરી છે. મહેમાનને એ બધું ધરાવ્યા વિના મારાથી કશું જ ન લઈ શકાય. નૈવેદ્યસ્તો.—લો હવે શરૂ કરો. પછી ઠરી જશે.'

સુંદરીએ રોટલીનું બટકું મોઢામાં મૂક્યું.

બન્ને જમી રહ્યાં.

'ને સાંજે વખતસર આવી જજો. વાટ જોવડાવશો મા. મારે પાછું વાંચવાનું હોય છે.' મધુકરે કહ્યું.

'સાંજે પણ...'

'હા, વાટ જોવડાવશો એ નહિ કામ આવે, કહી રાખું છું.' મધુકર હસ્યો.

'પણ—પણ...'

'અને અહીં જ રહી જાઓ તો બહુ સારું. મને પણ એકલું તો ન લાગે.'

'તે ખરેખર મને તમે રોકી રાખવા માગો છો!'

'હવે ક્યાં જવાના છો! માંડ હાથ કર્યાં છે.' તે ફરીથી હસ્યો.

'પણ આ બધી ઉપાધિ કરવી તમને કેમ ફાવશે? અભ્યાસ તો કરવો જોઈશે ને?'

'પણ આમાં ઉપાધિ કે પળોજણ જેવું છે પણ શું? એકનું કરવાનું તો હતું જ ને. એકને બદલે બેનું...'

'તો પછી...'

'રહી જાઓ તો તો ઘણું જ સારું. મારે ય સંગાથ થાય ને. આવડા મોટા ઘરમાં...'

'પણ તમને ખબર છે હું કોણ છું ?'

'અત્યાર સુધી તો મહેમાન હતા, પણ રહી જાઓ તો ઘરનું માણસ.' તે હસ્યો.

'પણ તમારે જાણવું જોઈએ...'

'કે તમે મારી પ્રેયસી છો.'

'પ્રેયસી !'

'ત્યારે વળી બીજું શું ? એ વિના તમારે માટે હું આ બધી જહેમત ઉઠાવવાનો હતો ?'

'પણ હું તો વાસના છું...'

'એ જ તો, એ જ તો, એને મેળવવા માટે તો મને કોઈએ અહીં લાવી મૂક્યો છે. મને ખબર જ છે. હું તમને કેવો જંખતો હતો. હવે તો તમે ક્યાંઈ જ જશો મા. આપણે અહીં સાથે જ રહીશું, સાથે જ ખાશું, પીશું ને લહેર કરીશું.'

'પણ તમારો અભ્યાસ...'

'હા એટલી છૂટ આપવી પડશે. મારો અભ્યાસ પડે એ મને નહિ પોસાય.'

'તમારો અભ્યાસ તો નહિ પડે, પણ ખરેખર તમે મને સંઘરશો ?'

'હવે એ વાત નક્કી કરવાની બાકી છે ?' તે હસ્યો.

તેણે સુંદરીનો હાથ પકડી પોતાની પાસે બેસાડી. હિમશીકરનો સ્પર્શ થયો ન હોય, તેમ તેનું શરીર ક્ષણભર શીળું ગયું, પણ એ શબ્દોની અસર થોડા વખતની જ હતી.

વાસનામૂર્તિ સાથે તેણે ઘરસંસાર માંડ્યો હતો.—

( ૩ )

તે દિવસે એના મગજમાં ગમે તે વિચાર ઉદ્‌ભવ્યો હોય, વાસનામૂર્તિની મશ્કરી કરવાનો એનો મનસુબો હોય, કે પછી એ સૃષ્ટિનો અનાદર કરવાથી મૃત્યુ નિશ્ચિત છે એવી એના મનમાં ભીતિ હોય, ગમે તેમ, એણે એ સૃષ્ટિને અપનાવી લીધી અને પછી તો એણે વાસનામૂર્તિ સાથે ઘરવાસ પણ માંડી દીધો.

અને છતાં ય એ ખરેખર વાસનામૂર્તિ હતી કે કેમ એની એને શંકા હતી. એ કોણ હતી એ તો એ કહી શકે તેમ ન હતું, પરંતુ પોતાની સાથે ઘર માંડી બેઠેલી એક રૂપજોબનભરી યૌવના પ્રેતસૃષ્ટિની એક ચમકમાત્ર હતી, એવું માનવા એ તૈયાર ન હતો, એણે ભૂતસૃષ્ટિની વાતો તો ઘણી સાંભળી હતી, પરંતુ એ કેવળ વાતો જ હતી. એ સૃષ્ટિનો સાક્ષાત્કાર એને કોઈ દિવસ થયો ન હતો અને એવી સૃષ્ટિ હસ્તી ધરાવતી હોય તોપણ એ આવી રીતે સાકાર વીચરી શકે એમ માનવા એ તૈયાર ન હતો. એ સૃષ્ટિને માટે એણે જે જે વાતો સાંભળી હતી એમાં તો મુખ્યત્વે પરકાયાપ્રવેશની વાતો હતી અને અહીં તો—

પણ એની એ ભ્રાંતિ વાસનામૂર્તિએ ભાંગી નાખી. એક દિવસ એણે અચાનક મધુકરને પૂછી નાખ્યું: 'તે તમને મારી બીક નથી લાગતી ?'

'બીક ?' મધુકરે હસવાનો પ્રયાસ કર્યો, પણ તે હસી શક્યો નહિ.

'હું કાંઈ આ જગતનું માનવી થોડી જ છું ?'

'કોણે કહ્યું ? હું એવું કશું માનતો જ નથી.' મધુકરે જોસ કરીને કહ્યું.

'ત્યારે તમને તો એમ જ છે કે હું કોઈ માર્ગ ભૂલેલી......'

'એવું જ ! એવું જ !—' તે કહેવા તો જતો હતો.

'બિચ્ચારા !' સુંદરી મધુકર સામું જોઈ રહી.

'પણ બીજું અનુમાન તો થઈ પણ કેવી રીતે શકે ? જગતમાં એવું તો ક્યાંઈ જોયુંજાણ્યું નથી.'

'ને એવું કાંઈ જુઓ તો પછી તમને બીક લાગે ખરી કે નહિ ?'

'બીક ?' ફરીથી એ બીક શબ્દે એને કંપારી છૂટી.

'નામ સાંભળતા જ હેબત ખાઈ જવાય છે.' તે હસી.

'એ તો અમસ્તું જ. તમે ગમે તે હો, હવે તો મેં આ સંસાર અપનાવી લીધો છે. હવે વળી બીક કેવી ?' તેણે હસવાનો પ્રયત્ન કર્યો.

'ચોક્કસ. ?'

'ચોક્કસ.'

'તો પછી સાંભળો. હું કાંઈ તમારા જગતનું માનવી નથી. તમે વાસનાસૃષ્ટિ સાથે ઘરસંસાર માંડ્યો છે,—પણ કહી રાખું છું, બીશો મા, આમેય તો હું તમને વળગી છું.'

'આમે ય એ મને વળગી છે.' મધુકર મનમાં મનમાં બબડ્યો.

અને તે ક્ષણે એની નજર સમક્ષ એક ભયાનક દૃશ્ય ખડું થયું, રૂપની કળા વેરતી એની નવયૌવના અદૃશ્ય થઈ ગઈ હતી, અને એને બદલે એક સ્ત્રીની બિહામણી આકૃતિ નગ્નાવસ્થામાં ઊભી હતી. એના અંગ અંગમાંથી વ્યભિચાર—રહી ગયેલી વાસનાનો વલવલાટ—તલખી રહ્યો હતો, એની ઊંડી પેસી ગયેલી આંખોમાં, એના લબડી પડેલા હોઠમાં, એની ઢળી પડેલી છાતીમાં એક પ્રકારની ભૂખ ભરી હતી. એ જાણે કે પુરુષસૃષ્ટિને એક સાથે ભોગવી લેવા બાચકા ભરી રહી હતી. એક અને અનેકની બનેલી પુરુષસૃષ્ટિને ઝાલવાને એના હાથ જાણે કે લાંબા લાંબા લંબાયે જતા હતા અને એનું સ્ત્રીત્વ—

મધુકરથી એ દૃશ્ય જીરવી શકાયું નહિ, તેણે આંખો બંધ કરી દીધી. તે ચીસ પાડવા જતો હતો.

'મેં કહી રાખ્યું'તું બીશો મા.' અને તે શબ્દો સાથે એક સુમધુર હાસ્ય ચારે તરફ ફરી વળ્યું.

'હું બી ગયો'તો!' મધુકર માંડ માંડ બોલી શક્યો. તેણે હજી પણ આંખો બંધ રાખી હતી.

'ચીસ પાડવાની તૈયારી તો કરતા હતા.'

'એ તો—એ તો...' હજુ પણ એણે આંખો બંધ રાખી હતી.

'હવે આંખો તો ઉઘાડો. હું તો એવી ને એવી રસભરી યૌવના જ છું.'

મધુકરે આંખો ઉઘાડી. જોયું તો સામે એ જ મદભરી સુંદરી મીઠું મીઠું હસી રહી હતી.

'શું કાંઈ ખરાબ સ્વપ્નું આવ્યું'તું?' તે હસી.

'એમ જ તો. બહુ જ ખરાબ સ્વપ્નું...'

'એનું નામ જ ભૂતસૃષ્ટિ. ઘડી ઘડીમાં અવનવા રૂપ નજરે દેખાય. આંખ મીંચીને ઉઘાડો, ત્યાં કાંઈ જ ન હોય.'

મધુકર વિચારમાં પડી ગયો. વાસનામૂર્તિ સાથે સંસાર શરૂ કર્યો ત્યારે તેણે બીજી બાજુ વિચાર કર્યો ન હતો અને હવે જ્યારે એ સૃષ્ટિની બીજી બાજુ તેણે નિહાળી ત્યારે—

'કેમ શું વિચારમાં પડી ગયા?'

'કાંઈ નહિ અમસ્થો જ.'

'તો આપણો આ સંસાર ભૂંસી નાખવા માગો છો?'

'ના ના એવું કશું જ નથી. હવે આટલે સુધી પહોંચ્યા પછી...' એ ઘોલકી બગાડી નાખવાનું એને તો મન હતું, પણ એ બલા હવે થોડી જ દૂર થાય તેમ હતી?

તેણે સુંદરીનો હાથ પકડ્યો. એવો ને એવો શીત સ્પર્શ. એને શરીરે રોમાંચ ઊભા થઈ ગયા, પણ એણે જોસ કરીને સુંદરીને પાસે ખેંચી, ખૂબ પાસે ખેંચી અને હતું ખટલું બળ વાપરીને એને હૈયા સાથે ભીંસી નાખી.

'હું તો એમ પૂછવા માગતો'તો...' તે બોલતો અધવચ્ચે અટકી પડ્યો. સુંદરીના મુખ સામું જોઈ રહ્યો.

'પૂછી નાખોને. મને ખબર છે શું પૂછવાના છો તે.' સુંદરી તેને વળગી બેઠી હતી.

'તમને ખબર છે?'

'મને કેમ ખબર ન હોય, હું તો વાસનામૂર્તિ છું ને.' તેણે મધુકરને એક ચુંબન ભર્યું.

'હા તો...'

'એ જ કહું છું તો. સાધારણ રીતે એવી વાતો અમે નથી કહેતા. અમે કોણ છીએ એની પણ ઓળખાણ નથી આપતા. પૂર્વભવની એવી વાતો કહેતાં સંભારતાં અમને દુઃખ થાય છે. અમારા એ ભવના અધૂરાં રહી ગયા, ને માટે તો અમે આ સૃષ્ટિમાં ભટકીએ છીએ. પણ તમે તો હવે મારી સાથે ઘરસંસાર માંડ્યો છે, તમને તો વાત કરવી જ જોશે ને!—હા તો સાંભળો. હું સુવાવડમાંથી માંદી પડી, બચીશ કે કેમ એની પણ શંકા હતી. અને મંદવાડ પણ લંબાયો લંબાયો તે ખૂબ જ લંબાયો. મારો પતિ વાટ જોઈ જોઈને થાકી ગયો. એ બિચારો ક્યાં સુધી ખેંચી રહે? એનો યૌવનકાળ વીતી જતો હતો અને એની પત્ની તો ખાટલે પડી હતી. એણે

બીજું લગ્ન કર્યું એ નવદંપતીના હાસ્યકિલોલ હું પથારીમાં પડી પડી સાંભળતી હતી. મારા હૈયામાં યે યૌવનની ભૂખ ભરી હતી, પરંતુ એ ભૂખનું શમન કરવાનો કાંઈજ ઉપાય ન હતો હું તો પથારીવશ હતી.

'પણ પછી એકાએક ચમત્કાર થયો. ઘરના લોકોએ મને વિસારી મૂકી હતી. મારો રોગ અસાધ્ય હતો એમ માની મારી સારસંભાળ લેવાનું છોડી દીધું હતું. પણ કુદરત કાંઈ જુદું જ ઇચ્છતી હતી. કોઈએ નહોતું કલ્પ્યું એવું બની ગયું, હું એકાએક સાજી થઈ ગઈ. મારી રગરગમાં ફરીથી તાજગી રેલાણી. અંતરમાં સળગી રહેલી યૌવનની ભૂખ છેરવવી અસહ્ય થઈ પડે તેટલી હદે વધી પડી.—પણ મારો પતિ તો બીજી પરણ્યો હતો, એણે મારી સામું જોવાની દરકાર ન કરી. હું રિબાઈ રહી હતી, મારું યૌવન મને સતાવી રહ્યું હતું, મારી વાસના—અતૃપ્ત વાસના મને મૂંઝવી રહી હતી, પરંતુ એનું કશું જ વારણ ન હતું, એનું શોધનશમન ક્યાંયથી મળતું ન હતું. અને—અને—અંતરમાં ધીકી રહેલા વાસનાના હુતાશની આગમાં પ્રજ્વળતી હું એક દિવસ મૃત્યુ પામી.—પરંતુ એ વાસના કાંઈ મરી ગઈ ન હતી. ત્યારથી એ ભૂખનું શમન કરવા હું ચારે તરફ રઝવાયાની જેમ ભટકતી હતી, ચારે તરફ બાચકા ભરી રહી હતી... '

'અને હું જ પહેલવેલો મળ્યો લાગું છું.' મધુકરે લુખ્ખું હસવાનો પ્રયત્ન કર્યો.

'એવા તો કઈક હૈયાફૂટ્યાને પકડી રાખવા મેં પ્રયાસ કરેલો. પરંતુ તેઓ આ ભૂતજીવનનો ઉલ્કાપાત સહી શક્યા નહિ. બેત્રણ તો બિચારા ધાકમાં ને ધાકમાં મરી ગયા.—એ યે ભૂતસૃષ્ટિના જીવ બની ક્યાંક ભટકતા હશે ને— ' તે અટકી.

'ભૂતસૃષ્ટિના જીવ!' મધુકરથી એક અણજાણ નિશ્વાસ મૂકાઈ ગયો.

'અતૃપ્ત વાસના માનવીને એ જ સૃષ્ટિમાં ધકેલી દે છે ને!'

'એ જ સૃષ્ટિમાં.' વળી તે બબડ્યો. પોતે જાણે જીવતેજીવ એ સૃષ્ટિમાં આવી પડ્યો હતો એનું એને ભાન થઈ રહ્યું હતું.

'પણ મારી સાથે બેધડક ઘર માંડીને રહે એવા તો તમે એક જ મને મળ્યા.'

'સાવ મૂરખ ખરું?'

'મૂરખ તો ખરા જ ને. પણ હવે મારાથી કાંઈ છટકવાના છો? જીવતેજીવ ભૂતયોનિમાં પ્રવેશ્યા છો તે!' તે હસી.

'કેમ નહિ છટકું? હું ભૂવા બોલાવીશ, ડાકલા વગડાવીશ...'

'ને હું ભરખી જઈશ.'

'અરે એ મેલીવિદ્યાના પરચા તમને હજુ મળ્યા નથી! એ તો મરચાંની ધુમાડી કરશે, લોઢાની સાંકળો સબોડશે, મોંમાં સળગતા કાકડા ખોસંશે...'

'તો ય હવે હું ખસવાની નથી.'

'પણ હું ખસી જઈશ તો?'

'તો...તો...' તેણે મધુકરને બાથમાં લઈ છાતી સાથે ભીંસ્યો. બંનેના હોઠ એકબીજાના હોઠ ઉપર એવા ચોંટી ગયા, જાણે કે વાસનાસૃષ્ટિનું બધું જ અમૃત કે ઝેર એક જ ઘૂંટડે ચૂસી જવા મથતાં હતાં, ચૂસી જ રહ્યાં હતાં.'

(૪)

મધુકરે પછી તો રજાઓમાં પણ ઘેર જવાનું માંડી વાળ્યું. આવો રૂડો ઘરસંસાર માંડ્યો હતો. ઘેર આથી વિશેષ કયું આકર્ષણ વાટ જોતું હતું તે જાય?

અને જે વાસનામૂર્તિ એને વળગી હતી એ એને જવા પણ ક્યાં દે તેમ હતી? એની વાસનાની ભૂખ તો જાણે યુગયુગથી સંઘરી રાખેલી હતી. એને સીમા જ ન હતી, એને તૃપ્તિ જ ન હતી.

પણ એક દિવસ એક અણધારી મૂંઝવણ ઊભી થઈ, દેશમાંથી કાગળ આવ્યો હતો. બાપે એનાં લગ્ન લીધા હતા અને તેને જલદી તેડાવ્યો હતો. મધુકર મૂંઝવણમાં પડી ગયો. એને વાસનામૂર્તિની પૂર્વભવની વાત યાદ આવી. પતિનાં બીજાં લગ્ન અને...

તે શાળામાંથી ઘેર આવ્યો ત્યારે ઉદાસ જણાતો હતો.

'કેમ કાગળ આવ્યો છે ને?' વાસનામૂર્તિએ તેને જોતાં જ પૂછ્યું.

'હા, તમે કેમ જાણ્યું?' તેણે પૂછ્યું.

'એ હવે પૂછવાનું છે! લગ્ન લેવાણા છે કાં!'

'હા.'

'તો હવે શું કરશો ?'

'હું તો કાંઈ જવાનો નથી. લખી નાખીશ કે હું તો પરણી ગયો છું.'

'એમ તે કાંઈ ચાલે ? આ કાંઈ લગ્ન છે ?'

'તો પછી મારે શું કરવું, કહો.'

'તે જાવ ને.'

'જાઉં ?'

'હા, હા, લગ્ન કરી આવો.'

'પણ પછી તમે...'

'પાંચ પંદર દિવસની ભૂખ સહન કરી લઈશ. પણ લગ્ન પછી તરત પાછું આવી જવું જોશે, એ કહી રાખું છું.'

'પાછો તો આવીશ જ ને. અભ્યાસ પણ હજી અધૂરો છે.'

'અભ્યાસની વાત પછી મારી ભૂખ...'

'હા, હા, એમ જ તો.'

'ભલે તો ખુશીથી લગ્ન કરી આવો.'

મધુકરને માથેથી એક મહાન બોજ ઊતરી ગયો. આમ સહજમાં રજા મળી જશે એની તો કલ્પના સુદ્ધાં એને ન હતી.

તેણે ઝટઝટ તૈયારી કરી અને સ્ટેશન જવા નીકળ્યો.

'જો જો, પાછા તરત જ આવી જવાનું છે, એ ભૂલી ન જતા.' સુંદરીને ફરીથી એ એકની એક વાત યાદ આપી.

'એ કેમ ભૂલું !'

'તમારી નવી પત્ની માટે...'

'નવી પત્ની !'

'નવી જ તો. પહેલી હું, પછી...'

'પણ આપણાં લગ્ન ક્યાં થયા છે. તમે જ કહેતાં હતાં ને !'

'તમારી રીતે નથી થયા. અમારી રીતે તો થયા છે ને ! પણ હું તો એમ કહેતી હતી કે તમારી નવી પત્ની માટે કાંઈક ભેટ મોકલું.'

'તમે શું ભેટ મોકલવાના હતા ?'

'અમને શું અસાધ્ય છે ! રાજમહેલના ભંડારો ખડા કરી દઈએ...'

મધુકર તેની સામું જોઈ રહ્યો. તે જાણે કે આ બાબતનો ખુલાસો પૂછી રહ્યો હતો.

'અને છતાંય અહીં તો તમે કાચી લાવો છે ને હું ખાઉં છું, ખરું ને ? પણ એ ભૂતસૃષ્ટિ મલિન ખજાનો હું ઈરાદાપૂર્વક તમારાથી અળગો રાખું છું. આટલા તમને અભડાવ્યા છે તે બસ છે. આખરે તો એ વિષ્ટા જ છે ને ! એટલે તો હું મોકલતી નથી.'

'મોટી મહેરબાની.'

'મહેરબાની નહિ. મને તમારા તરફ એવી મમતા બંધાણી છે. તમે મારી ભૂખ ભાંગી છે. તમારું કશું જ અહિત કરવા હું નથી ઇચ્છતી.'

'તો !—'

'હા, ખુશીથી જઈ આવો.' તેણે મધુકરને એક ચુંબન ભર્યું.

મધુકર રવાના થયો.

'વહેલાવહેલા પાછા આવી જજો હો.' એના કાન ઉપર સુંદરીના શબ્દો અથડાયા. એ શબ્દોમાં કરુણ પ્રાર્થના હતી. ભિખારીનું ભૂખ્યા પેટનું આક્રંદ હતું.

મધુકર બબડ્યો: 'બિચ્ચારી.'

## (૫)

અભ્યાસ પૂરો થઈ ગયો હતો. ચાર ચાર વરસના વાસનામૂર્તિ સાથેના ઘરવાસ પછી એ ઘરસંસાર સદાને માટે સમેટી લેવાની ઘડી આવી પહોંચી હતી. મધુકરનું અંતર ઊંચુંનીચું થઈ રહ્યું હતું. અત્યાર સુધી જે બધું સીધુંસમું પાર ઊતર્યું હતું તે આખર ઘડીએ હવે કેવું સ્વરૂપ પકડશે એની મધુકરને ચિંતા થવા લાગી હતી.

એને ઘેર એની પત્ની હૈયામાં કદાચ આવી જ ભૂખ સંઘરી રાખીને એની વાટ જોતી હશે. એક વાસનામૂર્તિનો વિલય થતાં બીજી વાસનાસૃષ્ટિ ન જન્મે એની મધુકરને ચિંતા થતી હતી.—અને આ જ્ઞાન તો એને નવું થયું હતું ને ! અધૂરી રહી ગયેલી વાસના આ રીતે વાસનાસૃષ્ટિને જન્મ આપે છે, એ હવે એને શીખવા જવું પડે તેમ ન હતું. ચાર ચાર વરસ સુધી એણે એ પાઠનો અભ્યાસ કર્યો હતો.—

મધુકરના મનમાં મંથન મંડાયું હતું. ભૂત

જગતની અને સ્થૂળજગતની બે વાસનાસૃષ્ટિને વચગાળે એ અટવાઈ ગયો હતો. એ વિચારતો હતો: 'હજુ પણ તૃપ્તિ નહિ થઈ હોય, ચાર ચાર વરસના સતત સાહચર્યથી પણ ?'

પણ એ પ્રશ્નનું એક દિવસ એકાએક નિરાકરણ થઈ ગયું. મધુકરની મૂંઝવણ વાસનામૂર્તિથી અણજાણ ન હતી. એણે એક દિવસ પૂછી નાખ્યું:

'પછી શું વિચાર કર્યો ?'

'શેનો ?' મધુકર જાણે કે ચમકી ગયો.

'પરીક્ષા તો પૂરી થઈ.'

'હા, પૂરી થઈ.'

'તો પછી ઘેર નથી જવું ?'

'ઘેર ?'

'તો હવે અહીં શું છે ?'

એનું મન પણ એ જ પૂછી રહ્યું હતું: 'અહીં શું છે ?' પણ એનો ઉત્તર એની પાસે ન હતો. હતો તો કદાચ આપી શકાય તેમ ન હતું.

'ઓલી બિચારી કેટલા વખતથી ભૂખી તરસી બેઠી છે ?'

'ઓલી—'

'તમે તે પરણવા ગયા'તા, કે જખ મારવા ? મને લાગે છે કે અમારી આ સૃષ્ટિનો કોઈ દિવસ અંત જ નહિ આવે.' સુંદરીએ મોઢું કટાણું કર્યું.

'પણ હું કહું છું...'

'તમે કહો છો રાખ, હવે ઝટઝટ બિસ્તરો બાંધી લો અને ઘરભેળા થઈ જાવ.'

'પણ પછી તમારું શું ?' તેણે માંડમાંડ પૂછ્યું. એવો પ્રશ્ન પૂછવાની એને જરૂર ન હતી. ન પૂછ્યો હોત તો સારું હતું એમ એને થયું.

'મારું શું છે ? હું કાંઈ તમારી સાથે થોડી જ આવવાની છું ?'

'આવો તો તો ઘણું જ સારું.' તેણે હસવાનો પ્રયત્ન કર્યો.

'એવી મારી રઢ લાગી છે ?'

'ચાર ચાર વરસ સુધી...'

'મોજ ઉડાવી છે.' તે ખડખડાટ હસી પડી. મધુકર ઝંખવાણો પડી ગયો.

'પણ હવે બીક રાખશો મા. હવે હું તમને વળગતી નહિ આવું.'

'સાચ્ચે જ ?'

'સાચ્ચે જ મારી ભૂખ શમી ગઈ છે. પૂર્વભવમાં જેની બળતરા રહી ગઈ હતી, જેને માટે વરસોથી વલખાં મારી રહી હતી તેનો તો તમે ઉતાર મેલ્યો. અમે તો ખાલી વાસનાના ભૂખ્યા, કેવળ ઉતાર મૂકી આવોને તોપણ અમારી વાસના સંતોખાય. અને તમે તો ચાર ચાર વરસ સુધી મારી સાથે ઘરસંસાર માંડ્યો. હવે મને કશી જ અબળખા નથી, જરા પણ ભૂખ નથી.' તેની આંખમાંથી સાચે જ તૃષ્ણા ઊડી ગઈ હતી.

'તો તમે સાચ્ચે જ રજા આપો છો ?'

'ખુશીથી જાઓ. તમારી પત્ની તમારી રાહ જોતી હશે. એના અંતરમાં પણ મારા જેટલી જ ભૂખ ભરી હશે ને ! વાસના ન સંતોખાય, એટલે વાસનાસૃષ્ટિનો ઉદ્ભવ થાય.—અને એમ જ અમારી આ સૃષ્ટિનો કદી વિલય થતો નથી. રોજ રોજ એની વસતિ વધતી જાય છે.'

'તો તમને હવે કશી જ અબળખા રહી નથી ?'

'કશી જ નહિ.'

'કશી જ નહિ ?'

'વારે વારે એમ શા માટે પૂછો છો ? મારામાં તમને વિશ્વાસ નથી ?'

'એમ તો કેમ કહી શકું ? છતાં ય...'

'પણ જરાક અબળખા રહી ગઈ હોય તો તમને આગ છુટ્ટા કરું ખરી ?'

'તો પછી તમે આ સૃષ્ટિમાં ક્યાં સુધી સબડશો ?'

'જ્યાં સુધી...' તે બંધ થઈ ગઈ. તેના મુખ ઉપર વેદના ફરી વળી.

'હું આ સૃષ્ટિમાંથી તમારો ઉદ્ધાર કરું તો ?'

'મારો ઉદ્ધાર, આ સૃષ્ટિમાંથી ?'

'હા, હું ગયા જઈ તમારો પિંડ સારીશ.' મધુકરે કહ્યું.

'એવી લપ્પનછપ્પનમાં વળી તમે ક્યાં પડશો ? મને હવે કશી સ્પૃહા રહી નથી. હું છું તેમ જ મને પડી રહેવા દો.'

'પણ વાસના મરી ગઈ છે...'

'હા મરી ગઈ છે.'

'તો પછી આ સૃષ્ટિમાં સબડવાનો કાંઈ જ અર્થ નથી. હું જરૂર તમારો ઉદ્ધાર કરીશ.'

વાસનામૂર્તિએ કશો જવાબ આપ્યો નહિ. તે કૃતજ્ઞતાપૂર્વક મધુકર સામું જોઈ રહી.

અને મધુકરે જ્યારે વનન હત્યા વિદાય લીધી ત્યારે એવી ને એવી કૃતજ્ઞતાપૂર્ણ દૃષ્ટિએ એણે એને વિદાય આપી હતી.

●

## મંત્રદીક્ષા

[પાન ૧ નું ચાલુ]

"જો એ બ્રહ્મર્ષિ હશે તો તેમને અયોગ્ય નહિ લાગે, અન્યથા તેનો ઉપચાર નથી, પણ એ અહીં ઊભા છે...વિશ્વામિત્ર!" રાજાએ બૂમ મારી પણ આશ્રમવૃક્ષોની પેલી પારથી કોઇ પ્રત્યુત્તર ન મળ્યો. માત્ર અરુંધતીની કંઇક કહેતા જતાં હતાં ત્યાં આ બાજુથી કુસંગ લાગે એચાર હરણાં વશિષ્ઠની નજીક થઈ દૂર સરી ગયાં અને નંદિની વશિષ્ઠ તરફ ભરી આંખોએ આનંદથી જોઈ રહી.

આશ્રમવૃક્ષોની છાયા એ વખતે સરસ્વતીની સીમા ઓળંગી ચૂકી હતી. ●

# શિર સાટે શોધ

લેખક
મૂળશંકર મો. ભટ્ટ

★

**જ્યાં પરદેશીઓનો પ્રવેશમાત્ર મોતને પાત્ર ગણાતો હતો એવા પ્રદેશમાં ઘૂસી એ પ્રદેશના નકશામાં ખૂટતી વિગતો મેળવી આવનાર એક હિંદી શોધકવીરની પ્રેરણાસ્પદ સાહસકથા**

ગયા સૈકાની મધ્યમાં એક દિવસ મેજર જે. ટી. વૉકરની ઑફિસમાં ચિંતાનું વાતાવરણ ફેલાયું. જે. ટી. વૉકર હિંદુસ્તાનના માપણીવિભાગનો ઉપરી હતો. હજી હમણાં જ ગવર્નર જનરલની ઑફિસમાં નીચેનો હુકમ આવ્યો હતો:

“હિમાલયની ઉત્તરમાં રાજકીય ગડબડ ઊભી થવાને કારણે ત્યાં જવા માટેના બધા પરવાના રદ કરવામાં આવ્યા છે. બીજો હુકમ મળે ત્યાં સુધી કોઈ બ્રિટિશ અમલદાર કે નાગરિક, કે કોઈ પણ યુરોપવાસીને નામદાર સરકારની સરહદ ઓળંગીને ઉત્તરમાં જવાની મનાઈ કરવામાં આવે છે. તમને પણ ખાસ જણાવવામાં આવે છે કે માપણી માટે એ બાજુ મોકલેલા તમારા તમામ માણસોને પાછા બોલાવી લેવા.”

“આ લ્યો, આ મેલો આવ્યો છે. આપણા અત્યારસુધી કરેલા કામ ઉપર પાણી ફેરવવાનો વખત આવ્યો છે.” વૉકરે પોતાના સાથી મોન્ટગોમરીને કાગળ બતાવીને કહ્યું.

આખા હિંદુસ્તાનની ત્રૈકોણમિતિક (Trigometrical) માપણી કરવા માટે સ્થાપવામાં આવેલી આ ઑફિસે હિંદુસ્તાનનો નકશો બનાવવાનું પૂરજોશમાં આદરી દીધું હતું. તેના માણસો તે કામમાં લાગી પડ્યા હતા. તેમને એમાં જ રસ હતો.

“મને એમ હતું કે આવો હુકમ આવશે. આખા ચીન કે તુર્કસ્તાનમાં પરદેશીઓ પ્રત્યે શંકા અને નફરત છે.”

“હા, પણ એમાં આપણું કામ અટકે તેનું શું?” હજી આપણા નકશામાં કેટલી જગ્યાઓએ આપણે કાળાં ધાબાં મૂકવાં પડે છે? જે જૂના મુસાફરોની હકીકતો છે, તેમાં આપણે જોઈએ છે તે ચોકસાઈ નથી. ગિલ્ગીટ, ચિત્રલ, અને ચિલાના પ્રદેશો હજી અણુખેડાયેલા અને અણુઆલેખાયેલા છે. હજી પામીરની માહિતી પણ સાવ અધૂરી છે.”

આપણે અત્યારે એશિયાના નકશાઓ જોઈએ છીએ ને તેમાં મધ્ય એશિયાના પહાડોની માળાઓમાં આપણે નાનામાં નાની વિગત પુરાએલી જોઈએ છીએ. પણ હજી ૧૦૦ વર્ષ પહેલાં આ બધા ભાગ ઉપર અંધકાર હતો. ૧૮૪૫ માં હક અને ગાબેટ નામના બે ખ્રિસ્તી સાધુઓએ તિબેટની રાજધાની લ્હાસાની મુસાફરી કરેલી, તે મુસાફરીનો વૃત્તાંત છે ખૂબ મજાનો, પણ તેમાં કોઈ જાતની ચોકસાઈ નહોતી. લ્હાસાની જગ્યા તેમણે અટકળે મૂકેલી. આ બધું સુધારવા સમારવાનું કામ એ કંઈ સામાન્ય કામ નહોતું. અનેક માપણી કરનારા પોતાનો જાન હથેળીમાં રાખીને આ માપણીનું કામ કરતા હતા.

“આપણે એમ કરીએ તો? વેશપલટો કરીને આપણે એ પ્રદેશમાં ઘૂસીએ તો?” કેપ્ટન મોન્ટગોમરીએ સૂચના કરી.

“એમાં કાંઈ માલ નથી. એ ભૂલ આપણે કરવા જેવી નથી. તમને ખબર છે પેલા મૂરક્રોફ્ટ અને હિયરસીનું શું થયું હતું? તેઓ ફકીરનો વેશ લઈને ૧૮૧૨ ની સાલમાં નીકળી પડ્યા હતા. તેમણે પોતાનાં નામ પણ માયાગિરિ અને હરગિરિ રાખ્યાં હતાં. પણ પેલા તિબેટિયન લોકોએ તેમને માનસરોવર પાસે લગભગ ૮૦ માઇલને અંતરે પકડી પાડ્યા. એ તો દેવીસિંહ અને બીરસિંહ નામના આપણા બે માણસોએ તેમને જામીન પર માંડ માંડ છોડાવ્યા.”

“આ વાત નીકળી ત્યારે મને એક વિચાર આવે છે. આ કેટલાક હિંદી લોકો આપણને આમાં કામમાં આવી શકે. કાશ્મીરમાં મારા માપણીના કામમાં આ હિંદી લોકોની મદદ ન હોત તો મારું શું થાત એ મને ખબર નથી. આ દેશી લોકોમાં પણ બધા નાખી દેવા જેવા નથી હોતા.” હજી વૉકર સાહેબ હિંદુસ્તાનમાં બધા મૂર્ખાઓ જ છે, એ

ખ્યાલથી મુક્ત નહોતા.

"આપણે એ પ્રયોગ કરવા જેવો છે. થોડાક દેશીઓને સેક્સટંટ અને પ્રીઝમેટિક કંપાસ વાપરતાં શીખવી દઈએ."

"પણ એમના ઉપર ખરચ કરીએ તેનું વળતર મળી રહે ખરું?" વોકર સાહેબમાં બેઠેલી અંગ્રેજ વાણિયા સરકાર બોલી ઊઠી.

"અરે, એમાં ક્યાં મોટા ખરચ છે! એ દેશી માણસો માગી માગીને શું પગાર માગશે? મહિને રૂા. ૨૦) આપો એટલે તો રાજી રાજી. વળી આપણે એવી શરત કરીએને કે તેઓ જેવું કામ કરે તે પ્રમાણે તેમને પૈસા મળે." મોન્ટગોમરી સાહેબ કંઈ વોકર સાહેબથી ઊતરે તેવા નહોતા.

"ભલે તો પછી હું એ બાબતમાં ઉપરના અધિકારીઓ સાથે વાત કરી લઉં. તમે તમારે કામ શરૂ કરી દો. થોડાક દેશીઓને વીણીને તેમને માપણીની તાલીમ આપવા માંડો." વોકર સાહેબે છેવટની સંમતિ આપી દીધી.

દેહરાદુનમાં દેશી માણસોને તાલીમ આપવાનું કામ શરૂ થયું. આ દેશી માણસો—તેમને પંડિત તરીકે ઓળખવામાં આવે છે—પંડિતોએ આ તાલીમમાં તેમના શિક્ષકોને ચકિત કરી દીધા. જોતજોતામાં તેમણે ભૂમાપનશાસ્ત્ર જ નહિ, પણ તે માટે જરૂરી ખગોળશાસ્ત્ર, પ્રવાસમાં ઉપયોગી થાય તે માટે યુરોપીય વૈદકશાસ્ત્ર, એ બધામાં પ્રવીણતા મેળવી લીધી. આ વૈદકશાસ્ત્રના આધારે તો આ પંડિતો તિબેટ જેવા દેશના અજાણ્યા ભાગોમાં ઘૂસી જઈને ત્યાંના કોઈ અમલદારનાં ઘરનાં માણસોને સાજા કરીને તેમની મહેરબાની મેળવી લેતા અને પછી પોતાનું માપણીનું કામ કરી લેતા.

આ રીતે રૂા. ૨૦)ના 'મોટા' પગારથી પોતાના જીવના જોખમે આ હિંદનો નકશો ઘડવાનું કામ કરવા આ પંડિતો તૈયાર થયા. સરકાર તરફથી તેમને થોડીઘણી દવાઓ, માર્ગમાં જરૂરી એવો ખિસ્સાખર્ચ અને જો તેમને વેપારીનો વેશ લેવો પડે તો માલ ખરીદવા માટે પૈસા વગેરે આપવામાં આવ્યું.

પણ આ બધું છતાં માર્ગનાં બધાં જોખમ માટેની જવાબદારી સરકારની નહોતી. એક વાર માપણીના કામે નીકળ્યા પછી તો તેમને કેવળ પોતાની જ શક્તિ ઉપર વિશ્વાસ રાખીને ચાલવાનું હતું. તે પંડિતોએ વેશપલટાની કળા પણ પૂરી હાથ કરી લીધી હતી. ચીની સરકારનું ફરમાન તો એવું હતું કે આ તિબેટની હદમાં ફિરંગી જ નહિ પણ કોઈ હિંદુસ્તાનીને પણ પેસવા ન દેવો. આ પંડિતોનાં નામ હિંદી સરકારના દફતર ઉપર પણ નોંધી શકાય તેમ નહોતું. કારણ કે આમ થાય તો તો હિંદી સરકાર સાથેની મૈત્રીનો દુરુપયોગ કર્યો ગણાય. આ વ્યવસ્થા તો કેવળ ખાનગી હતી. સરકારી દફતરમાં તેમને 'પંડિત' 'એ.કે.' એવી સંજ્ઞાઓના રૂપમાં નોંધેલા હતા. તેઓ કોઈ પકડાય તો તેને માટે સરકાર બિલકુલ જવાબદાર નહોતી. તેમણે પોતાની જ બુદ્ધિશક્તિ વાપરીને નાસી છૂટવું, અને નહિતો મોત માટે તૈયાર રહેવું. તેમની પાસે પરવાના જેવું કાંઈ નહોતું.

ઈ. સ. ૧૮૬૪માં પંડિત નયનસિંહ પોતાની પહેલી યાત્રાએ નીકળ્યો. તેણે કુમાઉંના રસ્તેથી તિબેટમાં ઘૂસવા માટે કોશિશ કરી હતી. આ જગ્યા સતલજની ખીણમાં માનસરોવરની પાસે આવેલી છે. આમાં તેને પૂરી નિષ્ફળતા મળી. બધી જગ્યાએથી તેને તિબેટના ચોકીદારોએ પાછો ધકેલ્યો. તે નિરાશ મને પાછો દેહરાદુન આવ્યો. પણ નિરાશ થઈને તે બેસી રહે તેવો નહોતો. તેણે બીજી વાર નેપાલની સરહદમાં થઈને તિબેટમાં પેસવા પ્રયત્ન કરી જોયો. પણ તેમાં પણ તે પોતાની પાસેની બધી મૂડી ગુમાવીને બેઠો. તેણે એક વેપારીને લાંચ આપીને તેની વણજાર સાથે તિબેટમાં જવા માટેનો પેંતરો રચ્યો. પણ વેપારી તેના માથાનો નીકળ્યો. પંડિત કાંઈ દી વાણિયાને છેતરી શકે? પેલો વેપારી લાંચના પૈસા ખાઈ જઈને નયનસિંહને રખડાવીને ચાલ્યો ગયો. નયનસિંહના ખિસ્સામાં પાઈ પણ ન રહી. પણ આ વખતે તેણે પાછા ન ફરવાનો નિશ્ચય કર્યો હતો, તે તો ભિક્ષુકનો વેશ લઈને ભીખ માગતો માગતો અને વચ્ચે મજૂરી ને દાંડી કરતો કરતો આગળ ને આગળ વધતો ગયો. પણ પોતાનું મુખ્ય કામ—માપણીનું—તે નિયમિતપણે કર્યા જ કરતો હતો. તે ત્સામ્પો—બ્રહ્મપુત્રા પર આવેલા દ્રાડોમ ગામે

પહોંચ્યો. ત્યાંથી તે ચાલતો ચાલતો લદ્દાખ પહોંચ્યો. ત્યાંથી તે એક મોટી વણજારમાં ઊંટ ચરાવવાનું કામ લઈને તે વણજારની સાથે ઊપડયો અને આ રીતે તે દુનિયામાં સૌથી રહસ્યમય ગણાતી તિબેટની રાજધાની લ્હાસામાં તા. ૧૮મી જાન્યુઆરી ૧૮૬૬ને દિવસે પહોંચ્યો. આ આખા પ્રવાસ દરમિયાન તેણે કરેલા માપણીના કામકાજનો અહેવાલ મોન્ટગોમરી સાહેબને પહોંચાડવા તે ઉત્સુક હતો. પણ પાછા પહોંચવું કઈ રીતે? કેટલા ય મહિના સુધી તેણે કોઈ હિંદુસ્તાન જતી વણજાર સાથે ભળી જવા કોશિશ કરી. પણ આ ભિખારીને કોણ સાથે રાખે? તે કંઈ દેહરાદુન પૈસા માટે કાગળ પણ લખી શકે તેમ નહોતું. તેમ ત્યાં કંઈ ટપાલ જેવું પણ ક્યાંથી હોય? એટલે તેણે લ્હાસામાં રહીને કામ કરવા માંડયું. તે ત્યાંના મોટા વેપારીઓના છોકરાને ગણિત ભણાવવા લાગ્યો પણ તેમાંથી પોતાનું ગુજરાન માંડ નીકળતું. પણ તો ય તે નિરાશ થયા વગર પોતાનું કામ કર્યે જતો. વખત મળે એટલે લ્હાસા શહેર ફરતું ચક્કર મારવા નીકળે. અને પોતાનાં પગલાં ગણતો જાય; આસપાસ કોઈ નથી એમ જુએ એટલે પોતાનાં છુપાવેલાં ઓજારો કાઢીને માપણી કરી લે. આવી રીતે ત્યાં કામ કરીને તે તક મળતાં ત્યાંથી પાછો લદ્દાખ પહોંચ્યો. ત્યાંથી ત્રાદોમ આવ્યો અને ત્યાંથી નેપાળને રસ્તે હિંદમાં આવવાને બદલે પશ્ચિમના પર્વતોમાં થઈને માનસરોવર અને તેની આસપાસના પ્રદેશની માપણી કરી.

આ રીતે પોતાના કાર્યની એક મજલ પૂરી કરીને તે તેના ઉપરી મોન્ટગોમરી પાસે આવ્યો. મોન્ટગોમરીના આનંદનો અને ગર્વનો પાર ન હતો. તેના 'શિષ્યે' બ્રહ્મપુત્રા નદીનો ઉપરનો પ્રવાહ શોધી કાઢ્યો હતો. અલબત્ત દેશી માણસની શોધ વિષે પહેલાં તો શંકા ઊભી કરવામાં જ મહત્તા ગણાય છે. પણ આખરે નયનસિંહની શોધ જ સાચી ઠરી. એ ઉપરાંત લ્હાસા અને તેની આસપાસના પ્રદેશની ખૂબ જ કાળજીભરી, સત્ય અને નજરે દીઠી માહિતી રજૂ કરી તેઓની આસપાસ વીંટાયેલ પરીકથા તથા કલ્પનાનું ધુમ્મસ તેણે વીંખી નાખ્યું. લગભગ ૧૨૦૦ માઇલના પ્રદેશની માપણી તેણે કરી હતી. લ્હાસાની નજીકની સોનાની ખાણોની પણ તે તપાસ કરવાનું ચૂક્યો નહિ.

આ નયનસિંહની શોધખોળની આખરે કદર થઈ. યુરોપના ભૂગોળશાસ્ત્રીઓએ પણ આ વીરને યોગ્ય માન આપ્યું. સરકારે પણ તેને યોગ્ય મહેનતાણું આપ્યું. ઇંગ્લાન્ડની રોયલ જિયોગ્રાફિકલ સોસાયટીએ તેને સોનાની ઘડિયાલ ભેટ આપી. પણ તે તેના કોઈક શિષ્યે ચોરી લીધી.

પણ આટલાથી નયનસિંહને સંતોષ થાય તેમ નહોતું. તેમ મોન્ટગોમરી સાહેબને પણ આ પંડિતોને વધારે સંખ્યામાં મોકલવાનો લોભ લાગ્યો. એક વરસ પછી નયનસિંહ પાછો નીકળ્યો. આ વખતે પોતાની સાથે બીજા બે જુવાનિયાઓને આ કામમાં પલોટવા માટે સાથે લીધા. આ વખતે તેમણે ભૂગોળના એક મહત્ત્વના પ્રશ્નનું સમાધાન કરવાનું હતું. સિન્ધુ નદીની એકે ય શાખા પૂર્વ તરફ વટે છે કે કેમ? એ ઉપરાંત અંગ્રેજ સરકારને મન સ્વર્ગ જેવી સોનાની ખાણોના વિસ્તારની તપાસ તો કરવાની જ હતી. પણ નયનસિંહને સોનાની ખાણોમાં કે સિન્ધુની શાખામાં સરખો જ રસ હતો. તેઓ વેશપલટો કરીને પાછા વેપારી તરીકે નીકળ્યા. પણ આ વેપારીઓ ઉપર તિબેટની શંકાશીલ વસતી બહુ કડક ચોકી રાખતી હતી. તોપણ તેમણે કંઈ નહિ ને ૧૮૦૦૦ ચોરસ માઇલ જેટલા પ્રદેશની માપણી કરી અને શંકાસ્પદ સ્થાનો વિષે ચોકસ માહિતી એકઠી કરી.

પણ આ બે પ્રવાસોએ નયનસિંહના શરીરને ભાંગી નાખ્યું. અલબત્ત તેનો જુસ્સો જરા યે ભાંગ્યો ન હતો પણ હવે તેના શરીરને આરામ આપ્યા વગર છૂટકો નહોતો, એટલે તેને હવે તેના ઉપરીઓએ શિક્ષક તરીકેનું કામ સોંપ્યું. તેને એક સવાયો શિષ્ય પણ મળી ગયો. તેનું નામ કિશનસિંહ. પણ સરકારી દફતરમાં તેને એ. કે. નામથી ઓળખવામાં આવે છે.

પણ આ નયનસિંહની વાત હજુ પૂરી કરવાની છે. આ રખડુ જીવને માસ્તરગીરી કેમ ગમે? તેનો જીવ ફરી ઊંચે ચઢ્યો. તેના ઉપરીઓએ તેને ઘણી ના પાડી. પણ તેણે પોતાના પ્રવાસનું કામ ફરી ઉપાડવા માટે કમ્મર કસી. અલબત્ત મોન્ટગોમરી સાહેબને અંદરખાનેથી આ વાત ગમતી હતી. કારણ કે નયનસિંહની ચોકસાઈ અને બહાદુરી બીજે

ક્યાં મળે ? પણ તેને એક બીજી પણ ચિંતા હતી. આ નયનસિંહની કામગીરીની પ્રસિદ્ધિ થતાં જ તિબેટમાં પણ તેનું નામ ફેલાઈ ગયું હતું અને તિબેટના લોકો હવે જો હાથમાં આવે તો તેને છોડે તેમ ન હતા. તોપણ આખરે નયનસિંહને ફરી પોતાના પ્રવાસે નીકળવાની તક મળી. ઈ. સ. ૧૮૪૪ના જુલાઈની ૧૫ મીએ તે તિબેટી સાધુના વેશમાં હદ ઓળંગીને તિબેટમાં પેઠો. તેની સાથે ત્રણ નોકરો હતા. સાધુનો વેશ આવા કામમાં સૌથી વધારે અનુકૂળ આવે તેમ હતો. માળાના મણકાની ગણતરી કરતાં કરતાં જમીનની માપણી કરવી બહુ સહેલી પડે. વળી તિબેટી લામાના હાથમાં એક 'પ્રાર્થનાચક્ર' નામનું સાધન હોય છે. આ ચક્ર એક હાથાવાળા ડબલા જેવું હોય છે. અને તેની અંદર કાગળમાં 'ૐ મણિ પદ્મ કુમ્' નામનો મંત્ર લખેલો હોય છે. એ હાથો પકડીને એ ડબલાને ગોળ ગોળ જેટલી વાર ફેરવે તેટલી વાર એ મંત્ર બોલ્યાનું પુણ્ય મળે. આ પ્રાર્થનાચક્રમાં નયનસિંહને મંત્ર કરતાં તેના માપણીનાં ઓજારો સંતાડવાનો રસ હતો. એમાં નાનાં હોકાયંત્રો, નોંધપોથી એવું બધે પણું રહે. નયનસિંહે આ વખતનું પોતાનું કામ જેટલી ગુપ્ત રીતે કર્યું તેટલું જ ચોકસાઈથી કર્યું. તેણે લ્હાસા તરફનો ઉત્તરનો ધોરી માર્ગ જ પસંદ કર્યો. તે બ્રહ્મપુત્રાના પ્રવાસની સાથે સાથે ઠેઠ તેંગ્રીનોટ સુધી ગયો અને ત્યાંથી દક્ષિણમાં નીચે ઊતરીને લ્હાસા તરફ વળ્યો. હવે તેને ગુપ્ત વેશે સહીસલામત રહેવામાં જોખમ દેખાવા લાગ્યું. તેને પોતાની જાનનું જોખમ નડતું ન હતું. પણ તેનું જીવનકાર્ય જે નોંધપોથીઓમાં ભર્યું હતું તેની ચિંતા હતી. તેણે અત્યાર સુધીની પોતાની નોંધો પોતાના નોકરો સાથે પાછી હિંદમાં મોકલી આપી. તે નોંધો લઈને પોતે પણ જો પાછો વળી ગયો હોત તોપણ કંઇ વાંધો ન હતો. પણ તેનો ઉત્સાહ અદમ્ય હતો. જાતનું જોખમ તેને આડે આવે તેમ નહોતું. તેણે તો પોતાનું કામ પાછું આગળ ચલાવ્યું. કોઈ પણ ક્ષણે ખુલ્લા પડી જવાના અને ખુલ્લા પડ્યા એટલે પકડાયા, અને પકડાયા એટલે ફાંસીએ ચડવાનું એ પણ નક્કી પણ આ નયનસિંહ તેવી કલ્પનાઓ કરવા નવરો નહોતો. તેની નજર સમક્ષ તો તિબેટની પર્વતમાળાઓ, તેનાં સરોવરો, ત્યાંના લોકોના રીતરિવાજો, આબોહવા એ બધાં તરતાં હતાં. તે ૧૮૭૪ના જુલાઈની ૧૫ તારીખે નીકળ્યો હતો. ૧૮૭૪ ના નવેમ્બરમાં તે લ્હાસા પહોંચ્યો, અને ત્યાંથી ૧૮૭૫ ના માર્ચમાં તે પાછો હિંદ ફર્યો. હવે તેને પણ પોતાના કામને આત્મસંતોષ થયો. તેણે તિબેટના ભેદ ઉપર પડેલે પડદો ઊંચક્યો હતો. તેણે અત્યાર સુધી જ્યાં કોઈનાં પગલાં નહોતાં પડ્યાં એવો ૧૩૧૯ માઇલનો પ્રદેશ નકશામાં ઉમેર્યો; લગભગ ૫૦૦ જેટલા મોટા પર્વતોની ઊંચાઇઓ માપી; તિબેટની મોટામાં મોટી નદીને તેણે નકશામાં પૂરી દોરી અને તેણે જ સાબિત કરી બતાવ્યું કે હિંદની બ્રહ્મપુત્રા તે આ તિબેટની જ મહાનદી છે. તેણે આવી ૨૪ નવી જ પર્વતમાળા શોધી કાઢી, નકશામાં હજુ સુધી ન નોંધાયેલાં એવાં મોટાં સરોવરો તેણે શોધી કાઢ્યાં. આ ઉપરાંત તે પ્રદેશોની હિલચાલ, રીતરિવાજ અને ત્યાંનું રાજકારણ આ બધાનો અભ્યાસ કરવાનું પણ તે ચૂક્યો નહિ.

પણ નયનસિંહે આ બધામાં પોતાના શરીરને ગાળી નાખ્યું. હજી તેની ઉમ્મર તો માંડ પચાસ વરસની હતી. પણ આ તિબેટની ભયંકર આબોહવા અને તનતોડ કામને અંતે તેનું શરીર નખાઈ ગયું; તેની આંખો પણ લગભગ નકામી જેવી થઈ ગઈ. સરકારે તેને સી. આઈ. ઈ. નો ઇલ્કાબ આપ્યો. તેને વાર્ષિક હજારની આવકવાળા એક ગામની જિવાઈ બાંધી આપી. દેશપરદેશના વિદ્વાનોએ તેને અભિનંદનો આપ્યાં. સોનાનાં ચંદ્રકો અને ઘડિયાળ તેને મળ્યાં પણ આ બધામાં નયનસિંહને કેટલો રસ હશે તે આપણને ખબર નથી; તેણે તો પોતાનું જીવન પોતાના ગામડામાં બેઠાં બેઠાં હિમાલયની ગિરિમાળાઓ અને તેની પાછળના તિબેટનાં હિમઅરણ્યોનાં સ્વપ્નાંઓ સેવ્યા કર્યાં હશે.

# તરસ્યો જીવ

લેખક

નાથાલાલ દવે

**સાવિત્રી પૂછતી: 'કેટલા પાસે ઊભા હતા? કેમ મોઢું રાખ્યું હતું? કેમ હસતા હતા? શી વાત કરતા હતા?' દાક્તર કહેતા: 'મારો ધંધો એવો છે એમાં હું શું કરું?'**

'ચંદ્રા! તને એમ હોય કે હું ખોટું કહું છું તો તું નજરોનજર જોઈ લે. અહીં ઊભી રહે. અહીંથી બરોબર દેખાય છે.' સાવિત્રી બોલી. ચંદ્રા આવીને ઊભી રહી.

'તું કહે છે ને કે મારા મનમાં ખોટો વહેમ ભરાયો છે; દાક્તર બહુ સારા માણસ છે, તે જો. કેવાં બે ય પાસે પાસે ઊભાં છે! કેવાં ધીમે ધીમે હસીને મીઠી મીઠી વાત કરે છે! બળ્યું, મારે તો રોજ આ જોવાનું ને સળગ્યા કરવાનું! તને શું વાત કરું?'

'તમે નકામા જીવ બાળો છો, સાવિત્રીબહેન! અરુણભાઈ એના દરદી સાથે વાત કરે છે એમાં શું થઈ ગયું?'

'જો તો ખરી! જો એ નીચા નમ્યા. પેલીના મોં પાસે...હાય! હાય! નખ્ખોદ જાજો એ રાંડ ચિબાવલીનું. કોકનાં ઘર ભાંગવા જ જન્મી છે!'

'અરે, બીચારીને ગળામાં દવા ચોપડવી હશે તે દાક્તર એમ ઊભા છે. એમાં તમે આમ અકળાઈ શું જાવ છો?'

'એના ગળાને ભૂખે ય કાંઈ થયું નથી. ફક્ત માતેલી સાંઢ જેવી છે! રોજ એવી ને એવી કૈંક આવે છે!'

'તે એ જ સારું ને! દરદી વધારે આવે એટલી તમારે કમાણી વધારે થશે.'

'અરે બાઈ! ધૂળ પડી એ કમાણીમાં. મારું તો રોજ અરધું લોહી અવટાઈ જાય છે.'

'વહેમનું ઓસડ નથી, બહેન!' ચંદ્રાએ કહ્યું. 'નહિતર સાચું કહું તો તમે ખાલી કંકાસ ઊભો કરો છો. અરુણભાઈ જેવા બીચારા ભલા, ભોળા, નિખાલસ માણસ; કોણ એમના વિષે આવી શંકા લાવે?'

'એમ કે? બીચારા, ભલા, ભોળા, નિખાલસ માણસ! તેં એની સાથે જિંદગી કાઢી નથી એટલે તને ખબર નથી. આખા ગામની સાથે હસી હસીને વાત કરે, મોંયેથી જાણે કે ફૂલ ઝરે; અને ઘરની બૈરી સાથે, એને પૂછી તો જોજે, કદી સારે મોઢે મને બોલાવી છે?'

'પણ તમે એને ચીડવ્યા કરો, પછી એનો શો વાંક?'

'તને ય મારો જ દોષ દેખાય છે. તારી આંખમાં ય દાક્તરે ભૂરકી આંજી દીધી છે. તું ય કાલ દાંતની દવા કરાવવા આવીશ એમ લાગે છે.' સાવિત્રીએ કહ્યું.

'શું બોલો છો, સાવિત્રીબહેન! આવું કહેશો તો ફરીથી તમારે ઉંબરે ચઢીશ નહિ.'

'તો રહેવા દેજે ને, બાપુ! હું ક્યાં કોઇના સમ દઇને તને બોલાવવા આવી હતી!'

'હું આ ચાલી. તમને કોઇની સાચી વાત ગળે નહિ ઊતરે. જે લોકો હાથે કરીને પોતાની આસપાસ દુઃખની સાંકળો તૈયાર કર્યા કરે છે તેમને મુક્ત કરવાનો કોઇ ઉપાય જ નથી.' કહીને ચંદ્રા ચાલી ગઈ.

સાવિત્રી બબડતી બબડતી ઊભી રહી: 'સહુ એનો જ પક્ષ ખેંચે છે. મારે માટે કોઇને લાગી આવતું નથી. બધા ય કહેશે કે દાક્તર બહુ સારા માણસ. અરે, અંદરની વાત જાણતા હોય તો ખબર પડે ને કે આ પંદર વરસમાં મારે માથે શી શી વીતી છે! દવાખાનું અને ઘર સાથે રાખ્યું. મનમાં હતું કે મારી નજર આગળ એ જરા શરમાશે, છોકરિયું આવતી ઓછી થશે. પણ એના એ રંગઢંગ! એમાં તલ જેટલો યે ફેર નહિ. હાય! બળ્યો અવતાર! જો, બારણું ઊઘડ્યું. હવે એ છોકરીને મૂકવા જશે. 'આવજે! આવજે!' ઓહો! એમ થાય છે કે એ જુલ્ફાંવાળીની જીભ ખેંચી કાઢું.

માળી મોટર પોતાની મેળે હાંકે છે ને કહે છે કે: માંદી છું. હજી તો ત્યાં ઊભા છે! બજાર વચ્ચે બેય જણાં હાથ મેળવે છે! છે ને

સાવ નફફટ! અરે ભગવાન! ક્યાં સુધી મારે આ બધું જોયા કરવાનું ?'

મોટર ગઈ.

દાક્તર અરુણકુમાર ઉપર આવ્યા.

સાવિત્રી બોલીઃ 'એના ઘર સુધી વળાવવા સાથે ગયા હોત તો સારું હતું. આટલેથી જ કેમ પાછા આવ્યા ?'

'કેમ શું છે ?'

'શું હોય ? ખૂબ મીઠી મીઠી વાતો કરી કે ?'

'અરે, તને તે કહેવું શું ? દીવાન બહાદુરની દીકરી છે. એટલો વિવેક ન કર્યો હોય તો ગામમાં દાક્તર ક્યાં ઓછા છે ? આપણે ઉંબરે કોણ ચડે ?'

'હા, હા. હું ક્યાં નથી જાણતી ? આપણે ઉંબરે ચડે એ માટે તો ઠેઠ મોઢા પાસે મોઢું લાવી તમે એની બરાબર તપાસ કરો છો !'

'તોબા તારાથી તો. એને બીચારીને ટોન્સીલ થયો છે તે મારે જોયા વગર જ દવા આપવી ?'

'રૂપાળી છોકરીઓને બધીને ટોન્સીલ જ થાય એનું શું કારણ ?'

'તારા આ સ્વભાવથી તો હું ખરેખર ત્રાસી ગયો છું, સાવિત્રી ! આ માટે તો મકાન બદલાવી અહીં દવાખાના સામે જ તને રહેવા લાવ્યો. મને હતું કે તું નજરોનજર જોઈશ એટલે તને બધી વાત સમજાશે. પણ તું તો દિવસરાત વધારે ને વધારે વહેમાતી જાય છે. તું જોતી નથી કે તારી આ વાત સાંભળીને તો ગામના લોકો મારી મશ્કરી કરે છે !'

'તે કરે જ ને ! તમારાં લક્ષણ એવાં. તમે આંધળા હશો, ગામ કાંઈ આંધળું છે ?'

અરુણે અકળાઈને કહ્યુંઃ 'હું તને એમ પૂછું છું કે તારે ને મારે તે કયા ભવની દુશ્મનાવટ છે ? શા માટે આ કાતર જેવી જીભ લઈને તું મારી પાછળ પડી છે ? મારો ધંધો ગયો, દર્દીઓ અહીં આવતા બંધ થયા; મારી પ્રતિષ્ઠા ગઈ. મારી આખી કારકિર્દી ધૂળ મળવા બેઠી. પણ હજી તને તૃપ્તિ થતી નથી ! મેં એવું તે તારું શું બગાડ્યું છે ?'

'હો, જોજો ન્યાય ! કોણ જાણે કયા ભવને પાપે તમારે પનારે પડી. પરણ્યાને આજ પંદર વરસ થયાં પણ એક દિવસ નીરાંતે બેસીને વાત કરી નહિ. એક દિવસનું સુખ મેં જોયું નહિ.'

'સુખ શું કહેવાય તેની તને ખબર છે ! સાક્ષાત ભગવાન આવે તો ય તને સુખી કરી ન શકે. તારી સાથે બેસીને શી વાત કરવી ? તારા સહવાસથી હજી હું ગાંડો નથી થઈ ગયો એની જ મને તો નવાઈ લાગે છે.'

'તમારા ચેનચાળા જોઈને હું ય થાકી ગઈ છું. કેમ ટોપી પહેરી ? શું, ફરવા ચાલ્યા ?'

'હા, કલબમાં જાઉં છું. તારી સાથે છીભાજોડી, કરવાથી મારું માથું ભમે છે.'

'ક્યારે, રાતે બાર વાગે ઘેર આવશો ?'

'મારું ચાલે તો આખી રાત બહાર જ રહું.'

'મારા કલાક કેમ જતા હશે એનો કદી વિચાર કર્યો છે ??'

'તારે સાથે આવવું નહિ અને એકલા ય રહેવું નહિ એ બે ય કેમ બને, કહે જોઉં ?'

'હું સાથે આવું તો રસ્તામાં પેલી મોટરવાળીને કેમ ફાવશે ?'

'પાછી મૂળ વાત પર આવી ગઈ. તને એમ છે કે મારી વાટ જોઈને એ રસ્તામાં ઊભી જ હશે, કેમ ?'

'હાસ્તો. નહિતર આમ બનીઠનીને ઊપડવાની તમને શી જરૂર પડી ? હજી એક વાર અરીસામાં જોઈ લો કે ટાઈની ગાંઠ બરાબર આવી કે નહિ. અને માથે બ્રશ ફેરવી લો, વાળ ઊભા થઈ ગયા હશે.'

'સાવિત્રી ! મને લાગે છે કે કોઈ વખત હું તારું ખૂન કરી બેસીશ.'

'એની તો મને ય ખબર છે.'

દાક્તર કપડાં પહેરીને બહાર ચાલ્યા ત્યાં સાવિત્રીએ કહ્યુંઃ 'જરા ઊભા રહો, મારી એક વાત સાંભળતા જાવ.'

'આટલી સાંભળી એ ઓછી છે ?'

'હું એમ કહું છું કે તમે મારી બહેનને બોલાવી આપશો ?'

'કોને, પ્રમીલાને ?'

'હા. એ અહીં આવશે તો મારા મનનો ભાર ઓછો થશે.'

'અને બહેનોએ મળીને મોરચો તૈયાર કરવો છે?'

'એ હશે તો મારો વખત જશે. પછી તમે ફાવે ત્યાં ફર્યા કરજો.'

'ભલે, આજે જ કાગળ લખીશ.' કહીને દાક્તર જતા રહ્યા.

× × ×

પ્રમીલા સાવિત્રીની મોટી બહેન થાય. સાસરામાં તેમ જ પિતાના ઘરમાં તેનું ખૂબ માન હતું. સાવિત્રી કરતાં તેનો સ્વભાવ પણ જુદી જાતનો. અરુણકુમારના ઉપરાઉપર બે પત્રો આવ્યા. નાની બહેનનો બહુ આગ્રહ છે. વળી અમદાવાદ શહેર તેણે વરસો થયાં જોયું નથી. મનમાં થયું: 'ચાલ, થોડા દિવસ જઈ આવું; બહેનને મળી આવું.' પિતાની રજા લઈ તે અમદાવાદ ચાલી.

એના આવવાથી ઘરમાં બે દિવસ શાંતિ થઈ. રસોઈ વખતસર તૈયાર થવા લાગી. સાવિત્રીને વાતો કરવાનું ઠેકાણું મળ્યું. દાક્તરને પણ વાતાવરણમાં રાહત દેખાવા લાગી. પ્રમીલા વાત કરતી: 'પતિને માથે સંસારનો બોજો રહ્યો. એના ખાવાપીવાને વખતે ઘરમાં શાંતિ રાખવી જોઈએ. ઘરમાં પણ નિરાંત ન હોય તો એનું શરીર કેમ ચાલે?' પતિપત્ની વચ્ચે ચાલતા કંકાસની પ્રમીલાને ખબર હતી. તેણે સાવિત્રીને કહ્યું: 'જો બહેન! સ્વામીનો સ્નેહ એ સ્ત્રીની મોટામાં મોટી દોલત છે. આમ અવિચારી રીતે એ ઉડાવી દઈએ તો પાછળથી પસ્તાવાનો વખત આવે. કંકાસ જેવું બીજું ઝેર નથી. એથી તો માણસની જિંદગી બરબાદ થઈ જાય.'

સાવિત્રીને થયું કે આ તો પોતા પર જ બધું ઢોળાય છે. એટલે એણે તુર્ત જ પ્રશ્ન કર્યો: 'મોટી બહેન! તું અહીં નિરાંતે રહેવા આવી છે કે મારી આગળ ભાષણ કરવા આવી છે?'

'મારે તમને બંનેને નિરાંતે રહેતાં કરવાં છે.'

'એ બની રહ્યું. તેં એમનાં લક્ષણ જોયાં નથી.'

'દાક્તરમાં શું કહેવાનું છે, બહેન! કેવા ભલાભોળા માણસ છે! તું તેને માથે છાણાં થાપે છે છતાં એક અક્ષર બોલતા નથી. આવા સંહનશીલ માણસની માથે, સાચું કહું તો બહેન! તું જુલમ જ કરે છે.'

'સગી બહેન થઈને તું ય આમ બોલીશ? થોડી વાટ જો, હમણાં હું તને સગી આંખે બતાવું કે આમાં કોનો વાંક છે?' સાવિત્રી બોલી.

બીજા ખંડમાંથી આવીને અરુણે કહ્યું: 'હા, પ્રમીલા બહેન! તમે જાતે જ આજે પરીક્ષા કરો. હમણાં કોઈ દરદી આવશે. મારે એની આંખ, કાન, નાક, ગળું કંઈક તપાસવું પડશે એટલે આ તમારી બહેનને આખો દિવસ ટકટક કરવાનું મળશે. કેટલા પાસે ઊભા હતા? કેમ મોઢું રાખ્યું હતું? કેમ હસતા હતા? શી વાત કરતા હતા? હું યે કહું છું કે આવો ત્રાસ તમે કદી ક્યાંય જોયો નહિ હોય એટલે આજે બરાબર જોઈ લેજો. મારો ધંધો એવો એમાં હું કરું શું? તમે સલાહ આપતા હો તો હવે સંન્યાસી થાઉં?'

સાવિત્રીએ કહ્યું, 'હા સંન્યાસી થજો પણ પેલી મોટરવાળીને સાથે લેતા જજો. શી લાંબી આવરદા છે? જુઓ, આ આવી!'

નીચે મોટર આવીને ઊભી રહી. ગુલાબી સાડી પહેરેલી એક યુવતી અંદરથી ઊતરી. દરવાજા પરનું બટન દબાવી અંદર જઈએ દાક્તરની વાટ જોતી બેઠી.

દાક્તર એની પાસે ગયા.

અને સાવિત્રીનું વિવરણ ચાલું થયું: 'જો એ કેમ ઊભા છે? કેવી રીતે વાત કરે છે? આવી જુવાનજોધ છોકરી છે ને કહે છે કે માંદી છું!'

પ્રમીલાએ કહ્યું: 'આ તો ઘણું ખરાબ કહેવાય બહેન! સ્વભાવે તું આવી વહેમીલી ક્યાંથી થઈ? બીચારા છાનામાના દવા આપે છે!'

'તે આપે જ ને. બે જણનાં દેખતાં છાનામાના દવા ન આપે તો કેમ આપે?' સાવિત્રી બોલી.

દવા લઈને પેલી યુવતી ચાલી ગઈ. દાક્તર ત્યાં દવાખાનામાં જ રોકાયા.

થોડીવારે પ્રમીલાએ કહ્યું: 'મને બીક લાગે છે બહેન! કે તું હાથે કરીને તારું સત્યાનાશ વાળવા બેઠી છે. તારા વાક્યે વાક્યે કુશંકાની દુર્ગંધ ઊડે છે. તારી નજરમાં ઈર્ષ્યા જ ભરી છે. તું જ તારા દાક્તરને કોઈ સ્ત્રીના હાથમાં ધકેલી દઈશ. જોતી નથી એ કેટલા સુકાઈ ગયા છે? હજી એમને પૂરાં પાંત્રીશ નથી થયાં ત્યાં તો વાળ ધોળા થવા લાગ્યા છે. ઘરમાં વખતસર રસોઈ થતી નથી. ફાવે ત્યારે આવે છે ને ટાઢુંટૂંકું જમી લે છે. એ આટઆટલું સહન

કરે છે તેની ય તને કિંમત નથી.'

'આવી મોટી કિંમત કરવાવાળી! એમ હોય તો તું જ એને ઉઠાવી જાને. એ આટલા બધા સારા માણસ છે તો શા માટે જતા કરે છે?'

'સાવિત્રી! શું બોલે છે તેનું કાંઈ ભાન છે? વધારે બોલીશ તો તારી જીભ જ ખેંચી કાઢીશ.'

'શા માટે ન બોલું? હું શું નથી દેખતી એમ?' પથારીમાં સૂતાં સૂતાં જ સાવિત્રી આરામથી કહેવા લાગીઃ 'તું આવી ત્યારથી હું જોઉં છું. ઇશ્વરે મને ય આંખો આપી છે. દાક્તર આવા ને દાક્તર તેવા. તું જ એની પાછળ ગાંડી થઈ છે. બેય જણાં છાની છાની વાતો કરો છો ને મસ્કરી ઉડાવો છો એ શું હું નથી સમજતી? એને લઇને ચાલતી થા એટલે તને સંતોષ થાય. દિનમણિ વળી બીજી પરણી લેશે.'

'દાક્તર! દાક્તર! જુઓ તો સાવિત્રી શું બોલે છે!' કરતી પ્રમીલા દવાખાનામાં દોડી ગઈ. દાક્તરના પગ આગળ બેસીને એ રડી પડી. દાક્તરને વાતનો ખ્યાલ તો હતો જ. સાવિત્રી શું શું કહેવાને શક્તિમાન છે તે તે જાણતા હતા.



'મારે આજે જ સાંજની ગાડીમાં જવું છે, દાક્તર! આ ઘરમાં મારાથી રહેવાય તેમ નથી.'

રૂમાલથી પ્રમીલાનાં આંસુ લૂછતાં લૂછતાં દાક્તરે કહ્યું: 'તમે જુઓ છોને, આવો મારો સંસાર છે.'

એના અવાજમાં જે થાક, નિરાશા અને વ્યગ્રતા ભરી હતી તેણે પ્રમીલાના હૃદયને હલાવી નાખ્યું. દાક્તરનો હાથ તેણે હાથમાં લીધો અને બોલીઃ 'પુરુષ થઇને એમ હિંમત શું હારી જાઓ છો! નાનકડું ઘર એટલી જ કાંઇ દુનિયા નથી. તમારે તો બહારની મોટી દુનિયામાં રહેવાનું છે ને કેટકેટલાં કામ કરવાનાં છે!'

'પહેલાં મને ય એવો ઉત્સાહ હતો. કંઇક કરવાની હોંશ હતી. પણ પછી ધીરે ધીરે મારી શક્તિ અલોપ થઈ ગઈ. આ કંકાસની કાળાશ મારા જીવન પર લપેટાઈ ગઈ. મારા હૃદયની વાત સમજે, મારા પુરુષાર્થને ટેકો આપે એવી કોઈ સ્ત્રી મને મળી હોત તો મારી જિંદગી હું જુદી જ રીતે ઘડી લેત. પણ હવે તો મને થાક લાગ્યો છે. એમ થાય છે કે બધું છોડી ક્યાંક દૂર દૂર ચાલ્યો જાઉં, આ ઘર, આ દવાખાનું બધાનો બોજો જાણે કે મારી છાતીને કચરી નાંખે છે.'

'એમ હતાશ ન થાઓ, દાક્તર! જિંદગી એ એવી મામૂલી વસ્તુ નથી કે જે તે આવીને તેને વેડફી નાખે અને આપણે તેમ થવા દઇએ. સહન કરવામાં જ બધો પુરુષાર્થ આવી જતો નથી. અને કશાનો પ્રતિકાર ન કરવો એ તો સૌજન્ય પણ નથી, માત્ર નિર્બળતા છે.' કહીને પ્રમીલા હસી.

દાક્તર તેની સામે સ્થિર નજરે જોઈ રહ્યા. જે એને ક્યાંય મળ્યો ન હતો એ સ્નેહ તે સામેની બે આંખોમાં શોધી રહ્યા હતા. પ્રમીલાના હાથ ધીરેથી દબાવીને તેમણે છોડી દીધા. પછી તેમણે કહ્યું: 'અવિનય કરું છું એમ માનશો નહિ. આટલા પૂરતી પણ મારી વાત કોઈ સમજે તેની મને જરૂર હતી. આજે તમે મને ઘણી ય વસ્તુ સમજાવી દીધી છે.'

'ચાલો, હું જાઉં ત્યારે? સાવિત્રી વળી કહેશે કે હું તમને ઝૂંટવી જવા જ આવી છું.'

તે દિવસે સાંજની ગાડીમાં પ્રમીલા જતી રહી.

# ફે. ફો. જા. નં. ૭૦૨

અડવાશા ભગાભાઈ દોશી ઉ. વ. ૬૦ નાતે વાણિયા } અપીલવાળા

વિ.

કપુરચંદ ફતેચંદ શાહ ઉ. વ. ૫૨ નાતે વાણિયા } સામાવાળા

**કલમ ૪૯૧ મુજબ કરારભંગનો અથવા કલમ ૪૧૮ મુજબ છેતરપીંડીનો ગુનો બને છે કે નહિ તે જોવા બાબત***

લેખક : મુનિકુમાર મણિશંકર ભટ્ટ

આ કામની હકીકત એવી છે કે આ કામના અપીલવાળાએ આજથી એકાદ વર્ષ અગાઉ પોતે પાંચમી વાર વિધુર થતાં છઠ્ઠી વાર સામાવાળાની પુત્રી બાઈ કમળા ઉ. વ. ૧૩ સાથે લગ્ન કર્યાં. એ લગ્ન કરવા અગાઉ અપીલવાળા અને સામાવાળા વચ્ચે થયેલ સમજણ મુજબ અપીલવાળાએ સામાવાળાને દસ હજાર રૂપિયાની રકમ ત્રણ હપ્તે આપવાની હતી જેમાંનો છેલ્લો હપ્તો મંગળફેરા ફરી રહ્યા બાદ આપવાનો હતો. અને તે રકમ પૂરેપૂરી અપીલવાળાએ સામવાળાને ચુકાવી આપી છે અને સામાવાળો તે વાત કબૂલ રાખે છે.

લગ્ન થયા બાદ અપીલવાળો પોતાની પરણેતર થયેલ બાઈ કમળા (ઉ. વ. ૧૩)ને પોતાની સાથે પોતાને ગામ પોતાને ઘેર લઈ ગયો. તે વાતને એક માસ વીત્યો નહિ તે પહેલાં જ એક સાંજે બાઈ કમળા (ઉ. વ. ૧૩) હાજતેથી પાછી ફરતી હતી તેમાં તેને સર્પદંશ થયો અને તેના ઉપચાર કર્યા તોપણ થોડા વખતમાં તે મરણ પામી.

આ ઉપરથી આ કામના અપીલવાળાએ નીચેની કોર્ટમાં દાવો દાખલ કર્યો કે પોતાની વિધુર અવસ્થા દૂર કરવા તેણે રૂ. ૧૦,૦૦૦)નો ખર્ચ કરીને ગુજરનાર બાઈ કમળા જોડે લગ્ન કર્યું હતું. વળી લગ્ન કરતી વેળાએ બાઈની ઉમ્મર તેર વર્ષની હોવાથી તે બીજાં ઘણાં વરસ જીવશે તેથી અપીલવાળાને પોતાના શેષ આયુષ્યમાં ફરી પરણવા જરૂર પડશે નહિ એમ વિચારી તેણે રૂ. દસ હજાર જેટલી મોટી રકમ આપી હતી. પરંતુ બાઈ મજકૂર તો પોતાની પાંચેય ધણિયાણી કરતાં ઓછું જીવી હોવાથી તેનો લગ્નનો હેતુ બર આવ્યો નથી તેથી સામાવાળાને આપવામાં આવેલ દસ હજાર રૂપિયા તેણે અપીલવાળાને પાછા આપવા. સામાવાળાએ નીચલી કોર્ટમાં દલીલ કરી પરણાવવા બદલ તેણે રૂ. દસ હજાર અપીલવાળા પાસેથી લીધા હતા તે વાત ખરી છે અને તે મુજબ તેણે બાઈ (હવે ગુજરનાર બાઈ) કમળાને અપીલવાળા સાથે ચાર ફેરા ફેરવી વિધિસર પરણાવી દીધી હતી તેથી પોતે કરાર પ્રમાણે બરાબર વર્તન કરેલ હોઈ તેણે અપીલવાળાને કાંઈ રકમ આપવાની થતી નથી. નીચલી કોર્ટે આ લગ્ન સંપૂર્ણ રીતે અમલમાં આવેલું ગણી, કરાર બરાબર પળાયો હોવાનું સાબેત ગણી કેસ કાઢી નાખ્યો હતો, તે ઠરાવથી નારાજ થઈ અહીં આ અપીલ લાવવામાં આવી છે, જેમાં દલીલો મુખ્યત્વે નીચે મુજબ છે:—

૧ કે આ અપીલ નીચલી કોર્ટનો ફેંસલો સંભળાયા બાદ તુરત દાખલ કરવામાં આવી હોઈ મુદતની અંદર છે.

૨ કે આ પ્રમાણે જે દસ હજાર રૂપિયા નીચલી કોર્ટની માલેકીના નહોતા પરંતુ અપીલવાળાના હતા તે સામાવાળાને રાખવાદેવાનો હુકમ કરવામાં નીચલી કોર્ટે ભૂલ કરી છે.

૩ કે અપીલવાળાએ પોતાના શેષ આયુષ્યમાં ફરી પરણેતર કરવું ન પડે તેટલા માટે ઇરાદાપૂર્વક નાની ઉમરની બાઈ સાથે લગ્ન કર્યું તે પછી બાઈ પણ

---

*થોડા વખત પહેલાં મારા હાથમાં કાગળોનું એક બંડલ આવ્યું છે તે તપાસતાં કોઈક કોર્ટના એક વિલક્ષણ ન્યાયાધીશે કેટલાક જવલ્લે જ બનતા કેસોમાં જવલ્લે જ અપાય તેવા ફેંસલા આપેલા છે. કાગળો ઉપરથી આ કેસો ક્યાં બન્યા તે દેખાતું નથી તેમ જ ન્યાયાધીશની પદવી કે તેની ડીગ્રી શું હતી તે જાણી શકાયું નથી એટલે તે સંશોધનનો વિષય હોઈ પ્રકટ કરવામાં આવે છે.

ગુજરી જાય અને પૈસા પણ જાય તે ન્યાયયુક્ત નથી, કેમકે પરણ્યા છતાં પરણવાનો હેતુ બર આવ્યો નથી.

૪ કે સામાવાળાના કહેવા પ્રમાણે તેણે બાઈને પરણાવી હોવા છતાં સામાવાળો હવે બાઈને રજૂ કરી શકે તેમ નથી, અગર જો કે દસ હજાર રૂપિયા રજૂ કરી શકે તેમ છે માટે પૈસા પાછા નહિ આપવામાં તેણે કરારભંગ કર્યો છે.

આ પ્રકરણને અંગે સામાવાળા તરફથી રજૂ થયેલ સાક્ષીઓ જેવા કે લગ્ન કરાવનાર ગોર, લગ્નમાં હાજરી આપનાર બે શખ્સો, પાવતી લખી આપનાર કારકુન વગેરેને તેમ જ અપીલવાળા તરફથી રજૂ થયેલ શાહેદો જેવા કે સ્મશાને ગયેલ ડાઘુઓ, લગ્નનું સારું નક્કી કરનાર મહારાજ અને રૂપિયા ગણી આપનાર ગુમાસ્તાને ધ્યાનથી તપાસવામાં આવ્યા છે અને તેમની કેફિયત ઉપર વિચાર કરવામાં આવ્યો છે.

ઉપરાંત અપીલવાળા તરફથી પોતે પરણવા ગયેલ ત્યારે કરાવેલ કપડાંનું, દરજીનું તથા વિધુર થયા બાદ ધોળો ફેંટો લીધો તેનું બિલ, સ્મશાનમાંથી લીધેલ લાકડાં, તથા સ્મશાનસામગ્રીનો આંકડો, સુધરાઈ ખાતાની મરણનોંધની ખરી નકલ, સર્પદંશ થયો તે જગ્યાનો સ્કેચ અને ગંગાજીમાં નાખવા લીધેલાં મરનાર બાઈનાં કહેવાતાં ફૂલ રજૂ થયાં છે. જ્યારે સામાપક્ષ તરફથી બેન્ડવાળાનો, પૂજાપાવાળાનો, કંદોઈનો, દારૂખાનાનો વગેરે આંકડાઓ, તથા મરનાર બાઈની ઉમરનું નિશાળનું સર્ટીફિકેટ રજૂ થયાં છે તે સર્વ પુરાવા ધ્યાનમાં લેવામાં આવ્યા છે.

તે ઉપરાંત બન્ને પક્ષના વિદ્વાનોએ પોતપોતાનાં કુલો માટે કરેલી દલીલો ધ્યાનપૂર્વક સાંભળવામાં આવી છે.

આ કામમાં વિદ્વાન વકીલો તરફથી રજૂ કરવામાં આવેલ છે તે ઉપરાંત પણ કેટલાક કાયદાના અને સામાજિક રીતરિવાજના પ્રશ્નો ઊભા થાય છે તેનું નિરાકરણ પ્રથમ કરવું જરૂરનું લાગે છે.

સૌથી પ્રથમ તો અપીલવાળો જે મુદ્દા ઉપર ભાર મૂકે છે અને સામાવાળો પણ જેનો ઇનકાર કરતો નથી તે આ દસ હજાર રૂપિયાની બાબત છે. જો આ કન્યા કંકુને ચાંદલે આપવામાં આવી હોત અને તે કન્યા મરી જતાં કંકુ પાછું માગવામાં આવ્યું હોત તો સંભવિત છે કે 'કંકુ પાછું' અપાયું હોત અને આ કેસ અહીં આવ્યો ન હોત. બીજી રીતે જોતાં, તેમ જ સાક્ષીઓની કેફિયત તપાસતાં માલૂમ પડે છે કે જો અપીલવાળાએ આટલા રૂપિયા સામાવાળાને આપ્યા ન હોત તો સામાવાળો તેને પોતાની કન્યા આપત નહિ. તે જ પ્રમાણે અપીલવાળાનો આગ્રહ પણ આ કન્યા (મરનાર બાઈ કમળા)ની સાથે જ લગ્ન કરવું એવો હતો નહિ, પણ તેણે વાપરવા કાઢેલી મુકરર રકમમાં મળી શકતી ગમે તે કન્યા લેવી એવો તેનો મનસૂબો હતો. આ ઉપરથી એમ દેખાય છે કે સાધારણ રીતે થતાં લગ્નોમાં જે પ્રકારની પસંદગી, જન્માક્ષર મેળવવા, ગોત્ર-કુળ જોવાં, એવો કોઈ વ્યવહાર આ લગ્ન પરત્વે જરૂરનો નહોતો. કેટલાંક સ્થળોએ દૈનિક, માસિક કે વાર્ષિક રકમો આપીને માણસો સ્ત્રીઓ મેળવી શકે છે, અને મોટાં શહેરોમાં તે માટેની દુકાનો પણ હોય છે અને તેવી જગ્યાએ જનાર પુરુષને મંગળફેરા ફરવાનો વિધિ કરવો પડતો નથી; માત્ર તે સહચારની લંબાઈ તે માટે અપાતા પૈસા ઉપર અવલંબે છે. આ કિસ્સામાં લગ્નનો વિધિ તો કરવામાં આવ્યો છે, પરંતુ તે તો કોઈ ગ્રાહક એકનો એક માલ જુદી જુદી દુકાનેથી ખરીદ કરે ત્યારે કોઈક તેને એમ ને એમ આપે, કોઈ ગંદા કાગળમાં બાંધી આપે જ્યારે સારી મોટી કે મોંઘી દુકાનો તેને કાર્ડબોર્ડમાં બાંધીને તે ઉપર પોતાના નામવાળી રીબન બાંધીને આપે છે તેમ આપવાના પ્રકારમાં ફેર છે તે જ પ્રમાણે શોભામાં અભિવૃદ્ધિ કરવા આ કન્યા આપતી વેળા લગ્નનો વિધિ કરવામાં આવ્યો જણાય છે. અને કન્યા માટે અપાયેલ મોટી કીમત જોતાં તે જરૂરનું હતું એમ લાગે છે.

વધારે માનવાયોગ્ય તો એ જણાય છે કે આ દસ હજાર રૂપિયા અને કન્યાની સામસામી લેવડદેવડ એ સામાન્ય રીતે થતાં લગ્ન જેવો સામાજિક પ્રકાર હતો જ નહિ પણ એક સોદો હતો. જ્યારે માણસ બજારમાં કોઈ વસ્તુ ખરીદ કરવા જાય છે ત્યારે તેનું ટકાઉપણું મુખ્યત્વે જુવે છે, અને શોભા સફાઈ વગેરે ગૌણપણે તપાસે છે. તેમ આ કામમાં પણ અપીલવાળાને ટકાઉ પત્ની માગવાનો હક હતો. આ કામમાં મરનાર બાઈની ઉમ્મર તેર વર્ષની હતી તેમ પુરાવામાં રજૂ થયું છે અને પચાસમે વર્ષે તે મરણયોગ્ય બને એમ ગણીએ તોપણ તે બીજાં સાડત્રીશ વર્ષ જીવવા લાયક હતી છતાં તેટલો વખત તેણે હયાતી ન ભોગવીને અપીલવાળાને મુશ્કેલીમાં મૂક્યો છે તેટલું આ કોર્ટ સાબિત માને છે,

અને સામાવાળાએ પણ માત્ર બાઈની ઉમ્મર જ જાહેર કરીને અપીલવાળામાં તે બાઇના દીર્ઘાયુષ્ય વિશે ખોટી આશા ઉત્પન્ન કરી તેમાં તેણે "વાસ્તવ ગોપન" યાને જેને કાયદાની પરિભાષામાં સપ્રેસ્સીયો વેરાઈ કહે છે તેમ કરેલું દેખાય છે. તેમ જ ઉપર દર્શાવ્યા મુજબની હકીકત જોતાં અપીલવાળાએ સામાવાળા ઉપર મૂકેલ વિશ્વાસનો ભંગ થતાં છેતરપીંડી થઈ છે તે ખરું છે તોપણ તે માટે સામાવાળાને તકસીરવાન ઠરાવી શકાતો નથી.

આ જગ્યાએ ભાષાનો મુદ્દો પણ, જો કે તેમાંથી એકેય પક્ષ તરફથી હજુ થયો નથી તોપણ ચુકાદામાં જરૂરનો હોઈ વિચારી લેવો યોગ્ય છે. ખરું જોતાં મંગળફેરા ફેરવીને જે વિધિ કરવામાં આવે છે તેને લગ્ન કહેવાય નહિ. તેનું નામ તો પાણિગ્રહણ છે, અને એ વિધિનાં સંસ્કૃત વાક્યોમાં પણ તેને પાણિ-ગ્રહણ જ કહેવામાં આવેલ છે. લગ્નની વ્યાખ્યામાં તો એક વાર મંગળફેરા કે પાણિગ્રહણ થયા પછી બન્ને જણાં હયાત હોય ત્યાં સુધી ચાલતી મુદ્દત અને તેનો વ્યવહાર બેઉ સમાઈ જતાં હોય એમ કાયદામાં એ શબ્દનો જે રીતે ઉપયોગ થયો છે તે તપાસતાં જણાય છે.

બીજી રીતે તપાસતાં, અને અપીલવાળા અને મરનાર બાઈ વચ્ચે લગ્ન થયું છે તે પુરાવ ધ્યાનમાં લેતાં, અને સામાવાળાના વકીલની દલીલ કે લગ્ન થઈ ગયાં છે માટે ચાર ફેરા ફર્યા બાદ કરાર આપોઆપ રદ બાતલ થાય છે તે દલીલ વધારે વિચાર માગી લે છે. હિન્દુ રિવાજ પ્રમાણે કોઈ પણ સંયોગોમાં થયેલું કોઈ પણ લગ્ન સ્ત્રીની હયાતી સુધી ટકી રહે છે; કેમકે જો પુરુષ મરી જાય છે તો, કેમ જાણે પુરુષ હજી જીવતો છે તેમ ગણી સ્ત્રી બીજું લગ્ન કરી શકતી નથી. જ્યારે તેથી ઊલટું સ્ત્રી મરી જાય ત્યારે પુરુષ બીજું લગ્ન કરી શકે છે અને કરે પણ છે; જે ઉપરથી એમ ઠરે છે કે લગ્નની મુદ્દત ચાર ફેરા ફરી ઊતર્યાથી શરૂ થાય છે તે સ્ત્રીનાં મરણ સુધી ટકે છે. કેમકે જો તેમ ન હોત તો આ કિસ્સામાં બન્યું છે તેમ અપીલવાળો આટલી બધી વખત લગ્ન જ કરી શક્યો ન હોત. તે ઉપરાંત એમ હોત તો આ પ્રકરણ પ્રથમ દષ્ટિએ જ ઉપસ્થિત થવા પામ્યું ન હોત. પરંતુ પ્રસ્તુત કિસ્સામાં છઠ્ઠી વખત લગ્ન કર્યા પછી ઉપર દર્શાવ્યા મુજબ બાઈ કમળાના ગુજરી જવાથી લગ્ન આપોઆપ રદ થયું છે. એટલે લગ્ન માટેનો કરાર પૂરેપૂરો પળાયો નથી એ સાબેત માનવામાં આવે છે.

સબબ નીચલી કોર્ટનો ઠરાવ રદ કરી સામા-વાળાએ અપીલવાળાના લીધેલા રૂપિયા તેને પાછા આપવાનું ઠરાવવામાં આવે છે.

બંને પક્ષનો ખર્ચ સામાવાળાએ આપવો.

(સહી) આ અક્ષર ઉકલતા નથી.

# દર્દીના અંગે જીવાત ખદબદતી હોય, પાચપરુના રેગાડા ચાલ્યા જતા હોય તો તે બધું ય પ્રેમપૂર્વક ધોનાર સંત

ઝાલાવડ પરગણામાં ગામેગામે દયા ને દાનનો બોધ દેતા એક સાધુ ભગત રણુની ટીકર નામે ગામમાં આવી પહોંચ્યા. ભગત સિદ્ધિવાળા હતા અને એટલા ગાળામાં જાણીતા હતા. ગામનાં લોક આવી આવીને તેમને ચરણે પડવા લાગ્યાં. કૈંકનાં વાંઝિયાપણાં ભાંગ્યાં, કૈંકના અંધાપા ગયા અને કૈંકના રોગદોગ નાઠા.

ગામમાં એક અઢારેક વર્ષનો જુવાન રહેતો હતો. નાનપણથી જ એને ભક્તિ ને સત્સંગ પર પ્રીત હતી. સાધુ ભગતની ખ્યાતિ સાંભળીને તે તેમની પાસે આવી રહ્યો ને તેમની પૂજ ખાતરબરદાસ્ત ઉઠાવવા માંડી.

આમ કરતાં કરતાં એક દિવસ ભગતનું મન ટીકર પરથી ઊઠી ગયું. બીજે ગામ જવા તેમણે પ્રયાણ આદર્યું. ભગતના પગ ઝાલીને જુવાન બેસી ગયો.

'શી મરજી છે, બાપ કાળા ?'

'તમારી દુવા જોઈએ, બાપુ !'

ભગત ખડખડાટ હસીને બોલ્યાઃ 'બાપ કાળા ! તું તો પરજાપત છે. સેવા તો તને ગળથૂથીમાં મળી છે. ઠાકરનું નામ લઈને લોકની ચાકરી કરવા મંડી જા. મારી દુવા છે ભાઈ, તારા તપના પરતાપે તારે હાથે ભારે ભારે રોગ મટશે.'

× × ×

અઢાર વર્ષનું યૌવન, સંસારનું સુખ માણવાની લાલસા, માતાપિતાનો સ્નેહ, બધું ય સાપની કાંચળી માફક કાળાએ અંગ પરથી ઉતારી મૂક્યું. કાળાએ ભગવાં પહેરી લીધાં ને ગુરુની આગ્ના મુજબ લોકોની ચાકરી કરવા માંડી.

રોગીની ભાળ મળતાં જ જુવાન કાળો ટાઢતડકો જોયા વિના, ગાઉના ગાઉ ચાલીને પણ તેની પાસે દોડી જાય છે. કોઈ નોધારા કે અપંગની ચાકરી કરવા પોતે ય કૈંક ઉજાગરા વેઠે છે. દર્દીના અંગે જીવાત ખદબદતી હોય, પાચપરુના રેગાડા ચાલ્યા જતા હોય તો તે બધું ય આ જુવાન જરા પણ ચીતરી ચડાવ્યા વિના ધુએ છે. સેંકડો રૂપિયા ખર્ચતા ને મોટા મોટા વૈદોના ઇલાજે પછી જે રોગો નથી મટતા તે રોગો આ જુવાન ભગત મંત્રેલા દોરાના બળે પળમાં મટાડી દે છે. ને બદલામાં કંઈ પણ લેવા તે ધરીને ના પાડી દે છે. અને આમ પોતાના ઉપચારોને પરિણામે સાજાં થતા માણસોને જોઈને તે કોઈ સ્વર્ગીય આનંદના નશામાં મસ્ત રહે છે.

× × ×

માલણિયાત ગામના ઠાના પટેલના પટલાણીને ભયંકર જળંદર થયું છે.

પટેલ ધ્રાંગધ્રા ને વઢવાણના મોટા મોટા વૈદો સુધી દોડી વળ્યા. સેંકડો રૂપિયાનો ધુમાડો કરી ચૂક્યા. પણ પટલાણીનું દરદ ન મટ્યું તે ન મટ્યું.

ગામના લોકોએ પટેલને કાળા ભગત પાસે જવાની સલાહ આપી. પટેલે ભગત પાસે જઈ દરદની વાત કરી ને પગમાં પડીને કહ્યું: 'બાપુ ! મારું આટલું દખ ના મટાડો ?'

'કુ'દી ના પાડી'તી, પટલ? લે આ દોરો. પટલાણીને કાંડે બાંધજે.' ભગતે પટેલને દોરો આપ્યો.

પંદર દહાડામાં પટલાણી પાણીની હેલ લાવતા થઈ ગયાં.

પટેલે સો રૂપિયાની થેકડી ભગતના પગમાં મૂકી. ભગત હસવા લાગ્યાઃ 'એ તો ઠાકરની દુવાથી બન્યું છે. ઠાકર લેખે વાવરી નાખજે.'

× × ×

ધ્રાંગધ્રાને પાદરે નદી ઉપરથી એક દિવસ ભગત નીકળ્યા.

એક ઝૂંપડીમાં કોઈ ચીસેચીસો પાડે છે. ભગત ઝૂંપડીમાં ગયા. જુએ છે તો વાઘરીની બાર વરસની છોકરીનું માથું ઊંદરીથી ગદગદી ગયું છે. અંદર જીવાત પડી છે. ખદબદ ! ખદબદ !

# કાળા ભગત

લેખક

**શિવલાલ જેસલપુરા**

ભગતનું અંતર દીકરીનું દુઃખ દેખીને ઓગળી ગયું. છોકરીનું માથું ઝાલીને એકએક જીવાતને તેમણે ખેંચી કાઢી. પાણીથી તેનું માથું ધોયું ને ફૂંક મારીને તેને ગળે દોરો બાંધ્યો.

છોકરીને ટાઢક વળી ગઈ. તેની ચીસો અટકી ગઈ. કૈંક કૈંક ઉપાયોથી નહિ મટેલો રોગ પળમાં મટી ગયો.

છોકરીના બાપે ભગતના પગ ઝાલી લીધાઃ 'બાપુ, કો' તો આખી ય જંદગી તમારી ચાકરીમાં રહું.'

ભગતે આકાશ તરફ જોઈ તે તરફ આંગળી ચીંધી કહ્યું: 'ચાકરી કર પેલા ઉપલાની!'

× × ×

સાયકડા ગામના ગરાસિયાઓની હાક વાગતી. તેમની નજરે થઈને કોઈ ઘોડે ચડીને નીકળી શકતું નહિ.

કાળા ભગતને આ વાતની જાણ થઈ. ઘોડેસવાર થઈને તે સાયકડા ગામની વચમાં થઈને નીકળ્યા. ગામને ચોરે ગરાસિયા બેઠા હતા. ભગતને જોતાં જ તેઓ બળી ઊઠયા.

'આ ટપલુ જોને ફાટયું છે!' એકે દાંત કચકચાવ્યા.

'વસવાયાની જાત આપણી નજરે ઘોડે ચડીને જાય તો ભારે અપમાન કે'વાય.' બીજાએ ટાપશી પૂરી.

'પાડો એને ઘોડી પરથી હેઠો!' ત્રીજાએ હોકારો કર્યો.

હોકારા સાથે ગરાસિયા ઊભા થવા ગયા. પણ કોઈ ઊભું જ થઈ શક્યું નહિ. ગરાસિયા જમીન પર સજ્જડ ચોંટી ગયા હતા.

ભગત તો ગરાસિયા સામે જોઈ ને ખૂબ હસવા લાગ્યા.

ગરાસિયા ગભરાયા. ભગતને ખૂબ કરગર્યા. ગામના બીજા લોકોએ પણ ભગતને દયા લાવવા વીનવ્યા.

આખરે ભગતે કહ્યું: 'જો બાપ દરબારો! આવો એંકાર ના રાખીએ. દનિયામાં ઊંચીનીચી જાતું કરી મૂકી છે. પણ કોઈનો આતમા થોડો ઊંચોનીચો છે?' કહીને ગરાસિયાઓને માફી આપી.

ગરાસિયાઓનો ગર્વ ગળી પડ્યો. તેઓ ભગતને પગે પડ્યા.

એ દિવસથી સાયકડા ગામમાં સૌ કોઈને ઘોડીએ ચડીને નીકળવાની છૂટ મળી.

× × ×

ચુલીના વાણિયાના દીકરાની જાન જતી હતી. ત્યાં મારગમાં આઠદશ બંદૂકધારી લૂંટારાઓ જાનને ઘેરી વળ્યા. વાણિયણોના હાથપગમાંથી ઘરેણાં ઉતરાવી ઉતરાવીને તેમણે ઢગલો કરવા માંડ્યો.

ત્યાં તો એ જ મારગે ઘોડી ઉપર કાળા ભગત નીકળ્યા.

તેમને જોતાં જ લૂંટારાઓએ કહ્યું: 'ભગત! સીધા હાલ્યા જજો. નહિ તો રામ રમી જશે.'

સ્ત્રીઓ ને બાળકોને કાળો કકળાટ કરતા જોઈ ભગત લૂંટારાઓની આગળ આવ્યા ને કહેવા લાગ્યાઃ 'બાપ! આ બેનદીકરિયુંને સંતાપવી રે'વા દો. પે'લો મને લૂંટો. પછી આ સૌને.'

લૂંટારાઓ ના માન્યા. તેમણે લૂંટનું કામ ચાલુ રાખ્યું.

'ભલે બાપ! ત્યારે આ લૂંટ લેવી હોય તે લઈ જાવ.' કહી ભગત ઘરેણાંના ઢગલા નજીક આવ્યા ને એક પછી એક ઘરેણું જાનમાં વહેંચવા માંડ્યું.

લૂંટારાઓ ધુંઆપૂંઆ થઈ ગયા. ભગત તરફ તે ધસવા ગયા. પણ તસુભર કોઈ ખસી જ શેના શકે!

લૂંટારાઓએ ભગતને ખૂબ કાલાવાલા કર્યા ત્યારે ભગતે તેમની દયા ખાધીઃ 'શો સાર કાઢયો બાપ!'

ઘડી પહેલાં કાળો કળેળાટ કરનારાં માણસોને આનંદથી ઊભરાતા જોઈને પરમ સંતોષ પામતા ભગત ચાલ્યા ગયા.

× × ×

ભગતનું વય સિત્તેર વર્ષનું થઈ ગયું છે. નારીચણા ગામમાં તે મરણપથારીએ પડ્યા છે. ભગતને પોતાના કુટુંબી ઠાકરશીને મળવાની ખૂબ જ જિજ્ઞાસા છે.

ભગતે ઠાકરશીને બોલાવવા માણસને દીકર મોકલ્યો.

ઠાકરશીએ તેડવા આવનાર માણસને જવાની ના પાડી દીધી.

માણસ ગયા પછી ઠાકરશીને લાગ્યું કે ભગત ફરીથી માણસને મોકલીને પોતાને તેડાવ્યા વિના અને કોઈ લફરું (દેવોના કર) વળગાડી ગયા વિના રહેશે નહિ. એટલે તેણે લિયા જતા રહેવાનું ઠીક ધાર્યું.

ઠાકરશી બેચાર ખેતરવા જાય ને તેને રસ્તો સૂઝે નહિ, તે પાછો ફરે ને કોઈ વટેમાર્ગુને મારગ પૂછે. વળી પાછો તે બેચાર ખેતરવા જાય ને તેને મારગ સૂઝે નહિ

ઠાકરશી આવી સ્થિતિથી ગભરાયો. ભગતને નહિ મળવાનો સંકલ્પ કરવાથી આમ થવા પામ્યું છે એવી તેને ખાતરી થઈ. તેણે ભગતને મળવા મનમાં નક્કી કર્યું. તેણે નારીચણા તરફ પગલાં માંડ્યાં અને એકાએક તેને મારગ સૂઝવા માંડ્યો.

ભગત પાસે આવીને તેમના પગમાં ઠાકરશી નમી પડ્યો. ભગતે તેને જોઈને સંતોષ અનુભવ્યો. 'ઠાકરશી! ઠાકરની ભક્તિ કરજે!' કહીને તેમણે દેહ છોડ્યો.*

*તાજેતરમાં પ્રસિદ્ધ થયેલ 'પ્રજાપતિ સંતો'માંથી

# જોઇએ છે દુઃખ

★ ★

લેખક

નટવરલાલ પ્ર. બુચ

મકરપુરા મહાલમાં હું થોડા વખતથી રહેવા આવ્યો છું. હું રહું છું તે આવાસ નંબર બીજો છે. મારી બાજુમાં, આવાસ નંબર પહેલામાં એક યુવાન દંપતી રહે છે. રજની અને રજનીકાંતનું જોડું સર્વાંગ સંપૂર્ણ છે. દેવોને પણ અદેખાઈ આવે એવા સુખથી તેઓ રહે છે. રજનીકાંતે રજનીને પરણ્યા પછી પોતાનું રજનીકાંત એવું નામ રાખ્યું એમ નથી. એ સુમેળ તો અનાયાસે જ થઈ ગયો છે. જેવું નામની બાબતમાં તેવું જ તેમનાં જીવનનાં બધાં પાસાંની બાબતમાં. તેઓ જાણે કે એકબીજાં માટે જ નિમાયાં હોય નહિ! એક જ આત્માના બે ટુકડાઓ થોડો વખત જુદા રહી ફરી પાછા જોડાઈ ગયા હોય તેવું તેમના દંપતીજીવનને જોતાં લાગે.

હું તેમના પાડોશમાં રહેવા ગયો તે પછી થોડા દિવસની જ વાત છે. રહેવા ગયા પછી બીજી જ ક્ષણે તેઓએ મને અપનાવી લીધો તેમ કહેવું જોઇએ. થોડા દિવસમાં તો જાણે હું તેઓનો ઘણો જૂનો સ્નેહી હોઉં તેમ તેમની સાથે ભળી ગયો. હું રહેવા ગયો તે પછીના માસની પહેલી તારીખ હતી. રાતે નવેક વાગ્યા સુધી ગપાટા મારી મારા ઘરમાં આવી સૂવા માટે પથારીમાં પડ્યો. રજનીકાંત–દંપતી વિશે, મારે નસીબે વળી રજની હશે કે કેમ, હશે તો આ રજની જેવી પૂર્ણિમાની હશે કે કાળી ચૌદશની હશે તેવા વિચારો કરતાં કરતાં મારી આંખ મળી ગઈ.

* * *

હું એકાએક ઝબકીને જાગ્યો. આવાસ નં. ૧ માંથી રજનીકાંતનો ક્રોધપૂર્ણ ઘાંટો સંભળાયો. હું એકદમ આશ્ચર્ય પામી, કોઇ ચોરલફંગો ઘરમાં પેસી ગયો હશે તેને ધમકાવતા હશે તેમ માની તે તરફ દોડ્યો. તેમના આવાસનાં બારણાં ઉઘાડાં હતાં. ત્યાં જે મેં જોયું તેનાથી હું આભો જ બની ગયો; રજનીકાંત હાથમાં સોટી લઈ ઊભા હતા; તેમની આંખોમાંથી ક્રોધની જ્વાળાઓ નીકળતી હતી. સામે રજની પણ ચંડીસ્વરૂપે ઊભી હતી. મેં કદી કલ્પ્યો ન હોય તેવો આ દેખાવ હતો. મને મારી આંખ ઉપર અવિશ્વાસ આવ્યો. જાગું છું કે કેમ તે જોવા મેં મને ચોંટિયો ભરી જોયો. પણ દૃશ્ય ખરેખર સાચું જ હતું. હું આશ્ચર્યમાંથી પૂરેપૂરો નિવૃત્ત થાઉં તે પહેલાં રજનીકાંત મોટે અવાજે 'કભારજા, ઊભી રહેજે તારો વાંસો ખોખરો કરી નાખું' કહેતા રજની તરફ ધસ્યા. 'હાં, હાં, રજનીભાઇ આ શું કરો છો?' કહેતો હું અંદર ધસ્યો. અને પછી તરત જ જાણે નાટકનો તખતો ફરી ગયો હોય તેમ થયું. રજનીકાંત અને રજની હસી પડ્યાં અને રજનીકાંતે કહ્યું: 'લે હવે પ્રવેશ પૂરો થયો. આ ગંગુભાઈ આવ્યા. ચા તો બનાવ.' મને પહેલાં કરતાં પણ વધારે આશ્ચર્ય થયું; આ બધું શું થતું હતું તે હું સમજી ન શક્યો. આશ્ચર્યમૂઢ થઈ હું ઊભો હતો ત્યાં રજનીકાંતે હાથ પકડી મને બેસાર્યો, અને પૂછ્યું: "શું વિચારમાં પડી ગયા, ગંગુભાઈ?' ત્યારે હું જાગ્રત થયો. ઘડિયાળમાં અગિયારના ટકોરા થયા; મેં રજનીબેનને કહ્યું: "બહેન, અત્યારે હવે ચા મૂકશો નહિ, ચાને માટે આ કવેળા છે.' પણ રજનીકાંતે કહ્યું: 'બેસો, હવે. ચા પીધા વિના ન જવાય. ચાને માટે કવેળા છે જ નહિ. ભૈરવી રાગ અને ચા ગમે ત્યારે સારાં લાગે.' હું રોકાયો. મેં રજનીકાંતને પૂછ્યું: 'હેં, રજનીભાઈ, આ બધું શું હતું? કાંઈ સમજાયું નહિ.' અરે એની પાછળ તો ઇતિહાસ છે. ચાલો ચા પીતાં પીતાં હું તમને એ વાત કહું.' અને પછી રજનીકાંતે પોતાના દંપતીજીવનનો ઇતિહાસ કહ્યો જે હું નીચે નાની વાર્તારૂપે જ આપું.

**પોતાના જીવનમાં રમી રહેલા નિર્ભેળ સુખથી ગળા સુધી આવી જનાર, બીજા લોકોના જીવનમાં દુઃખો પડતાં જોઈ તેમની અદેખાઈ કરનાર દંપતી**

રજની દીવાનખાનાની બારીમાં બેઠી બેઠી "બારી બહાર" નામનો શ્રી. પ્રહ્‌લાદ પારેખનાં કાવ્યોનો સંગ્રહ વાંચતી હતી. પાનાં ફેરવતાં ફેરવતાં "અતિસુખનું દુઃખ" નામનું કાવ્ય તેની નજરે ચડ્યું. તે વાંચવા લાગી:

"અંતર ભરપૂર;
દેવે દીધું મને
માગ્યું જે જીવને
તોયે કાં આ વ્યાકુળ ઉર?
રૂપરાશિ મમ અંગે અંગ,
છલકતા ઉર સુખ-તરંગ,
ધન-વૈભવ સકલ સંગ
શાના આ કરુણ સૂર?..."

તે આગળ વાંચી શકી નહિ. ચોપડી હાથમાંથી પડી ગઈ. તેની આંખોમાંથી આંસુની ધારાઓ ચાલવા લાગી. આ પંક્તિઓ જાણે કે તેની મનોદશાનો આબેહૂબ પડઘો હતી. કોઈ તંતુવાદ્યના એક જ સ્વરમાં મેળવેલા બે તારમાંનો એક વાગતાં જેમ બીજો પણ વાગી ઊઠે તેમ પંક્તિમાં આલેખેલી કરુણતાએ તેના હૃદયમાં રહેલી તેવા જ પ્રકારની કરુણતાને સજાગ કરી હતી. તે ખૂબ રડી.

રજનીના જીવનમાં આ કરુણતા કઈ હતી? રજની એક ધનવાન અને સંસ્કારી માબાપની એકની એક પુત્રી હતી; તે પોતે રૂપાળી, ભણેલી, સંસ્કારી, કલાનિપુણ અને મિલનસાર હતી. તેનો પતિ પણ કેળવાયેલો, સંસ્કારી અને સારું કમાતો યુવાન હતો. તેમના જીવનમાં જાણે કે સુવર્ણ, સુગંધ અને સુકોમળતાનો વિરલ સંયોગ થયો હતો. રજનીને આ રીતે કોઈ વાતનું દુઃખ ન હતું; અને એ જ તેનું દુઃખ હતું. નિર્ભેળ સુખથી તે ગળા સુધી આવી ગઈ હતી. જ્યારે દુનિયા આખી સ્વર્ગ માટે ઝંખતી હતી ત્યારે રજનીનું પૃથ્વી ઉપરનું સ્વર્ગીય જીવન તેને અકારું લાગતું હતું. બીજા લોકોનાં જીવનમાં દુઃખો પડતાં જોઈ તેને તેમની અદેખાઈ આવતી. કમ્પાઉન્ડના એક ખૂણામાં એક ઝૂંપડીમાં પગી તેની પત્ની સાથે રહેતો હતો. તે વરવહુ ઘણી વાર લડતાં અને કોઈ વાર પગી તેની વહુને ઢીબી નાખતો. તે વખતે રજની તે તરફની બારીએ જઈ પગીની બૂમો, વહુની ચીસો અને ધબ્બાના અવાજો સાંભળતી અને પોતાને પગીની વહુની સ્થિતિમાં કલ્પી મળે તેટલો સંતોષ લેતી. પણ પછીથી પોતે ખરેખરી રીતે માર નથી ખાતી તે યાદ આવતાં બેવડી દુઃખી થતી. એક વખત જ્યારે ગ્રામોફોનની રેકોર્ડમાં 'લવિંગ કેરી લાકડીએ રામે સીતાને માર્યાં જો.' એ ગીત સાંભળ્યું ત્યારે તેને સીતાના સદ્‌ભાગ્યની અદેખાઈ થઈ હતી. રજનીકાંત તેને કદી એક ફૂલ પણ મારતો નહિ જ્યારે રામ તો સીતાને લવિંગની લાકડી મારતા! એક વખત તેનાં એક ફોઈએ પ્રેમથી તેને પાસે બોલાવી કહ્યું: 'આવ બેટા તારાં દુઃખડાં લઉં' અને પછી બહુ જ હેતથી ઓવારણાં લીધાં; ત્યારે રજની માંડ માંડ રડવું ખાળી શકી. તેને થયું, 'અરે, ભગવાન! આ ભવમાં તો એકેય દુઃખ નથી, અને જો આ બધાં દુઃખડાં લેશે તો આવતા ભવમાં કદાચ દુઃખો માંડ્યાં હશે તેમાંથી પણ લેવાઈ જશે. શું તારે આવતે ભવ પણ મારે માથે આવું જ સુખ નાખવું છે?' પાડોશણો વારતહેવારે ભીડભંજન મહાદેવ દર્શને જતાં તેને બોલાવતી ત્યારે તે ના જ પાડતી અને દુઃખી થઈ મનમાં બોલતી: 'જીવનમાં એક પણ ભીડ પડી નથી; હું કયે મોઢે ભીડભંજનનાં દર્શન કરું?'

બન્નેને પોતાના સુખની અસહ્યતા સમજાતી હતી. પણ બિચારાં કરે શું? તેઓ ઘણી વાર હાથે કરી દુઃખો ઉત્પન્ન કરવા પ્રયત્ન કરતાં પણ તેમના કમભાગ્યે તેમના અવળા ઘા સવળા જ પડતા. રજની પોતાના પતિને ચીડવી ગુસ્સે કરવા માટે પ્રયત્નો કરતી પણ રજનીકાંત જાણે કે ગુસ્સે થવાની શક્તિ જ ખોઈ બેઠો હતો. એક વખત તેણે શાક ખૂબ જ ખારું કરી નાખ્યું પણ રજનીકાંતે કાંઈ જ કહ્યું નહિ. જ્યારે રજનીએ તે વિશે ખાસ પૂછ્યું ત્યારે તેને ખબર પડી કે શાક ખારું છે અને તે હસીને બોલ્યો: 'તારા મોઢાની મીઠાશ આડે ખારાશ વરતાણી નહિ.' જવાબ સાંભળી રજની દુઃખી થઈ. એવા નાના નાના ઇલાજોમાં ફાવી નહિ ત્યારે એક વખત રજની એથી પણ આગળ ગઈ અને પોતાના કોઈ છૂપા પ્રેમીએ પોતા પર પત્ર લખ્યો હોય તેવો એક બનાવટી પત્ર રજનીકાંતના હાથમાં, પોતાની હાજરીમાં જ, આવે તેમ મૂક્યો. રજનીકાંતના હાથમાં પત્ર આવ્યો; તેણે તે વાંચ્યો; રજની તેના મોઢાના ભાવો જોતી આશાભરી

તેમને નિઃસહાય મૂકતો ગયો. આખરે એક સાકરની માછલી આવી તેમને બન્નેને ગળી ગઈ. રજની ઝબકીને જાગી ઊઠી.

વળી એક વાર બીજું સ્વપ્ન આવ્યું. તે જુએ કે નાતની વાડીમાં જમવા ગઇ. જમવામાં લાડુ, દાળ, ભાત, શાક, ચટણી હતાં. તેની નાતના એક વૃદ્ધ પુરુષ વિધુભાઇ પીરસતા હતા. રજનીને ચટણી–ઝાઝી નહિ, તો થોડીક પણ–જોઇતી હતી. તેણે વિધુભાઇ પાસે ચટણી માગી; પણ કોણ જાણે કેમ વિધુભાઇ તેને આગ્રહ કરી લાડુ જ આપવા લાગ્યા. તે ગુસ્સે થઇ, દુઃખી થઇ અને 'જોને, પણ, વિધુભાઇ તો માગું છું તે નથી આપતા અને નથી માગતી તે જ આપે છે,' એમ બોલતી તે જાગી ઊઠી.

દિવસો જતાં રજનીનું માનસિક અને શારીરિક સ્વાસ્થ્ય વધારે બગડવા લાગ્યું. તેને હિસ્ટીરિયા લાગુ પડ્યો. નિર્ભેળ સુખને સહ્ય બનાવવા જેટલું, જરા જેટલું દુઃખ પણ તેને અલભ્ય થઈ પડ્યું !

આખરે વાત છેલ્લી હદે પહોંચી. આવું નર્યું સુખ રજની માટે લેશ પણ સહ્ય રહ્યું નહિ અને તેણે પોતાના સુખીજીવનનો અંત આણવાનો નિશ્ચય કર્યો.

એક દિવસે રાત્રે રજનીકાંત રાત્રે મોડો ઘરે આવવાનો હતો. તે તકનો લાભ લઇ રજનીએ પોતાના પતિ પર ચિઠ્ઠી લખી,

'કાન્ત, (પ્રેમસંબોધનનું સુખ પણ તેણે આજ ઘણે વર્ષે ઉઠ્યું જ લીધું)

દુઃખને નોતરવાના આપણા અનેક પ્રયત્નો છતાં દુઃખ ન જ આવ્યું; આપણાં જીવનમાં ઊંડાં મૂળ નાખી ગયેલું સુખ હવે મારે માટે અસહ્ય બની ગયું છે. એવા સુખમય જીવનનો અંત આણવાનું મેં નક્કી કર્યું છે. આપણું વિરહદુઃખ આપણને બન્નેને સુખી બનાવશે એવી આશા સાથે હું આજે આપણા ગામના તળાવમાં જલશાયી થઇશ. રજની જતાં તારા દુઃખનો દિવસ ઊગશે એવી મારી અંતિમ શુભેચ્છા છે.

તારી રજની'

રજનીકાંતના ટેબલ પર ચિઠ્ઠી મૂકી રજની ઘરને સલામ કરી તળાવને રસ્તે ચાલી નિકળી.

તે પછી દસેક મિનિટે રજની ઘરે આવ્યો. આવતાંવેંત તેણે પોતાના ટેબલ પર પડેલી રજનીની ચિઠ્ઠી વાંચી. વાંચતાં, પ્રથમ તો તે સ્તબ્ધ થયો; પણ તરત જ તેના મનમાં ઘણા વિચારો પસાર થઈ ગયા અને થોડી જ મિનિટમાં તેણે મનમાં અમુક નિર્ણય કરી લીધો. તે એકદમ પોતાની સાઇકલ લઈ, મારતી સાઇકલે તળાવ તરફ ગયો. તળાવની પાળ પાસે સાઇકલ મૂકી તે પાળ પર ચડી દોડતો આગળ ગયો. પાળ પરના વડના ઝાડ નીચે તે પહોંચ્યો ત્યાં તેણે પાણીમાં ધબાકો સાંભળ્યો. તે પહેર્યે કપડે પાણીમાં પડ્યો. તેના ચહેરા પર ગુસ્સો હતો. પાણીમાં પડી તેણે રજનીનો ચોટલો પકડી કાંઠે ખેંચી કાઢી અને 'એમ તે ક્યાં મરવું છે ? કજાત્રજા, ઊભી રહે તારો વાંસો ખોખરો કરું' કહી બેત્રણ ધુમ્બા અને બેચાર તમાચા ચોડી કાઢ્યા. રજનીના મોઢા પર ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થવાથી મળતાં સંતોષ અને સ્મિત તરવરી રહ્યાં. તે રજનીકાંતને વળગી પડી અને 'હાશ, હાશ, હાશ. હવે મારે મરવું નથી' એમ કહેવા લાગી.

× × × ×

અને હવે તેઓ કુદરતી દુઃખને અભાવે, દર માસની પહેલી તારીખે કાંઇક ઝઘડો ઊભો કરી લડી લે છે. કુદરતી દુઃખને અભાવે આ કૃત્રિમ દુઃખ (synthetic misery) સારું કામ આપે છે.

# ભા૦ર૦ત૦જ૦ન૦ની

# કસ્તુરબા

[જીવનઝરમર]

★

લેખક
રામનારાયણ ના. પાઠક



આજથી બાસઠ વર્ષ પહેલાં પોરબંદરના એક વણિક ગૃહસ્થની તેર વર્ષની કન્યા, રાજકોટના કારભારીના તેટલીજ વયના પુત્ર સાથે લગ્નગ્રંથિથી જોડાઈ ત્યારે, કોઈને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય કે આ બાલદંપતી આગળ જતાં દાંપત્ય-જીવનનો ભવ્ય આદર્શ જગત સમક્ષ મૂકી જશે.

લગ્નદિને માણરામાં કિશોર પતિના હાથનો કંસાર જમ્યાં તે દિવસથી માંડીને આગાખાન મહેલમાં બ્રિટિશ સામ્રાજ્યનાં મહાન કેદી તરીકે, યુગ-પુરુષને ખોળે પોઢી ગયાં ત્યાં સુધીનો કસ્તુરબાનો ૭ દાયકાનો ગૃહસ્થાશ્રમ જ્યારે દૃષ્ટિ સમક્ષ ખડો થાય છે ત્યારે, પ્રાચીન કાળથી ચાલ્યા આવતા આપણા આર્યસ્ત્રીના આદર્શની એક અદ્વિતિય મૂર્તિ આપણાં મનઃચક્ષુ સમીપ આવીને ઊભી રહે છે અને જગત આખાની વંદના માગી લે છે.

પોતાના જીવનમાં વીજળીવેગે ક્રાંતિ કર્યે જતા, જગતમાં પ્રેમનું સામ્રાજ્ય સ્થાપવા સારુ, માનવજાતને સત્યને પંથે દોરવા મથતા, સત્યાગ્રહી સેનાપતિની અર્ધાંગના તરીકે કસ્તુરબાને જે મનોવ્યથા ભોગવવી પડી હશે તેના તો માત્ર ગાંધીજી જ સાક્ષી છે.

ગાંધીજીના અલૌકિક જીવન સાથે પોતાના જીવ-નનો તાણોવાણો વણવામાં કસ્તુરબાએ જે ઉચ્ચ સદ્‌ગુણોનું જગતને દર્શન કરાવ્યું છે તે આજના જમાનામાં દુર્લભ છે. સામાન્ય રીતે હિંદુ સ્ત્રી એટલે ધણીથી દબાયેલી, તેની હામાં હા મેળવનારી એવી છાપ આપણા મન ઉપર હોય છે. પરંતુ કસ્તુરબાએ પોતાના જીવનથી બતાવી આપ્યું છે કે આર્ય સ્ત્રી એટલે પતિપરાયણ નમ્રતા, સ્વમાનશીલ દૃઢતા; સેવા-પરાયણ વત્સલતા, સત્યનિષ્ઠ તેજસ્વિતા, પ્રસન્નગંભીર વૈરાગ્યપ્રિયતા અને પ્રભુપરાયણ આસ્તિકતા:

છેક લગ્નજીવનના પ્રારંભકાળમાં પણ આપણને કસ્તુરબાના જીવનના આ મૌલિક ગુણોની ઝાંખી થાય છે. એ દિવસોમાં નિબંધોનાં ચોપાનિયાં નીકળતાં અને પૈસે પૈસે વેચાતાં. ગાંધીજીને સારાં ચોપાનિયાં વાંચવાની નાનપણથી ટેવ હતી. તેમાં પસંદ ન પડે તે ભૂલી જાય અને પસંદ પડે તેનો તરત અમલ શરૂ કરે. આવા એક ચોપાનિયામાં 'એક પત્નીવ્રત' પાળવા ઉપર ભાર મૂકવામાં આવ્યો હતો. ગાંધીજીએ એક પત્નીવ્રત પાળવાનો નિશ્ચય કર્યો અને સાથોસાથ પોતાની પત્ની પણ આદર્શ સ્ત્રી બને તેવી ભાવનાને લીધે પત્નીને એક પતિવ્રત 'પળાવવાનો' નિર્ણય કર્યો. ગાંધીજી આ પ્રસંગ વિષે 'આત્મકથા' માં લખે છે: 'આ વસ્તુ અમારી વચ્ચે દુઃખદ ઝગડાનું મૂળ થઈ પડી. રજા વિના ક્યાંયે ન જવાય એ તો એક જાતની કેદ જ થઈ. પણ કસ્તુરબાઈ એવી કેદ સહન કરે એમ હતીજ નહિ. ઇચ્છામાં આવે ત્યાં જરૂર મને પૂછ્યા

**જગતભરની વંદના પામનાર આર્ય સ્ત્રીના આદર્શની એક અદ્વિતિય મૂર્તિ**

વિના જાય. જેમ હું દાબ મૂકું તેમ તે વધારે છૂટ લે અને તેમ હું વધારે ચિડાઉં, આથી અમ બાળકો વચ્ચે અબોલા એ સામાન્ય વસ્તુ થઈ પડી. કસ્તુરબાઈએ જે છૂટ લીધી તેને હું નિર્દોષ માનું છું. એક બાળા જેના મનમાં પાપ નથી એ દેવદર્શને જવા ઉપર કે કોઈને મળવા જવા ઉપર દાબ કેમ સહન કરે? જો હું તેના ઉપર દાબ મૂકું તો તે મારા ઉપર કાં ન મૂકે?......'

મોટે ભાગે કસ્તુરબાએ ગાંધીજીને પગલે ચાલવામાં પોતાના જીવનની કૃતાર્થતા માની છે. ગાંધીજીના જીવનમાં પોતે સમાઈ જવું એને જ શાંતિનું સાધન માન્યું હતું પરંતુ તેમાં યે પ્રસંગોપાત તેમના સ્વતંત્ર અને સ્વમાનપ્રિય સ્વભાવની ઝાંખી આપણને થાય છે. આફ્રિકા જતાં ગાંધીજીની ઇચ્છા મુજબ મોજાં ને ઊંચી એડીના બૂટ પહેર્યાં, લાંબાં બદન ચડાવ્યાં. ત્યાં જઈને ગાંધી બેરિસ્ટરની ગૃહિણી તરીકે ટેબલ ખુરસી પર ખાણાં લીધાં. અપટુડેટ દીવાનખાનાં શણગાર્યાં. દેશીપરદેશી પરોણાઓનાં પ્રેમપૂર્વક સ્વાગત કર્યાં. ગાંધીજીના વિકસતા જતા વ્યક્તિત્વને આંબવા કસ્તુરબાએ પણ ઝડપી મજલ શરૂ કરી. ગાંધીજીની વિશાળ બનતી જતી કુટુંબભાવનાને કસ્તુરબાએ પોતાના વાત્સલ્યપૂર્ણ હૃદયના સ્વાભાવિક ઔદાર્યથી ઝીલી લીધી. એ કાળ ગાંધીજીની સાધનાનો કાળ હતો. ગૃહસ્થજીવન શરૂ થાય ન થાય ત્યાં ગાંધીજીએ ત્યાગ અને સેવાના મંત્રોને જીવનમાં વણવા માંડ્યા. કસ્તુરબાએ એ મંત્રોને પ્રેમપૂર્વક અપનાવ્યા અને તેમાં જીવનની ધન્યતા માની. એ આકરી તાવણીના દિવસોમાં એક પ્રસંગ બની ગયો. ગાંધીજી જ્યારે ડરબનમાં વકીલાત કરતા ત્યારે ઘણી વાર તેમના કારકુનો તેમની સાથે જ રહેતા. તેમાં હિંદુ અને ખ્રિસ્તી પણ હતા. ગુજરાતી અને મદ્રાસી પણ હતા. એક ખ્રિસ્તી કારકુનનાં માતપિતા પંચમ જાતિનાં હતાં. ગાંધીજી રહેતા એ ઘરની બાંધણી પશ્ચિમ ઢબની હતી. તેમાં ખાળ ન હતી. રાતે પેશાબ માટે ઓરડીમાં કુંડાં મૂકવામાં આવતાં. એ વાસણ સાફ કરવાનું કામ કોઈ નોકરને માથે ન રાખતાં ગાંધીજીએ પોતાને માથે રાખ્યું હતું. કસ્તુરબા તેમાં મદદ કરતાં. બીજાનાં વાસણ તો કસ્તુરબા ઉપાડતાં પણ આ પંચમ જાતિના કારકુનનું વાસણ ઉપાડવું તેમને માટે અસહ્ય થઈ પડ્યું. એક ચુસ્ત વૈષ્ણવ કુટુંબમાં ઊછરેલાં કસ્તુરબાને માટે હરિજનના પેશાબનું વાસણ સાફ કરવાનો પ્રસંગ કેટલી મનોવેદનાનો હશે એની કલ્પના વાચક સહેજે કરી શકશે. આ હૃદયદ્રાવક અને પાવનકારી પુણ્ય સ્મરણ ગાંધીજીના જ શબ્દોમાં વાંચીએ: 'બીજાં તો કસ્તુરબાઈ ઉપાડતી પણ આ તેને મન હદ આવી. અમારી વચ્ચે ક્લેશ થયો. હું ઉપાડું એ તેને ન પાલવે, તેને પોતાને ઉપાડવું ભારે થઈ પડ્યું. આંખમાંથી મોતીનાં બિંદુ ટપકાવતી, હાથમાં વાસણ ઝાલતી, અને મને પોતાની લાલ આંખોથી ઠપકો આપતી, 'સીડીએથી ઊતરતી કસ્તુરબાઈને હું આજે પણ ચીતરી શકું છું.

'પણ હું તો જેવો પ્રેમાળ તેવો ઘાતકી પતિ હતો. મને પોતાને હું તેનો શિક્ષક પણ માનતો ને તેથી મારા અંધ પ્રેમને વશ થઈ સારી પેઠે પજવતો.

'આમ તેના માત્ર વાસણ ઊંચકી જવાથી મને સંતોષ ન થયો. તે હસતે મુખે લઈ જાય તો જ મને સંતોષ થાય. એટલે મેં બે બોલ ઊંચે સાદે કહ્યા: 'આ કંકાસ મારા ઘરમાં નહિ ચાલે' હું બબડી ઊઠ્યો. આ વચન તીરની જેમ ખૂંચ્યું. પત્ની ધગી ઊઠી: 'ત્યારે તમારું ઘર તમારી પાસે રાખો હું આ ચાલી' હું તો ઈશ્વરને ભૂલ્યો હતો. દયાનો છાંટો સરખો નહોતો રહ્યો. મેં હાથ ઝાલ્યો. સીડીની સામે જ બહાર નીકળવાનો દરવાજો હતો. હું આ રાંક અબળાને પકડીને દરવાજા બહાર ખેંચી ગયો. દરવાજો અરધો ઉઘાડ્યો. આંખમાંથી ગંગાજમના વહી રહ્યાં હતાં અને કસ્તુરબાઈ બોલી: તમને તો લાજ નથી, મને છે. જરા તો શરમાઓ. હું બહાર નીકળીને ક્યાં જવાની હતી? અહીં માબાપ નથી કે ત્યાં જાઉં. હવે લજવાઓ ને બારણું બંધ કરો. કોઈ જોશે તો બેમાંથી એકે ય નહિ શોભીએ.' મેં મોં લાલ રાખ્યું પણ શરમાયો ખરો. દરવાજો બંધ કર્યો. જો પત્ની મને છોડી શકે તેમ નહોતી તો હું પણ તેને છોડીને ક્યાં જનારો હતો? અમારી વચ્ચે કજિયા તો પુષ્કળ થયા છે પણ પરિણામ હમેશાં કુશળ આવ્યું છે. પત્નીએ પોતાની અદ્ભુત સહનશીલતાથી જીત મેળવી છે.'

આ તો થઈ કૌટુંબિક જીવનની વાત. કસ્તુરબાએ હિંદુ સ્ત્રીનું નામ જે ભારે શક્તિ દર્શાવીને જગતમાં

ઉજ્જ્વળ કર્યું છે તે પ્રસંગો વર્ણવતાં પાર આવે તેમ નથી. હિંદુ સ્ત્રી ઘરના ઉંબર બહાર પગ મૂકતી નથી. એનો અવાજ પાંચ માણસ વચ્ચે ન સંભળાય, એનો ચહેરો ચાર માણસ ન જુએ તેમાં જ એ પોતાની ખાનદાની અને મહત્તા સમજવા લાગી છે. આવી કરુણ સ્થિતિમાંથી હિંદની હજારો બહેનો અંગ્રેજ સરકારની સામે રણમેદાને પડી અને જેલ તથા લાઠીના માર હસતે મુખે સહન કરવા તૈયાર થઈ તેની શુભ શરૂઆત કસ્તુરબાએ આફ્રિકામાં કરી હતી.

ગાંધીજીએ વકીલાતના વાઘા ઉતારી જનરલ સ્મટ્સ સામે યુદ્ધના સાજ સજ્યા હતા. હિંદીઓના હક્ક માટેની લડાઈ ચાલી રહી હતી. જોહાનીસબર્ગના રાજમાર્ગ ઉપરની હવેલી છોડી ફીનીક્સનું આશ્રમજીવન શરૂ થઈ ચૂક્યું હતું. કસ્તુરબા ગાંધીજીને પગલે પગલે સાથ પુરાવતાં હતાં. એક વાર કસ્તુરબા રસોઈ કરતાં હતાં, ગાંધીજી તેમને મદદ કરતા હતા. તે વખતે ધીમે રહીને ગાંધીજીએ વાત ઉચ્ચારીઃ 'તને ખબર પડી કે?'

'શું?' કસ્તુરબાએ પૂછ્યું.

ગાંધીજીએ હસતાં હસતાં જવાબ આપ્યોઃ 'આજ સુધી તું મારી પરણેતર સ્ત્રી હતી. આજથી પરણેતર નથી રહી.'

કસ્તુરબાએ સહેજ ભવાં ચઢાવીને કહ્યુંઃ 'એવું વળી કોણે કહ્યું? તમે તો રોજ નવા નવા નુક્તા શોધી કાઢો છો!'

ગાંધીજી સહેજ હસીને બોલ્યાઃ 'હું ક્યાં શોધી કાઢું છું. પેલો જનરલ સ્મટ્સ કહે છે કે ખ્રિસ્તી લગ્નની જેમ આપણાં લગ્ન પણ કોરટમાં નોંધાવાં જોઈએ. આપણે નોંધાવ્યાં નથી માટે તે ગેરકાયદેસર ગણાય. અને તેથી તું મારી પરણેતર ગણાય નહિ પણ રખાત ગણાય.'

કસ્તુરબાએ ગુસ્સે થઈને કહ્યુંઃ 'કહ્યું એણે એનું માથું. એ નવરાને આવું આવું કોણ જાણે ક્યાંથી સૂઝે છે!'

'પણ હવે તમે બૈરાં શું કરશો?'

'અમે વળી શું કરીએ!'

'અમે લડીએ છીએ તેમ તમે પણ લડો. સાચી પરણેતર થવું હોય અને રખાત ન રહેવું હોય, તમારી આબરૂ તમને વહાલી હોય તો તમે પણ સરકાર સાથે લડો.'

'તમે તો જેલમાં જાઓ છો.'

'તું પણ તારી આબરૂ ખાતર જેલમાં જવાને તૈયાર થા.'

'બૈરાંથી તે વળી જેલમાં જવાય.' કસ્તુરબા નવાઈ પામીને બોલ્યાં.

ગાંધીજીએ ગંભીરપણે જવાબ આપ્યોઃ 'હા કેમ ન જવાય. પુરુષ જે સુખદુઃખ ભોગવે તે સ્ત્રીઓથી કેમ ન ભોગવાય? રામની પાછળ સીતા ગઈ, હરીશ્ચંદ્રની પાછળ તારામતી ગઈ, નળની પાછળ દમયંતી ગઈ અને સૌએ જંગલનાં અનહદ દુઃખ વેઠયાં.'

ગાંધીજીનાં વચન કસ્તુરબાના હૃદયમાં સોંસરવાં ઊતરી ગયાં. તેઓ બોલ્યાં: 'એ તો બધાં દેવ જેવાં. તેમને પગલે ચાલવાની આપણી શક્તિ ક્યાં છે?'

ગાંધીજીએ ગંભીરતાપૂર્વક કહ્યુંઃ 'એમાં શું, આપણે પણ તેમની જેમ વર્તીએ તો તેમના જેવા થઈ શકીએ. રામના કુળનો હું અને સીતાના કુળની તું, હું રામ થઈ શકું અને તું સીતા થઈ શકે. સીતા રામની પાછળ ધર્મની ખાતર ન ગઈ હોત અને મહેલમાં બેસી રહી હોત તો તેને કોઈ સીતામાતા ન કહેત. અને હરિશ્ચંદ્રના સત્યવ્રત ખાતર તારામતી વેચાઈ ન હોત તો તેને કોઈ સતી ન કહેત. હવે તારે સ્ત્રીજાતિની આબરૂ સાચવવી હોય, રખાતને બદલે ધર્મપત્ની ગણાવું હોય તો સરકાર સામે લડ અને જેલમાં જવા તૈયાર થા.'

કસ્તુરબા ઘડીભર સાંભળી રહ્યાં. થોડી વાર વિચાર કરી તેમણે જવાબ આપ્યોઃ 'ત્યારે તમારે મને જેલમાં મોકલવી છે ખરુંને? હવે એટલું જ બાકી છે. ભલે પણ જેલનો ખોરાક મને માફક આવશે?'

'હું તને કહેતો નથી કે જેલમાં જા. તને તારી આબરૂ ખાતર જેલમાં જવાનો ઉમંગ હોય તો જા. અને જેલનો ખોરાક માફક ન આવે તો ત્યાં ફળાહાર કરજે.'

'જેલમાં સરકાર ફળાહાર આપશે?'

'ફળાહાર ન આપે ત્યાં સુધી ઉપવાસ કરજે.'

'ઠીક, એ તો તમે મને મરવાનો રસ્તો બતાવ્યો. અને મને લાગે છે કે જેલમાં જઈશ તો હું જરૂર

મરી જઈશ.'

ગાંધીજી ખડખડાટ હસી પડીને બોલ્યા: 'હા, હા, હું પણ એ જ ઇચ્છું છું. તું જેલમાં મરી જઈશ તો હું તને જગદંબાની જેમ પૂજીશ.'

'ઠીક ત્યારે તો હું જેલ જવા તૈયાર છું.' કસ્તુરબાએ દઢતાથી પોતાનો નિશ્ચય જણાવ્યો.

કસ્તુરબા ટુકડીની આગેવાની લઈ જેલ સીધાવ્યાં. કાયદાનો છડેચોક ભંગ કર્યો. જેલમાં માંદગીના ભોગ બન્યાં. અનેક કષ્ટ સહન કર્યાં અને આખરે જનરલ સ્મટ્સને કાયદો ફેરવવાની ફરજ પડી.

માણસની ધાર્મિક વૃત્તિની કસોટી તેની માંદગીમાં થાય છે. આપણી ગામડી કહેવત પ્રમાણે માણસનું પારખું 'પાટલે કે ખાટલે' થાય છે. કસ્તુરબા લગભગ મરણ પથારીએ હતાં. ગાંધીજીના ડાકટર મિત્ર પોતાના ઘરમાં તેમની પ્રેમપૂર્વક સારવાર કરતા હતા. અનેક ઉપચારો કર્યા છતાં કસ્તુરબાનું શરીર વળતું ન હતું. ડાકટરને લાગ્યું કે માંસનો શેરવો અથવા બીફ ટી આપવામાં આવે તો જ ગયેલી શક્તિ પાછી મળે તેમ છે. એ વસ્તુઓ આપવા માટે તેણે ગાંધીજીની રજા માગી. ગાંધીજીએ કહ્યું કે દરદીની રજા સિવાય મારાથી હા ન પડાય. કસ્તુરબા પથારીવશ હતાં. આવે સમયે તેમને કાંઈ પણ પૂછવું એ ગાંધીજીને માટે અત્યંત દુઃખમય હતું. છતાં ધર્મ સમજીને ગાંધીજીએ ડાકટરનો અભિપ્રાય કહી સંભળાવ્યો. તદ્દન નબળા અવાજે છતાં દઢતાપૂર્વક કસ્તુરબા બોલ્યાં: 'મારે માંસનો શેરવો નથી લેવો. મનખા દેહ વારે વારે નથી આવતો. ભલે તમારા ખોળામાં હું મરી જાઉં પણ મારાથી આ દેહ વટલાવાશે નહિ.'

આખરે જીવલેણ માંદગી સામે કસ્તુરબાએ પોતાની અજબ શ્રદ્ધાથી જીત મેળવી.

બાર બાર વર્ષની આકરી સાધના પછી લડાઈમાં વિજય મેળવી ગાંધીજી દેશ આવવા તૈયાર થયા. વિજયી સત્યાગ્રહીને વિદાય આપતાં મિત્રોએ પોતાના હાર્દિક ભાવની નિશાનીરૂપે અનેક કિંમતી ભેટો આપી. ભેટોમાં સોનાચાંદીની વસ્તુઓ ઉપરાંત હીરાની ચીજો પણ હતી. તેમાં એક પચાસ ગીનીનો હાર ખાસ કસ્તુરબાને સારુ હતો. ગાંધીજીએ આખી રાત જાગીને આ ભેટો પોતાની સાથે ન લઈ જવાનો નિશ્ચય કર્યો.

જાહેર સેવકને મળતી અંગત ભેટો એ તેની સેવાનો બદલો હોઈને તેનો ઉપયોગ જાહેર સેવાના કામમાં થવો જોઈએ એવા અભિપ્રાય ઉપર ગાંધીજી વિચારને અંતે આવ્યા. દીકરાઓને આ વસ્તુ ગાંધીજીએ સમજાવી. તેઓ તો સમજ્યા. પરંતુ કસ્તુરબાને સમજાવવું મુશ્કેલ હતું. ગાંધીજીએ કસ્તુરબાને શાંતિથી સમજાવવાની શરૂઆત કરી. દાગીના પાછા આપવાની વાત સાંભળીને કસ્તુરબા ધગી ઊઠયાં, 'તમારે ભલે ખપ ન હોય, તમારા છોકરાઓને ન હોય, બાળકોને તો જેમ ચડાવો તેમ ચડે. ભલે મને પહેરવા ન દયો પણ મારી વહુઓનું શું? એમને તો ખપ આવશે. અને કોણ જાણે છે કે કાલે શું થશે. એટલા હેતથી આપેલી વસ્તુ પાછી ન દેવાય.' આમ વાક્ધારા ચાલી તેની સાથે અશ્રુધારા પણ ભળી.

ગાંધીજીએ હળવેથી કહ્યું: 'છોકરાઓ પરણે તો ખરાં. આપણે ક્યાં બાળવયે પરણાવવાં છે. મોટા થાય ત્યારે તો તે પોતે જ ભલે કરવું હોય તે કરે. અને આપણે કયાં ઘરેણાંની શોખીન વહુઓ લાવવાની છે. છતાં કંઈ કરાવવું પડે તો હું કયાં નથી બેઠો.'

'જાણ્યા તમને. મારાં ઘરેણાં લઈ લીધાં એ જ તમે ને? મને સુખે નથી પહેરવા દીધું એ તમે મારી વહુઓને સારુ શું લેવાના હતા. છોકરાઓને આજથી વેરાગી બનાવી રહ્યા છો. એ દાગીના પાછા નહી અપાય અને મારા હાર ઉપર તમારો શો હક્ક.'

'પણ એ હાર તારી સેવાને ખાતર કે મારી સેવાને ખાતર મળ્યો છે?'

'ભલેને. તમારી સેવા એટલે મારી પણ થઈ. મારી પાસે રાતદહાડો મજૂરી કરાવી એ સેવામાં નહિ ગણાતું હોય. રડાવીને પણ જેને ને તેને ઘરમાં રાખ્યા ને ચાકરીઓ કરાવી તેનું શું?'

લાંબી ચર્ચાને અંતે ગાંધીજીએ કસ્તુરબાની જેવી તેવી સંમતિ મેળવી. ઘરેણાં પાછાં આપ્યાં. કસ્તુરબા ઘૂંટડો ગળી ગયાં અને આવા અનેક પ્રસંગોમાં પોતાનો તીવ્ર વિરોધ દર્શાવ્યા છતાં ગાંધીજી પ્રત્યે અને તેમના મહાન કાર્ય પ્રત્યે સહેજ પણ અણગમો દર્શાવ્યા સિવાય તેમાં સદાય પ્રેમપૂર્વક સહકાર આપ્યા કર્યો. એ કસ્તુરબાના જીવનનો ભારે કિંમતી ગુણ કહી શકાય.

દેશમાં આવીને ગાંધીજીએ સાબરમતિમાં આશ્રમ સ્થાપ્યો. તેમાં પ્રાંતે પ્રાંતના વિવિધ પ્રકૃતિના અનેક સ્ત્રીપુરુષોને એકત્રિત કર્યાં. આશ્રમજીવનમાં અનેક પ્રસંગે વારંવાર કસ્તુરબાને ગાંધીજીના કાર્યમાં સહકાર આપતાં ભારે મનોમંથન સેવવાં પડ્યાં. પણ તેઓ પોતાની અદ્દભુત સહનશક્તિથી પાર ઊતર્યાં.

અને છેલ્લાં પચ્ચીસ વર્ષોમાં ગાંધીજીએ ઉપાડેલી સત્યાગ્રહની ઐતિહાસિક લડતોમાં કસ્તુરબાએ પૂરો સાથ આપ્યો. એક પણ પ્રસંગે પાછી પાની કરી નહિ. પોતાને મળેલા મહાન પતિની સહધર્મચારિણી તરીકે પોતાની ફરજ બજાવતાં આખર સુધી તેઓ ઝૂઝ્યાં.

જેવું પવિત્ર, ત્યાગમય અને વાત્સલ્યપૂર્ણ જીવન જીવ્યાં તેવું બડભાગી વીરમૃત્યુ કસ્તુરબાને સાંપડ્યું. પૂનાના આગાખાન મહેલમાં પયગંબર પતિના સાન્નિધ્યમાં તેમનો હાથ પોતાના હાથમાં રાખીને, લાંબી માંદગી સામે ઝૂઝતાં, સામ્રાજ્યના એક કેદી તરીકે, સ્વાતંત્ર્યસંગ્રામના અનોખા લડવૈયા તરીકે, ખરી ક્ષત્રિયાણીને છાજે તેવું વીરમૃત્યુ તેઓ પામ્યાં.

કસ્તુરબાના મૃત્યુસમાચાર સાંભળતાં જગતનાં લાખો સ્ત્રીપુરુષોએ પોતાની સગી માતા ગુમાવ્યા જેટલું દુઃખ અનુભવ્યું. કસ્તુરબાનો દેહ ગયો પણ અહિંસક સંગ્રામના સેનાધિપતિનાં સુયોગ્ય સહધર્મિણી તરીકે અને આર્યસ્ત્રીના સનાતન આદર્શની મૂર્તિરૂપે, કસ્તુરબા પોતાને મળેલા 'બા'ના બહુમાન બિરુદને જ સાર્થક કરતાં, ભારતવર્ષના ઇતિહાસમાં સદાય અમર રહેશે.



## જેમાં ચતુરભાભી નનામા કાગળોમાંથી એક નવું જ તત્ત્વજ્ઞાન શોધી કાઢે છે.



વાઘરી પરિષદમાં, (લેખ 'અભિનેતાગીરી' બે ઘડી મોજ તા. ૧૬/૨૩-૪-૪૪) મારી અને મગનભાઈની મારાં ચતુરભાભીએ રેવડી કરી તે પછી મારું જાહેર કાર્ય જરા ઠંડું પડ્યું હતું. ત્યારે બીજી અણધારી દિશા તરફથી મને ગરમી લાગવા માંડી. મારા પર 'નનામા' કાગળોનો વરસાદ વરસવા માંડ્યો હતો! આમ 'ઠંડી, ગરમી ને વરસાદ' મારા પર એક પછી એક હલ્લો કરી રહ્યાં હતાં.

માણસના જીવનમાં ત્રણે ઋતુની જરૂર છે અને તે જો ખીસામાં ઉનાળો, હૈયામાં શિયાળો અને શરીરે ચોમાસું એ રીતે હોય તો સુખદાયી લાગે. પરંતુ મને તો ખીસામાં શિયાળો, આંખમાં ચોમાસું ને શરીરે ઉનાળો બેઠો હોય તેમ લાગતું હતું! તે જાણે કેમ ઓછું હોય તેમ નનામા કાગળોની પાનખર ઋતુ–જેમ ઝાડનાં પાંદડાં ઊડી ઊડીને માથે પડે તેમ મારે માથે આવી પડી હતી.

એક કાગળમાં મેં ઓફિસ–સિપાઈને રજા આપી હતી તે બાબત નકામી ધમકી હતી. બીજામાં અમુક હોટલમાં મારે સાધારણ તકરાર થયેલી હોવાથી ત્યાં ન જવા બાબત ચેતવણી હતી. ત્રીજામાં ચતુરભાભી સાથેના મારા ભાઈબહેન જેવા સંબંધ વિશે ગંદા આક્ષેપો હતા. એવા તો અનેક નમૂના મારી પાસે આવી ચડ્યા હતા જે ચતુરભાભી તથા મારાં ધર્મપત્નીને દેખાડીને મેં કચરાની ટોપલીને સ્વાધીન કર્યા હતા. પણ તેમાંના છેલ્લા એક કાગળે તો હદ કરી. એ કાગળ ભાવનગરથી કોઈ છગનલાલે નામના માણસે સોમવાર તા. ૧૦–૪–૪૪ ને રોજ મારા પર લખેલો જે મને બુધવાર તા. ૧૨–૪–૪૪ ને રોજ મળેલો અને તેમાં 'તમારા સાળા લખમીદાસ નાની ઉમ્મરે ભાવનગર મુકામે તા. ૫–૪–૪૪ ને રોજ કુલચંદભાઈને ત્યાં શ્રી રામશરણ થયા છે' વગેરે 'અશુભ' માર્કો કરીને લખેલું. તેથી મારા ઘરમાં દિલગીરી, રડારોળને હાયપીટને બદલે હોળી સળગેલી!

બાબત એમ હતી કે છગનલાઈ નામના ભાવનગરમાં મારા કોઈ મિત્ર હતા જ નહિ! મારો કોઈ સાળો તે દિવસે ભાવનગરમાં હતો જ નહિ કારણકે તે બધાની સંખ્યા નંગ ૧૭ મેં મુંબઈમાં, ગણી લીધેલી! વળી મારા કોઈ પણ સાળાનું નામ લખમીદાસ હતું જ નહિ. વળી કોઈ પણ લક્ષ્મીદાસ લક્ષ્મીનો ખરો દાસ હોય તે નાની ઉમ્મરે ગુજરી જાય જ નહિ. ૫ મી એપ્રિલે જમરાજા આવી ચડે તો તેને બજાર–ધારા પ્રમાણે વધુમાં વધુ ત્રીસ દિવસની અથવા બેંકની હુંડીના ધારા પ્રમાણે ઓછામાં ઓછી ત્રણ દિવસની તો જરૂર મુદત નાખે! વળી ૫ મીના મરણનો મેલો કાગળ ૧૦મીએ કોઈ હેતનો કટકો લખે ને પાંચ દિવસ સુધી નાટક–સિનેમા જોવામાં દીધે રાખે એ પણ સંભવિત નહોતું. દીવા જેવી સાફ વાત હતી કે એ કાગળ નનામો હતો. ખોટો હતો, છતાં મારાં ધર્મપત્નીએ હઠ લીધી ને કહ્યું:—

'મારા ભાઈઓ બધા મારી નજર પાસે હીમખીમ છે તે હું જાણું છું. છતાં આપણે તો લક્ષ્મીદાસભાઈનો ખરખરો કરવા આજે જ ભાવનગર જવું છે. કુલચંદભાઈ આપણા સ્નેહી છે તે મળતાં આવશું ને મારા રોયા છગનભાઈ જેવા નાલાયક નનામા પત્રો લખનાર માણસની ખબર લેશું. મને ખબર છે કે ભાવનગરમાં કેટલાક હલકટને એવી ટેવ પડી ગઈ કે તે જરા એકાદને પકડીને સીધો કરવો પડશે. માટે હમણાં જ ભાવનગરની બે ટિકિટ કઢાવી આવો.'

મેં કહ્યું: 'પણ ગાંડી, આપણને ન લાગે, ન વળગે; ન સ્નાન; ન સૂતક; અમથો શું કામ ખરચ કરવો? બીજા કંઈ કામ ધંધા હશે કે નહિ?'

# નનામા કાગળો

લેખક
જદુરાય ડી. ખધડીઆ

એણે કહ્યું: 'બીજા ધંધા ચૂલામાં પડ્યા. હું તો સામાન બાંધું છું ને તમે નહિ માનો તો ચાલો ચતુરભાભી પાસે ન્યાય કરાવવા. મારે તો બેચાર

દિવસ મન મોકળું કરવા બહારગામ જવું હતું તેમાં ભલું થજો આ નનામા કાગળનું કે ભાવનગર—આપણા વતનની તેણે યાદ આપીને ગામતરું ઊભું કર્યું.'

મેં કહ્યું: 'તારે બહારગામ જ જવું હોય તો ચાલ આપણે માથેરાન જઈએ, કાશ્મીર જઈએ, બેંગલોર જઈએ પણ ભાવનગર કંઈ શાંતિનું કે હવા ખાવાનું સ્થળ નથી. ત્યાં તો મચ્છર છે, ગંદકી છે, ગરમી છે અને આવા કેટલાક માણસોની નાલાયકી વધારામાં.'

એણે કહ્યું: 'છતાં આપણું વતન તે વતન. બોલો હવે ભાવનગર આવો છો કે ચતુરભાભીને ઘેર?'

પતિપત્ની વચ્ચે આવો મતભેદ પડવાથી અમે બન્ને ચતુરભાભીને ઘેર આવી ચઢ્યાં.

ચતુરભાભી કંઈક કાગળ ફાડતાં હતાં અને મગનભાઈ એક હાથમાં તાર રાખીને બીજે હાથે ચતુરભાભી સામે ગુસ્સાના ચાળા કરી ચીંથરા ફાડતા હતા. અમને બન્નેને અણધાર્યાં આવેલાં જોઈને એ બન્ને હસી પડ્યાં.

મારાં પત્ની કહેઃ 'ઓહોહો, મૂડીબજારના મહામંડળના મંત્રી મગનભાઈ! કેમ જાણે તમારી વડગાદીની ઑફિસમાં બેસીને મહેતાને ધમકાવતા હો તેમ કોઈ દિવસ નહિ ને આજે મારાં ચતુરબહેન સામે આંખ્યું કાઢીને તેમને ધમકાવતા હતા?'

મેં કહ્યું: 'કોઈવાર પ્રસંગ આવે બૈરાં સામે આંખ્યું પણ કાઢવી પડે. ચતુરભાભી પણ આખરે તો બૈરાં જ છે ને? એ બન્નેની ખૂબી તો એ છે કે આપણને જોઈને બન્ને ગુસ્સામાંથી હાસ્યમાં તરત લપસી પડ્યાં. એ પણ એક કળા છે.'

ચતુરભાભી: 'પધારો જદુભાઈ! પધારો દયાબહેન! એ તો બૈરાંઓ પુરુષ સામે જીભ કાઢે ને પુરુષો બૈરાં સામે આંખ્યું કાઢે. સંસાર એમ જ ચાલ્યા કરે. બાકી ગુસ્સામાંથી હાસ્ય, હાસ્યમાંથી આક્રંદ એ મુજબ મોઢા પરના ભાવો બદલવા એ તો એક સામાન્ય બાબત છે. ખરી બાબત તો આજ મેં એક નવા તત્ત્વજ્ઞાનની શોધ કરી તે છે.'

મેં કહ્યું: 'નવું તત્ત્વજ્ઞાન? એ વળી શું?'

મગનભાઈ: 'આ એ જ તોફાન છે તો. તેં તારી ભાભીને છાપરે ચઢાવી દીધી છે એટલે રોજ નવા નવા ફતવા શરૂ કર્યા છે. હું તે નોકરી કરું કે એના નવા તત્ત્વજ્ઞાનના અખતરા કરવા માટે પ્રયોગશાળા ખોલું?'

ચતુરભાભી: 'તમારે કશું નહિ કરવાનું. હું કહું તે કરવાનું. નહિતો પછી તમે નોકરી કરજો ને હું પ્રયોગો કરીશ. એ માટે આપણો ન્યાય કરાવવાનું...'

મેં કહ્યું: 'પણ ભાભી, એ નવું તત્ત્વજ્ઞાન તે વળી શું? વાત તો કરો એટલે કંઈ સમજ પડે.'

ચતુરભાભી: 'તો સાંભળો, ડોશીઓની કહેવતોમાં તમે 'ટાઢા ડામ' કહેવત સાંભળી હશે. પુસ્તકોનાં નામોમાં તમે 'ઠંડી આગ' 'ઝેરી અમૃત' 'મીઠું ઝેર' 'કડવી મીઠાઈ' વગેરે વાંચ્યાં હશે.

મેં કહ્યું: 'કડવી મીઠાઈ' શબ્દ તો મેં જ ચાલુ કર્યો છે. એ વદતોવ્યાઘાત (Paradox) કહેવાય છે.

ચતુરભાભી: 'તમારા એક પુસ્તકમાં તમે એથી

પણ એક પગલું આગળ વધીને કહ્યું છે: 'શાંતિથી ક્રોધ કરો. નિરાંતે ચિંતા કરો, પ્રેમપૂર્વક દુશ્મનને ધિક્કારો, વગેરે.

સૌ. દયા: 'એ તો મેં એમને દેખાડ્યું છે અને એ પ્રમાણે જો માણસ વર્તે તો સુખી જ થઈ જાય.'

ચતુરભાભી: 'ખરું છે. એથી બીજું એક પગલું હું આગળ વધું છું. મારે મતે સત્ય અને અસત્ય અંધકાર અને પ્રકાશ, પુણ્ય અને પાપ ભલે જુદાં લાગતાં હોય છતાં ઈશ્વર જ એ સર્વનો સર્જનહાર હોવાથી અસત્યમાં, પાપમાં, અંધકારમાં પણ તેનો કંઈક દૈવી અંશ હોવો જોઈએ. કંઈ નહિ તો સોમાં એક ટકો.'

મેં કહ્યું: 'એટલે?'

ચતુરભાભી: 'એટલે જ જગતમાં કોઈક પ્રસંગોમાં દૂષણો પણ દૈવી અને કલ્યાણકારી હોઈ શકે. જેમ કે પુણ્ય-પ્રકોપ જે દુર્વાસા અને વિશ્વામિત્ર મુનિ જેવાનો હતો. દયાદ્ર-હિંસા જે મહાત્મા ગાંધીજીને એક રિબાતા પ્રાણી પર અજમાવવી પડી હતી. લોકોપયોગી-લોભ જે સ્વરાજ્યના ફાળા માટે ફકીરી અને ઠક્કર બાપા દાખવી રહ્યા છે. સ્વદેશભક્તિનો મદ, કલ્યાણની કામના, દેશસેવા ખાતર જેલમહેલના મોહ; એ રીતે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર બધાં ય જાણીતાં દૂષણો દૈવી સ્વરૂપ કદીક પકડી શકે છે.'

મે કહ્યું: 'તમારી વાત વિચારવા જેવી છે. કંઈક નવું છે. પણ અસત્ય માટે દૈવી શું હોય?'

ચતુરભાભી: 'જરૂર હોય. દૈવી જૂઠાણું હોઈ શકે છે. જેમ મહાભારતમાં યુધિષ્ઠિરને બોલવું પડ્યું હતું તેમ.'

મેં કહ્યું: 'એ જરા ધ્યાનમાં નથી આવતું. દાખલા તરીકે નનામા કાગળો ને નનામા તારો કેટલાક બાયલા નાલાયક માણસો બીજાને નુકસાન પહોંચાડવા લખે તેમાં કદી પણ દૈવી જૂઠાણું સંભવી શકે એ હું માની શકતો નથી.'

મગનભાઈ: 'હું પણ માની શકતો નથી.'

ચતુરભાભી: 'તમારે બન્નેએ હમણાં જ માનવું પડશે. હું સાબિત કરી આપીશ. પહેલાં તો નનામા કાગળો હોઈ શકે; નનામા તારો નહિ. તારમાં સહી કરવી જ પડે છે. એટલે કે નનામાં અથવા ખોટા કાગળો અથવા તારો. ટેલિફોન પણ નનામા કે ખોટા હોઈ શકે. વારુ,-બીજી વાત. કંઈ બધા જ કાગળો નનામા નથી હોતા. કોઈ નનામા હોય છે. કોઈમાં સરનામા વગરનાં ખરાં નામ હોય છે. કોઈમાં ખોટાં નામ-સરનામાં હોય છે. કોઈમાં ખરાં નામ-સરનામાં છતાં ખોટી સહી હોય છે. અને કોઈમાં ખરા નામ-સરનામાં ને ખરી સહી છતાં ધણી કબૂલ નહિ થાય. વળી કોઈમાં ખોટી હકીકત તો કોઈમાં ખરી હકીકત હોય છે. અનેક કેસો પોલીસોએ એવા નનામા કાગળમાંની ખરી હકીકત પરથી પકડેલા છે. અનેક માણસો નનામી ચેતવણીઓથી આફતમાંથી બચી ગયા હોય છે. નનામા લેખકો કંઈ બધા જ બાયલા કે નાલાયક નથી હોતા. કેટલાક નવરાઓને નનામું લખવાનો રોગ લાગુ પડેલો હોય છે. કેટલાકોને સેવા કરવી હોય પણ ઉપાધિ વહોરવી ન હોય, સત્ય કહેવું હોય પણ આંખે ચડવું ન હોય એટલે નનામું યા ભળતું નામ યા તખલ્લુસ રાખી લખે છે. તમારા લેખકોમાં પણ એ રીતે અનેક જાહેર લેખો લખનારા છે. ઝાઝી વાતે ગાડાં ભરાય એટલે સાર એટલો જ કે કોઈવાર નનામો કાગળ કે ખોટો તાર પણ દૈવી જૂઠાણું હોઈ શકે. કારણ કે કોઈ ભોળા છતાં ખોટ પાસે ભગવાનજીભાઈ નનામું લખાવી નાંખે.'

મગનભાઈ: 'કપાળ! આ જો આજ ભાવનગરથી એક હળાહળ ખોટો તાર આવ્યો છે એને તારી ભાભી દૈવી જૂઠાણું કહ્યા કરે છે.'

તારમાં લખ્યું હતું:—

'ફુલચંદભાઈ ગંભીર બીમાર માટે જલદી આવો.
જમનાભાઈ.'

મેં કહ્યું: 'તાર વાંચતાં તો ખોટો નથી લાગતો.'

મગનભાઇ: 'અરે, ફુલચંદભાઈ તો મારે ત્યાં અહીં મઝા કરવા ૧૫ મીએ આવવાના છે એવો સંદેશો તેનો માણસ કાલે લઈ આવ્યો.'

મેં કહ્યું: 'આ ભાવનગરમાં આવા નનામા તાર-કાગળ લખવાની કુટેવ ઘણાને હોય એમ જણાય છે. અમે પણ—'

ચતુરભાભી: 'એ માટે આજે જ ભાવનગર જવું કે ન જવું એ વિષે અમારા વચ્ચે મતભેદ પડ્યો હતો. હું કહું છું જવું. એ કહે છે નથી જવું. એટલે

ફુલચંદભાઈની વહુએ ટહુકો કરતાં કહ્યું: 'આપણે બધાં જ સાથે કાલની ગાડીમાં મુંબઈ જઈએ તો શું વાંધો?'

ચતુરભાભી: 'વાંધો કંઈ નહિ પણ સાથે પેલા છગનભાઈને પણ લેતા જઈએ તો ચોર પકડાશે ને વધુ મઝા આવશે. તમારે ચોર ન જ પકડવો હોય તો પછી ચાલો કાલે મુંબઈ.'

ફુલચંદભાઈની વહુ કહે: 'એ વાત બરાબર છે. આમે ય તમે બધાં આવ્યાં છો તો ભલે ૪–૫ દિવસ રોકાઈ જાઓ ને પેલા છગનભાઈનો ઘડો લાડવો કરો એટલે મારો રોયો ફરી વાર કોઈનું નામ ન લે.'

મારાં પત્ની કહે: 'એમ ૪–૫ દિવસમાં તે ચોર હાથ આવતા હશે?'

ચતુરભાભી: 'ભલેને મહિનો લાગે. આપણે મુંબઈ જવાની શી ઉતાવળ છે? ને અહીં ફુલચંદભાઈનું ઘર ક્યાં પારકું છે? એ તો હવે અહીં આવ્યાં છીએ એટલે ફુલચંદભાઈના એ ચોરને પકડયે જ છૂટકો.'

મને આ બે બૈરાંની રમતમાં કંઈક ચાલાકીની ગંધ આવી. ચતુરભાભી ફુલચંદભાઈને ગળે પડીને કેમ જાણે તેમને ત્યાં મહિનો માસ જબરજસ્તીથી ધામા નાંખવાની રમત રમી રહ્યાં હોય તેમ લાગ્યું. પણ હજી હું મારા છીછરા પાણીમાંથી ચતુરભાભીના ઊંડા પાણીમાં ઊતરું ત્યાં તો ફુલચંદભાઈ ઘૂરકી ઊઠ્યા: 'અલ્યા, પણ તમે બન્ને વિદ્વાન ભાયડા જેવા ભાયડા થઈને આવા ખોટા તારકાગળની તપાસ કર્યા વગર એકદમ અહીં ચાલ્યા આવ્યા તે વિચાર તો કરવો હતો?'

મગનભાઈ અને મેં એકીસાથે અવાજ કરતાં કહ્યું: 'ફુલચંદભાઈ, હવે તમે ડહાપણની વાત કરી. અમે તો આ હળાહળ જૂઠાણું જાણતા હતા ને આવવા બિલકુલ તૈયાર નહોતા. છતાં આ તમારી બન્ને ભાભીઓએ બૈરાં-હઠ પકડી એટલે લાચાર થઈ પડ્યા ને અહીં આવીને ભરાઈ પડ્યા.'

ચતુરભાભી: 'તમે બન્ને એકીસાથે શબ્દે શબ્દ આટલો લાંબો પાઠ બોલી ગયા તે ક્યારેક લખી રાખેલું ગોખી નાંખ્યું લાગે છે. અમારી હઠ તો હવે પૂરી થઈ ગઈ, હવે ચાલો તમારી હઠ પૂરી કરીએ. બોલો તમારા બધાની શી હઠ છે? અહીં રહીને ફુલચંદભાઈનો ચોર પકડવો કે કાલે મુંબઈ જવું?'

હું ને મગનભાઈ ફુલચંદભાઈનું ડાચું જોવા લાગ્યા ને ફુલચંદભાઈ એમની વહુનું ડાચું જોવા લાગ્યા. ત્યાં તો છગનભાઈ બોલી ઊઠ્યા: 'છેવટે કોઈને ખાતર નહિ તો મારે ખાતર, મારા નામને ખાતર પણ એ સાલા છગનભાઈને પકડીને તેને ખોખરો કરવો જોઈએ. ફુલચંદભાઈને ઘેર તમારા ઉતારા બાબત વાંધો હોય કે અગવડ હોય તો ચાલો મારે ત્યાં......'

ત્યાં તો ફુલચંદભાઈની વહુ તડૂકી ઊઠ્યાં: 'શું બોલ્યા તમે છગનભાઈ! ખબરદાર, એવું બોલ્યા છો તો. અમારાં ઘર કંઈ કાળીવાઘરીનાં ઘર નથી. અમે કેમ તેમને ત્યાં મહિનો માસ ધામા નાંખવાના હતા? તેમ મગનભાઈ, ચતુરબહેન, જદુભાઈ, દયાબહેન વગેરે અમારાં મહેમાન છે. અમારું ઘર તે તેમનું જ ઘર છે. અમારે કાંઈ જુદાઈ છે જ નહિ. તમે તેમને ન ઓળખો ન પારખો ને વળી મહેમાનગતી શેના કરવા નીકળ્યા છો? તમે બધા ભાયડાઓ છો જ એવા. એ તો મગનભાઈ ને જદુભાઈનું ચાલ્યું હોત તો અમારે આંગણે મહેમાન ક્યાંથી હોત? એ તો ભલું થજો અમારાં ચતુરબહેન તે દયાબહેનની સ્ત્રીહઠનું કે અમારાં આંગણાં આજ પાવન થયાં.'

ચતુરભાભી: 'અને ભલું થજો પેલા નનામા કાગળવાળા છગનભાઈનું.'

ત્યાં તો અમે બધાં એકીસાથે બોલી ઊઠ્યાં: 'એને તો સાલાને ખાણિયામાં ખાંડી, ખોખરો કરી તેનું તેલ કાઢવું જોઈએ.'

ચતુરભાભી: 'પણ એ છગનભાઈને પહેલાં પકડો તો ખરા! કે ગમે તે છગનભાઈને શૂળીએ ચઢાવવા છે?'

મેં કહ્યું: 'એને પકડવાનું બીડું તો તમે ઝડપ્યું છે ને? પછી અમને શી ફિકર?'

ચતુરભાભી: 'ને સજા કરવાની સત્તા પણ મેં રાખી છે.'

ફુલચંદભાઈ: 'ચતુરભાભી, તમે તો ચોર પકડનાર પોલીસ ને સજા કરનાર ન્યાયાધીશ તરીકે બધું જ કામ કરશો ત્યારે અમારે શું કરવાનું?'

મારાં પત્ની કહે: 'આપણે વળી એમને એ

કામમાં મદદ કરશું. દાખલા તરીકે એ ગુનેગાર છગનભાઈને શોધી કાઢવામાં, ભાવનગરમાં કુલ છગનભાઈ કેટલા તેની તપાસ કરવી—'

છગનભાઈ: 'એની જરૂર નથી કારણ કે આપણા રતિલાલ માસ્તરે નામ પ્રમાણે માણસોની નવરા બેઠાં વસતિગણતરી કરી હતી ને તેમને ૬૬૪ છગનભાઈ જણાયા હતા ને મને ૬૬૫મો નંબર આપ્યો હતો.'

મગનભાઈ: 'પણ એ બધામાં ફુલચંદભાઈ અને અમને બધાને જાણનાર છગનભાઈ કેટલા ?'

છગનભાઈ: 'હું એક જ. એટલે એ શોધ નકામી છે.'

ચતુરભાભી: 'એ રતિલાલ માસ્તર કોણ? આઠેક વર્ષ પહેલાં તમારે ત્યાં અમે લગનમાં આવ્યાં હતાં અને વાત વાતમાં 'માટે' શબ્દ બોલે છે તે જ કે?'

મેં કહ્યું: 'હવે મને પણ યાદ આવે છે. તેઓ નિશાળમાં માસ્તર છે ને હજી કુંવારા છે. જરા વેદિયા છે એટલે જ કુંવારા હશે. એકંદરે છે ભગવાનના માણસ. ભલા ને ભોળા ને ધાર્મિક.'

ફુલચંદભાઈ: 'અરે બહુ મઝાના માણસ છે. બધાના ભલામાં રાજી. કોઈનું ય બગાડે નહિ. મરતાને મર ન કહે એવા. તમને બધાને બહુ પ્રેમથી યાદ કરે છે.'

ચતુરભાભી: 'હજુ સુધી? આઠ વર્ષ થયાં છતાં?'

ફુલચંદભાઈ: 'હા. ખાસ કરીને તમારા ચાતુર્યનાં તો એ ભારે ભારે વખાણ કરે છે. હજી અઠવાડિયા પહેલાં જ તમારા ખબર પૂછતા હતા. અને જદુભાઈના નવા પુસ્તક વિષે તપાસ કરતા હતા. એ તો હાસ્યના શોખીન છે.'

ચતુરભાભી: 'કદાચ એટલા જ માટે—'

ત્યાં તો રતિલાલ માસ્તર આવી ચઢ્યા. અમને બધાને જોઈ આનંદ પામી બોલ્યા: 'મને ખબર મળ્યા કે તમે બધાં આવ્યાં છો **માટે** તો હું દોડતો આવ્યો. તમે બધાં આવ્યાં તે **માટે** બહુ આનંદ થયો. પણ આમ અણધાર્યું આવવાનું શાને **માટે**?'

ચતુરભાભી: '૬૬૬ નંબરના છગનભાઈને **માટે**. વાંચો આ તારકાગળ.'

રતિલાલ: 'કોઈ છગનભાઈને દાઝ હશે **માટે** આવી બનાવટ કરી લાગે છે. પણ જદુરાયભાઈ તમારા કોઈ સાળાનું નામ તો રૂખમીદાસ હતું ને આમાં તો લખમીદાસ છે **માટે** કંઈ ગોટાળો લાગે છે.'

મેં કહ્યું: 'એ તો મારી એક વાર્તામાં બનાવટી અને કલ્પિત સાળો રૂખમીદાસને નામે ચીતરેલો.'

ચતુરભાભી: 'તમે વાર્તાઓમાં બનાવટી રૂખમીદાસ ઊભા કરો તો કોઈ જીવનમાં બનાવટી છગનભાઈ ઊભા થાય ને આવી બનાવટો કરે. નનામા કાગળો લખે તેમાં શી નવાઈ?'

રતિલાલ માસ્તર: 'બરાબર છે. અંગ્રેજીમાં કહ્યું છે કે **When a jest you cannot take then a jest you should not make** **માટે** જે બનાવે તેણે બનવા પણ તૈયાર રહેવું જોઈએ.'

ફુલચંદભાઈ: 'પણ માસ્તર આ રીતે? આ તો ઘાતકી રીત છે. આપણા ભાવનગરમાં જ એવા નાલાયકો વસે છે. જો મારા હાથમાં એ બનાવટી છગનીઓ આવે તો—'

ચતુરભાભી: 'તો તમારા હાથમાંથી લાકડી ખેંચી લઈને તમને જ ફટકાવું ને છગનભાઈને તેણે કરેલી બનાવટ માટે ધન્યવાદ આપી તેનું સન્માન કરું.'

અમે બધાં ડઘાઈ ગયાં. રતિલાલ માસ્તર તો પૂતળાની માફક સ્તબ્ધ થઈ ગયા. છગનભાઈ ને ફુલચંદભાઈ તો છોભીલા પડી ગયા. એ ભેદી વાતાવરણ દૂર કરતાં ફુલચંદભાઈની વહુ બોલ્યાં: 'હવે મૂકો એ બધી પંચાત. તમારા ચોર પછી નિરાંતે પકડ્યા કરજો, હાલ તો અમને તમારું સન્માન કરવા દ્યો. ચાલો કપડાં ઉતારી નાહીધોઈ લ્યો. છોકરીઓ રસોઈ તૈયાર કરી રહી છે.'

× × ×

**૧૪ મીના ધડાકા** [૩

બીજે દિવસે તા. ૧૪-૪-૪૪ ને રોજ સાંજની પાંચેકને શુમારે અમારાં ત્રણે કુટુંબો સભ્યો નંગ ૨૧ તથા છગનભાઈ તથા રતિલાલ માસ્તર વગેરે ચાપાણી પી, સભા ભરીને ગપ્પાં મારતા બેઠાં હતાં. ત્યાં છગનભાઈએ વાત છેડી: 'હે ચતુરભાભી, મને તો હવે મારા નામ બાબત કીડીઓ ચટે છે. તમે પેલા ૬૬૬મા છગનભાઈને પકડવા માટે ક્યારે શરૂઆત કરો છો? નાહકનું મારું નામ સંડોવાયું છે.'

ત્યાં તો કોઈના સ્વપ્નમાં નહિ એવો ચતુરભાભીએ ધડાકો કરતાં કહ્યું: 'તેમાં વળી શરૂઆત શી કરવી હતી! મેં તો મારી તપાસની સમાપ્તિ પણ કરી લીધી છે ને ચોર શોધી કાઢ્યો છે.'

અમે બધાં ફાટી આંખે ચતુરભાભી સામે જોઈ રહ્યા. અમે તેમના ચાતુર્યનો આવો સ્વાદ કદી ચાખ્યો નહોતો. પણ રતિલાલ માસ્તરે કેમ એ સ્વાદ ચાખ્યો હોય તેમ બોલ્યા: 'હું જાણતો હતો જ કે તમારું નામ ચતુરબહેન છે માટે ચોરને તમે તરત શોધી કાઢશો. એ તો આપણા મંડળમાંથી જ એક હોવો જોઈએ. માટે તમે હવે તેને ઉઘાડો પાડી શકો છો.'

ચતુરભાભી: 'હેં રતિલાલભાઈ, આ તારમાં તમે 'માટે' શબ્દ ન લખ્યો હોત તો ન ચાલત? અને તમે રૂખમીદાસને બદલે લખમીદાસ સમજ્યા હતા એ છુપાવ્યું હોત તો ન ચાલત? ને છગનભાઈનું નામ આપવાને બદલે તમારું પોતાનું નામ આપીને પછી નામુકરર ગયા હોત તો ન ચાલત? અને ૫-૪-૪૪ થી ૧૦-૪-૪૪ સુધી થોભવાની પણ જરૂર નહોતી.'

રતિલાલ: 'એ દરેકનું કંઈ ને કંઈ કારણ છે માટે જ મારે એ ખોટા તારટપાલ કરવા પડ્યા હતા. મેં ફુલચંદભાઈને આઠ દહાડા પહેલાં કહ્યું હતું કે તમને બધાને અહીં બોલાવો તો અમને બધાંને આનંદ આવે પણ એ કહે 'ના અમારે જ મુંબઈ જવું છે.' એથી અમારી મઝા લૂંટાઈ જતી હતી. ચતુરબહેન ને જદુભાઈની સોબતનો લાભ નહોતો મળતો. વળી ઈશ્વરે મારું એવું સાફ દિલ ઘડ્યું છે કે જ્યારે જ્યારે મને કોઈ બાબત નનામા કાગળો લખવાની બુદ્ધિ સૂઝે છે ત્યારે તેમાં તેનું ભલું જ લખાયલું હોય છે એટલે મને નનામા અને ખોટા કાગળો લખવાની ટેવ પડી ગઈ છે અને છતાં તે દ્વારા ઈશ્વર મને નિમિત્ત બનાવી મિત્રોનું કલ્યાણ કરી રહ્યા છે. આ મારો બચાવ છે. હવે આ તમારા ૬૬૬મા છગનભાઈ તમારા ગુનેગાર તરીકે તમારી પાસે હાજર છે. માટે તમને યોગ્ય લાગે તેમ સજા કરો.'

પહેલો ધડાકો ચતુરભાભીનો થયા પછી અમે હજી ભાનમાં આવીએ ત્યાં તો રતિલાલ માસ્તરના આ બીજા ધડાકાએ અમને બધાંને લગભગ બેહોશ બનાવી મૂક્યાં. અમે બધાં ભાનમાં આવી એક પછી એક બોલ્યાં:—

ફુલચંદભાઈનાં વહુ કહે: 'માસ્તર સાહેબ, તમે આવા ધંધા કરો છો?'

ફુલચંદભાઈ કહે: 'તેમાં અમારું શું કલ્યાણ કરી નાંખ્યું? ઊલટાનું—'

મગનભાઈ: 'અમને ખરચમાં ઉતાર્યા ને ફુલચંદભાઈને—'

છગનભાઈ: 'ને મારું નામ બોળ્યું ને લજવ્યું—'

મેં કહ્યું: 'એમાં શું દૈવી જુડાણ આવી ભરાણું ચતુરભાભી?'

એ જ વખતે બહારથી ફુલચંદભાઈના કેટલાક નિકટના મિત્રો તેલબજારમાંથી ભયંકર ખબર લઈ આવ્યા. મુંબઈના તાર આવ્યા છે. ભયંકર ધડાકા થયા છે. વડગાદી આસપાસનો લત્તો, વગેરે આગથી તારાજ થઈ રહ્યા છે. અનેક માણસોના જાન ગયા છે.

અમે આ ત્રીજા ધડાકાથી હેબતાઈ ગયા. ચતુરભાભી એક છુટકારાનો શ્વાસ ખેંચી બોલ્યાં: 'લ્યો, આ દૈવી જુડાણનો પુરાવો. આજે અમે બધાં ત્યાં હોત અને મગનલાલ તેમની રૂની બજારની ઑફિસે હોત અને તમે બધાં મુંબઈ આવ્યાં હોત તો કેટલી આફત આવત તે હવે કલ્પી લ્યો. ભલું થજો, આ ૬૬૬મા છગનભાઈ ઉર્ફે રતિલાલ માસ્તરનું કે તેમણે બનાવટી કાગળો લખી આપણને બધાંને બચાવ્યાં.'

રતિલાલ માસ્તર: 'કહો, બહેનો અને ભાઈઓ, હવે મને શી સજા કરવાની છે?'

ચતુરભાભી: 'તમને તો હું મુંબઈમાં પહેલાંથી જ ધન્યવાદ આપી ચૂકી છું અને આજે બધાની વતી ફરી ધન્યવાદ આપું છું. તમે તમારે, ઈશ્વર તમને સુઝાડે તે મુજબ નનામા કાગળ ખુશીથી લખ્યે જાઓ અને અમારા જેવા સ્નેહીઓને હેરાન કરીને હેરાનગતિમાંથી બચાવ્યે જાઓ.'

મેં કહ્યું: 'પણ ભાભી, મુંબઈમાં તમે અગાઉથી તેમને ધન્યવાદ આપ્યો ત્યારે મુંબઈની આ ભયંકર આફત વિષે તમે જાણતા નહોતા, ને મારી પાસે મોટા ભવિષ્યવેત્તા થવાની ગપ નહિ ચાલે. માટે તમારું ખરું કારણ શું?'

ચતુરભાભીઃ 'નવું તત્ત્વજ્ઞાન સૂઝ્યું તેટલા માટે મેં ધન્યવાદ આપેલો. અને બીજું કારણ હું તમને મુંબઈમાં કહીશ.'

તે પછી અમે ભાવનગરમાં ૧૫-૨૦ દિવસ રહ્યાં અને મુંબઈ પાછાં આવ્યાં ત્યારે અમને માલમિલકત સંબંધમાં થોડું નુકસાન પહોંચેલું જણાયું. બાકી અમે જાનથી જતાં, કે ઘરબાર વિનાનાં થતાં બચ્યાં એ છગનભાઇના દૈવી જૂઠાણાનો પ્રતાપ. મુંબઈમાં જ ચતુરભાભીએ ખરો ખુલાસો કરતાં કહ્યું: 'જદુભાઈ, સાચી વાત એ છે કે મુંબઈમાં એક તો જગ્યાની તંગાશ, વધુમાં રેશનીંગ અને એમાં કુલચંદભાઈનું ૧૭ માણસના સૈન્યનું ધાડિયું અમારે ત્યાં આવવાના મને સમાચાર મળ્યા એટલે તેમને અટકાવવા મેં પોતે જ આવો કોઈ ખોટો તાર કરવા માટે રતિલાલ માસ્તર પર પત્ર લખી રાખ્યો હતો. પણ મને કંઈક આવી ચાલાકી, યાને લુચ્ચાઈભર્યું ચાતુર્ય કરવા માટે પશ્ચાતાપ થવાથી હું કાગળ ફાડી નાખતી હતી તે જ વખતે ભગવાને એવો જ તાર મોકલાવી આપ્યો ને ત્યાં તો તમે પણ આવી ચડ્યા. એટલે મારા મનની ધારણાઓ પાર પડી ને ઈશ્વરે દૈવી જૂઠાણું ચલાવી આપણને બચાવ્યા. કહો, પહેલે અને છેલ્લે, દૈદમા છગનભાઈને કેટલો ધન્યવાદ ઘટે?'

મગનભાઈ: 'પણ તેં નવું તત્ત્વજ્ઞાન ન ચલાવ્યું હોત ને મારી મરજીને આધીન થઈ હોત તો આપણે બધા મરી રહેતને? માટે બીજો ધન્યવાદ તારા નવા તત્ત્વજ્ઞાનને ઘટે છે. માટે આજ પછીથી તારે હવે કોઈ દિવસ મારી વાત માનવી જ નહિ.'

ચતુરભાભીઃ 'તમારી એ વાત હું માન્ય રાખું છું.'



બહુ શરમાવા લાગી અને કદ્રુ પણ એને ખીજવવા લાગી: 'એમાં કાંઈ નથી કાંઈ. એ તે ઇંડાં છે? પાણા છે પાણા.'

વિનતાએ તો ખીજમાં ને ખીજમાં એક ઈંડું ફોડી નાખ્યું.

ફોડતાં તો ફોડ્યું, પણ પછી તો એના પસ્તાવાનો પાર ન રહ્યો. એ ઇંડામાંથી એક પુત્ર બહાર નીકળ્યો, એનું અડધું જ અંગ સમુંસારું ઘડાયું હતું. નીચેના અડધા અંગનું ઠેકાણું જ ન હતું.

એ તો બહાર નીકળતાવેંત જ વિનતાને ઠપકો દેવા લાગ્યો: 'મા, તેં નાહકની ઉતાવળ કરી અને મારું સત્યાનાશ કાઢ્યું. આવું અધકચરું શરીર લઈને હું દુનિયામાં કેવી રીતે રહી શકીશ?'

વિનતા બહુ ભોંઠી પડી ગઈ. તે બોલી: 'પણ ભાઈ હું શું કરું? હું બહુ મુંઝાણી હતી અને કદ્રુ મને ખીજવતી હતી.'

'કદ્રુની ઈર્ષાને લીધે તેં ઈંડું ફોડી નાખ્યું અને મારી જિંદગી બગાડી. હું તને શાપ દઉં છું કે તું પાંચસો વરસ સુધી કદ્રુની દાસી થઈને રહેજે.' પુત્રે માતાને શાપ આપ્યો.

'હં. હં. બેટા!' વિનતા કરગરવા લાગી.

પુત્રે કહ્યું: 'એમાં હવે બીજું કાંઈ થઈ શકે તેમ નથી. પણ તને એક બીજી વાત કરી રાખું. આ બીજું ઈંડું છે તે ઉતાવળ કરીને ફોડી નાખીશ મા. પાંચસો વરસ પછી એ એની મેળાએ ફૂટશે અને તેમાંથી તારો બીજો પુત્ર બહાર નીકળશે. તારો એ દીકરો તને દાસીપણામાંથી છોડાવશે. એ ઇંડાનું ખૂબ જતન કરજે.'

'ભલે ભાઈ.' વિનતા રોવા જેવી થઈ ગઈ.

માતાને આ પ્રમાણે શાપ આપીને અને બીજા ઇંડાનું જતન કરવાની ભલામણ કરીને વિનતાનો એ અધકચરો દીકરો વિચાર કરવા લાગ્યો કે હવે મારે શું કરવું? પણ એને એકાએક કાંઇક યાદ આવ્યું અને તે એકદમ આકાશે ઊડી ગયો. સીધો પહોંચ્યો સૂરજદાદા પાસે. સૂરજની સામે હાથ જોડી ઊભો રહ્યો અને કહેવા લાગ્યો: 'સૂરજદાદા! મને ચાકરી આપો.'

સૂરજે પૂછ્યું: 'તું શું કામ કરીશ ભાઈ?' વિનતાના પુત્રે કહ્યું: 'હું બીજું તો કાંઈ નહિ કરી શકું. મારું અડધું અંગ તો નકામું છે. પણ દાદા! તમારો રથ તો જરૂર હાંકી શકીશ.'

'ભલે, તો આજથી તું મારો સારથી થઈને રહે.' સૂરજદાદાએ તેને ચાકરી આપી.

અને તે દિવસથી વિનતાનો તે પુત્ર સૂરજદાદાનો રથ હાંક્યા કરે છે.

એને તો તમે ઓળખી કાઢ્યો ને? એનું નામ અરુણ.

અરુણ આ રીતે આકાશે ઊડી ગયો એમાં કાંઈ નવાઈ જેવું નથી. અરુણ તો પક્ષી હતો, એટલે એ તો ઊડી શકે ને!

## ૩ વિનતા દાસી થઈ

એક દિવસ કદ્રુ અને વિનતા બેઠી બેઠી વાતો કરતી હતી. વાતમાંથી વાત નીકળતાં ઈંદ્રના ઘોડા ઉચ્ચૈઃશ્રવાની વાત નીકળી. કદ્રુએ કહ્યું: 'વિનતા, તેં ઇંદ્રનો ઘોડો જોયો છે? કેવો રૂપાળો છે?'

વિનતાએ કહ્યું: 'બહુ મજાનો છે. રૂપાળો ધોળો ધોળો આરસપહાણમાંથી જાણે કાઢ્યો ન હોય એવો છે.'

કદ્રુએ કહ્યું: 'પણ એનું પૂંછડું કાળું કેમ હશે?'

વિનતા બોલી: 'પૂંછડું યે ધોળું ધોળું બાસ્તા જેવું છે.'

કદ્રુ કહે: 'ના, ના, પૂંછડું તો કાળું જ છે. મેં મારી સગી આંખે જોયું છે.'

'ના, ધોળું જ છે.' વિનતાએ કહ્યું.

'શરત લાગે?' કદ્રુ બોલી.

'હા, આવી જા.' વિનતાએ કહ્યું.

કદ્રુ કહે: 'જો એનું પૂંછડું કાળું હોય તો તારે મારે ઘેર પાંચસો વરસ દાસી થઈને રહેવું.'

વિનતાએ કહ્યું: 'અને જો ધોળું હોય તો તારે મારે ઘેર પાંચસો વરસ દાસી થઈને રહેવું.'

'કબૂલ.'

'કબૂલ.'

'ચાલો ત્યારે, આપણે ઉચ્ચૈશ્રવાને જોવા જઈએ.'

'હું તૈયાર થઈ આવું.' કદ્રુ ઘરમાં ગઈ.

કદ્રુએ તો એના દીકરાને બોલાવ્યા. 'ચાલો ઈંદ્રનો ઘોડો જોવા આવવું છે?'

પુત્રો કહે: 'અમે તો જોયો છે.'

કદ્રુ કહે: 'મેં વિનતા સાથે શરત લગાવી છે. વિનતા કહે છે કે ઈંદ્રના ઘોડાનું પૂંછડું ધોળું છે....'

એક પુત્ર વચમાં બોલી ઊઠ્યો: 'તે ધોળું જ છે ને.'

કદ્રુ બોલી ઊઠી: 'ધોળું છે? કાળું નથી? હાય હાય. ત્યારે તો હું હારી જવાની ને મારે પાંચસો વરસ સુધી વિનતાની દાસી થઈને રહેવું પડશે.'

'તે તને કોણે કહ્યું હતું કે શરત માર. એમ ભાળ્યાદેખ્યા વગર શરત મારે પછી હારી જ બેસે ને?' પુત્રે કહ્યું.

'મને શી ખબર? પણ તમે હવે એક કામ કરો. તમારામાંથી કાળા કાળા બધા એને પૂંછડે લટકી રહો. પછી તો પૂંછડું કાળું જ દેખાશે ને?' કદ્રુએ યુક્તિ શોધી કાઢી.

'ના, એવું ખોટું અમારાથી નહિ થાય.' કેટલાક સર્પો બોલી ઊઠ્યા.

'તમે તો મારા ડાહ્યા દીકરા છો. માનું એટલું કામ નહિ કરો?' કદ્રુ કરગરવા લાગી.

'એવું ખોટું કરવાનું શીખવે એ મા જ ન કહેવાય.' કેટલાકે કહ્યું.

કદ્રુએ કહ્યું: 'તે તમારી મા કોકની દાસી થઈને રહેશે એ તમને ગમશે?'

'પણ અમે ક્યાં કહ્યું'તું કે શરત મારજે.' પુત્રોએ કહ્યું.

'તો પછી હું તમને શાપ દઈશ.' કદ્રુ બોલી.

'તારી નજરમાં આવે તેમ કર. બાકી અમારાથી એવું અઘટતું કામ તો નહિ જ થાય.' પુત્રો મક્કમ હતા.

'મારું કહ્યું જે નહિ માને તે જનમેજય રાજાના યજ્ઞમાં પડીને બળી મરશે.' કદ્રુએ શાપ આપ્યો.

માતાનો શાપ સાંભળીને કેટલાક તો થરથર ધ્રૂજવા લાગ્યા અને દોડતા દોડતા ઈંદ્રના ઘોડાને પૂંછડે વિંટાઈ જવા ઊપડી ગયા. પણ કેટલાક તો મક્કમ જ રહ્યા: 'મા! એથી યે આકરો શાપ આપવો હોય તો આપને. પણ અમારાથી એવું હીણું કામ નહિ થાય તે નહિ જ થાય.'

પણ કદ્રુનો અર્થ તો સરી ગયો હતો. એના કેટલાક પુત્રો તો ઘોડાને પૂંછડે લટકવા ઊપડી ગયા હતા, એટલે હવે તો ઘોડાનું પૂછડું કાળું જ દેખાવાનું. તે તો ઝટપટ તૈયાર થઈને બહાર આવી.

વિનતા અને કદ્રુ બન્ને ઈંદ્રના ઘોડાને જોવા ગઈ. વિનતાનો હરખ તો ક્યાં ય માતો ન હતો. એને તો ખાતરી જ હતી કે ઉચ્ચૈશ્રવાનું પૂંછડું ધોળું જ છે. કદ્રુ યે મનમાં મનમાં મલકાતી હતી. એના દીકરા ક્યારના પૂંછડે વીંટાઈ વળ્યા હશે એટલે પૂંછડું કાળું જ દેખાવાનું.

બન્ને બહેનો ઉચ્ચૈશ્રવા પાસે આવી પહોંચી.

એવો સરસ ઘોડો હતો કે એવો તો કોઈ ક્યાંય જોયો નહિ હોય. દેવો અને દાનવોએ સમુદ્રમંથન કરેલું ત્યારે એ સમુદ્રમાંથી નીકળેલો. ઇંદ્રે તે પોતાને માટે રાખી લીધો હતો.

ઘોડાને જોતાં વિનતાના આશ્ચર્યનો તો પાર ન રહ્યો. આ શું ? એનું પૂછડું તો ખરેખર કાળું દેખાતું હતું. ઉચ્ચૈશ્રવાને તો એણે ઘણી વાર જોયો હતો. એનું પૂંછડું ધોળું જ હતું. પણ અત્યારે તો એ કાળું દેખાય છે. પોતાની ભૂલ તો નથી થતી ને ? તે આંખો ચોળવા લાગી.

કદ્રુ તો હસવા લાગી: 'કાં ? કહેતી હતી ને પૂંછડું ધોળું છે ? હવે જોઈ લે ધોળું છે કે કાળું છે ? અમે તો જાણે કોઈ દિવસ ઉચ્ચૈશ્રવા જોયો જ નહિ હોય !'

'પણ....પણ....' વિનતા હજુ યે આંખો ચોળી રહી હતી.

'નો ખાતરી થતી હોય તો ચારેકોર ફરી ફરીને જોઈ લે.' કદ્રુ તો હસ્યાં જ કરતી હતી.

વિનતાનું મોઢું પડી ગયું. ચારે તરફ ફરીફરીને જોયું, પણ પૂંછડું કાળું જ દેખાતું હતું. તે શરત હારી ગઈ.

'ચાલ હવે મારે ત્યાં. પાંચસો વરસ સુધી દાસી થઈને રહેવાનું છે.' કદ્રુએ વિનતાનો હાથ પકડ્યો.

બીજું શું થાય ? શરત બકી હતી અને હારી ગઈ હતી. એટલે વિનતાને બીજો રસ્તો જ ન હતો: મને કમને કદ્રુની દાસી થઈને રહેવું પડયું.

### ૪ ગરુડનો જન્મ

એ વાતને પાંચસો વરસ વીતી ગયાં. બિચારી વિનતા કદ્રુનાં દાસોતાં કરતી દુઃખેસુખે દિવસો વિતાવી રહી હતી. દરમિયાન તેનું બીજું ઇંડું ફૂટ્યું અને તેમાંથી એક બળવાન

પક્ષીરાજ ચિચિયારી પાડતો બહાર નીકળ્યો. તે પક્ષીરાજ બીજો કોઈ નહિ પણ પક્ષીઓનો રાજા ગરુડ.

ગરુડ પક્ષીઓનો ઇંદ્ર પણ કહેવાય છે. એ પક્ષીઓનો ઇંદ્ર કેવી રીતે કહેવાયો તે સંબંધમાં એક વાત છે.

કશ્યપ ઋષિને એક વખત પુત્રની ઈચ્છા થઈ, એટલે તેમણે એક યજ્ઞ કરવાની તૈયારી કરી. કશ્યપ ઋષિ યજ્ઞ કરે એટલે તો બધા ઋષિમુનિઓ, દેવદેવતા વગેરેએ યજ્ઞનું કામકાજ કરવા હાજર થઈ જ જવું જોઈએ. બધા આવી પહોંચ્યા, ઇંદ્ર પણ આવ્યો. ઋષિએ બધાને યજ્ઞનું કામકાજ વહેંચી આપ્યું.

કશ્યપઋષિના યજ્ઞમાં બધા કામકાજ કરે અને કાંઈ વાલખિલ્ય મુનિઓ બાકી રહે? તેઓ પણ હરખભેર આવી પહોંચ્યા અને પોતાને સોંપેલું કામ તેમણે ઉપાડી લીધું.

આ વાલખિલ્ય મુનિઓ આમ તો મહાતપસ્વી, હમેશાં ઊંધે માથે રહીને જ તપ કરે; પણ એમનાં શરીર જોયાં હોય તો બધાંને હસવું આવે. ભાઈસાહેબનાં કદ અંગૂઠા જેવડાં જ. બધાં એમને અંગૂઠિયા મુનિ જ કહે.

એક દિવસ ઇંદ્રની ટોળકી જંગલમાં લાકડાં લેવા ગયેલી, તે એક જબ્બર લાકડું ઉપાડીને ચાલી આવે. પેલા અંગૂઠિયા મુનિ પણ એક મોટું લાકડું ઉપાડીને ચાલ્યા આવે.

આગલી રાતે વરસાદ પડેલો, એટલે રસ્તામાં કીચડ જામ્યો હતો અને તેમાં સવારમાં ગાયો ફરી વળેલી એટલે ચારે તરફ તેનાં પગલાંના ડાબા પડેલા અને તેમાં પાણી ભરાઈ રહેલું.

અંગૂઠિયા મુનિઓએ એક તો ગજા ઉપરવટ ભાર ઉપાડેલો, તેમાં આ રસ્તાનો કીચડ; બિચારા ક્યાંક લપસી પડે, તો ક્યાંક ગુલાંટ ખાઈ બેસે, વળી પાછા ઊભા થઈને ચાલવા માંડે. એમ એ અંગૂઠિયા મુનિઓનો સંઘ

ચાલ્યો જાય.

એવામાં ઇન્દ્રની ટોળકી અને અંગૂઠિયા મુનિઓની ટોળકી ભેળી થઈ ગઈ. ઇન્દ્રની ટોળીને રસ્તો આપવા અંગૂઠિયા મુનિ એક તરફ ખસી ગયા, પણ એમને ખ્યાલ રહ્યો નહિ અને ગાયના પગના ડાબામાં સરી પડ્યા. એ તો માંડ્યા પાણીમાં ડુબકા ખાવા.

ઘણી મહેનત કરે, ઘણાં તરફડિયાં મારે, પણ બહાર નીકળાય જ નહિ. એ તો માંડ્યા બૂમાબૂમ કરવા: 'કોઈ કાઢો! કોઈ બચાવો.'

ઇન્દ્ર તો આ દેખાવ જોઈને બસ હસવા જ લાગી ગયો.

અંગૂઠિયા મુનિ તો બૂડુબૂડુ થઈ રહ્યા હતા અને ઇન્દ્ર ઊભો ઊભો હસતો હતો. મુનિ ક્રોધથી ધુંવાંપૂંવાં થઈ બોલી ઊઠ્યા: 'હસે છે શું? અમને બહાર કાઢ. જોતો નથી અમે બૂડી મરશું?'

તોય ઇન્દ્ર તો બસ હસ્યે જ જાય, હસ્યે જ જાય. એને તો હસવાની ભારે લહેર આવી. હસતાં હસતાં તેણે કહ્યું: 'પણ મુનિરાજ! આ તો ગાયનો ડાબો છે, એમાં તમે શી રીતે બૂડી મરશો?'

'તું અમને બહાર કાઢ ઇન્દ્ર! આવે વખતે મશ્કરી ન હોય. અમારો જીવ જાય છે.' અંગૂઠિયાભાઈ ખરેખર બૂડુબૂડુ થઈ રહ્યા હતા.

તોય ઇન્દ્ર તો બસ હસ્યે જ જાય, હસ્યે જ જાય.

બીજા દેવતાઓને દયા આવી. તેમણે ઇન્દ્રને કહ્યું: 'ઇન્દ્રદેવ! આ હસવા જેવું નથી. બિચારા મુનિ ખરેખર બૂડી મરશે. એમને બહાર કાઢો. એમની કાયા તો જુઓ, એ અંગૂઠિયાભાઈ કેવી રીતે બહાર નીકળી શકશે?'

ઇન્દ્રે અંગૂઠિયા મુનિઓને ખાડામાંથી બહાર કાઢ્યા, પણ એનું હસવું તો માય જ નહિ. એ તો બસ હસ્યે જ જાય, હસ્યે જ જાય.

અંગૂઠિયા મુનિઓ ઇન્દ્રના આ વર્તાવથી ખૂબ ગુસ્સે થયા. તેમણે લાલ લાલ આંખ કરી ઇન્દ્ર સામે જોયું અને કહ્યું: 'તું બીજાની ખરાબ દશા દેખીને હસે છે? પણ યાદ રાખજે તારી આથી પણ ખરાબ દશા કરશું. અમે યજ્ઞ કરી બીજો ઇન્દ્ર ઊભો કરીશું તારું ઇન્દ્રાસન એને આપીશું. તું રાનરાન ને પાનપાન થઈ જઈશ.'

'હવે ઇન્દ્રને ખરેખરી બીક લાગી. આવા મોટા તપસ્વી ધારે તો શું ન કરી શકે? તે અંગૂઠિયા મુનિના પગમાં પડી કરગરવા લાગ્યો: 'મારી ભૂલ થઈ મને માફ કરો'

'ના ના, તને તો ભારે મઝા આવતી હતી કાં? કોકનું મોત જોઈ તને તો હસવું આવતું હતું. પણ એનો દંડ તારે ભોગવવો જ પડશે.' મુનિઓ ગુસ્સામાં ને ગુસ્સામાં ત્યાંથી ચાલ્યા ગયા.

ભાઈબંધ ઇન્દ્રનું મોઢું પડી ગયું.

અંગૂઠિયા મુનિઓએ તો તાબડતોબ પોતાને આશ્રમે જઈ યજ્ઞની શરૂઆત પણ કરી દીધી.

હવે તો ઇન્દ્રના બાર વાગી ગયા. તે કશ્યપ મુનિ પાસે દોડ્યો ગયો અને તેમના પગમાં પડી ગયો.

'ઇન્દ્ર! શું થયું?' કશ્યપ મુનિએ પૂછ્યું.

'મારો એક અપરાધ થયો છે. વાલખિલ્ય મુનિની મેં મશ્કરી કરી અને હવે તો તેમણે બીજો ઇન્દ્ર ઉત્પન્ન કરવા યજ્ઞ શરૂ કર્યો છે. મારું આવી બનશે. મારું રાજપાટ બધું જશે. મને બચાવો.' ઇન્દ્ર કરગરવા લાગ્યો.

કશ્યપ મુનિ કહે: 'ઇન્દ્ર! તેં બહુ ખોટું કર્યું. કોઈની પણ મશ્કરી કરવી એ સારું નથી અને તેમાં આ તો મોટા તપસ્વી. હવે એ જરૂર બીજો ઇન્દ્ર ઉત્પન્ન કરવાના.'

ઇન્દ્ર કહે: 'મારી ભૂલ થઈ છે, મને બચાવો.'

'હું એમની પાસે જાઉં છું. બનતા સુધી તો સમજી જશે. બહુ ઉદાર છે.' કશ્યપ ઋષિ વાલખિલ્ય મુનિ પાસે જવા રવાના થયા. ઇન્દ્ર એક રીતે તો કશ્યપનો પુત્ર હતો, એટલે પુત્ર તરફની મમતાને લીધે પણ તેમને ગયા વિના છૂટકો ન હતો.

વાલખિલ્ય મુનિના આશ્રમમાં યજ્ઞનું કામ ધમધોકાર ચાલી રહ્યું હતું. મોટે મોટે અવાજે મંત્રો ભણાઈ રહ્યા હતા. અગ્નિમાં આહુતિ ઉપર આહુતિ અપાતી હતી અને કુંડમાંથી અગ્નિ હજાર હજાર જીભ લાંબી કરી લબકારા લઈ રહ્યો હતો.

કશ્યપ ઋષિને આવતા ભાળી વાલખિલ્ય મુનિઓ તેમનો સત્કાર કરવા સામા ગયા: "પધારો પધારો. કાંઈ એકાએક ભૂલા પડ્યા?"

'મુનિરાજ! એક પ્રાર્થના કરવા હું આવ્યો છું. તે દિવસે ઇન્દ્રે આપનું અપમાન કર્યું....'

વાલખિલ્ય મુનિ વચ્ચે બોલી ઊઠ્યા: 'અરે કાંઈ જેવું તેવું અપમાન? અમારો જીવ જતો હતો અને એને મશ્કરી સૂઝતી હતી.'

'અને તેમાં આપ અહીં બીજો ઇન્દ્ર ઉત્પન્ન કરવા યજ્ઞ પણ કરવા લાગ્યા....' કશ્યપ મુનિ હસતા હસતા બોલ્યા.

'હા, આ યજ્ઞમાંથી અમે બીજો ઇન્દ્ર પેદા કરશું. એવો પરાક્રમી કે એના જેવો ત્રણ ભુવનમાં બીજો કોઈ જ નહિ હોય.' વાલખિલ્ય મુનિએ કહ્યું.

કશ્યપે કહ્યું: 'આપની એ શક્તિની દુનિયામાં કોને ખબર નથી. આપ તો ચાહે તે કરી શકો તેમ છો. પણ છોકરાએ એક અપરાધ કરી નાખ્યો, એની સામે આટલો બધો ગુસ્સો હોય? આપ તો બહુ ઉદાર છો....'

'તો પછી આ યજ્ઞ અમે બંધ કરી દઈએ એમ આપનું કહેવું છે?'

'ના, યજ્ઞ બંધ કરવાની જરૂર નથી. આપનો યજ્ઞ ભલે પૂરો થાય અને તેમાંથી મહાપરાક્રમી ઇન્દ્ર પણ ભલે પેદા થાય. પણ તે દેવલોકનો ઇન્દ્ર ન બને. પક્ષીઓનો ઇન્દ્ર બની રહે એટલી મહેરબાની કરો.' કશ્યપે કહ્યું.

વાલખિલ્ય મુનિએ થોડી વાર વિચાર કરી જવાબ દીધો. 'મુનિરાજ, ચાઈ ચલાવીને આપ અહીં સુધી આવ્યા છો, એટલે આપનું વેણ ઠેલવું ઠીક નહિ. ભલે; તમે કહો છો તેમ થશે. આ યજ્ઞમાંથી ઉત્પન્ન થનાર ઇન્દ્ર પક્ષીઓનો ઇન્દ્ર કહેવાશે. અને તે આપનો જ પુત્ર થઈ અવતરશે. આપે પણ પુત્રની ઇચ્છાથી યજ્ઞ કર્યો હતો ને!'

અને એ યજ્ઞની પ્રસાદીરૂપ કશ્યપ ઋષિને ઘેર વિનતાને પેટે એક પુત્ર જન્મ્યો.

એનું નામ ગરુડ, પક્ષીઓનો ઇન્દ્ર.

★ ઉલ્લાસ અને ઉદ્‌બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક ★

વર્ષ ૧
પુ. ૨

જુલાઈ
૧૯૪૪

काव्येषु रम्या कथा



## વાર્તા એટલે ઘડતર

વાર્તાનાં જાદુ અંજણ છે.
વાર્તા સંભળાવતાં સંભળાવતાં
બા બાળકોને હચૂરે છે, વાર્તા
સંભળાવતાં સંભળાવતાં દાદા-
દાદી છોકરાંઓને ભવિષ્ય માટે
તૈયાર કરે છે, વાર્તા સંભળાવતાં
સંભળાવતાં બારોટો પત્થરોમાં
પ્રાણ પૂરે છે અને વાર્તા
સંભળાવીને માણભટ્ટ જનતાનાં
હૈયાંને જીવનનો ઓપ આપે છે.
વાર્તા સદેહ નથી છતાં અનેક
દેહોમાં પેસી દેહવતી બને છે
અને એ રીતે જીવનઘડતર,
સમાજઘડતર અને રાષ્ટ્રઘડતર
કરે છે. વાર્તા એટલે ઘડતર.

ગિરીશ



# અજ્ઞાત યંત્ર

યંત્ર શરૂ થયું. એક પછી એક કાગળો છપાઈ છપાઈને બહાર નીકળવા લાગ્યા. ોકરાએ પ્રેસના સંચાલકના હાથમાં એક ાપેલું શીટ મૂક્યું. સંચાલકે તેના ઉપર ઊડતી જર ફેરવી. અચાનક તેના મુખમાંથી એક ચીસ ીકળી ગઈ. 'આ બધો શું ગોટાળો કરી મૂક્યો ? યંત્ર બંધ કરો.'

તેણે પ્રેસમેનને બોલાવ્યો.

પ્રેસમેન આ એકાએક હુમલાથી હેબતાઈ ગયો. ં ગોટાળો થઈ ગયો છે ? રાતે યંત્ર ઉપર કંપોઝ ડાવી, બરાબર લોક કરી તેનું નમૂનાનું પ્રિન્ટ સંચા- કને બતાવ્યું હતું. સંચાલકે બરાબર હોવાની સંમતિ ાપ્યા પછી જ તેણે સવારના છાપકામ શરૂ કર્યું તું. જરા પણ ભૂલ થવાનો સંભવ ન હતો તો છી—તે ગભરાતો સંચાલક પાસે આવ્યો.

તેને જોતાં જ સંચાલકે કહી નાખ્યું, 'તમે બધા ો છો શું ? આ રીતે કામ થશે તો મારે તો ાપખાનું બંધ કરવાનો વખત આવશે.'

'કાંઈ ભૂલ રહી ગઈ છે ?' પ્રેસમેને ગભરાતાં ભરાતાં પૂછ્યું.

'તમારે કોઈને ક્યાં કાંઈ જોવું છે ? કેટલી કલો છાપી છે ?'

'અડધા ઉપરાંત નીકળી ગઈ હશે.'

'એ પૈસાની કાણ હવે મારે જ ભોગવવી ને ?'

'પણ થયું છે શું ? રાતના બધું બરાબર કરી મૂનાનું પ્રિન્ટ પાસ કરાવ્યા પછી જ સવારે છાપ- ામ શરૂ કર્યું છે. ભૂલ થવાનો સંભવ જ નથી.'

'તો પછી આ 'સમરસ'નું 'સરબસ' કઈ તિ છપાયું ? આવડા મોટા ટાઈટલના અક્ષરો પણ ચૂક્યા ?'

પ્રેસમેને છાપેલો કાગળ હાથમાં લીધો. 'સમરસ' ાસિકનો પહેલો ફરમો હતો અને ખરેખર ટાઈટલની ગ્યાએ 'સરબસ' છપાયું હતું. આમ કેમ થયું ?



લેખક
મયૂર

★

રાતે નમૂનાનું પ્રિન્ટ તો બરાબર હતું કે પછી એમાં પણ ભૂલ હતી ? તે નમૂનાનું પ્રિન્ટ મંગા- વવાનું કરતો હતો, ત્યાં એની નજર બીજા મેટર પર પડી. એનો હાથ ધ્રૂજી ઊઠ્યો, છાપેલો કાગળ એના હાથમાંથી સરી પડ્યો. સંચાલક તેની સામું પ્રશ્નાર્થ દૃષ્ટિથી જોઈ રહ્યો.

'બધું જ મેટર કોઈએ વીખી નાખ્યું લાગે છે. પહેલા પૃષ્ઠ પરની કવિતા ઊંધી છપાઈ છે...'

સંચાલકે નીચે પડેલો કાગળ ઉપાડી લીધો. તેણે તો ખાલી ટાઈટલ ઉપર નજર પડતાં જ આ બધી ધમાલ મચાવી મૂકી હતી. પણ હવે આખા ફરમા ઉપર નજર ફેરવતાં તેમાં મચી ગયેલો ઉલ્કાપાત જોતાં તેને પણ ધ્રૂજારી આવી ગઈ. મુખપૃષ્ઠ પરની કવિતા ઊંધી છપાઈ હતી, બીજા પૃષ્ઠની લાઈનો લાંબી ટૂંકી થઈ ગઈ હતી, ત્રીજા પૃષ્ઠ ઉપર વચ્ચે વચ્ચે ખાલાં પડ્યાં હતાં, ચોથા પૃષ્ઠ પર......

'અરે આ લેખના લેખકનું તો નામ જ બદ- લાઈ ગયું છે, 'શિરીષ'ને બદલે 'ક્ષિરોદ'—અને અહીં છઠ્ઠા પૃષ્ઠ ઉપર આ બ્લોક ક્યાંથી આવી પડ્યો !' સંચાલક ગભરાઈ ગયો.

કોઈ અજ્ઞાત યુવકનો બ્લોક તે પૃષ્ઠ ઉપર છપાયો હતો અને તેની જગ્યાએ જે મેટર હતું તે રમોલ ટાઈપમાં એક તરફ સમાવી દીધું હતું.

'આખો ફરમો કોઈએ રાતમાં વીખી નાખ્યો છે.' તે બબડ્યો.

'પરંતુ તે કેવી રીતે બને ? બધું બરાબર કર્યા પછી તો પ્રેસ બંધ કર્યું હતું અને સવારમાં પ્રેસ ઉઘાડીને તરત જ છાપકામ હાથમાં લીધું છે.' પ્રેસમેને કહ્યું.

'મારે જોવું જોશે.' સંચાલક પોતાની ખુરશી પરથી ઊભો થયો.

યંત્ર બરાબર ચાલતું હતું પણ કાગળો શાહી અને કંપોઝને અડ્યા સિવાય બારોબાર નીકળી જતા. થોડી વારે શાહીના લોંદા, કાગળના કૂચા અને ગોઠવેલાં બીબાં ચારે તરફ ઊડવા લાગ્યાં.

# 'સંબરસ'નો ફરમો ચડતો અને યંત્રમાં ઉલ્કાપાત જાગતો

તે અને પ્રેસમેન યંત્ર પાસે ગયા.

'યંત્ર ચાલુ કરો, એક નક્લ કાઢો.'

પ્રેસમેને યંત્ર ચાલુ કર્યું. એક નક્લ કાઢવામાં આવી. સંચાલકે તે હાથમાં લીધી. ઝીણવટથી બધું મેટર તપાસ્યું.

'આનો અર્થ શું?' તે પ્રેસમેન તરફ જોઈ રહ્યો.

પ્રેસમેને તે નક્લમાં ડોકિયું કર્યું. આખા ફરમા પર નજર ફેરવી. 'આનો અર્થ શું?' તેનાથી પણ બોલાઈ ગયું. તે સંચાલક સામું જોઈ રહ્યો.

'બધું જ બરાબર છે. ટાઈટલ, કવિતા, અંદરનું મેટર. ઓલી છાપેલી પ્રતો ફરીથી જુઓ તો.'

અગાઉ છપાયેલી નક્લો ફરીફરીને ઉથલાવવામાં આવી. બધી જ નક્લોમાં એકધારો ઉલ્કાપાત મચી ગયો હતો.

પ્રેસના બધા માણસો યંત્ર પાસે એકઠા થઈ ગયા. શું બની ગયું છે તેની કાનાફૂસી કરવા લાગ્યા અને જેમ જેમ વાતની ખબર પડતી ગઈ તેમ તેમ બધાનાં મોઢાં આશ્ચર્યચિહ્ન જેવાં થઈ પડ્યાં.

'કાંઈ જ સમજ પડતી નથી.' પ્રેસમેન બબડ્યો.

'ઠીક, છાપી નાખો ત્યારે.' સંચાલકે કહ્યું.

પ્રેસમેનનો હાથ યંત્ર ચલાવતાં ઘડીક તો ખમચ્યો, પરંતુ જોસ કરીને તેણે યંત્ર ચાલુ કર્યું. છાપકામ પૂરું થયું ત્યાંસુધી બધા જ યંત્ર પાસે ઊભા રહ્યા. છપાયેલી એકએક નક્લ ફેરવી ફેરવીને તપાસવામાં આવી. બધું જ બરાબર હતું.

ત્યારે?—

'કાંઈ જ સમજ પડતી નથી.' સંચાલક બબડતો બબડતો પોતાની જગ્યાએ ગયો. પ્રેસના માણસો એકબીજા સામું સાશંક નજરે જોતાં છૂટા પડ્યા.

સંચાલકે ઘણી ઘણી કલ્પના દોડાવી, પરંતુ જે તોફાન મચી ગયું હતું તેનો કાંઈ જ ઉકેલ તેને હાથ લાગ્યો નહિ. રાતના કોઈ પ્રેસમાં આવીને આટલું બધું તોફાન મચાવી જાય એ સર્વથા અશક્ય હતું. અને એક વખત જે ઉલ્કાપાતવાળી નક્લો યંત્રમાંથી નીકળી હતી, તે જ મેટર અને તે જ યંત્રમાંથી પાછી બધી નક્લો બરાબર કેવી રીતે નીકળી એનો ઉકેલ તો અશક્ય જ હતો, અને એ વાતનો વિચાર આવતાં સંચાલકને કપાળે પરસેવો વળી ગયો. કાંઈ બીજી ત્રીજી કલ્પના કરતાં તેના આખા અંગે ધ્રૂજારી આવી ગઈ.

: ૨ :

છાપખાનામાં તે દિવસે મચી ગયેલી ધમાલનો કોયડો અણઉકેલ જ રહ્યો હતો. માણસો અંદર અંદર અનેક જાતની વાતો કરતા હતા. સંચાલકને પણ રહી રહીને અનેક તરંગો ઊઠતા હતા; પરંતુ એ બધા તરંગો વહેતા મૂકવા ધંધાની દૃષ્ટિએ યોગ્ય ન હતા, તેમ જ છાપખાનાની પ્રતિષ્ઠાની દૃષ્ટિએ પણ તે અવ્યવહારુ હતા. એટલે મનની વાતો મનમાં રહી ગ હતી. ત્યાં વળી એક આશ્ચર્યનો દિવસ ઊગ્યો.

આ વખતે ફરિયાદ કરવાનો વારો પ્રેસમેનન હતો. તેણે સંચાલકને કહ્યું, 'યંત્ર ચાલે છે, પર કાગળ ચડતો નથી.'

સંચાલકને ધ્રાસકો પડ્યો પરંતુ તેણે હિંમત ર ખીને કહ્યું, 'કાંઈ આઘુંપાછું થઈ ગયું હશે, જ યંત્ર તપાસી જુઓ.'

પ્રેસમેને એકએ ચાવી આડીઅવળી કરી, એક સ્ક્રુ ફેરવી જોયા, કાગળ ચડવા લાગ્યો. પ્રેસમેન થયું નકામો ગભરાઈ ગયો. પણ બીજી જ પળે તે જોયું કે યંત્ર બરાબર ચાલતું હતું, કાગળો બરાબ ચડતા હતા, યંત્રમાં જઈને બીજી તરફ નીકળત હતા, પરંતુ સાવ જ કોરા. શાહી અને કંપોઝને અડ્યા સિવાય બારોબાર નીકળી જ જતા હતા. એને થ આજે તે આ યંત્રને થયું છે શું? કાગળ ચડતો નથી ચડે છે તો કોરેકોરો નીકળી જાય છે. આવું તે યંત્રમાં કદી બન્યું નથી. એ યંત્ર બંધ કરી ખોટક ક્યાં છે એની તપાસ કરવા જતો હતો, ત્યાં તો વળી નવી વાત બની. બધા જ કાગળો શાહીમાં તરબોળ થઈને કાળા મશ જેવા બહાર નીકળવા લાગ્યા અને પછી તો યંત્રની ગતિ એટલી બધી અસાધારણ વધી ગઈ કે તેને નિયમમાં રાખવું લગભગ અશક્ય થઈ પડ્યું. થોડી વારમાં તો શાહીના લોંદા, કાગળના ફૂરચા અને ગોઠવેલાં બીબાં ચારે તરફ ઊડવા લાગ્યાં. યંત્રનો અવાજ કાન ફાડી નાખે તેટલો વધી ગયો. ચારે તરફ ધમાલ ધમાલ મચી ગઈ. પ્રેસમેને યંત્ર બંધ કરવા પ્રયાસ કર્યો. હૅન્ડલ ફેરવ્યું, પણ યંત્ર તો પળે પળે ગતિ વધારીજ રહ્યું હતું. તે હવે કોઈ પણ

નિયંત્રણની મર્યાદાની બહાર પહોંચી ગયું હતું.

સંચાલક એકદમ આ ધમાલથી ઘાંઘો થઈ ગયો. તે યંત્ર તરફ દોડ્યો, 'શું છાપવાનું હતું?' એના મુખમાંથી અજાણ્યે આ પ્રશ્ન સરી પડ્યો.

''સબરસ'નો બીજો ફરમો,' પ્રેસમેન ધ્રૂજતે અવાજે બોલ્યો.

સંચાલકને એ શબ્દોથી એટલો સખત આંચકો લાગ્યો કે તેને જાણે કોઈ કે ફંગોળ્યો હોય તેમ હવામાં ઊછળ્યો અને બીજા માણસો વખતસર મદદે ન ધાયા હોત તો તે પ્રચંડ વેગથી ધસમસ્યે જતા યંત્રમાં જ ઝીંકાયો હોત.

પ્રેસમાં ચારે તરફ ગભરાટ ગભરાટ મચી રહ્યો હતો. બધાના હોશકોશ ઉડી ગયા હતા અને બધા એક એક પગલું પાછળ અને પાછળ ફરતા હતા, જાણે કે તે ભૂતાવળથી દૂર નાસવા મથતા હોય!

પરંતુ યંત્ર ધીમું પડતું હતું, કુદરતી ગતિ ઉપર આવતું હતું, શાહીના લોચા અને કાગળના ફૂરચા ઊડતા બંધ થયા હતા અને પછી તો કાગળ છપાઈ છપાઈને બહાર પડવા લાગ્યા, જાણે કે કાંઈ બન્યું જ નથી.

સંચાલકના જીવમાં જીવ આવ્યો, માણસોને હૈયે થોડીઘણી શાંતિ થઈ. સંચાલકે છાપેલા કાગળની એક પ્રત હાથમાં લીધી. એ કાગળ ઉપર જે છપાયું હતું તે વાંચતાં જ તેના મોઢા ઉપરનું નૂર ઊડી ગયું.

બહુ જ મોટા ટાઈપમાં તેના ઉપર નીચે મુજબ છપાયું હતુંઃ

'સબરસ' માસિકને લગતો એક પણ કાગળ તમે નહિ છાપી શકો. હું નહિ છાપવા દઉં.

એકઠા થયેલા બધાએ તે વાંચ્યું.

'ભૂત.' દરેકના મુખમાંથી દબાયેલો અવાજ આવ્યો. તે સાથે દરેકની નજર સામે ભૂતની બિહામણી આકૃતિ જાણે કે ખડી થઈ ગઈ. હાડપિંજર સમો દેહ અને ઉપર ઓઢેલો કાળો ઝભ્ભો. અગ્નિના અંગારા સમી ઝબૂકી રહેલી આંખો અને વિશ્વનો ગ્રાસ કરી જવા મથતા લાંબા લાંબા હાથ, એ ભૂત જાણે કે યંત્રને તોડીફોડી રહ્યો હતો, પ્રેસના ઘોડા ઉપરથી બીબાં ઉડાડી રહ્યો હતો, કાગળના ચિરાડા બોલાવી રહ્યો હતો અને–અને–પ્રેસના માણસોનાં ગળાં દાબવા હાથ પ્રસારી રહ્યો હતો.

માણસોએ એક સામટો ચિત્કાર કર્યો. બન્ને હાથે જોરથી આંખો દાબી દીધી. અને મનમાં મનમાં સહુ સહુના ધર્મ પ્રમાણે ભગવાનનું નામ જપી રહ્યા. તેમના પગ જાણે ભૂમિ સાથે જડાઈ ગયા હતા, તેમનાથી જરા પણ ચસકી શકાય તેમ ન હતું.

અને ભૂત!–એની આકૃતિમાં વારે વારે પરિવર્તન થયા કરતું હતું. ઘડીકમાં ખાલી તેજનું વર્તુળ દેખાતું હતું, તો ઘડીકમાં એકલો સફેદ ઝભ્ભો હાલતો ચાલતો નજરે પડતો હતો, ઘડીકમાં કાળા ઝભ્ભાના આવરણ નીચે હલનચલન કરતું હાડપિંજર નજરે પડતું હતું, તો ઘડીકમાં એક નવજુવાનની સૌમ્ય આકૃતિ દેખાતી હતી, સિનેમાના પડદા ઉપર પડતા ચિત્રોની જેમ એક પછી એક અનેક રેખાઓ ઊપડતી હતી અને અદશ્ય થતી હતી અને તે સાથે એક ગાઢ નિશ્વાસ–હવાનો એક કારમો સુસવાટ માણસોના કાન ભરી રહ્યો હતો.

પરંતુ એ જાદુગરની દુનિયા થોડી વારમાં અદશ્ય થઈ અને માણસો હતું એટલું જેમ એકઠું કરીને ત્યાંથી રવાના થયા. તે દિવસે પ્રેસને બહુ વહેલું તાળું દેવાયું.

માણસોને ઘેર જતાં જતાં પણ પોતાની સામે જાણે કે કોઈ ચાલતું ન હોય એવો ભાસ થયો હતો અને એવો અનુભવ એકને જ નહિ, પ્રેસના બધા માણસોને થયો હતો એવું તેમણે બીજે દિવસે કરેલી વાતોથી જણાયું હતું.

: ૩ :

બીજે દિવસે પ્રેસમાં ફરજિયાત રજા હતી અને પ્રેસનો સંચાલક 'સબરસ' માસિકના તંત્રીની ઓફિસમાં તંત્રીને કહી રહ્યો હતો. 'આપના માસિકનું છાપકામ હવે અમારાથી નહિ થઈ શકે.'

'કેમ?' તંત્રીને આશ્ચર્ય થયું.

'એનો કાંઈ જ ખુલાસો હું આપી શકું તેમ નથી, પરંતુ અમારાથી હવે કામ બની શકે તેમ નથી.'

'પણ એમ કાંઈ ચાલે! માસિક શરૂ કર્યું ત્યારથી તમને જ કામ સોંપ્યું છે...'

'અને આટલાં વરસ અમે પણ એ કામ અમારું

પોતાનું જ હોય એમ માની કરી આપ્યું છે...'

'તો પછી હવે આટલે વરસે ના પાડો એ કાંઈ ચાલે? હું તો એમ જ માનું છું કે એ આપનું જ માસિક છે, આપ જ એનું સંચાલન કરો છો, હું તો નામમાત્રનો તંત્રી છું.'

'એ આપની મહત્તા. બાકી મેં કહી દીધું, અમારાથી હવે એ કામ નહિ થઈ શકે.'

'પણ હવે રહી રહીને આટલે વરસે મારે પ્રેસ ક્યાં શોધવા જવું?'

'પ્રેસ તો આપને હજારો મળી રહેશે...'

'પણ આનું કાંઈ કારણ ખરું?'

સંચાલકને ઇચ્છા તો ન હતી, પરંતુ તેણે પ્રેસમાં મચી ગયેલ ઉલ્કાપાતોની વાત તંત્રીને કહી સંભળાવી અને ઉમેર્યું, 'આપનું માસિક છાપવું એટલે પ્રેસ હંમેશને માટે બંધ કરવું.'

'આ તો ભારે વિચિત્ર ઘટના છે.' તંત્રી પણ વાત સાંભળી વિચારમાં પડી ગયો.

'આનું કાંઈ કારણ આપ કલ્પી શકો છો?'

'બહુ જ વિચિત્ર.' તંત્રીએ માથું હલાવ્યું.

'એટલેસ્તો લાચારીએ ના કહેવી પડે છે. માસિકનો ફરમો ચડે છે ને ઉલ્કાપાત થાય છે. બીજા કામને કશી હરકત પહોંચતી નથી...'

'આપ એક કામ કરશો? એકાદ ફરમો ચડાવી જુઓ, હું જોઉં તો ખરો.'

'ભલે એમાં મને વાંધો નથી. હું માણસોને સમજાવીશ.'

'મને તો આ બધી ખાલી ભ્રમણા જ લાગે છે.'

'ભૂતની કદાચ ભ્રમણા માની લો, પણ જે ઉલ્કાપાતો બને છે એનું કારણ પણ કાંઈક હોવું તો જોઈએ ને!'

'અને 'સબરસ'નો ફરમો ચડાવતાં જ આ બધું બને છે?'

'બીજા કોઈ કામને કશી હરકત આવતી નથી. આપના લેખકમંડળમાંથી એવો કોઇ લેખક...' સંચાલક આગળ બોલતો બંધ થઈ ગયો. તે વખતે જ જાણે કે તંત્રીની ખુરશીની પાછળ એક આકૃતિ—એક નવજુવાનની સૌમ્ય આકૃતિ—તેની નજર પડી પડી અને અલોપ થઈ ગઈ. તેના શરીરમાંથી ટાઢીનો એક ચમકાર પસાર થઇ ગયો.

'તમે તે ભાઇ આ નવા જમાનામાં પણ આવી બધી વાતો માન્યા કરશો?'

'માનવું ન માનવું એ સહુ સહુની વાત છે. હું તો માનું છું કે માનવીની અધૂરી રહેલી વાસના આ રીતે ભૂતસૃષ્ટિને જન્મ આપે છે.'

'તો તમે એમ માનો છો કે એવો કોઈ લેખ જેની આશા અધૂરી રહી ગઈ હોય...' તંત્રી હસ્યે

'પણ એ તમને જ શા માટે સતાવે છે? 'સબરસ'નું તંત્રીખાતું તો અહીં ચાલે છે.'

'એ તો—એ તો—' સંચાલક એનો જવાબ દ શક્યો નહિ.

'ત્યારે મારા ભાઈ! આ તો બધી ખાલી ભ્રમણાઓ છે, ભ્રામક મનના તુક્કા છે. એમ તે એ આ દુનિયાની સાથોસાથ પ્રેતસૃષ્ટિનો પણ ઉદ્ભવ થયો, ફાલીફૂલી અને ઘરઘરમાં પાવરધી બની બેઠી અત્યારના આ વિજ્ઞાનના જમાનામાં પણ આપણે એવી બધી માન્યતા પોષ્યા કરશું? હજુ પણ ભૂત પ્રેત અને દોરાધાગા પાછળ ભટક્યા કરશું? મને તો આ બધી નબળા મનની કલ્પના જ લાગે છે.'

'પણ એને કલ્પના કહેવાથી પ્રેસ ઉપર મચત ઉલ્કાપાતોનો તો ઉકેલ મળતો નથી.'

'ત્યારે તો એ મારે જોવું પડશે.'

'હું આપને કહેવડાવીશ. લ્યો જય જય.' સંચાલકે રજા લીધી.

: ૪ :

તંત્રીએ કહી નાખ્યું હતું કે પોતે એવી વાતોમાં માનતો નથી, છતાં એણે વાત સાંભળી ત્યારથી એનું કુતૂહલ ખૂબ જ વધી ગયું હતું. અને 'સબરસ'નો નવો ફરમો યંત્ર ઉપર ચડાવ્યો ત્યારે તે વખતસર છાપખાનામાં હાજર થઈ ગયો હતો.

પ્રેસમેને 'સબરસ'નું મેટર છાપવાનું હોય તો પોતાને નોકરી કરવી નથી એવી નોટિસ સ્પષ્ટ શબ્દોમાં આપી દીધી હતી, પરંતુ સંચાલકે આ એક વખતને માટે અખતરો કરી જોવા તેને ગમે તેમ કરીને સમજાવ્યો હતો.

આખા છાપખાનામાં શંકાનું અને ભયનું વાતાવરણ હતું.

પ્રેસમેને યંત્રનું હેન્ડલ દાબ્યું. યંત્ર બરાબર હોય તો તે તરત જ ચાલુ થવું જોઈતું હતું, પરંતુ યંત્રે એક લાંબો નિશ્વાસ મૂક્યો અને ચાલવાની સાફ ના સુણાવી દીધી. પ્રેસમેને અહીંતહીં કળ બરાબર હોવાની ખાતરી કરી, બધા તાર તપાસી જોયા, ચક્રો જોઈ લીધાં. બધું જ બરાબર હતું. તેણે હેન્ડલ ઉપર ફરીથી હાથ મૂક્યો અને હેન્ડલ દાબ્યું. ફરીથી યંત્રે એક ઉષ્ણ નિશ્વાસ મૂક્યો અને જેમનું તેમ ચેતનહીન પડી રહ્યું.

પ્રેસમેને સંચાલક સામું જોયું, સંચાલકે તંત્રી સામું જોયું.

તંત્રીએ કહ્યું, 'કાંઈક ખોટકો લાગે છે.'

'ખોટકો બિલકુલ નથી. બરાબર ખાતરી કરી છે.'

'તો પછી કેમ ચાલતું નથી?' તંત્રીએ પૂછ્યું.

'સબરસ'નું મેટર...' પ્રેસમેન કહેવા જતો હતો.

'વહેમ કેટલી ઊંડી જડ ઘાલી બેઠો છે!' તંત્રી બબડ્યો.

'મેટર બદલાવી ખાતરી કરીએ.' પ્રેસમેને કહ્યું.

'સબરસ'નું મેટર યંત્રમાંથી કાઢી લેવામાં આવ્યું અને બીજું મેટર ગોઠવવામાં આવ્યું. ફરીથી હેન્ડલ દબાવ્યું, યંત્ર નિયમિત ગતિથી કામ કરવા લાગી ગયું.

'સંચાલકે તંત્રી સામું જોયું, 'જોયું?'

'ખોટકો મટી ગયો લાગે છે. હવે ફરીથી 'સબરસ'નું મેટર ચડાવો જોઈએ.' તંત્રી હજુ સંચાલકની વાત માનવા તૈયાર ન હતો.

ફરીથી યંત્ર ઉપરથી ચડાવેલું મેટર કાઢી લેવામાં આવ્યું. પ્રેસમેને 'સબરસ'નું મેટર હાથમાં લીધું. તે યંત્ર તરફ ચાલ્યો. પરંતુ તે વખતે એકાએક તેના હાથને કોઈકની સખત ઝપટ લાગી. તેના હાથમાંથી મેટર જાણે કે કોઈએ ખૂંચવી લીધું. એ કંપોઝ કરેલા મેટરનાં બીબાં ચારે તરફ હવામાં વેરણ-છેરણ થઈને ઊડ્યાં. પ્રેસમેન ચીસ પાડી ઊઠ્યો.

સંચાલક અને તંત્રી બન્ને એકીસાથે ચડકી ગયા.

છતાં તંત્રી લાલ મોઢું રાખી રહ્યો હતો. 'બીક એવી ખરાબ વસ્તુ છે. હાથ ચડકી ગયા અને મેટર પડી ગયું.'

'મેટર પડી જાય તો બીબાં નીચે ઢગલો થઈ પડે. પણ આમ ચારે તરફ ઊડે ખરાં!' પ્રેસમેન કહેવા જતો હતો, પરંતુ તે ચૂપ રહ્યો.

તે વખતે યંત્ર પાસે એક સફેદ ધાબું તંત્રીની દૃષ્ટિએ પડ્યું. બધાએ તે જોયું. ધીમે ધીમે તે ધાબું આકૃતિ ધારણ કરતું હતું અને થોડી વારે એક મોટો સફેદ ઝભ્ભો હાલતોચાલતો ભેગા મળેલા બધાની દૃષ્ટિએ પડ્યો.

બધાનાં ડાચાં ફાટ્યાં રહ્યાં. બધાનાં ગાત્ર ગળી ગયાં. તેઓ ભયભરી નજરે તે ઝભ્ભા તરફ જોઈ રહ્યા.

ઝભ્ભો યંત્ર ઉપર વાંકો વળી કાંઈક કરી રહ્યો હતો. યંત્રમાં મેટર ગોઠવવાની જગ્યાએ તે કાંઈક મૂકી રહ્યો હતો. ધીમે ધીમે તે ટટ્ટાર થયો. એની એક બાંય યંત્રના હાથા તરફ વળી. હાથો દબાયો, યંત્ર ચાલુ થયું, કાગળનું એક શીટ બીજી તરફ ઊડી પડ્યું. ફરીથી હાથો દબાયો, યંત્ર બંધ થયું. તે સાથે ઝભ્ભો હવામાં હવા થઈ ગયો.

સંચાલકના તો હોશકોશ ઊડી ગયા હતા. તે સફેદ પૂણી જેવો બની જઈ ચિત્રવત ઊભો હતો. પરંતુ તંત્રીએ હજુ ભાન ગુમાવ્યું ન હતું. તેણે હૈયે હાથ રાખીને યંત્રમાંથી નીકળેલો કાગળ ઉપાડ્યો, વાંચ્યું: "'સબરસ'નું મેટર એ નથી. એનું મેટર તો કંપોઝ થાય છે. જુઓ ઘોડા નં. ૫ ઉપર."

'ઘોડા નં. ૫.' તંત્રી બોલી ઊઠ્યો.

'ઘોડા નં. ૫.' સંચાલકના ટાંટિયા એ તરફ દોડ્યા.

ઘોડા નં. ૫નું ટેબલ ખાલી હતું. ત્યાં કોઈ બેઠું ન હતું. પરંતુ સંચાલક અને તંત્રીએ ત્યાં પહોંચી જે દૃશ્ય જોયું તે ખરેખર વિરલ હતું. ખાનામાંથી બીબાં ઝપાઝપ ઊપડતાં હતાં અને સ્ટીકમાં ગોઠવાતાં હતાં. એટલી બધી ઝડપથી એ મેટર તૈયાર થઈ રહ્યું હતું કે તેની પાછળ દૃષ્ટિ પણ પહોંચી શકતી ન હતી.

સંચાલક અને તંત્રી તે જોઈ રહ્યા, જોઈ જ રહ્યા. બીબાં જાણે કે ઊડી ઊડીને સ્ટીકમાં પડતાં હતાં. લીટીઓ ઉપર લીટીઓ તૈયાર થયે જતી હતી.

'તમે શું માનો છો?' આખરે સંચાલકને સંજ્ઞા આવી. તેણે તંત્રી સામું જોયું.

'ભારે વિચિત્ર છે.' તંત્રી કપાળ પરનો પરસેવો લૂછી રહ્યો હતો.

બીબાં સ્ટીકમાં ગોઠવાયે જ જતાં હતાં.

અચાનક સંચાલકે કહ્યું, 'આની ટ્રાયલ લેવું!'

'જોઈએ' તંત્રી યંત્રવત બોલ્યો.

પરંતુ એમને એ તકલીફ લેવી પડી નહિ. કંપોઝ પૂરું થયું, એટલે મેટર થોડાં નં. ૫ ઉપરથી ઊંચકાયું, યંત્ર તરફ ચાલતું થયું. જાણે કે કોઇ તેને સાચવી સાચવીને યંત્ર તરફ લઈ જતું હતું. તે સંભાળપૂર્વક યંત્રમાં ગોઠવાયું, કાગળ શાહીની જાણે કે કોઈએ ખાતરી કરી અને પછી યંત્ર ચાલુ થયું.

એક પછી એક કાગળો છપાઈ છપાઈને બહાર પડવા લાગ્યા. સંચાલક અને તંત્રી આ અજાયબી જોઈ રહ્યા, જોઈ જ રહ્યા.

સંચાલકે એકાદું શીટ હાથ કરવા પ્રયાસ કર્યો, પરંતુ તે તે તરફ જઈ શક્યો નહિ. કોઈ તેનો માર્ગ રોકી ઊભું હતું.

થોડી વારે યંત્ર બંધ પડ્યું. બધા જ કાગળો છપાઈ ગયા હતા. છાપેલા કાગળોમાંથી બે કાગળ અધ્ધર ઊડ્યા. એક તંત્રીના હાથમાં અને બીજો સંચાલકના હાથમાં આવી પડ્યો. તે સાથે એક દીર્ઘ નિશ્વાસ બન્નેના કાન ઉપર અથડાયો. તેમના કાનમાં જાણે કોઈ કહી રહ્યું હતું. "'સબરસ'નો આવો અંક જોવાની ઇચ્છા હતી!"

એ છાપેલા કાગળના અડધા ભાગમાં એક કવિતા છપાઇ હતી. તે નીચે લેખક તરીકે 'અજ્ઞાત'ની સહી હતી. અડધા ભાગમાં એક યુવાનનો બ્લોક છપાયો હતો.

સંચાલક બોલી ઊઠ્યો. 'પહેલા દિવસની ગડબડમાં છઠ્ઠા પૃષ્ટ ઉપર આવો જ બ્લોક છપાયો હતો!'



તંત્રી આંખો ચોળતો હતો. તે કાંઈક વિચારમાં પડી ગયો જણાયો. તેણે ધીમે અવાજે કહ્યું, 'મારે તપાસ કરવી પડશે.'

'શેની?' સંચાલકને થયું હજુ પણ એને આ વાતમાં શંકા છે?'

'આ કવિતા મારા ઉપર પ્રસિદ્ધિ માટે આવેલી એમ મને યાદ આવે છે અને મેં એ પાછી મોકલાવી આપેલી એમ પણ મને ઝાંખું સ્મરણ છે. પણ મારે તપાસ કરવી પડશે.' તંત્રીએ કહ્યું.

'તો હવે શેની તપાસ કરશો?'

'એ ભાઈ અજ્ઞાતના સંબંધમાં.'

તંત્રી નીચી દૃષ્ટિએ પ્રેસમાંથી રવાના થઈ ગયો.

તે દિવસે પણ સંચાલકે પ્રેસ બંધ રાખવાની આજ્ઞા આપી દીધી.

## : ૫ :

થોડા દિવસ પછી પ્રેસના સંચાલકને 'સબરસ'ના તંત્રી તરફથી નીચેની ચિઠ્ઠી મળી હતી.

'મેં ભાઈ અજ્ઞાતના સંબંધમાં તપાસ કરાવેલી અને તે તપાસનું પરિણામ દુઃખદ છે એમ જણાવતાં મને દિલગીરી થાય છે. મેં એમની કવિતા પાછી મોકલી આપેલી, તે પછીથી એમને થયેલા આઘાતને પરિણામે એમનું સ્વાસ્થ્ય બગડતું ચાલેલું. અને આપના પ્રેસ ઉપર 'સબરસ'ના સંબંધમાં જે દિવસે પહેલી ધમાલ મચી ગઈ, તેને આગલે દિવસે જ એ ભાઈ મૃત્યુ પામ્યા છે. એક આશાભર્યા યુવાનની કારકિર્દીનો આ રીતે અકાળે અંત લાવવામાં હું નિમિત્ત બન્યો છું એનું મને દુઃખ છે અને એના તર્પણ અર્થે 'સબરસ'નો આવતો અંક 'અજ્ઞાતઅંક' તરીકે બહાર પાડવાનો મેં નિશ્ચય કર્યો છે. સ્વ. ભાઈ અજ્ઞાતનાં લખાણો મેં મંગાવ્યાં છે અને એ આવી ગયેથી 'અજ્ઞાતઅંક' અંગેનું મેટર હું આપને મોકલી આપીશ.'

અને 'સબરસ'ના 'અજ્ઞાતઅંક'નો પહેલો ફરમો યંત્ર ઉપર ચડ્યો, તે દિવસથી પ્રેસ ઉપર 'સબરસ'ને અંગે થતા ઉલ્કાપાતો શમી ગયા હતા એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય.

# ગરમી

લેખક
નાથાલાલ દવે

વિલાયતથી કશીક ડીગ્રી લઈ આવેલા પુંડરિકે જ્યારે બે વર્ષની રખડપટ્ટી પછી જોયું કે સરકારી નોકરીનો પત્તો ખાય તેમ નથી ત્યારે તે અમારે ગામ આવ્યો અને એકાએક પોતાની જાતને સમર્થ કેળવણીકાર તરીકે જાહેર કરી.

અમલદારોને પ્રમુખ બનાવી તેણે શ્રોતાઓના સર્વભક્ષી કર્ણો પર રૂસો, ફ્રોબેલ અને મોન્ટેસોરી પર ભાષણો ઠબકાર્યાં. તેણે કહ્યું કે બર્ટ્રાન્ડ રસેલ, એ. એસ. નીલ, રૉસ, સર પર્સીનન અને આચાર્ય જેક્સ જેવા વિચારકોએ કેળવણીની ફળદ્રુપ ભૂમિમાં નવા વિચારોના ધોધ વહાવ્યા છે અને તે પ્રવાહમાં પાંચેક હજારનું સ્નાન કરીને પોતે વિલાયતથી હજી ભીનો ભીનો જ ચાલ્યો આવે છે. ચીન, જાપાન અને રશિયામાં ચાલતા કેળવણીના પ્રયોગો પર તેણે ચર્ચાઓ આદરી. નવા માનસશાસ્ત્ર વિશે ફ્રોઈડ, યુંગ અને એડલરને ખુલ્લા પત્રો લખ્યા. અને એમ પ્રચારનો વંટોળ જમાવી એક દિવસ સહુના આશ્ચર્ય વચ્ચે તેણે નવી શાળાનું ઉદ્ઘાટન કર્યું.

નવી ઢબનું ફર્નિચર વસાવીને તેણે ઑફિસ શણગારી. ત્યાં તે બેસતો અને નિશાળમાં પધારતા વાલીઓનું સસ્મિત સ્વાગત કરતો. વિદ્યાર્થીઓ સાથે તે વિવેકથી હસતો. સહુ વિદ્યાર્થીઓ એને બહુ વહાલા લાગતા એમ તે કહેતો. પણ પુંડરિકનું એક બીજું સ્વરૂપ હતું. ભવાં ચઢાવી, પગ પછાડી, તોછડાઈ બતાવી, બૂમબરાડા પાડીને તે જે ગુંડાગીરી કરી શકતો તે ગામના માણસોને જોવા મળતી નહિ. પુંડરિકના એ સ્વરૂપનાં દર્શન અવારનવાર તેની શાળાના શિક્ષકોને જ થતાં. ગદ્ગદ કંઠે વિદ્યાર્થી પરના પ્રેમ વિશે, શિક્ષકોનાં સાદાં જીવન વિશે, ત્યાગની ભાવના વિશે, નિયમિતતા વિશે પુંડરિક પ્રવચનો કરતો ત્યારે કોઈને યાદ ન આવતું કે શિક્ષકોને ઓછામાં ઓછો પગાર આપી તે તેમને સાદું જીવન ગાળવાની ફરજ પાડતો હતો, બધી સગવડોનો તેમની આગળ ત્યાગ કરાવતો હતો અને કઠોર રીતે કામ લઈ તેમને યંત્ર જેવા નિયમિત અને નિષ્પ્રાણ બનાવતો હતો. જો કે ન્યાયને ખાતર કહેવું જોઈએ કે પુંડરિકને પણ એ વાત યાદ રહેતી નહિ.

પુંડરિકના આ સ્વભાવનો લાભ સૌથી વધારે વિષ્ણુરામને મળતો. એ બીચારા મોઢાના મોળા માણસ. સ્વભાવે સાવ ઠંડા. કદી ઊંચે સાદે વાત ન કરે. પુંડરિક જે કહે તે સાંભળી રહે. પગારને ખાતર બધી તોછડાઈ સહન કરે. ઘેર સ્ત્રી હતી. ચાર બાળકો હતાં. પગારના પૈસા દર મહિને ખલાસ થતા. લડાઈની આ કારમી મોંઘવારીમાં વિષ્ણુરામને મહિનો કાઢવો મુશ્કેલ થઈ પડતો. એટલે એ મૂંગેમૂંગા કામ કરતા. ટપાલખાતું, વસુલાતી ઑફિસ, વીમા કંપની એમ ત્રણ ચાર જગ્યાએ વિષ્ણુરામે નસીબ અજમાવ્યું હતું. પણ ક્યાંય કામ ન ફાવતાં તે પાછા અશક્તોની અન્નપૂર્ણા સમી શાળાની નોકરીમાં જોડાઈ ગયા હતા.

અઠવાડિયામાં બેત્રણ વખત શિક્ષકસમાજ મળતો. શાળાના પ્રશ્નો પર ચર્ચા ચાલતી. એ વાતોમાં કોઈને રસ ન પડતો. એકબીજાથી તેમ જ કામથી કંટાળેલા શિક્ષકો પુંડરિકનાં વ્યાખ્યાનો ઉદાસ ભાવે સાંભળી રહેતા. એમ તો એમાં પુંડરિકને પણ રસ ન હતો પણ નોકરોને વધારે વખત રોકીને પોતે પૈસાના પ્રમાણમાં બરાબર કામ લે છે એવો તેને સંતોષ થતો અને સાથે એમ પણ તેને લાગતું કે તે નવા આદર્શો પ્રમાણે શાળા ચલાવે છે. એક દિવસ વિષ્ણુરામે બીતાં બીતાં કહ્યું, 'શિક્ષકસમાજ આપણે અઠવાડિયામાં એક વખત રાખીએ તો? સહુ ભાઈઓને એમ લાગે છે કે...'

'સહુની શા માટે વાત કરો છો? તમને પોતાને શું લાગે છે?' પુંડરિકે છંછેડાઈને પૂછ્યું.

વિષ્ણુરામ મૂંઝાયા. પોતે એકલા પડી જશે એમ લાગ્યું. 'હું તો એમ માનું છું કે આવી મીટીંગો જેમ

**છોકરાઓની નોટો વિષ્ણુરામ લાલ પેન્સિલથી તપાસતા. એવી એક નોટ ઉપાડીને પુંડરિકે કહ્યું: 'જુઓ વિષ્ણુરામ! આમાં તમે શું સુધાર્યું છે?' વિષ્ણુરામ જોવા લાગ્યા કે કઈ ભૂલ પોતાને થાપ આપી આચાર્ય પાસે પહોંચી ગઈ.**

વધારે થાય તેમ સારું.' તેમણે વાત ફેરવી.

'તો પછી શું કહેવાનું છે ? આપણે નવા ધોરણે શાળા ચલાવીએ છીએ. વિચારોની આપલે તો જેમ વધારે વાર થાય તેમ સારું કે નહિ ?'

'હાસ્તો, એમાં ખોટું શું ?'

'બસ ત્યારે, બેસી જાવ,' પુંડરિક બોલ્યો.

અને 'વિચારની આપલે ! વિચાર હોય ત્યારે આપલે થાય કે એમ ને એમ ?' એવું એવું મનમાં બબડતા વિષ્ણુરામ બેસી ગયા.

વિષ્ણુરામ ચારિત્ર્યના શુદ્ધ. તેમને તપખીર સૂંઘવા સિવાય બીજું એક પણ વ્યસન નહિ. વ્યસન તેમને પરવડે તેમ પણ ન હતું. પહેલાં તે પાન ખાતા. પણ આત્મવિકાસને માટે તેમણે પછી તેનો ત્યાગ કર્યો હતો. નિશાળે જવાને વખતે અરીસામાં જોઈને પોતાના લાંબા કોટનાં બટનો બંધ કરતા હોય અને કાળી ટોપી માથે મૂકતા હોય ત્યારે તેમની સ્ત્રી કહેતી 'આ ટોપી તેલ તેલ થઈ ગઈ છે! હવે ખાદીની ધોળી ટોપી લ્યો તો શું વાંધો છે? આ કાળી ટોપી તો સાવ કોઢિયા જેવી લાગે છે!'

વિષ્ણુરામ કહે, 'લે, કેવી વાત કરે છે! ચાર ચાર દિવસે એ સાબુથી ધોવી પડે તેની ખબર છે ?' અને હાથમાં લાકડી લઈ, શિક્ષકો જ રાખી જાણે છે તેમ ઢાવકી ગર્દન રાખી તે ઝડપથી ચાલી નીકળતા. નિશાળે કાયમ તે વહેલા આવતા. મનમાં ભય રહેતો કે સાહેબ જમ જેવો છે, જરા ભૂલ થઈ તો મોઢું તોડી લેશે.'

અને ખરેખર પુંડરિક એવું જ કરતો. છોકરાઓની નોટો વિષ્ણુરામ લાલ પેન્સિલ લઈને તપાસતા અને એ તેમની સુધારેલી નોટો પુંડરિક જોવા માગતો. એથી કાંઈ શિક્ષકો વધારે સારું કામ કરતા એવું ન હતું. પણ પુંડરિકને જ્યારે ઇચ્છા થાય ત્યારે શિક્ષકોને ધમકાવવાની તેને તેથી તક મળતી. એવી એક નોટ ઉપાડીને પુંડરિકે કહ્યું, 'જુઓ વિષ્ણુરામ ! આમાં તમે શું સુધાર્યું છે ?'

ડાબલીમાંથી ચશ્માં કાઢી તૂટેલી ફ્રેમની સાથે બાંધેલી દોરી કાન પર વીંટતા વીંટતા વિષ્ણુરામ નોટમાં જોવા લાગ્યા કે કંઈ ભૂલ પોતાની દૃષ્ટિને થાપ આપી આચાર્ય પાસે પહોંચી ગઈ છે. તેમને એ કમ-બખ્ત ભૂલ ક્યાંયે ન જડી. છેવટે પુંડરિકે જ આંગળી મૂકીને બતાવ્યું. 'જુઓ, અહીં 'ઇઝ' જોઈએ કે 'ઇટ' જોઈએ ?' ત્યારે વિષ્ણુરામને ખ્યાલ આવ્યો. પોતે જ એ અક્ષમ્ય ભૂલ કરી હોય અને પરિણામે અંગ્રેજી ભાષાનો સર્વનાશ થઈ ચૂક્યો હોય એવી લાચારીથી તે પુંડરિક સામે જોઈ રહ્યા: 'જરા oversight...' તે ખુલાસો કરવા ગયા.

'એ કેમ ચાલે ? અને ધ્યાન દઈને કામ કરતા હો તો ભૂલ રહી જાય એ બને જ કેમ ? ઘણી વખત થયા મને એમ લાગે છે કે તમે દિલ દઈને નોકરી નથી કરતા. હમણાં વરસ પૂરું થશે એટલે કહેશો કે પગાર વધારો. ત્યારે તમને આ કશું યાદ નહિ રહે.'

વિષ્ણુરામને લાગ્યું કે મહિના દિવસ પછી પ્રમોશનનો વખત થતો હતો તેની સામે આ પાળ બંધાતી હતી. 'તન તોડીને કામ તો કરું છું. ઘેર પણ નોટો જ તપાસું છું,' તેમણે કહ્યું.

'તો પછી ભૂલો કેમ રહી જાય છે ?'

આનો વિષ્ણુરામ પાસે જવાબ ન હતો.

'છોકરાઓને પણ તમારા કામથી સંતોષ નથી,'- પુંડરિક બોલ્યો.

'કામ તો હું કરતો આવ્યો છું તેમ કરું છું.'

'મિ. વિષ્ણુરામ ! દુનિયા બદલતી જાય છે, નવી પદ્ધતિઓ, નવાં પુસ્તકો, નવા પ્રયોગો, એનો તમે અભ્યાસ કરો છો ? કેળવણીનાં પુસ્તકો વાંચો છો ?'

'આપ એ બધી વાતો કરો છો પણ મને વખત રહેવો જોઈને ?'

'ક્લબમાં બેસી ગંજીપો કૂટવાનો વખત મળે છે.'

'સાંજના ત્યાં જાઉં છું, કોઈ વાર; જરા થાક ઉતારવા...'

'બસ ત્યારે, શટ અપ.' પુંડરિકે કહ્યું. વાતવાતમાં હાથ પછાડીને મુખમાંથી સસવાટભર્યો અવાજ કાઢી 'શટ અપ' કહેવાની પુંડરિકને કોણ જાણે ક્યાંથી ટેવ પડેલી. વિલાયતમાં તેણે એ શબ્દો વાપરવાની હિંમત કરી હોય એવો ભાગ્યે જ સંભવ. વતનમાં આવ્યા પછી એ તેની છૂટથી અજમાયશ કરવા લાગ્યો હતો.

વિષ્ણુરામ કોટનાં બટન બંધ કરતા કરતા ઓફિસમાંથી બહાર નીકળ્યા, જાણે કે એક વધુ અપમાન

અંદરના ખીસામાં મૂકી દીધું ન હોય.

પરીક્ષાના પરિણામ વખતે પણ આવા જ સંવાદ ઉપસ્થિત થતા. પાસ થયેલા પોતાના વહાલા વિદ્યાર્થીઓને હાર્દિક અભિનંદનો અને નિષ્ફળ થયેલાઓને દિલસોજીના શબ્દો કહીને પુંડરિક ઓફિસમાં આવ્યો; પાછળ પાછળ વિષ્ણુરામ આવ્યા: 'સાહેબ, એક વિદ્યાર્થીને અન્યાય થાય છે, એ જરા વાસ્તે નાપાસ થાય છે.'

'તે કેવી રીતે?' પુંડરિકે પૂછ્યું.

'આ બે વિષયમાં માત્ર ત્રણ ત્રણ માર્ક ખૂટે છે.'

'પણ એ પાસ થવાના ધોરણમાં આવે છે?'

'ના, પણ બહુ સારો વિદ્યાર્થી છે.'

'તેથી એમાં શું થઈ શકે?'

'આપ ધારો તો ગ્રેસના માર્ક ઉમેરી શકો.'

'પણ ગ્રેસ તો એક વિષયમાં અપાય. કાંઈ બેમાં અપાય?'

'છોકરો બુદ્ધિશાળી છે, ચાલાક છે. એ નાપાસ થાય એ જ નવાઈની વાત છે. બીજા વરસે એ કંટાળશે. એનું વરસ કેમ જશે?'

'આવા ખ્યાલોથી કાંઈ પરીક્ષાનું ધોરણ ન ફેરવાય, મિ. વિષ્ણુરામ! બધાં ય માબાપોને મારે શો જવાબ દેવો?'

'તો પછી મને કહેવા દો કે પરીક્ષામાં ખામી છે. એવા તેજસ્વી વિદ્યાર્થીને તમે ઠોઠ કહી કાઢી નાખો? બીજા બધા પાસ થયા તેઓમાં શી વધારે વિદ્યા ચઢી ગઈ છે?'

'કેવી નકામી વાત કરો છો, મિ. વિષ્ણુરામ! સંસ્થાને માટે તમે જવાબદાર છો?'

'ના જી, આપ.'

'તો એના હિતનો મને ખ્યાલ હશે કે નહિ?'

'બેશક.'

'તમે એમ માનો છો કે વિચાર કર્યા વગર મેં પરિણામ જાહેર કર્યું છે?'

'ના જી, એમ હું ક્યાં કહું છું? આ તો એક વિદ્યાર્થી...'

'હવે બસ કરો.' પુંડરિકે આજ્ઞા કરી.

ત્યારે વિષ્ણુરામ ઉપરથી કાંઈ બોલી ન શક્યા પણ મનમાં તો તેમણે પુંડરિકને એવી ગાળો દીધી કે સભ્ય ભાષામાં તેનું વર્ણન ન થઈ શકે. તેમનું ચાલે તો આ નોકરી તરત પડતી મૂકે. કામથી તેમનું શરીર બેવડ વળી ગયું હતું. ગાલમાં ખાડા પડ્યા હતા. લાંબો કોટ, જૂની છત્રી, તૂટેલા જેવા ચંપલ. એ તેમનો પહેરવેશ. પોતાના દિદાર પર પણ હવે તો તેમને કંટાળો છૂટતો. પણ થાય શું? બીજો કોઈ રસ્તો ન હતો. એટલે ન છૂટકે પુંડરિક જેને 'ઊગતી પ્રજામાં નવસંસ્કાર રેડવાનું કામ' કહેતો એ વિષ્ણુરામ કર્યા કરતા અને કહેતા, 'કોણ પૂછે છે મારા પર શા શા સંસ્કાર થાય છે એ!' પેલા સફેદ કફનીવાળા લોકનેતાએ આવીને ભાષણ કર્યું કે 'જ્ઞાનના પ્રકાશમાં બાળકોનાં હૃદય કમળની પેઠે ખીલે છે. તેમનાં દલેદલ વિકસી રહે છે.' ત્યારે વિષ્ણુરામ એ ઘડીક તો સાંભળી રહ્યા, પણ પછી બબડ્યા: 'ભાળ્યો તમારો જ્ઞાનનો પ્રકાશ. ઘડી આવીને વર્ગમાં ઊભા રહો તો ખબર પડે. વાંદરા જેવી તમારી ઊગતી પ્રજા તમને કેવી કાયર કરે છે તે આવીને એક વાર જુઓ તો ખરા. ભાષણો ફેંકવાં એ તો બધાયને આવડે.'

બધાને ખબર હતી કે વિષ્ણુરામ ધાર્મિક માણસ હતા. હનુમાનજીની દેરી, શંકરનું દેવાલય, કે દુર્ગાનું મંદિર રસ્તામાં આવે કે વિષ્ણુરામ ટોપી ઉતારીને રસ્તામાં ઊભા ઊભા પ્રણામ કરી લેતા, અને કાંઈ સ્તુતિ પણ બોલતા. પણ એક વાતની કોઈને ખબર ન હતી. તે એ કે વિષ્ણુરામ દર વરસે ગોવાલોટરીની ટિકિટ લેતા. પોતે જ્યોતિષ જાણતા એટલે આંકડાની સંખ્યા ગણી, ગ્રહની કૃપાદૃષ્ટિનો હિસાબ મેળવી, સારે દિવસે શુકન જોઈ પોતે અમુક નિશ્ચિત નંબરની ટિકિટ લઈ આવતા.

એક દિવસ એક મહાપુરુષે તેમને સલાહ આપી; 'માસ્તર સાહેબ! મારું માનો તો આ ટિકિટમાં પૈસા ન બગાડો. હું બીજો રસ્તો બતાવું.'

'બોલો, આપની શી સૂચના છે?' વિષ્ણુરામે પૂછ્યું.

મહાપુરુષોની સૂચનાઓ વિષ્ણુરામ માનતા. એટલું જ નહિ પણ પોતાના વિદ્યાર્થીઓ આગળ મહાપુરુષોના દાખલા આપવાનું તે ચૂકતા નહિ. અને સારું કમાનાર દરેક જણ તેમને મન મહાપુરુષ હતા.

'એમ કરો. તમે ક્રોસવર્ડ પઝલ સોલ્વ કરો.

જન્મભૂમિ કે ઇલસ્ટ્રેટેડ વિકલી લો. એમાં ક્યારેક તમારો ચાન્સ લાગશે. આ ટિકિટમાં તો માત્ર નસીબ પર આધાર. પેલામાં તો આપણી બુદ્ધિનો ઉપયોગ કરવાનો હોય છે. તમારા જેવા માણસે પોતાના બુદ્ધિબળથી કમાવું જોઇએ. શબ્દવ્યૂહોમાં તમને જરૂર રસ પડશે.'

પોતે બુદ્ધિશાળી છે એવો ભ્રમ દરેક શિક્ષકમાં હોય છે. અને તેમાંથી વિષ્ણુરામ મુક્ત ન હતા. તેમને એ સૂચના ગમી ગઈ.

તેમણે શબ્દવ્યૂહોના ઉકેલ શોધવાનો આરંભ કર્યો. પછી તો એનો તેમને છંદ લાગ્યો. ડીક્ષનેરી લઇને જ એ બેસતા અને જે આવે તેની સાથે અજાણ્યા શબ્દોની જ વાતો કરતા. પ્રવેશપત્રો મોકલ્યા પછી ઇનામ ન આવે ત્યારે તે છપાયેલા જવાબો સાથે પોતાના ઉકેલ સરખાવતા અને ભૂલો સુધારી ફરીથી ધ્યાન રાખવાનો સંકલ્પ કરતા.

એક નિવૃત્ત ન્યાયાધીશ તેમાં વિષ્ણુરામને મદદ કરતા. એ વૃદ્ધ અમલદાર પચીસ વર્ષ થયાં આ શબ્દવ્યૂહો ઉકેલ્યા કરતા હતા. ખરું પૂછો તો જિંદગીમાં તેમણે બીજું કામ જ કર્યું ન હતું. એ તેમને ઠીક ફાવી ગયું હતું. દરેક કોયડાના તે ટપોટપ જવાબ આપતા અને ત્યારે તેમની આંખમાં ગર્વની રેખા ચમકતી, જાણે કહેતા ન હોય, કે, 'કેમ, કેવો જવાબ શોધી કાઢ્યો? જરા ય વાર લાગી?' જો કે એકે ય વાર તેમને ઇનામ આવ્યું ન હતું પણ તેથી તેમનો ઉત્સાહ પણ ઘટ્યો ન હતો. એ બાબતમાં રાજા બ્રૂસ તેમ જ તેનો પ્રેરણાદાતા પેલો કરોળિયો—એ બંનેને તે ટક્કર મારે તેવા હતા. 'સારો શબ્દકોષ હોય તો નસીબ પણ ફરી જાય,' એમ તે કહેતા. શબ્દકોષ પર તેમને અપાર શ્રદ્ધા હતી. વિષ્ણુરામને તે કહેતા. 'The fault, dear brutus-I is not in our stars, but in our dictionaries.'

શનિવારની બપોરે વિષ્ણુરામ જરા સૂવાનો વિચાર કરતા હતા ત્યાં મુંબઇથી વિકલીના તંત્રીનો તાર આવ્યો: તમે પહેલું ઇનામ જીત્યા છો. તંત્રીએ અભિનંદનો મોકલ્યાં છે. ઇનામ બે જણ વચ્ચે વહેંચાયું છે. તમારે ભાગે સાડાબાર હજાર રૂપિયા આવ્યા છે. ઇમ્પિરિયલ બેન્કનો ચેક રજિસ્ટર્ડ પોસ્ટથી રવાના કર્યો છે. વગેરે વગેરે.

વિષ્ણુરામ એ તાર સામે જોઈ રહ્યા. શું ખરે એ પોતાનો તાર હતો? 'જરા થોભો,' તેણે વાળાને કહ્યું અને ઉતાવળા અંદર જઈ તેમણે ખ માંથી અર્ધો રૂપિયો કાઢ્યો અને લાવીને તારવા હાથમાં મૂક્યો.

પત્નીએ પૂછ્યું: 'કોનો તાર છે?'

વિષ્ણુરામ હસીને બોલ્યા: 'કાંઈ નથી. ભાઈબંધના દિકરાનું વેવિશાળ થયું છે.'

'કોના દિકરાનું?' સ્ત્રીએ પૂછ્યું.

'એક છે મુંબઇમાં. તું એને ન ઓળખે.'

'પણ વાત તો કરો.'

'છે એક. શ્રીમંત માણસ છે. રૂનો વેપાર છે.' તે વાત જોડવા માંડ્યા.

'તેમાં આપણા પર કેમ તાર કર્યો?'

'કરે જ ને! સારા ખબર આપવા. આપ સાથે ઠીક સંબંધ રાખે છે.'

'એનું નામ શું?'

'હવે તારે ઇ બધું શું કામ છે? લે હવે મૂક, પીને બહાર જવું છે.'

'ક્યાંઈ જવાના હતા ને?'

ચા પીને વિષ્ણુરામ બહાર નીકળી ગયા. ગા એકબે ચક્કર લગાવી સાંજ પડવા આવી એટલે બગીચામાં જઈને બેઠા. આજે તેમને કોઇની સ વાતો કરવી ગમતી ન હતી. તેમના અકિંચન જીવન એકાએક સમૃદ્ધિના સાગરમાંથી જે સુવર્ણછોળ ઊછ આવી હતી તેનાથી ભીંજાયેલા ખડકની જેમ વિસ્મિત થઈ ગયા હતા. એ સુખભર્યું રહસ્ય તે એક એકલા માણવા ઇચ્છતા હતા. તેથી તો હજી પત્ન પણ વાત કરી ન હતી. જે માટે આટલાં વરસ વલ મார્યાં હતાં, રાતે સૂતાં સૂતાં ચિંતા કરી હતી દિવસે શરીર ઘસ્યું હતું તે પૈસા આમ ઢગલા તેમના પર વરસ્યા એ એક શ્રદ્ધા ન બેસે એવો ચ ત્કાર હતો. 'The age of miracles is n yet gone' તે બબડ્યા. વૃદ્ધ ન્યાયાધીશનો તે મનથી ઉપકાર માન્યો. તેમને છૂપા ખજાનાને મશ લઇને નિહાળતો મોન્ટીક્રિસ્ટોવાળો પેલો યુવાન એડ દાંતે યાદ આવ્યો. દાંતેને તો દુનિયા પર વેર વા

હતું. પણ પોતાને ક્યાં કોઈ સાથે દુશ્મનાવટ હતી? ત્યાં તેને શાળાના આચાર્ય સાંભર્યા અને 'એ પણ જોઈ લે' એવા કાંઈક ભાવથી તેમણે મુઠ્ઠીઓ વાળી.

સાંજ નમી.

બોરસલી અને આસોપાલવનાં ઝાડો પાછ- ળનું આકાશ લાલ રંગે રંગાઈ ગયું.

રાજાના બૅન્ડવાળાઓએ આવીને બાગમાં વિલા- યતી ઘોંઘાટ શરૂ કર્યો ત્યારે વિષ્ણુરામ ત્યાંથી ઊઠીને ઘેર ગયા.

વિષ્ણુરામના મનમાં એક બીક હતી. તે એ કે રખેને હજી બીજો તાર આવે કે 'ઇનામ તમને નથી મળ્યું. કાંઈ ગફલતથી પહેલો તાર થઈ ગયો છે.' પણ એ શંકા પાયા વગરની હતી. બીજે દિવસે બપોરે ટપાલ આવી અને કવરમાંથી ચેક નીકળ્યો.

ગુલાબી કાગળ પરના વાંકડિયા સફાઈદાર અંગ્રેજી અક્ષરો તે જોઈ રહ્યા. આંખોમાં પાણી ભરાઈ આવ્યાં. અહો! આ જ તે પૈસા. જેને માટે પોતે શરીર ધર્યું, મન રૂંધ્યું, અપમાનો સહ્યાં, કોઈના કહેવા પ્રમાણે જિંદગી જીવ્યા. તેમણે એક ઊંડો નિશ્વાસ મૂક્યો.

પછી એ ટોપી પહેરી છત્રી લઈ ગામમાં ગયા અને બાળકો માટે બે રૂપિયાની મીઠાઈ લઈ આવ્યા. 'ખાવ બાપા! હવે તમારે કોઈ દી ફિકર કરવી પડે તેમ નથી," ત્યારે ય બાળકોને ભાગ વહેંચી આપતા તે બોલ્યા.

પત્નીએ પૂછ્યું: "આ શું ખોટા પૈસા બગા- ડવા માંડ્યા છે?'

વિષ્ણુરામે કહ્યું: 'તું એ ન સમજ. ભાઈબંધના દીકરાનું વેવિશાળ થયું છે.' અને ઊંડા સંતોષથી એ હસ્યા.

'શું છે તે બે દિવસથી ભાઈબંધ ભાઈબંધ કરો છો? મને તો કશી ગમ પડતી નથી.'

'પડશે, પડશે; હું તને નિરાંતે વાત કરીશ.'

તે રાતે જ્યારે બાળકો બધાં સૂઈ ગયાં ત્યારે પત્નીને પાસે બેસારી વિષ્ણુરામે નિરાંતે વાત કરી, 'જો એક વાત કહું; મનમાં રાખીશ કે જેને તેને કહેતી ફરીશ?'

વિષ્ણુરામને બીક હતી કે પત્નીને કાંઈ કહેવું એટલે છાપામાં મોટે અક્ષરે જાહેરખબર આપવા જેવું હતું. સવારમાં તો આખા પાડોશમાં એનો પ્રચાર થઈ જતો.

'કહેવી હોય તો કહો, નહિ તો રહેવા દો.'

'ના, એમ શું કહે છે? સાંભળ તો ખરી; સાંભળવા જેવી વાત છે.'

'હું તો સાંભળું જ છું.'

'આપણાં ભાગ્ય આડેથી પાંદડું ખસી ગયું.'

'હેં? શું થયું?'

'હું એમ કહું છું કે આપણને ઇનામ મળ્યું.'

'કોણે આપ્યું?'

'આપે કોણ? આ છાપામાંથી પૈસા આવ્યા.'

'છાપામાંથી? કેટલા આવ્યા?'

'કેટલા આવ્યા હશે? તું કહે જોઉં?'

'સો બસો'

'ના.'

'ત્રણ સો'

'ના.'

'ચાર સો'

'એથી તો ઘણા વધારે.'

'કહોને હવે કહેતા હો તો!'

'સાડાબાર હજાર.' વિષ્ણુરામે છેવટે કહી દીધું.

'શું ખરેખર?'

સ્ત્રીને વિશ્વાસ ન બેઠો. પતિના મુખ સામે એ જોઈ રહી. પણ વિષ્ણુરામના મુખ પર મશ્કરીનો કશો ભાવ ન હતો. તે જોઈ એ બોલી: 'મને બતાવો જોઉં!'

વિષ્ણુરામે ચેક તેની સામે ધર્યો એટલે એ હસી, 'જાવ, જાવ; હવે બનાવો છો શું? આવા ચેક તો બાબુએ પાંચ છ ભેગા કર્યા છે.'

દિવાળીના દિવસોમાં વિષ્ણુરામ બાબુને માટે 'ફિનિક્ષ બૅન્ક ઑફ લવ, અનલિમિટેડ'ના ચેકો લઈ આવતા તે યાદ આવતાં તેમણે કહ્યું: 'આ ચેક એવો નથી. આ તો સાચો છે.' અને પછી ધીરથી ઉમેર્યું, 'એ તો ઇનામ વહેંચાઈ ગયું. નહિ તો પૂરા પચીશ હજાર આવત.'

પોતાના વાંસા પર ફરતો પતિનો હાથ ધીરથી હાથમાં લઈ સ્ત્રી શાંત બેઠી.

'આ લક્ષ્મી મારે મુંબઈ જવું પડશે.'

'કેમ ?'

'અહીં વટાવીએ તો ગામમાં વાત છતી થાય.'

સ્ત્રી વિચાર કરતી હતી. આટલા દિવસ કેટલી વસ્તુ વગર તેણે ચલાવ્યું હતું! ટૂંકી આવકમાં રહેનારાં કેટલી કેટલી ચીજો જતી કરે છે! કેટલી સગવડો વગર ચલાવી લે છે! હવે આવેલા પૈસામાંથી પોતે શું ખરીદશે, બાળકોને શું અપાવશે, ઘરમાં શા શા ફેરફાર કરશે તેનો વિચાર કરતી હતી.

હવે તમારે ખાદીની ટોપી લેવી જ પડશે.' તે બોલી.

'કબૂલ છે, કાલે જ વાત.'

'અને કોટને બદલે હવે કફની પહેરો. હેડમાસ્તર તમને મેણાં મારે છે તે.'

'એ તો જોયું જશે.' વિષ્ણુરામે કહ્યું.

પુંડરિક તેમને કહેતો કે 'કાં તો તમે ટૂંકો કોટ પહેરો અને કાં તો કફની પહેરો. પણ આ લાંબો કોટ તો બહુ જુનવાણી લાગે છે. કબાટ જેવડો કોટ કરાવો છો તે એક તો કાપડ બગાડો છો અને ખરાબ લાગે છે તે વધારામાં. તમારે ડાયરી, કાગળો, ડાબલી, દવાની શીશીઓ, ચાકના કટકા એ બધું સાથે ફેરવવું હોય તો થેલી રાખો. બધું ખીસામાં શા માટે ભરો છો ?'

ત્યારે વિષ્ણુરામ જવાબ દેતા, 'પહેલાંની ટેવ પડી ગઈ. સાહેબ! નવા ચેનચાળા હવે ફાવે નહિ.'

આ વાત વિષ્ણુરામે ઘેર કરી હશે તેનો પત્નીએ ઉલ્લેખ કર્યો.

મોડી રાત સુધી વિષ્ણુરામે વાતો કરી.

ઠંડા પવની લહેરો વાવા લાગી.

આકાશમાં કૃષ્ણપક્ષનો ચંદ્ર ઊગ્યો.

દૂરથી પહેરેગીરનો અવાજ સંભળાયો, 'જાગતા રે'જો.'

'જાગીએ જ છીએ તો,' વિષ્ણુરામે હસીને કહ્યું.

જવાબમાં સ્ત્રી પણ હસી.

બીજે દિવસે જમીને એ ધીરે ધીરે નિશાળે જતા હતા. શાળાથી ઘણે દૂર હતા ત્યાં ઘંટનો અવાજ સંભળાયો. વિષ્ણુરામને થયું, 'મોડું થયું લાગે છે. તે ભલે થયું. અહીં કોને પરવા છે?' અને જરા યે ઉતાવળ કર્યા વગર તેની તે જ ગતિએ તે શાળામાં દાખલ થયા.

પ્રાર્થના પૂરી થઈ હતી અને શિક્ષકો વર્ગોમાં જતા રહ્યા હતા. ખુરશી પર આરામથી બેસીને વિષ્ણુરામે કહ્યું, 'ભાઈજી! પાણી લાવ.'

'મિ. વિષ્ણુરામ! તમે મોડા થયા છો. છોકરાઓ બેસી રહ્યા હશે.' પુંડરિકે કહ્યું.

'હા, જાઉં છું,' કહીને વિષ્ણુરામે ભાઈજીના હાથમાંથી પ્યાલો લીધો અને ધીમે ધીમે તે ખાલી કર્યો. ટેબલમાંથી ચોપડી કાઢી. વળી તે પાછી મૂકી બીજી કાઢી. ને એમ બેપાંચ મિનિટે તે વર્ગમાં ગયા.

વચ્ચે નવરાશના વખતે તપખીરની ડાબલી કાઢી તે આનંદથી સૂંઘતા હતા ત્યાં પુંડરિકે કહ્યું, 'મિ. વિષ્ણુરામ! વિદ્યાર્થીઓના પ્રગતિપત્રો લાવો જોઉં.'

'એ તૈયાર નથી,' વિષ્ણુરામે જવાબ આપ્યો. ખરેખર શનિરવિમાં પોતે એ ભૂલી જ ગયા હતા.

'નવા મહિનાનું રજિસ્ટર તૈયાર કર્યું ?'

'ના, એ પણ નથી થયું,' અવાજમાં કોઈ પણ જાતની દિલગીરી વગર તે બોલ્યા.

'કેમ એમ ?'

'બીજા કામમાં જરા રોકાયો હતો.'

'બીજું કામ વળી શું ?'

'શિક્ષકને પણ અંગત જીવન જેવું હોય છે. સગાંસંબંધી, કામકાજ, ઘરબાર, એ બધું હોય છે. આપને એ યાદ નહિ હોય.'

'ઓહ! તે તમે એ યાદ કરાવો છો, એમને!' પુંડરિકે કહ્યું: 'મિ. વિષ્ણુરામ! જે વસ્તુ અગત્યની હોય તે તો પહેલી થવી જોઈએને!'

'પેલી વસ્તુ તેથી પણ વધારે અગત્યની હતી.'

'What rot! મારે આ સંસ્થા ચલાવવી છે, મિ. વિષ્ણુરામ! બેસી રહેવું નથી. કામ તો નિયમિત જોઈએ. બીજી બધી વાત પછી. મહિનામાં તમે પ્રગતિપત્રો પણ તૈયાર ન કરી શકો એ કેમ ચાલે! માબાપોને મારે શો જવાબ દેવો ?'

'કોણ માબાપ તમારાં કાગળિયાં વાંચવા નવરાં છે? ખાલી કકળાટ શો માંડો છો!'

'આનો અર્થ શો ?'

'તમે પત્રો ને પત્રિકાઓ ને પ્રચાર માટે શિક્ષકો પાસે એટલું કામ કરાવો છો કે શિક્ષણ માટે કોઈને વખત રહેતો નથી.'

'What ! what nonsense !' પુંડરિકે ગર્જના કરી.

'તમને એમ લાગતું હશે. બાકી એ નોન્સેન્સ નથી.' વિષ્ણુરામે કહ્યું.

'Shut up' પુંડરિકે રાડ પાડી.

'I say, You shut up,' વિષ્ણુરામે એટલા જ જોરથી પ્રત્યુત્તર આપ્યો. 'ચારિત્રબળ ને ક્ષમા ને ઉદારતાની વાતો કરો છો અને મિજાજ તો મિનિટ પણ કાબૂમાં રાખી શકતા નથી. મોટે ઉપાડે કેળવણીકાર થઈને ચાલી નીકળ્યા છો! બીજો કોઈ પ્રમાણિક ધંધો તમને જડતો નથી?'

'મૂંગા રહો, કહું છું.'

'કહાં હવે. મૂંગા રાખવાવાળા નહિ જોયા હોય તો. શિક્ષકોને ત્રીસ ત્રીસના પગાર આપવા છે ને પચાસમાં સહીઓ કરાવવી છે. નવી કેળવણી ને નવા આદર્શોની વાતો કરવી છે, તે મોટર દોડાવવા માટે કે બીજું કાંઈ? છડેચોક લૂંટ ચલાવો છો લૂંટ, ને બીચારા શિક્ષકોનાં લોહી પીઓ છો. તમને કોઈ કહેનાર નથી એટલે?'

ક્રોધથી તપીને તે લાલ થઈ ગયા હતા. કોટનાં બટન ખુલ્લાં હતાં પણ તે બંધ કરવાની હવે પરવા ન હતી. છોકરાઓનું ટોળું આ તકરાર જોવા ભેગું થયું હતું. શિક્ષકો પણ હેરતમાં પડી ગયા હતા. વિષ્ણુરામને આટલા ગરમ થયેલા તેમણે કદી જોયા ન હતા.

'મિ. વિષ્ણુરામ! હવે એક પણ શબ્દ આગળ બોલશો તો ભારે પડશે,' પુંડરિકે કહ્યું.

'પડ્યા, પડ્યા ભારે. બોલીશ, બોલીશ ને ધરાર બોલીશ. થાય એ કરી લેજો,' વિષ્ણુરામે જવાબ આપ્યો, અને એ બબડ્યા, 'આવી તો ત્રણ નિશાળો ખરીદીને ગજવામાં રાખું તેમ છું.'

'તમે અત્યારે ને અત્યારે અહીંથી ચાલ્યા જાવ,' આચાર્યે આજ્ઞા કરી.

'હા, જાઉં છું અને સાત વાર ગરજ હોય તો બોલાવજો' કહીને તેમણે લાકડી હાથમાં લીધી અને રુઆબથી પગથિયાં ઊતરી ચાલી નીકળ્યા.

પુંડરિક એમને જતા જોઈ રહ્યો. વિદ્યાર્થીઓ તથા શિક્ષકો પણ જોઈ રહ્યા.

બીજે દિવસે તે નિશાળે ન આવ્યા ત્યારે પુંડરિકને વધારે નવાઈ લાગી. તેનો ગુસ્સો ઊતરી ગયો હતો. એટલું જ નહિ પણ વિષ્ણુરામ આટલું સામે બોલ્યા તે પરથી તેને થયું હતું કે માણસ સાચા દિલનો છે. એ ક્યાંક બીજે નોકરી લેશે તો અનુભવી શિક્ષક મળતાં વાર લાગશે. ભણેલા સહુ રેશનિંગમાં રહી જતા હતા. ગ્રેજ્યુએટોની અછત હતી. ચિઠ્ઠી લખીને તેણે માણસ મોકલીને વિષ્ણુરામને બોલાવ્યા.

ઘેરથી જવાબ આવ્યો કે વિષ્ણુરામ કામને અંગે સાત આઠ દિવસ માટે મુંબઈ ગયા છે ત્યારે પુંડરિકને લાગ્યું કે શિક્ષકોનેય તે શાળાના કામ સિવાય બીજું કામ પણ હોઈ શકે છે.

આઠ દિવસ પછી ચેક વટાવીને નોટોથી ટ્રંક ભરીને વિષ્ણુરામ સેકન્ડ ક્લાસમાં મુંબઈથી પાછા આવ્યા ત્યારે પુંડરિક ખાસ ઘેર આવીને તેમને શાળાએ તેડી ગયો. બધા શિક્ષકો વચ્ચે મુબારકબાદી આપીને આચાર્યે કહ્યું: "આ બધાને તમારે શિખંડ-પૂરીનું જમણ આપવું પડશે, મિ. વિષ્ણુરામ! ના કહેશો તે નહિ ચાલે."

જૂને વિષ્ણુરામે હસતાં હસતાં કહ્યું: "ખાંડની વ્યવસ્થા આપ કરતા હો તો મારી ક્યાં ના છે?"

વિકલીમાં ઈનામવિજેતા વિષ્ણુરામનો ફોટો છપાયો હતો તે પેલા ન્યાયાધીશની નજરે સૌની પહેલાં ચડ્યો. પછી તો આ આખા ગામમાં એ વાત જાહેર થઈ ગઈ હતી.

"ખાંડ મેળવવાનું મારી માથે, પછી છે કાંઈ? બોલો, કયો દિવસ નક્કી કરો છો?"

"આપ કહો તે.." વિષ્ણુરામે જવાબ આપ્યો.



હાસે પુનરાવર્તન કર્યું: ગૌતમને દુનિયાનાં દુ:ખો નજરે પણ ન પડે તે માટે શુદ્ધોદને કાળજી રાખ્યા છતાં એક વખત ગૌતમ દુ:ખ જોઈ ગયો તેમ એક વખત અવિનાશ હંમેશના નિયમ પ્રમાણે સાંજે મોટરમાં બેસી ફરવા જતો હતો ત્યાં દિલ્હી ચકલા પાસે મોટરમાં પંચર પડતાં પૈડું બદલાવવા મોટરને ઊભી રાખવી પડી. પૈડું બદલતાં પા કલાક ગઈ તેમાં અવિનાશ મોટરમાં બેઠો બેઠો રસ્તા પરનાં છોકરાઓનાં તોફાનો અને રમતો જોતો હતો. એક છોકરાએ એક છોકરીને ચીડવતાં કહ્યું, ' પ્યારી. ' અવિનાશે તે સાંભળ્યું. બીજે દિવસે અવિનાશે પોતાના અભ્યાસનો ઓરડો વાળતી કામવાળીની દશેક વર્ષની છોકરીને કહ્યું, ' પ્યારી. ' અલબત્ત અવિનાશે તો કેવળ એક નવા શબ્દનો પ્રયોગ જ કર્યો હતો. અવિનાશનો એ બોલ બાજુના ખંડમાં આડેપડખે થયેલા તેના પિતા શેષકરણ શેઠે સાંભળ્યો. ઘરમાં ખળભળાટ મચી ગયો. આટઆટલી સાવચેતી છતાં અવિનાશ આવો અશિષ્ટ પ્રયોગ ક્યાંથી શીખી ગયો ? સેવકરામે તપાસ શરૂ કરી. બધા નોકરો અને શિક્ષકોની ઊલટ તપાસ લેવાણી પણ ક્યાંયથી પત્તો મળ્યો નહિ. સેવકરામ મૂંઝાયા; આજે પોતાની પ્રતિષ્ઠાનો સવાલ હતો. આખરે સેવકરામે ખુલાસો શોધી કાઢ્યો, ' અવિનાશભાઈએ તો તેલની 'પ્યાલી' લાવવા છોકરીને કહેલું પણ નાના હોવાને લીધે શુદ્ધ ઉચ્ચાર ન કરી શક્યા તેથી ' પ્યારી ' બોલ્યા હતા. ર અને લ વચ્ચે વ્યુત્પત્તિશાસ્ત્રમાં પણ કેટલીક વાર અભેદ મનાય છે તે પણ આ જ કારણે.' ત્યારે કોઈએ શંકા ઉઠાવી કે બાળકો તો ર ની જગ્યાએ લ બોલે છે ત્યારે સેવકરામે જવાબ દીધો, ' પણ અમારા અવિનાશભાઈ કાંઈ સામાન્ય બાળક થોડા જ છે ? ' આમ પ્રકરણ સંકેલાયું.

અવિનાશ, વખત જતાં, ગુજરાતી ચાર ચોપડી ભણી, અંગ્રેજીમાં આવ્યો. અંગ્રેજી પહેલી ચોપડીમાં આવ્યો ત્યારથી જ તેને માટે દરેક વિષય માટે અકેક ખાનગી શિક્ષક શ્રી. સેવકરામની દેખરેખ નીચે નીમવામાં આવ્યો. દરેક શિક્ષક પોતાને ભણાવવાના વિષયના મહત્ત્વ પ્રમાણે પગાર મેળવતો અને નક્કી કરેલ વખતે અવિનાશને ભણાવી ચાલ્યો જતો. દરેક વિષય શીખવનાર તે તે વિષયનો નિષ્ણાત હતો અથવા ગણાતો અને તેથી મોંમાગ્યા પૈસા લેતો. શેષકરણ શેઠને થોડી જ એવી ગણતરી કરવાની જરૂર હતી ? પણ જેમ જેમ ખાનગી શિક્ષણનું દબાણ વધતું ગયું તેમ અભ્યાસમાંથી અવિનાશનો રસ ઓછો થતો ગયો. ખાનગી શિક્ષકો એક પછી એક આવી તેના ભેજામાં જ્ઞાન ભરવા લાગ્યા અને અવિનાશનો માનસિક થાક અને કંટાળો વધતાં ગયાં.

અવિનાશ મેટ્રિકમાં આવ્યો ત્યારે સેવકરામે ખાનગી શિક્ષકોની સંખ્યામાં બમણો વધારો કર્યો. અત્યાર સુધી અકેક વિષય માટે એક એક શિક્ષક હતો તેને બદલે હવે દરેક વિષયના જુદા જુદા દરેક અંગ માટે અકેક શિક્ષક રાખવામાં આવ્યો–અંગ્રેજી જોડણી માટે એક, વાંચન માટે બીજો, વ્યાકરણ માટે ત્રીજો. શેષકરણ શેઠ પોતાના પુત્રને સંગીન કેળવણી મળે તે માટે આ રીતે માસિક હજારેક રૂપિયા માત્ર ટ્યૂશનોમાં જ ખરચતા.

સેવકરામ શેષકરણ શેઠને બંગલે પહેલે દિવસે આવ્યા ત્યારથી જ એક ચીજે તેમનું ખાસ ધ્યાન ખેંચ્યું હતું; તે હતી શેષકરણ શેઠની રત્નજડિત નાજુક ખીસાઘડિયાળ જેનાં પા પા કલાકે ડંકા વાગતા. સેવકરામ પહેલી જ નજરે તે ઘડિયાળ ઉપર મુગ્ધ થયા હતા; પણ એમ કાંઈ કોઈની ચીજ મગાય ? આખરે આટલાં વર્ષોના સંબંધ પછી, હવે જ્યારે અવિનાશ પોતાના હાથ નીચે કેળવણી લેતો લેતો મેટ્રિક સુધી પહોંચ્યો ત્યારે સેવકરામને થયું કે આટલાં વર્ષોની સેવા પછી શેષકરણ શેઠ પાસે આ ઘડિયાળ માગવામાં વાંધો નહિ. અને એક દિવસ અચકાતાં અચકાતાં તેમણે શેઠને કહ્યું, ' શેઠ સાહેબ, આટલાં વર્ષોમાં આપની પાસે કદી કાંઈ માગ્યું નથી; આજે એક ચીજ આપની પાસે માગું છું. અવિનાશભાઈ ઓણ મેટ્રિકમાં પાસ થાય તો–તો મને આપની આ ઘડિયાળ આપશો ? ' શેષકરણ શેઠને ઘડિયાળ ઘણી પ્રિય હતી પણ પોતાના પુત્ર કરતાં વધારે તો નહિ જ એટલે તેમણે કહ્યું, ' ખુશીથી, અવિનાશ મેટ્રિક પાસ થાય તે દિવસે વધામણીમાં તમને એ ઘડિયાળ મળશે. ' જવાબ સાંભળી સેવકરામનું વૃદ્ધ હૃદય કૂદ્યું–જાણે કેમ પ્રેયસીના પિતાએ લગ્ન માટે સંમતિ આપી હોય ! તે દિવસથી સેવકરામને ઘડિયાળનાં સુખદ સ્વપ્નો આવવા લાગ્યાં. રાતે પથારીમાં પડ્યા પડ્યા ઘડિયાળનો મધુર રણકાર કલ્પનામાં સાંભળતા સાંભળતા તે નિદ્રાવશ થતા અને સવારે તે જ મધુર રણ-

કારનાં સ્મરણો સાથે જાગી ઊઠતા...મેટ્રિકની પરીક્ષા પાસે આવતી ગઈ તેમ તેમ ઘડિયાળના ડંકા વધારે ને વધારે પાસે સંભળાતા ગયા.

આ બાજુ જેમ જેમ પરીક્ષા પાસે આવતી ગઈ તેમ તેમ અવિનાશ પર ખાનગી શિક્ષણનો ત્રાસ અને પરિણામે તેનો થાક વધતો ગયો. એક પણ વિષયની એક પણ માર્ગદર્શિની (ગાઈડ) એવી ન હતી જે અવિનાશના ટેબલ પર ન હોય. તે માર્ગદર્શિનીઓને જોઈ, તીર્થસ્થાનમાં પોતાને ઘેરી વળતા પંડ્યાઓને જોઈ યાત્રી મૂંઝાય, તેમ તે મૂંઝાતો. યુનિવર્સિટીના બધી સાલના મેટ્રીકના પ્રશ્નપત્રો, 'આંખી જાઓ વર્ગ' (કોચિંગ ક્લાસ)માંથી આવતાં સૂચનો વગેરે વગેરે અનેક વસ્તુ તેના શિક્ષકો તેની પાસે રજૂ કરતા. અવિનાશ હવે માણસ મટી લગભગ રેકનિંગ યંત્ર જેવો બની ગયો હતો. પરીક્ષાના દિવસોમાં તો ખંગ વળી ગયો. રાતે તેના બધા જ શિક્ષકોને બંગલે સુવાડવામાં આવ્યા. પહેલા જ દિવસની આગળની રાતમાં મુંબઈના શેઠના મુનિમો મારફત ગોઠવણ કર્યા પ્રમાણે ત્રણેક વખત ટેલિફોન ટ્રંક કૉલ પર અંગ્રેજી માટે સૂચનો આવ્યાં. સૂચન આવતું કે તરત જ સેવકરામને જગાડવામાં આવતા અને તે જોઈ સેવકરામ જે વિષયાંગને લગતું તે સૂચન હોય તે વિષયાંગના શિક્ષકને જગાડતા; તે શિક્ષક સૂચના જાણી લઈ તરત જ અવિનાશને જગાડતો અને તેને ઉત્તર બરાબર સમજાવી દેતો.

સવારે બધા શિક્ષકોને બંગલે જમવાનું હતું. કંસાર ખવડાવી, સારાં શુકન જોઈ અવિનાશ અને તેના ખાનગી શિક્ષકોને શેઠની સારામાં સારી મોટરોમાં વિદાય કરવામાં આવ્યા. પરીક્ષામંડપમાં પહોંચ્યા ત્યારે પણ પાછળ દોડાવેલા શેઠના નોકરે અરજન્ટ તાર તેમના હાથમાં મૂક્યો જેમાં એક અગત્યનું મનાતું સૂચન હતું. તેને લગતા શિક્ષકે ત્યાં જ અવિનાશને તે સમજાવ્યું. ઘંટ વાગ્યો ત્યારે સેવકરામ અને બીજા શિક્ષકો ન ગભરાવાની સૂચનાઓ કરતા, અનેક વાર શુભેચ્છાઓ અને ઉત્સાહ આપતા છેક હૉલના બારણા સુધી તેની સાથે ગયા અને પરીક્ષાપંથના યાત્રીને છેક ઝાંપા સુધી વળાવી, પાસેના જ એક મકાનમાં પેપર પૂરો થતાં સુધી રોકાવા ગયા. પણ ઊંટની પીઠ પરના છેલ્લા તણખલા જેવા આગલી રાતના ત્રણ ચાર અને પરીક્ષાના વખત પહેલાંના છેલ્લા હુમલાઓ, અવિનાશની અત્યાર સુધી ખાનગી શિક્ષણના આક્રમણને સહન કરી રહેલ બુદ્ધિને કુંઠિત કરી નાખી. હૉલમાં ગયો ત્યારે તે ધાંધો થઈ ગયો અને હાથમાં પેપર મુકાયો ત્યારે તેમાં તેને કશું જ સમજાયું નહિ. આ સાલ પેપર પ્રમાણમાં ઘણો સહેલો હતો પણ અતિશય ભાર વહન કરી થાકેલા અવિનાશના મગજ માટે તે પણ ન સમજાય તેવો બની ગયો. ઘણાં ફાંફાં ઘણી મથામણને અંતે પણ, ત્રણ કલાક પૂરા થતા અવિનાશ ઉત્તરપત્ર કોરો જ આપી બહાર આવ્યો. તેની પાસેથી રખાયેલી આશા અને તે પૂરી ન થતા અપ્રતિષ્ઠા મળે તે ભયે તેણે કોઈને આ વાત કરી નહિ અને ઉત્તરપત્ર ઘણો જ સારો લખાયો છે તેમ સહુને કહ્યું. સેવકરામને તો હવે એમ પણ લાગ્યું કે કદાચ અવિનાશભાઈ યુનિવર્સિટીમાં પહેલા પણ આવે, કારણકે મળેલાં સૂચનોમાંથી ઘણાં પ્રશ્નપત્રમાં પુછાયાં હતાં. સેવકરામને હવે ઘડિયાળ સાથે તેવો જ કિંમતી અછોડો પણ દેખાવા લાગ્યો.

× × ×

પરિણામને દિવસે જુદા જુદા દસ માણસોને તાર કરવા કહેલું હતું; પણ બપોર થયા તોપણ દસમાંથી એક પણ તાર આવ્યો નહિ. ટ્રંક કૉલમાં પુછાવતાં જરા અસ્પષ્ટ જવાબ મળ્યો.

આખરે અવિનાશે આંસુભરી આંખે કહ્યું: 'મેં પહેલો ઉત્તરપત્ર આખો કોરો જ આપ્યો હતો.'

અનંતમાંથી સૂર્યની વધારે ને વધારે પાસે આવતો ધૂમકેતુ આખરે સૂર્યને સ્પર્શ કર્યા વિના જ અનંતમાં વિલીન થઈ જાય તેમ સેવકરામની હાથવેંતમાં આવેલી ઘડિયાળ એકાએક દૂર ચાલી ગઈ. તે રાતે ઘડિયાળના મધુર રણકારને અભાવે સેવકરામને ઊંઘ આવી નહિ.

'સુમિ ! તું મને વચન આપ કે પેલા વિનોદને તું નહિ પરણે.'

અને મરણપથારીએ પડેલા બાપને સુમતિએ આપેલા એ વચનની વાત વિનોદને કાને પણ પહોંચી ગઇ.

# વચનભંગ!

લેખક
પ્રહ્લાદ પારેખ

સુમતિના વિવાહની ચિંતામાં તેના પિતાનો જીવ અટવાયો હતો. રાજકુમારીના લાડથી ઉછેરેલી સુમતિ એક સાધારણ માણસના દીકરા સાથે લગ્ન કરવાની હઠ લે એ દુઃખ તેમના જીવને બાંધી રાખતું હતું. માંદગી પહેલાં તેમણે અનેક રીતે સુમતિને સમજાવી હતી. પસંદગીના વિવાહ કરવાથી જ કાંઇ દંપતી-જીવન સુખી નથી થઇ જતું એ વાત તેમણે પોતાના શહેરના જ એવા દાખલાઓ તરફ સુમતિને આંગળી ચીંધી બતાવી હતી. વૈભવમાં ઉછરેલી છોકરીને સાધારણ માણસના ઘરમાં કેટલી મુસીબત પડે છે એ ચિત્ર પણ તેમણે ઘેરા રંગ પૂરી સુમતિને બતાવ્યું હતું. પ્રેમ એ કેવડો મોટો ભ્રમ છે, સગવડ અને આરામની ગેરહાજરીમાં એ કેમ નિષ્ફળ બની જાય છે એ વાત સમજાવવામાં તેમના સમસ્ત જીવનના અનુભવો અને અવલોકનોનો ઉપયોગ કર્યો હતો.

પિતાની વાતો સાંભળી સુમતિ મૂંગી થઇ જતી. એ વાતોમાં બિલકુલ સત્ય નથી એવું એ જોરપૂર્વક કહી શકતી નહિ કારણકે તેમનાં જ સગાંઓ અને ઓળખીતાઓમાંથી દાખલાઓ આપીને પોતાની વાત કેટલી સાચી છે તે એના પિતા સમજાવતા.

પરંતુ તેના પિતાથી દૂર જતાં જ એ બધી જ વાતો તેના મનમાંથી સરી જતી અને સાગરની સપાટી ઉપર ધીરે ધીરે ઊગતા સૂર્યની જેમ તેની પોતાની જ વાત-વિનોદ તરફના તેના પ્રેમની વાત-તેના મનમાં ફરી ઊગતી અને તેનું મન ઝાંઝાં થઇ જતું.

તેના પિતા તેને પોતાની સમજણનાં પાણી પાતા પરંતુ સુમતિના મનમાં કાંઇ અનોખો જ શોષ પડ્યો હતો. પિતાના એ પાણીથી ઘડીએક તો જાણે એ શોષ બંધ પડતો લાગતો; પરંતુ વળી પાછી તેની એ અતૃપ્તિ તૃપ્તિ માટે મૂંગી અને સબળ માગણી કરી ઊઠતી.

તેના મનમાં પિતાની દલીલો સામે આપવાને માટે કોઇ દલીલ નહોતી આવતી. પરંતુ માથું ધુણાવી તે મન સાથે બોલી ઊઠતી, 'ના, ના પિતાજીની એ વાત સાચી ન હોય."

માંદગીથી કૃશ થયેલા સુમંતલાલ સમજી ગયા હતા કે હવે તેના છેલ્લા દિવસો હતા. સુમતિ ખડે પગે તેમની ચાકરી કરતી. તેનો બધો વખત તે પિતાની તહેનાતમાં જ વિતાવતી. ઊંડે ઊંડે તેને આશા હતી કે આ જ દિવસો દરમિયાન કોઇક ઘડી એવી આવશે કે જ્યારે તે નાની હતી અને તેના પિતા જેમ તેના માથે હાથ મૂકતા તેમ હાથ મૂકી બોલી ઊઠશે, 'સુમિ! હવે મારે કાંઇ નથી કહેવું. તને જે યોગ્ય લાગે તે કર મારી શુભાશિષ હંમેશાં તારી સાથે જ છે." પરંતુ સુમતિની એ આશાથી ઊલટા જ ભાવ સુમંતલાલના મનમાં જાગતા. આવી સોના જેવી દીકરી ગરીબીની ભીડમાં ભીંસાઇ જશે. પરંતુ વારંવાર એ જ વાત કહીને દીકરીનું કરમાયેલું મોં જોવા પણ એમનું દિલ માનતું નહિ.

આખરે એમના દિવસો આવી પહોંચ્યા. એમનાં પગ ખોટા પડી ગયા. કોઇની મદદ સિવાય પથારીમાં તકિયાને અઢેલીને બેસવા માટે ય ઊઠવું મુશ્કેલ થઇ પડ્યું. સુમતિને પાસે બોલાવી.

શબવત થઇ ગયેલા પિતાના દૃશ્યથી સુમતિને બીક લાગતી હતી. તેણે ગભરાઇને પૂછ્યું, 'ડૉક્ટરને બોલાવું?'

'ના.' ધીમો નકાર આવ્યો.

તેમણે ફરી જરા માથું હલાવી સુમતિને નજીક બોલાવી. સુમતિ પાસે ગઇ. તેના હૃદયના ધબકારા વધી ગયા હતા. આ દૃશ્ય પાસેથી નાસી છૂટવાની તેની ઇચ્છા પ્રબળ થઇ ઊઠી. હૃદય અને કંઠ ભરીને વ્યાપી ગયેલ રુદનને તેણે માંડ માંડ છલકાતું ખાળ્યું હતું. 'સુમિ!' ફરી પાછો પેલો ક્ષીણ અવાજ આવ્યો. સુમતિએ સાંભળવા માટે માથું નમાવ્યું. 'સુમિ! તું મને વચન આપ કે પેલા વિનોદને તું

નહિ પરણે.' એક મૌનભરી વજનદાર પળ બન્નેનાં હૃદય ઉપરથી પસાર થઈ ગઈ. 'નહિ પરણેને ?' ફરી એ ક્ષીણ અવાજે પૂછ્યું અને એ ઝાંખી આંખો સુમતિ સામે તાકી રહી.

'ના.' સુમતિએ જવાબ આપ્યો અને પછી અદબ વાળી, હોઠ બીડી રુદનના એક પછી એક પ્રબળ થતા આવતા તરંગોને ખાળતી બેઠી.

થોડી વારે સુમંતલાલ સૂવાનો પ્રયત્ન કરવા લાગ્યા. સુમતિએ તેમને ટેકો આપી ધીમેથી સુવાડ્યા અને પાસેના ટેબલ ઉપરથી દવા લાવી પાઈ.

ત્યાર પછી એ સ્થિતિમાં પંદર દિવસ પસાર થઈ ગયા. પરંતુ પછીથી સુમંતલાલ સુમતિ પાસે ઝાઝું બોલી શક્યા નહિ. તેમણે કહેલી વાતને એ સાચી માનતા અને તો ય એ વાત કહ્યા પછી તેમણે સુમતિનું દુભાયેલું મન જોયા કર્યું હતું અને પોતાની જાતને એક ગુનેગાર જેવી માન્યા કરી હતી. હવે એ બીજી કોઈ વાત સુમતિને કહી શકતા નહિ. સુમતિએ કેમ જાણે તેમને આભારી કર્યા હોય તેમ જ એ સુમતિની હાજરીમાં વર્તતા. 'સુમિ! તારી તબિયત હમણાં ઠીક નથી લાગતી.' એક દિવસ તેમણે સુમતિને પૂછ્યું.

"એ તો તમને એમ લાગે. મારી તબિયત તો સારી જ છે." સુમતિએ હસવાનો નિષ્ફળ પ્રયત્ન કરતાં કહ્યું.

હવે આવી કટકા થયેલી વાતચીત જ તેમની વચ્ચે થતી. સળંગ વાતો કરી શકતા નહિ.

પંદર દિવસ પછી સુમંતલાલનું અવસાન થયું.

ગમે તેની મારફત હો પરંતુ સુમતિ અને તેના પિતા વચ્ચેની એ વાત આખા ય લત્તામાં પ્રસરી ગઈ હતી અને એ જ લત્તામાં રહેતા વિનોદના કાને પણ એ વાત ગઈ હતી.

'સુમંતલાલે મરતી વખતે સુમતિ પાસેથી એવું વચન લીધું છે કે એ તને ન પરણે'. ખબર લઈ આવનાર મિત્રે વિનોદને કહ્યું અને ઉમેર્યું: 'વિનોદ મને તો ખાતરી થતી જાય છે કે આવી બાબતમાં કટોકટીને વખતે સ્ત્રીઓ ટકી જ નથી શકતી. બધું સરલ અને સીધું હોય તો ઠીક છે પરંતુ માબાપ તરફથી કે સગાંવહાલાં તરફથી વાંધો આવ્યો કે તરત જ નમી પડવાની.'

'હં' વિનોદે જવાબ આપ્યો. તેને તો અત્યારે પોતાના પક્ષમાં કે સુમતિની વિરુદ્ધમાં બોલનાર કોઈ માણસની જરૂર નહોતી: કોઈની હાજરી જ તેને અત્યારે પસંદ નહોતી. એટલે જ આવો અર્થ વિનાનો ટૂંકાટૂંક જવાબ આપી એ બેસી રહ્યો.

'લે, હવે આમ પાછો વેવલો દેવદાસ ન થતો. ચાલ જરા બહાર ફરીએ, ફિલમ જોઈએ તે તારું આ દેવદાસપણું જાય.'

"ના, ના, એવું કાંઈ નથી. પણ ફિલમ જોવા તો આજે નહિ જઈ શકીએ. મારે ટ્યુશન કરવા જવું છે.' વિનોદ ઊભો થયો અને કોટ પહેરી તેના મિત્ર સાથે બહાર ગયો. જુદા પડતા રસ્તા સુધી તે તેના મિત્ર સાથે આવ્યો અને પછી લાંબુ ચક્કર લગાવી ઓરડીમાં આવી બેસી ગયો.

ગુજરાતના સુપ્રસિદ્ધ કલાકાર
અને
સુપ્રસિદ્ધ માસિક 'કુમાર'ના તંત્રીનો

## અભિપ્રાય

ભાઈશ્રી......

'કહાની'નો પહેલો અંક તમે મોકલ્યો તે હું સાદ્યંત વાંચી ગયો. બધી જ રુચિને પોષે એવો વાર્તાસમૂહ તમે મેળવી શક્યા છો તે માટે અભિનંદન. આ માસિક ગુજરાતનાં કુટુંબોની વાંચનની ભૂખ તંદુરસ્ત રીતે પૂરી પાડી શકશે અને મને તો આશા છે કે તમારા માસિકને ખૂબ આવકાર મળશે.......................... તમે તમારા આ સાહસને જરાય અટકાવશો નહિ. તેના માટે બધે જગ્યા થઈ રહેશે. પ્રસંગ આવતાં હું મારાથી બનતો સહકાર આપીશ.

ચિત્રકૂટ
અમદાવાદ
તા. ૨૮-૬-૪૪

લિ.
શુભેચ્છક
રવિભાઈ

★

વિનોદનો ટ્યુશન કરવા જવાનો રસ્તો સુમતિના ઘર પાસેથી જ જતો હતો. જો કે બીજા ઘણા રસ્તા હતા પરંતુ વિનોદ એ જ રસ્તે નીકળતો. તેને આઘાત લાગ્યો હશે માટે તેણે રસ્તો બદલી નાખ્યો હશે એવો ખ્યાલ સરખો પણ સુમતિને આવે એ એના માની હૃદય માટે અસહ્ય હતું. કેટલીક વાર તે સુમતિને પહેલાંની જેમ તેના મકાનની બારીમાં ઊભેલી જોતો અને તેને જોતાં જ તેની ચાહવાની

ઝડપ વધી જતી. ન જોતો ત્યારે દુઃખ પણ થતું. પગ ધીરા પડી જતા. આજરોજ થોળા થોળાને કડવા શબ્દોની પ્યાલીઓ તેણે તૈયાર કરી હતી. પરંતુ સુમતિ પાસે જઈને એ પાઇ આવવાની તેની હિંમત નહોતી. પણ જો સુમતિ તેની સાથે જરાએક બોલે ને મોં ખોલે કે તરત જ એ પ્યાલીઓ ફરોફટ પિવડાવી દેવાની તેની એક અદમ્ય ઇચ્છા હતી. આ રસ્તે રોજ નીકળવાનું એક કારણ આ પણ હતું. કોઇક દિવસ તક મળી જશે એમ આશા હતી.

એક દિવસ વિનોદ તે રસ્તેથી જતો હતો ત્યાં એક નાનકડી છોકરીએ આવીને તેનો હાથ પકડ્યો અને કહ્યું, 'વિનોદભાઈ! તમને સુમતિબેન બોલાવે છે.' વિનોદ પાછો ફર્યો. 'જુઓ! પણે બારીમાં સુમતિબેન ઊભાં,' છોકરીએ આંગળી ચીંધી બતાવ્યું. નજર મળતાં જ સુમતિ બારીમાંથી ખસી ગઈ. વિનોદ નહિ આવે તો! એ એનો મોટો ભય દૂર થયો હતો. એ આવતો હતો. સુમતિનું આખુંય મન એક જાતની અસ્પષ્ટતાથી ભરાઈ ગયું હતું. સ્વસ્થ થવાના અને દેખાવાના પ્રયત્નો વારે વારે નિષ્ફળ થતા હતા.

વિનોદ પણ ઝડપથી પેલી કડવાશ ભરેલી પ્યાલીઓને હૈયામાંથી કંઠ સુધી અને ત્યાંથી ઓષ્ઠ સુધી લાવીને ગોઠવતો જતો હતો. કે જેથી એક પછી એક લઇને ઝડપથી સુમતિને પિવડાવી દઈ શકાય.

તે દરવાજા પાસે આવ્યો એટલે પેલી છોકરીએ જોરથી કહ્યું, 'સુમતિબેન! વિનોદભાઈ આવ્યા.'

સુમતિએ બહાર આવી કહ્યું, 'આવો.' વિનોદ અંદર ગયો. પેલી છોકરી હસતી હસતી દોડી ગઇ.

આજ ઘણા દિવસ પછી વિનોદ તેની પરિચિત જગ્યાએ બેઠો. સુમતિ તેની સામે હિંડોળા ઉપર બેઠી.

'મને એમ હતું કે બાપુજીના ગુજરી ગયા પછી એકાદ દિવસ તો તમે જરૂર આવી જશો.' સુમતિએ કહ્યું અને તેની સામે નહિ જોતાં વિનોદ સામે જોઈ રહી. વિનોદ માટે આ એક અણધાર્યો સવાલ હતો. તેણે કલ્પી રાખેલા સવાલજવાબ કે તેને મળતી કરી જ વાત આવવાને બદલે ઓચિંતો આ અવિવેકનો આરોપ આવતાં એ જરા ઢીલો તો થઈ ગયો. ઉગામી રાખેલા હથિયારમાંથી તે કશું જ ફેંકી શક્યો નહિ. તેને તાત્કાલિક જવાબ ગોઠવી કાઢવો પડ્યો. 'એમાં તમારા લોકો પાસે આવીને શું કરવું કે કહેવું તેની મને કાંઈ જ ગમ ન પડે એટલે ન આવ્યો.'

'બીજા પાસે આવવાની વાત નથી કરતી, મારી પાસે આવવાની વાત છે.' સુમતિએ કહ્યું.

'તમારી પાસે આવીને યે શું કરું!' વિનોદે કહ્યું. આટલું પારદર્શક વાક્ય વિનોદને નહોતું બોલવું. બોલાઈ ગયું.

સુમતિએ વાક્યની પાછળ ઊભેલી વિનોદના મનની મૂર્તિને જોઈ લીધી. એ તેને પૂરેપુરી પામી ગઈ, 'આવીને તમારે કશું જ કરવાનું નહોતું, જે કાંઈ કહેવાનું કે કરવાનું હતું તે મારે જ હતું સમજ્યા!' છેલ્લા શબ્દો બોલતાં સુમતિનો કંઠ સહેજ ધ્રૂજ્યો. આંખોમાં આછાં નીર ચમક્યાં. આવું કશું બનશે એવો લેશમાત્ર પણ ખ્યાલ વિનોદને નહોતો. સીધી વાત ઉપર આવ્યા સિવાય હવે તેનો કોઈ ઉપાય નહોતો.

'સુમતિ, તમારા પિતાની મૃત્યુ-વેળાએ તમે તેને આપેલું વચન તમે પાળી શકો એવા જ મારા પ્રયત્નો હતા.' વિનોદે શસ્ત્ર વાપરવાં શરૂ કર્યાં.

'બહુ સારું. મારે તમારા એ પ્રયત્નો નથી જોઈતા અને મારે એ વચન પાળવું પણ નથી સમજ્યા! બાપુજીની ઇચ્છા મને સુખી કરવાની હતી. ફેર ફક્ત એટલો જ કે તેમની રીતે જ મને સુખી કરવી હતી. હું મારી રીતે થઈશ અને એ જ્યાં હશે ત્યાં મને સુખી જોઈને રાચશે એમ મારી ખાતરી છે. અને મને એ પણ વિશ્વાસ છે કે આ વચનભંગને કારણે ભગવાન પણ એકે અક્ષર નહિ કહે.'

સુમતિના શબ્દોએ વિનોદના અંતઃકરણની કડવાશ ચૂસી લીધી. તેના મનનું ઝેર ઊતરી ગયું. એવી પળ આવી લાગી કે જ્યારે માણસ પ્રિયજનનો માત્ર નામોચ્ચાર કરીને પછીથી આનંદભર્યું મૌન માણે છે. અને સુમતિને પણ ન સંભળાય તેમ વિનોદ બોલ્યો, 'સુમિ!' અને વળી-વળી આનંદભર્યું મૌન માણતો બેઠો. એના આખા ય ચહેરા ઉપર એ આનંદનું નૂર પથરાઈ ગયું. સુમતિ આ સમજી ગઈ. તેણે કહ્યું, 'જાઓ પાછુ ટયુશનનું મોડું થાશે સમજ્યા.'

'ના આજે ભણાવવા નથી જવું. અહીં જ ભણવા બેસવું છે.'

[અનુસંધાન પાન ૨૮૫]

## દરેક પ્રશ્નના જવાબમાં હા જી સિવાય ભાગ્યે જ કશું

## ઉચ્ચારતા દાસકાકાનો અપરાધ !

★

લેખક માસ્તર

'હા જી.' પાતળી વ્યક્તિએ કહ્યું.

'શું, હા જી?' જાડી વ્યક્તિએ પૂછ્યું.

'બોધા જેવા છો.'

'શું...ઉ...ઉ...કોણ બોધા જેવું છે?' ક્રોધથી ધ્રુજતી ઊઠી, ચૂં...ચૂં...કરતી સ્પ્રીંગવાળી ખુરસી પરથી અર્ધ ઊભી થઈ જતી, કોટપાટલુન આચ્છાદિત, ગોળ મુખારવિંદથી ઘડિયાળનું ચગદું અને લટકતી ટાઈથી લોલક (Pendulam)નો ભાસ આપતી—ખોખા સહિત ભીંતિયા ઘડિયાળ જેવી લાગતી વ્યક્તિ ક્રોધના ડંકા વગાડતી હતી—બોલતી હતી.

'કોણ બોધા જેવું છે?'

'હા જી.' અર્ધ નાકે ચશ્માં ઠેરવી જરાય સ્વસ્થતા ગુમાવ્યા સિવાય આંખો બે વાર પટપટાવી દૂબળી વ્યક્તિએ જવાબ આપ્યો.

'હું બોધા જેવો છું?' આંખોનાં બન્ને તીર, સામે ઊભેલી વ્યક્તિની આંખ નીચી હોવાથી છાતીમાં, ભોંકી દઈ પૂછ્યું.

છાતીમાં તે તીર ખૂતી ગયું હોય કે કંઠમાં સલવાઈ ગયું હોય અથવા તો આળસ થયું હોય—ગમે તે હોય 'હા જી'એ જવાબ ન આપ્યો. સહેજ માથું હલાવ્યું.

'શું આમ આમ?' ક્રોધિત વ્યક્તિએ માથું હલાવી પૂછ્યું. મતલબમાં પૂછ્યું કે 'માથું ડોલાવી શું કહેવા માગો છો?'

દૂર્બળ દેહ બોલવામાં દીર્ઘસૂત્રી હતો—તે ન બોલ્યો.

'ભગવાનદાસ તમે બોધા જેવા છો. દરેક વાતમાં 'હા જી' સિવાય બીજું આવડે છે કે નહિ?'

'ના જી.'

'શું, ના જી? તમને કંઈ આવડતું નથી. તમે બોધા જેવા છો, શું, બોધા જેવા છો.'

'હા જી.'

'ચોપડા લખતાં આવડતું નથી, જ્યાંત્યાં ડખાડાથા પાક્ષા કરો છો. મારે શા માટે તમને 'ડીસમીસ' ન કરવા? બોધા જેવાઓને રાખી શું કરું?' સત્તા જેવી બાબત હસ્તગત કરનાર વ્યક્તિવિશેષ બોલી શકે તેવાં વચનો હતાં.

'હા જી.' સાહેબ શું બોલ્યા કરે છે તે તરફ લક્ષ્ય આપ્યા સિવાય શ્વાસ લેવા તે થંભે ત્યારે 'હા જી'નું ટપકું મૂકી દેવું એવી ઇચ્છાવાળા, ઊંઘી ગયેલાની છટા ધારણ કરી છે જેમની આંખે એવા, સિલક, પુરાંત આદિ શબ્દો સંભળાય ત્યારે જાગી જોવાના દૃઢ નિશ્ચયવાળા હજુ સિલક, પુરાંત એવા શબ્દો કેમ શ્રવણગોચર થતા નથી તેમ વિચારવા લાગ્યા.

'Nonsense (છટ્) હા જી. કાંઈ આવડતું નથી ને પાછો મને બોધો ગણો છો. તમે બોધા જેવા છો, હું નહિ, શું?'

'તમે બોધા જેવા છો, હું નહિ.' બંગાળી શિવચિત્રની જેમ આંખો અર્ધ ઉઘાડી હતી તે તદ્દન બંધ કરી ગદ્ગદિત કંઠે તે બોલ્યા.

'You stupid! Get out. (મૂર્ખ! બહાર નીકળ.)' બોલનાર વ્યક્તિ ક્રોધથી ધ્રૂજતી ધ્રૂજતી ઊભી થઇ ગઈ. ટેબલ પરની ટકોરી જોરથી બે મિનિટ સુધી વાગ્યા કરી.

ભગવાનદાસ કારકુનની બન્ને આંખો ઊઘડી ગઈ.

સાહેબની ચેમ્બરમાં પટાવાળો પ્રવેશ્યો.

'જી?' પટાવાળો ઊભો રહ્યો.

'આ બદમાશને બહાર કાઢ.' ભગવાનદાસ તરફ આંગળી ચીંધી કહ્યું.

પટાવાળાએ ચારે ખૂણે દૃષ્ટિ ફેરવી. કોને કાઢવાનું છે તે સ્પષ્ટ થયું નહિ. દરમહિને પગાર આપતા ભગવાનકાકાને ઓછા જ બદમાશ ગણી શકાય તેમ હતું? ને બીજા સાહેબ હતા. પણ સાહેબને...પટાવાળો મૌન પકડી ગભરાતો ઊભો.

સાહેબ ખુરસી પર ઢળી પડ્યા—બેસી ગયા.

'ટપુની જરૂર નથી. હું જ ચોપડા લઈ જાઉં છું.'

ટેબલ પર પોટકામાં મૂકેલા પાંચ ૭ ચોપડા ઊંચકતા ભગવાનદાસ બોલ્યા.

ચોપડા લઈ જવા નહિ, તમને હાંકી કાઢવા ટપુને બોલાવ્યો છે તેમ સાહેબ સ્પષ્ટ બોલી શક્યા નહિ. બોથા માણસ પાસે સ્પષ્ટતા શું, એમ પણ કદાચ લાગ્યું હોય!

ભગવાનદાસ શનૈઃ શનૈઃ ચેમ્બર છોડી ગયા.

ટ્રન...ટ્રન...ટ્રન...ચેમ્બરમાંથી ટકોરી ગર્જી રહી.

'લાલભાઇ, તમને સાહેબ બોલાવે.' ખુરસી પર આરામથી બેઠેલ એક સ્થૂળ વ્યક્તિને પટાવાળાએ કહ્યું.

લાલભાઈએ બાજુમાં ખીંટીએ ઉતારેલો કોટ લીધો. ચીપી ચીપીને પહેર્યો. હળવે ડગલાં ભરાતાં હતાં તે, ચેમ્બર આવતાં, ઝડપ ધારણ કરી રહ્યાં.

'લાલશંકર!' સંબોધન અર્થે આકમી વિભક્તિનો ઉપયોગ કરી સાહેબ બોલ્યા.

લાલશંકરે મોં સહેજ ગંભીર કર્યું.

'ભગવાનદાસને 'ડીસમીસ' (બરતરફ) કરો.'

લાલશંકરે જવાબ આપ્યો નહિ: સહેજ વધુ વિચારમયતાની છાંટ મોં પર આવવા દીધી.

'એ ઉદ્ધત છે. મારી સામે બોલ્યો, મને ગાળ દીધી એટલે 'ડીસમીસ' કરવાનો અભિપ્રાય થાય છે, એમ ઉપલી ઑફિસને લખજો.' સાહેબે તુમારમાં 'ડીસમીસ' કર્યાનું શું કારણ આપવું તે સ્પષ્ટ કર્યું.

'એમ ન થાય.'

'કેમ ન થાય? હું શું સાહેબ નથી? મારો નોકર કામ ન કરે, ગમે તેમ બોલે, તેને હું 'ડીસમીસ' ન કરી શકું?'

'દેશી રાજ્યના કાયદાઓ એટલે બાપુશાહી! બાકી જ્યારે થાવર સાહેબ નીચે હતો ત્યારે તેણે એક પળમાં વીશ વર્ષના જૂના નોકરને 'ડીસમીસ' કરી દીધેલો!' લાલશંકર આ ઑફિસના દેશી વાતાવરણથી ખૂબ કંટાળી આવ્યે આપઘાત ન કરી બેસાય તેવી બીતિથી, તાવ આવ્યા પહેલાં ઘણા ક્વિનાઇન લીધા કરે છે તેમ, અંગ્રેજ ઑફિસરને, બહુ કંટાળો ન આવે માટે, સંભાર્યા કરતા.

'તો હું શું કામ ન કરી શકું?'

'એ કાયમી નોકર છે.' લાલશંકરે કહ્યું, પેલો વીશ વર્ષવાળો કાયમી નહોતો કે શું? કાયમી હતો તો ય શું કામ કાઢી મૂક્યો! એ પ્રશ્નો સાહેબે પૂછ્યા નહિ. લાલશંકર કહે તે વાજબી જ ગણાવું જોઈએ એવી એમની માન્યતા હોય કે કોણ જાણે!

'ઠીક, જાવ.' સાહેબે લાલશંકર બહાર નીકળતા હતા ત્યાં ટકોરી બજાવી.

'જી.' પટાવાળો બોલ્યો.

'માવજીભાઈને બોલાવ.'

પટાવાળો શિરસ્તેદાર માવજીભાઈને બોલાવવા ગયો. શિરસ્તેદાર સાહેબ પાન ચાવતા-ચાવતા ઊભા થયા. માથા પર, પાસે ગાદી પર મૂકેલ ફેંટો ગોઠવ્યો. ઊભા થઈ કોટનાં બુતાન બંધ કર્યાં.

'એલા, પાણી લાવ્ય તો.' માવજીભાઈ બોલ્યા.

પટાવાળો પાણી લાવવા ગયો.

ટ્રન...ટ્રન...અંદરથી ટકોરી વાગી.

'માવજીભાઈને બોલાવ.' સાહેબ ગર્જ્યા.

'આવે છે.'

'બોલાવ જલદી.' ચીડાઈને કહ્યું.

પટાવાળાએ બહાર નીકળી, કાગળો કરતા માવજીભાઈને ફરીથી યાદ આપી.

'આવું છું, બાપા, આવું છું...પાણી તો પીવા દઈશ ને!' માવજીભાઈ બોલ્યા.

માવજીભાઈ હળવે હળવે સાહેબની ચેમ્બર તરફ વધ્યા.

'માવજીભાઈ!'

'હં'

'ભગવાનદાસને 'ડીસમીસ' કરો. તે તદ્દન નકામો માણસ છે.

'કેમ?' ક્રોધનું કારણ પૂછવા માવજીભાઈ મથ્યા.

'એ ઉદ્ધત છે.'

'ભગવાનદાસ?'

'હા. ભગવાનદાસ. દરેક બાબતમાં 'હા જી.' હું બોથો છું તો કહે 'હા જી'.'

'તે એવું શીદ પૂછતા હશો!'

'પણ ત્યારે એણે મને બોથો કહેવાનું એમ?'

'હશે! હવે ઘરડો માણસ છે. બોલે.'

'ઘરડો એટલે ફાવે તેમ બોલે, એમ? એમ નહિ ચાલે, એ અગાઉ ચાલતું હશે. મારા અધિકારમાં એ નહિ બને.'

'ભલે.'

'ભલેફલે નહિ. એને હમણાં ને હમણાં 'ડીસ-મીસ' કરો.'

શિરસ્તેદારે હકારમાં માથું, કંટાળી જઈ, ધુણાવ્યુંઃ ચેમ્બરની બહાર આવી થૂંક્યા. જરા ખોંખાર્યા. ટેબલ પાસેની ખુરસી પર, ધીરે ધીરે આવી ગોઠવાણા.

'દાસભાઈ, અહીં આવો તો.

ભગવાનદાસ કાને હોલ્ડર ખોસી માવજીભાઈ પાસે આવ્યા.

'ચોપડામાં સાહેબની સહી કરાવી?'

ભગવાનદાસે બન્ને હોઠોને ડાબી બાજુ ધકેલી એક આંખ ઝીણી કરી ડચકારો કર્યો અર્થાત્ 'સહી થઈ નથી.'

'ના પાડી?'

'હા જી.'

'કેમ શું થયું?'

ડોકાને ખભા તરફ વાળી, જમણો હાથ પ્રશ્નાર્થ રૂપે ઊંચો કરી નીચો કર્યો, ભવાં ઊંચાં કરી સંજ્ઞામાં સમજાવ્યું', જેનો અર્થ 'કોણ જાણે?' થાય.

'કેમ કોણ જાણે?'

'બૂટનાં તળિયાં ઘસ્યાં.'

રસપૂર્વક વાત સાંભળી રહેલો હું બોલ્યો, 'તે સાહેબ ચેમ્બરમાં બેઠા બેઠા તળિયાં ઘસ્યાં કરે છે?' બૂટનાં તળિયાં શેનેથી ઘસાતાં હશે એ પ્રશ્ન પૂછવાનો વારો આવ્યો જ નહિ કેમકે ઉપલા પ્રશ્નના જવાબમાં શિરસ્તેદાર સાહેબે કહ્યું, 'છાનોમાનો બેસ.' તાજેતાજો ને નાનકડો હોવાથી મને એ મહાશય જેમતેમ બોલાવતા. મેં મૌન ગ્રહ્યું.

'એક્લાં તળિયાં ઘસ્યાં કે કાંઈ કહ્યું?'

'અંગ્રેજીમાં નાટકિયા જેવું કંઈ બોલતા હતા.' ચશ્માંને નાકથી અદ્ધર ચડાવતા તે બોલ્યા.

'તમે શું કીધું?'

'હા જી.'

'હા જી કીધું એમાં કંઈ બિજાય?'

'બિજાણા જ ને!' બબતરા કાઢતા ભગવાનદાસ બોલ્યા.

'તે તમે બોધા છો એમ નહિ બોલેલા?'

'એણે કીધું ને હું બોલ્યો.'

'શું કીધું? બોધા છો એમ બોલવાનું કહ્યું?'

'સાંભળો, બાપા. મને કહેઃ તમે બોધા છો, શું! હું બોલ્યો: તમે બોધા છો?'

'એમને એમ કહેવું 'તુંઃ તમે એટલે-ભગવાનદાસ બોધા છો.'

'તે છું જ ને. પાંચસો રૂપિયાનો પગારદાર ઓછો બોધો હોય?'

'ત્યારે શું છે બીજું? જુમાની પૂરી કરી માની માવજીભાઈ ખુરસી પરથી ઊભા થયા. ઊભા થઇ પાસેની ગાદી પર ફેંટો મૂકી, ઢાળિયા પર પગ લાંબા કરી બેઠા.

'મને કહે છેઃ ભગવાનદાસને ડીસમીસ કરો. મને એણે બોધો કીધો.'

''ડીસમીસ' કરો બાપા. જુવાન્યામાં આપણે ન શોભીએ. લાલભાઈને લાભ થશે.'

લાલશંકર તેના ટેબલ પર બેઠા બેઠા ઘૂરક્યો, 'મારે એવો લાભ નથી જોઇતો. થાવર સાહેબના વખતમાં અંગ્રેજી હબે કામ કરતાં શીખ્યો છું તે તમારાથી ડબલ પગાર તો ગમે ત્યાં મળે.'

'ગમે ત્યાં શું કામ બાપા? અહીં જ મળશે.' દાસભાઈ ગોઠવીને બોલ્યા.

'તમે 'ફર્મ' (પેઢી) કાઢવાના હતા તેનું શું થયું?' માવજીભાઈએ વચ્ચે માથું માર્યું.

'સ્કીમ' (યોજના) કરી છેઃ હમણાં જરા Circumstances bad (પ્રતિકૂળતા) છે. નહિતો પાંત્રીશ રૂપરડીમાં સડતા હોઈએ ખરા?' ગર્વપૂર્વક લાલશંકરે કહ્યું.

'દાસભાઈને તમારી પેઢીમાં રાખજો.'

'હા. અહીંથી છૂટા થઈ બીજું શું કરશું?' દાસ બોલ્યા.

'લાલભાઈનું કામ અંગ્રેજીમાં ચાલે ત્યાં દાસકાકા જેવા ઘરડાને કોણ રાખે?' રજિસ્ટર કારકુન બોલ્યો.

લાલભાઇએ સ્મિત કર્યું.

ટ્રન...ટ્રન...

માવજીભાઈએ ક્રુદ્ધ નજરે ચેમ્બર તરફ જોયું.

'એલા, કોણ છે બહાર, ટપુ?'

પટાવાળો અંદર આવ્યો.

'વિનાયક આગળથી પાન લઈ આવ્ય.'

'જી.'

માવજીભાઈએ જરા લંબાવ્યું.

'સાહેબ બોલાવે છે.'

'ઠીક જા.' માવજીભાઈએ કંટાળી બગાસું ખાતાં કહ્યું.

મેં તૈયાર કરેલાં કાગળિયાં શિરસ્તેદાર સાહેબ પાસે ધર્યાં, 'આપે સૂચવ્યા પ્રમાણે બધું લખી નાખ્યું છે.'

'ઠીક મૂકય.' તેમણે કાગળિયાં સામું જોયા સિવાય કહ્યું.

પટાવાળાએ આવી માવજીભાઈને પાન આપ્યું.

પાન મોંમાં મૂકી શિરસ્તેદાર સાહેબ ચેમ્બરમાં પધાર્યા.

'તમે ભગવાનદાસને 'ડીસમીસ' કરવાનો ઠુમાર કર્યો ?'

'હા જી.'

'ઠીક લાવો, સહી કરી દઉં. પછી મારે બહાર જાવું છે.'

''રામરાજ્ય'માં ટિકિટ નહિ મળે આજે.'

'મારે કયાં સિનેમા જોવા જવું છે ?' સાહેબે સ્મિત કરતાં કહ્યું.

'અમસ્તું. કદાચ વિચાર થાય તો!'

'તો એમ કરોને બે સીટ રીઝર્વ કરવાનો ફોન કરો.'

'બાલ્કની ?'

'હા. જરા સારી સીટનું કહેજો. 'તાનસેન' વખતે નીચે પડાય તેવી હતી.'

માવજીભાઈ ટેલિફોન કરવા તત્પર થયા.

'ના. તમે રહેવા દ્યોને.' સાહેબે કહ્યું. ટ્રન... ટ્રન...ટકોરી વાગી.

'લાલશંકરને બોલાવ.'

માવજીભાઈ ચેમ્બર બહાર નીકળી ગયા. લાલશંકર દાખલ થયા.

'લાલશંકર થીએટર પર ફોન કરો કે બે સીટ રીઝર્વ રાખે.'

''રામરાજ્ય'માં ને ?'

'હં.'

'ઘોડાગાડીનું ય કહેવું પડશે ને ?'

'Yes (હા) એ તો માવજીએ કહ્યું જ નહિ.

'મોટા સાહેબો સાથે રહ્યો હોય તેને 'એટીકેટ' (રીતભાત)ની ખબર પડે. થાવરં સાહેબને સિનેમા જોવા જવું હોય ત્યારે મોટરને 'ઓઇલ' કરાવી-સાફસૂફ કરાવી-નવી નકોર બનાવરાવે ને તે દી ઑફિસે જ આવે નહિ. પણ કામ એવું 'રેગ્યુલર' (નિયમિત) કે બસ. ને અહીં તો માવજી ને ભગવાન વાતો જ કર્યા કરે છે.'

'ભગવાનને 'ડીસમીસ' કરવાનો ઠુમાર લખ્યો કે નહિ ?'

'એ તો પાણી-પાનમાંથી નવરા થાય ત્યારે લખેને ?'

'પણ મને તો કીધું લખ્યો ?'

'જૂઠું બોલવું એને શું ?' રમસ ચહેરે લાલશંકર બોલ્યા.

ટ્રન...ટ્રન... સાહેબે ગુસ્સામાં આવી ટકોરી વગાડી.

'માવજીભાઈને બહાર બોલાવ.'

હળવે હળવે માવજીભાઈ આવ્યા.

'ભગવાનદાસને 'ડીસમીસ' કરવાનો ઠુમાર નથી લખ્યો ?'

માવજીભાઈએ લાલશંકર સામે જોયું.

'એની સામે શું જુઓ છો ? એ કોઈ દી ચાડી નથી ખાતા.' ખુરસીને જરા ચૂં ચૂં કરાવી ગુસ્સો બતાવતા વધુમાં બોલ્યા, 'ને અહીં આવી ગપ્પાં જ માર્યા કરો છો !'

'બધા ઠુમાર લાલભાઈ લખી નાખે પછી અમારે લખવાનું શું હોય ?' એક આંખ ઝીણી કરી માવજીભાઈ બોલ્યા.

'Nonsense (જૂઠ) ભગવાનદાસને 'ડીસમીસ' કરવાનો ઠુમાર લાવો.'

'હા જી.'

માવજીભાઈ ચેમ્બર બહાર નીકળ્યા. બહાર નીકળી નાક છીંક્યું. ચિત્રવિચિત્ર અવાજે કરી નાક છીંક્યું. ધોતિયાને છેડે નાક લૂછતા અંદર આવ્યા. આવીને ગાદી ઉપર બેઠા.

'એલા પાણી લાવ.' પટાવાળો પાણી લેવા ગયો. 'જરા સડાકો આપજો ને.' ભગવાનદાસ પાસે છીંકણીની માગણી કરી. સૂંઘવાની તમાકુ પ્રાપ્ત થયે લિજ્જતથી સડાકા ખેંચવા લાગ્યા.

'તમે દાસકાકા! 'હા જી' ક્યાંથી શીખ્યા ?' મેં શાહીમાં હોલ્ડર બોળતાં કહ્યું.

ભગવાનદાસે ચોપડામાંથી ડોકું બહાર કાઢી આંખો પટપટાવી પૂછ્યું, 'કેમ?'

'આ તમે દરેક વાતમાં 'હા જી' જ કહો છો એટલે પૂછવું પડ્યું.' મેં કાગળ પૂરો કરી નીચે મૂકતાં જણાવ્યું. 'તે દિવસે મૂળગરાસદારોનું પત્રક બે દિવસમાં મારાથી નહિ થઈ શકે એમ મેં કહ્યું. તમને તે પત્રક કરવા આપ્યું તો તમે કહ્યું. 'હા જી.' તે સાહેબ ખીજાતા નથી. તમારા ખોટા 'હા જી'થી?'

'ખોટું શેણે?' ચશ્માં કપાળે ચડાવી આંખથી જોતાં તેમણે પ્રશ્ન કર્યો.

'પત્રક તો હજુ થયું નથી; બે દિવસને બદલે આ જ મહિનો થયો.

'હજુ આઠ મહિના થશે.'

'તે તમને બે દિવસ પછી પૂછ્યું હોત તો 'હા જી' ક્યાં જાત?'

'તો કે'ત નથી થયું.'

'તો ખિજાત નહિ?'

'સાહેબ તો ખિજાયા જ કરે.' દાસકાકાએ અર્થાન્તર ન્યાસ કર્યો. 'બાકી નોકરી કરવી હોય તો 'હા જી' મંત્ર ગોખી રાખજો. મારા ગુરુએ આપેલ છે.'

'ગમે તેમ કહે તોય?'

'હા તોય 'હા જી' કહેવું.' પાસે પડેલા કાગળિયા નીચેથી આરી ગોતતાં તેમણે કહ્યું.

'એમ તે ચાલે?'

'બે મિનિટ સાંભળો ત્યારે.' દાસ મારી પાસે ગોઠણ સુધી ધોતિયું ચડાવી બેઠા.

'એક વખત અમારે—નો હિસાબ તપાસવાનું આવ્યું. સાહેબ કહે, 'દાસ તારે જવાનું છે. સાડા અગિયારે પહોંચી જજે—આવતી કાલથી.' મેં કહ્યું, 'હો.'. બીજે દિવસે ડોલતો ડોલતો બાર વાગ્યે પહોંચ્યો. ત્યાંનો ફલાણો ખિજાણો. મને કહે, 'મોડા આવો છો તે નહિ ચાલે. રિપોર્ટ કરીશ.' મેં કહ્યું, 'થાય તે કરી લેજે.' તે દી હું જુવાન. મિજાજનું ઘોયું. ચોપડા કાઢી સાંજ સુધી પાનાં ફેરવ્યાં કર્યાં; કામ ન કર્યું. સાંજે પેલો કહે, 'લાવો, શું કામ કર્યું?' મેં ચોપડો આપ્યો.' દાસે બોલતાં બોલતાં તમાકુની ડાબલી કાઢી સડાકો ખેંચ્યો.

'કોરો ચોપડો આપ્યો?' મેં દીર્ઘશ્વાસ લઈ પૂછ્યું.

'સાવ કોરો.'

'ત્યારે તો એણે ખૂબ મરચાં લીધાં હશે.'

'લ્યે જ ને.' બોલતા બોલતા તેઓ પુલકિત થઈ ગયા, મને કહે, 'આ શું કર્યું?' મેં કહ્યું 'જે થતું હોય તે.'

'એમ કીધું?' મેં પૂછ્યું.

'ચોકખું એમ જ. ત્યારે મને કહે, 'આખો દિવસ તમે ચોપડામાં અક્ષર પાડ્યો નહિ તે બીજું શું કામ કર્યું?' મેં કહ્યું, 'ચોપડો કેમ આંકવો તે વિચારતો'તો.' ને એ સડક થયો છે, બેટો, કાંઇ સડક થયો છે!' દાસ ખૂબ જોરથી હસી પડ્યા.

'તે તેણે તમારા સાહેબને ફરિયાદ ન કરી?'

'કરે જ ને?'

'ત્યારે ઠપકો ખૂબ મળ્યો હશે, કે દંડ થયો?' મારી ઉત્સુકતાનો પાર નહોતો.

'દંડ શું થાય? સાહેબે બોલાવી કહ્યું, 'માળા મુરખ 'હા જી' કહેતાં તને શું થતું'તું? જા હવેથી કાયમ 'હા જી' કહેવાનું રાખજે. કરવું આપણું ધાર્યું પણ 'હા જી' કહેવું.' આ તે દુ'નો 'હા જી' કહું છું.' ધોતિયાને તમાકુવાળા નાક સાથે ઘસતા તે બોલ્યા, "કેમ મોડા આવ્યો?' તો કહેવું 'હા જી.' 'તું બોઘો છે' તો કહેવું 'હા જી.' 'તને 'ડીસમીસ' કરવામાં આવે છે' તો કહેવું 'હા જી.''

માવજીભાઈ શિરસ્તેદાર સાહેબનાં નકોરાં સંભળાણાં

ટ્રન... ટ્રન...

'માવજીભાઈને બોલાવ.'

પટાવાળાએ અંદર આવી જોયું તો માવજીભાઇ ઊંઘતા હતા. જગાડવા કે કેમ તે વિશે તેણે ભગવાનદાસની સલાહ પૂછી.

'હાલ્ય, હું જ આવું છું.' દાસ ચેમ્બર તરફ ઊપડ્યા.

'તમને કોણે બોલાવ્યા છે?' પટાવાળા તરફ ફરી, 'આ માવજીભાઇ છે. હેં?'

'માવજીભાઈ બહાર ગયા છે.' દાસે જવાબ આપ્યો.

'મને પૂછ્યા વિના?'

'જરા ઉતાવળનું કામ હતું?'

'ગમે તેવું કામ હોય. મને પૂછ્યા વિના જવાય?'

'ના જી'

'સાવ બેવકૂફ છે ને !'

'હા જી.'

'શું હા જી ! તમે જાવ તમારું મોં જોવું ગમતું નથી.'

'હા જી.'

'ને કાલથી ઓફિસમાં આવશો નહિ. તમને 'ડીસમીસ' કરવામાં આવે છે.'

'હા જી.'

નાટકમાં કામ કરનાર અભિનેતાને પણ કૃત્રિમ ભાવ પ્રદર્શિત કરવો પડે છે. પણ દાસે તો નિસાસો ય મૂક્યો નહિ. વિનંતી ય કરી નહિ: 'હાજી' કહી ઊભા રહ્યા.

'બહેન વાસ્તે બે સાડલા લીધા તે ક્યા 'હેડ' (શિર્ષક) મૂકવાના છે ?' દાસે પૂછ્યું.

'તમે સાવ બોઘા જેવા છો. એમાં મને શું ખબર પડે તે પૂછો છો ?'

'હા જી.'

'ને આજે એક ઇલેક્ટ્રીક બત્તી મંગાવી લેજો.'

'હા જી.'

'ને માવજીભાઈએ તમારો 'ડીસમીસ'નો રિપોર્ટ કરી રાખ્યો હશે.'

'હા જી.'

'તે ફાડી નાખવાનું કહેજો.'

'હા જી.'

○◉○

**વચનભંગ** [ પાન ૨૨નું સાંધણ ]

'બહુ સારું તો લ્યો આ ચોપડી અને પાઠ તૈયાર કરી રાખો હું હમણાં આવું છું.' સુમતિએ કહ્યું અને પડખેના ટેબલ ઉપરથી વિનોદને એક ચોપડી આપી અંદર ચાલી ગઈ.

વિનોદનું મન આજે અમૃતમય થઈ ગયું. થોડીવારે એ ચા લઈ આવી.

જ્યારે તે બહાર નીકળ્યો ત્યારે તેનું અંતઃકરણ હજાર હજાર કમળો ખીલેલા સરોવર જેવું હતું.

# પ્રફુલ્લચંદ્ર રૉય

લેખક
રામનારાયણ ના. પાઠક



**નૈષ્ઠિક બ્રહ્મચારી, વિનય અને વિદ્વત્તાના મિશ્રણથી બનેલી સૌમ્યમૂર્તિ, રસાયણોના મહાન શોધક, ખાદીના આચાર્ય, દીનબંધુ અને દેશભક્ત**

**સાદું** અને સરળ, શાંત અને સ્વસ્થ, સંયમી અને સેવાપરાયણ, સત્યનિષ્ઠ અને સતત્ પુરુષાર્થી જીવન એ ભારતવર્ષનો આદર્શ છે. ભારતવર્ષના પ્રાચીન ઋષિઓએ આ આદર્શને ગાયો હતો અને અપનાવ્યો હતો. ગીતા અને ઉપનિષદ, રામાયણ અને મહાભારતમાં જે આદર્શ ગવાયો હતો તે જ આદર્શને ભારતવાસીઓ એકનિષ્ઠપણે ભક્તિભાવપૂર્વક સેવતા આવ્યા છે. આજે પણ ભારતવર્ષમાં એવા સપૂતો પડ્યા છે જે પોતાના જીવનમાં એ આદર્શને મૂર્ત કરીને જગતને માર્ગદર્શન કરાવી રહ્યા છે.

જગતનું મુખ આજે જુદી દિશામાં છે. સિકંદર, ચંગીસખાન, નેપોલિયન કે હિટલરના મારમાર કરતા જોશીલા વ્યક્તિત્વને જગત હજી પૂજી રહ્યું છે. લોહી અને આંસુઓના મહાસાગરમાં ગળાબૂડ ડૂબ્યા છતાં પહેલી નજરે આંજી નાંખનારા એવા પ્રતાપી પુરુષોને જ એ પૂજી રહેલ છે. જે માણસ બીજાને થાપ આપે, જે પોતાના ક્ષુદ્ર સ્વાર્થ માટે સામાનું સર્વસ્વ હરી લે તે જ કુશળ, તે જ ચતુર, તે જ બુદ્ધિમાન ગણાય એવો હળાહળ કળિયુગ આજે પ્રવર્તી રહ્યો છે. ભૌતિક સમૃદ્ધિની ટોચે પહોંચવા મથતા પશુબળમાં મસ્ત બનેલા દેશો અંદરોઅંદર ક્રૂર હરીફાઈ કરી રહ્યા છે. સબળા નબળાને પરાસ્ત કરી ગર્વોન્નત મસ્તકે જગત સામે જોઈ રહે છે. તેવે સમયે પણ ભારતવર્ષ માનવતાની રક્ષા કરવાના પોતાના સનાતન આદર્શને વળગી રહી, જનકલ્યાણઅર્થે મૂકપણે પોતાનું જીવન સમર્પણ કરનાર સપૂતોથી મહા નિરાશામાં આશાનું કિરણ પ્રગટાવી રહેલ છે. હજારેક વર્ષથી પરદેશીઓના પગ નીચે કચડાવા છતાં, પૈસેટકે ઘસાઈ ગયા છતાં, માનપાન વિહોણી બન્યા છતાં ભારતમાતા, આજે માર્ગભૂલ્યા પીડિત જગતને જે વસ્તુની જરૂર છે એવી માનવતાને પોતામાં પૂર્ણપણે પ્રગટ કરતા સપૂતોને જન્મ આપીને ગૌરવાન્વિત બની છે.

એવા એક સમર્થ સપૂત વિજ્ઞાનાચાર્ય પ્રફુલ્લચંદ્ર રોયનું ૮૩ વર્ષની વયે અવસાન થયું. નૈષ્ઠિક બ્રહ્મચારી, વિનય અને વિદ્વત્તાના મિશ્રણથી બનેલી સૌમ્યમૂર્તિ, રસાયણોના મહાન શોધક, ખાદીના આચાર્ય, દીનબંધુ અને દેશભક્ત પ્રફુલ્લચંદ્ર રોય હિંદુસ્તાન અને જગતમાં મશહૂર હતા. તેમના ભવ્ય સેવામય જીવનનો આછો પરિચય અહીં આપીને એ મહર્ષિને તર્પણ કરીશું.

ચાલીસ વર્ષ પહેલાંની વાત છે. ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી હિંદુસ્તાન આવ્યા હતા. કલકત્તામાં મહાસભા મળી હતી. તેમાં ગાંધીજી આફ્રિકાનો ઠરાવ પસાર કરાવવા આવેલા. ગોખલેજી એ સમયે ગાંધીજીને મોટા મોટા જાણીતા પુરુષોનો પરિચય કરાવતા હતા. સદ્‌ગુણોપાસક ગાંધીજીની માનવપારખુ દૃષ્ટિમાં એ સમયે ડૉ૦ રોય વસી ગયા હતા. એ પ્રથમ પરિચયનું પુણ્ય સ્મરણ ગાંધીજીએ આત્મકથામાં કરેલું છેઃ

'જે કોઈ મોટા માણસો ગોખલેને મળવા આવતા તેમની ઓળખાણ મને તેઓ કરાવતા. આવી ઓળખાણોમાં મારી નજર આગળ અત્યારે સહુથી વધારે તરી આવે છે ડા. પ્રફુલ્લચંદ્ર રોય તેઓ ગોખલેના મકાનની પાસે જ રહેતા ને લગભગ હંમેશાં આવતા એમ કહી શકાય. 'આ પ્રોફેસર રોય જેમને દર મહિને આઠસો રૂપિયા મળે છે, અને જે પોતાના ખર્ચને સારુ રૂ. ૪૦) રાખી બાકીના બધા જાહેર કામમાં આપી દે છે. તેઓ પરણ્યા નથી અને પરણવા માગતા નથી' આવા શબ્દોમાં ગોખલેએ મને તેમની ઓળખાણ કરાવી. આજના ડા. રોયમાં અને ત્યારના પ્રો૦ રોયમાં હું થોડો જ ભેદ જોઉં છું. જેવી જાતનો પોશાક ત્યારે (૧૯૦૨માં) પહેરતા તેવો જ લગભગ

આજે (૧૯૨૧માં) છે. હાં, આજે ખાદી છે. ત્યારે ખાદી તો નહોતી જ; સ્વદેશી મીલનાં કપડાં હશે. ગોખલેની અને પ્રો૦ રેયની વાતો સાંભળતાં હું તૃપ્ત જ ન થતો. કેમકે તેમની વાતો દેશહિતને લગતી હોય અથવા જ્ઞાનવાર્તા હોય.'

આ પ્રસંગ બાદ ગાંધીજી આફ્રિકા સિધાવ્યા. પાછા તેઓ ૧૯૧૫માં આવ્યા અને જ્યારે રોલેટ એક્ટ સામે સત્યાગ્રહ આદર્યો ત્યારે અને ૧૯૨૧માં અસહકાર પોકાર્યો તે વેળાએ આચાર્ય પ્રફુલ્લચંદ્ર રૉયે તેમાં પોતાનો વૈજ્ઞાનિક સૂર પુરાવ્યો. ખાદીનું અર્થશાસ્ત્ર હિંદને માટે જ નહિ પણ જગતને માટે શ્રીમંત અને ગરીબનું અનુસંધાન કરનારું, અહિંસક સામ્યવાદની સ્થાપના કરનારું, અણમૂલું શસ્ત્ર છે એમ પોતાની વૈજ્ઞાનિક પદ્ધતિથી તેમણે જાહેર કર્યું. તેમનો ખાદીપ્રેમ એટલો તો જાણીતો બન્યો કે તેમની ઓળખાણ આપતાં પી. સી. રૉય એટલે 'ખાદીના આચાર્ય' એમ કહેવામાં આવતું. ખાદી અને ગ્રામજીવન એ ભારતની ખાસિયત છે એમ તેઓ કહેતા હતા. તેમનું બાળપણ ગામડામાં જ વ્યતીત થયું હતું. એટલે આપણા ગ્રામજીવનની અનોખી ખૂબીઓ તેઓ જાણી શક્યા હતા.

ખુલના જિલ્લાના કતીપરા નામે ગામમાં તેમનો જન્મ ઈ. સ. ૧૮૬૧ના ઑગસ્ટની બીજી તારીખે થયો હતો. તેમના પિતાનું નામ હરિશ્ચંદ્ર હતું. તેઓ વિદ્વાન અને બહુશ્રુત હતા. પોતાના ગામમાં તેમણે બંગાળી અંગ્રેજી શીખવનારી સ્કૂલ શરૂ કરી હતી. તેમના જૂના ઘરમાં જ એ નિશાળ ચાલતી હતી. નાના પ્રફુલ્લબાબુએ ત્યાં જ પોતાનો પ્રાથમિક અભ્યાસ કર્યો હતો. આગળ અભ્યાસ માટે પ્રફુલ્લચંદ્રને કલકત્તા મોકલવામાં આવ્યા. ત્યાં ત્રણચાર વર્ષ ભણ્યા તેવામાં એકાએક બિમાર પડ્યા તેથી તેમને અભ્યાસ છોડી દેવો પડ્યો. રીતસરનો અભ્યાસ છોડી પ્રફુલ્લચંદ્ર ઘેર આવ્યા પણ તેમનો સ્વભાવ મૂળથી જ અભ્યાસી હતો. તેમના પિતા સાહિત્યના શોખીન હતા. એક સારું એવું પુસ્તકાલય તેમણે વસાવેલું. એનો લાભ લેવો પ્રફુલ્લચંદ્રે શરૂ કર્યો. અંગ્રેજ કવિઓ અને તત્ત્વચિંતકોનાં ઘણાં પુસ્તકો તેઓ રસથી વાંચી ગયા.

લગભગ બે વર્ષ ઘર આગળ રહી શરીર સુધાર્યું. [illegible] પાછા કલકત્તા ગયા અને ત્યાં હાઈસ્કૂલમાં અભ્યાસ શરૂ કર્યો. એ સમયમાં બ્રહ્મોસમાજના સ્થાપક કેશવચંદ્ર સેનનો પ્રભાવ કલકત્તાના વિદ્વાનો તથા વિદ્યાર્થીઓ ઉપર ભારે હતો. તેમનાં વ્યાખ્યાનોમાં કલકત્તાના પંડિતો અને રાજામહારાજાઓ માનપૂર્વક જતા. પ્રફુલ્લચંદ્ર પણ એ વ્યાખ્યાનો સાંભળવા લાગ્યા. તેમને બ્રહ્મોસમાજના નિયમો અને ધ્યેય પસંદ પડ્યાં. પ્રફુલ્લચંદ્ર બ્રહ્મોસમાજના સભ્ય બન્યા. પાછળથી ૧૮૮૫માં રાષ્ટ્રીય કોંગ્રેસની સ્થાપના બાદ બંગાળના સમર્થ વક્તા સુરેન્દ્રનાથ બેનરજી અને આનંદ બોઝનાં વ્યાખ્યાનોથી પ્રેરાઈ તેઓ દેશપ્રેમના પાઠ જીવનમાં ઉતારવા લાગ્યા. પ્રફુલ્લચંદ્રના પિતા પાસે બાપદાદાએ મૂકેલી સારી એવી મૂડી હતી. પરંતુ પિતા હરિશ્ચંદ્રે એ પોતાના અંગત તેમ જ સાર્વજનિક શોખ પૂરા કરવામાં સાફ કરી નાંખી. આથી પ્રફુલ્લચંદ્રને ઉચ્ચ કેળવણી માટે વિલાયત મોકલવાનું તેમનું સ્વપ્ન અધૂરું રહેશે એવો ભય તેમના મનને વ્યથિત કરવા લાગ્યો. યુવાન પ્રફુલ્લે આ વસ્તુ જાણી લીધી. તેણે અભ્યાસમાં મન પરોવ્યું અને ભારે જહેમત ઉઠાવીને પ્રથમ વર્ગમાં સારા ગુણ મેળવી 'ગીલક્રાઈસ્ટ સ્કોલરશીપ' મેળવી. એ શિષ્યવૃત્તિ મળતાં જ પ્રફુલ્લચંદ્રે વિલાયત જવાની તૈયારી કરી. જે દિવસે આ શિષ્યવૃત્તિ પ્રફુલ્લે મેળવ્યાના સમાચાર મળ્યા તે દિવસે પિતા હરિશ્ચંદ્રના આનંદનો પાર ન રહ્યો. તેમણે અત્યંત પ્રેમપૂર્વક પુત્રને ઈંગ્લાંડ રવાના કર્યો.

એ વખતે બંગાળના અને હિંદના જુદા જુદા ભાગોમાંથી જે હિંદી યુવાનો વિલાયત ભણવા જતા હતા તેમને અંગ્રેજી સાહિત્ય, રાજકારણ, અર્થશાસ્ત્ર અને કાયદાનો ભારે મોહ હતો. પ્રફુલ્લચંદ્રે એ મોહમાં ન તણાતાં રાષ્ટ્રની જરૂરિયાતનો વિચાર કર્યો. તેમણે જોયું કે જગત આટલું આગળ વધ્યું છે, તેનું કારણ બીજું કંઈ નથી પણ વિજ્ઞાન છે. વિજ્ઞાનની સહાયથી આજે ઈંગ્લાંડ અને જર્મની, જાપાન અને અમેરિકા સમૃદ્ધિને શિખરે પહોંચ્યાં છે. જળ અને સ્થળની અફાટ શક્તિનો ઉપયોગ વિજ્ઞાનના બળે આજે આ દેશો કરી રહ્યા છે. હિંદને એક ટાંકણી જોઈતી હોય તો ય વિલાયતથી મંગાવવી પડે છે. એક દવાની શીશી પણ ઈંગ્લાંડ, જર્મની અને જાપાનથી આવે છે. ભારતવર્ષમાં ઔષધિઓનો ભંડાર ભર્યો છતાં, હિંદની વન-

સ્પતિમાંથી જ રૂપાંતર કરીને મોકલેલી દવાઓ પચીસ પચાસ ગણા દામ ચૂકવીને આપણે મંગાવવી પડે છે. એવાં અનેક રસાયણો પૃથ્વીના પેટાળમાં હજી પડયાં છે જેને શોધીને જગત સમક્ષ રજૂ કરવામાં આવે તો તેનો માનવજાતિના કલ્યાણમાં ભારે લાભ થાય. આવા વિચારોથી પ્રેરાઈને વારસામાં ઊતરેલા સાહિત્યના શોખને દબાવીને પ્રફુલચંદ્રે વિજ્ઞાનનો અભ્યાસ શરૂ કર્યો. એડીનબરોના વિશ્વવિદ્યાલયમાં રસાયણશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર અને પ્રાણીશાસ્ત્રનો અભ્યાસ તેમણે આદર્યો. અભ્યાસ દરમિયાન પોતાની ખંત અને પુરુષાર્થથી અધ્યાપકોનો પ્રેમ મેળવ્યો.

બી. એસ સી. ની પરીક્ષા માટે તેમણે ‘બળવા પહેલાંનું અને પછીનું હિંદ’ એવો નિબંધ લખ્યો. એ નિબંધમાં તે વખતના અંગ્રેજી શાસનની કડક ટીકા કરવામાં આવી હતી. એ વાંચીને કેટલાક અંગ્રેજો છેડાઈ પડ્યા. પણ મોટા ભાગના સમજુ અંગ્રેજોએ પ્રફુલચંદ્રની હિંમત, અભ્યાસની ચોક્કસાઈ અને સ્પષ્ટ રજુઆત બદલ અભિનંદન આપ્યાં. ૧૮૮૮માં એમણે ડી. એસ સી. ની પદવી પ્રાપ્ત કરી અને તેઓ સ્વદેશ પાછા ફર્યા.

કેટલીક વાર માણસના જીવનમાં કોઈ સાદો સામાન્ય પ્રસંગ એના જીવનનું આખું વહેણ બદલી નાંખે છે. અથવા કહો કે માણસે પોતાના મનથી અમુક ધારણા રાખી હોય છે. પરંતુ તેની શક્તિનો કેવી રીતે ઉપયોગ કરવો તે કુદરતે નિર્માણ કરી રાખ્યું હોય છે. પ્રફુલચંદ્ર રોય રસાયણશાસ્ત્રમાં પારંગત બની સ્વદેશ પાછા ફર્યા. તેમણે ઇંડિયન એજ્યુકેશનલ સર્વિસમાં જોડાવાના પ્રયત્ન શરૂ કર્યા. દરમિયાન એક અંગ્રેજ અધિકારીએ તેમને ટોણો માર્યો, ‘ રસાયણશાસ્ત્રમાં તમે આટલા બધા નિષ્ણાત છો તો પછી હિંદી સરકારી કેળવણીખાતાની નોકરી માટે શા સારૂ ફાંફાં મારો છો ? એકાદ ઉદ્યોગસંસ્થા ખોલોને ! ’

બસ, ભાભીનાં મેણાંથી નરસિંહ મહેતાએ પ્રભુપ્રાપ્તિનો માર્ગ લીધો તેમ આ એક મર્મવાક્યે યુવાન પ્રફુલચંદ્રને જગાડી દીધા. તેઓ એક સ્વતંત્ર સંસ્થા ઊભી કરવાના વિચારો કરવા લાગ્યા. રાતદિવસ એમના દિલમાં રસાયણિક કારખાનું ખોલવાનાં સ્વપ્ન આવવાં લાગ્યાં. લીધું કામ પાર પાડવા માટે જે પરમ પુરુષાર્થ જોઈએ તે પ્રફુલબાબુમાં પ્રથમથી જ હતો. તેમણે અડગપણે એ વિચારને મૂર્ત કરવા તૈયારીઓ માંડી. પરંતુ મુશ્કેલીઓના પહાડ સામે આવીને ઊભા થતા જતા હતા. હિમગિરિનાં શિખરોની પેઠે એક ઓળંગે ત્યાં બીજું સામે આવીને ખડું થતું. પ્રફુલચંદ્ર એને ઓળંગતા આગળ વધ્યા. એ વખતે તેઓ પ્રેસીડેન્સી કૉલેજમાં વિજ્ઞાનના સહાધ્યાપક તરીકે કામ કરતા હતા અને મહિને ફક્ત ૨૫૦) રૂપિયા તેમને મળતા હતા. પોતે અત્યંત સાદાઈથી રહેતા છતાં પિતાનું જૂનું કરજ ચૂકવવામાં મોટી રકમ વપરાઈ જતી હતી. એમાંથી આવા મોટા ઉદ્યોગ માટે જોઈતી મૂડી બચાવી શકાય તેમ ન હતું. અને પાંચપચીસ બચતા તે ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવામાં ખરચાઈ જતા.

આવી કપરી મુશ્કેલીમાં પણ તેમણે જૂજ મૂડીથી ‘બંગાલ કેમિકલ વર્ક્સ’ની સ્થાપના કરી. લોકોમાં સ્વદેશી વસ્તુ ઉપરનો પ્રેમ હજી જન્મ્યો ન હતો. પરદેશી વસ્તુ ઉપરનો મોહ અતિશય હતો. દેશી વસ્તુનું નામ પડતાં ઘરાકના નાકનું ટેરવું મરડાતું. સ્વદેશીની ભાવના કેળવવાનું કામ પણ પ્રફુલ્લબાબુને જ કરવાનું હતું. એક બાજુ કૉલેજના વર્ગો લેવા, પ્રયોગશાળામાં વિજ્ઞાનની શોધખોળનું એકાન્તિક કાર્ય કરવું અને બચે તે સમય આ નવા કારખાનાને પગભર કરવામાં આપવો. આ કાર્યક્રમ વરસો સુધી એકધારો ચાલ્યા કર્યો. વહેલા પરોઢિયે ઊઠે ત્યારથી તે મોડી રાતે સૂએ ત્યાં સુધી ઉપર ગણાવેલા ત્રિવિધ કાર્યક્રમમાં પ્રફુલચંદ્ર રોય પરોવાયલા રહેતા. તેમણે પોતાના શરીરની દરકાર ન કરી. ન જોઈ રાત, ન જોયો દિવસ. સતત એકોપાસના ચાલુ રાખી. એમના બે પ્રખર સાથીઓ અમૃલ્યચરણ બોઝ અને રાજશેખર બાહાદુરી પણ કારખાનાને વિકસાવવામાં તનમનધનથી અર્પિત થઈ ચૂક્યા. અને એમાંના એક મિ. બોઝે તો એ જ કાર્યમાં પોતાનું બલિદાન આપ્યું. એક રાસાયણિક ક્રિયા કરતાં અકસ્માત થવાથી તેમનું અકાળ અવસાન થયું. ધીમે ધીમે કારખાનાની પ્રગતિ થતી ચાલી. આજે તો બેંગાલ કેમિકલ વર્કસનું નામ સારા યે હિંદમાં જાણીતું છે. ત્યાંની દવાઓ અને રસાયણો શાસ્ત્રશુદ્ધ અને અકસીર પુરવાર થયાં છે. એની સમૃદ્ધિનો ખ્યાલ કરવા માટે એક જ દાખલો બસ થશે. એના મેનેજરને ત્રણ હજાર રૂપિયાનો માસિક

પગાર મળે છે. અને સંપૂર્ણપણે સ્વદેશી એવું આખા હિંદુસ્તાનમાં આટલું મોટું બીજું કારખાનું નથી. તેનું કારણ તેના સ્થાપકની વૈજ્ઞાનિક બુદ્ધિ, યોજનાશક્તિ, ત્યાગભાવના અને સ્વદેશપ્રીતિ છે. ઇ. સ. ૧૯૦૨માં આ કારખાનું બે લાખની મૂડીથી લીમીટેડ કરવામાં આવ્યું હતું. તે જ અરસામાં સરકારનું ધ્યાન ખેંચાયાથી પ્રો૦ પ્રફુલ્લચંદ્ર રોયને રસાયણશાળાઓ અને રાસાયણિક ઉદ્યોગો જોવા માટે ઈંગ્લાંડ મોકલ્યા. ત્યાંથી પાછા ફરીને પ્રો૦ પ્રફુલ્લચંદ્ર રોયે કારખાનાને તથા પ્રયોગશાળાને સારી રીતે વિકસાવ્યાં.

'બેંગાલ કેમિકલ વર્ક્સ'થી તેઓ હિંદુસ્તાનમાં જાણીતા થયા પણ તેમનું મુખ્ય કાર્ય તો રસાયણશાસ્ત્રની શોધ અને તેની ઉપરના પ્રયોગોનું રહ્યાનું હતું. જે કાર્ય પાછળ તેમણે ભેખ લીધો હતો એમ કહી શકાય. અને એમની વૈજ્ઞાનિક શોધોથી તેઓ જગપ્રસિદ્ધ બન્યા. એમણે શોધો તો લગભગ પોણોસો જેટલી કરી છે તેમાં 'મર્ક્યુરસ નાઈટ્રેટ'ની શોધથી તેમણે વૈજ્ઞાનિક પ્રયોગવીર તરીકે દુનિયા આખીમાં નામના મેળવી. જગતભરનાં વર્તમાનપત્રો અને માસિકોમાં તેનાં મુક્તકંઠે વખાણ થયાં. તેમણે 'હિંદુ રસાયણશાસ્ત્રનો ઇતિહાસ' લખીને એક અગત્યનું કાર્ય કર્યું. વિજ્ઞાન એ તો માત્ર પશ્ચિમના ઈજારાની વસ્તુ મનાતી એ જમાનામાં આ સંશોધનપૂર્ણ ગ્રંથે હિંદુસ્તાનની પ્રતિષ્ઠામાં સારી પેઠે વધારો કર્યો હતો. બે ભાગમાં આ પુસ્તક બહાર પાડેલું છે. ફ્રેંચ રસાયણશાસ્ત્રી મો૦ બેથલોટે તેની ખૂબ પ્રશંસા કરીને વિજ્ઞાનના ક્ષેત્રમાં નવવિચારના પ્રેરક પુસ્તક તરીકે એને જાહેર કર્યું.

પણ આચાર્ય પ્રફુલ્લચંદ્ર રોય એ માત્ર વૈજ્ઞાનિક કે ઉદ્યોગવીર નહોતા. તેઓ સ્વદેશપ્રેમી અને માનવહિતરત ત્યાગી ઋષિ હતા. લોકમાન્ય તિલકને તેમની વિદ્વતા માટે દેશવિદેશના પ્રખર વિદ્વાનોએ ભવ્ય અંજલિઓ આપી હતી. પુનામાં એકવાર તેમણે આર્યિયન સંસ્કૃતિ ઉપર વ્યાખ્યાન આપેલું તે સભાના પ્રમુખે વ્યાખ્યાન પૂરું થતાં કહ્યું, 'મિ. તિલક, તમે રાજકારણના કોલાહલમાં તમારી આ અદ્ભુત શક્તિને વેડફી નાંખો છો. તમે જો આ દિશામાં જ સર્વ શક્તિ વાપરો તો ત્રિખંડપંડિત થઈ શકો.' તેના જવાબમાં તિલક મહારાજે કહેલું કે 'હિંદને અત્યારે પંડિતોની જરૂર નથી પણ સ્વરાજસેવકોની જરૂર છે. સ્વરાજ પ્રાપ્ત થતાં તો અનેક પંડિતો પાકશે'.

આવો જ પ્રસંગ ડા૦ રોયના જીવનમાં પણ બન્યો હતો. તેમની રસાયણની સંશોધનપ્રવૃત્તિ બીજા કાર્યોને લઈને ખોળંભે પડતી તે તેમના પ્રશંસકોને ગમતું ન હતું. તેથી એક સ્નેહીએ પ્રેમાગ્રહપૂર્વક આચાર્યશ્રીને વિનતિ કરી કે 'તમે જો તમારો તમામ વખત રસાયણની શોધમાં અને ઉદ્યોગવિકાસમાં જ ગાળો તો જગતને અવનવી શોધોની ભેટ કરી શકો' તેના જવાબમાં ડા૦ રોયે કહેલું કે 'શોધખોળનું કામ થોડો વખત ખોળંભે પડશે તો ચાલશે, ઉદ્યોગવિકાસમાં પણ થોડીઘણી ઢીલ ચાલી શકશે પણ સ્વરાજને એક ક્ષણનો પણ વિલંબ પોસાય તેમ નથી.'

આચાર્ય પ્રફુલ્લચંદ્ર રોયની સ્વદેશી ભાવના, ખાદીપ્રેમ, અસ્પૃશ્યતાનિવારણ, સમાજસુધારાનાં કાર્યો એક પ્રખર દેશભક્તને છાજે તેવાં હતાં. બંગાળમાં સ્વદેશપ્રીતિ અને સમાજસુધારામાં તેઓ અજોડ હતા.

ખુલના જિલ્લામાં પડેલા કારમા દુષ્કાળ વખતે તેઓ દુષ્કાળનિવારણકાર્ય માટે નીકળી પડયા હતા. પોતાની પાસેની સર્વ સંપત્તિ તેમણે દુષ્કાળનિવારણના કાર્યમાં અર્પણ કરી અને પછી ધનિકોને દુષ્કાળપીડિતોની મદદે આવવા હાકલ કરી. તેના જવાબમાં ત્રણેક લાખ રૂપિયા તેમની ઝોળીમાં આવી પડ્યા. એટલી રકમને કુશળતાપૂર્વક વહેંચીને તેમણે દુષ્કાળપીડિતોને રાહત આપી. ૧૯૨૨માં પડેલા દક્ષિણ બંગાળના દુષ્કાળ વેળાએ તેમણે જે ચરતકાર્ય કરેલું તે વિષે એક પરદેશી પત્રકારે લખેલી નોંધ પરથી આપણને તેમના કાર્યનો ખ્યાલ આવશે. 'માન્ચેસ્ટર ગાર્ડિયન'ના પ્રતિનિધિએ લખ્યું હતું. 'પ્રો. પ્રફુલ્લચંદ્ર રોયે દુષ્કાળનિવારણ માટે પોતાના દેશબાંધવોને હાકલ કરી તેનો સુંદર જવાબ મળ્યો. એક માસમાં બંગવાસીઓએ ત્રણેક લાખની રકમ તેમને ચરણે ધરી દીધી. શ્રીમંત સ્ત્રીઓનાં આભૂષણો અને સામાન્ય વર્ગની બહેનોનાં જૂનાં કપડાંલત્તાંની ગાંસડીઓ તેમની પાસે આવી પહોંચી. મેલેરિયાથી ઘેરાયલા મુલકમાં દુષ્કાળસંકટનો સામનો કરવા પ્રો. રોયની ચદદમાં હજારો યુવાનો આવી પહોંચ્યા. યુવાનોની આ ફોજ પરદેશી સત્તાધીશોની બેદરકારીનો જવાબ

રૂપે ઊતરી આવી હતી એમ કહેવા કરતાં વધારે સાચું તો એ છે કે પ્રો. પી. સી. રૅાયના ભવ્ય વ્યક્તિત્વથી આકર્ષાઈને તેઓ આવ્યા હતા. આચાર્ય રૅાય જેવા સ્વભાવસિદ્ધ શિક્ષક છે તેવા જ તેઓ ઉત્તમ વ્યવસ્થાપક છે. એક યુરોપિયને એકવાર કહેલું કે 'જો મિ. ગાંધી બીજા બે વધુ પ્રફુલ્લચંદ્ર પેદા કરી શકે તો એકાદ વર્ષમાં જ સ્વરાજ મળી જાય.'

ડૉ. રૅાયના રસાયણશાસ્ત્ર ઉપરના મહાગ્રંથ ઉપરાંત બીજાં અનેક પુસ્તકો તેમણે વિજ્ઞાન ઉપર લખેલાં છે. 'બંગાળી રસાયણશાસ્ત્રનાં જીવન અને કવન' નામનું પોતાનું આત્મવૃત્તાંત તેઓશ્રીએ લખેલું છે.

૧૯૧૧માં તેમને સરકારે સી. આઈ. ઈ.નો ખિતાબ એનાયત કર્યો હતો અને ૧૯૧૮માં મહાયુદ્ધની પૂર્ણાહુતિ પછી 'નાઈટહૂડ'નો ઇલ્કાબ આપ્યો હતો.

અઠ્ઠાવીસ વર્ષ પર્યંત સતત એકનિષ્ઠપણે સેંકડો વિદ્યાર્થીઓને સૃષ્ટિવિજ્ઞાન અને જીવનવિજ્ઞાનના અમૂલા પાઠ ભણાવી તેઓ ૧૯૧૬માં નિવૃત્ત થયા. પ્રેસીડેન્સી કૉલેજના અધ્યાપક કાળમાં તેમણે પોતાનું જ્ઞાનામૃત શિષ્યોને પાયા કર્યું. કૉલેજમાંથી નિવૃત્તિ લીધી પણ જેમણે વિજ્ઞાનની સેવામાં જ જીવનનો આનંદ અને સંતોષ માન્યો હતો, માનવહિતાર્થે જ જેમનું સમગ્ર જીવન સમર્પિત થયેલું હતું તેમને પ્રમાદી આરામ કેમ ગમે? કૉલેજમાંથી નિવૃત્ત થઈને તરત જ તેમણે સાયન્સ કૉલેજની પ્રયોગશાળામાં ડિરેક્ટર તરીકે કામ શરૂ કર્યું. ઈ. સ. ૧૯૩૬ સુધી તેમણે એ કાર્ય ચાલુ રાખ્યું. વૃદ્ધાવસ્થા અને સતત કર્તવ્યશીલતાને લીધે શરીરે કામ કરવાની સાવ ના પાડી ત્યારે જ તેઓ કામ કરતા અટક્યા. એ વરસોનો બધો પગાર તેમણે પ્રયોગશાળાનાં કિંમતી સાધનો વસાવવામાં તથા વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ આપવામાં ખર્ચી નાંખ્યો હતો.

કૉલેજનો એક ઓરડો એ જ એમનું ઘર હતું. પોતાના જીવનમાં આટલી વિરલ સિદ્ધિઓ પ્રાપ્ત કર્યા છતાં આટલી સાદાઈ અને નમ્રતા જવલ્લેજ જોવામાં આવે છે. જીવનના છેલ્લા દિવસો તેમણે પોતાના પ્રિય શિષ્યો વચ્ચે શાંતિપૂર્વક પસાર કર્યા હતા. આખરે તા. ૧૬મી જૂને, જે દિવસે દેશબંધુ ચિત્તરંજન દાસે જીવનલીલા સંકેલી હતી તે જ દિવસે આચાર્ય પ્રફુલ્લચંદ્ર રૅાયે ૮૩ વર્ષે પોતાનો દેહ મૂક્યો. ભારત-

વર્ષ જે જીવનથી આજે પણ ધન્ય બન્યો છે એવું ધન્ય જીવન જીવી એ મહર્ષિ પોતાના અનેક શિષ્યોની હૃદયભોમમાં જ્ઞાનગંગા વહાવીને પોતે ચૈતન્યના અનંત આકાશમાં વિલીન બન્યા.

રામકૃષ્ણ પરમ હંસનો સંયમ, ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરની વિદ્વત્તા, જગદીશચંદ્ર બોઝની શોધકબુદ્ધિ, દેશબંધુનો ત્યાગ, અરવિંદ ઘોષની તત્ત્વદૃષ્ટિ, કવિવર રવીન્દ્રનાથનો સાહિત્યપ્રેમ, એ સર્વ સદ્‌ગુણોના સંમિશ્રણ જેવા આચાર્ય પ્રફુલ્લચંદ્ર રોય આપણી વચ્ચેથી ચાલ્યા ગયા છે પરંતુ તેઓ આર્યોનો પ્રાચીન ઋષિનો વારસો આપણે માટે મૂકતા ગયા છે. આપણે તેને લાયક બનીને જ એ મહાન આત્માનું તર્પણ કરી શકીએ.

**देवो भूत्वा देवं यजेत् ।**

અમને બધાયને મૂંગા કરી દેતી રસિક અને વિચારયુક્ત

# મથુરપ્રસાદની વાતો

લેખક
મુનિકુમાર મ. ભટ્ટ

અમારી ચર્ચા જોશભેર ચાલતી હતી પણ અમે સામે જોયું કે મથુરપ્રસાદનું ધ્યાન તે તરફ નહોતું. તેનું ધ્યાન તો અમારા દરબારી ઉતારાની બારી બહાર રસ્તા ઉપર એક હબસી હાથમાં તૂંબડાવાળું તંતુવાદ્ય લઈ નાળિયેરના ભાંગેલા કાચલા સાથે સોટીનો ટુકડો જડી તે વગાડતાં વગાડતાં જે ગાતો હતો તે તરફ કેન્દ્રસ્થ થયું હતું.

ચર્ચા બંધ પડી અને અમારું ધ્યાન પણ મથુરપ્રસાદ શું જોતા હતા તે જોવામાં ગયું. ચર્ચાનો શોર બંધ થતાં સીદી જે ગાઈ રહ્યો હતો તેના પણ અસ્ફુટ સ્વરો સ્ફુટ થયા:—

" દેખો યારો કિતના ઝમાના બદલ ગયા,
રૂપિયે કી નોટ દેખ દોઆના બદલ ગયા."

'વાત બરાબર છે અને નથી.' મથુરપ્રસાદે અમારા તરફ ફરીને કહ્યું. 'અને તે વાતના સમર્થનમાં મને અહીંની જ એક વાત યાદ આવે છે. વાત છેક જૂની નથી.'

અમને લાગ્યું કે મથુરપ્રસાદનાં વાક્યો પાછળ કોઈ વાર્તા છુપાઈ છે. અને તે વાર્તા કહેવે ચડે એટલે અમે સહુ મૂંગા રહેતા, તે જ પ્રમાણે આ વખતે પણ બન્યું એટલે આસપાસ નજર કરી મથુરપ્રસાદે શરૂ કર્યું:—

વાત આ રાજ્યના હાલના મહારાજા સાહેબ ગાદીએ બિરાજ્યા તે વખતની છે. તે વખતે એક દિવસ, હાલ જમાનો ઘણો બદલાઈ ગયો છે, પહેલાં જેવું હવે કાંઈ છે જ નહીં અને નવા જમાનાને અનુરૂપ વર્તન હવે બધાએ રાખતા થવું જોઈએ, એમ એક પક્ષ કહેતો હતો. બીજો પક્ષ એમ કહેતો હતો કે માણસો હજી પહેલાંના જેવાં જ છે અને જૂની ઢબને વળગી રહેવું જોઈએ. પણ વાતનો નિર્ણય એટલા કારણસર થતો નહોતો કે વાતચિત કરનાર કોઈએ જૂનો જમાનો જોઈને નવો જમાનો અનુભવ્યો ન હતો. છેવટ એક ગૃહસ્થે એવી સૂચના કરી કે ગામના ખૂબ વયોવૃદ્ધ અને કાબેલ માણસને બોલાવી તેની પાસેથી આ સવાલનો ઉત્તર લેવો.

'પણ એવો માણસ કોઈ છે!' રાજાએ પૂછ્યું.

'હા જી.' વજીરે કહ્યું, 'અહીંના નગરશેઠની ઉમર એંસી વરસ ઉપરાંતની થઈ છે અને તે વૃદ્ધ તેમ જ બાહોશ છે. હજી કારભાર સંભાળે છે અને લોકો તેમની સલાહ લે છે.'

તે ઉપરથી નગરશેઠને બોલાવવા પાલખી મોકલવામાં આવી અને તેમાં બેસી ઝીણી પણ તેજસ્વી આંખોવાળા, કેડેથી સહેજ નમેલ શ્વેત વસ્ત્રધારી પુરુષ મંદ કદમે પોતાના અનુભવ અને ઉમ્મરનો ભાર પાતળી પણ નેતરની મજબૂત લાકડી ઉપર ટેકાવતા અંદર દાખલ થયા, અને તાઝીમતવાઝા થયા બાદ તેણે એકત્ર થયેલ યુવકવૃન્દ ઉપર સમભાવભરી નજર નાખી, મહારાજા તરફ કુશલભરી નજર નાખી. અને મહારાજાએ તેને તેનો તે જ પ્રશ્ન પૂછ્યો.

જમાનો ફરે છે કે કેમ તેની તો મને ખબર ન પડે પણ અત્યારે મને મારો જ એક અનુભવ યાદ આવે છે તે કહેવાની મરજી થાય છે. આજથી સાઠેક વરસ ઉપર આપના દાદા જ્યારે ગાદી ઉપર હતા ત્યારે આ શહેર આટલું વિશાળ નહોતું. નદી ઉપર પૂલો બંધાયા નહોતા. નદીને સામે પાર બે ત્રણ શેઠિયાનાં મકાનો હતાં, અને હું એક ગરીબ નિરાધાર માબાપ વિહોણો વાણિયો હતો. નદીને કિનારે એક જર્જરિત નાની ઓરડી અને નાની પરસાળવાળું મકાન હતું. તેમાં મારી દુકાન હતી. હું દિવસના બેચાર આના કમાતો અને તેમાંથી જે મળે તે ખાઈ લઈ મારો નિર્વાહ કરતો. ઘણાખરા લગ્નસંબંધો ગામમાં ને ગામમાં જ થતા અને દીકરી દિવસભર પિયર રહીને રાતે સાસરે જતી. તે વખતનાં શરીર આજ કરતાં કંઈક વધારે તંદુરસ્ત અને કદાવર પણ ખરાં. બહેનો

દીકરીઓ પોતે જ નદીએ અને કૂવાકાંઠે પાણી ભરવા જતી અને એમાંથી તેમ જ મંદિરે જવામાં, પિયર કે સાસરે જવામાં ચાલીને જ જવાનું હોઈ તેમને જોઈતી કસરત મળી રહેતી. તે વખતમાં નગરશેઠ કપૂરચંદ શેઠ હતા અને તેમનાં દીકરી નિર્મલા ગામમાં ઘણાં ખૂબસૂરત ગણાતાં. હું જે વખતની વાત કરું છું તે વખતે તેનાં તરતનાં જ લગ્ન થયાં હતાં અને કપૂરચંદ શેઠ પોતાનું નદીના સામા પારનું એક મકાન પોતાના જમાઈને રહેવા આપ્યું હતું ત્યાં તેઓ રહેતાં.

મારી દુકાન ટેકરા ઉપર આવેલી હતી પણ નદીની લગોલગ હતી. અને કોઈ ઘરાક આવે કે ન આવે તો પણ હું છેક સમી સાંઝ સુધી તે ખુલ્લી રાખતો. એક વખત ચોમાસામાં, દુકાન વધારી મંદિરે દર્શન કરી હું પાછો ફરતો હતો. વાદળાંનો ઘટાટોપ ઘેરો અંધાર્યો હતો. થોડા છાંટા પડતા હતા અને થોડી જ વારમાં મુશળધાર વરસાદ પડશે એમ લાગતું હતું. મેં પાછા ફરતાં નદીની ઉપરવાસ નજર કરી તો મદોન્મત્ત હાથીઓ ગાંડા થઈ છૂટ્યા હોય તેવું પૂર ધસી આવતું જોયું. મારી દુકાન તો, મેં કહ્યું તેમ ઊંચાણ ઉપર હતી તેથી તેને અડચણ થાય તેમ નહોતું પણ કોઈ રાહદારી જો નદી ઓળંગતું હોય તો તેને આ પૂર જરૂર તાણી જાય અને મોટા તરવૈયાની પણ કારી ફાવે નહીં તે દેખીતું હતું. એટલે દોડીને મેં નદી ઉપર કોઈ જતું હોય તો તેને ચેતાવવાનો વિચાર કર્યો. અને ખરેખર નદી ઊતરતો એક ઓળો મારી નજરે પડ્યો. મેં બૂમ પાડી: એ જવાન ઊભો રહે, ઊભો રહે, પણ તેણે કાંઈ સાંભળ્યું હોય એમ લાગ્યું નહીં. વળી મને એ અંધારામાં પણ તેણે પગથી માથા સુધી ઓઢ્યું હોય એટલું સાફ દેખાયું કેમકે તેના હાથપગ કાંઈ દેખાતું નહોતું. વધારે વિચાર કરવાનો વખત નહોતો એટલે એ વટેમાર્ગુનો હાથ પકડી દોડીને મારી દુકાન ઉપર તેને લઈ જાઉં તો જ તે ઊગરે તેમ હતું. અને બીજી બાજુ પૂર ધસ્યું આવતું હતું. વખતે તે માણસ બહેરો હોય તો મારો સાદ ન પે સાંભળે અને બહેરો ન હોય તોપણ ચોમાસાના બીજા અવાજમાં મારો અવાજ ન સંભળાય તે બનવા જેવું હતું. એટલે બીજો વિચાર કરવા રોકાવાને બદલે મેં દોટ મૂકી; ત્યાં જનારનો હાથ પકડ્યો અને તેને ખેંચીને મારી દુકાન ઉપર લઈ ગયો. અને હજી તો

અમે દુકાન માંડ ચઢ્યા ત્યાં તો ઘુઘવાટ કરતું પાણી ચારે તરફ ફરી વળ્યું અને મારી દુકાન પણ એક બેટ જેવી બની ગઈ, અંધારું પુષ્કળ હતું. જ્યારે હું એ અજાણ્યા મુસાફરને ખેંચી લઈ જતો હતો ત્યારે તેના કોમળ હાથ ઉપરથી તે ખાનદાનનું ફરજંદ હશે એમ મને લાગેલું, વળી મેં તેનો હાથ ઝાલ્યો ત્યારે તે ચમક્યો એમ પણ મેં ધાર્યું અને છેવટ તેને મારી પાછળ ઘસડાવું પડતું હતું એમ પણ મને લાગ્યું હતું એટલે મેં ઓરડી ઉઘાડી કોડિયું પેટાવ્યું અને તેના પ્રકાશમાં જોયું તો હું જેને ઘસડી દુકાને લાવ્યો હતો તે કોઈ સત્તરઅઢાર વરસની યુવતી હતી. તેણે ઘણાં કીમતી વસ્ત્રો પહેર્યાં હતાં, તેમ જ ઘરેણાં પણ સારાં અને ઘણાં પહેર્યાં હતાં. તે અચાનક પૂરના ઝપાટાથી હોય કે વરસાદ તૂટી પડવાથી હોય કે પછી અચાનક ઊગરી જવાથી હોય પણ શૂન્ય અને દિગ્મૂઢ બની ગઈ હતી. મને પણ થોડી વાર તો કાંઈ સૂઝ પડી નહીં અને અમે બન્ને એ નાની પરસાળમાં વરસાદના શીકરોથી ભીંજાતાં અને પવનના ઝપાટા ખાતાં દંડવત્ ઊભાં રહ્યાં. મને જોઈને પહેલાં તો શું કરવું તે ન સૂઝવાથી તે જરા હસી અને પછી આસપાસની સ્થિતિ જોઈ તે ભયભીત બની ગઈ. તેટલા વખતમાં મેં પણ સ્વસ્થતા મેળવી લીધી હતી. મેં કહ્યું, "બહેન, પ્રભુનો પાડ માન કે તું બચી ગઈ, તારું ઘર ક્યાં આવ્યું છે તે કહે એટલે તને ત્યાં પહોંચાડું."

તેણે કહ્યું, "મારું નામ નિર્મલા, આ ગામના કપૂરચંદ નગરશેઠ મારા બાપ થાય. આજ મારે સાસરે ઉત્સવ છે એટલે મારે ત્યાં જવું હતું પણ હવે ત્યાં તો જવાય તેમ લાગતું નથી, હવે તો ઘેર જવાય તો સારું."

તે વખતે વરસાદ ખૂબ જોરમાં પડતો હતો. રસ્તાઓ બધા પાણીથી તરબોળ થઈ ગયા હતા અને મોંઘાં કપડાંઘરેણાં સાથે તેમાંથી જવામાં મને જોખમ લાગ્યું. મેં કહ્યું, "બહેન, હવે તારે ઘેર જવાય તેમ લાગતું નથી. બધે ગોઠણપૂર પાણી ચઢી ગયાં છે, હવે તો તું રાતની રાત અહીં જ રહી જા. આ ઓરડામાં ખાટલો છે તેની ઉપર સૂઈ રહે અને હું બહાર ઓશરીમાં પડ્યો રહીશ. સવાર થતાં હું તને તારે ઘેર મૂકી આવીશ." નિર્મલાને પણ તેમ કર્યા સિવાય બીજો ઉપાય જડ્યો નહીં. તે ત્યાં જ રોકાઈ

ગઈ. બીજે દિવસે સવારે ઉઘાડ થયો હતો. મારી આગલા દિવસની કમાણીના ચાર આના મારી પાસે હતા તે મેં તેને બ્હેન કરીને કાપડામાં આપ્યા અને તેને ઘેર મૂકી આવ્યો.

નગરશેઠને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેણે મને બોલાવ્યો અને નોકર રાખ્યો. પછી મને ક્રમે ક્રમે વધારતા ગયા. તેમણે જ મને પરણાવ્યો. પછી મને તેમની પેઢીમાં ભાગ કરી આપ્યો અને આજે મારે ત્યાં દીકરા, દીકરીઓ અને છોકરાંનાં છોકરાં છે અને પાંચ પૈસે સુખી છું.

જે વાત મેં હમણાં કરી તે તો મારી જિંદગીનો સૌથી સાદામાં સાદો બનાવ છે. આજે મારી જે સ્થિતિ છે તે આ બનાવ ન બન્યો હોત તો ન હોત એવું પણ કંઈ નથી છતાં આ વાત કોઈ કોઈ વાર મને યાદ આવે તે.

ચાળીશેક વરસ પહેલાં જ્યારે મને એ વાત યાદ આવેલી ત્યારે મને એમ થયેલું કે મેં ઘરના ચાર આના આપ્યા અને બદલામાં કાંઈ લીધું નહી તેને બદલે તે ઘરેણામાંથી એકબે લીધાં હોત તો સારું હતું.

વીસેક વરસ પહેલાં ફરી એ વાત યાદ આવી ત્યારે લાગ્યું કે જ્યારે મેં શેઠની દીકરીનો જીવ બચાવ્યો હતો ત્યારે શેઠ પાસેથી મેં નોકરી ઉપરાંત વધારે બક્ષેસની માગણી કરી હોત તો ઠીક હતું.

આજે જ્યારે માથે પળિયાં આવ્યાં છે અને શરીર જર્જરિત થયું છે ત્યારે મને એ વિચાર આવે છે કે હું તે વખતે બીસબાવીસ વરસનો તંદુરસ્ત યુવાન હતો, તે સોળસત્તર વરસની મુગ્ધા હતી. મારી દુકાન નિર્જન સ્થાનમાં હતી અને કોઈ એકાન્તનો ભંગ કરે તેમ નહોતું. વળી તે એક તો આબરૂના ભયે કાંઈ બોલી શકે તેમ ન હોતું, વળી તે સ્વરૂપવાન હતી તોપણ મને તેનો સ્પર્શ સુદ્ધાં કરવાની મરજી કેમ ન થઈ!'

એમ કહી એ વૃદ્ધ શેઠે કપાળે થયેલો પરસેવો લૂછ્યો અને બોલ્યા, 'આ ખરી હકીકત છે, હવે તે ઉપરથી તમે વિચારો કે જમાનો ફરે છે કે નહી!'

વાર્તાના રસમાંથી મુક્ત થઈ અમે રસ્તા ઉપર જેયું તો સીદી ચાલ્યો ગયો હતો અને ખલ્વાટના માથા જેવો રસ્તો સાફ ચકચકતો હતો.

## તંબૂમાં દ્રૌપદીના પાંચે બાળપુત્રો હણાયેલા પડ્યા હતાં

**દ્રૌપદી પૂછતાં હતાં: ‘આવો ઘોર અનાચાર, કોણ આવીને કરી ગયું?’**

# જય

લેખક
પારાશર્ય

ઘોર સંહાર પછી મહાભારતનું યુદ્ધ અઢાર દિવસને અન્તે પૂરું થયું હતું. આખરી વિજયનો આત્મસંતોષ લઈ વિજયી પાંડવો યુદ્ધના અસહ્ય થાકથી અચેત થઈને પોતાની છાવણીમાં ગાઢી ઊંઘમાં નિશ્ચિંતપણે સૂઈ ગયા હતા. દ્વારપાળો પણ નિર્ભય થઈ ઝંપી ગયા હતા, કોઈ જાગતું ન હતું. છાવણીમાં સ્તબ્ધતા સમી નીરવતા ફેલાઈ રહી હતી. અંધકારમાં દૂરથી રણમેદાન તરફથી શિયાળની અવારનવાર લાળો સંભળાતી હતી. રહી રહીને તેની સાથે ઠંડો પવન ફૂંકાતો હતો. અંધારી ઘોર રાત્રિ ધીમે ધીમે વધતી હતી.

યુદ્ધમાં જેમ જેમ યોદ્ધાઓ મરતા જતા હતા તેમ તેમ છાવણીમાં તેના તંબૂઓ ખાલી પડતા જતા હતા. પાંડવોની છાવણી આજ ખૂબ જ ખાલી થઈ ગઈ હતી. વચમાં કોઈ તંબૂમાં યોદ્ધાઓ સૂતા હતા. એવી નિર્જન સમી છાવણીમાં યુધિષ્ઠિરના તંબૂ પર થઈ બોલતું બોલતું ઘૂવડ ઊડી ગયું. ફરી સ્તબ્ધતા છવાઈ ગઈ. ને તુર્ત આજુબાજુના તંબૂમાંથી તીવ્ર કોલાહલ આવવા લાગ્યા. અત્યંત કોલાહલ અને તીવ્ર ચીસો છતાં મૂર્છાની ઉપમા આપી શકાય એવી ગાઢી ઊંઘમાંથી પાંડવસૈનિકો જાગી શકતા ન હતા. ન સહન થતું હોય તેવા પરિશ્રમે યુધિષ્ઠિરે પડખું ફેરવ્યું. ફરી ભયંકર ચીસ છાવણીમાં ચોમેર થવા લાગી અને એકાએક યુધિષ્ઠિર શૈયામાંથી સફાળા બેઠા થઈ ગયા. અને ચીસોને સાંભળતા ભયંકરતાના ખ્યાલે અસાવધ, એકદમ તંબૂની બહાર ધસ્યા. ‘કોણ?... આ શું!...અર્જુન...’ કહેતા યુધિષ્ઠિર જે બાજુથી તીવ્ર ચીસો આવતી હતી તે તરફ અંધારામાં ઠોકર ખાતા દોડવા લાગ્યા.

અને તુરત તેની પાછળના તંબૂમાંથી અર્જુન અને કૃષ્ણ હાથમાં શસ્ત્ર તથા મશાલ લઈને ઉતાવળે ધસ્યા. મશાલના પ્રકાશમાં એ બન્નેનાં ભરઊંઘમાંથી જાગેલાં મુખ પર સખતાઈ અને સાવધતાનાં ચિહ્નો તરી આવતાં હતાં. એમના પગ એટલા જ સ્વસ્થ વેગથી ઊપડતા હતા.

× × ×

સ્ત્રીઓ અને સેવકગણમાં ભયંકર રોકકળ થઈ રહી હતી. થોડા દ્વારપાળો મશાલ જગવી જડ જેવા ઊભા થઈ ગયા હતા. નીચે જમીન પર પાંડવસૈનિકોનાં શબ પડ્યાં હતાં. લોહીથી ખરડાયેલી જમીન પર ઊભા રહેવા માટે માર્ગ શોધવો પડે તેમ શબો પડ્યાં હતાં. સામેના તંબૂના દ્વારમાં ધૃષ્ટદ્યુમ્ન નિર્જીવ પડ્યો હતો. વચમાં દ્રૌપદીનાં પાંચે બાળપુત્રો હણાયેલા પડ્યા હતા અને એ મૃતપુત્રોની પાસે તેમનાં જનેતા દ્રૌપદી મૂર્છામાં પડ્યાં હતાં. પાસે કોઈ પાંડવ ન હતા. યુધિષ્ઠિરને ખબર આપવા ગયેલો ધૃષ્ટદ્યુમ્નનો સારથી હજુ પાછો આવ્યો ન હતો. એક પરિજન દ્રૌપદીના શિર પાસે બેસી મુખ પર પાણી છાંટતો હતો.

મૂર્છામાંથી જાગૃત થતાં પંચાળીએ કરુણ કારમી ચીસ નાખી. એ ચીસની તીવ્રતામાં બધી રોકકળ અને કોલાહલ દબાઈ ગયાં. સર્વ નિશ્ચેષ્ટ નેત્ર દ્રૌપદી તરફ જોઈ રહ્યાં.

દ્રૌપદી પુત્રનું શિર ખોળામાં લઈ તેના તરફ જોઈ રહ્યાં. તેનાં નેત્રો વ્યગ્ર બનતાં જતાં હતાં. ગળું જકડાઈ જતું હતું. મહાપ્રયત્ન કરી તેણે આસપાસ નજર કરી પૂછ્યું: ‘આવો ઘોર અત્યાચાર કોણ કરી ગયું? આ અનાર્ય કર્મ કોણ કરી ગયું?... કોઈ તો બોલો.’

ઉત્તરમાં કોઈની જીભ ઊપડતી ન હતી. મહાપ્રયત્ને એક દ્વારપાળે પાસે જઈ નમીને કહ્યું. ‘મહારાણી! અશ્વત્થામાએ આ સર્વ કર્યું છે.’

‘અશ્વત્થામાએ!... ગુરુપુત્રે!... સૂતેલા પર... અરે! આટલા પાંડવયોદ્ધામાંથી શું કોઈ આમની વહારે ન ધાઈ શક્યું? આનો મામો ધૃષ્ટદ્યુમ્ન પણ શું તંબૂમાંથી બહાર ન નીકળ્યો? ઓ ધૃષ્ટદ્યુમ્ન?’ દ્રૌપદીએ પોતાના ભાઈને ઊંચે સ્વરે સાદ કર્યો.

ધૃષ્ટદ્યુમ્નના તંબૂમાંથી ઉત્તર ન આવ્યો. દ્રૌપદીની

આવા વિવાદમાં યુધિષ્ઠિરનું મન ખેંચાતું જતું હતું ત્યાં પ્રતિહારીએ આવી ખબર આપ્યા:

'મહારાજ, અશ્વત્થામાને લઈને અર્જુન તથા કૃષ્ણ અને ભીમ આવે છે.'

'આવી ગયા? એમને આવવા દો?' યુધિષ્ઠિરે કહ્યું.

પ્રતિહારી ગયો કે તુર્ત કૃષ્ણ, ભીમ, અર્જુન અને અશ્વત્થામા આવ્યા. અર્જુને આવી પ્રથમ પ્રણામ કર્યા. પછી ભીમે પ્રણામ કર્યા તેને બેઠા કરતાં યુધિષ્ઠિરે કહ્યું: 'પાંચાલી તમારી રાહ જુએ છે અર્જુન; એમને ખબર આપ્યા?'

'હા મહારાજ.' કૃષ્ણે કહ્યું અને પછી અશ્વત્થામા તરફ જોઈને કહ્યું, 'મહારાજ! આ બ્રાહ્મણ નાસી જતો હતો. એમને ડર હતો કે અર્જુન અને ભીમ એમની પાછળ પડશે તેથી વેશપલટો કરી ઋષિના આશ્રમમાં છુપાઈ જતો હતો પણ ત્યાં એનું શુદ્રપણું છાનું ન રહી શકતાં અર્જુનને આવતો સાંભળી ત્યાંથી નાસી જવા પ્રયત્ન કર્યો. પણ અધવચ પકડાયો. પોતાના બચાવ માટે તેણે બ્રહ્માસ્ત્ર ફેંક્યું પણ અંતે તેનો પરાજય થયો એ આપ પ્રત્યક્ષ જોઈ શકો છો. આ બ્રાહ્મણપુત્રને આપના તથા રાજ્ઞિ દ્રૌપદીનાં ચરણમાં યોગ્ય થવા અર્જુન રજૂ કરે છે.' કૃષ્ણે કહ્યું 'એમને ઉગ્ર દંડ દેવો જોઈએ મહારાજ.'

યુધિષ્ઠિર અશ્વત્થામા તરફ જોઈ રહ્યા હતા. એ પરાજિત યોદ્ધાના મુખ પર એટલી દીનતા અને ગ્લાનિ દેખાતાં હતાં કે ગઈ રાત્રે આવી અનાર્ય કર્મ કરી જનાર આ ગુરુપુત્ર જ હતો તેમ કલ્પના ન થઈ શકે.

'એ દુષ્ટ કૌરવના શુદ્ર સેવકનો હું અહીં જ ઘાત કરીશ' ભીમે પોતાની ગદા ઊંચી કરી કહ્યું.

'પાંચાલીને આવવા દો. એ રુચિ પ્રમાણે આજ્ઞા આપે તેમ થાય, તેમ થવું જોઈએ.' અર્જુને કહ્યું.

'અર્જુન!' યુધિષ્ઠિર સ્વસ્થ નિર્ણયાત્મક સ્વરે કશુંક કહેવા જતા હતા ત્યાં દ્રૌપદી આવતાં તેમના તરફ જોઈ તે મૂંગા થઈ ગયા.

આવીને દ્રૌપદી યુધિષ્ઠિર પાસે ઊભાં રહ્યાં. તેણે પ્રથમ અર્જુન તરફ જોયું અને પછી એની નજર અશ્વત્થામા પર પડી. પશુની પેઠે એને દોરડે બાંધેલો હતો. ખૂબ થાકેલું, ભયથી વિહ્વળ અને નિસ્તેજ દીન અશ્વત્થામાનું મુખ જોઈ દ્રૌપદીને કમકમાં આવી ગયાં. એ દીન આંખોમાં એણે ગુરુ દ્રોણાચાર્ય અને ગુરુપત્નીની આંખોનું પ્રતીક જોયું. એ જોતાં દ્રૌપદી કરુણાના આવેશમાં આવી જતાં એ બ્રાહ્મણ ગુરુપુત્રને પગે લાગ્યાં.

વિસ્મય પામી ભીમે ગર્જના કરી, 'પાંચાલી, એ અધમ બ્રાહ્મણનો હું વધ કરવા ઊભો છું. એમને નમનની આવશ્યકતા નથી.'

'એ ગુરુપુત્ર છે.' રુંધાતાં સ્વરે દ્રૌપદીએ કહ્યું.

પણ સંસ્કારે પાપી કૌરવોનું ઉચ્છિષ્ટ ખાનાર શુદ્ર છે.' ભીમે કહ્યું.

સહેજ આગળ આવી અર્જુને કહ્યું, 'મહારાજ! આપ બન્ને સન્મુખ આ કલંકિત અપરાધીને યોગ્ય દંડ માટે રજૂ કરું છું.' કહી અશ્વત્થામાને આગળ ખેંચીને દુર્યોધન બન્નેની સામે ઊભો રહ્યો.

અશ્વત્થામા નીચું મુખ કરીને ઊભો રહ્યો.

'એમનો વધ કરવાનું હું શિરે લઉં છું.' ભીમે કહ્યું.

'તમને ગુરુપુત્ર કહીને સંબોધું કે કૌરવસૈનિક તરીકે?' યુધિષ્ઠિરે પૂછ્યું.

અશ્વત્થામા ઊંચું ન જોઈ શક્યો.

'એમને ગુરુપુત્ર કહેવાનો કશો જ અર્થ નથી.' કૃષ્ણે કહ્યું. દુર્યોધન અને કર્ણનું ઉચ્છિષ્ટ ખાનાર અને અનાર્ય કર્મ કરનાર દ્રોણપુત્ર ન હોઈ શકે. એમને કૌરવસૈનિક તરીકે જ દંડ આપવાની આપ આજ્ઞા કરો.'

'કૃષ્ણ...' યુધિષ્ઠિર કહેવા ગયા ત્યાં દ્રૌપદીએ આગળ આવીને કહ્યું.

'એમને છોડી મૂકો. પશુની પેઠે બાંધેલા ગુરુ દ્રોણનાં પુત્રને હું મારી આંખે જોઈ શકતી નથી અને અર્જુન, એમને જીવતા જવા દો, જેના પુત્રોનો નાશ થઈ ગયો છે એવી હું કલ્પાંત કરું છું. પણ જેમને જીવન સર્વસ્વ સ્વાર્પણ છે એવાં દ્રોણનાં પત્ની દ્રોણના મરણથી અનાથ થઈ ગયાં છે એમનો એકનો એક પુત્ર અશ્વત્થામા...એ ફરી આ સંસારમાં આ ઉંમરે એકલાં થઈને ન રડે તેમ થવું જોઈએ.' દ્રૌપદીનું ગળું રુંધાતાં તે એકાએક બોલતાં બંધ થઈ ગયાં.

[અનુસંધાન પાન ૪૯ મે]



# સર્પયજ્ઞ



લેખક
'મયૂર'

## ૫ જન્મતાં વેંત

વિનતાને પેટે ગરુડનો જન્મ થયો અને વાલખિલ્ય મુનિઓના યજ્ઞની પ્રસાદિરૂપે તે પક્ષીઓનો ઇંદ્ર પણ કહેવાયો.

ગરુડનો જન્મ થયો ત્યારે જ એનું શરીર એટલું બધું કદાવર હતું કે ન પૂછો વાત. આગના ગણારા જેવો લાલચોળ એનો વાન હતો. એનો વેગ જોયો હોય તો જાણે વીજળીનો સબાકો. ઘડીકમાં અહીં દેખાય તો ઘડીકમાં ક્યાંનો ક્યાં નીકળી જાય અને રૂપ પણ નવાં નવાં ધરી જાણે. ઘડીકમાં નાની કીડી જેવો બની જાય તો ઘડીકમાં મોટા પહાડ જેવો બની જાય. એ તો એને વરદાન હતું એટલે કરી જ શકે ને!

ભાઈસાહેબના અભિમાનનો અને બળનો પણ કાંઈ પાર ન મળે. જન્મતાંવેંત જ એને થયું કે બસ આખી દુનિયાના ચૂરેચૂરા ઉડાવી દઉં. એ તો ઊડ્યો આકાશમાં દોટોદોટ અને એક એવી ચિચિયારી પાડી કે ચારે તરફ હાહાકાર મચી ગયો.

સ્વર્ગમાં બેઠા બેઠા દેવલોકો અમનચમન ઉડાવી રહ્યા હતા. તેમણે આ ચિચિયારી સાંભળી. સાંભળતાં જ એમના તો હાંજા ગગડી ગયા. ગરુડ તો દોટોદોટ સ્વર્ગ તરફ ધસ્યો આવતો હતો. આ વિકરાળ રૂપ જોઈને દેવતાના તો ધરણ જ મરી ગયાં. એમને તો થયું કે આ આગનો ગોળો વળી ક્યાંથી વછૂટયો.

નક્કી નવરા બેઠા બેઠા અગ્નિદેવે આ નવી રમત આદરી લાગે છે. અરે પણ આવો આગનો ગોળો તે છૂટો મૂકાય ખરો? આખી દુનિયા દાઝવા લાગી ગઈ છે અને હમણાં જ બધું બળીને ઢગલો થઈ જશે. ચારેકોર તેજતેજનો અંબાર થઈ રહ્યો હતો. અગ્નિદેવને તે વળી આ શું સૂઝ્યું?

દેવતા તો બધા હાંફળા હાંફળા અગ્નિદેવ પાસે ગયાઃ 'તમે તે આજે ધાર્યું છે શું? અમને બધાને બાળીને ખાખ કરી દેવાનો



વિચાર છે ? '

અગ્નિદેવને તો કાંઈ ખબર ન હતી. તેમણે પૂછ્યું: 'પણ વાત શી છે ?'

દેવતાઓએ કહ્યું: 'તમે તો જાણે કાંઈ જાણતા જ નથી ! આ તમારા ગોળાને પાછો બોલાવી લો. આખી દુનિયા સળગી જશે.'

અગ્નિદેવે કહ્યું: 'પણ ભાઈ, હું તો અહીં બેઠો છું. ગોળો કેવો ને વાત કેવી ?'

દેવતાઓએ કહ્યું: 'તો પછી પેલું લાલ લાલ આગના ગોળા જેવું શું ઊડે છે ? એ તો હમણાં જ ચારેકોર દવ લગાડી દેશે.'

અગ્નિદેવે આંખ ઊંચી કરી તે લાલ ગબારા તરફ જોયું. તેને જોતાં જ તેઓ તો હસી પડ્યા: 'આટલી વારમાં બી ગયા. તે કોણ છે એટલું ય તમે નથી જાણી શકતા ? ભલા મજાના દેવતા.'

'તો તમે જ કહી દો ને એ કોણ છે ?'

'એ તો કશ્યપનો પુત્ર ગરુડ છે ગરુડ. એટલું ય ઓળખી શકતા નથી ? તેજનો ગબારો તે કાંઈ આવી ચિચિયારી પાડતો હશે ભલા ભાઈ.' અગ્નિદેવ હસી પડ્યા.

'જે નવો ઈંદ્ર થવાનો હતો તે ?' દેવતાઓ ગરુડનું રૂપ જોઈ નવાઈ પામ્યા.

'હા એ જ. પણ હવે તો એ પક્ષીઓનો ઈંદ્ર છે. એનાથી બીવાનું કાંઈ કારણ નથી. એ તો તમારો ભાઈબંધ થઈને રહેવાનો છે.' અગ્નિદેવે કહ્યું.

'પણ અમે એના તેજથી બળી મરીએ છીએ. એને જરા સમજાવો ને, એનું રૂપ શમાવી દે.' દેવતાઓએ કહ્યું.

અગ્નિદેવે કહ્યું: 'તે તમે એને એટલું પણ નહિ કહી શકો? એ તો બહુ ભલો છે. તમે બધા એની પાસે જાઓ એને સમજાવો. જરૂર એ માની જશે એને તો વરદાન છે, એટલે ગમે તેવું રૂપ ધરી શકે.'

'હાશ બચ્યા.' દેવતાઓ ત્યાંથી છુટકારાનો દમ ખેંચી રવાના થયા.

ડરતા ડરતા તેઓ ગરુડ પાસે ગયા અને કહેવા લાગ્યા: 'અરે ભાઈ. તેં તો અમને ગભરાવી માર્યા. આવડું મોટું તે શરીર ધારણ કરાય ? તારા તેજથી તો અમે આંધળાભીત બની ગયા.'

'તે તમે કોણ છો ?' ગરુડે તેમના સામું જોયું.

'અમે સ્વર્ગના દેવતા છીએ.'

'તે તમે મારા આ રૂપથી બી ગયા ? મારા તેજથી દાઝો છો ? ભલા સ્વર્ગના દેવતા. પણ તમારે બીવાનું કાંઈ જ કારણ નથી. હમણાં જ હું મારું આ રૂપ અને મારું તેજ શમાવી દઉં છું.'

તરત જ ગરુડ એક નાનકડા પક્ષી જેવો બની ગયો. દેવતાઓ ખુશી થતા થતા પોતપોતાને ઠેકાણે ગયા. અને ગરુડ પણ તેની મા વિનતા પાસે પાછો આવી ગયો.

## ૬ ગરુડ અને વિનતા

વિનતા તો કદ્રુ સાથે શરતમાં હારી ગયેલી, એટલે તેને તો પાંચસો વરસ સુધી કદ્રુની દાસી થઈને રહેવું પડેલું. એની બિચારીના દુઃખનો તો કોઈ પાર ન હતો. વાસણ માંજવાં, છાણવાસીદું કરવું, પાણી ભરવું, એને તો આખો દિવસ કદ્રુના ઘરના હસરકાં ઢરડવાં પડતાં. એ તો કામમાંથી ઊંચી આવતી જ નહિ. જરાકે નવરી પડતી કે તરત જ 'આ કર ને તે કર.' એમ નવાં નવાં કામ ચીંધ્યા કરતી.

ઘરનું કામ કરવું પડતું, એ તો જાણે ઠીક; પણ કદ્રુને ક્યાંઈ કોઈને મળવાહળવા જવું હોય કે તરત જ એ તો વિનતાને હુકમ કરે: 'મને અહીં લઈ જા ને ત્યાં લઈ જા.' અને એ તો તરત જ વિનતાની પીઠ ઉપર સવાર થઈ જાય. વિનતા જાણે ઘોડી અને કદ્રુ ઘોડેસ્વાર.

કદ્રુ તો આ પ્રમાણે હુકમ કરતી અને વિનતાને માથે કરવામાં બાકી ન રાખતી, પણ એના દીકરા સર્પો પણ ગમે તેવા હુકમો કરતા. બિચારી વિનતાને કાંઈ હુકમ ઉઠાવ્યા સિવાય છૂટકો હતો? શરત હારી ગઈ હતી એટલે શું થાય?

પણ એને એક વાતની મનમાં નિરાંત હતી. એના દીકરા અરુણે કહ્યું હતું ને કે એનો બીજો દીકરો પોતાને દાસીપણામાંથી છોડાવશે. એ બીજા ઈંડાનું એણે ખૂબ જતન કર્યું હતું અને એ ઈંડું ફૂટ્યું અને એમાંથી મહા બળવાન ગરુડનો જન્મ થયો, ત્યારે વિનતાને મનમાં થયું કે હાશ હવે આ દાસીલાનો અંત આવશે.

ગરુડને તો આ બધી વાતની કાંઈ જ ખબર ન પડે. શા માટે એની મા આ પ્રમાણે ઘરનાં કામનો ઢસરડો કરે છે? શા માટે કદ્રુ તેને હુકમો ઉપર હુકમો કરે છે? ગરુડને તો આમાંની કાંઈ સમજ ન પડે, એ તો પૂછ્યુંપૂછ્યું કરે, પણ માને પૂછી જ શકે નહિ.

પછી તો ગરુડભાઈનો પણ વારો આવી લાગ્યો. પેલા સર્પો તો એને પણ હુકમ કરવા લાગી ગયા. એ તો ગરુડ ઉપર ચડી બેસે અને આકાશની સહેલ કરવા ઊપડે, આ દેશ અને તે દેશની સફર કરે.

ગરુડભાઈ તો મૂંઝાયા. એક દિવસ એણે વિનતાને પૂછ્યું: 'મા! આ બધા આપણાં ઉપર શું કરતા હુકમ ચલાવે છે?'

વિનતાએ દુઃખી થઈને કહ્યું: 'ભાઈ! કદ્રુ સાથે હું શરતમાં હારી ગઈ એટલે મારે એની દાસી થઈને રહેવું પડ્યું છે.'

ગરુડે પૂછ્યું; 'તે કેટલાં વરસની શરત હતી?'

વિનતાએ કહ્યું: 'પાંચસો વરસની. એ તો પૂરાં પણ થઈ ગયાં.'

ગરુડે કહ્યું: 'તો પછી તારે દાસી થઈને શું કામ રહેવું જોઈએ.'

વિનતા કહે: 'બીજું શું થાય ભાઈ, એ લોકો છોડે ત્યારે ને. આપણી ભેર પણ કોણ તાણે? હું રહી એકલી અને એ તો સામટા જણા છે. એને એક હજાર તો દીકરા છે.'

'શરત પૂરી થઈ ગઈ તો ય નહિ છોડે? ભાર છે એના. હું જઈને છુટકારો મેળવીશ.' ગરુડ તો દોટોદોટ સર્પો પાસે ઊપડ્યો.

સર્પો તો બધા ભેગા મળી લહેર કરતા હતા. ગરુડે આવીને રોફમાં કહ્યું: 'મારી માને છોડી મૂકો.'

બધા સર્પો તો દાંત કાઢવા મંડ્યા.

ગરુડે ફરીથી જોસથી પૂછ્યું: 'સાંભળતા નથી? મારી મા કાંઈ તમારી આખા ભવની ગુલામ નથી.'

એક સાપે કહ્યું: 'બહુ જોસ આવી ગયું લાગે છે! ભાઈ, હજી જરા સમજતા શીખ, પછી વાત કરવા આવજે. નાને મોઢે મોટી વાતો ન કરીએ.'

ગરુડે કહ્યું: 'એટલે તમે શું કહેવા માગો છો?'

બીજા સાપે કહ્યું: 'એટલે એ જ કે તારી મા હવે છૂટી રહી. એ તો અમારી દાસી થઈ ચૂકી છે.'

'પણ શરત તો પાંચસો વરસની જ હતી. પાંચસો વરસ તો પૂરાં થઈ ગયાં. હવે એના ઉપર તમારો હક રહેતો નથી.' ગરુડે કહ્યું.

'તું હકવાળો કોણ થા છ? અમારી મરજીની વાત છે.' એક સાપે કહ્યું.

'એટલે તમે નહિ છોડો એમને? ગરુડે પૂછ્યું.

'હા, હા, એમ. તારાથી થાય તે કરી લે.' સાપોએ કહ્યું.

ગરુડ એકલો હતો અને સામે એક હજાર સાપ હતા. ગરુડનું કાંઈ ચાલે તેમ ન હતું. તે જરા નરમ પડ્યો. 'આ કાંઈ સારા માણ-

સની રીત નથી. પણ તમે કહો તેમ કરું: ફક્ત મારી માને છોડી મૂકો.'

'અમે કહીએ તેમ કરીશ?' એક સાંપે પૂછ્યું.

'જરૂર.' ગરુડે કહ્યું.

'અમૃત લાવી આપીશ?' સર્પોએ પૂછ્યું.

'અમૃત પણ લાવી આપું.' ગરુડે કહ્યું.

'અમૃત લાવી આપે તો તારી મા છુટી.' સાપોએ કહ્યું.

ગરુડ તો તરત જ વિનતા પાસે આવ્યો: 'મા હું અમૃત લેવા જાઉં છું.'

'અમૃત લેવા? અમૃતને શું કરવું છે?' વિનતાએ પૂછ્યું

ગરુડ કહે: 'આ કાળમુખા સર્પોને અમૃત લાવી આપીશ અને તેઓ તને છૂટી કરશે.'

'તે અમૃત એમ રસ્તામાં પડ્યું હશે! અમૃતને તો દેવતા ખૂબ સાચવી સાચવીને રાખે છે.' વિનતાએ કહ્યું.

'ભલેને ગમે ત્યાં રાખતા હોય! હું જ્યાં હશે ત્યાંથી લઈ આવીશ.' ગરુડે કહ્યું.

'તો તું ચોક્કસ જવાનો?' વિનતાએ પૂછ્યું.

'ચોક્કસ.' ગરુડે કહ્યું.

'ઠીક તો ભાઈ જા. પણ સાચવીને જજે.' વિનતાએ કહ્યું.

'મા! રસ્તામાં ભૂખ તો લાગવાની. કાંઈ ભાતું કરી દે તો સારું.'

'રસ્તામાં જે મળે તેનાથી ચલાવી લેજે. ભાતાની શી જરૂર છે? ઘણા પશુપક્ષી મળી રહેશે. અને દરિયાકિનારે તો માછીમારોના ઘણાં યે ઝૂંપડાં છે. એ માછીમારોને પણ ખવાય.' વિનતાએ કહ્યું.

'હાશ! એ તો બહુ સારું, ભાતનો ભાર ઉપાડવો મટ્યો.' ગરુડ જવા તૈયાર થયો.

પણ ત્યાં વળી વિનતાને કાંઈક યાદ આવ્યું: 'ભાઇ, એક વાત ધ્યાનમાં રાખજે. ભૂલેચૂકે કોઇ બ્રાહ્મણને ખાઇશ મા.'

ગરુડ કહે: 'વળી બ્રાહ્મણ કોણ છે? અને એ ઓળખાય પણ કેવી રીતે?'

'એને તું આમ તો નહિ ઓળખી શકે. પણ એટલું યાદ રાખજે કે ભૂલથી બ્રાહ્મણનો ભક્ષ થઈ ગયો હશે તો પેટમાં કાળી બળતરા થશે એવું કાંઈ થાય કે તરત એને ઓકી નાખજે.' વિનતાએ કહ્યું.

'એ વળી નવી મુસીબત. ઠીક ચાલો, થાશે તે ખરી.' ગરુડ ઊપડ્યો.

અને વિનતાના આશીર્વાદ લઈ ગરુડ અમૃત લેવા ઊપડ્યો.

પછી ગરુડભાઈ તો ઊપડ્યા અમૃત લેવા. એણે તો પવન ઉપર પાંખો છૂટી મૂકી દીધી અને જાણે કે વીજળીનો રેલો ન ચાલ્યો જતો હોય એમ સરરર કરતો એ તો જાય ઊડ્યો, જાય ઊડ્યો. એની પાંખોના સપાટાથી એવો પવન છૂટ્યો કે ચારે તરફના ઝાડવે ઝાડવાં કંપી ઊઠ્યાં, ધૂળની ડમરી ચડી અને આકાશ વંટોળિયાથી છવાઈ ગયું.

ગરુડભાઈ તો ઊડ્યા જ જાય છે, ઊડ્યા જ જાય છે. થોડેક ગયા હશે ત્યાં તો ભાઈસાહેબને કકડીને ભૂખ લાગી. ખાધા વિના એક પણ ડગલું ચલાય એવું ન હતું.

એણે તો ઝીણી નજર કરીને ચારે તરફ જોવા માંડ્યું. રસ્તામાં જે મળ્યું તે વીણીવીણીને ડબોડબ મોંઢામાં મૂકવા માંડ્યો, પણ એમ કાંઈ ભાઈનું પેટ ભરાય? આમ વીણીવીણીને ચણતાં ક્યારે પાર આવે?

એણે આઘે આઘે દરિયા કાંઠે માછીમારનાં ઝૂંપડાં જોયાં, પાર વિનાનાં ઝૂંપડાં. બસ ત્યાં જ ત્રાટકવા દો. એ વિના આપણી ભૂખ નહિ ભાંગે. ગરુડભાઈ તો એ તરફ ઊપડ્યા.

માછીમારનાં ઝૂંપડાં પાસે જઈને એણે યુક્તિ કરી. એક એક કરીને માછીમારને

વીણવા બેસે તો તો પાર આવે તેમ ન હતું. એણે તો કર્યું મોઢું પહોળું, એક હોઠ જમીન ઉપર અને એક હોઠ આકાશમાં. પછી મંડ્યો બસ પાંખની ઝાપટ દેવા. થોડી વારમાં તો વંટોળિયો ચડ્યો અને એ વંટોળિયામાં ઝાડવા ઊડ્યાં, માછીમારનાં ઝૂંપડાં ઊડ્યાં અને માછીમારો પણ ઊડ્યા: ઊડીખડીને આવ બધા ગરુડના મોઢામાં. થોડી વારમાં તો એનું મોઢું ભરાઈ ગયું.

એટલે ગરુડભાઈએ તો ઝબ કરતુંક ને મોઢું બંધ કરી દીધું અને પછી નિરાંતે એક એક વસ્તુને ગળવા બેઠો.

પણ ત્યાં તો ભાઈસાબના પેટમાં એકાએક આંકડી ઊપડી અને કાળી બળતરા થવા લાગી. મૂવા ઠાર. હજુ તો પૂરો એક કોળિયો યે ભર્યો નથી, ત્યાં આ બલા ક્યાંથી આવી પડી? નક્કી કો'ક બ્રાહ્મણ આ વા–ઝડીમાં અંદર આવી પડ્યો લાગે છે. એ વિના આવી બળતરા થાય જ નહિ.

ગરુડ તો ઝટપટ બોલી ઊઠ્યો: 'મહારાજ! પેટમાં પેસી ગયા હો તો ઝટ બહાર નીકળી જાવ.'

'પણ ભાઈ કેવી રીતે બહાર નીકળું?' અંદરથી અવાજ આવ્યો.

'હું છીંક ખાઉં છું. ઝટ બહાર નીકળી જા' ગરુડે કહ્યું

પણ બ્રાહ્મણ ખરેખર લોભિયો લાગ્યો. તેણે કહ્યું: 'પણ હું એકલો નથી, મારી સ્ત્રી પણ સાથે છે.'

'એને ય લઈ લે. તારો બીજો પરિવાર હોય એને પણ લઈ લે. પણ હવે વાર લગાડ મા. નહિતર પછી જો હજમ થઈ ગયો તો તારું અને મારું બન્નેનું આવી બનશે.' ગરુડનો તો જીવ જતો હતો અને પેલો બ્રાહ્મણ

અંદર પડ્યો પડ્યો વાદવિવાદ કરતો હતો.

ગરુડે જોરથી એક છીંક ખાધી. તે સાથે મહારાજ અને તેની સ્ત્રી હડફ કરતા બહાર નીકળી ગયા.

ગરુડને તરત જ શાંતિ થઈ ગઈ. તે બોલી ઊઠ્યો: 'હાશ બચ્યા.'

બ્રાહ્મણથી પણ બોલાઈ ગયું: 'હાશ બચ્યા.'

---

જય : [પાન ૪૨નું અનુસંધાન]

'વળી એ કશું અનિષ્ટ કરવા પ્રેરાશે. વિચારીને આજ્ઞા આપો.' ભીમે કહ્યું.

'આજ્ઞા મહારાજે કરવાની છે.' દ્રૌપદીએ કહ્યું. 'હું મારી ઇચ્છા જાહેર કરું છું.' કહી દ્રૌપદીએ યુધિષ્ઠિર તરફ જોયું.

'એમને છોડી મૂકો.' યુધિષ્ઠિરે કહ્યું. 'જેનો સ્વામી દુર્યોધન મરણ પામ્યો છે એ આ અશ્વત્થામા હવે બ્રાહ્મણપણું ધારણ કરી પિતા દ્રોણનું બ્રાહ્મણત્વ પ્રકટ કરી બતાવશે. એ ગુરુ દ્રોણનો જ પુત્ર છે એ ન ભૂલવું જોઈએ, ભીમ!' કહી યુધિષ્ઠિરે આગળ વધી અશ્વત્થામાના ગળેથી દોરડું દૂર કર્યું.

ન સમજાય એવા આભારભારે નમી અશ્વત્થામાએ દ્રૌપદી તથા યુધિષ્ઠિર તરફ જોયું.

'તમે યથેચ્છ જઈ શકો છો ગુરુપુત્ર!' દ્રૌપદીએ કહ્યું, 'હું તમને રોકી શકતી નથી.'

રાજકારણના પારંગત કૃષ્ણે દ્રૌપદી તથા યુધિષ્ઠિરનાં આ પગલાંની ન નિંદા કરી તેમ ન સ્તુતિ કરી. અપરાધ છતાં વિના દંડ પાછા ચાલ્યા જતા અશ્વત્થામાની પીઠ પર તેની ઉદ્વેગભરી દૃષ્ટિ લંબાઈ ગઈ.

ઉલ્લાસ અને ઉદ્‌બોધન આપતી વાર્તાઓનું માસિક

વર્ષ ૧–પુ. ૩ : સપ્ટેમ્બર ૧૯૪૪

काव्येषु रम्या कथा






# ટૂંકી વાર્તા

જીવનને સમજવું અને ભાવી ઉત્કર્ષ તરફ પ્રેરવું એ સાહિત્યનો એક પ્રધાન ઉદ્દેશ : પ્રાચીન જીવન કરતાં અર્વાચીન જીવન વધારે જટિલ બની રહ્યું છે : વાલ્મિકી રામાયણ દ્વારા કે વ્યાસ મહાભારત દ્વારા અને Homer અને Dante ' Iliad " અને " Divine Comedy " દ્વારા પોતાના યુગના જીવનને સાહિત્યમાં પ્રતિબિંબિત કરી શક્યા અને ભાવી જીવનના ઉત્કર્ષની પણ ઊજળી રેખાઓ દર્શાવી શક્યા એવો અખતરો—માનવીય આશાઓ, નિરાશાઓ, ક્રિયાઓ, પ્રસંગો અને સામાજિક, રાજકીય, અર્થશાસ્ત્રીય, ધાર્મિક કાયદાઓના વિરાટ તંતુજાળથી અતિ સંકુલ એવા આપણા યુગમાં અશક્યવત્ છે. અત્યારે તો જીવનનું એકાદ ક્ષેત્ર જ ઝીલવું શક્ય છે : અદ્યતન યુગનું મહાભારત લખવું અસંભવિત લાગે છે. ટૂંકી વાર્તા જીવનના એકાદ ક્ષેત્રને સરલતાથી ઝીલી શકે છે. એટલે ટૂંકી વાર્તાના અખૂટ વહેતા પ્રવાહો વિવિધ લેખકો દ્વારા છેવટ આ વિરાટ જીવનની સફળ ઝાંખી કરાવી શકે ખરા. જીવનની ત્વરાભરી દોટમાં ધસતો આપણા યુગનો માનવી પણ એક બેઠકે પૂરું થાય એવા સાહિત્યવાંચન તરફ વધારે ઢળે તે પણ સ્વાભાવિક છે. આ ન ટૂંકી વાર્તા એ નવાયુગને સમજવાનું અને ભાવી ઉન્નતિ તરફ સમાજને દોરવાનું અત્યારની પરિસ્થિતિમાં એક ઉત્તમ સાધન છે. તેનું લઘુસ્વરૂપ હોવા છતાં આ યુગનું એ પ્રબળ સાહિત્યસાધન યોજતાં લેખકે જવાબદારી પણ એટલી જ સમજવી ઘટે. ટૂંકી વાર્તાની કલા નવલ કે કવિતાની કલા કરતાં વધારે સરલ છે એવી ભ્રાંતિ વાર્તાના સર્જકે દૂર કરવી જોઈએ. પ્રસંગને ચોટથી ઝડપવાની પ્રતિભા, થોડી પંક્તિમાં પાત્રનું એકાદ જીવનપાસું ઝળોમય કરી મૂકવાની શક્તિ, અને ટૂંકી વાર્તા સઘન સંક્ષિપ્ત નિરૂપણ-કલાનું પ્રભુત્વ આવાં કૈં કૈં તત્ત્વો માગી લે છે. ખરેખર, ટૂંકી વાર્તાને નવા યુગનું મહત્ત્વનું સાહિત્યસ્વરૂપ ગણવું જોઈએ.

પ્રો. રવિશંકર મ. જોષી, એમ. એ.

# યુદ્ધનિશ્ચય

લેખક
પારાશર્ય

પાંડવો તરફથી સંધિનાં કહેણ લઈને હસ્તિનાપુર ગયેલ કૃષ્ણ સંધિકર્મમાં નિષ્ફળ થઈને અત્યારે હસ્તિનાપુરમાંથી પાછા નીકળતા હતા. નગરના મુખ્ય દરવાજામાંથી કૃષ્ણનો રથ બહાર નીકળતો હતો. કૃષ્ણને વળાવીને કૌરવો પાછા ચાલ્યા ગયા હતા. એક મહારથી કર્ણ યદુરાજને દૂર સુધી વળાવવા માટે સાથે આવ્યો હતો.

રથને જરા થોભાવી કૃષ્ણ તથા કર્ણ બન્ને નીચે ઊતર્યા અને સાથે સાથે આગળ ચાલવા લાગ્યા. કૃષ્ણને વાત કરવી હતી. કર્ણનો વાંસો થાબડીને તેણે કહ્યું: "ક્ષત્રિયના કોઈ પણ વીરપુરુષને હંફાવે તેવું તારું ક્ષાત્રબળ જોઈને હું મગરૂર થાઉં છું, કર્ણ!"

"અને એ ક્ષત્રિયોને પ્રિય એવું યુદ્ધ નિશ્ચિત થઈ ગયું છે તેથી મને ખૂબ હર્ષ થાય છે."

"હર્ષની જ વાત છે." કૃષ્ણે કહ્યું. "મને તો ખાતરી જ હતી કે એ પાપી દુષ્ટ દુર્યોધન કોઈ પણ રીતે યુદ્ધ નિમંત્રશે. કારણકે એ પાંડવોને જીવતા જોઈ શકતો નથી. પણ એને ખબર નથી એ યુદ્ધને નહીં, મૃત્યુને નિમંત્રે છે. શિકારને નહીં, શિકારીને આમંત્રે છે."

"કૃષ્ણ!" સહેજ સખતાઈ દાખવતા અવાજે કર્ણે કૃષ્ણ તરફ જોયું.

ઉત્તરમાં કૃષ્ણે સ્મિતપૂર્વક કર્ણ તરફ જોયું.

"તમે આ શું કહો છો તે જાણો છો? કોને કહો છો તે ભૂલી તો નથી જતા ને? કુરુવીર દુર્યોધનનો હું અનન્ય મિત્ર છું."

"એવી નિર્માલ્ય બાબત પણ કૃષ્ણ ભૂલે એમ શંકા કરવાને કોઈ કારણ નથી કર્ણ! અને એ પણ કહું કે હું કર્ણ સાથે વાત કરું છું. દુર્યોધનના કેવળ સેવકની સાથે નહીં."

"દુર્યોધન વિના કર્ણની કલ્પના કરવી અશક્ય છે." કર્ણે કહ્યું.

**કૃષ્ણ પાંડવોને બળવાન ન બનાવી**

"બિલકુલ નહીં." કૃષ્ણે કહ્યું. "હું તો માનું છું કે કર્ણ પોતાની મહત્તા સમજે છે. પોતે કોણ છે તે બરાબર પિછાને છે."

"એટલે કૃષ્ણ?"

"તું રાધાપુત્ર નથી એ હકીકત તો તું જાણે છે ને કર્ણ?"

"જાણું છું."

"મારી એવી કલ્પના હતી કે તું કોનો પુત્ર છે તે તું જાણે છે."

"એ નથી જાણતો. અને એ જાણવાની હવે જરૂર પણ નથી."

"એ સત્ય હકીકત કહેવી જરૂરી છે કર્ણ!" કૃષ્ણે કહ્યું. "એ હકીકત તું જાણીશ તો કદાચ આ ઘોર સંહાર થતો તું અટકાવી શકીશ. પાંડવ અને કૌરવ બન્ને પક્ષનો સંબંધ તું સારો કરી બતાવીશ."

"હું તમારી વાત સ્પષ્ટ સમજતો નથી. ખુલાસો કરો."

"તું રાધાપુત્ર નથી; કુંતાપુત્ર છો કર્ણ!"

કૃષ્ણનું વાક્ય સાંભળીને કર્ણ ખડખડાટ હસ્યો.

કૃષ્ણ ગંભીર વદને તેના તરફ જોઈ રહ્યા.

"આવી વાત ઉપજાવી કાઢવાનું શું પ્રયોજન છે કૃષ્ણ?"

"ઉપજાવી કાઢવાનું કોઈ પ્રયોજન નથી પણ જે છે તે જણાવવી આવશ્યક છે. કોઈ પણ કુરુપુત્ર કરતાં ગાદીનો હક્કદાર તું વધારે છે." કૃષ્ણે કહ્યું.

"આવી વાત મારાથી મનાતી નથી."

"ન મનાય તેવી જ વાત છે પણ મારે તને કહેવી છે. ધર્મશાસ્ત્રનો તને અભ્યાસ છે અને વ્યવહારને તું સમજે છે. તને ખબર છે કે કન્યાને પોતાના કન્યાકાળમાં જે પુત્ર જન્મે છે તે પુત્ર કન્યા જેની સાથે લગ્ન કરે છે તેનો કહેવાય છે. એ પિતાનો તે વારસદાર બને છે." કૃષ્ણે કહ્યું.

"એ જાણું છું." કર્ણે કહ્યું.

"મારી વાત તને જો યોગ્ય લાગે તો હું તને સર્વ વાતે સહાય થવા ધારું છું. કુંતાજીના કન્યાકાળમાં તું તેમને ઉદરે જન્મ્યો હતો. લોકલજ્જાએ

## "પાંડવપક્ષે આવવાનો હું અસ્વીકાર કરું છું, કૃષ્ણ!"

ગયા પણ કૌરવોના સ્વસ્થ પગ પર કારમો ઘા મારવાનો યત્ન તો કરી ગયા.

કુંતાજીએ તને પેટીમાં સુવાડી ગંગામાં વહેતો મૂક્યો હતો. તું અધીરથને હાથ આવ્યો અને ત્યાંથી હસ્તિનાપુર આવ્યો. ત્યાં ફરી રાજ્યસંપર્કમાં આવ્યો એ તારા ભાવી સદ્ભાગ્યની આગાહી છે. વાસ્તવમાં તું કુંતાજીનો તથા પાંડુનો પુત્ર છે અને મારો ફઈનો દીકરો ભાઈ છો."

"કૃષ્ણ!" કર્ણ જરા નરમ થઈ બોલ્યો: "આ વાત આજ કહેવાનો શો અર્થ છે?"

"એ જ કે તારો વધ જોવા પાંડવો કે હું ખુશી નથી. માતા કુંતાજી હવે એ સહન નહીં કરી શકે."

"મારો વધ! એ સાથે કુંતાજીનું નામ આપવાનો કોઈ અર્થ નથી. મને ગંગામાં વહેતો મૂક્યો તે દિવસે જ કુંતિપુત્ર કર્ણ તો હણાઈ ચૂક્યો છે. હવે જે જીવે છે તે કુંતાપુત્ર નહીં પણ રાધાપુત્ર જીવે છે, ક્ષત્રિયપુત્ર નહીં પણ સુતપુત્ર જીવે છે." કર્ણે કહ્યું.

"પોતાની જાતને એટલી ક્ષુદ્ર કલ્પી લેવી એ તને યોગ્ય નથી." કૃષ્ણે કહ્યું.

"ચાલો. એ વાત પડતી મૂકો. પણ એક વખત જાતે મારી નાખ્યા પછી એ પુત્રને ફરી જીવતો જોવા શ્રમ ન લેવા કુંતાજીને મારા વતી કહેજો. જે પ્રેમ આજે ઊભરાયો એ મારું અપમાન થતું હતું ત્યારે, મને દુર્યોધને આશરો આપ્યો એ જોયું ત્યારે કદી કોઈ પણ પાંડવને આજ સુધીમાં કેમ ન ઊભરાયો?" કર્ણ ઉતાવળે સ્વરે પૂછવા લાગ્યો.

"સહુ એમ માનતાં હતાં કે યુદ્ધ વિના સલાહ થઈ જશે. અને તને યાદ છે કર્ણ! બાળપણમાં જ્યારે અર્જુને તને સુતપુત્ર કહી સ્પર્ધામાં ઊતરવા ના કહી હતી તે દિવસે માતા કુંતાજી ખેદથી મૂર્છા પામી ગયાં હતાં!" કૃષ્ણે યાદ આપતાં પૂછ્યું.

"અને એટલે સુધી સ્થિતિ થવા છતાં કર્ણને પોતાના પુત્ર તરીકે ન ઓળખાવ્યો! એ તો હું અજાણ રહી..."

"કર્ણ!" કૃષ્ણે વચમાં કહ્યું: "ગઈ ગુજરી વિસારી દેવી જોઈએ. જે અત્યારે છે તે સ્થિતિ સમજીને નિશ્ચય કરવો જોઈએ. તું મારો નજીકનો સંબંધી છે. જે સંબંધ અર્જુન સાથે છે એ જ તારી સાથે છે. હું તને એ સમજાવવા માગું છું કે તું જો પાંડવોનો જ્યેષ્ઠબંધુ બની રહે તો પાંચે પાંડવો તારી સેવામાં આવશે. અને દ્રૌપદી તને વરશે. જેને અંગે તારે અપમાન સહન કરવું પડ્યું હતું એ પાંચાલી તારી પટરાણી બની રહેશે. અને આ ભારતનું ઘોર યુદ્ધ અટકશે. તારી સહાય વગરનો થઈ જતાં દુર્યોધન તમને પાંડવપુત્રોને તમારું રાજ્ય પાછું આપશે." કહી કૃષ્ણ મૂંગા રહ્યા.

થોડો વખત સુધી કર્ણ વિચારમૂઢ થઈ ગયો. એના સ્થિર મુખ પર વિષાદ, હર્ષ, દુઃખ, શોક, સ્વસ્થતા, દીનતા, ભય, એક પછી એક એમ ભાવો પલટી ગયા. અંતે કૃતનિશ્ચયનું સ્વાસ્થ્યચિહ્ન એની આંખ તથા ચીબુક પર તરી આવ્યું. તે કૃષ્ણ તરફ ફર્યો અને કહ્યું: "પાંડવપક્ષે આવવાનો હું અસ્વીકાર કરું છું."

"કર્ણ!" ઉચ્ચ સ્વરે કૃષ્ણે કર્ણનો નિશ્ચય ફેરવવા સંબોધન કર્યું.

"જુઓ કૃષ્ણ! મારે સ્ત્રી છે, પુત્રો છે, સંબંધીઓ છે. એમાં સહવાસને અંગે મારે પુષ્કળ પ્રેમ છે. એ સંબંધને હું જતો કરી શકું નહીં. વળી પાંડવોનો જ્યેષ્ઠબંધુ થવામાં મારે કંઈ લાભ નથી."

"કેમ લાભ નહીં?" કૃષ્ણે પૂછ્યું.

"ધર્મસ્વરૂપ યુધિષ્ઠિરનો મોટો ભાઈ થવામાં મારી પાસે ચારિત્ર્યબળ નથી. ઊલટું હું એને જોઉં છું કે એને વિષે વિચારું છું ત્યારે લાગે છે કે એ જ રાજા થવા યોગ્ય છે, હું નહીં. સદ્ગુણસંપન્ન, ધર્મનિષ્ઠ અને પ્રજાપાલન તત્પર એ યુધિષ્ઠિરના રાજા થવાના સમયે હું વચ્ચે નહીં રહું." કર્ણે કહ્યું.

"હું કર્ણની જાતને યુધિષ્ઠિરની કક્ષામાં મૂકું છું." કૃષ્ણે કહ્યું.

ફરી ખડખડાટ હસીને કર્ણે કહ્યું: "તમે શું ધારો છો એ તમારે જોવાનું. મારે તો મારી નજર છે. વળી જેનાં અપમાન સહન કર્યાં છે એ દ્રૌપદીનો સ્વામી થવાનો મને ઉત્સાહ નથી.

યુદ્ધમાં હું દુર્યોધનના પક્ષને છોડી દેવા ખુશી નથી."

"આવી નાની બાબત પર તું નિષ્કારણ વિચાર કરે છે. કર્ણ! તું ભૂલી ન જા કે માતા કુંતાજી કેટલાં રાજી થશે. પાંડવ–કૌરવનો સંબંધ કેટલો મીઠો થઈ રહેશે?"

"મને એમાં જ શંકા છે કૃષ્ણ!" કર્ણે કહ્યું. "અને તમારી વાતનો અસ્વીકાર કરવાનું સહુથી મુખ્ય કારણ તો આ કે જેમને આશ્રયે હું રહ્યો છું એ દુર્યોધનને હું ખરે સમયે છોડી દઈ શકું નહીં."

"છોડી દેવાની વાત નથી. તું એનો મિત્ર છે. અને તારો પાંડવો સાથેનો સંબંધ બહાર આવતાં આખું યુદ્ધ શમી જશે. ભારતમાં કુરુકુળનું ભાવી હતું તેવું જ ઉજ્જવળ રહેશે." કૃષ્ણે કહ્યું.

"યુદ્ધ શમી જશે એ માન્યતામાં મોટી ભૂલ છે કૃષ્ણ!" કર્ણે કહ્યું: "દુર્યોધનને પૂરેપૂરો ઓળખવા છતાં તમે આ કેમ ઉચ્ચારી શકો છો? એ મને નવાઈ લાગે છે. દ્વેષ, ઈર્ષા એ દુર્યોધનનો સ્વભાવ છે. એ પાંડવોનો પ્રભાવ હવે જોઈ શકે તેમ નથી. એથી તો એ યુદ્ધમાં મૃત્યુ પણ પસંદ કરે છે. હું પાંડવપક્ષે ભળું તોપણ યુદ્ધ અટકવાનું નથી."

"યુદ્ધમાં કૌરવોનો વિનાશ થશે એ નક્કી વાત છે." કૃષ્ણે દૃઢતાથી કહ્યું.

"હું જાણું છું" કર્ણે કહ્યું "અને તેથી જ દુર્યોધનનો પક્ષ છોડી દેવા હું ખુશી નથી. જેને મેં આજ સુધી રાજનીતિમાં સહાય કરી છે તેને આજે અંત વખતે હું દગો નહીં દઉં. વળી હું પાંડવપક્ષે ભળું તેથી લોકોમાં મારી તથા અર્જુનની ઉભયની અપકીર્તિ જ થાય. હું તેમાં રાજી નથી. હું ક્ષત્રિય છું."

"તારો આ નિશ્ચય બહુ ઉતાવળો છે કર્ણ! જરા સ્વસ્થતાથી નિરાંતે વિચારી જોઈને પછી તું નિર્ણય પર આવે તો સારું."

"ઉતાવળ મારો સ્વભાવ છે તોપણ મારા નિર્ણયમાં ફેરફાર થવા કોઈ સંભવ નથી." કર્ણે કહ્યું.

ઉત્તરમાં કૃષ્ણે હસવાનો પ્રયત્ન કર્યો. એ જોઈને ફરી કર્ણે કહ્યું: "એનું એક જ કારણ છે જનાર્દન! મેં પ્રથમથી જ મારો જીવનમાર્ગ નક્કી કરી રાખ્યો છે. એને અંગે વચન દેવાઈ ગયું છે. અને ક્ષત્રિયનું વચન એટલે શું એ તમને કહેવાનું ન હોય. તમે આ વાત કરી એ ઘણું ઠીક થયું. મારો નિશ્ચય વધુ દૃઢ થયો. નવું આત્મબળ મળ્યું."

"વધુ દૃઢ!" ખૂબ આશ્ચર્ય બતાવી કૃષ્ણે કર્ણના મુખ પર જોયું. "હા." કર્ણે કહ્યું: "મારે હવે ખૂબ વફાદારીથી, અને સાવધ રહી કૌરવપક્ષ તરફથી લડવું જોશે. નહિ તો લોકો કહેશે કે મમતાને અંગે કર્ણ પાંડવોનો વધ ન કરી શક્યો."

"ઓહ!" કૃષ્ણ હસ્યા. "પાંડવોના વધની આશા રાખવી નિષ્ફળ છે કર્ણ! તારાથી પરાભવ પામે એવા તારા ભાઈઓ નથી એ યાદ રાખજે."

"એ વાત હવે ન લંબાવવી એ ઠીક છે." કર્ણે કહ્યું. "પાંડવ–કૌરવનું યુદ્ધ હવે નિશ્ચિત છે. એમાં કશો ફેરફાર નથી. યુદ્ધમાં આપણે પહેલાં બગાડવું અને વિના યુદ્ધ કોના પરાક્રમની કોને ખબર પડી છે! હવે હું અહીંથી પાછો વળીશ" કહી કર્ણ કૃષ્ણની નજીક ગયો.

"તું મારો ભાઈ છો કર્ણ!" કહી કૃષ્ણે આલિંગન આપ્યું.

ગાઢ આલિંગનમાંથી અળગા પડતાં બન્નેએ પરસ્પર જોયું. કૃષ્ણની ભીની થતી આંખો જોઈને કર્ણનો કંઠ રુંધાઈ ગયો.

"હું રજા લઉં છું. પણ એક વાત તને કહેવી ભૂલી જતો હતો." કૃષ્ણે કહ્યું. "હું માતા કુંતાજીને મળવા ગયો હતો. ત્યાંથી નીકળતાં તેણે મને તને આશિષ કહેવાનું કહ્યું છે." કહી કર્ણના સ્કંધ પર હાથ ફેરવીને કૃષ્ણ રથ પર ચડ્યા.

છેલ્લી વિદાયનો હાથ ઊંચો કરી કર્ણે નીચે ભૂમિ પર દૃષ્ટિ નાખી દીધી. કૃષ્ણના છેલ્લા વાક્યે એના હૃદયના એક મર્મભાગને ઘા કર્યો હતો.

અને જ્યારે તે પાછો ફર્યો ત્યારે એક વાક્ય તેના મુખ પર આવ્યું. 'કૃષ્ણ પાંડવોને બળવાન ન બનાવી ગયા. પણ કૌરવના સ્વસ્થ પગ પર કારમો ઘા મારવાનો યત્ન કરી ગયા. પણ મારે મારા નિર્ણયનો અમલ કરવો છે.'

સૂર્યના પ્રખર તેજમાં કર્ણનાં કર્ણકુંડળ ચળકાટ મારતાં હતાં; દૂર ગંગા નદીના પ્રવાહ પર રૂપેરી ચાદર દોડી રહી હતી.



કોઈએ એક દિવસ કહ્યું કે ભૂત ભૂત શું કરો છો? ભૂત જ જોવા હોય તો પહોંચી જાવને હઠીલાનાં ખંડેરોમાં

# હઠીલાનાં ખંડેરોમાં

લેખક
★ 'મયૂર' ★

કોણ જાણે શાથી પણ મગજ ઉપર એક જ ધૂન સવાર થઈ બેઠી છે. અને માણસનું મન જ એવું વાંદરા જેવું અવળચંડું હોય છે કે એક વાત હાથમાં આવવી જોઈએ. જ્યારથી ભૂતની વાત સાંભળી છે ત્યારથી બસ ચારે તરફ ભૂત ભૂત અને ભૂત જ નજરે પડે છે. લાગે છે કે ધીમે ધીમે આ સ્થૂળ જગત પણ મારી દૃષ્ટિએ ભૂતસૃષ્ટિમાં ફેરવાઈ જશે.

પણ હજી એ તો દૂરના ભવિષ્યની વાત છે. અત્યારે તો ભૂતસૃષ્ટિના જીવોને શોધવા પૃથ્વીના કોઈ અગોચર ખૂણા ઢંઢોળી રહ્યો છું. કોઈ અગમ્ય સ્થળે આંટાવીંટા મારી રહ્યો છું.

કોઈકે એક દિવસ કહ્યું કે ભૂત ભૂત શું કરો છો? ભૂત જ જો જોવા હોય તો હઠીલાનાં ખંડેરોમાં ભૂતનો ક્યાં તોટો છે? જાત જાતનાં અને રંગ રંગનાં ભૂતડાં ત્યાં જોવા મળશે. એવા એવા ભૂત કે કોઈ દિવસ સાંભળ્યા પણ નહિ હોય.

ત્યારથી બસ મન ઉપર એ એક જ ધૂન સવાર બની બેઠી છે. ક્યારે હઠીલાનાં ખંડેરોમાં પહોંચી જાઉં અને ભૂતજગતનો સાક્ષાત્કાર કરું!

એક ચાંદની રાતે તો હઠીલાનાં ખંડેરોનો રસ્તો પણ લીધો. મિત્રોએ ઘણી ના પાડી. બીજું કાંઈ નહિ તો આવા ઉજ્જડ પ્રદેશમાં રાતના વખતે એકલા જવું કેટલું ભયાવહ છે, એ એક જ ખ્યાલે તેમણે ન જવાની સલાહ આપી. પણ મન તોફાને ચડ્યું હતું. જવું જ એવો નિશ્ચય હતો. એટલે મિત્રોને કહી નાખ્યું કે સવારે પાછો ન આવું તો હઠીલાનાં ખંડેરો ઢંઢોળી જોજો. ભૂતમિત્રોએ શબને હેમખેમ રહેવા દીધું હોય તો એને લઈ આવી દેન દેજો.

મજાની ચાંદની ખીલી રહી છે. ચંદ્રમાને કાંઈ ભૂતસૃષ્ટિ તરફ ભેદભાવ હોય એમ લાગતું નથી. ચારે તરફ એણે મજાની ચાંદનીની ચાદર બિછાવી દીધી છે. એ ચાંદનીને અજવાળે જોતો જોતો આગળ વધ્યે જાઉં છું. ત્યાં તો—

આ રહ્યો હઠીલાનો પાળિયો. લોકો વાતો કરે છે એવો તો કાંઈ જ ચમત્કાર લાગતો નથી. નથી નવજુવાન, નથી ઘોડેસવાર. પથ્થરનો પાળિયો ચોતરા ઉપર ઊભો છે. એના હૈયામાંથી સુસવાટા ય ઊભા થતા નથી કે એનું અટ્ટહાસ્યે નથી સંભળાતું. અરે ભલા ભાઈ! એકાદો ચમત્કાર તો બતાવવો'તો. સવારે પાછા ફરીને વળી લોકોને માટે નવા ચમત્કારની કલ્પના ઊભી કરવી પડશે. કેવી ઉપાધિ આવી પડી છે? આ ટાણે જ પાળિયાને પથ્થરનો બની રહેવાનું ક્યાંથી સૂઝ્યું? માંડ કરીને ઘણે દિવસે હું એને મળવા આવ્યો છું તેવે ટાણે જ—

અરે પણ આ તો ગુણકા તળાવ. એની પાસેથી તો કાંઈ ચમત્કૃતિની આશા રાખવી વ્યર્થ છે. અવગતે ગયેલી ગુણકાનું તે લોકોએ શા સારુ આવું સ્મારક કરી રાખ્યું હશે? એને અવગતિયાના ટોળામાં રહેવા દીધી હોત તો ભૂતસૃષ્ટિમાં કેવી મજાની નવીનતા ખડી થાત? મજાની રૂપસુંદરી જોવાની મળત. એક તો એનાં પોતાનાં રૂપ અને એમાં વળી ભૂતજગતનાં રૂપ. રૂપના જાણે મહેરામણ જ છલી વળત. મજાનાં સૂરીલાં ગાણાં સાંભળવા મળત. નૃત્યની જકજોરી જામત. પણ માણસો યે ઓછાં અવળચંડાં હોય છે? કાંઈનું નહિ ને ગુણકાનું સ્મારક કરી મૂક્યું!

અને આ તો રાજમહેલનાં ખંડેરો. ઓહો! એની ભૂતાવળની તો બહુ વાતો સાંભળી છે. એ કારમી ભૂતાવળ તો નજરે નહિ જ પડે. એ ભૂતડાં તો એનો ખજાનો સાચવતાં બેઠાં હશે. ખજાનાનાં દ્વાર તો બંધ છે. આજે કાળી ચતુર્દશીની રાત્રિ યે નથી અને સાથે કુમારિકા યે નથી. નહિતર વળી એ ભયંકર ભૂતાવળ જોવાનો ઠીક લાભ મળી જાત.

પગલાં આગળ આગળ ચાલ્યાં જાય છે. છૂટા છવાયા પથ્થરોના ઢગલા પડ્યા છે. એ ઊંચાનીચા યે થતા નથી. તેમ હૈયાના ઉલ્કાપાતે સુણાવતા નથી;

માણસો તો વાતો કરે છે કે એ ખંડેરનાં પથ્થરો તો રાત આખી સામસામું યુદ્ધ મચાવે છે. 'મારો કાપો 'ના રિડિયા બોલાવે છે. સવારે જ માંડ ઝંપે છે. મધરાતનાં રાજ તો શરૂ થઈ ગયાં છે. અને હજુ યુદ્ધનાં રણશીંગાં તો સંભળાતાં જ નથી. મારે નસીબે શું એ યુદ્ધ જોવાનું નહિ માંડ્યું હોય ? કે પછી આજે યુદ્ધવિરામનો દિવસ હશે ?

આગળ અને આગળ. એકાએક ઝીણી ઝીણી ઘૂઘરીઓ ઘમકે છે. કોક જાણે સોનાનાં ઝાંઝર રણકાવતું ચાલ્યું આવે છે. ઝાંઝરનો ઝમકારો તે અહીં ક્યાંથી હોય ? કો'ક પક્ષી જ જણાય છે. કોઈ એવું પક્ષી જેની બોલીમાં, પાંખના ફફડાટમાં કે પછી ચાલમાં ઝાંઝરનો ઝમકારો હોય. એવું તે કયું પક્ષી છે ? પક્ષીઓનાં નામ એક પછી એક સ્મરણપટ પરથી પસાર થવા લાગે છે. વળી વિચાર થાય છે. અરે ભાઈ ! તું એવી માથાકૂટમાં વળી ક્યાં પડ્યો ? સંભારી સંભારીને એવાં કેટલાંક પક્ષી યાદ કરી શકીશ ? યાદ કરીશ તોય કેટલાં પક્ષીની બોલી તેં સાંભળી છે ? કેટલાં પક્ષીની ચાલ નિહાળી છે ? કયા પક્ષીની પાંખે ઝાંઝર વાગે છે. એ તું કેવી રીતે જાણી શકવાનો છે ? એવી માથાકૂટમાં વળી તું ક્યાં પડ્યો ? પક્ષી હશે તો ઊડી જશે અને ઝાંઝર જ હશે તો—

એ ઝાંઝરનો રણકાર જ હતો. હજુ તો થોડાં જ પગલાં આગળ જાઉં છું ત્યાં તો એક સુંદરી સામી ઊભી રહી છે. એનાં રૂપનાં તે શા વર્ણન કરું ? પણ એ વર્ણન કરવાનો મને વખત જ ક્યાં છે ? હજુ તો રૂપની ગ્રંથિઓનો અભ્યાસ કરી રહ્યો છું ત્યાં તો એ બોલી ઊઠે છે:

'પધારો નામદાર.'

'નામદાર !' હું તે ક્યાંનો રાણો–રાજિયો છું ? શું કોઈ રાજ્યનો રાજવી મૃત્યુ પામ્યો છે અને હાથણી કળશ લઈ રાજા શોધવા નીકળી છે ? એ કળશ શું મારા પર જ ઢોળાવાનો છે ?

મારી વિચારમાળાના મણકા તૂટે છે. સુંદરી ફરીથી બોલી ઊઠે છે: 'મહારાણી વિલાસવતી આપની રાહ જોઈ રહ્યાં છે.'

'મહારાણી વિલાસવતી !' ત્યારે તો આ કોઈ રાજ્ય છે. મચ્છેન્દ્રની જેમ હું યે અહીં આવી ભરાયો છું.

'પધારો આ રસ્તે.' સુંદરીનાં પગલાં પાછાં વળે છે. કોઈ રાણીજાયાની સવારી આવતી હોય અને એને માર્ગ બતાવવા દાસજનો જેમ પાછા પગલે પરવરે તેમ.

અહીં આ ખંડેરનગરમાં કઈ મહારાણી વિલાસવતી અત્યારે તેનો દરબાર ભરી બેઠી છે ? કાંઈ જ ગતાગમ પડતી નથી. મનને થયું કે હવે જ ખરી ભૂતસૃષ્ટિ શરૂ થાય છે. મનમાં જેની ઘણા કાળથી ઝંખના હતી તે આખરે પાર પડી એમ લાગે છે. ભલે તો મહારાણી વિલાસવતીનો મહેમાન થાઉં.

અજાણી ધરતીના હૈયામાં ધીમે ધીમે માર્ગ જાણીતો થતો જાય છે. રસ્તાના ખાડાખડિયા ઓછા થયા છે અને પછી તો આરસપહાણની પગથાર ઉપર જ ચાલી રહ્યો છું.

આગળ આગળ. કેટલાં પગથિયાં ઊતર્યો તેની ગણતરીમાં મન ગોટે ચડી ગયું. હું તે સામે ઊંચા ઊંચા મંદિરના ઓછાયા દેખાય છે એ જોઉં કે પગથિયાં ગણું ?

મેં ધાર્યું હતું તેમ જ છે. મહારાણી વિલાસવતીનો રાજમહાલય જ સામે દેખાય છે. સંગેમરમરની સળંગ શિલામાંથી કંડારી કાઢેલો આવો ભવ્ય મહાલય તો કોઈ દિવસ જોયો જ નથી. શી તેની ભવ્યતા છે અને શી તેની કારીગરી છે. બધું જ વર્ણનાતીત છે.

રાજમહાલયના એક પછી એક માર્ગોમાંથી પસાર થાઉં છું. શોભા અને સાયબીનો પાર નથી. ચિત્ર–આચ્છાદનોની ક્યાંય જોડી નથી. છેવટે અમારી સવારી એક વિશાળ રંગમંડપમાં આવી પહોંચે છે.

રંગમંડપમાં રોશની આડે બીજું કશું દેખાતું જ નથી. રંગબેરંગી ઝુમ્મરોમાં દીપમાળની હારની હાર ઝગમગી રહી છે. મંડપના સ્થંભો જાણે દીપઘર ન હોય એમ ઝાંઝાં થઈ રહ્યા છે. સો સો ચંદ્રની ચાંદનીનો એક સામટો સમારોહ થઈ રહ્યો છે.

રોશનીથી આંખ જરા ટેવાય છે. રંગમંડપની બીજી રિયાસત નજરે પડે છે. સુવાસિત જળના ફુવારા ચારે તરફ ઊડી રહ્યા છે. વચ્ચે સુવર્ણસરમાં રંગરંગી માછલી ગેલ કરી રહી છે. સરોવરની પાળે કમળપુષ્પનાં આચ્છાદન ધારણ કરી કમળપરીઓ

આરામેશથી પડી છે. કોઈના હાથમાં સિતાર છે, તો કોઈના હાથમાં વીણા છે. રંગમંડપની રત્નજડિત ભીંતને અઢેલી મખમલ–મશરૂનાં ગાદીતકિયા બિછાવેલા છે. એના ઉપર મદભરી સુંદરીઓના જોબનમસ્ત આમોદપ્રમોદ ઊછળી રહ્યા છે. એક બાજુ ગાયિકાવૃંદ સજ્જ થઈ બેઠું છે. બીજી તરફ ફૂલમાળાના સ્વાંગ સજી નાયિકાવૃંદ તૈયાર બની ઊભું છે. મંડપની વચ્ચોવચ્ચ બે રત્નજડિત સિંહાસન મૂકેલાં છે. એક સિંહાસન ઉપર સૌંદર્યની રોશની સમી મહારાણી વિલાસવતી બિરાજેલી છે.

અરે પણ આવી સુંદરીએ આ તે કેવો સ્વાંગ સજ્યો છે? એનું વર્ણન હું તો નહિ કરું. કદાચ કોઈ નબળુંપોચું ફાટી પડે એ બીકે રતો.

બીજું સિંહાસન ખાલી છે. એના ઉપર કોણ બેસવાનું હશે?

સિંહાસનની સામે બુઢ્ઢો શેખર બેઠો છે. એની પાસે જાતજાતની સામગ્રી પાથરેલી છે. સામેની ધૂપદાનીમાંથી લોબાનના ધૂપની વાસ વાતાવરણ ભરી રહી છે.

'હ્રીમ ક્લીમ ક્લીમ.'

બુઢ્ઢો બબડતો જાય છે અને ધૂપદાનીમાં લોબાન ભભરાવે છે.

'પ્રીતમ પધારે છે શેખર! મહારાણી બોલી ઊઠે છે.

'હ્રીમ ક્લીમ ક્લીમ.' બુઢ્ઢો જોરથી બોલી ઊઠે છે.

અરે પણ મહારાણી તો મને એની પાશમાં જ ખેંચે છે. બીજું સિંહાસન તો ખાલી છે. મને શા સારુ એની બાજુમાં બેસાડે છે? એનો સર્પોનો શણગાર તો મને વીંટળાઈ વળશે.—પણ મારી વાચા બંધ થઈ ગઈ છે. હું કોઈ ઇલમનો ખેંચાયો ખેંચાયે જાઉં છું.

'હ્રીમ ક્લીમ ક્લીમ' શેખર લોબાન ભભરાવે છે.

'પ્રીતમ આવ્યો છે સખીઓ.' મહારાણી બોલી ઊઠે છે.

અને સખીઓ જાણે કે એના મનોભાવ સમજી જાય છે. નૃત્ય અને ગાન એકીસાથે શરૂ થાય છે.

નૃત્ય અને ગીતની જકઝેરીમાં મહારાણી એના પ્રીતમને મનાવે છે. સુરાસુંદરીઓ સુરા લાવે છે, ભોજનના થાળ આવે છે, મહારાણી જમાડે છે અને પ્રીતમ આરોગે છે. નૃત્યગીત શરૂ જ છે.

'હ્રીમ ક્લીમ ક્લીમ.' બુઢ્ઢો લોબાન ભ જાય છે.

'પ્રીતમ મનાયો છે શેખર.' મહારાણી ઊઠે છે.

પ્રીતમ મહારાણીના ખોળામાં જઈ પડે છે પણ આ સંકડામણમાં હું તો ગૂંગળાઈ મરીશ સિંહાસન જ ઠીક હતું. ભલે એ નહિ તો : સિંહાસને. થોડી સંકડાશ હતી,—પણ ખોળામ કામ ઘાલ્યો ? મહારાણી આ તારો શણગાર તા શણગાર હશે, મારું તો મોત જ થશે. તારા આ લાંબી લાંબી જીભ કરી મને ચાટી રહ્યા છે. આ રૂંઢમાળા મારા હાડેહાડમાં ખટકી રહી છે ખોળામાં શા માટે ઘાલે છે? અહીં બેઠો બેઠો યે પ્રીતમ બનવા આવ્યો છું તે થોડા મટી જવાનો

અરે પણ એ તો મને ભીંસે છે. ગૂંગળાવીને નાખશે આ તો.

'પ્રીતમ!' મહારાણી ખુશખુશાલ છે.

'હ્રીમ ક્લીમ ક્લીમ.' બુઢ્ઢો જોસથી બોલી ઉ

નૃત્યગીતની ગતિ વધે છે.

સમારોહમાં કાંઈ મણા નથી. પણ આ ગૂં મણ? આ ગૂંગળામણ તો મને મારી નાખશે. અ આ...આ...

ભાગી છૂટવા દે આમાંથી ભાઈ! રંગના ચટકા જ હોય. પછી પાછું અજીર્ણ થઈ જશે રાણીના પ્રેમનો તો કાંઈ પાર નથી. પણ ધીરજને યે હદ હોય છે.

એક ઝોંટ વાગે છે. મહારાણીની રૂંઢમા મૂંડકા ચારે તરફ ઊછળે છે. એના સર્પો ફણા ( કરી ફુત્કાર કરે છે. મદિરા પી પી લાલ બનેલી ર રાણીની આંખોમાંથી રક્તની શેડો વછૂટે છે. પ્ર ઊંચા સિંહાસનેથી નીચે ધરતી પર ઢળી પડે

'શેખર.' મહારાણીનો અવાજ ફાટી જાય

'ઝમ ઝમ ઝમ.' શેખરનો મંત્ર બદલાય ધૂપદાનીમાં લોબાનની સાથે અડદના બાકળા તલ હોમાય છે.

નૃત્યગીતની ગતિમાં અને લયમાં ફેર પડે મૃદંગ, વીણાને બદલે ડાકડમરુના નાદ સંભળાય

કહ્યું કે 'તમારા વગર લાલ લશ્કરની શી વલે થાત?' એ તો પેલી ઓલ્ગાના પતિએ બધી વાત કરી. માર્શલ તો માત્ર એરોડ્રોમ જોવા આવ્યા હતા. તારી સામે નજરે ય નાખી ન હતી. જો તારાં જુઠાણાં મારી પાસે નહિ ચાલે.'

'તું ખરેખર બહાર જાય છે? ચાલ તો હું પણ તારી સાથે આવું છું.' એન્ડ્રીએ કહ્યું.

'ના, તારું મારે કાંઈ કામ નથી. તું અહીંથી ટળે એટલે બસ.'

'તું તો એવી ને એવી રહી, તાન્યા!'

અને છતાં તાન્યા એન્ડ્રીનો હાથ પોતાના હાથમાં લઇ સાથે ચાલી. રસ્તાનો બરફ ખૂંદતાં તે ચાલ્યાં. લેનિનના ચોગાન પાસે થઈને તાન્યા તેના કારખાના તરફ ચાલી ગઈ ત્યારે તેણે હસીને વિદાય લીધી અને એન્ડ્રી પોતાની હૉટેલ તરફ ચાલ્યો. બે દિવસ પછી જ્યારે એન્ડ્રી પોતાની નાની બેગ લઇને ચાલી નીકળ્યો ત્યારે તાન્યા તેને વળાવવા સ્ટેશને આવી. તાન્યાનું સોનેરી ઝુલ્ફાં અને ભૂરી આંખોવાળું મુખ તેણે બે હાથમાં લઈ ચૂમી લીધું.

'તારા ઘરમાંથી કાંઈક લીધું છે, તાન્યા!'

'મારો ફોટો કે? પાજી! હું કાલે શોધી શોધીને થાકી. મને ખાતરી હતી કે તું જ એનો ચોર હશે. લાવ એ મને પાછો આપ.'

એન્ડ્રીએ એક ફોટો તાન્યા હાથમાં મૂકયો.

'જા રે, આ તારા ફોટાને હું શું કરું? મારો ફોટો મને આપ.'

'એ તો અહીં જડાઈ ગયો, હૃદય સાથે,' એન્ડ્રી છાતી પર હાથ મૂકીને બોલ્યો.

ગાડી ઊપડી. તાન્યા પ્લેટફોર્મ પર સાથે સાથે ચાલી.

'તારું શરીર સાચવજે.'

'મને કોઈ દિવસ કાંઈ થવાનું નથી. તું ફિકર ન કરીશ.'

'ફિકર? મારે શું તે ફિકર કરું?' તાન્યા બોલી પણ એના શબ્દો સાચા નથી એમ તેને જ લાગ્યું. ગાડીનો વેગ વધતો ચાલ્યો. એણે રૂમાલ હલાવ્યો અને એન્ડ્રી બારીમાંથી તેના તરફ જોઈ રહ્યો.

'આવજે, એન્ડ્રી! ગુડબાય!' તે બોલી અને પોતાની આંગળી પરની વીંટી સામે જોઈ રહી.

'ગુડ બાય' એન્ડ્રીએ ડબ્બાના તમામ મુસાફરોને નવાઈ લાગે એવા મોટા અવાજે બૂમ પાડી. ગાડી સ્ટેશનમાંથી બહાર નીકળી ગઈ.

## ૨

શિયાળાના ધુમ્મસને લીધે આકાશ ચૂનો લગાવ્યો હોય એવું સફેદ દેખાતું હતું. નારવાના એરોડ્રોમ પર એન્ડ્રી પોતાની કેબિનમાં બેઠો હતો. ઠંડી સખત હતી. એન્ડ્રી સિગારેટ ફૂંકતો હતો. આજે ઓસ્ટ્રોવના જર્મન મથક પર બોમ્બમારો કરવા જવાનો તેને હુકમ મળ્યો હતો. પણ તેને હજી બે કલાકની વાર હતી. સિગારેટના ધુમાડા સામે એ જોતો જોતો બેઠો હતો. તેને તાન્યા યાદ આવતી હતી. દૂર વોલ્ગાના તટ પર જ્યાં એની વાડી છે ત્યાં આ લડાઈ પછી પોતે રહેવા જશે, તાન્યા તેની પત્ની બની તેને ઘેર રહેવા આવશે તે વાતના એન્ડ્રીને વિચાર આવતા હતા. તેણે તાન્યાનો ફોટો ખીસામાંથી બહાર કાઢ્યો અને ભાવપૂર્વક તે તાન્યાના સુંદર મુખની છબી જોઈ રહ્યો.

'ચાલ એ એન્ડ્રી! યુદ્ધના દિવસોમાં છોકરીઓના વિચાર કરવા સારા નહિ.' તેના સાથી આઈવન નિખિલોવિચે કહ્યું.

'તો ય એ જ વિચાર આવે છે, લગ્ન કરવાના, સંસાર માંડવાના, બાળકો સાથે ખેલવાના. ફુરસદને વખતે બીજું કરવું શું?'

'પ્લાનનો અભ્યાસ કરો એમ આપણા સેનાપતિ સલાહ આપશે.'

'સલાહ આપવી એ ઘણો સહેલો ધંધો છે,' એન્ડ્રીએ કહ્યું.

પછી એ બહાર નીકળ્યો. પોતાનું વિમાન એણે તપાસ્યું. પેટ્રોલ પૂરું ભરેલું હતું. એન્જિન સાફ કરેલું હતું. પ્રોપેલર પર તેલ લગાવ્યું હતું. નીચે બોમ્બનો ભાર ભર્યો હતો.

સૂર્ય અસ્ત પામ્યો.

સાત રશિયન વિમાનો અંધકારને ચીરતાં આકાશમાં ચાલ્યાં જતાં હતાં. ઠંડી હવા. ધુમ્મસના ઝાંખા પટ. વચ્ચે વચ્ચે વાદળાના ઢગલા. અને વચ્ચેથી ઝાંખી દેખાતી ધરતી. ઊંચાં, ઊંચાં, વિમાનો ચડતાં જાય છે.

'ચાર હજાર ફીટ' એન્ડ્રીને કાને આઇનિનનો અવાજ આવે છે.

'હજી ઊંચે.' એન્ડ્રી રાડ પાડીને જવાબ દે છે. યંત્રોનો ઘરરર ઘરરર અવાજ તેના સાદને ડુબાવી દે છે.

નીચે સાવ ઘનઘોર અંધકાર છે. કશું દેખાતું નથી. યંત્ર પર દિશાનો કાંટો, વેગ નોંધતું બીજું ઘડિયાળ જેવું ચક્ર; હાથમાંના નકશા પરથી એન્ડ્રી નક્કી કરે છે કે પોતે ક્યાં છે.

'ધારેલી જગ્યા આવી ગઈ. હવે બોમ્બ છોડો,' હુકમ આવે છે.

એન્ડ્રીએ હેન્ડલ દબાવ્યું. બોમ્બ સર્યો. અને અવકાશમાં એ વિનાશક ભાર ચાલી નીકળ્યો. નીચે, ઊંડે, ઊંડે. એક ધડાકો થયો અને આકાશમાં તેના આછા પડઘા સંભળાયા. સરરર, સરરર, બોમ્બ સુસવાટ કરતા સરવા લાગ્યા. અવકાશ ખળભળી ઊઠ્યો. ઊંડે ઊંડે ધરતી પર આગ લાગતી હતી, જાણે કે ભટ્ઠીઓ સળગી. એન્ડ્રીને સંતોષ થયો કે પોતે સ્થળ વિશે કરેલું અનુમાન સાચું હતું. બોમ્બ નકામા નથી ગયા. બરાબર ચોટ લાગી હતી.

'ઓહ ! એક આ ધુમ્મસ ન હોત !' એન્ડ્રી બબડ્યો. એને આગો સ્પષ્ટ જોવી હતી. પોતે કરેલા વિનાશના દૃશ્યથી આંખો તૃપ્ત કરવી હતી. પહેલાં તે હૃદયનો આવો નિષ્ઠુર ન હતો. પોતે જ્યારે જ્યારે બોમ્બ ફેંકવા જતો ત્યારે તેની કલ્પનાશક્તિ તીવ્ર બનતી. નીચે કેવી સાઇરન વાગતી હશે, વિમાન-વિનાશક તોપો આગળ સૈનિકો કેવા તત્પર થયા હશે, બત્તીઓ બંધ થાય, લોકો આશ્રયસ્થાનમાં જઈ સંતાય. અને આખું શહેર સ્તબ્ધ બની મોતના વરસાદની વાટ જુએ. એન્ડ્રી હેન્ડલ દબાવે, બોમ્બ છૂટે. એન્ડ્રીને વિચાર થાય કે હવામાં જતો એ વિનાશનો દૂત, કોઈ સૂતેલા બાળક માટે, કોઈ આશાભરી માતા માટે, કોઈ વત્સલ વૃદ્ધ પિતા માટે મોતનો પેગામ લઈને જાય છે. અહો યુદ્ધ ! પોતા પાસે એ કેવું કાર્ય કરાવે છે ! પણ આજ એન્ડ્રીના દિલમાં એવી લાગણી થતી નથી. શત્રુઓએ પણ એવી જ ક્રૂર રીતે પોતાનાં માણસો સંહાર્યાં છે, શહેરો તારાજ કર્યાં છે, ગામો લૂંટ્યાં છે. એમના પર દયા કેવી એમ એન્ડ્રી વિચાર કરે છે ને પોતાના કાળજાને કઠોર રાખે છે.

રોષે ભરાયેલી ધરતી જેમ આંખો ખોલે તેમ એક પછી એક બત્તી થવા લાગી અને પ્રકાશની લાંબી સળીઓ આકાશમાં ફરવા લાગી. એ સર્ચલાઈટો. વિમાનોની તે શોધ કરતી હતી. ... લાંબા લિસોટા અંધકારમાં પ્રકાશની જાળી ગૂંથતા...

પ્રકાશનો ધોધ આકાશમાં પથરાયો. તેમાં ર... વનનું વિમાન ઝબકી રહ્યું. તરત નીચેથી ધુમ્મ અ... થયો. જર્મનોએ વિમાનવિનાશક તોપનો ગોળો છો... ઘરરાટ કરતો એ ગોળો આકાશમાં ચાલ્યો ... આઈવને દિશા ફેરવી. ત્યાં બીજી બાજુથી પ્ર... આવ્યો. ફરી એનું વિમાન નીચેના શત્રુઓએ ... અને ધુમ્મ અવાજ; બીજો ગોળો છૂટ્યો. આઈ... વિમાન કાગળની પેઠે સળગી ઊઠ્યું: હવામાં ... ગોળ ચક્કર લેતું, અંધકારમાં લાલ અગ્નખંડ ... એ નીચે ગયું. ધુમાડાનું રાખોડી રંગનું વાદળ એ... જોઈ રહ્યો. પોતાનો સાથી ચ્યે ગયો. અને થોડી પહેલાં તો એ છોકરીઓના વિચાર ન કરવા ... વાતો કરતો હતો. એન્ડ્રીએ બોમ્બ છોડ્યા, એક, ત્રણ, ચાર. સર્ચલાઈટો ટપ ટપ બુઝાવા લાગી. બત્તીનું નિશાન તાકીને જ એન્ડ્રી બોમ્બ છો... હતો. ત્યાં તેનાં કાન ચમક્યા. જર્મન વિમાનો ઉ... ચડતાં હતાં. તો પછી પોતે જેનો નાશ કરવા આ... હતો એ ઓરટ્રોવનો એરોડ્રોમ ક્યાં ? શું એણે બ... જગ્યાએ જ બોમ્બ ફેંક્યા ? કે પછી જર્મન વિમા... બીજેથી આવે છે ?

*નાઝી વિમાનોનો અવાજ નજીક આવતો લાગે...* આકાશમાં એની લાલ અને લીલી બત્તીઓની ... પછી હાર દેખાવા લાગી, જાણે રંગીન નક્ષત્રમા... ઊડતી આવે છે. રશિયન સરદારે હુકમ કર્યો, "ચા... પાછા" અને એન્ડ્રીએ વિમાનની દિશા ફેરવી.

બોમ્બનો ભાર ઓછો થવાથી વિમાન હળવું ર... હતું. પૂરા વેગે રશિયન વિમાનો પાછાં ચાલ્યાં. પ... જર્મન વિમાનોનો વેગ અજબ હતો. થોડી વારમાં ... તે પાસે પાસે દેખાવા લાગ્યાં. એન્ડ્રીએ હોઠ પી... તેની મશીનગન તૈયાર કરી.

રશિયન સરહદ બહુ દૂર ન હતી. નીચે મેદા... પર રશિયન સૈનિકો ખાઈઓ ખોદી યુદ્ધ કરતા હત... અંધકારમાં રણક્ષેત્ર સૂમસામ લાગતું હતું. સંભવ હતે... કે જર્મન વિમાનો અહીં સુધી આવીને પાછા વળે પ... ના, તેમ ન થયું. એક નાઝી વિમાન એન્ડ્રીના વિમા...

પાસે આવ્યું અને "કરરર કર્ કર્ મશીનગન શરૂ થઈ.

સામ સામે વિમાનો ઊંચાંનીચાં ફરી એ નાઝી પ્રતિસ્પર્ધી અને એન્ડ્રી એકબીજાને હંફાવવા લાગ્યા. વાદળાંના એક ગંજાવર પહાડમાં એન્ડ્રીનું વિમાન અદૃશ્ય થઈ ગયું. પણ એ સફેદ ઘટા ચીરીને એન્ડ્રી બહાર નીકળ્યો ત્યાં તેનો શત્રુ પણ તેની સામે આવી ગયો હતો.

એણે મશીનગન ચલાવી અને તેની ગોળીઓ એન્ડ્રીના વિમાનમાં કાણાં પાડતી ગઈ. એન્ડ્રીએ જોયું તો પેટ્રોલની ટાંકીમાંથી નાની ધાર શરૂ થઈ હતી. એન્ડ્રીના સાથીદાર રશિયન વિમાનીએ પોતાનું વિમાન ઊંચું લીધું હતું. તેણે જર્મન વિમાની પર ઉપરથી બૉમ્બ છોડ્યો અને એ પડતાં જર્મન વિમાન સળગી ઊઠ્યું હવામાં ફરતું ફરતું ગુલાંટો લેતું તે અદૃશ્ય થઈ ગયું.

ટાંકીમાંથી પેટ્રોલ ટપકતું હતું. એન્ડ્રીએ જોયું કે હવે થોડી જ મિનિટમાં પોતાનું વિમાન સળગી ઊઠશે. પૂર વેગે તેણે યંત્ર હંકારી મૂક્યું. જ્યાં જવાય ત્યાં, શત્રુની સરહદથી દૂર રહેવાય એ જ એની નેમ હતી.

પોતાની પેરેશુટ બરાબર છે કે નહિ તે તેણે જોઈ લીધું. શત્રુઓએ તેનો પીછો છોડી દીધો હતો. અંતરની ગણતરી કરીને તેણે ખ્યાલ કર્યો હવે પોતે રશિયન સરહદથી બહુ દૂર નહિ હોય. એ પોતાની પરિચિત લશ્કરી સંજ્ઞાઓ માટે નીચે નજર કરવા લાગ્યો પણ ઘનઘોર અંધકાર સિવાય કશું દેખાયું નહિ. યંત્રો તપી ગયાં હતાં. પેટ્રોલની ધાર અટકાવવા તેણે પ્રયત્ન કર્યો, પણ વ્યર્થ. વિમાનના ખૂણામાં ભડકો થયો. હવે એક ધડાકા સાથે પેટ્રોલની ટાંકી તૂટવાની. એન્ડ્રી તૈયાર થઈ ગયો અને વિમાનની બારી તેણે ખોલી. વિમાનમાં એક આંચકો લાગ્યો. કારમા અવાજ સાથે ટાંકી તૂટી. એન્ડ્રી બારીમાંથી છટકી ગયો અને અંધકારમાં નીચે નીચે પડવા લાગ્યો, ઠંડી હવાના દરિયામાં જાણે કે એ ઊંડા ઊંડા ચાલ્યો જાય છે.

તેને નવાઈ લાગતી હતી કે પોતાનું મગજ સ્થિરતાથી કામ કરે છે! પડતાં પડતાં ધીરેથી તેણે કમર પરની રિંગ હાથમાં લીધી. એ ખેંચે એટલે માથા પર છત્રી ખુલી થાય. પણ તેની નજર ઉપર ગઈ. વિમાન હજી ઉપર, તેની પાછળ હતું. આગનો ભડકો બની એ હવામાં ચક્કર લેતું હતું. અને ધુમાડાનાં લાંબાં વર્તુળો આંકતું હતું. એમાંથી જો એકાદ તણખો પડે તો એ સૂસવતા પવનમાં એની રેશમી છત્રી તરત સળગી જાય. એટલે તેણે થોડી વાર વાટ જોઈ. વિમાન બીજી બાજુએ ચાલ્યું ગયું. તેણે રિંગ ખેંચી. છત્રી ખુલ્લી થઈ. એન્ડ્રીના ખભા પર આંચકો લાગ્યો. પછી તે આસાનીથી હવામાં લટકવા લાગ્યો. તેને થયું કે હવે જમીન બહુ દૂર નહિ હોય. મિનિટો જવા લાગી.

વિમાન ચક્કર ખાતું નીચે ગયું. અંધકારમાં જાણે લાલ મશાલ. એ નીચે પહોંચતાં તેની આગનો ઉજાસ પથરાયો. નીચે સરોવરનું પાણી ચમકી રહ્યું. એન્ડ્રીએ એ જોયું. 'આ વળી નવી આફત!' તે બબડ્યો. 'મને કંઈ થવાનું નથી.' તેણે તાન્યાને કહેલા શબ્દો તેને યાદ આવ્યા ને તે હરખ્યો.

તે તરવા માટે તૈયાર થયો. બૂટ કાઢી નાખ્યા, છત્રીના પટ્ટા હાથમાં પકડી ઓવરકોટ કાઢી નાખ્યો. ભારે ઠંડો પવન લાગ્યો. ચપ્પુ કાઢી તેણે બ્રીચીઝ તોડી. આટલું કામ કર્યું તોય હજી જમીન ન આવી તેની તેને નવાઈ લાગી. પાકીટમાંથી તેણે સિગારેટ કાઢીને સળગાવી અને પીતો પીતો તે નીચે ઊતરવા લાગ્યો.

પાણી પચીસેક ફીટ દૂર રહ્યું હશે એટલે ખભા પરથી પટ્ટા દૂર કરી છત્રીમાંથી મુક્ત થઈ એન્ડ્રી પાણીમાં પડ્યો, સસ્સ્! ઠંડું હીમ જેવું પાણી! એન્ડ્રી થથરી ગયો. અંધકારમાં કિનારા દેખાતા ન હતા. પણ વચ્ચે પડેલું વિમાન હજી બળતું હતું. એન્ડ્રી તે તરફ તરતો ચાલ્યો. વિમાનની એક પાંખ ઓલવાઈ ગઈ હતી. એન્ડ્રી તે પર ચઢી બેઠો અને છૂટકારાનો તેણે દમ ખેંચ્યો.

થોડી વારે દૂરથી બે હોડીઓ આવી. એમાં રશિયન સૈનિકો હતા. નાની બત્તીનું અજવાળું સરોવર પર પડ્યું. ઠંડીમાં થરથરતા એન્ડ્રીએ સાદ પાડ્યો "કામરેડ્ઝ!" અને એન્ડ્રીને તેઓ હોડીમાં લઈ ગયા.

૩

વળી એન્ડ્રીને ત્રણ દિવસની રજા મળી હતી.

પેલી હૉસ્પિટલ આગળ એ નીકળ્યો ત્યાં નર્સ દરવાજામાં ઊભી હતી. હસીને તે બોલી, 'પાટાની જરૂર છે કે?'

'ના, આભાર', એન્ડ્રીએ જવાબ આપ્યો.

'તાન્યા!' તેણે તાન્યાના ખંડમાં જઈ સાદ પાડ્યો.

'એન્ડ્રી! પ્રિયતમ!' કહેતી તાન્યા તેને બાઝી પડી. તેના મુખ સામે, તેની છાતી સામે, તેના હાથ સામે તાન્યા જોવા લાગી. ગંભીરતાથી તેણે પૂછ્યું, 'શરીરે કેમ છે?'

'મને? મેં નહોતું કહ્યું કે મને કાંઈ થવાનું નથી.'

'આમાં જો' કહીને તાન્યાએ તેની આગળ 'પ્રવદા'ની સવારની નકલ ધરી. તેમાં સાત રશિયન વિમાનીના ફોટોગ્રાફ હતા. અને શત્રુના જંગી વિમાની મથકને તેઓ કેવી રીતે તારાજ કરી આવ્યા એ વાત પણ વિસ્તારથી છાપેલી હતી. અને માર્શલ ટિમોશેન્કોનો સંદેશ મોટા અક્ષરોમાં છપાયો હતો: 'જો આવા વિમાન-વીરો રશિયાનું રક્ષણ કરવા તત્પર ન હોય તો આપણી પિતૃભૂમિની શી સ્થિતિ થાય?'

'લે, સાંભળ! ને તું તો મારી વાત જ માનતી નહિ,' વોડકાની નાની પ્યાલી ભરતો એ બોલ્યો.

'ચાલ, ચાલ હવે. આ વખતે માર્શલ એટલું બોલ્યા એટલે કાંઈ તારાં પહેલાનાં જુઠાણાં સાચાં પડી જતાં નથી.'

'તું તો કદી નહિ સમજે.'

'શું સમજવાનું છે?'

'કે તને કેવો શૂરવીર અને સમજુ સ્વામી મળ્યો છે.'

'લગ્ન પહેલાં તે કોઈ સ્વામી કહેવાતા હશે?'

'એ તેં ઠીક યાદ આપ્યું. ચાલ, જલદી તૈયાર કર.'

'શું છે? શાની તૈયારી કરવી છે?'

'કેમ? લગ્ન રજિસ્ટર કરાવવા નથી જવું?'

'અરે એન્ડ્રી! તેં તો મને ચમકાવી દીધી. શું આજે જ?'

'હા, કેમ નહિ? ત્રણ જ દિવસની રજા છે.'

'તું હંમેશાં તારું જ ધાર્યું કરવાનો, એન્ડ્રી!' કહીને તાન્યા હસી અને એન્ડ્રીના ભુજપાશમાં સમાઈ ગઈ.

'અજબ વસ્તુ છે આ જીવન, નહિ તાન્યા! મૃત્યુ વચ્ચે પણ જીવન સાદ પાડે છે. વિમાનમાંથી હું નીચે ઊતરતો હતો ત્યારે મને શું સાંભરતું હતું, કહું? ન હિટલર, ન સ્ટેલિન, ન દેશ, ન સાથી. અંધકાર ભરેલી એ હવામાં છત્રી લઈને હું ઊતરતો હતો ત્યારે તારો ચહેરો મને યાદ આવતો હતો. અને કાનમાં તારા શબ્દો ગુંજતા હતા. સાચું જ કહું છું, બીજું કશું મને યાદ ન હતું. એટલે જ કવિ પુશ્કિનના પેલા શબ્દો, યાદ છે તને? 'પ્રેમની સરિતા—એ જ છે સત્ય. એના પ્રવાહને મૃત્યુની પાળ રોકી શકતી નથી.'

તાન્યા કશું બોલી નહિ. ગંભીર બનીને સાંભળી રહી. જિંદગીમાં આજ પહેલી વાર એન્ડ્રી અક્કલવાળી વાત કરતો હતો એમ તેને લાગ્યું.

## હઠીલાનાં ખંડેરોમાં [પાન ૮ નું સાંધણ]

મહારાણીને આ તે શું થયું છે? કેમ આમ ગડથોલાં ખાય છે? મારી નજર વિભ્રમિત થઈ છે કે શું?'

બુઠ્ઠો શેખર ક્યાં સંતાઈ ગયો? એનો મંત્ર કેમ નથી સંભળાતો? ચુડેલોના રાસ પણ શમી ગયા?

હ્રીમ કલીમ કલીમ. ઝ્યા ઝ્યા ઝ્મ.

ના ના. એ શેખરનો મંત્ર નથી. એ તો... એ તો...

શું. એ તલવાર મહારાણીની ગરદન ઉપર જ પડી.

દુનિયા ચકાવે ચડી છે. દુનિયા ફુદડી ફરે છે....

—સવારના મિત્રોએ મને ઢંઢોળ્યો ત્યારે હઠીલાના એક ખંડેરમાં ભાનસાન વિહોણો પડ્યો હતો. ટાઢો હીમ જેવો.

સારું હતું કે જીવ નહોતો નીકળી ગયો.

# ★ અબ્દુલગફારખાન ★

લેખક
રામનારાયણ ના. પાઠક

પૂર્વે બંગાળાનો ઉપસાગર, પશ્ચિમે અરબી સમુદ્ર, દક્ષિણમાં હિંદી મહાસાગર અને ઉત્તરે પર્વતરાજ હિમાલય: એવી નૈસર્ગિક ચતુ:સીમાથી રક્ષાયેલા ભારતવર્ષમાં પરદેશીઓને પ્રવેશ કરવા માટે પ્રાચીન કાળમાં એક જ માર્ગ હતો. અને તે કાબુલથી પેશાવર સુધી પથરાયેલો ખૈબરઘાટ.

હિંદના પુરદ્વાર જેવા એ પેશાવરથી વીસેક માઇલ દૂર ચરસાડા નામે તાલુકાનું મુખ્ય ગામ આવેલું છે. ચરસાડાથી બે માઇલ ઉપર સ્વાત નદીને તીરે ઉતમાનઝાઈ નામનું ગામડું આવેલું છે. તે જ ખાનસાહેબનું મૂળ વતન. ત્યાં જ હિંદુસ્તાનની સરહદ પૂરી થાય છે. ત્યાંથી થોડે દૂર ગયા કે પછી પહાડી ટોળીઓનો જંગલી પ્રદેશ શરૂ થાય છે એ પ્રદેશમાં ખાનસાહેબને સેંકડો એકર ફળદ્રુપ જમીન બાપદાદાના વખતની મળેલી છે. એમાં ફળફૂલ અને શેરડીનો પાક સુંદર થાય છે. પોતાના એ મનોરમ જન્મસ્થાનની વાત કરતાં ખાનસાહેબે એકવાર સ્વ. મહાદેવભાઇને કહેલું; 'સ્વાત નદીમાં એક નાનકડો સરખો ટાપુ છે. એના ઉપર અમે એક નાનકડું આરામસ્થાન બનાવ્યું છે. મહાત્માજી અમારે ત્યાં આવશે ત્યારે અમે એમને માટે ત્યાં આશ્રમ બનાવશું. આશ્રમને માટે એના કરતાં વધારે ઉમદા જગ્યા જડવી મુશ્કેલ છે. ત્યાંની ગુલાબી ઠંડી, ખુશનુમા હવા અને ઢગલે ઢગલા ફળો કોઈ પણ માણસને પહાડી પઠાણ બનાવી દે એવાં છે. મહાત્માજીનું વજન તો એટલું વધે કે જેટલું અહીં કદી હતું નહીં. અને અમારે ત્યાંનું દૂધ ખૂબ મલાઈવાળું હોય છે. બકરીનું શું કે ગાયનું? ગાયના દૂધનો ઉપયોગ અમે માખણ બનાવવામાં જ કરીએ છીએ. અમારે ત્યાંની શેરડી પણ અમારા જેવી જ મજબૂત અને ઊંચી.'

સરહદના પઠાણનો પૂરો પરિચય ન હોય ત્યાં સુધી જેમ આપણને એ એક 'હાઉ' લાગે છે તેમ ત્યાંના ફળદ્રુપ પ્રદેશની હકીકત જાણીએ નહીં ત્યાં સુધી એ પ્રદેશ સૂકો વેરાન હશે એ જ અનુમાન ઘણે ભાગે આપણે કરીએ પરંતુ ઉપર આપણે જોયું કે પ્રદેશ કેટલો ફળદ્રુપ અને રમણીય છે.

ખાનસાહેબના પિતા ખાન બહેરામખાન એ ખુદાપરસ્ત આદમી હતા. તેમણે ૯૫ વર્ષનું લાં સદાચારી આયુષ્ય ભોગવ્યું હતું. સરહદના ગાંધી સેવાપરાયણ, ભક્તજીવનને મૂળ પોષણ તેમનાં માત પિતાના જીવનમાંથી જ મળ્યું હતું. તે વસ્તુ પ ખાનસાહેબના પોતાના શબ્દોમાં જોઈએ:

'મારાં માતપિતા એવી પવિત્ર જિંદગી ગાળનાર હતાં કે અમારે તેમના જીવન સિવાય બીજે બહા કશું ધાર્મિક શિક્ષણ લેવા જવાપણું ન હતું. બેમાંથ એકેય લખીવાંચી જાણતા ન હતાં. પણ બન્ને દુન્યવી કરતાં રૂહાની (આત્મિક) જિંદગી ગાળતાં મારી મા તો ઘણી વાર નમાજ પઢ્યા પછી શાંતિથ ધ્યાનમગ્ન બેસી રહેતાં, મારાં માતપિતા કરતાં વધારે ખુદાપરસ્ત જોડી મેં તો નથી જ જોઈ.'

ખાનસાહેબના પિતાની ધર્મભાવના રોજિંદા વ્યવહારમાં પણ ઊતરી હતી અને ખાનસાહેબમાં જે અહિંસક શક્તિ પ્રગટી તેનું મૂળ તેમાં દેખાતું હતું. ખાન બહેરામખાનને કોઈ દુશ્મન નહોતો. કેટલાક સગાઓએ તેમને ખુવાર કરવામાં બાકી નહિ રાખેલી તેમનું પણ તેમણે ભલું ચાહેલું આખરે તેઓ પસ્તાયા. મરતી વખતે માફી માગી અને પોતાના છોકરા ખાનસાહેબને જ સોંપ્યા. એવાં કારણો ઊભાં થતાં કે જે પ્રસંગે સામાન્ય પઠાણ સામાનું ખૂન કરી બેસે તેવે પ્રસંગે પણ તેઓ વિરોધીને ક્ષમા આપતા. દગો કરનારને દગાથી હરાવવામાં તેઓ મોટાઈ ન માનતા. પણ દાનાઈથી તેને જીતવાની કોશિશ કરતા. ઘણી વાર એ પોતે છેતરાતા પણ કોઈને છેતરતા નહીં. એમનું વચન કોર્ટ–કચેરીમાં મનાતું, ખાન બહેરામખાન જે વાત કરે તેને સાક્ષી ન જોઈએ. એમના દુશ્મનની પણ એ વાત ખોટી પાડવાની હિંમત ન ચાલે.

'ત્યારે અબ્બાજાન, આજે રાષ્ટ્રીય શિક્ષણનું કામ મેં ઉપાડ્યું છે તે એક મજહબી ફરજ છે. જે નમાજ છોડાય તો એ કામ છોડાય.'

'તારી વાત સાચી છે' કહીને પિતાએ અનુમોદન આપ્યું અને સરજેન મેરી–ચીફ કમીશનરને જવાબ આપી દીધો. કમીશનરની મહેનત અફળ ગઈ. તેણે ખાનસાહેબ ઉપર કામ ચલાવવાના હુકમ આપ્યા. રાષ્ટ્રીય શિક્ષણ આપવા સારુ તેમને ત્રણ વર્ષની સજા ગઈ.

આ વખતનો જેલવાસ ઘણો કરુણ હતો. અંધારી કોટડી, પગે બેડી, ચક્કી પીસવાનું કામ અને ઉપરાંત જે કલ્પી શકાય તે. આવી આકરી સજા આનંદપૂર્વક ભોગવતા ખાનસાહેબનું વજન ૫૫ રતલ ઘટી ગયું, દાંતનો રોગ લાગુ પડ્યો. સાંધા દુઃખવાનું શરૂ થયું. છતાં તેમના ઉલ્લાસનો પાર નહોતો. બીજા કેદીઓને પોતાના વહાલા 'બાદશાહખાન'ને ચક્કી પીસતા જોઈ ખૂબ લાગી આવતું. તેઓ તેમનું કામ કરી આપવા વિનંતિ કરતા પરંતુ નેકદિલ ખાનસાહેબ તેમને શાંતિથી જવાબ આપતાઃ 'એ તો જુઠ્ઠાણું કહેવાય. તમે મારે બદલે કામ કરો અને હું લખાવું કે મેં આટો પીસ્યો એ કેમ બને?'

ખાનસાહેબે જેલમાં ચાલતી છૂપી લાંચરુશ્વત સામે પોતાની પ્રામાણિકતાનો પ્રયોગ શરૂ કર્યો. પરિણામે એક જમાદારે રાજીનામું આપ્યું. સરકારને ખાનસાહેબની આ નૈતિક અસર ખૂંચી. તેમની બદલી પંજાબ જેલમાં કરી. ત્યાં તેમણે શીખો તથા હિંદુઓની મૈત્રી કરી. ગીતા વાંચી, ગ્રંથસાહેબ અને બાઈબલ વાંચ્યાં. પરધર્મ અને પરધર્મીને સહન કરવાની તેમની ઉદાર ભાવના વિકસતી જતી હતી.

દેશને ખાતર વારંવાર સહન કરેલાં દુઃખોથી, વૈરી પ્રત્યે દાખવેલા ઉદાર સમભાવથી, અનન્ય ઈશ્વર નિષ્ઠાથી ખાનસાહેબને 'સરહદના ગાંધી'નું બિરુદ આ જ અરસામાં મળ્યું. તેઓ જેલમાં અઠવાડિયે એક ઉપવાસ કરતા અને એક દિવસ મૌન પણ પાળતા. એટલે પછી "સરહદના ગાંધી' એવું નામ પડે તેમાં નવાઈ શી!

હિંદુમુસ્લિમ એકતા વિષે બોલતાં એકવાર તેમણે અત્યંત લાગણીભર્યા શબ્દોમાં કહેલું, 'હું માથાં ગણીને મજહબની કિંમત આંકતો નથી. મજહબની કિંમત વર્તનમાં છે, ઇસ્લામ એટલે અમલ. ઇસ્લામ એટલે યકીન, ઇસ્લામ એટલે મુહબ્બત. અમલ, યકીન અને મુહબ્બત વિનાનો માણસ મુસલમાન નામધારી ભલે હોય, મુસલમાન નથી. એક જ અલ્લાહની બંદગી અને પાક કામો એટલું કોઈ પણ માણસને મોક્ષ મેળવવાને માટે પૂરતું છે એમ કુરાને શરીફમાં સાફ લખેલું છે.'

૧૯૨૪ થી ૨૯ સુધીના સમયમાં હિંદુ–મુસ્લિમ હુલ્લડો, વૈમનસ્ય–કડવાશ ખૂબ વધી પડ્યાં હતાં. છતાં બન્ને ખાનસાહેબો આ વસ્તુથી તદ્દન અસ્પૃષ્ટ રહ્યા હતા.

આપણા દેશમાં સ્ટેશને સ્ટેશને 'હિંદુ પાણી' અને 'મુસલમાન પાણી'ની બૂમો ગાડી ઊભી રહેતાં જ સંભળાય છે. ખાનસાહેબથી એ સાંભળી જતી નથી. તેમના કાન અને હૃદય એ બૂમ સાંભળી શકતા નથી. તેઓ કહે છે. 'હિંદુ કે મુસલમાન એક બીજાના હાથનું સ્વચ્છ પાત્રમાં ભરેલું સ્વચ્છ પાણી પીએ એમાં કોઈ પણ હિંદુ કે મુસલમાનને શા માટે વાંધો હોય એ હું સમજી શકતો નથી.'

ખાનસાહેબે પંજાબના જેલવાસ દરમિયાન પોતાના હિંદુ જેલસાથીઓની લાગણીને માન આપવા ખાતર માંસાહારનો ત્યાગ કર્યો હતો. ૧૯૩૧માં દેવદાસ ગાંધી ખાનસાહેબના મહેમાન થયેલા ત્યારે દેવદાસ ગાંધી ત્યાં રોકાયા ત્યાં સુધી દસ–પંદર દિવસ આખા કુટુંબે માંસાહાર તજ્યો હતો. ૧૯૩૪માં જમનાલાલ બજાજને ત્યાં તેઓ વર્ધામાં રહ્યા હતા ત્યારે તેમની તબિયત બગડવાથી દાક્તરે માંસાહારની ભલામણ કરી. ગાંધીજીએ કોઈ મુસલમાન સજ્જનને ત્યાંથી પકાવી મંગાવવાની વ્યવસ્થા થશે તેમ કહ્યું, છતાં ખાનસાહેબ એકના બે ન થયા. જમનાલાલજી જેવા વૈષ્ણવના ઘરમાં માંસાહાર કેમ થઈ શકે? આજે પણ તેઓ ભાગ્યે જ માંસાહાર કરે છે. કોઈ એવા માંસાહારી કુટુંબમાં અચાનક મહેમાન તરીકે જઈ ચડ્યા હોય તો તેઓ એ આહાર સ્વીકારી લે એટલું જ.

ખાનસાહેબે એ જ રીતે ચા છોડી હતી. તેઓએ ઉપવાસ દરમિયાન નિશ્ચય કર્યો કે ચા છોડવી જ છે. અને તેમણે છોડી. ચાના એ ભારે શોખીન હતા. ન મળે ત્યારે માથું દુઃખતું. પીતા ત્યારે અનેક પ્યાલા

પીતા. પણ અજબ રીતે ચા છોડી તે છોડી. આવા સંયમોથી અને જેલવાસોથી ખાનસાહેબનું વજન ૨૨૦ રતલથી ઘટીને ૧૬૦ રતલ થઈ ગયું. સાડા ૭ ફૂટ ઊંચી કાયા સાવ સુક્લકડી દેખાવા લાગી છતાં ચહેરાનું તેજ વિશેષ ચમકવા લાગ્યું.

ત્રણ વર્ષની સજા પૂરી કરી તેઓ બહાર આવ્યા. રાષ્ટ્રીય શાળાના કાર્યકરોનું જુથ તો હતું જ. બીજા સાથીઓની મદદથી તેમણે ઉતમાનઝાઈ અને આસપાસના પ્રદેશમાં રચનાત્મક કામ આરંભ્યું. ૧૯૨૯ સુધીમાં સાથીઓ અને પોતે આખા સરહદપ્રાંતને સેવાથી જીતી લીધો. જે મંડળ રચનાત્મક કાર્યમાં ખાનસાહેબની આસપાસ જામ્યું હતું. તેને વ્યવસ્થિત બનાવી તેનું નામ 'ખુદાઈ ખિદમતગાર' પાડ્યું. આ મંડળનું કામ શરૂઆતમાં સમાજસુધારાનું હતું. પાછળથી મહાસભાની તમામ પ્રવૃત્તિ એ આ મંડળની પ્રવૃત્તિ બની ગઈ. પહેલાં તો આ ખિદમતગારોનો પોષાક સફેદ ખાદીનો હતો. પણ પછી ગરીબ પઠાણો હંમેશાં ધોવાનો ખર્ચ ક્યાંથી કાઢે? એટલે તેને ઘેરા ગેરૂઆ રંગે રંગીને વાપરવાનો ઠરાવ થયો. ૧૯૩૦માં પરદેશી કાપડ તથા દારૂની દુકાનો પર ચોકીપહેરાનો મહાસભાનો કાર્યક્રમ ખુદાઈ ખિદમતગારોએ ઉઠાવી લીધો. લશ્કરી ડ્રીલ, લાંબી કૂચો તથા લશ્કરી તાલીમ આ દળને આપવામાં આવતી.

૧૯૩૦માં ગાંધીજી પકડાયા અને સરહદના ગાંધીને પકડી લીધા. ૧૯૩૦ થી ૩૩ સુધીનાં ત્રણ વર્ષમાં ખુદાઈ ખિદમતગારો ઉપર અને ખાનસાહેબના કુટુંબ ઉપર જે જુલમો થયા તેનું રોમાંચક વર્ણન આ ટૂંકી કથામાં ન થઈ શકે. દેશના એક છેડેથી બીજા છેડા સુધી સરકારે મહાસભાને દાબી દેવા માટે જે ભારે દમન ચલાવેલું તેનો સૌથી વધારે આકરો કોરડો સરહદમાં વીંઝાયો હતો. અહિંસક વ્રતધારી, અડગ નિશ્ચયી પઠાણવીરોએ દુઃખ સહન કરવામાં પાછી પાની ન કરી અને દેશને આઝાદીના નિશાને પહોંચાડવામાં ભારે સહાય કરી. ખાનસાહેબનું સરહદના ગાંધીનું બિરુદ અનેક રીતે સાર્થ થયું.

વચ્ચે ૧૯૩૧માં ગાંધી–અર્વીન સુલેહ થઈ ત્યારે કરાંચી મહાસભામાં ખાનસાહેબ પોતાના ખુદાઈ ખિદમતગારો સાથે આવેલા. ગાંધીજીને ઉતારે બેંડ વગાડતા ખિદમતગારો લશ્કરી ઢબે આવતા જતા એ દશ્ય યાદગાર હતું. ખાનસાહેબને ત્યાર પછી જ દેશ ઓળખતો થયો. ડૉ. ખાનસાહેબ અને તેમના પુત્રોએ લડતમાં ભારે ભોગ આપ્યા. ૧૯૩૪માં લડતની મોકૂફી થતાં બન્ને ભાઈઓને સરકારે છોડ્યા ખરા પણ સરહદમાં જવાની મનાઈ ફરમાવી. બન્ને ભાઈઓ ગાંધીજીની ઇચ્છાને માન આપી વર્ધામાં જમનાલાલજીને ઘેર રહ્યા.

૧૯૩૫ ની મુંબઈની મહાસભાના પ્રમુખ તરીકે સરહદના ગાંધીનું નામ આવ્યું. ખાનસાહેબે નમ્રતાપૂર્વક તેનો અસ્વીકાર કર્યો. પોતે એક અદના સિપાઈ હોવાનું જાહેર કર્યું. મુંબઈ મહાસભાના નગર સાથે તેમનું શુભ નામ જોડીને સંતોષ માનવો પડ્યો. અબ્દુલગફારનગર નામ રાખ્યું, મહાસભાની કારોબારી સમિતિના તેમને સભ્ય નીમવામાં આવ્યા તે પણ નાખુશીથી બન્યા.

મુંબઈમાં ખ્રિસ્તિઓના એક મંડળ આગળ ખુદાઈ ખિદમતગારોનો પરિચય આપતાં સરકારે તેમાં રાજદ્રોહ જોયો અને એ ભાષણ માટે તેમને બે વર્ષની સજા કરી.

હિંદુસ્તાનના આઠ પ્રાંતોમાં મહાસભાનું પ્રધાનમંડળ રચાયું ત્યારે સરહદપ્રાંતમાં મહાસભાની સરકાર આવી અને ડૉ. ખાનસાહેબને વડાપ્રધાન બનાવવામાં આવ્યા. નાનાભાઈ અબ્દુલગફારખાન તો પોતાના સેવાકાર્યમાં જ લીન બની ગયા.

ચાલુ મહાયુદ્ધ ફાટી નીકળ્યું. તેને અંગે મહાસભાએ પ્રધાનપદ છોડ્યાં અને દેશભરના આગેવાનો સાથે બન્ને ખાનભાઈઓને પણ સરકારે પકડીને પૂરી દીધા. આજે ખાન અબ્દુલગફારખાન જેલવાસ ભોગવી રહ્યા છે.

જેમને જોતાં વેંત આપણા દિલમાં ખુદાઈ વિચારો જાગી ઊઠે, દેશપ્રેમની આગ ભભૂકી ઊઠે, સેવામય જીવન ગાળવાના મનસુબા ઊભા થાય એવા પાક ફકીર ખાન અબ્દુલગફારનું જીવન સળંગ રીતે પ્રભુપરાયણ જીવન છે. સરહદ જેવા લશ્કરી મુલકમાં ગાંધીજીની અહિંસાને લઈ જનાર, ફેલાવનાર અને પચાવનાર, અહિંસા એ ખરા ક્ષત્રિયનું અમોઘ શસ્ત્ર છે એમ પોતાના અને અનેક ખુદાઈ ખિદમતગારોના આપભોગથી સિદ્ધ કરી આપનાર સરહદના ગાંધી ખાન અબ્દુલગફારખાન છે. તેઓ એક સાચા ...

અલી અને પાક મુસલમાન છે. જ્યારે સાબરમતિ જેલમાં તેઓને રાખવામાં આવ્યા હતા ત્યારે સદ્‌ગત મહાદેવભાઈ તેમને મળવા ગયેલા. પોતાની મુલાકાતનું વર્ણન કરતાં મહાદેવભાઈ લખે છેઃ 'એ ફકીર અને ઋષિના દર્શન હું હમણાં જ કરી આવ્યો. એક કલાક મેં તેમની સાથે વાતો કરી. પણ એમને રાજકાજની કે એવી બીજી વાતોનો ઇશારો પણ નહોતો કરવો. એમણે તો પોતાનાં બાળકો સંયમી અને ત્યાગી શી રીતે થાય એની જ વાતો કરી. અને છૂટા પડતાં એટલું જ માગ્યુંઃ 'મહાત્માજી સે કહિયે કિ અપની બંદગી મેં મુઝે યાદ રખેં. ઔર દિલસે દુવા દેં કિ મેરી દુન્યવી ખ્વાહિશેં સબ દગ જાય. ઇસ નાચીઝ બદનકે લિયે મુઝે કોઈ પરવા ન રહે, ઔર મેરી રૂહાની તાકત હમેશાં બઢતી રહે.'

સરદાર વલ્લભભાઈએ ઉચ્ચારેલું એક વાક્ય ટાંકી આ ટૂંક જીવનકથા સમાપ્ત કરીશુંઃ 'બાપુ પ્રત્યેની વફાદારીમાં ખાનસાહેબથી ચડે એવો હું તો કોઈને જાણતો નથી.'

[સ્વ. મહાદેવભાઈ દેસાઈ કૃત 'એ ખુદાઈ ખિદમતગાર'ને આધારે]

**પોતાના નામ પર બે રેશનબુકો કઢાવવી એ ગુનો છે.**

# રોટી ને પ્રેમ

★

લેખકઃ
**માસ્તર**

**કાળુ ભાણાની બે રેશનબુકો નીકળેલીઃ એક તેણે કઢાવેલી અને બીજી તેની પત્ની મોંઘીએ કઢાવેલી**

ફરવા જવા માટે તૈયાર થઈને નિરંજન તથા તેની પત્ની પ્રભા ડ્રોઈંગરૂમમાં બેઠાં હતાં. નિરંજને કહ્યુંઃ 'સાત તો થયા છતાં ચૂનીલાલ કે વસંત કોઈ ડોકાયું નહિ.'

'આપણે ફોન કરી જોઈએ, નહિ તો પછી જઈએ.' પ્રભાએ કહ્યું. 'હજુ નથી આવ્યાં તેથી મને લાગે છે કે હવે નહિ આવે.

'કરી જો ફોન.' નિરંજને કહ્યું.

ચૂનીલાલના બીઝનેસમાં નિરંજન જોડાયો હતો. પોતાના કામથી, આવડત અને સ્વભાવથી નિરંજને ચૂનીલાલનું મન જીત્યું હતું. તુમાખી સ્વભાવના ચૂનીલાલથી નિરંજનને કંઈ પણ આકરું કહી શકાતું નહિ. ઊલટું એમના મનમાં ઘરકારણને અંગે જે નવાં નવાં દુઃખો ઉત્પન્ન થતાં તેમાં નિરંજન દિલાસારૂપ થઈ પડશે એમ માની ચૂનીલાલ નિરંજનની સાથે દરરોજ કલાક–દોઢ કલાક ગાળતો. આજે નિરંજન તથા પ્રભા તળાવ પર ફરવા જવાનાં છે તેમ સાંભળ્યું એટલે પોતાની પત્ની વસંતને મળી વાત નક્કી કરી તેમની સાથે ફરવા જવાનું બનેએ નક્કી કરેલું. સાંજે સાત વાગે પોતે તથા વસંત નિરંજનને ત્યાં સાથે થઈ જશે તેમ ઠરાવેલું પણ વખત થઈ ગયો છતાં ન આવ્યાં તેથી પ્રભાએ ફોન કર્યો. વસંત નાહવા ગઈ હતી તેથી ફોન પર ચૂનીલાલ આવ્યો. તેણે જણાવ્યું કે કોઈ કારણસર તેનાથી આવી શકાય તેમ નથી. વસંતને અત્યારે ઇચ્છા નથી. 'રાહ ન જોશો' એમ વહેલું કહેવરાવવું જોઈતું હતું પણ તેમ નથી થયું તેથી લાચાર.'

'ઠીક, ચાલો આપણે જઈએ.' નિરંજને કહ્યું.

ઊભાં થતાં પ્રભાએ કહ્યુંઃ 'આપણે એકલાં જ જઈએ છીએ તો કાંતિને ફોન કરી સાથે લઈ લઈએ. તેને ગમશે.'

પ્રભાનો નાનો ભાઈ કાન્તિ ગ્રેજ્યુએટ થઈ રેશનિંગ ઑફિસમાં થોડા વખતથી જોડાયો હતો.

'એ ઠીક છે.' નિરંજને કહ્યું.

ફોન કરી, કાંતિને રસ્તામાં તેને ઘેરથી લઈ લીધો ને ત્રણે જણાં તળાવે ફરવા પહોંચ્યાં.

તળાવની પાળ પર બાંકડા માથે ત્રણે જણાં ગોઠવાઇ ને બેઠાં હતાં ત્યાં ચૂનીલાલના જૂના બે મિત્રો કેશવલાલ તથા માણેકચંદ આવ્યા.

'તમે અહીં આવી ગયા છો? ચૂનીલાલ આવવાનો હતો ને?'

'એ નથી આવ્યા.' નિરંજને કહ્યું.

'શા માટે?' માણેકચંદે પૂછ્યું.

'તે હું કેમ કહી શકું?'

'તમે હમણાં તેના મિત્ર થયા છો ને?'

'મિત્ર અંતર્યામી નથી.' નિરંજને કહ્યું.

'તમે એમ કહો ને કે અંતર્યામી છું છતાં દરેક વાત તમને કહેવી જ જોઈએ એવું કશું જ નથી.' પ્રભાએ રમૂજ કરી.

'એ વાત ખરી.' કેશવલાલે કહ્યું. 'પણ ચૂનીલાલ તથા વસંતની વાત એટલે સુધી પહોંચી છે કે હવે આપણાથી કંઈ થઈ શકે તો જરૂર કાંઈક કરવું જોઇએ.'

'બેસો ને!' નિરંજને ખસીને બાંકડા પર માર્ગ કરી આપતાં કહ્યું ને બધા મિત્રો ત્યાં ગોઠવાયા.

'એમને કોઈ સમજાવવો જોઇએ કે તુમાખી મિજાજ બહારના લોક પર ચલાવાય. વસંત પર ન ચલાવવો જોઈએ.' માણેકચંદે કહ્યુંઃ

'એક મિજાજની વાત નથી. તેમ બીજું કોઈ સમજાવે ને ભાઈ સમજે એ બનવું સંભવિત નથી.' નિરંજને કહ્યું.

'હું પણ એ જ કહું છું.' કેશવલાલે કહ્યું. 'રસ્તામાં હું માણેકને કહેતો હતો કે બને મળે છે ત્યારે અંદરથી એટલાં બધાં ધૂંધવાતાં હોય તેમ લાગે છે કે આપણને એ જગા છોડી જવાનું મન થાય.

એ બન્નેની આંખમાં પરસ્પર ધિક્કાર દેખાય છે, અને સન્માનના શબ્દો બોલે છે પણ એ દાટીને બોલતાં હોય તેમ લાગે છે.'

'જ્યાં જ્યાં કલહ થાય છે ત્યાં એમ જ થાય છે.' પ્રભાએ કહ્યું.

'બધી જગ્યાની તો મને ખબર નથી, અમે તો આ એક નજરોનજર જોઈએ છીએ.' કેશવલાલે કહ્યું.

'સ્ત્રીપુરુષમાં આ જાતની ધિક્કારની લાગણી શરૂ થયા પછી એ કેવી જાતનું રૂપ પકડે છે તેના દાખલા તરીકે એક અમેરિકન છાપામાં વાર્તા આવેલી. મને ડૉક્ટરભાઈએ બતાવેલી.' માણેકચંદે કહ્યું.

'શું વાર્તા હતી એ પૂછી શકું!' કાંતિએ કહ્યું. એને અમેરિકન અને રશિયન વાર્તાઓનો ભારે શોખ હતો.

'તને વાર્તાનો જ રસ લાગે છે.' પ્રભાએ કહ્યું.

'તો હું નહીં બોલું.' કાંતિએ કહ્યું.

કેશવલાલ જરા ચમકયા તેણે કાંતિ તરફ જોયું. 'આ તમારે...'

'મારો નાનો ભાઈ છે.' પ્રભાએ કહ્યું.

'બરાબર.' કેશવલાલે કહ્યું. 'વાર્તામાંથી પણ લોકોને ઘણું જાણવાનું મળે છે.'

'વાર્તા જેવું આ કંઈ નથી.' માણેકચંદે કહ્યું. માનસશાસ્ત્રના કોઈ અભ્યાસીએ દંપતીજીવનમાં કલહ કેમ વધે છે અને ઉગ્ર રૂપ ધારણ કરી કેવાં ખરાબ પરિણામ લાવે છે તેના નમૂના લેખે આ વાર્તા લખાઈ છે. એટલે એ રીતે જ તેને જોવી જોઈએ.'

'દરેક વાર્તા એમ જ જોવાય.' કહી નિરંજન સહેજ હસ્યો.

'મારે સાંભળવી જોઈશે.' કહો. પ્રભા બન્ને હથેળી ભેળી કરી, હાથને કોણીથી ગોઠણ પર ટેકવીને સહેજ આગળ નમી.

"મને વાત કહેતાં નથી આવડતી પણ તમે સાર પકડી શકશો." કહી માણેકચંદે વાત શરૂ કરી.

'મેક્સિકોમાં એક દંપતી રહેતું હતું. શરૂઆતમાં સ્ત્રીપુરુષ વચ્ચે ખૂબ પ્રેમ હતો. સ્ત્રી વારસો લઈને આવેલી અને પુરુષ પણ પ્રતિષ્ઠાવાળો. તેમ વળી એ લેખક થએલો અને જાતીય પ્રશ્નોની ખૂબ ચર્ચા કરતો. એ કહેતો કે જો માણસ સ્ત્રીને પારખીને અને સ્ત્રી પુરુષને પારખીને લગ્ન કરે તો દંપતીજીવન સુખમાં જાય છે અને એના ઉદાહરણરૂપે એ પોતાનો દાખલો અવારનવાર આપતો. એક વખત જાહેર ભાષણ પૂરું થયા પછી કોઈ યુવાને તેને પ્રશ્ન કર્યો:

'તમે કોઈ કપરા સંયોગોમાં મૂકાઓ તો છૂટા-છેડા માગો કે નહિ?'

'નહિ જ.' તેણે કહ્યું. 'પુરુષે પ્રયત્નથી પરિવર્તન લાવીને પોતાનો સંસાર સુખી બનાવી બહાર બતાવી આપવું જોઈએ.'

હકીકત તરીકે આ સાચું પણ તેનો અમલ બરાબર થતો નથી. આ જાહેર ભાષણના પ્રસંગ બાદ સ્ત્રીપુરુષને બન્નેને ઘરમાં કોઈ કારણસર બોલાચાલી થઈ ગએલી. સ્ત્રી પ્રત્યેના પોતાના વર્તનથી સ્ત્રીમાં પરિવર્તન લાવવું જોઈએ એવા આદર્શની વાતો કરનાર પુરુષ પાસેથી તે સ્ત્રીએ સન્માનની સ્નેહની થોડી આશાઓ સેવેલી પણ તેવું કશું બન્યું નહીં. તેથી સ્ત્રી રોષે ભરાઈ. બોલાચાલી બેચાર વખત થઈ ગઈ. સ્ત્રીએ ભાષણનો પ્રસંગ યાદ દેવરાવ્યો ત્યારે પુરુષે કહ્યું: 'એ પરિવર્તન તારામાં આવવું જોઈએ. હું તો એ પરિવર્તન માટે બનતું કરી છૂટયો.'

'એટલે તમારામાં પરિવર્તનની જરૂર નથી એમ જ ને?'

'હા. એમ જ.'

'અને મારામાં પરિવર્તન થઈ શકે એવું કશું કરવાનું તમારે બાકી રહેતું નથી. ખરું ને?'

'બેશક નહીં.' પુરુષે કહ્યું.

આ પછી બન્ને સ્ત્રીપુરુષને લાગ્યું કે બોલવામાં સાર નથી. તેથી મૂગાં રહ્યાં. પુરુષ બેદરકાર પેઠે રહેતો. સ્ત્રીએ મનમાં ગાંઠ વાળી કે આ પુરુષનો દંભ છોડાવવો. છૂટાછેડા હું માગીશ જ નહીં. પુરુષને એમ હતું કે પોતાની બેદરકારીથી સ્ત્રી વધુ કંટાળશે. આમ ને આમ દિવસ પછી દિવસ જવા લાગ્યા. તેમ બન્નેને પરસ્પર ઘૃણા ઉત્પન્ન થવા લાગી. સામસામી બેદરકારી બતાવી, ગમે તેમ કરી ચીડવવાનું કારણ ઊભું કરવાનું ન ગમતું કરવાનું શરૂ થયું. વાત ખૂબ જ વધી ગઈ. આ સ્ત્રીથી મુક્તિ મેળવવાના ઉપાયો યોજતાં એક દિવસ અચાનક પુરુષને કંઈક વિચાર આવ્યો ને તે સવારે તેણે સ્ત્રીને હેતથી ટેબલ પર બોલાવી વાતો

શરૂ કરી. સ્ત્રી તો અચંબો પામી ગઈ કે આ કઈ ચાલ છે! ને ધણીના મુખ પર ધારીને જોતાં તેને કોઈ ભયંકર શંકા થઈ. તુરત તે સાવધ થઈ.

પુરુષે કહ્યું: 'મને એમ થાય છે કે ઘણા વખતથી આપણને આનંદ નથી તો થોડો સમય સ્વીટ્ઝરલેંડ જઈ આવીએ. કામના બોજામાં આપણે નોરમલ લાઈફ જીવી શકતાં નથી.'

સ્ત્રી આ શબ્દો સાંભળી તેના તરફ તાકી રહી. પછી બોલી: 'એવી સુંદર સહેલગાહના નિમંત્રણમાં હું વિરુદ્ધ પડી શકું નહીં. હું Change (હવાફેર) માટે કહેવાની જ હતી. હું ઘણી ખુશીથી આવીશ. એ ખરેખર આનંદનો પ્રવાસ થશે.' પુરુષે આ શબ્દોમાં વ્યંગનો રણકાર પકડી લીધો.

બન્ને સ્વીટ્ઝરલેંડ ગયાં. અને આલ્પ્સ પર્વતની તળેટીમાં એક હોટેલમાં ઊતર્યાં. સાંજસવારે પર્વત પર બન્ને ફરવા જતાં. પણ આમાં ભારે દંભ હતો. વિનયના શબ્દો વગર વાત શરૂ ન થતી. અને બન્ને સામસામાં જેમ જેમ સમજતાં હતાં કે આ ભારોભાર ધિક્કારના શબ્દો છે તેમ તેમ અંદરનો અગ્નિ વધુ ધૂંધવાતો હતો. આમ ને આમ અઠવાડિયું નીકળી ગયું. પછી એક દિવસ સાંજે પર્વતની એક તરફની સીધી કરાડવાળી ટોચ બતાવીને પુરુષે કહ્યું; 'આજે પેલી ઊભી કરાડવાળી ટોચ પર ફરવા જઈએ. ત્યાંથી ફરતા પર્વતો ને નીચે ખીણ જોવાની બહુ લિજ્જત આવશે.'

'ખરેખર, મને પણ ખૂબ આનંદ થશે. તમે કેટલી સુંદર જગ્યા પસંદ કરી!' કહી તે સ્ત્રી સારામાં સારાં કપડાં પહેરી, હોટેલમાં એક આંટો મારીને ફરવા જવા બહાર આવી ઊભી. પુરુષે સ્ત્રીનાં સૌંદર્યનાં વખાણ કર્યાં. સ્ત્રીએ પુરુષના પ્રેમનાં વખાણ કર્યાં. અને આમ પરસ્પર વખાણ કરતાં બન્ને પર્વતની ટોચ ઉપર ગયાં. ઉપર ઊભા રહેવાની જગ્યા પણ માંડ હતી. ઊંચી ઊંચી કરાડ. સીધી કરાડ. નીચે ઊંડી ઊંડી ખીણ. જરાક પગ લપસે કે ફેર આવે તો નીચે ઊથલી જ પડાય. એક જ નક્કર પત્થર પર અફળાવાનું. હાડકું પણ ન જડે એટલી ઊંચાઈ.

'તને ફેર ન આવતા હોય તો કાંઠે જઈને જોઈએ. નીચે જોવાની બહુ મજા આવે તેવું છે. ચાલ જોઈએ.' પુરુષે કહ્યું.

'હું તો ખૂબ જ થાકી ગઈ છું.' કહી સ્ત્રી જમીન પર બેસી ગઈ.

'ખરે જ થાકી જવાય તેટલી ઊંચાઈ છે. માત્ર આ આલ્પ્સનું સૌંદર્ય એટલું તો આહ્લાદક છે કે મારો તો થાક ઊતરી જાય છે. તેમાં વળી તું નજીક છો.'

'જરૂર. જરૂર.' સ્ત્રીએ કહ્યું. તેના શબ્દોનો વ્યંગ પકડવાથી પુરુષમાં દબાવેલો રોષ પ્રકટ થવા લાગ્યો. તોપણ પ્રયત્નથી તે દબાવી તે સ્ત્રીની નજીક આવ્યો ને બોલ્યો: 'તું હવે ઊભી થા. આ આપણે જોઈએ.'

'હું બેઠી થવાની નથી.' સ્ત્રીએ ભારપૂર્વક કહ્યું.

'તો મારે કરવી જોશે.' પુરુષે મક્કમતા બતાવી.

'તો તમે મારી ચોકખી વાત સાંભળી લો. એક જ મિનીટ. જિંદગીમાં તમે મને કદી સુખે બેસવા નથી દીધી. ખૂબ જ હેરાન કરી છે. હું સમજું છું કે તમે મને શા માટે અહીં લાવ્યા છો! આ કરાડ પરથી હું નીચે જઈ પડું એમ તમે ઇચ્છો છો. હું મરી જઈશ એટલે તમે તમારી પ્યારી સ્ત્રીને ગુમાવીને જગતમાં અફસોસ જાહેર કરશો. છાપાં તમારી પત્નીસેવાની કદર છાપશે. હું જાણું છું, તમારો શું વિચાર છે એ અહીં ઉપર આવીને હું સમજી છું, તેમ નથી. તમારો અભ્યાસ મને પણ ઓછો નથી. તમારાથી ખૂબ ત્રાસી ગઈ છું ને કંટાળી ગઈ છું. માટે હવે જીવવું જ નથી પણ મરતાં મરતાં પણ તમે સુખે ન જીવો તેમ કરી જઈશ.' કહી સ્ત્રીએ તિરસ્કારથી જોયું.

'એટલે તું શું...' પુરુષ ખૂબ ઉશ્કેરાઈ ગયો હતો. તેણે સ્ત્રીને બાવડેથી પકડતાં કહ્યું.

'એક જ મિનીટ થોભો.' સ્ત્રીએ કહ્યું. 'હું મારી જાતે જ કૂદકો મારીને મરી જઈશ. તમારે ધક્કો મારવાની હવે મહેનત નહીં પડે. આપણે ઉપર આવવા નીકળ્યાં તે પહેલાં હું નીચે સી. આઈ. ડી.ના બે ઇન્સ્પેક્ટરોને મળી આવી છું. અને અમને ધણીધણિયાણીને ઘણા વખતથી જરા પણ ભળતું નથી અને અત્યારે એ મને ઉપર લઈ જઈ ત્યાંથી ધક્કો દઈ મારી નાખવા માગતા હોય તેમ મને ભય છે તો મારું ધ્યાન રાખવા તુરત પાછળ આવજો. એમ

કહીને આવી છું. આ મિનીટે હું તમને એ બતાવું.' કહી સ્ત્રી ઊભી થઈને કરાડના કાંઠા પર જઈ જોરથી બૂમ મારી: 'બચાવો! મને ધક્કો મારે છે, બચાવો બચાવો...' ને એમ બૂમ મારતાં તેણે પગ લથડાવ્યા, ને ઉથલી પડી.

હેબતાઈને પુરુષ જોઈ રહ્યો ને એ જ મિનીટે સી. આઈ. ડી.ના બે ઈન્સ્પેક્ટરો કરાડની બીજી બાજુથી ઉતાવળા ચડતા આવતા દેખાયા.'

જરાક અટકીને માણેકચંદે કહ્યું: 'મને ડોસરભાઈએ આ વાત કહી હતી.'

'બહુ સમજવા જેવી વાત છે.' કેશવલાલે કહ્યું.

'મને એ બિલકુલ ન ગમી.' પ્રભાએ કહ્યું ને એ તળાવનાં પાણીની સપાટી પર જોઈ રહી.

'હકીકત એમ છે.' નિરંજને કહ્યું. 'માનસશાસ્ત્રના ને ખાસ કરી જાતીય માનસશાસ્ત્રના કયા કારણને અંગે કેટલો ધિક્કાર જન્મે છે ને એ કેટલી હદે આગળ વધે છે એ તે તે વિષયના નિષ્ણાતોનો વિષય છે. આપણે તો રોજનું જીવન જીવનારા. આપણે તો કોઈ પણ અનવસ્થિત—બગડેલી દશામાંથી કેમ સંબંધ જળવાઈ રહે ને નવેસરથી સારો બની રહે તે શોધવાનું હોય છે. એટલે કે ઉપાયો યોજવાના હોય છે.'

'એ વાત તમારી સાચી.' માણેકચંદે કહ્યું. 'પણ જે ધિક્કારને અંગે આવાં ખરાબ પરિણામ આવે છે તેનાથી સાવધ તો રે'વું જોઈએ ને?'

'ધિક્કાર આપમેળે જન્મતો નથી.' નિરંજને કહ્યું.

'એમ નહીં નિરંજન.' કેશવલાલે કહ્યું. 'ચૂનીલાલ ને વસંતના સંબંધ વિષે તમે શું ધારો છો? બન્ને વચ્ચે મનદુખ ચાલ્યા જ કરે તેનાં કારણો તો કંઈક હશે ને?'

'એ બન્નેની વાતમાં હું ઊતરવા માગતો નથી. હું પૂરું જાણતો પણ નથી. અને હું તમને બન્નેને વીનવું છું કે એની વાતોમાં વચ્ચે ન પડશો.' નિરંજને કહ્યું.

'તો શું વાત એમ ને એમ વધવા દેવી?'

'Sex એ જીવનનું મોટામાં મોટું પ્રોબ્લેમ છે' કાન્તિએ કહ્યું.

'જો કાન્તિ, તું કોનું પેલા ફ્રૂડ ફ્રોઈડ કોનું પુસ્તક વાંચે છે!

Sex psychologyનાં એકલાં પુસ્તકોની સાથે Life psychologyનાં પુસ્તક પણ વાંચ્યાં હોય તો ઠીક એમ તારે માટે મને થાય છે. મારે કહેવું જોઈએ કે સ્ત્રીપુરુષનો સંબંધ એ કેવળ જાતીય સંબંધ નથી.'

'સમજાયું નહીં.' કેશવલાલે કહ્યું.

'સ્ત્રીપુરુષના સંબંધ ટકી રહેવામાં ને સફળ થવામાં Sex સિવાય બીજાં પણ ઘણાં કારણો છે.'

'તમે કંઈક નોખી રીતે વાત કરો છો.' માણેકચંદે કહ્યું.

'હું કોઈ દિવસ શિક્ષક ન હતો તેથી ન સમજાય તો જુદી જુદી ત્રણ ચાર રીતે વાત સમજાવતાં મને આવડતી નથી. હું જે રીતે વાત સમજું છું, પકડું છું તે રીતે સમજાવી શકું છું. વાતને સમજાવવા બનતા પ્રયત્ન કરીશ પણ તમે આ વિષે વિચાર કર્યો હશે તો વાત નહિ સમજો એમ નહિ થાય.' નિરંજને કહ્યું.

'I shall try (હું કોશિશ કરીશ)' માણેકચંદે કહ્યું.

નિરંજને કહ્યું: 'માણસ પાંચ ઇંદ્રિયાળું પ્રાણી છે. તેને જો તે સ્ત્રી હોય તો પુરુષની ને પુરુષ હોય તો સ્ત્રીની ઇચ્છા થાય તેમ તેને સ્વાદિષ્ટ જમવાની, મધુર ગીત સાંભળવાની, સુંદર દશ્યો જોવાની, મનગમતી સુગંધ લેવાની બધી વૃત્તિ થાય. વળી મનબુદ્ધિ અહંકારવાળો હોવાને અંગે સમાજમાં તેને માનમોભો ગમે. કુટુંબી તરીકે ફરજ અદા કરવાની વૃત્તિ થાય, દુનિયાની વિવિધ પ્રવૃત્તિ જાણવાની જિજ્ઞાસા થાય, કંઈક નવું નવું કરવા પ્રેરાય. એમાં વળી એના મનમાં જો કંઈ મહત્તા પ્રાપ્ત કરવાની કે ભાવી પ્રજા માટે કંઈક કરી જવાની વૃત્તિ હોય તો માણસને જીવનમાં એક જ પ્રોબ્લેમ નથી. એક જ વાતમાં પરોવાઈ રહેવા જેટલો તેની પાસે સમય પણ નથી.'

'તેથી જાતીય પ્રશ્નનો નીવેડો આવતો નથી.' માણેકચંદે કહ્યું.

'એ સમજું છું. નિરંજને કહ્યું. પણ એ પ્રશ્નની મર્યાદા તો તમે સ્વીકારો છો ને?

'હા.'

'હવે માણસને જેમ સામાજિક આચારબંધન છે

તેમ સદાચારવૃત્તિ હોવી જોઈએ એમ પણ માનો છો કે નહીં?'

'હા.' માણેકચંદે કહ્યું.

'હું એટલી ઉતાવળે હા કહી શકું તેમ નથી.' કાન્તિએ કહ્યું.

'પછી હા કહેજે.' નિરંજને કહ્યું. 'આ સદાચાર વૃત્તિ સારા સંસ્કાર...'

'કેવી જાતના સંસ્કાર?' કાન્તિએ કહ્યું.

'ગુસ્સે ન થવું, ધીરજ રાખવી, સમભાવથી વર્તવું, મનનું સમતોલપણું જાળવવું, સામાની વાત સમજવી વગેરે–'

'બરાબર.' કાન્તિએ કહ્યું.

'એ સંસ્કાર બહારના દંભરૂપ નહીં પણ સ્વભાવસિદ્ધ હોવા જોઇએ અને તેને ઘરમાં સ્ત્રીપુરુષના સંબંધમાં પણ સ્થાન હોવું જોઈએ. ઘણાને એવી ભ્રાન્તિ છે કે સ્ત્રી મળી એટલે જીવનભરની મળી અને સ્વભાવે સદાય અનુકૂળ રહેશે. સ્ત્રીઓ પુરુષ માટે એમ જ માને. પણ હકીકત એમ છે, સંબંધ થયો એટલે સંબંધ અમર એમ નથી. સંબંધ જેમ બાંધ્યો બંધાય છે, વધાર્યો વધારાય છે ને રાખ્યો રખાય છે તેમ બેકાળજીને અંગે તૂટે પણ છે. સ્ત્રીપુરુષ વચ્ચે એવું સદ્વર્તન હોવું જોઇએ કે જેને અંગે પરસ્પર સન્માન વધે. આ વાત કોઈ કોઈ સમજે છે છતાં વર્તનમાં ભુલાઈ જવાય છે."

"ઘણા ભૂલી જવા માગે છે." પ્રભાએ કહ્યું.

"એમ થવાનાં વિચિત્ર અને મહત્ત્વનાં કારણો છે." નિરંજને કહ્યું. માણસ વિચારવાળું પ્રાણી હોવા છતાં અજ્ઞાનની પેઠે વર્તે છે એ ખરે જ ખેદજનક છે. જાણે પોતે અમર છે એમ માનીને માણસ વ્યવહાર ચલાવે છે અને છતાં જાણે કાલ કોણે દીઠી છે એવા ભ્રમમાં એ માણસ બધો જ આનંદ આજે જ લૂંટી લેવા માગે છે. કોઈ એક માણસ ભલે એમ માને કે જાતીય સંબંધ વિના સ્ત્રી-પુરુષ વચ્ચે બીજું કોઈ પ્રોબ્લેમ નથી. ઘણું સારું. પણ તે માણસે એટલું તો વિચારવું જોઈએ કે બન્ને જીવે ત્યાં સુધી પરસ્પર એ સુખ એકધારું મળ્યા કરે. તે માટે ધ્યાન આપવું જોઈએ. અમુક વય સુધી બનતું હોય પછી ફાવાશ થતી હોય તેવાં મેં જે ત્રણચાર દાખલા જોયા છે ત્યાં એમ જ લાગ્યું છે કે માણસ ઉતાવળે જીવે છે. ખૂબ ઉતાવળે જીવે છે. જેને અંગ્રેજીમાં ફાસ્ટ લાઇફ કહે છે. આવી જિંદગી જીવનાર માણસને પોતાને ઉતાવળ હોય છે તેટલી સામામાં ઉતાવળની વૃત્તિ ઉત્પન્ન કરવા એ યત્ન કરે છે. આમ થતાં સામું માણસ ઉતાવળે સાથે રહી શકતું નથી ને બ્રેક ડાઉન આવે છે. જે પેલાને પરવડતું નથી. આમાંથી તમે વિચાર કરશો તો જણાશે કે બીજું પરિણામ આવી શકે નહીં. આવાં પરિણામ ત્યાં આવે છે કે જ્યાં સ્ત્રીપુરુષને એ એક જ વિષયમાં જીવવા જેટલો વખત મળી રહે છે ને પોતે શું કરી રહ્યાં છે એ જાણતાં નથી. પરિણામે શરીર તથા મન નબળાં પડે છે.' ઘણું એકસામટું બોલવાને અંગે જરા અટકીને નિરંજને ગળું સાફ કર્યું.

'એટલે આ રીતે જ જીવન જોવું જોઈએ. કોઈ બીજો ઉપાય નથી એમ તમે માનો છો?' કાન્તિએ કહ્યું.

'એમ નહીં. બીજા ઉપાયો હશે. મેં બહુ વાંચ્યું નથી. બહુ જોયું પણ નથી પણ જે થોડું જોયું છે તેના પરથી લાગે છે કે જો માણસને સ્વમાનથી જીવવાની વૃત્તિ હોય અને જરા સમભાવ હોય તો સંબંધ ઘણા સારા જળવાઈ રહે. સ્ત્રી કે પુરુષ કોઈ એકથી કંઇક ભૂલ થાય તો સામું માણસ એમ જ માને કે એ જાણીબૂજીને ચીડવવા માટે જ કર્યું છે અને પછી ઉદારતાથી નિભાવી લઈ પોતાનું કર્તવ્ય ભૂલી ઊલટું સામાની ભૂલનું વેર લેવા પ્રેરાય છે એ દુઃખદ સ્થિતિ છે. આમાં પણ એઠી જીવન અને પોતાનું સ્વમાન શું એ બાબતનું અજ્ઞાન...'

'આપણે ઘણી વાતો કરી નાખી.' પ્રભાએ કહ્યું.

'મને પણ તેમ જ લાગે છે.' કેશવલાલે કહ્યું.

'વાતોમાં કોઈક વખત એવી રીતે ઊતરી જવાય છે.' કાન્તિએ કહ્યું.

'હું અહીંથી વાતને અટકાવી દેવા માગતો નથી. મને એક જિજ્ઞાસા થઈ છે. મારે સાંભળવું છે કે અમારી ઑફિસમાં પરમ દિવસે એક કિસ્સો બની ગયો તેને વિષે તમે શું માનો છો?'

'તારી સીધાપાણીની ઑફિસમાં વળી શું કિસ્સો બની ગયો?' પ્રભાએ પૂછ્યું.

'રેશનિંગમાં સ્ત્રીઓ પણ કામ કરે છે ને!' માણેકચંદે કહ્યું.

'મારી ઑફિસ વિશે એવું બોલવાની જરૂર નથી. માફ કરશો.' કાન્તિએ કહ્યું.

'હકીકત હું વાત કરીશ એટલે સમજાશે કે બહુ સાદી છે પણ મને ગમે છે.'

'કરુણાંત વાત હોય તો હવે હું જાઉં. અંધારું થવા લાગ્યું.' પ્રભાએ કહ્યું.

'કરુણાંત નથી. સાંભળવા જેવી છે.' કાન્તિએ કહ્યું ને વાત શરૂ કરી:

'પોતાના નામ પર બે રેશનબુક કઢાવવી એ ગુનો છે તે તમે જાણો છો. ઈન્ડેક્સ બ્રાંચમાંથી એક દિવસ લખાણ આવ્યું કે કાળુ ભાણા ઉમર વર્ષ ૩૦ની બે ચોપડી નીકળી લાગે છે. ચીફ ઈન્સ્પેક્ટરે આ બાબતમાં તપાસ કરાવી અને કાગળિયાં કર્યાં. હકીકત એમ બનેલી કે કાળુ ભાણાની બે રેશનબુક નીકળેલી. એક એણે પોતે કઢાવેલી. અને બીજી તેની સ્ત્રી મોંઘીએ કઢાવેલી. કાળુ જીન પાસે રહેતો જો કે તેનું ઘર ખડપીઠ પાછળ હતું. જ્યાં તેની સ્ત્રી તથા નાની છોકરી રહેતાં.

આ બાબતમાં બન્નેને ગુનેગાર ગણી ઊપલી ઑફિસે સાહેબ પાસે રૂબરૂ ખુલાસા માટે બોલાવેલાં. સાહેબ પાસે અમારા એક બીજા ડેપ્યુટી સાહેબ બેઠા હતા. હું હતો. બન્નેને અંદર બોલાવ્યાં.

કાળુનું શરીર પૂરું પાંચ હાથ કહેવાય તેટલું ઊંચું પણ દૂબળું લાગતું હતું. માથે લીલો મેલો સાફો, રાખોડી રંગનો ચોકડીવાળો હાફકોટ ને ઉજળી ચોરણીનો પહેરવેશ તથા ઊભા રહેવાની ઢબ કહી આપતાં હતાં કે આ એશઆરામી માણસ છે. ધીમીનાં ચાઠાંવાળાં એના મોઢા પર એક પ્રકારની બેપરવાઈ દેખાતી હતી. એની આંખો જેટલી નિર્જીવ લાગતી હતી તેટલી સમજદાર ન હતી. એની લાલ આંખમાં એવી જાતનું ઘેન લાગતું હતું કે જાણે કોઈએ તેને હમણાં જ ઊંઘમાંથી બેઠો કરી દીધો ન હોય! એનાં પોપચાં પર ભાર દેખાતો હતો. મોંઘીને ઑફિસે બોલાવી છે ને પાસે ઊભી છે એ દેખતો હોવા છતાં તેણે તેની સાથે શબ્દ પણ ઉચ્ચાર્યો ન હતો. તેમ સામે પણ જોયું ન હતું. કાળુ અંદર આવી સાહેબના ટેબલની ડાબી બાજુએ અદબ વાળીને ઊભો.

તેની પાછળ મોંઘી આવી. ૨૫-૨૬ વર્ષની, બેઠા ઘાટની અને જેમ એ વર્ણમાં હોય છે તેમ બીને વાતે હતી. કદરૂપી હોવા છતાં જરા ધારીને જોનારને તેની આંખમાં સમજ અને સરલતા દેખાય. તે છતાં એ સાવધ ન હતી. તેની આંખો વારંવાર ફરતી હતી. ઘડીમાં સાહેબ તરફ, તો ઘડીમાં કાળુ તરફ ઉતાવળે ફરતી હતી. છતાં એની આંખોમાં ચોકખું દેખાતું હતું કે તેની પાસે બચાવ માટે ઘણું કહેવાનું છે.

બન્ને તરફ દૃષ્ટિ ફેરવીને સાહેબે પૂછ્યું: 'કાળુ ભાણા તમારું નામ?'

'હા જી, સાબ! મારું નામ કાળુ ભાણા.'

'તમારી ઉમર કેટલી?'

'ત્રીશ એકત્રીશ થયાં હશે.'

'જાતે કેવા છો?'

'કોળી સાબ.'

'આ ગામમાં રહો છો?'

'હા જી.'

'કેટલા વખતથી રહો છો?'

'બાપદાદાના વખતથી રહીએ છીએ.' કાળુએ કહ્યું.

'ધંધો શું કરો છો?'

'થોડા દી પે'લાં જીનમાં જતો. હમણેં બીડિયું વાળું છું.'

'તમારું ઘર ક્યાં આવ્યું?' સાહેબે પૂછ્યું.

'આમ તો ખડપીઠ પાછળ ખોરડું છે પણ જીન પાસે રહું છું. એકલો સાબ.'

'એકલા કેમ રહો છો?'

'એકલો રઉં છું.'

'તમારાં બાઈછોકરાં ક્યાં રહે છે?'

'ઘેર રે' છે સાબ.'

'કયે ઘેર?'

'ખડપીઠ પાછળ છે ને સાં.'

'તમે તમારી બાઈડીને ઓળખો છો?'

'નો ઓળખું?' કહી કાળુ હસ્યો.

'આને ઓળખો છો?' સાહેબે મોંઘી તરફ પેન્સીલ ચીંધી કહ્યું.

'હંક.'

'એ કોણ છે?'

'મોંઘી.' મોંઘી તરફ નજર કરી ઉતાવળે ફેરવી લેતાં કાળુએ કહ્યું.

'એ તમારે શું થાય?'

'ઘરવાળો સાબ.'

'ઠીક. તમારી રેશનબૂક તમે કઢાવી છે?'

'હા જી.'

'ભેગી લાવ્યા છો?'

'હા જી. મારા ગજવામાં છે. કહી કાળુએ તેના ખીસામાંથી રેશનબૂક કાઢી ટેબલ પર મૂકી. સાહેબે તે બૂક લઇ, ઈન્સ્પેક્ટરના રિપોર્ટ સાથે વાંચી સરખાવી તપાસી જોઈ. પછી પૂછ્યું: તમે કેટલી રેશનબૂક કઢાવી છે?'

'હં. સાબ એક જ, એક.'

'જુઓ.' સાહેબે કહ્યું.' તમારા નામની બે ચોપડી નીકળી છે. માટે સમજીને બોલજો. બે રેશન-બૂક કઢાવવી એ ગુનો છે ને ખોટું બોલશો ને પકડાશો તો બમણો દંડ થશે.'

'સાબ, મારે કહેવું છે.' કહેતી મોંઘી ટેબલ પાસે જવા ગઈ ત્યાં સાહેબે કહ્યું: 'તમારે કહેવાનું પછી કહેજો.' અને પછી કાળુ તરફ ફરી સાહેબે કહ્યું. 'તમારે આમાં શું કહેવાનું છે?'

'મેં બીજી ચોપડી કઢાવી નથી. મેં એક જ કઢાવી છે.' કાળુએ કહ્યું.

'તમારી સ્ત્રીએ બીજી ચોપડી કઢાવી છે તે જાણો છો?'

'ના, સાબ.'

'જુઓ બોલવામાં ધ્યાન રાખજો. તમારે ને તમારી સ્ત્રીને આ બાબતમાં કંઇ વાત નથી થઈ?'

'જરા ય નૈં. કોઈ દી નૈં, સાબ.'

'ઠીક, બહુ સારું.' કહી કાગળ પર કંઈક ટપકાવી સાહેબે મોંઘી તરફ જોયું. 'તમારું નામ મોંઘી!'

ડોકું નમાવી મોંઘીએ હા કહી.

'આ તમારા ઘરવાળા છે કે!

વળી મોંઘીએ હકારમાં માથું નમાવ્યું.

'એમના નામની બીજી ચોપડી તમે કઢાવી છે!'

'હા સાબ.' નમ્ર શબ્દોમાં માથું નમાવી મોંઘી ટેબલ નજીક આવી.

'એક માણસની બે ચોપડી કઢાવવી એ ગુનો છે તે જાણો છો?'

'હા. સાબ. પણ એણે એની ચોપડી કઢાવી હશે ઈ મને ખબર નૈં સાબ.' મોંઘીએ કહ્યું.

'હા હા હા.' નજીક બેઠેલા ડેપ્યુટી સાહેબ ગલોફાં ભરીને હસ્યા ને બોલ્યા 'She seem to be a very shreud woman (એ બ પક્કી બાઇ લાગે છે.)'

'તમારા ધણીએ ચોપડી કઢાવી છે કે કઢાવવાના છે તે તમને ખબર નો'તી?'

'ના. સાબ.'

'એ વાત અમારાથી મનાતી નથી બાઈ. સાહેબે કહ્યું.

મોંઘીનું મોઢું સાવ ઊતરી ગયું. છતાં જરા સાવ થઈ તેણે સાહેબ તરફ જોયું ને બોલી: 'સાબ, સાચુ માનો ન માનો આપ સાબ છો. પણ મારી અરજ સાંભળો. મને સવાલ જવાબમાં ભૂલાઈ જવાય છે મારી વાત સાંભળો.'

'બોલો. શું કહેવું છે!' સાહેબે તેના તરફ જોયું

'અમે આ જ સોળ વરસથી ભેળાં રઈએ છીએ આજ છો મહિનાથી એ અમથી જુદા થઈ બીજે રે'વા ગ્યા છે.' મોંઘી બોલી.

'ગયા હશે.' ડેપ્યુટી સાહેબે કહ્યું.

'શા માટે જુદા થ્યા છે?' સાહેબે પૂછ્યું.

'It Seems you are also interested in her (તમને પણ એની વાતમાં રસ આવતો હોય તેમ જણાય છે.)' ડેપ્યુટી સાહેબે કહ્યું.

સાહેબે તેના તરફ ન જોયું એટલે મોંઘીએ શરૂ કર્યું. 'પેલાં તો અમે સખે રે'તાં. એ મિલે જાય ને હું હામપાણી કરતી. પણ પછી મારે છોડી આવી ત્યારે તેને માતા નીકળ્યાં. બહુ ભારે. માતાજી દિઆરે માંડ બેઠા કર્યાં. પણ તે દીથી એના પં ગરમી વધી ગઈ. એટલે કામે જાય ને તાવ આવે પંડમાં કળતર થાય ને એવું એવું થવા માંડ્યું. એટલે કામે જાતા ઓસરી ગ્યા. વૈદને નાડ બતાવીને પડીકાં લીધાં તો ય એવું ને એવું રિયું. તો ય અમારું માંડ પૂરું થઈ રે'તું. એમાં, સાબ, આ લડાઈ ફાટી

નીકળી કે નંઈ એમાં મોંઘવારી બૌ વધી ગઈ. મેં બે કામ બીજે બંધાવ્યાં પણ ઈ થીગડેથી હાલ્યું નૈં. એને ચા જોવે. ગાંજો જોવે. નાટક ફિલમ બૌ ગમે તે એ જોવા જાય ઈમાં હું પૈસા ન દૌં એટલે બઢે. મારે છોડી નાની. મોંઘવારી બૌ. ને ઈના પંડને ટાઢક કરવા વેપારી લે ઈ ભાવે સાકર, ધરાખ, દાડમ, ધાણા લાવી દેવાં પડે. ઈમાંથી બચે તંઈ આ ચાગાંજામાં પૈસા દઉં ને! એક દી મારી ગાંઠે પૈસા સાવ નૈં ને એણે રાતે આવીને આઠ આની માગી, મેં ના પાડી એટલે ઈ તપી ગ્યા. મારો ય સાબ સ્વભાવ આકરો. થાકી ગઈ'તી એટલે હું ય પણ બોલી. પછી ચાલે અચાલે કામ લાગે એ માટે ચાર આનીનો પાસ ટંકડીમાં સંઘરી રાખ્યો'તો ઈ આપ્યો. ઈ લઈને ગ્યા ન ગ્યા ને તરત પાછા આવ્યા ને કાંઈ કીધા વગર બસ મને ધમેડી નાખી. વગર વાંકે. મારાથી નો રેવાણું એટલે હું સામી થઈ. એટલે મારી સામે એ મિલનો પાસ ફગાવીને કયે કે 'ઈ મિલનો પાસ હવે હાલતો નથી તોય દીધો કેમ?'

'જો કે મારે ખમી ખાવું જોતું'તું કે શીતળાની [illegible]રમીમાં એનું મગજ ઠેકાણે નો રે. ને મારો ધરમ [illegible] મારે ખમી ખાવું જોવે. પણ ખોટું શું! ત્યારે [illegible]ને બહુ દાઝ ચડી'તી ને માર પડ્યો તે નો રેવાણું એટલે મેં કીધું કે 'તારે આદમી થૈ'વા છો તો પંડે [illegible]માઈને વાવરોને! આમ બાયડીને પનારે પડીને [illegible]જાતા નથી ને ઉલ્ટા મારો છો શીદ?' હા. બસ [illegible]જ ઘડીએ ઈ ઘરમાંથી નીકળી ગ્યા ને કેતા ગ્યા [illegible] 'હવે ના આવું. આવું તો હું કાળુ નૈં. મેં કે દી [illegible]ળવાની ના કીધી'તી? હવે તો હાથે રળી ખાઉં તો [illegible] ખરો.' તે દીથી સાબ એ જુદા રે છે. આજ [illegible] મહિના પૂરા થયા. ને આ ગઈ આઠમને દી [illegible]ાતમો બેઠો. આટલું કહી મોંઘી મૂંગી થઈ ગઈ. [illegible]ણે કાળુ તરફ જોયું. કાળુ તો બેપરવાઈથી કારકુન [illegible]મ કરતો હતો તેના તરફ નજર ચોંટાડતો હતો.

'તોય કોક દી તો ભેળાં થાતાં હશો ને?' [illegible]પ્યુટી સાહેબે કહ્યું.

'ના. રે! ના. કોઈ દી નૈં. એના ભાઈબંધ [illegible]ોલા ચોલાને ત્યાં ઈ પડ્યા પાથર્યા રે. તેથી મને [illegible]રમ થઈ ને હું તેડવા ગઈ. પણ સામે ન જોયું.

પછી તો મને થયું કે કાંઈ નૈં. આપુડા પાછા આવશે. આવા વખતમાં એને કોણ સંઘરશે? એવામાં માણસ-ગણતરી થઈ ને મેં નામ લખાવ્યું. નામ લખવા આવ્યો ઈ છોકરાએ કીધું કે ગમે ત્યાં રેતા હશે તોય ચોપડી તો મળશે પણ પછી મને એમ થયું કે ચોપડી તો કઢાવે પણ વગર પૈસે દાણા ક્યાંથી લાવશે? રોકડા પૈસા વગર હવે કોઈ ઊભું રાખતું નથી એટલે મેં એની ચોપડી કઢાવી. જુઓ એ આ રૈ ચોપડી.' કહી મોંઘીએ ટેબલ પર રેશનબુક મૂકી.

મેં એ જોઈ હતી. સાહેબે પણ જોઈ. એ બુક ઉપર અનાજ–ખાંડ કંઈ લેવાયું ન હતું. તોપણ સાહેબે કહ્યું: 'તમારા ધણી ઘેર આવે ત્યારે તમે ચોપડી કઢાવી શકો, પણ એને એમ પૂછ્યા વગર બીજી ચોપડી કઢાવવી એ ગુનો છે. તમે મારી વાત સમજો છો?'

'સાબ, એ ગુનો વદતો હશે ઈ મને ખબર નથી. એ ચોપડીમાં મેં હજી ખાંડ–બાજરો કાંઈ નથી લીધું. ને ઈ પંડે ઘેર આવે પછી ચોપડી માગું તો કોણ જાણે કયે આવે? ને હું તો મજૂરણ બાઈ છું. હમણાં દાડીએ જાઉં છું તે દુકાળ જેટલી ભૂખ લાગે છે તે બધો બાજરો–જાર મા દીકરી બે ખાઈ જઈએ છીએ. પછી ઘરમાં દાણો ન હોય ને એ આવીને ઊભા રે તો! એટલે સાબ મેં ચોપડી કઢાવેલી.

'પણ તમે જોયું કે એ આવ્યા નહીં. તોય તમે ચોપડી પાછી કેમ ન આપી?' ડેપ્યુટી સાહેબે પૂછ્યું.

નો આવ્યા સાબ. મને ય એમ થાય છે કે નો આવ્યા. પે'લાં દાડી એમ કેતા કે આજ મોડું થયું. તને ફકરચિંતા થઈ હશે. કાલ વે'લો આવીશ. એમ બોલનાર આદમી આજ કેટલા દી થ્યા! ઈ તો ઠીક પણ સામું ય જોતા નથી. ઈને પંડે ગરમી છે તે ટાઢક કરવા અમારી દીકરીની ખાંડ મહિનો થ્યા કેડે મારી મણુંદ હારે ઈને મોકલું છું. પૂછો ઈને.' કહી મોંઘીએ કાળુ તરફ જોયું. મોંઘીની આંખ સાથે આંખ મળતાં કાળુએ નજર ફેરવી લીધી.

કાળુને સાહેબે પૂછ્યું: 'તમને ખાંડ મોકલે છે તે મળે છે?'

'મળે છે.' કાળુએ એકરાર કર્યો.

તુરત મોંઘીએ કહ્યું: 'ને તોપણ સાબ રસ્તામાં

ક્યારેક ભેટા થઈ જાય છે તો નજર ફેરવી જાય છે. સામે ય જોતા નથી: આજે હાફિસમાં અરધી કલાક-થી બાર બેઠાં હતું પણ મારા તો ઠીક પણ એની છોકરીના ય સમાચાર પૂછ્યા નથી.' આ છેલ્લા શબ્દો બોલતાં મોંઘીની આંખમાં પાણી હતાં. કાળુની નજર ત્યાં હતી.

'એ બધી જુદી બિનજરૂરી વાત છે.' સાહેબે કહ્યું.

'તો ય એને પૂછો કે વગર ધણીએ રેશનબુક રાખવી છે.' ડેપ્યુટી સાહેબે કહ્યું.

'You please don't talk nonsenses. (તમે ભલા થઈ નકામી વાત ન કરો.') સાહેબે કહ્યું.

'એવું સીદ બોલો છો સાબ,' મોંઘીએ કહ્યું. 'ગરીબ હતું પણ ભગવાન સૌનો સરખો છે. ઈ એને ખમા કરશે. મારે હવે ઈ ચોપડી નથી જોતી.'

'એ પાછો આવશે ત્યારે...' ડેપ્યુટી સાહેબ બોલવા ગયા. ત્યાં મોંઘીએ કહ્યું: 'મને પે'લાં બે હતો કે ઈ કેમ કરીને રળશે એટલે ચોપડી કઢાવી'તી. હવે રળે છે.'

'પાછા મૂકી દેશે તો?' ડેપ્યુટી સાહેબે બીજો પ્રશ્ન મૂક્યો.

'મારો આદમી છે તે! હું ઓળખું છું, સાબ.' કહી સાહેબ તરફ જોઈને બોલી. 'હવે સાબ...'

'We are wasting time (આપણે વખત બગાડીએ છીએ)' સાહેબે કહ્યું. ને મોંઘીને કહ્યું 'બસ. મારે હવે બીજું કશું પૂછવું નથી. બાકી સાંભળો! બીજી ચોપડી કઢાવવાથી દંડ થાય છે. તમે ચોપડી પર અનાજ–ખાંડ કાંઈ નથી લીધું તેથી આ એક વખત માટે રહેમ લાવી જવા દઉં છું. જાઓ.'

કાળુ તરફ એક વેધક નજર ફેંકી મોંઘી ઑફિસના રૂમની બહાર ચાલી ગઈ. કાળુ ઊભો હતો ત્યાં જ ઊભો રહ્યો.

'તમારું કંઈ કામ નથી હવે. જાઓ.' સાહેબે કહ્યું.

'મારે સાબ, એક અરજ કરવી છે.'

'શું?'

'હું આ ચોપડી રાખું કે આ?'

'કેમ? તમે કઢાવી હોય તે.'

'તો સાબ મારા ખડપીઠના ઘરની લાવો.'

'એ ચોપડી શા માટે જોઈએ છે?'

'મારે ત્યાં જાવું છે.'

'આજે જ?' ડેપ્યુટી સાહેબે પૂછ્યું.

'હા.' કાળુએ કહ્યું.

'તમારે આ હજીરાની ચોપડી રખાય. તમે ખડપીઠની વૉર્ડ ઑફિસ છે ત્યાં જાજો એટલે સરનામું બદલાવી દેશે. આ ચોપડી તો રદ કરવાની છે.' કહી સાહેબે ચોપડી પાછી આપી.

તે ચોપડી લઈ કાળુ ઉતાવળે બહાર નીકળી ગયો.

તે દી સાંજે મેં ખબર કઢાવેલી. કાળુ ખરેખર એને ખડપીઠવાળે ઘેર રહેવા પહોંચી ગયો હતો.' કહી કાન્તિ મૂંગો થયો.

'આવી કોમમાં આવું બહુ બને છે.' માણેકચંદે કહ્યું.

'આમાં કયું માનસ કામ કરે છે એ જાણવા મને ઇંતેજારી છે.' કાન્તિએ કહ્યું.

'મને વાતમાં બહુ મઝા આવી.' પ્રભાએ કહ્યું. 'એ Healthy (તંદુરસ્ત) માનસ કહેવાય. પણ હવે બીજી વિચિત્ર વાત સાંભળું તે પહેલાં હવે ઘેર જઈએ. રાત પડી.'

'ચાલો.' ઊઠતાં ઊઠતાં નિરંજને કહ્યું. 'કાન્તિ, તારે આમાં કયું માનસ કામ કરે છે તે જાણવું છે ને? એમાં માણસનું માનસ કામ કરે છે.' નિરંજને માણસ શબ્દ પર ભાર મૂક્યો ને ઉમેર્યું. 'અને જેમાં માણસાઈ હોય એ માણસ. માણસાઈ શું કહેવાય તે જાણવું હશે તો ફરી મળશું ત્યારે વાત કરશું.' કહી બધા જવાને આગળ વધ્યા.

'આપણો પ્રશ્ન ચૂનીલાલ વિષેનો તો...' માણેકચંદ બોલવા ગયો. ત્યાં નિરંજને કહ્યું. 'દરેક પ્રશ્નનો ઉત્તર તુરત નથી મળતો માણેકભાઈ. કો'ક વખત ઉત્તર શોધતાં વધુ વખત જાય છે. હું એમ ઇચ્છું છું કે તમે આમાં ઉતાવળ ન કરશો. હજુ આપણે આવતી કાલે સાંજે મળવાના જ છીએ. ઠીક ત્યારે 'નમસ્તે.'

'નમસ્તે.'

તળાવની પાળ પરના તે બાંકડા પર પવને ગોતાની બેઠક જમાવી લીધી.

એમને બધાયને મૂંગા કરી દેતી રસિક અને વિચાર યુક્ત

# મથુરપ્રસાદની વાતો—૨

# બેન્કનાં નાણાં

લેખક
મુનિકુમાર મ. ભટ્ટ

એ પ્રવાસ ફાળો કરવા અંગેનો હતો. અમે બધા મોતીચંદ શેઠના વિશાળ મકાનના અતિથિગૃહમાં બેઠા હતા. માત્ર એ ગામના જ નહીં કિન્તુ એ આખા પ્રદેશના મોતીચંદ શેઠ સૌથી પૈસાદાર જ નહીં પરન્તુ સૌથી પ્રતિષ્ઠિત શેઠ હતા. એ પૈસા જેમ તેમની બુદ્ધિ અને કુનેહથી પ્રાપ્ત થયા હતા તેમ એ પ્રતિષ્ઠા તેમના સૌજન્ય અને દાક્ષિણ્યે તેમને અપાવ્યાં હતાં. અને અમે બધા તેમની જ વાત કરી રહ્યા હતા ત્યાં એક નોકરે આવી મથુરપ્રસાદના હાથમાં ચિઠ્ઠી મૂકી. તે શેઠ તરફથી આવી હતી અને તેમાં ફાળા માટે સારી રકમનો ચેક બીડ્યો હતો.

નોકર ગયો અને મથુરપ્રસાદ ચેક સામે જોતા જોતા ઊંડા વિચારમાં ડૂબી ગયા.

'કેમ શું વિચારમાં પડ્યા?' મેં પૂછ્યું. 'ચેકમાં રકમ ઓછી છે?'

'ના, ના.' મથુરપ્રસાદે કહ્યું. 'ચેક તો બરાબર છે. પણ હું એ વિચાર કરતો હતો કે આજ આટલે વર્ષે પણ મોતીચંદ શેઠનો ચેક લખવાનો મોહ ન ગયો.'

'તેમાં મોહ શાનો. આપણને એવી રીતે ઘણા ચેકો મળે છે, જો કે તેમાં કોઈક ખોટા પણ પડે છે, આ ચેક ખોટો તો નથી ને?'

'શું?' મથુરપ્રસાદ જરા ઊંચે સ્વરે બોલ્યા. 'આટલા પંથકમાં મોતીચંદ શેઠનો ચેક ખોટો કહેવાની બીજા કોઈએ હિંમત કરી હોત તો ત્યાં જ મારામારી થઈ જાત. પણ હું તો એ જ વિચાર કરું છું કે શેઠને જો ચેકનો મોહ નહોતો તો ચેકથી પૈસા શા માટે મોકલે?'

'કેમ નહીં. ચેકમાં તેમને તેમજ આપણને વધારે સગવડ છે.'

'તે ખરું' પણ મને તે કારણ લાગતું નથી. શેઠે ધાર્યું હોત તો આપણને પોતાની પાસે બોલાવી પૈસા આપ્યા હોત, તેમ નહીં તો પોતે આવીને પૈસા આપી ગયા હોત, કે ગુમાસ્તા પાસે મોકલ્યા હોત કે હુંડી બીડી હોત. મોતીશેઠ ગમે તેમ કરી શકત પણ મને લાગે છે કે ચેક લખવાનો શોખ તેમને એટલો બધો છે કે હવે તો તેમને ટેવ જ પડી ગઈ હશે.'

'મોટો વહીવટ હોય તો ચેકો ઘણાય લખવા પડે તેમાં ટેવ પડવાની વાત શી રીતે આવે?'

મથુરપ્રસાદ ઊંડાણમાંથી બોલતા હોય તેમ બોલ્યા, 'તેનું કારણ છે. એ સમજવા તો મોતીચંદ શેઠનો આગલો ઇતિહાસ જાણવો પડે.

મોતીચંદ શેઠ, તમે જાણતા હશો તેમ ૭ બહેનો ઉપર એક ભાઈ છે. અને ૭ યે બહેનો તેમનાથી મોટાં અને પુત્ર–પુત્રી પરિવારવાળાં એટલે ઘણાઓ તેમને મામાશેઠના નામથી પણ ઓળખે છે. તેમના પિતા ......નગરમાં આઠ રૂપિયાના પગારે કારકુન હતા. અને તેમનાં મા ધનબા બહુ જબ્બર બાઈ હતાં. મોતીચંદ શેઠનું કુટુમ્બ પહેલેથી ખાનદાન ગણાય અને મોતીચંદ શેઠના દાદા તેમજ માના બાપ પણ પૈસાદાર હતા. પણ દાદાની ઉત્તર વયમાં તેમને મોટી ખોટ ગઈ અને મોતી શેઠના બાપમાં એવી વેપારી કુનેહ નહીં એટલે તેમણે નોકરી સ્વીકારી લીધી. તે વખતે તેમની પાસે એક માત્ર ઘર, અને તે પણ ધનબાના બાપે તેને કાપડામાં આપેલું તે જ રહેલું. બાકી કેટલું રહ્યું તે ધનબા જાણે.

મોતીચંદ શેઠ છેક બાળક હતા ત્યારથી તેમના ઘરમાં દર માસે એક પ્રસંગ બનતો, જે બધાને ઘણો ગંભીર લાગતો અને ઘરના બધાં માણસો તેમાં ભાગ લેતાં. ધનબાની લગભગ બેંતાલીસ ત્રેતાલીસ વરસની વયે મોતીશેઠનો જન્મ થયો હતો અને આ પ્રસંગ તો તેની યે પહેલાંથી તેમના ઘરમાં ચાલુ હતો. તે એ કે દર સુદ એકમે જ્યારે મોતીચંદના બાપ કપૂરચંદનો પગાર આવે ત્યારે ઘરની પરસાળમાં રાતે બધાં ભેગાં થાય. એક મોટો સીસમનો ઇસ્કોતરો લઈ ધનબા અને બધાં છોકરાઓ તેની આસપાસ બેસે.

ધનબા પગાર ગણે તેમાં આગલા માસની સિલક ઉમેરે પછી હિસાબ કરવા બેસે. તે બોલે અને કપૂરચંદ શેઠ ગણતા જાય. આટલા પૈસા મોદીને, આટલા ગોવાળને, આટલા દોશીને એમ આંકડા મૂકાતા જાય. અને દર માસે કાંઇક તો ખાસ ખર્ચ તો કરવાનું જ હોય એટલે તે માટે બધાં વિચાર કરે. વિચાર કરીને તોડ કાઢે. પછી જમા અને ઉધાર બન્ને પાસાં સરખાં થાય એટલે ધનબા બોલે ! હાશ ભગવાનની મહેરબાની આ વખતે બેન્કમાંથી પૈસા લેવા નહીં પડે. બધાંનાં મોઢાં હસતાં થાય અને સભા બરખાસ્ત થાય.

જ્યારે આપણા દેશમાં પહેલવહેલી કન્યાશાળાઓ દાખલ થઈ ત્યારે મોટા ઘરની છોકરી ઘણુંખરું પાંચ છ વર્ષની ઉમ્મરે નિશાળે બેસે અને અગિયારબાર વરસની ઉમ્મર થતાં નિશાળેથી ઊઠી જાય. ધનબા એ રીતે ત્રણ ચોપડી ભણ્યાં હતાં અને સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર એટલાં અંકગણિતનાં ચાર અંગ બરાબર ભણ્યાં હતાં. પણ તેમનાં પોતાનાં સંતાનો તેથી ઘણું વધારે ભણે એવો તેમનો આગ્રહ હતો. એટલે તે પોતાનાં છોકરાંને નિશાળે ભણાવવામાં ઘણાં મક્કમ હતાં અને ઘેર તેમને સીવતાં ભરતાં અને ગૂંથતાં શીખવતાં. અને તેમનાં બધાંનાં લગ્ન પણ મોટી ઉમ્મરે કરેલાં. સૌથી મોટી બહેનનાં લગ્ન વખતની અને એવા મોટા ખર્ચનો વખત આવ્યો હોય ત્યારની આવી કેટલીક બેન્કોની વાત મોતીશેઠે સાંભળેલી તે ઘણા રસથી કરે છે. તેમની બીજી બહેન તનુનાં લગ્ન અને આણું સાથે કરવાનાં હતાં. તે વખતની સભા ભરાઈ હતી ત્યારે મોતીશેઠની બે બહેનોને કન્યાશાળામાંથી રેશમી કપડાં અને સોનાના દાગીના ઈનામમાં મળ્યા હતા, તે તેમણે બધાં આણામાં આપવા કબૂલ કર્યું. કપૂરચંદ શેઠે વાત કરી કે તેમને નગરશેઠને ત્યાં ત્રણ વર્ષનું નામું નાખવાનું કામ આપવાની દરખાસ્ત થઈ છે. તેના ત્રીસ રૂપિયા તેમને મળશે. મોટી દીકરી જે સારે ઠેકાણે પરણી હતી તેણે પચાસ રૂપિયાની સગવડ કરી આપવાનું માથે લીધું. એક બહેને પોતાનાં ભરેલાં કામો વેચીને પૈસા ઊભા કરવાનું માથે લીધું. અને ધનબા ખર્ચની રકમ બોલતાં ગયાં. કપૂરચંદ શેઠ ગણતા ગયા. પછી ઊપજની રકમ ગણવા લાગ્યાં અને ખર્ચ કાઢતાં એક બે રૂપિયા વધશે તેવો અંદાજ નીકળ્યો. ધનબા અને કુટુમ્બ ઘણાં જ ખુશી થયાં. હાશ, મેળ મળી રહ્યો. હવે તો પછી બેન્કમાંથી પૈસા ઉપાડવા નહીં પડે. તે જ પ્રમાણે મોતીશેઠ નાનપણમાં માંદા પડ્યા હતા. તેનું વૈદ્યનું બિલ ચૂકવવા માટે કપૂરચંદ શેઠે બે માસ માટે પાનસોપારી ખાવાં છોડી દીધાં હતાં. એકવાર મનુ બહેનને ભણવા માટે ચોપડીના પૈસા ભેળા કરવા માથે લીધું હતું. આવા તો અનેક પ્રસંગો આવ્યા અને ગયા હતા.

ધનબા છોકરાંને વાપરવા માટે પાઈ કે પૈસો કે કોડી આપવાની બહુ જ વિરુદ્ધ હતાં. તે કહેતાં કે ઠીક છે કે આપણે તો બેન્કમાં પૈસા પડ્યા છે તે આ બધું પોસાય પણ જેમને તેવા પૈસા નહીં હોય તેમનું શું થતું હશે ! ઘરમાં આડોશ–પાડોશનાં છોકરા રમવા આવે તે બધામાં ખાવાનું વહેંચી લેવામાં આવતું. તેમાં જો વધતાં ઓછા ભાગ માટે તકરાર થાય તો ધનબાનો રણકાર કરતો ઘાંટો સંભળાય: 'કેમ રે ! લોભ શેનો કરો છો ! ખૂટી જશે તો બેન્કમાંથી પૈસા લઈ મગાવી લઇશું. પણ ભાગ તો બધાનો સરખો અને પાડોશીનો વધારે.'

મોતી શેઠ છેક નાના હતા અને ધૂડી નિશાળે ભણતા તે વખતે તેની સાથે બીજો એક પૈસાદારનો છોકરો તેનો ભાઈબંધ હતો. તેણે મોતીશેઠને પોતાની ઝીકની વાપરેલી ટોપી ભેટ આપી. અને ધનબાને વાતની ખબર પડતાં જ તેમનો પિત્તો ગયો. કહે હમણાં જ જઈને તે પાછી આપી આવ. બેન્કમાં આપણા પૈસા પડ્યા છે તેમાંથી એક ઝીકની ટોપી પણ નહીં આવે એમ તને લાગે છે ? મોતીશેઠ રડતા રડતા જઈ ટોપી આપી આવ્યા અને પાછા ફર્યા ત્યારે તેમને માટે તેવી જ ઝીકની નવી ટોપી તૈયાર હતી. પછી તો કપૂરચંદ શેઠનો પગાર ધીમે ધીમે વધીને પંદર રૂપિયા સુધી ગયો અને બીજી તરફ જેમ જેમ એક પછી એક બહેનો પરણીને સાસરે જતી ગઈ અને ધનબાના કુટુમ્બમાંથી એક એક માણસ ઘટતું ગયું પણ મોતીશેઠ કહે છે કે તે સમજણા થયા ત્યારથી તે મોટા થયા ત્યાં સુધી બેન્કમાં પડેલા પૈસામાં એક પાઈ પણ તેઓ ઉમેરી શક્યાં નહોતાં.

પણ કપૂરચંદ તથા ધનબાની ગામમાં સુવાસ અને શાખ ઘણી સારી હતી. બધા તેમને પૈસાપાત્ર લેખતા.

કોઈક તેમને કંજુસ પણ ગણતું. તોપણ છોકરાંઓ બધાં પોતાના પૈસા બેન્કમાં પડ્યા છે તેથી સગર્વ બનતાં અને માથું ઊંચું રાખીને ફરતાં. બેન્કના એ પૈસાની હયાતીના ભાને બધાંમાં નિર્ભયતા અને સાહસ આણ્યાં હતાં. છોકરીઓ બધી સારે ઠેકાણે પરણી હતી. પણ ધનબા પાસે બેન્કમાં પૈસા છે એ ભાને પણ તેમના ગૌરવમાં ઉમેરો થતો રહ્યો હતો.

એક વાર મોતી શેઠે ધનબાને પૂછ્યું, કે આપણાં બેન્કના પૈસાના વ્યાજનું શું થાય છે અને ધનબા ગુસ્સે થઈ ગયાં. શું આપણે મારવાડી છીએ તે વ્યાજ ઉપર જીવીએ, અને મોતીશેઠ શાન્ત થઈ ગયા.

સત્તરમે વરસે એક બાજુ મોતીશેઠ મેટ્રિકમાં પાસ થયા અને બીજી તરફ કપૂરચંદ શેઠ ગુજરી ગયા. દીકરીઓ બધી સાસરે હતી, અને મોતીશેઠે પણ કમાણીની શોધ કરી. એક ઘણા પ્રતિષ્ઠિત શરાફને ત્યાં બહારગામ નોકરી શોધી. જગ્યા સારી હતી, શેઠ સારા હતા. આગળ વધવાના ઘણા સંભવ હતા એટલે તેમણે નોકરી તો લઈ લીધી. પણ શરૂઆતમાં તો ઉમેદવારી કરવાની હતી. મોતીશેઠ પોતાને ગામ ધનબાને એ વાત લખી, પણ સાથે ઉમેર્યું કે અત્યાર સુધી બેન્કમાંથી પૈસા ઉપાડ્યા નથી માટે હવે પણ ન ઉપાડવા. પોતે પોતાનું સંભાળી લેશે અને પગાર શું નક્કી થાય છે તે જાણ્યા પછી ધનબાને પણ પૈસા મોકલવા શરૂ કરશે. ફક્ત એકબે મહિના રાહ જોવી પડશે એટલું જ.

પણ એકબેને બદલે ચાર માસ વીતી ગયા. ચાર માસમાં જ મોતીશેઠે એવી આવડત બતાવી એવું સારું કામ કર્યું અને પોતાના અંગ્રેજી જ્ઞાનને લીધે પરદેશનો એવો સારો વેપાર કર્યો કે શેઠની પ્રીતિ તેમણે તરત સંપાદન કરી અને તેમનો પંચોતેર રૂપિયાનો પગાર તે દાખલ થયા ત્યારથી કરી આપ્યો. મોતીચંદ તેમના શેઠ પાસે ગયા પગાર માટે ઉપકાર માન્યો અને બે માગણી મૂકીઃ તેમાં એક તો થોડી રજા લઈ પોતાને ગામ જઈ ધનબાને તેડી લાવવાની અને બીજી પોતાનો પગાર રોકડો આપવાને બદલે ચેકથી આપવાની. શેઠ આ બીજી માગણીથી જરા વિસ્મિત થયા છતાં તે કબૂલ રાખી.

મોતીશેઠ ચેક લઈને હોંશભેર ધનબા પાસે આવ્યા. ઘર પાસે આવતાં ઘર જરા ઝાંખું અને સૂનકાર ભાસ્યું. અંદર ધનબા ખાટલા ઉપર સૂતાં હતાં. પોતાને ગયે માત્ર ચાર માસ વીત્યા હતા છતાં પથારી ઉપર સૂતેલ ધનબા જાણે ચાર કે ચાલીશ વર્ષ જેટલાં વધારે વૃદ્ધ થઈ ગયાં દેખાતાં હતાં રાચરચીલાંથી ઘર ભર્યું હતું તેને બદલે ભીંતો અલરાઈઓ ખાલી લાગતી હતી. ધનબા ઊભાં થયાંને જ ચક્કર આવ્યાં એટલે તેમને ફરી પથારીનો આશ્રય લેવો પડ્યો. માત્ર સુખી સ્મિત સાથે વાત્સલ્યના રણકારભર્યો એટલો જ સ્વર સંભળાયોઃ 'આવ્યો ભાઈ.' અને તેમની વાતો શરૂ થઈ.

મોતીશેઠની એક મહેચ્છા હતી. નાનપણથી તેમણે તે પોષી હતી કે કમાતા થઈને બેન્કના પૈસામાં તેમણે ઉમેરો કરવો, એટલે બીજી બધી વાત પડતી મૂકીને તેમણે ધનબાને ત્રણસો રૂપિયાનો ચેક આપ્યો, અને શું કહે છે તે સાંભળવા તલસી રહ્યો.

ધનબાએ ચેક જાણે કોઈ નવી જ વસ્તુ હોય તેમ આમતેમ ફેરવી જોયો. પછી મોતીશેઠને પાછો આપી કહ્યું, એ તું જ રાખ. મોતીશેઠે આગ્રહ છોડ્યો નહીં. પણ બા એ તો તારા બેન્કમાં પૈસા છે તેમાં ઉમેરવા માટે જ મેં ખાસ આણ્યો છે.

ધનબાએ કહ્યું કે હશે! પણ મને તે નહીં ફાવે માટે તું જ તેની ગમે તેવી વ્યવસ્થા કર.

મોતીશેઠ જરા ઉગ્ર થયા, અરે આટલાં વર્ષ બેન્કમાં નાણાંની લે મૂક કરી અને હવે નહીં શેનું ફાવે. અને બીજું પણ કેટલુંક કહ્યું.

રસિકે વચ્ચે જ બગાસાં ખાતાં કહ્યું, મથુરપ્રસાદ તમે નથી સારા વાર્તાકાર કે નથી ઇતિહાસકાર. જ્યારે તમે ખરી બનેલી હકીકત કહેવા બેસો છો ત્યારે અંદર વાર્તાના જેવાં વર્ણનો કરો છો અને વાર્તા કહેવા બેસો છો ત્યારે જાણે ઇતિહાસ હોય તેમ અંદર બિનજરૂરી વિગતો ઉમેરો છો.

મથુરપ્રસાદ અટકી ગયા, 'કેમ શા ઉપરથી.'

મેં કહ્યું રસિક બરાબર જ કહે છે. આપણે તો મોતીશેઠને ચેક લખવાની ધૂન છે તે ઉપર વાત કરતા હતા. તે માટે તમે તેમનો અથવા કહો કે ધનબાનો પૂર્વવૃત્તાંત કહેવા લાગ્યા. અમે ધારતા હતા કે તમે કાંઈ પરંપરાગત વારસાની વિલક્ષણતા બતાવવાના

હશે પણ અત્યાર સુધી ધનબાગે એક ય એક પૈસો વટાવ્યાની વાત તો બાજુ રહી પણ આવ્યો તે પણ પાછો આપવાની વાત લાવ્યા.

ચંપકે કહ્યું, પેલી જ્યારે મોતીશેઠ ઘેર આવવાની વાત તમે હમણાં કરતા હતા ત્યારે ખરું જોતાં વાર્તાકારની માફક મોતીએ ચોક પૂરવાની, બારણે તોરણો લટકવાની અને એવા ઉત્સવના આનંદવર્ણનવાળી ભાષાને બદલે બીતો, અભરાઈઓ કોરી હતી અને ઘર સૂનકાર હતું અને એવી શોગિયા વાત ક્યાંથી લાવ્યા ?

રસિકે ફરી ઉમેર્યું અને ધનબા માંદાં શું કામ પડે? તમારે જ હિસાબે ધનબાના બેતાલીસમે વર્ષે મોતીશેઠનો જન્મ હોય અને અઢારમે વર્ષે નોકરીમાં દાખલ થઈ જાતો, પગાર આપવા આવતા હોય તો ધનબાની વય તે વખતે માંડ સાઠની હોય તેમાં કેમ જાણે લાંબા ઉપવાસ ખેંચ્યા હોય તેમ તમ્મર આવ્યાની વાત પણ શી રીતે બંધ બેસે છે ?

મથુરપ્રસાદે કહ્યું કે જો તમે ઉતાવળા ન થયા હોત તો આ વાતને અંતે ધનબાએ જે ઉત્તર આપ્યો, જે ઉત્તરથી એક ક્ષણમાં મોતીશેઠ કિશોર મટી પીઠ બની ગયા અને જે ઉત્તર તેમના હૃદયસોંસરો જડાઈ ગયો છે તે તમે પણ સાંભળત અને તમારા બધા સંશયો નષ્ટ થઈ જાત.

અમે બધા બોલી ઊઠ્યા, ' એવો તે શો ઉત્તર હતો. '

' ઉત્તર, ' મથુરપ્રસાદે કહ્યું, ' ધનબાએ પથારીમાં સૂઈ નિશ્વાસ નાખીને આપેલો કે બેટા આજ સુધી જે કોઈએ નથી જાણ્યું તે તને કહું છું કે મારે નામે કે કોઈને નામે કોઈ બેંકમાં કાંઈ પૈસા છે જ નહીં અને હતા પણ નહીં. આ એક પણ તેં બતાવ્યો ત્યારે મારા જન્મારામાં પહેલી જ વખત જોઉં છું. '

અમે સ્તબ્ધ અને મુગ્ધ બનીને જોઈ રહ્યા.

જે દિવસે મુશ્તરીની નવી ચીડિયા રૂપના બજારમાં આવી ત્યારે કોઠા કોઠા ઉપર એક સામટું તેલ રેડાયું

# નવી ચીડિયા

લેખક
'મન્મથ'

★

'મુશ્તરીએ આજે ઉસ્તાદને બોલાવ્યો છે.' દરેક કોઠા ઉપર આ સમાચારે હલચલ મચાવી દીધી હતી.

મુશ્તરી તો હવે દરેક રીતે ખલાસ થઈ ગઈ હતી. રૂપના બજારમાં એક વખતની મહારાણી સમી મુશ્તરી આજે તો કોહી ગયેલા અનાર સમી એક બાજુ જઈ પડી હતી. એના ગાલ પર પડેલા દાઝોડા પાવડરના થર નીચેથી પણ બહાર તરી નીકળતા. ગળું ભરડાઈ ગયું હતું અને એક વખતની મીઠી સુરાવટ બસૂરી બની ગઈ હતી. એ હવે કાંઈ નવી ગઝલ-કવ્વાલી શીખવાની ન હતી અને શીખે તો પણ કોઈ એ સાંભળવા નવરું ન હતું. એના ઉપર હવે કોઈ મહેરબાની કરે એ તદ્દન અસંભવિત હતું.

છતાં ય આજે તેણે ઉસ્તાદને બોલાવ્યો હતો અને દરેક કોઠા ઉપર એ વાતની ચર્ચા થઈ રહી હતી.

'જરૂર કોઈ નવી ચીડિયા પકડી લાવી છે.'

'અરે ઘડી દિલ બહલાવવાની વાત હશે. કોઠા ઉપર તો હવે કોઈ જતું નથી. અને રંગરાગના શમણાં કાંઈ એમ ભૂલી શકાય છે? ઉસ્તાદ સાથે બે ઘડી ગુફતેગો કરશે અને આનંદ મનાવશે. ઉસ્તાદ હવે તો ઊતરી ગયેલ ટ્રામના ઘોડા જેવો છે ને!'

'કોણ જાણે પછી નવા સ્વાંગે બહાર પડવાનો કોઈ નુસખો હાથ લાગી ગયો હોય તો.'

અને બધા કોઠા પરથી ખિલખિલાટ હાસ્ય માર્ગ ઉપર વેરાઈ પડતું હતું.

ઘર ઘરની બાંદી કોઈ ને કોઈ કામ શોધી મુશ્તરીના કોઠા તરફ આંટો મારી આવી. કોઠા ઉપરથી સારંગીનો મીઠો સૂર આવી રહ્યો હતો અને તે સાથે ...ઈ અણુપલોટ ગળામાંથી 'આ...આ...આ...' ની સંગીતૂટી સૂરાવલિ ક્વચિત ક્વચિત પ્રગટી રહી હતી.

આખી રાત રૂપના બજારમાં બેસનારીની બાંદી એવી અણઘડ ન હતી. ...આ...આ...આ...ના ...ર ઉપરથી ત્યાં શું ચાલી રહ્યું છે તેનું તેમણે અનુમાન કરી લીધું અને દરેકે પોતપોતાની આકૃતિને એક જાતના સમાચાર દીધાઃ 'નવી ચીડિયા આવી પડી છે.'

એ સમાચારે એ રંગરાગના બજારમાં હલચલ મચાવી દીધી. રૂપનો બજાર જે રાતભર જ્યોતિમંડળના સમારોહ સમો ઝગઝગી ઊઠતો હતો, તેમાં અચાનક ન ધારેલી કાલિમા ફરી વળી.

'નવી ચીડિયા!'

એ શબ્દો જ જાણે કોઈ પોતાની કમાણી લૂંટી રહ્યું ન હોય એવા હતા. રૂપના બજારમાં તેઓ ઘણા વખતથી બેસતી હતી. સૌ સૌના નસીબમાં માંડી હતી એટલી કમાણી કરતી. પરંતુ રોજબરોજ જેવા મળતા એ એકનાં એક મોઢાંની વચ્ચે કોઈ નવી ચીડિયા આવી પહોંચતી કે બસ ખલાસ! બધા રંગીલાની ત્યાં જ કતાર લાગી જતી. વારો આવે કે ન આવે, દરેકના મુખ એ એક જ કોઠા તરફ ચોંટી રહેતા. અને રૂપબજારના બીજા બધા કોઠા થોડા દિવસ સુધી તો સૂના પડ્યા રહેતા. ગમે તેટલો ઠઠારો કરીને બેસે, ગળામાં ગમે તેવી હલક લાવે, છતાં તેમનો ભાવ તે દિવસોમાં ન પુછાતો તે ન જ પુછાતો. આવી જ રીતે એ દરેક બેસનારીએ એક દિવસ રૂપનું બજાર સર કર્યું હતું, છતાં આજે નવી ચીડિયાના સમાચાર સાંભળી એ દરેકના વદન ઉપર કાલિમા ફરી વળી.

મુશ્તરી યે એક દિવસ જોબનભરી હતી. એના ગળામાં દર્દભર્યું સંગીત હતું. એના હાવભાવમાં માદકતા હતી. એક દિવસ એણે ય એ બજારમાં ખળભળાટ મચાવી મૂક્યો હતો. પરંતુ એણે એનું જોબન લૂંટાવી દીધું અને પછી એને ચિંતા થઈ. કોઠાની વારસદાર ન મળે તો કોઠો સૂનો પડે, એ એને મન આબરૂ ગુમાવવા જેવું હતું. ગમે તેટલી કિંમત આપીને પણ એક ચીડિયા ખરીદી લેવાની એ પેરવીમાં હતી અને જે દિવસે મુશ્તરીની નવી ચીડિયા રૂપના બજારમાં આવી પડી, ત્યારે આખા

નવી ચીડિયા !' ઉસ્તાદના દિલમાંથી એક ચમક પસાર થઈ ગઈ

બજારમાં કોઠા કોઠા ઉપર એ સમાચારે એકસામટું તેલ રેડાયું.

( ૨ )

'ચલો ઉસ્તાદજી, મુસ્તરીબાઈ બુલાતી હૈ.' મુસ્તરીની બાંદી ઉસ્તાદ અનવરખાં પાસે પહોંચી.

'ક્યોં ?' ઉસ્તાદ બાંદી સામું જોઈ રહ્યો.

'નયી ચીડિયા આ ગઈ હૈ.'

'નયી ચીડિયા !' ઉસ્તાદના દિલમાંથી એક જાતની ચમક પસાર થઈ ગઈ.

વર્ષો પહેલાં અનવરખાંએ આ રૂપના બજારમાં એક ખુલ્લા ચોતરા પર ફાટેલી શેતરંજી બિછાવી પોતાની સારંગી છેડી હતી. કોઠા કોઠા ઉપર એ સારંગીની સુરાવટ રણઝણી રહી હતી. કંઈક રૂપજોબનાએ એ સારંગી કાન માંડીને સાંભળી હતી. તે દિવસથી અનવરખાંનું એ બજારમાં અનોખું સ્થાન થઈ પડયું હતું.

તે પછી તો એણે ઘણા જમાના જોઈ નાખ્યા. કંઇક નવી ચીડિયા એ બજારમાં આવી પડી, એની પાસેથી તાલીમ પામી કોઠા ઉપર બેઠી અને જૂની પણ થઈ ગઈ. ઉસ્તાદના અંતરપટ પર રૂપજોબનની ખુમારીના કંઇકે ઓળા આવ્યા આવ્યા અને ઊતરી ગયા. મુશ્કેહીનાની ખુશ્બૂમાં તરબતર બની રેશમી કફની ઉપર ખુલ્લી છાતીનું કિનખાબનું જાકીટ પહેરી, બગલમાં રેશમી રૂમાલ ખોસી સુરમો આંજેલી આંખે અને વાંકડિયાં ઝુલ્ફાં ઉપર બાંકી ટોપી મૂકી એ રૂપના બજારમાં રંગરંગીલાની જેમ વિહરતો. કોઠા કોઠા ઉપર જતો, 'આઈએ આઇએ ઉસ્તાદજી'નું માનભર્યું સ્વાગત મેળવતો, બાઈજીઓનાં ગળાં સાફ કરતો એ ગળામાં સૂરીલી તાન ભરતો અને એ રૂપજોબનની મઝા પણ માણી લેતો.

પણ પછી તો એ વૃદ્ધ થતો ગયો. એ રૂપજોબન પ્રત્યે એને એક પ્રકારની ઘૃણા જન્મી, એ પેશા પ્રત્યે એને તિરસ્કાર વછૂટ્યો અને હવે તો એ કામ વિના કોઈ કોઠા પર ભાગ્યે જ જતો. એનું સન્માન હજુ પણ જેવું ને તેવું હતું, એના પ્રત્યેની ચાહના હજુ પણ એવી ને એવી ઉલ્લાસભરી હતી. પરંતુ એ બધાની પાછળ રૂપબજારના કોઈ રસરસિયા પ્રત્યેની રંગલાલસા કરતાં ગુરુભાવ વિશેષ હતો. એ બજારની બાંદીઓ હવે ઉસ્તાદજીને વિના કારણ તકલીફ આપવા આવતી નહિ. કોઇ નવી ચીડિયા ચડી આવતી તો તેને તાલીમ આપવા માટે કે પછી ગળામાં કોઈ નવી તર્જ બેસાડવા માટે એને તેડું આવતું અને તેડું આવતું તો જ એ જતો.

ઉસ્તાદનું દિલ આ રીતે વૃદ્ધ થઈ ગયું હતું. છતાં મુસ્તરીની નવી ચીડિયા માટે તેને તેડું આવ્યું, ત્યારે ન ધારેલી એક ચમક તેના દિલમાં પસાર થઈ ગઈ.

'નઈ ચીડિયા !' અનેક નવી ચીડિયાને તૈયાર કરી કરીને તેણે રૂપના બજારમાં ધકેલી દીધી હતી. એ નવી ચીડિયાએ મેળવેલી વાહ વાહથી તેણે કદી તાજગી અનુભવી ન હતી, તેમના પતનથી તેને અરેરાટ થયો ન હતો, તેઓ ખલાસ થઈ ગયા પછી તેમને માટે તેને દયા પણ ન હતી. એનું જીવન એવું એકધારું નિષ્ઠુર બની ગયું હતું. તેડું આવે ત્યારે જવું, સારંગી પર ગજ ફેરવવો, એની સુરાવટ સાથે નવી શિષ્યાના ગળાના સૂર મેળવવા, તાલ–ઠેકાની સમજણ આપવી, એ બધું જ કામ એ યંત્રવત કર્યે જતો.

છતાં ય તે વખતે એને એક જાતની ચમક આવી ગઈ હતી.

અને મુસ્તરીની નવી ચીડિયા હજુ તો જો કે નાદાન બચ્ચી જ હતી, તોપણ આવતા દિવસની એંધાણી એના અંગ અંગમાંથી મળી રહી હતી. એનું વદન જો કે ગોરું ગોરું ગુલાબના ફૂલ જેવું ન હતું, તોપણ એનું અણીશુદ્ધ નાક અને કેરીની ફાડ જેવી આંખ જોનારને ઘેન ચડાવવા પૂરતાં હતાં અને એના ગળામાંથી એણે આ...આ...આ...ની પ્રથમ સૂરાવલિ શરૂ કરી, ત્યારે ઉસ્તાદને પણ સારંગીના સૂર બદલાવવાની ફરજ પડી હતી.

અનવરખાંએ વર્ષો સુધી રૂપની મદિરા પીધી હતી. પી પીને એને એ વસ્તુનો અભાવો આવી ગયો હતો, એનો માયલો મરી ગયો હતો અને એ રૂપસૌરભની, એ જોબનમદની હવે તો એને જરાકે અસર ન થતી. છતાં આ નવી ચીડિયાના ઉપાડથી અને રોજ રોજ થતા એના અંગ અંગના વિકાસથી એની વૃદ્ધ નાડીઓમાં જુવાનીનો નશો ફરીથી ધીમે ધીમે વહેતો થયો હતો.

અનવરખાં આનું કાંઈ કારણ સમજી શક્યો નહિ.

એ રૂપ અને એ જોબનની એને ગણતરી પણ શું હતી ? એ કાંઈ થોડું જ કોઈની પાસે એ બધું માગવા ગઈ હતી ? કોણે ક્યારે એ બધું એને આપ્યું એની એને થોડી જ જાણ હતી ? એ પોતે તો જાણે હજુ મુસ્તરીને ત્યાં આવી તે વખતે જેવી હતી એવી બચ્ચી જ હતી. આ રૂપનાં ચિત્રામણ એને અંગે ઊઠયાં હતાં, આ યૌવનવસંતની ફૂલવાડી એને અંગે ફાલીફૂલી હતી, એની એને જરૂરે શી હતી ? છતાં ય એ બધું એને વણંગતું આવ્યું હતું અને કજરી એ વેંઢારતી ફરતી હતી, ફૂલ સરખા હૈયાથી, નાદાન–નાસમજ બચ્ચીની અદાથી.

( ૪ )

આખરે એ પળ આવી પહોંચી. મુસ્તરી વધુ વાર જોઈ શકી નહિ. જે મળે છે તે ગનીમત છે એમ માની એણે કજરીને બજારમાં ધકેલી દેવાનો દિવસ નક્કી કરી નાખ્યો.

તે રાતે એનો કોઠો રોશનીથી ઝળાંઝળાં થઈ ઊઠયો. બેઠકખાનામાં રંગરસિયાઓ બાંકાટેડા બની કજરીની વાટ જોઈ રહ્યા હતા. રૂપનો અચંબો ઓઢી કજરીએ બેઠકખાનામાં પ્રવેશ કર્યો 'કમાલ છે! કમાલ છે!' ચોતરફથી કજરીના સત્કારમાં અવાજો ઊઠયા.

ઉસ્તાદ અનવરખાંની આંખો એ રૂપના બેફામ સાગર ઉપર ચોંટી રહી. શી રોશની હતી ? અને શો જોબનનો સમારોહ હતો ? એ રૂપરાશિનું તોફાન અનવરખાંના હૈયાને વલોવી રહ્યું હતું.

'વર્ષો સુધી એણે એ રૂપબજારની અવગણના કરી હતી. ખૂબ જ માણી લીધું છે હવે અબળખા ક્યાં છે ? એને થતું હતું. પણ કજરીના દર્શને એને થયું કે રંગનો રેલો પોતાના પગમાંથી વહી જાય છે અને પોતે મૂઢની જેમ એને સરી જતો જોઈ રહે છે. તરસ ભરી છે, કંઠ સુકાય છે, દિલમાં કોણી બળતરા ઊઠી છે અને—'

પણ હવે તો–હવે તો એ બધી વાસના કેવળ વાસના જ રહી જવાની. ઘડી બે ઘડીમાં તો કજરી એના હૈયા પર આસન જમાવી બેઠેલી કજરી બીજા કોઈની છાતી ઉપર નાચતી હશે, બીજાની ગોદમાં ભરાઈ બેઠી હશે ! ઓહ ! આજે આટલા વરસે એને એ બધું ખ્યાલમાં આવ્યું ? મોડું કેટલું મોડું ?

અને આજનો દિવસ જોવા માટે એણે બધી જહેમત ઉઠાવી હતી ? કજરીને તૈયાર કરી એના ગળામાં મીઠી તાન પૂરી હતી, એ બધું આજના દિવસ માટે ? એના મનમાં પ્રશ્ન ઊઠયો. કેવો મૂરખ હતો તે

પણ એ ભૂલી જતો હતો. જે રૂપની–જે દેહ સૌષ્ઠવની એને ખુમારી ચડી હતી, એના ગઠન માટે તો એણે કાંઈ જ મહેનત કરી ન હતી. એ તો ઈશ્વરે દીધું હતું અને કજરીએ સાચવી રાખ્યું હતું. નકામો હવે એ એનો માલિક બની બેસવા મથામણ કરતો હતો. એને એવો હક્ક શું હતો ?–પણ બધાં જ એમ રૂપજોબનના માલિક બની બેસવા ઈચ્છતા હોય છે. એમાં બિચારા અનવરખાંનો શો દોષ ? મૂરખસ્તો.

સારંગી ઉપર ગજ ફર્યો, કજરીના ગળામાંથી આ...આ...આ...ની સુરાવટ પ્રગટી. પરંતુ ઉસ્તાદનો હાથ ધ્રૂજતો હતો, એની સારંગીમાંથી અવાજ ઊઠતો ન હતો. એની નજર તો કજરી ઉપર ફાટી રહી હતી; એ ધીમે ધીમે ભાન ભૂલી જતો હતો.

કોઈને ઉસ્તાદમાં થઈ રહેલા આ ફેરફારની કશી સમજ ન પડી. પરંતુ જલસાનો રંગ ઊડી જતો હતો. એ ભાંગતી મહેફિલ ને સાચવી લેવા બીજો સારંગીવાળો બાજુમાં બેસી ગયો. એણે ગીત ઉપાડી લીધું.

ગીત પૂરું થયું. ચારે તરફથી વાહવાહના પોકારો ઊઠ્યા.

અનવરખાંના હાથમાંથી સારંગી સરી પડી. એની સૂરાવલિ કરુણ આક્રંદ સાથે એકાએક રડી ઊઠી, જાણે કે ઉસ્તાદના પતન પર કલ્પાંત મચાવી રહી હતી.

અનવરખાંને આજુબાજુનો કશો જ ખ્યાલ ન હતો. એની ઘેલછાભરી આંખો જેમની તેમ કજરીની કાયા ઉપર ચોંટી રહી હતી. એ યૌવનનો ઉન્માદ એને આવરી રહ્યો હતો, જકડી રહ્યો હતો.

બેઠકખાનાની વ્યક્તિ એક પછી એક ચાલી ગઇ હતી. પ્રથમ રાત્રિનો કામુક કજરીની વાટ જોતો શયનખંડમાં અધીર મને બેઠો હતો. મુસ્તરીએ કજરીને એ ઓરડાનું દ્વાર બતાવ્યું અને પછી મુસ્તરી પણ ચાલી ગઇ, પોતે ક્યાં જાય છે એની જરા પણ સમજણ વગર કજરીએ તે ખંડમાં જવા માટે પગ ઉપાડ્યા.

'કજરી !' ઉસ્તાદ બૂમ પાડી ઊઠયો. આખા ખંડમાં હવે તે એક જ બાકી રહ્યો હતો, તેની સામે

રૂપની રોશની સમી થનગનતી કજરી ઊભી હતી. ઉસ્તાદનો ઉન્માદ પળે પળે વધી રહ્યો હતો.

'તુમ નહિ ગયે ઉસ્તાદજી?' કજરી ઊભી રહી ગઈ. એને ઉસ્તાદના દિલની પરખ ન હતી.

'કજરી! તુમ કહાં ચલી?' તે બેઠો હતો ત્યાંથી ઊભો થઈ ગયો. કજરીની નજીક આવ્યો. 'તુમ નહિ જા સકતી કજરી.'

'ક્યું?' કજરી ઉસ્તાદની સામું જોઈ રહી.

'તુમ નહિ જા સકતી. તુમ...' તેણે કજરીનો હાથ પકડ્યો.

'યે કૈસી બાત હૈ ઉસ્તાદજી? મેરા હાથ છોડ દો.'

'નહિ કજરી, તુમ નહિ જા સકતી. તુમ...તુમ......' ઉસ્તાદે બીજો હાથ કજરીની કમરે ભરાવ્યો.

'મૈં...મૈં...' કજરી બે ડગલાં પાછી હટી ગઈ. તે ગભરાઈ ગઈ. ઉસ્તાદના વર્તનની તેને સમજ ન પડી.

'યે તેરે પતનકી ઘડી નહિ હૈ, કજરી યે તો તેરે યૌવનકા ઉત્સવ હૈ. નહિ, તુમ નહિ જા સકોગી. તુમ મેરી હો...મેરી હો.' ઉસ્તાદે તેને બાથમાં ભીડી ભીંસી નાખી. તેના તરસભર્યા હોઠ કજરીના ગાલ ઉપર ચોંટી રહ્યા.

'મૈ...મૈં તો તુમારી બચ્ચી હું, ઉસ્તાદજી! મુઝે છોડ દો.' કજરી બોલી ઊઠી. તેનાં અંગાંગ કંપી રહ્યાં હતાં. આજે પહેલી જ વાર જાણે એને એના યૌવનનો ભાર લાગ્યો હતો.

'બચ્ચી હૈ... બચ્ચી હૈ...' ઉસ્તાદના હાથ ઢીલા પડ્યા. કજરી તેના બાહુબંધમાંથી છૂટી થઈ. ઉસ્તાદ કજરી સામું વિકળ આંખે જોઈ રહ્યો.

'મૈં તુમારી...' કજરી ધ્રૂજી રહી હતી. તેનું યૌવન રડી રહ્યું હતું.

'તુમ મેરી...મેરી બચ્ચી હો!—મેરી બચ્ચી!' ઉસ્તાદના પગ લડથડ્યા.

કજરી દોડી. ઉસ્તાદને પડતો ઝીલી લેવા તેણે પ્રયાસ કર્યો. પરંતુ તે મિથ્યા હતો.

અનવરખાં ધરણીએ ઢળી પડ્યો હતો.

'મેરી બચ્ચી હો તુમ.'

ઉસ્તાદના એ છેલ્લા શબ્દો પર કજરીની આંખમાંથી આંસુડાં સરી પડ્યાં. [સુચિત]

●

લેખક
મૂળશંકર મો. ભટ્ટ

# કિસનસિંહ

**હાડ ગાળી નાખે એવું હિમ, શરીર વીંધી નાખે તેવો પવન, છતે બરફે તરસ્યા મરવું પડે એવાં બરફનાં રણો આ બધાની વચ્ચે માપણી કરવા જના**

'કિસન, તિબેટના એ વિશાળ હિમ-રણો, એ સ્વચ્છ સ્ફટિક સમાં સરોવરો, એ હિમાચ્છાદિત શિખરો, એ કોઈ ગાંધર્વનગરી સમો લાગતો પોતાલાનો પ્રાસાદ, એ બધુંય મારી આંખ આગળ હજી રમ્યા કરે છે. મન તો ત્યાં ઊડીને પડે છે, પણ શરીર હવે કશું કરતું નથી. એ માપણીનું કામ જ એવું છે. મેં તો મારો એ બધો વારસો તને સોંપ્યો છે. ગુરુથી સવાયો થજે, અને મને અદેખાઈ થાય, એવું કરજે. કામ બહુ કપરું છે. અજાણ્યો મુલક, અજાણ્યા લોકો, આપણા લોકો તરફની તે લોકોની નફરત. આ બધું તો ખરું, પણ એથી ય વધારે તો ત્યાંની કુદરત છે. હાડ ગાળી નાખે તેવું હિમ, શરીર વીંધી નાખે તેવો પવન, છતે બરફે તરસ્યા મરવું પડે, તેવાં બરફનાં રણો. આ બધાંની વચ્ચે આ કામ કરવાનું છે. સાહેબ લોકો આપણને બહુ તો માપણીની તાલીમ આપવાના. બાકી છાતી તો આપણી પોતાની જોઈએ. તું જા, અને ફતેહ કર.'

જુવાન કિસનસિંહને માપણીની તાલીમ આપીને તૈયાર કર્યા પછી તેના કાકા તથા ગુરુ નયનસિંહે પોતાના અનુભવોના નિચોડ રૂપે આ નાનકડું પ્રવચન કર્યું. કિસનસિંહ હવે ભરજુવાનીમાં આવ્યો હતો. તેની સરવેયર તરીકેની તાલીમ પૂરી થઈ હતી. અને તેની કારકિર્દી શરૂ થતી હતી. તેની સમક્ષ જેમ અગોચર ભોમ પડી હતી, તેમ જ તેના ગુરુ નયનસિંહનો અનુભવ અને તેની પ્રેરણા પડ્યાં હતાં. અને તેના દિલમાં ને શરીરમાં જુવાની ભરેલી હતી. તેનાં અંગેઅંગમાંથી તે જુવાની ફૂટતી હતી. તેની કાળી ભમ્મર નાનકડી દાઢી તેના લાલચટ્ટા ગાલને ઢાંકવામાં ફાવે તેમ ન હતી. તેની પાસાદાર છાતી તેના કુરતામાંથી બહાર નીકળતી હતી. તેના તાણીને બાંધેલા કેશનો ચોટલો તેના વિશાળ કપાળને વધારે વિશાળ ને તેજસ્વી બનાવતો હતો. સર્વેયર ખાતાના અમલદારો આ જુવાન કિસનને તિબેટમાં ભૂ-માપણી માટે મોકલવા તૈયાર થયા, પણ તેમને શંકા હતી કે આ શીખસ્વરૂપ કઈ રીતે પોતાનું તેજ છુપાવી શકશે?

આખરે કિસન પોતાની પરાક્રમયાત્રાએ નીકળ્યો. તેણે એક વેપારીનો વેશ લીધો. પોતાની સાથે બે નોકરો (એ નોકરો પણ માપણીનું કામ તો જાણતા હતા) ને થોડોક સામાન લીધો. અને કુમાઉન ગા... તેણે પોતાનું કામ આરંભ્યું.

નાખી નજર ન પહોંચે તેવા વિશાળ અને ઉજ્જડ પ્રદેશમાં બે કાળા તલ જેવા નાનકડા તંબૂઓ ઊભેલ છે. એક તંબૂમાંથી યાકના છાણમાંથી બના... છાણાનો ધુમાડો નીકળી રહ્યો છે. ને નોકરો રાં... વાની ધમાલમાં પડ્યા છે. પડખે જ એક બે યાક એ ઉજ્જડ પ્રદેશમાંથી ક્યાંક ક્યાંક ફૂટી નીકળેલ ઘાસનાં તરણાં ચરી રહ્યાં છે. દૂર કિસનસિંહ પોતાનું સેક્સટં ગોઠવીને માપણી કરી રહ્યો છે. ત્યાં દૂરથી ઘોડાના ડાબલાનો અવાજ સંભળાયો, નોકરો તંબૂમાંથી બા... આવ્યા. તેમણે કિસનસિંહને બૂમ મારી 'ડાકુ... કિસનસિંહ પોતાના કામમાં તલ્લીન છે. ઘોડાના... નજીક ને નજીક આવતા ગયા. થોડી વારમાં તો એક... એક ઘોડાઓની આકૃતિઓ પાસે આવતી દેખાવા લાગી. નોકરો ગભરાયા. કૂતરાએ જોરથી ભસવા... શરૂ કરી દીધું. કિસનસિંહના કાન ચમક્યા, પળવારમાં તે બધું સમજી ગયો. તેણે તરત જ પોતાનાં નોંધના કાગળિયાંને કોટના અંદરના ભાગમાં છુપાવી દીધા. ઓજારોને સંકેલીને જેમ સંતાડી શકાય તેમ સંત... ત્યાં તો લગભગ ૬૦ જેટલા ઘોડેસ્વારો આ તં... ઘેરીને ઊભા રહી ગયા. તેમના હાથમાં ભાલાં તથા તરવારો હતી, તેમના ચહેરા ઉપર પૈસાની ... સિવાય બીજો કોઈ ભાવ દેખાતો ન હતો. કિસનસિંહે તરત જ નિશ્ચય કરી લીધો. તેના નોકરોમાં ... તિબેટિયન હતો. તેણે આ લોકો પાસેથી જાણી લીધું કે આ બધા કંઈ કિસનસિંહનું સામૈયું લઈને નહોતા... આવ્યા, પણ તેની પાસેથી બધું જોખમ પોતા... પાસે લઈ લેવાના હેતુથી જ આવ્યા હતા. ... ટમાં અત્યારે પણ આવા લૂંટારુઓની ટોળી... છૂટથી ફરી શકે છે. તો આજથી લગભગ સો ...

પહેલાં તો આની નવાઈ જ ન હોય! કિસનસિંહમાં ધબકતું શોણિત–લોહી એક વાર તો ઊકળવા લાગ્યું. પણ તેને પોતાનું કામ સાંભર્યું. આ ખીસામાં પડેલી અમૂલ્ય નોંધોનું શું? તેણે લૂટારુઓ સાથે વાટાઘાટ શરૂ કરી, થોડીક આનાકાની, વીનવણી, ધમકી, એવી બધી રીતો તેણે અજમાવી. આ લુટારુઓ આ ચાર માણસોની સામે કોઈ રીતે નમતું આપે તેમ નહોતા. પણ કિસનસિંહને તો વખત વિતાવવો હતો. તેણે એ વાટાઘાટ દરમિયાન પેલી નોંધોનાં કાગળિયાં નોકરોના ખીસામાં સરકાવી દીધાં. લૂટારુઓમાં એટલી અક્કલ હતી કે આમાં કોણ શેઠ છે ને કોણ નોકર છે. તેમણે તો શેઠને જ બરાબર પકડ્યા હતા. આનો લાભ લઈને તેણે નોકરોમાંથી એકબે જણને આ નોંધો સાથે ત્યાંથી સરકાવી દીધા.

લૂટારુઓને આ નોકરો સાવ ખાલી હાથે ચાલ્યા જતા હોય તો કંઈ વાંધો નહોતો. મુદ્દામાલ જેવા શેઠને તેમણે બરાબર આગ્રહ કરીને રોક્યા, અને તેમને પહેરેલ કપડાં સિવાય બીજું કોઈ પણ જોખમ ન રાખવા માટેનો પદાર્થ પાઠ આપ્યો. સામાનની ઝડતીમાં જ્યારે પેલાં ભૂ–માપનનાં ઓજારો આ લૂટારુઓની નજરે પડ્યાં ત્યારે તેમણે ઘડીક તો આમતેમ ફેરવીને જોયાં, અને બધાએ મળીને નક્કી કર્યું કે આ કચરો નકામો છે.

લૂટારુઓ થોડી જ વારમાં બધો સામાન ઘોડા પર લાદીને આવ્યા હતા, તેની સામેની દિશામાં અદૃશ્ય થઈ ગયા. કિસનસિંહ અને તેનો એક સાથી આ આખી દુનિયામાં જાણે એકલા હોય તેમ ઊભા રહ્યા.

× × ×

સર્વે–ખાતાની મુખ્ય કચેરીમાં વોકર સાહેબ અને મોન્ટગોમરી સાહેબ સામસામી દાઢી પંપાળતા બેઠા છે. બન્નેની વચ્ચે ટેબલ ઉપર કેટલાક ચોળા-યેલા ચૂંથાયેલા કાગળો પડ્યા છે. વારાફરતી બન્ને જણ આ કાગળિયાંઓ હાથમાં લઈને બારીકાઈથી તપાસે છે.

'આમાં તો બધું ગડબડ ગોટાળાવાળું છે. કિસન-સિંહ સિવાય બીજો કોઈ આ ઉકેલી શકે તેમ નથી. મને લાગે છે કે આપણે આ માપણી કરવાનું કામ હવે બંધ કરી દઈએ. આ અંતું આવી રીતે ચલાવવાનો કંઈ અર્થ નથી.' મોન્ટગોમરી સાહેબે કહ્યું.

'જો એમ નિરાશ થઈએ તો કામ કેમ આવે!' વોકર સાહેબે કહ્યું. 'સામ્રાજ્યો કંઈ એક દિવસમાં ઊભાં થતાં નથી. આપણી આ માપણીને ચીલે ચીલે જ એક દિવસ આપણાં લશ્કરો કૂચ કરતાં હશે. બ્રિટિશ સરકાર અમસ્થી કંઈ આવા કામ પાછળ પૈસા ન વેડફે.'

'પણ આવા કેટલાક કિસનસિંહો આપણને મળશે? અને તે પણ કામ અધૂરું મૂકીને ક્યાં ના ક્યાંય અદૃશ્ય થઈ જાય છે?' મોન્ટગોમરી સાહેબે કહ્યું.

ઑફિસનો દરવાજો ખૂલ્યો, અને એક થાકથી લોથપોથ થયેલો લગભગ ચીથરેહાલ કહીએ તેવો માણસ અંદર આવ્યો. તેણે ઉતાવળે સલામ ભરીને બન્નેની વચ્ચે આવીને ટેબલ પર પડેલા કાગળો જોઈને બોલી ઊઠ્યો: 'બસ! મારા કાગળો પહોંચી ગયા છે ને! મને એ જ ચિંતા હતી.'

'કોણ કિસનસિંહ!' બન્ને સાહેબો ખુરસી પરથી ઊછળી પડ્યા.

'હા જી, મને આ જ ચિંતા હતી, કે મારા આપેલા કાગળો ત્યાં સહીસલામત પહોંચ્યા હશે કે કેમ?' કિસનસિંહે પડખેની ખુરશી પર બેસીને કહ્યું: 'મારે બધી નોંધો એટલી ઝડપથી લેવી પડતી હતી કે તેમાં મેં આડાઅવળું લખી કાઢ્યું છે. વળી રસ્તામાં કોઈ તીબેટી અમલદારના હાથમાં આ કાગળો પડી જાય તો તે પણ તેનું રહસ્ય જાણી લે, એ બીકે મેં ખાસ નવાં ચિહ્નો વાપર્યાં હતાં.'

'પણ, લૂટારુના હાથમાં પકડાયા પછી કેમ છૂટ્યો, તે વાત તો કર.'

'લૂટારુને તો જે જોઈતું હતું તે લઈ લીધું; પછી મારું તેમને શું કામ હતું?' હું તો ત્યાંથી ચાલતો ચાલતો ઠેઠ લ્હાસા પહોંચ્યો. ખીસામાં પાઈ પણ નહોતી. અને ત્યાં કોણ મારો ભાવ પૂછે? મારે કોઈ પણ રીતે પાછા દેશમાં તો આવવું જ હતું. કારણ કે કંઈ અકસ્માતમાં મારો દેહ પડે તો આ નોંધો તો અણઉકેલી જ રહી જાય. શું કરવું તેની મૂંઝવણમાં હતો, આખરે ન છૂટકે મેં..........

'કેમ અટક્યો?'

'ના, અમસ્થું જ.' કિસનસિંહે ગળું ખોંખાર્યું. 'લ્હાસામાં મેં મારાં માપણીનાં બધાં ઓજારો ગીરવે

મૂકીને પૈસા લીધા, ને તે પૈસાથી હું અહીં સુધી પહોંચ્યો. મને અહીં પહોંચવાની ઉતાવળ એક જ કારણે હતી, મારી લખેલી નોંધો પહોંચી હશે કે કેમ? અને પહોંચી હોય તો તેને મારા સિવાય કોઈ ઉકેલી શકે તેમ નહોતું. હવે મને સંતોષ છે. આ નોંધો ઉપરથી તમને એકબે દિવસમાં જ સવિસ્તર અહેવાલ ઘડી આપીશ. અત્યારે તો જો મને રજા આપો તો મારો થાક ઉતારું.'

મોન્ટગોમરી અને વૉકર સાહેબ આ કિસનસિંહ સામે ઘડીભર જોઈ રહ્યા. 'ખુશીથી આરામ કરો. પછી નિરાંતે આપણે મળીશું.'

× × ×

માપણી ખાતાની ઑફિસમાં એક બાજુ કિસનસિંહ અને બીજી બાજુ મોન્ટગોમરી બેઠેલા છે. બે દિવસ પહેલાંના ને અત્યારના કિસનસિંહમાં કેટલો ફેર હતો? તિબેટનો થાક, મેલ, ને ચિંતા ત્રણે ય તેનામાંથી અદશ્ય થયાં હતાં. 'આ મારો અહેવાલ.' મોન્ટગોમરીએ કાગળિયાં હાથમાં લીધાં. કેટલા ય વખત સુધી તે વાંચવામાં તલ્લીન થઈ ગયો, એકાએક તે ખુરશી પરથી ઊભો થઈ ગયો, ને કિસનસિંહને ભેટી પડ્યો.

'સાચે જ! આ બધા ભાગની માપણી તેં કરી છે? ૧૨૦૦૦ ચોરસ માઈલના વિસ્તારમાં તું ફરી વળ્યો? બ્રહ્મપુત્રા નદીની ઉત્તર શાખાની પણ માપણી કરી? ખરેખર ઉત્તરમાં આટલે દૂરથી બ્રહ્મપુત્રાને પાણી મળે છે?'

'તમને આમાં શંકા છે?' કિસનસિંહે હસીને પૂછ્યું.

'ના, ના, શંકા હોય? તારામાં કે નયનસિંહમાં મને શંકા જ ન હોય!' તારાં ઓજારો લ્હાસામાં પડી રહ્યાં. તેમાં તું આટલો ચિંતાતુર શું બની ગયો? આવાં તો કેટલાં ય ઓજારો આ શોધ ઉપર વારી નાખું.'

'પણ હવે મને કામ સોંપો તો આટલું નાનું ન સોંપશો.'

કિસનસિંહે મોન્ટગોમરીના ઉલ્લાસનો લાભ લીધો. 'દૂર દૂરના પ્રદેશોમાં પણ જો મારો ઉપયોગ થઈ શકતો હોય તો કરજો. ફક્ત એટલું કે સાધનસામગ્રી કંઈક વિશેષ પ્રમાણમાં મને મળે તો ઠીક પડે.'

આટલો શક્તિશાળી પુરુષની આ જ નબળાઈ હતી. સાધનસામગ્રી બ્રિટિશ સરકાર આપે તો જ તેની શક્તિને અવકાશ મળે તેમ હતું. રાજકીય ગુલામીનું આ અનિવાર્ય પરિણામ છે.

'અરે! આ વખતે તો તને ખરેખરું કામ સોંપવું છે. તિબેટની પણ પેલે પાર મોંગોલિયાની સરહદ સુધી જવા માટે તારે તૈયાર થવાનું છે. હું વૉકર સાહેબ સાથે આખી યોજના નક્કી કરું છું, તૈયાર રહેજે'.

"હું તૈયાર જ છું. ખરી તૈયારી તો તમારે કરવાની છે." કિસનસિંહે મોન્ટગોમરીની વાણિયાવૃત્તિ ઉપર ટકોર કરી. બન્ને છૂટા પડ્યા.

ઇ. સ. ૧૮૯૭ના સપ્ટેમ્બર માસમાં તિબેટના પાટનગર લ્હાસાના પાદરમાં એક મોટી વણજાર ઊપડવાની તૈયારી કરી રહી છે. સોએક જેટલાં મોંગોલિયન પુરુષો યાક ઉપર માલ લાદી રહ્યા છે. તેમની પત્નીઓ પીઠ પાછળ તોફાન કરતાં છોકરાંઓને બાંધીને પોતાના પતિઓને મદદ કરી રહી છે. વણજારનો જુવાન નાયક ઘડીક મોંગોલિયન ભાષામાં બધા માણસોને સૂચનાઓ આપતો જાય છે. ઘડીક પાછળ ગંધર્વનગરી સમા દેખાતા પોટાલા (તિબેટના દલાઈલામાનો રાજમહેલ) સામે મીટ માંડીને જોઈ રહે છે. તો ઘડીક પોતાના સામે પડેલ અફાટ હિમસાગર સમા ઉત્તર તિબેટના પ્રદેશ સામે નજર છે. તેની આંખમાં ઉત્સાહની ચમક છે. પોતાના મોંગોલિયન નોકરો પ્રત્યે તેને વિશ્વાસ છે.

થોડી વારે આ વણજાર ઊપડી. યાકોના ગળાની ઘંટડીઓ રણકવા લાગી. ઘોડાઓના હણહણાટ, મોંગોલિયન સ્ત્રીપુરુષોનું સંગીત, બાળકોની કિકિયારીઓ આ બધું એક અદ્ભુત વિજયયાત્રાનું સંગીત ઉત્પન્ન કરતું હતું. કિસનસિંહ આજે નવા જ પ્રદેશમાં ડગ માંડી રહ્યો છે. તેનો વેપારી તરીકેનો આ વખતનો અભિનય તેને પૂરી રીતે મદદગાર થશે, તેની તેને ખાતરી છે. લ્હાસામાં એક વરસ રહીને તેણે ઠેઠ મોંગોલિયા સુધીની ભાષાઓનો પૂરો અભ્યાસ કરી લીધો છે. ત્યાંના વેપારની રીતો જાણી લીધી. પોતાના કામની પૂરી માહિતી મેળવી લીધી. મોન્ટગોમરીએ તેને ભારપૂર્વક કહ્યું છે કે સરળ રસ્તો જોઈને તે તરફ ચાલવા માંડવાનો વિચાર જ કરવો. કારણકે તે બધા રસ્તાઓ તને ચીન દેશમાં લઈ જશે. આપણે તો હજી સુધી અણખેડાયેલો એવો

માર્ગ જ એવો છે. કિસનસિંહ માટે આ સલાહ નકામી હતી. તેને તો સરળ માર્ગની પડી જ નહોતી. તેના યૌવનની આંખ તો અણુદીઠેલી ભોમ પર જ મંડાયેલી હતી.

આ વણઝાર અને તેને માટેનો માલ ખરીદવા માટે આ વખતે મોન્ટગોમરી સાહેબે પોતાનો હાથ ખૂબ છૂટો રાખ્યો હતો. આખી વણઝાર ભાલાં, તરવાર વગેરેથી શસ્ત્રસજ્જ હતી. જે જગ્યાએ રાતવાસો રહેવાનું હોય ત્યાં આખી રાત હથિયારબંધ ચોકીદારોનો ખડો પહેરો રાખવામાં આવતો હતો.

પણ કિસનસિંહ આ બધા ભપકામાં પોતાનું મૂળ કામ ભૂલી જાય તેમ નહોતો. તેને ખબર હતી કે આ આખી વણઝાર એ તો બનાવટ છે. ખરું કામ તો તેના ખિસ્સામાં પડેલાં પેલાં સેક્સ્ટંટ અને એવાં બીજાં ભૂ–માપનનાં ઓજારો સાથે રહેલું છે. પણ તે કામ પણ સહેલું ન હતું. કિસનસિંહની સાથેના તેના માણસો તેને શેઠ જેવો ગણતા. અને આ 'શેઠ' તો ઘોડા ઉપર બેસવાને બદલે ચાલવાનું વધારે પસંદ કરતો કારણકે તે ચાલતી વખતે તેનાં ડગલાં એ જ એની ફૂટપટ્ટી હતી. શેઠ તે કોઈ ચાલે ખરા ? પગે ચાલે તે તો નોકર. કિસનસિંહને આબરૂ સાચવવા ઘોડા પર બેસવું પડ્યું. આ બાબતમાં વધારે પડતો આગ્રહ કરવો એટલે વળી વહેમ ઊભો કરવા જેવું થાય. કિસનસિંહે ઘોડા ઉપર બેઠાં બેઠાં પણ પોતાનું કામ ચાલુ રાખી ઘોડાના આગલા પગનાં ડગલાં ઉપરથી માપ લેવા માંડ્યું. આજે ભૂ–માપનનાં અદ્યતન સાધનોથી સજ્જ થઈને નીકળેલા મોટા સર્વેયરોએ આ કિસનસિંહે આ રીતે માપેલા પ્રદેશોની માપણી કરી છે.

લ્હાસાની હરિયાળી ખેતરાળ જમીન છોડ્યા પછી જેમ જેમ તેઓ આગળ વધતા ગયા તેમ તેમ ચરાણને યોગ્ય એવી જમીન આવવા લાગી, મોટાં મોટાં બીડો, યાકો, ઘોડાં વગેરે પ્રાણીઓ ચરતાં હતાં. તે પ્રદેશમાં આવેલ શિયાબ્તાનના વિશાળ મઠમાં થોડો વખત આરામ કરીને વણઝાર લાની લી ઘાટ ઓળંગીને મધ્ય એશિયાના મધ્યમાં પેઠી. પર્વતોની હારમાળાઓમાંથી જગ્યા કરીને આગળ વધવું મુશ્કેલ હતું. સહેલામાં સહેલો ઘાટ પણ ૧૬૪૦૦ ફૂટથી નીચો ન હતો. પણ કિસનસિંહ પોતે જ હિમાલયની તરાઈમાં ઊછરેલો હતો.

અહીંથી ઠેઠ મધ્ય એશિયાથી તે ઈંડોચાઈનાના છેડા સુધી વહેતી મહાનદી મેકોંગના ઉપરના મૂળને વટાવીને તે પેલા પ્રસિદ્ધ મુસાફર માર્કોપોલોના નામથી પ્રસિદ્ધ થયેલી પર્વતમાળા વટાવીને ત્સાઈદામના વિશાળ ખારાપાટમાં તે ઊતર્યો. આટલે સુધી તે આ વિશાળ કાફલાને પોતાની સાથે લઈ આવ્યો હતો ખરો, પણ આવા નક્કર સ્વભાવના કિસનસિંહને આ બધું ઘંટીના પૈડા જેવું ભારે લાગતું હતું. આ તો પોતાને સોંપવામાં આવેલ કામમાં રહેલ જોખમને ધ્યાનમાં રાખીને તેણે આ મોટી વણઝાર આટલે સુધી આણી હતી. વણઝારને લઈને તેને આટલાં હથિયારબંધ માણસો વગર વહેમે રાખવાની અનુકૂળતા મળે તેમ હતું. એમ ને એમ આવેલ મોટું સો માણસોનું લશ્કર કાં તો કોઈ મોટા રાજા પાસે હોય કે કાં તો કોઈ મોટા લૂટારુ પાસે હોય. એટલે એમાંથી એકેય વેશ ભજવવાને બદલે તેણે વેપારીનો વેશ ધારણ કર્યો હતો આવડા મોટા શસ્ત્રસજ્જ કાફલાને લૂંટવાની હિમ્મત તો આ પ્રદેશમાં કોઈ ન કરી શકે, પણ હવે ધીરે ધીરે તે મોંગોલિયાની હદ પાસે આવતો જતો હતો. તેને હવે પોતાના કામમાં આડે આવે તેવું જોખમ કંઈ ન દેખાયું. અને વળી તે આ વણઝારની વેઠ વધારે વખત વહોરવા રાજી નહોતો, એટલે તેણે પોતાની વણઝાર આ જગ્યાએ વિખેરી નાખી. ઘણોખરો માલ વેચી નાખ્યો. માણસો તો મોટા ભાગે મોંગોલિયન હતા. તે પોતાના વતન તરફ ચાલ્યા ગયા. કિસનસિંહ પોતાની સાથે થોડાક માણસો રાખીને ધીંગકલી નામની જગ્યાએ થોડો વખત રોકાઈ વાયવ્ય ચીનની હદ પાસેના સાચાઉ શહેર તરફ જવા નીકળ્યો.

પણ કિસનસિંહની ગણતરી ખોટી નીકળી. ચિયામોંગોલોક નામની જગ્યા પાસે એક સાથે ૨૮૦ ઘોડેસ્વાર લૂટારુઓ તેમને ભેટ્યા. સર્વેયર કિસનના શરીરમાં વહેતું શીખ લોહી ઊછળી ઊઠ્યું. તેણે પોતાનાં થોડાએક શસ્ત્રબદ્ધ સાથીઓની મદદથી આ લૂટારુઓ સામે હાથોહાથની લડાઈ કરી. આખરે લૂટારુઓ હાર્યા, અને ભાગ્યા. પણ ભાગતાં ભાગતાં પણ કેટલોક માલ અને જાનવરોને ઉપાડતા ગયા. સદ્ભાગ્યે કિસનનાં ભૂ–માપનનાં કિંમતી સાધનો અને નોંધો સચવાઈ રહી.

અહીંથી પાછો તે પશ્ચિમ તરફ પેલા પ્રખ્યાત રખડતા સરોવરને નામે ઓળખાતા 'લોબનોર' સરોવર પાસે ગયો. અહીં હવે તેની માઠી દશા શરૂ થઇ. તેની પાસે હજી થોડોઘણો માલ રહી ગયો હતો પણ આ ઉજ્જડ પ્રદેશમાં તેને કાંઈ નફો મળે તેમ નહોતું અને એ સિવાય તેમની પાસે કંઈ ખાવાપીવાનું સાધન નહોતું. એટલે એ પ્રદેશમાં એક પૈસાદાર તિબેટિયનને ત્યાં તેનાં ઢોર હાંકનાર તરીકે કિસનસિંહે નોકરી શરૂ કરી. એના યાકને ચરાવવા લઈ જતી વખતે જ કિસનસિંહનું માપણીનું કામ શરૂ થતું. યાક જેવા એદી પ્રાણીના પગોનો ઉપયોગ તેણે ફૂટપટ્ટી તરીકે કર્યો, ને એ ભાગની માપણી કરી. પણ આ માપ એટલાં બધાં ચોક્કસ હતાં કે તે પછીના એક મહાન પ્રવાસીએ એ ભાગની માપણી તદ્દન આધુનિક સાધનો વડે કરી હતી તેમાં ને કિસનસિંહની માપણીમાં બહુ જ ઓછો ફેર નીકળ્યો.

ઈ. સ. ૧૦૮૦ના માર્ચના અંતમાં તો તે ઠેઠ મોંગોલિયાની હદ સુધી પહોંચી ગયો, ત્યાં તે ત્રણેક મહિના ભટકતા મોંગોલિયનોની સાથે રહ્યો, અને પોતાની પાસેનો માલ વેચી નાખ્યો. બદલામાં તેની પાસે રૂ. ૨૦૦ રોકડા, થોડાંક ઘોડાં અને થોડીક બંદૂક રહ્યાં. પણ અહીં વળી બીજી મુશ્કેલી આવી. તેના એક નોકરે અહીં કિસનસિંહની સામે અસહકાર કર્યો. મુસલમાન લોકો (મોંગોલિયન)ના પ્રદેશમાં તેણે સાથે આવવાની ના પાડી. એટલું જ નહિ, પણ તે એક રાતે કિસનસિંહને છોડીને ચાલ્યો ગયો. ચાલ્યો જાય તેનો વાંધો ન હતો, પણ સાથે સાથે કિસનસિંહ પાસે જે કાંઈ જોખમ હતું, તે પણ કિસનસિંહને ન સાચવવું પડે, તે માટે પોતે સાથે લેતો ગયો. કિસનસિંહ હવે આ દૂર અજાણ્યા મુલકમાં એકલો થઈ ગયો. ફક્ત તેની પાસે એક જ સાથી હતો. ખિસ્સામાં પાઈ પણ નહોતી. તેણે પાછી નોકરી શરૂ કરી, અને ત્યાંના માલધારીનાં ઘેટાંબકરાં ચારવા લાગ્યો.

ઈ. સ. ૧૮૮૧ના જાન્યુઆરીમાં વળી તેનાં વળતાં પાણી થયાં. એક મોટી વણજાર દક્ષિણ દેશો તરફ જવા નીકળતી હતી. તેની સાથે તે ચીનના કાન્સુ પ્રાંતનાં મેદાનો સુધી આવી શક્યો. પણ અહીં ચીન દેશના અધિકારીઓની નજર તેના પર પડી. તે જાસૂસ હોવાની શંકા ઊભી થઈ, અને પોલિસે તેને પકડ્યો. સાત મહિના તેણે જેલની મહેમાનગતી ચાખી. આ મહેમાનગતી તેને જીવનપર્યંત ભોગવવી પડત પણ સદભાગ્યે, તે પ્રદેશમાં એક પ્રસિદ્ધ બૌદ્ધ સાધુ સાથે કિસનસિંહને જૂની ઓળખાણ હતી, એ બૌદ્ધ લામાએ કિસનસિંહને છોડાવ્યો. અને તેને પોતાના નોકરના વેશમાં પોતાને ત્યાં રાખ્યો. પણ નોકરનો વેશ ભજવવો પણ આકરો હતો. તે લામા યાત્રાએ નીકળ્યો અને તેની સાથે આ કિસનસિંહને પણ નીકળવું પડ્યું. કુન–લુનના પહાડો ઓળંગીને હોઇહુ-યારઈના પ્રદેશમાં તેઓ પહોંચ્યા. ત્યાંથી ઠેઠ ડીયુ નદીની ખીણમાં આવેલ શુડેનગોમ્બાના બૌદ્ધ મઠની જાત્રાએ તેઓ ઊપડ્યા. અને ત્યાં બે મહિના રહ્યા, ત્યારે એ બૌદ્ધ સાધુએ તેને નોકરીનો પગાર આપ્યો.

આખરે તેની મુશ્કેલીનો અંત આવ્યો. અહીં કિસનસિંહને એક વેપારીને ત્યાં નોકરી મળી ગઈ. આ વેપારીની સાથે સાથે તે ઠેઠ દક્ષિણ ચીનના તા–સિએન–લ્યુ સુધી પહોંચ્યો.

અહીં તેને અકસ્માત એક અપૂર્વ મદદ મળી ગઈ. તેની પાસે તે પ્રદેશના એક ખ્રિસ્તી પાદરી પરની ભલામણ ચિઠ્ઠી હતી. તેની તેને જરૂર પડશે, એમ આખા પ્રવાસ દરમિયાન ન લાગેલું, પણ આખરે તે ચિઠ્ઠી તેને કામ આવી ગઈ. આ ખ્રિસ્તી સાધુએ જ્યારે આ કિસનસિંહની કથા સાંભળી, ત્યારે તો તે ચિઠ્ઠીની ભલામણ ફિક્કી બની ગઈ. પણ ખુદ કિસનસિંહ જ સન્માનને પાત્ર બની ગયો. તે પાદરીએ તેને પોતાના ભાઈની જેમ પોતાને ત્યાં સાચવ્યો, તેને આરામ આપ્યો, વાટખરચીના પૈસા પણ આપ્યા.

અહીં દાર્જીલિંગમાં તો મોન્ટગોમરી સાહેબ આ કિસનસિંહના કોઈ જાતના વાવડ ન મળવાથી ચિંતા કરતા હતા. આજે પાંચ પાંચ વરસ વીતી ગયાં. આ કિસનસિંહ જેવો હીરો ગુમાવવો પડશે કે શું? અને જાત જાતની અફવાઓ આવતી હતી. કોઈ તો ખબર લાવ્યું કે તિબેટની ઉત્તરે લૂટારુઓએ કિસનસિંહનું ખૂન કર્યું છે, અને હાથપગ કાપીને તેને ફેંકી દીધો છે. સદ્‌ભાગ્યે કિસનસિંહને પણ દેશના કોઈ ખબર નહોતા મળ્યા. નહીં તો પોતાની ગેરહાજરીમાં પોતાના એકના એક દીકરાના મૃત્યુના સમાચાર તેને કેવો આઘાત પહોંચાડત!

તા–સિયાન–કુથી નીકળીને કિસનસિંહ ૧૮૮૨ના માર્ચમાં બાતાંગ પહોંચ્યો. ત્યાં પૂર્વ તિબેટના છેક સુધી તદ્દન અણખેડ્યા પ્રદેશને ખેડતો ખેડતો, બ્રિટિશ હદથી ત્રીસ જ માઈલ દૂર એવી 'સામા' નામની જગ્યાએ આવી પહોંચ્યો. પણ આ ત્રીસ માઈલનો ગાળો જ ખરેખરો કપરો હતો. હજુ થોડા જ વખત પહેલાં બે ફ્રેંચ મુસાફરોનું અહીં તે પ્રદેશના જંગલી લોકોએ ખૂન કરી નાખ્યું હતું. એટલે કિસનસિંહ ત્યાંથી પાછો ઉત્તર તરફ વળ્યો. તેની પાસેના પૈસા વળી ખૂટ્યા, એટલે તે ગામડે ગામડે ભજનકીર્તન કરીને ભીખ માગવા લાગ્યો. તે તિબેટિયન ભાષાનાં ભજનો સારી રીતે જાણતો હતો. આમ કરીને તેણે રૂપિયા ૨૦ ની મોટી રકમ ભેગી કરી. એમાં વળી તે પાછો શંકા ઉપર પકડાયો. વળી તેણે આ જ પ્રમાણે ભજનકીર્તન કરીને અમલદારોની શંકા દૂર કરીને તેમની મહેરબાની મેળવી.

આ બધા વખત દરમિયાન તેનું માપણીનું કામ અવિરતપણે ચાલતું હતું, અને હવે તો તેની નોંધો પણ એટલી બધી થઈ ગઈ હતી કે હવે તેને પણ પૂરતો સંતોષ હતો. એટલે હવે તેણે સીધો લ્હાસા તરફ જ પોતાનો માર્ગ લીધો. અને ત્યાંથી ૧૮૮૨ના નવેમ્બરની ૧૧મી તારીખે તે દાર્જીલિંગ પહોંચ્યો. સાડા પાંચ વરસને અંતે તેણે પોતાના વતનમાં પગ મૂક્યો.

આહા! એ વખતે આપણે એ સર્વે–ખાતાની ઑફિસમાં હાજર હોત તો! મોન્ટગોમરીની સામે આ કિસનસિંહ ઊભો હશે, ત્યારે બન્નેના મનોભાવો કેવા હશે! આપણે તો કલ્પના જ કરવાની છે! કિસનસિંહે જ્યારે પોતાના કામની નોંધો રજૂ કરી ત્યારે તો આ બધા અમલદારોના આનંદની જગ્યાએ આશ્ચર્ય વધી પડ્યું.

આ એક પ્રવાસમાં તેણે એક માણસ એકલે હાથે ન કરી શકે તેટલું કામ કરી બતાવ્યું. કેટલા ય પ્રદેશોની ભૂગોળ તેણે દોરી બતાવી. એટલું જ નહિ, પણ ત્યાંના ઉષ્ણતામાન, હવામાન, પવનના પ્રવાહો વસ્તીના આંકડા અને વેપાર વિષેની માહિતી પણ ભેગી કરેલી. એક બાજુથી તેણે હિંદની રશિયાની હદને સાંધી, બીજી બાજુથી તેણે હિંદની ચીનની હદને સાંધી ને એક મધ્ય એશિયામાં મોટું ચક્કર પોતાનાં પગલાંથી આંક્યું. દુનિયાના કોઈ પણ મહાન મુસાફરને ગૌરવ આપે તેવું આ પરાક્રમ હતું.

પણ એનો બદલો! જે બદલો તેને બ્રિટિશ સરકારે આપ્યો તે તો હજારોનું ઘરેણું સાચવનાર આરબને પેલા વાણિયાએ આપેલ પાંચ રૂપિયાની બક્ષિસ જેવો હતો. પણ જે મળ્યું તેનાથી કિસનસિંહને સંતોષ હતો. કારણ કે તેને તો પોતાના કામમાંથી જ ખરો આત્મસંતોષ હતો. બીજા તેને શું સંતોષ આપી શકે! પણ બ્રિટિશ સરકારે તો પોતાની ફરજ બજાવી. કિસનસિંહને રાયસાહેબનો ઇલકાબ આપ્યો. અને વરસના ૧૮૫૬ રૂપિયાની વાર્ષિક ઊપજવાળી જાગીર આપી. ઇટલીની ભૌગોલિક સમિતિએ તેને એક ચાંદ આપ્યો. પણ કિસનસિંહ તો કોઈ ધૂમકેતુની જેમ ભૂગોળના આકાશમાં ચમકીને પાછો પોતાની આ નાનકડી જાગીરમાં પોતાના પુત્રવિહીન ઘરની અંદર થાકેલ શરીરને આરામ આપતો ને પોતાના ભૂતકાળ તરફ નજર કરતો પોતાની જિંદગી ગુજારતો હતો.



# સર્પયજ્ઞ



લેખક
'મયૂર'

ગરુડભાઈ બ્રાહ્મણની બલામાંથી તો માંડ-માંડ બચ્યા. પણ પેટમાં તો ગજ ગજના ખાડા પડેલા. ભૂખ કહે મારું કામ. ખાઉં ખાઉં કરતો ચારે તરફ ફરે. પણ ક્યાંય ખાવાનું મળે નહિ. ગરુડને તો ભારે ઉપાધિ થઈ પડી.

એવામાં એકાએક કશ્યપ મુનિ મળી ગયા. ગરુડને જોતાં જ તે બોલી ઊઠ્યા: 'એલા ગરુડ ક્યાં જાય છે?'

ગરુડ કહે: 'જાઉં છું તો અમૃત લેવા.'

'તે આમ ઢીલો ઢીલો કેમ બની ગયો છે?'

'એ જ ઉપાધિ છે ને. કકડીને ભૂખ લાગી છે, પણ ક્યાંય તાકડા થતા નથી. થોડીઘણી ચણ કરી, પણ એમાં શું દી વળે?' ગરુડે કહ્યું.

કશ્યપ મુનિ કહે: 'તે એમ તારું પેટ ક્યાંથી ભરાશે? જો સામે પેલું સરોવર દેખાય. એમાં એક કાચબો રહે છે. ને એ સરોવરને કાંઠે એક હાથી રહે છે. કાચબો છે ચાલીશ ગાઉ લાંબો ને બાર ગાઉ ઊંચો. ને હાથી છે અડતાળીશ ગાઉ લાંબો ને ચોવીશ ગાઉ ઊંચો. એ બેઈને ખાઈ જા. પછી ભૂખનું નામ નહિ રહે.'

ગરુડે કહ્યું: 'આવડાં મોટાં પ્રાણીઓ તો ક્યાંય જોયાં સાંભળ્યાં નથી. અહીં ક્યાંથી આવી પડ્યાં?'

કશ્યપ મુનિ કહે: 'એ તો બહુ લાંબી વાત છે. પણ ટૂંકમાં તને સમજાવી દઉં. આગલા જનમમાં એ બે ભાઈઓ હતા. બાપદાદાની થોડી મૂડી હતી. તે વહેંચી લેવા રોજ બન્ને વચ્ચે તકરાર ચાલે. એક દિવસ મોટાભાઈએ ક્રોધે ભરાઈ નાનાભાઈને કહ્યું: 'રોજ રોજ વહેંચણીની વાતો કરે છે તે તું આવતે ભવ હાથી થઈશ.' અને નાનાભાઈએ મોટાભાઈને કહ્યું: 'તું કાચબો થઈશ.' પછી મરીને એક થયો હાથી ને એક થયો કાચબો. સરોવર પાસે રહે છે અને રોજ લડ્યા કરે છે. હજુ પણ એમનો કજિયો પત્યો નથી. આસ-



'પણ આ વખતે તો તે અમૃત લેવા આવે છે.' ગુરુએ કહ્યું.

'અમૃત લેવા? અમૃતનું વળી એને શું કામ છે?' ઇંદ્રે પૂછ્યું.

'એની મા વિનતા છે ને! એને સર્પોના દાસોલાં સાંપડ્યાં છે. પાંચસો પાંચસો વરસથી બિચારી પારકે ઘેર કામ કરે છે. એને દાસીપણામાંથી છોડાવવા એને અમૃત લઈ જવું છે.' ગુરુએ સમજણ પાડી.

'પણ એમાં અમૃતની શી જરૂર! કહો તો અમે એની માને છોડાવી લાવીએ.' ઇંદ્રે કહ્યું.

'એણે તો સર્પોને વચન આપ્યું છે. એ અમૃત લીધા સિવાય જવાનો નથી.' ગુરુએ કહ્યું.

ઇંદ્ર કહે: 'અમે અમૃત કોઈ કાળે લઈ જવા નહિ દઈએ.'

ગુરુ કહે: 'તો ય એ લઈ જશે. એ એવો બળવાન છે.'

ઇંદ્ર કહે: 'અમે તેત્રીસ કરોડ દેવતા એની સાથે લડાઈ કરશું.'

ગુરુ કહે: 'ગમે તે કરો ને. પણ એ અમૃત લઈ જવાનો છે એ ચોક્કસ.'

'જોઈએ છીએ કેમ લઈ જાય છે?' ઇંદ્ર બોલી ઊઠ્યો. તેણે દેવોને કહ્યું: 'બધા તૈયાર થઈ જાઓ. ગરુડ આવે કે તરત જ એને મારી નાખો.'

ગુરુ તો હસવા લાગ્યા અને દેવલોકો જોસમાં ને જોસમાં ત્યાંથી લડાઈના મેદાનમાં ઊપડી ગયા.

ઇંદ્રે તો અમૃતના રખવાળોને પણ સાવધાન કરી દીધા. ચારે તરફ ચોકીપહેરો ગોઠવી દીધો. લડાઈનાં રણશીંગાં ફૂંકાયાં. ચારે તરફથી દેવતાઓ અનેક જાતનાં હથિયાર લઈને મેદાનમાં આવવા લાગ્યા. કોઈના હાથમાં તલવાર હતી, તો કોઈના હાથમાં ત્રિશૂળ હતું. કોઈએ ગદા લીધી હતી, તો કોઈએ ભોગળ. એમ જાત જાતનાં હથિયાર ધારણ કરીને તેત્રીસ કરોડ દેવતાનું લશ્કર અમૃતનું રક્ષણ કરવા અને ગરુડ સાથે લડાઈ કરવા તૈયાર થઈ ઊભું. સહુને મોખરે સેનાપતિ તરીકે ઇંદ્ર ઊભો હતો. તેના હાથમાં મહાભયંકર વજ્ર હતું.

ગરુડ દોટોદોટ દોડ્યો આવતો હતો. એને કાંઈ દેવલોકની તૈયારીની ખબર નહિ. એ તો ઘરઘરાટી બોલાવતો ધસ્યો જ આવે.

ત્યાં તો એણે રસ્તામાં દેવતાની મોટી સેના જોઈ. તે ઘડીક ઊભો રહી ગયો અને બોલી ઊઠ્યો: 'રસ્તામાંથી હટી જાઓ. મારે અમૃત લેવા જવું છે.'

ઇંદ્રે રૂઆબથી કહ્યું: 'તારાથી એક ડગલું પણ આગળ નહિ જવાય હીમખીમ પાછો ચાલ્યો જા, નહિતર એક હાડકું યે હાથ નહિ આવે.'

'મારો રસ્તો રોકનાર તમે કોણ? હટી જાઓ.' ગરુડે પણ સામો રોફ કર્યો. અને તે બે ડગલાં આગળ વધ્યો.

'ખબરદાર એક ડગલું પણ આગળ વધ્યો છે તો.' ઇંદ્રે કહ્યું. દેવતાઓએ હથિયાર ખખડાવ્યાં.

ગરુડે કહ્યું: 'ભાઈ! તમે બધા જે હો તે. હું તમને ઓળખતો નથી. પણ મહેરબાની કરી મારા રસ્તામાંથી ખસી જાઓ. નહિતર ખાનાખરાબી થઈ જશે.'

'તું અમને ડરાવે છે? ઓળખતો નથી અમે કોણ છીએ?' ઇંદ્રે વજ્ર ઉગામ્યું.

'અમે સ્વર્ગના દેવતા છીએ.' એક દેવે કહ્યું.

'તેત્રીસ કરોડ.' બીજો દેવ બોલ્યો.

'તમે સીધી રીતે માનો એમ લાગતું નથી. મોટા સ્વર્ગના દેવતા નહિ જોયા હોય! ઠીક ત્યારે, જોઈ લો ભાયડાના સપાટા' ગરુડભાઈએ તો બન્ને પાંખો પહોળી કરી,

માંડ્યો શરીર મોટું મોટું કરવા. ભયાનક કિકિયારી પાડી. ઘડીક તો આખી દેવસેના મૂછી ઊડી.

દેવો યે એમ મોળા નહોતા. એમણે ચારે તરફથી ગરુડ ઉપર મારો ચલાવ્યો. તલવાર, ભાલા, ગદા, ત્રિશૂળ, તીર, વગેરેનો વરસાદ વરસવા લાગ્યો. પણ ગરુડને તો એની કાંઈ જ અસર થાય નહિ. એ તો એકેએક હથિયાર ચાંચમાં પકડી પકડીને તોડી નાખે.

પછી તો ગરુડભાઈએ પણ સપાટો લગાવ્યો. માંડ્યો પાંખો ફફડાવવા. જે પાંખો ફફડાવી, જે પાંખો ફફડાવી, તે ચારેકોરથી ધૂળના ગોટેગોટા ઊડવા લાગ્યા. જાણે કે વાવાઝોડું ઊપડ્યું. આખું જગત ધૂળની ડમરીથી છવાઈ ગયું. દેવસેનાની આંખોમાં ધૂળધૂળ ભરાઈ ગઈ. બધા લડવાનું મૂકીને બન્ને હાથે આંખો ચોળવા લાગી ગયા.

પણ એમ ઇંદ્ર કયાં હારે એમ હતો? એણે તો તરત જ પવનદેવને બોલાવ્યા: 'પવનદેવ! પવનદેવ! આ ધૂળના ગોટા ઉડાડી મૂકો. નહિતર આપણી આખી સેના આંધળીભીંત બની જશે.'

પવનદેવ તો તૈયાર જ હતા. એ કહે, 'એ મારું કામ.' એમણે સુસવાટા ઉપર સુસવાટા બોલાવવા માંડ્યા. થોડી વારમાં તો ધૂળની ડમરી અલોપ.

દેવસેનાના જીવમાં જીવ આવ્યો. તેમણે આંખો ચોળવી બંધ કરી અને પાછી લડાઈ શરૂ કરી.

પણ ગરુડ કયાં ગાંજ્યો જાય એમ હતો? એણે તો તડ ને ફડ શરૂ કરી. એણે તો ઊપડી ઊપડીને પાંખો ઝીંકવા માંડી. કોકને પાંખની ઝાપટથી ઉડાડે. કોકને પગના પંજામાં પકડી પકડીને ફેંકે. કોકને ચાંચમાં પકડી પકડી ઊંચે ફંગોળે. દેવોનાં હથિયાર તો કયાંય પડ્યાં રહ્યાં. ગરુડે બધાના હાલહવાલ કરી નાખ્યા. કેટલાયને શરીરે ઉઝરડે ઉઝરડા થયા, કંઈકનાં હાડકાં ખોખરાં થઈ ગયાં. ચારેકોર ચીસાચીસ મચી રહી.

દેવોના બાર વાગી ગયા. એમને થયું કે આ તો અમૃત બચાવવા જતાં આપણી જ લેર બોલી જશે. અમૃત પડ્યું ચૂલામાં એ તો જેને જેમ ફાવ્યું તેમ માંડ્યા ભાગવા. ગંધર્વ અને સાધ્યગણ પૂર્વ તરફ, રુદ્ર અને વસુ દક્ષિણ તરફ, આદિત્યગણ પશ્ચિમ તરફ અને અશ્વિનીકુમાર ઉત્તર તરફ: એમ સહુને જ્યાં રસ્તો સૂઝ્યો ત્યાં નાઠા ગયા.

ગરુડનો લડાઈમાં વિજય થયો. તેણે એક ખોંખારો ખાધો અને તે આગળ વધ્યો.

ભાઈબંધ ઇંદ્રનું મોઢું તો જોવા જેવું બની ગયું. એ ભાઈસાહેબનું વજ્ર તો હાથમાં જ વા ખાતું રહી ગયું. મોટી મોટી બડાઈ હાંકી હતી તે તેત્રીસ કરોડની સેના તો કયારની છૂમંતર બણી ગઈ હતી. હવે અમૃતને બચાવનારું કોઈ જ ન હતું.

અને ગરુડ તો મોટા મોટા ફૂદકા મારતો આગળ જઈ રહ્યો હતો.

હવે તો ઘડીના છઠ્ઠા ભાગમાં જ ગરુડ અમૃત લઈ જશે. હવે શું થાય? ઇંદ્ર ગભરાયો. કોઈ મદદગાર! કોઈ મદદગાર! તે પોકારી ઊઠ્યો.

પણ ત્યાં એને અગ્નિદેવ સાંભર્યા. એણે અગ્નિદેવનું ધ્યાન ધર્યું. થોડી વારમાં અગ્નિદેવ મોઢામાંથી આગના ભડકા કાઢતા આવી પહોંચ્યા. 'મને શા માટે યાદ કર્યો ઇંદ્ર?' તેમણે પૂછ્યું.

ઇંદ્રે કહ્યું. 'અરે દેવ! આ કશ્યપનો પુત્ર ગરુડ અમૃત ઉપાડી જવા આવ્યો છે. આપણું તેત્રીશ કરોડ દેવતાનું લશ્કર તો હારી ગયું. હવે તો કાંઈ રસ્તો નથી. ગરુડ અમૃત ઉપાડી

જશે તો પછી આપણું આવી બન્યું. તમે એક કામ નહિ કરો ? ચારેકોર આગ જ લગાડી દોને. પછી ગરુડ કેવી રીતે અમૃત લેવા જશે ?'

અગ્નિદેવ કહે: 'એમાં શી મોટી વાત છે ? હમણાં દાવાનળ સળગાવું.'

અગ્નિદેવે મોઢું પહોળું કર્યું. આગના ભડકે ભડકા છૂટવા લાગ્યા. ચારે તરફ ભડકા જ ભડકા. મોટો દાવાનળ સળગી ઊઠયો.

ગરુડે આ સળગતો દાવાનળ જોયો, તે મૂંઝાઈ ગયો. આ અગ્નિનો મહાસાગર હવે શી રીતે પાર થઇ શકશે ? તે વિચારમાં પડી ગયો

ઇંદ્ર તો આ જોઈને ખુશ ખુશ થઈ ગયો. તે બોલી ઊઠયો: 'હવે અમૃત કેમ લેશે ?' તે તો નાચવા જ લાગી ગયો.

પણ ત્યાં તો ગરુડને એકાએક કાંઈક યાદ આવી ગયું. એને તો વરદાન હતું. એ તો મરજી મુજબ રૂપ ધારણ કરી શકે. નાનો થઈ શકે, મોટો થઈ શકે, એક મોઢું બનાવે, એક લાખ મોઢાં બનાવે.

ગરુડે તરત જ મનમાં ઇચ્છા કરી, 'એકની જગ્યાએ અઠ્યાશી સો મોઢાં બની જાઓ.' એક ક્ષણમાં અઠ્યાશી સો મોઢાં તૈયાર.

પછી તો એ બધાં મોઢાંમાં પાણી ભરી લાવે. અગ્નિના ભડકા બુઝાવે. અઠ્યાશી સો મોઢાં એટલે ધોધમાર વરસાદ જ શરૂ થયો. બાપડા અગ્નિનું શું થયું ? થોડી વારમાં તો બધું ઠંડુંગાર.

ગરુડની આ કરામત જોઈને તો ઇંદ્ર પણ ઠંડોગાર બની ગયો. હવે તો બીજો રસ્તો ન હતો. ગરુડ જરૂર અમૃત લઈ જવાનો. તેનું મોઢું પડી ગયું. તે મોઢું વકાસી ગરુડના માર્ગ તરફ જોઈ રહ્યો.

## ૯ અમૃત લીધું.

અને ગરુડ તો પહોંચ્યો અમૃત પાસે.

પણ ત્યાં તો વળી એક નવી મુશ્કેલી ઊભી થઈ. એક ચકચકિત ધારદાર લોઢાનું ચક્કર અમૃતના કુંપાની આસપાસ ચકરચકર ફર્યા કરે. જો કોઈ કૂંપની પાસે જવા કરે કે ડોકું ઊડી જ ગયું જાણવું. ગરુડ મનમાં કહે: 'આ વળી નવી આફત.'

તે ધારી ધારીને પેલું ચક્કર જોવા લાગ્યો.

આ જોઈ ઇંદ્ર તો રાજીના રેડ થઈ ગયો. હવે તો આગળ જવાશે જ નહિ. હવે કેવી રીતે અમૃત લેશે ?

ગરુડ તો ચક્કર જોયા જ કરે. અને ચક્કર તો ફર્યા જ કરે. પણ જોતાં જોતાં એને જે જોઈતું હતું તે મળી ગયું. ચક્કરની ધરી પાસે સહેજ જગ્યા હતી. બસ. ગરુડ તો એક કીડી કરતાં યે નાનો બની ગયો અને લાગ જોઈને તે છીદ્ર વાટે અંદર પેસી ગયો.

ઇંદ્રનું મોઢું જોવા જેવું થઈ ગયું.

ગરુડભાઈ અંદર તો પેઠા, પણ ત્યાં વળી એક બીજી બલા આગળ આવી. ઇંદ્રે અમૃતને એમ સાવ રેઢુંરોળ મૂકયું ન હતું. એક પછી એક કેટલાય ચોકીપહેરા ગોઠવી રાખ્યા હતા.

બે ભયાનક સર્પ અમૃતની ચોકી કરે. એની આંખમાંથી આગના ભડકા નીકળે અને મોઢામાંથી ઝેર વરસે. એક નજર જ જો પડે ને તો આગલો માણસ બળીને ભસ્મ થઈ જાય. એવા ભયાનક.

પણ ગરુડ તો ભારે ચાલાક. સાપની નજર પડે તે પહેલાં જ તેણે ધૂળની ડમરી ચડાવી. બન્ને સાપ આંધળાભીંત. પછી પગના નહોરથી એને વીંખી નાખતા કેટલી વાર ? ઊભા ને ઊભા ચિરાડા બોલાવી દીધા.

પછી તો કાંઈ જ મુસીબત નડી નહિ. ગરુડે નિરાંતે અમૃતનો કૂંપો હાથમાં લીધો અને હરખાતો પાછો ફર્યો.

વર્ષ પહેલું
અંક ચોથો
★

ઉલ્લાસ અને ઉદ્‌બોધન આપતી વાર્તાઓનું
અનોખું માસિક

ઓક્ટોબર
૧૯૪૪
★



કાવ્યેષુ રમ્યા કથા




# ઝૂલતો પુલ

એક તળાવ હતું. તળાવની વચ્ચે ટાપુ હતો. તળાવની પાસેથી ટાપુ ઉપર જવા માટે એક હતો ઝૂલતો પુલ, તે પુલ બે કામ સારતો: એક જગતમાંથી વચ્ચેનો અંતરાય વટાવી બીજા જગતમાં તે લઈ જતો, અને જનારાંને વચ્ચે ઝુલાવી ઓર આનંદ આપતો.

વાર્તા, કહાની, એ સર્વ વાસ્તવ જગતમાંથી કાલ્પનિક જગતમાં લઈ જનાર પુલ છે, અને તેમાં ય જેટલે અંશે તે આનંદજનક છે તેટલે અંશે ઝૂલતા પુલ જેવો છે.

બાલ્યકાલમાં, શિયાળાની ચંડી રાતમાં સગડીની આહ્‌લાદક ઉષ્મા પાસે બેસી પોતાની મોટી દાઢી હલાવતાં હલાવતાં જમાલમિયાં જ્યારે અલિફ લૈલા વ લૈલની વાતોમાંથી શહરિયાર અને શહરાઝાદીની અને બીજી વાત કહેતા, ત્યારે બધાયે એ શુષ્ક ફળી, એ ચીંદારિયાં મકાન ભૂલી સંગેમરમરના મહેલો સ્ફટિકની ભૂરી પગથીઓ, સોનારૂપાનાં આસનો, મશરૂનાં બિછાનાં, માણસ ખાતા રાક્ષસો, ઊડતા ઘોડા, દોડતાં સીતાફળોની અને એવી કૈંક નવી દુનિયામાં અમે ચાલ્યાં જતાં.

કિશોરવયમાં સાંપ્રતને ભૂલી મોટરમાં કે ગાડીના કોચબૉક્સ પર નિરાંતે બેસી વનરાજ ચાવડો અને શિલગુણસુરી, સુંદરકેશી રાણી, કરણઘેલો, બાબરો ભૂત, એ જમાનાની ઘોડેસ્વારી અને વેલના રૂમઝૂમ અવાજનાં પર્યટનો અમે કરતા અને તેનું વાહન હતાં પુસ્તકો.

ત્યારપછી તો એ જ વાહનનો આશ્રય લઈને ગુણસુંદરી, બુદ્ધિધન, કુસુમ, ઉષાકાંત, સરોજ, પદ્મનાભ, યોગિની, ગુલાબસિંહ, વિપિન, શિશિર, તનમન, પ્રસન્ન, કોકિલા અને એવાં અનેક કુટુંબો આત્મીય બની ગયાં અને એક નવા જગતમાં અમે ફરવા લાગ્યા.

કહાની, વાર્તા, નવલ, નવલિકા એ બધાં માણસને તેની કલ્પનાના પગો વડે વાસ્તવ જગતમાંથી ઉપાડીને અતિવાસ્તવ કલ્પનાના જગતમાં લઈ જાય છે, જ્યાં નશ્વર પણ શાશ્વત બને છે. અને જેમ હીંચકો ઝૂલતાં ઝૂલતાં ઉન્નત કરે છે તેમ કહાની પણ ઉન્નતિને માર્ગે ઝુલાવી ઝૂલતા પુલનું સાર્થક ઉપમેય બનાવે છે.

મુનિકુમાર મ. ભટ્ટ

લેખક
રામનારાયણ ના. પાઠક

# પ્રેમનો પયગંબર

આજનો યુગ વૈજ્ઞાનિક યુગ કહેવાય છે. જે વસ્તુ સગી આંખે જોઈ શકે તે જ સાચી એમ માનનાર માણસ આજે વૈજ્ઞાનિક ગણાય છે. ગાંધીજીનું જીવન એ એક વૈજ્ઞાનિક મહાકાવ્ય છે. ગાંધીજી સમજણા થયા ત્યારથી આજે પોણોસો વર્ષ પૂરાં કર્યાં ત્યાં સુધીના તેમના ભવ્ય અને પ્રેરક જીવનની પળેપળ એક વૈજ્ઞાનિકની દૃષ્ટિએ પારદર્શક સચ્ચાઈપૂર્વક વીતેલી છે. તેમનું એકેએક કાર્ય, તેમનો એકેએક વિચાર, તેમની એકેએક ભાવના વૈજ્ઞાનિક રીતે પૃથક્કરણ થઈ શકે અને વિજ્ઞાનની કસોટીમાંથી પાર ઊતરી શકે તેટલી ઝીણવટથી વિચારપૂર્વક ચાલેલી છે. સૂતાંઊઠતાં, ખાતાંપીતાં, આશ્રમમાં શાક સુધારતાં કે વાઈસરોય સાથે વાતચીત કરતાં, રેંટિયો કાંતતાં કે ધરાસણાના અગર પર ધાડ પાડતાં, પ્રાર્થના કરતાં કે બાળગોપાળ સાથે ગેલ કરતાં ગાંધીજીનું જીવન એક આરપાર જોઈ શકાય તેવું સત્યમય, પરમાર્થમય, માનવગુણોને પોતામાં સંપૂર્ણપણે પ્રગટ કરવાનો પ્રયત્ન કરતા પુરુષાર્થી આત્માનું જીવન છે.

આવા લોકોત્તર જીવનની ત્રણ પચ્ચીસી જગત સમક્ષ ઉઘાડી પડી છે. એના પ્રસંગો દુનિયાભરમાં ઘરઘરના બનાવો જેટલા પરિચિત થયા છે. ગાંધીજીની વાત નીકળતાં પોતાના કુટુંબની કોઈ વાત ચાલતી હોય એટલી નિકટતા લાખો માણસોને લાગે છે.

અને ગાંધીજીનું નામ તો દુનિયાના ખૂણે ખૂણે જાણીતું છે. માત્ર નામ જ નહિ પણ એ માણસ સૌનું ભલું ચાહનારો છે, એ જ એક એવો માણસ છે કે જે આ હળાહળ કળિકાળમાં સત્યની ઉપાસના કરી રહ્યો છે એમ તેઓ જાણે છે. જ્યારે યૂરોપની યાદવાસ્થળીમાં લાખો માતાઓ સંતાન વિહોણી બને છે, લાખો પત્નીઓ વિધવા બને છે, પ્રાણપણે નિર્માયેલી સંસ્કૃતિનો જ્યારે વિનાશ થવા બેઠો છે. હિટલર, સ્ટેલિન, ચર્ચીલ કે રૂઝવેલ્ટની રણહાકમાં કોઈ બીજો અવાજ ઉઠાવી શકતું નથી, ત્યારે દૂર પૂર્વમાંથી, પરાધીન ભારતવર્ષના કારાગારમાંથી એક સૂકલકડી આદમીનો બુલંદ, સુદૃઢ, પયગંબરી અવાજ આવે છે: 'જુદો છે, જુદો છે આ લોહિયાળો માર્ગ જુદો છે. વેરથી વેર વધ્યા કરશે અને માત્ર પ્રેમથી જ વેર શમશે.' અઢી હજાર વર્ષ પૂર્વે ભગવાન બુદ્ધે ઉચ્ચારેલ મહાન સત્ય એ ફરીથી ઉચ્ચારે છે. ક્રૂસ પર ચઢીને જિસસ ક્રાઈસ્ટે ઉપદેશેલ પ્રેમમાર્ગનો એ ફરી એકવાર જગતને બોધ આપે છે. અને તે માત્ર શબ્દોથી નહિ, પોતાના આચરણથી. કોઈપણ કાળા માથાના માનવીએ નહિ વેઠેલાં હોય એટલાં દુઃખ પોતાની જાત પર વેઠીને એણે પ્રેમનો પેગામ જગતને સંભળાવ્યો છે.

આજે આખું જગત એને ઓળખે છે તે શાથી? એવું કયું જાદુ એના નામમાં છે? એ છે માનવજાત પ્રત્યેનો નિઃસ્વાર્થ પ્રેમ. જે પ્રેમને આધારે આ જગત ટકી રહ્યું છે. મનુષ્યમાત્રમાં એક આત્મા વસી રહ્યો છે. તેનો પોતામાં સાક્ષાત્કાર કરવો અને પ્રાણીમાત્રને પોતારૂપ માનવાં એ હિંદુધર્મનો આદર્શ છે. ગાંધીજી એ આદર્શની મૂર્તિ સમા છે. 'आत्मवत् सर्वभूतेषु' અને 'वसुधैव कुटुंबकम्' એ ઋષિવાક્યોને ગાંધીજીએ પોતાના જીવનમાં વણી દીધાં છે. જેમ માતા પોતાનાં સંતાનો માટે રાતદિવસ જોયા વિના પ્રેમપૂર્વક વૈતરું કર્યાં કરે છે તેમ ગાંધીજી માનવમાત્રને માટે સેવાકાર્યમાં રત રહે છે. માણસોમાં રહેલ સ્વાર્થ, ઈર્ષા, ભય, વેર, લોભ, વગેરે કેમ દૂર થાય તેને માટે તેઓ માતાની માફક પ્રેમથી જહેમત ઉઠાવી રહ્યા છે. માણસમાત્રને તેઓ પોતા સમાન ગણે છે. પોતાનો જીવ જેટલો વહાલો છે તેટલા વહાલા તેઓ પોતાના વિચારનો વિરોધ કરનારાને પણ ગણે છે. આપણે જેમને પ્રેમથી ચાહીએ તે આપણને પ્રેમથી ચાહે એ સામાન્ય નિયમ મુજબ ગાંધીજીને જગત આખું ચાહે છે.

ગાંધીજીએ જોયું કે 'બળિયાના બે ભાગ'ની નીતિ આજે ઠેર ઠેર ચાલી રહી છે. આ દુનિયામાં ગરીબોને—નબળાને સબળા દબાવી રહ્યા છે. કાળાને ગોરા દબાવે છે. ચીનને જાપાન દબાવે છે. હબસીને અમેરિકન દબાવે છે. હિંદીને અંગ્રેજ દબાવે છે. હરિજનને સનાતની દબાવે છે. સબળો નબળાને દબાવતો આવ્યો છે, એટલે નબળાને માટે કોઈ એવું શસ્ત્ર શોધી

उन्होंने हमें और संसार को युद्ध का नैतिक स्थान ग्रहण कर सकनेवाली वस्तु दी है. · डॉ. राजेन्द्रप्रसाद



સિકંદરો અને હિટલરો આવ્યા તેવા ચાલ્યા જ. પણ પ્રેમના પયગંબરો તો સદાને માટે માનવ હૃદય ઉપર રાજ્ય કર

★

કાઢવું જોઈએ કે જેથી તે છાતી કાઢીને ઊભો રહી શકે અને પોતાનું સ્વમાન સાચવી શકે. હિંદુ હાડે જ કજિયાનો રાંક મનાતો આવ્યો છે. 'કામ શું કામ.' 'મફતનો કજિયો ન વહોરવો,' 'વાણિયા મૂછ નીચી.' વગેરે કહેવતો માણસાઈને લજવનારી છે એમ ગાંધીજીએ જોઈ લીધું.

ગાંધીજીના જીવનની શરૂઆતમાં જ આપણે જોઈ શકીએ છીએ કે તેમનામાં એક એવું પુરુષસિંહપણું વસતું હતું જે અન્યાયની સામે હુંકાર કરી ઊઠ્યું. અન્યાયી ઉપર પ્રેમ વરસાવતા છતાં અન્યાયને બિલકુલ ન સાંખી લેવાનો સત્યનિષ્ઠ સ્વભાવ એ જ ગાંધીજીના વિજયની વડી ચાવી છે એમ કહીએ તો ચાલે.

એકાવન વર્ષ પહેલાંનો એ પ્રસંગ છે. ડરબનથી નીકળેલી ટ્રેન મેરિત્સબર્ગ સ્ટેશને પહોંચી. ચોવીસ વર્ષના નવજુવાન ગાંધી બેરિસ્ટર ફ્રોક કોટ પહેરીને ફર્સ્ટ ક્લાસના ડબામાં આરામથી છાપું વાંચતા હતા. તેમના માથા ઉપર કાળજીપૂર્વક સેંથો પાડેલ વાળ ચમકતા હતા. એક ગોરો અમલદાર આવીને એમને નીરખી ગયો. પછી બીજાએ આવીને કહેવાની હિંમત કરી: 'તમારે પાછળના ડબામાં જવાનું છે.'

'શા માટે? મારી પાસે પહેલા વર્ગની ટિકિટ છે.'

'ભલે રહી, તમારે પાછળ જવું પડશે.'

'હું નથી જવાનો. મને આમાં બેસવાનો હક છે.'

'તમે જાતે નહિ ઊતરો તો પોલીસ ઉતારશે'

'ભલે પોલીસ ઉતારે' કહી ગાંધીજી અદબ વાળી ટટ્ટાર બેઠા. એ પળે એમની આંખમાં સત્યાગ્રહીનું શૌર્ય ચમકી રહેલું. પોલીસ આવ્યો. ધક્કો મારીને ગાંધીજીને નીચે ઉતાર્યા. ગાંધીજીનો સામાન ઉતરાવી લીધો. ગાંધીજી ફક્ત હાથપાકીટ સાથે રાખી વેઈટીંગ રૂમમાં જઈને બેઠા. સામાનને હાથ સુદ્ધાં ન અડકાડ્યો. સત્યાગ્રહજન્મની આ પ્રથમ રાત્રિનું વર્ણન ગાંધીજીના જ શબ્દોમાં વાંચીએ:

'આ મોસમ શિયાળાની હતી. દક્ષિણ આફ્રિકાનો શિયાળો ઊંચાણના ભાગોમાં આકરો હોય છે. મેરિત્સબર્ગ ઊંચા પ્રદેશમાં હતું તેથી ટાઢ ખૂબ લાગી. મારો ઓવરકોટ મારા સામાનમાં હતો. સામાન માગવાની હિંમત ન ચાલી. ફરી અપમાન થાય તો! ટાઢે ઠર્યો. કોટડીમાં દીવો ન હતો. મધરાતને સુમારે એક ઉતારુ આવેલો. તે કંઈ વાત કરવા માગતો હોય એમ લાગ્યું પણ હું વાત કરવાની મનોદશામાં ન હતો.

"મેં મારો ધર્મ વિચાર્યો: કાં તો મારે હકોને સારુ લડવું અથવા પાછા જવું. નહિ તો અપમાનો થાય તે સહન કરવાં ને પ્રિટોરિયા પહોંચવું અને કેસ પડતો મૂકીને ભાગવું એ તો નામર્દી ગણાય. મારા ઉપર દુઃખ પડ્યું એ તો ઉપરચોટિયું દર હતું. અંદર ઊંડે રહેલા મહારોગનું એ લક્ષણ હતું. આ મહારોગ તે રંગદ્વેષ. એ ઊંડો રોગ નાબૂદ કરવાની શક્તિ હોય તો તે શક્તિનો ઉપયોગ કરવો. તેમ કરતાં જાત ઉપર દુઃખ પડે તે સહન ... અને તેનો વિરોધ રંગદ્વેષ દૂર કરવા પૂરતો જ કરવો. આમ નિશ્ચય કરી બીજી ટ્રેનમાં ગમે તે રીતે ... આગળ જવું જ એમ નિશ્ચય કર્યો."

મેરિત્સબર્ગની આ રાત્રિ ગાંધીજીના જ જીવનમાં નહિ પણ જગતના ઇતિહાસમાં અમર બની. એ રાત્રે એક એવા શસ્ત્રની શોધ થઈ જે શસ્ત્રે જગતની મોટામાં મોટી સલ્તનતને વિમાસણમાં નાંખી દીધી. વ્યક્તિગત રીતે સત્યાગ્રહ કરી જગતને સન્માર્ગ ... વનાર મહાપુરુષોનાં ઉદાહરણ સંસાર પાસે મોજૂદ હતાં. પોતાની વાતને વળગી રહેવા ખાતર સોક્રેટીસે ઝેરનો પ્યાલો પીધો, ઈશુ ક્રૂસ પર લટક્યો; પ... જાત ઉપર દુઃખ વેઠતાં હજારોને સાથે લઈને સા... દાયિક સત્યાગ્રહ જંગ જગાડવાનો પ્રયોગ, તો ગાંધીજીએ જ જગતને બતાવ્યો. હિંદુસ્તાનને અને જ... ગાંધીજીની જો કોઈ મહાન ભેટ હોય તો સત્યાગ્રહ શસ્ત્રની ભેટ છે. તોપગોળા, બંદૂકો અને વિમા... યુદ્ધો તો તાલીમબદ્ધ જુવાનો જ ખેડી શકે ... પોતાની સત્ય વાતને વળગી રહી સ્વમાનરક્ષા કર...

વાનો અકસીર ઉપાય તો પાંચ વર્ષના બાળકથી એંસી વર્ષના વૃદ્ધ સુધી સૌકોઈ અજમાવી શકે. સરમુખત્યારો અને શહેનશાહોની આણ કાયરતા ઉપર વર્તે છે. ગાંધીજીએ માનવજાતને નિર્ભયતાનું અમોઘ શસ્ત્ર ભેટ કર્યું છે. યુદ્ધનાં કારમાં અનિષ્ટોથી ત્રાસેલા જગતને માટે પોતાનું અને સામાનું બન્નેનું ભલું કરનારું અને બન્નેની સ્વમાનરક્ષા કરનારું આ અણમોલું શસ્ત્ર શોધવામાં, તેને અજમાવવાના હિંમતભર્યા મહાન પ્રયોગ કરવામાં ગાંધીજીએ પચાસ વર્ષ ગાળ્યાં છે. તે દરમિયાન તેમણે અદ્ભુત સિદ્ધિઓ મેળવી છે. દક્ષિણ આફ્રિકામાં વકીલાત કરી ન કરી ને ઘર તથા ધંધો સંકેલ્યાં. આશ્રમજીવન શરૂ કર્યું અને લડત ઉપાડી. આકરાં દુઃખો વેઠ્યાં. બાર બાર વર્ષ સુધી ઝૂઝીને જનરલ સ્મટ્સ જેવા કાબેલ અને કઠણ હૈયાના વડા પ્રધાન સામે વિજય મેળવ્યો. બ્રિટિશ સામ્રાજ્યનો એ મહાચાણાક્ય પણ ગાંધીજીના પ્રેમબળે કેવો મહાત્ થયો તે તેના પોતાના જ શબ્દોમાં તે વર્ણવે છેઃ જ્યારે ગાંધીજી મારી સામે લડતા હતા ત્યારે તો તેઓ યુવાન હતા. પરંતુ જ્યારે જ્યારે મને મળવા આવતા અને વાત કરતા ત્યારે ત્યારે મને એવું સતત ભાન રહેતું કે હું કોઈ મહાપુરુષ સાથે વાત કરી રહ્યો છું. અને જે માણસને હું જેલમાં નાંખું, પથ્થર ફોડાવું, તોપણ તે ત્યાં બેઠો મારે માટે પ્રેમપૂર્વક ચંપલ બનાવે અને મને મોકલે (જે ભેટ મેં હજી એક પવિત્ર યાદગીરી રૂપે સંઘરી રાખી છે.) તેને હું કેમ પહોંચું? પ્રેમપૂર્વક કષ્ટ સહન કરનાર વગર દલીલે સામાનું દિલ જીતી લે છે એ વસ્તુને ઈશુ ખ્રિસ્તની માફક ગાંધીજીએ જગત સમક્ષ ખુલ્લી કરી બતાવી છે.'

દક્ષિણ આફ્રિકાથી હિંદમાં આવ્યા બાદ ગાંધીજીએ જે અદ્ભુત કાર્યો કર્યાં છે, જે મહાન લડતો કરી છે તે આજે ઘર ઘર જાણીતી છે. ૧૯૧૯નો જલિયાંવાલા હત્યાકાંડ, ૧૯૩૦ની મીઠાની લડત અને ૧૯૪૨નો સંગ્રામ હિંદનાં આબાલવૃદ્ધ જાણે છે. આવી મહાન લડતો માટે દેશને તૈયાર કરવા પાછળ ગાંધીજીએ રાતદિવસ જોયાં નથી. હિંદુસ્તાન જેવડા વિશાળ દેશને ખૂણે ખૂણે તેઓ ગાંડાની માફક ઘૂમ્યા છે. લાખોની મેદનીઓને જગાડી છે. આસામનાં જંગલોમાં અને હિમાલયની તરાઈઓમાં ગાંધીજીનો સંદેશો પહોંચ્યો છે. સરહદની પહાડીઓમાં અને દૂર લંકામાં ગાંધીજીનો સત્યાગ્રહ સંભળાયો છે અને તેનો પડઘો વિલાયતમાં પણ પડ્યો છે.

ગોળમેજીમાં ગાંધીજી વિલાયત ગયા ત્યારે પરદેશી કાપડની હોળીઓ કરાવનારા એ મહાત્માને માંચેસ્ટરના મિલ-મજૂરોએ ટોપીઓ ઉછાળીને આવકાર આપ્યો હતો. ગાંધીજી વહેલી સવારે લંડનની શેરીઓમાં ફરવા નીકળતા ત્યારે અનેક માતાઓ થીગડાવાળા ઓવરકોટમાં લપેટીને પોતાનાં નાનાં બાળકોને 'ગાંધીકાકા'ને સલામ કરવા રાહ જોતી ઊભી રહેતી. ઈટલિના ગામડામાં વહેલી સવારની પ્રાર્થનામાં સામેલ રહેવા ઈટલિના શહેનશાહની નાની પુત્રીને પગે ચાલતી આવેલી જોઈને યુરોપવાસીઓ ચકિત થયા હતા. વિયેનાની હોટેલનો નોકર ગાંધીજીના સમાચાર જાણવા અને ગાંધીજીને મળેલા માણસને મળવા ઉત્સુક રહે છે. એ જ પ્રમાણે આફ્રિકાનાં હબસી બાળકો ધોળી ટોપી જોઈને પોકારી ઊઠે છે કે આ 'ગાંધીના માણસ' છે. દાર્જિલિંગના પ્રવાસમાં એક બુઢ્ઢો ગોરો સ્ટેશન માસ્તર ગાંધીજીના ડબા પાસે દોડીને આવ્યો અને ગાંધીજીને પગે પોતાનો છોકરો મૂક્યો, હાથ મેળવીને સામે જોઈ રહ્યો અને પૂછ્યું, 'મને ન ઓળખ્યો? આપણે દક્ષિણ આફ્રિકામાં મળ્યા હતા. મેં તમને બહુ દુઃખ દીધું છે. પણ તમે ભૂલી ગયા.'

ગાંધીજી હસીને કહે, 'હા હા. તમે તો પેલા ચાર્લ્સટાઉનવાળા કે?' કહીને પ્રેમથી ભેટ્યા.

આ ગાંધીજીના પ્રેમનો જાદુ છે. તોપના ગડગડાટ અને વિમાનોના ભયંકર ઘરઘરાટ વચ્ચે પણ એની જ સત્તા જગત ઉપર ચાલી રહી છે અને ચાલવાની છે. સિકંદરો અને હિટલરો આવ્યા તેવા ચાલ્યા જશે પણ પ્રેમના પયગંબરો સદાને માટે માનવહૃદય ઉપર રાજ્ય કરશે. વિલાયતથી પાછા ફરતાં ગાંધીજીને મુસોલિનીની મુલાકાત થઈ હતી. નાનાં દસબાર વર્ષનાં કુમળાં બાળકોને હાથમાં બંદૂકો પકડાવી હારબંધ મુસોલિનીએ ઊભાં રાખ્યાં હતાં. ગાંધીજીને તેમણે સલામી આપી. ગાંધીજીએ તેમાંના એકને પોતાની બાથમાં લઈ લીધો અને તેના હસતા ચહેરા સામે જોઈ મુસોલિનીને કહ્યું, 'આના હાથમાં ભલે

[અનુસંધાન પાન ૭ મે

# ફાઈલ નં. ૨૩૪

લેખક
**મુનિકુમાર મ. ભટ્ટ**

૬. (જાંબુતળાવના પગી તરફથી ઓવરશીઅર સાહેબને)

મહેરબાન સાહેબ બહાદુરની હજૂરમાં,

આજરોજ રિપોર્ટ કરવાનો જે તળાવની ઊગમણી બાજુ રોન ફરતાં એક ઘોડો તળાવની અંદર પડી ગયો છે તે વાત આપ સાહેબને જાહેર કરું છું. અત્યાર સુધી આ તળાવમાં પાંદડાં વગેરે પડતાં હતાં પણ ઘોડો આ પહેલી જ વાર પડ્યો છે. શુક્રવાર.

સહી. પગી અમથા ઘોળા

જાં. તં. ૫. આ. નં. ૨૭ તા. ૧૦–૬–૩૦

આ માટેના તુમાર સાથે સામેલ. તા. ૧૧–૬–૩૦ ઉ. ક., ઓ.

જાં. જાં. નં. ૫૬

મહેરબાન પાણી બાંધકામ ખાતાના ઉપરી સાહેબની હજૂરમાં.

સલામ બાદ જાહેર કરવાનું કે જાંબુતળાવના પગી અમથા ઘોળાએ રિપોર્ટ કરેલો છે કે મજકૂર તળાવમાં એક ઘોડો પડી ગયો છે. આ તળાવ ઓગણચાલીશ વરસ પહેલાં બાંધવામાં આવેલું છે અને તેમાં માછલાં, દેડકાં, કાચબા, મગર એવાં પ્રાણીઓ રહે છે પણ ઘોડા રહ્યા હોય તેવો દાખલો મળતો નથી. આ ઘોડો મરી ગયેલો જણાય છે તો હવે તેનું જે રીતે કરવાનું હોય તે માટે હુકમ ફરમાવવા વિનંતી છે. તા. ૧૧–૬–૩૦

સહી. ઉ. ક. ઓવરશીઅર

પા. બા. આ. નં. ૬૧

શહેર સુધારણા ખાતાના પ્રમુખ સાહેબ તરફ.

સલામ દિગર લખવા હાંસલ જે આ સાથેના જાંબુતળાવના ઓવરશીઅરના રિપોર્ટથી જાણવામાં આવશે કે મજકૂર તળાવમાં એક મૂવેલો ઘોડો પડી ગયો છે, તો તે કઢાવી આપવાનો બંદોબસ્ત કરાવી આપવા મહેરબાની થવી. આ તળાવનું પાણી પીવાના ઉપયોગમાં લેવાય છે તેથી ઉપર લખેલી ગોઠવણ વેળાસર થવાની જરૂર છે. તા. ૧૪–૬–૩૦

સહી. દ. વે. ફ.
જ. બાં. ખા. ઉપરી

ત. આ. નં. ૧૧૭

પ્રત્યુત્તરમાં સલામ સાથ લખવાનું એહવું જે:–જાંબુતળાવમાં ઘોડો પડી ગયો તે કઢાવી આપવા બાબતની આપની યાદી મળી. પરંતુ શહેર સુધારણા ખાતાની તજવીજ તળે આવતી હદ પંચકોશીની અંદર મહારાજ ઠરાવ નં. ૩ તા. ૧–૨–૯૭થી મુકરર થયેલી છે, અને જાંબુતળાવ તે હદની બહાર આવેલું છે એટલે એ ઘોડો અમારે કાઢી આપવાપણું રહેતું નથી. પરંતુ આ પાણી પીવાના ઉપયોગમાં આવે છે એટલે આ બનાવથી જનસુખાકારીને કાંઈ નુકસાન થશે તો તે માટે આ ખાતું જવાબદાર નથી. તા. ૧૮–૬–૩૦

સહી. બ. દ. ડ.
શ. સુ. ખા. પ્ર.

પા. બા. આ. નં. ૭૧

મહેરબાન વડા તબીબી અધિકારી સાહેબ તરફ.

સલામ દિગર લખવા હાંસલ જે:–ઉપરના પ્રકરણથી આપના જાણવામાં આવશે કે અત્રેના પીવાના પાણીના તળાવમાં ઘોડો પડી જતાં તેથી શહેરની જનસુખાકારીને નુકસાન થશે એવો અભિપ્રાય ઉપરને ભાગે લખાઈ આવ્યો છે. તંદુરસ્તીને લગતી તજવીજ, આપના ખાતા તરફથી થતી હોઈ, તુમાર આપના તરફ મોકલવામાં આવે છે. તો તે સંબંધે ઘટાર્થ હોય તેવો બંદોબસ્ત કરવા મહેરબાની થવી. આમાં ઢીલ થવાથી જનસુખાકારીને નુકસાન થશે તો તે માટે જવાબદાર આ ખાતું નથી. તા. ૨૩–૬–૩૦

સહી. દ. વે. ફ.
જા. બાં. ખા. ઉ.

વૈ. આ. નં. ૮૭

ઉત્તરમાં સલામ સાથે લખવા હાંસલ જે: તંદુરસ્તીને લગતી તજવીજ આ ખાતેથી થાય છે તે ખરું છે. પણ જનસુખાકારી બગડ્યા પછી જ ખાતાનું કામ શરૂ થાય છે. કેમકે લોકોમાં દરદ ત્યાં

થાય તે પહેલાં જ તે અટકે તેવાં પગલાં લેવામાં આવે તો આ ખાતાના તબીબો માટે કાંઈ કામ જ રહે નહીં, અને છેવટ કામ વિના જ આ ખાતું બંધ કરવાનો વખત આવે તે આપના જાણવામાં આવશે. આથી આપના જાણવામાં આવશે કે આપના હસ્તના તળાવમાંથી ઘોડો કે તેવું બીજું કોઈ જીવતું કે મૂવેલું પ્રાણી કાઢી આપવાનું કામ આ ખાતાનું નથી; તેમ જ આ કામ નહિ થવાથી જનસુખાકારીને નુકસાન થશે તો તે માટે પણ ખાતું જુમ્મેદાર નથી. તા. ૩૦-૬-૩૦

સહી. ન. ફ. ડો.
વડા તબીબ

પા. બાં. આ. નં. ૯૧

મહેરબાન મહેસૂલી અધિકારી સાહેબ તરફ

સલામ દિગર લખવા હાંસલ જે:-આ ખાતા હસ્તકના જાંબુતળાવમાં ઘોડો પડી ગયેલો તે કઢવા સુધરાઈ ખાતે લખતાં તે ખાતા તરફથી એ કામ પોતાના હસ્તકનું નહિ હોવાનું લખાઈ આવેલું છે. આ રાજ્યની તમામ જમીન ઉપર આપના ખાતાની દેખરેખ હોઈ તુમાર આપના તરફ મોકલવામાં આવે છે. આ જનસુખાકારીનો સવાલ હોઈ તે અલવલ પહોંચશે તો તે માટે આ ખાતું જવાબદાર નથી. તા. ૩-૭-૩૦

સહી. દ. વે. ફ.
જા. બાં. ખા. ઉ.

મ. મે. આ. નં. ૩૦૨

ઉત્તરમાં લખવાનું કે:-આ ખાતા હસ્તક (૧) સાકારી (૨) નિરાકારી (૩) પડતર અને (૪) ખરાબો એ ચાર પ્રકારની જમીનનો વહીવટ થાય છે. તેમાં જાંબુતળાવનો સમાવેશ થતો નથી. માટે આપે પશુરક્ષક ખાતું કે એવાં ખાતાંની મદદ માગવી જોઈએ. જનસુખાકારી સાથે આ ખાતાને નિસ્બત નથી તેથી તેમાં કાંઈ ફેરફાર થાય તે માટે આ ખાતું જવાબદાર નથી! ૭-૭-૩૦

સહી. જૂ. ચ. ર.
મહે. ઉ. અધિ.

પા. બાં. આ. નં. ૯૯

મહેરબાન બરદાસ્ત ખાતાના ઉપરી સાહેબ તરફ

સલામ દિગર લખવા હાંસલ જે:-ઉપરના પ્રકરણથી આપને હકીકત વિદિત થશે, તો જાંબુતળાવમાં પડેલો ઘોડો તેમાંથી બહાર લેવડાવી લેવાની ગોઠવણ કરાવવા મહેરબાની થવી. ઘોડા, બળદ, ઊંટ, હાથી, ગાય, ભેંસ વગેરે જાનવરોની વ્યવસ્થા આપના ખાતા હસ્તક છે તેથી આ તુમાર યોગ્ય ગોઠવણ થવા સારુ આપના તરફ મુનાસબ બંદોબસ્ત થવા મોકલવામાં આવે છે. આ જનસુખાકારીનો સવાલ હોઈ તેમાં વાંધો આવશે તો તે માટે આ ખાતુ જોખમદાર નથી. તા. ૧૧-૭-૩૦

સહી. દ. વે. ફ.
જા. બાં. ખા. ઉ.

રા. ખ. ર. નં. ૧૨

ઉત્તરમાં લખવાનું કે:-આ ખાતેથી જે જાનવરોની વ્યવસ્થા થાય છે તે જીવતાં જનાવરોની થાય છે. માંદાં જાનવરોને કાસ્ટ કરવામાં આવે છે અને મૂવેલાંને દાટી દેવાય છે. પણ પાણીમાં પડેલ જાનવરની લાશને અવલ મંજલ પહોંચાડવા માટે આ ખાતે કોઈ ગ્રાન્ટ નથી. આ તુમાર આપે જલસુધારણાના કે એવા કોઈ ખાતે મોકલવો દુરસ્ત હતો તેમ આપને પણ લાગશે. જનસુખાકારીને નુકસાન થાય તે માટે આપનું ખાતું જવાબદાર નથી તે બાબતમાં અમો સંમત છીએ કેમકે અમો પણ તે માટે જવાબદાર નથી. તા. ૧૮-૭-૩૦

સહી. શિ. સિં. જે.
બ. ઉ.

પા. બાં. આ. નં. ૧૧૨

મહેરબાન ઈરીગેશન ખાતાના ઉપરી સાહેબ તરફ

સલામ દિગર લખવા હાંસલ જે:-આપના ખાતા તરફથી પાણી સુધારણાનું કામ થાય છે. અત્રેના જાંબુતળાવમાં એક ઘોડો પડી ગયો છે તે કઢાવવાની ગોઠવણ કરાવવા મહેરબાની થવી તેમાં ઢીલ થવાથી જનસુખાકારીને નુકસાન થશે તો તેના જોખમદાર અમો નથી. તા. ૨૨-૭-૩૦

સહી. દ. વે. ફ.
જા. બાં. ખા. ઉ.

ઈ. આ. ર. નં. ૭

ઉત્તરમાં લખવાનું કે:-આ ખાતા હસ્તકનાં ફિલ્ટરો વડે પાણી સાફ કરવાનું કામ થાય છે, તે ખરું છે,

પણ અત્રેનાં યાંત્રિક સાધનોથી નાના કદના પોરા અને તેવાં જંતુઓ જ કાઢી શકાય તેમ છે. ઘોડા, હાથી કે મોટાં જંતુઓ કાઢવાનું હજી સુધી બન્યું નથી. પરંતુ આપ સાહેબના લખાણનો દાખલો અત્રે રખાવી લેવામાં આવ્યો છે એટલે નહેર વાટે આપ એ પાણી તથા ઘોડા અત્રે મોકલાવી આપશો તો તેને પાણીમાંથી બહાર કાઢી આપવાની ગોઠવણ અત્રેથી થશે. તેમ કરવામાં વિલંબ થાય તેમ હોય તો મૂવેલાં જાનવરોનો ઇજારો જે ખાતે હોય ત્યાં લખવાતું વધારે દુરસ્ત થશે તેમ આપને જણાશે. સિવાય આપના ઉપરના લખાણનો છેલ્લો ભાગ આ ખાતાને લાગુ નથી તા. ૨૮–૭–૩૦

જ. બા. ખાં.
ઈ. ઉ.

પા. બાં. આ. નં. ૧૨૩

મહેરબાન પંચકોશી મામલતદાર સાહેબ તરફ

સલામ દિગર લખવા હાંસલ જેઃ—ઉપરના પ્રકરણથી આપના જાણવામાં આવશે તો તેના મજકૂરથી વાકેફ થઈ જાંબુતળાવમાંથી ઘોડા કઢાવી આપવાનો બંદોબસ્ત મહેરબાનીની રાહે કરાવશો. મૂવેલાં ઢોરની વ્યવસ્થા આપના ખાતા તરફથી થતી હોઈ તુમાર ઘટિત થવા માટે આપના તરફ મોકલવામાં આવે છે. આ જનસુખાકારીનો સવાલ હોઈ તેમાં ઢીલ થશે તો આ ખાતું જવાબદાર નથી. તા. ૧–૮–૩૦

સહી. દ. વે. ફ.
જા. બા. ખા. ઉ.

પ. દા. આ. નં. ૨૦૪

ઉત્તરમાં સલામ સાથ લખવા હાંસલ જેઃ—આ ખાતેથી મૂવેલાં ઢોરના ચામડાનો ઇજારો અપાય છે તે ભામના લિસ્ટમાં ઘોડાં, ગધેડાં તથા કૂતરાંનો સમાવેશ થતો નથી તેથી આ કામ આ ખાતા હસ્તક કરવાનું રહેતું નથી તે વિદિત થાય.

( નોંધઃ—અત્રેથી આ તુમાર ફાટી ગયો છે એટલે આગળ શું બન્યું તે જાણવા સાધન નથી. ઉપર એક પેન્સિલની નોંધ છે તેમાં આમ લખ્યું છે. " ફાઈલ નં. ૨૩૪માં બાંધ્યો. ઘોડા કઢાવી નાખ્યો તારીખ ૧૨–૬–૩૦. જવાબદાર કોણ ? કા. ")



## પ્રેમનો પયગંબર

[ પાન ૪ નું સાંધણ

તમારી બંદૂક છે પણ એના હૃદયમાં તો મારો પ્રેમ વસી રહ્યો છે.' આ સાદા વાક્યમાં, સાદા પ્રસંગમાં આપણે પ્રેમનું બળ અને પ્રેમનો મંત્ર પારખી શકીએ છીએ. આજે નહિ તો આવતી કાલે પણ જગતને જો શાંતિ જોઈતી હશે તો પ્રેમનો મંત્ર સ્વીકાર્યે જ છૂટકો.

જગતના મહાન તત્ત્વવેત્તા ઋષિવર રોમાંરોલાંના શબ્દોમાં રહેલી શ્રદ્ધા આપણા હૃદયમાં દૃઢ કરીએ.

'ગાંધીજી માત્ર હિંદુસ્તાનના રાજકીય ઇતિહાસના જ નાયક નથી. તેમની પુણ્યસ્મૃતિ તો યુગ યુગાંતર સુધી જગતભરમાં કાયમ રહેવાની છે. ... માત્ર સક્રિય અહિંસાનું ચેતનામય જીવન હિંદીઓમાં ભરી દઈને એકતા, શક્તિ અને સ્વતંત્રતાની ગૌરવપૂર્ણ ઇચ્છા જાગ્રત કરી છે. એટલું જ નહિ ... ઈશુ ખ્રિસ્તની પેઠે પાશ્ચાત્ય જગતને માટે પ્રેમનો મહા સંદેશ પુનર્જીવિત કર્યો છે. એમણે માનવજાતિના સાધુસંતોમાં પોતાનું નામ અંકિત કર્યું છે. એમની મુર્તિનું ઉજ્જ્વળ આભામંડળ પૃથ્વીના ખૂણે ખૂણામાં પ્રવેશી ચૂક્યું છે"



# બ્રહ્મિષ્ઠ યાજ્ઞવલ્ક્ય

લેખક
પારાશર્ય

**દાન આપ્યા વગર જ્ઞાનવિષયક પ્રશ્ન બ્રાહ્મણને થઈ શકે નહિ તેથી રાજા જનકે પહેલા વેતરવાળી ને સોનાનાં શીંગડાં-વાળી હજાર ગાયો જે બ્રાહ્મણ બ્રહ્મવેત્તા હોય તેને દાનમાં આપવા સંકલ્પ કર્યો.**

વિદેહ દેશના રાજા જનકે એક વખત પોતાના પુરોહિત અશ્વલને કહ્યું: 'હે ગુરુ! નિત્યના વ્યવહારમાં ચોંટવાને અંગે મારુ મન આત્મવિમુખ બને છે તો હે પુરોહિત! એવો કોઈ ઉપાય બતાવો કે જેથી હું અધ્યાત્મરત બનું.'

અશ્વલે કહ્યું: 'હે રાજન્! નિત્યકર્મ માણસને બાંધે છે. કર્મમાં શરીર અને મનની બન્ને પ્રવૃત્તિ થાય છે. અને તેથી ચિત્ત કર્મમાં એકાગ્ર થતાં તેમાં બંધાય છે જેવું કર્મ તેવું ચિત્ત બને છે. તેથી હે રાજન્! એવાં કર્મ કરવાં ઘટે કે જેથી ચિત્ત સ્વયમેવ અધ્યાત્મપરાયણ રહી શકે.'

'એવાં કર્મ બતાવો.' વિદેહરાજે માગણી કરી.

'રાજન્!' અશ્વલે કહ્યું: 'પ્રાચીન ઋષિમુનિઓએ બતાવેલ યજ્ઞકર્મો એ ઉપાય છે. ધર્મના મોટા સમારંભો યોજવામાં આવે છે તે કેવળ દાન આપવા માટે નહીં, પોતાની ધર્મવૃત્તિ બતાવવા નહીં, પણ તેવાં કર્મો કરવાથી એક તો ચિત્ત તેમાં એકાગ્ર બને છે અને બીજું, એવા મોટા ધર્મસમારંભોમાં જે વિદ્વાન ધર્મનિષ્ઠ–બ્રહ્મવેત્તા મુનિવરો આવે છે તેમનો સહજ સમાગમ મળે છે. હે રાજન્! प्रत्यक्षा च विद्वत्संयोगे प्रज्ञावृद्धिः । આ તો સ્પષ્ટ હકીકત છે કે વિદ્વાન બ્રહ્મનિષ્ટ સાધુપુરુષોના સંયોગથી પ્રજ્ઞા–બુદ્ધિ વૃદ્ધિ પામે છે.'

વિદ્યાપ્રાપ્તિનો ઉપાય પુરોહિત અશ્વલ પાસેથી જાણીને તેના સૂચન અનુસાર રાજા જનક વિદેહીએ શાખાન્તરમાં પ્રસિદ્ધ બહુ દક્ષિણ અશ્વમેધ યજ્ઞ શરૂ કર્યો. અશ્વલ હોતા બન્યા. આમંત્રણ મળતાં યજ્ઞ જોવાની ઇચ્છાવાળા કુરુપાંચાળના બ્રાહ્મણો એ યજ્ઞમાં હાજરી આપવા આવી ગયા. ચાતુર્વેદી યાજ્ઞવલ્ક્ય પોતાના શિષ્યો સહિત આવ્યા હતા. તે ઉપરાંત ઉદ્દાલક આરુણી, તગુવંશના મુનિવરો, જારત્કારવ આર્તભાગ, ભુજ્યુ વગેરે મુનિવરો પણ આવ્યા હતા. ગાર્ગીની પણ હાજરીને અંગે એ યજ્ઞમાં બ્રહ્મવેત્તાઓને ખૂબ ઉત્સાહ રહેતો હતો. આવો મોટો વિદ્વત્સમુદાય જોઈને યજમાન જનક રાજા તેમની ખૂબ સરભરા કરતા હતા તથા તેમને આનંદમાં ઉત્સાહ ખેલડાતો હતો. સાંજે જ્યારે બ્રહ્મજ્ઞાનની વાતો રોળું વળીને મુનિવરો કરતા હતા ત્યારે રાજા જનક એ સાંભળવા માટે બેસી જતા હતા. આમ ઋષિવરોના સહવાસમાં તેમની અધ્યાત્મવૃત્તિ જાગ્રત થતી હતી.

એક વખતે આ ભેગા મળેલા ઋષિવરોમાં સર્વશ્રેષ્ઠ બ્રહ્મનિષ્ઠ કોણ છે અને બ્રહ્મજ્ઞાન સંબંધે કોણ સર્વોત્તમ પ્રવચન કરી શકે છે તે જાણવાની રાજા જનકને ઉત્કંઠા થઈ.

દાન આપ્યા વગર જ્ઞાનવિષયક પ્રશ્ન બ્રાહ્મણને થઈ શકે નહીં તેથી રાજા જનકે પોતાની ગૌશાળામાં પહેલા વેતરવાળી એક હજાર ગાયો બંધાવી અને તે દરેક ગાયનાં શીંગડાં સોનેથી મઢાવ્યાં અને આ હજાર ગાયો જે બ્રાહ્મણ સર્વોત્તમ બ્રહ્મવેત્તા હોય તેમને આપવાનો રાજા જનકે સંકલ્પ કર્યો.

યજ્ઞ સમાપ્ત થયો. અને સર્વ બ્રાહ્મણોને યજ્ઞસંબંધી દક્ષિણાઓ આપી રહ્યા બાદ રાજા જનક સર્વ બ્રાહ્મણોને સંબોધીને બોલ્યાઃ 'હે પૂજ્ય બ્રાહ્મણો! આપ સર્વ બ્રહ્મવેત્તા છો. હું આપ સર્વને નમન કરું છું. આપ સર્વમાં જે અતિશય રૂપથી બ્રહ્મવેત્તા હોય–બ્રહ્મિષ્ઠ હોય તેમને હું અત્યારે મારી સામેની ગૌશાળામાં બંધાવેલી, નવી અવસ્થાવાળી ને સોને મઢેલ શીંગડાં-વાળી હજાર ગાયો દાનમાં આપવા ઇચ્છું છું તો જે બ્રહ્મિષ્ઠ હોય તે આ ગાયો પોતાને આશ્રમે લઈ જાય."

રાજાનું આ વાક્ય સાંભળી બ્રાહ્મણો ચૂપ રહ્યા. કોઈના મનમાં પોતાની જાતને બ્રહ્મિષ્ઠ કહેવરાવવાનું ન થયું. જે કહે છે કે હું બ્રહ્મિષ્ઠ છું તે કેવળ અભિમાનને કારણે બ્રહ્મિષ્ઠ નથી. અને જે કહે છે કે હું બ્રહ્મિષ્ઠ નથી તેને ગાયો મળવાની નથી. આમ પોતાની જાતને બ્રહ્મિષ્ઠ ગણાવી આત્મશ્લાઘા કરવા કોઈ બ્રાહ્મણ તૈયાર ન થયો. સર્વ પરસ્પર જોવા લાગ્યા. બ્રાહ્મણોની આ સ્થિતિ જોઈ ચાતુર્વેદી યાજ્ઞવલ્ક્ય સભામાં ઊભા થયા. સર્વની નજર તેના તરફ ચોંટી.

યાજ્ઞવલ્ક્યે પોતાના શિષ્ય સોમશ્રવાને સંબોધીને કહ્યું, "હે વત્સ સોમશ્રવા! રાજા જનક આ સરસ ગાયો દાનમાં આપવા ઇચ્છે છે. આ ગાયોને ગોશાળામાંથી છોડીને તેમને આપણા આશ્રમે લઈ જા."

ગુરુની આજ્ઞા સાંભળી શિષ્ય સોમશ્રવા ગાયો પોતાને હવાલે લેવા ગોશાળા તરફ ગયો.

યાજ્ઞવલ્ક્યના વાક્યમાં અભિમાન કલ્પી બ્રાહ્મણો નારાજ થયા. તેમને થયું કે એક એક પ્રધાન બ્રાહ્મણની આવડી મોટી મેદની વચ્ચે યાજ્ઞવલ્ક્ય પોતાની જાતને બ્રહ્મિષ્ઠ કેમ ગણાવે છે? બ્રાહ્મણોની આ ચિત્તસ્થિતિને પામીને હોતા અશ્વલે યાજ્ઞવલ્ક્યને કહ્યું: "હે યાજ્ઞવલ્ક્ય! આ સર્વ બ્રાહ્મણગણમાં તું બ્રહ્મિષ્ઠ છો એ નિશ્ચય કેમ થાય! એનું પ્રમાણ શું?"

અશ્વલનો આ પ્રશ્ન સાંભળી સર્વ બ્રાહ્મણો યાજ્ઞવલ્ક્યનો ઉત્તર સાંભળવા ઉત્સુક થયા.

યાજ્ઞવલ્ક્યે કહ્યું: "બ્રહ્મિષ્ઠને તો હું નમસ્કાર કરું છું. આ સમયે તો અમે ગાયોની કામનાવાળા છીએ." આટલું કહી યાજ્ઞવલ્ક્ય બેસી ગયા. પોતાની જાતને આ પ્રકારે બ્રહ્મિષ્ઠ ગણાવી તેથી હોતા અશ્વલે યાજ્ઞવલ્ક્યને બ્રહ્મજ્ઞાન સંબંધી પ્રશ્ન કરવાનો નિશ્ચય કર્યો અને સર્વ સભા વચ્ચે પ્રશ્ન પૂછવા શરૂ કર્યા. યાજ્ઞવલ્ક્યે તે સર્વના ઉત્તર આપ્યા.

પ્રથમ મૃત્યુગ્રસ્ત કર્મસાધનોની આસક્તિથી પાર થવાના ઉપાય વિષે વાત થઈ. પછી અહોરાત્રાદિરૂપ–તિથ્યાદિરૂપ–કાલથી અતિમુક્તિનું સાધન બતાવ્યું. તે પછી પરિચ્છેદના વિષયભૂત મૃત્યુને પાર કરવાના આશ્રયનું વર્ણન કર્યું. તે પછી શાસ્ત્રસંબંધી ઋચા અને હોમ સંબંધી આહુતિથી પ્રાપ્ત થનાર ફળ બતાવ્યું. અશ્વલની પ્રશ્નપરંપરા ચાલુ જ રહી અને ઉત્તરમાં યાજ્ઞવલ્ક્યે બ્રહ્માના યજ્ઞરક્ષાના સાધન અને તેથી થનાર ફલનું વર્ણન કર્યું. અને અંતમાં સ્તવન સંબંધી ઋચાઓ અને તેથી પ્રાપ્ત થનાર ફળનું વર્ણન કર્યું. અંતે ઉત્તરથી સંતોષ પામી અશ્વલ શાંત થઈ ગયા એને ખાતરી થઈ કે યાજ્ઞવલ્ક્ય બ્રહ્મિષ્ઠ છે જ.

કુરુપાંચાળના બ્રાહ્મણો બ્રહ્મવિદ્યા સંબંધે ખૂબ પ્રસિદ્ધ હતા. તે સર્વ આ સંવાદ સાંભળી ચૂપ બેસી રહે તેવા ન હતા. અશ્વલ તેમને મન નિકષ ન હતો. તેમને સંતોષ થયો ન હતો. તેથી અશ્વલ શાંત થયા પછી જારત્કારવ આર્તભાગે પ્રશ્ન પૂછવા શરૂ કર્યા. પ્રથમ તો ગ્રહ કેટલા છે અને અતિગ્રહ કેટલા છે એ પ્રશ્ન કર્યો. એટલે કે જીવને માયામાં બાંધી રાખનારાં મુખ્ય અને ગૌણ કેટલાં કેટલાં તત્ત્વો છે તે પ્રશ્ન કર્યો. તેના ઉત્તરમાં યાજ્ઞવલ્ક્યે આઠ ગ્રહો અને આઠ અતિગ્રહો ગણાવી બતાવ્યા. ફરી આર્તભાગે પ્રશ્નો કર્યા અને યાજ્ઞવલ્ક્યે ઉત્તરો આપ્યા.

આ ચર્ચા ચાલતી હતી દરમિયાન ગાર્ગીએ પ્રશ્ન કરીને યાજ્ઞવલ્ક્યને હરાવવા પ્રયત્ન કરી જોયો. ગાર્ગી બહુ વિદ્વાન અને કોઈથી ગાંજી ન જાય તેવી બ્રહ્મવેત્તા સ્ત્રી હતી. તેને આવા વિવાદમાં એવી ટેવ હતી કે સામા પક્ષને એ એવા ખોટા પ્રશ્ન પૂછતી કે જો પ્રશ્નનું પોકળ–અયોગ્યતા ન દેખાય તો ઉત્તર આપનાર ડઘાઈ જાય અને ઉત્તર આપવામાં જ તેનું અજ્ઞાન જણાઈ આવે. ગાર્ગીએ ઉતાવળે પ્રશ્ન શરૂ કર્યા:

'હે યાજ્ઞવલ્ક્ય! આ જે કંઈ છે તે સર્વ જળમાં ઓતપ્રોત છે. કિન્તુ જળ શેમાં ઓતપ્રોત છે?'

યાજ્ઞવલ્ક્યે કહ્યું: 'ગાર્ગી, વાયુમાં.'

'વાયુ શેમાં ઓતપ્રોત છે?'

'હે ગાર્ગી! અંતરીક્ષમાં'

'અંતરીક્ષ શેમાં ઓતપ્રોત છે?'

'ગંધર્વલોકમાં'

'ગંધર્વલોક શેમાં ઓતપ્રોત છે?'

'હે ગાર્ગી! આદિત્યલોકમાં.'

આમ પ્રશ્ન કરતાં કરતાં ગાર્ગીએ પૂછ્યું: 'હે યાજ્ઞવલ્ક્ય! પ્રજાપતિલોક–આ સર્વ દશ્યાદશ્ય સૃષ્ટિ શેમાં ઓતપ્રોત છે?'

'હે ગાર્ગી! પ્રજાપતિલોક બ્રહ્મલોકમાં ઓતપ્રોત છે.'

ગાર્ગીએ તુરત પ્રશ્ન કર્યો. 'બ્રહ્મલોક શેમાં ઓતપ્રોત છે?'

આ સાંભળી યાજ્ઞવલ્ક્ય હસ્યા. અને સ્થિર થઈ તેણે કહ્યું: 'હે ગાર્ગી! અતિપ્રશ્ન ન કર. પૂરી સમજ વગર, પ્રશ્નની યોગ્યતા વિચાર્યા વગર પ્રશ્ન કરવા ઉચિત નથી. વળી વિવાદ કરવો એ જ્ઞાનપ્રાપ્તિને માટે છે. ઉત્તરપક્ષને હરાવવા માટે નહીં. સામાના પરાજય કરવાના

[અનુસંધાન પાન ૨૭ મેં

## એક જ ઘરમાં ભૂતસૃષ્ટિના બે જીવોએ સતત ઉલ્કાપાત મચાવી મૂક્યો હતો

**એકે પોતાનાં વીતકો વર્ણવવા, બીજાએ વેરની ધૂનમાં ને ધૂનમાં બીજાનું ગળું ટૂંપી નાખવા.**

# વારાફેરા

લેખક
મયૂર

'ઓય માડી!'

કાળી રાડ સાંભળી ચિમનની પત્ની બેબાકળી જાગી ઊઠી. રાત્રિના બાર વાગ્યા હતા. એકાએક આવી ચીસ કોણે પાડી? દીવાના ઝાંખા પ્રકાશમાં તેણે જોયું તો બાજુની પથારીમાં ચિમન હાંકોબાંકો બેઠો હતો. તેની આંખો સામેના બંધ બારણા ઉપર ફાટી રહી હતી. એના મોઢા ઉપરથી લોહી ઊડી ગયું હતું.

'શું થયું?'

કાંઈ જવાબ મળ્યો નહિ. એની એ સ્થિતિમાં ચિમન બેઠો રહ્યો.

'કેમ બૂમ પાડી?' પત્નીએ ફરીવાર પૂછ્યું.

'શંકરિયો......' ચિમને બોલવા પ્રયાસ કર્યો, પણ બોલી શક્યો નહિ. એનું ગળું જાણે કે કોઈકે રૂંધી રહ્યું હતું.

'શંકરિયાનું શું છે, અત્યારે રાતના બાર વાગ્યે?' પત્નીએ પૂછ્યું.

'શંકરિયો મારું ગળું દબાવતો'તો.'

'તમને તો ભ્રમણા થઈ ગઈ છે. બે દિવસથી બસ શંકરિયો. શંકરિયો જ કર્યા કરો છો. શંકરિયો આમ કરે છે ને તેમ કરે છે. શંકરિયો કેવો ને વાત કેવી? શંકરિયો તો મરી ગયો. એ ક્યાંથી આવવાનો હતો?'

'હમણાં જ ભાગી ગયો ને, ઓલ્યા બારણામાંથી.'

'ભ્રમણા નહિ તો બીજું શું? બારણું તો બંધ છે. છાતી ઉપર હાથ રહી ગયો હશે.'

'તું જો તો ખરી......'

'શું જુવે, કપાળ? સાંકળ વાસેલી અહીંથી જ દેખાય છે.'

'ત્યારે તો......ત્યારે તો ખાલી ભ્રમણા જ કાં? સ્વપ્નું જ આવ્યું હશે. શંકરિયો તો મરી ગયો કાં? એને તો ફાંસીએ દીધો કાં? એની બાયડીનું એણે ખૂન કર્યું હતું કાં?......' ચિમન બબડવા લાગ્યો.

'હવે સૂઈ જશો!'

'ખાલી ભ્રમણા જ કાં? અંદરથી સાંકળ વાસી છે, પછી કોણ આવી શકે?'

'હવે એ વાતની પરડ મૂકશો?'

'ગળે તો કાંઈ થયું નથી ને? કો'ક બહુ જોરથી ગળું દબાવતું'તું. તારા સમ જો તો ખરી.' ચિમન ગળા ફરતા આંગળા ફેરવવા લાગ્યો.

'ના રે ના, કાંઈ જ નથી.' પત્નીએ કહ્યું.

'ત્યારે તો સ્વપ્નું જ. સ્વપ્નાં પણ કેવાં હોય છે? જીવ જ ઊડી ગયો.' ચિમન પથારીમાં લાંબો પડ્યો.

પણ એને ઊંઘ આવી નહિ. આવે એમ પણ ન હતું. રહી રહીને એને શંકરિયાનાં સ્વપ્નાં આવતાં હતાં.

શંકરિયાનું એણે તે શું બગાડ્યું હતું કે શંકરિયો એને જ સ્વપ્નામાં આવતો હતો? શંકરિયો એનો પાડોશી હતો. એના ઉપર એની સ્ત્રી સાવિત્રીના ખૂનનો આરોપ આવેલો અને તહોમત સાબિત થતાં એને બે દિવસ પહેલાં ફાંસીએ ચડાવેલો. એ તો કોર્ટે સજા કરી હતી. શંકરિયાનું એણે થોડું જ કાંઈ બગાડ્યું હતું?

તો ય શંકરિયો એની છાતીએ ચડી બેઠો હતો. એની પત્નીએ થોડો દિલાસો દીધો એટલે ભાર હલકો થયેલો અને આંખો જરાતરા મળી હતી. પણ નસીબમાં ઊંઘવાનું ન હતું. થોડીવારમાં જ એની પત્નીએ એને ઢંઢોળ્યો.

'તે તમે શંકરિયાને સાં હળી ગયેલા?'

'હેં...હેં...હું...' ચિમન બાઘોલા જેવો બની ગયો. તે ફાટી આંખે તેની પત્ની સામું જોઈ રહ્યો. કોઈ દિવસ નહિ ને અત્યારે આ નવું તૂત વળી ક્યાંથી ઊભું થયું છે! તે વિચાર કરવા લાગ્યો.

'તમે સાવિત્રીની પાછળ પડેલા એ સાચી વાત?'

'અત્યારે આ વાત ક્યાંથી સૂઝી?'

'જવાબ આપોને.'

'શું જવાબ આપે!'

'અસૂરસવાર એને ઘરે જતા!'

'કોઈ દિવસ નહિ ને. કોણે કહ્યું!'

'તે સાવિત્રી એવી બધી રૂપાળી હતી

રૂપાળી જ હતી એવું તો એને મોઢેમોઢ કહી શકાય એમ હતું નહિ.

'જવાબ દો ને. કાંઈ મોંમાં મગ ભર્યા છે,' પત્ની તાડૂકી.

'મેં કીધું તો ખરું...'

'તમે કીધું તમારું કપાળ. તમને તો આવો હરામચસકો ક્યાંથી લાગ્યો ! ઘરમાં તો હું બેઠી છું...'

'તું બેઠી છે કાળી પાટ.' કહી નાખવાનું મન તો થયું, પણ એવા વેણ કહીને પછી ક્યાં જવું ? તે ચૂપ રહ્યો.

'કોં'કનું ઘર ફાડવા જતાં તમારા ઘરતું જ ધનોતપનોત નીકળી જશે એનો કાંઈ વિચાર કર્યો ?'

'પણ આવી નરાતાર જૂઠી વાત તને કહી કોણે ?'

'કોણે વળી સાવિત્રીએ સ્તો.'

'સાવિત્રી તો મરી ગઈ.'

'એ જ મોકાણ છે ને. જીવતેજીવ કહેવા આવી હોત તો તો ટાંટિયો જ ભાંગી નાખત. પણ આ તો મરીને સરમાં આવી.'

'તને ય ક્યારે સ્વપ્નું આવ્યું...'

'સ્વપ્નું વળી કેવું ? મોઢામોઢ આવીને બધી વાત કરી. બિચાડી હિબકે હિબકે રોતી'તી. પણ એમાં તમારા હાથમાં શું લાડવો આવ્યો ?—'

'શું લાડવો આવ્યો ?' ચિમનના મગજમાં પણ એ પ્રશ્ન ઊઠ્યો.

'મને શું ખબર કે તમારા પેટમાં જ કૂડ ભર્યું હશે ! બચાડીને વગોવવામાં કાંઈ બાકી રાખી છે ? સાવિત્રી તો આવી છે ને તેવી છે. એણે તો એક ભવમાં અનેક ભવ કર્યાં છે. અમને શું ખબર ? અમે તો ભોળું માણસ. અમારો તો બૈરાંનો સ્વભાવ. તમારા પેટના ઉડાવાની અમને શું ખબર પડે...'

'તે એ વાત કાંઈ ખોટી હતી ?'

'સાવ ખોટી, સાવિત્રીએ મોઢામોઢ કીધું. માણસ કહે તો ન માનીએ, પણ આ તો અવગતિયાનો જીવ. એ કાંઈ ખોટું ન બોલે—પણ એમાં તમારા હાથમાં શું આવ્યું ? હાલો એના ભાયડાને ભંભેરી મૂક્યો ને બિચાડી કમોતે મરી. બિચ્ચારી !'

'તું નહિ માને...'

'એવી વાતની સાચખોટના તે કાંઈ પારખાં લેવાતાં હશે. અડધીપડધી તો મને ય ખબર હતી. બિચાડીને સતાવવામાં કાંઈ બાકી રાખી છે ! પાણી ભરવા જાય તો વાંસે, દેવદર્શને જાય તો વાંસે, વાંસે ને વાંસે. ઘર મૂકીને બિચાડીથી ક્યાંય જવાય જ નહિ ને, ને પછી ઓછામાં પૂરું ઘરમાં ઘૂસવાં માંડ્યા. શંકરિયો નોકરીએ જાય એટલી વાર. તમારી આ બધી વાતો થતી એ હું કાંઈ નહોતી જાણતી ! પણ અમારો તો બૈરાંનો જીવ. બને ત્યાં સુધી તો વાતને ખાઈ જઈએ...'

'હવે એ વાત અત્યારે પડી મૂકીશ ?'

'પડી જ મૂકું ને ! તમને તો કાંઈ જ નથી પણ મારો જીવ જવા બેઠો છે. સરમાં આવી છે તે.'

*'ત્યારે તો શંકરિયો ય મને સરમાં આવ્યો હશે ને !'* ચિમનનું મન ચકડોળે ચડ્યું.

'કોને ખબર ?'

પણ એ વાતનો કાંઈ એ વખતે નિકાલ થઈ શક્યો નહિ અને જેમતેમ કરતાં સવાર પડી ગયું.

## (૨)

એક જ ઘરમાં આ રીતે ભૂતસૃષ્ટિના બે જીવોએ ઉલ્કાપાત મચાવી મૂક્યો હતો. એક પોતા ઉપર વીતેલાં વીતકોની વાત બીજાને વર્ણવી જાણે કે દયા યાચી રહ્યું હતું, બીજું વેરની ધૂનમાં ને ધૂનમાં બીજાનું ગળું ટૂંપવા મથી રહ્યું હતું. અને એ ઉલ્કાપાતનું દેખીતું કારણ એ હતું કે એક કુટુંબે બીજા કુટુંબનું સત્યાનાશ કાઢ્યું હતું.

ચિમનને પોતાનું ગળું સલામત રાખવાની ચિંતા પેઠી હતી અને તેની પત્નીને ઘરનું ધનોતપનોત નીકળી જશે એ ભય લાગી ગયો હતો. ભાઈ અને ભાભીને આ શું થઈ રહ્યું છે એની ગતાગમ ચિમનની નાની બહેન વિમળાને ન હતી. દુનિયાદારીની આવી બધી વાત સમજી શકે એવી એની ઉંમર ન હતી. પણ એના મગજ ઉપર ભાઈભાભીના અસામાન્ય વર્તનની અસર થયેલી અને વચમાં એને એકાદ બે વખત તાણ જેવું થઈ આવેલું. પણ એ તો માનસિક નબળાઈનું કારણ હશે એમ માની લીધેલું. ભૂતના ઉલ્કાપાત સાથે એને નહોતું વણી લેવામાં આવ્યું. નહિતર......

ચિમનની પત્નીએ ઘર ઉપર જે અલાબલા ઊતરી આવી હતી એના નિવારણઅર્થે અનેક ઉપચાર શરૂ કરી દીધા હતા. બ્રાહ્મણો ચંડીપાઠ કરતા હતા. ભૂવા ડાકલા વગાડતા હતા. ચકલે ચકલે ઉતાર મૂકયા હતા. જતિ પાસે દોરા કરાવ્યા હતા અને માદળિયાં મંત્રાવ્યાં હતાં. પણ ભૂતને એની કાંઈ જ અસર ન હતી. એના ઉલ્કાપાત જરા પણ ઓછા થયા ન હતા. બલ્કે......

એક રાતે વિમળાને પાછી ખેંચતાણ શરૂ થઈ. આંખના ડોળા ફાટી ગયા, મોંમાંથી ફીણ નીકળવા લાગ્યા, હાથપગ ખેંચાવા લાગ્યા અને આખું શરીર કંપવા લાગ્યું. ચિમન અને તેની પત્ની દોડી આવ્યાં. ઉપચાર શરૂ થયા. છૂંદીને ડુંગળી સૂંઘાડી. માથા ઉપર ઠંડા પાણીના પોતા મૂકયા. થોડી વારે વિમળાને જાણે કે શાંતિ થઈ. તેણે આંખો સ્થિર કરી. સ્થિર દૃષ્ટિએ ભાઈભાભી સામું જોઈ રહી.

'શું થાય છે વિમળા?' ચિમને પૂછ્યું.

'નાની બહેન કેમ છે?' ભાભીએ પૂછ્યું.

વિમળા એ જ દૃષ્ટિથી બન્ને સામું જોઈ રહી હતી. એના વદન ઉપર ન કળી શકાય એવો ફેરફાર થઈ રહ્યો હતો.

'પાણી આપું?' ચિમનની પત્નીએ પૂછ્યું.

'કોને પૂછે છે?' વિમળા એકાએક ત્રાડૂકી ઊઠી. એ જાણે કે વિમળાનો અવાજ જ નહિ.

ભાભી હેબતાઈ ગઈ. 'ઓય માડી. આ તો વળગણ છે.'

ભાઈને શરીરે કંપારી છૂટી. પણ હિંમત રાખી તેણે પૂછ્યું, 'કોણ છે?'

'હું...હું...હું...' વિમળાનું આખું શરીર ધ્રૂજકારા લઈ રહ્યું હતું.

'તમારાથી એ બોલશે? ભૂવાને બોલાવો.' પત્નીએ કહ્યું.

'અરે ભૂવો શું કરશે? હમણાં જોઈ લઈશ. ધુમાડી કર.'

'ધુમાડી...હું...હું...હું...'

'કોણ છે?'

'જીવ લઈશ......'

'લાવ મરચાંની ધુમાડી...'

'કર ધુમાડી...પણ જાવાની નથી. જીવ લ[illegible] જ છૂટકો કરીશ.'

'પણ તું છે કોણ?'

'કોણ છું? હું...હું...હું...'

'બોલી નાખ.'

'હું...હું...હું...'

'નહિ માને એમ?' ચિમને દેવતા ઉપર મરચાં ભૂકો ભભરાવ્યો. ગળામાં દાહ પેઠો. ઉધરસ આવી.

'કોણ છો?' ચિમને પૂછ્યું.

'કોણ છો?' ઉધરસ વચ્ચેથી સામો જવાબ મળ્યો

ધુમાડો વધુ ઉગ્ર બન્યો. ઉધરસનો પાર ન રહ્[illegible] પણ 'કોણ છો?'નો જવાબ ન મળ્યો.

'એની લટ બાંધી દો. જવાબ દીધા વિ[illegible] ભાગી ન જાય.'

'કેમ ભાગી જઈશ? જીવ લેવા આવી છું.'

'પણ છે કોણ?'

'કહી દઉં. ના...ના...'

'બોલ—'

'કહી દઉં.' જરા શાંતિથી જવાબ આવ્યો.

'બોલી નાખ.'

'હું...હું...હું...સા વિ ત્રી' આખો ઓર[illegible] ધ્રુણી ઊઠયો.

'ઓય મા!' ચિમનની પત્ની પડતાં પ[illegible] રહી ગઈ.

ચિમન ડઘાઈ તો ગયો, પણ હિંમત રાખી તેણે પૂછ્યું, 'કેમ આવી છે?'

'જીવ લેવા. જીવ લેવા. જીવ લેવા.'

'આ છોકરીનો?'

'છોકરીનો, તારો, તારી બાયડીનો.'

'ઓય મા!' ચિમનની બાયડીથી ચીસ નખાઈ ગઈ.

'તું બીતી હોય તો ચાલી જા. હું હમણાં [illegible] ઠેકાણે કરી દઈશ.'

'ઠેકાણે હું–હું–હું' ભૂત અટ્ટહાસ્ય કરી ઊઠયું.

પણ ચિમનની પત્ની ત્યાંથી ખસી નહિ. તે[illegible] બીક લાગી ગઈ હતી, પણ સાંભળવાની ઇચ્છા [illegible] તે કઠણ હૈયું કરી એક તરફ ઊભી રહી.

'બોલ તારે શું કહેવું છે?'

'જીવ લેવો છે, જીવ લેવો છે, જીવ...'

'તારું કાંઈ બગાડ્યું છે ખરું?'

'આ કાળજામાં છરી ભોસી દીધી છે—તેં... તેં...તેં...'

ચિમનની પત્ની ચમકી પડી. 'તમે!' તેનાથી બોલાઈ ગયું.

'તેં...તેં...તેં...આ કાળજામાં છરી ભોસી દીધી છે.'

'ચૂપ...' ચિમન બોલવા જતો હતો.

'એને બોલવા દો.' એની પત્ની વચ્ચે પડી.

'ને એનો દોષ ઓઢાડી દીધો મારા ભાયડા માથે.'

'સાંભળ્યું!' ચિમનની પત્ની તાડૂકી ઊઠી.

'તું છાની મરીશ?'

'જીવ લઈશ, જીવ.'

'કેમ જીવ લે છે જોઉં તો ખરો?' ચિમને આંખો ચડાવી. ખૂનનો આરોપ માથે આવતાં એની નાડીઓમાં ખુન્નસ ઊભરાઈ રહ્યું હતું.

'જીવ લઈશ. એકયેને નહિ છોડું.'

'જા જ કે નહિ!' ચિમને એનો હાથ પકડ્યો.

'છોડ, મારો હાથ છોડી દે.'

'જા જ કે નહિ!'

'મારો હાથ પકડ જ મૂવા? મને શું એકલી ધારી છે? હમણાં મારો ધણી આવશે. છોડી દે.'

'હવે હાથ છોડીશ?...'

'એમ હું તારે તાબે થઈશ? આખી અવસ્થા પરપુરુષ સામે જોયું નથી. મૂવા ફાટી પડ્યા! છોડ મારો હાથ...'

પણ ચિમન તો તેનો હાથ મરડ્યે જ જતો હતો.

'અરે તમે તે કરો છો શું? વિમુબહેનનો હાથ ભાંગી જશે.' તેની પત્ની બોલી ઊઠી.

'તું છાની મર. વિમળીને કાંઈ થવાનું નથી. એ તો ભૂતને જ આપદા થાય.' ચિમને હાથ વધુ મરડ્યો.

'નહિ છોડે એમ? એકલી ધારીને ઘરમાં પેસી ગયો છે, પણ તું મે લે તો જા.' તે સાથે બીજા હાથનો એક તમાચો ચિમનના ગાલ ઉપર આવી પડ્યો. વિમળીમાં તો એટલી તાકાત ન હતી. એવા જોસથી એ તમાચો લાગ્યો હતો કે ચિમન ચાર ગડથોલાં ખાઈ ગયો. હાથની પકડ છૂટી ગઈ.

'આવ્યો હરામી! તારે મન તો બોડી બામણીનું ખેતર હશે, કાં?' ઘરમાં અટ્ટહાસ્ય ફરી વળ્યું.

ચિમન ગાલ ચંચવાળતો ઊભો રહી ગયો.

'બહુ વાગી ગયું? મેં નો'તું કહ્યું ભૂતની અણનાઈ નો કરો.' એની પત્ની એની બાજુમાં આવી.

'જીવ લઈશ જીવ.' ઉન્મત્ત હવનો ધૂધકારો ફરી વળ્યો.

ચિમનને જ્યારે સાન આવી ત્યારે વિમળી ઊંડા ઊતરી ગયેલા અવાજે ભાભી પાસે પાણી માગી રહી હતી.

(૩)

'શું થવા બેઠું છે?' પત્ની કપાળ કૂટી રહી હતી.

'શું થવા બેઠું છે?' પતિ મનમાં ને મનમાં પૂછી રહ્યો હતો.

'મારું તો મોત આવ્યું લાગે છે.' વિમળીનાં દરસણ કહી આપતાં હતાં.

'તમે તે આ શું કરી મૂક્યું? એકને છરી ભોસી દીધી અને બીજાને વગર વાંકે ફાંસીએ લટકાવ્યો...!'

'હવે તું છાની મરીશ?'

'છાની તે કેમ મરું? આ ભૂતડાં જીવ લેવા બેઠાં છે ને. વિમુબહેને તો તૈયારી કરી છે.'

'શેની?'

'ગામતરાની સ્તો. ખાતાં નથી, પીતાં નથી. દહાડે દહાડે ગળતાં જાય છે. જે કરો તે ઊલટું પડે છે. ખાધું કે ઊલટી, પીધું કે ઊલટી. ઊલટી ને હુબરકા.'

'દવા તો કરીએ છીએ.'

'આ તે કાંઈ દરદ છે તે દવાથી મટે? ભૂતડાં ચડી બેઠાં છે ભૂતડાં. ધનોતપનોત નીકળી જશે. તમે તો ઘરનું સત્યાનાશ કાઢ્યું.' પત્ની કકળાટ કરતી હતી.

અને સત્યાનાશ નીકળી જવાને કાંઈ ઝાઝી વાર ન હતી. દવાનો કાંઈ પાર ન હતો. બીજા ઉપચારમાં પણ મણા ન હતી. ભૂવાએ ભૂતડાં કાઢવાનો પ્રયાસ કરવામાં કાંઈ બાકી રાખી નહિ. મોટા મોટા દેવદેવીના મઢમાં લઈ ગયા. દાણા જોવડાવ્યા. આખાઆખડી અને દોરા–માદળિયાંનો પાર રહ્યો નહિ. તો ય વિમળીને બચાવી શકાઈ નહિ. ભાઈભાભી જોતાં રહ્યાં અને

વિમળા એક દિવસ અનંતને ગામતરે ચાલી નીકળી.

તે દિવસે ભૂતડાંએ ચિમનના ઘરમાં જે તાંડવ મચાવેલું તે કલ્પનાતીત હતું. સારું હતું કે વિમળાના મૃત્યુ વખતના દિદાર ચિમનની પત્નીની નજરે નહિ પડેલા. ચિમને સમયસર એના મોઢા ઉપર શાલ ઢાંકી દીધેલી, નહિતર મૃત્યુનું એ બિહામણું દૃશ્ય જોઈને જ ચિમનની પત્ની ફાટી પડી હોત.

પરંતુ એ ફાટી ન પડી પણ ફાટી પડે એવો અનુભવ તો તે રાતે એને થઈ ગયો. અને એક રાતે ચિમને જેવી કાળી ચીસ પાડી હતી એવી ચીસ તે પાડી ઊઠી.

'શું થયું?' ચિમન બેબાકળો જાગી ઊઠ્યો.

પત્નીનો શ્વાસ માતો ન હતો તેના હોશકોશ ઊડી ગયા હતા. 'મને...મને...' ડૂસકાં ભરી રહી.

'પંખો નાખું, પાણી આપું?' ચિમન તેનો વાંસો પંપાળવા લાગ્યો.

'અરેરે મારું શું થશે?'

'કાંઈ નહિ થાય. સવારે જ ચંડીપાઠ કરાવશું...'

'બળ્યો તમારો ચંડીપાઠ. મારું તો નખ્ખોદ નીકળી જવા બેઠું છે, આ ભૂત સાથેનો ઘરવાસ...'

'ભૂત કાંઈ કાયમ બેસી રહેવાના છે? રામા ભૂવાને બોલાવ્યો છે ને. શીશામાં ઉતારશે. બહુ ભારે વિદ્યા જાણે છે. કેટલાંય કારણ કાઢ્યાં છે.'

'તમને તે મારે શી રીતે સમજાવવા? હું કહું છું...'

'શું કહે છે?'

'શું કામે સાવિત્રીને ચાળો કરવા ગયા'તા?'

'હવે થઈ ગયું તે થઈ ગયું...'

'ને આ શંકરિયો મારી પાછળ પડ્યો છે તેનું શું?'

'શંકરિયો પાછળ પડ્યો છે?'

'કહે છે નહિ છોડું, નહિ છોડું. મારી બાયડીને અભડાવી છે...'

'ખોટી વાત, સાવિત્રી સાથે મેં સંબંધ બાંધ્યો હોય તો. બાકી છેડ કરી'ની.'

'તે મૂવા ભૂતડાને કાંઈ સમજાવાય છે? એ તો એવે જ પડ્યો છે. આજ તો...તમને તે શી રીતે સમજાવું?' આટલા વખતે એને જાણે કે, ખ્યાલ આવ્યો હોય એમ એણે અસ્તવ્યસ્ત થઈ ગયેલાં કપડાં સરખાં કર્યાં.

ચિમન સમજવાનું હતું તે સમજી ગયો. સાથેનો ઘરવાસ? તેને અંગે કમકમાં આવી ગયાં. નિરાધાર નજરે પત્ની સામું જોઈ રહ્યો. એટલું બોલી શક્યો. 'સાવિત્રીની આબરૂ તો મેં નહોતી લીધી.

'ને આ તો સગડ જ મૂકતો નથી. મારું થાશે રે?' પત્ની ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી.

'આપણે એનો ઉપાય કરશું.'

'બિવાડ કાઢ્યું તમે તો.'

અને ખરેખર એણે બિવાડ જ કાઢ્યું હતું. સાવિત્રીને રૂપાળી ભાળી એનું મગજ ચસકી ગયું અને હરાયા ઢોરની જેમ એની પાછળ પડ્યો. પરંતુ કશો જ ઇલાજ ફાવ્યો નહિ ત્યારે સાવિત્રી માટે એણે તરેહ તરેહની વાતો વહેતી મૂકી, એવી માન્યતાએ કે લોકાપવાદથી ડરી જઈને સાવિત્રી એને તાબે થઈ જશે પરંતુ એની ગણતરી ખોટી પડી. અને એ ઉશ્કેરાયો. કાં તો આ પાર કે કાં તો ઓલે પાર કરી ના[illegible] તે એક દિવસ શંકરિયાના ઘરમાં ઘૂસ્યો. બળાત્કાર કરવા પ્રયાસ કર્યો અને જે રકઝક થઈ તેમાં એણે સાવિત્રીના પેટમાં છરી ઘોંચી દીધી.

શંકરિયો ઘેર પહોંચ્યો ત્યારે સાવિત્રી લોહીની પથારીમાં પડી હતી. એના પેટમાં ખોસેલી છરી હાથમાં પકડી તે આ ઘટના ઉપર વિચાર કરતો હતો તે વખતે ચિમનની બાતમી ઉપરથી પોલીસ આવી પહોંચી. બીજા પુરાવાની જરૂર ન હતી. તહોમત સાબિત થયું અને શંકરિયાને ફાંસીએ દીધો.

શંકરિયાને ખબર જ હતી કે આ બધાં કર[illegible] ચિમનનાં જ છે. ફક્ત એક વાતની જ એની ગણતરી ખોટી હતી. ચિમનની અનેકવિધ સતામણી છતાં સા[illegible] પવિત્ર રહી શકી છે, એ એક વાત એ નહોતો જાણતો. એણે તો સાવિત્રીના પતનની વાત સાચી માની લીધેલી. ચિમન જ એમાં કારણભૂત હતો. એટલે બીજી ધૂન સાથે સાવિત્રીના પતનનું વેર વાળવાની પણ ધૂન એનો પ્રેતાત્મા સેવી રહ્યો હતો અને ધૂનનો ભોગ થઈ પડેલી ચિમનની પત્ની 'મારું થશે રે!' એમ કકળાટ કરતી માથાં અફાળી રહી હતી.

એનો તો કાંઈ જ ઉપાય ન હતો. પરાયો ઘર ફાડતો હોય તો એની સામે વઢવાડ થઈ શકે. ખૂન પણ થઈ શકે. પણ આ તો ભૂત સાથે [illegible]

પડ્યા હતા. એનો તો કાંઈ જ ઉપાય ન હતો. એક દિવસ તો એણે નજરોનજર જોયું. એની પત્નીનાં કપડાં કોઈ ખેંચી રહ્યું હતું. એને થયું કે આનો એક જ ઇલાજ હોઈ શકે. એની પત્નીના જીવનનો અંત આવે તો જ આ અત્યાચાર બંધ થાય.

અને ખૂનનો વિચાર આવતાં તેને આખે શરીરે કંપારી છૂટી. એને થયું કોણ એના મગજમાં આવા વિચારો ભરી રહ્યું છે? એ રીતે તો ભૂત બદલો લેવા માગતું નથીને? પણ એની નજર સામે—

એ ભૂતની પ્રેરણા હો કે ન હો બીજો રસ્તો ન હતો.

એને હતું કે કશું જ વિઘ્ન નહિ નડે. એની પત્ની ઘસઘસાટ ઊંઘતી હતી.

એ ઊભો થયો. ચકચકતી છરી હાથમાં લીધી. પત્નીની પથારી પાસે પહોંચ્યો.

પણ–પણ–એના પગ એકાએક થંભી ગયા. તે આંખો ચોળવા લાગ્યો. તેની આંખો તો તેને છેતરતી ન હતી ને?

એની પત્નીની પથારીમાં બીજું કોણ સૂતું હતું? કયો પરાયો આદમી એની પત્નીને બાથમાં લઈ મેંગો સૂતો હતો? એની નજર સામે–એની જ નજર સામે...

એણે દીવો સતેજ કર્યો. ઓઢેલી ચાદર ખેંચી લીધી. બેશરમની જેમ એની પત્ની પરપુરુષને બાથમાં ઘાલી નિરાંતે ઊંઘતી હતી. વસ્ત્રોનું ઠેકાણું ન હતું. એની નજર સામે–એની નજર સામે–

'શંકરિયો,' ચિમનથી બોલાઈ ગયું. તે સાથે એની પત્નીના શબ્દો એના ભેજામાં સવાર થઈ બેઠા. 'ભૂત સાથેનો ઘરવાસ.'

'એમાંથી ભૂતની ઓલાદ જન્મશે.' કોઈ જાણે એના કાનમાં કહી રહ્યું હતું.

'ઊંધા પગ અને બિહામણાં ડાચાં' બીજો અવાજ અથડાયો.

'કારમી ભૂતાવળ.'

'એનો નાશ જ નથી.'

એક પછી એક અવાજો આવ્યે જતા હતા.

તે સાથે કારમું અટ્ટહાસ્ય વાતાવરણ ભરી રહ્યું.

ચિમન ગભરાઈ ગયો.. તેણે આંખો બંધ કરી દીધી. એની નજર સામે–એની જ નજર સામે–

ફરીથી એની આંખો ઊઘડી, ત્યારે શંકરિયો એની સામે ઊભો હતો. મોઢામોઢ સાવ જ નવસ્ત્રો.'

'વારા પછી વારો.' એ જાણે બોલી રહ્યો હતો.

'પણ–પણ–' ચિમનનું અંતર બોલવા જતું હતું.

'મને ખબર પડી, સાવિત્રી તો નિર્લેપ હતી.'

'અને તેં–'

'પણ વાસના જન્મી હતી, એનું શું થાય?'

'આ નારીમાં? આ કાળીમશ, ભૂંડીભૂખ...'

'વાસનાને વળી સારાનરસાના ભેદ શા! રૂપ-કુરૂપની સંજ્ઞા શી?' શંકરિયો લવતો હતો.

'અને તેં મારું સત્યાનાશ કાઢ્યું.' ચિમનનો આત્મા કકળી રહ્યો હતો.

'એ તો ભૂતસૃષ્ટિનો આવિર્ભાવ. એકમાંથી અનેક.'

'ધનોતપનોત...'

'હજી વાર છે.' ભૂત જાણે લવતો હતો.

'હરામી!' ચિમનના હાથમાંથી છરી ઊછળી. હવામાં ઊડી.

વાતાવરણમાં અટ્ટહાસ્ય ફરી વળ્યું. 'ભૂતજગતનો નાશ જ નથી.'

એણે જોયું. એની છરી દૂર જઈ પડી હતી. સામે કોઈ જ ન હતું. એની પત્ની ઘસઘસાટ ઊંઘી રહી હતી.

આનો કાંઈ ઉપાય? કાંઈ ઉપાય? ચિમનનું અંતર તરફડા મારી રહ્યું. આ ભૂતાવળનો કોઈ રીતે વિલય? એની પત્ની, ભૂત સાથેનો ઘરવાસ, ભૂતોની ઓલાદ—ઓ રે આનો કાંઈ ઉપાય?

પણ કો'ક એને એનો ઉપાય બતાવી રહ્યું હતું. ભરનિદ્રામાં પડેલી એની પત્ની તરફ આંગળી ચીંધી ચીંધી કોઈક કહી રહ્યું હતું, 'બધી જ આપદાનું મૂળ આ તારી પત્ની.'

ચિમનનું મગજ ભમી રહ્યું હતું. વિચાર કરવાની એને સેં ન હતી. સારાસાર પારખવાની એને તેવડ ન હતી. એણે દૂર પડેલી છરી ઉપાડી લીધી. તે જોસ કરીને એની પત્નીની પથારી પાસે પહોંચી ગયો.

ઘા કરે એટલી જ વાર હતી ત્યાં તો—

'છરી લીધી ને?' પત્નીનું અટ્ટહાસ્ય ઓરડામાં ફરી વળ્યું.

ચિમન ડઘાઈ ગયો. બે ડગલાં પાછળ ફરી ગયો. તેના હાથમાંથી છરી પડી ગઈ

'ઊભો કેમ રહી ગયો?' ચિમનની પત્નીનો અવાજ બદલાઈ ગયો હતો. ચિમન પાછો હડવા લાગ્યો.

'પણ આ વખતે તો મારો વારો છે.' ફરીથી અટ્ટહાસ્ય ઓરડામાં ફરી વળ્યું.

તે સાથે ચિમનની પત્ની ઊભી થઈ ગઈ. સાવ જ નવસ્ત્રી.

ચિમન ભાગવા લાગ્યો,

'હવે નાસીને ક્યાં જશે?'

પત્નીએ પતિને બાથમાં બીડ્યો. ધમાચકડી મચી. ઝાંખો એવો દીવો હતો. તે પણ ઝોડઝપટથી હોલવાઈ ગયો.

× × ×

સવારે પડોશીઓએ પોલીસની મદદથી ચિમનના ઘરનું બારણું તોડી નાખ્યું ત્યારે એક કારમું દશ્ય બધાની નજરે પડ્યું.

પતિપત્ની મૃત્યુની નાગચૂડમાં એકબીજાને ભીંસતાં પડ્યાં હતાં. બન્નેનાં શરીર ચૂંથી નાખેલાં વિકૃત બિહામણાં બની ગયાં હતાં.

## બ્રહ્મિષ્ઠ યાજ્ઞવલ્ક્ય

[પાન ૧૦ નું સાંધણ

ઉદ્દેશથી વાદવિવાદમાં ઊતરવું ઉચિત નથી. હે ગાર્ગી! એવી વૃત્તિથી કરવામાં આવતા પ્રશ્ન પ્રશ્ન કરનારને બ્રહ્મ વિમુખ કરે છે, તો એવા પ્રશ્ન કરવાનું છોડી દે. અને બ્રહ્મમાં ચિત્તસ્થિતિ રાખ.'

આ ઉત્તર સાંભળી ગાર્ગી શાંત થઈ અને પછી બ્રહ્મ સંબંધે વિનયથી પ્રશ્ન કર્યા. જેના સંતોષકારક ઉત્તર મળતાં તે બેસી ગઈ.

ગાર્ગી પછી કૌષીતકેય કહોલ, યાહાયણ ઉષસ્ત, શાહ્યાયનિ ભુન્યુ અને ઉદ્દાલક આરુણીએ એક એકથી ચડિયાતા પ્રશ્નો કર્યા પણ તે સર્વના ઉત્તર યાજ્ઞવલ્કયે શાંતિથી સરળતાપૂર્વક આપ્યા. આ જોઈ સર્વ બ્રાહ્મણ-ગણ રાજી થયો. અને નિશ્ચય પર આવ્યો કે યાજ્ઞવલ્કય બ્રહ્મિષ્ઠ છે.

બ્રાહ્મણોનો આ નિશ્ચય સાંભળી રાજા જનક યાજ્ઞવલ્કયને ચરણે નમ્યા અને તેમને આત્મજ્ઞાન આપવા વિનંતિ કરી. રાજા જનક યાજ્ઞવલ્કયના શિષ્ય થયા.

આ આખો પ્રસંગ પતી ગયો પણ એક બ્રાહ્મણને એક શંકા થઈ. તે યાજ્ઞવલ્કયની સમીપ ગયો અને પૂછ્યું: 'મને એક શંકા થઈ છે પૂછી શકું?'

'જરૂર.' યાજ્ઞવલ્કયે કહ્યું.

'હે યાજ્ઞવલ્કય!' બ્રાહ્મણે કહ્યું: 'બ્રહ્મિષ્ઠ બની તમે સહસ્ર ગાયોનો પરિગ્રહ કેમ કર્યો? તમને ગાયોની કામના કેમ થઈ?'

યાજ્ઞવલ્કયે કહ્યું: 'હે બ્રાહ્મણ! ગાયને માટે ગાયને ઇષ્ટ ગણીને એ સ્વીકાર નથી કર્યો. એ ગાયો આધારભૂમિ છે. યોગક્ષેત્રનું સાધન છે. ભિક્ષાન્ન માટે અમે ય જો નિત્ય ફરવું પડે છે તો ધ્યાન-નિદિધ્યાસન માટે પૂરતો સમય મળતો નથી તેથી એ ઉપયોગીતાએ ગાયોનો સ્વીકાર કર્યો છે. ગાયમાં પોતામાં મને ફળની સ્પૃહા નથી. હે બ્રાહ્મણ! એ આધાર છે. ભૂમિકા છે. એમાં આસક્તિ ન જોઈએ પણ તેનો ઉપયોગ કરવામાં કોઈ બાધ નથી.' આટલું કહી યાજ્ઞવલ્કય બોલતા રહી ગયા.

યાજ્ઞવલ્કયની પ્રશંસા કરી સર્વ બ્રાહ્મણો પોતપોતાને આશ્રમે ગયા. અને ફરી જ્યારે જનક રાજાને ત્યાં યજ્ઞમાં ગયા ત્યારે યાજ્ઞવલ્કયે યજુર્વેદની વિદ્યા તથા શતપથ બ્રાહ્મણ શિષ્યોને ભણાવવાં શરૂ કરી દીધાં હતાં.

# પ્રથમ પરિચય

**રોષભર્યો હું કંઈ કહેવા બહાર આવ્યો. જોયું તો ઊંચી પડછંદ કાયા, તેજસ્વી ભાલ, મોટી ચકચકતી આંખો, ભગવાં વસ્ત્ર, હાથમાં કમંડલ. કોઈ સંન્યાસી આંગણે ઊભા હતા.**

લેખક
નાથાલાલ દવે

કોઈ દિવસ નહિ ને તે દિવસે જ કોણ જાણે શું થયું તે હું બહુ ચીડાઈને ઘેર આવ્યો હતો. સાચુ કહું તો કૉલેજના વિદ્યાર્થીઓએ મને કાયર કર્યો હતો. કૉંગ્રેસની લડત ચાલે ત્યાં સુધી કૉલેજમાં ન આવવું એમ નક્કી કરીને પાછા વિદ્યાર્થીઓ એક પછી એક ભણવા આવ્યા હતા. પણ તેઓ વાંચતા નહિ, વ્યાખ્યાન સાંભળતા નહિ, ધ્યાન આપતા નહિ; હારેલા લડવૈયા જેવા ઉદાસ થઈને બેસતા અને મન થાય ત્યારે અધ્યાપકોને પજવતા. અને અમારી તેમાં પૂરી દુર્દશા થઈ હતી. અમે ગુલામીનું ભણતર આપનારા રહ્યા એમ ગણી વિદ્યાર્થીઓ અમારી સામે કડવાશથી જોતા. અને તેમના જીવનમાં કશું ઉપયોગી થાય એવું શિક્ષણ આપવાની અમારી શક્તિ ન હતી. આમ અંતે ભણાવવા કરતાં વિદ્યાર્થીઓને મૂંગા રાખવા એ જ અમારું કામ થઈ પડતું. અને વિદ્યાર્થીઓ તોફાનની નવી નવી યુક્તિઓ શોધી લાવતા. અધ્યાપકો કંટાળીને કહેતા, 'ડાર્વિનના કહેવા પ્રમાણે આપણા પૂર્વજો વાનર હોય કે ન હોય, પણ આપણી ભવિષ્યની પ્રજા તો જરૂર ગોરિલાઓને પણ શરમાવશે,' જો કે આવી વાત બહાર મૂકી શકાતી નહિ; વિદ્યાર્થીઓનો અમને ડર લાગતો. માંડ પાટે ચડેલી ગાડી પાછી ઊતરી બેસે એની સહુને બીક હતી. એટલે અમે ક્રોધને મનમાં જ શમાવી રાખતા.

તે દિવસે શનિવાર હતો. અર્થશાસ્ત્રનો સમય લેવા જતાં વિદ્યાર્થીઓ વચ્ચે સવાલો પૂછવા લાગ્યા. એમાં વિદ્યાર્થીઓનો વાંક ન હતો. 'જૂના કાળની સડેલી ચોપડીઓ પરીક્ષા માટે ચલાવવામાં આવે છે અને પછી વિદ્યાર્થીઓને તેમાં રસ પડતો નથી. કદાચ એનું મૂળ કારણ એથી વધારે ઊંડું હોય. યુવકોના આટલા ચંચળ સમૂહને મૂંગો રાખવો એ વસ્તુ જ અકુદરતી છે. આપણી શાળાઓ અને કૉલેજોમાં અપાતા શિક્ષણ પરથી કોઈ એમ જ ધારી લે કે આ દેશમાં તો જીવનભર લોકો બાંકડે બેસી રહેતા હશે અને ભાષણો સાંભળ્યા કરતા હશે. જીવનની પૂર્વ તૈયારી એ જો શિક્ષણ ગણાતું હોય તો કૉલેજોમાં શિક્ષણ અપાય છે એમ કોઈ કહી ન શકે. હા. ત્યાં વાતો થાય છે–કાવ્યની સાહિત્યની, વિજ્ઞાન કે વિવેચનની એવી વાતો કે જે જીવનમાં પછી વિદ્યાર્થીઓને કામ લાગતી નથી, સિવાય કે તે મારી જેમ અધ્યાપક થાય અને એની એ વાત જિંદગીભર કર્યા કરવાનો નકામો ધંધો સ્વીકારે.

એટલે ખરું પૂછો તો વિદ્યાર્થીઓને મારાં વ્યાખ્યાનમાં રસ ન પડે તેમાં વાંક મારો હતો. મને પોતાને જ આવી વાતમાં ક્યાં રસ હતો! શિક્ષણના કાર્યમાંથી મારી શ્રદ્ધા ચાલી ગઈ છે. જ્યારે હું ભણાવું છું ત્યારે કાંઈ ઉપયોગી કાર્ય કરું છું એમ કહેવાની મારામાં હિંમત નથી. ન ઉત્સાહ, ન રસ, માત્ર ઉદાસીનતા જ મનમાં ભરી છે. સારો પગાર મળે છે એ એક સગવડ છે. વિદ્યાર્થીઓના જીવનમાં રસ લેતા હોય તેને, કહેવાય છે કે, કંટાળો ન આવે. હશે, પણ મારામાં તો એ બધાં માટે સ્ફૂર્તિ કે વૃત્તિ નથી. એટલે વિદ્યાર્થીઓની ગૂંચવણોના મેં ઉપરછલ્લા જવાબ આપ્યા દમદાટી કરી બેચાર જણને શાંત કર્યા, અને જેમ ઊંડા ઊતરવું પડે તેમ હતું તેવા પ્રશ્નો પરીક્ષાની દૃષ્ટિએ નકામા છે એમ કહીને મેં વાત ઉડાવી. છતાં ઠીક ઠીક બોલાચાલી થઈ. બે ચીકણા સ્વભાવના વિદ્યાર્થીઓએ છેવટ સુધી વાત છોડી જ નહિ. મારું મગજ ભમી ગયું. અને પેલી છોકરીઓ, કશું સમજ્યા વગર હસ્યા કરતી અમારી મૂર્ખ વિદ્યાર્થીનિઓ પર મને ખૂબ ચીડ ચડી. ભાદરવા મહિનાનો તાપ. ઘરે આવીને આરામ ખુરશીમાં પડ્યો હતો ત્યાં બહારથી અવાજ આવ્યો, 'નારાયણ હરે.'

મારી પુત્રી વાસંતી પણ શાળાએથી આવી ગઈ હતી. મેં તેને કહ્યું, 'કોણ આવ્યું છે બહાર?'

વાસંતી દોડીને જાળીમાંથી જોઈ આવી, 'કોઈ સાધુ આવ્યા છે.'

બહારથી ફરી અવાજ આવ્યો, 'નારાયણ હરે.'

ગુસ્સામાં ને ગુસ્સામાં હું બોલી ગયો, 'એને કહે ચાલતા થાય. આવા ને આવા નવરા કેટલાક

ચાલી નીકળ્યા છે? કહે કે રસોઈ તૈયાર નથી થઈ.'

'પણ ભાઈ!'

'બાવાઓથી ડરવાની ટેવ પડી છે તે આવડી મોટી થઈ પણ હજી બીકણ ન મટી.', મેં કહ્યું.

મારા શબ્દોથી મૂંઝાઈને વાસંતી મારી સામે જોઈ રહી. 'જા, જા, કહે એને, એમ શું ઊભી છે! કંઈ પ્રમાણિક ધંધો મળતો નથી તે ઘેર ઘેર રોટલા માગવા નીકળે છે! કહે કે ચાલ્યા જાય.'

'પણ ભાઈ જરા જુઓ તો ખરા' કહી ફરી વાસંતી મારી સામે અને બારણામાંથી સાધુ સામે જોતી ઊભી. હું કંઈક બોલવા જતો હતો ત્યાં બહારથી સાધુ બોલ્યા, 'પ્રમાણિક ધંધા કરનેવાલા ભાઈ! બાહિર આકર આપકા મૂંહ તો દિખાઓ.'

શાંત, સ્વસ્થ અવાજ. મને એથી વધારે રોષ ચડ્યો. હું ઊઠ્યો થઈ કંઈક કહેવા બહાર આવ્યો. જોયું તો ઊંચી પડછંદ કાયા, તેજસ્વી ભાલ, મોટી ચમકતી આંખો, ભગવાં વસ્ત્ર, હાથમાં કમંડળ. કોઈ સંન્યાસી આંગણામાં ઊભા હતા.

હસીને તે બોલ્યા: 'બસ, આપ કા દર્શન હો ગયા. આપ કોલેજમેં અધ્યાપક હૈં? મૈં તો સમઝતા થા કિ અધ્યાપકલોગ વિનયી ઔર વિવેકશીલ હોતે હૈં.'

મારી સામે જોઈ એ હસ્યા.—એવી રીતે જાણે કે હું અલ્પજ્ઞ જીવ હોઉં. મને કોણ જાણે શું દુર્બુદ્ધિ સૂઝી કે મેં સભ્યતા ભૂલી રુક્ષ સ્વરે કહ્યું, 'તમે ભિક્ષા લેવા નીકળ્યા છો કે વિનય–વિવેક પર વ્યાખ્યાન આપવા?'

શાંતિથી તેમણે જવાબ આપ્યો: 'આયા હૂં ભિક્ષા કે લિયે લેકિન વ્યાખ્યાનકી આપ કો જરૂરત હૈ. કૉલેજમેં આપ ક્યા સિખાતે હૈં?'

'અર્થશાસ્ત્ર.' મેં કહ્યું.

'આપ અર્થશાસ્ત્ર સિખાતે હૈં ઔર ઇતના ભી નહિ સમઝતે કિ વાણી કા દુર્વ્યય યે બડા ભારી અનર્થ હૈ?'

'માફ કરો મહારાજ!' મેં કહ્યું. 'આવી વાતોનો વિચાર કરવાની મને ફુરસદ નથી.'

'વિચાર કરનેકી ફુરસદ નહિ! યે તો સબસે ભારી અનર્થ હૈ.' તેમણે કહ્યું.

મારી વાતને જુદો જ પલટો આપતા આ સાધુથી હું કંટાળ્યો. વાસંતીને મેં કહ્યું, 'મહારાજને બે રોટલી લાવી આપ.'

ત્યારે સાધુ બોલ્યા, 'માફ કિજિયે. મેં આપકા ઘરસે ભિક્ષા નહિ લે સકતા.'

મેં પૂછ્યું, 'કારણ! ભિક્ષા લેવા તો તમે આવ્યા છો!'

તેમણે કહ્યું, 'અપ્રસન્નતાસે મિલા હુઆ અન્નસે ક્લેશ પૈદા હોતા હૈ.'

મનમાં થયું, 'અરે તમારી ભલી થાય! માગી ખાવું ને પાછો મિજાજ કેટલો! સમાજ પર નભતા આ પેરેસાઇટસ–એમને પણ કોઈ સાચું કહેનાર નથી!' તેમને પૂછ્યું, 'ત્યારે શું કરશો? ભૂખ્યા રહેશો?'

'નહિ. દૂસરે ઘરસે ખાના મિલ જાયગા.' તેમણે જવાબ આપ્યો.

'એ જ દુઃખ છે તો. આ દેશમાં નકામા નિરુપયોગી માણસો કદી ભૂખ્યા મરતા નથી.'

'સંસારમેં ઉપયોગી કાર્ય કિસકો કહા જાય ઇન વાત કો આપ જરા સોચિયે, જબ આપકો ફુરસદ મિલે; અચ્છા, આપકો તકલીફ દિયા. માફ કરના, નમો નારાયણ' કહી એ ચાલતા થયા.

'નમો નારાયણ' મેં કહ્યું. મનમાં ખેદ થયો કે સંન્યાસીનું અપમાન કર્યું એ ઠીક ન થયું. અને તેય આ સ્વસ્થ અને સ્વમાની સાધુને જેવાતેવા શબ્દો સંભળાવ્યા. જરા મગજ શાંત રાખ્યું હોત તો આવું ગ્લાનિકારક પરિણામ ન આવત. ઘડીક એમ પણ થયું પાછળ જઈને સાધુની માફી માગું; પણ તેમ કરવાની હિંમત ચાલી નહિ. સાધુની તેજસ્વી મુખમુદ્રા, ઊંચો ઉજ્જવલ દેહ અને તેમની સ્વાભાવિક ગૌરવવાળી ગતિ એ સર્વેની મન પર કાયમી છાપ પડી ગઈ. વાસંતીને મેં કહ્યું, 'જા બહેન! તારી ભાને કહે મારે માટે થાળી પીરસે.'

વાસંતી અંદર ગઈ. તેની દૃષ્ટિમાં પણ જાણે કે મેં અણસમજુની જેવું કંઈક વર્તન કર્યું હોય તેવો, ઠપકાનો ભાવ હતો. એની બા પાસે જઈને તે બોલી, 'મા! ભાઈએ કોઈ સાધુને ધમકાવીને કાઢી મૂક્યા.'

મેં કહ્યું, 'હું એમને શું કાઢી મૂકતો હતો? એ

આવીને મને ધમકાવી ગયા.'

સ્વામી ચિદ્‌ઘનાનંદ સાથેની મારી એ પ્રથમ મુલાકાત. તે દિવસ કોને ખબર હતી કે અનાદર કરીને જેને આમ દૂર કાઢ્યા તે ફરી આવીને જબ્બર પરિવર્તન કરી મૂકશે અને મારા સમસ્ત જીવનને ઉજાળતો કોઈ પુનિત પ્રકાશ હું તેમની પાસેથી જ પામીશ.

(૨)

કૉલેજમાં આ વખતે અમે બધા ભેગા થઈએ છીએ તે અમારો કૉમન-રૂમ. આખા ગામની નવાજૂની ત્યાં ચર્ચાય. મારવિજયથી મોંઘવારી અને પરમાત્માથી માંડીને પરીક્ષા સુધીના તમામ સારાનરસા વિષયોની અહીં છણાવટ ચાલે.

પ્રોફેસર વિનાયકે કહ્યું, 'કાલે જગ્યામાં કથા થાય છે ત્યાં ગયો હતો. એક ભારે વિદ્વાન સંન્યાસી આવ્યા છે.'

'તમને પણ વેદાંતમાં રસ લાગ્યો કે?' મેં પૂછ્યું.

'વેદાંત તો ઠીક. પણ એની યાદદાસ્ત ગજબ છે. સંસ્કૃત શ્લોક ઉપર શ્લોક બોલ્યે જાય છે. બધી જ વાત જિહ્વાગ્રે. તમે ખુશ થઈ જશો.'

વાતવાતમાં રેફરન્સ બુક્સ જોતાં અમે અધ્યાપકો—એમને માટે બધી વાત કોઈને મોઢે હોય એ ભારે ઇર્ષ્યાનો વિષય છે. એ જ કારણથી મેં વિરોધ નોંધાવ્યો, 'એ તો મી. વિનાયક, તમને એકે શ્લોક યાદ નથી એટલે એમ લાગ્યું હશે.'

'ના, ના. હું ખરેખર કહું છું. તમે આજે સાંજે આવજો તો ખરા, મને ખાતરી છે તમને રસ પડે તેવું છે.' વિનાયકે કહ્યું.

અને સાંજે હું કથામાં ગયો.

મેલાંઘેલાં કપડાં પહેરીને વૃદ્ધો બેઠા હતા. બીજી બાજુ સ્ત્રીઓનો સમૂહ મળ્યો હતો. ડોશીઓ ઘોળાતી હતી. તેની વચ્ચે ચિદ્‌ઘનાનંદ આવીને બેઠા અને પ્રવચન કર્યું. મને કાંઈ રસ ન પડ્યો. જાગ્રતિ, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરિયાવસ્થા વચ્ચેના ભેદ એ સમજાવતા. તેમણે આત્મજ્ઞાન વિશે કૈં કહ્યું અને સંસારની માયા કેમ મનને બાંધી લે છે તે વિષે કંઈક દૃષ્ટાંતો આપ્યાં. વાત કંઈ નવી ન હતી, પણ તેમની કહેવાની શાંત પ્રસન્ન શૈલી આકર્ષક હતી. લોકો રસથી સાંભળતા હતા. મને લાગ્યું કે આમાં કાંઈ નથી. એ પુસ્તકો વાંચીને હું પણ આવું બોલી શકું. અધ્યાપકોને એ દુઃખ છે. બોલવાનો તેમનો ધંધો રહ્યો. એટલે બીજાના બોલવામાં તેમને રસ પડતો નથી.

સભા પૂરી થયા પછી વિનાયક મને કહે, 'ચાલો જરા સ્વામીજી પાસે જઈશું?'

મેં કહ્યું, 'શું કામ છે?'

વિનાયક કહે, 'વાતો કરવાની મઝા પડશે. સભામાં સ્વામીજી બોલે છે તેના કરતાં વાતચીતમાં તેમની કહેવાની રીત જુદી હોય છે. અહીં તો તેમને સામાન્ય માણસોની કક્ષા પર રહેવું પડે છે!'

અમે સ્વામીજીની પાસે ગયા, 'ચાલો જોઈએ તો ખરા કે વળી અસામાન્ય કક્ષા કેવી હશે?'

પાટ પર ગાદી પાથરી હતી. સ્વામીજી કોઈ વૃદ્ધ ડોસા બેઠા હતા. સ્વામીજી એ ડોસાના છોકરાના હાથે દવા લગાડતા હતા. દવાની પેટી પાસે પડી હતી. અમને જોતાં સ્વામી હસ્યા, એમનું એ શાંત નિખાલસ હાસ્ય. મારા મનમાંથી સંકોચ ચાલ્યો ગયો. મેં કહ્યું, 'તે દિવસે જે કાંઈ બોલી ગયો તેની માફી માગવા આવ્યો છું.'

શુદ્ધ હિંદીમાં સ્વામી બોલ્યા, 'આવો, આવો આપ પેલા અર્થશાસ્ત્રના અધ્યાપક કે? સારું કર્યું તમે આવ્યા તે. માફીની વાત જવા દો. હું તો એ ભૂલી ગયો હતો.' અને પછી છોકરાના હાથે પાટો બાંધતા તે બોલ્યા, 'જુઓ છો ને, તમે માનતા હતા તેવો નિરુપયોગી માણસ હું નથી. હું પણ સમાજનું કંઈ કામ તો કરું છું.'

મેં કહ્યું, 'આપ વૈદું જાણો છો?'

'ના, જાણું છું એમ તો ખાસ ન કહેવાય વનસ્પતિનો થોડો અભ્યાસ ખરો. બદ્રીનાથ તરફ જવાનું થાય છે.' ત્યારે દવાની પેટી સાથે રાખું છું—સાદી દવાઓ, તાવની, ગૂમડાંની, લોહીવિકારની, તમને કદાચ ખબર નહિ હોય. એ પ્રદેશમાં દવા જ મળતી નથી. અને વૈદ-દાક્તર આવ્યાની ખબર પડે છે ત્યારે પચીશ પચીશ ગાઉથી લોકો દવા લેવા આવે છે. એમને ખાતર થોડું શીખવું પડ્યું. યાત્રામાં તેથી સરલતા થાય છે.'

'આપને વારે વારે હિમાલય તરફ જવાનું થાય છે?'

'હા, બે ત્રણ વરસે એક વખત તો ખરું જ. ભારે સુંદર પ્રદેશ છે. મેદાનોનો થાક લાગે છે ત્યારે પહાડો તરફ નજર જાય છે. બધાને જવાનું થાય એવું નથી હોતું. પણ હું સ્વભાવે રખડુ છું. સંન્યાસ લીધો તે પણ રખડવાના લોભે જ. આ વિરાટ દેશમાં વનો, નદીઓ, એનાં મેદાનો, એના ગિરિઓ, સાગરતટ અને એનું ઉદાર, નીલ આકાશ—જીવનમાં એમાંથી મળ્યું છે તે બીજે ક્યાંયથી સાંપડ્યું નથી. તમે તો વિદ્વાન છો, વર્ડ્ઝવર્થ કે રવિબાબુનાં કાવ્યો વાંચ્યાં હશે!'

મેં હા કહી.

'સંન્યાસનું એ સુખ છે. એથી આખા દેશમાં ફરવાનો પાસપોર્ટ મળી જાય છે. અને લાખો માણસોનાં સુખદુઃખમાં, ભાગ તો શું લઈ શકાય? પણ જેથી સાવ અળગા રહેવાને બદલે; પરિચિત રહેવાય છે. પણ હું મારી જ વાત કહ્યા કરું છું. તમે કહો, તમારે કશું પૂછવાનું છે?'

શો પ્રશ્ન કરવો તે વિશે હું વિચારમાં પડ્યો. છેવટે પૂછ્યું, 'સભામાં આપ પ્રવચન કરો છો તેમાં આપને સંતોષ થાય છે? આજનો શ્રોતાવર્ગ મને બહુ ઉત્સાહ પ્રેરે તેવો ન લાગ્યો.'

'તમારું કહેવું ખોટું નથી. વ્યાખ્યાનોની લાંબી અસર થાય છે એ ભ્રમ મેં કદી સેવ્યો નથી. આત્મા, ધર્મ, ઈશ્વર એવા શબ્દો સાંભળીને આ લોકો ઘેર જાય છે એટલું જ. પણ તમે જાણો છો, એમને એટલું સંભળાવનાર પણ કોઈ નથી. તમે બધા વિદ્વાનો તો લોકોથી દૂર રહો છો. તેમને સારી વાત કહેનાર કોઈ હોતું નથી. એટલે મારો આટલો સમય બગાડું છું. તેઓ મૂંગા મૂંગા બેસે છે. બાકી તો 'નાયં આત્મા પ્રવચનેન લભ્યઃ' તમે એ ક્યાં નથી જાણતા! આ વૃદ્ધો અને ડોશીઓ અહીં આવીને બેસે છે તેટલો વખત તેમને ઘેર કંકાસ ઓછો થશે. તેમની કુલવધૂઓ ઓછી ગાળો ખાશે, એ તો તમે કબૂલ કરશો કે નહિ!'

બધા હસી પડ્યા. 'તમે આ દષ્ટિથી કામ કરતા હશો તેનો મને ખ્યાલ નહિ.' મેં કહ્યું.

બીજી આડીઅવળી વાતો ચાલી. વચ્ચે સહુ મૂંગા રહ્યા એટલે મેં પૂછ્યું, 'સ્વામીજી! આત્મા કેવો હોય છે!'

સ્વામી હસ્યા અને મારી સામે સ્થિર દષ્ટિએ જોઈ રહ્યા. જાણે કે મારામાં ઊંડે ઊંડે કશું તપાસતા ન હોય. પછી તે બોલ્યા, 'કશું જાણવાને ખાતર નહિ, પણ કેવળ કુતૂહલને ખાતર તમે આ પ્રશ્ન પૂછ્યો છે. પણ સવાલ ગંભીર છે. એનો જવાબ ત્યારે આપી શકાય કે જ્યારે તમને સાચી જિજ્ઞાસા થાય'

'અત્યારે મારામાં ખરી જિજ્ઞાસા નથી!'

સ્વામીએ કહ્યું, 'ખોટું ન લગાડશો. જિજ્ઞાસા એમ નથી થતી હોતી. એ તો ઊંડી વસ્તુ છે. જીવનના અંતસ્તલમાંથી એ આવે છે. અત્યારે તમે તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો વાંચતા હશો, ચર્ચા કરતા હશો; એ બધું ઠીક છે. પણ હૃદયમાંથી તૃષા ન જાગે ત્યાં સુધી જ્ઞાન આત્મસાત્ થઈ શકતું નથી. માત્ર સમય સારી રીતે જાય છે, એટલું જ.'

'શાથી એવી તૃષા જાગે!'

'એનાં ઘણાં કારણો હોય છે. પૂર્વજન્મના સંસ્કાર હોય, આત્મા જાગ્રત હોય, વિકાસશીલ હોય, અથવા કોઈ સારી વ્યક્તિનો પરિચય થાય, તો માણસની સુપ્ત આધ્યાત્મિકતા જાગી ઊઠે છે.''

મેં પૂછ્યું, 'જગતમાં તો પછી આટલાં પાપ શા માટે છે? દુરાચાર શા માટે છે? સહુની આધ્યાત્મિકતા કેમ જાગતી નથી?'

'એ તો બહુ જબ્બર કામ છે, ભાઈ! કદાચ જગત એ જ માર્ગે જઈ રહ્યું છે. પણ શ્રેય અને પ્રેય વચ્ચેનો તફાવત તો તમે જાણો છો ને? શ્રેય તરફ માણસોને જવાનું હોય છે પણ ઇંદ્રિયો તેમને પ્રેય તરફ લઈ જાય છે. જનસમાજ વિલાસને પસંદ કરે છે, ભોગ માગે છે, લાલસાનાં બંધન ઇચ્છે છે. કારણ એ સરલ માર્ગ છે. આધ્યાત્મિકતાનો માર્ગ દુર્ગમ છે, તલવારની ધાર જેવો એ તીક્ષ્ણ છે. એ રસ્તે જવું સહુને પસંદ પડતું નથી. આત્માના આનંદને બદલે સ્થૂલ દેહના સુખચેનને જ્યાં સુધી માણસો પસંદ કરશે ત્યાં સુધી જગતમાં પાપ અને દુરાચાર રહેવાના જ. શાશ્વત સુખનો માર્ગ છોડી જે ક્ષણિક મોહ પાછળ ફરતા થાય છે તેમનો ઉદ્ધાર પરમાત્મા પણ કેમ કરીને કરી શકે?'

'પણ આમ તો જગતની ઘટમાળ ચાલ્યા જ

કરે અને આ પ્રશ્નનો કદી ઉકેલ ન આવે.'

'ના, ન આવે; આપણે જોઈ શકીએ, એટલી ઝડપથી તો નહિ જ. આપણા દેહનાં આયુષ્ય નાનાં, અને આત્માની અમરતા પર આપણને વિશ્વાસ નહિ તેથી અધીરા થઈ જવાય એ સ્વાભાવિક છે. પ્રભુને કદાચ એટલી ઉતાવળ નહિ હોય. છતાં ય જગત કલ્યાણમાર્ગે જાય છે એટલો વિશ્વાસ રાખીને આપણે કાર્ય કરવું રહ્યું. પડતી-આખડતી, ફરી વળી ઊભી થતી માનવજાત સીધે માર્ગે જાય છે એવી શ્રદ્ધા ન હોય તો જીવનમાં હેતુ શો રહ્યો ! કાર્યમાં પ્રયોજન ક્યાં રહ્યું ! જીવન પરથી જેણે શ્રદ્ધા ગુમાવી છે તેના જેવી ખાલી નિષ્પ્રાણ જિંદગી બીજી નથી."

મેં કહ્યું, 'મને પણ એ જ વાત મૂંઝવે છે. હું જે કામ કરું છું તે જગતમાં કોઈ રીતે ઉપયોગી હોય તેવું મને લાગતું નથી અને તેથી કાર્યમાં ઉત્સાહ રહેતો નથી."

ગ્લાનિભર્યા અવાજે સ્વામી બોલ્યા, 'તમે એ સાચી વાત કહી છે. તમારો એકલાનો એ સવાલ નથી. આખા દેશના બુદ્ધિમાન શિક્ષિત વર્ગને એમ લાગે છે. તેમનું નિષ્ક્રિય જીવન તેમનામાં એક જાતનો નિર્વેદ પેદા કરે છે. પોતાની જિંદગી પોતાની રીતે ઘડી હોય તો માણસને સંતોષ રહે. તે માટે એક જ ઉપાય છે અને તે એ કે તમારે એવું કામ પસંદ કરવું જોઈએ જે તમને જનતાથી દૂર ન રહેવા દે. થોડી મુશ્કેલી નડશે, શ્રમ પડશે પણ જીવન નીરસ નહિ થાય.'

એવું કશું કામ ઉપાડવાની મારી વૃત્તિ ન હતી એટલે હું ચૂપ રહ્યો. વાત ધીરે ધીરે બંધ પડી અને અમે સ્વામીની રજા લીધી.

એકબે મહરયો સાથે વાત કરતાં ખબર પડી કે સ્વામી મૂળ અયોધ્યા તરફના. ચાળીશ વરસની ઉંમરે સંન્યાસી થયેલા. પછી આખા દેશની યાત્રાઓ કરી. કૈલાસ તરફ તેમના ગુરુ છે. વારે વારે સ્વામીજી તેમની પાસે જાય છે. ભારે જ્ઞાની પુરુષ છે, બધું જાણે છે.

મેં કહ્યું, 'જાણવાની વાત તો ઠીક, પણ તબિયત બહુ સરસ છે એની ના નહિ કહી શકાય.'

વિનાયકરાવે પૂછ્યું, 'સ્વામીજીની વાત કેવી લાગી?'

મેં કહ્યું, 'ધારી હતી તેવી. આ સાધુઓ સંસારનાં સુખ ક્ષણિક છે અને ઇંદ્રિયવિલાસ અનર્થ ઉત્પન્ન કરે છે એ વાત જ ફરી ફરીને ઘૂંટ્યા કરે છે. ઉપનિષદો કે ગીતા વાંચીએ અથવા રાધાકૃષ્ણન કે અરવિંદ બાબુનાં પુસ્તકો વાંચીએ તો એમાં બધું મળી રહે છે. સ્વામીએ કંઈ નવું નથી કહ્યું.'

'પણ તે જે કહેતા હતા તે હૃદયમાંથી આવતું હોય તેવું ન લાગ્યું?' વિનાયકે પૂછ્યું.

'તમે તો મુગ્ધ માણસ છો; બધી વાત હૃદયમાંથી આવતી હોય એમ જ તમને લાગે છે. બાકી તો આત્મા અનાદિ છે, અમર છે. શસ્ત્રોથી તે હણાતો નથી, તાપથી તે સુકાતો નથી. આવું તો હું કે તમે ગમે એટલી વાર બોલી શકીએ.'

વિનાયકરાવ મારી સામે જોઈ રહ્યા.

'શું જુઓ છો મારી સામે?' મેં પૂછ્યું.

હસીને વિનાયકે કહ્યું, "આત્માની અમરતાની વાત તમારા મુખમાં એટલી તો અસ્વાભાવિક લાગે છે!

'લાવો ત્યારે, સિગાર કાઢો. મુખમાં એ તો સ્વાભાવિક લાગશે,' મેં કહ્યું. અને અમે બંને સિગાર પીતા આગળ ચાલ્યા.

આજે જ્યારે એ સાંજની વાત યાદ કરું છું ત્યારે મનમાં ઊંડી વ્યથા થાય છે; તત્ત્વજ્ઞાન ત્યારે મારે મન માત્ર ગમતનો વિષય હતો. જીવનની ગંભીર સમસ્યાઓ સામેથી મુખ ફેરવી લેવાની મને કુટેવ પડી હતી. મને ખબર ન હતી કે વજ્રનો કઠોર પ્રહાર કરી વિધાતા મારા પ્રાણ પર પથરાયલા જડતાના થર ઉડાડી દેવાના હતા. બધી આબરૂ જતી રહેશે. એની ખબર ન હતી. એ પણ જાણતો ન હતો કે તેની મેં કદી નહિ કલ્પેલી એવી ભારે કિંમત ચૂકવવી પડશે. ત્યાર પછી એક વરસ વીતી ગયું.

પરીક્ષાના પેપરો, યુનિવર્સિટીની ચૂંટણીઓ, સેનેટ સિન્ડિકેટની મિટિંગ અને એવા કામમાં હું પડી ગયો હતો. યુનિવર્સિટીની આખી જુદી દુનિયા છે. એક સામ્રાજ્ય ચલાવી શકે એટલા મુત્સદ્દીઓ તેમાં ભેગા થયા છે અને એટલી ખટપટો કરતા રહે છે. ડગલે ડગલે કોઈનાં સ્થાપિત હિતો જોખમાય છે એટલે બરાબર જામત ન રહીએ તો દરેક કામમાં અપાર આડખીલીઓ ઊભી થાય છે.

એકાએક ઘેરથી તાર આવ્યો, 'જલદી આવતા રહો, વાસંતી બિમાર છે.' મુંબઈથી ઘેર આવ્યો ત્યાં વાસંતીને ટાઈફોઈડ થયેલો. હું આવ્યો એટલે એ બોલી, 'હાશ! ભાઈ આવ્યા!' દાક્તરમિત્રો આવતા હતા, ધ્યાનથી દવા આપતા. પણ વાસંતી બહુ નબળી થઈ ગઈ હતી. અણઉતાર તાવથી શરીર ધગેલા ત્રાંબા જેવું રહેતું. મને એ કહેતી, 'ભાઈ! મારી પાસે બેસો' અને મારો હાથ તેના હાથમાં લઈ એ સૂઈ રહેતી.

ધીરે ધીરે હૃદયને શી માયા બંધાય છે! નવ વરસની મારી આ કન્યા. એનો જન્મ થયો ત્યારથી શૂન્ય ઘરમાં આનંદકલ્લોલ શરૂ થયા. એનાં તોફાનો, એની મીઠી મસ્તી અને સ્નેહભર્યાં અડપલાં એ ધીમે ધીમે મારા જીવનમાં મધુર સુવાસની પેઠે પથરાઈ રહ્યાં. કૉલેજમાંથી આવું ત્યારે એ વાટ જોતી બારણામાં ઊભી હોય. સાંજે પીંપેલું ફ્રોક ચડાવી, બૂટ પહેરી એ મારી સાથે ફરવા ચાલે અને રાતે પડખામાં આવીને ભરાય, 'ભાઈ! વાર્તા કહો.' અને કોઈ વાતની ના કહેવાનું મારું જિગર ન ચાલે. બાલમંદિરમાં જઈ એ ગીતો ગાતાં શીખી, નૃત્ય કરતાં શીખી. પછી તો હિંડોળે બેસી એ લાંબા છુટ્ટા અવાજે ગીત ચડાવે. એને બધી વાતમાં રસ. નવાં કપડાં, વાળમાં ગૂંથવાનાં ફૂમકાં, બંગડીઓ, પાટલા, વેણીનાં ફૂલ–આદિ નાની વસ્તુઓથી એ રાજી રાજી થઈ જાય.

વાસંતીની બિમારી વધતી ચાલી. હું તથા મારી સ્ત્રી રાતે જાગતાં બેસતાં. નિદ્રા આવતી નહિ. વાસંતી કંઈ બોલે અને હું નિદ્રામાંથી જાગી તેની પાસે જાઉં. એક દિવસ એ ખૂબ ખૂબ રડવા લાગી, નિઃશબ્દ મૂંગું એનું રુદન; અવાજ થવા ન દે. આંખમાંથી આંસુ ચાલ્યાં જાય. મેં પૂછ્યું, 'બહેન! વસુ! તને શું થાય છે?' તે મારી સામે જોઇ રહી; સ્નિગ્ધ કરુણ વેદનાભરી એની એ દૃષ્ટિ, તે બોલી, 'ભાઇ! હું મરી જઈશ?'

'તને કાંઈ થવાનું નથી, બેટા! સૂઈ રહે.' મેં કહ્યું.

બહાર આવીને જોઉં છું તો વૃક્ષો પર શરદનો સોનેરી પ્રકાશ છલકાય છે. સફેદ ગાયો જેવી વાદળીઓનું ધણ આકાશમાં ચાલ્યું જાય છે. અને નાનાં પતંગિયાં ફૂલે ફૂલે ઊડતાં ફરે છે. મનમાં થયું, 'આવી સુંદર દુનિયા! વસુ એ છોડીને ચાલી જાય એમ બને જ નહિ.' હાયરે, હજી ખબર ન હતી કે એ તો માત્ર મનની કામના હતી; જગતના તંત્રમાં એની કશી અસર પહોંચે તેમ ન હતી.

વસુની બિમારી વધતી ચાલી. પથારી પાસે બેઠાં બેઠાં મને થતું કે 'આ નાનો દેહ; કેટલી વેદના એ સહન કરે છે!' અને એમ પણ વિચાર આવતો કે 'જગતમાં કોઈ કોઈને માટે કાંઈ કરી શકતું નથી. વેદના જોઈ અનુકંપા થાય, લાગણી થાય, સહાનુભૂતિ પણ થાય. છતાં પોતાની વેદના તો દરેકે પોતે જ સહન કરવાની છે. બીજા તેમાં શું ભાગ લઈ શકે? એમાં જ જગતમાં ઘેર સંહારો ચાલે છે. સુધરેલી દુનિયાના દયાળુ માણસો રોજ સવારે છાપામાં ખૂનામરકીની વાતો વાંચી પાછાં નિરાંતે ચા પીવા બેસે છે. કોઈને કશું ઊંડું દર્દ થતું નથી.

કોઈ વાર પથારીમાં સૂતાં સૂતાં પ્રભુને સંભારી વસુનું આયુષ્ય લંબાય એવી હું પ્રાર્થના કરતો હતો. જીવનમાં ઘણીવાર પ્રભુને યાદ કર્યા હતા. પ્રાર્થના પણ કરી હતી. પણ મારી પ્રાણ સમી પ્રિય કન્યા અત્યારે રિબાતી હતી. તે વખતે જે ઊંડી અકળામણ સાથે મેં પ્રભુને યાદ કર્યા તેની સરખામણીમાં આગલી પ્રાર્થનાઓ તો માત્ર રમત હતી. વસુની વેદનાથી મારા મનમાં એક જાતનો રોષ પણ ભરાતો હતો. નિર્દોષ ફૂલ જેવી મારી કન્યા, કયાં પાપે એને આ કારમી પીડા સહન કરવી પડે છે? આવી જો વિશ્વની યોજના હોય તો તેમાં ન્યાય ક્યાં રહ્યો? એ વિશ્વને ચલાવનાર પ્રભુ, એના દિલમાં દયા ક્યાં? હૃદયમાં વિદ્રોહ ઉછાળા મારતો. હું કહેતો, 'આ તે શી તારી લીલા! પ્રભુ! જીવનને પીડવાની આ શી સૃષ્ટિવ્યાપી વિડંબના માંડી છે!'

પછી એ વિદ્રોહ પણ શમી ગયો. માત્ર લાચારી જ મનમાં રહી. જેવી તારી ઇચ્છા, નાથ! મારું ફૂલ કરમાઈ રહ્યું છે. તને યોગ્ય લાગે તો તેને જિવાડ. શું સારું અને શું નહિ તે મને સમજાતું નથી. તારી યોજના આગળ શિર નમાવું છું.' પ્રભુ સામે ક્રોધ કરવા જેટલી શક્તિ મનમાં ન રહી. બધો ગર્વ ચાલ્યો. અને એમ પણ થયું કે આ માત્ર મનની કલ્પના હોય. ઈશ્વર હશે કે નહિ એની ખાતરી ન રહી. ન રહી આત્મા વિશે શ્રદ્ધા. જે આઘાત આવે

તે અસહાય બનીને સહન કરવા તૈયાર થઈ રહ્યો. શી ખબર, માનવદેહ માત્ર એક યંત્ર જ હોય! મનને આશ્વાસન આપવા જ માણસે આત્મા અને ઈશ્વરની કલ્પના કરી હોય. બધું જ મિથ્યા, બધું જ અસત્ય; માત્ર મરીચિકા; અર્થહીન ધુમ્મસ. એક વાતનો ક્યાંય આધાર નહિ. અનંત યુગો થયા મનુષ્યે શોધ કરી પણ કશી બાબતનો ક્યાંય પુરાવો નહિ.

આજિ દખિણ દુયાર ખોલા, એશો હે, એશો હે, એશો હે.
આમાર વસંત એશો
દિયો હૃદયેર દોલાર દોલા એશો હે, એશો હે, એશો હે.

વાસંતી પથારીમાં સૂતી સૂતી ગાતી હતી. શબ્દો અસ્પષ્ટ આવતા હતા. પણ સૂર હું ઓળખી ગયો. રવીંદ્રનાથનું એ ગીત હતું. 'વસંત ચાલી આવે છે, દક્ષિણ દિશાનાં દ્વાર ખુલ્લાં થાય છે, હૃદયનો હિંડોળ ઝૂલી રહે છે. આવ, વસંત! આવ.' ખૂબ આનંદમાં લાગે છે વાસંતી અત્યારે. એ ગીત બાળમંદિરમાંથી ઉત્સવ વખતે શીખી લાવેલી. સવારના પહોરમાં એ ગાવા માંડી છે.

નવ શ્યામલ શોભન રથે,
એશો બકુલ બિછાનો પથે.
એશો બાજાયે વ્યાકુલ વેણુ,
મેખે પિયાલ ફૂલેર રેણુ;
એશો હે, એશો હે, એશો હે.

હું એની પાસે બેસી ગયો. આંખો બંધ કરીને એ ગાતી હતી. એનો હાથ મેં હાથમાં લીધો. ઓહ! એટલી ને એટલી ગરમી. તાવ કાંઈ ઓછો થયો નથી.

'એશો હે, એશો હે' તેના હોઠ લવે છે. 'વસુ! બહેન!' મેં કહ્યું, પણ તેણે કંઈ જવાબ ન આપ્યો. વળી ઊંચા સ્વરે ગીત ઉપાડ્યું.

"તોમાર ઉત્તલા ઉત્તરીય
તુમિ આકાશે ઉડાય દીયો,
એશો હે, એશો હે, એશો હે.

એના મુખ પર નમીને મેં જોયું, હોઠ ફિક્કા છે. આંખો ખોલીને તેણે આસપાસ નજર કરી, જાણે શૂન્યમાં કંઈક શોધી રહી છે. અને એ વિવર્ણ નિસ્તેજ આંખો. મને ફાળ પડી. 'વસુ! વસુ! શું થાય છે તને!' હું પૂછતો રહ્યો. વસુએ જવાબ ન આપ્યો. ત્યારે મને ખબર પડી કે એ બેભાન હતી. પણ તો પછી એ ગીત કેમ ગાઈ શકે છે! એક પછી એક પંક્તિ ક્રમસર ચાલી આવે છે. વચ્ચે અટકે છે, પા 'એશો હે, એશો હે' ઉપાડે છે. 'હવે સૂઈ જ બહેન! ગા નહિ' કહું છું પણ એ સમજતી નથ

દોઢ દિવસ એમ ચાલ્યું, શ્યામલ રથમાં બેસી બકુલથી છવાયલા માર્ગ પર થઈને, વ્યાકુલ વે વગાડતી આવતી વસંતનું ગીત એ ગાતી રહી. પછ એનો સાદ બેસી ગયો.

સાંજે એ શાંતિથી સૂતી. 'લે બહેન! શરબ છે, પીજા' કહીને ફોસલાવીને મેં તેને દવા પાઈ દીધ મોડી રાતે થાક, ઉજાગરા અને ચિંતાથી મૂઢ જેવ થઈને હું પથારીમાં પડ્યો હતો. ત્યાં પત્નીએ આવી આંસુથી રૂંધાયેલા કંઠે કહ્યું, 'ચાલો, આપણી વ રજા માગે છે.' અને તે ઘીનો દીપ તૈયાર કરવા લાગ

વહેલા પ્રભાતે જ્યારે આકાશમાં ઉજાસ પથરાયે ત્યારે વસુના પ્રાણ જતા રહ્યા. વાસંતીના મૃત્યુથ મારા હૃદયને એવો આઘાત થયો કે હું દિગ્મૂઢ જેવ થઈ ગયો. મનને કળ ચડી ગઈ. જીવન શૂન્ય જે થઈ ગયું. કશામાં રસ ન રહ્યો. તૂટેલી ડાળની જે મન કરમાવા લાગ્યું. મારું ઘર સમસામ થઈ જાય, પત્ની રડે, સગાંસંબંધીને ખેદ થાય, વાસંતીના કલ્લોલ સાંભરે, એના શબ્દોના ભણકારા વાગે એ તો મે ધારેલું. મરણ એ જીવનને અંતે આવે તેની પણ ખબ હતી. પણ ખબર ન હતી આ આકસ્મિક આઘાતની. વડીલો જીવતા હોય ને બાળક ચાલ્યું જાય, આમ નિયતિનો ક્રમ ક્યાં રહ્યો! ક્યા અટળ નિયમનું આ પરિણામ આવ્યું! ને જો જગતમાં આવી દુર્ઘટના શક્ય હોય તો જગતની યોજનામાં કલ્યાણતત્ત્વ ક્યાં રહ્યું? હવે હું કેમ હિંમતથી બોલી શકું કે પ્રભુ જે કરે તે બરાબર છે, એની યોજના માંગલ્યમય છે?

ને મને બીજી વાત એ લાગતી હતી કે વાસંતીનો મધુર પ્રાણ ક્યાં ઊડી ગયો! એ અત્યારે ક્યાં હશે! ક્યાંય પણ હશે! પુનર્જન્મની વાત સાચી હશે! એણે જગતના કોઈ ખૂણામાં ફરી જન્મ લીધો હશે! મૃત્યુ પછી શું જીવન હશે! આત્મા અમર છે એ વાત સાચી હશે! કે પછી દેહ સાથે જ બધી વાતનો અંત આવી જાય છે! માયા–મમતા, સ્નેહ, આનંદ, વાત્સલ્ય એ સર્વ શું આમ જ વિફળ જતાં હશે! મૃત્યુનાં ભયાનક રહસ્યનો એના નાના પ્રાણે કેમ

સામનો કર્યો હશે? જે ભીષણ સમસ્યા સહુને ડરાવે છે એને મારી કન્યા શી રીતે ભેટી હશે? એનો હું વિચાર કરતો અને હૃદય વલોવાઈ જતું. આ વસ્તુ વિશે કશી ખબર ન હોય તો સંસારમાં રહેવું, ખાવું-પીવું, કમાવું એ સર્વનો અર્થ શો? અને માનવની કવિતાસાધના, એની સૌંદર્યપૂજા એ સર્વ જીવનની ગંભીર બાબતોને સમજાવે નહિ તો એ પણ કેટલાં અર્થ હીન? જીવનની તમામ પ્રવૃત્તિ ત્યારે શુષ્ક, નિષ્પ્રાણ, અહેતુક લાગવા માંડી. પૃથ્વી, પાણી, વાયુ, તેજ અને આકાશ, પંચભૂતનો બનેલો આ દેહ. એ નાશ થતાં શું બાકી રહે? આત્મા શાનો હોય? અમરતાની વાત શી! મગજ કામ કરતું ન હતું. આવી માનસિક વ્યથા મેં ક્યારે ય અનુભવી ન હતી. મારું આંતરિક જીવન અકથ્ય રીતે અસ્તવ્યસ્ત થઈ ગયું હતું. મનમાં લાગતું કે જીવન જીવવાની કોઈ નક્કર ભાવના નહિ જડે તો હું જીવીશ નહિ.

ત્યારે મેં થિયોસોફીનાં પુસ્તકો વાંચવાં શરૂ કર્યાં. લેડબીટર, એની બેસંટ, કર્નલ ઓલકોટ, લેડી બ્લેવેટ્સ્કી વગેરેના ગ્રંથો જોઈ ગયો. એમાં કશો રસ ન પડ્યો. જીવનના હાર્દમાં ઊતરવાને બદલે આ બધા પરીઓ અને ફિરસ્તાઓની વાતો કરે. જીનરાજદાસ અને એરુંડેલ શબ્દોની રમત રમે. હિંસામગ્ન જગતમાં બધું સુંદર છે અને સર્વોત્તમ છે તેવી આ ભલા લોકો સુફિયાણી ચર્ચા કરે. અને ભૂતાવળથી માંડીને એકએક જૂના વહેન માટે તેમનું અસ્તિત્વ સમજાવતા, વિજ્ઞાનનો આભાસ ઉપજાવતા ખુલાસા બહાર પાડે. અહીં મને કાંઈ નવી દૃષ્ટિ મળી નહિ. બુદ્ધિના આળસુ અને ભલાઈનો દંભ કરનારા શ્રીમંતો જ મેં ત્યાં જોયા. એવી હૃદયની [illegible] ન હતું.

મારા પ્રોફેસર-મિત્રો મને આધ્યાત્મિક પ્રયોગો જોવા લઈ ગયા. મૃત્યુ પછી જીવન છે એમ સમજાવવા તેમણે મને સીન્સ બતાવ્યા, પ્લાંચેટનો ઉપયોગ કરવાની સૂચના કરી. શિક્ષિતોની એ બધી બાલિશ મથામણ; વગર તકલીફે મૃત-આત્મા સાથે સંદેશા ચલાવવાની રમતો. મને એ વાતથી ત્રાસ થયો. મારી વાસંતી જ્યાં હોય ત્યાં શાંતિથી રહે એ મારી ઇચ્છા હતી. મારું કુતૂહલ શમાવવા એના આત્માને હું કેમ એ રીતે બોલાવી શકું? કશાથી મનને આરામ [illegible] કશામાં કાંઈ અર્થ ન લાગ્યો. અરે, એ સર્વ કરતાં તો સ્વામી ચિદ્‌ઘનાનંદે પત્રમાં ટાંકેલી તુલસીદાસની પંક્તિએ મને વધારે આશ્વાસન આપ્યું હતું. પ્રો. વિનાયકે તેમને પત્ર લખીને વાસંતીના મૃત્યુના ખબર આપ્યા હતા. તેના જવાબમાં સ્વામીજીએ લખ્યું હતું કે 'જાહે જીસ પર સત્ય સનેહુ, તાહે મિલે કછુ નહિ સંદેહુ!' 'જેના પર ખરો સ્નેહ છે તે મળ્યા વગર રહે જ નહિ,' કવિના એટલા વાક્યથી મારા મનને કેટલી નિરાંત વળી હતી!

દિવસો જતા ગયા તેમ દુઃખ ઓછું થવા લાગ્યું. બધી વાત યાદ આવતી ત્યારે મન વેદનાથી ઘેરાઈ જતું. ઊંડો નિશ્વાસ છાતી ચીરીને બહાર આવતો. પણ પાછાં રોજનાં કાર્યો મનને રોકી લેતાં. મનમાં ત્યારે બીજું એ દુઃખ થતું કે 'શું આ જ તે જીવન! આવી ભયાનક હોનારત થઈ ગઈ છતાં પાછાં એ જ કાર્યો, એ જ ખાનપાન, એ જ વાતચીત; આટલાં દુઃખમાંથી પણ કશું શીખીશ નહિ! માત્ર ભૂલી જઈને સંતોષ માનીશ?'

મારી આ મૂંઝવણ વિશે મેં સ્વામીને પત્ર લખ્યો. તરત જ તેમનો જવાબ આવ્યો, 'તમારા લખાણ પરથી લાગે છે કે કોઈ ઊંડી વેદનામાંથી તમે પસાર થઈ રહ્યા છો. બને તો મારી પાસે આવી જાવ.'

સ્વામી તે વખતે નર્મદા-તટે ચાંદોદમાં ચાતુર્માસ ગાળી રહ્યા હતા. મને લાગ્યું કે કાંઈ ખોટું નથી. થોડા દિવસ નવા વાતાવરણમાં રહેવાનું થશે તો ય સારું. નર્મદા-તટનું આકર્ષણ તો હતું જ. ઘરની વ્યવસ્થા કરી થોડો સામાન લઈ હું સ્વામીને મળવા ચાલ્યો. કંઈ નવું શીખીશ એવી આશા ન હતી પણ છતાં જે શાંત પ્રતાપ અને ઊંડો આનંદ સ્વામીના ભવનમાં દેખાતા હતા તેણે મને આકર્ષ્યો હતો. મન હવે નમ્ર થયું હતું. માત્ર બુદ્ધિથી માણસને માપવાની ટેવ ઓછી થઈ હતી.

મિત્રને ત્યાં સામાન મૂકી સાંજે હું સ્વામી પાસે ગયો. એ નદી-તટે ફરતા હતા. ચોમાસાનો જલરાશિ વહેતી રેવા વહેતી હતી અને ઊંચી ભેખડ નીચે વળાંક લઈને ઓર નદી તેમાં પોતાનાં પાણી ઠાલવતી હતી. કરનાળી તરફથી ચાલ્યો આવતો એ પ્રવાહ સ્વામી ઊભા ઊભા જોતા હતા. મને જોઈને એ પ્રસન્નતાથી બોલ્યા, 'ક્યોં, આપ આ ગયે!'

એ જ શાંત નિર્મલ હાસ્ય, સ્નિગ્ધ મધુર વાણી.

મેં તેમને વંદન કર્યાં.

સ્વામીએ ગામના ખબર પૂછ્યા, વિનાયકરાવ વિશે પ્રશ્નો કર્યા, હું ક્યાં ઊતર્યો છું એ પૂછ્યું અને મને કશી અગવડ નડતી હોય તો તેને વિશે વાત કરવા કહ્યું.

મેં કહ્યું, 'કશી અડચણ નથી. માત્ર મનમાં થોડી શંકાઓ છે, તેનું નિરાકરણ મેળવવા આપની પાસે આવ્યો છું.'

'હા, હું એ જાણું છું. પૂછો જે પૂછવું હોય તે.' તેમણે કહ્યું. મેં મનમાં બધા સવાલો ગોઠવી રાખ્યા હતા. રસ્તામાં એ જ કામ કર્યું હતું. પહેલો જ સવાલ પૂછ્યો, 'સ્વામીજી! જગતમાં શાંતિ ક્યારે સ્થપાશે? યુદ્ધો કદી અટકશે કે નહિ?'

મારાં આકસ્મિક આક્રમણથી સ્વામી હસ્યા. 'ના, જ્યાં સુધી માણસમાં લોભવૃત્તિ હશે ત્યાં સુધી તો નહિ જ.'

'આ ભીષણ સંહાર ચાલે છે તેમાંથી જગત કાંઈ પાઠ નહિ શીખે?'

'તમે જુઓ છોને, કેવાં નાનાં માણસો જગતની સત્તા હાથ કરીને બેઠાં છે! તેઓ જે વ્યવસ્થા કરશે તેમાં મને ભય છે કે કોઈ નવા સંગ્રામનાં બી વાવ્યા વગર નહિ રહે.'

'આમાં શાંતિ ક્યારે મળે?'

'એ તો પ્રભુને જોવાનું છે; હું કે તમે તેની ચિંતા કરીએ તેમાં શું વળે!'

'પણ અત્યારે દરેક વ્યક્તિનો શો ધર્મ?'

'હા, એ હું તમને કહી શકું. પોતાના આત્માને ઓળખવો તે. અને જીવન એવી રીતે જીવવું કે આત્માનું ગૌરવ હણાય નહિ.'

'પણ ત્યાં જ મને શંકા છે. આત્મા છે કે નહિ એની જ કોને ખબર છે? જ્યાં પાયો જ નથી ત્યાં ઇમારત કેમ ચણી શકાય!'

ગંભીર બની સ્વામીજી મારી સામે જોઈ રહ્યા. થોડી વારે કહે, 'ભયંકર વાત કરી તમે; પોતાના આત્મા વિશે જ આવી શંકા માણસને થાય એના જેવું બીજું દુઃખ નથી. એ તો જીવનનાં તમામ તત્ત્વો પરની અશ્રદ્ધા થઈ.'

મેં કહ્યું, 'હા; એ માટે જ તમારી પાસે આવ્યો છું. એ અશ્રદ્ધા દૂર, કરવામાં તમે મને મદદ કરો આપને શું કહું! નાસ્તિકતા જેવી બીજી ભયાન વેદના નથી. મારે બધું સમજવું છે, જીવન જાણવું છે પણ કશી વાત પર મને વિશ્વાસ નથી બેસતો. જીવનનાં શાશ્વત મૂલ્યો પર મારી શ્રદ્ધાને કોઈ સ્થિર કરી આપે તો તેને માટે ગમે તે કષ્ટ સહન કરું. જીવનની શૂન્યતા મારાથી સહી જતી નથી.'

કોણ જાણે શાથી હું આ બધું બોલી ગયો આવી વાત કરીશ એ વિચાર કર્યો ન હતો. મારા ખભા પર હેતથી હાથ મૂકીને સ્વામીજી બોલ્યા 'ધીરજ રાખો; માર્ગ મળી રહેશે. દરેકને પોતાનો રસ્તો પોતે જ શોધવાનો હોય છે. એ માટે શાંતિની અને મનની સમતાની પ્રથમ જરૂર છે. અંધકાર વધે જાય છે, ચાલો, હવે પાછા જઈએ.'

## (૫)

સવારે સ્વામીજી પાસે જવા તૈયાર થતો હતો ત્યારે મનમાં થતું હતું કે આ નકામી મહેનત છે સ્વામી આત્માનું ગૌરવ, સમતા ને ધર્મકર્મની એની એ વાત કરવાના છે. તેમની પાસેથી બીજું કાંઈ મળવાનો સંભવ નથી. જે પૂછવાનું હતું તે બધું અત્યારે પતાવી લેવું એવો નિર્ણય કર્યો.

મનમાં પ્રશ્નો રમતા હતા. આત્મા છે કે નહિ! એની શી ખાતરી? પુનર્જન્મ થાય જ તેની શી શક્યતા? મરણ જ જો જીવનનો અંત હોય તો જ્ઞાનની સાર્થકતા શી? એ રીતે ધર્મ એ મોટી ભ્રમણા નથી? સામાજિક જવાબદારી સિવાય મનુષ્યના .. બીજી ફરજ શી રહી? આમ તો પ્રભુ એ મા[illegible] મનની કલ્પના નથી? જેની કશી સાબિતી નથી તે વાત પર વિશ્વાસ કેમ રાખી શકાય? કાલે જ સ્વામીએ કહ્યું હતું કે 'એ બુદ્ધિનો નહિ, અનુભવનો સવાલ છે.' પણ સામાન્ય માણસોને ચૂપ કરી દેવાની આ એક દલીલ નથી? જે વાત બુદ્ધિમાં ન ઊતરે તેમાં માનવું એ તો અશ્રદ્ધા જ નહિ! બર્ટ્રાન્ડ રસેલ અને હક્સલીએ દલીલો આપી છે તે બધી મેં મગજમાં ગોઠવી રાખી હતી. ગ્રો તથા શોપનહાવરની વક્રોક્તિઓ હું સંભારતો જતો હતો.

શાંત ઓરડામાં ઊંચા આસન પર સ્વામી પદ્માસ

સન વાળીને બેઠા હતા. બાજુમાં ઘીનો દીવો બળતો હતો. ખંડમાં તાજાં ફૂલોની સુગંધ આવતી હતી. સ્વામીના બે શિષ્યો શાંત બેઠા હતા. સ્વામીના બંધ નેત્રો, ટટ્ટાર દેહ, તે પર પડતો દીવાનો ઉજાસ હું જોઈ રહ્યો. અજબ લાગે છે આ માણસની શાંતિ. હૃદયથી કોણ જાણે એ ક્યાં વસે છે. વાત કરે છે ત્યારે સવાલોના જવાબો આપે છે પણ લાગે છે કે એમાં એમને બહુ રસ નથી. પ્રશ્નોની ઝડી વરસાવવા કરતાં તેમની આગળ શાંત બેસવું એ વધારે ઠીક છે એમ થયું. છતાં મનમાં ઘણી વાતો આવતી હતી. આસન લઈ હું તેમની સામે બેઠો.

પાંચ મિનિટ, દસ મિનિટ, પંદર મિનિટ ગઈ. મારા મનમાં જરા ઉતાવળ થવા લાગી. વાટ જોતો હતો કે સ્વામી આંખો ઉઘાડે તો પ્રશ્નો પૂછું. તેમાંથી વિચાર આવ્યો કે એ પ્રશ્નો શું ખરેખર મહત્ત્વના છે ? કાંઈ ન પૂછ્યું હોય તો શું ફેર પડવાનો છે ? વાતાવરણમાંની શાંતિ મન પર પ્રસરવા લાગી. ' નિરાંતે બેસવા દો. કશી ઉતાવળ નથી ' એમ ખ્યાલ આવ્યો. હું સ્વસ્થ બનીને બેઠો. મને ખ્યાલ ન રહ્યો કે સવાલો ધીરે ધીરે મનમાંથી ક્યારે ચાલ્યા ગયા. મન કેમ શાંત થયું તેની ખબર ન પડી.

વિચાર આવ્યો કે હું કોણ છું ? આ બધી ગડમથલ વચ્ચે મારી જાત એ શી વસ્તુ છે ? અત્યારે કંઈ કામ નથી ત્યારે એ વાતનો વિચાર કરવા દે. પણ ક્યારે નહિ અને અત્યારે આ યાદ આવવાનું શું કારણ ? મને લાગ્યું કે સ્વામીની હાજરીને લીધે કંઈક જાદુઈ અસર થઈ રહી છે. તેમની પાસેથી શાંતિનાં અદૃશ્ય કિરણો ચાલ્યાં આવે છે અને મારા હૃદયને ભરી દે છે. આંખે ભાર લાગે છે. અહીં હું ઊંઘી જઈશ કે શું ? વિચાર થાય છે પણ બંધ કરેલી આંખો ઉઘાડવાનું મન થતું નથી. હૃદય કંપી રહ્યું છે. લાગે છે કે કોઈ નવો અનુભવ પામવાની ઘડી આવી પહોંચી છે.

દૂર, દૂર મન તણાય છે. કશી ચિંતા નથી, કશો બોજો નથી. પ્રાણ કોઈ નવી યાત્રા શરૂ કરે છે. દેહ બાજુએ રહી જાય છે. ખ્યાલ આવે છે કે દેહ એ હું નથી. એ તો જુદી જ વસ્તુ છે. હું તો છું સ્વતંત્ર, મુક્ત, નિર્મળ; પ્રકાશમાં તરતું કોઈ નવું જ તત્ત્વ. પછી લાગે છે કે વિચારનાં પડો સરતાં જાય છે. બુદ્ધિની જાળમાંથી હું છૂટો થાઉં છું. અજબ આ અનુભવ છે. વિચારોનાં આવરણોમાંથી મુક્ત થઈને પ્રાણ આઘે ઊભો રહે છે, તટસ્થ, શાંત, સર્વ વાતનો દ્રષ્ટા. સકંપ હું જોઈ રહું છું, બધું સમજું છું. મને ખ્યાલ આવે છે કે વિચાર ક્યાંથી જન્મે છે. ચિત્તની ભૂમિ અસ્પષ્ટ થાય છે, દૂર રહી જાય છે. ચાલો આગળ, હજી આગળ. કોઈ અદ્ભુત મુક્તિનો અનુભવ થાય છે; બુદ્ધિનાં બંધનો મેં જાતે ઊભાં કરેલાં છે, એમાં બંધાઈને મેં મારી જાતને મર્યાદિત કરી છે. અત્યારે એમાંથી છૂટતાં કોઈ અનંત વિશાળતાનો ખ્યાલ આવે છે. હજી આગળ જગત ક્યાંય રહી જાય છે, પાછળ બધાં સ્વપ્નો, બધી કામનાઓ ભુલાઈ જાય છે. અને છેવટે વિચારો અટકી જાય છે. કોઈ અજબ સ્તબ્ધતામાં મન પ્રવેશે છે. શાંતિ, પરમ નીરવતા. અગાધ ઊંડું ગહન મૌન. લાગે છે અહીં મનઃસૃષ્ટિનું મૂળ છે, ચેતનના હાર્દમાં હું ઊતરી રહ્યો છું જ્યાં પ્રાણની અજસ્ર પ્રભા વિલસે છે.

આ સમસ્ત તન–મન–પ્રાણને ભરી દેતો આનંદ શો ? શું આને જ સમાધિ કહેતા હશે ? કયો નવો વિસ્તાર મારી સામે ખુલ્લો થાય છે ? પ્રકાશનો ઉજ્જ્વલ સાગર સામે પથરાય છે. એને કાંઠે હું એકલો ઊભો છું, એની વચ્ચે; ચારે બાજુ તેજ તેજ લહરાય છે. શું થાય છે આ ? પ્રાણમાં એટલો ઊંડો ઉલ્લાસ ક્યાંથી ! કોઈ નિઃસીમ સૃષ્ટિને કિનારે હું એકલો ઊભો છું. નિર્જનતાની બીક લાગતી નથી. નથી ભાર, નથી શોક. ઊંડી પ્રસન્નતાની લહરો વાય છે. સ્થળ, કાળ કશાનાં બંધન નથી. જન્મ–મરણથી પર એવો હું સહુથી દૂર જઈને ઊભો રહું છું નિર્મળ, પવિત્ર, સર્વથી અલિપ્ત, સર્વનો દ્રષ્ટા. ચારે બાજુ પ્રકાશ છલકે છે. આનંદની લહરો વાય છે. ન ગ્લાનિ ન નિર્વેદ, માત્ર સભર તૃપ્તિ, અનર્ગળ અકથ્ય આનંદ જાણે કે જવનિકાઓ સંકેલાઈ ગઈ છે, શૃંખલાઓ તૂટી પડી છે. સ્વચ્છ નીલ ગગનમાં પ્રકાશની ધારાઓ ઝીલતું પ્રાણપંખી ઊડી રહ્યું છે. ભીતિ નથી, પાંખને થાક નથી. ચોપાસ છે તેજોમય અગાધ આકાશ, કોઈ ચિરંતન પરમ જ્યોતિ. મારી જાતનો મને પ્રથમ પરિચય થાય છે. દેહથી પર, વિચારોથી પર, ચિત્ત અને બુદ્ધિથી પર, બધી કામનાઓથી મુક્ત

એવો હું છું આત્મા, તેજનો પુંજ, અનંત સૃષ્ટિઓનો યાત્રી.

પ્રકાશના રંગીન તરંગો વચ્ચે તરતો તરતો હું પાછો વળું છું. કોણ મને પાછું બોલાવે છે તે ખબર નથી. ધીરે, ખૂબ ધીરે બધું બદલાતું જાય છે. મુકામ નજીક આવતું જાય છે. ધીમેથી હું આંખો ઉઘાડું છું. ખંડમાં એવી જ શાંતિ છે. કેટલો સમય ગયો. તેની ખબર પડતી નથી. સ્વામીજી હજી ધ્યાનમાં છે. હૃદય પર હું હાથ મૂકું છું. એ આનંદથી ધબકી રહ્યું છે. આ શો અનુભવ થયો તેનો હું વિચાર કરું છું. હાથ સામે હું જોઉં છું. આ જ મારો દેહ ! હું એની વચ્ચે છું, છતાં એનાથી ભિન્ન છું, સંપૂર્ણ રીતે જીવંત અને મુક્ત. મને નવાઈ લાગે છે. કોઈ રહસ્યભરી નવી દુનિયાનું જાણે કે દર્શન થયું છે. હૃદય સુખથી ભરાઈ ગયું છે. બધી શંકા, બધા સંતાપ ક્યાં ય ચાલ્યાં ગયાં છે. જાણે એ કદી હતાં જ નહિ. થોડી વારે સ્વામીજી જાગ્યા, આંખો ઉઘાડી. નેત્રોમાં સર્વ વસ્તુને સમજતી ગંભીર દીપ્તિ છે. અપાર વાત્સલ્યથી એ મારી સામે જુએ છે. મારે કશું પૂછવાનું કે કહેવાનું નથી. મન જ્યાં બધું સમજે છે ત્યાં ભાષાની જરૂર નથી. આભારભર્યા હૃદયે વંદન કરી હું બહાર નીકળું છું.

બહાર આવીને જોઉં છું તો બધે સોનેરી તડકો ઝળહળ થાય છે. પક્ષીઓ ઊડતાં જાય છે. રેવાનો પ્રવાહ તાપમાં ચમકે છે. દૂર મલ્હારરાવ-ઘાટ પર પનિહારીઓ માથે હેલો લઈ પગથિયાં ચડે છે. મંદિરનાં શિખરો તાપમાં સુંદર દેખાય છે. આખી દુનિયા નવી લાગે છે.

શંકા લાવવા ટેવાયેલી બુદ્ધિ પ્રશ્ન કરે છે, 'આ તો આત્મવંચના નહોતી કે ? મનની માત્ર તં સ્થિતિ નહોતી કે ? આનંદનો ખાલી ભાવાવેશ તે નહિ કે ?' મારું હૃદય ઊંડી શ્રદ્ધાથી જવાબ આપે છે, 'ના, આ તો સમસ્ત જીવનને પલટાવતો અનુભવ છે. દેહનાં રોમેરોમ એ યાદ કરે છે. આનંદનો એ કંપ હજી ભુલાયો પણ નથી.'

ચાંદોદમાં ચાર દિવસ રહી હું સ્વામીજીની વિદાય લેવા ગયો. ભક્તિભાવથી પ્રણામ કરીને કહ્યું, 'જાઉં છું, સ્વામીજી ! ફરી કોઈ વાર આવીશ. જીવનમાં જેની સૌથી વધારે જરૂર હતી તે તમારી પાસેથી પામ્યો છું. એ માટે તમારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે.'

સ્વામીજીએ કહ્યું, 'શાનો ઉપકાર અને શી વાત, ભાઈ! પરમાત્મા દયાળુ છે. જેને જેની જરૂર હોય તેને તે આપે છે. પછી એ સાચવવું, મળેલા બીજનો વિકાસ કરવો કે તેને ફરી કરમાવા દેવું તે માણસના હાથમાં છે.'

મેં કહ્યું; 'મારું ચાલશે ત્યાં સુધી ભૂલ નહિ કરું. આપે વાવેલો રોપ વિકસશે, તેને સુકાવા દઈશ નહિ.

સ્વામી હસ્યા. હૃદયના આશીર્વાદ નીતરતું એ નિર્મલ સ્મિત પામી મેં તેમની રજા લીધી.

# એક સાદું કાવતરું

લેખક G.

**'મારાથી કહેવાય તો નહિ પણ આ મારો ભૂપત તને નજરમાં બેસતો હોય તો...' કિસ્મતલાલની કંચનની વાત નીકળતાં પાનબાઈએ લંગડા પુત્રની વાત કરી.**

## કિસ્મતલાલ મહેતાજીની બદકિસ્મતી એ હતી કે એમને પાંચ પુત્રીઓ હતી

દરબારનાં એકએક ખાતાંઓમાં નાનીમોટી જગ્યાએ કામ કરતાં છેલ્લાં બે વર્ષ પૂર્વે જ કેળવણી ખાતાના ઉપરીપદે આવેલા ડોસાભાઈ હવે ડોસા કહેવાય તેવડી ઉંમરે પહોંચવા આવ્યા હતા છતાં બાંધીદડીનું એમનું શરીર એમની ઉંમરને કળાવા દે તેમ ન હતું.

એમની પાસે કેળવણીની દષ્ટિ ન હતી છતાં દરબારના હિતની દષ્ટિને ધ્યાનમાં રાખી નીચલા નોકરોને ઓછી હાલાકી પહોંચે એવી કુનેહથી એ કામ કરતા–કરાવતા, એટલે એમની વિરુદ્ધ ખાતાંના માણસોનો ઉકળાટ ઓછો હતો અને તેમાં ય હવે પેન્શન પર ઊતરવાને એમને દોઢેક વર્ષની જ વાર હતી એટલે એમની નીચેના હક ડૂબેલા જુવાન કાંઈ કરી બતાવવાની ધગશવાળા, વિદેશપ્રત્યાગત મિ. ખોખલા એમના હાથ નીચે વ્યવહારુ કામની તાલીમ મેળવવાની ગરજે કાંઈ ઊંચાનીચા થયા ન હતા.

આમ જાતે જન્મારે સારા પગારની આવકવાળું ઉપરીપદ મળ્યા માટે પોતાની પત્નીની પૂજાને જ એ બધું યશમાન અર્પતા પોતાના દીવાનખાનામાં ગાદી તકિયા પર આરામથી પત્નાપત્ના પાન ચાવતા હતા. નજીકમાં જ તુમારોના ગંજવાળું એક દફતર પડ્યું હતું તેમાંથી પીળાંધોળાં ને નાનાંમોટાં કાગળિયાંવાળો એક તુમાર કાઢી એમણે શેરો કર્યો: 'મહેતાજી મજકૂરને પોસ્ટ ખાતાની ભલામણ અનુસાર તે ગામેથી બદલી તળપદની પાંચમા નંબરની શાળાના મુખ્ય મહેતાજી તરીકે ફેરવવામાં આવે છે.'

બરાબર તે જ વખતે તેમનાથી એક વર્ષે ઉંમરમાં મોટાં અને પડછંદ દેહવાળાં એમનાં પત્ની પાનબાઈએ એ ખંડમાં પ્રવેશ કર્યો.

પાસે પડેલી પાનની રકાબીમાંથી સૂડીસોપારી લઈ એમણે પોતાના અર્ધબોખા મોંમાં સોપારીનો ચૂરો નાખતાં કહ્યું: 'આ ઘડીક ઘેર નવરાશ મળી છે ત્યારે તો વ્યવહારની થોડીઘણી વાત કરું ઈ તો પૂરી સાંભળો.'

પત્નીનાં આ વેણ સાંભળી ડોસાભાઈએ તુમાર કોરે મૂક્યો અને નાક પરનાં ચશ્માં નીચે સરકાવી કહેવા માંડ્યું: 'શું કહો છો પોપૈયાજી ! થોડીઘણી શું કરવા ? ઘણીબધી વાતો કરોને, હું તમારી જ રાહ જોતો જરા પત્નો પત્નો આ એક જરૂરી તુમાર લખી મારતો હતો.'

'પછી લખજો. જુઓ આપણો ભૂપત બત્રી વર્ષનો થયો અને હજુ કાંઈ એનું આપણે કરતા નથ પગે જરા અમથી ખોડ એમાં શું થઈ ગયું ! ભણ ગણ્યો છે, રૂડો રૂપાળો છે અને બીજી કશી કમી નથી. તમે કહ્યું હતું કે મે'તાજીયુંનો ઉપરી મને દે પછી તારો દીકરો કુંવારો રહે તો કે'જે, બે .. સૂધી ન કીધું પણ આજ તો મોઢે ચડીને કહું છું

ડોસાભાઈ પત્ના પત્ના એકદમ ખડખડાટ હસ જ લાગ્યા.

'લ્યો કીધું ! કીધું ત્યારે ખીખી કરવા લાગ્ય તમે ગમે તેટલું કમાઓ પણ મારી કિંમત તો કોડીની ! પાનકુંવર વદ્યાં.

ડોસાભાઈ હાસ્ય શમાવી બોલ્યા: 'મનોમ સાક્ષી ઈ આનું નામ. આ જે વાત તું કર છે ! સારુ જ આ તુમાર પરનો શેરો મેં જાતે કર્યો નીકર આવા શેરા અમારે કરવાના ન હોય.'

પાનકુંવર પ્રશ્નાર્થસૂચક મુખમુદ્રાથી પતિદે સામું જોઈ રહ્યાં. 'જો એમ છે. આ ગંજીવદરમ પેલો આપણો નાતીલો કિસ્મતલાલ મહેતાજી છે. એન સામે ગામલોકોની ફરિયાદો હતી એટલે ટપાલ ખાતાએ તપાસ આદરી. એને આપણા ખાતા ઉપરાંત ટપાલ ખાતાનું પણ કામ કરવાનું હોય છે એમાં ભાઈએ કાંઈ ગોટાળા કર્યા હશે. કિસ્મતને તું ઓળખછ ને ! તારી માસીના દેરનો દીકરો. પહેલાં તો તુમારે કામ ચડાવી ખૂબ સરખો કર્યો. બેચાર વાર રૂબરૂમાં બોલાવી દબડાવ્યો અને ડીગ્રેડ કરવાની ધમકી આપી

હવે જ્યાં એ પ્રકરણ મોળું પડવા દઈ ને આ પ્રમાણે શેરો કર્યો' એમ કહી એમણે તુમારનો ઉલ્લેખ શેરો વાંચી સંભળાવ્યો ને વિશેષ સમજણ પાડવા માંડી. 'જો ગામડામાં એને ટપાલનો પગાર મળતો ઈ અહીં શહેરમાં ન મળે પણ અહીં ટ્યુશનો ૨૦–૨૫ પાડી દેશે એટલે એકંદરે એને ફાયદો કર્યો છે. આમ થયું એટલે એ આપણો ગુલામ થયો. વળી આપણી નજર સામે જ એ હોય એટલે આપણા કામની આપણને વધુ સગવડ મળે. બોલ હવે તારે મને શું કહેવું છે?'

પાનકુંવર પતિની સામે સંતોષથી મીટ માંડી રહ્યાં.

વાત એમ હતી. કિસ્મતલાલ કેળવણી ખાતાનો સીનીઅર ટ્રેઈન્ડ એક મહેતાજી. આજ સુધી ગામડાંમાં જ અથડાતો–અટવાતો પડ્યો હતો. સીધાસાદા સ્વભાવને કારણે ઉપરીઓની ખુશામત તેને ગમતી નહિ એટલે એ જ્યારે ને ત્યારે ફેરફારો થતા ત્યારે રહી જ જતો અથવા તો બહુ થોડું પામતો. નામ તો કિસ્મતલાલ હતું પણ એ બદકિસ્મત હતો. બાપડાને પાંચ દીકરીઓ હતી! ગામડામાં સડતા એક ગુજરાતી શિક્ષકને ત્યાં એક નહિ પણ પાંચ દીકરીઓ! એ બદકિસ્મતી નહિ તો બીજું શું? ગંજીવદરમાં એની સામે કેટલાક ખટપટી અશાવતીઆઓએ ઊભા કરેલ પ્રકરણને અંગે શહેરમાં આવવાની તેને સજા થતી હતી.

એની વહુ મંગળા પણ ભલી ને પરગજુ બાઈ હતી. સંસાર ગરીબ હતો, પેટ છ ફરજંદો પડ્યાં હતાં અને વહેવારની ભીંસ તો કાયમ રહ્યાં જ કરતી છતાંય એમનું દંપતીજીવન સુખી અને સંતોષી હતું.

પાંચ દીકરીઓ ઉપરાંત એક દીકરો પણ હતો. ગુલાબરાય એનું નામ. જ્ઞાતિના છાત્રાલયમાં રહી એ સત્તરમે વર્ષે મેટ્રિક થયો હતો અને હવે કૉલેજમાં પણ જવા લાગ્યો હતો. નાનાંમોટાં ટ્યૂશનો કરી તેમ જ છાત્રવૃત્તિઓ મેળવી એ પોતાના ભણતરના ખર્ચમાંથી માબાપને મુક્ત રાખતો. ઊલટું રજામાં ઘેર જતો ત્યારે બહેનો માટે થોડુંક કાપડ કે એરીંગ-બંગડિયો કે કૈંક ખાવાનું તે લઈ જતો. ઉંમરના પ્રમાણમાં તેનાં સંસ્કાર, સમજણ અને શિસ્ત ઠીક વિકસ્યાં હતાં.

કિસ્મતલાલ શહેરમાં આવી ગયો હતો.

×

ચાના પ્યાલા ખખડતા હતા. એક ઓરડામાં બે બાઈઓ અને બે ત્રણ છોકરીઓ જાજમ પર બેઠાં હતાં. એક નાનું છોકરું તેની માને પજવતું આમતેમ થતું હતું.

'સારું થયું તમે શહેરમાં આવી ગયાં ઈ. હું કેદાડાની એમને કહ્યાં જ કરતી હતી કે મારી મંગળાને હવે બહોળો વસ્તાર થયો છે એટલે છોકરાંની વરવાપર કરવી જોઈએ અને ગામડામાં જો પડ્યાં રહે તો આ બધું ક્યારે કરે? અહીં તો આપણો જથ્થો મોટો ને આપણે બધાંને જાણીએ–ઓળખીએ એટલે બધું રેરાસ્તી થઈ રહે.'

'અમારે તો તમારી જ ઓથ છે ને બા! હું પણ એને ઈ જ કહેતી હતી કે તમે તમારા સાહેબને તો મળજો જ. મારાં પાનફઈબા પાસે ય આંટાફેરો જતા રહેજો. વહેવારની આંટીઘૂંટીને અગવડો તો તમે જ સમજો ને!'

ચાના ભરેલા–છલકાતા પ્યાલા રસોઈયો સૌ પાસે મૂકી ગયો. ચેવડા–પેંડાની રકાબીઓ પણ આવી. એક સામાન્ય શિક્ષકનાં છૈયાં–છોકરાંનું આવું સન્માન! મંગળા તો ઘડીક સ્તબ્ધ બની ગઈ!

ઓછી ઓછી થઈ જતાં તે બોલીઃ 'આટલું બધું શા સારુ ફઈબા! અમે તો તમારાં છોકરાં કહેવાઈએ.'

'લે રાખ્ય રાખ્ય છોડી! તું મારે ઘેર ક્યાંથી? અને આ સાહ્યબી-તો આ જ છે ને કાલ નથી. ને તું ક્યાં કો'ક છે?'

પછી બીજી થોડી વાતો ચાલી. ઊઠવાનો પ્રસ્તાવ થયો.

'આ મારી રૂપી પાંચ પંદર દીમાં કલકત્તેથી આવનાર છે. સુવાવડ આવે એમ છે. ત્રણ સુવાવડ કથળી ગઈ. આ વખતે તો મેં એને કીધું કે મારે તો મંગળાને મહિનો દોઢ મહિનો આપણે ઘેર રાખી મારી રૂપીને પૂરેપૂરી સાચવવી છે. ઈ કહે કેઃ એમાં મને શું પૂછ છ. ઘર તારું ને બાર તારું. માનશંકર મામાની મંગળા ને? હા, બહુ પનોતાં પગલાંની છોકરી છે. એનાં પગલાં પછી કિસ્મતલાલ ખરો કિસ્મતલાલ થયો છે! હવે તો એને અહીં જ લાવ્યા છીએ એટલે એ તો બધું સારું થઈ રહેશે.'

મંગળા તો રાજીના રેડ થઈ ગઈ. પોતાના વરના સાહેબ ખુદ આમ બોલ્યા!

× × ×

રૂખીબહેન આવ્યાં. દીકરો અવતર્યો. મંગળાએ હોંશે હોંશે તેની સુવાવડ કરી અને પાનબાઈએ દોઢ મહિને મંગળાને એક સુંદર સાડી તથા પચીશ રૂપિયા સમ ઉપર સમ દઈને આપ્યાં.

ગાઢ થતા આ સંબંધને લીધે એક વાર મંગળાએ ફઈબાને કહ્યું: 'ફઈબા! આ મારી મોટી છોડીનું હવે કયાંક સારું ઠેકાણું જોઈ સાસરું શોધી દો. આ વૈશાખમાં પાનેતર પહેરાવી દઉં.'

મોટી છોડી એટલે કંચન.

કંચન તંદુરસ્ત હાડવાળી અને નમણી હતી. એનામાં ટાપટીપ ન હતી, પણ સુઘડતા હતી. ઘરના બધા કામકાજમાં એ પલોટાઈ હતી અને શહેરમાં આવ્યા પછી અંગ્રેજી કન્યાશાળામાં ત્રીજા ધોરણમાં બેઠી હતી. તેર વર્ષે સોળ વર્ષ જેટલી ઉસ્લડ લાગતી હતી.

'મારાથી કહેવાય તો નહિ પણ આ મારો ભૂપત તને નજરમાં બેસતો હોય તો! મૂરતિયા તો ઘણા ય બતાવું પણ મારે તો બે લોભ છે: તારી છોકરી મારા ઘરમાં આવે ને એને ભરીપૂરી સાસરી મળે.' મંગળાના મનમાં ગદ્‌ગદિયાં થયાં. 'છોકરી આ ઘરે! સાચે જ એ લેશે!' એને થયું.

કિસ્મતલાલ પાસે એણે આ વાત કરી. કિસ્મતલાલ શહેરમાં આવ્યા પછી પાવરધો થયો હતો. એણે કહ્યું: 'તું સાવ ભોળી જ રહી. ઈ ભૂપત પગે લંગડો છે તેની તને ખબર છે?'

'પણ પગે ખોડ છે જરાક ઈ જ ને? ઘર કેવું મજાનું ને એને તો સારો પગાર પણ છે.' મંગળાએ પ્રતિવાદ કર્યો.

'પગાર તો એનો બાપ ખુરશીએ બેઠો છે ત્યાં સુધી અને આપણી નાતમાં બીજા મુરતિયા કયાં નથી? મારું મન તો આ પેલા ઉમિયાશંકર પાઠકના છોકરા પર ઠર્યું છે.' કિસ્મતે કહ્યું.

મોં મચકોડી મંગળા બોલી: 'જોઈ જોઈને ઉમિયાશંકરનો છોકરો જોયો! નહિ ઘર, નહિ બાર, નહિ ઓથ, નહિ ઉપર! તમે તો સાવ!'

'તો તને ઠીક લાગે તેમ કર. ઘરબાર તે છોકરાં તમારાં'

વરવહુ વચ્ચે આમ સમાધાન થયું.

થોડા દિવસ પછી એકાએક કિસ્મતલાલને પ્રાથમિક નિશાળોના નિરીક્ષકની જગ્યાએ બદલવામાં આવ્યો. એના પગારમાં પણ સારો એવો વધારો થયો!

કંચનને ભૂપત વેરે આપી. ગુલાબ આ સંબંધમાં બિલકુલ સંમત ન હતો. એના ગોઠિયાઓએ પણ એને ઊધડો લીધો, બધા કાપી ઊડયા. ગુલાબ 'બળવો બળવો' ઝંખી રહ્યો.

વૈશાખ મહિનો નજીક આવ્યો. કિસ્મતલાલની બે દીકરીઓનાં લગનનું નક્કી કર્યું.

ડોસાભાઈના આનંદનો પાર ન હતો. પાનબાઈ તો ઊપડયાં ઊપડતાં ન હતાં. જે દીકરો ઘણા પ્રયત્નો છતાં આજ સુધી કુંવારો હતો તે આમ સહેલાઈથી અદરાઈ ગયો હતો અને દેવકુંવરી જેવી વહુ ઘરમાં આવવાની હતી. ધમધોકાર તૈયારીઓ ચાલતી હતી.

× × ×

એકાએક આ લગ્ન મુલતવી રહ્યાં. કિસ્મતલાલના કાકાનો એક જુવાન દીકરો મેનીનજાઈટીસમાં પટકાઈ પડયો. એને ત્યાં કિસ્મતલાલ અને મંગળાને અવારનવાર જવું પડતું અને રાત્રે પણ રોકાવું પડતું.

ગુલાબને કંચન સાથે મોકળે મને વાતો કરવાનો મોકો મળી ગયો. વાત પરથી વાત નીકળતાં ગુલાબે કંચનને પૂછ્યું: 'કંચૂ! તેં ભૂપતને જોયો છે?'

કંચન આવી રીતે પુછાયેલા, ઉઘાડા સવાલનો જવાબ આપવા ટેવાયલી ન હતી. એ તો સામાન્ય ઘરેડમાં ચાલતા એક સામાન્ય કુટુંબની શરમાળ કન્યા હતી. એ કાંઈ ન બોલી.

'ઈ પગે લૂલો છે એની ખબર છે?'

કંચન કાંઈ ન બોલી.

'ઈ બહુ મામૂલી ભણતર ભણ્યો છે એ તુ જાણે છે?'

કંચન કાંઈ ન બોલી.

'આપણાં બા-બાપાને તો મેં આ વાત કરી જ છે. મારે તને એની સાથે નથી પરણવા દેવી.' ગુલાબ ઝેરણીને બોલ્યો.

બહેનને થયું, ભાઈ આ શું બોલે છે!

'તું ભલેને કાંઈ ન બોલ. હું તારે ગળે બધું ઉતારવા માગું છું. એમ કાંઈ કોઈની જિંદગી ન બગડવા દેવાય. બાપાને ઇન્સ્પેક્ટરપદ મળ્યું એટલે બા ભોળવાઈ ગઈ અને બાપા પણ ઢીલા બની ગયા.'

આવી રીતે ઊઘડેલી વાતચીત થોડા રોજ સુધી રોજ રાત્રે ચાલતી. બહેનમાં પણ વાતની સમજણ ઊગી હતી.

'પણ...' કંચને હોઠ ઉઘાડ્યા.

ભાઈને થયુંઃ 'હવે હું ફાવ્યો છું.'

એણે કહ્યુંઃ 'તને આપણે ત્યાં મારી સાથે આવે છે એ ઉછરંગ કેવો લાગે છે? મારી સાથે જ બી. એ. થયો ને એમ. એ.નું વાંચે છે. વળી આપણી નાતનો છે. એટલે બા—બાપા કોઈ જાતની મુશ્કેલીમાં મુકાય તેમ નથી. આ ઉછરંગ ને તું જોડાઓ એમ ઘણા વખતથી હું મનમાં ઇચ્છ્યા કરું છું. તારી હા હોય તો આપણે આગળ વધીએ.'

બહેન મૂંગી રહી. એના એ મૌનમાં ભાઈએ અનુમતિ વાંચી.

પછી તો વાટાઘાટો ચાલી ને ઉછરંગ-કંચન બે પાંચ વાર મળ્યાં પણ ખરાં.

વૈશાખ મહિનાના ખડેલા મુહૂર્તે એક કન્યાના ખડી જતા ભાવિને આમ ઉગારી લીધું હતું.

× × ×

ડોસાભાઈ નંખાઈ ગયા હતા. લકવાના એકાએક થયેલા હુમલાથી એમની તબિયત નરમ બની હતી અને તેઓ હમણાં રજા પર ઊતર્યા હતા.

પાનકુંવરને કાંઈક ગંધ તો આવી હતી અને તેથી એણે લગન કરી નાખવા આકરી ઉતાવળ પણ કરેલી પણ આમ સૌ આદર્યું અધૂરું રહેતાં સૌના હાથ હેઠા પડ્યા હતા.

કિસ્મતલાલ શું કરે? મંગળા શું કરે? કન્યા મોટી થઈ હતી છતાં થયેલા કાળા કેરના કારણે લગ્નને અત્યતા શિયાળા પર ઠેલવાં પડેલાં અને એ શિયાળો પણ હવે પાસે આવતો હતો. દિવાળીના દિવસો આવ્યા. ડોસાભાઈ ખાટલામાં પડ્યા પડ્યા ભૂપતનાં લગ્નને ઝંખતા હતા અને પાનબાઈ પણ સમય નજીક ... ક આ દેવની તો ઘડીક આ દેવની એમ પ્રાર્થનાઓ કરતાં હતાં અને બાધા-આખડીઓ રાખતાં હતાં. આજે એમણે કિસ્મતલાલને પોતાને ઘેર બોલાવ્યો હતો.

કિસ્મતલાલ આવ્યો. ચાપાણી ને નાસ્તાનું સન્માન થયું. પાનસોપારી ખાતાં ખાતાં વાતો ઊખળી. મુખ્ય મુદ્દા ઉપર પાનબાઈ વાત લાવી બોલ્યાંઃ 'જુઓ ને ભાઈ! હવે તો હુંય હારી ગઈ છું. આ ઈ માંદા માંદા કામે હસરડચે રાખે છે ને હું પણ......' અને આંખમાં ઝળઝળિયાં લાવી 'હવે તો આપણી કંચન આવી મને છોડવે.'

'હા, હા, બધુંય થઈ રહેશે. એમ કાંઈ મૂંઝાયે આરો આવે? અને હજી તો તમારે કંચનને પળોટવી છે. શિયાળાને કયાં વાર છે?' કિસ્મતલાલ બોલ્યો.

પાનબાઈને પોતાની વાતનો જવાબ મળી ગયો એટલે બહુ પ્રસન્નતા થઈ અને આડીઅવળી બીજી વાતો કરતાં કિસ્મતલાલ મોડેથી ઘેર આવ્યો.

× × ×

અધૂરી રહેલી થોડીઘણી તૈયારી પર છેવટનો હાથ ફરી રહ્યો છે. કિસ્મતને ત્યાં પણ આવનારી મોટા ઘરની જાનમાં સન્માનને યોગ્ય તૈયારીઓ થઈ રહી છે. માગશર મહિનો આવી પહોંચ્યો. ફક્ત લગ્ન આડા આઠ જ દિવસ બાકી છે.

માબાપ સાથેની સમજાવટના પ્રયત્નો નિષ્ફળ ગયા પછી ગુલાબે કંચનને જ હાથમાં લીધી હતી. ભૂપત સાથેનાં તેનાં થનાર લગ્નમાં તે તેનું ભયંકર ભાવિ વાંચતો હતો. કોઈ પણ ઉપાયે તેને તે થવા દેવાં ન હતાં.

કિસ્મતના ઘરના પાછલા ઘરમાં જ એ કાવતરું રચતો હતો.

એ ઘર રોશનલાલનું હતું. રોશનનો બાપ અમદાવાદમાં મિલના દલાલ તરીકે સારું કમાતો હતો અને તેથી ઘરની સજાવટ, કાયમ રહેવાની ન હોવા છતાં તે સદા સારી રખાવતો હતો. આ ઘરમાં કંચન ઉછરંગ સાથે કયાંય પણ ભાગ્યાનાસ્યા વિના ઠરાવેલ મુહૂર્તે પરણે તેવી ગુલાબની મિત્રમંડળીએ પ્રબંધ કર્યો હતો.

× × ×

ડોસાભાઈને ઘેરથી ઠાઠમાઠથી સાજનમાજન સાથે વરઘોડો નીકળી ચૂક્યો છે. નજીકને રસ્તેથી

આવે તો પંદરવીશ મિનિટમાં પહોંચાય તેમ હતું છતાં લાંબો સમય લાગે અને સાહ્યબીનું પ્રદર્શન થાય માટે રસ્તો ફરી ફરીને અવાય તેવો લીધો છે.

અહીં કિસ્મતને ત્યાં પણ બધી તૈયારી છે. આવેલાં માનવંતા મિજમાનોની સ્વાગતા કરવા કિસ્મતના હાથ નીચેની નિશાળોના મહેતાજીઓ પોતાના જૂનાનવા વાઘા સજી જાણે હડેટહોમ કરનારા ચાડિયા હોય તેમ ખડે ઊભા છે. ગુલાબ પણ ગેરહાજર નથી પણ કોઈ કોઈ વાર તે અદૃશ્ય થઈ જાય છે.

કંચન તૈયાર છે. મંગળાનો હરખ માતો નથી. એને તો એ જાનોનાં માણસોને સાચવવાનાં છે. પણ ડોસાભાઈનો નંબર પહેલો જ છે. એ જાન પહેલી ને નાનીની જાન પછી.

જાન આવી ગઈ. વરો પોંખાઈ ગયા. ગણેશનાં પૂજન થઈ ગયાં. બંને વરોનો પૂજનવિધિ પણ પૂરો થયો અને ગોપા શુકલે પોતાના બુલંદ અવાજે પોકાર પાડ્યો: "કન્યા પધરાવો સાવધાન"

ઊંચી હવેલીઓવાળા એ લત્તામાં પડઘા પડ્યા: સાવધાન

અને કન્યાઓને લગ્નમંડપમાં પધરાવવાની ધમાલ ચાલી રહી.

રોશનલાલના ઘરમાં પણ લગાતાર તૈયારી ચાલે છે. પાંચસાત મિત્રોની હાજરીમાં જ સૌની સાથે ભણેલો ને સરખા જ ઉત્સાહવાળો વસંત ગોર ગુરુસ્થાનેથી બધી ક્રિયાઓ કરાવી રહ્યો છે. વરરાજા ઉછરંગરાયને પરણાવવા વરમાતા બની આવેલાં મિત્રપત્ની રેમાબહેન મરક મરક હસી રહ્યાં છે ત્યાં પાછલે બારણેથી કન્યા એકાએક પ્રવેશે છે. હસ્તમેળાપનો વિધિ પતાવાય છે ને એ જ મકાનના ચોથા માળની અગાસીમાં સપ્તપદીની પ્રતિજ્ઞાઓ પૂરી થાય છે.

અને અહીંના ઉદ્વેગ ને ઉચાટનો પાર નથી. કંચનને કોઈક ગળી ગયું! આટલાં બધાં માણસો વચ્ચેથી એ આગલે બારણેથી કેમ કરીને ચસકી શકે? ઉપરથી એરોપ્લેન ઊતર્યું નથી તેમ ધરતીકંપ થઈ પૃથ્વી ફાટી નથી. ને પાછલું બારણું તો બંધ રહે છે છોકરી જાય ક્યાં?

નાની બહેનનાં લગ્ન જેમતેમ પૂરાં કરી જાનને વળાવી દેવામાં આવે છે.

કંચનની ગોતાગોત ચાલી. તાર-ટેલિફોન છૂટ્યા. શહેર બહાર, વાડીઓ અને વિહારસ્થાનો ફેંદી નાખ્યાં. સુધારકો અને સમાજસેવકોની જડતીઓ લેવામાં આવ ડોસાભાઈએ દરબારી મદદ મેળવી ઘણું ઘણું ઊંધુંચત્તું કરી નાખ્યું છતાં કંચન મળી નહિ.

ગુલાબ પણ મા-બાપાની સાથે કંચનને ખોળવામાં અડધો થઈ ગયો લાગે છે.

ત્યાં ચોથે દિવસે કિસ્મતલાલ પર પત્ર આવે છે

પૂજ્ય મુરબ્બીઓ,

તમે ધારેલે અને નિયત કરેલે મુહૂર્તે જ અમે લગ્નગ્રંથિથી જોડાયાં છીએ.

આજ્ઞા આપો એટલે આવીએ. આપની ઇચ્છાની અમને વગર સંદેશે ખબર પડી જશે.

છોરુ કંચન-ઉછરંગ

અને કિસ્મત વિમાસી રહ્યો. આ કેમ બન્યું!

★ જાપાનીઓ ઘર પછી ઘર લૂંટી રહ્યા હતા. અત્યાચારનો એ દાવાનળ રોજ

# પિતૃભૂમિને ખાતર

લેખક
મન્મથ

પિતૃભૂમિને દુશ્મનો પદાઘાતથી છૂંદતા હતા, અપમાનતા હતા. સ્થળે સ્થળે માતૃત્વનું ઘોર અપમાન થઈ રહ્યું હતું. હવસભૂખ્યા જાપાનીઓનાં ધાડાં ઘર ઘરની બહેનદીકરીઓ ઉપર ભૂખ્યાં વરુની જેમ તૂટી પડતાં હતાં. તેમની આબરૂ ભરબજારે લૂંટાઈ રહી હતી. રસકસ લૂંટાઈ રહ્યો હતો. સાધનસામગ્રી ઝૂંટવાઈ રહી હતી. લોકોનાં ઘરબાર બળી રહ્યાં હતા. માન-ીનાં શબ ચારે તરફ રવડતાં હતાં. નિર્દોષ પ્રજાજનો ઉપર ઘોર અત્યાચાર વરસી રહ્યો હતો.

માઉ ઘરમાં બેઠો બેઠો વેદનાના આર્તસ્વરો સાંભ-ળતો હતો. માઉ પાક–હાઉ શાન્સી પ્રાંતના હોટસીન ગામનો ખેડૂત. ઘરમાં વૃદ્ધ માતાપિતા હતાં, પ્રેમાળ પત્ની હતી, મધુરું મધુરું બોલતાં નિર્દોષ બાળકો હતાં.

જાપાનીઓ ઘર પછી ઘર લૂંટી રહ્યા હતા. અત્યાચારનો એ ઘોર દાવાનળ રોજબરોજ વધુ ને ધુ પ્રજળી રહ્યો હતો. એક દિવસ એના ઘરનો પણ ારો આવશે. એની વૃદ્ધ માતા અને યુવાન પત્ની–વચાર આવતાં માઉને કમકમાં આવી ગયાં.

આનો કાંઈક માર્ગ તો કાઢવો જ પડશે ને. માઉનું અંતર ચગડોળે ચડ્યું હતું. અને એક દિવસ એણે ક્કી કરી નાખ્યું. તે માતાપિતાની રજા લેવા ગયો. જાઉં છું.'

'ક્યાં જાય છે!' પિતા ચમકી પડ્યો.

'અમને રેઢાં મૂકીને તું ક્યાં જશે દીકરા?' ાતા રડી પડી.

'કાંઈક તો કરવું જ જોશે ને.'

પણ એ ચમકારો, એ આંસુ ક્ષણિકનાં જ હતાં. તૃભૂમિ ઉપરથી ઓળઘોળ થઈ જવા પુત્ર જાય , એ વિચારે તેમનું અભિમાન ઊછળી આવ્યું. મનાં હૈયાં હર્ષને ઉછાળે નાચી રહ્યાં. માતાપિતાએ નો વાંસો થાબડ્યો. 'સાબાશ દીકરા.'

તેણે માતાપિતાને વંદન કર્યાં. પત્નીને એક મીઠું ચુંબન ભરી લીધું. બાળકોને ઘડીક રમાડી લીધાં. એ જાણે કે સદાને માટે કુટુંબથી વિદાય લઈ રહ્યો હતો.

માતાપિતા એને આશિષ આપી રહ્યાં હતાં. જાણે કહી રહ્યાં હતાં: 'અમારી આબરૂ વધારજે દીકરા.'

પત્ની જાણે કહી રહી હતી: 'મારા કરતાં પિતૃભૂમિની કિંમત વધારે છે.'

અને માઉ ચાલી નીકળ્યો. ક્યાં જતો હતો એ! શા માટે જતો હતો? કોણ એને દોરી જતું હતું!

એ સીધો જાપાનીસ બેડા ઉપર પહોંચ્યો અને જાપાનીસ અમલદાર સન્મુખ ઊભો રહ્યો. 'હું ભરતી થવા માગું છું.'

ક્ષણભર તો અમલદાર કરડાકીથી માઉ સામે જોઈ રહ્યો. પછી રૂઆબથી પૂછ્યું. 'કોણ છે?'

'માઉ.'

'માઉ! એ કાંઈ જવાબ છે! ક્યાંનો છે!' ઉદ્ધત રીતે અમલદારની પ્રશ્નાવલિ આગળ ચાલી.

'હોટસીનનો.'

'તું લડી શકશે?'

'નહિ.'

'ત્યારે!'

'બાતમી લાવી આપીશ.'

'જાસૂસી કરશે?'

'ચીનાઈ હરોળો પાછળ હું પહોંચી શકીશ.'

અમલદારે ઘડી બે ઘડી ઝીણી આંખથી તેને માપી લીધો. માઉ મુખ પરની એક પણ રેખાને વિચલિત થવા દીધા વિના જેમનો તેમ ઊભો હતો.

'બધી જ બાતમી લાવી શકશે?'

'જે કહેશો તે.'

'ઠીક જાઓ, હુકમ મળશે.'

અને માઉ ભરતી થઈ ગયો.

એની પ્રથમ કામગીરી ઉપર જ્યારે તે યુદ્ધ-નિરાશ્રિતના વેશમાં ઊપડ્યો ત્યારે માઉના પગલામાં અણધારેલો વેગ હતો. એના હૈયામાં એક પ્રકારનો ઉલ્લાસ ભર્યો હતો.

ચીની હરોળો પસાર કરતો તે આગળ અને

**ખરોજ વધુ ને વધુ પ્રજળતો હતો. એક દિવસ એના ઘરનો ય વારો આવશે એ વિચારે માઉને કમકમાં આવ્યાં.**

આગળ વધી રહ્યો હતો. એની વેધક દૃષ્ટિ કાંઈક શોધી રહી હતી. કોઈકની નજર આમંત્રી રહી હતી, પરંતુ યુદ્ધ–નિરાશ્રિત તરફ કોઈને જ જોવાની દરકાર ન હતી અને માઉ ચાલ્યો જતો હતો, આગળ અને આગળ.

આખરે તેને જે જોઈતું હતું તે મળી આવ્યું. તેની હિલચાલ ઉપર શક ગયો. શત્રુના બાતમીદાર તરીકે ચીની સરદાર સમક્ષ તેને ખડો કરવામાં આવ્યો.

એ જ રાતે સૈનિકોને હુકમ મળ્યો. ચીની સિપાહીઓની એક ટુકડી કોઈ અજાણ્યા સ્થળ તરફ રાતોરાત રવાના થઈ ગઈ. તેમના ભોમિયા તરીકે શત્રુનો બાતમીદાર માઉ હતો.

ઘણાને એ વાતની નવાઈ લાગી. સૈનિકોએ સાશંક નજરે માઉ તરફ જોયું. પરંતુ સવાલ કરવાનો હતો જ નહિ. હુકમ મળી ગયો હતો. કોઈથી એ સામે હરફ ઉચ્ચારી શકાય તેમ ન હતું.

પરંતુ એમને ખરેખરી નવાઈ તો એ વખતે લાગી, જ્યારે તેઓ એક જાપાની અડ્ડા ઉપર આવી ચડ્યા. મૃત્યુના મુખમાં? પણ અડ્ડામાં તે વખતે શાંતિ હતી. જાપાનીઓ નિરાંતે ઘોરતા હતા, પહેરેગીરો ઝોકે ગયા હતા. આ બધું શું થઈ રહ્યું છે? ચીની સૈનિકોને કાંઈ જ ખબર ન પડી. તેમની મતિ મૂંઝાઈ રહી હતી.

એકાએક હુકમ મળ્યો. 'હલ્લો શરૂ કરો.'

બંદૂકમાંથી ગોળીઓ છૂટી, ધડાધડ ધડાધડ ધડાધડ.

તે સાથે જાપાની બેડામાં અવ્યવસ્થા મચી ગઈ. નાસભાગ શરૂ થઈ. ચીના સૈનિકોએ જાપાનીઓને સૂતા દાબ્યા હતા. તેમને હવે જ ખબર પડી કે માઉ શા માટે તેમને અહીં સુધી લઈ આવ્યો હતો. જાપાનીઓની કાપણી શરૂ થઈ ગઈ.

નાસભાગ કરતા કેટલાક જાપાનીઓએ માઉને ઓળખી લીધો, 'આ તો માઉ.'

દગાબાજ! 'કેટલાક અવાજ ઊઠ્યા.'

પરંતુ માઉના વર્તન સંબંધમાં અભિપ્રાય ઉચ્ચારવાનો એમને વખત ન હતો. ચીનાઓની ગોળીઓ ધડાધડ આવી આવીને તેમની છાતી વીંધી રહી હતી.

થોડી જ વાર અને બધું શમી ગયું. કામ પતી ગયું હતું. ચીના સૈનિકો પાછા વળી ગયા હતા. અસંખ્ય જાપાનીઓનાં શબ ભૂમિ ઉપર રવડતાં પડ્યાં ન હોત તો જાણે કે કાંઈ જ બન્યું નથી એવી સૂમસામ શાંતિ થોડી વારમાં ફરી વળી.

× × ×

પરંતુ બીજી સવારે જાપાનીઓની વેરવૃત્તિ એકાએક સતેજ બની ગઈ.

માઉનું આખું કુટુંબ તેનાં વૃદ્ધ માતપિતા, તેની પ્રેમાળ પત્ની, તેનાં લાડીલાં પાંચ બાળકો બધાંને એક કતારમાં ખડાં કર્યાં હતાં. તેમની સામે જાપાનીઓની લોહી તરસી બંધૂકોની નળીઓ મંડાણી હતી.

બંધૂકોની એ નળીમાં ધરબેલી ગોળીની એમને જાણે પરવા ન હતી. પિતૃભૂમિને માથેથી ઓળઘોળ થઈ જવાથી એમના હૈયામાં તમન્ના ભરી હતી. હસતે મોઢે છાતી કાઢીને બધાં તાકેલી નળીઓ સામે ઊભાં હતાં. વૃદ્ધ, યુવાન, બાળક બધાં જ.

ગોળીઓ વછૂટી. આઠ શબો ઢગલો થઈ ધરતીએ ઢળી પડ્યાં. તે સાથે આઠેના મુખમાંથી એક સાથે એક જ જયધ્વનિ નીકળ્યો 'પિતૃભૂમિનો જય.' [સૂચિત

# ભાડૂત

લેખક
**માસ્તર**

★

**હવે બાબાને રેઢો મૂકીશ ને એ કેં ભાંગફોડ કરશે કે દી આખો રાડો નાખશે તો મકાન ખાલી કરાવવું પડશે,**

'પુષ્પા!' ઉંબરામાં ઊભા રહી વૃદ્ધ તુલસીદાસે સાદ કર્યો. અવાજ સાંભળી ભરત ભરતાં ભરતાં ઊઠીને ઓસરીમાં આવતાં પુષ્પાએ જોયું તો ઓટા પર મકાનધણી વૃદ્ધ તુલસીદાસ ઊભા હતા. અને તેની પાછળથી પોતાનો ત્રણ વર્ષનો છોકરો બાબો રડતો રડતો પગથિયાં ચડતો હતો.

'કેમ કાકા!' પુષ્પા આગળ આવતાં બોલી. તુલસીદાસ પુષ્પાના બાપ માધવલાલના કાકા હતા.

'કેમ શું? મેં તને કેટલી વખત કહ્યું છે કે છોકરાનું ધ્યાન રાખ.' વૃદ્ધે ક્રુદ્ધ કંઠે કહ્યું.

કશો ઉત્તર આપ્યા વગર પુષ્પાએ છોકરાને તેડી લીધો એટલે તે છાનો રહી ગયો. પુષ્પાનું આ જાતનું મૌન જોઈ વૃદ્ધ વધુ ગુસ્સે થયા. તે બોલ્યા. 'બસ એક છોકરાં પર હેત છે. ફાવે તેમ ઊછેર છ? શું કર્યું એ તો જાણતું નથી!'

'જરૂર કંઈક તોફાન કર્યું હશે.' પુષ્પાએ કહ્યું.

'એટલે એ તોફાન કરે એ ચલાવી લેવા જેવું તને લાગે છે કેમ?' વૃદ્ધે કહ્યું. 'અત્યારે મારા ઓરડામાં ભરેલો કૂંજો ફોડી નાખ્યો. જાજમ પલાળી મારી. અને ભીને કપડે મારા પલંગ પર ચડી ગયો. હું પૂછું છું તો ખૂમાખૂમ કરી રડવા લાગ્યો.' વૃદ્ધે ફરિયાદ નોંધાવી.

પુષ્પાને તો છોકરાનું આ પ્રકારનું વર્તન જોઈ ખરે જ મનમાં હસવું આવતું હતું પણ તે હાસ્ય દબાવી બોલી, 'કાકા, એ તોફાનીને હવે હું એ બાજુ નહીં આવવા દઉં.'

'એ વાત તો તમે લોકો રોજ બોલો છો.' વૃદ્ધે કહ્યું. 'તમને લોકોને ખબર જ નથી કે કેમ રહેવું જોઈએ. તમારો હું સગો થાઉં છું તેથી મારા ઘરમાં ફાવે તેમ રહેવાનો તમને અધિકાર નથી મળી જતો. સમજાય છે?' બેશક અધિકાર તો બાબાએ જ મેળવેલો. બીજા કોઈએ નહીં. પણ આ આરોપ જોઈ પુષ્પા વૃદ્ધને શાંત કરવા બોલવા ગઈ, 'કાકા...'

'કાકા કે બાકા. હું મકાનધણી છું. તમે ભાડૂત છો. સગપણને અંગે મકાન મેળવવું ઠીક લાગે છે ને રે'તાં શીખવું નથી.' ડોસાને સાઠ વર્ષ થઈ ગયાં હતાં. એટલે એની સામે કંઈ ન બોલવું એ નિશ્ચય કરી પુષ્પા મૂંગી રહી.

વૃદ્ધ પણ થાક્યા હતા. તે ઓટા પરથી નીચે ઊતર્યા. પણ જતાં જતાં એ જ વેગમાં વાક્ય ઉમેર્યું, 'કહી દઉં છું. હવે બાબાને રેઢો મૂકીશ ને એ કેં ભાંગફોડ કરશે કે દી આખો રાડો નાખ્યા કરશે તો મારે મકાન ખાલી કરાવવું પડશે. પછી ડોસાનો વાંક ન કાઢીશ.' આટલું કહી વૃદ્ધ બાજુના બ્લોકમાં ચાલ્યા ગયા.

વૃદ્ધ તુલસીદાસનું આ મકાન હતું. બે બ્લોકમાંથી એકમાં પોતે રહેતા. બાજુનો બંધ રહેતો. ભાડાંની તેમને જરૂર ન હતી. દીકરો કલકત્તે બેઠો બેઠો ખૂબ રળતો હતો. પોતાને પાછલી જિંદગી વતનમાં નિરાંતે ગાળવી હતી તેથી મકાન કરાવ્યું હતું. હમણાં બે માસથી દાસે એ બ્લોક પરાણે ભાડે આપ્યો હતો. હવાપ્રકાશ અને પાણી માટે આ બાજુના લત્તામાં આવવા સહેજે માણસો ઈચ્છા રાખતાં હતાં. નાનો બાબો જન્મથી માંદો રહ્યા કરતો હતો તેથી પુષ્પા અને વિનાયક આ બાજુ આવવા પ્રયત્ન કરતાં હતાં. માધવલાલે ચારપાંચ વખત કહ્યું, એટલે છેવટે ડોસાએ એ બ્લોક ભાડે આપ્યો. પણ એ બ્લોક ભાડે આપ્યા પછી દાસબાપાને પોતે ભૂલ કરી હોય તેવું જણાવા લાગ્યું. સાવ એકલપંડ આવડા મોટા મકાનમાં છેલ્લા દોઢ વર્ષથી જે શાંતિ તે અનુભવતા હતા તેમાં ભારે ભંગાણ પડ્યું હતું. અવારનવાર બે છોકરાંનો કલબલાટ કાનને ચમકાવતો. બાબો અને તેથી નાની પાંચ માસની છોકરી બેબી બિંદુ એ દાસબાપાના મકાનમાં સહુથી વધુ વાચાળ વ્યક્તિઓ હતી. મધ્યાને અને રાતે પણ આ

**એ બ્લોક ભાડે આપ્યા પછી દાસબાપાને પોતે ભૂલ કરી હોય તેમ લાગ્યું,**

બન્નેનાં કજિયાનો અવાજ દાસબાપાને ગમે તેવી ઊંઘમાંથી જગાડીને અકળાવી દેતો. ગાઢ શાંતિમાં આવો અવાજ સાંભળી તે ખૂબ ચીડાતા. અમસ્તાયે શેરીમાં બપોર વખતે જો છોકરાઓ શોરબકોર બોલાવતા હોય તો તેમને દૂર હાંકી કાઢવા સરસ્વતી સંભળાવવા બહાર નીકળી પડતા. એ પ્રકૃતિ ઘણા વખતથી હતી. એટલે એક જ ઘરમાં એ વૃદ્ધથી રાત ને દિવસ શોરબકોરમાં રહેવું અસહ્ય થઇ પડવા લાગ્યું. શરૂઆતમાં એક સવારે વિનાયક પાસે જઈ દાસબાપાએ કહ્યુ: 'હું સાંભળું છું કે બન્ને છોકરાંને રડવાની વધુ ટેવ છે. મને લાગે છે કે તે માંદાં છે. તેમને માટે કોઈ સારા દાક્તર કે બાળવૈદ્યનો બંદોબસ્ત કરોને.'

વિનાયકે કહ્યું: 'માંદાં જેવાં રહેતાં હતાં તેથી તો આ બાજૂનું મકાન ગોત્યું છે. અને અહીં આવ્યા પછી મને એમ લાગે છે કે ઠીક જ થયું છે. કારણકે બન્નેની તબિયત સારી થતી આવે છે. ખરી હકીકત એમ છે કે ચોકખી હવાની જરૂર હોય છે ત્યારે દાક્તર બોલાવી ગમે તેવી દવાના રગેડા છોકરાંને ગળે ઊતરાવીએ છીએ. મને આશા છે કે હવે બે મહિનામાં બંનેની તબિયત ઘણી સારી થઈ જશે.'

'તબિયત સારી થઈ જાય એ જ સારું. ઘણું સારું.' બસ એટલું કહી દાસબાપા તે દિવસે બેઠા થઇ ગયા. વધુ કૈં ન બોલ્યા.

વધુ ન બોલી શક્યા તેનાં કારણો હતાં: બાબાને પોતે ઘણો પટાવ્યો હતો. શરૂઆતમાં શિષ્ટાચાર માટે કેવળ એ છોકરાને 'કેમ છે બાબા! બાબા! લે ભાગ.' કહી કહી ને પોતા પાસે બોલાવતા. પણ આટલી ઉંમરે પણ એ વાતની એમને ખબર ન પડી કે આ શિષ્ટાચાર માયા અને પ્રેમનાં બંધન ચારેકોરથી ભેગાં કરે છે. આચારની એ શિષ્ટતા જીવનને કેવું મિષ્ટ બનાવી મૂકે છે એ જાણે ભુલાઈ ગયું હતું.

બાબાને પક્ષે પણ તેને કોઈ રમવામાં ભેરુ ન મળતાં દાસબાપા પાસે દોડી જતો. અપરિચિતતાને અંગેનો સંયમ દાસબાપાએ જ દૂર કરાવ્યો. સવારે ચા-દૂધ વખતે કે બપોરે કંઇ ફળ ખાય ત્યારે તે બાબાને તેડવા જતા. તેથી બાબાએ લાભ લેવો શરૂ કર્યો. સવારના દાસબાપા મોં સાફ કરવા ઓટે બેસે ત્યારે તેમના વાંસા પર ચડી જઈને બાબો બોલતો, 'લાવો બાપા તમારા દાંત. કેવા બાર નીકળી ગયા છે. લાવો."

"તારા દાંત કાઢને.' બાપા કહેતા.

બાબો દાંત કાઢવા આંગળાં મોંમાં નાખી દાંત પકડતો.

'કેમ નથી નીકળતા ને ?' દાસ પ્રશ્ન કરતા.

'તમારા દાંત ખોટા છે.' બાબો બોલતો.

'ચાલ, ચાલ લુચ્ચા!'

'હા, તમારા દાંત ખોટા છે. બાપુ કહેતા હતા.' બાબો સ્પષ્ટીકરણ કરતો.

'જા, જા, પાજી. જા તારા બાપ પાસે.' બાપા ગુસ્સે થતા.

'નહીં. નહીં.' કહી બાબો પાછો ખભા પર બે હાથ મૂકી ગરદન પર માથું મૂકતો.

નિત્યની આ રમૂજ ઉપરાંત દાસબાપા પૂજા-માળામાં બેસે ત્યારે પ્રસાદ ખાવા દોડી જતો. આ ચેષ્ટા વધતી જતી હતી. દિવસનો ઘણો ભાગ એ દાસબાપાના ઓરડામાં ગાળતો. પણ દાસબાપા તેના પર કોઈ કોઈ વાર નારાજ થઈ જતા એ તો તોફાનને અંગે. બાબો બાલદીનું પાણી ઢોળવામાં પુરુષાર્થ માનતો, દાસનાં સ્લીપર પહેરી લાકડી ઉપાડી જવાનું એનું નિત્યકર્મ હતું. કોઈ વખત પુસ્તકનું પાનું ખેંચીને ફાડી નાખવામાં એને રસ આવતો. આ સર્વ ઉપરાંત બાબાનો અવાજ બહુ મોટો હતો. અને દાસના કાન બહુ નાજુક હતા. આવા પ્રકારની બાબાની પ્રતિદિન વધતી જતી પ્રતિકૂળ ચેષ્ટા દાસકાકાને અકળાવવા લાગી. એટલે તેણે બાબાને બોલાવવો બંધ કરી દીધો. તોપણ બાબાને બાપાની સંગતિ વગર ચાલતું નહીં; તેથી મકાનધણી અને ભાડૂત વચ્ચે જરા ચકમક ઝરવા લાગી. બાપા પાસે બાબો આંસ્યો જતો તેથી પુષ્પાને રાહત રહેતી પણ એ જ વાત દાસબાપાને ખૂંચતી હતી. છોકરાનું ધ્યાન રાખવા બાબત તે બે ત્રણ વખત કહી ગયા હતા: 'છોકરો ફાટક પરથી પડશે તો કોણ જવાબદાર છે!' 'પાણીની કૂંડીએ દોડી જાય છે પણ તને તો ખબર ન પડે કેમ? તમારો હું નોકર છું!' આવા રોજના પ્રશ્ન પછી આજે અચાનક દાસબાપાનો ક્રોધ ઝાલ્યો ન રહ્યો એટલે મનફાવે તેમ બબડી ગયા.

બબડી ગયા પછી દાસને થોડો સંતાપ થયો પણ ફરી પુષ્પા સાથે સરળતાથી વાત કરવા જવાની તેમની હિંમત ન થઇ. સાંજ સુધી આ બનાવ પર વિચાર

છેલ્લા દોઢ વર્ષથી જે શાંતિ તે અનુભવતા હતા તેમાં ભારે ભંગાણ પડયું.

કર્યો. અને લાગ્યું કે ક્રોધ કર્યો એ જ ઠીક હતું. પુષ્પાને એમ ખખડાવ્યા વગર એ સમજે એવી જ ક્યાં છે?' આમ આશ્વાસન શોધી તે લટાર મારવા બહાર ચાલ્યા ગયા.

વિનાયક આવ્યો ત્યારે પુષ્પાએ બની ગયેલી હકીકત કહી અને બોલી, 'આજે જે થયું તેનું મનામણું કરવા કાકા પાસે હું નહીં જઉં. તમે જઈ આવજો.'

'મારે જવાની જરૂર નથી.' વિનાયકે કહ્યું: 'એ બધું બાબા પર જ છોડી દે.'

'કાકા આજે બદલી ગયા છે.'

'એનો એ સ્વભાવ છે. એટલે એ પાછા બદલી જશે.' વિનાયકે કહ્યું.

રાત્રે જ્યારે વૃદ્ધ પાછા આવ્યા ત્યારે બાબો ઓસરીમાં ઊભો હતો. દાસબાપાને અંદર દાખલ થતાં જોઈ તે હાથ લાંબા કરી બોલ્યો. 'બા...પા, હાલો.'

'બા...પા...બાપા...બા...પા' કંટાળાભર્યા અવાજે હાથ જોડી વૃદ્ધ બોલ્યા. 'તેં તો બાપાના માથામાં જીવાત ભરી દીધી છે. બોલ શું છે?'

'ફૂલ' કહી બાબાએ હાથમાંનું ફૂલ બતાવ્યું.

'રાખ.' કહી ડોસા પોતાને ઓરડો ઉઘાડવા લાગ્યા. બાબો નજીક ગયો ને બોલ્યો. 'મારું ફૂલ છે, બાપા સુગંધ. ફૂલ તમને ગમે છે. આપું!' કહી પોતે ફૂલ સૂંઘી તેણે બાપા તરફ ધર્યું.

'હા હા, ફૂલ છે.' કરી ડોસાએ છોકરાને ઊંચક્યો. 'લાવ સૂંઘું.' કહી તેમણે ફૂલ સૂંઘ્યું ને પાછો છોકરાને નીચે ઉતારી કહ્યું: 'જા તારી બા બોલાવે.'

'ના, ના.'

'જા અત્યારે સૂઈજા. સવારે આવજે જા.'

'ફૂલ લાવો' કહી ફૂલ લઈ છોકરો પાછો ચાલ્યો ગયો.

બીજે દિવસે સવારમાં દાસબાપા કમ્પાઉન્ડના પાછળના ભાગમાં બગીચા જેવું કર્યું હતું ત્યાં જોવા જવા નીકળતા હતા ત્યાં બાબો આવીને સામે ઊભો રહ્યો.

'હસવું આવે છે? દૂધ પીધું લાગે છે.' દાસ-

'દૂધ પીધું. તમારે પીવું છે?' કરી બાબો નજીક ગયો.

'જા જા, ઘરમાં જા.' વૃદ્ધે કહ્યું પણ બાળક ખસ્યો નહિ, એટલે કમાડ બંધ કરવું પડતું મૂકી છોકરાને ઊંચકી તે બીજા ઓરડા સુધી લઈ ગયા ને નીચે મૂકી કહ્યું 'જા જોઈ આવ જોઉં. બેબીએ દૂધ પીધું કે નથી પીધું?'

'જોઈ આવું?', બાબાએ પૂછ્યું.

'હા હા જા.' વૃદ્ધે કહ્યું ને છોકરો દોડતો અંદર ચાલ્યો ગયો. આ બાજુ વૃદ્ધે પણ ચૂપકીથી ઉતાવળે પગ ઉપાડ્યો.

પા કલાક પછી વૃદ્ધ પાછા આવતા હતા ત્યાં બાબો નજરે પડ્યો. પાણીની કૂંડી પાસે બાબો લાકડીનો ઘોડો કરીને પગમાં સ્લીપર પહેરીને પલળેલાં કપડે ઊભો હતો. કૂંડીમાંથી કોઈએ દાટો કાઢી નાખેલો તેથી પાણી ધોધમાર વહી ગયું હતું. વચ્ચે 'ઘોડો ઘોડો' બોલતો બાબો પગ પછાડી પાણી છબછબાવતો હતો.

'પાજી, નાલાયક!' વૃદ્ધે શરૂ કર્યું. પણ બાબાએ ગણકાર્યું નહીં. ગઈ કાલનો પ્રસંગ યાદ આવતાં વૃદ્ધે ગુસ્સે ન થવાનો નિશ્ચય કરી બાબાનો હાથ પકડ્યો ને પોતાનાં સ્લીપર કઢાવી છોકરાને ઊંચકી લીધો. 'કેવી મઝા આવે છે! બાપા!' છોકરો બોલ્યો. દાસે છોકરાને ઓટા પર મૂકી બૂમ મારી: 'પુષ્પા!'

પુષ્પા ઓસરીમાં આવી. તેનું ભયવિહ્વળ મુખ જોઈ દાસ બોલ્યા: 'હું લડીશ નહીં. પણ તમને લોકોને તમારી ફરજ શું એનું યે ભાન નહીં કેમ? કપડાં બદલાવ નહીં તો શરદી લાગશે.'

'બા...બા. હાલો. પાણી છે. મઝા આવે છે.' બાબો બોલવા લાગ્યો. તેને છોડીને ઉતાવળે દાસ પોતાના ઓરડા તરફ ધસ્યા.

બપોરે છોકરો બહાર આવ્યો જ નહીં ને બારણાં બંધ જોયાં એટલે બહાર આવી દાસે બૂમ મારી: 'પુષ્પા.'

પુષ્પા બહાર આવી એટલે દાસે કહ્યું: 'તે છોકરાને મોકલવો જ નહિ ને બાંધી રાખવો એમ મેં ક્યારે કહ્યું છે? તેના પર નજર રાખવી જોઈએ. નજર રાખવી ને બાંધી રાખવો એ બેમાં ફેર છે

ફેર છે એટલું યે તને ન સમજાય કેમ ?'

શું ઉત્તર આપવો એ પુષ્પાને ન સૂઝ્યું.

'શું કરે છે બાબો ?' દાસબાપાએ જ પૂછ્યું.

'રમે છે.'

'બાબા !' તુલસીદાસે સાદ કર્યો તે સાથે બાબો બહાર નીકળ્યો ને 'બાપા...બાપા' કરતો વૃદ્ધને ચોટી પડ્યો. દાસબાપા તેને પોતાના ઓરડામાં લઈ ગયા.

પલંગ પર ને ત્યાંથી બારીમાં ચડી બાબાએ કાચના પ્યાલામાં પડેલ બાપાના દાંતનું ચોગઠું ઉપાડી મોંમાં ઘાલવા યત્ન કર્યો. દાસને આ જોઈ હસવું આવ્યું. તેમણે બેઠા થઈ ચોગઠું લઈ રમવા માટે લાકડી આપી. લાકડી લઈ બાબો ફરી બારીમાં ચડ્યો ને રમતાં રમતાં લાકડીનો છેડો કાચમાં અથડાતાં બંધ બારીનો કાચ ફૂટી ગયો.

'નાલાયક!' ઉગ્ર કંઠે સંબોધન કરી દાસ બેઠા થયા. હેબતાઈ ગયા.

'બારી ફોડી કે? કાચ વગાડ્યો કે?' કહી દાસબાપા વળીને જોવા ગયા ત્યાં બાબાએ ભયમુક્તિનો દમ ખેંચી બારીના તૂટેલા ભાગમાંથી બહાર નજર કરી.

'શું જો છ ત્યાં ! હાથમાં કાચ વગાડવો છે! પાજી.' કહી દાસે છોકરાને પકડ્યો.

'ફૂલ ફૂલ' કરી છોકરાએ આંગળી ચીંધી.

'હવે ફૂલવાળા ! નાલાયક.' કહી દાસ બાબાને પાછો પુષ્પાને સોંપી આવ્યા. 'હું ઘરડો થયો પુષ્પા ! બાબાને રમાડું ખરૂ એ બેચાર મિનિટ વધારે નહીં.'

'હેરાન તો નથી કર્યા ને ?'

'ના, ના. હેરાન શું કરે! બાળક છે તોફાન તો કરે જ ને!' કહી દાસ તુરત પાછા પોતાને ઓરડે આવ્યા.

'છોકરો સખણો બેસતો નથી. ભારે પાજી છે.' બોલતા બોલતા દાસ તુરત કાચ તરફ ખિન્ન દૃષ્ટિ કરી દૂર બેસી ગયા.

બે દિવસથી દાસબાપા બાબા તરફ ઉપેક્ષાદૃષ્ટિથી જોતા હતા. બાબો આવતો પણ ન હતો. બાપા બેદરકાર હતા. આજે બપોર પછી બહાર નીકળીને બાપાએ જોયું તો ફાટક પાસેના બદામના ઝાડ તળે બાબો બેઠો છે. પાસે બેચાર ઈંટ મૂકી છે. એક બાજુ લાકડી ચડને ટેકવી મૂકી હતી ને તે પર કપડું નીંટી છાંયો બનાવ્યો હતો ને તે છાયામાં બેઠો બેઠો બાબો ગાતો હતોઃ—

ફૂલ રે ફૂલ,
સુગંધને ફૂલ
ગુલાબનાં ફૂલ, ડોલરનાં ફૂલ,
મારાં છે ફૂલ
ફૂલ રે ફૂલ.

'બાબા !' દાસબાપાએ બૂમ મારી. બાબાએ પાછું ફરી જોયું ને બોલ્યોઃ 'બા–પા–ફૂલ.'

દાસબાપા નજીક ગયા ને જોયું તો લાકડી તેમની હતી. પેલું લૂગડું એ પોતાનું જ ધોતિયું હતું. બાબાના ખોળામાં ફૂલનો ઢગલો હતો. એ ફૂલ પણ ચૂંટી નાખેલાં હતાં. ત્યાં ઊભા થઈને બાબાએ કહ્યું: 'હાલો...બાપા! ફૂલ...ઠાકોરજી છે.' કહી બાબાએ ઈંટ બતાવી.

'પાજી! ધોતિયું ક્યાંથી લીધું?' કહી દાસબાપાએ ધોતિયું લાકડી પરથી ઉપાડ્યું, ત્યાં ફાટેલો લીરો નીકળ્યો. 'ફાડી પણ નાખ્યું?' કહી તે ગુસ્સે થયા ને છોકરાને ઊંચક્યો.

'બાપા ઠાકોરજી!' બાબો બોલ્યો,

'ચૂપ.' વૃદ્ધે ફરમાન કર્યું. 'નાલાયક! પાજી!'

બારણાં પર આવતાં તેમણે બૂમ મારી: 'પુષ્પા!'

પુષ્પા બહાર આવી. વૃદ્ધ તથા બાબાને જોતાં સ્થિતિ પામી ગઈ.

છોકરાને તેડી રાખીને વૃદ્ધ બોલ્યાઃ 'તમે બેવકૂફ છો...ના મારે કહેવું જ જોશે કે તમે નાલાયક છો. તમે મને ગુલામ ધાર્યો છે! શું હું છોકરાનું ધ્યાન રાખું? છોકરો શું કરે છે, ક્યાં જાય છે કંઈ ભાન નથી ને મારું બધું બગાડે છે. ધોતિયું ફાડી નાખ્યું—ના, આ પેર્યું છે ઈ નૈં. ત્યાં ઝાડ પાસે–ફાટક પાસે. વળી લાકડી ઉપાડી ગયો. મારે આ રીતે તમને મારા ઘરમાં રાખવા જ નથી.' વૃદ્ધ ક્રૂદ્ધ સ્વરે બોલતા હતા.

નાના કોમળ હાથ લંબાવી, હાથમાંનું ફૂલ ડોસાના ધમણશ્વાસ લેતા નાક પાસે ધરીને બાબો નિર્ગત બોલ્યોઃ 'બાપા...ફૂલ...સુગંધ...ફૂલ...લ્યો.'

'હવે રાખ. ફૂલ સુગંધના દીકરા!' કહી વૃદ્ધે બાબાને છોડી દીધો ને પોતાની લાકડી તથા ધોતિયું લઈ પોતાના ઓરડામાં ચાલ્યા ગયા.

'મારાં ફૂલ, ઠાકોરજી,' કહી છોકરો રડતો રડતો ઝાડ પાસે ગયેલો. એ રુદન દાસબાપાએ સાંભળ્યું

દનના કર્કશ અવાજે એ ગુસ્સે થતા હતા પણ 'ફૂલ, ફિરજી' ની કલ્પનાએ એમના દિલમાં ડંખ થતો તો. તોપણ બાબાને ન બોલાવવાનો નિશ્ચય કરી તે ટિયામાં મન પરોવવા લાગ્યા.

બીજે દિવસે સવારે નાવાનું પાણી બાલદીમાં લાવી દાસબાપા કમ્પાઉન્ડમાં આંટો મારવા ગયેલા યાં પાછળથી આવીને બાબાએ એ બાલદીમાંનું પાણી દાસબાપાનાં સ્લીપર અંદર નાખી, ડખોળીને અરધું ઢોળી નાખ્યું હતું. બાપાએ આવીને જોયું. ગુસ્સે થયા પણ મન પર કાબૂ રાખી બોલ્યાઃ 'જો હમણાં રમ. મને નાવા દે. બહાર રમ.' આમ કહી તેને બાથરૂમમાંથી બહાર કાઢી બારણું બંધ કર્યું. અરધા નાયા હશે ત્યાં બહાર ટકોરી વાગવાનો અવાજ થયો ને પછી એકધારો વધવા લાગ્યો. બાબાની શંકા કરી ઉતાવળે ધોતિયું વીંટી દાસ બહાર આવ્યા. જોયું તો બાબો સામે ઊભો હતો. એક હાથમાં દેવની મૂર્તિ હતી ને બીજે હાથે ટકોરી વગાડવા પ્રયત્ન કરતો હતો. બાપાનો ક્રોધ કોઈ રીતે ઝાલ્યો ન રહ્યો. બાબા પાસેથી દેવ ઝૂંટવી લીધા. ભૂલી ગયા કે તેમ કરવાથી દેવને પણ ઝાટકો લાગી જશે. આ ઉગ્ર રૂપની ચેષ્ટા જોઈ બાબો રડવા લાગ્યો. 'ચૂપ હરામખોર!' કહી તેમણે બાબાને ઊંચક્યો. 'પુષ્પા! વિનાયક!' તેમણે બૂમ મારી. આ તમારો બાબો રાખો. ફાવે ત્યાં જાવ. તમને ઘર આપી મેં બેવકૂફી કરી તેનું ફળ મળી ગયું. હવે પધારો. ફાવે ત્યાં જાવ. મારું મકાન વહેલી તકે ખાલી કરો. કોઈ રીતે તમારી નાલાયકી મારાથી સહી જાય તેમ નથી. સગાં થઈ ને આવ્યાં છો, ભારે ઉપકાર કર્યો!'

'કાકા,' પુષ્પા કશુંક કહેવા જતી હતી.

'બસ, બસ. ઘણું થયું. ઘર ખાલી કરો. એ તેના માટે કૈં સાંભળવું નથી' કહી દાસ ચાલ્યા ગયા. વિનાયકે મનાવવા યત્ન કર્યો પણ ફોકટ. ત્રીજે દિવસે જ મકાન ખાલી કરી પુષ્પા તથા વિનાયક બાબાને લઈને ચાલ્યાં ગયાં ત્યારે દાસબાપાએ દમ ખેંચ્યોઃ 'અંતે ઠીક થયું.'

ઠીક તો થયું ન હતું એ વાત તો તેમને ચોવીસ કલાકમાં સમજાઈ ગઈ. બાબો રહેવા આવ્યો તે પહેલાં તેમને શાંતિ લાગતી. પછી ભારે કોલાહલ મચાવનાર બાબો આવ્યો ને એ ગયો. એટલે પાછી શાંતિને બદલે સૂનકાર લાગવા માંડ્યો. એ વિચિત્ર ઘટના હતી. એવું તો એટલું બધું લાગવા માંડ્યું કે દિવસનો ઘણોખરો ભાગ બહાર જવા લાગ્યા છતાં પોતે એકલા થઈ ગયા છે એ વાત વીસરી શકતા ન હતા. આ પાડોશીની ટેવનું કારણ છે માનીને બીજા પાડોશીની અપેક્ષાએ તેમણે 'ભાડે આપવું છે'નું પાટિયું ફાટકની ભીંત પર લગાવી દીધું.

મકાન જોવા આવનારને દાસ પૂછતાઃ 'કેટલાં માણસો? છોકરાં કેટલાં?'

એક ભાઈએ કહ્યુંઃ 'મારાં માબાપ, અમે બે ને ચાર છોકરાં. એમ એકંદર આઠ.'

'હેં! ચાર છોકરાં? ભાઈ મારે તમને મકાન ભાડે નથી દેવું.'

'શું વાંધો છે?'

'વાંધો હશે ત્યારે જ ને? તમને મકાન નથી દેવું. બસ, એ જ.'

એક બાબાથી ત્રાસેલા દાસબાપા બાળકની સારીયે આલમથી ડરતા હતા એ એકરાર કેમ કરીને કરી શકાય?

'ત્યારે તમે બે જ જણાં રહેવા આવવાનાં છો?'

'હા. અમે બે જ. ત્રીજું કોઈ નહીં.' ઘર ભાડે જોવા આવનાર દંપતીમાંથી એકે કહ્યું.

'ધંધો શું કરો છો?'

'હું હાઈસ્કૂલમાં શિક્ષક છું.' યુવાને કહ્યું.

'હું મહિલા વિદ્યાલયમાં શિક્ષિકા છું.' યુવતીએ કહ્યું.

'તો ફાવે તો આવો રહેવા.' દાસબાપાએ કહ્યું.

ને ફરી બાજુના બ્લોકમાં એ દંપતી વસવા આવી ગયું.

પોતાનો સ્વભાવ ઓળખીને માણસ જો પરિસ્થિતિનો વિચાર કરી શકતો હોય તો ખૂબ આશાપૂર્વક ઉપાડેલા કાર્યને અંતે પશ્ચાતાપ કરવાનો સમય ન આવે. આ વખતે પણ દાસબાપા નવા ભાડૂતથી કંટાળવા લાગ્યા. બાપાને આશા હતી કે પોતે દિવસનો એકાદ કલાક એ દંપતી સાથે વાતોમાં ગાળશે. આવડા મોટા મકાનમાં છેવટ વસ્તી તો છે એ

ખ્યાલ જ કેટલો રાહત આપે છે! પણ હકીકતો જુદી રીતે જ પ્રકટ થઈ. આ શિક્ષક–દંપતી સવારમાં ઊઠતાં વેંત. પરવારી ટ્યુશનમાં ચાલ્યાં જતાં. દશેક વાગે આવી ખાવાનું પતાવી નોકરી પર દોડતાં. સાંજે આવી, ખાંઈપરવારી ફરવા જતાં ને રાતના ૯–૧૦ વાગે પાછાં આવે ત્યારે સાથે એકાદ બે મિત્રો લઈને આવે ને પછી કલાક દોઢ કલાક છૂટે અવાજે વાતો કરે. શિક્ષક–દંપતીના આ નિત્યક્રમથી દાસબાપાને દિવસના એકલું લાગવા માંડ્યું તથા રાતના કંટાળો આવવા લાગ્યો. ૧૦–૧૨ દિવસમાં તે નિર્ણય પર આવ્યા કે આ લોકો પણ બેવકૂફ છે. તેમને સ્પષ્ટ સમજાવવું જોઈએ. પહેલાં તો સારું લગાડીને પછી વાત કરવી. કોણ જાણે! ભણેલ બાઈ છે. પુષ્પાને તો કહી શકાતું કારણ કે સગી હતી. પણ આને કહેવું કેટલું કઠિન છે તેનું અત્યારે જ ભાન થયું.

એક સવારે પ્રયત્ન કરી તે ભાડૂતધર્મ સમજાવવા ગયા. શિક્ષક–દંપતીને ભણાવવાની તેમનામાં કેટલી તાકાત હતી તે પોતે પણ જાણતા ન હતા.

'કાં વંદનાબેન, હરેશભાઈ!' કહી ડોસા પગથિયાં ચઢ્યા.

'આવો દાદા. શું કોઈ ખાસ કામે આવ્યા છો?' હરેશે કહ્યું.

'ના, ના. ખાસ કામ શું હોય? જરા બેસવા.' દાસબાપા બોલ્યા.

વંદનાએ કહ્યું: 'બેસોને ખુરશી પર.'

દાસબાપા બેઠા. બંને તરફ દૃષ્ટિ કરી બોલ્યાઃ 'મકાનમાં કશી અડચણ નથી ને?'

'રે'વું ને અડચણ કેમ પાલવે?' હરેશે કહ્યું. 'પણ જો પેલી બારીને જાળી કરાવી આપો તો બિલાડી આવી દૂધ વગેરે ઢોળી નાખે છે તે બંધ થાય. અમને આમ મોંઘું પડે છે. હું તમને એ કહેવા આવવાનો જ હતો.'

'તમે પાંજરામાં દૂધ નથી રાખતા?' દાસબાપાએ પૂછ્યું.

'ઘર જ પાંજરાં જેવડું છે ને?' હરેશે કહ્યું.

'બે માણસના કામમાં વળી પાંજરાં શું કરાવવાં!' વંદનાએ કહ્યું.

'ને જાળી કરાવો તો બી ઝીણી–બારીક જોઈએ જેથી ગરોળી ન ચાલી આવે.' હરેશે કહ્યું.

'સારું.' દાસે કહ્યું. 'જોયું જાશે. હમણાં તો જાળી મોંઘી પડી જાય.'

'મોંઘી કે સોંઘી.' હરેશે કહ્યું. 'દૂધ બી ક્યાં સોંઘું મળે છે?'

વૃદ્ધ કશું બોલવા જતા હતા ત્યાં વંદનાએ કહ્યું: 'બારી તો તમારે કરાવવી જ જોઈએ. વળી બહાર જો હીંડોળો નખાવી આપો તો અમે ભાડું બી આઠ આના વધુ આપવા તૈયાર છીએ.'

'હા. સારાં માણસ ભાડું હમેશાં વધારે આપે.' વૃદ્ધે કહ્યું.

'ને સારાં માણસ ભાડૂતની હમેશાં સગવડ જાળવે. એ પરસ્પર છે ને?' હરેશે કહ્યું:

વધુ વાત કર્યા વગર દાસબાપા બહાનું કાઢી ઊઠી ગયા.

બે દિવસ પછી દાસબાપા સાંજે બહાર જતા હતા. તપેલી ઓટે મૂકી વંદનાને કહ્યું: 'હું કદાચ મોડો આવું તો શેર દૂધ લઈ રાખશો કે વંદનાબેન?'

'તપેલી મૂકતા જાવ.'

સાંજે પાછા આવી ડોસા દૂધની તપેલી લેવા ગયા. વંદનાએ કહ્યું: 'દૂધ તો મેં લીધું જ નથી. હું બી બાર ગઈ'તી. થોડું જ ઘરકામ મૂકી શેર દૂધ લેવા બેઠું રેવાય છે?'

રાત્રે દૂધ માત્ર પીનાર દાસબાપાને થયું: 'આ તે કાંઈ માણસાઈ છે?' એમની માણસાઈની વ્યાખ્યા આ લોકોથી કંઈક જુદી હતી. તેથી તેમને ક્રોધ ચઢ્યો. પણ જેમતેમ કરીને મન વળાવ્યું. વિચાર તો કર્યો કે નોટિસ આપી કાઢવાં પડશે. 'મારે તો સારો પાડોશ જોઈએ છે; સાથ લાગે. આ તો ઊંટ પેસી ગયું. બાબો હતો ત્યારે હું ગુસ્સે થતો પણ એ ભેરુ હતો. હસેરમે આનંદ કરે. પરાણે હાથ પકડી ખેંચી જાય. 'દૂધ પીવા હાલો બાપા!' કહીને આગ્રહ કરે. બપોરે સાથે બેસે. 'આ બાપાની ગાય, આ બાની ગાય, આ કાકાની ગાય.' કહીને પોતાના વૃદ્ધ હાથ પર કોમળ આંગળાં કુદાવી 'ગલી ગલી' કરે. ઊંઘમાં નાક પાસે ગુલાબનું ફૂલ ધરી 'ફૂલ–સુગંધ–બાપા.' કહીને છાતી પર ચડી બેસીને હસે. એ મારો બાબો.' દાસ વિચારતા હતા. આજ એક પછી

એક એમ પૂરજોસથી સ્મૃતિમાળા એના વૃદ્ધ અનવસ્થિત ચિત્ત પર ધસી આવીને ડોસાને, બાબાનો અસાંગળો સ્પષ્ટ કરી ગઈ. રાતમાં અર્ધજાગ્રત અવસ્થામાં તેમને થયું કે બાબો બારણામાં બેઠો બેઠો 'બાપા, બાપા' કરી સાદ કરે છે. વૃદ્ધની મનસ્થિતિ અસ્થિર બની ચૂકી હતી.

એ દિવસમાં આ અસ્થિર દશામાં નવું તોફાન ધસી આવ્યું. શનિવારની રાત્રે હરેશને ત્યાં ઘણાં મિત્રો ભેગા મળેલા. એ યુવાનોએ સ્વસ્થ અને વેગવાન અવાજે જે ચર્ચા જમાવી તેને અંગે અને એ ચર્ચાને અંતે જામેલ સંગીત-જલસાને અંગે ડોસાની નીંદર વેરણ થઈ ગઈ. 'આ તે કોઈ રાગડા તાણે છે.' વૃદ્ધ આખી રાત ધૂંધવાયા. સવારમાં એ ધૂંધવાયેલા મને હરેશને ત્યાં ગયા. અગ્નિ પ્રકટાવવાનો એમનો નિશ્ચય ન હતો. એ ગયા ત્યારે એ બંને જણાં આંખો ચોળતાં પથારીમાંથી બેઠાં થતાં હતાં.

'કાલ રાતના શું ઉત્સવ હતો!' દાસબાપાએ પૂછ્યું.

'આવો દાદા. બેસો ખુરશી પર.' વંદનાએ કહ્યું.

'ઉત્સવ શેનો? મિટીંગ હતી. મિટીંગ.' હરેશે કહ્યું.

'શેની મિટીંગ?'

'અમારે...' એક શિક્ષકની અદાથી હરેશે શરૂ કર્યું. 'અમારે અહીં એક કોન્યુનિસ્ટ પાર્ટી છે. હું તેનો સેક્રેટરી છું. એ પાર્ટીની મિટીંગ હતી. કોમ્યુનિઝમની ચર્ચા હતી.'

'કોમ્યુનિઝમ એટલે શું?' વૃદ્ધે પૂછ્યું.

'તે તમને જાણ નથી?' વંદનાએ આશ્ચર્ય વ્યક્ત કર્યું.

'એમને શું જાણવું હોય?' હરેશે કહ્યું ને પાછું શરૂ કર્યું: 'સમાજવાદનો જો કોઈ આખરી સિદ્ધાંત હોય તો તે કોમ્યુનિઝમ. સમાજમાં દરેકને સરખા હક્ક હોવા જોઈએ. કોઈ હીણુંઊણું નહીં. ગધેડો જો શ્રીમંતને ત્યાં જન્મે તો પઇસાનો માલેક બને એવી આપણા જેવી તેમાં સગવડ નથી.'

'હું આવું સમજાવું.' વંદનાએ કહ્યું. 'દરેક દરેક માણસ સરખો. સહુ કોઈ ઈશ્વરી ફિરસ્તો. પૈસાવાળું કાંઈ નહીં. એક જ લેવલ-સપાટી. જે ઊંચું દેખાય તે કટ કાપી નાખવાનું. બંગલા ન જોઈએ. ઝૂંપડાંમાં માણસો રહે ને શેઠ બંગલામાં સતા હોય તેમ નહીં. તેવાના બંગલા તોડી પાડવા, પૈસા લૂંટી લેવા.'

'બસ મારે કાંઈ જાણવું નથી. આ નવી વાતો છે.' વૃદ્ધે કહ્યું.

'તો કાંઈ નહીં.' યુવાને કહ્યું. 'આ તો તમે પૂછ્યું એટલે સમજાવવા કોશિશ કરી. નહિ તો અહીં પણ કોને પડી છે?'

થોડી વાર ગભરાટથી ચુપચાપ રહી દાસબાપા યત્ન કરી બોલ્યા: 'હું તમને સીધો—ના—જાતને લગતો પ્રશ્ન કરું?'

'કરોને.' વંદનાએ કહ્યું.

'હા. પ્રશ્ન કરો.' જેવો પ્રશ્ન તેવો સીધો રોકડો જવાબ. શું વાંધો છે?' હરેશે કહ્યું.

મર્મ સમજ્યા વગર વૃદ્ધે પૂછ્યું: 'તમારી ઉંમર શું?'

'હજુ ખેપ ઘણી બાકી છે.' હરેશે કહ્યું.

ડોસાનું મોઢું ગુસ્સાથી લાલ થઈ ગયું. સાથોસાથ પોતાની ખેપના ખ્યાલે વિલાઈ ગયું.

'પ્રશ્નનું કારણ?' વંદનાએ પ્રશ્ન કર્યો.

'જુવાન છતાં...આમ ખૂબ ઉંમરે પહોંચેલાં જેવાં સ્વભાવે ડરેલ છો એટલે.'

'જુઓ' હરેશે કહ્યું: 'મને થયાં ચોત્રીસ. ને વંદના! તને ફાવે તે તું ઉંમર કહે.'

'દાદા, એવી વાત જવા દો.' વંદનાએ કહ્યું. 'મને ચાળીશ થયાં. ને કદાચ વીશ થયાં હશે પણ તમારે મારી ઉંમર સાથે શું સંબંધ છે?'

'હેં!' વૃદ્ધ ઉત્તર આપતાં ડધાઈ ગયા.

'સંબંધ શું?.બેવકૂફીનો.' હરેશે ટાઢકથી કહ્યું.

'હેં!' વૃદ્ધની સ્તબ્ધતા ત્રિગુણિત થઈ. ખાંસી ખાઈ, બળ એકત્રિત કરી તેમણે કહ્યું: 'બેવકૂફ તમે છો. ના—હા—તમે જ બેવકૂફ છો. તમે કોને મોઢે વાત કરો છો તે જાણો છો?'

'સાદી વાત છે.' હરેશે કહ્યું. 'આ તમને જ કહેવામાં આવે છે.'

'નાલાયક! પાજી!' વૃદ્ધે કહ્યું 'તમારા જેવાને હું મારા ઘરમાં રાખી શકું તેમ નથી. મારું ઘર ખાલી કરો.'

'ઓહો!' હરેશે હસતાં હસતાં કહ્યું: 'અમને

ફાવશે તો ઘર ખાલી કરશું પણ તમે તો બેઠા થાવ. આ ઘર અમારું છે. ખાલી તમે કરો. જાવ, બહાર જાવ.'

'હેં?'

'હેં શું? હું ભાડું ભરું છું ત્યાં સુધી હું ધણી. તમે નહીં. શેઠજી! કોને પૂછીને ઘરમાં દાખલ થયા છો? નીકળો.'

વૃદ્ધ મકાનધણીનું શરીર યુવાન ભાડૂતના હુકમે કંપાઈને ધ્રૂજતું બહાર નીકળી ગયું. દાસબાપા પોતાના ઓરડામાં આવીને બેઠા. પણ એ સાંગોપાંગ લેવાઈ ગયા હતા. ઘરમાં બે મિનિટ પણ શાંતિમાં બેસી શકાયું નહીં. બધી ભેંકાર-નીરવતામાં 'ભાડું ભરું છું તો હું ધણી શેઠજી, નીકળો બહાર'ના ભણકારા તેમને અકળાવતા હતા. નાહીને પૂજામાં બેઠા ત્યાં પણ તેમને લાગ્યું કે 'બા–પા...ઠાકોરજી...' કહેતો બાબો બારણામાં ઊભો છે. દાસબાપાએ પાછળ નજર કરી. કોઈ હતું નહીં. ઊલટાનું 'ભાડું ભરું છું.' નો પડઘો પડ્યો. વૃદ્ધ ડોસાની આંખમાં પાણી ભરાઈ આવ્યાં. આ બધું શું બની રહ્યું છે એ સ્વસ્થતાએ સમજવા જેટલી તેમની શક્તિ ન હતી.

ઘરમાં નહીં ગોઠવાથી વૃદ્ધ બહાર નીકળ્યા. ને સાંજ વખતે વિનાયકને ત્યાં ગયા. વિનાયક ચાલીના ઉપરના ભાગમાં રહેતો. 'પુષ્પા!' કહી દાદર નીચેથી વૃદ્ધે બૂમ મારી.

પુષ્પા ડોકાઈ. 'આવો દાસકાકા.' વૃદ્ધ ઉપર ગયા. વિનાયકે સ્વાગત કર્યું.

'ક્યાં છે બાબો?' વૃદ્ધે પૂછ્યું. 'મને થયું કે જોતો જાઉં. એના વગર ગમતું નથી.'

'બાબો બાજુના રૂમમાં છે.' વિનાયકે કહ્યું. 'એને ચાર દિવસથી તાવ આવે છે.'

'તાવ?'

'હા. અમે ચાલીમાં રહીએ છીએ. ઉપર રે'વું. છોકરાંનો પગ છૂટો થાય નહીં ને ખાધું પચે નહીં. વળી આ બાજુની હવાને અંગે મને ડર તો હતો. ડૉક્ટર કહે છે કે પેરા ટાઈફોઇડ છે.'

'ટાઈફોઈડ? હેં!'

'ચાલો જુઓને.' કહી વિનાયક તેમને બાબો સૂતો હતો ત્યાં લઈ ગયો ને સાદ કર્યો. 'બાબા!'

'રે'વા દો. રે'વા દો. સૂવા દો.' વૃદ્ધે કહ્યું.

'રોજ તમારા નામની માળા જપે છે.' પુષ્પાએ કહ્યું. 'બાબા, ભાઈ! જો તો બાપા આવ્યા.'

'બાપા...' તાવના ઘેનમાં આંખ ઊઘાડવાને યત્ન કરી બાબો બોલ્યો ને પાછો સૂઈ ગયો.

વૃદ્ધની આંખ પલળી ગઈ.

'મારે ત્યાં ચાલો.' વૃદ્ધે આગ્રહ કર્યો.

'હવે એ કેમ નહીં.'

'કેમ?'

'માંદાને લઈને કેમ જવાય?'

દરમિયાન ડૉક્ટર આવ્યા. તેમની સલાહ–મંજૂરી લઈ વૃદ્ધ આગ્રહ કરી તે જ સાંજે સહુને પોતાને ત્યાં લઈ ગયા. પોતાના બ્લોકમાં સગવડતા કરી. પોતાના પલંગ પર બાબાને સુવરાવી તે પંખો નાખતા ઓશીકા પર બેઠા.

રાત્રે તાવ જરા થોડો થયો. દાક્તરે કહ્યું હતું કે બે ચાર દિવસમાં જ આરામ થશે પણ ધ્યાન રાખવું પડશે, એટલે ધ્યાન રાખવાની પોતાની ફરજ ગણી એ બેઠા બેઠા બાબા તરફ જોતા હતા. પુષ્પા આરામચેરમાં જરા જંપી હતી. લગભગ અધરાતે બાપા કંઈક યાદ આવતાં ઊઠ્યા. અવાજ ન થાય તેમ ચૂપકીથી બાર ઉઘાડી બહાર ગયા ને ગુલાબનું ફૂલ તોડી પાછા આવી ઓશીકે ઊભા રહ્યા ને ધ્રૂજતે હાથે આંખો લૂછીને બીજે હાથે તે ફૂલ બાબાના ધમણશ્વાસ લેતા નાક આગળ ધર્યું.

ઊંઘના ઘેનમાં બાળકના લાલચોળ તાવલા મુખ પર આછું સ્મિત ફરક્યું. સહેજ હોઠ મરકયા ને બહુ જ ધીમે અસ્પષ્ટ–સ્પષ્ટ અવાજે 'બાપા, સુગંધ' કહી બાબાએ હાથ ઊંચો કર્યો.

વૃદ્ધે એ હાથને હાથમાં લઈ દાબ્યો.





# સર્પયજ્ઞ



લેખક
'મયૂર'

## ૧૦ વરદાન

ગરુડભાઈ તો અમૃત લઈને ચાલવા લાગ્યા. ઇંદ્રને થયું કે આ તો સાચેસાચ અમૃત ગયું. હવે શું થાય? અમૃત તો એકલા દેવતાઓ માટે જ છે. બીજા અમૃત પીને અમર થઈ જશે તો પછી સ્વર્ગનું અને સ્વર્ગના દેવતાનું આવી બન્યું. કોઈ પણ હિસાબે ગરુડ પાસેથી અમૃત પડાવી લેવું જ જોઈએ. પછી તો છેલ્લા ઉપાય તરીકે ઇંદ્રે ગરુડ ઉપર પોતાનું વજ્ર ફેંક્યું.

ગરુડ તો નાચતો–કૂદતો અમૃત લઈ ઘર તરફ જતો હતો. એને હવે કોઈ જાતની બીક ન હતી. ઇંદ્ર મનમાં મનસૂબા ઘડતો હતો તેની ગરુડને તો કાંઈ જ ખબર ન હતી.

ત્યાં તો ઝમઝમ કરતું ઇંદ્રનું વજ્ર પોતા તરફ આવતું જોયું. ગરુડ વિચારમાં પડી ગયો. એને થયું, ઇંદ્રનો મરડ હજુ પણ માતો નથી. બાયલાની જેમ પાછળથી ઘા શું કરે છે? પણ કાંઈ ફિકર નહિ. ઇંદ્રને પણ એક વખત તે દેખાડી આપું. ગરુડ ક્રોધથી રાતોપીળો થા ગયો. વજ્રને ચાંચથી ભાંગી નાખવા મોટું પહોળું કરી તે ધસ્યો.

વળી એને વિચાર આવ્યો: ઇંદ્રનું આ વજ્ર જગતનું મોટું હથિયાર ગણાય છે. દધીચિ ઋષિના હાડકામાંથી તે બનાવેલું છે. એને હું નાશ કરીશ તો ઋષિનું અપમાન થશે એનું કાંઈક માન તો રાખવું જોઈએ.

એમ મનમાં નક્કી કરી તેણે એક પાંખડું લાંબું કર્યું અને મોટેથી બોલ્યો: 'જો ઇંદ્ર તારા હથિયારનું માન રાખું છું.'

વજ્ર તે પાંખડાને અડયું ન અડયું કે તરત જ પાછું ફરી ગયું. પાંખડું નીચે પૃથ્વી ઉપર પડ્યું. ત્યારથી તે સુપર્ણ તરીકે ઓળખાયું.

ઇંદ્ર તો સડાક જ બની ગયો હવે જ તેને ખ્યાલ આવ્યો કે ગરુડ કેટલો બળવાન છે! એને કોઈ રીતે જીતી શકાય એમ નથી. એને



સાથે દુશ્મનાવટ કરવામાં કાંઈ માલ નથી. એટલે એણે ફેરવી તોળ્યું. 'ગરુડ! તારા પરાક્રમથી હું પ્રસન્ન થયો છું. વરદાન માગ.'

ગરુડ કહે: 'ઇંદ્રરાજ! બસ આટલી વારમાં જ હારી ગયા?'

ઇંદ્ર કહે: 'હું તો તારી પરીક્ષા કરતો હતો. ગરુડ, તું તો અમારો મિત્ર છે.'

ગરુડ કહે: 'દેવરાજ! સર્પોએ કેટલાંય વરસથી મારી માને દુ:ખ દેવામાં કાંઈ બાકી રાખ્યું નથી. તમે મારા ઉપર ખરેખર પ્રસન્ન થયા હો તો મને એટલું વરદાન આપો કે હવેથી એ દુષ્ટ સર્પો જ મારો ચારો બની રહે. જ્યાં દેખું ત્યાંથી, જ્યારે ભૂખ લાગે ત્યારે, બસ સાપોને જ વીણી વીણીને ખાઉં. એનું ઝેર મને ન ચડે.'

ઇંદ્રે કહ્યું: 'તથાસ્તુ, પણ ભાઈ, મારી એક વાત સાંભળી લે..'

ગરુડ કહે: 'વરદાન તો આપી દીધું. હવે કઈ વાત બાકી રહી છે?'

ઇંદ્ર કહે: 'જે અમૃત પીએ તે અમર થઈ જાય. પછી તો એ બધા દેવલોક ઉપર ચડાઈ લઈ આવે અને જગતમાંથી સારાસારનો નાશ થઈ જાય. એટલા માટે તો અમૃતને અહીં સાચવી રાખ્યું હતું. તું એ લઈ જઈશ તો મોટી ઉપાધિ થઈ પડશે.'

ગરુડ કહે: 'પણ મારી માને છોડાવવા માટે મારે એની ખાસ જરૂર છે. સર્પોને મેં વચન આપ્યું છે. અમૃત આપું તો જ તેઓ મારી માને દાસીપણામાંથી છૂટી કરે.'

ઇંદ્રે કહ્યું: 'પણ હવે તો મેં તને વરદાન આપ્યું છે ને. વીણી વીણીને બધાને ખાઈ જા. તારી મા આપોઆપ છૂટી જાશે.'

ગરુડ કહે: 'પણ હવે મારું વચન કંઈ જાય!'

ઇંદ્ર કહે: 'તો તું એક કામ કર. તારે અમૃત સર્પોને હાથોહાથ ન આપવું. અમુક જગ્યાએ મૂકી રાખવું અને સાપને કહેવું કે જુઓ પણે અમૃત મૂક્યું છે. પછી હું છું ને સાપ છે. એટલું તો કરીશ ને?'

ગરુડ કહે: 'હા, એમ કરવામાં મને વાંધો નથી.'

ઇંદ્રે ગરુડને આશીર્વાદ આપ્યા અને ગરુડ ખુશી થતો થતો આગળ ચાલવા લાગ્યો.

રસ્તામાં તેને નારાયણ મળ્યા. ગરુડને જોઈને તે કહે: 'ગરુડ! તારું પરાક્રમ અને તારી માતૃભક્તિ જોઈને હું તારા પર પ્રસન્ન થયો છું. માગ! માગ!'

ગરુડે ભગવાનને પ્રણામ કર્યા અને કહ્યું: 'ભગવાન! હું અમર થાઉં અને મારું સ્થાન હમેશાં તમારા ઉપર રહે, એવું વરદાન આપો.'

નારાયણે કહ્યું: 'તથાસ્તુ.'

ગરુડના મનમાં થયું કે આ બધા મોટા માણસો વારે વારે 'માગ! માગ!' કરતા ઊભા રહે છે, તે આપણે કંઈ કમ છીએ? હુંય નારાયણને વરદાન માગવાનું કહું. તેણે કહ્યું: 'નારાયણ! તમે પણ મારી પાસેથી કાંઈક માગો. તમે બહુ ભલા અને ઉદાર છો.'

નારાયણ કહે: 'તું મારું વાહન બની રહે અને મેં તને વરદાન આપ્યું છે કે તારું સ્થાન મારા ઉપર રહેશે. તો તું ધજા વિશે રહે.'

ગરુડે કહ્યું: 'તથાસ્તુ'

નારાયણને પ્રણામ કરી ગરુડ પોતાને રસ્તે પડ્યો.

### ૧૧ માતાનો છુટકારો

ઘેર આવીને ગરુડે બધા સાપને એકઠા કર્યા: 'જુઓ હું તમારે માટે અમૃત લાવ્યો છું.'

સાપ તો એ સાંભળી ખુશી ખુશી થઈ ગયા: 'અમૃત આવ્યું, અમૃત આવ્યું.'

'આ કૂંપો હું અહીં દાભ ઉપર મૂકું છું. નાહીધોઈ, પવિત્ર થઈને પછી જ એને અડજો.' ગરુડે કહ્યું.

'બરાબર! બરાબર!' સાપનો હરખ તો ક્યાંય માતો ન હતો.

'હવે મારી માને છૂટી કરો.' ગરુડે કહ્યું.

'આજથી તારી મા છૂટી.' બધા સાપ એકીસાથે બોલી ઊઠ્યા.

ગરુડ તો સીધો મા પાસે પહોંચી ગયો અને તેને દાસીપણામાંથી છોડાવી ઘેર લઈ ગયો.

સાપ બધા નાચતા કૂદતા નદીએ નાહવા ગયા.

પાછળથી લાગ જોઈ ઇંદ્ર અમૃતનો કૂંપો ઉપાડી પોબાર ભણી ગયો.

નાહીધોઈ આવીને જુએ તો અમૃતનો કૂંપો ન મળે. બધા સાપ વિચારમાં પડી ગયા. આટલી વારમાં અમૃત ક્યાં ગેબ થઈ ગયું?

એક સાપ કહે: 'એ લુચ્ચા ગરુડના જ કામા છે. એમ કરીને આપણને છેતરી ગયો. અમૃત પણ ઉપાડી ગયો અને એની માને છોડાવી ગયો.'

બીજો કહે: 'પણ એમ ક્યાં આપણે એને છોડવાના હતા? હમણાં મારી નાખશું.'

બધા સાપ કહે: 'બસ મારી જ નાખીએ.'

ત્યાં તો એક જણની નજર ઊંચે ગઈ. તે બોલી ઊઠ્યો: 'પેલો કોણ જાય છે?'

ઉપરથી અવાજ આવ્યો: 'એ તો હું ઇંદ્ર છું. ગરુડે તમને લાવી આપેલું અમૃત ઉપાડી જાઉં છું. તાકાત હોય તો આવી જાઓ.'

બિચારા સાપથી કાંઈ આકાશમાં ઊડી શકાય એમ ન હતું. એ તો મોઢું વકાસી ઇંદ્ર તરફ જોઈ રહ્યા.

થોડી વારે એક સાપ બોલ્યો: 'આ દાભ ઉપર કૂંપો મૂક્યો'તો. એકાદ ટીપું તો પડ્યું હશે ને!'

એ સાંભળતાં જ બધા સાપ એકીસાથે દાભ ઉપર તૂટી પડ્યા. લાંબી લાંબી જીભ બહાર કાઢી દાભ ચાટવા લાગી ગયા. દાભની તો તલવારની ધાર જેવી ધાર. અમૃત તો મળ્યું, પણ જીભના ચિરાડા બોલી ગયા. આજની ઘડી ને કાલ નો દી. હજુ પણ સાપની જીભ ચિરાયેલી હોય છે.

એક કરતાં બીજું થયું. હજુ તો બિચારા જીભમાંથી ટપકતું લોહી ચાટવામાં પડ્યા ... ત્યાં તો ગરુડભાઈ આવી પહોંચ્યા. એને તો કકડીને ભૂખ લાગેલી. તે લાગલે જ સર્પો ઉપર તૂટી પડ્યો. એક એકને વીણી વીણીને ખાવા લાગ્યો. ભાઈબંધને ઇંદ્રનું વરદાન હતું, ઝેર ચડવાની તો બીક જ ન હતી.

ઘણાં વરસ સુધી એ દુષ્ટોએ એની માને દુઃખ દીધું હતું. આજ તો ગરુડ ધરાઈ ધરાઈને બદલો લઈ રહ્યો હતો.

સાપ તો ચીસેચીસ પાડવા લાગ્યા. જેને જ્યાં ફાવ્યું ત્યાં નાસવા લાગ્યા. કો'ક દરમાં પેસી ગયા, કો'ક બખોલમાં ગરી ગયા. કો'ક પાણીમાં સંતાઈ ગયા.

તે દિવસથી સાપ દરમાં કે બખોલમાં ગરી રહે છે. એને ગરુડની એવી બીક લાગી ગયેલી છે.

ગરુડને તો ભાવતો ચારો મળી ગયો. જ્યારે ભૂખ લાગે ત્યારે વીણી વીણીને સાપને જ ખાય. એ રીતે એને ચારાપાણીની ચિંતા મટી ગઈ અને દુનિયાના માણસોને પણ સાપનો ભય ઓછો થયો.

## ૧૨ શાપનો ઉપાય

સાપને માથે તો ભારે આફત આવી પડી. એક તરફથી ગરુડ વીણી વીણીને ખાવા લાગ્યો. બીજી તરફ માતાનો શાપ તો ઊભો જ હતો.

ઉચ્ચૈશ્રવાને પૂંછડે લટકવાની ના પાડી હતી, તેમને કદ્રુએ શાપ આપ્યો હતો કે જનમેજય રાજાના યજ્ઞમાં પડીને બધા બળી મરજો.'

એ તો માતાનો શાપ હતો. માતાનાં વાક્યો કોઈ કાળે મિથ્યા ન થાય.

હવે કરવું શું? બધા સાપ એક દિવસ આ વાતનો વિચાર કરવા બેઠા.

જનમેજય રાજાનો તો એ વખતે જન્મ પણ નહોતો થયો.

બધા જેને જેમ ફાવ્યું તેમ યુક્તિ બતાવતા હતા. કોઈ કહે: 'બ્રાહ્મણ બની રાજાને સમજાવીએ કે યજ્ઞ કરવાથી કોઈનું સારું થતું નથી.'

કોઈ કહે: 'મંત્રી બની રાજાને સમાચાર આપીએ કે યજ્ઞ કરવાથી કાંઈ પુણ્ય થતું નથી. ખાલી પૈસાનો ધુમાડો જ થાય છે.'

કોઈ કહે: 'યજ્ઞ કરાવવા જે બ્રાહ્મણો જાય એને જ કરડીએ. પછી યજ્ઞ કોણ કરાવશે?'

કોઈ કહે: 'યજ્ઞનાં સાધનો જ ચોરી જઈએ.'

કોઈ કહે: 'વરસાદ બની કુંડ ઉપર તૂટી પડીએ. અને અગ્નિ હોલવી નાખીએ.'

આમ જેને જે સૂઝ્યો તે રસ્તો બતાવવા માંડ્યા.

એકે તો એમ પણ કહ્યું કે, જનમેજયનો જન્મ થશે કે કેમ? એ કોણ જાણી બેઠું છે. અત્યારથી નકામી ચિંતા શા માટે કરો છો?'

પણ એક ડાહ્યા સાપે કહ્યું: 'આ બધી નકામી વાત છે. માતાએ શાપ આપ્યો છે. આ જેવી બીજી કોઈ શક્તિ દુનિયામાં નથી. એનો દીધેલો શાપ કોઈ કાળે મિથ્યા જવાનો નથી. બ્રહ્માના અક્ષર જ માની લ્યો.'

'ત્યારે કરવું શું?' કેટલાક સાપ બોલી ઊઠ્યા.

એવામાં એલાપત્ર નામનો સાપ બોલ્યો: જનમેજયનો યજ્ઞ કેવી રીતે બંધ થશે એની મને ખબર છે.'

'ત્યારે ભાઈ! અત્યાર સુધી બોલતો કેમ નથી?' બધા સાપ તેની સામું જોઈ રહ્યા.

એલાપત્રે કહ્યું: 'માએ જ્યારે શાપ દીધો ત્યારે દેવતાએ બ્રહ્માજીને એના નિવારણ માટે પૂછ્યું હતું. સમુદ્રમંથન વખતે અનંત નાગે નેતરું બની જે મોટું કામ કર્યું હતું તેથી પ્રસન્ન થઈને બ્રહ્માજીએ કહ્યું કે યાયાવર મુનિના વંશમાં એક જરતકારુ નામનો મુનિ થશે. એ વાસુકિ નાગની બહેન જરતકારુને પરણશે. એનાથી આસ્તિક નામનો એક પુત્ર ઉત્પન્ન થશે. એ આસ્તિક જનમેજય રાજાનો યજ્ઞ બંધ કરાવશે.'

'ત્યારે તો આપણે જરતકારુ મુનિને શોધી કાઢી એને વાસુકિની બહેન પરણાવીએ.' સાપ બોલી ઊઠ્યા.

અને બધા સાપ જરતકારુ મુનિને શોધવા ચારે તરફ ઊપડી ગયા.

## ૧૩ પરીક્ષિત

આપણે વારે ઘડીએ જનમેજય રાજાના યજ્ઞની વાત કરીએ છીએ. પણ એ જનમેજય રાજા કોણ હતો? ક્યાંનો રાજા હતો? શા માટે એને સર્પયજ્ઞ કરવો પડ્યો? એ તો કાંઈ જાણતા નથી—ચાલો હવે એ વાત કરીએ.

હસ્તિનાપુરમાં પરીક્ષિત કરીને એક રાજા હતો. પરીક્ષિત રાજાને શિકારનો બહુ શોખ. એક દિવસ રાજા શિકાર કરવા ગયો. કેટલાંય જંગલ, નદીનાળાં, પહાડપર્વત વટાવીને તે ઘણે દૂર નીકળી ગયો. તેવામાં તેણે એક હરણ દીઠું. રાજાએ તરત જ નિશાન સાંધી તીર છોડ્યું. હરણને તીર વાગ્યું તો ખરું, પણ હરણ એવું ચાલાક કે થોડો ચરકો જ થયો અને તે ચારે પગે નાઠું.

રાજા ઊપડ્યો હરણની પાછળ. હરણ તો મોટી મોટી છલાંગો ભરતું આગળ અને આગળ દોડ્યું જાય. રાજા ઘણો ઘોડો દગડાવે પણ આંબી જ શકે નહિ. એમ કરતાં કરતાં તો ઘણે દૂર નીકળી ગયા અને હરણ એવું આબાદ છટકી ગયું કે પત્તો જ ન મળે.

ખરા બપોર થયેલા. તડકો કહે મારું કામ. રાજા અને તેનો ઘોડો પરસેવે રેબઝેબ થઈ ગયા.

એટલામાં એક ઋષિને રાજાએ જોયા. ગૌચરમાં ગાયો ચરતી હતી. વાછરુ ધાવતાં હતાં અને વાછરુના મોંમાથી જે ફીણના ફોદા ઊડતા હતા તે ઋષિ ચાટે.

રાજાએ ઋષિને પૂછ્યું: 'મહારાજ ? તમે એકે ય હરણને જોયું.!'

ઋષિએ કાંઈ જવાબ આપ્યો નહિ. એ તો ફીણના ફોદા ચાટયા કરે.

રાજા તો ગુસ્સે થઈ ગયો. તેણે જોરથી ઘાંટો પાડી પૂછ્યું. 'એલા એ સાંભળતો નથી ? કોઈ હરણને જોયું ?'

ઋષિ તો કાંઈ બોલે કે ચાલે.

રાજાના ક્રોધનો તો પાર રહ્યો નહિ. એણે ઋષિના બાવડા ઝંઝેડી પૂછ્યું: 'એલા ભામટા ! કેમ જવાબ આપતો નથી ? મારું હરણ જોયું ?'

છતાં ય ઋષિ તો ચૂપ.

હવે રાજાથી રહેવાયું નહિ. તે બોલ્યો: 'તું એમ સીધી રીતે જવાબ નહિ આપે. જોઈ લે તારી વલે કરું છું તે.'

રાજાએ થોડે દૂર એક મરેલો સાપ પડ્યો હતો તે બાણના એક છેડાથી ઉપાડી લીધો અને ઋષિના ગળામાં પહેરાવી દીધો.

તો ય ઋષિ તો જાણે કાંઈજ બન્યું નથી એમ ફીણના ફોદા ચાટયે જાય છે.

આ જોઈને રાજાનો ગુસ્સો ઊતરી ગયો. એને પ્રશ્ચાતાપ થવા લાગ્યો. ક્રોધમાં ને ક્રોધમાં તેણે ઋષિનું કેવું અપમાન કરી નાખ્યું ? તે દુ:ખી થાતો થાતો રાજધાની તરફ પાછો ફર્યો.

એ ઋષિનું નામ શમીક. મોટા તપસ્વી હતા. શાપ દીધો હોત, તો પરીક્ષિત ઘડીના છઠ્ઠા ભાગમાં બળીને ભસ્મ થઈ ગયો હોત. પણ પોતે બહુ ઉદાર. પોતાને મુનિવ્રત હતું એની રાજાને ક્યાંથી ખબર હોય ? એટલે રાજાનો શું વાંક ? એટલે ઋષિએ રાજાને શાપ દીધેલો નહિ.

પણ તેનો પુત્ર શૃંગી કાંઈ રાજાને એમ જતે કરે તેવો નહતો. એને આ વાતની ખબર પડી એટલે એ ગુસ્સે થઈ ગયો. તેણે પૂછ્યું: 'કય નરાધમે મારા પિતાનું અપમાન કર્યું ?'

કૃશ નામના શિષ્યે કહ્યું: 'હસ્તિનાપુરના રાજા પરીક્ષિતે'

'એ દુરાત્માને આજથી સાત દિવસની અંદર તક્ષક નાગ કરડશે અને તેનું મોત થશે.' શૃંગીએ શાપ આપ્યો.

શમીક ઋષિને આ વાતની ખબર પડી. તેમણે પુત્રને ઠપકો દીધો: 'બેટા ! બહુ ખોટું કર્યું. આપણો ધર્મ તો ક્ષમા કરવાનો. રાજાને ખબર નહિ કે મારે મૌનવ્રત છે. નહિતર એ થોડો મારું અપમાન કરે ? બહુ ખોટું કર્યું.'

પણ હવે શું થાય ? શાપ દીધો હતો તે કાંઈ ફોક થાય તેમ ન હતું.

શમીક ઋષિને થયું કે રાજાને ખબર તો કાંઈ દેવા જોઈએ. તેમણે ગૌરમુખ નામના એક શિષ્યને રાજા પાસે મોકલ્યો.

પરીક્ષિત રાજા કચેરી ભરી બેઠા હતા. ત્યાં ગૌરમુખે આવી શૃંગી ઋષિના શાપની વાત કરી. વાત સાંભળી રાજાએ કહ્યું: 'મને શાપ દીધો તે સારું જ કર્યું છે. મારા જેવા પાપીનું એ રીતે મોત થાય એ જ યોગ્ય છે. અરેરે મેં કેવું ખરાબ કામ કર્યું ?'

પણ મંત્રીઓએ રાજાને સલાહ આપી. 'રાજા, પશ્ચાતાપથી પાપ ધોવાઈ જાય છે શમીક ઋષિએ તો ગુનો માફ કર્યો. એટલે આપણે બનતા ઉપાય તો કરવા જ જોઈએ.'

રાજાએ કહ્યું: 'ઋષિના શાપમાંથી હવે હું બચી શકું તેમ નથી છતાં તમને જેમ ઠીક લાગતું હોય તેમ કરો.'

પછી તો રાજ્યના મોટા મોટા કડિયાઓને બોલાવ્યા. એક થાંભલા ઉપર વિશાળ મહેલ બનાવ્યો. એવો મહેલ કે એક કીડી પણ તેમાં પ્રવેશી શકે નહિ.

રાજા એ મહેલમાં રહેવા લાગ્યો. કોઈને ત્યાં જવાની રજા ન હતી.

ચારે તરફ ઉઘાડી તલવારે સિપાઈઓનો પહેરો બેસી ગયો હતો મહેલમાં તમામ જાતનાં ઓસડ તૈયાર રાખવામાં આવ્યાં હતાં. ગમે તેવો ઝેરી સાપ કરડે તોપણ જરાક ઓસડ લગાડવાથી ઝેર તરત જ નાબૂદ થઈ જાય એવાં રામબાણ ઔષધો હતાં.

આમ બધી તૈયારી કરી રાજા પરીક્ષિત એ મહેલમાં રહેવા લાગ્યો. તક્ષકના ભાર ન હતા કે તેમાં પેસી શકે.

એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ, એમ કરતાં છ દિવસ વીતી ગયા. રાજા તો નચિંત બની મહેલમાં રહે છે. તક્ષકની એને જરાકે બીક નથી.

## ૧૪ તક્ષક કરડવા જાય છે

સાતમા દિવસની સવારે તક્ષકે પરીક્ષિત રાજાને કરડવા જવાની તૈયારી કરી. ઘરડા બ્રાહ્મણનો વેષ લઈને તે હસ્તિનાપુરને રસ્તે પડ્યો.

એ જમાનામાં કાશ્યપ નામનો બ્રાહ્મણ સાપનું ઝેર ઉતારવાના અકસીર મંત્ર જાણતો હતો. ગમે તેવો ઝેરી સાપ કરડ્યો હોય, પણ કાશ્યપ એક બે અને ત્રણ વખત મંત્ર ભણી પાણી છાંટે કે તરત જ સાપનું ઝેર ઊતરી જાય.

તેને ખબર પડ્યા કે શૃંગી ઋષિએ પરીક્ષિત રાજાને શાપ આપ્યો છે કે સાત દિવસની અંદર તેને તક્ષક નાગ કરડશે અને તેનું મોત થશે.

કાશ્યપના મનમાં થયું કે જો હસ્તિનાપુર જાય અને તક્ષકના ઝેરથી પરીક્ષિત રાજાને બચાવાય તો ખૂબ પૈસા મળે. બિચારો બહુ ગરીબ હતો. ટંક પૂરતું ખાવાના સાંસા હતા એટલે જો આ કામ થઈ જાય તો ભવનું દાળદર જાય.

એમ વિચાર કરી એ પણ હસ્તિનાપુર તરફ રવાના થયો.

રસ્તામાં એને ઘરડા બ્રાહ્મણના રૂપમાં તક્ષકનો ભેટો થઈ ગયો.

તક્ષકે પૂછ્યું: 'મહારાજ! ક્યાં જાઓ છો?'

કાશ્યપે કહ્યું: 'પરીક્ષિત રાજાને તક્ષક નાગ કરડવાનો છે, તેનું ઝેર ઉતારવા જાઉં છું.'

તક્ષકે કહ્યું: 'મહારાજ! શા સારુ ખુવાર થાઓ છો? તક્ષકનું ઝેર ઉતારવાની કોઈની તાકાત નથી.'

કશ્યપ કહે: 'કોઈની તાકાત ભલે ન હોય, મારી તો છે.'

તક્ષક કહે: 'મહારાજ! હું જ તક્ષક છું અને પરીક્ષિતને કરડવા જાઉં છું. હું કહું છું કે મહારાજ! આ લાંબા પંથની માથાકૂટ મૂકી દો અને છાનામાના ઘર ભેગા થઈ જાવ. તમારી વિદ્યાનું ત્યાં કાંઈ ચાલવાનું નથી.'

કાશ્યપ કહે: 'આપણે ત્યાં જઈને ખાતરી કરશું.'

તક્ષક કહે: 'તમારી વિદ્યાનું તમને એટલું બધું ગુમાન હોય તો આપણે તેની પરીક્ષા કરીએ. હું આ ઝાડને કરડું. આવું મજાનું લીલુંછમ ઘટાટોપ ઝાડ કરડતાંની સાથે જ બળીને ભસ્મ થઈ જશે. એને તમે પાછું સજીવન કરો તો હું જાણું કે તમારી વિદ્યા સાચી.'

કાશ્યપ કહે: 'ભલે.'

તરત જ તક્ષક તે ઘટાટોપ વડલાના ઝાડને કરડ્યો. કરડતાંની સાથે જ તે બળીને ભસ્મ થઈ ગયું. એવું કાતિલ તક્ષકનું ઝેર હતું. પછી તે બોલ્યો: 'લ્યો મહારાજ! એને હવે સજીવન કરો.

કાશ્યપ તો તરત જ મંત્ર ભણવા લાગ્યો. એક, બે અને ત્રણ વખત મંત્ર ભણી પાણીની અંજલિ છાંટી, ત્યાં તો જોઈ લ્યો મજા. વડલો જેવો હતો તેવો ઘેરગંભીર બની ગયો.

તક્ષક તો આ જોઈને સડાક જ બની ગયો. તે ક્યાંય સુધી કાશ્યપ સામું જોઈ રહ્યો.

કાશ્યપે કહ્યું: 'કેમ જોયુંને ? તારું ઝેર મારા મંત્રબળ પાસે કાંઈ વિસાતમાં નથી.'

તક્ષકે ગરીબડા બની કહ્યું: 'મહારાજ! તમારું મંત્રબળ ખરેખર અદ્દ્ભુત છે. પણ તમારે પરીક્ષિતને બચાવવાનું કાંઈ કારણ ખરું.'

કાશ્યપે કહ્યું: 'હું બહુ ગરીબ છું. પરીક્ષિત રાજાને જીવતદાન આપું તો મને કેટલું બધું ધન મળે!'

તક્ષકે કહ્યું: 'પણ મહારાજ વિચાર તો કરો. હું કાંઈ અમસ્થો અમસ્થો પરીક્ષિતને કરડવા જાઉં છું ? મને શમીક ઋષિના પુત્ર શ્રૃંગીની આજ્ઞા થઈ છે. મારે ગયા વિના છૂટકો નથી. બીજાને કરડતાં મને બહુ દુઃખ થાય છે, પણ આ તો નિરુપાયે જવું પડે છે. હું પરીક્ષિતને કરડીશ અને તમે એને બચાવશો તો શ્રૃંગી જેવા મોટા ઋષિનું વચન મિથ્યા જશે. એનો તો ખ્યાલ કરો.'

કાશ્યપ કહે: 'એ હું કાંઈ ન જાણું. મારે તો કામ સાથે કામ.'

તક્ષકે કહ્યું: 'પણ તમારે કેટલા પૈસા જોઈએ ?'

કાશ્યપ કહે: 'પરિયાના પરિયા ખાય તો પણ ન ખૂટે એટલા. ભીખ માગી માગીને હવે તો હું થાકી ગયો છું.'

'તો મહારાજ! હું જ એટલા પૈસા આપું તો ?'

'તો મારે હસ્તિનાપુર સુધી લાંબા ટાંટિયા કરવાની શી જરૂર ?'

'મહારાજ! તમારાથી લઈ શકાય એટલું ધન લઈ લ્યો.' એમ કહી તક્ષકે તત્કાળ ત્યાં ને ત્યાં સોનું, રૂપું, હીરા, મોતી, ઝવેર, વગેરેના ઢગલે ઢગલા ખડા કરી દીધા.

કાશ્યપ તો તરત જ પોતાથી ઊપડ્યું તેટલું ધન ગાંઠે બાંધી તક્ષકને આશીર્વાદ દઈ પાછો વળી ગયો.

### ૧૫ તક્ષક ડસ્યો

તક્ષક હસ્તિનાપુર પહોંચ્યો ત્યારે પરીક્ષિત તો નિરાંત કરીને નવા બનાવેલા મહેલમાં બેઠો હતો. ચારે તરફ એવો મજબૂત ચોકીપહેરો લાગી ગયો હતો કે ભાઈબંધથી અંદર પેસી શકાય તેવું ન હતું. તેમાંય આજ તો સાતમો અને છેલ્લો દિવસ હતો. એટલે બધા ખૂબ હોશિયાર બની ગયા હતા.

પણ તક્ષક બહુ યુક્તિબાજ હતો. તેણે બીજા નાગને બોલાવ્યા અને કહ્યું: 'આમ સીધી રીતે તો હું અંદર પેસી શકું તેમ નથી. તમે બધા બ્રાહ્મણનો વેશ લઈ આશીર્વાદ આપવાને બહાને અંદર ઘૂસો. હું તમારી પૂજાની સામગ્રીની અંદર છુપાઈ રહીશ.'

નાગોએ કહ્યું: 'પણ અંદર જવા દેશે ? કોઈને અંદર જવાની રજા નથી.'

તક્ષકે કહ્યું: 'આશીર્વાદ આપવા આવતા બ્રાહ્મણોને ના નહિ કહે. આજે તો સાતમો દિવસ છે, આજે તો રાજાને આશીર્વાદની ખૂબ જરૂર છે.'

નાગોએ તરત જ બ્રાહ્મણનો વેશ લઈ લીધો. હાથમાં પૂજાની સામગ્રીના થાળ લીધા અને રાજમહેલને દરવાજે આવી ઊભા.

પહેરેગીરોએ તરત જ તલવાર આડી ધરી: 'અંદર નહિ જવાય.'

નાગોએ કહ્યું: 'અમે તો રાજાને આશીર્વાદ આપવા જઈએ છીએ.'

એક પહેરેગીરે અંદર જઈ રાજાને ખબર આપ્યા. રાજાએ કહ્યું: 'આશીર્વાદ દેવા આવતા

બ્રાહ્મણોને ના કહી શકાય નહિ. એમને ખુશીથી અંદર આવતા દો.'

મહામંત્રી ત્યાં બેઠા હતા તેમણે કહ્યું: 'પણ મહારાજ! કાંઈ દગો હશે તો?'

રાજાએ કહ્યું: 'એવી બીક રાખવાની જરૂર નથી. બ્રાહ્મણોને ના કહી જ શકાય નહિ. આજે સાતમો દિવસ છે. આજે આશીર્વાદની કેટલી બધી જરૂર છે? એમને આવવા દો.'

બ્રાહ્મણો અંદર આવ્યા. વિધિ પ્રમાણે રાજાને આશીર્વાદ આપી પ્રસાદીનાં ફળફુલ આપી રવાના થયા.

સાંજ પડવાને હવે વાર ન હતી. સાતમા દિવસની એ સાંજ પડતી હતી. એ દિવસનો સૂરજ આથમી જાય એટલે રાજાને માથેથી ઘાત જાય. જેમ જેમ દિવસ ઢળતો જતો હતો તેમ તેમ રાજાની બીક ઓછી થતી જતી હતી.

હવે તો સૂરજ થોડો જ બહાર દેખાતો હતો. રાજા ખૂબ લહેરમાં આવી ગયો. તેણે મંત્રીને કહ્યું: 'આજે સાતમો દિવસ પણ પસાર થઈ ગયો. ચાલો માથેથી ઘાત ગઈ. લાવો હવે બ્રાહ્મણોની પ્રસાદી લઈએ.'

મંત્રીએ કહ્યુ: 'મહારાજ! સૂરજ પૂરેપૂરો આથમી જવા દો.'

રાજા કહે: 'તમે તો બહુ બીકણ સૂરજ આથમી જવાને હવે ક્યાં વાર છે? અને તક્ષક હવે ક્યાંથી આવવાનો હતો? એક ફળ આપો.'

મંત્રી આનાકાની કરતો રહ્યો અને રાજાએ પેલા થાળમાંથી એક ફળ ઉપાડી લીધું.

એ ફળ ભાંગતાંની સાથે જ તેમાંથી એક બહુ જ નાનો લાલ કીડો નીકળ્યો. રાજા ઘડી ભર તો વિચારમાં પડી ગયો, પણ તરત જ તે હસતાં બોલ્યો: 'મંત્રીજી! જુઓ! તક્ષક આવી પહોંચ્યો. કેવું વામનરૂપ ધરીને આવ્યો છે? અને રંગ પણ કેવો છે? ગજાનો રાતો રાતો!' તે ખૂબ હસવા લાગ્યો.

મંત્રી ઉતાવળો ઉતાવળો બોલી ઊઠયો: 'મહારાજ! એને નીચે નાખી દ્યો.'

રાજા તો બસ હસ્યે જ જાય. હવે તો સૂરજ આથમી જવાને કાંઈ જ વાર ન હતી. તે હરખના વેગમાં બોલી ઊઠ્યો: 'મંત્રીજી! તમે તે શી વાત કરો છો? તક્ષક મને ન કરડે તો શૃંગી ઋષિનો શાપ મિથ્યા જાય ને? પછી એવા મોટા ઋષિઓના વચનમાં કોણ વિશ્વાસ કરે? ખરેખર આ જ તક્ષક છે. લે ભાઈ તક્ષક, મને કરડ.' રાજાએ પેલા કીડાને પોતાની ડોક ઉપર મૂકયો.

'હાં હાં મહારાજ! શું કરો છો?' એમ બોલતો મંત્રી બેબાકળો ઊભો થયો, પણ એનું કાંઈ વળે તેમ ન હતું. એ લાલ કીડો ખરેખર તક્ષક નાગ હતો.

ડોક ઉપર ચોંટતાં જ તેણે વિકરાળ સ્વરૂપ ધારણ કર્યું અને મહા ભયંકર અવાજ કરી તે બોલ્યો: 'મહારાજ પરીક્ષિત? હું જ તક્ષક નાગ છું. ઋષિના શાપથી આજે તને કરડું છું. તારામાં શક્તિ હોય તો મારા ઝેરથી તારી જાતને બચાવજે.'

તક્ષકે રાજાને ડંશ દીધો. રાજા તત્કાળ ધરણી ઉપર ઢળી પડ્યો. ચારે તરફ હાહાકાર મચી ગયો.

ઘણી દવાઓ કરી. ઘણી સારવાર કરી. મોટા મોટા ધન્વંતરી કામે લાગી ગયા. પરંતુ તક્ષકનું હળાહળ ઝેર ઉતારવાની કોઈની તાકાત ન હતી. સાતમા દિવસનો સૂરજ આથમી ગયો તે પહેલાં રાજા પરીક્ષિત તક્ષક નાગના ડંશથી મૃત્યુ પામ્યો.

એ રીતે શૃંગી ઋષિનો શાપ સિદ્ધ થયો.



# સ્પષ્ટીકરણ

દરેક મહિનાની અધવચને બદલે મહિનાની શરૂઆતમાં અંક આપવાના ઇરાદાથી 'કહાની'નો ત્રીજો અંક ઑગસ્ટની પંદરમીએ આપવાને બદલે સપ્ટેમ્બરની પહેલી તારીખે પ્રગટ કર્યો. પરિણામે ઘણા ભાઈઓ તરફથી ઑગસ્ટ-અંકની માગણી આવી, એમાં કંઈક ગેરસમજ થઈ છે.

પ્રથમ વર્ષમાં 'કહાની'ના અંકો તો બારે બાર આપવામાં આવશે. ફેરફાર એટલો કે હવે 'કહાની'નું પ્રથમ વર્ષ મે ૧૯૪૫ને બદલે જૂન ૧૯૪૫માં પૂરું થતાં જુલાઈ ૧૯૪૫માં એનો નવા વર્ષનો પ્રથમ અંક આપવામાં આવશે.

'કહાની'નો આ ચોથો અંક પણ થોડો મોડો થયો છે. ગ્રાહક આદકો અમારા પ્રયાસોમાં જે તેવો વિશ્વાસ રાખી અમારી આ અનિયમિતતા સમભાવપૂર્વક નિભાવી લેશે એવી આશા છે.

કહાની કાર્યાલય વતી
શાંતિલાલ છો. પારેખ
સંપાદક અને સંચાલક

વર્ષ ૧ | અંક ૪ | ઓક્ટોબર ૧૯૪૪

# કહાની

## અનુક્રમ




### લવાજમ ભરવાનાં સ્થળો

કહાની કાર્યાલય : સરસ્વતી છાપખાનું:
દાણાપીઠ : ભાવનગર

હરગોવિંદદાસ સી. પરીખ, બી. એ. [illegible]
ઠે. ગોકળદાસ ડુંગરશીનો માળો, ચી. નં. [illegible]
ત્રીજે માળે
કાન્હેલ ક્રોસ લેન નં. ૩, ગામવાડી : મુંબઈ-૨

મુંબઈમાં છૂટક પ્રત માટેઃ—
નેશનલ ન્યુસપેપર એજન્સી,
કાલબાદેવી રોડ

અમદાવાદમાં છૂટક પ્રત માટેઃ—
જે. પાઠક એન્ડ કાં., સારંગપુર

ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓની અનોખી ગ્રંથશ્રેણી

વર્ષ પહેલું
પુસ્તિકા પાંચમી

★

काव्येषु रम्या कथा



# કળાદૃષ્ટિ

....બાળકને સ્વભાવતઃ કળાદૃષ્ટિ છે. સમુદ્રને કિનારે રેતીના ઢગમાંથી એ શંખ અને છીપલ વીણી કાઢે છે. ચળકાટ મારતા અને રંગબેરંગી પાસાદાર પત્થર વીણી લાવી તે સહુને બતાવે છે. રેતી તો કિનારે પથરાયેલી જ હોય છે તેમાંથી નમૂના લેખે આવા પાંચીકા વીણી બતાવી બાળક રેતીના કિનારાની મહત્તા રજૂ કરે છે........

....જીવનનો વિસ્તાર સમર્યાદ છે. કરોડો માણસોનાં રોજનાં જીવનમાં પ્રસંગો અસંખ્યાત છે. કળાઉપાસક વાર્તાકાર તેવા પ્રસંગોમાંથી થોડા વીણી કાઢી આપણી સમક્ષ રજૂ કરે છે. પ્રસંગ તરીકે પ્રસંગનું મહત્ત્વ આપણને લાગે કે નહીં તે જુદી વાત છે પણ એ પ્રસંગના અન્તસ્તત્ત્વરૂપે રહેલું જીવન-ગૌરવનું એ દર્શન કરાવે છે. સુસંસ્કારને એ આત્મીયતાથી જાગ્રત કરે છે અને રોજનાં જિવાતાં જીવનને એ કલાદૃષ્ટિથી જોવા તાજગી બક્ષે છે.

पाराशर्य

રૂ. સુ. કુ. ચા. ૧૭

'હે પિતા ! પુત્ર પણ ધન કહેવાય છે. તમે મને દક્ષિણારૂપે કોને આપવાના છો?

**નચિકેત !** 'દૂરથી સાદ આવ્યો.

# નચિ

લેખક

દશદ્વતીના કિનારે શીલા પર બેસીને જળની સપાટી પર સ્થિર નજરે જોઈ રહેનાર નચિકેતાને સંબોધતો સાદ આવતો હતો પણ વિચારલીન નચિકેતાના કર્ણ પર સરિતાના મર્મર સોંસરવો આવીને એ સાદ જાગ્રત કરતો ન હતો.

'નચિકેત...' ફરી સાદ કરીને વૃત્તિ નામની તાપસકન્યા ઢોળાવ પરથી નીચે દોડી આવી. નચિકેતાને ધ્યાનલીન બેઠેલો જોઈ ચૂપકીથી પાછળ આવીને તેના કાન નજીક મુખ લાવી વૃત્તિએ જોરથી બૂમ મારી: 'નચિકેત...!'

'અરે ! અરે !' કહી પોતાના કાન આડે ઉતાવળે હાથ ધરી નચિકેતાએ બીજે હાથે વૃત્તિનો હાથ પકડ્યો, 'શું છે ?'

'હું તો તમને તેડવા આવી છું. પણ તમને તો અહીંથી ઊઠવું જ ક્યાં ગમે છે? કહો તો ખરા કે તમને આ સરિતા ને પર્વત પર જ પ્રેમ છે ! મને સરોવર અને ઉદ્યાન ગમે છે. તમે પર્વતમાં રખડતાં થાકતા નથી. મને અજવાળી રાત ને ચંદ્ર ગમે છે તો તમને અંધારી રાત ને તારાઓ ગમે છે. મને વાયુમાં હીલોળતાં ધાન્યનાં ક્ષેત્રો જોવાં ગમે છે તો તમે આ સરિતાની જળની સપાટી પર મીટ માંડી બેઠા રહો છો. કહો તો ખરા કે તમને આ જળપ્રવાહ જોતાં શેના વિચાર આવે છે ?' વૃત્તિએ કહ્યું.

કશો ઉત્તર ન આપતાં નચિકેતા વૃત્તિનાં નેત્રોમાં તાકી રહ્યો.

'શું જોઈ રહ્યા છો ?' નચિકેતાને અવાક્ જોઈ હસીને ફરી વૃત્તિ બોલી. 'ઘણા ખાઉધરા માણસને ઊંઘ આવ્યા જ કરે છે અને તમને એકલા પડો છો એટલે રોકી ન શકો તેટલા વિચાર આવ્યા કરે છે કેમ ? પણ બ્રાહ્મણપુત્રોને તો વિચારનિગ્રહ આવશ્યક છે. કહો શું વિચાર આવે છે ?'

નચિકેતાએ કહ્યું, 'વિચારું છું કે જે આનંદથી તું હસે છે એ તારાં સ્મિતભર્યાં લોચન હું જોઈ શકીશ કે નહીં ?'

'એવી શું વાતો કરો છો ? કાલ સુધી તો હું જીવવાની છું'

'એ આશા હું સેવું છું છતાં આવતી કાલ પૂરતી આ વાત નથી. હું આ અનિત્યતાનો પ્રત્યક્ષ દેખાતી ક્ષણભંગુર જીવસૃષ્ટિનો વિચાર કરું છું.'

વૃત્તિ કશું બોલી નહીં. નચિકેતાએ આગળ કહ્યું, 'આ જળપ્રવાહ હિમાદ્રિથી આવે છે. સરસ્વતી સાથે મળી એ સિંધુમાં જશે. ત્યાંથી સૂર્યનાં કિરણે ગગનમાં ચડી ફરી હિમાદ્રિમાં નિવાસ કરી પાછાં દડશે. એ ઘટમાળ કદાચ કલ્પ સુધી ચાલશે પણ પછી એ જળની શું સ્થિતિ રહેશે ? વિચારું છું કે આ માધવીલતાનાં ફૂલો આજ ઊઘડે છે, પાછાં કરમાય છે, પછી એ ફૂલની ક્યાં ગતિ છે ! આ સાથે જ વિચાર આવે છે કે ગયે વર્ષે પિતામહ દેવ થયા તેને અગ્નિસંસ્કાર આપ્યા પછી તેનો આત્મા ક્યાં નિવાસ કરતો હશે. એ જીવની શી ગતિ થઈ હશે !'

'ઓહો !' વૃત્તિએ કહ્યું, 'તમારે તો યાજ્ઞવલ્કયને પણ વટી જવા ઇચ્છા છે.'

'નહીં,' નચિકેતાએ કહ્યું. 'વિચારવાન માણસના આ સ્વાભાવિક પ્રશ્નો છે એમ વડીલો કહે છે. એવા પ્રશ્નના આપમેળે ઉત્તર મેળવવા એ પુરુષાર્થ ગણાય છે.'

અને મને સમજાવવી એ પણ પુરુષાર્થ છે. તમારે પોતાને ત્યાં યજ્ઞ ચાલે છે એ વખતે તમે નાસી આવ્યા એ પણ પુરુષાર્થ...'

'નચિકેત...' દૂરથી એક પુરુષનો અવાજ સંભળાયો.

વૃત્તિએ કહ્યું, 'ચાલો ચાલો. હું તમને તેડવા આવી છું. યજ્ઞની પૂર્ણાહુતિનો સમય થયો છે ને મને તેડવા મોકલી છે, ચાલો.'

'ચાલો.' કહી બન્ને ઉતાવળે આશ્રમમાં યજ્ઞશાળા તરફ જવા લાગ્યાં.

[ વાજશ્રવા એ નચિકેતાના પિતામહનું નામ હતું. 'વાજ'નો અર્થ 'અન્ન' થાય છે. અન્નનું નિત્ય અખૂટ દાન કરવાને અંગે 'શ્રવ' એટલે કે 'યશ' જેનો વિસ્તાર પામ્યો છે. તેને વાજશ્રવા કહેવામાં આવે છે. નચિકેતાના આવા દાનશાળી પિતામહે કીર્તિ સંપાદન કરેલી. તેનો પુત્રનું નામ વાજશ્રવસ. વાજશ્રવસ

## કર્મફળની કામનાએ વિશ્વજિત યજ્ઞ આરંભનાર પિતાને નચિકેતે પ્રશ્ન કર્યો.

# કેતા

પારાશર્ય

પણ યજ્ઞકર્તા હતા. પણ એને કર્મફળની કામના હતી. યજ્ઞકર્તાને મળતું સ્વર્ગસુખ એની નજરમાં હતું. અહેતુક યજ્ઞ કરવા તેની વૃત્તિ ન હતી. આ વખતે તેણે વિશ્વજિત્ નામનો યજ્ઞ આરંભેલો, આવા યજ્ઞમાં સર્વસ્વનું દાન આપી દેવું પડતું. ગોધનની જેમ ધનમાં ગણુતરી કરીને આપી દેવામાં આવતું તેમ પુત્રની પણ ધન તરીકે જ ગણુતરી થતી. ]

યજ્ઞશાળામાં આવીને નચિકેતાએ બ્રાહ્મણોને આપવાની દક્ષિણાના વિવિધ પ્રકાર તરફ દૃષ્ટિ કરી ત્યાં તેનું ધ્યાન ઋત્વિક્ અને સદસ્યને દક્ષિણામાં આપવા માટે યજ્ઞશાળામાં દોરી લઈ જવાતી ગાયો તરફ ગયું. આ ગાયો વૃદ્ધ હતી. માંડ ચાલી શકતી હતી. ખડ ખાવા જેટલી શક્તિ પણ તેનામાં રહી ન હતી. એટલી વૃદ્ધાવસ્થાએ એ ગાયો પહોંચી હતી કે હવે વિયાય તેવી આશા રહી ન હતી. આ ગાયોને દાનમાં આપવાની પોતાના પિતાની ઇચ્છા જોઈ નચિકેતાને મનમાં ખેદ થયો. જે પુણ્ય સંસ્કારમાં પોતે ઊછર્યો હતો તેમાં આ બિના તેને અસંગત લાગતી હતી. તે વિચારવા લાગ્યો, 'દૂધાળી અને પુષ્ટ ગાયો ગૌશાળામાં અસંખ્યાત છે. આવા યજ્ઞમાં તો આ પુષ્ટ દૂધાળી ગાયો દાનમાં આપી દેવી જોઈએ. તેને બદલે એ સર્વ ગાયોને ગૃહઉપયોગ માટે રાખી મૂકી પિતા આ વૃદ્ધ ગાયોનું નિરર્થક દાન દેવા માગે છે. જે વસ્તુનું દાન આપવામાં આવે તે વસ્તુની ઉપયોગિતા હોવી જ જોઈએ. આ વૃદ્ધ ગાયો તો ભારરૂપ થશે. એનું દાન આપવાથી યજ્ઞફળ નહીં મળે. ઊલટું અયોગ્ય દાન આપવાથી દેવો નારાજ થાય છે. ઋષિલોકો કહે છે કે આમ દાન દેનાર યજમાન તો અનન્દા અસુખકર–લોકમાં જાય છે. મારે પિતાને એમાંથી બચાવવા જોઈએ.'

આમ નિશ્ચય કરી તે પોતાના પિતાની નજીક ગયો. અને આશ્ચર્ય વ્યક્ત કરી પિતા સાંભળે તેમ હોતાને પ્રશ્ન કર્યો, 'પિતા આટલું બધું દાન આપી દે છે તો શું આ યજ્ઞમાં સર્વસ્વનું દાન આપવું પડે છે?'

'હા. વિશ્વજિત્ યજ્ઞમાં સર્વસ્વ દાન આપવું જોઈએ. પોતાનું કહી શકાય તેવી કોઈ વસ્તુ યજ્ઞ કરનાર પાસે ન રહે ત્યારે યજ્ઞ સાર્થક થાય છે.' હોતાને બદલે પિતા વાજશ્રવસે ઉત્તર આપ્યો.

નચિકેતાએ કહ્યું, 'તો હે પિતા! પુત્ર પણ ધન કહેવાય છે. તમે મને દક્ષિણારૂપે કોને આપવાના છો?'

પુત્રના બોલવા તરફ પોતાનું ધ્યાન નથી તેમ બતાવવા વાજશ્રવસે કામમાં દૃષ્ટિ કરી. પુત્ર આ ગાયના અનુસંધાનમાં બોલે છે એ વાત તે તુરત સમજી ગયા હતા.

પિતાની ઉપેક્ષા જોઈ નચિકેતાએ બેત્રણ વખત પ્રશ્ન કર્યો. અંતે પિતા ઉત્તર આપવા ખુશી નથી એમ જોઈને તેણે પિતાની સાવ નજીક જઈને પ્રશ્ન કર્યો, 'હે પિતા! પુત્ર પણ ધન કહેવાય છે. તમે મને દક્ષિણારૂપે કોને આપવાના છો?'

પુત્રનું વ્યંગભર્યું વાક્ય બેત્રણ વખત સાંભળી વાજશ્રવસ ક્રુદ્ધ થઈ ગયા, અને આવેશમાં તેણે નચિકેતાને કહ્યું, 'હું તારું સૂર્યના પુત્ર યમરાજને દાન આપું છું.'

પિતાનું આવું વચન સાંભળી નચિકેતા એકાંતમાં ચાલ્યો ગયો. અને અનુતાપ કરવા લાગ્યો. 'પ્રથમ પંક્તિના પુત્રશિષ્યોમાં હું મુખ્ય ગણાઉં છું. યમરાજને મારું દાન આપવાથી યમરાજનું શું પ્રિય થશે, કયો અર્થ સરશે? અવશ્ય, વિના પ્રયોજન પિતાએ ક્રોધવશ થઈ મારું દાન કર્યું છે. તોપણ પિતાનું વચન મિથ્યા ન થવું જોઈએ. વાગ્દાનને અનુરૂપ આચરણ થવું જોઈએ. પિતાનું કલ્યાણ થાય તેમ મારે વર્તવું જ જોઈએ.' આમ નિશ્ચય કરી નચિકેતાએ યમરાજને ત્યાં જવાની તૈયારી કરી.

તેનો આમ વિના વિલંબ ચાલી નીકળવાનો નિશ્ચય જોઈને વાજશ્રવસને ખેદ થયો. તેણે પુત્રને રોકવા પ્રયત્ન કરી જોયા પણ નચિકેતાનો નિશ્ચય ડગ્યો નહીં. તેણે કહ્યું, 'હે પિતા! વચન પ્રમાણે અને વાચિક સંકલ્પ લીધા પ્રમાણે આચરણ કરવું એ જો આપણે કુલધર્મ છે અને એ સનાતન ધર્મ છે તો તમારે મને યમરાજને ત્યાં મોકલવો એ ધર્મ છે. મારી ઇચ્છા–અનિચ્છાની આ વાત નથી. મારો શોક કરવાનું કોઈ કારણ નથી. માનવજીવનની ક્ષણ-

ભંગુરતાનો ખ્યાલ તમને પણ આવ્યો. હશે મનુષ્યો ક્ષેત્રમાં ધાન્યની પેઠે ઊગીને પાકે છે અને મરણ પામી ફરી ધાન્યની પેઠે ઉત્પન્ન થાય છે. આ અનિત્ય જીવલોકમાં અસત્ય આચરણથી શો લાભ છે? સત્યનું પાલન એ જ ધર્મ છે.'

પુત્રનાં આવાં તાત્ત્વિક વચનો પાસે પિતા વધુ કહી શક્યા નહીં. પિતાને પ્રણામ કરી નચિકેતાએ વિદાય લીધી. અને યમરાજને દ્વાર આવી પહોંચ્યો.

સૂર્યપુત્ર યમરાજ તે વખતે ઘેર હતા નહીં. કંઈ કારણસર તે બહાર ગયેલા. તેથી નચિકેતા તેની રાહ જોઈ બહાર ઊભો રહ્યો. એક દિવસ, એક રાત;–બીજે દિવસ, બીજી રાત;–ત્રીજે દિવસ, ત્રીજી રાત. યમરાજ પાછા આવ્યા નહીં. ચોથે દિવસે પ્રાતઃકાળે યમરાજ પોતાને ઘેર આવ્યા. અને દ્વારમાં નચિકેતાને ઊભેલો જોયો.

યમરાજની સ્ત્રી તથા મંત્રીઓએ નચિકેતાને અતિથી તરીકે સત્કારવા યત્નો કરેલા પણ નચિકેતાએ કહ્યું, 'હું યમરાજ પાસે આવ્યો છું. મારે કશી અપેક્ષા નથી.' અતિથિ-સત્કાર હજુ થયો ન હતો એટલે પ્રવાસેથી યમરાજ પાછા આવ્યા કે તુરત તેની સ્ત્રી તથા મંત્રીઓએ ભેગા મળીને યમરાજને કહ્યું, 'હે રાજન! આ બ્રાહ્મણપુત્ર છે અને આપને આંગણે ત્રણ રાતથી અન્નજળ વિના ઊભો રહી આપની રાહ જુએ છે. તેમનો સત્કાર કરો. અગ્નિદેવ પોતે બ્રાહ્મણ અતિથિનું રૂપ ધારણ કરી ઘરમાં પ્રવેશે છે. સાધુ પુરુષો તેનો અર્ઘ્ય-પાદ્ય-દાન વગેરેથી સત્કાર કરી શાંતિ આપે છે. હે વૈવસ્વત! જ્યાં બ્રાહ્મણ અતિથિને પૂર્ણ આદર-સત્કાર મળતો નથી તે મંદ પુરુષની જ્ઞાત-અજ્ઞાત-વસ્તુની પ્રાપ્તિની ઈચ્છાઓ અને તેના સંયોગથી મળવાનાં ફળ, સુનૃતા અને આગાદિનાં ફળ તથા પુત્ર પશુ આદિનો નાશ થાય છે. માટે હે યમરાજ! બ્રાહ્મણપુત્રનો સત્વર સત્કાર કરો.'

પત્નીનાં આ વાક્યો સાંભળી યમરાજે તુરત પાદ્ય લઈ જઈ નચિકેતાનો સત્કાર કર્યો અને તેને અંદર લઈ આવ્યા તથા આસન આપ્યું.

થોડી વાર રહીને યજમાન યમરાજે કહ્યું, 'હે બ્રહ્મન્! હું તને નમસ્કાર કરું છું. તું પૂજ્ય અતિથિ બનીને મારે દ્વાર ત્રણ રાત્રિ સુધી ભોજન વગર રહ્યો તેનો દોષ મારે શિર છે. હે બ્રાહ્મણપુત્ર! તારી કૃપાથી મારું કલ્યાણ થશે તોપણ તારી અધિક પ્રસન્નતા માટે હું એ દોષ બદલ ત્રણ વરદાન આપવા ઇચ્છું છું. તારી ઇચ્છા મુજબ વરદાન માગી લે.'

નચિકેતે કહ્યું, 'જો તમો વરદાન દેવા માગે છો તો હે યમરાજ! જેથી મારા પિતા વાજશ્રવસ મારા પ્રતિ શાંતસંકલ્પ પ્રસન્નચિત્ત થાય તથા તેમનું મન ક્રોધહીન થઈ નિત્ય સમતાભર્યું બને અને હું તેમની પાસે જઉં ત્યારે સંતોષથી મને બોલાવે એવું એક, ત્રણમાંથી પહેલો વર માગું છું.'

યમરાજે કહ્યું, 'તથાસ્તુ!'

નચિકેતે કહ્યું, 'હે યમરાજ! સ્વર્ગલોકમાં તમારો અધિકાર ચાલતો નથી. ત્યાં કોઈ ભય નથી. વૃદ્ધાવસ્થાથી કોઈ ડરતું નથી. ક્ષુધાપિપાસા ત્યાં નથી ત્યાં શોકનું અતિક્રમણ કરી પુરુષ આનંદિત બની દિવ્યસુખ અનુભવે છે. હે મૃત્યુ! તમે સ્વર્ગનાં સાધન ભૂત અગ્નિને જાણો છો. તો મને શ્રદ્ધાળુને તેનું વર્ણન કરો કે જેથી હું સ્વર્ગને પ્રાપ્ત થનાર અમૃતત્વ પામે છે તે જાણી શકું. હું આ અગ્નિ વિજ્ઞાનનો બીજો વર માગું છું.'

નચિકેતાનો આ પ્રશ્ન સાંભળી યમરાજ પ્રસન્ન થયા. તેણે નચિકેતાને અગ્નિવિજ્ઞાન આપ્યું. ઉપરાંત કહ્યું, 'હે નચિકેત! આ અગ્નિ તારા નામથી ઓળખાશે. અને આ અગ્નિ ત્રણ વખત ચયન કરનાર મનુષ્ય જન્મમૃત્યુને પાર કરી જશે; દેહપાતની પહેલાં મૃત્યુનાં બંધન તોડી શોકરહિત થશે. હે નચિકેત! હવે ત્રીજો વર માગી લે.'

વધુ સ્થિર થઈ નચિકેતાએ કહ્યું, 'મનુષ્યના મરણના વિષયમાં સંદેહ છે. કોઈ કહે છે કે શરીર ઇંદ્રિય, મન અને બુદ્ધિથી અતિરિક્ત દેહાંતરનો સંબંધ રાખનાર આત્મા રહે છે. તો કોઈ કહે છે કે તેમ નથી. આ વિષયમાં પ્રત્યક્ષ અથવા અનુમાનથી કોઈ નિશ્ચિત જ્ઞાન થતું નથી. વળી આ વિજ્ઞાનને અવલંબીને જ પરમ પુરુષાર્થ સિદ્ધ થાય છે. તો હે યમરાજ! મને એ વિજ્ઞાન આપો. આ ત્રીજો વર હું માગું છું.'

આ ગહન પ્રશ્ન સાંભળી યમરાજાએ નચિકેતા તરફ જોયું. એ વિષયનિઃશ્રેયસના સાધન આત્મજ્ઞાનને યોગ્ય આ બ્રાહ્મણ છે કે નહીં તે પ્રથમ પરીક્ષા કરવા યમરાજાએ કહ્યું, 'પૂર્વકાળમાં આ વિષયમાં

દેવોને પણ સંશય થયો હતો. આ આત્મા નામવાળો ધર્મ સૂક્ષ્મ છે—અતિ સૂક્ષ્મ છે. સાધારણ મનુષ્યથી એ સમજી શકાય તેમ નથી. તો હે નચિકેત! બીજો કોઈ વર માગી લે. મેં વર આપવાનું કહ્યું તેથી હું તારો ઋણી છું. પણ લેણદાર ધનિકની પેઠે આ પ્રશ્નનો જ ઉત્તર આપી ઋણ અદા કરવાનું દબાણ ન કર.'

નચિકેતાએ કહ્યું, 'હે મૃત્યુ! દેવો અને પંડિતોથી પણ ન જાણી શકાય તેવો હોવાને કારણે જ આ ધર્મની મહત્તા મને વધુ લાગે છે. તેથી એ જાણવા મને ઉત્કંઠા છે. વળી તમારા જેવો આ વિષયમાં જાણકાર મળવો કઠિન છે. અને આ વરજ્ઞાન નિશ્રેયસની પ્રાપ્તિનું કારણ છે. આ સમાન કોઈ નથી. કારણકે અન્ય સર્વ વર કેવળ અનિત્ય ફલયુક્ત છે.'

નચિકેતાને પ્રલોભન આપતાં ફરી યમરાજે કહ્યું, 'હે નચિકેત! તું સો સો વર્ષના આયુષ્યવાળા પુત્ર, પૌત્રો, પશુ, ધન, હાથી સુવર્ણ અને અશ્વો તથા વિશાળ ભૂમંડળ—આ સર્વ—તું જે માગે તે આપું. તને જેટલાં વર્ષ જીવવા ઇચ્છા થાય તેટલાં વર્ષ જીવ. તું સિદ્ધિ, વૃદ્ધિ, રિદ્ધિ, તુષ્ટિ પામ. ઇચ્છાનુસાર ભોગ ભોગવ. તને ગમે તે વર માગ. મનુષ્યલોકમાં જે જે ભોગ દુર્લભ છે તે તે તું સ્વચ્છંદતાપૂર્વક માંગી લે. અમર કામિની સ્ત્રીઓ, રથો, દિવ્ય અશ્વો અને યૌવન માગી લે. તું કહે તે આપવા હું તૈયાર છું. પરંતુ હે નચિકેત! તું મરણ સંબંધી પ્રશ્ન ન પૂછ.'

નચિકેતાએ કહ્યું, 'હે મહારાજ! ભોગ કાલ રહેશે કે નહિ? એવા અનિત્યપ્રકૃતિના છે. આત્માની અમરતાની અને અનંત પરતત્ત્વની સરખામણીમાં હજારો વર્ષનું યૌવનભર્યું આયુષ્ય પણ કેવળ ક્ષણ સમાન છે. રથો, અપ્સરાઓ, અમર કામિની અને યૌવન આપવા તો તમે ઇચ્છો છો એ ભલે આપની પાસે જ રહ્યાં. જ્યાં સુધી તમે રક્ષા કરશો ત્યાં સુધી હું જીવવાનો જ છું. હે મૃત્યુ! મારે તો પરલોકગતિનું વિજ્ઞાન જાણવું છે. આ સિવાય બીજો કોઈ વર નચિકેતાને જોતો નથી.'

નચિકેતાની આ રીતે પરીક્ષા કરી યમરાજે પ્રસન્ન થઈ તેમને તત્ત્વ વિષયક કહ્યું, 'હે નચિકેત! દરેક મનુષ્ય સન્મુખ શ્રેય અને પ્રેય બન્ને આવીને ઊભાં રહે છે. વિવેકી મનુષ્ય એ બેમાંથી પ્રેયને તજી શ્રેયને ગ્રહણ કરે છે. શ્રેય અંતમાં લાભદાઈ હોઈ પ્રેયરૂપ થઈ પડે છે. પણ મૂઢ મનુષ્ય પરિણામનો કે ભાવિનો વિચાર કર્યા વગર પ્રેય તરફ વળે છે. તેની દૃષ્ટિ મર્યાદિત બને છે તેથી પરલોકની ગતિ તો શું પણ અહીંના કર્મફળને તે જોઈ શકતો નથી. તેથી તે અનિષ્ટને પામે છે. એવા મનુષ્યને મૃત્યુ પોતાના વશમાં લઈને દબાવે છે. હે બ્રાહ્મણ પુત્ર! પ્રેય એ અવિદ્યા છે. શ્રેય વિદ્યા છે. તું પ્રેયનો ત્યાગ કરી શ્રેયને વાંચ્છે છે તે તારો વિવેક સૂચવે છે.

'હજારો શ્રેયાર્થીમાંથી કોઈક જ આત્મવેત્તા બને છે. આત્મા સાંભળવાથી ઓળખી શકાતો નથી, અભેદદર્શી આચાર્ય જેનો ઉપદેશ આપે છે તે આ આત્માની અસ્તિ નાસ્તિ રૂપ કોઈ ગતિ નથી. કારણકે આત્મા સંપૂર્ણ વિકલ્પની ગતિથી રહિત છે. હે નચિકેત! અનિત્ય સાધનોથી નિત્યની પ્રાપ્તિ થતી નથી. મનુષ્યે બુદ્ધિવાન થઈ ભોગની અવધિ, જગતની પ્રતિષ્ઠા, યજ્ઞફલનું અન્તરતત્વ, અભયની મર્યાદા, સ્તુત્ય અને મહતી વિસ્તીર્ણ ગતિ તથા પ્રતિષ્ઠાને જોઈને તેનો ધૈર્યપૂર્વક ત્યાગ કરવો જોઈએ. આ આત્મ દુર્દર્શ, ગૂઢ ને બુદ્ધિમાં સ્થિત છે. અધ્યાત્મ યોગની પ્રાપ્તિ દ્વારા તેને જાણનાર પુરુષનાં હર્ષશોક આપોઆપ ઓસરી જાય છે. અને તે આત્યંતિક આનંદ અનુભવે છે. હે નચિકેત! તું પણ એવો જ અધ્યાત્મ રત છે.'

નચિકેતાએ કહ્યું, 'હે ભગવન્! તમે જો મને અધિકારી ગણતા હો તો જે ધર્મથી અને અધર્મથી પૃથક્ છે—આ કાર્યકારણરૂપ પ્રપંચથી પૃથક્ છે અને જે ભૂત–ભવિષ્યથી જુદો છે એવા આત્માનું તમે જેવું દર્શન કર્યું હોય તેવાનું તમે મને વર્ણન કરો.'

'હે નચિકેત!' યમરાજે નચિકેતના ખભા પર હાથ મૂકી સ્નેહથી કહ્યું, 'જે મનુષ્ય આત્માનું ખરું સ્વરૂપ ઓળખે છે તેને મૃત્યુનો ડર રહેતો નથી. મનુષ્ય પોતાની જાતને અનિત્ય કલ્પી મૃત્યુથી ડરે છે. પણ આત્માને ઓળખવા તેનું ધ્યાન કરવું જોઈએ. આત્મા અજન્મ, અમર, આદિ, અવસ્થારહિત અને અવિકારી છે. તેના પર પ્રકૃતિથી પણ વિકૃતિ થતી નથી. આ આત્મા અણુથી પણ સૂક્ષ્મતમ, કલ્પનામાં ન પ્રવેશી શકે તેટલો સૂક્ષ્મ અને દૃશ્ય સૃષ્ટિથી પણ મહાન્ છે. આ આત્મા વ્યાપક રૂપથી રહે છે. આ

અનિત્ય સંસારમાં આત્મા એક નિત્ય છે. આ આત્મા કેવળ તર્કથી, અધ્યયનથી શ્રવણથી સાધી શકાતો નથી. નિષ્કામ પુરુષ કેવળ આત્માથી આત્માને શોધે છે ત્યારે આત્મા પોતાના સ્વરૂપને અભિવ્યક્ત કરે છે. ચિત્તવૃત્તિનો વિરોધ કરી જે અધ્યાત્મ માટે યત્ન કરે છે તેને આત્માનું સ્વરૂપ ઓળખાય છે. હે નચિકેત! આ અધ્યાત્મવિદ્યા એ જ પરા વિદ્યા છે. હું આ વિદ્યા તને આપું છું. તું સૃષ્ટિમાં સર્વ મનુષ્યને કહેજે કે 'હે મનુષ્યો! સદ્અસદ્ના વિવેકથી સૃષ્ટિ તરફ જુઓ અને પ્રેયને તજી શ્રેયનું ગ્રહણ કરો. તમે આળસનો ત્યાગ કરો. જીવન અનિત્ય છે તે તરફ નજર કરી પ્રવૃત્તિશીલ બનો. તમને ન સમજાય તો કોઈ ઋષિવર પાસે જઈ વિદ્યાસંપાદન કરો. આ પ્રવૃત્તિ ખાંડાંની ધાર પર ચાલવા કરતાં પણ વિષમ છે પણ પ્રવૃત્તિથી દરેક વસ્તુ લભ્ય છે. તમે પ્રવૃત્તિ કરીને આ દુર્ગમ માર્ગ તરીને પરમ કલ્યાણને પામો.' જા, હું તને પાછો તારા પિતાને આશ્રમે મોકલું છું.' કહી યમરાજ નચિકેતાને લઈ અધરાતે વાજશ્રવસના આશ્રમે મૂકી આવ્યા.

કોઈને રાતમાં ઊંઘમાંથી ન જગાડવાનો નિશ્ચય કરી નચિકેતા દ્વાર પાસેના વૃક્ષ તળે સૂઈ રહ્યો.

સવારે તે જાગ્યો ત્યારે તેને વીંટાઈને સહુ ઊભાં હતાં. વાજશ્રવસે તેને બાથમાં લઈ લીધો. આશ્રમવાસીઓને આનંદ ઉત્સવ થઈ રહ્યો.

દશદ્વતીનાં પ્રવાહને જોતાં નચિકેત આંખો ઉચકીને વૃત્તિનાં નેત્રો જોઈ રહ્યો.

'હજુ આંખો સ્થિર કરી જોવાનું ન છોડી શકાયું?' વૃત્તિએ કહ્યું, 'શું જુઓ છો?'

'એ જ કે તારા લોચનનું જે તેજ છે એથી વધુ નિર્મળ ઓજસી તેજ તારા આત્માનું છે. એ આત્માનું તેજ જોવા હું તલસું છું વૃત્તિ!' કહી નચિકેત વૃત્તિની વધુ નજીક ગયો ને હસીને પાછો પ્રવાહ તરફ જોઈ રહ્યો.

---



# મુસાફરી

લેખક:-

રાતનો વખત હતો, એક મુસાફરી બંગલાના ચોગાનમાં વચ્ચેની ટીપાઈ ઉપરના હરીકેન ફાનસના ઝાંખા પ્રકાશની આસપાસ આરામ ખુરશીઓ નાખી હું, એક પોલીસ અમલદાર અને વિલાયતથી તાજા આવેલા એક બારિસ્ટર બેઠા હતા.

તેવામાં ચપરાસી આવીને નવાં છાપાં દઈ ગયો અને બારિસ્ટર સાહેબની નજર તેમાંના એક મથાળા ઉપર પડતાં તે બોલ્યા:

'લ્યો, આ તમારા જૂના રાજ્યમાં એક વધારે ફાંસી દેવાય છે. સાંભળો, 'જુનાગઢમાં દેવાયેલી ફાંસી, જૂનાગઢનો ખબરપત્રી લખી જણાવે છે કે બહારવટિયાની ટોળીમાં સંડોવાયેલા નામચીન હરસુરને રવિવારના રોજ સવારના જૂનાગઢની જેલમાં ફાંસી દેવામાં આવેલ છે.'

પોલીસ અમલદાર બોલ્યા, 'હું આઠ દિવસ ઉપર જ એ હરસુરને મળવા ગયો હતો. તમને ખબર નહિ હોય કે તેને હું જ્યારે ત્યાં નોકરી કરતો હતો ત્યારે જ પકડવામાં આવ્યો હતો. વાત એમ બનેલી કે બહારવટિયાની એક ટોળી જૂનાગઢનાં ગામ ભાંગતી હતી અને તેમણે બેત્રણ ખૂન પણ કરેલાં હતાં. આ ટોળીની બાતમી કોઈ પણ રીતે મળતી ન હતી. તે વખતે મને ખબર પડી કે આ ટોળીમાંથી હરસુર જુદો પડી પોતાને ગામ રામણુકા ચાલ્યો ગયો છે. આ ગામ જિલ્લાની હકુમતમાં હોઈ મેં ત્યાંના પોલીસ અમલદાર જે મારા મિત્ર હતા તેની મદદ લઈ હરસુરને હાથ કર્યો. અને મેં હરસુરને એવું વચન આપ્યું કે તેને તાજનો સાક્ષી બનાવી મુક્તિ અપાવીશ. એ શરતે કે તેણે બાકીની ટોળીની બધી બાતમી પૂરી પાડવી. તેણે બાતમી તો બધી વિગતથી આપી પણ તે દરમિયાન ટોળીના બીજા બહારવટિયાઓ હદ છોડી કચ્છ અને સિંધ તરફ ઊતરી ગયા.

'આ તપાસ દરમિયાન મેં તો રાજ્યની નોકરી છોડી. ત્યાર પછી કેસ ચાલતાં હરસુરને ફાંસી આપવાનું નક્કી કર્યું અને મારું વચન કોઈએ પાળ્યું નહીં.

# બંગલામાં

મુનિકુમાર મ. ભટ્ટ

તેમ હું પળાવી શક્યો નહીં. અને તેને બચાવવા છેલ્લા પ્રયત્નો કરવા હું આઠ દિવસ ઉપર જૂનાગઢમાં ગયો હતો અને તપાસમાં માલૂમ પડ્યું કે જ્યારે બીજા ખરા ગુનેગારોને પકડી શકાયા નહીં ત્યારે સ્થાનિક અધિકારીઓએ પોતાની પ્રતિષ્ઠા જાળવવા ખાતર હરસુરને તાજના સાક્ષીને બદલે ગુનેગાર ગણી તેને જ ફાંસીએ ચડાવવાનું ધાર્યું હતું. તેને બચાવવા જ્યારે હું કાંઈ કરી શક્યો નહીં ત્યારે હું તેને જેલમાં દિલગીરી પ્રદર્શિત કરવા મળ્યો ત્યારે તેણે મને જે વાત કહી તેથી મારા મનનું થોડું સમાધાન થયું.

'તેણે કહ્યું કે આપે એ વાત મન ઉપર લેવાની જરૂર નથી. મરવું તો સૌને છે જ. અને પ્રભુએ ખરેખર ન્યાય ઉતાર્યો છે એમ જ હું માનું છું. આપ જાણો છો તેમ જુનાગઢની લૂંટફાટ અને ખૂનોમાં મારે હાથે કોઈનું ખૂન થયું નથી. હું તો હંમેશા ખૂન ન કરવા માટે જ—તેમને કહેતો. મેં તો તેમને માત્ર આશરો અને રોટલો આપ્યાં હતાં. છતાં આ શિક્ષા થાય તે તો મારાં આગલા પાપનું પરિણામ હતું.

મેં પૂછ્યું: એ શી રીતે. એટલે હરસુરે કહ્યું કે આજથી ઘણાં વર્ષો પહેલાં જ્યારે હું જુવાન હતો ત્યારે એક સાંઝે સીમમાંથી ઘરે આવતો હતો ત્યારે નદીને કાંઠે અમારા ગામની સોનીની છોકરી પર્વને કારણે ખૂબ ઘરેણાંગાંઠાં પહેરીને પાણી ભરવા આવી હતી. તેનાં ઘરેણાં જોઈ મારી દાનત બગડી. છોડીએ મને કહ્યું, હરસુર કાકા, સાંજ પડી છે અને મને ઘણી બીક લાગે છે. એટલે મારી સાથે આવશો ? પણ મેં તે કાને ધર્યું નહીં. પછી તેણે મારો સીનો જોઈ પોતાનાં બધાં ઘરેણાં મને આપી દેઈ જીવ ઉગારવા કહ્યું, પણ તે મને ઓળખી ગઈ હતી. મેં તેને ગળાચીપ દેઈ તેને મારી નાખી નદીનાં વ્હેનમાં નાખી દીધી.

આ ગુના બદલ હું કદી પકડાયો નહિ અને છોડીનું મડદું હાથ લાગ્યું ત્યારે સૌએ માન્યું કે તે ડૂબીને મરી ગઈ છે. છોડીને મારી તે વખતે તે કરગરતી હતી અને ધ્રૂજતી હતી તે વાત હું કદી ભૂલી શક્યો નથી. દિવસે, રાતે જ્યારે એકલો પડું છું ત્યારે તે દેખાવ નજર આગળ તરે છે. હું તે માનું છું કે પ્રભુએ જ એ પાપના બદલારૂપે મને આ સજા કરી છે. જ્યાં પોલીસ મને પહોંચ્યા નહીં ત્યાં પ્રભુ મને પહોંચ્યા છે. આમ મને મારા કરતૂકનો બરાબર બદલો મળ્યો છે. એટલે આપે તેમાં દુઃખ કરવાની જરૂર નથી.

બેરિસ્ટર સાહેબ બોલ્યાં, 'એ બરાબર હશે પણ આજના જમાનામાં એને ન્યાય કહેવાશે નહીં. હું જ્યારે વિલાયતમાં હતો ત્યારે એડગર વોલેસનું 'ઓન ધી સ્પોટ' નામનું નાટક મેં જોયેલું. તેમાં એમ બનતું હતું કે ભયંકર ગુના કરનાર માણસને તે ગુના બદલ નહીં પણ જેમાં તેનો હાથ ન હોતો તેવા ખૂન બદલ શિક્ષા થતી હતી. વાત એવી હતી કે શિકાગોમાં એક ટોની પેરેલી નામનો ઇટલિઅન દારૂની દાણચોરીનો ધંધો કરતો હતો અને તેને અંગે ખૂન, વ્યભિચાર, લાંચરૂશ્વત વગેરે બીજાં ગુના પણ કરતો હતો. પોલીસની નજરમાં આ માણસ હતો પણ એવી સીફતથી ગુના કરતો કે કદી પકડાતો નહીં.

તેણે એક જાપાની સ્ત્રી રાખેલી હતી, જે તેને અનન્ય ભાવથી ચાહતી હતી. આવું તો તે કર્યા જ કરતો અને થોડે થોડે અંતરે તે નવી નવી સ્ત્રીઓ લઈ આવતો. તે મુજબ તેના જ એક સાથીદારની ખૂબસૂરત સ્ત્રી, તે સાથીદારનું ખૂન કરી, તે લઈ આવ્યો હતો. અને જાપાનીઝ માશુકને તેના પૈસા લઈ લઈ કાઢી મૂકવાનો તે વિચાર કરી રહ્યો હતો, તે વાતની ખબર પડતાં જાપાનીઝ સ્ત્રીએ ટોનીને ઘણાં કાલાવાલા કર્યાં અને જ્યારે રકઝકનું કાંઈ પરિણામ ન આવ્યું ત્યારે ટોનીનું ધ્યાન બીજે હતું તેવામાં ખંજર ખાઈ તે સ્ત્રીએ હારાકીરી કરી. જ્યારે ટોનીનું ધ્યાન તે બાજુ ગયું ત્યારે છાતીમાં ખંજર ભોંકાયેલું અને લોહીની ધાર તેણે નીકળતી જોઈ એટલે ચમકીને તે પાસે ગયો અને ખંજર ખેંચી કાઢ્યું. તે જ વખતે છૂપી પોલીસનો ઉપરી કે જે અવારનવાર ધ્યાન રાખ્યા જ કરતો હતો તે આ ઓરડામાં દાખલ થયો અને લોહી નીકળતા ખંજર સાથે ટોનીને

જોતાં તેના હાથમાં બેડીઓ પહેરાવી દીધી. ટોનીએ ઘણું સમજાવ્યું કે આ ખૂન તેણે કર્યું નથી, તે તેણે માન્યું નહીં અને બીજા પુરાવા મેળવવા ઓરડાની તપાસ કરી. તો તે જાપાનીઝ સ્ત્રીએ લખેલી એક ચિટ્ઠી મળી આવી તેમાં તેણે એકરાર કર્યો હતો કે હું નિરાશ થઈને આપઘાત કરું છું.

પોલીસ ઓફિસરે ટ્રેનીના દેખતાં જ આ ચિટ્ઠી બાળી મૂકી અને તેને કહ્યું કે તેં ઘણાં જ ખૂન કર્યાં છે તેમાં તું પકડાયો નથી માટે આ ખૂન તેં નથી કર્યું તોપણ તે બદલ તને શિક્ષા થાય તેમાં જ ખરો ન્યાય છે એમ હું માનું છું.

'આ સાંભળી મેં કહ્યું: પ્રભુ પણ શિકાગોના પોલીસ અમલદાર જેવું જ ઘણી વાર કરે છે. પાપી માણસોને કરેલ પાપની સજા ન કરતાં જેમાં નિર્દોષ હોય તેની જ સજા કરે છે એટલે પાપીને વિશેષ દુઃખ થાય છે. ઘણાં વરસ પહેલાંની એક વાત મને યાદ આવે છે.

'સોનગઢ તાબે પછેગામમાં સમી સાંજે બે વટેમાર્ગુ આવ્યાં. તેઓ બંને જુવાન હતાં. કપડાંલતાં પણ સારાં પહેર્યાં હતાં. સ્ત્રીના શરીર ઉપર દરદાગીના કીમતી અને ઘણાં હતાં અને કોઈ રજવાડામાંથી નાસી આવેલા ભાગેડુ જેવા દેખાતાં હતાં. તેઓ થાકેલાં હોઈ રાત રહેવા માંગતાં હતાં ત્યાં તેમને કાનો નામનો બાબર જે પછેગામની પડોશના કંથારીઆનો રહેવાશી હતો તે મળ્યો. અને આ બંને જેઓ આશરો શોધતાં હતાં તેમને પોતાને ત્યાં લઈ ગયો. આ લોકોએ તેને બે રૂપિયા આપ્યાં એટલે શાકપાંદડું અને દૂધ–ઘી લેવા તે પછેગામ પાછો આવ્યો અને પોતાની સ્ત્રીને રોટલા–ભાત કરવાની વરધી આપી. બજારમાં તેને દરબાર મુળુભા મળ્યા.

મુળુભાને તેણે આવેલ મહેમાનની વાત કરી એટલે કુતૂહલ વૃત્તિથી દરબાર પણ તેની સાથે કંથારીયે ગયા અને મહેમાનોને મળ્યાં. પછી તેમણે બાબર કાનાને કહ્યું કે આવાં મોટાં મહેમાન જ્યારે હોય ત્યારે તેમને દૂધ–ચોખા ને સાકર ખવરાવવા જોઈએ, માટે ચાલ ગામમાંથી હું તને સાકર અપાવું. એટલે ફરી તેઓ સાકર લેવા પછેગામ આવ્યા. રસ્તામાં મુળુભાએ કાનાને સમજાવ્યું કે આ લોકોને દૂધ ચોખા ને સાકરમાં સોમલ ખવરાવવામાં આવે તો તેમની પાસે ઘણો દાગીનો છે તે આપણને મળી જાય અને આ ભાગેડુ જણાય છે એટલે કોણે માર્યાં અને ક્યાં ગયા તેની કોઈ તપાસ કરશે નહીં. પહેલાં તો કાનાએ આનાકાની કરી પણ પછી મુળુભાની હિમ્મત અને દાગીનાના લોભને વશ થઈ તે તૈયાર થયો અને સાકર ને સોમલ લઈ જઈ આ મહેમાનોને ખવરાવ્યું એટલે રાતમાં તે બન્ને મરી ગયાં. અને વહેલી સવારે પોતાના ખોરડાની પાછળના વાડામાં ખાડમાં નાખી દીધા. તેના ઉપર સાંઠી ઢાંકી દીધી અને તેનું શું કરવું તેનો વિચાર કરતાં બે દિવસ નીકળી ગયા.

દરમિયાન લાશોમાંથી પુષ્કળ દુર્ગંધ છૂટવા માંડી. કાનાને દહેશત લાગવા માંડી એટલે બન્ને લાશોને ઠેકાણે પાડવા તે મુળુભા દરબારને આગ્રહ કરવા લાગ્યો. બન્નેને લાગ્યું કે તેમનાથી તો તે લાશો ઠેકાણે પાડી શકાશે જ નહીં એટલે કાળુ ડોડીયા નામના નામચીન માણસની તેઓએ મદદ લેવા ઠરાવ્યું. દરબારે કાળુને સમજાવ્યું કે મોડી રાતના તેણે ગાડું લઈ આવવું અને બે વજનદાર પોટકાં કાનપુરની સીમ પાસેનાં મોટા ભાડીયા કૂવામાં નાખી દેવા અને તે બદલ તેને લૂંટનો ત્રીજો ભાગદાર બનાવ્યો.

કાળુ તે મુજબ આવ્યો અને લાશો જોઈ જરા અચકાયો, પણ પછી છુટાય તેવું રહ્યું નહીં. એટલે તે લાશો કૂવામાં નાખી આવ્યો અને પોતાના ગાડાના સગડ ભૂંસી નાખ્યાં.

આઠદસ દિવસ બાદ કોઈ વટેમાર્ગુ પસાર થતો હશે તેણે આ કૂવામાં બન્ને લાશો તરતી જોઈ, સોનગઢની પોલીસને ખબર આપ્યા.

ત્રણ દિવસ સુધી તે લાશોને પછેગામ ઓળખવાં માટે રાખી, પણ ફૂલીને સડી જવાથી તેને કોઈ ઓળખી શક્યું નહીં, એટલે પોલીસ પાર્ટી રવાના થઈ પણ પાછળ એક છૂપી પોલીસને મૂકતી ગઈ. એ છૂપી પોલીસને મજબૂત વહેમ હતો કે પૈસા ખાતર જ આ ખૂનો થયાં હશે એટલે પૈસા અથવા માલની વહેંચણ હવે થશે એમ માની તે તેની તપાસમાં રહ્યો. તેવામાં એક મધરાતે કાળુ ડોડીયાની કોડમાં તેણે દીવો બળતો જોયો અને અવાજો સાંભળ્યાં.

ત્યાં પહોંચી છૂપાછૂપી જોતાં મરનારનો માલ વગેરે નીકળ્યાં, એટલે તે ત્રણેને કેદ કરી કેસ ચલાવ્યો. તેમાં સુજુભા દરબાર નિર્દોષ ઠર્યા અને કાનો તથા કાળુ ડેડીયો બન્ને દોષિત ઠરી જન્મટીપની સજા પામ્યા.

શહેનશાહ સાતમા એડવર્ડ ગાદીનશીન થયા તે સાલે કાળુ ડેડીયો છૂટીને ઘરે આવ્યો અને પેલો બાબર તો જન્મટીપ ભોગવતાં જ મરી ગયો હતો. થોડાં વરસ પછી મને કાળુ ડેડીયો મળ્યો ત્યારે મેં તેને આ ખૂનની વાત પૂછી ત્યારે તેણે મને આખી હકીકત કહી.

'પણ' મેં પૂછ્યું, 'જ્યારે તું આમાં સાવ નિર્દોષ હતો ત્યારે તેં છૂટવા પ્રયત્ન કેમ ન કર્યો ?'

'મારાં પાપ નડ્યાં, ભાઈસાબ.' તેણે કહ્યું. 'મેં કહ્યું તેમ મને તો મડદા નાખવા જવાનું છે તેની સુદ્ધાં ખબર નહોતી એટલે આમાં તો હું સાવ નિર્દોષ હતો. અને ખરા ગુનેગાર તો સુજુભા દરબાર હતા. પણ તે સાવ છૂટી ગયા. પણ છૂટીને તેણે શો લાભ મેળવ્યો ? તેની હયાતીમાં જ તેના બન્ને દીકરા ક્ષયના દરદથી મરી ગયા.

'જે વેરાએ સોમલ વેચ્યું હતું તેને તેની ઓરતે સોમલ ખવરાવ્યું અને પછી પોતે પણ સોમલ ખાઈને મરી ગઈ.

'કાનીયાનું યે ધનોતપનોત નીકળી ગયું અને હું આપના પુન્ય-પરતાપે હજી કામી ખાઉં છું.'

મેં પૂછ્યું, 'તેમાં તારા પાપની વાત ક્યાં આવી ?'

'એ વાત એમ છે કે મારો મૂળ ધંધો અફીણની દાણચોરીનો હતો. હું વારંવાર માળવામાંથી અફીણ લઈ આવતો પણ વચ્ચે ગુંડી-ધંધુકાની મોટી લાઈન-દોરી નડતી. એક વખત મોટી રકમનો માલ લઈ ઘોડા ઉપર હું આવતો હતો તેવામાં મને કોઈ હિન્દુસ્તાની ભૈયા જેવા માણસે ટપાર્યો, અને તે બિન-દહેશત મારી સામે આવ્યો. મને વિચાર કરવાનો વખત જ રહ્યો નહીં. એટલે મેં તલવાર કાઢી તેને એક જ ઝાટકે કાપી નાખ્યો. પણ મરતાં તેણે શિવનું નામ લીધું અને ખભે જનોઈ હતી તે ઉપરથી મેં જાણ્યું કે મેં બ્રહ્મહત્યા કરી હતી.

'આજ આટલે વરસે પણ મને તેનું મોં યાદ આવે છે. તે વખતે તો હું ઘોડે બેસી ચાલ્યો ગયો અને તે ગુના બદલ મને કોઈએ પકડ્યો નહીં, પણ પરમેશ્વરનો ન્યાય માણસના ન્યાયથી મોટો છે. મને જે સજા થઈ છે તે સજા મને થવી જ જોઈતી હતી એમ હું માનું છું, અને મેં સજા ભોગવી લીધી.'

એટલામાં પવનની સખત ઝાપટ આવી અને દીવો ઓલવાઈ ગયો અને અમે બધાં તે ફરી પેટાવવાની તજવીજમાં પડ્યાં.

---

'પરદેશમાં હતો ત્યારે એમ માનતો હતો કે કમળા પરણીને સાસરે ગઈ હશે બચપણનો એક તોફાની સંગાથી એને યાદ પણ નહિ હોય.' વીશવરસે આફ્રિકાથી પાછા ફરેલ વિશ્વનાથ પડ્યા પડ્યા વિચાર કરતા હતા

# કલ્યાણી

લેખક
નાથાલાલ દવે

સાંજના ઊંચી ઓશરીમાં થાંભલી પાસે ખાટલો ઢાળીને હું બેઠો. સોનાકાકીને કહ્યું, 'સામે બેચાર ગોદડાં પાથરો. બધા મળવા આવશે. બેસવાનું તો જોશે ને.'

પટારામાંથી સોનાકાકીએ ગોદડાં કાઢ્યાં અને ઓશરીમાં પાથર્યાં. પછી તેમણે બેત્રણ લોટાપ્યાલા ઊટક્યા અને લાવીને પાણિયારે મૂક્યા. ગામમાંથી મને જે કોઈ મળવા આવે તેમના સ્વાગતની તૈયારી થઈ ગઈ.

થોડી વારે મોહનભાઈ આવ્યા. 'કેમ છો, વિશ્વનાથભાઈ! ઘણાં વરસે ગામ સામે જોયું!' કહી એ આંખ પર હાથની છાજલી કરી મારા મુખ સામે જોવા લાગ્યા.

'આવો આવો, મોહનભાઈ!' કહી મેં તેમનો હાથ પકડી, 'અહીં બેસો' કહી ખાટલા પર બેસાર્યા. પછી આવ્યા વિષ્ણુરામ તળાટી, જન્મશંકર માસ્તર, કૃપારામ ગોર. જીવણદાદા લાકડીને ટેકે ચાલતા આવ્યા, અને એમ ડાયરો ભરાયો.

વીસ વરસે હું આફ્રિકાથી મારે ગામ આવ્યો હતો. સહુના ખબર પૂછ્યા. વીસ વરસનો ગાળો. ઘણું બદલાઈ ગયું હતું. મારી સાથે નિશાળમાં ભણનારા ગોઠિયાઓ ચારચાર પાંચપાંચ બાળકોના પિતા થઈ ગયા હતા. વૃદ્ધો મરી પરવાર્યાં હતા. જૂનાં માણસોને ઓળખવાં મહા મુશ્કેલ પડતાં, તેમના ચહેરા પર વરસોએ અવનવી કારીગરી કરી હતી. આ સોનાકાકી જ જુઓને–ગયો ત્યારે જાજરમાન જેવાં હતાં, અત્યારે માંડમાંડ પગલાં ભરતાં ડગુમગુ કરતાં ડોશી બની ગયાં હતાં. નહોતું બદલાયું માત્ર ગામ. ચોકમાં એ જ કૂવો, એ જ કાદવ, એ જ ચોરો, અને ચારે બાજુ એ જ ધૂળ.

'તે ભાઈ! તમે કેમ કરીને આવ્યા?' જન્મશંકર માસ્તરે પૂછ્યું. ગામમાં એ એક છાપું વાંચનાર હતા. જર્મન સેનાપતિ રોમેલ આફ્રિકામાં આગળ વધ્યો હતો એ વાત તેમણે વાંચી હશે એટલે પૂછતા હતા.

મેં તેમને સમજ પાડી, 'જુઓને...આમ થયું. પૈસા બધા મુંબઈની બૅન્ક પર મોકલી દીધા. સામાન ત્યાં પડ્યો મેલ્યો. સ્ટીમરમાં ટિકિટ તો મળતી ન હતી. માત્ર ગોરા મુસાફરોને જ લેતા હતા. ફર્સ્ટ ક્લાસમાં જ જગ્યા મળે ને તે ય માત્ર ગોરાઓને. ત્રણ મહિના વાટ જોઈ પછી હું કંટાળ્યો. વગર ટિકિટે જ ચડી ગયો.

'પછી તમને કાંઈ વાંધો ન આવ્યો?' તળાટી બોલ્યા.

'વાંધો શું આવે? બે દિવસ સ્ટીમરમાં સંતાતો ફર્યો. પછી પકડાયો. સ્ટીમરવાળાનો કાયદો છે કે વગર ટિકિટના મુસાફરનો કાં તો દંડ થાય અથવા ત્રણ અઠવાડિયાંની જેલ મળે. મુંબઈની જેલમાં ત્રણ અઠવાડિયાં કાઢી નાખ્યાં.'

'તમે ય ભાઈ, ભારે કરી! ગમે તેમ કરીને દેશ ભેગા થઈ ગયા.' જન્મશંકરે કહ્યું.

'અને જેલમાં જાવું એની હવે ક્યાં નવાઈ છે?' તળાટીએ પૂર્તિ કરી.

લડાઈની, મોંઘવારીની, ઘીમાં થતાં ભેળસેળની વાતો ચાલી. પાણકોરાનું ખમીસ પહેરેલા એક ભાઈ આવ્યા, હસતા હસતા ખડકીમાં ઊભા રહ્યા.

'કેમ, મને ઓળખ્યો?'

હું તેમની સામે જોઈ રહ્યો. ધીરે ધીરે યાદદાસ્ત સચેત થઈ, 'અહો! બબલભાઈ! તમે તો ભારે બદલાઈ ગયા છો!' કહેતો હું તેમને ભેટી પડ્યો. એ મારા બચપણના મિત્ર. સુક્કલકડી કાયાને બદલે શરીર સ્થૂલ બની ગયું હતું. માથે ટાલ પડી હતી.

'તંઈ નહિ?' બબલભાઈ બોલ્યા. 'તમારી

જેમ થોડા એવા ને એવા રહેવાય છે ?' પછી બબલભાઈ સાથે વાતો નીકળી. નિશાળના પંચાણજી માસ્તરને છેતરી અમે કેવા નાસી જતા, વાઘરીની આંબલીએ કાતરા ખાતા, ચણિયા બોર માટે આખી સીમ ખૂંદી વળતા એ બધું સાંભર્યું.

'આ શામજીભાઈ, એનો ભવાન ગુજરી ગયો.' 'પેલાં મંછાબેન, એની દીકરી વિધવા થઈ.' 'ગૌરી ફળિયાવાળા પેલા છગનભાઈ, એનો વજુ મુંબઈ ગયો છે.' આવા આવા સમાચારો મેળવતો હું બેઠો હતો. ગામની બધી નવાજૂનીનો એક દિવસમાં સંગ્રહ થતો હતો. ત્યાં બહારથી અવાજ આવ્યો, 'રામ રાજા...રામ પરજા...'

કોઈ બ્રાહ્મણ ટહેલ નાખતો હતો. લાંબા રાગે એ ગાતો હતો.

'રામ રાજા રામ પરજા રામ શેઠ શાહુકાર હૈ
બસો નગરી તપો રાજા ધર્મકા ઉપકાર હૈ.'

ઘોઘરા અવાજે ગવાતી એ લીટીઓ પાછી બંધ પડી. વળી થોડી વાર રહીને શરૂ થયું 'રામ રાજા... રામ પરજા...'

'શું ગામ નિર્દય થઈ ગયું છે!' મોહનભાઈએ કહ્યું. 'બીચારો બ્રાહ્મણ બપોરનો બરાડે છે પણ કોઈ જવાબ નથી દેતું. વાણિયા બધા કાંઈ ઓછું કમાયા છે! પણ બ્રાહ્મણના દીકરાનો સવા પાંચ આનાનો સવાલ છે તેટલુંય મહાજનનું મન પીગળતું નથી.'

'તે બોલાવોને અહીં, આપણે આપી દઈએ.' મેં કહ્યું.

'તમે તો ભાઈ! રાજા માણસ છો. પણ બ્રાહ્મણ પાસેથી એ કંઈ લે? ને વળી આ તો આપણી નાતનો જ રહ્યો.' મોહનભાઈએ કહ્યું.

'કોણ છે? આટલામાંના છે?' મેં પૂછ્યું.

'હા કાંકચ ગામનો છે. પાંચપંદર દહાડે આવે છે ને થોડા પૈસા માગી જાય છે. પેલા કેશુભાઈને તમે ઓળખો કે નહિ? મોટા ફળિયાવાળા? એનો જમાઈ થાય. તમને યાદ હશે, કેશુભાઈની કમળી એના વેરે આપી છે.'

'કોણ...કમળા? એનો આ વર છે? બબલભાઈ, જાવ તો જરા, એને અંદર બોલાવો.' મેં કહ્યું.

બબલભાઈએ ખડકીમાં ઊભા રહીને બૂમ મારી, 'અરે એ બાધા મા'રાજ! આમ આવો, આમ.'

'હો, આ આવ્યો!' સામેથી જવાબ આવ્યો અને એક ઠીંગણો, સ્થૂલદેહી બ્રાહ્મણ મારી ખડકીમાં આવી ઉંબર પકડી ઊભો રહ્યો. માથે મેલો ફેંટો હતો. ડોકમાં ફાટેલ ખેસ અને મેલું પહેરણ, હાથમાં લાકડી, ગોઠણ સુધી જાડું પનિયું પહેરેલું. મેલથી કાળા થઈ ગયેલા પગમાં તેણે જૂના જાડા જોડા પહેરેલા હતા. ઝીણી નિસ્તેજ આંખોએ એ મારી સામે જોઈ રહ્યો હતો. એને જોતાં જ મારું મન ઉદ્વેગથી ભરાઈ ગયું. શું આ કમળાનો પતિ! શી વાત કરવી તે મને યાદ ન રહ્યું.

મારી સામે જોતો તે બ્રાહ્મણ હજી ઊભો હતો.

'મને તમે બોલાવ્યો?' તેણે પૂછ્યું.

'હા, આવો, બેસો.' મેં જવાબ આપ્યો ને ફરી હું તેના ચહેરા સામે જોઈ રહ્યો.

'શું નામ તમારું?' મેં પૂછ્યું.

'મને પૂછો છો! ઓધવજી મારું નામ.' તેણે ઓસરીની કોરે આસન લીધું.

'શું કામ કરો છો?'

'કામ તો શું હોય ગામડામાં? આ આકાશવૃત્તિ ચાલે છે.' કહી તે હસ્યો. તમાકુથી કાળા થઈ ગયેલા તેના દાંત મેં જોયા.

'પહેલાં તો ક્યાંક પરદેશ હતા ને?'

'હા, એને ઘણાં વરસ થઈ ગયાં. પહેલાં હું ઇંદોર હતો. પછી પાછો આવતો રહ્યો. એમ થયું કે બાપદાદાનું ગામ ઠીક છે. અહીં થોડા યજમાન છે. વડીલોએ લીલી વાડી કરી રાખી છે એને જ સાચવવા દો. પ્રાલબ્ધમાં હશે તે અહીં મળી રહેશે. કેમ મોહનભાઈ બોલ્યા નહિ?'

'હાસ્તો, પ્રારબ્ધમાં હોય ઈ જ મળે છે. કીડીને કણ અને હાથીને હારો–સૌ સૌનું લખાવીને આવ્યા છે.' મોહનભાઈએ જવાબ દીધો.

મુખી બેચર પટેલ દૂધનો લોટો લઈને આવ્યા, 'ઓ હો હો હો, ભારે મંડળી જામી છે. સોનાબહેન, ચા કાઢો ચા!' કહીને એ બેઠા અને ફાળિયાને છેડે બાંધેલી ખાંડ છોડવા માંડ્યા.

'અરે બેચરભાઈ! તમે પણ...વીસ વરસે ચાના એવા ને એવા શોખીન રહ્યા!' મેં કહ્યું. 'એમ

કરો, આપણે ફળીમાં જ ચા બનાવીએ. બબલભાઈ મદદ કરશે.'

બબલભાઈ કછોટો મારીને તૈયાર થયા. 'હોવે! કાકી! અંદરથી થોડાં કરગડિયાં લાવો. તપેલું આપો, હું પાખો કરી લઉં.' અને ત્રણ ઢેફાં માંડી મંગાળો કરી તે ચા કરવા બેઠા.

બધા ભાતભાતના સવાલો પૂછતા હતા. 'તે આફ્રિકામાં માણસ કેવાં? એડન અહીંથી કટલું? ત્યાં શેની નોકરી હું કરતો? ત્યાં લડાઈનો મામલો કેવોક હાલે છે?' વગેરે. મારી શક્તિ પ્રમાણે હું જવાબ આપતો હતો. એક વાત ખાસ લાગતી હતી કે આ જૂના ગામવાસી! મને કેવો પોતાનો માની લીધો છે! વીસ વરસ થયાં કાગળ–પત્ર પણ ન લખનાર હું–મને આ લોકો ભૂલ્યા નથી. એક વખત રાતે છાનોમાનો નાસી ગયો હતો, આ ગામથી ત્રાસીને–ફરી કદી ન આવવાનો સંકલ્પ કરીને. શું કરું છું તેના ખબર નથી લખ્યા, નથી કોઈના સમાચાર પૂછાવ્યા. મનમાંથી ગામનું અસ્તિત્વ જ ભૂંસી નાખ્યું હતું. પણ આજે પાછો આવ્યો છું ત્યારે એક પછી એક સહુ આવીને સામે હાજર થયા છે; જ્યાંથી તાર તૂટ્યો છે ત્યાંથી પાછો સંધાઈ જાય છે. તેમને કશો વિસંવાદ લાગતો નથી.

'હું ત્યારે જાઉં.' ઓધવજીએ કહ્યું.

'એમ કાંઈ જવાય? ચા પીને જાવ!' મેં તેને રોક્યો. મારે જાણવું હતું કે કમળા શું કરે છે, પણ તેના પતિની આજે હજી ઓળખાણ થતી હતી. સીધી વાત પૂછતાં મને સંકોચ થતો હતો, તેથી કમળાના પિતા વિશે જ મેં વાત ઉપાડી.

'કેશુભાઈ તો હવે વૃદ્ધ થઈ ગયા હશે.'

'કેશુભાઈ! અરે રામ. એ તો ગુજરી ગયા, ભાઈ! સાત–આઠ વરસ થયાં. કેશુભાઈ અને એના ઘરેથી બેઈ માણસ ચાલ્યાં ગયાં, ચાર ચાર માસને અંતરે.' મોહનભાઈએ ખુલાસો કર્યો.

'ત્યારે હવે ત્યાં કોણ?'

'હવે ત્યાં કોણ હોય?' ઓધવજીએ કહ્યું. 'ઘર નકામું પડ્યું'તું તે વેચી નાખ્યું.'

'તમારે શું સંતતિ છે?'

'હેં?'

'તમારે ત્યાં બાળબચ્ચાં છે કે?'

'હોવે! બે દીકરા છે, એક દીકરી છે, પ્રભુની મહેરબાની છે!'

'દીકરાની ઉંમર શું?'

'મોટો અગિયાર વરસનો છે. જુવાન થઈ ગયો છે. સવારમાં નીકળે છે તે કલાકમાં લોટની તાંબડી ભરી લાવે છે. બીજો નાનો છે સાત વરસનો. હજી ઈ ભણે છે.'

હું સાંભળી રહ્યો. મોટો દીકરો ત્યારે ભણતો નથી. બાપની જેમ લોટ માગે છે. સાત વરસનો છોકરો હજી ભણે છે એમ એનો બાપ બોલે છે. જાણે કે અભ્યાસ છોડવા જેટલી એની ઉંમર થઈ ગઈ હોય.

'કમળાને હવે કેમ રહે છે?' મોહનભાઈએ પૂછ્યું. સારું થયું, મારે એ જ વાત જાણવી હતી. આ મોહનભાઈની વાત કરવાની રીત! કમળા, ત્રણ બાળકની માતા, તે હજી મોહનભાઈને મન કમળી જ છે.

'એનું તો તમે જાણો છો ને, શરીરનું જેવું લેણું. નરમગરમ રહ્યા કરે.'

'દવા કરતા હશો?' મેં પૂછ્યું.

'અહીં દવાનું એવું જ. કુંડલે જાઉં ત્યારે લઈ આવું. પણ પાછો એનો સ્વભાવ તમને તો ખબર છે, મોહનભાઈ! કોઈવાર પીવે, કોઈ વાર ન પીવે. એમ હાલ્યા કરે છે. આ ત્રણ વરસ નીકળી ગ્યાં.'

'ત્રણ વરસ થયાં બીમાર છે?'

'તમે ઈ ન સમજો, ભાઈ!' મોહનભાઈ બોલ્યા. 'જીરણ તાવ કે ઉધરસ હોય તેમાં અહીં ગામડામાં કોઈ દવાખવા લે નહિ. એ તો એમનેમ સાજાં થઈ જાય. રોગની માવજત કરો એટલે ઈ મેમાન થઈને બેસે. ઈ તો કામ ઢસડ્યે રાખો તો રોગ ભાગી જાય.'

'ઈ તમે ખરું બોલ્યા, મોહનભાઈ!' ઓધવજીએ કહ્યું.

પછી ચા તૈયાર થઈ એટલે સહુએ પીધી.

ઓધવજી ઊભો થયો, 'હું હવે ઊઠીશ.'

'હા, જા ભાઈ, માજન તારી વાટ જોતું હશે.' મોહનભાઈએ કહ્યું.

સહુને નમસ્કાર કરી જોડાનો ઠબકબ અવાજ કરતો ઓધવજી બહાર ગયો. પાછા એના 'રામ'

રાજા...રામ પરજા 'ના સૂરો શરૂ થયા. પછી એ ક્યારે શમી ગયા તેનો મને ખ્યાલ ન રહ્યો.

રામજી મંદિરમાં ઝાલર વાગી ત્યારે સહુ ઊઠ્યા.

*

ફળીમાં ખાટલો પાથરી હું સૂતો હતો. ઊંઘ આવતી ન હતી. મન તરંગે ચઢ્યું હતું. આકાશમાં સફેદ વાદળીઓ રઝળતી હતી. વચ્ચે ચંદ્ર ચાલ્યો જતો હતો. બહાર લીમડાની ડાળીઓ પવનમાં ધીમે હસતી હતી.

આજે ઘણી વાત સાંભળવા મળી હતી. કમળાનો પતિ, એને મેં જિંદગીમાં પહેલી વાર જોયો. જોયો અને મન વિમાસણમાં પડ્યું. પરદેશમાં હતો ત્યારે એમ માનતો હતો કે કમળા પરણીને પછી ઇંદોર ગઈ હશે. ધીમે ધીમે એનો પતિ ધંધામાં આગળ વધ્યો હશે. બાળબચ્ચાં થયાં હશે. સંસારની માયામાં કમળા ગૂંથાઈ હશે. બચપણનો એક તોફાની સંગાથી તેને યાદ પણ નહિ રહ્યો હોય. આજ આવીને જોઉં છું તો તેનો પતિ ભીખ માગે છે. કમળા બીમાર છે. એનો છોકરો પણ ભીખ માગતાં શીખે છે. આવું તો કદી ધાર્યું ન હતું. અને વળી જ્યારે હું બે પૈસા કમાઈને આવ્યો છું ત્યારે એને કશી મદદ કરવાનો રસ્તો ખુલ્લો નથી. એ તો પરાઈ સ્ત્રી એને ઘરે જઈને તેનું મુખ જોવાનો મને હક્ક નથી, ખબર પૂછવામાંય સાવધાનીથી વાત કરવી પડે તેમ છે. આડી વાતો કરી અનુમાન દોરવાનાં રહે છે, સીધો પ્રશ્ન પૂછી શકાય તેમ નથી. સહુને મન હું કોઈ અજાણ્યો–પરાયો માણસ છું.

કમળાને મન શું એમ હશે? પથારીમાંથી ઊભો થઈ હું ફરવા લાગ્યો. બચપણની વાતો મને યાદ આવતી હતી.

કમળાના પિતા કેશુભાઈ. હું જો ભણુંગણું તો કમળાનાં મારી સાથે લગ્ન કરવાં એમ કમળાની બાએ વાત કરી હતી. તેને ઘેર આવવાજવાની મને છૂટ હતી. હું સ્વભાવે રખડુ. માતાપિતા ગુજરી ગયેલાં. સોનાકાકીએ મને સાચવીને મોટો કર્યો. તેમનું કહ્યું હું માનતો નહિ. આંબલીના કાતરા અને સીમનાં બોરમાં મારું મન ભમતું. ખિસ્સાં ભરીને હું ઘેર આવતો અને કમળાને તેનો ભાગ આપવા જતો. એ પ્રસન્ન થતી પણ તેના પિતા નારાજ થતા એ વાતની મને ખબર પડતી ન હતી. તેમની આગળ મારી કિંમત ઘટતી જતી હતી.

વરસાદના દિવસો હતા. શેત્રુંજીમાં પૂર આવ્યું હતું. કમળા બીજી છોકરીઓ સાથે પૂર જોવા આવી હતી. ભેખડ પાસે ઊંડો ધરો છે. કમળાને ખુશ કરવા મેં ત્યાંથી ભૂસકો માર્યો અને વળાંક લઈને પાણી આગળ વહેતું તેમાં તરતો ચાલ્યો. છેક છેડા પાસે કાંઠાની પીપર પાણીમાં અર્ધી ડૂબેલી હતી તેની ડાળ પકડીને હું બહાર નીકળ્યો હતો. મનમાં માન્યું હતું કે કમળા આ પરાક્રમ જોઈ ખુશ થઈ હશે. પણ તે દોડતી પાસે આવી. જોઉં છું તો આંખમાં બોર બોર જેવડાં આંસુ ભરેલાં. મારા હાથ પકડી કહે, સોગન ખાવ કે ફરી આવાં પૂરમાં નહિ પડો. હાય બાપ ! મારો તો જીવ અદ્ધર ચડી ગયો'તો.'

એ વખતે કોઈ વાર્તા વાંચેલી. તેમાં રાજકુમારીનું નામ કલ્યાણી આવતું હતું. મને એ પસંદ પડ્યું. કમળાને મેં કહ્યું, આમ જો કમળા ! તને બધાં કમળી કહે છે તે જરાય સારું લાગતું નથી. હું તો આજથી તને કલ્યાણી કહીશ.' તોફાનમાં હસીને એ બોલી,' 'જાવ જાવ હવે. પુરુષો તે કદી નામ પાડતા હશે!' પછી એક સાંજે હું કોઈ ચોપડી વાંચતો હતો. નિશાળમાં એ ઇનામમાં મળી હતી. કમળા તથા તેની બા સાંભળતા હતા. તપચ્યુત ઋષિ વિશ્વામિત્ર મેનકાને છોડીને ચાલ્યા જાય છે. મેનકા વનમાં ઋષિની પાછળ પાછળ ચાલે છે, આર્જવભર્યા સ્વરે ઋષિને વીનવે છે. ઉતાવળે પગલાં ભરતા ઋષિ પાછી મુખ ફેરવી ઊંચો હાથ કરી 'ક્ષમસ્વ અયિ કલ્યાણિ !' એમ બોલે છે. વાંચતાં વાંચતાં મેં તેની સામે જોયું અને કમળા અર્થભર્યું હસી. બસ, ત્યારથી એનું નામ કલ્યાણી નક્કી થઈ ગયું, જો કે અમે બે જ એ જાણતાં હતાં.

નાની મશ્કરીઓ, સાદાં તોફાનો, બચપણની રમતો, એ સંભાર્યે શું લાભ ? ઘણી વાર એમ થાય છે કે હૃદયને આ શી કુટેવ ? કેટલા પ્રવાસો ખેડ્યા, વેપાર કર્યા, ધન કમાયો, મિત્રો મળ્યા. પણ એના વિચારનું કાંઈ મહત્ત્વ નથી. શાંતિની પળોમાં જ્યારે મન ચકડોળે ચડે છે ત્યારે એકાદ મધુર સ્વર, કોઈ

પ્રસન્ન હાસ્ય કે નેત્રની સ્નિગ્ધ દૃષ્ટિ, એ જ યાદ આવે છે. મનને એ સ્મરણો જ ગમે છે, જીવનની કેમ જાણે એ જ સાચિ સંપત્તિ ન હોય! એનાં સ્મરણે ગાત્ર રોમાંચિત થાય છે. દૂર આફ્રિકામાં રહ્યે રહ્યે એકાંત રાત્રિઓમાં કેટલી વાર કલ્યાણીને સંભારી છે! એ મારી સાથે હોત, અમારાં લગ્ન થયાં હોત તો જીવન કેવા આનંદમાં વીતાવત તેની કલ્પના વારે વારે કરી છે અને ઊંડા નિશ્વાસ નાખ્યા છે. શાંત વિજન રાતે સાગરતટે ફરતાં વિશાળ રેતીપટ પર ચમકતી ચાંદનીને જોઈ કલ્યાણીને કેટલી વાર યાદ કરી છે! અરે, હૃદય જ્યારે જ્યારે સુખથી ભરાઈ ગયું છે. ત્યારે ત્યારે તેની ભાગીદાર તરીકે કલ્યાણીને મેં ઝંખી છે અને એના સાન્નિધ્ય માટે મન તલસી રહ્યું છે.

સોનાકાકી એક દિવસ ઉદાસ થઈને બેઠાં હતાં. મને કહે, 'અરે વિશ્વનાથ! તું તો રઝળતો ફર. મારે તારા ટશિયા ટીપ્યા કરવાના. કોઈ દી' આશા નથી કે વહુ આવે અને રોટલા ઘડી આપે,' મેં કહ્યું, 'કેમ શું છે? એવી શી વાત છે?'

સોનાકાકીએ કહ્યું, 'કમળાનું આજ વેવિશાળ થાય છે. તેના સાસરા ઘરેણાં લઈને આવ્યા છે. નસીબદાર છે છોકરી. તેનો વર ઇંદોરમાં નોકરી કરે છે. હમણાં પરણીને ચાલી જશે અને પછી આ ગામ સામે જોશે ય નહિ.' હું વિચારમાં પડ્યો. મનમાં લાગ્યું કે કલ્યાણી હાથમાંથી જાય છે, બાજી બગડી રહી છે. પણ ત્યારે કશું કરવાની આવડત ન હતી, સમજણ ન હતી. હું બાઘાની જેમ સાંભળી રહ્યો. ઇંદોરમાં નોકરી કરનાર સાથે મારાથી થોડી હરીફાઈ થઈ શકે?

બપોરે ઊંઘતો હતો. પગ હલાવી કોઈએ જગાડ્યો. આંખો ઉઘાડીને જોઉં છું તો કલ્યાણી ઊભી છે. 'ઊંઘણશી! જાગો તો ખરા,' તે બોલી. આ શું! પગમાં ઝાંઝર, હાથમાં બાજુ અને બંગડીઓ, કંઠમાં સોનાની માળા, રેશમી ગુલાબી ઓઢણી પહેરીને એ ઊભી છે. સ્વપ્નદેશની જાણે કોઈ રાજકન્યા! 'આ શું, કલ્યાણી!' મેં પૂછ્યું. 'આજે...' તે બોલવા ગઈ પણ બોલી શકી નહિ, મારા પગ પાસે બેસી ગઈ. થોડી વાર કશું બોલી નહિ. પછી મારી સામે દૃષ્ટિ માંડી તે જોઈ રહી, જાણે કશુંક પૂછવા માગતી હોય. 'ભારે સરસ વેશ સજ્યો છે, કલ્યાણી!' મેં કહ્યું. એ હસી, પણ ત્યાં તો એની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. તેણે મારા ખોળામાં માથું મૂકી દીધું અને તે ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી.

લીલી અટલસના કબજામાં મઢાયેલા તેના ખભા પર હું હાથ ફેરવતો રહ્યો. પછી બન્ને હાથમાં તેનું મુખ લઈ તેના કુંકમઅર્ચિત કપાળ પર ચુંબન ભર્યું અને તેની સામે જોઈ રહ્યો. કલ્યાણીએ તેનું મુખ ન આઘું લીધું કે ન એ ગુસ્સે થઈ. 'રડ નહિ, કલ્યાણી!' કહી મેં તેના અશ્રુભીના ગાલ ચૂમી લીધા

ત્યાં ખડકી ઊઘડી. સોનાકાકી ઘેર આવ્યાં. કલ્યાણી મારી પાસેથી ખસી ગઈ, આંસુ લૂછી નાખ્યાં અને જાણે કાંઈ જ બન્યું ન હોય તેવા સ્વસ્થ અવાજે બોલી, 'કાકી! ક્યાં ગયાં'તાં? તમને પગે લાગવા આવી છું.'

સોનાકાકીએ કહ્યું, 'આવે જ ને બહેન! શામજી શેઠને ત્યાં પાપડ વણાવવા ગઈ'તી.' કલ્યાણીને માથે હાથ મૂકીને બોલ્યાં: 'સો વરસની થજે બહેન! તારી મનકામના ભગવાન પૂરી કરે.' કેવી ડાહી દીકરી છે! લે, ગળ્યું મોઢું કરતી જા.' કહી કલ્યાણીના હાથમાં કાકીએ સાકર આપી.

ઝાંઝરના ઝમઝમ અવાજ કરતી એ ચાલી ગઈ.

એના ભણકારા મારે ભાગે રહ્યા. કાકીએ ભારે અવાજે કહ્યું, 'આપણે રહ્યા ગરીબ. આટલું બધું રૂપ આપણા નસીબમાં ન હોય.' મને એ વાત સાચી લાગી પણ તે પછી ગામમાં ગમ્યું નહિ. મામા પાસે હું અમદાવાદ ગયો. ત્યાંથી આફ્રિકા ગયો. જિંદગી વીતી ગઈ.

જવા દે જીવ! ક્યાં સુધી બધું સંભાર્યાં કરીશ? મધરાત થવા આવી છે. શું છે તે મન આટલું ચકડોળે ચડ્યું છે! અરે, આટલાં વરસે ય તે નિસાસા મૂકવાની ટેવ જતી નથી. હવે શું? ક્યાં એ? ક્યાં હું? ખાલી આવીને એના જીવનમાં કયાંક ઉથલપાથલ કરી ન બેસું એ જ હવે તો જોવાનું છે. અરે પણ આવો પતિ! ને આ ગરીબી! કેમ એનાં વરસ ગયાં હશે? ન રહ્યા પિતા, ન રહી માતા; ભાઈ તો હતો જ નહિ. એને માથે શી શી વીતી હશે? એક પછી એક

તેની આશાઓ કેમ નાશ પામી હશે! રોજ-રોજ ઝેરના કટોરા મારી કલ્યાણીએ કેમ કરીને પીધા હશે?

'તારી કલ્યાણી! તારો તેના પર શો હક્ક?' મનમાં અવાજ ઊઠે છે ને દર્દ થાય છે. દૂર ભૈરવ બોલતી હતી. ચંદ્રમાં લીમડાની ડાળ પાછળ નમી ગયો હતો. ચોકીદારે ખોંખારો ખાધો અને બૂમ મારી, 'જાગતા સૂજો.' મનમાં હું બબડ્યો, 'જાગતો જ સૂતો છું, ભાઈ! ઓધવજી મહારાજ આવીને મારી ઊંઘ સાથે લેતા ગયા છે.'

*

બે માસ ગયા, ગામના જૂના લોકો સાથે રહી રહીને થાકી ગયો. દિવસો કેમે ય જતા ન હતા. આસપાસનાં સગાંસંબંધીઓને મળવા જઈ આવ્યો; કુંડલા ગયો, મહુવા ગયો; અમરેલી, જુનાગઢ જઈ આવ્યો. હવે એમ થતું હતું કે મુંબઈ જાઉં અને કશાક વેપારમાં મન પરોવું. આરામ ઘણો લીધો. મનમાં એટલું રહી જતું હતું કે કલ્યાણી પાસે ન જવાયું. ત્યાં જવાનું વાજબી કારણ મળતું ન હતું. એવામાં કુંડલાના પોસ્ટમાસ્તર મળ્યા. મને કહે, 'એક માણસ જોઈએ છે. ટપાલીની જગ્યા ખાલી પડી છે. જીરારોડથી ટપાલ લઈ જુનાસાવર થઈ ક્રાંકચ જવાનું. છે કોઈ ધ્યાનમાં?'

મને તરત ઓધવજી સાંભર્યો. 'પૂછ્યું પગાર શું!'

માસ્તર બોલ્યા, 'વીસ રૂપિયા, આ મોંઘવારીમાં પગાર ઓછો પડે છે. તેથી તો કોઈ મળતું નથી. રોજ ત્રણ ગાઉની ખેપ થાય અને ચોમાસામાં તો બે વાર શેત્રુંજી ઓળંગવી પડે. કોણ તૈયાર થાય?' પણ અહીં એટલી જ ગ્રાંટ છે, વધારે મંજૂર નથી થતી, ત્યાં હું શું કરું?'

મેં કહ્યું, 'ચારછ દિવસમાં એક જણને મોકલીશ.'

અને પછી એ ખબર આપવા હું જાતે ક્રાંકચ ગયો. ઓધવજી મહારાજનું ઘર પૂછતો પૂછતો તેમની ખડકીએ પહોંચ્યો. સામે જ એ ઊભો હતો. એ જ દિદાર, એ જ પહેરણ. પગમાં પેલા જોડા અત્યારે ન હતા. મને પૂછ્યું 'ક્યાંથી અહીં?'

મેં કહ્યું, 'તમારે ઘેર જ આવું છું.'

આશ્ચર્યથી તે મારી સામે જોઈ રહ્યો. પછી કહે, 'ઓહો, આવો આવો. એ ટભલા! મેમાન માટે ખાટલો પાથર.'

ખાટલા પર પાથરવા એક મેલું ગોદડું આવ્યું બેઠા બેઠા મેં નજર ફેરવી. સામે પાણિયારા પ[ર] માટીના ગોળા હતા. સામી પરશાળમાં નમેલું છાપ[રું] હતું. ત્યાં એક વાછડી બાંધી હતી. એક બાજુ કડ[બ] બનો ઢગલો અને થોડાં છાણાં હતાં. ઓસરીમાં ગા[ર] કરેલી હતી. ગરીબી બધેથી છતી થવા પ્રયત્ન કરતી હતી પણ છતાં કંઈક વ્યવસ્થા હતી.

'ટભલા! પાણી લાવ અને તારી બાને કહે મેમાન માટે ચા મૂકે.'

'મારી બા અંદર નથી. પાણી ભરવા ગઈ છે.' ટભલાએ કહ્યું.

'કાંઈ નહિ, હમણાં આવશે.' તેના પિતાએ જવાબ આપ્યો.

થોડી જ વાર થઈ હશે. ત્યાં કમળા હેલ લઈને આવી, સાથે નાની છોકરી હતી. તેને માથે ગાગર હતી. ઓસરીમાં કોઈ ઊજળાં કપડાં પહેરીને બેઠું છે એ જોઈ કમળાએ લાજ કાઢી અને બેડું ઉતારી પાણિયારે મૂક્યું. હું જોતો હતો. સાડલો જૂનો અને મેલો હતો, શરીર દૂબળું હતું. હાથમાં માત્ર કાચની બંગડીઓ હતી. લાજના ઘૂમટામાંથી તેણે મારી સામે જોયું અને એકદમ ડગલાં ભરતી તે ઉતાવળે અંદર જતી રહી.

છોકરી બોલતી રહી, 'બા! બા! મારી ગાગર...' અને તેના ભાઈએ એની ગાગર ઉતારી પાણિયારે મૂકી.

પછી બારણામાં આવીને એ ઊભી રહી. મારી સામે સ્થિર દૃષ્ટિએ એ જોઈ રહી. પગથી માથા સુધી મને વારેવારે જોઇ લીધા પછી એ બોલી, 'ઓહ! તમે!' એના અવાજમાં કંપ હતો.

'આમને ઓળખ્યા? આફ્રિકાવાળા વિશ્વનાથભાઈ, હું તે દિ' એમને ત્યાં ચા પી આવ્યો'તો; મેં નો'તી વાત કરી?' ઓધવજીએ કહ્યું.

'હા, હું એમને ઓળખું છું.' કહી એ હસી, એમ જાણે કહેતી ન હોય કે 'એને ન ઓળખું તો પછી કોને ઓળખીશ? એ ભૂલી ગયા હશે, હું ભૂલી નથી.' એનું શાંત સ્નિગ્ધ હાસ્ય હું જોઈ રહ્યો. મુખ દૂબળું પડી ગયું હતું. તંદુરસ્તીનું તેજ ન હતું. કૃશ શરીર, ફિક્કું મુખ, અને મેલો વેશ,

એ હસી ન હોત તો બચપણની કલ્યાણી યાદ ન આવત. બધું બદલાયું પણ હજી એના કંઠનો અવાજ એનો એ હતો. દીકરીને એ કહે, 'રેવા! જો તારા મામા આવ્યા છે' અને એમ એક જ વાક્યે બાળકો સાથે તેણે મારો નવો સંબંધ સ્થાપી દીધો.

ચા પીધા પછી વાત મૂકી. 'તમને એક ખબર કહેવા આવ્યો છું. તમને પસંદ પડે તો ટપાલમાં નોકરી મળે તેમ છે,' કહીને પ્રસ્તાવ રજૂ કર્યો. ઓધવજીને એ વાત ગમી નહિ. તે નવી નવી દલીલ કરવા લાગ્યો. કેટલી ય મુશ્કેલીઓ કલ્પી લીધી. મેં તેને સમજાવવા પ્રયત્ન કર્યો.

'અત્યારે તમારી આવક શું?'

'મહિને પાંચસાત મળી રહે.'

'એટલામાં પૂરું થાય?'

'ભગવાન પૂરું કરે છે, ટલો તથા હું બે જણા તાંબડી ભરી લાવીએ છીએ, બીજી ફિકર શી?'

'પણ છોકરાઓનું ભવિષ્ય સુધરે!'

'સૌ સૌનું પ્રાલબ્ધ લખાવીને આવ્યા હશે ને? પ્રાલબ્ધ એ પહેલી વાત છે. બીજું બધું નકામું છે.'

પછી પાછો એ કહે, 'ચાલવું બહુ પડે; ટાંટિયા તૂટી જાય.'

મેં કહ્યું, 'આમ તમે ગામ–પરગામ તો જાઓ છો?'

તે કહે, 'એમાં કંઇ બંધણી થોડી છે? ન જવું હોય ત્યારે ન જઉં. બપોરે નિરાંતે લંબાવું તો કોઈ ના કહે તેમ છે?'

પાછી બીજી દલીલો કરી, 'કામ ફાવે નહિ. ઉપરી ફાવે તેમ બોલે તે સાંખી રહેવું પડે. અંગ્રેજી સરનામાવાળા કાગળો આવે તો ઉકેલવા કેમ? મની-ઓર્ડર આવે તો જોખમ. રસ્તામાં કોઈ લૂંટી લે.'

આમ એને કશી આવક ન હતી. કોઈ વાર કથા કરે કે લીલ પરણાવે; કોઈની સરાવણી કરાવે કે કન્યા પરણાવે. એમાં તેને દક્ષિણા મળતી, પણ તે, નહિ જેવી. એમાંથી ગુજરાન ન થતું. ગામના બીજા બ્રાહ્મણો દુકાનો ચલાવતા કે બીજા ધંધા શોધતા. આ જ એક 'બાપની લીલી વાડી' સાચવતો બેઠો હતો. મૂળ વાત તો એ હતી કે એ આળસુ થઈ ગયો હતો, કામ કરવાની તેને વૃત્તિ ન હતી. ખૂબ માથાકૂટ કરી ત્યારે તે મારી સાથે કુંડલા આવવા કબૂલ થયો. વળી કહે, 'પગે બાંડિશ બાંધવા ને ડોકમાં ચામડાનો કોથળો નાખવો, એ તે કાંઈ બ્રાહ્મણના વેશ છે?' મેં કહ્યું, 'આ તો તમારું મન વધતું હોય તો ચાલો. મારાથી પરાણે કાંઈ થોડું જ કહેવાય છે?'

સાંજ પડી એટલે ઓધવજી કાંઈક ગીથરીઓ તથા પડીકાં બાંધવા માંડ્યો. મેં પૂછ્યું, 'શું છે? શાની તૈયારી કરો છો?'

'સત્યનારાયણની કથા છે વશરામ પટેલને ત્યાં. સાંભળવા આવશો ને! કે પછી આફ્રિકામાં જઈને ધરમબરમ ભૂલી ગ્યા?'

'ના, એવું તો નથી. પણ થાક લાગ્યો છે. હું તો સૂઈ જઈશ.'

'તો ય ભલે. ફળીમાં ખાટલો પાથરશું.' તેણે કહ્યું.

કમળાએ કંસાર રાંધ્યો હતો. ખૂબ આગ્રહ કરીને એ જમાડતી હતી, 'એ ઓધા મા'રાજ!' બહારથી સાદ આવ્યો. 'હો, આ આવ્યો,' ઓધવજીએ જવાબ દીધો. અને જમી, હાથ ધોઈ, પૂજાની ચીજો લઈ એ જતો રહ્યો. 'મે'માનનો ખાટલો ફળીમાં પાથરજે, હું આ અબઘડી આવ્યો,' કહેતો તે કથા કરવા ગયો.

બાળકો ઊંઘી ગયાં હતાં. ફળીમાં સૂતો સૂતો હું તારા જોતો હતો. ઓસરીમાં ઝાંખું ફાનસ બળતું હતું.

કમળા આવીને ઓશરીની કોરે ઊભી રહી.

મેં કહ્યું, 'કલ્યાણી!' એ એક શબ્દે વીસ વરસનું અંતર કાપી નાખ્યું: કલ્યાણીનું મુખ ઝબકી ઊઠ્યું.

'અરે! હજી તમે એ ભૂલ્યા નથી.' કહી તે મારા ખાટલા પાસે બેસી ગઈ. જાણે કે એ ફરી પેલી મુગ્ધ બાલિકા બની ગઈ હતી.

'કેમ કરીને ભૂલું? જીવનમાં જે એકરૂપ થઈ ગયું છે–' મેં કહ્યું.

'તો પછી એકાએક જતા કેમ રહ્યા? ખબર પણ ન આપી?'

'શું કરું? મારો તે વખતે કોણ ભાવ પૂછે એમ હતું?'

'તેમાં આટલાં વરસ મારો ભાવ ન પૂછ્યો, ખરું? એવા ડંખીલા હશો તે ખબર નહિ.'

'પછી શું શું થયું તે બધી વાત કર.'

'વાત કરવા જેવું કાંઈ નથી. જી સાત દિવસ

ઉપવાસ કર્યા. બસ, પછી હારી ગઈ. છાનામાના પરણી જવું પડ્યું. કાંઈ ચાલ્યું નહિ. પછી આ બધો પરિવાર. એ તો તમે જુઓ છો.' કલ્યાણીએ ઉપવાસ કરેલા એ વાતની મને ખબર ન હતી. થોડી વારે મેં પૂછ્યું, 'ઇંદોરથી અહીં કેમ આવતાં રહ્યાં?'

'બસ એકવાર અહીં આવ્યાં તે આવ્યાં. પછી ને ખસ્યા નહિ. ઘણી માથાકૂટ કરી, પણ મારું માને તો ને!'

'આ પોસ્ટની નોકરી લેશે? સમજે તો સારું છે.'

'મારા ભાગ્યમાં હશે તો સમજશે.' તે બોલી અને પછી ક્યાંય દૂર દૂર જોતી હોય તેમ એની દૃષ્ટિ ફરી, 'આટલાં વરસ કેમ ગયાં છે તે મન જાણે છે. ન કોઈ સગુંવહાલું, ન પૈસા. અને આ ગામ, છોકરું માંદું પડે તો દવા પણ મળે નહિ. આવડી મોટી દુનિયા અને એક પણ માણસ પોતાનું નહિ. અરે જિંદગી!' કહી તેણે નિશ્વાસ મૂક્યો.

તેનો હાથ મેં હાથમાં લીધો. હાથ ગરમ હતો. 'તને તાવ આવે છે કલ્યાણી?'

'કોઈ વાર સાંજે એમ થઈ જાય છે. બેત્રણ વરસ થયાં આમ ચાલે છે. શરીર હવે ધાર્યું કામ નથી આપતું.' વળી થોડી વાર રહી તે બોલી, 'તમે તો બહુ વરસ પરદેશ રહ્યા. લાગતું હતું કે પાછા આવશો જ નહિ. કોઈ દિવસ યાદ કરતા કે નહિ?'

'એ એક હું જાણું છું ને બીજા અંતર્યામી જાણે છે.'

'તો પછી કદી કાગળપત્ર પણ ન લખ્યો!'

'કેમ કરીને લખું! કોઇને ઘરે, કેવાં માણસો વચ્ચે તું રહેતી હશે તેની ખબર ન હતી. મને બીક હતી કે તને કાંઈ તકલીફ થાય.'

'હું એ જાણતી જ હતી.'

'શું?'

'કે એ જ કારણે તમે કાગળ નહિ લખ્યો હોય.' થોડી વાર ચૂપ રહી તે બોલી, 'હવે? ક્યાં સુધી રોકાવાના?'

'અહીં ગમતું નથી. મુંબઈ જવાનો છું.'

'બીજો કશો વિચાર કર્યો? દેશમાં આવ્યા છો ત્યારે–'

'શાનો?'

'લગ્નનો. વાળ ધોળા થવા માંડ્યા છે. પછી તો કોઈ કન્યા આપશે નહિ.'

'એ વાત તો ગઈ કલ્યાણી!'

'એમ કાંઈ જવા દેવાય?'

'એક વાર બાજી બગડી પછી સુધારવાની શું ધમપછાડ કરવી? અને હવે તો આ ઉંમરે, કોઈની સાથે મેળ ખાય એમ લાગતું નથી.'

'જિંદગી એમ શે જશે?'

'તારી જિંદગી કેમ જાય છે?'

'મારી વાત જુદી છે. તમે તો પુરુષ છો. ચારે કોરથી બંધાઈને મૂંગા મૂંગા મરી જવાનું થોડું તમારે ભાગે આવે છે?'

કલ્યાણીના આ શબ્દોએ મારા હૃદયને વીંધી નાખ્યું. તેની પીઠ પર હાથ ફેરવતાં મેં કહ્યું, 'તારે બહુ સહન કરવું પડ્યું, કલ્યાણી! આવું મેં ધાર્યું ન હતું.'

મારા એ શબ્દોએ કલ્યાણીની આંખમાંથી ટપ ટપ આંસુ પડવા લાગ્યાં. મેં કહ્યું, 'રડ નહિ, કલ્યાણી!' અને મને યાદ આવ્યું, વીસ વરસ પહેલાં એક દિવસ બપોરે મેં તેને એ જ શબ્દો કહ્યા હતા. કલ્યાણીનું હૈયું ભરાઈ આવ્યું હતું. મારી છાતી પર માથું નાખીને એ રડવા લાગી. લાંબા ડુસકાં મૂકીને એ રોતી હતી. હું તેના મસ્તક પર હાથ ફેરવતો રહ્યો. કેમે ય એનું રુદન અટક્યું નહિ, 'શાંત થા કલ્યાણી!' મેં કહ્યું. પણ એ શે શાંત થાય? એના આખા ભવની અણપૂરી આરજુ અત્યારે રુદનવાટે વહી જતી હતી. ઘણી વાર સુધી એ રડતી રહી. એના અંતરની બધી વ્યથાવરાળ અશ્રુબિંદુ બનીને મારા ખોળાને ભીંજવી ગઈ. તેના અસ્તવ્યસ્ત વાળ વિખેરીને મેં તેના લલાટે ચુંબન ભર્યું અને પછી તેનાં આંસુ લૂછી નાખ્યાં. કલ્યાણી મારી સામે ઘણી વાર સુધી જોઈ રહી અને પછી મારા બંને ગાલે તેણે હળવેથી ચુમી ભરી; વળી પાછી એ તૃષાર્ત નયને મારી સામે જોઈ રહી. 'થોડી છૂટ લઉં કે?' તે બોલી અને તેના બંને હાથ મારે કંઠે વીંટાયાં. મેં તેને ભુજપાશમાં ભીડી જોરથી છાતી સાથે દબાવી. 'હાશ!' કહી તે બીજે જ ક્ષણે મારા હાથમાંથી છૂટી આઘે ઊભી રહી. પછી કહે, 'સારું કર્યું તમે આવ્યા તે, મને એમ હતું કે એક વખત તો તમે આવશો જ.'

'ખરેખર?'

'હાસ્તો. તમને મળ્યા વગર હું મરી જાત તો ભૂત થઈને તમને શોધવા આવવું પડત. હવે તમે છુટ્ટા છો. જજો ખુશીથી જ્યાં જવું હોય ત્યાં.'

પછી તે બાળકોના ઓઢવામાં સરખાં કરવા લાગી. મેં પૂછ્યું, 'આમનાં નામ આવાં કેમ પાડ્યાં છે? ટભો ને રેવલી ને...'

'ત્રીજાનું નામ છે પદો' હસીને તે બોલી. 'મૂળ તો ત્રિભુવન, પદ્મકાંત અને રેવા છે; પણ અમારા એ રસિયા જીવ છે. એમને એમ બોલાવવાં ગમે છે. કોઈની રસિકતા કુંઠિત કરાય છે? એમને જ, જાણો છો ને, ગામ શું કહીને બોલાવે છે?'

ત્યાં બહારથી અવાજ આવ્યો, 'એ ઓધા મા'રાજ, પરસાદ આપતા જાવ પરસાદ, પડિયો ભરીને ઘરે ક્યાં હાલ્યા?'

અને ઓધવજીએ કહ્યું, 'ભાઈ! છોકરાંવને પરસાદ ભેગા થવા દો. તમારે પરસાદ જોતો હોય તો કરાવોને કથા હું ક્યાં ના કહું છું?' અને કલ્યાણીએ ખડકી ઉઘાડી એટલે બધો સરંજામ હાથમાં લઈ એ અંદર દાખલ થયા. 'એલા ઊઠ, ટભલા! ઊઠ, પદા! પરસાદ ખાવ' કહી તેમણે સહુને જગાડ્યાં અને ઊંઘમાંથી જાગીને છોકરાં પ્રસાદ ખાવા બેઠાં. 'લે, આ બધું ઠેકાણે કર.' કહી ઓધવજીએ ચીંથરીઓ અંદર સોંપી અને 'લે! તમે જાગો છો હજી? લ્યો ત્યારે તમે ય' કહીને મને તેમણે પ્રસાદી આપી.

કલ્યાણીના સંસારનું નવું દશ્ય જોતાં જોતાં હું પણ સર્વજનકલ્યાણકારી એવા સત્યનારાયણની પ્રસાદી ચાખવા બેઠો. કોડી ઉપરથી જૂનો ડબો ઉતારી ઓધવજીએ પોતાની જનોઈને છેડેથી કૂંચી લઈ તાળું ઉઘાડ્યું; અંદર દક્ષિણાના પૈસા મૂક્યા અને પાછું તાળું વાસી ડબો ઉપર મૂકી દીધો.

* * *

સવારે ઓધવજીએ પાછી એની એ દલીલો ઉપાડી. મેં પાછા એના એ ઉત્તરો આપ્યા. એકેક કલાક ચર્ચા ચાલી. પછી તેણે નોકરી લેવાની હા પાડી. મેં કહ્યું, 'ચાલો ત્યારે, તૈયાર થઈ જાવ. બપોરની ગાડીમાં કુંડલા જઈએ. હું તમારી ઓળખાણ કરાવી દઉં.'

'ઠીક ત્યારે; તમે કહો એમ,' તેણે જવાબ આપ્યો, 'હું નદીએ જઈને ખંખોળિયું ખાઈ આવું' અને તે ફાળિયું ખભે નાખી નદીએ ગયો.

કલ્યાણીએ પૂછ્યું, 'હવે પાછા ક્યારે આવશો?'

મેં જવાબ દીધો, 'કાંઈ કહેવાય નહિ. મુંબઈ જાઉં છું. જાણે છે ને કેવો આળસુ છું.'

તે બોલી, 'કહોને કે આ તરફ આવવામાં રસ નથી.'

મેં કહ્યું, 'હા એ પણ સાચું: જૂના ઘા પાછા તાજા થાય છે.' ખિસ્સામાં બસોએક રૂપિયા હતા. પાકીટ કલ્યાણીના હાથમાં મૂકીને કહ્યું, 'લે આ પાસે રાખ. હું તો રહ્યો અલગારી માણસ. ક્યાંય ત્યાં વાપરી નાખીશ. તું વધારે સારો ઉપયોગ કરીશ.'

તેણે કહ્યું, 'પણ તમારા પૈસા—'

'એવું કશું બોલીશ નહિ. મારો આટલો તો હક્ક છે.' કલ્યાણીએ ટ્રંક ઉઘાડીને પાકીટ મૂકી દીધું.

'અને જો, જીવતા રહેવાનું છે એ ભૂલીશ નહિ. શરીરની આવી બેદરકારી ન રાખીશ.'

'ભલે,' તેણે કહ્યું, 'પણ દર મહિને કાગળ લખીને એ વાત યાદ આપવી પડશે.'

'કબૂલ છે,' મેં કહ્યું.

'ને બીજી પણ એક શરત છે.'

'શી?'

'તમારો એક ફોટો મોકલજો. છે તે સાવ ઝાંખો થઈ ગયો છે.'

'તારી પાસે મારો ફોટો છે?'

'હા, કેમ નહિ?' કહી ટ્રંકમાંથી તેણે નાનું પડીકું કાઢ્યું. કાચની સળીઓ અને ચાંદલિયા નીચેથી કાગળનો ટુકડો નીકળ્યો. જોઉં છું તો મારો બચપણનો ફોટો. વિચિત્ર જાંગલો પહેરીને ચૂંચી આંખો કરીને હું તેમાં ઊભો હતો. અરે આ હું? મને હસવું આવ્યું. આ અણુજ જેવા દેખાતા છોકરાની છબીમાં શું જોવાનું હતું? 'હસશો નહિ. એને આધારે તો આટલા દિવસ વીત્યા છે.' કહીને તેણે પડીકું પાછું બાંધી લીધું, જાણે કે તે ભારે કિંમતી ચીજ ન હોય. સોનાકાકી પાસેથી એણે એ હાથ કર્યો હશે.

બપોર સુધી હું ત્યાં રહ્યો. કલ્યાણીનાં બાળકો કોઈ રીતે ભણતાં થાય એ માટે ઓધવજીને સમજાવવા મથ્યો. બપોરે તેને સાથે લઈ હું જવા તૈયાર થયો ત્યારે બારણામાંથી કલ્યાણી મારી સામે જોઈ

'એ હો.' કહી દૂધવાળી ગઈ.

એ નાનકડો સંવાદ સાંભળી નાગેશનું મન ચગડોળે ચઢ્યું. સવારના એ બધા આનંદદાયક અવાજોનું જાણે કે એક મોટું વેગવાન વમળ બની ગયું હોય અને એ વમળ પોતાને કોઈ ઊંડાણમાં ઉતારી દેતું હોય એવો અનુભવ તેને થયો. એ બધા અવાજ પોતાને ઊંડો ઉતારી ઉપર દૂર દૂર ચાલ્યા જતા હતા. તેને સવાલ થયો, ત્યારે માએ અને બેને એના અભ્યાસના સમય દરમિયાન કેમ ઘર ચલાવ્યું હતું? જવાબ ફરી ફરી તેના મન સામે ભટકાવા લાગ્યો. પડિયા-પત્રાવળાં કરવાં, પાણી ભરવાં, દળણાં ફેરવાં. રાતે ઊંઘ આવતાં પહેલાં જોયેલાં આશાઓનાં ચિત્રોનો રંગ અત્યારે કેમ ઝાંખો થતો હતો?

નાગેશ ઊઠ્યો. એ નાનકડા સંવાદે તેને કંઈક બદલી નાખ્યો હતો. મોં ધોઈ તે ચા પીવા રસોડા પાસે ગયો.

'દૂધ પીશને ભાઈ!' માએ પૂછ્યું.

'ના, ના. મને ચા જ આપો.' નાગેશે જવાબ આપ્યો.

માએ એકલા દૂધની ચા કરી આપી.

'નાનીએ ચા પીધી?' નાગેશે પાસે બેઠેલી નાનીબેન માટે પૂછ્યું.

'હા.' નાનીએ જવાબ આપ્યો અને નિર્દોષ ભાવે મા તરફ ફરી બોલી, 'બા! આપણે કેટલા બધા વખતે ચા પીધી ખરું?'

બા એકાદ મિનિટ કશું બોલી નહિ. 'રોજ ચા પીવાથી તો ઊલટું શરીર ખરાબ થાય નાની. હું તો નાગેશને ય દૂધ પીવાનુ કહું છું. રોજ સવારે દૂધ પીવું. ચા થી તો ઊલટી ભૂખ મરી જાય અને લોહીનું પાણી થાય.' માએ કહ્યું.

'એ તો ટેવ પડી ગઈ બા!' નાગેશે જવાબ આપ્યો અને ચા પૂરી કરી હીંડોળે જઈ બેઠો.

'ભાઈ! તને લાપસી ભાવે ને?' નાનીબેને આવીને નાગેશને પૂછ્યું.

'હા.' લાપસી કોને ન ભાવે! મને તો ગળ્યું ગળ્યું બધું ભાવે.' નાગેશે જવાબ આપ્યો.

'ત્યારે આજે બા લાપસી કરવાની છે હો.'

'એમ! ત્યારે તો ખાવાની લહેર આવશે.' નાગેશે જરા ખોટું હસતાં જવાબ આપ્યો, તેનું મન અત્યારે કશાકનો ત્યાગ મેળવવા જાણે ઊંડુ ઊતરતું હતું.

'મને શીખંડ બહુ જ ભાવે હો ભાઈ! આ ઉનાળે આપણે શીખંડ લાવીશું?' નાનીએ પૂછ્યું. એની સમજણ હજુ ભાઈના ચહેરાના ભાવો ઊકલી શકે તેટલી સમર્થ નહોતી.

'એકલો શીખંડ હોય? એક દી શીખંડ, એક દી દૂધપાક. પછી એક દી બાસુંદી. એ બધું લાવશું સમજી નાની!' નાગેશે જવાબ આપ્યો.

'જોજે હો ભાઈ! જરૂર લાવવાનું, પછી ફરી ન જતો.' નાનીએ આંગળી ઊંચી કરી ભાઈને ચેતવ્યો અને હસતી હસતી ચાલી ગઈ.

નાગેશનું મન સવારે દૂધવાળીની વાતોએ જે ઊંડાણ તરફ ધકેલ્યું હતું એ ઊંડાણમાં ઊતરવા લાગ્યું.

*

નાગેશને ગામમાં આવ્યાને મહિનો થઈ ગયો. નિશાળોમાં, ઓફિસોમાં, વેપારીને ત્યાં એમ જુદી જુદી જગ્યાએ એ કામ માટે ફર્યો પણ હજુ સુધી તેને કશુ કામ મળ્યું ન હોતું. ક્યાંકથી 'અરજી કરો,' ક્યાંકથી 'જગ્યા જ નથી,' ક્યાંકથી 'થોડા દિવસ પછી મળો,' એમ જુદા જુદા જવાબો મળતા. આ બધી રખડીપટ્ટીમાંથી જ્યારે જ્યારે તેનું મન નવરું થતું કે તરત જ પેલા ઊંડાણમાં ઊતરી જતું. માએ અને નાનીએ કેટલું સહ્યું હતું!

આજે રાતે નાગેશનું માથું દુખતું હતું. તેણે ખાવાની અને દૂધ પીવાની ના પાડી.

'ચા કરી દઉં?' માએ પૂછ્યું.

'ના, ના. મારું માથું તો એની મેળે ખાધા-પીધા વિના રહીશ એટલે ઊતરી જશે.' નાગેશે જવાબ આપ્યો અને મેડીએ ગયો ને બારીએ ઊભા રહી કામ મેળવવાને કરેલી રખડપાટનાં સ્મરણોને વાગોળતો વાગોળતો બીજે દિવસે ક્યાં ક્યાં જવું, કોને કોને મળવું તેની યાદી મનમાં કરતો હતો ત્યાં નીચે નાની ને મા વચ્ચે થતા સંવાદે તેનું ધ્યાન ખેંચ્યું.

'નાની! મેળવણ ક્યાંયથી મળશે?' માએ પૂછ્યું.

'અત્યારે ક્યાંથી મળે હવે!' નાનીએ જવાબ આપ્યો.

'ત્યારે લે તું આ દૂધ પી જા નાની.' માએ કહ્યું.

'ના, ના. મારે નથી પીવું.' નાની બોલી.

'કેમ નથી પીવું? પી જાને મફતનું બગડી જશે અને નાખી દેવું પડશે એ કરતાં પી જાને.' બાએ નાનીને સમજાવી.

'ના, ના. અત્યાર સુધી અમને કોઈ દિવસ દૂધ આપ્યું'તું! આજે ભાઈને નથી પીવું એટલે આપ છ ખરું ને? અમારે નથી પીવું.' નાનીએ હઠ કરી.

'પી જા બેન. જોને હું કોઈ દી પીતી'તી? લે જોઈએ.' બાએ નાનીને સમજાવી. નાગેશ એકાગ્ર બની બધું સાંભળી રહ્યો હતો.

અવાજ બંધ થયો એટલે તેણે માન્યું કે નાનીએ દૂધ પીધું હશે. આજે તેને પેલા ઊંડાણનો તાગ મળતો લાગ્યો. નાની અને બાએ પોતાના અભ્યાસ-કાળ દરમિયાન કોઈ દિવસ દૂધ પણ નહોતું પીધું. તે ઓરડામાં આંટા મારવા લાગ્યો. જાણે સંગ્રામ માટે તૈયારી કરતો હોય તેમ કફનીની બાંય ચડાવી. તેના મન ઉપર આ બધી વાતો કઠિનતાનાં પૂર ચડાવતી હતી.

થોડી વારે બા અને નાની દીવો લઈ ઉપર આવ્યાં.

'કેમ ભાઈ! માથું ઊતર્યું?' બાએ પૂછ્યું.

'ના, ના.' નાગેશે જવાબ આપ્યો અને પાસેના હિંડોળે બેઠો.

'બામ ઘસનો છે?' બાએ પૂછ્યું.

'તો પડખેને ઘેરથી લઈ આવું, ત્યાં છે.' નાની બોલી.

'ના રે ના, મારું માથું ઉતારવાનો એક જ ઉપાય. એને કાંઈ લગાડવું જ નહિ. ફક્ત ખાવાનું એક ટંક બંધ રાખવું.' નાગેશે જવાબ આપ્યો.

'ત્યારે જરા વહેલો સૂઈ જા. નાની! પથારી કરી દે ને.' બાએ કહ્યું.

નાનીએ પથારી કરી દીધી. નાગેશની મનોદશા પણ આજે વાત કરાય તેવી નહોતી એટલે પથારીમાં પડ્યો.

'બા! મારી ઘાઘરી સાંધી દીધી?' નાનીએ પૂછ્યું.

'ના, ના. પછી અંધારું થઈ ગયું એટલે ન સાંધી. મને કાંઈ અંધારે દેખાય છે?' બાએ જવાબ આપ્યો.

ત્યારે કાલે મારે શું પહેરવી? પહેરું છું એ તો કેટલી ટૂંકડી છે. તને કેટલા દિવસથી સાંધ-વાનું કહ્યું છે?' નાનીએ ફરિયાદ માંડી.

'કાલ સાંધી દઈશ હો! ચાલ આઘી અવાજ થશે તો ભાઈને ઊંઘ નહિ આવે.' બાએ જવાબ આપ્યો અને બંને જણ ઊઠીને પડખેની ઓરડીમાં ગયાં.

નાગેશને અમસ્તીએ ઊંઘ આવતી નહોતી. આવ્યો ત્યારથી જ એક અપરિચિત સૃષ્ટિમાં તેનો પ્રવેશ થયો હતો. એ સૃષ્ટિએ તેની ઊંઘ, કલ્પના આશા બધું વીંખી નાખ્યું હતું.

બીજે દિવસે સાંજે નાગેશે નાનીને પોતાની સાથે જ જમવા બેસારી અને પોતાના દૂધમાંથી દૂધ આપવા માંડ્યું.

'મારે નથી જોઈતું ભાઈ!' નાનીએ ના પાડી.

'એમ હોય નાની! હું કાંઈ આટલું બધું દૂધ નથી પીવાનો. તારે લેવું જ પડશે.' નાગેશે નાની વાટકી લાવી આપી તેમાં દૂધ રેડવા માંડ્યું.

'પણ મને ભાવતું જ નથી ભાઈ!' નાનીએ બ સામું જોતાં જોતાં કહ્યું.

'તને નહિ ભાવે તો મને ય નહિ ભાવે' નાગે જવાબ આપ્યો અને પછી હસતાં હસતાં ઉમેર્યું 'એટલે જ કાલે સાંજે બા દૂધ આપતી'તી ત્યાં નહોતી લેતી ખરું ને?'

'પણ તારે તો આખો દિવસ ફરવું એટ દૂધ જોઈએ ભાઈ!' બાએ કહ્યું.

'પણ આટલું દૂધ તો નાનીને ય જોઈએ બા!' નાગેશે કહ્યું.

× × ×

ઉપરની બારીએ ઊભાં ઊભાં નાગેશે સાંભળ્યુ 'જો તું જોરથી બોલતી'તી ને દૂધની ના પાડતી'ત તે નાગેશે બધું સાંભળ્યું એટલે આ થયું.' બ બોલતી હતી. નાની ચૂપ હતી.

બીજે દિવસે સાંજે નાગેશ જ્યારે દૂધ આપતે હતો ત્યારે નાનીએ જોર કરી ના પાડી, 'મને ભાવત નથી ને.' તેણે કહ્યું.

નાગેશે દૂધ બાજુ પર મૂકી કહ્યું, 'મને ય નથ ભાવતું.' નાની જરા હસી.

'તારે એટલું દૂધ જોઈએ ભાઈ!' બાએ કહ્યું

'નાનીને ય થોડું જોઈએને.' નાગેશે કહ્યું.

'લે નાની.' બાએ કહ્યું.

નાગેશે નાનીની વાટકીમાં દૂધ આપ્યું. 'કેમ! હવે તો ભાવશેને નાની?' કહી તે હસ્યો. એની આંખમાં ઝળઝળિયાં હતાં. નાની ય પણ હસી પણ એની આંખમાં ય પાણી ચમક્યાં.

મેઘલી રાતે આશરે આવેલા પ્રવાસી પાસે નોટોના થોકડા જોઈ ડોશીની દાનત બગડી

# મેં જ પતાવ્યું

લેખક: 'વિલિયમ'

કોઈએ વીશીનું દ્વાર ધીમેથી ખોલ્યું. સુસવાટા મારતો ઠંડો પવન અંદર ધસી આવ્યો. ઓરડો વાછંટથી ભીંજાઈ ગયો. આગંતુકે ઝડપથી દ્વાર બંધ કરીને કપાળ ઉપરથી પાણીનાં ટીપાં આંગળી વતી લૂછી નાખ્યાં.

'કોણ?' કહેતો વીશીનો માલિક ફાનસ લઈ સામે આવ્યો.

'બહાર કેટલો વરસાદ વરસે છે? આહ, કપડાં તદ્દન ભીંજાઈ ગયાં. શિવ...શિવ...' આવનારે ભીનો કોટ ઉતાર્યો.

'અત્યારે ખાવાનું મળશે ને? લગભગ અગિયાર વાગ્યા હશે–નહિ?'

'જરૂર, જરૂર–ખાવાનું તો રાતના બાર વાગ્યા સુધી મળે છે. છેલ્લા મેલના ઉતારુ તો સાડા દશ પછી આવે ને?' વીશીવાળાએ ફાનસ આગળ ધર્યું.

આગંતુકે બેગમાંથી ટુવાલ કાઢી માથું–મોઢું લૂછી નાખ્યાં અને સગડી પાસે જઈને બેઠો.

'ત્યારે...આપને માટે ખાવાનું શું લાવું?' વીશીવાળાએ સામે આવી પૂછ્યું.

'અરે, જે હોય તે લાવોને–રોટલી, શાક, પૂરી જે કંઈ–'

'ગરમ કંઈ?'

'ચા હોય તો ચાલશે.'

તે રસોડામાં બધું લેવા ગયો—થોડીક વારમાં બધું લાવી પેલાની સામે પાટલા ઉપર મૂક્યું—

'ક્યાં શરૂ...હં...સીધા સ્ટેશનથી જ આવો છો?'

'હા......કેમ?'

'નસીબદાર કે આવી મેઘલી અંધારી રાતમાં વીશી જડી.'

'એમાં નસીબદાર શાનો? હું તો આ ગામની શેરીએ શેરી જાણું છું.'

'નવાઈ! ભાઈસાબ, મેં તો તમને કોઈવાર જોયા હોય તેમ યાદ નથી. કેટલા વખતથી ગામમાં ન હતા!'

'વાહ! મેં વીશ વરસથી ગામને પાદરે પગ પણ મૂક્યો નથી...હું નથી ધારતો કે તમે મને ઓળખ્યો હોય...અરે! જુઓ તો' તેણે વીશીવાળાને ઈશારો કરી જરા નજદીક બોલાવ્યો. અવાજ ધીમો કરી પૂછ્યું—

'પેલાં કંકુ ડોશી હજી અહીં જ રહે છે?'

તેના કપાળ ઉપર કરચલી પડી, ભવાં સહેજ સંકોચાણાં, 'હા.'

'દરિયાકાંઠે પેલા પૂજારીની ઝૂંપડીમાં જ?'

'હા......હા......કેમ?'

'અને પેલો બુઢ્ઢો રાજારામ!'

'હા, તે પણ હયાત છે–તેનું નસીબ ફૂટલું!' તેણે નિસાસો નાખ્યો.

'તે બધાં કેમ છે?' તેણે ચટણી ચાખતાં પૂછ્યું.

'અરે ભઈ, ગામમાં કોઈ તેને પૂરું ઓળખતું પણ નથી–તે બુઢ્ઢો તો કો'ક કો'ક વાર પીઠે ભેગો થાય છે પણ પેલી બુઢ્ઢીને તો કોઈ વાર દર્શને જતી પણ જોઈ નથી–બીચારાં! આજથી ૨૦ વર્ષ પહેલાં તેનો એકનો એક છોકરો નાસી ગયો છે–ભગવાન જાણે કે મરી ગયો છે કે જીવે છે! અને તે પછી... શું કહું નસીબે તેમને નીચ, હલકાં, લોભી, ખાતકી બનાવ્યાં......જેમ ઉમર વધે છે તેમ સ્વભાવ વધુ ને વધુ બગડે છે. હજી ડોસો તો કંઈક ઠીક પણ ડોશી તો બસ હદ જ છે...કંઈકને નવરાવ્યાં, કંઈકને લૂંટ્યાં, કંઈકને છેતર્યાં, તેની વિષે કંઈ પૂછો નહિ તો જ સારું.' વીશીવાળાએ થોડી પૂરી થાળીમાં પીરસી.

'ખરેખર! વિચિત્ર!' આગંતુકનો ચહેરો ગંભીર થઈ ગયો. તેણે મૂંગે મોઢે ખાવાનું ચાલુ રાખ્યું. વીશીવાળો કંઈક આશ્ચર્યસહિત તેની સામે તાકી રહ્યો.

આખરે તે જમી રહ્યો–પાણી પી ઊભો થયો.

'બસ અત્યારે હું જાઉં.' તેણે કહ્યું 'હાં... કેટલા પૈસા આપું?'

'હેં?...હા...દસ આના' વીશીવાળાએ હાથ ધર્યો. 'પણ અત્યારે ક્યાં જશો? એના કરતાં અહીં જ રાત ગાળો ને–સગવડ છે.'

'કેમ ? નહીં મારે અત્યારે જ જવું છે–કંકુ ડોશીને ઘેર–રાત ત્યાં ગાળવા વિચાર છે.' તેણે કોટ ખભે નાખ્યો. બારણા પાસે જઈ અચાનક ઊભો રહ્યો.........

'તમે મને ન ઓળખ્યો–ખરું ? મારું નામ શંકર !'

'અરે !......હેં......હા કોણ......તું......?'

'હા......તે જ વીશ વર્ષ પહેલાં નાસી ગયેલ શંકરિયો' તે ખડખડાટ હસી પડયો...બારણું ખોલી ઝડપથી બાર નીકળી ગયો. દૂર દૂર વીજળી તૂટી પડતી દેખાઈ......ઠંડીથી શરીર સહેજ ધ્રૂજી ઊઠયું. તેણે ઘર તરફ પગ ઉપાડયા.

વીશીવાળો ફાટે મોંએ જોઈ રહ્યો.

ચાલતાં ચાલતાં તેનું મન વિચારે ચડયું. ગામની શેરીઓએ જૂની યાદગીરી તાજી કરી, બધું યાદ આવવા લાગ્યું. ગામનો ચોરો આવ્યો. સહેજ દિલ થડકી ગયું. આ જ તે જગ્યા જ્યાં પોતે જુગાર રમેલ અને જેને માટે જ નાસી જવું પડયું હતું.

તે ગામ વટાવી ગયો.........

દૂર દૂર નાની ઝૂંપડીમાં–ઘરમાં દીવો દેખાયો. તે હરખાયો. ૨૦ વર્ષે ઘેર પાછો આવતો હતો–પગ જલદી ઉપાડયા.

ઘર આવ્યું.........

ધડકતે હૈયે બારણે ટકોરા માર્યા. મગજમાં એક પછી એક સમરણો તાજાં થતાં હતાં—કંઈ જવાબ ન મળ્યો......તેણે ફરી વાર જરા જોસથી ટકોરો માર્યો...દરવાજાની તડમાંથી અંદર દીવો ચાલતો દેખાયો......ત્યાં......ત્યાં કાનમાં કોઈનો અવાજ સંભળાયો.

'કોણ ?' તેના પિતાનો તો અવાજ નહીં હોય ને ? હા...તેના પિતાનો જ અવાજ હતો.

'કંકુમા છે ? તે ન હોય તો રાજારામદાદાને બોલાવો. મારે તેની સાથે વાત કરવી છે.'

'શું કામ છે ?' અંદરથી અવાજ આવ્યો. બારણું તો બંધ જ રહ્યું.

'જુઓને......મને બેચાર દિવસ રહેવા દેશો ? ગામમાં બીજે કયાં રહું ? મને કોઈ નથી ઓળખતું.'

'શું ધર્મશાળા નથી ? અથવા લોજ નથી— બારણું નહીં ખૂલે !'

'ના–પણ હું પૈસા આપીને રહેવા માગું છું. રોજના ત્રણ રૂપિયા.'

'કેટલા ?'

'ત્રણ.'

અંદર શાંતિ ફેલાઈ ગઈ–શંકર ખિજાયો–મનમાં બબડ્યો. 'બુઢ્ઢાની સાઠે બુદ્ધિ નાઠી કે શું ! આમ મારી સાથે વર્તશે તો રાતી પાઈ પણ નહીં આપું–અને.....

'પાંચ રૂપિયે તૈયાર છો ?' બુઢ્ઢાએ અંદરથી જ પૂછ્યું.

'હા...હા...હવે જલદી ઉઘાડો–આ ઠંડી અને વરસાદ હવે સહન નથી થતાં.' તેણે દરવાજાને ધક્કો માર્યો.

અંદરથી આંકડિયો ખૂલ્યો...આ જ તેના પિતા! સફેદ દાઢી–ગાલમાં ખાડા–આંખ પાસેની ચામડી લબડી ગયેલ–ગંદા મોઢામાંથી તમાકુની અસહ્ય વાસ–હાથમાં દીવેલિયું કોડિયું લઈ ઊભા હતા–મનમાં મૂંઝવણ શરૂ થઈ–શું કહે ?

અંદરથી ખૂબ દુર્ગંધ આવતી હતી–બધું વેરવિખેર પડ્યું હતું. સામે એક ફાટીતૂટી ચટાઈ પર ડોશી બેઠી હતી. સ્થૂળ–બેડોળ–મોઢાનો એક આગલો દાંત લગભગ અરધો ઈંચ બહાર દેખાતો હતો. એક આંખ ફૂટેલી. શંકરને જોઈ તે ઊભી પણ ન થઈ. પણ તેની સામે જોઈ રહી. તે પણ તેને જોઈ રહ્યો–પોતાની મા ! હોઠ ફફડીને રહી ગયા–'મા ! હું તારો શંકરિયો–આજ તારે માટે નોટોના થોકડા ને થોકડા લાવ્યો છું......'

'પડખેની ઓરડી સરખી કરો.' ડોશીએ ડોસાને કહ્યું–થોડીક વાર સાવ શાંતિ ફેલાઈ ગઈ...

'ચાર દિવસના પૈસા અગાઉથી આપો.' ડોશીએ કહ્યું.

શંકરે ખિસ્સામાંથી નોટોનો થોકડો કાઢ્યો–ડોશીની આંખ સતેજ બની–મનમાં કંઈક વિચાર આવવા લાગ્યા. શંકરે પૈસા આપ્યા...

'તમે અહીં આવ્યા છો તે ગામમાં કોઈ જાણે છે!'

'કેમ ? નહીં તો–સ્ટેશનથી સીધો જ આવું છું,' તે ખોટું બોલ્યો–જિગરમાં ફરીવાર થઈ આવ્યું–' માને

કહું ?' ત્યાં ડોસો આવ્યો.

'તે તમારી ઓરડી—નિરાંતે સૂઈ શકો છો.' ડોશીએ નોટો છેડે બાંધતા કહ્યું. તે તે ઓરડીમાં ગયો—પથારીમાં પડ્યો. મગજ વિચારે ચડ્યું—કાલ ભેદ ખોલું ? છાપરામાંથી પાણીનું ટીપું ટપક્યું—ગાલ ઉપર—સહેજ હસ્યો—પડખું ફરી સૂઈ ગયો.

'જરા અહીં આવો તો.' ડોશી ડોસાને એક ખૂણે લઈ ગઈ. 'સાંભળ્યું ?'

'શું ?'

'કેમ ? ગામમાં કોઈ જાણતું નથી કે તે અહીં છે.'

'હા, પણ એટલે ?'

'વાહ ! તેનું ખિસ્સું જોયું...ઓછામાં ઓછા હજાર હશે !'

ડોસાએ મોઢું બગાડ્યું.

'કેમ મૂંઝાયા ? સાવ સહેલી વાત છે...'

'તું શું કહેવા માગે છે ?' તેણે અસ્વસ્થતાથી પૂછ્યું.

'કોઈને ખબર નહીં પડે...અંધારી મેઘલી રાત છે. એકાંત છે...અહીં કોણ જોવા બેઠું'તું ? કરી નાખોને ટૂંકું ! દરિયો પણ પાસે છે.'

'એટલે...એટલે શું હું ખૂન...?' ડોસો ધ્રૂજી ઊઠ્યો.

'હા...હા...તમે જ...આપણને કોણ રોકનાર છે ? પાછલી રાતે જ હુલાવી દ્યો...હજાર રૂપિયા ! અને બીજા તો...' ડોસી સ્વભાવ તરફ જવા લાગી. ડોસો ઊભો થયો—ઓરડામાં આંટા મારવા લાગ્યો.

'શું બીક લાગે છે ? એટલી ય હિંમત ચાલતી નથી ? જલદી કરો—લ્યો આ કોટટોપી—પીઠે જઈ જરા દારૂ—તાડી પી આવો જરા હિંમત આવે. હજી શું ઊભા છો ?' ડોસાએ ભારે મને કોટટોપી લીધાં... તેના મનમાં ગડમથલ ચાલતી હતી...તે બહાર નીકળ્યો...

ગામ સાવ શાંત થઈ ગયું હતું...થોડા થોડા છાંટા પડતા હતા—પીઠું બંધ થઈ જવાની બીકે પગ જલદી ઉપાડ્યા...રાત વધતી હતી...ગામ બહાર આવ્યો...

'કાં રાજારામ ? કઈ તરફ ?' રસ્તામાં પીઠાવાળો મળ્યો—'આજ તો કંસાર ખાધો ને ? ૨૦ વર્ષે શંકર પાછો આવ્યો ખરું !'

'હેં...હેં શું કહો છો ? શંકર ! ક્યાં છે શંકર ?' ડોસાએ વ્યાકુળ બની પૂછ્યું.

'વાહ રાજા ! દીકરો ઘરે આવ્યો ને બાપે પણ ન ઓળખ્યો ?'

'શું ખરેખર સાચું ?' ડોસો આશ્ચર્ય પામી ગયો...અને ?

તેણે દોટ મૂકી...પીઠાવાળો જોઈ રહ્યો...ડોસો દોડતાં દોડતાં હાંફવા લાગ્યો...હજી ઘર ઘણું દૂર હતું...દોડી પણ કેટલું શકે ? ઉમર ! ઘેર જઈ પત્નીને—હા પત્નીને વધામણી આપવા...હાંફતાં હાંફતાં પણ ઝડપ વધારી—કેટલી ય ઠોકરો ખાધી છતાં... દીકરો ! તેને ખાતર દોટ્યા જ કર્યો...

આખરે ઘર આવ્યું...'ઉઘાડ...ઉઘાડ જલદી' ડોસાએ શ્વાસ લેતાં સાદ પાડ્યો...

'અરે ! કેટલી વાર ? જલદી કર.' ડોસાની ધીરજ ખૂટતી હતી...દરવાજાને ધક્કો માર્યો.. ખુલ્લો જ હતો—તે અંદર ધસી ગયો...

'અરે ! જો તો...કંકુ ?'

ડોશી આવી, મોઢું સહેજ મલકી ઊઠ્યું...તે બોલી, 'તે ઊંઘતો હતો ભર ઊંઘમાં હતો...મને હતું જ કે તમારી હિંમત નહીં ચાલે ! મેં જ પતાવી દીધું !!!'

⊙

**હસમુખને હીંચકાની બહુ ટેવ હતી. પોતે મેડીએ સૂતો હોય અને જે કોઈ ઉપર આવે તેને એક ફંગોળો નખાવ્યા વિના એ નીચે જવા જ ન દે**

# એક ફંગોળો

લેખક : G.

એને હીંચકાની બહુ ટેવ હતી.

બીજા માળની મેડીમાં હીંચકો બાંધેલો રહેતો. હીંચકા પર ગાદલું, ઓશીકાં અને રજાઈ પડ્યાં-પાથર્યાં રહેતાં એટલે, બપોરના આરામના વખતમાં કલાક બે-કલાક ત્યાં એ શાંતિ અને આરામથી સૂઈ-ઊંઘી શકતો. સાંજે પણ ઑફિસમાંથી આવ્યા પછી કોઈ મિત્ર આવી ચડે તો એની સાથે ફરવા નીકળે નહિતર એ ભલો, એની છપ્પરખાટ ભલી અને ભલી એની પાનની પેટી.

ભાદરવો મહીનો ચાલતો હતો. ઑફિસમાંથી આવી એણે ચા પીધો, પાનસોપારી ખાધાં અને આરામથી મેડી પર જઈ પોતાના પ્રિય હીંચકા પર એણે લંબાવ્યું. તાજું આવેલું છાપું કે કોઈ રસીલી નવલકથા ખાટ પર ઓશીકાં પાસે પડ્યાં જ હોય. ભાઈને અનુકૂળ લાગે તો એ વાંચે નહિતર પાસાં બદલતો એ પડ્યો રહે. આજે એ કશાને અડક્યો નહિ. હેંડે મને એ ખાટ પર સૂઈ રહ્યો.

એની આંખો મીંચેલી હતી. મેડી પર કોઈનો પગરવ થયો. એણે આંખો બંધ રાખીને જ કહ્યું, 'એક મોટો બધો ફંગોળો !'

અને એક મોટો ફંગોળો નાખી નવ વર્ષનો નિરંજન ધડધડ કરતો નીચે ઊતર્યો.

'એલા છોકરા, જરા ધીરેથી અવાજ કર્યા વિના ઊતરતો હો તો ! તારા બાપ બપ્પોરના થાકીને ઘેર આવ્યા હોય, જરા આરામથી સૂતા હોય...' અતિલક્ષ્મી નિરંજનને કહેતાં હતાં ત્યાં સગડી પાસેથી, રાંધતી પરિમલે કહ્યું, 'મોટી બહેન, દાળભાત થઈ ગયાં છે, મારા ભાઈને વાળુ માટે બોલાવ તો. પછી આપણે ગણેશ-ઉત્સવમાં જવાનું મોડું થશે.'

અને અતિલક્ષ્મીએ દાદરનાં ચારપાંચ પગથિયાં ચડી કહ્યું, 'સાંભળ્યું ? દાળભાત થઈ ગયાં છે. પછી આપણે ફડકે સાહેબના ગણેશ-ઉત્સવમાં જવું છે. સુભદ્રા બહેન બહુ આગ્રહ કરીને કહી ગયાં છે.'

અને હસમુખરાયે જવાબ આપ્યો, 'ચાલો, આ આવ્યો.'

×

શહેર તો નહિ પણ ગામડું ય ન ગણાય એવા ગણેશગઢમાં ગામ બહાર સ્ટેશનને અડીને રાજાશેઠના ફંડમાં ઊગમણી બાજુએ થોડાંક નાજુક મકાનોના બ્લોક ઉતારેલા હતા. માત્ર પાંચ-પાંચ જ. બધાં મકાનો એક જ ઓસરીએ હતાં એટલે અડખેપડખેનાં રહેનારાંને એકબીજાનાં પાડોશ અને સહવાસનો લાભ મળતો.

આ બ્લોકમાંના દક્ષિણાદી બાજુના એક છેલ્લા બ્લોકમાં હસમુખરાય અને તેનું કુટુંબ રહેતાં. જેની બધી રીતે ઈર્ષ્યા કરી શકાય એવું એ કુટુંબ હતું. હસમુખરાયને ગણેશગઢના રાજાની મુખ્ય કચેરીમાં સો રૂપિયાની નોકરી હતી. તે અને તેનાં ઘરવાળી અતિલક્ષ્મી બંને શ્રીમંત કુટુંબનાં ફરજંદો હતાં. એટલે વિશેષ પગારની એમને ગરજ ન હતી, તેમ જરૂર પડ્યે એમને વિશેષ નાણાં મળી રહેતાં. બંનેનાં શરીર-એમની ઉંમર અનુક્રમે ૫૦-૪૫ ની થવા આવી હતી છતાં-બહુ સારાં હતાં. તેમાં ય હસમુખરાય તો પચ્ચાસ વર્ષે પાંત્રીશ વર્ષનો લાગતો. ગોરો વાન, લંબગોળ રૂપાળો ચહેરો, મજાનું પોપટિયું નાક, વિશાળ પાણીદાર આંખો, અને શરીરના બીજા સપ્રમાણ અવયવો એને એક ફાંકડા-સોહામણા આદમી તરીકે લેખાવતાં અને પુરુષોમાં પણ રૂપછટા હોય છે તેની વાત કરતાં હસમુખરાયની નમણાઈનો દાખલો દેવાતો. અતિલક્ષ્મી પણ જરા બીનેવાન પણ મરકલડાં મુખવાળાં છતાં પીઢ લાગતાં મધ્યમ કદનાં સ્ત્રી હતાં. માથામાં કોઈ કોઈ ધોળો વાળ અને સદાય પહેરી રાખતાં ચશ્માં એમની એ પીઢતા અને ગૌરવમાં વધારો કરતાં. એ બહુ ઠાવકાં હતાં. ઓછું બોલતાં છતાં એ સોગિયાં ન લાગતાં. સહેજ આછું હાસ્ય એમની પ્રસન્નતા બતાવવા બસ હતાં. હસમુખરાય અતિલક્ષ્મી પાસે નાની ઉંમરનો લાગતો છતાં એ એનો પતિ હતો એ ચોક્કસ અને અતિલક્ષ્મી પણ પોતાના એ માથાના માલિકને સંપૂર્ણ માન આપતાં, તેમની પૂરેપૂરી અદબ પાળતાં.

અને પ્રભુએ એમને મીઠી જણ્ય પણ દીધી હતીઃ ચાર દીકરા અને એક દીકરી, બધાં જ ઊજરેલ-પાજરેલ ને મોટી વયનાં. છેક નાનો નિરંજન જ નવ વર્ષનો તો હતો. સૌથી મોટો દીકરો પ્રિયવદન વધુ ઊંચા અભ્યાસ માટે અત્યારે અમેરિકામાં હતો. તેનાથી નાની દીકરી પરિમલ બી. એ. થઈ બી. ટી. માટે વડોદરા ગઈ હતી અને હમણાં થોડા દિવસ માટે ઘેર આવી હતી. ત્રીજો દીકરો સુબોધ રસાયણશાસ્ત્રનો વિષય લઈ મુંબઈમાં ગ્રેજ્યુએટ થવા માટે વાંચતો હતો અને ચોથો ચંદ્રમૌલિ સ્થાનિક હાઈસ્કૂલમાં યશસ્વી ભવિષ્યની આસા આપતો ભણી રહ્યો હતો. સૌથી નાનો નિરંજન પણ એકાદ વર્ષમાં અંગ્રેજી નિશાળિયો થવાનો હતો.

આમ હસમુખરાય અને અતિલક્ષ્મીનું કુટુંબ સંસ્કાર, વિદ્યા, પ્રતિષ્ઠા અને પૈસે પૂર્ણ સુખી હતું. નહોતી ગરીબાઈ, નહોતું કોઈ ને મનદુઃખ, નહોતો થતો કદી યે વાદવિવાદ. સંતોષ અને સુખનો અતિરેક હતો.

x

બાજુમાં એક ધર્મશાળા હતી. ધર્મશાળાની દેખરેખ એક લુહાણો રાખતો. ત્યાં જ પોતે એક વીશી ચલાવતો અને તેની ચાની હોટલ પણ ત્યાં જ ધીખતી ચાલતી. એ લુહાણાનું કામકાજ કરવા એક વિધવા બાઈ રહેતી. વાસણ માંજતી, સાફસૂફ કરતી અને બે છોકરાં સહિત પોતાનો પેટગુજારો કરતી. દીકરી રૂપાળી અડખેપડખે રહેતાં કુટુંબોમાં ઠામવાસણ કરતી અને દીકરો ભીખો લુહાણાના મદદનીશ તરીકે કામ કરતો.

રૂપાળી રૂપાળી ન કહેવાય. એની પંદર–સોળ વર્ષની ઉમરે એ સત્તર–અઢારની લાગે તેવી ઉઘર અને ઊંચી હતી. ચામડીનો રંગ શામળો હતો છતાં તંદુરસ્તી અને ઊગતી જુવાનીને કારણે રૂપાળી, રૂપાળી ન હોય છતાં, આકર્ષક તો હતી જ. વિશેષે કરીને તો એની બોલચટા અને એના હાલારી ઉચ્ચારો કોઈ પણ સાંભળનારને એના તરફ આકર્ષ્યા વિના ન રહેતાં.

પહેલાં તો આ બાઈ અતિલક્ષ્મીને ત્યાં કામકાજ માટે આવતી પણ હવે રૂપાળી મોટી થઈ હતી એટલે ઠામવાસણ માટે સવાર, બપોર ને સાંજ એ આવતી અને આ ઘર તો એટલું નજીક હતું કે જેમ પાડોશમાં ઘડી બે ઘડી આંટો મારવા ઊમરેથી જઈ આવીએ તેમ પણ એ આવી જતી. અતિલક્ષ્મીના માયાળુ અને ઉદાર સ્વભાવે પણ છોકરીને આ ઘર તરફ વધુ આકર્ષી હતી. વખત જતાં એ નોકર મટી ગઈ હતી. મોટી બહેન (અતિલક્ષ્મી)ના પડછાયા જેવી એ એની સાથેને સાથે જ રહેતી અને ફરતી. આવા પરિચયને કારણે ઘરનાં સૌ સાથે છોકરીને બહુ હેતમાયા બંધાયાં હતાં અને વિશેષે તો તાજેતરમાં સુબોધ સાથે ભણતા એની જ નાતના છોકરા સાથે રૂપાળીને સંબંધથી જોડવાની લગભગ નક્કી વાતો ચાલતી હતી એટલે છોકરી ને છોકરીની મા આ કુટુંબનાં ખૂબ ઓશિંગણ બનતાં જતાં હતાં.

x

અતિલક્ષ્મીની પેઠે છોકરાં પણ હસમુખની બહુ અદબ રાખતાં અને એ બધાંને પગલે ચાલનાર નોકરવર્ગ પણ એથી દોઢી ભાઈની અદબ જાળવતો.

કોઈ કોઈ વાર અતિલક્ષ્મીને બેચાર દિવસ માટે સગાંવહાલામાં બહારગામ જવું પડતું. નાનો નિરંજન તો સાથે હોય પણ ઘેર રહેલાં બે છોકરાંને તેના બાપની પૂરેપૂરી સંભાળ કામવાળી બાઈ અને તેની દીકરી રાખતાં. એ દિવસોમાં જે સુજનતાભરી રીતભાત હસમુખ તરફથી કામવાળી બાઈને મળતી તે જોઈ જ બાઈ ઓછી ઓછી થઈ જતી અને અતિલક્ષ્મી ઘેર આવતી ત્યારે ભાઈનાં બબ્બે મોંઢે વખાણ કરતી.

હસમુખને હીંચકાની બહુ ટેવ હતી.

પોતે મેડીએ સૂતો હોય અને જે કોઈ ઉપર આવે તેને એક ફંગોળો નંખાવ્યા વિના એ જવા જ ન દે. પછી એ અતિલક્ષ્મી હોય, પરિમલ હોય, નાનો નિરંજન હોય, કામવાળી બાઈ હોય કે તેની છોકરી હોય.

ભાદરવાની અજવાળી આઠમ હતી. હસમુખ વાળુ કરી ઉપર આવી ખાટ પર બેઠો. પાન–સોપારી ચાવતો એ ખાટ પર આડો થયો. એમ ને એમ અર્ધો–પોણો કલાક ચાલ્યો ગયો.

'સાંભળ્યું ? નવ થયા છે અને અમે ગણેશ-ઉત્સવમાં જઈએ છીએ. તમે આવોને; ફકડે સાહેબને સારું લાગશે ' અતિલક્ષ્મી દાદર ચડી કહેવા લાગ્યાં.

હસમુખ બગાસું ખાતાં ને આળસ મરડતાં બોલ્યો,

'તમે જાઓને, હું તો કાંઈ નથી આવતો, કાલ પરમ દી ઓરો એક આંટો મારી આવીશ.' હસમુખે કહ્યું.

તો પછી રૂપાળી નીચે વાસણ માંજી રહેવા આવી છે તે જાય ત્યારે જરા નીચે આવી બારણાની સાંકળ વાસી જજો. હમણાં જરા ચોરીની બૂમ છે. હું રૂપાળીને કહેતી જાઉં છું.' બોલતાં બોલતાં અતિલક્ષ્મી નીચે આવ્યાં અને રૂપાળીને ઘટતી ભલામણ કરી ફડકે સાહેબને ત્યાં જવા નીકળ્યાં.

અને કેટલીક વાર, પહેલાં જરા ય ન ચિંતવ્યું હોય તોપણ યંત્રવત્ જેમ માણસ કર્યે જાય તેમ ખાટ પર સૂતેલો હસમુખ ઊભો થઈ મેડી પરથી કરાની બારીમાંથી પોતાના પરિવારને જતો જોઈ રહ્યો: પત્ની, પુત્રી, પુત્રો.

બહાર આઠમની અર્ધપક્વ ચાંદનીલ રેલાતી હતી. આવી ગયેલી ગાડીમાંથી છૂટાં પાડેલાં વેગનો લોટતા સાંધાવાળાઓના ચિત્રવિચિત્ર અવાજો વાતાવરણમાં સંભળાતા હતા. કોઈ કૂતરું ભસી ઊઠતું હતું કે કોઈ પક્ષીની તીણી ચિચિયારી કાનને ભેદી જતી હતી.

એ પાછો ખાટ પર આવી જોશથી હીંચકવા લાગ્યો. થોડી વારે એને દિશાએ જવાની હાજત થતાં બત્તી સહેજ ઝાંખી કરી નીચે આવ્યો.

પગરવ સંભળાતાં રૂપાળીએ પૂછ્યું, 'કોણ?'

'એ તો હું–ભાઈ, જરા દિશાએ જઈ આવું.' જવાબમાં હસમુખે કહ્યું.

છોકરીએ હમેશના રિવાજ પ્રમાણે ઊભા થઈ લોટો ભરી પાણી દીધું.

'હું હમણાં જ આવું છું' એમ બોલવાની કશી જ જરૂર ન હતી છતાં હસમુખના મુખમાંથી એ વાક્ય સરી પડ્યું.

અને દશ મિનિટમાં તો એ પાછો આવ્યો. હાથ-પગ ધોઈ એ આંખો લૂછતો બોલવા લાગ્યો, 'રૂપાળી, ઉપર પીવાનું પાણી નથી. જા તે પહેલાં રેડતી જજે.'

'હો ભાઈ, આવી.' રૂપાળીએ જવાબ દીધો અને બીજી દશ મિનિટ પછી એ ખાટમાં શાંત સૂતો હતો ત્યારે રૂપાળી ઉપર આવી પાણી ગળતી હતી. એનો પદસંચાર સાંભળી સજાગ બનેલા હસમુખે કહ્યું, 'રૂપાળી, એક ફંગોળો!'

અને રૂપાળીએ પોતાની હમેશની રીત મુજબ એક મોટો ફંગોળો નાખ્યો અને એ આવતા–જતા હીંચકાને અનિમેષ નેત્રે પળવાર નીરખી રહી.

કેટલીક વખત અણચિંતવેલું વેણ માણસથી બોલી જવાય છે, અણચિંતવેલું કામ માણસ કરી બેસે છે.

હસમુખે અર્ધમિલિત નેત્રે જોઈ લીધું કે રૂપાળી હજુ ઊભી છે એટલે એણે કહ્યું, 'એક બીજો.'

અને એમ પળ બે પળ અણચિંતવ્યું બોલવાનું ને કરવાનું ચાલ્યું.

×

અને ગણેશોત્સવમાં ગયેલાં અતિલક્ષ્મીને થોડીવારે ચક્કર અને મોળ જણાવા લાગતાં એ છોકરાંને કાર્યક્રમ પૂરો થયે આવવાનું કહી સુભદ્રાબહેનની રજા લઈ ઘેર જવા નીકળ્યાં.

દૂરથી દેખાતી બારીમાં દીવો જલી રહ્યો હતો. પતિ ત્યાં સૂતા હશે. રાત્રિ શાંત ને અજવાળી હતી, એકાએક એમને પોતાની સોહાગરાત સાંભરી આવી. 'એક વેળા...' એ મનમાં ગણગણ્યાં.

અતિલક્ષ્મી ઘેર આવ્યાં. બારણું અમસ્તું બંધ હતું. મેડી પર હીંચકાના આમતેમ જવાનો મૂંગો અવાજ સંભળાતો હતો.

એ જરાક થંભ્યાં અને સ્ત્રીસહજ ઉત્સુકતાથી દબાતે પગલે દાદર ચડવા લાગ્યાં.

હીંચકો જોસબંધ ચાલી રહ્યો છે. હસમુખ તે પર શાંત સ્વસ્થ સૂતો છે. રૂપાળી અનિમેષ નેત્રે ફંગોળાને અવકાશમાં આમતેમ જોઈ રહી છે. બીજું બધું જ સ્થિર છે. એક વિપળ માત્ર એ અસ્થિર અને અસ્વસ્થ બન્યાં પણ તરત જ એમણે

'ન રામ મારો કદી હોય અન્યનો'

લવતાં પોતાની જાતને સંભાળી લીધી.

ચંદ્રમાનું આછું અજવાળું બહાર રેલાઈ રહ્યું હતું અને રૂનાં ધોકડાં લઈ આવેલાં ગાડાંઓના પડાવમાંથી સામેના છનમાં તંબૂર સાથે કોઈ ગાઈ રહ્યું હતું:

'ઊઠત રામા, બેઠત રામા, સોવત જાગત રામા,
રામ બિના કો ઔર ન દીસે, સગલ રામ કો કામા'

# ડિટેકટીવ સુકુમારના ખંડમાં અચાનક એક હાંફતો નવયુવાન ટપકી પડયો

**મલાડમાં ખૂન જાણીતા શેઠિયાનો પત્તો નથી ગુનેગારની ધરપકડની વકી**

# ખૂની કોણ?

લેખક
ગુણવંત મ. જોષી

ડિટેકટીવ સુકુમાર સ્ટૂલ પર પગ લંબાવી, ખુરસીમાં પથરાઈ સવારનું છાપું વાંચતા હતા. મોંમાંની સિગારેટમાંથી છતને ઢાંકવા મથતા ધુમાડાના ગોટા ઊંચે ચડતા હતા. હું પાસે બેઠો બેઠો મારાં કાગળિયાં તપાસતો હતો. ત્યાં તો એકાએક નીચેથી બારણું જોરથી ભટકાવાનો અવાજ આવ્યો. આખા ઓરડાના બારણા પર મુક્કીઓ પડવાનો અવાજ ગાજી રહ્યો. મારા મિત્રે ઊભા થઈ બારણું ઉઘાડયું તો ચકળવકળ આંખોવાળો, ફિક્કા ચહેરાનો અસ્તવ્યસ્ત વાળવાળો, હાંફતો એક યુવાન ટપકી પડયો. અમને જોતાંજ પોતાની અસભ્ય વર્તણૂક ખુલાસાપાત્ર હતી તેમ લાગવાથી તે શરમાઈ ગયો.

'સુકુમાર સાહેબ,' તે ચિત્કાર સાથે બોલી ઉઠયો, 'આ અસભ્યતા માટે હું જવાબદાર નથી કારણકે મારું મગજ ઠેકાણે નથી. કમનસીબ મનરંજન તે હું જ છું.' માત્ર નામથી જ વર્તણૂક અને આગમનનો ખુલાસો થઈ જશે એવા ભાવથી તેણે કહ્યું. પરંતુ મારા મિત્રના ચહેરા પરથી અને મારા જ્ઞાનભંડોળને તપાસતાં મને લાગ્યું કે એ નામમાં અમે જાણીએ તેવો ઇતિહાસ નહોતો. 'લ્યો, સિગારેટ પીઓ.' સિગારેટ-કેસ કાઢી ટેબલ પર મૂકતાં સુકુમારે કહ્યું, 'મિ. મનરંજનદાસ, તમારી સ્થિતિ જોતાં તમને કોઈ ડોક્ટરની જરૂર હોય તેમ લાગે છે. હવે જો તમે કંઈ સ્વસ્થતા પ્રાપ્ત કરી હોય તો સામેની ખુરસી પર બેસો અને ધીમે ધીમે શાંતિથી તમે કોણ છો, તમારે શું જોઈએ છે તે કહો. તમે તમારું નામ એવી રીતે ઉચાર્યું કે હું જાણે પરિચિત હોઉં પરંતુ સાચું કહું તો તમે વેપારી છો, રૂનો ધંધો કરો છો અને દમથી પીડાતા દરદી છો એ સિવાય વિશેષ હું તમારા વિશે જાણતો નથી.' મારા મિત્રની અવલોકન-શક્તિથી હું તદ્દન અપરિચિત ન હોઈ મને આ કથનથી બહુ આશ્ચર્ય થયું નહિ. મેં તેની તરફ ધારી ધારીને જોયું પણ મારા અવલોકન પરથી મને કાંઈ સૂઝયું નહીં.

'તમે કીધું એ બધું સાચું તે ઉપરાંત મુંબઈમાં આ ઘડીએ મારી જેવો બીજો કોઈ કમનસીબ મનુષ્ય નથી તે ઉમેરવાનું રહે છે. પ્રભુને ખાતર મને ના પાડશો નહીં. પોલીસ મને પકડવા આવે તો તેમને હું આખી વાત કહી લઉં એટલી વાર જરા રોકજો. તમે મારો કેસ લીધો છે એવી મને ખાતરી મળે પછી જેલમાં જાઉં તોય મને દુ:ખ નહીં થાય.'

'તમને પકડવા માગે છે?' ડિટેકટીવે પૂછ્યું. 'વિચિત્ર વાત છે. કયો ગુનો કરવાનો તમારા પર આરોપ છે?'

'મલાડના જયંતિલાલ કાપડિયાનું ખૂન કરવાનો મારા પર આરોપ છે.'

સુકુમાર અનુકંપાથી તેના તરફ જોઈ રહ્યા.

'હું હમણાં જ મારા મિત્ર ત્રિવેદીને કહેતો હતો કે છાપામાં હવે સનસનાટીભર્યા ગુનાના અહેવાલો નથી આવતા.'

આગંતુકે ધ્રૂજતા હાથે સ્ટૂલ પર પડેલું છાપું લીધું. 'જો તમે આખું છાપું જોયું હોત તો શા માટે મારું આગમન અહીં થયું છે તેનો તમને ખ્યાલ આવત. મને તો એમ હતું કે મારું નામ અને હતભાગ્ય દરેક માણસને મોંએ ચડી ગયું હશે.' બોલતાં બોલતાં તેણે વચલું પાનું કાઢયું, આ રહ્યું: 'મલાડમાં થયેલ ખૂન. જાણીતા શેઠિયાનો પત્તો નથી. ખૂનની શંકા. ગુનેગારની ધરપકડની રખાતી વકી.' એ ગુનેગારની પછવાડે પોલીસ પડી છે. બોમ્બે સેન્ટ્રલથી મારી પછવાડે બે ડિટેકટીવ હતા. વોરન્ટ આવશે કે તુરત મને પકડશે. પકડે ભલે પણ—પણ...' બોલતાં બોલતાં તે લાગણીમય બની ગયો. 'મારી માને બહુ આઘાત થશે. અરેરે, તે બિચારીની તમામ આશાઓ ધૂળમાં મળી જશે.' બન્ને હાથ ભેગા જોરથી મસળતાં મસળતાં ખુરસીમાં અમળાતો તે બાઘાની જેમ કશા તરફ જોઈ રહ્યો.

'આપણે મળેલા વખતનો સદુપયોગ કરી લેવો જોઈએ.' સુકુમારે કહ્યું, 'મહીપત, છાપામાંથી તે ખબર આખી વાંચી જા તો ખબર પડે.'

અમારા અસીલે મુખ્ય મથાળાં વાંચ્યાં હતાં

તેની નીચે 'ગઈ કાલે રાત્રે અથવાં આજ વહેલી સવારે મલાડમાં એવો બનાવ બન્યો છે કે જેથી ભયંકર ગુનો થયો હોય એવી શંકા રહે છે. શેઠ જયંતિલાલ કાપડિયા આ પરાના જાણીતા કોન્ટ્રાક્ટર અને જૂનાં રહેવાસી હતા. શેઠજીની ઉંમર મરણ સમયે ૫૧ વર્ષની હતી, ઘોડબંદર રોડ પર 'દીપક મહાલ'માં તે રહેતા–તેમની રહેણીકરણી માટે ઘણી વાતો પ્રચલિત છે. તેઓ કોઈને ખાસ હળતામળતા નહીં. છેલ્લાં પાંચ વર્ષથી તેઓ ધંધામાંથી નિવૃત્ત થયેલા. 'દીપક મહાલ'ના આઉટ હાઉસીઝમાં મરહૂમ શેઠ તરફથી લાકડાં ભરવામાં આવ્યાં હતાં. ગઇ રાતે લગભગ બાર વાગે આઉટ હાઉસીઝમાં આગ લાગવાના ખબર પડતાં બમ્બો આવી પહોંચેલ પરંતુ લાકડાં ખૂબ સૂકાં હોવાથી આગ એકદમ કાબૂમાં આવી શકે તેમ નહોતું. આ બનાવ સુધી તો સાધારણ અકસ્માતની ગંધ આવતી હતી પરંતુ બંબાવાળા આવ્યા પછી ય ઘરધણીની ગેરહાજરી આશ્ચર્યજનક લાગવાથી 'દીપક મહાલ'માં તેમની તપાસ કરવામાં આવતાં માલૂમ પડ્યું કે ઘરધણીનો પત્તો નહોતો. શયનગૃહનું બારીકાઈથી નિરક્ષણ કરવામાં આવતાં જણાયું કે પથારીમાં કોઈ સૂતું નહોતું, પલંગ બાજુમાં આવેલ તિજોરી ઉઘાડી હતી. કિંમતી દસ્તાવેજો ઓરડામાં વેરણછેરણ પડ્યા હતા. થયેલ ઝપાઝપીનાં ચિહ્નો લોહીના ડાઘાઓથી અને હાથ આવેલ એકની લાકડીથી સાબિત થતાં હતાં. લાકડી પર પણ લોહીના ડાઘા હતા. તે રાત્રિએ મોડેથી શેઠને મળવા એક વ્યક્તિ આવેલ, લોહીના ડાઘાવાળી લાકડી આ વ્યક્તિની છે એમ સાબિત થયું છે. તે વ્યક્તિનું નામ છે મનરંજનદાસ મોતીચંદ દલાલ જેઓ રૂબજારમાં કામકાજ કરે છે. પોલીસ પાસેના પુરાવાઓ એવા છે કે સદરહુ બનાવ સનસનાટીભર્યું સ્વરૂપ લે તો નવાઇ નહીં. મોડેથીઃ–પ્રેસ પર જતાં ખબર મળ્યા છે કે મનરંજનદાસ દલાલને જયંતિલાલ કાપડિયાના ખૂની તરીકે પકડવામાં આવ્યા છે. આરોપીને પકડવાનું વોરન્ટ નીકળેલ છે એટલું ચોક્કસ છે. વધુ તપાસમાં પુરવાર થયું છે કે શયનગૃહ (જે ભોંયતળિયાના ઓરડાઓ પૈકી એકમાં આવેલ છે) નું બારણું ઉઘાડું હતું અને ઓરડામાંથી કોઈ વજનદાર વસ્તુ ઘસડી આઉટ હાઉસીઝ તરફ લઈ જવાનાં ચિહ્નો જણાયાં હતાં. બળી ગયેલ લાકડાંમાંથી મનુષ્યદેહ બળી ગયાના અવશેષો માલૂમ પડ્યા છે. પોલીસ–માન્યતા એવી છે કે અતિ અમાનુષી ગુનો થવા પામ્યો છે. મરનારને શયનગૃહમાં મારી નાખી તેના કિંમતી દસ્તાવેજો ફેંદી, મરનારને ઢસડી આઉટ હાઉસીઝના અગ્નિમાં ફેંકી દેવામાં આવ્યો હતો. કેસની તપાસ બાહોશ પોલીસ–ઇન્સ્પેક્ટર લાલજી સંકડાના હાથમાં છે તેઓ તેમની હંમેશની ખાસિયત મુજબ ઉત્સાહથી અને ચીવટથી. ગુનાનાં કારણોમાં ડૂબકી મારી રહ્યા છે.'

સુકુમાર આંખ મીંચી શાંતિથી શ્રવણ કરતો હતો.

'કેસમાં રસ પડે તેવાં થોડાં તત્ત્વો છે ખરાં.' હંમેશની ટેવ મુજબ તેણે સ્વસ્થતાથી અભિપ્રાય રજૂ કર્યો, 'મી. મનરંજનદાસ ! આટલો સજ્જડ પુરાવો મળ્યા પછી ય પોલીસના સકંજામાંથી તમે હજુ કેમ બચવા પામ્યા છો તે સમજાતું નથી.'

'હું મારા માતાપિતા સાથે 'પ્રકાશ વિલા' વાંદરામાં રહું છું. પરંતુ ગઈ રાતે જયંતિલાલે મને મળવા બોલાવેલ એટલે તેમને મળી હું મલાડમાં રોકાયેલ. ત્યાંથી આજે મુંબઈ આવતો હતો ત્યાં તમે સાંભળ્યું તે મેં છાપામાંથી વાચ્યું. ગુનાની ભયંકરતાથી ડઘાઈ જઈ દોડતો દોડતો તમારી પાસે આવ્યો. ઘરે અથવા મારી ઓફિસે હત તો ક્યારની યં ધરપકડ થઈ ગઈ હોત તેમાં મને શંકા નથી. બાબ્બે સેન્ટ્રલથી મારી પછવાડે એક...ઓહ, શું થયું તે ?'

ઇલેક્ટ્રીક ઘંટડી વાગવાની સાથે દાદર પર કોઈનાં ભારે પગલાંનો અવાજ ગાજી ઊઠ્યો. ક્ષણવાર ઉંબર પર અમારો જૂનો ને જાણીતો ઇન્સ્પેક્ટર સંકડા દેખાણો. તેના ખભા પરથી જોતાં તેની પાછળ બે પોલીસ–પાઘડી દૃષ્ટિગોચર થઈ.

'મનરંજન મોતીચંદ દલાલ' સંકડા બોલ્યો.

તે સાંભળતાં, સફેદ પૂણી જેવો થઈ અમારો અસીલ ઊભો થયો.

'મલાડના શેઠ કાપડિયા જયંતિલાલ બકોરદાસનું અમાનુષી રીતે ખૂન કર્યાના આરોપસર તમારી ધરપકડ કરું છું.'

મનરંજન નિરાશાથી સુકુમાર સામે તાકી રહ્યો.

'સંકડા સાહેબ, જરા થોભો.' સુકુમાર બોલ્યો. 'અર્ધો કલાક આમ કે તેમ, એ ભાઈ તેમની રામ-

કહાણી સુણાવતા હતા ત્યાં તમે આવ્યા. એ સાંભળવાથી કેસ પર અજવાળું પડવા સંભવ છે.'

'કેસ પર પૂરતું અજવાળું પડેલ છે.' ઈન્સ્પેક્ટર કટાક્ષ કરતો બોલ્યો.

'પડ્યું હશે. પણ એમની હકીકત સાંભળવા દેવાની તમે છૂટ આપશો એવી મને આશા છે.'

'ભલે.' સંકડાએ નમતું આપ્યું, 'પણ તે જે કહેશે તે તેની સામે વાપરવામાં આવશે તે કહી દઉં છું.'

'હા' દલાલે કહ્યું, 'આખી વાત સાંભળો એટલું જ મારે કહેવું છે.'

સંકડાએ પોતાની કાંડાઘડિયાળ સામે જોઈ, 'અર્ધો કલાક બસ છે.' એમ કહ્યું.

'શરૂઆતમાં જ મારે જણાવી દેવું ઘટે કે કાપડિયાને હું દીઠે ઓળખતો નહોતો. મારા વડીલો પાસેથી તેમનું નામ સાંભળેલ પણ તે તો ઘણાં વર્ષ પહેલાં. એટલે ગઈકાલે બપોરે ત્રણ વાગે મારી ઑફિસમાં તે મને મળવા આવ્યા ત્યારે મને આશ્ચર્ય થયેલ. પરંતુ જ્યારે તેમણે તેમના આગમનનો હેતુ જણાવ્યો ત્યારે મારા આશ્ચર્યની સીમા રહી નહીં. તે મળવા આવ્યા ત્યારે તેમના હાથમાં લખેલા કેટલાક કાગળો હતા. 'જો આ રહ્યા.' બોલી તેણે કાગળો ટેબલ પર મૂક્યા.

'તે કાગળો મને આપી કહ્યું કે 'આ મારું વીલ છે' કોઈ સારા વકીલ પાસે તેને હું કાયદેસર કરાવવા માગું છું. તમે એ જોઈ જાવ. હું બેઠો છું.' મેં તે વાંચવું શરૂ કર્યું. અને થોડા અપવાદ સિવાય તમામ મિલકત મને સોંપાતી જ્યારે મેં જોઈ ત્યારે મને કેટલું આશ્ચર્ય થયું હશે તેની તમે કલ્પના કરો. મેં વીલમાંની માથું ઊંચું કર્યું ત્યારે તેની ધોળી પાંપણવાળી આંખો રમૂજથી ચમકતી મારી સામે ખોડાઈ હતી. તેણે ખુલાસો કરતાં કહ્યું કે તે કુંવારા હતા અને નજદીકનું કે આઘેનું કોઈ એવું સગું તેમને નહોતું. જુવાનીમાં તેઓ મારા માતપિતાને ઓળખતા અને મારા વિશે તેમણે સારો અભિપ્રાય સાંભળેલો એટલે લાયક યુવક તરીકે પોતાની મિલકત મારા હાથમાં મૂકવાનો તેમણે નિરધાર કરેલ. મેં ભાંગીતૂટી શૈલીમાં, તેમનો ઉપકાર માન્યો. મારા કારકુન સાથે તે વીલ કાયદેસર કરાવવા મેં મારા વકીલ પાસે મોકલ્યું. કાપડિયાએ મને જણાવ્યું કે ઘણાખરા કિંમતી દસ્તાવેજો બંગલે પડ્યા છે એટલે તે દસ્તાવેજો લેવા તથા વીલ બતાવવા રાત્રે નવ વાગે મારે ત્યાં આવજે. પણ ધ્યાન રાખજે આ વિશે કોઈને ય એક અક્ષર હમણાં કહેવાનો નથી. નહીં, તારાં માતપિતાને પણ નહીં. આપણે પછી ઓચિંતા કહી તેમને આશ્ચર્યમાં ગરકાવ કરી દેશું.

'તે સુકુમાર સાહેબ એ તો દેખીતી વાત છે કે સોનાનાં ઈંડાં મૂકતી મરઘીને કોઈ દૂભવે નહીં. મને એવો તો વિશ્વાસ બેસી ગયો કે ઘરે મેં તાર કરી જણાવ્યું કે ખાસ કામ હોવાથી આજ રાતે આવી શકીશ નહીં. નવ વાગે મને આવવાનું કહેલ પરંતુ તેમનું ઘર જોયેલ નહીં એટલે સાડા નવે માંડ–'

'એક મિનિટ' સુકુમારે કહ્યું, 'દરવાજો કોણે ઉઘાડ્યો?'

'પાકટ વયની બાઈએ. કદાચ તેની કામવાળી હશે.'

'અને તેણે તમારું આગમન કાપડિયાને કહ્યું?'

'એમ જ.'

'અચ્છા, હવે આગળ.'

મનરંજને કપાળ પરનો પરસેવો લૂછી આગળ શરૂ કર્યું: 'તે બાઈએ મને બેસવાના ઓરડામાં પ્રવેશ કરાવ્યો. ત્યાં ચાપાણી–નાસ્તો લઈ અમે સાથે તેમના શયનગૃહમાં ગયા. ત્યાં તિજોરીમાં ઘણા દસ્તાવેજો હતા. એક પછી એક એમ તે વાંચી–વિચારી ગયા. ૧૧ થી ૧૨ ની વચ્ચે અમારી વાતનો છેડો આવી ગયો. તેમણે મને તે ઓરડાના બારણેથી વિદાય કરી દીધો. તેમણે કહ્યું કે અત્યારે મોડી રાતે કામવાળીને ઊઠાડવી તે ઠીક નહીં. જતાં જતાં મને મારી લાકડી સાંભરી. તેમણે કહ્યું કે ભલે પડી. હવે તો તારે અવારનવાર આવવાજવાનું થશે. ફરી વખત લઈ જજે. હું ગયો ત્યાં સુધી તિજોરી ઉઘાડી હતી. સીલ કરેલા દસ્તાવેજો પડ્યા હતા. ખૂબ મોડું થયું હોવાથી વાંદરાની લોકલ મળે તેવું નહોતું એટલે ત્યાંની વીશીમાં મેં રાત ગાળી ને સવારે આ વાંચ્યું.'

'વધુ કંઈ પૂછવું છે?' સંકડાએ કડવાશથી પૂછ્યું.

'વાંદરા જાઉં ત્યાં સુધી નહીં.'

'વાંદરા નહીં મલાડ, ડિટેક્ટીવ સાહેબ!' સુક

મારની સ્મૃતિની મશ્કરી કરતાં તેણે કહ્યું.

'અરે, હા. મલાડ.' સુકુમારે ભૂલ સુધારતા હોય તેમ કહ્યું.

'મારે તમને એકલાને એક વાત કહેવી છે.' સંકઠાએ કહ્યું, 'દલાલ, નીચે તમારે માટે ગાડી ઊભી છે.' મનરંજન હતાશ ચહેરે ઊભો થયો. જતાં જતાં સુકુમાર તરફ દયાની માગણી કરતી નજર ફેંકી.

મનરંજને ટેબલ પર મૂકેલાં કાગળિયાં ઉપાડી સુકુમાર રસપૂર્વક વાંચવા માંડ્યો. 'આ વીલ પણ અજબ છે.' વીલનાં કાગળિયાં ટેબલ પર મૂકતાં તેણે સંકઠાને પૂછ્યું, 'કેમ, ખરું ને!'

સંકઠા કેવળ આશ્ચર્યથી તેની સામે જોઈ રહ્યો.

'શરૂઆતની અને બરાબર અધવચની લીટીઓ તો સ્પષ્ટ વાંચી શકાય તેવી છે' તેણે કહ્યું, 'પરંતુ બાકીનો ભાગ એવા ગરબડિયા અક્ષરે લખાણો છે કે ત્રણ જગ્યાએ તો બિલકુલ વાંચી જ શકાતું નથી.' થંભીને તેણે પૂછ્યું, 'એનો તમે શું અર્થ કરો છો?'

'તમે શું અર્થ કરો છો?' તેણે સામું પૂછ્યું.

'કે એ બધું ટ્રેનમાં લખાણું છે. સારા અક્ષર છે ત્યાં સ્ટેશન સમજવું, ગરબડિયા અક્ષર છે ત્યાં ટ્રેનની ગતિ અને જ્યાં ઊકલતું જ નથી ત્યાં ટૂંકી મિતાક્ષરી નોંધ સમજવી. વિચારક વ્યક્તિ તુરત સમજી જાય કે આ લોકલ ટ્રેનમાં લખાણું છે. માની લ્યો કે ટ્રેનની અંદરનો બધો સમય વીલ કરવામાં જ તે વ્યક્તિએ ગાળ્યો છે તો તે પરથી કહી શકાય કે તે ફાસ્ટ લોકલ હતી. અને વચ્ચે એક જ સ્ટેશને ઊભી રહી હતી.'

સંકઠા હસવા લાગ્યો.

'સુકુમાર, તમે જ્યારે કલ્પના દોડાવવી શરૂ કરો છો ત્યારે તો તોબા.' તેણે કહ્યું, 'પણ આ બધાને કેસ સાથે શો સબંધ?'

'સબંધ એટલો કે તે જુવાને જે વાત કરી તેમાં સત્ય હતું ખરું. જયંતિલાલે મુસાફરી દરમિયાન વીલ બનાવ્યું હતું. એ વિચિત્ર નથી લાગતું? એક માણસ વીલ જેવી મહત્ત્વની વસ્તુ આટલી ઉતાવળે કરે તે ગળે ઊતરે તેવી વાત છે? કાં તો એમ પણ હોય કે આ વીલને તે બિલકુલ મહત્ત્વ આપતો ય ન હોય.'

'એ ગમે તે હો પણ સાથોસાથ તેણે મૃત્યુને તેનાથી આમંત્ર્યું તે ન ભૂલવું જોઈએ.' સંકઠાએ કહ્યું.

'તમને એ સાચું લાગે છે?'

'કેમ?'

'એ કદાચ સંભવિત છે. પણ કેસ હજુ મને જોઈએ તેવો સ્પષ્ટ થયો નથી.'

'સ્પષ્ટ નથી થયો? વાહ, આ તો દીવા જેવી વાત છે. આટલાથી વિશેષ સાબિતી શું હોય? એક યુવાન મનુષ્ય ઓચિંતા પોતાને મળવાના દલાની વાત સાંભળે છે. વૃદ્ધનું મૃત્યુ થાય તો મિલકત મળે તેમ છે. એ વખતે તે શું કરે? તે કોઈ ને કંઇ કહેતો નથી પરંતુ વૃદ્ધને મળવાને બહાને તે ત્યાં જાય છે. ઘરમાં વૃદ્ધ સિવાય કોઈ નથી તેની ખાતરી થયે તેના શયનગૃહમાં ઘૂસી તેનું ખૂન કરે છે, લાકડાંના ઢગલાને સળગાવી તેમાં મૃત્યુ પામેલાનું શબ નાખી ત્યાંની વીશીમાં ચાલ્યો જાય છે. ઓરડામાં ને લાકડી પરના લોહીના ડાઘ બહુ જ અસ્પષ્ટ છે. સંભવ છે કે આ ડાઘાની તેને ખબરે ય નહીં હોય. તેને તો એમ થયું હશે કે મરનારનું શબ અદૃશ્ય થયે બધી સાબિતીઓ ચાલી જશે. આ બની શકે એવું તમને નથી લાગતું?'

'ચોક્કસ બની શકે એવું છે, પણ' સુકુમારે સંકઠાને સમજાવતાં કહ્યું, 'તમને સાથોસાથ એમ નથી લાગતું કે આ વધુ પડતું ચોકખું છે! તમે તમારી બીજી શક્તિઓ સાથે કલ્પના નથી વાપરતા. એક ક્ષણને માટે તમે તમારી જાતને આ જુવાન માણસની જગ્યાએ મૂકી જુઓ ને પછી કહો કે જે દિવસે વીલ બન્યું તે જ દિવસ તમે ખૂન કરવા માટે પસંદ કરો ખરા? વીલ અને ખૂનના મહત્ત્વના બનાવો એક સાથે સાંકળતાં તમને ભય ન લાગે? બીજું, નોકરને જાહેર કરી તમે ઘરમાં ગયા તે સમય આ કામને માટે તમે પસંદ કરો ખરા? અને છેવટ શબ સંતાડવા માટે આટલી જહેમત ઉઠાવનાર લાકડી ભૂલી આવે ખરા? આ ગળે ઊતરે તેવું છે?'

'લાકડી માટે તો, તમે અને હું જાણીએ છીએ કે ગુનેગારો ઘણી વાર ઉતાવળમાં એવી ભૂલો કરે છે કે જે સ્વસ્થ માણસ સહેલાઈથી ટાળી શકે. ઓરડામાં ફરી વાર જવાની તેની હિંમત ન ચાલી હોય તે સંભવિત છે. આ કરતાં કોઈ નવી થીઅરી

કહેવી હોય તો કહો—આમાં કશો દમ નથી.'

'અડધો ડઝન થીઅરીઓ એમ તો આપી શકાય', સુકુમારે કહ્યું, 'દાખલા તરીકે વૃદ્ધ માણસ વારસને મિલકત અને કિંમતી દસ્તાવેજો સંબંધી સમજાવતો હોય ત્યાં બહારથી કોઈ બદમાશે તે જોયું હોય કારણ કે ઓરડાનું બારણું ઉઘાડું હતું. દલાલ બહાર નીકળ્યો કે તે પ્રવેશ્યો. ત્યાં પડેલ લાકડી ઉપાડી ડોસાને ખતમ કર્યો. શબ બાળી રવાના થઈ ગયો. કેવી મઝાની કલ્પના છે!'

'બદમાશને શબ બાળવાનું શું કારણ?'

'દલાલને શું કારણ?' પ્રતિપ્રશ્ન કર્યો

'કંઈ પુરવા હોય તે છુપાવવા.'

'તો બદમાશને પણ કંઈ ખૂન થયું છે તે બતાવવા ઈચ્છા ન હોય.'

'પણ તો પછી એ કંઈ ચોરી કેમ ન ગયો?'

'કારણ કે તેને કંઈ સમજણ ન પડે તેવાં કાગળિયાં જ તિજોરીમાં હતાં.'

સંકડાએ માથું તો નકારમાં ધુણાવ્યું પણ મને લાગ્યું કે તેના મોં પર શંકાનું જાળું જામતું જતું હતું.

'વારુ, સુકુમાર સાહેબ, તમે એ બદમાશને શોધો ત્યાં સુધી આ ભલે અમારી પાસે રહ્યો. કોણ સાચું છે એ તો ભવિષ્ય નક્કી કરશે. પરંતુ એક વાત સાંભળી લ્યો. જ્યાં સુધી અમારી જાણમાં છે ત્યાં સુધી તિજોરીમાંથી એકે કાગળ બહાર ગયો નથી. અને ગુનેગાર તરીકે પકડાનાર મનુષ્યને તે ફેરવવાથી કશો ફાયદો નહોતો. કારણ કે વારસ તરીકે તે કાગળિયાં તેને મળવાનાં જ હતાં.'

મારા મિત્રના ચહેરા પર આ બિનાએ કંઈ અજવાળું પાડ્યું હોય તેમ લાગ્યું.

'એ તો નિર્વિવાદ વાત છે કે તમારા સિદ્ધાંતની તરફેણમાં ઘણા મજબૂત પુરાવાઓ છે' તેણે કહ્યું, 'મારું તો એટલું જ મંતવ્ય છે કે બીજી થીઅરીઓ પણ અસંભવિત નથી. પણ એ તો તમે કહો છો તેમ ભવિષ્યની વાત થઈ. અચ્છા સાહેબજી. તમારી તપાસ દરમિયાન આજ મલાડ આવું તો આવું.'

ઈન્સ્પેક્ટર સંકડાની વિદાય બાદ સુકુમારે ઊભા થઈ દિવસનો કાર્યક્રમ ઘડવા માંડ્યો.

'પહેલવહેલાં તો, મહીપત!' તેણે કોટ પહેરતાં કહ્યું, 'મેં કહ્યું તેમ વાંદરા તરફ મારી કાર્યદિશા છે.

'મલાડ કેમ નહીં?' મેં પૂછ્યું.

'કારણ કે આ કેસમાં એકની પછી બીજો બનાવ એવી રીતે સંકળાયેલો છે કે પહેલા તરફ દુર્લક્ષ સેવી શકાય તેમ નથી. પોલીસનું ધ્યાન બીજા તરફ જ રોકાઈ ગયું છે તે ઠીક નથી. મને તો એમ લાગે છે કે પહેલાં પ્રથમ બનાવ પર પ્રકાશ ફેંકવાની જરૂર છે. ઝડપથી બનાવાયેલ વીલ અને તેમાં પણ અજાણ્યા માણસને વારસ બનાવવો તે એકદમ ગળે ઊતરે તેવી વાત નથી. એ બનાવનું રહસ્ય જણાય તો પછીના બનાવો પર પ્રકાશ પડે ખરો. ના, તારે આવવાની જરૂર નથી. જોખમ જેવું હોય તો તને લીધા સિવાય જાઉં નહીં. સાંજે ભેગા થઈશું ત્યારે આ કમનસીબ જુવાન માટે મેં શું કર્યું તેનો રિપોર્ટ આપીશ.'

મારો મિત્ર ઘરે આવ્યો ત્યારે ખૂબ મોડું થયું હતું. તેના ચહેરા પર થાક ને નિરાશાનાં ચિહ્નો જોતાં જે આશાથી તેણે તપાસ શરૂ કરી હતી તે નિષ્ફળ ગઇ હતી. એકાદ કલાક તો તે બોલ્યા-ચાલ્યા વિના સિસોટી વગાડતો આંટા મારતો રહ્યો. છેવટે થાકી જઈ આરામખુરસીમાં બેસી પડી તેણે નિષ્ફળતાની કથા શરૂ કરી:

'બધું ખોટી દિશામાં જઈ રહ્યું છે, મહીપત—બની શકે તેટલું ખોટું થઈ રહ્યું છે. સંકડાની સાથે જોરપૂર્વક વાત તો કરતો'તો પરંતુ તેની થીઅરી માનવાનું મન તો અવારનવાર થતું હતું. પરંતુ મારું મન બીજી દિશામાં હતું જ્યારે ઘટનાઓ ઊલટી દિશામાં છે તે આપણી જ્યુરી બનેલ હકીકત વિરુદ્ધ મારી કલ્પનાને મહત્ત્વ આપે તે શક્ય નથી.'

'વાંદરા ગયો' તો?'

'હાં, ત્યાં મને ખબર પડ્યા કે મરનાર એક પાકો બદમાશ હતો. દલાલનો બાપ છોકરાની શોધમાં ગયો'તો. ભયથી સારાંક અશુભની માળા ફેરવતી છોકરાની મા ઘરે હતી. તેનો છોકરો ગુનો કરી શકે તે વાત જ તેને ગળે ઊતરે તેમ નહોતી. બીજી બાજુ કાપડિયાના મૃત્યુથી તેને જરાય આશ્ચર્ય કે ખેદ થયાં નહીં. પરંતુ એવી તો ગાળો ભાંડવા માંડી કે પોલીસ સાંભળે તો ચોક્કસ માને કે આ બાઈનો

દીકરાએ ચોક્કસ ખૂન કર્યું હશે. તે બાઈએ જણાવ્યું કે કાપડિયા જેવો બદતમીજ, હરામખોર, ચારિત્ર્યહીન મનુષ્યરૂપમાં પશુ બીજો કોઈ હશે નહીં. જુવાનીમાં પણ તે એવો જ હતો.' ત્યારે મેં પૂછ્યું, 'તમે તેને યુવાન વયમાં ઓળખતાં?' 'કેમ ન ઓળખું? તેને તો મારી સાથે પરણવું હતું. પ્રભુનો પાડ કે હું તેનાથી બચી. ભલે, ગરીબ છતાં સારા માણસને પામી. એક બિલાડીને પિંજરામાં પૂરી એવી તો રિબાવી એવી તો રિબાવી કે મને તેના તરફ ઘૃણા ઊપજી. એ પછી મારો બધો સંબંધ મેં તેની સાથે તોડી નાખ્યો.' બોલતાં બોલતાં તેણે એક ફોટો કાઢી મારા હાથમાં મૂક્યો, 'આ છે મારો ફોટો. આ દશા કરી તેણે મારા લગ્ન પર મને ભેટ મોકલેલ ફોટા પર છરીથી લિસોટા કર્યા અને અશ્લીલ ચિહ્નો કર્યાં હતાં, ને સાથોસાથ મારા લગ્નજીવન પર ગાળો વર્ષાવી હતી.'

'પરંતુ છેવટે તો તેણે તમને માફી આપી તમારા દીકરાને મિલકત આપી.'

'હું કે મારો પુત્ર તેની આગળથી એક પાઈ લેવા માગતા નથી.' એકદમ તેણે વિહ્વળ થઈ કહ્યું, 'હજુ પ્રભુ બેઠો છે. આજ તેણે એ નરપશુને શિક્ષા કરી તે જ દીનદયાલ આવતીકાલ મારા છોકરાને નિર્દોષ છોડાવશે.'

'પછી તો મેં ઘણી પૂછપરછ કરી પણ ખાસ જાણવાનું ન મળ્યું. ત્યાંથી પછી મલાડ ગયો.

'દીપકમહાલ આધુનિક ઢબે બાંધેલ બંગલો છે. બંગલાની આગળના ભાગમાં ગુલાબના છોડવા આવેલા છે. પછવાડેના ભાગમાં જ્યાં આગ લાગી તે આઉટ હાઉસીઝ આવેલાં છે. ડાયરીમાં તે મકાનનો નકશો મેં દોરી લીધો છે. જો, આ ડાબા હાથ તરફની બારી. ત્યાંથી રસ્તા પરનું બધું દેખાય તેમ જ રસ્તા પર ઊભેલો માણસ બધું જોઈ શકે. ફક્ત એ એક જ સારું આશ્વાસન છે. સંકડા તો નહોતો. તેના માણસો હતા. બળી ગયેલાં લાકડાંમાંથી કોઈ બળી ગયાની વાસ આવતી હતી. તે રાખના ઢગલામાંથી પિત્તળનાં બેચાર ચકરડાં મળી આવ્યાં છે. બહુ ધ્યાનપૂર્વક તપાસ કરતાં મને લાગ્યું કે તે પાયજામાનાં બુતાન હતાં. ને એક પર તો 'એચ' કોતરેલો હતો જે તેના દરજીનું નામ હતું. પછી આસપાસ મેં દીર્ઘ તપાસ કરી. પણ બંબાવાળાએ બધું ઠેકાણે કરી મૂક્યું છે. ફક્ત ઓરડામાંથી કોઈ ભારે વસ્તુ ઢસડી આઉટ હાઉસીઝ તરફ લઈ ગયાનાં નિશાન સ્પષ્ટ હતાં. એ બધું પોલીસની તરફેણમાં જાય છે. આ નિષ્ફળતા બાદ હું તેના શયનગૃહમાં ગયો. લોહીના ડાઘા અતિ અસ્પષ્ટ હતા. લાકડી ઓરડામાંથી લઈ લેવામાં આવી હતી છતાં તેના પર સહેજસાજ ડાઘ હતા ખરા. આપણા અસીલની તે લાકડી છે તેમાં તો નિઃસંશય છે. તેણે કબૂલ પણ કર્યું છે. ઓરડાની જાજમ પર બે જણનાં પગલાં પડેલાં હતાં. ત્રીજું કોઈ આવ્યું હોય તેમ સાબિત નથી થતું.

'આમ છતાં એક આશાનું કિરણ મને જણાયું—જોકે તે અતિ મહત્ત્વનું નથી લાગતું. મેં તિજોરીમાં રખાવેલ વસ્તુઓ નિહાળી. બધાં ય પાકીટો સીલબંધ હતાં તેમાંથી પોલીસે એક બે પાકીટ ફાડેલાં. તે પરથી તથા બૅન્ક-બુક પરથી કાપડિયા ધાર્યા જેટલો પૈસાદાર જણાયો નહીં. પણ મને લાગ્યું કે બધા દસ્તાવેજો તે કાગળિયાંમાં નથી. બીજા દસ્તાવેજો સંબંધે તેમાં ઈશારો હતો એટલે કદાચ તે વધુ કિંમતી હશે. પરંતુ આ ઘટના સંકડાની થીઅરી વિરુદ્ધની છે. વારસ નહોય તે કંઈ દસ્તાવેજો ચોરે નહીં.

'છેવટે કામવાળી ને બોલાવી પૂછ્યું તેમાં કંઈ નીકળ્યું નહીં. તેનું નામ જડીબાઈ હતું. પૂછ્યા એટલા જ જવાબ તેણે આપ્યા. બાઈ બહુ થોડા બોલી ને સાશંક લાગી. મને તો ચોક્કસ ખાતરી છે કે તે બાઈ ધારે તો કંઈ કહી શકે તેમ છે. પણ તે સાવ મૂંગી રહી. સાડા નવ વાગે તેણે દલાલને ઘરમાં દાખલ કર્યો હતો. સાડા દસે તે સૂઈ ગઈ. બંગલાને બીજે છેડે તેની ઓરડી હતી. બંબાવાળા આવ્યા ત્યારે તે જાગી. કાપડિયા કોઈને કામકાજ સિવાય મળતો નહીં. બુતાન દેખાડતાં તેણે જણાવ્યું કે તે શેઠનાં હતાં. આગ બુઝાવવા આવેલ બંબાવાળાઓને માંસ બળવાની ગંધ આવી હતી. દસ્તાવેજો અને ખાનગી વાત તેના શેઠ તેને કોઈ દી કરતા નહીં.

'આ છે મારી નિષ્ફળતાની કેફિયત. છતાં... છતાં...' બોલતાં બોલતાં તેણે હાથ પછાડ્યા, 'એ બધું બનાવટી છે એની મને ખાતરી છે. મૂળ વસ્તુ

બહાર નથી મુકાણી તે તો કામવાળીની આંખો કહી આપતી હતી, કારણકે ગુનેગારની આંખનો ભય છુપાવ્યો છૂપતો નથી. છતાં મહીપત! તેને વિશે અત્યારે કંઇ સાબિતી નથી. જ્યાં સુધી એ જુવાનની નિર્દોષતા માટે એક પણ સાબિતી ન મળે ત્યાં સુધી કંઈ કહેવાય નહીં. છતાં દસ્તાવેજો પરથી જે જણાવ્યું તે પર તપાસ થવી જોઈએ.' તેણે ધીમેથી કહ્યું, 'કાપડિયાની દોલત ઓછી થવાનું કારણ તો છેલ્લે છેલ્લે કરમચંદ નામના શખ્સ ખાતે મોટી રકમના ચેક કાઢ્યા તે છે. બૅન્કમાં જઈ તે નામાની તપાસ કરવી પડશે. છતાં મને નિરાશા થાય છે કે સંકડાનો વિજય થશે. આપણો અસીલ ફાંસીએ લટકી જવાનો.' તેણે નિસાસો મૂક્યો.

એ રાત્રે મારો મિત્ર કેટલું સૂતો તે કહી શકાય તેમ નથી. પણ હું જ્યારે સવારે ચાપાણી પીવા નીચે આવ્યો ત્યારે તેનો ચહેરો વધુ ફિક્કો અને ચિંતાવ્યગ્ર લાગતો હતો. આંખ આસપાસ કાળાં ચકરડાં થવાથી આંખો વધુ ચમકતી લાગતી હતી. તેની ખુરસીની આસપાસ સિગરેટનાં ઠૂંઠાંઓ રખડતાં પડ્યાં હતાં. ટીપોય પર સવારનાં છાપાંઓનો ઢગલો હતો. છાપાંની બાજુમાં ઉઘાડેલો તાર પડ્યો હતો.

'આનો અર્થ તું શું કરે છે?' મારી તરફ તાર ફેંકતાં તેણે પૂછ્યું. તાર મલાડથી નીચે મુજબ હતો:

સંપૂર્ણપણે મનરંજન ગુનેગાર ગણાય તેવી અતિ મહત્ત્વની સાબિતી જડી છે. કેસમાં વધુ મહેનત ન કરવાની સલાહ આપું છું.

સંકડા.

'વાત ગંભીર લાગે છે.' મેં કહ્યું.

'સંકડાએ ગજબ કરી.' કડવાશથી હસતાં તેણે કહ્યું, 'છતાં કેસ છોડી દેવો તે ઉતાવળું ગણાય. અતિ મહત્ત્વની સાબિતી કદાચ આપણી તરફેણમાં પણ જાય, કારણકે સાબિતી માપવાનું ધોરણ તો સંકડાનું ભેજું જ હશે ને! ચાપાણી પતાવીએ. આજ તારા નૈતિક ટેકાની મારે જરૂર પડશે એમ લાગે છે. ઉતાવળ કર.'

અમે જ્યારે 'દીપક મહાલ' પાસે પહોંચ્યા ત્યારે કુતૂહલપ્રિય લોકોનું નાનકડું ટોળું અગ્નિએ રાખેલ અવશેષો જોવા ભેગું થયું હતું. દરવાજા પાસે સંકડા મળ્યો. તેના મોં પર ફતેહના ગર્વનું ચિહ્ન ફરકતું હતું.

'કેમ ડિટેક્ટીવ સાહેબ! અમે ખોટા ઠરીએ એવું આપને કંઈ મળ્યું?'

'હજુ નિશ્ચય પર આવ્યો નથી.' મારા મિત્રે જણાવ્યું.

'અમે તો ગઈ કાલે નિશ્ચય કરી લીધો અને તે આજ સાચો ઠર્યો. આ વખતે તો અમે તમારાથી આગળ હતા તે તમારે કબૂલવું જ પડશે.'

'તમારી બોલવાની રીત પરથી ચોક્કસ એમ જ લાગે.' સુકુમાર બોલ્યો.

સંકડા ખૂબ જોરથી હસી પડ્યો, 'તમને પણ અમારી જેમ નિષ્ફળતા ગમતી નથી.' તેણે મજાક કરતાં કહ્યું, 'પરંતુ હરહંમેશ આપણી રીતે જ કામ ઓછું થાય? અચ્છા આ બાજુ આવો તો મારા નિશ્ચયને પૂર્તિ આપતું પગલું બતાવું.'

લાંબી ગજારમાં થઈ અમને એક અંધારિયા લાગતા ઓરડામાં તેણે દોર્યા.

'ગુનો કર્યા પછી મનરંજન અહીંયાં ટોપી લેવા આવ્યો હશે.' તેણે કહ્યું, 'હવે આ જુઓ' નાટકી ઢબે તેણે દિવાસળી સળગાવી દીવાલ પર પડેલ લોહીના ડાઘ પર ધરી. વધુ બારીકાઈથી જોતાં તે ડાઘ કોઈના અંગૂઠાનું નિશાન લાગ્યું.

'સુકુમાર સાહેબ! આપના મેગ્નીફાઈંગ ગ્લાસ (સૂક્ષ્મદર્શક)થી આ જુઓ.'

'હું એ જ કરું છું.'

'એ તો ખબર છે ને કે બે અંગૂઠા કોઈ દી સરખા ન હોય!'

'મેં એવું સાંભળ્યું છે ખરું.'

'તો હવે મારા હસ્તથી આજ સવારે લેવામાં આવેલ મનરંજનના અંગૂઠાનું નિશાન -અને આ સરખાવી જુવો.'

બન્ને સરખાવતાં લેશ પણ શંકાને કારણ ન રહે તેટલા બન્ને મળતા આવતા હતા. અમારો અસીલ આબાદ પકડાઈ ગયો હતો.

'બોલો હવે વધુ શું જોઈએ?'

'હવે શું જોઈએ.' મે કહ્યું.

'હવે શું જોઈએ.' સ્વસ્થ અવાજે સુકુમારે

પડધો પાડ્યો. મેં તેના તરફ જોયું તો તેની આંખ અપૂર્વ આનંદથી ચમકી રહી હતી. સંયમપૂર્વક તે હસવું આવતું અટકાવી રહ્યો હોય એમ લાગ્યું.

'વાહ, ભાઈ, વાહ!' સુકુમારે કહ્યું, 'આવું તો કોઈએ ધાર્યું હોય? મનુષ્યના મોં કેવાં છેતરામણાં હોય છે! આવો નિર્દોષ લાગતો જુવાન માણસ આવું કરપીણ ખૂન કરે તે ગળે શી રીતે ખરું! સંકડા, માણસે કોઈ દી દેખાવ પર વિશ્વાસ ન રાખવો જોઈએ.'

'પ્રભુની પણ કેવી ન્યાયી દૃષ્ટિ છે. ટોપી લેતાં જ અહીંયાં અંગૂઠો પડી ગયો.' બહારથી શાંત જણાતા સુકુમારમાં અદમ્ય વિચારોનું દ્વંદ્વ ચાલી રહ્યું હોય એમ મને લાગ્યું.

'ચાલો, પતી ગયું. પણ હેં, સંકડાજી! આ શોધ કોણે કરી?'

'કામવાળી જડીબાઈએ. તેણે રાતે રોકેલા કોન્સ્ટેબલને આ નિશાની બતાવી.'

'કોન્સ્ટેબલ ક્યાં હતો?'

'શયનગૃહની સંભાળ રાખતો ઊભો હતો.'

'હં. પણ ગઈ કાલે કોઈને આ કેમ ન દેખાણો?'

'ઉતાવળમાં રહી ગયું હશે. ને તમે જુઓ છો તેમ અહીં જાતું કોનું ધ્યાન જાય?'

'હા. એ સાચું. ચોક્કસ કાલ આ નિશાની અહીં હોવી જ જોઈએ?' પૂર્ણવિરામને બદલે અક્ષાર્થ આવવાથી સંકડા સુકુમાર તરફ જોઈ રહ્યો. ડિટેક્ટીવનું ખસી તો નથી ગયું ને તે શંકા સંકડાની દૃષ્ટિમાં હતી.

'મનરંજન જેલમાંથી છૂટી પોતા વિરુદ્ધ આ નિશાની કરવા આવ્યો હોય એમ બને!' અતિ કડવાશથી ઈન્સ્પેક્ટરે કહ્યું, 'દુનિયાનાં એક્સપર્ટો સામે અંગૂઠાનું નિશાન ઊભું છે. મેળવી લ્યે જેને મેળવવું હોય તે.'

'બન્ને નિશાન એક જ છે તે નિર્વિવાદ છે.' સુકુમાર બોલ્યો.

'તો બસ.' સંકડાએ કહ્યું, 'હું છું વ્યવહારિક બુદ્ધિનો માણસઃ સાબિતી જડે એટલે કેસનો નિકાલ થઈ જ જવો જોઈએ. તમારે જરૂર પડે તો બાજુના ઓરડામાં રિપોર્ટ લખું છું ત્યાં આવજો.' સંકડા પગ પછાડતો ચાલ્યો ગયો.

સુકુમારના મોં પર હાસ્યની સુરખી લહેરાઈ રહી.

'મહીપત, ભારે થઈ!' તેણે કહ્યું, 'છતાં અમુક વાત એવી છે કે અસીલ નિર્દોષ છે એમ મને લાગ્યા કરે છે.'

'તો સારું' મેં કહ્યું, 'હું તો સંકડાની વાત સાંભળી તદ્દન નિરાશ થઈ ગયો'તો.'

'એટલી હદે તો હું નથી કહેતો. સત્ય વાત તો એ છે કે ગઈ કાલે આ અંગૂઠાનું નિશાન અહીં નહોતું.'

'એમ?' હું આશ્ચર્યથી તેના તરફ જોઈ રહ્યો.

'હવે આ તરફ' કહેતો તે મને ઓરડા બહાર લઈ ગયો. પહેલાં અમે બગીચામાં ગયા. પછી અંદર આવી આખા મકાનમાં ભોંયતળિયેથી અગાશી સુધી ફરી વળ્યા. ઘણાખરા ઓરડા તો ખાલી હતા. છતાં સુકુમારે અતિ બારીકીથી તે તપાસ્યા. છેવટે, ઉપલા મજલાની ઓસરીમાં આંટા મારતાં સુકુમાર હસી પડ્યો.

'આ કેસ તો બહુ વિચિત્ર નીકળ્યો, ભાઈ!' તેણે કહ્યું, 'હવે સંકડાની મદદની જરૂર પડશે. તેણે આપણી ઠીક મઝાક કરી છે અને કદાચ મારી થીઅરી સાચી પડે તો બે દિવસ તેને મોં દેખાડવું ભારે થઈ પડે એવી મઝાક આપણે કરી શકશું.'

સંકડા બેઠો બેઠો લખતો હતો ત્યાં અમે પહોંચ્યા.

'આ કેસનો રિપોર્ટ લખો છો ને?'

'હા તો.'

'ઉતાવળ થાય છે એમ નથી લાગતું? તમને પૂરી સાબિતી મળી હોય એમ મને નથી લાગતું.'

સંકડા મારા મિત્રને સારી પેઠે ઓળખતો હોવાથી, પેન બાજુમાં મૂકી પૂછ્યું, 'એટલે?'

'એટલે એમ કે એક મહત્ત્વના સાહેદને તમે નથી તપાસ્યો.'

'ક્યાં છે એ? મારી આગળ તેને લાવી શકશો?'

'કદાચ.'

'તો લાવો.'

'હું યત્ન કરી જોઉં. તપારી પાસે કેટલા કોન્સ્ટેબલો છે?'

'ત્રણ.'

'છે તો બધા ખૂબ રાડો પાડી શકે તેવા જાડા-પાડા ને?'

'હા. પણ એમાં રાડોનું શું કામ?'

'એ હમણાં જણાશે. મહેરબાની કરી તેમને બોલાવો.'

પાંચ મિનિટમાં ત્રણે જણ આવી પહોંચ્યા.

'બહાર સૂકા ઘાસની ગંજીમાંથી બે પૂળા લઈ આવવા પડશે. સાહેદી લાવવામાં તે બહુ ઉપયોગી થઈ પડશે, એમ લાગે છે.' પૂળા આવ્યા એટલે, 'ખીસામાં દિવાસળી તો છે ને, મહીપત? સંકડાજી, આપણે ઉપલા માળે જવાનું છે.'

મેં આગળ કહ્યું તો તેમ ઉપલા માળાના ત્રણ ઓરડાની મેઢા આગળ મોટી ઓસરી હતી. ઓસરીની એક બાજુ સુકુમારે અમને ઊભા રાખ્યા. કૉન્સ્ટેબલો ખિજાતા હતા. સંકડાના મોં પર અકળામણ, ગુસ્સો, આશ્ચર્ય અરસપરસ ભટકાતાં દેખાતાં હતાં. અમારા બધાની સામે જાદુગરની અદાથી સુકુમાર ઊભો હતો.

'એક કૉન્સ્ટેબલ ને પાણી લાવવા માટે મોકલવા આપ મહેરબાની કરશો ને? એક જણ અહીં પૂળા મૂકો. દીવાલથી આઘા રહે તેમ મૂકો. હવે મને લાગે છે કે તૈયારી થઈ ગઈ.'

સંકડાનું મોં ક્રોધથી રાતુંચોળ થઈ ગયું.

'આવી મશ્કરી કરવાનું શું પ્રયોજન છે?' તેણે પૂછ્યું, 'જો કંઈ કહેવું હોય તો સીધા કહી દો ને? મૂર્ખ શું કામ બનો છો?'

'મિ. સંકડા, મારે શું કરવું જોઈએ તે હું બરાબર સમજું છું. થોડી વાર પહેલાં કેસ તમારે પક્ષે હતો. ત્યારે તમે મારી જે મજાક કરતા હતા તે યાદ રાખી મારાં આ ચેડાં તમારે સહી લેવાં જોઇએ. મહીપત, એ બારી ઉઘાડી પછી પૂળાને સળગાવ તો.'

મેં એમ કર્યું. પવનના જોરથી ધુમાડો અમે ઊભા હતા તે તરફ જોરથી ફેંકાણો. પૂળા ઝડપથી ભડ...ભડ...કરતા સળગી રહ્યા.

'હવે કદાચ આપણે તમારો સાહેદી ગોતી શકીશું. પણ તેને બોલાવવા 'આગ, આગ'ની બૂમ પાડવી પડશે. એક, બે, ત્રણ......'

'આગ, આગ.' અમે બધાએ જોરથી બૂમ પાડી.

'ફરી વાર.'

'આગ, આગ!'

'છેલ્લી વખત, સદ્‌ગૃહસ્થો, એકસામટા પુકાર પાડો.'

'આગ, આગ' આખું મકાન સાંભળે તેવી ગર્જના અમે બધાએ પાડી. બૂમના પડઘા હજુ તો શમ્યા નહીં હોય ત્યાં તો એક અતિ આશ્ચર્યજનક વસ્તુ બની. અમે જ્યાં ઊભા હતા તે દીવાલમાં બારણું હોય તેમ તે ઉઘડી ને તેમાંથી એક ઠીંગણો માણસ નીકળી પડ્યો.

'પતી ગયું.' શાંતિથી સુકુમારે કહ્યું, 'મહીપત, એ ઘાસ પર પાણી છાંટી દ્યો. ચાલશે. સંકડાજી, આ આપણો ખૂટતો સાહેદી મિ. જયંતિલાલ કાપડિયા.'

સંકડા બાઘાની જેમ આ આગંતુક તરફ તાકી રહ્યો. અંધારામાંથી પૂર્ણ પ્રકાશમાં આવતા માણસની જેમ તે આંખો પટપટાવી રહ્યો.

'હેં, શું કહ્યું!' સંકડાએ બોલે બોલે પૂછ્યું, 'અત્યાર સુધી તમે હતાં ક્યાં?' સંકડાના ક્રોધાન્વિત રતૂમડા ચહેરા સામે જોઈ હસતાં હસતાં આગંતુકે કહ્યું, 'મેં કંઈ ગુનો નથી કર્યો કે ખિજાવ છો.'

'ગુનો! તમે એક નિર્દોષ માણસને ફાંસી લટકાવવા પૂરતું બધું કરી ચૂક્યા છો ને આ સાહેબ અહીં ન હોત તો તે માણસ ફાંસીએ લટકી પણ ગયો હોત.'

આગંતુક અમળાતો અમળાતો બોલ્યો, 'એ તો બધી મશ્કરી હતી, ભલા માણસ.'

'એમ, મશ્કરી હતી? કોર્ટમાં ઊભા રહેશો ત્યારે તમારી મશ્કરી કેવી છે તેનો ખ્યાલ તમને આવશે. આને હાથકડી નાખી નીચે લઈ જાવ.' તે ગયા એટલે સુકુમારને તેણે કહ્યું, 'તેમના દેખતાં તો હું ન કહી શક્યો પણ મહીપતભાઈની દેખતાં કહું છું કે અમે બધા તમારી આગળ જંતુ છીએ. સુકુમાર સાહેબ! તમે કેવળ અદ્‌ભુત છો. મને તો હજી કંઈ સૂઝ નથી પડતી.' નિસાસો મૂકી તેણે કહ્યું, 'બિચારો મનરંજન ફાંસીએ લટકી જાત અને મારી નામોશીનો પાર રહેત નહીં. તમે મને બચાવ્યો.'

સુકુમારે સંકડાનો વાંસો થાબડતાં કહ્યું, 'ઊલટી તમારી કીર્તિ વધશે. તમે રિપોર્ટ લખતા હતા તેમાં જરા સુધારો કરશો એટલે ગુનેગારની ટોળકીઓને માલૂમ પડશે કે લાલજી સંકડાની આંખમાં ધૂળ નાખવી તે રમત નથી.'

'તમારું નામ તમે પ્રકટ કરવા નથી માગતા?'

'નહીંસ્તો. મને તો કામમાં વરેલી સફળતા, એટલો બદલો જ બસ છે.'

પછી તેણે કહ્યું, 'અચ્છા. આપણો સાહેદી રહેતો હતો તે જોઈએ તો ખરા.'

નાના ભંડકિયા જેવું તે પાર્ટિશન હતું. બારણું ચૂનાથી મઢી સફેદ રંગી ભીંત સાથે તડ ન રહે તેમ મેળવી દેવામાં આવ્યું હતું. અંદર થોડું ફર્નિચર, પાણીની માટલી અને બેચાર દિવસ પૂરતો ખોરાક, પુસ્તકો એટલી વસ્તુઓ હતી.

'કોન્ટ્રાકટર આવતાં આ ફાયદો. કોઈની જાણ વિના આ ગુફા તે સાહેબે કોતરી રાખેલી. અલબત્ત પેલી કામવાળી તે જાણે છે. સંકડાજી! એ પણ તમારી કોથળીમાં પુરાઈ જવી જોઈએ.'

'એ તો તમે કહેશો તેમ જ થશે. પણ વાંધો ન હોય તો આ બધું મને સમજાવશો ખરા? આ રહેઠાણની તમને કેમ કરતાં ખબર પડી!'

'મને થયું કે બદમાશ મકાનમાં જ છે એટલે મેં તપાસ કરી. તપાસ કરતાં નીચલા માળ કરતાં ઉપલા માળની ઓસરી ૬ ફૂટ ટૂંકી લાગી એટલે તે ક્યાં હતો તે મને સ્પષ્ટ થઈ ગયું. 'આગ'ની બૂમ સામે તે ટકી શકે એવો બહાદુર મેં તેને કલ્પ્યો નહોતો. જો કે ભીંત તોડી આપણે તેને પકડી શકત છતાં આપ મેળે તે આપણા પિંજરામાં પડે તે મને વધુ રમૂજી લાગ્યું. ઉપરાંત સવારે મને તમે જે રીતે ધમકાવ્યો હતો તેનો બદલો પણ મારે લેવો હતો.'

'મારે કબૂલ કરવું જોઈએ કે એમાં આપ સાહેબ બિલકુલ પાછા પડ્યા નથી. પણ તે મકાનમાં હતો એ તમને ક્યાંથી ખબર પડી!'

'અંગૂઠાના નિશાનથી. તમે કહ્યુંને કે એ છેવટની સાબિતી હતી. હતી છેવટની પણ પણ જુદી દૃષ્ટિએ. મને ખાતરી હતી કે ગઈ કાલે તે ત્યાં નહોતી. તમને ખબર છે કે ઝીણી ઝીણી વસ્તુઓ તરફ હું વિશેષ ધ્યાન આપું છું. મેં ઓરડો તપાસ્યો તે વખતે તે ત્યાં નહોતી. એટલે ગઈ રાત્રે કોઈએ ત્યાં તે નિશાની કરી હતી તે દૃષિત થતું હતું.'

'પણ એ આવી ક્યાંથી!'

'બહુ જ સાદી વાત છે. જ્યારે એ લોકો દસ્તાવેજો ને સીલ કરતા હતા ત્યારે કાપડિયાએ પેલાને સીલ પર અંગૂઠો મૂકતો જોયો હશે. જેની ખબર હું ખાતરીપૂર્વક કહું છું કે મનરંજનને નથી. એ કાપડિયાને પ તેનો શું ઉપયોગ કરવો તેની ખબર નહીં હોય. ગુફામાં બેઠાં બેઠાં તેને થયું કે અંગૂઠાની છાપ પોલીસને મળે તો મનરંજનનું આવી બને. ને સીલ પરથી મીણ પર તે અંગૂઠો લઈ લેવો તે છોકરાંની રમત હતી. ટાંકણીથી લોહી કાઢી તેમાં તે નિશાન બોળી ભીંત પર છાપી દીધું. હું શરત પર કહેવા તૈયાર છું કે તેની ગુફામાં જે કાગળ પડેલા છે તે પૈકી એક પર મનરંજનના અંગૂઠાની છાપ હશે.

'અદ્ભુત, અદ્ભુત' લાલજી બોલ્યો, 'તમે કીધા પછી બધું ચોકખું થઈ ગયું. પણ સુકુમાર સાહેબ! કાપડિયાને આની પર આટલી અદાવત શું કામ હતી!'

એનો ખુલાસો કરવો કઠિન નથી. નીચે જે શખ્સને તમે મોકલ્યો તે નીચ, હરામખોર, લંપટ અને હીચકારો છે. મનરંજનની મા સાથે તે પરણવાનો હતો તેની તમને ખબર છે? નથી. મેં તમને કહ્યું હતું કે કેસની શરૂઆત વાંદરાથી કરવાની જરૂર છે. તે વખતે તમે મને હસી કાઢેલ. થયું એ તો. પણ હરામખોરના મનમાં તે દિવસનો ડંખ રહી ગયો. અને તેના યુક્તિપ્રધાન ભેજામાં વેર લેવાનો વિચાર કાયમ માટે ઘર કરી ગયો. છેલ્લાં એકબે વરસમાં આંખફરક સટ્ટામાં તેણે પૈસો ગુમાવ્યો હોય એમ ધારું છું એટલે લેણદારોને થાપ આપી બાકી રહેલ મિલકતમાંથી કરમચંદ નામનો એક કાઢી—જે મારી કલ્પના મુજબ તો તેનું બીજું નામ હોવું જોઈએ — બીજી બેન્કમાં પૈસા જમા કરવા માંડ્યો. પોતાનું નામ બદલી, પૈસા લઈ તેને પલાયન થઈ બીજે જીવન શરૂ કરવું હતું.'

'બની શકે.'

'અને અદૃશ્ય થતાં થતાં પોતાની એક વખતની પ્રિયતમા પર ક્રૂર રીતે વેર લઈ શકાશે એ ખ્યાલે તેણે આ પેંતરો રચ્યો. ગુનાનો આરોપ સમજાય તે માટે તેણે વીલ કર્યું. પેલાની લાકડી રાખી મૂકી લોહીના ડાઘા પાડ્યા, પોતાનાં બુતાન અગ્નિમાં નાખ્યાં ને કોઈ જાનવરને સળગાવી દીધું. શયતાને જાણ તો એવી બિછાવી કે બિચારા દલાલનું ઝઝૂમવાનું ગજું નહોતું પણ પોતાની સંપૂર્ણ જાળને વધુ સંપૂર્ણ બનાવવા તેણે પગલું લીધું ને મરાણો.'

[અનુસંધાન પાન ૪૫ મે

# રે. અ. નં. ૭

ન્યુ. ક. પા. ૧૬-૨૩

રબારી કાના રધા... ... ... ... ...વાદી
કિશોર ધારશી બેન્કીંગ કોર્પોરેશન ... પ્રતિવાદી

★

[ અમારા ખાસ ખબરપત્રી તરફથી ]

આજરોજ ન્યાયમૂર્તિ ક્ષ.એ નીચેના કેસનો ચુકાદો આપ્યો, તે તેના નવીન વિચારો તથા કાયદા તરફ ફેંકાતું અજવાળું એ બન્ને દૃષ્ટિએ ઉપયોગી હોઈ આ નીચે આપવામાં આવે છે.

આ કેસનો ચુકાદો આપતાં પહેલાં જે એક વાત સ્પષ્ટ કરવાની જરૂર છે તે એ છે કે આ બદલાતો જમાનો કેટલાંક સ્થળોએ બહુ જલદીથી બદલાય છે જ્યારે બીજાં સ્થળોએ ધીમે ધીમે બદલાય છે. તેને પરિણામે જે સંઘર્ષ ઊભો થાય તે માટે કાયદામાં જે પ્રબંધ હોવો જોઈએ તે નથી એટલે પ્રચલિત કાયદા તથા ન્યાયના સામાન્ય ધોરણને આધારે જ આવા કેસોના ચુકાદા થઈ શકત એ વાત હું કોઈ વ્યાખ્યાનમાં કહેવાનો જ હતો અને આ સ્થળે પણ જો હું ચુકાદો આપતો ન હોત તો મેં સ્પષ્ટ કરી હોત.

આ કેસની હકીકત એવી છે કે વાદી કાના રધા એક મોટો રબારી છે અને ગાય, ભેંસ વગેરે દૂધાળાં જાનવરો તથા બળદ મોટા પ્રમાણમાં રાખે છે, અને તે જ તેના બાપદાદાનો ધંધો છે. હાલમાં દૂધ તથા ઘીના ભાવોમાં જે મોટો વધારો થયો છે તેને લીધે રબારી કાના રધાની ઊપજમાં ઘણો વધારો થયો છે પણ તેનું પરિણામ તેની પ્રસ્તુત જગાએ કહેવામાં આવશે. પણ જ્યારે તેની સ્થિતિ સારી નહીં હોય ત્યારે આજથી આઠ વર્ષ પહેલાં શાહ પોપટ વનેચંદ નામના એક વાણિયાએ તેને પૈસા ધીરેલા અને તે રકમ ભરપાયા ન થવાથી તેના વ્યાજનું વ્યાજ ચઢી એક મોટી રકમ થઈ છે. વેપારી પોપટ એક ગરીબ અશરાફ વેપારી, અશરાફ એટલે કે જેનો મૂળ ધંધો શરાફીનો નથી તેવો, છતાં તેણે રબારી કાનાને વ્યાજે પૈસા ધીર્યા હતા અને જ્યારે કાના રબારીની સ્થિતિ ઘણી સારી થઈ ત્યારે તેણે તે પાછા માગવા માંડ્યા. પણ ઘણા લાંબા વખત સુધી રબારી સાથે તેની મુલાકાત થઈ નહીં. વળી પોપટની કમાણી ઘટી ગઈ હતી જ્યારે બીજી બાજુ મોંઘવારીથી તે નાણાંની તંગીમાં આવી પડ્યો હતો એટલે તેને પૈસાની જરૂર હતી. એટલે એક દિવસ કાનો રબારી જ્યારે ઢોર ચારવા ગયો ત્યારે તે તેની પછવાડે ગયો અને પૈસાની ઉઘરાણી કરી. કાનો રબારી પોતાની જુબાનીમાં કહે છે તેમ તેણે કબૂલ કર્યું હતું કે ઢોર ચારીને ઘેર જઈને તરત તે બધા પૈસા વ્યાજ સહિત ચૂકવી દેશે. પણ પોપટ વાણિયાને તે વાત ઉપર વિશ્વાસ પડ્યો નહીં અને તેણે પોતાનો તગાદો ચાલુ રાખ્યો. કાનો રબારી ઢોર ચારવા ગયો હતો એટલે તેણે પોતાની સાથે કાગળ, પેન્સીલ, પેન કે એવાં લખવાનાં સાધન કે પોતાના પૈસાની પેટી લઈ ગયો નહોતો એટલે ફરીથી તેણે, ઘેર જઈ ને પૈસા આપીશ એમ વાણિયાને કહ્યું; પણ વાણિયો ન માન્યો, આથી કાનાએ ગુસ્સે થઈ ને એક ધોળો વાછડો હતો તે લઈ, મેશ અને પાણીની શાહી બનાવી તે વાછડા ઉપર કિશોર ધારશી બેન્કીંગ કોર્પોરેશન ઉપર શાહ જોગ ચિઠ્ઠી કરી આપી. આ ચિઠ્ઠી કે વાછડો લઈને વાણિયો બેન્કમાં ગયો. ત્યાં જે બન્યું તે નજરે જોનારા ત્રણ સાક્ષીઓની જુબાની પુરાવામાં પડેલી છે. તેમ જ બેન્કના કારકુનોએ પણ જુબાની આપી છે. તેની ટૂંકમાં મતલબ એ છે કે રબારીની એ ચિઠ્ઠી શીકરાઈ નહીં અને વાણિયો પાછો આવ્યો અને વાછડો કે જે ચિઠ્ઠી હતો તેને પોતાની કોડમાં બાંધ્યો. દરમિયાન તેણે તલ સાટવ્યા હશે તે વાછડો ખાઈ ગયો. ત્યાર બાદ વાણિયાએ વકીલની સલાહ લઈ રકમ મુદ્દતસર નથી મળી તે બદલ વ્યાજમાં વધારો કરી તેમાં તલ વગેરેનાં નુકસાનની રકમ દાખલ કરી કાના રબારીને તે પૈસા ભરી જવા વકીલની નોટીસ મોકલી અને તેનો દાવો પણ આ કોર્ટ પાસે ચાલ્યો હોત પણ કાના રબારીએ નોટીસ મળતાં વેંત તુરત માણસ મોકલી તુરત બધા પૈસા ચૂકવી દીધા.

દરમિયાનમાં કાના રબારીની હૂંડી બેન્કે નકારી તેથી પોતાની પ્રતિષ્ઠાને ધક્કો લાગ્યો છે અને પોપટ વાણિયાએ નુકસાનીની તથા વ્યાજની જે વધારે રકમ લીધી તે જો હૂંડી શીકરાઈ હોત તો પોતાને ભરવી ન પડત તેટલા માટે એ વધારે રકમ ભરપાયા કરવાની જુમ્મેદારી પણ બેન્કની છે માટે બેન્કે તે ભરી આપવી એ મતલબનો બેન્ક સામે આ દાવો દાખલ કર્યો છે. અને બેન્ક તે જવાબદારીનો ઇન્કાર કરે છે.

સદરહુ બાબતમાં રજૂ થયેલા પુરાવાઓ ધ્યાનમાં લેવામાં આવ્યા છે તથા સાહેદોને તપાસવામાં આવેલ છે. અને બન્ને પક્ષના વિદ્વાન વકીલોની દલીલ સાંભળી લેવામાં આવી છે.

રબારી કાનાની જીકર એ છે કે તેને ખાતે મોટી રકમ કિશોર ધારશી બેન્કમાં જમા પડેલી છે અને તેમાંથી ઉપર કહેલી રકમ ઉપરાંત બીજી ઘણી વધારે રકમ આપી શકાય તેમ હતી. તેમ જ તેણે પોતે એ શાહ જોગ ચિઠ્ઠી ઉપર પોતાની શુદ્ધ બુદ્ધિમાં સહી કરી આપેલી છે. તે સહી તેની પોતાની છે જેનો નમૂનો બેન્કમાં પડેલો છે. જો બેન્કના ખાતામાં પૈસા ન હોય અને આ ચિઠ્ઠી નકારવામાં આવી હોત અથવા સહીમાં ફેરફાર હોત અને નકારવામાં આવી હોત તો જુદી વાત હતી પરંતુ જ્યારે એ બન્નેમાંનું એક પણ કારણ હયાત નથી ત્યારે બેન્કે એ ચિઠ્ઠી સ્વીકારવી જોઇતી હતી. વળી તેણે એમ પણ દલીલ કરી છે કે જો તેમણે એ પ્રમાણે ચિઠ્ઠી નકારી ન હોત તો પોપટ વાણિયાને તેનાં નાણાં મુદ્દતસર મળી જાત, વાછડો પોતાને ઘેર લઈ જવો ન પડત અને તેના તલને નુકસાન થાત નહીં અને એ વધારે પડતાં નાણાં તેને પોપટને ચૂકવવાં પડત નહીં ઉપરાંત આ પ્રમાણે પોપટને નાણાં ન મળ્યાથી ગામમાં કાના રબારીની સાખ ઘટી તેનું પણ તેને જે નુકસાન થયું છે તેનો જુમ્મો બેન્કને શિર છે.

કિશોર ધારશી બેન્ક તરફથી રજૂઆત કરવામાં આવી છે કે વાદી તરફથી રજૂ થયેલ બાબત તે કોઈ ચિઠ્ઠી નહોતી પણ વાછડો હતો. અને તેને જોવા માટે ઘણાં માણસો એકઠાં થયાં હતાં. વહીવટ એવો છે કે જેમને નાણાં જોઈતાં હોય તેમણે પોત-પોતાનાં ચેક, હુંડી, લાવીને કાઉન્ટર ઉપર રજૂ કરવાં જોઈએ. તે પ્રમાણે એ વાછડાને લાવતાં તેણે તોફાન કર્યું અને દોરડું તોડાવી નાખ્યું અને બીજા ગ્રાહકોને વગાડ્યું. તે વાત બાજુ ઉપર મૂકતાં બેન્કમાં એવો વહીવટ છે કે આવી રીતે જે ચેક, હુંડી, ચીઠ્ઠી વગેરે આવે છે, તેને ફાઈલમાં દાખલ કરાય છે, તેને નંબર ચઢાવવામાં આવે છે, અને બીજી બેન્કો કે પેઢીઓ સાથેની તે લેવડદેવડમાં વાઉચર તરીકે રખાય છે. પણ જેને શાહ જોગ ચિઠ્ઠી કહેવામાં આવે છે તે વાછડાને બેન્ક પાસેના પંચથી કાણાં પાડી શકાય તેમ નહોતું તેમ જ તેને તિજોરીમાં મૂકી શકાય તેમ નહોતું અને વાછડો જીવતો હોઈ બેન્કમાં રાખવા જતાં તેની નીરણનો પ્રશ્ન પણ નીરણની મોંઘવારીના આ સમયમાં બેન્કને વિચારવાનો હતો. વળી વાછડાને મારીને અથવા માત્ર તેનું અક્ષર લખેલ ચામડું ઉખેડીને દફતરે રાખવાના વિચાર સામે કિશોર ધારશી શેઠ જે મૂંગાં પ્રાણીઓ ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવનારી મંડળીના પ્રમુખ છે તેમને વાંધો હતો એટલે એ સંજોગોમાં એ વાછડાને ચેક તરીકે સ્વીકારી શકાય તેમ નહોતું, કેમકે વાછડો એ વાછડો છે અને ચેક એ ચેક છે.

ઊલટ તપાસમાં માલૂમ પડ્યું છે કે ચેકનાં કે હુંડીનાં નાણાં ભરપાયા કરવા પહેલાં બેન્ક મુખ્યત્વે બે બાબતો તપાસે છે: એક તો એ કે ચેક કે હુંડી ખરેખરાં છે કે કેમ અને બીજું કે તેમાં લખેલ રકમ આસામી ખાતે બેન્કમાં જમે છે કે કેમ. એ પ્રમાણે ચોકશી કરવા માટે તેઓ ચેક કે હુંડીની સહી તપાસે છે. અને પોતાને દફતરે રાખેલ સહી સાથે તે મેળવી જુવે છે અને બીજી બાબત માટે તેઓ પોતાનાં રજિસ્ટર ઉપર આસામીને નામે જમા રકમ કેટલી છે તેની ખાતરી કરે છે.

રબારી કાનાને તેણે શા માટે આવી રીતે ચિઠ્ઠી લખી તેનો ખુલાસો પૂછતાં તેણે જાહેર કર્યું કે પોપ વનેચંદે આ રકમની ઉઘરાણી—જેને કાનો રબારી તગાદો કહે છે, તે પોતાને ઘેર નહીં પણ પોતે જ્યાં ઢોર ચરાવવા ગયો હતો તે સીમમાં કર્યે હતો. અને તે રાહ જોવા ઘેર આવી અવેજ લાવવા કે છેવટ કાગળ-પેન્સીલ કે શાહી આપવા પણ તૈયાર નહોતો એટલે કાના પાસે બે રસ્તા હતા એક તો પોતાનાં ઢોરોને રઝળતાં છોડીને વાણિયા પોપટ સાથે જઈ તેને અવેજ આપી દેવાનો અને બીજો જે વસ્તુ હાજર હોય તેના ઉપર ચિઠ્ઠી લખી આપી દેવાનો નિકાલ કરી નાખવાનો અને પોતાનાં બધ ઢોર ગુમાવવા કરતાં એક વાછડો ગુમાવવો એ તેને ઓછો જોખમી રસ્તો લાગ્યો તેથી તેણે તે ગ્રહણ કર્યો.

આ બધા ઉપરથી કોર્ટને જે વિચારો આવ્યા તે કાગળ ઉપર મૂકી શકાય તેવા નથી. વળી આ જમાનામાં જે કાંઈ બનવું બને તે બધાનો ઉકેલ કોર્ટ પાસે જ આગવો એ કોર્ટને અન્યાય કરવા બરાબર

અથવા કોર્ટની અંદર સર્વજ્ઞતાનું આરોપણ કરવા બરાબર છે. પણ કેસ આવ્યો છે અને એમાંથી એકે ય પક્ષ તે પાછો ખેંચી લેવા તૈયાર નથી એટલે તેનો ચુકાદો આપ્યે જ છૂટકો છે.

બધી રીતે જોતાં એમ લાગે છે કે જ્યારે કાનાની સહી બરાબર હતી અને જ્યારે બેન્કમાં તેને નામે નાણાં હતાં ત્યારે તે ભરપાઈ ન કરવામાં બેન્ક તકસીરવાન હતી એમ આ કોર્ટ માને છે. તેમણે જે દલીલો કરી છે કે તેઓ વાછડાને પંચ કરી શક્યા નહીં કે ફાઈલ કરી શક્યા નહીં કે તેનું ચામડું ઉખેડી શક્યા નહીં કે તેને માટે ઘાસની જોગવાઈ કરી શક્યા નહીં તે એકે ય દલીલ દૂરંદેશી વિચાર સૂચવતી નથી. કાના પાસે વાછડો હતો માટે વાછડા ઉપર તેણે ચિઠ્ઠી લખી પણ હાથી હોત અને હાથી ઉપર તે ચિઠ્ઠી લખત તો તે પણ સ્વીકારવા તેઓ બંધાયેલા હતા. જૂના વખતમાં ભૂર્જપત્ર, તાલપત્ર, તામ્રપત્ર ઉપર દસ્તાવેજો થતાં અને તેને સાચવવા વગેરે માટે પ્રબંધો હતા તે હવે જ્યારે નવા જમાનાની નવી રસમો દાખલ થઈ છે અને જ્યારે કાગળ મળવા દુષ્પ્રાપ્ય કે અશક્ય થઈ બેઠા છે ત્યારે પૈસા જોતા હોય તો અમુક જાતના કાગળ ઉપર જ કે કાગળની જ ઉપર તેવી માગણી તેમણે કરવી જોઈએ એવો બેન્કનો દાવો ન્યાયપુરસ્પર નથી. માટે રમારી કાનાને થયેલું નુકસાન બેન્કે ભરપાઈ કરી દેવું અને બન્ને પક્ષનો ખર્ચ પ્રતિવાદીએ ભોગવવો તેવું ઠરાવવામાં આવે છે.



## ખૂની કોણ?

[પાન ૪૧નું અનુસંધાન

અમે બધા નીચે ઊતર્યા.

'મિ. કાપડિયા! કરમચંદની પાસેથી તમારા લેણદારોએ પૈસા ઉઘરાવવાના છે ને?'

કાપડિયા ધૃણાપૂર્વક સુકુમાર તરફ જોઈ રહ્યો.

'ને કાપડિયા સાહેબ! તમારા પાયજામા સાથે અગ્નિમાં શું બાળી નાખ્યું, મરેલો કૂતરો કે સસલું! ઓહો, તમે ખૂબ દુષ્ટ છો એટલું પણ નહીં બોલો! સંકટ! તમારા રિપોર્ટમાં સસલું મૂકશો તો ચાલશે.' સુકુમાર મુક્ત કંઠે હસી રહ્યો.

પણ મહારાજ ! તક્ષકની વિરુદ્ધ ફરિયાદ કરવાનું તમારે શું કારણ ? '

ઉત્તંક કહે: ' અરે એણે મને હેરાન હેરાન કરી નાખ્યો'તો. '

જનમેજય કહે: ' કેવી રીતે ? '

## ૧૭ ઉત્તંકની વાત

ઉત્તંક કહે: ' વેદ ઋષિનો હું શિષ્ય છું. મારો અભ્યાસ પૂરો થયો. ગુરુએ મને રજા આપી. મેં કહ્યું: ' ગુરુદક્ષિણા શું આપું. '

' ગુરુ કહે: ' બેટા ! તેં મારી ઘણી સેવા કરી છે. એ જ ગુરુદક્ષિણા. '

' મેં કહ્યું: ' તો ય ગુરુદક્ષિણા તો દેવી જ જોઇએ. એ વિના વિદ્યા ફોક જાય. '

' ગુરુ કહે: ' તારી વિદ્યા સફળ થશે બેટા. મારા આશીર્વાદ છે. '

' તો ય મેં આગ્રહ કર્યો એટલે ગુરુએ કહ્યું: ' તો પછી ગુરુપત્નીને પૂછ. મને તો કાંઈ સૂઝ પડતી નથી. '

' હું ગુરુપત્નીની પાસે ગયો. ગુરુપત્નીએ કહ્યું: ' મહારાજ પૌષ્યની રાણી જે કુંડલ પહેરે છે તે મને લાવી આપ. '

' મેં કહ્યું: ' ભલે. '

' આજથી ત્રણ દિવસ પછી એક વ્રત આવે છે તે દિવસે મારે એ કુંડલ પહેરવાં છે. તે પહેલાં આવી પહોંચજે નહિતર શાપ દઈશ. ' ગુરુપત્નીએ કહ્યું.

' જેવી આજ્ઞા. ' હું રસ્તે પડ્યો.

' ચાલતાં ચાલતાં રસ્તામાં મને એક ઊંચો પડછંદ આદમી મળ્યો. એક મોટા ધોળા બળદ ઉપર તે બેઠો હતો. મને જોતાં જ જાણે કે મને ઓળખતો હોય એમ એ બોલી ઊઠ્યો: ' ઉત્તંક ! આ બળદનું છાણ ખા. '

' બળદનું છાણ તે કાંઈ ખવાય ? હું તો તેના સામું જોઈ રહ્યો.

' તેણે ફરીથી કહ્યું: ' સાંભળતો નથી? આ બળદનું છાણ ખા. '

' મેં કહ્યું: ' બળદનું છાણ તે કાંઈ ખવાય ? '

' પેલા માણસે કહ્યું: ' અરે તારા ગુરુએ પણ ખાધું હતું. '

' ગુરુએ ખાધું'તું, તો પછી મને શું વાંધો છે ? મનમાં મનમાં ગુરુને પ્રણામ કરી તે બળદનું છાણ ખાધું. અને હાથમોં ધોયા વિના જ રસ્તે પડ્યો.

' પેલો આદમી પણ હસતો હસતો રવાના થઈ ગયો.

' ચાલતાં ચાલતાં હું પૌષ્ય રાજાની કચેરીમાં પહોંચ્યો: ' મહારાજ ! તમારી રાણીનાં કુંડલ મને આપો. મારે ગુરુદક્ષિણામાં એ ગુરુપત્નીને આપવાં છે. '

' રાજાએ કહ્યું: ' રાણી પાસે જઈને માગી લેને ભાઈ, રાણી કાંઈ ના નહિ પાડે. '

' હું રાણીવાસમાં ગયો. ચારે તરફ રાણીની શોધ કરી. પણ રાણી તો ક્યાં ય નજરે પડે નહિ. રાજાએ મને બનાવ્યો કે શું ? હું પાછો રાજા પાસે આવ્યો. ' મહારાજ ! મારી મશ્કરી શું કામ કરો છો ? રાણી તો ક્યાં ય નથી. '

' રાજાએ હસતાં હસતાં કહ્યું: ' એમ ઉતાવળો થઈ જા મા, ભાઈ. રાણી તો બહુ પવિત્ર છે. અપવિત્ર માણસની નજરે જ ન પડે. તું નાઈધોઈ પવિત્ર થઈને જા. '

' મને યાદ આવ્યું કે બળદનું છાણ ખાધા પછી મેં હાથમોં નહોતાં ધોયાં. હું સીધો નદીએ ગયો. નાઈધોઈ પવિત્ર થયો. રાણીવાસમાં ગયો. રાણી હીંચકા ઉપર બેઠાં હતાં.

' મેં કુંડલ માગ્યાં. રાણી બહુ ભલાં હતાં. એમણે તરત જ કુંડલ કાઢી આપ્યાં. અને ભલામણ કરી: ' આ કુંડલ જરા યે રેઢાં મૂકીશ નહિ. તક્ષક નાગ ઘણા વખતથી એ કુંડલ લઈ જવા વલખાં મારે છે. એની નજરે ચડ્યાં,

તો એ જરૂર કુંડલ ઉપાડી જશે.'

'મેં કહ્યું: 'ભલે. હું એને સાચવીને લઈ જઈશ.'

'હું ત્યાંથી કુંડલ લઈ હરખાતો હરખાતો પાછો ફર્યો.

'રસ્તામાં એક મજાનું સરોવર દીઠું. મઝાનું આછું આછું પાણી. અંદર રંગ રંગનાં કમળ ખીલેલાં. મને થયું લાવને એક ડૂબકી મારી લઉં.

'સરોવરને કાંઠે કુંડલ મૂકી હું અંદર પડ્યો સ્નાન કરી બહાર આવ્યો. જોઉં છું તો કુંડલ ન મળે.

'આઘે આઘે એક બાવો દોડ્યો જતો હતો. એના હાથમાં કાંઈક ચળક ચળક થતું હતું. નક્કી એ બાવો જ કુંડલ ઉપાડી ગયો.

'હું મૂઠીઓ વાળી તેની પાછળ દોડ્યો.

'થોડી વારમાં તો એને આંબી ગયો. પણ જ્યાં બાવડું પકડવા ગયો ત્યાં તો ઓય મારા બાપ! એ તો સાપ બની ગયો અને સરરર કરતો પાસેના દરમાં પેસી ગયો.

'જરૂર તક્ષક નાગ જ. અરેરે તક્ષક મારાં કુંડલ ઉપાડી ગયો. રાણીએ મને ચેતવી દીધો હતો. પણ હું ગાફલ રહ્યો. કુંડલ ગયાં. હવે શું થાય?

'મારી પાસે એક લાકડી હતી. એનાથી હું પેલું દર ખોદવા લાગી ગયો. દર મોટું થાય તો અંદર ઊતરી તક્ષકનો પીછો લઉં. પણ મારી લાકડીનું શું ગજું? અને મારા હાથમાં પણ એટલું જોર ન હતું. થોડી વારમાં હું તો થાકીને લોથપોથ બની ગયો. પરસેવે રેબઝેબ થઈ ગયો. તો ય મેં તો ખોદે રાખ્યું.

'પણ ત્યાં તો એકાએક ચમત્કાર બની ગયો. મારા હાથમાં એકાએક ખૂબ જોર આવી ગયું. મારી લાકડી વજ્ર જેવી બની ગઈ. ખૂબ મોટાં મોટાં ગોડા ઊખડવા લાગ્યાં. થોડી વારમાં તો મોટો ખાડો થઈ ગયો—ગુરુએ પાછળથી મને કહેલું કે એ તો ઇંદ્ર મહારાજે મારા પર દયા કરી હતી. મારી લાકડીમાં પોતાના વજ્રને પ્રવેશ કરાવ્યો હતો, મારી નાડીઓમાં નવું જોર રેડ્યું હતું.

'પછી તો હું પેલા દરમાં ઊતર્યો. આગળ અને આગળ ચાલ્યો જાઉં છું. જેમ જેમ આગળ ચાલતો જાઉં; તેમ તેમ દર મોટું ને મોટું થતું જાય. પછી તો અંદર મોટા મોટા રસ્તા આવ્યા. મજાનાં મકાનો નજરે પડ્યાં, ચારે તરફ બાગબગીચાનો કાંઈ પાર ન મળે.

'હું તો તક્ષકના નામની બૂમો પાડતો જાઉં અને આગળ જાઉં. મને કોઈ જવાબ ન આપે. કોઈ રસ્તો પણ ન દેખાડે. જે સામા મળે તે મારી સામાં દાંતવડકિયાં કરે. બધાયનાં શરીર અડધા માણસ અને અડધા સાપ જેવાં.

'મને તો ખૂબ બીક લાગવા માંડી. આ નાગલોકમાં હું ક્યાંથી આવી પડ્યો? આમાંથી એકાદો સાપ મને કરડશે તો મારી શી વલે થશે? પણ હવે પાછા જવાય તેમ ન હતું. તક્ષક પાસેથી કુંડલ લીધા સિવાય છૂટકો ન હતો.

'આગળ ચાલતાં એક ઠેકાણે બે સ્ત્રીઓ બેઠી બેઠી કાપડ વણતી હતી. એકના હાથમાં ધોળો દોરો હતો. બીજીના હાથમાં કાળો દોરો હતો. પાસે જ એક ચાકડો હતો. એને બાર ખીલીઓ હતી. છ છોકરા બેઠા બેઠા તે ચાકડો ચકર ચકર ફેરવતા હતા. તેની બાજુમાં એક સુંદર ઘોડો ઊભો હતો. એ ઘોડા ઉપર એક રૂપાળો આદમી બેઠો હતો.

'હું તે આદમીની પાસે ગયો અને હાથ જોડી કહ્યું: 'મારાં કુંડલ તક્ષક નાગ ચોરી ગયો છે. મને તે પાછાં અપાવોને.'

'પેલા રૂપાળા પુરુષે કહ્યું: 'તું આ ઘોડાની પાછળ જઈ ફૂંક મારવા માંડ.'

'હું તો જોરથી ફૂંકો મારવા લાગી ગયો. થોડી વારમાં તો ઘોડાના નાકમાંથી, કાનમાંથી, મોઢામાંથી, ચારે તરફથી ધુમાડાના ગોટેગોટા નીકળવા લાગ્યા. અને પછી તો મોટા મોટા અગ્નિના ભડકા ચારે તરફ ઊડવા લાગ્યા.

'નાગલોકમાં તો હાહાકાર મચી ગયો. સાપની કમબખ્તીનો પાર રહ્યો નહિ. એ તો બધા આગમાં ભડભડ બળવા લાગ્યા.

'તક્ષક નાગ પણ 'બળું છું! બળું છું!' કરતો આવ્યો અને મારાં કુંડલ મને પાછાં આપી દીધાં.

'કુંડલ મળી ગયાં એટલે મેં ફૂંક મારવી બંધ કરી. અગ્નિના ભડકા પાછા પેલા ઘોડામાં સમાઈ ગયા.

'કુંડલ તો મળી ગયાં. પણ ગુરુપત્નીએ આપેલી મુદત પૂરી થવા આવી હતી. હવે કેવી રીતે વખતસર પહોંચાશે. ગુરુપત્ની જરૂર શાપ દેશે. હું રોવા જેવો થઈ ગયો. મારી આંખમાંથી દડ દડ આંસુ પડવા લાગ્યાં.

'એ જોઈ પેલા રૂપાળા પુરુષે પૂછ્યું: 'કેમ રડે છે, ભાઈ?'

'મેં તેને બધી વાત કહી સંભળાવી.

'એ સાભળી તેણે કહ્યું: 'એમાં ગભરાય છે શું કરવા? આ ઘોડા ઉપર બેસી જા. અબઘડી પહોંચી જઈશ.'

'હું તો રાજી રાજી થઈ ગયો. એકદમ ઘોડા ઉપર ચડી બેઠો. ઘોડો તો ખરરર કરતો આકાશમાં ઊડ્યો.

'આંખ મીચીને ઉઘાડીએ એટલી વારમાં તો હું ગુરુપત્ની પાસે આવી પહોંચ્યો. ગુરુપત્ની તો શાપ આપે એટલી જ વાર હતી. ત્યાં તો મેં એમના હાથમાં કુંડલ મૂક્યાં. એ તો ખુશી ખુશી થઈ ગયાં. કહે: 'ઉત્તંક! સારું થયું, વખતસર આવી પહોંચ્યો. જીવતો રહે ને ક્રોડ વરસનો થા.'

'હું ગુરુ પાસે ગયો અને બધી વાત માંડીને કહી. ગુરુ કહે: 'ઉત્તંક! તું ખરેખર નસીબદાર છે. રસ્તામાં જે ધોળો બળદ તેં જોયેલો એ ઐરાવત હતો અને એના ઉપર ઇંદ્ર મહારાજ બેઠા હતા. તેં જે છાણ ખાધું એ તો અમૃત હતું. ઇંદ્ર મારો ભાઈબંધ છે ને એટલે તેણે તને અમૃત પાઈ અમર બનાવી દીધો. નહિતર નાગલોકમાંથી હેમખેમ પાછો ક્યાંથી આવત?

''નાગલોકમાં તેં જે બે સ્ત્રીઓ જોઈ તે જીવાત્મા અને પરમાત્મા. જે કાપડ વણતી હતી તે દિવસ અને રાત્રિ. ચાકડો તે આપણું વરસ. બાર ખીંટીઓ બાર માસ, છ છોકરા છ ઋતુઓ. પેલો રૂપાળો પુરુષ પર્જન્ય (વરસાદ) અને પેલો ઘોડો તે અગ્નિ.

''તું બહુ પુણ્યશાળી છે, બેટા. તારું કલ્યાણ થાઓ.' ગુરુએ મને આશીર્વાદ આપી રજા દીધી.

'ત્યાંથી સીધો હું અહીં જ આવ્યો છું. તક્ષકે મને હેરાન કરવામાં બાકી રાખી નથી. એનું વેર લીધા વિના મને શાંતિ થાય તેમ નથી. મહારાજ! તાબડતોબ સર્પયજ્ઞની તૈયારી કરો. એ દુષ્ટ તક્ષકને એમાં હોમી દો.'

ઉત્તંકે પોતાની વાત પૂરી કરી.

વાત સાંભળી જનમેજય રાજાએ કહ્યું: 'હું હાલહાલ સર્પયજ્ઞની તૈયારી કરું છું.'

ઉત્તંક રાજાને આશીર્વાદ આપી ત્યાંથી રવાના થયો.

રાજાએ તરત જ બ્રાહ્મણોને બોલાવ્યા. 'પિતાનું વેર લેવા મારે સર્પયજ્ઞ કરવો છે. તમે એની એકદમ તૈયારી કરો.'

બ્રાહ્મણોએ તો ધમધોકાર તૈયારીઓ કરવા માંડી. થોડા વખતમાં જ જનમેજય રાજાનો સર્પયજ્ઞ શરૂ થયો.

## ૧૮ જરતકારુની વાત

એલાવત્રે સર્પયજ્ઞમાંથી બચવાનો જે રસ્તો બતાવ્યો હતો તે મુજબ બધા સાપ જરતકારુ મુનિની શોધખોળમાં મંડી પડ્યા હતા. જંગલે જંગલ ફરી વળ્યા. પહાડ, પર્વત જોઈ નાખ્યા. આકાશ–પાતાળ એક કર્યાં. પણ જરતકારુનો ક્યાંય પત્તો ન મળે.

જરતકારુ મુનિને તો ન મળે ગામમાં ઘર કે સીમમાં ખેતર. એ તો તપતીરથ કર્યા કરે. કંદમૂળ જે મળે તે ખાઈ લે જ્યાં રાત પડે ત્યાં પડી રહે, આખી પૃથ્વી એનું ઘર.

એણે તો નક્કી કર્યું હતું કે પરણવું જ નહિ. પરણીને સુખનો જીવ દુઃખમાં શું કામ નાખવો? એ પળોજણ વેંઢારી બંધનમાં બંધાવાનું તે કોને ગમે?'

પણ એક દિવસ એવી વાત બની ગઈ કે ભાંઈબંધને વિવાહ કર્યા વિના બીજો રસ્તો જ ન રહ્યો.

ભાઈ પૃથ્વીની પ્રદક્ષિણા કરવા નીકળ્યા હતા. રસ્તામાં એક ઠેકાણે એક નવાઈની વાત જોઈ:

એક ઝાડની ડાળે દોરડાં બાંધીને કેટલાક હાડપિંજર જેવા માણસો ઊંધે માથે લટકતા હતા. એક ઉંદરડો વારે વારે પેલાં દોરડાં કરડતો હતો. નીચે ખૂબ ઊંડો અંધારો ખાડો હતો. જેવાં દોરડાં તૂટ્યાં કે બધા પેલા ખાડામાં પડવાના. ખાડો એટલો ઊંડો કે કાંઈ પત્તો જ ન ખાય.

જરતકારુ તો આ દેખાવ જોઈ જ રહ્યો. તેને પેલા માણસોની દયા આવી તેણે પૂછ્યું: 'અરે ભાઈ! તમે બધા કોણ છો? અને તમારી આવી દશા કોણે કરી? આ દોરડાં તો તડુંતડું થઈ રહ્યાં છે. તે જેવાં તૂટ્યાં એવા તમે નીચે ખાડામાં ગરક થઈ જશો. હું તમને કાંઈ મદદ કરી શકું ખરો?'

પેલા લટકતા માણસ પૈકી એકે કહ્યું: 'ભાઈ! અમારું દુઃખ એમ દૂર થાય તેમ નથી. અમે યાયાવર વંશના ઋષિ છીએ. પાપ કોઈ દિવસ કર્યું નથી. પણ અમારા વંશનો લોપ થવા બેઠો છે એટલે અમારી આ દશા છે. હજુ અમારા વંશમાં એક જરતકારુ નામનો પુત્ર જીવે છે ત્યાં સુધી અમારા પ્રાણ ટકી રહ્યા છે. પણ એ જેવો મરી ગયો કે આ દોરડાં તૂટવાનાં અને અમે બધા નીચેના અંધારા ખાડામાં પડવાના. જેના જેના વંશનો લોપ થાય છે તેની આ જ દશા થાય છે. અમારી અહીં અધોગતિ થઈ રહી છે અને પેલો મૂર્ખ જરતકારુ તો પરણવું જ નથી એવી જીદ લઈ બેઠો છે. ચારે તરફ રખડ્યા કરે છે. અને તપતીરથ કર્યા કરે છે. પણ એના તપને અમારે શું કરવું છે? એ પરણે, એને પુત્રપૌત્રો થાય તો જ આ દશામાંથી અમારો છુટકારો થાય. એ નરાધમ તમને ક્યાંય મળી જાય તો એને આ વાત સમજાવજો, ભાઈ!'

જરતકારુ આ વાત સાંભળી રહી પડ્યો. 'અરેરે હું કેવો અધમ છું? મેં મારા બાપદાદાની કેવી દશા કરી? હું જ તે દુષ્ટ જરતકારુ છું. મેં તમને બહુ દુઃખ દીધું. મને શાપ દો. મને આજ્ઞા કરો. હું શું કરું?'

પેલા લટકતા પુરુષે કહ્યું: 'તું પરણી જા.'

જરતકારુ બોલ્યો: 'ભલે હું પરણીશ. અરેરે મેં દુષ્ટે તમને કેટલું દુઃખ દીધું?'

પૂર્વજો કહે: 'હવે કકળાટ કર મા. આ દશામાંથી અમારો જેમ વહેલો છુટકારો થાય તેમ કર.'

જરતકારુ કહે: 'અરે હવે તે વાર લગાડું? તમને આ દશામાં જોઈને મને કાંઈનું કાંઈ થઈ જાય છે. કન્યાની શોધમાં જ જાઉં છું, જેનું નામ મારા સાથે મળતું હશે, જેના બાપને મારે કાંઈ પૈસા આપવા ન પડે, જેના

ભરણપોષણનો ભાર મારે માથે ન પડે, એવી કન્યા, મળશે કે તરત જ હું પરણી જઇશ.'

પૂર્વજો કહેઃ 'એવી કન્યા તો આખો જન્મારો શોધીશ તો ય નહિ મળે.'

જરતકારુ કહેઃ 'નહિ મળે શું ? આકાશ-પાતાળ એક કરીશ. બાકી તો હું પૈસા ક્યાંથી કાઢું ? મારી પાસે એને ખવરાવવાનું પણ કાંઈ જ નથી.'

તે પૂર્વજોને પ્રણામ કરી કન્યાની શોધમાં નીકળી પડ્યો.

દેશ ફર્યો, વિદેશ ફર્યો. વન ફર્યો, જંગલ ફર્યો. પહાડ ફર્યો, પર્વત ફર્યો. રખડી રખડીને આખી પૃથ્વી ખૂંદી વળ્યો. તો ય એને જોઈતી હતી એવી કન્યા મળી નહિ. કન્યા તો ઘણી મળતી હતી. પણ ક્યાંક કન્યાના નામનો જ મેળ ન મળે, ક્યાંક કન્યાનો બાપ ખૂબ ધન માગતો હોય, ક્યાંક કન્યાના ભરણપોષણનો સવાલ આવે. એમ કાંકને કાંક વાંધો આડો આવે.

રખડી રખડીને થાકી ગયો. ક્યાં ય કન્યા શોધી જડે નહિ. એના પૂર્વજો હજુ જેમના તેમ લટકતા હતા.

અથડાતો–કુટાતો તે એક અઘોર જંગલમાં આવી ચડ્યો. પોકેપોક મૂકીને રડવા લાગ્યો, 'અરે કોઈ આ જંગલમાં હોય તે સાંભળજો. હું યાયાવર વંશનો તપસ્વી. મારું નામ જરતકારુ. મારા લાયકની કન્યા કોઈ પાસે હોય તો મારી સાથે પરણાવો. મારા પૂર્વજો બિચારા બહુ દુઃખી થાય છે.'

એ જ જંગલમાં પેલા સાપ જરતકારુ મુનિને શોધતા ફરે. બિચારા ચારેકોર ભટકતા હતા. રખડી રખડીને હાલહવાલ મળી ગયા હતા. જરતકારુ ક્યાં ય શોધ્યો જડતો ન હતો. અને આ તરફ જનમેજય રાજાના સર્પયજ્ઞના ભણકારા વાગી રહ્યા હતા.

જરતકારુનો અવાજ સાંભળી તેઓ તો ખુશી ખુશી થઈ ગયા. બધાએ જરતકારુને ઘેરી લીધો. કેટલાક વાસૂકિ નાગને બોલાવી લાવ્યા.

વાસૂકિ તો એની બહેનને શણગારીને સાથે જ લેતો આવ્યો. એણે જરતકારુને કહ્યું: 'મુનિ ! હવે આ કન્યા તમારે લાયકની છે, એની સાથે લગ્ન કરો.'

જરતકારુએ વાસૂકિને પૂછ્યું: 'એનું નામ શું ?'

વાસૂકિ કહેઃ 'જરતકારુ.'

જરતકારુ કહેઃ 'વાહ વાહ, નામ તો બરાબર મળતું આવે છે. પણ હું કાંઈ પૈસા આપી શકીશ નહિ.'

વાસૂકિ કહેઃ 'પૈસાની જરૂર જ નથી.'

જરતકારુ કહેઃ 'ચાલો એ પણ સારી વાત. હવે એક ત્રીજી વાત કન્યાના ભરણ-પોષણનું શું ?'

વાસૂકિ કહેઃ 'એની ચિંતા તમારે ન કરવી. એની ગોઠવણ હું કરી દઈશ.'

જરતકારુ કહેઃ 'વાહ વાહ ! વાહ વાહ ! હવે એક છેલ્લી શરત. એણે કોઈ દિવસ મને નાખુશ ન કરવો, મારું અપમાન ન કરવું. નહિતર હું તરત જ એને છોડી ચાલ્યો જઈશ.'

વાસૂકિ કહેઃ 'કન્યા બહુ ડાહી છે. તન-મનથી સેવા કરશે.'

જરતકારુ કહેઃ 'તો પછી વાંધો નથી.'

અને જરતકારુ મુનિ વાસૂકિ નાગની બહેન જરતકારુ સાથે પરણ્યો.

પણ મુનિનો ઘરસંસાર લાંબો ચાલ્યો નહિ. ભાઈ સાહેબને પહેલેથી જ આ પળોજણ વહોરવાની મરજી ન હતી. પરંતુ શું કરે ? પૂર્વજો ઊંધે માથે લટકતા હતા. એમનો ઉદ્ધાર કરવા માટે તો આ ધોંસરી ગળે વળગાડી હતી.

વાસૂકિની બહેન એની તનમનથી સેવા કરતી. તેનો પડ્યો બોલ ઉપાડતી. તો ય મુનિ

એક દિવસ રિસાઈને ચાલ્યા ગયા.

વાત આમ બની. બપોરના એક દિવસ મુનિ સૂઈ ગયા હતા. સાંજ પડવા આવી તો ય ન જાગ્યા. બાઈને વિચાર થયો કે સાંજ તો થવા આવી. હમણાં સૂરજ આથમી જશે. મુનિ જાગશે નહિ તો સંધ્યા કેવી રીતે થશે. મુનિને જગાડવા તો જોઈએ. બાઈને તો એ ય તરફથી દુઃખ હતું. જો જગાડે તો કહેશે કેમ જગાડ્યો? ન જગાડે તો કહેશે કેમ ન જગાડ્યો? બાઈએ નક્કી કર્યું કે થવાનું હોય તે થાય. જગાડવા તો ખરા જ.

જાગતા વેંત જ મુનિનો ગુસ્સો ભભૂકી ઊઠ્યો. 'મને જગાડ્યો જ કેમ?'

બાઈ કરગરવા લાગી: 'સૂરજ આથમી જવા આવ્યો હતો....'

જરતકારુ કહે: 'સૂરજની મજાલ હતી કે આથમી જાય? તેં મારું અપમાન કર્યું છે. હું ચાલ્યો જાઉં છું.'

બાઈ બિચારી રોતી કકળતી રહી ને જરતકારુ ચાલી નીકળ્યો.

તે વખતે બાઈને મહિના હતા. થોડા દિવસ પછી તેણે પુત્રને જન્મ આપ્યો. તેનું નામ આસ્તિક.

આસ્તિકનો જન્મ થયો. સર્પો તો બધા ખુશખુશાલ થઈ ગયા. લાડકોડથી આસ્તિકને ઉછેરવા લાગ્યા. આસ્તિક તો એમને જનમેજય રાજાના સર્પયજ્ઞથી બચાવવાનો હતો ને!

## ૧૯ સર્પયજ્ઞ

જનમેજય રાજાનો સર્પયજ્ઞ શરૂ પણ થઈ ગયો. બ્રાહ્મણો મોટા રાગે મંત્ર ભણવા લાગ્યા. કુંડમાં આહુતિ ઉપર આહુતિ અપાવા લાગી. સો સો જીભ લાંબી કરીને અગ્નિ લબકારા મારી રહ્યો.

બ્રાહ્મણ મંત્ર ભણીને આહુતિ આપે કે સર્પોનું આવી બને. ચારેકોરથી આવી આવીને હોમાય. કાળા અને ધોળા, પીળા અને ચટાપટાવાળા, લાંબા અને ટૂંકા, જાડા અને પાતળા, મોટા અને નાના, દશે દિશાઓમાંથી આવી આવીને યજ્ઞમાં હોમાવા લાગ્યા. દરમાં સંતાય, પાણીમાં પેસી જાય, ઝાડને વીંટાઈ વળે, બચવાનાં કેટલાં ય વલખાં મારે, પણ કાંઈ વળે નહિ. મંત્ર ભણીને આહુતિ અપાણી, કે બધા ધડોધડ કુંડમાં હોમાયા જ સમજો ને. નાગલોકમાં ચારે તરફ હાહાકાર મચી ગયો. અહો માતાનો શાપ! કેવો દારુણ શાપ હતો એ?

અને કુંડમાંથી તો એવી દુર્ગંધ છૂટી કે કોઈથી સહી જ ન જાય.

આમ નાગ ધડોધડ યજ્ઞમાં હોમાતા હતા. પણ જેને માટે આ બધી તૈયારી કરવામાં આવી હતી તે તક્ષક નાગ હજુ આવ્યો ન હતો. જનમેજય રાજાના યજ્ઞના ખબર સાંભળીને એનાં તો ઘરણ જ મરી ગયાં. એને થયું કે આપણું હવે આવી બન્યું.

તે નાઠો. અને ઈંદ્ર મહારાજ પાસે પહોંચી ગયો. 'મહારાજ મને બચાવો.'

ઈંદ્રને દયા આવી. તેણે કહ્યું: 'બીવાની કાંઈ જરૂર નથી. તું મારી પાસે રહે.'

તક્ષક તો ઈંદ્રની પાસે રહ્યો. એને કોઠે નિરાંત વળી ગઈ.

યજ્ઞમાં રોજ રોજ કેટલા ય સર્પ હોમાતા હતા. તેમનો દાળોવાટો વળી રહ્યો હતો. વાસુકિ નાગને ચિંતા પેઠી આમ ને આમ યજ્ઞ ચાલુ રહેશે તો સાપનું નામનિશાન નીકળી જશે.

તે આસ્તિક પાસે ગયો: 'ભાઈ! તારા મામાના કુળનો વિનાશ થઈ રહ્યો છે. તું અમારી રક્ષા કર.'

આસ્તિક કહે: 'મામા! હું તમારી કેવી રીતે રક્ષા કરું?'

વાસુકિ કહે: 'માતાએ સર્પોને શાપ આપ્યો છે કે તમે બધા જનમેજય રાજાના

યજ્ઞમાં બળી મરજો. રાજાનો યજ્ઞ શરૂ થયો છે. રોજ રોજ કેટલા ય સાપ તેમાં બળી મરે છે. તું જ અમને ઉગારી શકે છે. તું જનમેજય રાજાનો યજ્ઞ બંધ કરાવ.'

આસ્તિક કહેઃ 'હું હમણાં જ જનમેજય રાજાનો યજ્ઞ બંધ કરાવવા જાઉં છું.'

આસ્તિક તરત જ રવાના થયો અને જનમેજયના યજ્ઞસ્થાન પાસે આવી પહોંચ્યો. યજ્ઞસ્થાનની ચારે બાજુ ચોકીપહેરો હતો. અંદર જવાની રજા ન હતી.

દરવાનોએ તેને અટકાવ્યો. 'એઈ ક્યાં જાય છે?'

આસ્તિક કહેઃ 'આવો મોટો યજ્ઞ રાજા કરે છે, તે જોવાની મરજી છે.'

દરવાન કહેઃ 'પણ અંદર જવાની મના છે.'

આસ્તિક કહેઃ 'મારી જેવા છોકરાને પણ મના છે? હું કાંઈ થોડો જ યજ્ઞ બંધ કરાવવાનો હતો?'

દરવાનને થયું કે બચ્ચું છે. ભલેને જાય. એ કાંઈ થોડો જ યજ્ઞ બંધ કરાવવાનો હતો. તેણે આસ્તિકને અંદર જવા દીધો.

આસ્તિક જનમેજય રાજા પાસે ગયો. આશીર્વાદ દીધા અને કહ્યું: 'રાજા! ખૂબ સરસ યજ્ઞ કર્યો છે. આવો યજ્ઞ તો આજ સુધી કોઈએ કર્યો નથી. આપનો ચારે તરફ જયજયકાર બોલી રહ્યો છે.'

વખાણ સાંભળીને રાજા ફુલાઈ ગયો. તેણે કહ્યું: 'બટુક! તમે કોણ છો? અહીં શા કારણે આવવું થયું છે?'

આસ્તિક કહેઃ 'મહારાજ! હું જરતકારુ મુનિનો પુત્ર અને વાસુકિ નાગનો ભાણેજ. મારું નામ આસ્તિક, સાંભળ્યું કે મહારાજ મોટો જગન કરે છે. તે જોવા માટે આવ્યો છું. કેવો મોટો જગન આદર્યો છે? કેવા મોટા પંડિતો ભેગા મળ્યા છે? મહારાજ! ખરેખર તમને ધન્યવાદ ઘટે છે.'

જનમેજય આસ્તિક ઉપર ખુશી થઈ ગયો. તેણે કહ્યું: 'ઋષિપુત્ર! જે ઇચ્છા હોય તે માગી લ્યો.'

બ્રાહ્મણોએ સાંભળ્યું કે આ તો વાસુકિ નાગનો ભાણેજ છે. એમને ચિંતા પેઠી. તેઓ કહેઃ 'મહારાજ! જોજો તક્ષક નાગને છોડાવી ન જાય. એ વિના બીજું જે જોઈએ તે માગી લે.'

એક બ્રાહ્મણ કહેઃ 'હજુ તક્ષક કેમ ન આવ્યો?'

જનમેજય કહેઃ 'હજુ તક્ષક આવ્યો નથી? એને જલદી બોલાવો. એને માટે તો આ મોટો યજ્ઞ આદર્યો છે.'

પુરોહિત કહેઃ 'મહારાજ! તક્ષક તો ઇંદ્ર રાજાને આશરે જઈ બેઠો છે.'

જનમેજય કહેઃ 'તો ઇંદ્રને પણ બોલાવો.'

તરત જ ઇંદ્રની પૂજા શરૂ થઈ. ઇંદ્રને પૂજા થાય કે તરત જ હાજર થવું જોઈએ. તે તૈયાર થયો.

તક્ષકને વળી ગભરામણ થઈ, તે થરથરતો થરથરતો ઇંદ્ર પાસે ગયો. કહ્યું: 'મહારાજ! મારું શું થશે?'

ઇંદ્ર કહેઃ 'તું તારે અહીં લહેરથી રહે. તારો વાળ પણ વાંકો નહિ થાય.'

તક્ષક કહેઃ 'મહારાજ! જેવા તમે ગયા કે તરત જ મારું આવી બન્યું સમજજો. તમારી છાયામાં છું ત્યાં સુધી જ મારો બચાવ છે.'

ઇંદ્ર કહેઃ 'તો મારી સાથે ચાલ.'

તક્ષક તો એ સાંભળીને ધ્રૂજવા જ લાગ્યો: 'મહારાજ! હું યજ્ઞસ્થાનમાં આવું? તો તો મને હોમી જ દે ને. મહારાજ! મને બચાવો! હું તમારે શરણે આવ્યો છું.'

ઇંદ્ર કહેઃ 'તું બી મા. તને કાંઈ જ નહિ થાય. મારી ચાદર નીચે છુપાઈ રહેજે.'

ઉલ્લાસ અને ઉદ્બોધન
આપતી વાર્તાઓનું
અનોખું માસિક

★

કાવ્યેષુ રમ્યા કથા



# ઉજાળી

અંક
૬

ડિસેમ્બર, જાન્યુઆરી
ફેબ્રુઆરી, માર્ચ
૧૯૪૪–૪૫

## વાર્તાલેખકની જવાબદારી

નવલિકા એ માત્ર સમય વિતાવવાનું સાધન હોત તો તો તેને વિશે કશું કહેવાનું રહેત નહિ. એ મનને આનંદ આપે છે. સમય ગાળવામાં તે મદદ કરે છે. રંજનાર્થે એ લખાય છે. વાચકને કાલ્પનિક દુનિયામાં લઈ જઈ એ વાસ્તવિક જગતની કર્કશતા અને કોલાહલને ઘડીભર ભુલાવી દે છે. થાકેલા મનને એ તાજગી આપે છે. એ બધું ખરું. પણ નવલિકાનો પ્રધાન હેતુ એ નથી. નવલિકા એટલા માટે કળાના દરબારમાં સ્થાન પામી છે કે એ જીવનનો કોઈ અજાણ્યો પ્રદેશ ઉજાળી જાય છે; હૃદયના કોઈ સુપ્ત તારને એ ઝણઝણાવી જાય છે, માનવની કોઈ અપ્રગટ મહત્તાને એ સ્પષ્ટ કરી જાય છે. વાર્તા પૂરી થાય છે પણ ચિત્તમાં જાગેલા સંવેદનના સંસ્કાર રહી જાય છે, લાગણીથી ભીંજાયેલી ભૂમિમાં જાણે કશાંક બીજ રોપાય છે. સમય જતાં એમાંથી અંકુર ફૂટ્યા વગર રહેતો નથી.................

એટલે તો ટૂંકી વાર્તાના લેખકને માથે ઘણી મોટી જવાબદારી છે. તેનાં સાધનો થોડાં છે: થોડાં પાત્રો, એકાદ પ્રસંગ અને વાતાવરણ. વિસ્તાર તેને પરવડતો નથી, આડીઅવળી વાતો તેને ફાવતી નથી; ધ્યેય તરફ સીધા તેને ધસી જવાનું હોય છે. તેની કળા નાજુક છે; હાથીદાંતમાં નકશી કરવા જેવું તેનું કામ છે. અને એટલામાં તેનું જીવનદર્શન તેણે પ્રકટ કરવાનું છે. વાચકને તે બતાવે છે, ‘ જુઓ, જિંદગી આ રીતે પણ જોઈ શકાય ’ અને તે સાથે વાચકોનું રુચિતંત્ર પણ શુદ્ધ અને સાત્ત્વિક રહે તે વાર્તાકારે જોવાનું છે. સાચો કલાકાર સમાજની અભિરુચિને માત્ર સંતોષતો નથી, પણ તેને નિર્મળ અને ઉન્નત બનાવે છે. પોતાની સહૃદયતાથી એ સમાજના મૂર્છિત હૃદયને જગાડે છે.

નાથાલાલ દવે

મુસાફરી બંગલામાં

# કોનાં પાપે?

લેખક ન. ર.

એ જ સ્થાને અમારી મિત્રમંડળી પાછી મળી હતી. અષાઢનાં વાદળીઓ ઘેરાતાં હતાં અને પશ્ચિમે નીચે જતો સૂર્ય તેમાં અવનવા રંગો પૂરતો હતો. રમેશ આજે એક નવી વાત લાવ્યો હતો. તે એમ કહેતો હતો કે રાવસાહેબ નીલકંઠરાય છત્રપતિની જાહોજલાલીના વખતમાં તેનો એક મેલોઘેલો પિત્રાઈ તેને ત્યાં રહેતો. નીલકંઠરાયનાં પત્ની અને ઘણી વાર બીજાં સુદ્ધાં તેને કહેતાં કે કેવાં પાપ કર્યાં હશે તે તેનું આવું ઓશિયાળું જીવન થયું! અને તેને 'મરી જા, મરી કેમ જતો નથી?' એવાં સંબોધનો સહજ હતાં, પણ તે ગુજરી ગયો અને થોડા જ વખતમાં નીલકંઠરાયની બધી દોલત પણ સાફ થઈ ગઈ.

પ્રોફેસર દોશીએ કહ્યું: 'એક બનાવ બીજા બનાવની પછી બને તેથી કરીને બીજો બનાવ પહેલા બનાવને કારણે બન્યો છે એમ ન કહી શકાય.'

રમેશ: 'કહી શકાય. આ કિસ્સામાં જરૂર કહી શકાય; કેમકે નીલકંઠરાયે એ સગાને પોતાની પાસે રાખ્યો ને પછી જ તેમની ઉન્નતિ થઈ.'

દીનાનાથ શાસ્ત્રી: 'હોય ભાઈ, આપણા વડવા ઘણી વાર કહેતા કે કોણ જાણે છે કોણ કોના નસીબનું ખાય છે. અને ઘણી વાર એવા અધગાંડા લોકોના નસીબે જ ઘરમાં રિદ્ધિસિદ્ધિ ટકી રહે છે એવી માન્યતા આપણામાં રૂઢ છે.'

પ્રોફેસર દોશી: 'એ માન્યતા નથી, એ વહેમ છે. અને એવી વહેમની વાતો જૂના જમાનામાં કે નવલકથામાં સારી લાગે.'

ત્યાં બેરિસ્ટર સાહેબ બોલી ઊઠ્યા: 'બરાબર છે. એવી વાતો જૂના જમાનામાં અને નવલકથા કે નાટકમાં જ શોભે; ખાસ કરીને નાટકમાં. હમણાં જ લેવિંજર કરીને એક લેખકનું 'દસમો પુરુષ' એ નામના નાટકનું ભાષાંતર મેં વાંચ્યું અને મને તે ઘણું જ ગમ્યું.'

સૂચન પછવાડે વાર્તા હતી અને અમે ઉત્સુક બની તેમની સામે જોઈ રહ્યા.

બેરિસ્ટર સાહેબે ચાલુ રાખ્યું: 'યહુદીઓમાં એવો નિયમ હોય છે કે જ્યાં સુધી તેમના સીનેગોગ (દેવળ)માં દસ પુરુષ થાય નહીં ત્યાં સુધી, આપણે ત્યાં કોરમ થાય નહીં ત્યાં સુધી સભા થાય નહીં તેમ તેમની પ્રાર્થના ચાલુ થઈ શકે નહીં. જે સ્થળકાળની આ વાત છે તેમ એવું બનેલું કે એક યહુદ ગામડામાં પ્લેગ ફાટી નીકળ્યો અને ઘણાં યહુદીઓ તેમાં સપડાઈને મરી ગયાં અને ધીમે ધીમે સીનેગોગમાં પ્રાર્થના કરવા આવનારાની સંખ્યા પણ ઓછી થવા લાગી. તેમાં એકવાર દશા એવી વિષમ આવી કે નવ જ જણા એકત્ર થઈ શક્યા. તે વખતે નાતાલ કે દિવાળી જેવો તહેવારનો દિવસ હતો અને બધાને એમ હતું કે એવા સપરમે પરબે પ્રાર્થના વિના રહેવું નહીં, પણ જ્યારે બધા ભેગા થયા ત્યારે જ ખ્યાલ આવ્યો કે પૂરા દસ પુરુષ પણ થતા નહોતા. આંગણાને વેઢે એક પછી એક કોણ કોણ આવે તેમ છે તે ગણી જોયું તો કોઈ આવી શકે તેમ નહોતું. ત્યાં કોઈકે અર્ધું મશ્કરીમાં જ કહ્યું, 'હવે તો ઓલ્યો શાલ્મ આવે તો છે.' શાલ્મ એક ઘણો જ અધર્મી માણસ હતો અને દસ વરસ પહેલાં તેનો બહિષ્કાર કરવામાં આવ્યો હતો. બીજો માણસ બોલ્યો, 'ઈ તો ઈ, દસ પુરુષ થઈએ તો આપણું કામ તો થાય પણ ઈ આવી શકે તેમ નથી. કાલે જ તેની મા મને મળી તે કહેતી હતી કે મંદવાડ ગંભીર છે.' આ પ્રમાણે રાહ જોવામાં ઘણી વાર થઈ અને સવારની સાંજ પડવા આવી. છેવટ તો શાલ્મને કાઢી મૂક્યો હતો તો પણ તેને બોલાવવા સુધી કોઈએ દરખાસ્ત કરી અને એક-બે જણાએ કહ્યું કે તેને બોલાવાય તો નહીં જ અને બીજાએ કહ્યું કે બોલાવીએ નહીં તો એ કોઈ દિવસ આ તરફ આવે પણ નહીં. એ પ્રમાણે ચર્ચા ચાલતી હતી ત્યાં જ બધાની અજાયબી વચ્ચે શાલ્મ આવ્યો. દસ જણાની સંખ્યા થઈ એટલે પ્રાર્થના શરૂ થઈ અને ક્રિયા દરમિયાન બેસી, જેવી તે પૂરી થઈ કે તુરત તે ઊઠીને ચાલતો થયો. જ્યારે મંડળ વિખેરાવાની અણી ઉપર હતું ત્યારે જુદા જુદા માણસોએ તેની ઉપર જુદી જુદી ટીકા કરી. એક વૃદ્ધ પુરુષે કહ્યું, 'ચાલો ઠીક થયું તે એક આવી ગયો, આપણું કામ થયું અને તેનું

જીવન સુધર્યું.' બીજા જુવાને કહ્યું: 'સુધર્યું' શાનું? એનો તો દસ વરસ પહેલાં બહિષ્કાર કર્યો હતો તેમ જ રાખવું જોઈતું હતું. આ તો આપણે બેસી રહેવું પડત અને પ્રાર્થના થાત નહીં એટલે હું કાંઈ બોલ્યો નહીં. નહિતર એવા પાપીઓ તો આપણી વચ્ચે જોઈએ જ નહીં.' ધર્મગુરુએ કહ્યું: 'કોણ પાપી અને કોણ નહીં તે જોવાનું આપણું કામ નથી.'

રમેશ વચ્ચે જ બોલી ઊઠ્યો: 'બરાબર છે! હું પણ એમ જ કહેતો હતો. ઘણી વાર પાપી લાગતાં માણસો જ પુણ્યશાળી હોય છે. કોઈ ફૂવડ જેવી વિધવા કે અપંગ ભાઈ-ભત્રીજો સંયુક્ત કુટુંબની વચ્ચે પોષાય છે. બધા જાણે કે તેઓ એક અપંગનું પોષણ કરે છે જ્યારે ખરું જોતાં તેના જ ભાગ્યની લક્ષ્મી હોય છે અને તે જતાં તે ચાલી જાય છે.'

બૅરિસ્ટર સાહેબે કહ્યું: 'પણ હજી વાત પૂરી થઈ નથી. જ્યારે મંડળ વિખેરાતું હતું ત્યારે શાસ્ત્રીની વૃદ્ધ માતા ધસી આવી અને ધર્મગુરુને વિનંતી કરી કે તેના પુત્રના આત્માના કલ્યાણ માટે બધાએ પ્રાર્થના કરવી. ગુરુએ કહ્યું કે તેવી કાંઈ જરૂર નથી કેમકે પુત્ર પોતે જ દેવળમાં હાજર હતો. માએ કહ્યું કે આપ જેવા પુરુષે મારી જેવી ઘરડીની મશ્કરી ન કરવી જોઈએ. ગુરુએ જવાબ આપ્યો કે આ કાંઈ મશ્કરી નથી. મારા ઉપરાંત આ આઠ જણાઓ પણ કહેશે કે તારો પુત્ર આજે દેવળમાં હાજર હતો. તે વૃદ્ધાએ જવાબ આપ્યો કે તે વાત બને જ નહીં કેમકે મારો પુત્ર તો ગઈ કાલે રાતનાં ગુજરી ગયો છે!!'

દીનાનાથ શાસ્ત્રીએ કહ્યું: 'એ ઉપરથી કાંઈ એમ નથી ઠરતું કે નવ જણ દુષ્ટ હતા અને દસમો જ સારો હતો, વળી આ ચાતુર્માસને યોગ્ય વાર્તા પણ નથી.'

પ્રોફેસર દોશી: 'હા, એ સાચું છે. અત્યારે તો વરસાદ ને ગાજવીજની વાત જોઈએ.'

મેં કહ્યું: 'એવી વાત હું કહું—

જૂના વખતમાં ઘણી વાર લોકો વનખેલ કરવાને જતા. એક શહેરના કે ગામડાના માણસો, એક જ્ઞાતિના હોય કે એક સંપ્રદાયના હોય તે સાથે મળીને ઉજાણી કરવા દૂરનું સ્થળ પસંદ કરે, ત્યાં આખો દિવસ ગુજારે અને સાંજે પાછા ફરે આવો ક્રમ હતો. તે પ્રમાણે એકવાર એવી ઉજાણી કરવા કેટલાક સહેલાણ ગયા. ગામથી માઈલ સવાએક માઈલ દૂરનું એક પસંદ કરવામાં આવ્યું હતું. ત્યાં તેઓ આખો રહ્યા અને જ્યારે પાછા ફરવાનો વખત થયો એકદમ વરસાદ ગાજવીજ સાથે તૂટી પડ્યો. કોઈ છત્રી હતી નહીં. ગામ જરા દૂર હતું અને પા એક જરા જૂનું થઈ ગયેલું શિવાલય હતું તેમાં અ લેવા બધા ગયા. ત્યાં તો વરસાદનું જોર વધવા એટલે મંદિરના ગભારામાં બધા દાખલ થયા અંદર બેસી દ્વારની જાળી બંધ કરી, ત્યાં તો ક અને વીજળી શરૂ થઈ. અને બહુ જ થોડે થોડે અ વીજળી ચમકવા લાગી. થોડા વખત સુધી તો તોફાનના એ રુદ્ર તાંડવને સ્તબ્ધ બની જોઈ રહ્યા. પછી ધીમે ધીમે બધાની જીભ ખૂલવા માંડી. કોઈ સૂચના કરી કે આપણે કેટલા છીએ તેની તપાસ ક અને બધા એક પછી એક સંખ્યા બોલવા માંડ્યા બરાબર ચાળીશ જણા હતા. સંખ્યા ગણાઈ એ વખતમાં તોફાનનું સ્વરૂપ વધારે ભયંકર થઈ ગયું હ પવન સુસવાટાભર્યો વાતો હતો. મંદિરના બહાર ભાગમાં પાણીની વાછંટ એવા જોરથી પછડાતી હતી કોઈ ત્યાં ઊભું રહે તો કેવળ વાછંટથી ભીંજાઈ જા માત્ર આ ચાળીશ જણાને એકબીજાની હૂંફ હ અને જાળીમાંથી આવતો એક પછી એક વીજળી પ્રકાશ બધાને એકબીજાનાં મોઢાં દેખાડતો. આ પ્રસંગે અનેક પ્રકારની વાતો ઊપજે છે, તેમાં કો એ તુક્કો શરૂ કર્યો તે કોણ જાણે પણ વાત ચાલી આ વીજળી આપણામાંથી કોઈકનો ભોગ માગે પ્રથમ તો એ ચર્ચાના વિષયરૂપે વાત શરૂ થઈ. ધી ધીમે બીજા પણ એ મતના થયા અને છેવટ બધા તે વાત સાચી માની લીધી અને અંદર અંદર બી લાગ્યા. આકાશમાં વીજળી પણ એવા સાતત્યથ ચમકારા કરતી હતી કે જેમ એક મોટો કડાકો થ એ વરસાદની ધાર વચ્ચેથી આંખ આંજી નાખે એવ આભમાં તેજનો ચીરો દેખાય અને આભ ફાટ્યું એ લાગે તેવો જ ચીરો આ બધાના હૈયામાં પણ પડવ લાગે. ત્યાં કોઈકે કહ્યું કે આમાં તો એકને પાપે બધા મરવાનો વારો આવશે માટે વધારે સારું તો એ થ કે બધાએ વારાફરતી બહાર જઈને એક આંટો ગભા રાની પ્રદક્ષિણાનો ફરી આવવો. એટલે વીજળી જે

માગતી હશે તેને લઈ લેશે. દરખાસ્ત બહુ સ્વીકારવા જેવી તો નહોતી, બીજા કોઈ કારણસર પણ કોઈ એ વરસાદ–વંટોળમાં બહાર જવા તત્પર થાય તેમ હતું નહીં.

છેવટે એક જુવાન તૈયાર થયો. તેણે કછોટો માર્યો. બધાને રામરામ કરી લીધા. ઉત્તરના સમાચાર બધાને આપ્યા અને કેસરિયાં કરવા માટે રજપૂતો બહાર પડે તેવી અદાથી તે બહાર નીકળ્યો. તે ધ્રૂજતો ધ્રૂજતો આગળ વધ્યો. ધ્રુજારો બીકનો હતો કે ટાઢનો તે કહી શકાય તેમ નહોતું. ચાલતાં ચાલતાં જ્યારે અર્ધ પ્રદક્ષિણા પૂરી થઈ ત્યારે તેનો ભય જરા ઓછો થયો અને બાકીનો ભાગ પૂરો કરી તે ઝટ અંદર આવી બેસી ગયો. તેના પછી બીજો ઊભો થયો તે પણ ફરી આવ્યો અને પાછો આવી બેસી ગયો. પછી તો કાંઈક ઉત્સાહ પણ આવવા માંડ્યો. અને કેસરિયાં કરનાર રજપૂતોની ઉપમા ફરી વાપરીને કહી શકાય કે કેસરિયાં કરનારની મનોદશાથી જનાર જ્યારે પાછો ફરતો ત્યારે તેને વિજેતાનો ગર્વ અને ઉલ્લાસ થતો. એમ વીસેક જણા તો એક પછી એક જઈને પાછા બેસી ગયા. ત્યાર પછી મંદતા આવી. તેનું કારણ કદાચ એમ હશે કે જેમ જેમ જઈ આવનારની સંખ્યા વધવા માંડી તેમ તેમ બાકીના લોકોમાં મૃત્યુનો ભય વધવા માંડ્યો. જઈ આવનારાઓ નિશ્ચિંત હતા, તેમને માથેનું વિઘ્ન ટળી ગયું હતું. જ્યારે બાકીના ઉપર મોતની તલવાર ક્રૂરતાભરી લટકતી હતી. તોપણ એકવીસમો જણ ઊભો થયો અને ફરી આવ્યો. પછી બાવીસમો પણ થોડી રકઝક પછી તૈયાર થયો ત્રેવીસમાને પણ સમજાવ્યો. અને તે જઈ આવ્યો. એમ કરતાં ત્રીસેકની સંખ્યા થઈ ત્યારે સ્થિતિ એવી આવી કે એક બાજુ ત્રીસ જણા ભયમુક્ત હતા અને બીજી બાજુ દસ જણા વિહ્વળ હતા. તેમને માટે આ ત્રીસેને સમજુતી ઉપરાંત ધમકી પણ વાપરવી પડી અને જેમતેમ કરીને બીજા પાંચ પણ જઈ આવ્યા. પછી પાંચ જણા રહ્યા. પછી તો એક તરફ પાંત્રીસ જણા અધીરા થતા હતા અને જેમ બને તેમ પાંચમાંથી એક જે વિદ્યુતનો ભોગ થનાર હોય તેને શોધી કાઢવા મથતા હતા અને બીજી તરફ એ પાંચ જણાઓ જુદાં જુદાં કારણો આપી મૃત્યુની અનિવાર્ય ઘડીને જેમ બને તેમ દૂર ને દૂર ઠેલવા મથતા હતા. રહેનારા પાંચને, મોકલનારા પાંત્રીસ કાળ જેવા લાગતા હતા અને એ પાંત્રીસને, આ પાંચ જણા દુશ્મન જેવા લાગતા હતા. જે ચાળીશ જણાઓ એકબીજા સાથે સમાજના કે સ્નેહના બંધને બંધાઈ છ–સાત કલાક પહેલાં જ ભાઈચારાથી સહભોજન કરવા નીકળ્યા હતા તેમાં બે પક્ષ પડી ગયા અને બધાની લાગણી એટલી તીવ્ર હતી, ભય એટલો નિકટ હતો, જિજીવિષા એટલી પ્રબળ હતી કે સામાન્ય સમજુતી, સહાનુભૂતિ કે વિવેક સર્વ ભુલાઈ ગયું હતું અને તુંકારે વાત આવી ગઈ હતી. વળી એક માણસ વધારે તૈયાર થયો અને બહાર જઈ આવ્યો અને પેલા પાંત્રીસ જણા જોડે ભળી ગયો. અને તે પણ બાકીના ચાર તરફ એટલો જ ઉગ્ર થઈ ગયો. વળી એક માણસ ઊભો થયો અને બહાર જઈ આવ્યો. પાછો આવ્યો ત્યારે તે બદલાઈ ગયો હતો. જમાનાની તાસીર કહેવી હોય તો તેમ કહો, પ્રસંગની તાસીર કહેવી હોય તો તેમ કહો પણ દેવમંદિરની પ્રદક્ષિણા કરી પાછો આવનાર માણસ ભક્ત નહીં પણ ભૂત બની જતો અને વાતાવરણ તંગ બનતું જતું હતું. છેવટે એમ ને એમ ઓગણચાળીશ જણા જઈ આવ્યા અને છેલ્લે એક માણસ બાકી રહ્યો અને તેને બહાર જવાનું ફરમાન થયું.

તે બોલ્યો : ભાઈઓ ! હવે તો વીજળી કોનો ભોગ માગે છે તેની શંકા રહી જ નથી. જો હું જ પહેલો ગયો હોત અને મારી ઉપર વીજળી પડી હોત તો આપનો વખત બરબાદ ન થાત અને મને કાંઈ થયાની ખબર પડી ન હોત; પણ આપ બધા ભાઈઓના પુણ્યપ્રભાવે હજી સુધી તો હું બચી ગયો છું અને મારી વિનંતી છે કે આપ બધા થઈને મને બચાવો. મોટો પુણ્યાત્મા હોવાનો મારો દાવો નથી. હું પણ માણસ છું, અને માણસ જેટલી ભૂલો મેં પણ કરી છે છતાં મારા દિલમાં એમ ઊગે છે કે આપણે બધા ભેળા હોઈશું તો વીજળી ખમૈયા કરી જશે. અને આપને લીધે હું ઊગરી જઈશ. માટે હું આજીજી કરીને કહું છું કે મને ઉગારો.

એક પીઢ અને વૃદ્ધ પુરુષ હતો તેણે કહ્યું : ભાઈ ! મૃત્યુ તો જે ઘડીએ આવવાનું હોય છે તે ઘડીએ જ આવે છે. તે કોઈથી મિથ્યા થતું નથી. વીજળી તારો ભોગ લેવાની છે તે તો લેશે જ, પણ તારી તો સદ્‌ગતિ થશે.

એ માણસ રોઈ પડ્યો: ભાણા કાકા! મારું કહેવું એમ નથી કે મારે ખાતર તમે બધા મરી જાઓ પણ મને લાગે છે કે આપણે બધા ભેગા બેઠા છીએ અને કોઈને ભીની આંચ સરખી આવી નથી, અને હજીયે લાગે છે કે ભેગા હોઈશું તો બધા બચી જશું. આપ તો પુણ્યાત્માઓ છો એટલે આપનું કલ્યાણ થશે એમ તો મારાથી કેમ કહેવાય પણ આપ બધાની ઓથે હું ઊગરી જઈશ, માટે મહેરબાની કરી મારી વાત સાંભળો અને મને ક્ષમા કરો.

એક યુવાન ગોર જે ઓગણચાળીશમો ગયો હતો તે ઊંચોનીચો થઈ રહ્યો હતો. તે એકદમ ગર્જી ઊઠ્યો: હવે રાખ તારું એ ડહાપણ! તારે પાપે કોઈ બીજાને કાંઈ થયું તો તેનું સરાવવા તારો બાપ આવવાનો હતો?

ત્યાં તો કોલાહલ ઘણો વધી ગયો. 'મારો, સાલાને કાઢો બહાર, ન જાય તો ટાંગાટોળી કરો. ડાયલું માનતું જ નથી.' એમ જુદે જુદે સ્થળેથી પોકારો થવા માંડ્યા. અને ચાર જણાએ એકઠા થઈ આ માણસને પકડીને ઊંચક્યો. તે ખૂણામાં હતો ત્યાંથી ઉપાડી થાળા આસપાસ થઈ બારણા પાસે તેને લાવ્યા અને જોરથી ધક્કો મારી જાળી બહાર તીવ્ર વાછરાતી ઝડીમાં અને સુસવતા પવનમાં ફગાવી દીધો.

કોઈકે કહ્યું: બિચારો એક તો સુક્લકડી છે જ તેમાં બહાર છે એટલે ટાઢે ઠૂંઠવાઈને જ મરી જશે.

બીજાએ કહ્યું: તો પણ ઠીક થશે. વીજળીને એટલી તકલીફ બચશે.

ત્રીજાએ કહ્યું: અરે એવું હોય, હવે હમણાં જ વીજળી પડશે અને તે મરી જશે, પછી વાછંટ, ટાઢ પવન કાંઈ એને નડશે નહીં.

અને કેમ જાણે એ ભવિષ્યવાણી હોય તેમ કાન ફોડી નાખે તેવો ભયંકર કડાકો થયો; એટલો બધો પ્રકાશ થયો કે આંખો મિચાઈ જાય અને મંદિર ઉપર વીજળી કડકડાટ કરતી ત્રાટકી!!!'

રમેશે કહ્યું: 'જોયું ને! હું શું કહેતો હતો? એ ઓગણચાળીશ જણના પુણ્યે જ એ છેલ્લો બચતો હતો. જેવો તેને છૂટો પાડ્યો કે તરત જ, જેમ મધદરિયે ડૂબતા વહાણમાં બને છે તેમ—'

પ્રો. દોશી વચ્ચે જ બોલી ઊઠ્યા: 'તદ્દન ગલત વાત છે. આમાં એ ઓગણચાળીશ જણાનો જે સ્વભાવ દેખાયો એ જોતાં તો તેમાંના કોઈએ સાત સાત પેઢીમાં પુણ્ય જોયું કે સાંભળ્યું હોય તેવું લાગતું નથી. પણ વારુ—' તે મારી તરફ ફર્યા અને પૂછ્યું: 'પણ પછી તે ઓગણચાળીશ જણાનું શું થયું!'

ચર્ચા દરમિયાન પાનની પટ્ટી મેં તૈયાર કરવા માંડી હતી, તે મોંમાં મૂકી મેં કહ્યું: 'મારી વાતનો અંત આવ્યો નહોતો અને છેવટ શું બન્યું તે હું કહેવા જ જતો હતો ત્યાં જ રમેશે અંતરાય નાખ્યો. વીજળી પડી તે ઘુમ્મટ ઉપર પડી અને બધા તેમાં બળી ગયા અને પગથિયા પાસે ફેંકી દેવાયેલો એક જણ બીજે દિવસે ઘેર પાછો આવ્યો.!!!'

'તાર હૈ બૅરિસ્ટર સાહબ!' એમ કહી પટાવાળાએ વાતમાં વિક્ષેપ પાડ્યો અને અમે વિખેરાઈ ગયા.



પાવાગઢના પ્રવાસ દરમિયાન કરેલા સાહસ પછી વૃંદાવનને ખાતરી થઈ ગઈ કે, સાચે જ જિંદગી તો જીવવા જેવી છે

# નવું જીવતર

લેખક
નાથાલાલ દવે

વૃંદાવન જાગ્યો. પથારીમાંથી એ બેઠો થવા ગયો ત્યારે તેને સમજાયું કે તેના જમણા હાથે ખાલી ચડી હતી. તે પગ નીચા મૂકવા ગયો; પગ પણ હલ્યા નહિ. આ શું? પોતાના જ પગ અને પોતાનું કહ્યું ન કરે? વૃંદાવનને નવાઈ લાગી. થોડી વાર તે પથારીમાં પડી રહ્યો. તેને લાગ્યું કે પોતે જાગે છે પણ તેનું શરીર હજી ઊંઘે છે.

સૂતાં સૂતાં તેણે આળસ મરડી. તે હાથ હલાવવા લાગ્યો. ધીમે ધીમે પગ પણ ઊંચા કર્યા. શરીર જાગ્રત થયું. પછી વૃંદાવન પથારીમાંથી ઊઠ્યો. પણ એના સાંધા હજી કળતા હતા. ડગલું ભરતાં તેને વિશ્વાસ બેસતો ન હતો. બરાબર ચાલી શકાય છે એમ તેણે જોયું ત્યારે તેને નિરાંત થઈ. પછી દાતણ, ચા વગેરે રોજના કાર્યક્રમમાં એ રોકાયો. પણ તેના મનમાં એક વિચાર વારે વારે આવ્યા કરતો હતો, 'બસ, જીવી પરવાર્યા. હવે તો શરીર પણ ધાર્યું કામ નહિ આપી શકે.'

શરીરનું તો વૃંદાવનને લેણું હતું. એને પિસ્તાળીસ વર્ષ થયાં એમાં ક્યારે ય તેને લાંબી માંદગી નડી ન હતી. નાનપણમાં મુંબઈમાં મૂળજી જેઠા મારકીટમાં કાપડના તાકા ફેરવતો ત્યારે અને પછી ઉઘરાણી માટે સાંજ પડ્યે વીસેક માઈલ જેટલું તે ચાલી નાખતો ત્યારે ય કદી તેને તબિયતની ફિકર કરવી પડી નહોતી. તે ચાલીઓમાં રહેતો, વીશીમાં જમતો, પૂરી ઊંઘ વગર પણ ચલાવતો. તે વખતે શરીરે કદી ફરિયાદ કરી નહોતી. અને તેથી વૃંદાવનને પોતાના સ્વાસ્થ્યની ફિકર કરવાની ટેવ પડી નહોતી. હવે એ પૈસે-ટકે સુખી હતો, છાપખાનાનો માલિક બન્યો હતો. મહેનતનું કામ તેને કરવું ન પડતું. ગાદી પર તે બેસી રહેતો, ગાડીમાં ફરતો છતાં આજ શરીરના સાંધા રહી ગયા ત્યારે તેને આશ્ચર્ય થતું હતું.

પહેલાં એક વખતે જ્યારે અરીસામાં તેણે પહેલી વાર પોતાનો સફેદ વાળ જોયો ત્યારે તેના મનમાં આવી લાગણી થઈ હતી. 'ખલાસ, યુવાની ચાલી ગઈ,' એમ તે બોલી ઊઠ્યો હતો. પણ તે દિવસે આજના જેવી ગમગીની તેને થઈ ન હતી. જો કે તે દિવસે એ આજની જેમ એકલો પણ ન હતો.

ત્યારે તો એની સ્ત્રી જીવતી હતી. પુત્રી સાસરે ગઈ ન હતી. અને તેનો પુત્ર પણ બાપથી જુદો થઈ સરકારી નોકરીમાં જોડાયો ન હતો. પોતાની એકલવાઈ સ્થિતિ માટે વૃંદાવન કદી ફરિયાદ ન કરતો. તેનું મન મજબૂત હતું. ખોટા લાગણીવેડા તેને પસંદ ન હતા. જ્યારે કોઈ નવયુવાન રોતલ રાગે 'ના મેં કિસીકા, ના કોઈ મેરા' જેવું ગીત ગાતો ત્યારે વૃંદાવનને ચીડ ચડતી; તે કહેતો, 'આવું નમાલું ગાયન સાંભળીને તમે તાળીઓ શું પાડો છો? એને તમાચો મારો એક, એટલે ગાતો બંધ થાય.'

પાણી ખૂબ ગરમ કરાવીને વૃંદાવન નાહ્યો અને બહાર જતી વખતે મહારાજને કહ્યું, 'વાલ કે વટાણા ન કરશો. મેથીની ભાજી મળે તો લઈ આવજો. જરા વાની અસર જણાય છે. વાયડું પડે એવું શાક ખાવું નથી. અને જુઓ, રસોઈ મોડી કરજો. હું બે વાગે ઘેર આવીશ.' ખુશાલદાસ નામના કાગળના વેપારી આવવાના હતા. તેમની સાથે વૃંદાવનને કંઈ સોદો નક્કી કરવાનો હતો.

ગાડીમાં બેસી એ છાપખાને ગયો. ખિસ્સામાંથી પૈસા કાઢીને તેણે ગાડીવાળાના હાથમાં મૂક્યા. ગાડીવાળાએ કહ્યું, 'શેઠ! લ્યો આ પાછું. અને ચાંદીનું ચોખંડું બટન તેણે વૃંદાવનના હાથમાં આપ્યું. 'અરે! મને એમ કે બેઆની હશે,' વૃંદાવને કહ્યું. ચોરસ બેઆનીને બદલે પોતે એવા જ આકારનું બટન ગાડીવાળાને આપ્યું હતું એ વાતથી વૃંદાવન વિચારમાં પડી ગયો. ગાડીવાળાને પૈસા આપી એ પોતાના છાપખાનામાં દાખલ થયો પણ તેનું મન કહેતું હતું, 'આવી ભૂલ થાય જ કેમ? આંગળી અડકતાં આટલી વાત ન સમજાય? જરૂર, મગજની શક્તિ ઘટતી જાય છે.' પ્રેસનાં યંત્રો ચાલુ થઈ ગયાં હતાં. એક બાજુ માણસો બીબાં ગોઠવતાં હતાં. બીજી તરફ છોકરાઓ બેઠા બેઠા છપાયેલા ફરમાઓની ઘડી પાડતા હતા. વૃંદાવને ફરીને બધા તરફ નજર નાખી

લીધી. બધું બરાબર ચાલતું હતું. પણ તેના મનમાં એમ થયા કરતું હતું કે ક્યાં સુધી? આજ સાંધા રહી ગયા, કાલે કાન જશે, આંખો જશે અને એમ કરતાં કરતાં એક દિવસ...'

સવારથી ચાલુ થયેલી આ વિચારમાળાનું પરિણામ એ આવ્યું કે તે કાગળનો એક સોદો કરતાં અટકી ગયો. ખુશાલભાઈ નામના તેના વેપારીમિત્ર મુંબઈથી આવ્યા હતા. તેમણે કહ્યું, 'અમેરિકન કાગળનો મોટો જથ્થો હાથ કરી શકાય તેમ છે. હજારોનો નફો રહેશે. આ તક ગુમાવવા જેવી નથી.' પણ વૃંદાવને વાત માની નહિ. તેણે કહ્યું, 'આ છે એટલો માલ ખલાસ થાય એટલે બસ છે. હવે તે ક્યાં સુધી પૈસા પાથરતા જવા? સંકેલવાનો સમય નજીક આવે છે. અને તમે જાણો છોને, કંટ્રોલ ઑર્ડરનો પાછો ફફળાટ. છેક દિલ્હી સુધી જઈએ તો ય હૈદરી સાહેબ સરકારી નીતિ સમજાવવા બેસે. વેપારી એટલે એમને મન અણસમજુ નિશાળિયા.'

ખુશાલભાઈએ કહ્યું, 'એ બધું હું ક્યાં નથી જાણતો? પણ આમાં તો રસ્તો થઈ શકે તેમ છે એટલે તમારી પાસે આવ્યો છું. આ તો એમ કે આપણા જૂના સંબંધી રહ્યા. બાકી તો અમદાવાદ ક્યાં નથી?'

વૃંદાવને કહ્યું, 'મારે ખાતર તમે ખાસ વડોદરા ઊતર્યા અને તમને હું આવો જવાબ દઉં છું. પણ ખોટું ન લગાડશો. કશું નવું સાહસ કરવાનું હવે દિલ થતું નથી. એકે કામમાં રસ નથી રહ્યો. હવે તો જેમતેમ બાકીનાં વરસો નીકળી જાય એટલે પ્રભુની મહેર.'

વૃંદાવનની સ્ત્રીના મૃત્યુની વાત ખુશાલદાસ જાણતા હતા. પણ વૃંદાવન આવો જિંદગીથી થાકી ગયો હશે તેની તેમને ખબર ન હતી. આડીઅવળી વાતો કરતાં તેમણે કહ્યું, 'ખાસ તમારે ખાતર તકલીફ લીધી છે એમ ન માનશો. વડોદરા ઊતરવાનું બીજું પણ કારણ હતું. પાવાગઢ જવા વિચાર છે. કાલે જવું છે. ઘણા દિવસની માનતા બાકી છે.' અને તેમણે ઉમેર્યું, 'ચાલોને તમે ય. અનુપમ, દોલતભાઈ વગેરે સાથે છે. ત્યાં મહારાજને ત્યાં બધો બંદોબસ્ત કરાવ્યો છે. કશી અગવડ નહિ નડે.'

'પણ આ ઉંમરે ડુંગર ચડવો, તમને એ ફાવશે?'

'ન શું ફાવે? જૂનાગઢનો વતની છું, વનુભાઈ! એ તમે કેમ ભૂલી ગયા? નાનપણમાં કાંઈ નહિ તો પચાસ વાર ગિરનાર ચડ્યો હઈશ. ચાલોને, શરીરમાં શક્તિ રહી છે કે સાવ ખલાસ થઈ ગયા છીએ એની પણ ખબર પડશે. ડુંગર કોઈની શરમ રાખશે નહિ, ચોકખી વાત કહી આપશે.'

વૃંદાવનને એ વાત ગમી. પાવાગઢ જવાનું તેણે કબૂલ કર્યું.

(૨)

ગાયકવાડની નાનકડી ગાડી ચાર વેપારીમિત્રોને ચાંપાનેર તરફ લઈ જતી હતી. હાલોલ છોડ્યા પછી પહાડનાં પડખાં સ્પષ્ટ થતાં હતાં અને નીલ વનરાજી વચ્ચે જૂના ચાંપાનેરના અવશેષો અવારનવાર દર્શન દેતા હતા. ડુંગરના શિખર પર મોટી સફેદ વાદળી પથરાઈ હતી. પણ વૃંદાવનનું એ તરફ ધ્યાન ન હતું. પોતાની સામેના બાંકડે બેઠેલાં એક યુવક તથા યુવતીને જોવામાં તેનું મન રોકાયું હતું.

ભારે દેખાવડો તે યુવાન હતો. ગૌર વર્ણ, ભરાવદાર ચહેરો; ખાખી ચડ્ડી ને સફેદ ખમીસ. યુવતીએ રેશમી બદામી સાડી પહેરી હતી. કૅમેરા લઈને તે બેઠી હતી. હાથમાં પાતળી બે બંગડી, કાનમાં સોનાનાં એરિંગ. પવનમાં ફરફરતી એની સાડી સરખી કરવાની તેને પરવા ન હતી. યુવક કશી વાત કરતો હતો, યુવતી એ રસપૂર્વક સાંભળતી હતી. બંને તેમની દુનિયામાં તલ્લીન હતાં. યુવક બારીમાંથી હાથ લંબાવી કહેતો હતો, 'જો પેલી સીધી કરાડ, કેવી ભવ્ય લાગે છે! જો એના પરથી વાદળીની છાયા સરવા લાગી! પેલી ચાંપાનેરની મસ્જિદ દેખાય. વનની પાર્શ્વભૂમિમાં એના મિનારા કેટલા સુંદર દેખાય છે! અહો, આ ઝાડ તો જો; ડાળીનો કેવો સરસ વળાંક! સાથે પૂરતી ફિલ્મો હોત તો એની છબી પાડી લેત.'

વૃંદાવનના મનમાં થતું હતું કે આ સ્ત્રીને ભગવાને આંખો તો આપી છે. પોતાની મેળે એ બધું જોઈ શકે તેમ છે. કેમ તે એના પતિને કહેતી નથી કે 'બોલબોલ કરો મા. જોવા જેવું હશે તે મારી મેળે જોઈ લઈશ. તમે કહેશો તો જ મને સમજાશે એમ શા પરથી માની લો છો?' પણ ત્યાં વૃંદાવનને યાદ આવ્યું કે સ્ત્રીઓ ભારે કપટી હોય છે. પુરુષને

જે વાતમાં રસ હોય તેમાં પોતાને પણ ઊંડો રસ છે એવો તે આબાદ દેખાવ કરી શકે છે. નહિ તો કેટલી ય કલબો અને મંડળો ચાલત નહિ. વૃંદાવને પારખી લીધું કે આ લોકો નવાં પરણેલાં છે. યુવાની-ના એ મુગ્ધ દિવસો; જ્યારે એકબીજાની વાતો, ભલે તેમાં કશો અર્થ ન હોય, પણ માત્ર કંઠનો સૂર સાંભળવા મળે તેથી ય મીઠી લાગે છે.

'મુંબઈથી આવો છો?' વૃંદાવને એ યુવકને પૂછ્યું.

'ના, નવસારીથી.'

'અભ્યાસ કરતા હશો?'

'ના.'

'નોકરી કરો છો?'

'ના.'

'ત્યારે શું કામ કરો છો?'

'દવાખાનું ચલાવું છું.' યુવકે જવાબ આપ્યો અને પછી વાત આગળ ન ચાલે એ માટે કહ્યું,' જો સુલુ! પેલા ઝાડની ઘટા પાછળ સરોવર દેખાય!'

વૃંદાવન મનમાં હસ્યો, 'અમારી સાથે વાત કરવાની તારે શી ગરજ ભાઈ? તારી સામે સરો-વર છે અને સાથમાં તારી સુલુ છે. બીજાને માટે જગ્યા ક્યાંથી હોય!' અને મુખ પર હાથ ફેરવીને તે બોલ્યો, 'ચાલો, ખુશાલભાઈ! બિસ્તર લપેટો. ચાંપાનેર આવી ગયું.'

બપોર પછી વૃંદાવને ડુંગર ચડવાનું શરૂ કર્યું. તેના મિત્રો ધીરે ધીરે પગથિયાં ચડતાં હતા અને શ્વાસ લેતા જતા હતા, વૃંદાવનને પણ થાક લાગતો હતો. છાતી ધમણની જેમ ચાલતી હતી. ભાંગેલા કોટના દરવાજા તેઓ એક પછી એક વટાવતા ગયા. ચારે બાજુ ગાઢ જંગલ હતું. સાંજનો તડકો લીલાં પાન વચ્ચેથી મનોહર લાગતો હતો. નાના ઝરા રસ્તામાં ખળખળાટ કરી ઝાડીમાં અદશ્ય થઈ જતા હતા. પણ વૃંદાવનનું એ તરફ બહુ લક્ષ ન હતું. પાણીથી ભીનાં રહેલાં પગથિયાંની શેવાળ પોતાના પગને લપસાવી ન દે એની જ વૃંદાવનને ચિંતા કરવી પડતી હતી.

'આપણાં પેલાં સારસ ક્યાં ગયાં?' ખુશાલભાઈ બોલ્યા.

'એ તમે સરસ નામ પાડ્યું, ખુશાલભાઈ! ઊડીને આગળ ગયાં લાગે છે.' વૃંદાવને જવાબ આપ્યો.

ઠંડી મીઠી હવા વાની હતી પણ સહુનાં શરીર પહાડ ચડવાના પરિશ્રમથી પરસેવે ભીંજાતાં હતાં. ધીમે ધીમે રસ્તો કાપતા સહુ ચાલ્યા. ખુશાલભાઈ સહુથી આગળ રહેતા હતા. 'આ બધું નાની ઉમરે શોભે હવે આટલા વરસે આપણે ડુંગર ચડવા નીકળ્યા. કાલ ખબર પડવાની છે; કેડ જ રહી જવાની છે, ખુશાલભાઈ! કાંઈ થયું તો અહીંથી ઉપાડીને તમારે મને ઘેર પહોંચાડવો પડશે.' અને રાજકન્યાના સાત માળના મહેલ આગળ સહુ પહોંચ્યા ત્યારે તો વૃંદાવને કહ્યું, 'તમે જઈને જુઓ ભાઈ! આપણી તો શ્રદ્ધા નથી. સાત માળ ઊતરવા ને ચડવા એ ન પરવડે.' ત્યાં નીચે ઊંડે તેમની નજર ગઈ. અગા-શીમાં સુલોચના ઊભી હતી. ડૉક્ટર એનો ફોટો પાડતો હતો. 'જો રહ્યાં પેલાં, ખુશાલભાઈ!' વૃંદાવન બોલ્યો અને પત્થરની સાત સીડી ઊતરી સહુ સાથે તે પણ નીચે અગાશીમાં પહોંચ્યો. સામે વિશ્વામિત્રીનો ધોધ પડતો હતો. સફેદ પ્રવાહ ફરફરતા રેશમી ઉતરીય ની પેઠે નીચેની ખીણમાં અદશ્ય થતો હતો. ઊંડા અંધારા જંગલમાંથી પાણી પડવાનો અવાજ પણ ઉપર સુધી પહોંચતો ન હતો. 'કઈ રાજકન્યા આ મહેલમાં રહેતી હશે?' વૃંદાવને સામેની ભયાનક ખીણ તથા ઉપર તોળાયેલી પહાડની કરાડ પર નજર નાખી. 'અજબ હિંમતવાળી હશે એ,' વૃંદાવનને લાગ્યું, 'નહિતર આવી જગ્યાએ શે રહેવાય?'

'સામેના જંગલમાં એનો સ્વામી વાઘના શિકાર ખેલતો અને આ અટારીમાંથી ઊભી ઊભી તે જોતી,' ડોક્ટરે તેને સમજાવ્યું પછી તેણે કહ્યું, 'સુલુ! ચાલો આગળ, આપણને મોડું થશે.' સુલોચનાએ તેનો હાથ હાથમાં લીધો અને તે ટપટપ પત્થરની સીડી ચડવા લાગી. સાત મજલા ચઢીને ઉપરની ઝાડીમાં તેમને અદશ્ય થતાં સહુ જોઈ રહ્યા. 'આનું નામ તે જોબન, વનુભાઈ! આપણાથી આમ ચડાશે?' ખુશાલભાઈએ કહ્યું. વૃંદાવને હસીને કહ્યું, 'હોય, ભાઈ! આપણે ય તે એક દિવસ આમ જ જોર બતા-વતા હતા.'

પાવાગઢ ઉપર માતા કાલિકાનું મંદિર છે. અરધે રસ્તે યાત્રાળુઓને રહેવા માટે જૂના કાળમાં સિવિયા-

એ બંધાવેલી ધર્મશાળા છે. તેને માચી કહે છે. માચીમાં રાત રહેવાનું ખુશાલભાઈએ નક્કી કર્યું હતું. તેમનો સામાન ત્યાં પહેલેથી પહોંચી ગયો હતો. સાંજે થાકીને લોથપોથ થઈ આ ચાર યાત્રીઓ ઉપર પહોંચ્યા. ખુશાલદાસ સિવાય સહુના મનમાં પાવાગઢ આવવામાં પોતે મૂર્ખાઈ કરી છે એમ લાગતું હતું. પગ રહી ગયા હતા, કમર ફાટતી હતી, પિંડીના ગોટલા બાઝી ગયા હતા અને હજી અર્ધું ચઢાણ બાકી હતું. આનંદ થયો હતો પણ પ્રમાણમાં તકલીફ વધારે થઈ હતી. ભાતું ખાઈને સહુ પથારીમાં પડ્યા. પાછળ તેલિયા તળાવ પર ચંદ્ર ઊગ્યો. ઝાડીમાં આગિયા ઊડતા રહ્યા. પણ આ પ્રૌઢ પ્રવાસીઓ તે જોવા ન ગયા. ડૉક્ટર અને સુલોચના લાંબે સુધી ફરીને પાછાં આવ્યાં ત્યારે સહુ જંપી ગયા હતા.

(૪)

સવારમાં અનુપમ તથા દોલતરાય પરિયાણ કરવા લાગ્યા, 'ઉપર જઈને જ ચા પીવાનું રાખીએ તો કેમ?' વૃંદાવને જવાબ આપ્યો, 'ચા વગર ઉપર કેમ પહોંચાશે તે કાંઈ સમજાતું નથી.' છેવટે સહુ ચા બનાવવા બેઠા. સુલોચના તથા ડૉક્ટર પણ તેમાં ભળ્યાં. એમનો સંકોચ ઓછો થતો હતો.

ચા પીતાં પીતાં ડૉક્ટરે ઇતિહાસ ઉખેળ્યો. પાવાગઢનો કિલ્લો કોણે બાંધ્યો, પતાઈ રાવળને કેવી દુર્બુદ્ધિ સૂઝી, મહમદ બેગડાએ એ કિલ્લાનો કેવી રીતે ધ્વંસ કર્યો એની વાતો ચાલી. ખુશાલભાઈ પણ જ્ઞાનમાં ઓછા ઊતરે તેમ ન હતા. વિશ્વામિત્રની ગાય વિશેની દંતકથા તથા ભદ્રકાળી કેમ મુખ ફેરવીને બેઠાં એ વાત તેમણે કહી સંભળાવી. જ્યારે સહુ તૈયાર થઈને ચાલી નીકળ્યાં ત્યારે હજી ઠીક ઠીક ધુમ્મસ હતું. સૂર્ય કેટલો ચઢ્યો છે તેની ખબર પડતી ન હતી

'કેમ વનુભાઈ! ચઢાશે કે?' ખુશાલભાઈએ પૂછ્યું.

'પગ સાથે મસલત કરું છું. શો જવાબ મળશે એ નક્કી નથી.' વૃંદાવને કહ્યું, ધીરે ધીરે સહુ ઉપર ચઢવા લાગ્યા. ભાંગેલા બૂરજો, કોઠાઓ, પડી ગયેલા ધાન્યભંડાર, જીર્ણ શિવાલયો એ સર્વ જોતાં જોતાં સહુ આગળ ચાલ્યા. આખી ખીણ સફેદ ધુમ્મસથી છલકાઈ ગઈ હતી. પહાડની કરાડો પરથી નાનાં ઝરણાં અદૃશ્ય થતાં હતાં. અને ધુમ્મસમાં ઊભેલાં વૃક્ષો—.

પણ ત્યાં વૃંદાવન 'હાશ' કરીને બેસી ગયો.

'અરે! અત્યારથી થાકશો એ કામ આવશે ? ચાલો.' ખુશાલભાઈએ કહ્યું. છાતી ઉપર મૂકીને વૃંદાવને કહ્યું, 'ચાલવું છે, પણ આ શરૂ થઈ છે તેનું શું!' અને તે કપાળ પરથી પ લૂછવા લાગ્યો.

ઢોળાવ પૂરો થતાં તેના પગ લથડિયાં લેવા લા વારે વારે તેને હાંફ ચડવા લાગી. ઘડીએ ઘડીએ બેસી જતો હતો. મહામહેનતે તેણે લાકડાના વાળી ખાઈ વટાવી. ચીકણાં ભીનાં પગથિયાંએ કાયર કરી દીધો. તેનું ગળું સાવ સુકાઈ ગયું. ખુશ દાસે કહ્યું, 'આમ તો અહીં જ સાંજ પડશે.'

વૃંદાવને કહ્યું, 'ભલે પડતી, રાત રે'શું.'

'પછી ચા નહિ મળે.'

'બસ, એટલાથી ડરી જઈશ?'

'ત્યારે આટલું ચડવામાં શું હારી બેઠા પેલાં તો ક્યારનાં પહોંચી ગયાં હશે.'

વૃંદાવને કહ્યું 'જાય જ ને. એમને કાંઈ આ જેમ થોડાં પિસ્તાળીસ–પચાસ થયાં છે!'

'ચાલો, એકવાર ઝપટ કરો. આ છેલ્લો ઢો છે. પછી તો સપાટ રસ્તો આવે છે.'

અને શરીર તથા મનની તમામ શક્તિ કરીને વૃંદાવન એ છેલ્લો ઢાળ ચઢ્યો પત્થરનો દર વટાવી સહુ ચાલ્યા. ત્યાં જૂનાં મંદિરો કે જોવા જેટલી તેમનામાં સ્ફૂર્તિ રહી ન હતી. દૂ સરોવરે પહોંચી ઠંડું પાણી પીધું ત્યારે સહુમાં આવ્યો. ત્યાં જૈનમંદિરના આરસ પર વૃંદાવન ચ પાટ સૂતો. 'આપણે તો જમીનદોસ્ત થઈ ગ ખુશાલભાઈ,' તે બોલ્યો.

'બધામાં તમે જ સહુથી પોચા નીકળ્યા. ખબર નહિ કે મહેનતના આટલા કાયર હશો. મું માં નાના હતા ત્યારે...' અને પછી વૃંદાવન મહેનતે કમાતો તેની વાત નીકળી. વૃંદાવને 'હા, ખુશાલભાઈ! પણ એ દિવસો ગયા. હવે ઉંમર થવા આવી.'

ધુમ્મસ ખસવા માંડ્યું હતું, કાલિકાની ટેકરી સીધાં પગથિયાં તરફ હાથ ચીંધી ખુશાલદાસે 'હવે આટલું ચઢવાનું બાકી છે. જુઓ,

મંદિર દેખાય.'

'હજી ચડવાનું? તમારે જવું હોય તો જાઓ, હું તો અહીં સૂતો છું.'

'અરે, અહીં આવ્યા અને દર્શન વગર જવાય!'

'પણ માતાજીને ત્યાં રહ્યા વગર શું નથી ચાલતું? ભક્તોને કેટલો ત્રાસ થાય છે તેની ખબર છે?'

'ધુમ્મસ ગયું. કેવો સરસ તડકો નીકળ્યો! અરે વનુભાઈ! જો પેલાં રહ્યાં, ત્યાં ઉપર.' ખુશાલદાસે 'દાક્તર!' કહીને મોટે અવાજે બૂમ મારી. ઉપરથી 'હો...'નો લંબાયેલો જવાબ મળ્યો. ઊંડે ખીણમાં એના પડઘા ચાલ્યા ગયા. વૃંદાવન કાલિકાના શિખર સામે જોતો હતો એને એ સ્વર્ગ જેટલું ઊંચું લાગતું હતું. પિડીના ગોટલા મસળતો મસળતો તે પગથિયાંની સીધી હાર જોઈ રહ્યો મંદિરની શ્વેત દીવાલ, ફરફરતી ધજા અને ઉપર સ્વચ્છ નીલ આકાશ તરફ તેણે નજર નાખી. પાછી સીધી ભેખડો વચ્ચેથી નીચેનું મેદાન દેખાતું હતું. નીચેની વનરાજી પરથી હજી સફેદ ધુમ્મસનો પટ ખસ્યો ન હતો.

વૃંદાવને ફરી ઉપર નજર નાખી. ડૉક્ટર અને તેની પત્ની છેક દીવાલને છેડે ઊભાં હતાં. સુલોચનાની સાડી પવનમાં ઊડતી હતી. એ કશાકની છબી પાડતાં હોય એમ લાગતું હતું. ખુશાલદાસની પણ ત્યાં જ નજર હતી.

'બંને સરસ દેખાય છે, નહિ?' વૃંદાવને કહ્યું.

'આબાદ જોડી છે, જોઈને આંખ ઠરે એની. અહીંથી કેટલાં નાનાં લાગે છે, જાણે બે પંખી જ જોઈ લો.' ખુશાલદાસે જવાબ આપ્યો.

'તમે કહો છો તેવાં, સારસ જેવાં.'

'કેમ ખુશાલભાઈ! શું જુઓ છો?' અનુપમે પૂછ્યું.

'કાંઈ નહિ, એ તો વનુભાઈને એમનું નાનપણ યાદ આવે છે,' ખુશાલે ટકોર કરી.

'કોને યાદ આવે છે? મને કે તમને?'

પણ ત્યાં ખુશાલે રાડ પાડી, 'અરે, અરે! ગજબ થયો.' સહુ ફાટી આંખે જોઈ રહ્યા.

વૃંદાવને દીવાલ પરથી સુલોચનાને પડતી જોઈ. પહાડના ભૂખરા ઢાળ પરથી બદામી રંગની સાડી તેણે દડતી જોઈ. સાથે તીણી ચીસ સહુના કાને પડી. દીવાલ જેની એ કરાડ પર સુલોચના વચ્ચે જરા અટકી, પાછી લપસી; અફળાતી, અથડાતી છેક અણી સુધી પહોંચી. ત્યાં એક નાનું વાંકું ઝાડ હતું. તેને બાઝીને એ લટકી; હવામાં તેના પગ વીંઝાયા.

'દોડો, દોડો, કોઈ દોરડું લાવો,' ખુશાલભાઈ અકળાઈને કહેવા લાગ્યા. 'એના હાથ છૂટી જશે તો પછી નીચે બે હજાર ફીટની ખાઈ છે. અરે, પેલો દાક્તર શું કરે છે?' અને મોટે સાદે તેમણે કહ્યું, 'રહેવા દો, દાક્તર! ત્યાંથી નહિ ઊતરાય.'

બાજુમાં હોટલ હતી. ચારપાંચ માણસો દોડતાં આવ્યાં. દોરડું મળે તેમ ન હતું. 'આ તો ગજબ થાય છે. ક્યાં સુધી એ બાઈ લટકી શકશે? આપણી નજર સામે જ એ ખીણમાં પડશે ને આપણે જોતા રહેશું! અરે, વનુભાઈ! ક્યાં ગયા એ?' કહી ખુશાલભાઈ આસપાસ જોવા લાગ્યા. વૃંદાવન કાલિકાના શિખર તરફ ઝપાટાબંધ ચડી રહ્યો હતો.

સીડી જેવા સીધાં પગથિયાં એ ચડતો હતો. તેના પગ અકડાઈ ગયા હતા, પસીને શરીર ભીંજાતું હતું. પણ તેનું તેને ભાન ન હતું. તેની કમર તૂટવા લાગી. કંઠ સુકાઈ ગયો. મહામહેનતે તે ઉપર પહોંચ્યો. ઠંડી હવામાં તેના કપડાં ફડફડ થતાં ઊડવા લાગ્યાં. તેની છાતી ધડકતી હતી પણ શ્વાસ ખાવાની તેને ફુરસદ ન હતી.

વંડી પરથી દાક્તર પાછા ઊતરવા જતા હતા. પણ તેમના પગ ધ્રૂજતા હતા. બે-ત્રણ વાર પ્રયત્ન કરીને તે પાછા વળ્યા. ગભરાયેલા ચહેરે તે દૂર મૃત્યુની ખીણ પર લટકતી પોતાની પત્નીને જોઈ રહ્યા. ફરી તે નીચે ઊતર્યા, પગ થરથર ધ્રૂજવા લાગ્યા, ત્યાં વૃંદાવને હાથ પકડી તેમને ઉપર ખેંચી લીધા. 'તમે રહેવા દો, દાક્તર! હું જાઉં છું' કહી બૂટ કાઢી, કછોટો બાંધીને વૃંદાવન મંદિરની દીવાલ પરથી ઊતર્યો.

ભૂખરો લપસણો પત્થર, કંઈ કાળનો પવન ખાઈ ખાઈને પોચો થઈ ગયેલો. વૃંદાવનના પગ લપસવા લાગ્યા. પગ નીચેથી કાંકરીઓ ખસી જવા લાગી. નાના ખાડામાં તેણે હાથ ભરાવ્યા, પત્થરની અણી સામે પગ ટેરવ્યા. પેટભર લપસતો લપસતો તે નીચે ઊતરવા લાગ્યો. દડદડ કરતા પત્થર તેના પગ નીચેથી સરકવા લાગ્યા. આખી ખીણ જાણે કે તેને ખેંચી રહી હતી.

સુસવાટા કરતા પવનનો ધક્કો આવ્યો. માથું નીચું કરી વૃંદાવન પત્થરે બાઝી રહ્યો. તેણે ઉપર નજર કરી તો ડૉક્ટર દીવાલ પર ઊભા હતા, પાછળ મંદિરની ધજા હતી, ઉપર આકાશમાં સફેદ વાદળી આવી હતી. વૃંદાવને નીચે જોયું. પત્થરની લાંબી પથારી અને છેડે સુલોચના. હજી તો એ ઘણી દૂર હતી.

'ગભરાઈશ નહિ, બહેન! આ આવ્યો' કહી તે ઉતાવળ કરવા ગયો. પણ તેના હાથમાંનો પત્થર તૂટયો. શરીરને આંચકો લાગ્યો. પેટમાં ફાળ પડી. પોતે લપસીને ખાઈમાં જશે કે શું? પણ પગનાં આંગળાં પત્થરમાં ભરાઈ રહ્યાં. તે પડતાં બચી ગયો. હૃદય જોસથી ઉછાળા મારવા લાગ્યું. તેનાં ઢીંચણ અને કોણી બળવા લાગ્યાં. એ ક્યારે છોલાયાં તેનો વૃંદાવનને ખ્યાલ ન હતો. પોતાના પગથી દડેલો પત્થર સુલોચનાને વાગી ન બેસે એની તેને ફિકર હતી.

શરીરને ધીરે ધીરે સરકાવતો તે પહાડની અણી પર પહોંચ્યો. સુલોચનાનો ભયવિહ્વળ ચહેરો હવે તેને સ્પષ્ટ દેખાયો. કરાડને છેડે એ ઊંધો સૂતો. એક હાથે ઝાડનું મૂળ થોભી તેણે બીજો હાથ નીચો નમાવ્યો. સુલોચનાની સાડી તેના હાથમાં આવી. વૃંદાવન જરા વધારે નીચો નમ્યો. તેના હાથ નીચેથી પત્થર તથા માટીનું એક મોટું ગાબડું છૂટું પડયું. ને નીચેની ખીણમાં અદશ્ય થયું.

ખુશાલભાઈ, અનુપમ તથા બીજા માણસો ઉપર આવી લાગ્યા હતા. તેઓ રૂંધાયલા શ્વાસે વૃંદાવનનું આ સાહસ જોઈ રહ્યા.

પગ બરાબર ટેકવી વૃંદાવન વધારે નીચો નમ્યો અને સુલોચનાના બંને હાથ બજા બાજુથી પકડી તેણે તેને ઉપર ખેંચી લીધી. નિરાંતનો શ્વાસ લઈ એ બોલ્યો, 'શાબાશ! ખૂબ હિંમત રાખી.' સુલોચના તેને બાઝી પડી. તેનું હૈયું ફફડતું હતું. આંખોમાં ભય ચમકતો હતો. બોલવાના તેનામાં હોશ રહ્યા ન હતા. પવન જોરથી ફૂંકાતો હતો. ધૂળ ધૂળ થયેલા તેના કેશ વારે વારે ઊડીને મુખ આડે આવતા હતા.

હવે સીધી ભેખડ પર ચડવું એ વૃંદાવનને માટે પહેલાં કરતાં પણ વધારે મુશ્કેલ થઈ પડ્યું. તે પત્થર પર પોતાની જાતને ટેકવવા ગયો ત્યારે ખરરર થતો પત્થર ખસ્યો. ભયભીત સુલોચનાને એક બાજુ ખસેડી મહામહેનતે વૃંદાવન કરાડને વળગી રહ્યો. એક નાનું ઝાંખરું તેણે પકડ્યું અને ધીરેથી પગ ભેરવી તે આગળ વધ્યો. સુલોચના ઉપર ખસી. વૃંદાવને કહ્યું, 'જુઓ પેલો પત્થર, ત્યાં હાથ ટેકવો. હિંમત રાખજો; હં, હવે ડરવાનું નથી.' અને એ હાથે સુલોચનાના પગને ધક્કો આપી તેણે તેને આગળ ખસેડી.

ઘસાતાં, છોલાતાં બંને ઉપર ચડતાં ગયાં. વચ્ચે સુલોચનાનો પગ લપસ્યો. પણ પાછળ આવતાં વૃંદાવનના ખભાનો તેને ટેકો મળી ગયો. અને એ ફરી ગબડતાં બચી. ખૂબ સાવધાનીથી વૃંદાવન તેને દીવાલના પત્થર સુધી લઈ આવ્યો. ઉપરથી કોઈએ ફેંટો ઉખેળીને લંબાવ્યો. વૃંદાવને સુલોચનાને કમરથી બાંધી અને ડૉક્ટર તથા ખુશાલદાસે મળી એને દીવાલ પરથી સીંચી લીધી.

ત્યારે જાણે પોતા પરથી મોટું જોખમ ઊતરી ગયું હોય તેમ 'હાશ' કહી વૃંદાવન દીવાલનો પાયો પકડી માથામાંથી ધૂળ ખંખેરતો ઊભો.

સુલોચનાએ ડૉક્ટરના ખભા પર માથું ઢાળી દીધું. એના મનમાંથી હજી બીક જતી ન હતી.

'અરે, કપડું નાખો; મને અહીં ને અહીં રહેવા દેવો છે કે શું?' વૃંદાવને કહ્યું. અને ખુશાલે નાખેલા ફેંટાનો છેડો પકડી એ ઉપર ચડી ગયો.

પછી થોડી વાર તે શ્વાસ લેવા બેઠો. ગોઠણ તથા કોણી પાસે લોહીના લાલ ડાઘ પડ્યા હતા. 'ઠીક છોલાયો છું, નહિ?' કહીને વૃંદાવન હસ્યો.

ખુશાલે કંઈ કહ્યું નહિ, માત્ર તેનો હાથ હાથમાં લઈ દબાવ્યો સુલોચનાની સાડી ચિરાઈ ગઈ હતી: તેને ખભે, હાથે, પગે ખૂબ વાગ્યું હતું. કેમ કરતાં આ બધું બન્યું તેની પૂછપરછ ચાલી. દીવાલ પર નમીને સુલોચના ફોટો પાડવા ગઈ ત્યાં ઈંટ ખસી ગઈ અને એ લપસી. તેની ભૂલની સાક્ષી પૂરતો કૅમેરા હજી પેલી કરાડ પર અધવચ્ચે આરામ કરતો હતો.

પાછા વળતાં સુલોચનાએ ફરી પેલી ત્રાંસી ભેખડ, તેના છેડે આવેલું વાંકું ઝાડ, ત્યાંથી શરૂ થતી કરાડ અને તેમાંથી ઊંડે ઊંડે દેખાતી પહાડની છાયાથી ઢંકાયેલી ઝાડી તરફ નજર કરી અને 'બાપ રે' કહીને આંખો આડા બેમ હાથ દાબી દીધા.

(૫)

સાંજે સહુ સ્ટેશને ગાડીની વાટ જોતાં બેઠાં હતાં. ઘેરા જાંબુડી રંગ ધારણ કરીને પાવાગઢ ઊભો હતો. તેની સીધી કરાડો એવી ને એવી સ્થિર ને સ્વસ્થ હતી. ઉપર રૂપેરી વાદળીઓ ફર્યા કરતી હતી. વૃંદાવન પર્વ-તનું એ ઘનશ્યામ સ્વરૂપ જોઈ રહ્યો હતો.

ડૉક્ટર તથા સુલોચનાએ આખો દિવસ તેમની સાથે ગાળ્યો હતો. પોતાને હાથેપગે બાંધેલા પાટા પર સુલોચના હસતી હતી.

ડૉક્ટર વૃંદાવનની પાસે આવીને બેઠા. થોડી આડી-અવળી વાત કરી તે બોલ્યા, 'તમે આજે સુલુની જિંદગી બચાવી છે. એ માટે તમારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે.'

વૃંદાવને કહ્યું, 'મારે તમારો ઉપકાર પણ માન-વાનો છે. તમે મને નવું જીવતર આપ્યું છે.'

ડૉક્ટરને નવાઈ લાગી. તે વૃંદાવન સામે જોઈ રહ્યા.

વૃંદાવને કહ્યું, 'તમે નહિ માનો, પણ ખરેખર આજ મને નવું જીવન મળ્યું છે. એ દિવસ પહેલાં મારા સાંધા રહી ગયા હતા. મને એમ થતું હતું કે હું હવે પરવાર્યો. ખાવાપીવામાં રસ રહ્યો ન હતો, વેપારધંધામાં મઝા પડતી ન હતી. પણ શરીરમાં હજી શક્તિ છે, હું સાવ ખલાસ થઈ ગયો નથી એની આજ ખબર પડી. તમે તો દાક્તર છો. આ વાત સમજાવો મને. આજે હું થાકીને લોથ થઈ ગયો હતો. કાલિકાના શિખરે ચડવાની ઇચ્છા ય ન હતી. એક પગથિયું પણ ચડી શકીશ એમ લાગતું ન હતું. ત્યારે પંડમાં આટલું સાહસ કરવાનું જોર આવ્યું ક્યાંથી?'

ખુશાલે કહ્યું, 'એમાં દાક્તર શું સમજાવવાના હતા, લ્યો ને હું જ સમજાવું. આપણે શરીરથી કામ કરીએ છીએ પણ મન બીજે રોકાયું હોય છે. પ્રાણ, મન અને શરીર ત્રણે જેમાં તલ્લીન થાય એવું કામ આપણે હાથમાં લઈએ ત્યારે શરીરમાં નવી શક્તિનાં પૂર ઊભરાય છે. જગતના મહાન સર્જકો, કલાકારો, શોધકો પ્રાણ, મન, દેહની સમગ્ર શક્તિ કેંદ્રિત કરીને કાર્ય કરી શકે છે. એટલે તો તેઓ આટલી ઊંચા-ઈએ વસતા લાગે છે. આપણે રહ્યા સામાન્ય માનવી,

[અનુસંધાન પાન ૧૮

# રામાયણ ઉતારવાના જ માસિક રૂ. ૫૦૦નું રહસ્ય શું હતું?

## રાતી ટોળી

લેખક

ગુણવંત મ. જોશી

'વિચિત્ર અને અપ્રતિમ અનુભવો માટે જિંદગીથી વધુ સારી ચોપડી એકેય નથી' એમ મારો મિત્ર સુકુમાર કહેતો ત્યારે મારે ગળે વાત ઊતરતી નહીં. પરંતુ એક દિવસ વેપારી જેવો લાગતો, ઊંચો દૂબળો રાતા વાળવાળો માણસ અમને મળવા આવ્યો. તેણે, પહેરેલા લાંબા કોટના ખીસામાંથી ચોળાઈ ગયેલું છાપું કાઢી વંચાવ્યું: 'સશક્ત અને તંદુરસ્ત મનવાળા તમામ રાતા વાળવાળા માથાના માનવીઓ માટે અમૂલ્ય તક. સર પ્રતાપચંદ ખાંડમલ ટ્રસ્ટમાં રાતા માથાવાળા માટે એક જગ્યા ખાલી પડી છે; એ જગ્યાનો દરમાયો રૂપિયા ૫૦૦) છે: કામ નજીવું કરવાનું અને જોખમદારી કશી નથી. મળો—સર રઘુપતરાવ મેન્શનને બીજે માળે, મંગળવારે સવારે ૧૦ વાગે.'

'આનો અર્થ શું?' હું બરાડ્યો.

સુકુમારે સ્મિત કરી જણાવ્યું: 'એ બે મહિના પહેલાનું 'મુંબઈ સમાચાર' છે.'

'કેવી રીતે જાણ્યું?'

'આ ભાઈ મને અગાઉ મળી ગયેલ.' સુકુમારે જણાવ્યું, 'ધીરજલાલ! તમારી વાત ફરીથી સંભળાવો.'

'હું નાણાવટી છું અને વ્યાજવટાવનો ધંધો કરું છું. એમાં હવે તો એવી કમાણી નથી રહી—માંડ પેટ પૂરતું મળે છે. પહેલાં બે મહેતાજી રાખી શકતો. હવે તો એકનોય માંડ સમાસ થાય છે. હાલના મહેતાજીએ સ્વેચ્છાએ અડધો પગાર લેવાનું સ્વીકાર્યું છે.'

'એ પરોપકારી સજ્જનનું નામ?' સુકુમારે અધવચ્ચે પૂછ્યું.

'વિનાયક સુતરિયા. ઉત્સાહી અને ચાલાક તો તે એટલો બધો છે કે ગમે ત્યાં, હાલના કરતાં તેને બમણો પગાર મળી રહે.'

'આવા કઠણ કાળમાં, તેય અર્ધે પગારે આવો મહેતો મળે! નસીબની વાત છે.'

'તેનામાંય અમુક ખામીઓ તો છે જ.' ધીરજલાલે કહ્યું, 'ફોટોગ્રાફી પાછળ તો તે એટલો બધો ગાંડો છે કે ગમે તેવા કામમાં હોય તો પણ નીચલા ભંડકિયામાં ડૂબકી મારી જવાનો. કામ કામને ઠેકાણે રહે.' થોડી વારે, 'બીજાં વ્યસનો નથી એટલું સારું છે. ને આ છાપાની વાત તેણે જ મને કરી. એક દિવસ સવારે આવીને કહે, 'કાકા, ઈશ્વર આપે છે તેને બધું આપે છે ને મારી જેવાને એક રાતું માથું આપતાં તેને ઘા લાગે છે.' મેં પૂછ્યું, 'છે શું? રાતું માથું તો મારેય છે. એમાં શો ફાયદો જાણ્યો છે? કૂતરાં ને છોકરાં પાછળ દોડે અને હું નસીબ ગણું છું?' 'નસીબ? આ નસીબ નથી તો છે શું બીજું? આ જુઓ.' કહી છાપું મને બતાવ્યું. 'આ તે જપ્પો છે કે સાચું?' મેં છાપું વાંચી આશ્ચર્યચકિત થઈ પૂછ્યું. 'તમને એટલીય ખબર નથી? આ તો બહુ પ્રખ્યાત સંસ્થા છે.' બધી વાતચીત અંતે મારે ત્યાં મળવા જવું એવો નિર્ણય થયો. ને તમે જુઓ છો તેમ મારા અતિશય રાતા વાળને અંગે હું ચૂંટાયો પણ ખરો. ત્યારથી એની મારી નોકરી જ્યારે મારો ધંધો વધુ તો સાંજનો રહ્યો અને: વિનાયક જેવો પ્રમાણિક મહેતો દુકાને ચોવીસે કલાક હોય પછી વાંધો શો? ને ભાઈ! મહિને પાંચસો કડવા કોને લાગે? કામ કરવાનું ત્યારે રામાયણની સારા અક્ષરે નકલ ઉતારવાની.

પહેલી દૃષ્ટિએ આ વાત જોતાં જ કોઈ આપણી બનાવટ કરી રહ્યું છે એવું આપણને લાગે—મને પણ લાગેલું. વીસમી સદીમાં આવું બને? મને પહેલાં તો લાગ્યું, હું ગાંડો બની ગયો કે શું? રામાયણ ઉતારવાના પાંચસો? હા, પાંચસો. પહેલી તારીખ આવી ને રૂ. ૫૦૦) ખનખનતા ખીસામાં નાખી ઘરે આવ્યો. ને એમ ખાસા બે મહિના કામકાજ ચાલ્યું. ને આજે...આજે દસ વાગે સવારે જઈને જોયું તો...' બોલતાં બોલતાં તેણે ખીસામાંથી નોટપેપર સાઇઝનો કાગળ કાઢી ધર્યો, 'આજથી 'રાતું મંડળ' બરખાસ્ત થાય છે.' વાંચ્યું.'

'હેં?' સુકુમાર ચમકી ગયો.

વાત એટલી હાસ્યાસ્પદ લાગતી હતી કે અમે બંને સંયમ રાખી શક્યા નહીં: ખડખડાટ હસી પડ્યા.

'આમાં હસવા જેવું છે શું?' ચિડાઈને અસીલ બોલ્યો, 'તમારે હસવું જ હોય તો હું બીજે જાઉં.'

'ના, ભાઈ, ના. આખી દુનિયા મળે તોયે તમારો કેસ હું છોડવાનો નથી.' સુકુમારે શાંત થતાં કહ્યું.

'આ ચોપાનિયું બારણા પર ચોડેલું, તે લઈ મેં આસપાસ બધાને પૂછ્યું. કોઈને કંઈ ખબર નહોતી. એકે કહ્યું કે તે ભાઈ તો ગઈકાલે ચાલ્યા ગયા.'

'પછી?'

'ઘાયેલા: મૂગા જેવો ઘરે ગયો. મહેતાને પૂછ્યું ત્યારે તે બેટો કહે: 'ટપાલમાં ખબર આવશે.' ટપાલમાં તે શું આવતું'તું? સાંભળ્યું છે કે તમે અમારા જેવા તરફ દયાભાવ રાખો છો, તે આવ્યો. પાંચસો ચાલુ કરી

દયો તો પાડ.'

'એ તો તમે તમારા સ્વાર્થની વાત કહી.' ટટાર થઇ, 'આ કૈં છોકરાની રમત તેમણે નથી માંડી. ભયંકર રમતની ગંધ અહીં બેઠાં મને આવે છે.' પછી થોડી વારે, 'તમે આ મહેતાને ક્યારે રાખેલ ?'

'છાપું વાંચ્યું તે પહેલાં એક મહિનાથી.'

'તેનો દેખાવ કેવો છે ?'

'આમ લાગે ત્રીસક વર્ષનો; પણ હશે મોટો. મોં પર એકેય વાળ નથી ઊગતો. કપાળે પોળું-કોઢ જેવું ચાઠું; બાકી છે સશક્ત.'

'હં. તેના કાન વીંધેલા છે ?'

'હા. તે કહેતો કે મારે એકેય બહેન નહીં ને હું નાનો એટલે માગી માએ કાન વીંધાવેલા.'

'ઓહો ! હજુ એ સાહેબ તમારી સાથે છે ને ?'

'તેની પાસેથી જ સીધો અહીં આવ્યો.બાકી તેના કામમાં કહેવાપણું નથી-બે મહિનામાં ધંધો વધાર્યો છે, તે હા.'

'સારું. આજે શનિવાર થયો ને ? બનતાં સુધી સોમવારે પતી જશે.'

ધીરજલાલ ગયા પછી મેં પૂછ્યું, 'શું લાગે છે ?'

'કોકડું ગૂંથવાયેલું લાગે છે. ઉપરથી દેખાય છે એટલી વાત સામાન્ય નથી. વાત છે જિંદગીથી ધબકતી; કારણકે વિચિત્રતા અને અપ્રતિમતા આમાં હું જોઇ શકુ છું.'

'તારો શું વિચાર છે ?' મેં પૂછ્યું.

સિનેમા જોવાનો. Song of Bernadetteમાં જઇએ હેવી કિંગનું છે ને ? મઝા પડશે.'

રસ્તામાં ધીરજલાલ નાણાવટીની દુકાન આવી. સુકુમારે દુકાન સામે ઊભા રહી જમણા ખભા તરફ માથું ઢાળી વેધક દૃષ્ટિથી, પોપચાં પટપટાવી, નિરીક્ષણ કર્યું. આજુબાજુની દુકાનો તપાસતો તપાસતો ગલીના ખૂણા સુધી પહોંચી ગયો.

ત્યાંથી જોતો જોતો પાછો આવ્યો. છેવટે, ફૂટપાથ પર બે-ચાર સ્થળે જોરથી લાકડી ઠબકારી તેણે દુકાનનાં, બપોરનો સુમાર હોવાથી, બંધ બારણાં ખટખટાવ્યાં. જવાબમાં તરત જ એક અશક્ત યુવાને ડોકિયું કર્યું.

'ઝકરિયા મસ્જિદ કઇ તરફથી જવાય ?'

'અહીંથી સીધા જઇ જમણા હાથ તરફ વળી જજો.'

'જી' બારણું ભડાક દઈને બંધ થયું.

'ચાલાક લાગ્યો ?' મેં પૂછ્યું.

'મુંબઇમાં ચાલાકીમાં એનો નંબર ચોથો છે ને હિંમત-ખતરનાક હિંમત દાખવવામાં તેનો નંબર બીજો-ત્રીજો આવે.'

'મસ્જિદનું બહાનું ઠીક કાઢ્યું; તેને જોઈ તો લીધાણું.' મેં આગળ ચાલતાં કહ્યું.

'એને નહીં: જોવાનું તો તેનું ધોતિયું હતું.'

'એમાં વળી શું જોવા જેવું હતું ?'

'મેં ધાર્યું હતું તે.'

'ને ફૂટપાથ કેમ ઠબકારી ?'

'ભાઈ ! અત્યારે ચર્ચાનો સમય નથી-નિરીક્ષણનો છે. આપણે દુશ્મનોના પ્રદેશમાં જાસૂસી કરીએ છીએ. ચાલ આસપાસ એક ચક્કર લગાવીએ.' ખૂણેથી ફરી અમે પાછળની ગલીમાંથી મુખ્ય બજારમાં આવ્યા.

થોડી દુકાનો વટાવી, એક દુકાનના ખૂણે સુકુમાર ઊભો રહ્યો, 'આપણે જરા આ દુકાનોની માહિતી મેળવી લઇએ. પહેલી ચાર ઝવેરીની દુકાનો, પાંચમી ન્યુયોર્ક બેન્કની બ્રાન્ચ, પછી 'વેજીટેરિયન રેસ્ટોરાં,' પાછી ઝવેરીની ત્રણ દુકાનો, વારુ.' સુકુમારે આંખો મીંચી થોડી વારે ઉઘાડી 'ચાલો. સિનેમા જોઈ આવીએ.'

સંગીત કે સિનેમામાં જો સુકુમાર તન્મય બની જાય તો સમજવું કે જે કેસ તેના હાથમાં છે તેનું આવી બન્યું. આ ફિલ્મ એટલી સરસ હતી કે તે તેમાં ગરકાવ થઈ ગયો.

બહાર નીકળતાં, 'તારે ઘરે જવું છે ને ?' તેણે મને પૂછ્યું. 'મારે જરા રોકાવું પડશે. નાણાવટીનો કેસ ગંભીર થતો જાય છે.'

'કેમ જાણ્યું ભલા ?'

'અતિ ભયંકર ગુનો થવાની આગાહી હું કરી રહ્યો છું. આપણી મદદ સમયસરની થઈ પડશે એમ અત્યારે તો લાગે છે. શનિવાર છે એટલી જરા ધાંત છે-પણ વાંધો નહીં. તારી મદદ આજ રાત્રે જોઇશે.'

'કેટલા વાગે ?'

'દશ ઠીક છે.'

'અચ્છા.'

'ને જો, છે જરા જોખમ. રિવોલ્વર ખીસામાં રાખજે.'

રાત્રે નવ વાગે, સુકુમારના બંગલાની આગળ બે મોટર ઊભી હતી. એક સી. આઈ. ડી.ના અમલદારની ને બીજી હતી કોઈ બેન્કવાળાની.

'મને તો તમારી વાતમા કૈં તથ્ય લાગતું નથી.' બેન્કવાળો ચિડાતો હતો

બપોરે જોઇ હતી તે ઝવેરીની દુકાનો આવી. બેન્કવાળાએ ચીંધ્યો તે સાંકડે રસ્તે થઇ, અમે એક નાનકડો બાજુએ પડતો 'ટ્રેપડોર' જેવો દરવાજો વટાવી એક લોઢાના દરવાજા પાસે આવ્યા. તે ઉઘાડી પત્થરનાં પગથિયાં વટાવી ધૂળમાં થઇ આજુબાજુ લોઢાથી મઢેલા safe deposit જેવા ઓરડામાં અમે આવી પહોંચ્યા.

'તમારે ઉપલું અંધારું રોકી કોઈ અહીં આવે એમ

નથી લાગતું.' સુકુમારે ચોર-ફાનસ કરતાં કહ્યું.

'તો પાતાળ ફોડી કોણ આવવાનું હતું?' બેન્કવાળાએ જોરથી છો પર લાકડી ઠબકારી.

'હેં???' પતરાના ઢોલ પર કોઈએ લાકડી ઠબકારી હોય તેવો અવાજ થતાં તે ચમકયો.

'તમે અર્ધો કલાક શાંતિ જાળવો તો સારું' સુકુમારે કડક અવાજે કહ્યું, 'આ અવાજથી તમે નિષ્ફળતાને નિમંત્રી છે એટલો ખ્યાલ રાખી તમે ચુપકીદીથી પેલા સોડાના હડફા પર મારી વિનંતીને માન આપી બેસી રહો એમ હું ઈચ્છું છું.'

પેલો મોઢું ચડાવી બેઠો એટલે સુકુમાર ગોઠણભર થઈ સુક્ષ્મદર્શક કાચ અને ફાનસની મદદથી લાદી તપાસવા માંડયો.

'અર્ધા કલાકમાં-ધીરજલાલ ઘરે જાય કે તુરત તે લોકો આવવા જોઈએ.' તેણે ઊભા થતાં ધીમા અવાજે કહ્યું. 'સામે બેઠા તે શ્રી. કેશવપ્રસાદ વોરા. ન્યૂયોર્ક બેન્કના એક ડિરેકટર છે. તેમને પૂછવાથી ત્રિવેદી તને જણાશે કે ગુનેગારો શા માટે અત્રે પધારવાના છે.'

'અમારી સંસ્થાને વધુ પગભર બનાવવા, અમે હમણાં રિઝર્વ બેન્ક પાસેથી એક કરોડની સોનાની પાટો ખરીદી છે. અને તે અહીંથી ખસેડવાનો હજુ અવકાશ અમને મળ્યો નથી. બીજા ડિરેકટરોએ તે માટે ચિંતા વ્યક્ત કરેલ છે.'

'વાજબી છે.' સુકુમારે કહ્યું. 'હવે શાંતિ. હું આ ફાનસ ઢાંકી દઉં છું.'

'અંધારામાં આપણે બેસવું પડશે?'

'અને તે પણ તદ્દન મૂંગા મૂંગા.' કહી તેણે યોગ્ય સૂચના સાથે ઘટતે સ્થળે અમને ગોઠવી દીધા.

'ધીરજલાલની દુકાન આસપાસ છૂપી પોલીસ ખરી છે ને?' ઈન્સ્પેકટરે હકારમાં જવાબ દીધો.

'હવે શાંતિ.'

મૂંગા મૂંગા, અંધારામાં-ભોંયરામાં એકબીજાનો શ્વાસ અથડાય તે રીતે અને તેય ભય, શંકા અને હાથમાં રિવોલ્વર પકડી અર્ધો કલાક કોઈ દી ગાળ્યો છે તમે? તો અમારા અર્ધા કલાકનો ખ્યાલ આવશે.

લાદી પર જડાયલી મારી આંખે પીળો દોરો બતાવ્યો-તેમાંથી પીળી જાડી લીટી થઈ. તે પ્રકાશ હતો. જરાય અવાજ સિવાય એક લાદી અર્ધ ઊંચકાણી. એક હાથ બતાયો. બતાયો એટલીજ ઝડપે અદશ્ય થયો-ફક્ત ક્ષણ માટે. થોડી વારમાં બે-ત્રણ લાદી ઊખડી પડી. ફાનસ લઈ તે ઉપર આવ્યો. પછવાડે તેનો સાથી.

'છીણી ને હથોડી લાવ. પછી પેલી બેગ આપજે' તેણે પાંછો ફરી કહ્યું ન કહ્યું ત્યાં, 'હત્ત તારીની, એલા દોડ.'

પણ તેટલો વખત નહોતો. સુકુમાર ત્વરિત ગતિથી કૂદી પડયો. તેની સામે પેલાએ રિવોલ્વર તાકી ન તાકી ને ઉપર સુકુમારની નેતરની ગઠ્ઠાવાળી લાકડી પડી. ઓરડામાં પ્રકાશ ફેલાઈ ગયો.

'કાજી! હવે વાતમાં દમ નથી રહ્યો.' સુકુમારે ગુનેગારને તાબે કરતાં કહ્યું.

'એમ છે?' શાંતિથી પેલાએ કહ્યું, 'પણ ભાઈબંધ ભાગી છૂટયો તે ઠીક થયું.'

'તે દરવાજે ય બંગડીઓ રાખી છે.' સુકુમારે હસતાં હસતાં કહ્યું.

'રામાયણની નકલ કરવાના રૂા. ૫૦૦ માસિક મ[illegible] તે વાત વિચિત્ર હતી. સાથોસાથ ધીરજલાલને તેની દુકા[illegible] નથી ચાર કલાક દૂર રાખતી હતી તે વાત ભેદભરી હત[illegible] યાને ધીરજલાલને દુકાનમાંથી ખસેડવા માટેની રાતાવાળ[illegible] ટોળીની એક તરકીબ હતી; જે પોતાના ભેરુના રાતા વા[illegible] પરથી કાજીને ઉદ્ભવી હતી દસ્તો મેળવવા એ લોકોએ ઠીક ખર્ચ કર્યો. ને અર્ધા પગારે મહેતો, આ દુનિયામ[illegible] અત્યારે મળે એ વાત કયાંથી ગળે ઊતરે? ને તેમાં[illegible] આવા ગરીબ વ્યાજવટાવવાળાની દુકાને કામ કરવ[illegible] કોણ નવરો હોય? દુકાનમાં તો એવો દસ્તો નહોતો. તે પછી? મેં મહેતાની ફોટોગ્રાફીની ધૂન સાંભળી-ફોટોગ્રાફ[illegible] ને તેય વળી મહેતામાં? એ નવીન હતું. તો પછી ભંડકિ[illegible] યામાં તે શું કામ કલાકોના કલાકો પડયો રહેતો-ત્ય[illegible] દાટયું હતું તે ખોદતો'તો. ત્યાં નહીં તો આજુબાજુ દાટયું હોય તો? ને ખોદતાં ખોદતાં ત્યાં પહોંચતો હો[illegible] તો? ને એક બપોરે આપણે ત્યાં ગયા. ફૂટપાથ ઠબકારી મેં પોલાણ જોવા યત્ન કર્યો. બારણું ઉઘડાવ્યું: જોયું તે ગોઠણ પર માટી ચોંટેલી. ખોદાણનું કારણ જોવા આસપાસનાં મકાનો તરફ દષ્ટિ ફેંકી-જોયું તો ન્યુયોર્ક બેન્ક પછી શું રહ્યું?'

'પણ તે આજે આવશે એમ શી રીતે જાણ્યું? મેં સુકુમારને પૂછ્યું

'તદ્દન સાદો પ્રશ્ન. રાતી ટોળી બંધ થઈ તે કા[illegible] પૂર્ણ થયાની નિરાંત હતી: ને આ પાટો ખસેડી [illegible] પહેલાં ઉપાડી જવાનો નિરધાર હતો. બીજું, શનિવા[illegible] ઉપાડી જાય તો શનિવારની રાત ને રવિવારનાં દિવસ રાત મળે. વહેલામાં વહેલી તપાસ તો સોમવારે થ. થા[illegible] ને?' સુકુમારે સિગારેટ સળગાવતાં જણાવ્યું.

[અંગ્રેજી પરથી ફેરફારસ[illegible]

---

ભારતવર્ષીય મહિલાવિદ્યાપીઠના સ્થાપક

સાધુચરિત

# ધોંડો કેશવ કર્વે

લેખક
રામનારાયણ ના. પાઠક

દુન્યવી કુનેહના કાબેલોને હાસ્યાસ્પદ ભાસે એટલી હદ સુધી નમ્રનિર્વૈર, 'ગોબ્રાહ્મણ'નું ઉપનામ મળે એટલે સુધી અહિંસક, બાળક જેટલા સરળ અને સતી સમાન અનન્ય ચિત્ત, સાધુચરિત ધોંડો કેશવ કર્વેનું જીવન મહારાષ્ટ્રના સામાજિક ઇતિહાસનું એક મૂંગું મહાકાવ્ય છે. ગાંધીજીમાં જે અતુલ વિદ્યુત્‌શક્તિનો આપણે પરિચય કરીએ છીએ તે Dynamic વ્યક્તિત્વને ઘડીભર વીસરીએ તો શ્રી. કર્વે એ નાનાશા ગાંધીજીનો જ પરિચય કરાવની મહારાષ્ટ્રની તપોવૃદ્ધ વિભૂતિ છે.

ગણેશ વાસુદેવ માવળંકર

એક બાજુ અરબી સમુદ્ર, બીજી બાજુ સહ્યાદ્રિની પર્વતમાળ, વચ્ચે આંબા, જાંબુ, નાળિયેર ને સોપારી, કાજુ ને કરમદાંની વિવિધ ફળસંપત્તિથી ભરપૂર એવા કોંકણ પ્રદેશ આવેલો છે. મુંબઇથી ગોવા પર્યંત લંબાયેલી એ કોંકણપટ્ટીનું પ્રાકૃતિક સૌંદર્ય પ્રવાસીઓનું મન હરે છે. તેવી જ રીતે રત્નાગિરિ જિલ્લાની એ રસાળ ભૂમિ ન્યાયમૂર્તિ રાનડે, લોકમાન્ય તિલક, ભારતસેવક ગોખલે, વીર સાવરકર અને આપા સાહેબ પટવર્ધન જેવા અનેક ત્યાગી લોકસેવકોને જન્મ આપીને પાવકારી બની છે. રત્નાગિરિ ખરેખર રત્નની ખાણ છે. રત્નાગિરિ જિલ્લામાં મુરૂડ નામનું એક સુવ્યવસ્થિત અને કુદરતી સૌંદર્યથી શોભીતું ગામ સાગરતીરે વસેલું છે. એ જ ગામ કર્વે સાહેબની જન્મભૂમિ. જે સાલ સ્વાતંત્ર્યના મહાન પ્રયાસથી ઇતિહાસમાં યાદગાર બની છે તે ઈ. સ. ૧૮૫૮ની સાલમાં કર્વે સાહેબનો જન્મ થયો હતો. તેમનાં માતપિતા સુશીલ અને શ્રમજીવી હતાં. મોટાભાઇ અને બહેન ઉદ્યમી અને પરગજુ હતાં. માતપિતા અને ભાઈબહેન તરફનો સુંદર વારસો તેમને મળ્યો હતો. વારસામાં મળેલા સદ્‌ગુણોને સ્વપુરુષાર્થથી પોષીને સ્ત્રીસેવાનું એક અદ્‌ભુત મહાકાવ્ય પોતાના જીવન દ્વારા તેમણે કેવી રીતે રચ્યું એ તેમણે પોતાના 'આત્મચરિત્ર'માં સરળ રીતે રજૂ કર્યું છે. એ કથા પ્રેરક અને પાવનકારી છે. તેનાં કેટલાંક પૃષ્ઠો આ સ્થળે ઉકેલીને આપણે 'આત્મચરિત્ર' પ્રત્યે અભિમુખ થઈએ.

'છઠ્ઠા ધોરણની પરીક્ષામાં બેસવા માટે પૂરાં સત્તર વર્ષની વય હોવી જોઈએ. આ ઉંમર થતાં જ મેં એ પરીક્ષા આપવાનો વિચાર કર્યો. પરીક્ષાનો વખત આજની જેમ સપ્ટેમ્બર મહિનામાં જ હતો. એ વખત ભારે અગવડભર્યો હતો. રત્નાગિરિ મુરૂડથી ત્રીસ કોસ દૂર છે. વરસાદના દિવસો અને રસ્તામાં અનેક ખાડીઓ આવે. આને લઈને રત્નાગિરિ જવામાં ખૂબ મુશ્કેલી પડતી. આ અગવડને લીધે મુરૂડના વિદ્યાર્થીઓ મુંબઈ પરીક્ષા આપવા જતા. રત્નાગિરિ કરતાં મુંબઈની પરીક્ષા સહેલી એવો પણ વિદ્યાર્થીઓનો મત હતો. એ વર્ષે અમે પાંચ વિદ્યાર્થીઓ પરીક્ષામાં બેસનારા હતા. આંજર્લાની ખાડીમાંથી એક વહાણ મુંબઈ જવાનું હતું. અમે એમાં જવાનો વિચાર કર્યો. વહાણ રાત્રે બાર વાગે ઊપડવાનું હતું. અમે પાસેની ધર્મશાળામાં જઈને બેઠા. એટલામાં મુશળધાર વરસાદ વરસવા માંડ્યો. તે કેમે કર્યો બંધ જ ન રહ્યો. એટલે વહાણ ઊપડ્યું નહીં અને અમે છ માઈલ ચાલીને પાછા ઘેર આવ્યા. અમારા ગામની ખાડીમાં જ એટલું બધું પાણી હતું કે અમારે તરીને ગામમાં આવવું પડેલું. પગરસ્તે મુંબઇ જવામાં રત્નાગિરિ જેટલી જ મુશ્કેલી હતી. હવે અમારે પરીક્ષા આપવા જવાનું અટક્યું જ એમ અમને લાગ્યું. સતારામાં પરીક્ષાને હજી ચાર દિવસની વાર હતી. કેમે કરીને ચિપલૂણ પહોંચાય તો ત્યાંથી આગળ નદી ઉપર પુલો હતા. ચિપલૂણ મુરૂડથી અઢાર ગાઉ દૂર હતું. વરસાદ ચાલુ હતો એટલે ઘેરથી રજા મળતી જ ન હતી. જેમતેમ કરીને રજા મેળવી અમે ચાલી નીકળ્યા. રસ્તામાં દોઢ ગાઉ દૂર કાંદેમાં રહેનાર એક વિદ્યાર્થી હતો તેને પણ રજા મળે તેમ ન હતું. એ અમને વળાવવાને બહાને સાથે ચાલી નીકળ્યો. બપોરે છ ગાઉ ઉપર કુંભે ગામમાં અમે પહેલો મુકામ કર્યો. આઠ ગાઉ ચાલી અમે રાત્રે બીજો મુકામ કર્યો. સવારે વહેલા ઊઠીને ચાલ્યા તે ચિપલૂણ પહોંચ્યા. ત્યાં અમારા ગામના એક ફોજદાર હતા. તેમણે અમને ઘોડો ભાડે કરી આપ્યો. ચિપલૂણથી અઢાર કોસ પાટણ અને પાટણથી અઢાર સતારા. અઢાર કોસ અમે આવ્યા અને છત્રીસ ગાઉ કાપવાના બાકી હતા. વખત અમારી પાસે દોઢ દિવસ અને બે રાતનો હતો. અમે કુંભાલાઘાટે જઈ ફરાળ કરી અને રાતે ચારેક કલાક ઊંઘ લઈ બે વાગ્યે ઊઠીને ચાલવા માંડ્યું. આટલું બધું ચાલવાની આદત નહીં તેથી અમે થાક્યા હતા. તો ય અમે કેમે ય કરીને બપોરે એક વાગે અઢાર ગાઉની મજલ કાપીને પાટણ પહોંચ્યા. ત્યાં નાહીધોઇ નાસ્તો કરતાં ત્રણ વાગ્યા. બીજે દિવસે સવારે દસ વાગે સતારા પહોંચી જવું જોઇએ. અઢાર ગાઉનો પ્રવાસ હજી બાકી હતો. ત્યાં શાળાના માસ્તરને ખબર પડી કે પરીક્ષા આપવા જનારા વિદ્યાર્થીઓ ગામમાં આવ્યા છે. તેઓ અમને મળવા આવ્યા, એમણે અમને સલાહ આપી કે મોટે

રસ્તે જશો તો બહુ ફેર પડશે. ટૂંકી કેડીએથી જશો તો છ ગાઉ ચાલવાનું બચી જશે. રસ્તો બહુ વિકટ નથી. અમે બધાયે તરત જ નીકળવાની તૈયારી કરી. આખા પ્રવાસમાં આનંદની વાત એક જ હતી કે પહેલા છ ગાઉ પછી અમને વરસાદ નડ્યો ન હતો. પાટણથી ત્રણ–ચાર ગાઉ તો ઘોડો ઠીક ચાલ્યો પણ પછી પગ ઉપાડે જ નહીં. ઘોડાવાળો બિચારો પાટણથી જ આગળ વધવાની આનાકાની કરતો હતો પણ અમે પરાણે ઉપાડેલો. પરીક્ષા આપવાનો અમારો ઉત્સાહ એટલો બધો હતો કે કદાચ શરીર થાક્યું હોત તો તેને પણ ઉપાડીને લઈ જાત. પણ ઘોડાવાળામાં એ ઉત્સાહ ક્યાંથી હોય? આખરે તે ભાડૂતી ઘોડું. અને ખાવાનું પણ ન મળે. ઘોડો ઘણો જ થાકી ગયો હતો. અમે તેને મારીને ચલાવવાનો પ્રયત્ન કર્યો પણ વ્યર્થ. અમે અર્ધેક પહોંચ્યા ને સાંજ પડી. એક બાજુ ઊંચી કરાડો અને બીજી બાજુ ઊંડી ખાઈ. વચમાં બેએક હાથની પગદંડી. આસપાસ ઘીચ ઝાડી. આવા જંગલમાં થઈને અમે પસાર થતા હતા. મોટા હિંમતવાન માણસો પણ આવા વિકટ રસ્તે રાતે ચાલતાં હામ હારી જાય એવી ભયંકરતા હતી. પણ અમને તેની કંઈ કલ્પના જ નહોતી. અમે ઘોડાને પાછો મારીને ચલાવવાનો પ્રયત્ન કર્યો. આખરે થાકીને ઘોડો બેઠો તે કેમે કર્યો ઊઠે જ નહીં. એ વખતે અમે સ્વાર્થ સાધવા સારુ નિર્દયપણે વર્ત્યા. અમે પાંચ જણ અને ઘોડાવાળો એકલો. નહિ તો આવે રસ્તે આવત જ નહિ. ખૂબ માર માર્યો પણ ઘોડો ઊઠ્યો જ નહીં. આવા નિર્જન અને ભયાનક અરણ્યમાં રાત ગાળવી અશક્ય હતી. ઘોડાવાળાના મનમાં કંઈ કંઈ થતું હતું. ઘોડાને મૂકીને પણ કેમ જવાય અને અહીં રાત પણ કેમ ગળાય? આ વિચારે અમને મૂંઝવણમાં મૂક્યા. આખરે પેલો રખેવાળ એકલો અમારી સાથે આવવા તૈયાર થયો. એ આગળ અને અમે પાછળ. રસ્તો કેમે સૂઝે નહીં. સો–બસો કદમ ચાલીએ ત્યારે આકાશ દેખાય અને ફરી પાછા ઝાડીમાં અલોપ!

'ઘોડાવાળો માહિતગાર હતો. એટલે મહામહેનતે રાતના અગિયારેક વાગે એ અરણ્ય વટાવી બહાર નીકળ્યા. ત્યાંથી નજીકમાં જ ચારપાંચ ઝૂંપડાં હતાં અને ભરવાડોનો નેસ હતો. અમે નેસમાં મુકામ કર્યો. ઊંચાણમાં આવેલા નેસમાં પવન સુસવાટા કરતો આવતો હતો. અમે ટાઢમાં અકડાઈ ગયા. અમને જો આગળ રસ્તાની ખબર હોત તો ચાલી નીકળ્યા હોત. ઘોડાવાળો તો અત્યારે ઊભો થવાની પણ ના પાડે તેમ હતું. જરા ભળભાંખળું થયું એટલે અમે ચાલી નીકળ્યા. ઘોડાવાળાને વધારે પૈસા આપી ખુશી કરવા સારુ અમારી પાસે કંઈ નહોતું. દરેક જણની પાસે સાતઆઠ રૂપિયા હતા. પરીક્ષાની ફી એક રૂપિયો, સતારામાં રહીએ તેટલા દિવસનો ખોરાકીખર્ચ અને પાછા આવવાનો પ્રવાસખર્ચ, બધું એમાંથી કાઢવાનું હતું. એટલે અમે ઠરાવેલું ભાડું આપી તેને રવાના કર્યો. એ બિચારાનો ઘોડો એને પાછો મળ્યો કે કોઈ હિંસક પશુએ ફાડી ખાધો કે સ્વેચ્છાએ સ્વર્ગે સિધાવ્યો એ ભગવાન જાણે. એ વિદ્યાર્થીઓમાંથી બે હજી હયાત છે અને આ પ્રસંગની વાત નીકળતાં શરીર ભયથી ધ્રૂજી ઊઠે છે.

'તે દિવસે દસ વાગે સતારા પહોંચવાની અમારી નેમ આટલી મહેનતે પણ બર ન આવી. અમે સાંજે પાંચ વાગે સતારા પહોંચ્યા. અમારા ગામના એક ગૃહસ્થ કલેક્ટર સાહેબની ઑફિસમાં કારકુન હતા તેમને ત્યાં સામાન મૂક્યો. વીશીની તપાસ કરી. પરીક્ષામાં બેસનારા બસો વિદ્યાર્થીઓ હતા એટલે એ આખો દિવસ નામો નોંધવામાં ગયો. ખરી પરીક્ષા બીજે દિવસે શરૂ થવાની હતી. અમારે હૈયે ધારણ વળી. પેલા ગૃહસ્થે પરીક્ષાકમિટિના અધ્યક્ષને ભલામણ કરી અને અમને પરીક્ષામાં લીધા. બીજે દિવસે દસ વાગે અમે પરીક્ષાને ઠેકાણે ગયા. હું નામ નોંધાવવા આગળ વધ્યો એટલે મારી મૂર્તિ જોઈને જ હું ખોટી ઉંમર કહું છું એમ સૌને લાગ્યું. કમિટિએ મારી સાથેના ચાર છોકરાઓનાં નામ નોંધ્યાં અને મને પરીક્ષામાં બેસવા દીધો નહીં. મેં નિરાશ-

---

## નવું જીવતર

[૧૩ મા પાનનું સાંધણ

સપાટ મેદાનના વસનારા; શિખરો પર રહેવું આપણને પરવડે નહિ. તો પણ કોઈ વાર આવી ચડીએ ત્યારે પહાડ આપણને યાદ દે છે કે જિંદગી જીવવા જેવી છે, થાકીને હાર કબૂલવા જેવી નથી.'

વૃંદાવને કહ્યું, 'અરે! તમે તો કવિની જેવી વાત કરવા માંડ્યા!'

ખુશાલે જવાબ આપ્યો, 'તમે સિનેમા–સ્ટારની જેમ સ્ટંટ કરી શક્યા તો હું સારી વાત ન કરી શકું!'

વૃંદાવન બોલ્યો, 'મેં સ્ટંટ કર્યો હશે પણ આજની ફિલ્મમાં મુખ્ય કામ મારું ન હતું. એનાં 'હીરો' અને 'હીરોઇન' જુઓ આ રહ્યાં.'

ડૉક્ટર તથા સુલોચનાએ હસીને એકબીજાની સામે જોયું.

અને ચાલતી ગાડીએ વૃંદાવને કહ્યું, 'જિંદગી જીવવી જ છે ખુશાલભાઈ! હાર કબૂલવી નથી. તમે અમેરિકન કાગળની વાત કરતા હતા ને? ચાલો, એ સોદો મંજૂર છે.'

માંથી ઉમરનો દાખલો પણ લીધો હતો પરંતુ તેમણે એની દરકાર કરી નહિ. દેખાવમાં હું એટલો બધો ઠીંગણો લાગું કે પંદર વર્ષથી વધારે ઉમર કોઇને લાગે જ નહિ. પરીક્ષકોને વધારે સમય નહોતો એટલે તેઓ 'તને પરીક્ષામાં નહિ બેસવા દેવામાં આવે' કહી પોતાના કામકાજમાં પરોવાઇ ગયા. થયું મારી બધી આશાઓના ચૂરેચૂરા થઈ ગયા!'

પરીક્ષામાં બેઠા વિના તેઓ પાછા ફર્યા. ફરી પાછો અભ્યાસ શરૂ કર્યો. તેવામાં મુરૂડમાં અંગ્રેજી ભણતરની સગવડ થઇ. અઢારમે વર્ષે કર્વે સાહેબે એ બી સી શીખવાનું શરૂ કર્યું. અને મહારાષ્ટના મરાઠી પ્રદેશમાંથી–સહ્યાદ્રિના કાળમીંઢ પથ્થરને તોડી બહાર નીકળતા વાંસના દોરિયા જેમ સિત્તેર સિત્તેર હાથ સુધી ઉંચાં માથે ઉપાડી લે છે તેમ અત્યંત મુસીબતો વેઠીને ભણતાં ભણતાં તેઓ આગળ વધ્યા. મુંબઈની ખોલીઓમાં સગાવહાલાને ઘેર રહ્યા. મિત્રોની સાથે હાથે રાંધી ખાધું. સવારના ચારથી રાતના અગિયાર સુધી એકાગ્રપણે વિદ્યાદેવીની આરાધના કરી અને આખરે છઠ્ઠી મરાઠીની પરીક્ષામાંથી પાછો ફરેલો કુમાર ગણિતશાસ્ત્રવિશારદ બનીને એમ. એ.ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયો. એ આખી કથા રોચક છે, પ્રેરક છે. તેને માટે તો તેમનું 'આત્મચરિત્ર' વાંચવું જોઇએ.

વિદ્યાભ્યાસમાં જેવી અડચણો આવી તેવી જ ગૃહસ્થજીવનમાં. પ્રથમ પત્નીનો સ્વર્ગવાસ થતાં સમાજનાં જડ બંધનો સામે થઈને કર્વે સાહેબે વિધવા સાથે પુનર્લગ્ન કર્યું. આખા સમાજમાં ખળભળાટ મચ્યો અને તેમના જીવનમાં એક અગત્યનું પરિવર્તન થયું; જેમાંથી ભારતવર્ષને મહિલાવિદ્યાપીઠની ભેટ મળી! મૂગે મોઢે સમાજના આઘાત સહી સહીને કર્વે સાહેબે પૂનામાં અનાથમહિલાશ્રમનું ચણતર શરૂ કર્યું. પૂનામાં ગણિતશાસ્ત્રના અધ્યાપક તરીકે કામ કરતા કરતાં સર્વ શક્તિ વિધવા અનાથ અને અજ્ઞાન સ્ત્રીઓની ઉન્નતિ પાછળ ખર્ચી. પોતાનાં બાળકોની કેળવણી, પોતાના ઘરની આર્થિક સગવડ સંભાળીને આજીવન વ્રતધારી સેવક મહિલાશ્રમને તન, મન, ધનથી વર્યા. પાઈ પાઈ કરીને ફંડફાળા એકઠા કર્યા. અને પાંચસો રૂપિયાના ઝૂંપડામાં ચાલતો આશ્રમ આજે પોણા લાખના મકાનમાં ચાલી રહ્યો છે તે સ્થિતિ કર્વે સાહેબના તપની નિશાનીરૂપ છે.

સર વિઠ્ઠલદાસ ઠાકરશીએ અમેરિકાના પ્રવાસ દરમિયાન કર્વે સાહેબની એક શિષ્યા પાસેથી તેમના જીવનની અને સ્ત્રીસેવાની અદ્ભુત વાતો સાંભળી; પ્રવાસેથી પાછા ફરીને તેમણે પંદર લાખ રૂપિયાનું દાન કર્વે સાહેબને ચરણે ધર્યું! આજની મહિલાપીઠ અને તેની અનેક શાખાઓ તેનું ફળ છે. કર્વે સાહેબના સુદીર્ઘ સેવામય જીવનની પળેપળ સ્ત્રીઓની ઉન્નતિના વિચારમાં જ

[ અનુસંધાન પાનું ૨૨

દેવો અને દૈત્યોમાં અભેદ અને સુમેળ શોધનાર

# વિશ્વરૂપ

લેખક
પારાશર્ય

કશ્યપના પુત્રોમાં શક્ર અને ત્વષ્ટા એ બન્ને સહોદર હોવા છતાં તેમના સ્વભાવમાં, આચારવિચારમાં અને વર્ણાશ્રમસ્થિતિમાં ઘણો ભેદ હતો. દેવકન્યા શચિને પરણી શક્ર સ્વર્ગાધિપતિ ઇંદ્ર બની સામ્રાજ્ય ભોગવતો હતો, અને દૈત્યલોકોની સાથે વેર બાંધી તેમના વિનાશ માટે નિત્ય ઉદ્યમ કર્યા કરતો હતો. ત્વષ્ટાને આ વિનાશ જોઇ દુઃખ થતું. વેર બાંધી પરસ્પર વિનાશ યોજનાર બન્ને પક્ષનો અંતે ક્ષય થાય છે તેથી પરસ્પર સંપીને સંબંધથી રહેવાય એ ઇષ્ટ ગણી ત્વષ્ટાએ તે માટે યત્ન કર્યા. પોતાનું લગ્ન પણ તેમણે દૈત્યકન્યા રચના સાથે કર્યું. પારમાર્થિક જીવનને મહત્ત્વ આપી તે તપોવનમાં આશ્રમવાસી બની શિષ્યોને અધ્યાત્મવિદ્યાનો ઉપદેશ આપવા લાગ્યા. આ ત્વષ્ટાને વિશ્વરૂપ અને સન્નિવેશ નામના બે પુત્રો થયા.

સન્નિવેશ કરતાં વિશ્વરૂપનું પ્રભાતેજ વિશેષ હતું. પિતાનો સંકલ્પ એ બરાબર સમજતો હતો. દેવ અને દૈત્ય ઉભય પક્ષ માટે તેને સમભાવ હતો. કોઈ પક્ષનો પરાજય કે કોઇ પક્ષનું અયોગ્ય આચરણ તે સહી શકતો નહીં. ઉભય પક્ષનું કલ્યાણ જોવાની તેની ઇચ્છા એટલી પ્રબળ હતી કે પોતાથી જે કંઈ બની શકે તે કરવા તે નિત્ય તત્પર હતો.

પણ ઈચ્છા માત્રથી કાર્ય સિદ્ધ થતું નથી. કાર્યને પાર પાડવાનાં સાધનો સાધકે હસ્તગત કરવાં પડે છે. દેવ અને દૈત્યવર્ગમાં પોતાની પ્રતિષ્ઠા જમાવવા વિશ્વરૂપે વેદવેદાંગ, કર્મકાંડ, ધનુર્વિદ્યા, અર્થશાસ્ત્ર વગેરે અનેક વિદ્યા સંપાદન કરી અને પોતાના શિષ્યોને પારમાર્થિક કર્મો અર્થે વિદ્યાનો ઉપદેશ આપતો હતો.

એ અરસામાં દેવ અને દાનવો વચ્ચે તુમુલ યુદ્ધ શરૂ થયું. ઇંદ્રરાજાની ભરી સભામાં, ઇંદ્રથી પોતાનું અપમાન થએલું જોઈ દેવોના પુરોહિત બૃહસ્પતિએ ઇંદ્રનો ત્યાગ કર્યો હતો ને સ્વર્ગ છોડી ચાલ્યા ગયા હતા. પુરોહિત વિના રાજાની શક્તિનું યોગ્ય આયોજન થતું નહીં તેથી એ સ્થિતિનો લાભ લઈ દૈત્યોએ સ્વર્ગ પર સૈન્ય લઈ જઈને યુદ્ધ શરૂ કર્યું. પુરોહિત શુક્રાચાર્યની તીવ્ર સૂક્ષ્મ બુદ્ધિની સલાહો લઈ લઈને દૈત્યોએ અવિરામ યુદ્ધો ખેલીને અમરાપુરી કબજે કરી. પરાજિત ઇંદ્રને નાસવું પડ્યું. સ્વર્ગનું વિશાળ સામ્રાજ્ય દૈત્યોના દંડ તળે આવી ગયું.

અપમાન થવાથી બૃહસ્પતિ પુરોહિતપદ છોડી સ્વર્ગનો ત્યાગ કરી જશે એવી કલ્પના પણ ઇંદ્રને કદી આવી ન

હતી. સ્વર્ગ તો ખોયું અને તે પાછું મેળવવા માટે સવિશેષ પરાક્રમની જરૂર હતી. પણ તે પુરોહિત વિના શક્ય ન હતું. દિનપ્રતિદિન વધુ પરાજય પામતા ઇંદ્રે પિતામહ બ્રહ્માની સલાહ લીધી. બ્રહ્માએ ઇંદ્રને વિશ્વરૂપ પાસે જઇ તેને પુરોહિતપદે આવવા વિનતિ કરવા કહ્યું.

'એ દાનવકન્યાનો પુત્ર !' ઇંદ્રે શંકા બતાવી.

'એ એટલો જ દેવપુત્ર છે ઇંદ્ર !' બ્રહ્માએ કહ્યું. કોઈનું અનિષ્ટ એ ઇચ્છતો નથી. હું એનો કાકો છે અને અત્યારે જ્યારે દૈત્યોએ અઘટિત કર્મો કરીને સ્વર્ગના લોકોને પીડવા માંડયા છે ત્યારે વિશ્વરૂપ જરૂર તને મદદ કરશે. ચાલ, હું સાથે આવું છું.'

પિતામહ અને ઇંદ્રદેવ વિશ્વરૂપને આશ્રમે આવ્યા અને વિશ્વરૂપને એકાંતમાં મળ્યા.

ઇંદ્રે કહ્યું, 'અમારા પર અત્યારે શું શું વીતકો વીતી રહ્યાં છે એ કશું તારાથી અજાણ્યું નથી. હે પુત્ર ! હું આજ તારા વડીલ તરીકે તેમ જ અતિથિ તરીકે તારી પાસે આવ્યો છું. તું કે જે અનેક વિદ્યામાં પારંગત છો તેને અમારો ગુરુ થવાની માગણી કરું છું. તારા મંત્રબળને અંગે અમે શત્રુઓએ પડાવી લીધેલી અમારી નગરીને પાછી મેળવશું. તો હે પુત્ર ! તારે મારી વિનતિ માન્ય કરવી જોઈએ.' આમ કહી ઇંદ્રે પોતાનું શિર વિશ્વરૂપના ચરણોમાં નમાવ્યું.'

'કાકા, કાકા,' કહી વિશ્વરૂપે ઇંદ્રને બાહુથી પકડીને ઊભા કર્યા અને કહ્યું, 'હું તો તમારું બાળક છું.'

'હે વિશ્વરૂપ ! એ વાત સત્ય છે. તોપણ વિદ્યાની બાબતમાં અવસ્થાની ગણતરી થતી નથી. વિદ્યાથી માણસ મોટો બને છે. અવિદ્યાથી અલ્પ ગણાય છે. અને વળી પ્રયોજનસિદ્ધિ માટે પોતાથી નાની વયનાને પગે પડવું એ નિંદિત કર્મ ગણાતું નથી. બૃહસ્પતિ-પદે આવવા હું તને વિનતિ કરું છું.'

પ્રત્યુત્તરરૂપે વિશ્વરૂપે ઇંદ્રને કહ્યું, 'હે ઇંદ્રદેવ ! વડીલોનું કહ્યું બાળકે માન્ય રાખવું જોઈએ. તેમ જ અતિથિની મનોકામના પૂર્ણ કરવી જોઇએ એ ખરી વાત છે. તોપણ આપની આ આજ્ઞાનો હું આપોઆપ સ્વીકાર કરી શકતો નથી. પુરોહિતપણું એ ધર્મશીલ પુરુષોએ નિંદિત કર્મ ગણ્યું છે. તે બ્રહ્મતેજનો નાશ કરનારું છે. કેવળ એક રાજ્યના અને રાજાના હિતને કેંદ્રમાં રાખી પુરોહિતપદ લેનાર બ્રાહ્મણના મનમાં સમસ્ત જીવસૃષ્ટિ માટે સમભાવ કેળવી શકાતો નથી. ઊલટું હૃદય સંકુચિત બને છે. સ્વાર્થ અને પરમાર્થનો ત્યાં વિરોધ ઉત્પન થાય છે. દુર્બુદ્ધિ પુરુષ આવા પુરોહિતપદથી રાજી થાય છે.'

'હે ત્વષ્ટાપુત્ર વિશ્વરૂપ !' બ્રહ્માએ વચમાં કહ્યું: 'કર્મની ગતિ ગહન છે, અધિષ્ઠાન વગર કોઈ મનુષ્ય પોતાનું કર્મ સિદ્ધ કરી શકતો નથી. જેવું અધિષ્ઠાન મળે તે પ્રમાણે કર્મ કરી સંતલોકોએ લોકસંગ્રહને અર્થે આચરણ કરવાં જોઇએ. દૈત્ય અને દેવ, તારે મન બન્ને સમાન છે. પણ રાજ્યમદથી ઉન્મત્ત બની દૈત્યો હાલમાં પ્રજાને રંજાડે છે. એ સ્થિતિ અટકાવવા તેમનો પરાજય આવશ્યક છે. ઇંદ્રદેવ પુરોહિત વગર યુદ્ધ ખેડી શકે તેમ નથી. અત્યારે તારામાં જેટલું બ્રહ્મતેજ છે, સમજ છે અને લોકલ્યાણની વૃત્તિ છે તેટલી કોઈ અન્યમાં નથી એ મને ખ્યાલ હોવાથી તને પુરોહિતપદે લાવવા હું જ આગ્રહ કરું છું; જેનો તારે અનાદર કરવો યોગ્ય નથી.'

બ્રહ્માનાં આ વાક્યો સાંભળી વિશ્વરૂપે શિર નમાવ્યું ને ઇંદ્રના પુરોહિતપદનો સ્વીકાર કરી ઇંદ્રને અનેકવિધ ઉદ્યમોથી યુદ્ધકર્મમાં પ્રેરણા આપવા લાગ્યો. નિખાલસ દિલના બ્રાહ્મણ વિશ્વરૂપે પોતાની સર્વ વિદ્યા ઇંદ્રરાજને શીખવી. પોતાની ગુપ્તમાં ગુપ્ત વિદ્યા કે જે દધીચિ ઋષિ પાસેથી ત્વષ્ટાને મળી હતી અને ત્વષ્ટા પાસેથી પોતે પામ્યો હતો તે નારાયણકવચરૂપ વિદ્યા ઇંદ્રને આપીને વિશ્વરૂપે ઇંદ્રને શત્રુઓથી નિર્ભય બનાવ્યો અને દૈત્યોનું ઐશ્વર્ય જોકે શુક્રાચાર્યના પુરોહિતપદે નિર્ભર હતું તે છતાં વિશ્વરૂપે પોતાના નારાયણકવચના પ્રભાવે, યુદ્ધમાં ઇંદ્રને વિજય અપાવી સ્વર્ગનું રાજ્ય પાછું અપાવ્યું.

દૈત્યોને હરાવી ઇંદ્રે સ્વર્ગનું રાજ્ય પાછું મેળવ્યું પણ પોતાનું રાજ્ય નિષ્કંટક રાખવા માટે ઇંદ્રને ઉપાયો યોજવા હતા. વિશ્વરૂપે પુરોહિતપદે આવવામાં કરેલી આનાકાનીને અંગે, અમુક દેવોએ ઇંદ્રને પૂર્વગ્રહને અંગે કરેલી વાતોને કારણે, ઇંદ્રને વિશ્વરૂપ માટે પણ શંકા જન્મી હતી. દૈત્યકન્યા રચનાનો પુત્ર જોકે પોતાનો ભત્રીજો હતો તોપણ દૈત્યોનો ભાણેજ હતો. એ વાત ઇંદ્રના મનમાંથી ખસતી ન હતી. પિતામહની આજ્ઞાથી કેવળ વિશ્વરૂપે પુરોહિતપદ સ્વીકાર્યું હતું: સ્વેચ્છાએ નહીં એ હકીકત પણ વિશ્વરૂપના હિતથી વિરુદ્ધ બની ગઈ પણ બૃહસ્પતિ હજુ પાછા આવ્યા ન હતા. દૈત્યોનો પૂર્ણનાશ થયો ન હતો. દૈત્યોને નિઃશેષ કરવાની વૃત્તિ ઇંદ્રને હતી પણ વિશ્વરૂપની એમાં સહમતિ ન હતી. શંકા થઈ કે આ રીતે દૈત્યોને જીવતા રાખી વિશ્વરૂપ પોતાને તથા સ્વર્ગને અંકુશમાં રાખવા માગે છે. અને એ રીતે કાળક્રમે વિશ્વરૂપ શું ચાલબાજી નહીં રમે ? એ જાતની અનેક શંકાઓથી ઇંદ્રને મનઃશાંતિ રહી નહીં તે અસ્વસ્થ થઇ ગયો.

પ્રજામાં પોતા માટે પ્રેમ ઉત્પન્ન થાય તે માટે, પોતાની ધર્મનિષ્ઠાની પ્રતિષ્ઠા ત્રૈલોકમાં સાબિત કરવા ઇંદ્રે યજ્ઞયાગાદિ શરૂ કરવા વિશ્વરૂપને વાત કરી. ઇંદ્રને છાની આશા હતી કે પુરોહિત બૃહસ્પતિને એ વાતની જાણ થતાં તુરત પાછાં આવશે, અને એ રીતે વિશ્વરૂપને તુરત દૂર કરી એ

નિષ્કંટક રાજ્ય ચલાવશો. વિશ્વરૂપે તો ઇંદ્રની ધર્મવૃત્તિ જોઈ યજ્ઞયાગાદિ કરાવવા હા કહી ને ઇંદ્ર પર ખુશી થઈ અનેક ગુપ્ત વિદ્યાઓ તેને આપવા લાગ્યો. તથા જગતમાં સમદષ્ટિની મહત્તા સમજાવવા લાગ્યો. આ સમદષ્ટિની વાતથી ઇંદ્રના મનમાં ક્રોધાગ્નિ પ્રકટતો હતો તે વિશ્વરૂપ કળી ન શક્યો.

નિખાલસ દિલના વિશ્વરૂપ પાસેથી સર્વ વિદ્યા સંપાદન કરી ઇંદ્રરાજે યજ્ઞ શરૂ કરાવ્યા. તેમાં હોતા વિશ્વરૂપ હતો. યજ્ઞમાં દૈત્યોને ભાગ આપવા ને એ રીતે મૈત્રી સાધવા વિશ્વરૂપે ઇંદ્રને કહ્યું. ઉત્તરમાં ઇંદ્રે કહ્યું: 'હાલ તુરત તો મને એમ થાય છે કે આપણે ટૂંકું પતાવીએ.'

ઇંદ્રની આ વાત વિશ્વરૂપને રુચિ નહીં.

દૈત્યોની સ્થિતિ યુદ્ધ પછી વિષમ બની હતી. આપત્તિઓ દૂર કરવાના ઉપાયો યોજવા તેઓ વિશ્વરૂપની સલાહ લેવા માગતા હતા. ઇંદ્રનું પુરોહિતપદ સ્વીકાર્યા પહેલાં વિશ્વરૂપની ઘણી સલાહો દૈત્યોને મદદરૂપ બની હતી. તેથી આ વખતે એ વાત યાદ રાખી એક દિવસ દૈત્યોએ પોતાના એક પ્રતિનિધિ દૂતને વિશ્વરૂપની સલાહ લેવા અમરાપુરીમાં મોકલ્યો. ઇંદ્રના ગુપ્તચરોએ તેને આવતો ઓળખી ઇંદ્રને તુરત જાણ કરી. ઇંદ્ર જાતે જ વિશ્વરૂપની ચર્ચા જોવા લાગ્યો. વિશ્વરૂપ પાસે પહોંચી ગુપ્ત વેશમાં દૈત્યોના પ્રતિનિધિએ એકાંતમાં સલાહ માગી. ત્યારે દ્વાર પાછળ સંતાઈને ઇંદ્ર આ ચર્ચા સાંભળતો હતો.

વિશ્વરૂપે કહ્યું: 'તમે સમજો છો કે હાલમાં હું તમને બધી રીતે અનુકૂળ બની શકું તેવી સ્થિતિમાં નથી. મારો અત્યારે આપદ્ધર્મ છે. ઇંદ્રનો હું પુરોહિત છું. ઇંદ્રની ઈચ્છા વિરુદ્ધ થઇ દૈત્યોનો પૂર્ણનાશ થતો મેં અટકાવ્યો છે. હું તમારું પણ કલ્યાણ ઈચ્છું છું. પણ અહીં રહ્યાં રહ્યાં મારાથી કશું બને તેમ નથી. વળી આ લોકોને મારામાં પૂર્ણ વિશ્વાસ હોય તેમ મને લાગતું નથી. એવા અણવિશ્વાસના વાતાવરણમાં મારા જેવાથી કર્તવ્યસિદ્ધિ થતી નથી. પણ એ જુદી વાત છે. આ વાત સાંભળો. મને મારા ગુપ્તચરો મારફત ખબર મળ્યા કે બૃહસ્પતિની બે-ચાર ઋષિવરોને ભાળ મળી છે. અને તેમણે ઇંદ્રની વતી બૃહસ્પતિને પાછા આવવા વિનતિ કરી છે. હવે આ સાથે દૈત્યોનો પણ દોષ બતાવી દઉં. દૈત્યો મિથ્યાભિમાનને અંગે પાછા પડે છે. બૃહસ્પતિની સન્મુખ ઇંદ્રનો દોષ બતાવવાનું દૈત્યોને પ્રયોજન ન હોવું જોઈએ. મને ખબર મળ્યા છે કે તમારામાંના બે-ચાર મુખ્ય યોદ્ધાઓએ થોડા દિન અગાઉ બૃહસ્પતિને મળીને દેવ અને દાનવ વચ્ચે ભેદ જણાવવા દૈત્યોની મહત્તા બતાવી હતી. એથી તો દેવગુરુને દૈત્યોનો નાશ કરવાનો ક્રોધાગ્નિ પ્રકટ્યો છે. તમારો ભાણેજ ઇંદ્રનો પુરોહિત છે તો જ ઇંદ્ર સ્વર્ગનું રાજ્ય ભોગવે છે એવો અહંકાર મિથ્યા છે.' એ અહંકાર તમને અને મને બન્નેને હાનિકર છે. હું એટલું સમજું છું કે હું પુરોહિત છું કારણકે હું વિશ્વરૂપ છું. માત્ર દૈત્યોનો ભાણેજ કદી ઇંદ્રનો પુરોહિત નહીં બને. મારે મન દૈત્ય કે દેવમાં ભેદ નથી. હું બન્નેનો સુયોગ શોધું છું.'

'તો પછી અમને દૈત્યોને મદદ આપવાનું તમારાથી ક્યારે બનશે ?' દૈત્યોના પ્રતિનિધિએ પૂછ્યું.

'ટૂંક વખતમાં જ. મારા સિવાય આ વાત કોઈ જાણતું નથી કે બૃહસ્પતિ થોડા દિવસમાં જ અહીં આવશે. તે દરમિયાન હું છૂટો થઇશ ને તે પછી સહુના કલ્યાણ માટે બનતું કરીશ.'

'જરૂર કરશો ?' દૈત્યે પૂછ્યું.

'નિઃસંશય' વિશ્વરૂપે કહ્યું ને પ્રતિનિધિએ વિદાય લીધી.

વિશ્વરૂપનું મન સમદષ્ટિના વિચારે ચડી ગયું: 'અહો! કેટલી વિચિત્રતા છે! શું દેવ કે દૈત્ય કે મનુષ્ય! સહુના સ્વભાવની કેટલી બધી મર્યાદા છે? સૃષ્ટિના વિશાળ ફલક પર ઇષ્ટપ્રાપ્તિનાં સાધનોનો પાર નથી. પણ કોઇને પોતાનું હિત સૂઝતું નથી. અંહભાવી વ્યક્તિઓને બીજા પર સ્વામીત્વ મેળવવા ઇચ્છા થાય છે. શ્રેય વિસ્મરીને અહંકારના સ્વેચ્છાએ ગુલામ બને છે. વિવેક ભૂલી જાય છે. મારા પ્રયત્નો પરિસ્થિતિને અંગે સફળ થયા નથી. સાફલ્યની આશા રાખું છું. પ્રયત્નમાં પાછી પાની નહીં કરું. ઇંદ્ર અને બૃહસ્પતિને બન્નેને અહીંથી ગયા પહેલાં હું સમજાવીશ કે પક્ષ એ પક્ષ છે: એ પૂર્ણ અંગ નથી. પક્ષનું કાર્ય લડી મરવાનું નથી. કૃષ્ણ અને શુક્લ એ પક્ષોની એક માસની ગતિ રહે છે. પક્ષીને બે પક્ષ હોય છે. બન્ને પક્ષના સહકારમય ચલનથી પક્ષી સમતોલપણે આકાશમાં ઊડે છે. બન્ને પક્ષે અન્યોન્ય સહકાર સાધી અંગ સમસ્તને ઊર્ધ્વ પ્રયાણમાં વેગ આપવો જોઈએ. બન્ને પક્ષોએ પોતાનાં વિશિષ્ટ તત્ત્વોનો ફાળો આપી સૃષ્ટિને ઉન્નતિને માર્ગે દોરી જવી જોઈએ.'

'વિશ્વરૂપ!' ક્રોધાવેશમય સંબોધનથી ધ્યાનાવસ્થિત અવસ્થામાંથી જાગત થઈ વિશ્વરૂપે જોયું તો શસ્ત્રસજ્જ ઇંદ્ર આયુધ ઉગામી સામે ઊભો હતો. 'તારી બધી હિલચાલ હું સમજી ગયો છું.' રુદ્ધકંઠે ઇંદ્રે કહ્યું.

ગોઠણ પર સરી પડેલ ઉપવસ્ત્રને ઊંચકી સરખું કરતાં સ્નેહભર્યા સ્વરે વિશ્વરૂપે કહ્યું: 'શું છે સુરપતિ ?'

'દંભી' કહેતાં ઇંદ્રે આવેગમાં વિશ્વરૂપ પર વજ્ર ફેંક્યું.

આ શું બની રહ્યું છે એ સમજાય અને હાથ ઊંચો કરી શકાય તે પહેલાં તો ઇંદ્રનું વજ્ર વિશ્વરૂપના ગળા પર પડ્યું અને ત્વષ્ટાપુત્ર આસન પર એમ ને એમ ઢળી પડ્યો.

હાહાકાર થતાં વાર ન લાગી. વિશ્વરૂપના વધની વાત સર્વત્ર પ્રસરી ગઈ. એ સાથે બે દિવસમાં બૃહસ્પતિ આવે છે એ સમાચાર ઇંદ્રને મળી ચૂક્યા હતા.

બીજે દિવસે ઇંદ્રરાજની ભરી સભામાં મુખ્ય સભાસદે ઊભા થઈ નમ્રસ્વરે કહ્યું: 'મહારાજ! ત્વષ્ટાપુત્રનો વધ ઘણાને અયોગ્ય જણાયો છે. આપના બંધુ ત્વષ્ટાના ક્રોધનો પાર નથી. વિશ્વાસઘાત બદલ એ આપના પર વેર લેવા માગે છે અને ઇંદ્રશત્રુને ઉત્પન્ન કરવા સર્વ યત્નો શરૂ કર્યા છે. આપે પુરોહિત વિશ્વરૂપના વધનો યોગ્ય કારણો સહિત ખુલાસો કરવો જોઈએ કે જેથી દેવોની રાજ્યપ્રવૃત્તિમાં સર્વને વિશ્વાસ બેસે અને આપણા નીતિબળને અંગે દેવોને સર્વત્ર સન્માન મળે.'

પોતાનું વક્તવ્ય રજૂ કરતાં ઇંદ્રરાજે કહ્યું: 'હે સભાસદો! રાજ્યધર્મવેત્તાઓને તથા સજ્જનોને મારાં વંદન હજો....વિશ્વરૂપ મારો ભત્રીજો હતો. બ્રાહ્મણોમાં ઉત્તમ હતો. એના અત્યારસુધીના પુરોહિતપણામાં ખામી ન હતી. એવા વિશિષ્ટ બ્રાહ્મણનો વધ કરતાં મને કેટલું દુઃખ થયું હશે તે આપ સર્વેએ સમજી લેવું ઘટે છે. દુઃખ એ મારી અંગત વાત છે રાજ્યવ્યવહારમાં અંગત લાગણીને સ્થાન નથી. રાજ્યનું હિત લક્ષમાં રાખી શું રાજાએ કે સામાન્ય સેવકે પોતાનું આચરણ રાખવું જોઈએ. રાજ્યદ્રોહનો ગુનો કરનાર સર્વ કોઇને દંડ દેવો જોઇએ એ સનાતન ધર્મ છે. મને જણાવતાં દુઃખ થાય છે કે વિશ્વરૂપ મારા બંધુ દેવપુત્ર ત્વષ્ટાનો પુત્ર હતો તેમ દૈત્યકન્યા રચનાનો પણ પુત્ર હતો. તેણે હાલમાં દેવો વિરુદ્ધ થઇ દૈત્યોનો પક્ષ લેવા માંડ્યો હતો જે આપણામાંથી થોડા જાણે છે. તેની વિશેષ સાબિતી બૃહસ્પતિ ગુરુદેવ આપશે એટલે આપશે. તેમ જ એક દૈત્ય કે જે ગુપ્તવેશે વિશ્વરૂપને મળવા આવ્યો હતો તે અહીંથી જતાં કેદ પકડાયો છે. તેને સભા મધ્યે આપ જોશો એટલે ખાતરી થશે. વિશ્વરૂપ બ્રાહ્મણ હતો અને વળી પુરોહિત હતો પછી તેનો વધ કેમ થઇ શકે એ શંકાના સમાધાન માટે કહેવાનું કે ગુરુદેવ બૃહસ્પતિનું વાક્ય છે કે:—

गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानतः

उत्पथं प्रतिपन्नस्य दण्डो भवति शाश्वतः ॥

તાત્પર્ય કે 'ગર્વોન્મત્ત બની ગુરુ જો કદી રાજ્યના હિત વિરુદ્ધ આચરણ કરે અને કર્તવ્યવિવેકથી હીન થાય તો તેને શાશ્વત દંડ દેવો જોઈએ.' આ માત્ર દેવોનો ન્યાય છે તેમ નથી. દૈત્યોના ગુરુ શુક્રાચાર્ય પણ આવા વિષયનું કહે છે કે વેદવેદાંગને પાર પામેલો એવો બ્રાહ્મણ જો રાજ્ય વિરુદ્ધ ખટપટ કરે તો ધર્મિષ્ઠ રાજાએ શસ્ત્રથી તેનો નાશ કરવો. આ પાપ ગણાતું નથી. ઊલટું ધર્મરક્ષા કરવાનું પુણ્ય મળે છે. મને વિશ્વરૂપના વધથી જે ખેદ થાય છે તે વર્ણવી શકું તેમ નથી. પણ કર્તવ્ય એ એકમાત્ર રાજાએ પાળવાનો ધર્મ હોઈ હું અન્યથા વર્તી શકું નહીં.'

પોતાના વક્તવ્યથી પ્રસન્ન થતી જતી સભા જોઈને આટલું કહી ઇંદ્ર પોતાના આસને સ્થિર થયા અને સભાને વિખરાવા કહ્યું.

સભા વિસર્જન થયાની નોબતો રાજદ્વાર પર ગાજી રહી.

## ધોંડો કેશવ કર્વે

[પાના ૧૯નું ચાલુ

વીતે છે. રાજકારણથી તદ્દન અલિપ્ત છતાં હિંદની અજોડ સેવા કરનાર સાધુચરિત કર્વે સાહેબ મહારાષ્ટ્રનું જ નહીં ભારતવર્ષનું અણમોલું રત્ન છે. જીવનમાં સચ્ચાઈ, ખડતલપણું, પુરુષાર્થ, સેવાભાવ, વિદ્વત્તા વગેરે ગુણો કેળવવા મથતા જિજ્ઞાસુઓને માટે કર્વે સાહેબનું ચરિત્ર આદર્શરૂપ છે. ઉત્તેજના, ચાંચલ્ય, બહિર્મુખતાના આ જમાનામાં શાંત, સ્થિર અને અંતર્મુખ મહાપુરુષોનાં જીવન રાષ્ટ્રઘડતરમાં અત્યંત ઉપયોગી નીવડવાના છે. પ્રાતઃસ્મરણીય કર્વે સાહેબ તેવી જ એક મહાન વિભૂતિ છે.

ઈશ્વર તેમને દીર્ઘાયુ કરો!

## પિતૃભૂમિના માથા પરથી ઓળઘોળ થઈ જવા નીકળેલી ચીની રૂપસુંદરીનું

# સમર્પણ

લેખક
મન્મથ

ઓગણીસ વરસની ગોરી ગોરી વાંગ યંગ–હેંગ એક દિવસ ગોરીલા ટુકડીના સરદાર ચાઓટંગ પાસે પહોંચી ગઈ.

'ચાઓ ! મને તારી ટોળીમાં રાખીશ ?'

'વાત સાંભળીને ચાઓ તો એકદમ હસી જ પડયો.

'કેમ કાંઈ નશોબશો કર્યો છે કે શું, વાંગ!'

'તે વિના તો અમસ્થી આવી હઈશ ? નશો જ કર્યો છે, ખૂબ જ નશો કર્યો છે. એનો કેફ તો કોઈ કાળે નહિ ઊતરે'

'એવો તે શેનો નશો કર્યો છે ? અફીણ, ચરસ......!'

'અરે મૂરખ ! અફીણ–ચરસનો નશો કયાં સુધી ટકે! આ તો એવી ચીજનો નશો કર્યો છે કે એનો કેફ, કહ્યું નહિ કોઈ કાળે નહિ ઊતરે. એ તો જીવન સાથે જડાઈ ગયો છે. પ્રાણ પરવારી બેસશે ત્યારે જ એનો નશો ઊતરશે.'

'ઓહો વાંગ ! કાંક અદ્દભુત વસ્તુ ગોતી કાઢી લાગે છે. કહે તો ખરી શેનો નશો કર્યો છે ?'

'ચાઓ ! તું અહીં રહ્યો રહ્યો શું કરે છે ?'

'કેમ વળી ! જાપાનીઓને રગડું છું.'

'શા માટે ?'

'એ તે કાંઈ પૂછવાનું છે ? ચીનો જાપાનીઓને શા માટે રગડે ?'

'કહે તો ખરો શા માટે ?'

'પિતૃભૂમિને એના ભારથી મુક્ત કરવા માટે !'

'શા માટે એ ઉપાધિ વહોરી બેઠો છે ? તારી ઉમરે તો તારે ખાવુંપીવું ને મોજ કરવી. સુંદરી સાથેના વિનોદ–કલ્લોલ......'

'વાંગ! શું હું ચીનો નથી ? આ ધરતીમાતાનું ધાવણ શું હું નથી ધાવ્યો ?...'

'તો ચાઓ ! જે રંગે તું રંગાયો છે, એ જ રંગ મને પણ ચડી ગયો છે. પિતૃભૂમિનો નશો કાંઈ જેવીતેવી વાત છે?'

'ત્યારે તો તું ખરેખરા રંગે રંગાઈને આવી છે. પણ વાંગ! તને ખબર છે, અહીં શું છે?'

'મોત !'

'એકલું મોત જ છે?'

'મોત નહિ તો બીજું શું છે?'

'મોત જ જોઈતું હોય તો ઘેર ગળે ફાંસો ખાઈ મરને. એ માટે અહીં શા માટે દોડી આવી છે!' ચાઓ હસ્યો.

'ચાઓ! તું મને આમ નિરાશ ન કર. હું પિતૃભૂમિ ઉપરથી ઓળઘોળ થઈ જવા અહીં આવી છું...'

'વાંગ' તને નિરાશ કરવાની વાત નથી. અમારે તો જેમ ટોળું મોટું થાય એમાં ફાયદો. પણ તને ખબર છે વાંગ, અમે બધા અહીં એકલા મરવા માટે જ નથી આવ્યા. મરવાની છેવટની ગતિ તો ખરી જ, પણ મરવાનું પ્રાપ્ત થાય તે પહેલાં બની શકે તેટલા જાપાનીઓને મારી નાખવાની તમન્ના. અમને કોઈને મરવાનું ગમતું નથી. અમે તો અહીં દુશ્મનોને મારવા ભેગા મળ્યા છીએ.'

'તો હું યે તમારી સાથે દુશ્મનોને મારવા મથીશ.'

'મૂરખ છે, મૂરખ.' ચાઓ હસી પડ્યો.

વાંગ તેની સામું ગુસ્સાથી જોઈ રહી. તેના ગોરા વદન ઉપર લોહી ધસી આવ્યું અને તે વધુ રૂપાળી દેખાવા લાગી.

'ગુસ્સે ન થા, વાંગ ! હું તને અમારી ટોળીમાં ભેળવવાની ના પાડતો નથી. તારા જેવી દેશની કુમારિકાઓ અમને આવી મળે તો તો દેશનો વહેલો છુટકારો થાય. પણ હું તને પૂછું છું વાંગ, તને હથિયાર વાપરતાં આવડે છે?'

'હથિયાર!' વાંગ મૂંઝાણી.

'તને ગોળી છોડતાં આવડે છે?'

'ના.' વાંગ નીચું જોઈ રહી.

'તને ધાર્યાં નિશાન પાડતાં આવડે છે?'

'ના.'

'ત્યારે વાંગ, તું અમારી સાથે રહીને અમને શું મદદ કરીશ ! અહીં તો યુદ્ધનાં પડઘમ અહર્નિશ વાગી રહ્યાં છે. હથિયારો વીંઝાય છે. ધાણી ફૂટતી હોય એમ ગોળીઓની તડાતડી બોલે છે.'

'પણ-પણ-હું પિતૃભૂમિને ચરણે મારું બલિદાન દેવા આવી છું.'

'મૂરખી થા મા, વાંગ! ચીનાઓ એમ જ પ્રાણનું બલિદાન આપી દેતા હોય તો જાપાનીઓ તો એની જ વાટ જુએ છે. એ તો પશુ કે પશુ. એમ ને એમ જો ચીન ખલાસ થઇ જતું હોય તો એમની તો મહેનત અને દારૂગોળો બન્ને બચી જાય. અમે બલિદાન દેવા ભેગા થયા નથી. અમે તો પિતૃભૂમિને ચરણે જાપાનીઓનો બલિ ચડાવવા મથીએ છીએ. અસુરોના લોહીની ભૂમિ તરસી થઈ છે. એ પિતૃભૂમિની તરસ છિપાવવા અમે જાપાનીઓને શોધી રહ્યા છીએ. શોધી શોધીને એનાં શીશ વધેરી રહ્યા છીએ. તને ય પિતૃભૂમિની ધગશ હોય તો પહેલાં હથિયાર વાપરતાં શીખીજા. પછી તો હું તને અમારી ટોળીની સરદાર બનાવીશ.' ચાઓએ કહ્યું.

વાંગ ધરતી ખણી રહી.

'નિરાશ ન થા વાંગ! અને ચાઓએ પાછી કાઢી મૂકી છે એમ માની શાંત બેસી રહીશ નહિ. ચાઓને એના હથિયારનું અભિમાન છે. તું એનું અભિમાન ઉતારવા વહેલી વહેલી હથિયાર સજી આવી પહોંચજે. તારા હૈયામાં પિતૃભૂમિ માટે જે ભાવના ધખધખી રહી છે, એને સદા પ્રજળતી જ રાખજે. પિતૃભૂમિનો જય.' ચાઓ વાંગને વાંસે હાથ ફેરવતો બોલી ઊઠ્યો.

ગિરિકન્દરાનાં એક એક મુખ એ જયનાદ ઝીલી રહ્યાં. શતસહસ્ર મુખે એમાં સૂર પુરાવી રહ્યાં.

'તો જાઉં છું, ચાઓ.' વાંગની આંખમાં આંસુ હતાં.

'વહેલી વહેલી પાછી આવજે હો વાંગ! હું તારી રાહ જોતો જ બેઠો છું.' ચાઓની આંખમાં પણ આંસુ હતાં. અને જેણે જેણે એ દૃશ્ય જોયું તે દરેકની આંખમાં આંસુ હતાં.

આખું જ ચીન જો આ રંગે રંગાઈ જાય તો!

ધીમે પગલે વાંગ પાછી વળી છે. હૃદયમાં જે ઊર્મિનાં આંદોલનો ઉછાળતી તે હરખભેર દોડી હતી, તે ઉત્સાહ ઓસરી ગયો છે. 'કાંઈ જ કામની નથી, કાંઈ જ કામની નથી,' એમ તેના કાનમાં કો'ક વારે વારે કહી રહ્યું છે. વાંગનો આત્મા ઘવાયો છે, તેની પિતૃભૂમિને ચરણે વિસર્જન થઈ જવાની ભાવનાની કો'ક મશ્કરી કરી છે અને એનું એકમાત્ર કારણ તેને હથિયાર વાપરતાં આવડતું નથી.

ચાઓનાં વેણ તેને હાડોહાડ લાગી ગયાં છે. એકલો ચાઓ જ શું હથિયાર વાપરી જાણે છે! આટલું બધું ગુમાન રાખી ફરે છે તે એનું ગુમાન કોઈ ન ઉતારે? પોતે શું હથિયાર વાપરતાં ન શીખી શકે? શા માટે ન શીખી શકે? હથિયાર વાપરવાનો શું અમુકનો જ ઇજારો છે!

પિતૃભૂમિનો પડકાર અંતરમાં ઊઠે છે: 'બધા જ શીખી શકે. પિતૃભૂમિની જેને ઝંખના છે તે બધા જ પિતૃભૂમિને માથેથી ઓળઘોળ થઈ શકે.'

અને વાંગ તે દિવસથી બસ એક જ કામમાં મશગૂલ છે. રાત અને દિવસ બસ હથિયાર, હથિયાર અને હથિયાર જ ઢંઢોળી રહી છે. પૂરા ત્રણ માસ નથી વીત્યા ત્યાં તો ચીનની એ નારી ધાર્યાં નિશાન પાડતી થઈ ગઈ છે. એવી ઉગ્ર તપસ્યા એણે એ સિદ્ધિ માટે કરી છે.

હથિયાર સજીને ફરીથી એ ગિરિકન્દરામાં જાય છે. ચાઓ એની જ વાટ જોતો હતો. બધા જ એનું સ્વાગત કરે છે. બધા જ એનો જયનાદ ઉચ્ચારે છે અને ચાઓ વચને બંધાયો છે. વાંગ એક ટુકડીની સરદાર બની છે.

ત્રણ મહિનાનું મોડું થયું છે. ત્રણ ત્રણ મહિનાથી એણે હૈયાના થનગનાટ સમાવી રાખ્યા છે. હવે તો એ બંધ તૂટી ગયા છે. વાંગ ચારે તરફ મારી મારી ફરે છે. પર્વતનાં હૈયેહૈયાં ઢંઢોળે છે, જાપાનીઓના સગડ કાઢે છે, પીછો પકડે છે, તગડે છે.

એક દિવસ એને મોકો મળી જાય છે. સમાચાર મળ્યા છે કે પર્વતોની ખીણમાં જાપાનીઓ અડ્ડો જમાવી પડ્યા છે. રંગરાગની મહેફિલો ઊડી રહી છે. વાંગ સમાચાર સાંભળી આવેશમાં આવી જાય છે. એને નશો ચડે છે. એ હથિયાર સજે છે. ત્રીસ માણસોની ટુકડી લઈ તે નીકળે છે. એના પતિને પણ એણે સાથે લીધો છે. ક્યાં છે જાપાનીઓ! ક્યાં છે દુશ્મનો? એની રગરગ જાણે અધીરી બની ગઈ છે. જોશમાં ને જોશમાં તે જાપાનીઓના બેડા ઉપર ધસી જાય છે.

પણ...પણ...ધારણા ઊંધી વળે છે. બાતમી અધૂરી હતી એમ જણાય છે. જાપાનીઓ તો પૂરેપૂરા

સજ્જ બની બેઠા છે. હવે તો બીજો માર્ગ જ નથી. હથિયારો ખખડે છે, સામસામી ગોળીઓ વછૂટે છે અને વાંગને સમજાય છે કે પોતે ભૂલ કરી છે. કેવળ ત્રીસ માણસો સાથે આ જાપાની સમુદ્રને નહિ પહોંચી વળાય.

પાછા ફરી જવામાં જ સલામતી છે. 'પાછા ફરો.' હુકમ વછૂટે છે, વાંગના સાથીઓ પાછાં પગલાં કરે છે અને એ બધાને આવરી લેતી વાંગ સન્મુખનો મોરચો સંભાળી રહી છે.

ત્યાં તો વાંગનો પતિ ચિત્કાર કરી ઊઠે છે. દુશ્મનની ગોળી એના પગમાં પેસી ગઈ છે. વાંગ પતિને સંભાળવા મથે છે, ત્યાં બીજી ગોળાથી પોતે વીંધાઈ જાય છે. દુશ્મનો આંખી વળ્યા છે. ત્રીસમાંથી એકે ય જીવતો નહિ જાય એમ લાગે છે. પિતૃભૂમિ! પિતૃભૂમિ! વાંગનું હૈયું પોકારી ઊઠે છે.

'પિતૃભૂમિ કલૈયાકુંવરનાં બલિદાન માગે છે.' એની એક શિરા બોલતી જણાય છે.

'નહિ, પિતૃભૂમિ જાપાનીઓનું શોણિત માગે છે.' ફરીથી એ નાડીના ધબકારા સંભળાય છે.

'પિતૃભૂમિ! પિતૃભૂમિ!' નાડીએ નાડીએ ધબકારા બોલે છે.

અને વાંગનો હુકમ છૂટે છેઃ 'બધા જ નાસી છૂટો. હું અહીં દુશ્મનોને ખાળી રાખીશ.'

સાથીઓ પૂછે છેઃ 'પછી તારું શું વાંગ?'

'પિતૃભૂમિ! પિતૃભૂમિ!' વાંગ પોકારી ઊઠે છે.

'પિતૃભૂમિનો જય.' સાથીઓનો અવાજ તેમાં ભળે છે.

'જાઓ. નાસી જાઓ.' અને વાંગ તો એક ખડકની ઓથ લઈ દુશ્મન સામે મોરચો માંડી બેસી ગઈ છે.

ગોળીઓની તડાતડી બોલે છે. જાપાનીઓ આ અદૃશ્ય વરસાદ સામે ખચકીને ઊભા રહી ગયા છે. ક્યાંથી આ અનંત ધારા સરી રહી છે એની ખબર પડતી નથી. ગોળીઓ વચ્ચે જ જાય છે. વાંગને જાણે સો સો હાથ પ્રગટ્યા છે.

ગોળીઓ ખૂટવા આવી છે. વાંગ વિચાર કરે છે કે અવાજ બંધ થશે એટલે તો જાપાનીઓ તૂટી પડશે અને પછી તો કદાચ પોતે જીવતી પકડાઈ જાય!– જીવતી પકડાઈ જાય? એ હવસભૂખ્યા માનવભક્ષુ રાક્ષસોના હાથમાં જીવતી પડે? એની નજર એના દેહસૌષ્ઠવ ઉપર એકાએક પડે છે. જુવાનીની રંગોળીઓ પડી ગઈ છે. રૂપનાં સરોવર છલી વળ્યાં છે. પિતૃભૂમિએ પોષેલો આ દેહ જાપાનીઓને હવાલે કરું? ના! ના! ના! એના હૃદયની એકેએક તંત્રી નકાર ભણી રહી છે.

પણ એ નકારમાંથી વાંગને નવો વિચાર સૂઝે છે. ચાઓએ તે દિવસે કહ્યું હતુંઃ 'અમે તો જાપાનીઓને વધેરવા મથીએ છીએ.' એકેએક ચીનાનો એ મંત્ર બની ગયો હતો. 'જાપાનીઓને કાપી નાખો.' સામે ઊભા ઊભા જાપાનીઓ દાંતવડકિયાં કરે છે. એમની લોથ ધરણીએ ન ઢળે ત્યાંસુધી વાંગના જીવને જંપ શે વળે? જાપાનીઓ મરવા જ જોઈએ.

એ વિચારમાંથી એના દેહનું સૌંદર્ય અને એની જુવાની એની નજર આગળ નાચી રહે છે. વાંગે નિર્ણય કરી લીધો છે. તે ઓથારમાંથી બહાર આવે છે. પોકારી ઊઠે છેઃ 'હું શરણે આવવા તૈયાર છું. મને જીવતી પકડી લ્યો.'

બન્ને હાથ ઊંચા કરી વાંગ ઊભી રહી છે. સામે ઊભા ઊભા જાપાનીઓ એના દેહનું સૌષ્ઠવ અને મદભરી કાયા જોઈ રહ્યા છે. મદન રંગમાં ચડ્યો છે અને હવસભૂખ્યા જાપાનીઓ ચીનની એ નારીનું જોબનધન લૂંટી લેવા દોટ કાઢે છે.

ધાર્યું લક્ષ્ય મળી ગયું છે. વીજળીના ચમકારાની જેમ વાંગ ખડકની ઓથે ભરાય છે. ફરીથી ગોળીઓની ત્રમઝટ બોલે છે. લોથ ઉપર લોથ ધરણીએ ઢળવા માંડી છે. પિતૃભૂમિનું તર્પણ શરૂ થયું છે. મા ચામુંડા પિતૃભૂમિને હૈયે જાપાનીઓની રૂંઢમાળ ધરાવી રહી છે.

પણ હવે તો ગોળીઓ સાચ જ ખૂટી છે અને એક જ ગોળી બાકી છે. એ ખલાસ થતાં તો વાંગ ખરેખર દુશ્મનોના હાથમાં જઈ પડશે. એ ગોળી છોડતાં પહેલાં વાંગ વિચારે ચડે છેઃ આ કાયા આખરે જાપાનીઓના હાથમાં જઈ પડશે? દુશ્મનો એને રગદોળશે! 'પિતૃભૂમિ! પિતૃભૂમિ!' તેનો આત્મા તલખે છે.

દિશા દિશામાંથી એક અવાજ ઊઠે છેઃ 'બલિદાન! બલિદાન!'

દિશાએ એને માર્ગ બતાવ્યો છે. પિતૃભૂમિએ એનું બલિદાન માગ્યું છે. 'પિતૃભૂમિનો જય' વાંગની છેલ્લી ગોળી વછૂટે છે. વાંગ નિશ્ચેષ્ટ બની ધરણીએ ઢળી પડે છે.

પ્રણય-પ્રવાસનાં સાક્ષી અને સાથી

# જુલ્ફાં

લેખક
વિલિયમ

**શું** તેનાં જુલ્ફાં! શું તેની એક એક લટ! અને તે પાળની શું તેની ટાપટીપ!

કહોને કે સવારે ઊઠે ત્યારથી તે રાત્રે સૂવે ત્યાં સુધી તે જુલ્ફાં ઓળવાં અને અરીસામાં જોયા કરવું તે જ તેનું જીવન હતું...પોતાના રૂમમાં અરીસો... ટેબલ પર અરીસો...કોટના ખીસામાં નાનો એવો અરીસો...બાથરૂમમાં અરીસો...અરે! રાત્રે સૂવાના પલંગની છતમાં પણ અરીસો...કે સૂતાં સૂતાં પણ જુલ્ફાં જોઈ શકાય...દર પાંચદસ મિનિટે દાંતિયો ને અરીસો હાથમાં લીધાં જ હોય. જ્યાં સુધી મનધારી વળાંકભરી લહરો ગોઠવાય નહીં કે વાળ પરથી શરૂ થતા સુંવાળા વાળનો ગુચ્છો એકાદ આડો વળાંક લઈ સ્થિર ન રહે ત્યાં સુધી ન તો તે અરીસાને છોડતો કે ન તો દાંતિયાને.

જે કહીએ તે...ઘેલછા કે ગાંડપણ, પણ આ તેનો એક જબ્બર શોખ હતો...પણ આટલી ચીવટ, આટલી મહેનત, આટલી ધીરજના બદલામાં કંઈ આશા ખરી કે? ફક્ત એક જ!

સુરેખા કહે, 'તારાં આ જુલ્ફાં મને પણ ઈર્ષા કરાવે છે...હો બિંદુ!' અને તે તેના નાજુક હાથથી વીખેરી નાખે...

બિંદુ શું કહે? પ્રેમને ભાષા જ ન હોય!! બસ... આ નાનીશી આશા ખાતરની તેની ધીરજ અને ગાંડી મહેનત કંઈ સાવ નિષ્ફળ ન જ જતી.

સવાર પડ્યું હોય, ગામ હજી નિદ્રામાંથી જાગતું હોય. બધું શાંત હોય, ફક્ત પડખેના સુરેખાના ઘરમાંથી તેના મધુર ગીતના આછા આછા સૂર હવામાં રેલાતા હોય, ત્યારે બિંદુ તો દાંતિયો લઈ અરીસા સામે ગોઠવાણો જ હોય...અને?

સુરેખા દોડતી આવી...ફીકું હસી તેના મહામહેનતે ગોઠવેલાં વાળ—જુલ્ફાં તેની આનાકાની સાંભળ્યા પહેલાં વીંખી નાખતી. બિંદુ જરા ગુસ્સાનો ભાવ તો બતાવતો છતાં તેને સુરુનું આ તોફાન ગમતું તો ખરું જ.

સાંજનાં કૉલેજમાંથી આવી જરા સ્વસ્થ થઈ અને વાળ ઓળી મનમાની લટને કપાળ પર રમતી રાખી જરા હાશ કરી બેઠો હોય—ત્યાં સુરેખા આવી, તેને આડીઅવળી વાતોએ ચડાવી અચાનક તેનું ધ્યાન ન હોય ત્યાં 'આ...બાહ વાંકડિયા વાળ!' બોલી નાના બાળક જેમ તૂટી પડતી અને વાળ વિખેરી તુરત જ ધડધડ કરતી દાદરો ઊતરી જતી... બિંદુ વિખરાયેલ જુલ્ફાં પર હાથ ફેરવતો રસ્તા પરની ગેલેરીમાંથી તેને ઘેર જતી જોઈ રહેતો.

બિંદુને થતું, 'આ જ જુલ્ફાં સુરેખાને આટલી આનંદમાં રાખે છે? આ જ જુલ્ફાં પોતાને સ્વરૂપવાન કહેવરાવે છે? શું જુલ્ફાં સિવાય સુરુને કંઈ બીજું આકર્ષણ નહીં હોય?' આ પરંપરા ચાલ્યા જ કરતી...પણ તેનો પ્રત્યુત્તર કોણ આપે? તેનું મન કોણ સંતોષે?

'જો હું એક દિવસ જુલ્ફાં ન ઓળું તો?' એક દિવસ બિંદુને આ વિચાર આવ્યો...અને તે વિચારે સાચું સ્વરૂપ પણ લીધું...

તેણે ખરેખર ટાપટીપ ન કરી...સુરેખા તો આવી રોજની જેમ જ, સહેજ હસતી...

'બિંદુ...' પણ તે અચાનક હસતી બંધ થઈ ગઈ, ઘડીભર તેની આંખો સામે જોવા લાગી તો ઘડીભર જુલ્ફાં સામે. આજ તે શોભીન જુલ્ફાં, કૃત્રિમ ગંભીર આંખો તેને કંઈ જુદું જ કહી રહ્યાં હતાં.

'કાં સુરુ!' તેણે પૂછ્યું. તે નજીક આવી જુલ્ફાંમાં આંગળાં ફેરવતાં બોલી:

'તું આજ કંઈક ખૂબ સુંદર લાગે છે બિંદુ!'

'એમ!'

'હા એમ! એક વાત કહું? ઘણા વખતથી પૂછવાનું મન થયું છે કે તને કોણે કહ્યું કે તું આ જુલ્ફાં ઓળે છે ત્યારે જ સુંદર લાગે છે! આ વાળ પાળ તારી અખૂટ ધીરજ—ચીવટ બધું તને ખૂબ સુંદર બનાવે છે! કદાચ તને એમ હશે કે તું વિખરાયેલ વાળમાં કુરૂપ લાગતો હઈશ, પણ ના બિંદુ! ખરી રીતે તેમ નથી. તને ગમે ન ગમે તો ય તારાં આ જુલ્ફાં હું રોજ વીંખું છું. જોઉં છું, અને વિચારું છું કે લટો તો વિખરાયેલી જ સારી લાગે.'

બસ...તે આખરી દિન હતો. તે દિવસ પછી

બિંદુ ઝુલ્ફાંની દરકાર પણ ન રાખતો. સુરેખા આવતી તોપણ તે વાળ ન ઓળતો. તે આવતી–વિખરાયેલા વાળ સાથે રમત કરતી અને બન્ને વાતોએ ચડતાં. પરિવર્તન એટલે જ કુદરતનો નિયમ ...બધે લાગુ પડતો. જિંદગી, તેના કંઈક પ્રસંગો, તેમાં પણ પરિવર્તન આવ્યા જ કરે છે.

એક દિવસ સુરેખા આવી......આજ તેની આંખોમાં કંઈક નવી જ ચમક હતી. બિંદુ સામે તેણે દૃષ્ટિ પણ ન ફેંકી. તેની આંખો દાંતિયો શોધતી હતી, અને શોધ્યો પણ ખરો. બિંદુના વિખરાયેલા અવ્યવસ્થિત વાળ વ્યવસ્થિત કરવા લાગી. બિંદુ મૂઢ બની બેસી રહ્યો...લાગણી બતાવવાની તો રીત નહીં હોય ને? સુરેખાએ વાળ ઓળ્યા...પહેલાં જેમ બિંદુ રાખતો તેમ જ લટો રાખી, અરીસો લાવી તેના ચહેરા સામું ધરી બોલી, 'બરાબર છે બિંદુ!'

તેનું ધ્યાન અરીસામાં હતું નહીં...'વિચિત્ર! આખર તો છોકરીની જાત!'

'કેમ? તને ન ગમ્યું? ખરેખર તને વિચિત્ર લાગે છે?'

'કેમ નહીં? એક વખત તું જ કહેતી હતી કે લટ તો વિખરાયેલી જ સારી લાગે...અને આજે?'

'પણ બિંદુ! તેમાં જ મજા છે ને? તારી દૃષ્ટિએ તો હું વિચિત્ર જ સારી...પણ તને આનું કારણ કહું? બા આજ બાપુને કહેતાં હતાં કે આપણે આપણી સુરુનું સગપણ આ બિંદુ સાથે કરીએ તો? વળી તે તો આપણી નાતનો જ છે ને! બાપુ તો જાણે કંઈ તારે વિશે સાંભળવા જ તૈયાર ન હતા... કહે કે શું તે ઝીંથરકાંવાળા સાથે?

'છી...છી...છી...તું જ કહે મને આ સાંભળવું ગમે? બસ તો પછી આજથી જ તારે પાછું પહેલાનો બિંદુ બની જવાનું, તે જ ઝુલ્ફાં અને તે જ ટાપટીપ, બાપુને તો એ ગમે!...કંઈ સમજ્યું?'

'જી!...જેવી આજ્ઞા.'

બિંદુને આ ટાપટીપનો થાક હતો જ નહીં અને તેમાંય સુરેખા ખાતર તો ખાસ...

એક દિવસ...બે દિવસ...ત્રણ દિવસ...શરૂ શરૂમાં તો સુરુ રોજ બિંદુ પાસે આવતી પણ વાળ વીંખતી નહીં; ધીમે ધીમે સરખા કર્યા કરતી. તેને હતું જ કે તે તેના બાપુને ખુશ કરી શકશે, તેનું બિંદુ પ્રત્યેનું માન વધારી શકશે.

પણ......

એક દિવસ બિંદુ રાહ જોતો જ રહ્યો પણ સુરેખા ન આવી. તેણે એક દિવસ નહીં, પાંચ–છ દિવસ રાહ જોઈ, પ્રતીક્ષા કરી પણ તેની સુરેખા ન આવી. 'ઝુલ્ફાં ખાતર પોતાને પ્રાપ્ત કરવા મથતી સુરુ કાં ન આવી?'

પણ તેનો પ્રત્યુત્તર આપનાર કોઈ હતું નહીં... તેની મૂંઝવણ તો વધતી જ ચાલી. હમણાં તો સુરેખા રસ્તા પર પણ નીકળતી ન દેખાતી...બિંદુ તેને ઘેર જઈ તપાસ કરે! પણ ત્યાં તેના બાપુના અપમાનની બીક હતી. સુરુની તબિયત તો ખરાબ નહીં હોય ને! અને કાં તો સુરુને તેના પિતાજીએ જ મારે ત્યાં આવવા ના પાડી હશે. વિચારોએ તેને ઘણો જ મૂંઝવ્યો. આઠદશ દિવસ પછી એક દિવસ એવો પ્રસંગ બની ગયો કે બિંદુ કૉલેજેથી ઘેર આવ્યો ત્યારે પોતાની બા ઘેર ન હતી–કલાક પછી આવી. હાથમાં રકાબી હતી. રકાબીમાં સાકર, ગોળ, ધાણા હતા–બિંદુએ સહેજ પૂછ્યું. 'ક્યાં ગયાં હતાં બા?'

'આ નવનીતરાયને ત્યાં તેની દીકરીનું વેશવાળ હતું.' અને બિંદુ ઉપર આભ તૂટી પડ્યું. તેને પૂછવાની પણ હિંમત ન રહી કે સુરુનું કે બીજી કોઈ દીકરીનું? અને તે લથડતે હૈયે મેડીએ ચાલ્યો ગયો. ત્રણચાર દિવસ તો ખૂબ જ ખરાબ ગયા અને પાંચમો દિવસ તો એથીયે ખરાબ ઊગ્યો–ઊઠતાંવેંત તેણે સુરુના ઘર પાસે શરણાઈના સૂર સાંભળ્યા. બારીમાંથી જોયું તો સુરુના ઘર પાસે મજાનો માંડવો નખાણો હતો. એક તરફ શરણાઈવાળો ભૈરવી છેડી રહ્યો હતો. બિંદુને ખ્યાલ ગયો કે આજે પોતાના કરતાં સુરેખાનું ઘર વહેલું જાગ્રત થયું હતું....લગ્નની ધમાલ હતી...તેને શંકાઓએ ઘેરી લીધો...'સુરુનાં લગ્ન? આટલા ખાતર જ તે ન હતી આવતી! મને કાં ન જણાવ્યું? તેના બાપુ આખર ન જ માન્યા! હવે શું કંઈ નહીં થઈ શકે!' તે બહાવરો બન્યો... એકદમ નીચે આવ્યો, જુએ છે તો સુરેખાના ઘરઆંગણે પાણી છંટાઈ રહ્યાં હતાં, ટોડલે તોરણ બંધાઈ રહ્યાં હતાં...માંડવા નીચે બધાં ય જાણે કોઈ મહાન કામમાં

હોય તેમ ગંભીર મુખમુદ્રા ધારણ કરી આમતેમ દોડાદોડી કરી રહ્યાં હતાં. સુરુના બાપા સુરેખાના ભાઈને, સુરુનો ભાઈ સૌથી નાની બહેનને, તે ઘરના નોકરને અને તે નોકર દાડી આપી લાવેલ મજૂરને ઘરનો માલિક જાણે પોતે જ હોય તેમ હુકમ કરતાં હતાં...

બિંદુની આંખો પલક માર્યા વિના બધું જોઈ રહી હતી. પડખેથી સુરેખાના ઘરનો નોકર પસાર થયો.

'એ જરા સાંભળ તો' બિંદુએ તેને રોકવા સાદ પાડ્યો.

'કોણ ? ઓહો બિંદુભાઈ ? શું કામ છે ? કંઈ ખાસ તો નથી ને ? હમણાં જ પાછો વળું છું, જરા ઉતાવળનું કામ છે...જરા ઊભા રહેજો હો ?'

'પણ જરા ઊભો તો રહે...' બિંદુ તેની પાછળ દોડ્યો...તેનો હાથ પકડી તેને ઊભો રાખ્યો.

'લગ્ન છે ? કોનાં ?' સુરુનું નામ તેના મોઢામાં જ રહી ગયું.

'કેમ ખબર નથી ! બહેનનાં ! આ હમણાં જાન આવશે, તેની ધમાલમાં જ હું છું...હાઉં સારે ચોરી-ટાણે આવજો હો ?'

તે ચાલ્યો ગયો...બિંદુને વિચાર કરતો મૂકતો ગયો...તેને દુઃખ થયું.

'સુરુએ મને આટલું પણ ન કહ્યું ?' ધીમે પગલે તે દાદરો ચડી ગયો...લાગ્યું કે તેનું માથું ભમે છે. શરણાઈના સૂરો જ કારણભૂત લાગ્યા...મન તો ખિન્ન હતું જ પણ શરીર તો લથડતે પગે ટેવ મુજબ અરીસા સામે જઈ ઊભું રહ્યું...હાથે દાંતિયો પણ લીધો...પણ અત્યારે પોતાનું પ્રતિબિંબ જોઈ તિરસ્કાર છૂટ્યો. તે કોને માટે આ ટાપટીપ કરે ? તિરસ્કાર ગુસ્સામાં પરિણમ્યો, અરીસાનો છૂટો ઘા કર્યો, રસ્તા પર કંઈક ટુકડા થઈ વેરાઈ ગયા...દાંતિયાના બે કટકા કરી નાખ્યા.

'આ જુલ્ફાં ? કોને માટે ? શા માટે ? સુરેખા માટે ? હવે તો ઓળું તો ય શું અને ન ઓળું તો ય શું ? તે તો આજ બીજાની બની રહી છે...' તે ગાંડાની માફક ઓરડામાં જોસથી આંટા મારવા લાગ્યો. મગજ વિચાર કરતું હતું, મોઢા પર કંઈક ભાવ આવતા હતા, આશ્ચર્યના, ગુસ્સાના, નિરાશાના...

હા...તેને કંઈક વિચાર આવ્યો, મક્કમતાથી હોઠ પિસ્યા. 'શું વિચાર અમલમાં મૂકું ?' અમલમાં મૂકવાના વિચારે તે ધ્રૂજી ઊઠ્યો, ના પણ તૂટ્યા દિલને તેની દયા ન આવી...કંઈ આગળ વિચાર કરે તે પહેલાં તો તેના બે હાથ વચ્ચે દાંતિયાને બદલે કાતર રમી રહી હતી...

...અને ઘડી પહેલાં જે જુલ્ફાં માથા પર શોભી રહ્યાં હતાં તે કપાઈ કપાઈને જમીન પર પડવા લાગ્યાં...એકેએક લટ કપાઈ ગૂંચળું વળી જમીન પર દડી પડી. બિંદુને કશું ભાન ન હતું...ગુસ્સાના આવેશે તેને ગાંડો કર્યો હતો.

માથા પરનો છેલ્લો ગુચ્છો પણ કપાઈ રહ્યો. બિંદુને સુરેખા પર વેર વાળ્યા જેટલો આનંદ થયો ! મનને શાંતિ થતી લાગી, આટલામાં જઈ સૂઈ ગયો. થાક્યા મનમાં હવે વિચારવાની પણ શક્તિ ન હતી.

હવે તો દૂર દૂરથી જાનના બેન્ડનો અવાજ પણ સંભળાવા લાગ્યો. નીચે રસ્તા પર કોલાહલ વધ્યો, સામૈયાની તૈયારી ચાલતી હતી; તે રસ્તો કંઈ નવી જાગ્રતિ અનુભવતો હતો. બિંદુના ગુસ્સાની આગ હજી સાવ શમી ન હતી. થોડો સમય પસાર થઈ ગયો. દૂરના બેન્ડનો અવાજ હવે વધુ નજદીક સંભળાવા લાગ્યો, ઘોડાગાડી–મોટરના અવાજ આવવા લાગ્યા. પ્રસંગનો સમય વધુ નજીક આવ્યો.

બિંદુને કંઈક વિચાર આવ્યો. મોઢા ઉપર લુખ્ખું હાસ્ય ફરી વળ્યું. તે ઊભો થયો. જમીન ઉપર આળોટતાં જુલ્ફાં ભેગાં કરીને કવરમાં બીડયાં—કવર ઉપર લખ્યું: 'જુલ્ફાંની પ્રેયસીને' અને પછી કોઈ જરજરીત ખંડેરની બાકી રહેલી ભીંત જાણે તૂટી પડતી હોય તેમ હાસ્ય કર્યું.

ત્યાં...! દાદર પરથી કોઈ ઉપર આવતું લાગ્યું, સાથે ઝાંઝરનો ઝણકાર પણ ખરો.

'સુરુ હશે ?' બિંદુના મગજમાંથી એક વિચાર ચમકી ગયો...પણ...

'બિંદુ !...કહે જોઉં મને...!' હોંશભરી દોડી આવતી સુરેખાના શબ્દો અધૂરા જ રહી ગયા. તે ફાટી આંખે જોઈ રહી ! બિંદુના વાળ ? જુલ્ફાં ! તે તો ધૂળમાં વેરાયેલાં હતાં !! આશ્ચર્ય, ખીજ, તિરસ્કાર બધી લાગણી તેણે એક સાથે અનુભવી. તેને કશું બોલવા જેવું જ રહ્યું ન હતું.

[અનુસંધાન પાન ૩૨

લેખક મયૂર



# દેવ અને દાનવ

## આદિકથા

દક્ષ નામના એક પ્રજાપતિ હતા. એમને દીકરીઓનો પાર ન હતો. પણ એ બધીનું આપણે કામ નથી. એમની એક દીકરીનું નામ અદિતિ અને એક દીકરીનું નામ દિતિ. બન્નેને કશ્યપ ઋષિ સાથે પરણાવેલી. અદિતિના પુત્રો તે આદિત્ય કહેવાયા, એ દેવ. દિતિના પુત્રો દૈત્ય કહેવાયા, એ દાનવ.

દેવો અને દાનવોને આમ તો સાવ નજીકનો સંબંધ. પણ બન્ને વચ્ચે જન્મ્યા ત્યારથી જ વેર. એકબીજાની નજરે ચડવા જોઈએ. બસ હથિયાર ખખડ્યાં જ છે અને લડાઈ મંડાણી જ છે.

દેવો સ્વર્ગના રાજા ખરા ને! બસ એ જ કારણે બન્ને વચ્ચે તોફાન ને તકરાર. દાનવોના મનમાં એમ કે દેવોને સ્વર્ગમાંથી હાંકી કાઢવા અને સ્વર્ગનું રાજ પચાવી પાડવું. દેવો કાંઈ એમ રાજ થોડું જ આપી દે? એટલે દેવો સ્વર્ગ પોતાના અધિકારમાં રાખવા માટે દાનવો સામે લડે અને દાનવો દેવોનું રાજ પડાવી લેવા રોજ રોજ મથામણ કરે. આમ આ લડાઈનો કોઈ દિવસ અંત જ ન આવે.

દેવો તો બિચારા ભલા માણસ. એમને કુડકપટ કાંઈ આવડે નહિ. અને દાનવો તો સ્વભાવથી જ ક્રૂર. એમનાં શરીર પણ કેવડાં મોટાં અને કેવાં બિહામણાં? જાતજાતનાં રૂપ ધારણ કરી જાણે. બધી માયાના જાણનારા. લીધી વાત ન મૂકે એવા હઠીલા.

અસુરોને એક વાતની ખબર પડી ગયેલી કે દેવો તો ભોળા છે. ખુદ બ્રહ્માજી અને ભગવાન પણ નિયમકર્મને આધીન છે. એમને પ્રસન્ન કરો એટલે બસ વરદાન આપવું જ જોઈએ. એટલે દાનવોને આ વાતની ફાવટ આવી ગયેલી. તપ કરી કરીને દેવોને પ્રસન્ન કરે. મનગમતાં વરદાન મેળવી લે અને પછી દેવોને જ દંડે. બિચારા દેવોનું એમની પાસે કાંઈ ન ચાલે. બહુ થાય ત્યારે બ્રહ્માજી પાસે શરણે જાય કે પછી ભગવાનનું શરણું શોધે. એ વખતે તો ભગવાન એમની ભીડ ભાંગે, પણ દેવોને માથે દાનવોનો જે હમેશનો ભય હતો તે તો ઊભો જ રહે. આવ્યા કે આવશે, માર્યા કે મારશે, એમ દાનવોની બીકે દેવોનો તો ફડકે સાસ જાય.

અને આ વેર કાંઈ આજકાલનાં ન હતાં. હજુ તો દુનિયાની ઉત્પત્તિ પણ નહોતી થઈ તે પહેલાંથી આ વેર ચાલ્યાં આવે. પણ એ બધા કામા ભગવાનના જ હો. એમને એક દિવસ પડ્યા પડ્યા ટીખળ કરવાનું મન થયું અને પાણીનાં બે ટીપાંમાંથી મધુ અને કૈટભ નામના બે દાનવોને પેદા કર્યા.

## મધુ અને કૈટભ

ચારે તરફ જળજળબંબાકાર. જળ સિવાય બીજું કાંઈ જ ન મળે. એ જળના મહાસાગર વચ્ચે અનંતનાગની શૈયા કરી નારાયણ તેના ઉપર પોઢે. નારાયણની ડૂંટીમાંથી એક કમળ નીકળેલું, એ કમળમાં બ્રહ્માજી વાસ કરે.

બ્રહ્માજીને એક દિવસ એવો વિચાર થયો કે આ ચારે તરફ બધું પાણી પાણી છે તેને બદલે કાંઈ નવી નવી ચીજો બનાવી હોય તો જોઈને આંખો તો ઠરે. ક્યાંક જમીનનો હરિયાળો ટુકડો હોય, ક્યાંક ઝાડોની ઘટા હોય, ક્યાંક જાનવરો હોય, ક્યાંક પક્ષીઓ ઊડતાં હોય, ક્યાંક માનવી આનંદ કરતા હોય, એવું એવું હોય તો કેવું સારું? એમને વિચાર આવ્યો એટલે લીધું કામ હાથમાં. પણ એ તો બ્રહ્માજી. ઉતાવળ તો એમના શબ્દકોશમાં નહિ.

બધું ઠેકે ઠેકે કરે. ધીરે ધીરે એમણે આખી યોજના મનમાં ઘડી કાઢી અને પુસ્તકોમાં લખી નાખી. એ પુસ્તકો વેદ. વેદ તૈયાર થયા એટલે બ્રહ્માજીએ એને એક કોર મૂકી રાખ્યા. એ તો પાછા જેમના તેમ પલોંઠી વાળીને બેસી ગયા. એમના મનમાં એમ કે થાય છે, શી ધાડ આવી છે? આપણી પાસે યોજના તો તૈયાર છે. બધું પાનાંનાં પાનાં ભરી લખી રાખ્યું છે. એમાંથી જોતા જશું ને નિરાંતે કરતા જશું.

નારાયણ પડ્યા પડ્યા બધું જોયા કરે. એમને એમ થયું કે બ્રહ્માજીની આળસ ઉડાડવી જોઈએ. આમેય એમનો સ્વભાવ ભારે ટીખળી. એમને રમત કરવાનું મન થયું એટલે પાણીનાં બે ટીપાં ઉડાડ્યાં અને કહ્યું: 'આ ટીપાંમાંથી બે દાનવો બની જાઓ.' તરત જ બે મહા ભયાનક રાક્ષસો હો હો કરતા પાણીમાં ઉછાળા મારવા લાગી ગયા. એમનાં નામ મધુ અને કૈટભ.

મધુ અને કૈટભે તો જન્મતાંવેંત ચારે તરફ ધમાલ મચાવી દીધી. દરિયાનાં પાણી ડખોળી નાખ્યાં, અનંતનાગનું સિંહાસન હલબલાવી મૂક્યું. મહાસાગરને તળિયે પહોંચી કોતરેકોતર જોઈ નાખ્યાં. એ કોતરો જોઈ એમને થયું કે રહેવાની તો અહીં જ મજા છે. કોઈ જુએ જ નહિ, કોઈ જાણે નહિ. નિરાંતે પડ્યા રહેવાય. બસ એમણે તો એ કોતરોમાં જ ધામા નાખ્યા. ચારે તરફ રંજાડ મચાવી મૂકે અને થાકે એટલે કોતરોમાં જ પડ્યા રહે.

એક દિવસ ભટકતાં ભટકતાં તેઓ બ્રહ્માજી પાસે પહોંચી ગયા. જોયું તો બ્રહ્માજી લહેરથી ઊંઘે. એમની પાસે વેદનાં પુસ્તકો પડેલાં. મધુ અને કૈટભને થયું કે આ વળી શું હશે? એ તો લાગ જોઇ પેલા વેદનાં પુસ્તકો ચોરી ગયા.

બ્રહ્માજી તો સમાધિમાં પડી ગયેલા. એ વળી સમાધિમાંથી એમ એકદમ જાગે તો બ્રહ્માજી શાના? કોણ જાણે ક્યારેય એમની સમાધિ ઊતરી હશે! સમાધિ ઊતરી અને જુએ તો વેદ ન મળે. આમ જોયું, તેમ જોયું, ચારે તરફ ઢંઢોળી ઢંઢોળી જોયું. ઢંઢોળવા જેવું બીજું હતું પણ શું? જે કાંઈ હતું તે બધું ઉથામી ઉથામીને જોયું, પણ ક્યાંયથી વેદનો પત્તો ન લાગ્યો. બ્રહ્માજી તો ગભરાઈ ગયા માંડ માંડ આખી યોજના તૈયાર કરી હતી. એ યોજના જ ગુમ થઈ ગઈ. હવે સૃષ્ટિની રચના કેવી રીતે થઈ શકશે? એ તો ગભરાઈ ગયા. હાથ જોડી નારાયણને કહે: 'મહારાજ વેદ ચોરાઈ ગયા.'

નારાયણને તો બધી ખબર હતી. એમણે હસતાં હસતાં કહ્યું: 'જુઓ, જુઓ ક્યાંક આડાઅવળા પડ્યા હશે. ચોરાઈ ક્યાં જાય?'

બ્રહ્માજી કહે: 'બધે જોયું. ક્યાંય પત્તો ખાતો નથી.'

નારાયણ કહે: 'ત્યારે ગયા ક્યાં? અહીં તો હું અને તમે બે જ જણ છીએ. ત્રીજો આ અનંતનાગ છે. એ થોડો ગળી જવાનો હતો?'

બ્રહ્માજીએ કહ્યું: 'થોડા દિવસ પહેલાં બે કાળા કાળા પડછાયા પાણીમાં દેખાયા હતા.'

નારાયણ કહે: 'હાં હાં ઠીક યાદ આવ્યું. મારો પણ સ્વભાવ ભૂલકણો થઈ ગયો. એ તો પેલા દાનવો મધુ અને કૈટભ.'

બ્રહ્માજી કહે: 'એ વળી ક્યાંથી પેદા થઈ ગયા? મેં તો હજુ કાંઈ શરૂઆત કરી નથી.'

નારાયણ કહે: 'તમારું તો બધું આળસમાં ગયું. તમે વળી મધુ–કૈટભને શું પેદા કરવાના હતા? એ તો મેં જ પાણીનાં ટીપાંમાંથી બનાવી કાઢ્યા.'

બ્રહ્માજી કહે: 'પણ ભગવાન બનાવી બનાવીને સૌથી પહેલાં દાનવો જ કાં બનાવ્યા?'

નારાયણ કહે: 'એ વિના તમારી ઊંઘ ઊડવાની હતી?'

બ્રહ્માજી કહે: 'ત્યારે તો વેદનાં પુસ્તકો એ લોકો જ ઉપાડી ગયા.'

નારાયણ કહે: 'ઉપાડી ગયા તો ભલે ઉપાડી ગયા. ઉપાડી ઉપાડીને ક્યાં જવાના હતા? પાણીને તળિયે ભરાઈ બેઠા હશે. એ લાવી આપવાનું કામ મારું. પણ પહેલાં કહો કે હવે દુનિયાની રચનાનું કામ હાથ ધરવામાં વાર નહિ લગાડું.'

બ્રહ્માજી કહે: 'હવે તે વાર લગાડું? વેદ મળી જાય એટલી જ વાર.'

નારાયણ કહે: 'હમણાં જ લઈ આવું છું.'

બ્રહ્માજી જેવા આળસુ એવા નારાયણ કામઢા. એમણે એક વાત હાથમાં લીધી કે પાર ઉતાર્યે જ છૂટકો. એમણે તરત જ વેશ-બદલો કરી લીધો. નીચેનો બધો આકાર માણસનો જ રહેવા દીધો, ફક્ત મોઢું જ ઘોડા જેવું બનાવી લીધું. ભગવાનના એ રૂપને પછીથી લોકો હયગ્રીવ–અવતાર તરીકે ઓળખવા લાગ્યા. વેશબદલો કરીને નારાયણ તો સડસડાટ કરતા પાણીમાં ઊતરી ગયા. બ્રહ્માજી તો જોઈ જ રહ્યા.

નારાયણે સમુદ્રને તળિયે જઈ મધુ–કૈટભની ગુફા શોધી કાઢી. બહાર ઊભા ઊભા જોરથી હણહણાટી કરી અને મંડ્યા ગાવા. મજાનું સામગાન શરૂ કરી દીધું. મધુ–કૈટભને થયું કે આ કોણ ગાય છે? આખા સમુદ્રનું તળિયું ફરી વળ્યા છીએ, કોતરેકોતર જોઈ વળ્યા છીએ, પણ કાંઈ કરતાં કાંઈ જોયું નથી. આજે આવો મધુરો ગાનનો અવાજ ક્યાંથી ફૂટી નીકળ્યો?

બન્ને બહાર આવ્યા. ચારે તરફ શોધખોળ કરવા લાગી ગયા. ગાનનો અવાજ ઘડીક સાવ જ પાસે સંભળાય, તો ઘડીકમાં આઘે આઘેથી આવતો હોય એમ લાગે. મધુ અને કૈટભ તો ગાનની દિશા પકડી આમથી તેમ ને તેમથી આમ અથડાયા કરે. નારાયણે એમને એવી ભુલભુલામણીમાં નાખી દીધા કે બન્ને ક્યાંના ક્યાં નીકળી ગયા.

નારાયણને તરત જ લાગ મળી ગયો. તેમણે મધુ–કૈટભની ગુફામાં પેસી જઈ વેદનાં પુસ્તકો ઉપાડી લીધાં અને તરત જ પોતાના થાનકે પહોંચી ગયા. બ્રહ્માજીને પુસ્તકો પાછાં આપી દઈ કહ્યું: 'લ્યો, હવે બરાબર સાચવી રાખજો. હવે ખોઈ નાખશો તો નહિ લાવી દઉં. કેટલી બધી મહેનત પડી છે?' જાણે કે ખૂબ થાક લાગી ગયો ન હોય એમ એ તો અનંતનાગની શૈયા પર લાંબા પડ્યા અને ઘસઘસાટ ઊંઘવા લાગી ગયા. [ચાલુ

---

**જુલેખાં** [પાન ૨૯નું સાંધણ

બિંદુએ પાછળ જોયું તો સુરૂ જ હતી—તેણે કવર સુરૂ તરફ ફેંક્યું. સુરૂએ કવર લીધું ને પૂછ્યું:

'આ શું?'

'કેમ વળી—મારા તરફથી લગ્નની ભેટ.' અને વળી તે હસ્યો.

'કોને, મોટી બહેનને!'



## ટૂંકી વાર્તાની કલા

ઘણું કહેવાનું નથી અથવા તો જે કાંઈ કહેવાનું છે તે જલદી ખૂટી જાય છે માટે ટૂંકી વાર્તાનું સ્વરૂપ આપોઆપ ટૂંકું થાય, એમ નથી. જે કાંઈ કહેવાનું છે તે ઘણું છે અને તે જલદી ખૂટી પણ નથી જતું પરંતુ જે કલાસ્વરૂપ દ્વારા તે કહેવાનું હોય છે તેમાં ઘણો જ સંયમ અપેક્ષિત છે. કથનમાં અશ્રુની છાળો હોય તોપણ આ સ્વરૂપ, એકાદ ટીપાથી કે ડૂસકાથી જ એ વાતનું સૂચન કરો એવો આદેશ કરે છે. ઉલ્લાસની ભરતી ચડી હોય તો તેને પણ સંયમિત સૂરે વ્યક્ત કરો એવી આ કલાસ્વરૂપની માગણી છે. આ સ્વરૂપમાં કથન માટે પહોળો પટ નથી અને માટે કથનને રસળતા રસળતા ચાલ્યું ન પાલવે. જે કહેવું હોય તે સચક અને વેધક રીતે કહેવાનું છે. એકાદ નાની ઘટના કે કોઈનું એકાદ લક્ષણ પકડીને તેની દ્વારા સમગ્ર જીવનનું દર્શન કરાવવું તે આ કલાનું આગવું લક્ષણ છે. આ કલાની નજર સામે તો હંમેશા વિરાટ જીવન જ રહેવું જોઈએ. પરંતુ એ વિરાટનું દર્શન તેણે વામન સ્વરૂપ દ્વારા કરાવવાનું રહે છે. ટૂંકી વાર્તાનો લેખક આ કલામાં જેટલો પાવરધો તેટલો તે સફળ અને તેટલું તેણે એ કલાસ્વરૂપને પોતાનું કર્યું ગણાય.

પ્રહ્‌લાદ પારેખ

અવસાન પછી પે ઓળિયાને જંપવા ન દેતી

# પ્રબળ વાસના

લેખક ૦૦૦ન ૦૦૦૦૦ર

કોઈએ કહ્યું છે કે આ દુનિયા ઘણી નાની છે કેમકે તમે તમારા ગામ, વતન કે દેશથી ગમે તેટલા દૂર જાઓ તોપણ એના એ ચહેરા તમને ઘણી વાર જોવા મળશે. અમે રમેશની તબિયતને કારણે એક વૈદ્યની દવા કરાવવા આવ્યા હતા, અને ગામથી દૂર મુસાફરી બંગલામાં ઊતર્યા હતા. બૅરિસ્ટર સાહેબ એક ખૂનનો કેસ લડવા આવ્યા હતા. પ્રોફેસર મોદી યુનિવર્સિટીના કમિશન સાથે આવ્યા હતા. દીનાનાથ શાસ્ત્રી તેમની દૌહિત્રીના લગ્ન માટે આવ્યા હતા. અને પોલીસ ઉપરી કોઈ ખૂનની તપાસ માટે આવ્યા હતા.

તે સાંજે બધાએ ચોપાટ રમવાનું નક્કી કર્યું હતું. રમતમાં રસ જામતો જતો હતો. એકના દાવમાં ખડું થયું હતું અને બીજાની સોગઠી ગાંડી થઈ હતી. પ્રોફેસર સાહેબને તેમાં કાંઈ સમજ પડતી નહોતી. તેમણે રમત સમજવા પ્રયત્ન કર્યો. દીનાનાથ શાસ્ત્રીની બધી સોગઠી પાકી ગઈ હતી. તેમણે કહ્યું—

'હ્યોને હું જ સમજાવું. આ જિંદગી ચોપાટની બાજી જેવી છે એમ કહ્યું છે તે કાંઈ ખોટું નથી. માણસ મરી જાય ત્યારે તેની વાસના અધૂરી હોય કે તીવ્ર ઇચ્છા અતૃપ્ત રહી હોય તો તે જેમ વાસનાદેહ ધારણ કરી પૃથ્વી ઉપર ફરી આવે છે તેમ જ્યારે કોઈ સોગઠી પાકવા આવે ત્યારે જ વધારે દાણા આવ્યા કરે તો ખડું થાય છે.'

પ્રો. મોદીએ મોં બગાડ્યું. 'આ તો રમત સમજાવવાને બદલે તમે સહેલાઈથી સમજાતી વાતને પણ જીવન સાથે જોડી વધારે મુશ્કેલ કરી મૂકી. ઘણા ય માણસો આશાભર્યા, ઇચ્છાભર્યા કે પોતાની ઉમ્મીદો બર આવ્યા પહેલાં મરી જાય છે, તેઓ નથી ખડું કરતા કે નથી વાસનાદેહ ધારણ કરતા.'

દીનાનાથ શાસ્ત્રી તપી ગયા, 'કોણે કહ્યું? તમે બધાં એકલું અંગ્રેજી ભણેલા કોઈ વાત માનવાના જ નહીં. આ મારા જદુરામદાદાનો જ દાખલો લ્યો ને. તેમનું એમ જ હતું.' 'પચ્ચીસ' રમનારામાંથી ચોગ્ગર

થયો. છેલ્લી સોગઠી પાકી ગઈ હતી અને દાવ ખલાસ થયો હતો. દરમિયાન દીનાનાથ શાસ્ત્રી ઊંચે સ્વરે ઉપરનું વાક્ય બોલેલા એટલે બધાનું ધ્યાન તેમની તરફ ખેંચાયું હતું. શાસ્ત્રીના ચહેરા ઉપરથી તેમની વાત કહેવાની તીવ્ર ઉત્કંઠા દેખાતી હતી. બીજા બધા ઉત્સુક બની સાંભળી રહ્યા.

મારા દાદા જદુરામ બહુ પ્રખર વિદ્વાન, ક્રિયાકાણ્ડી પુરુષ હતા. તેઓ પ્રમાણિક અને નીતિમાન બહુ હતા. સ્થિતિ ઘણી ગરીબ હતી. પઢેગામ જેવા નાના ગામમાં રહેતા. અને આબરૂ સારી એટલે તેમની દીકરીને સારે ઠેકાણે પરણાવી શકેલા અને તે વખતે પુત્રીના તેમ જ પોતાના સંતોષ ખાતર તેને ઘરેણાં પણ ગજા ઉપરવટ કરાવીને આપેલાં. એ પછી પાંચેક વરસ વહી ગયાં અને જદુરામદાદાના કુટુંબમાં કોઈનાં લગ્ન હોવાથી આ દીકરીને લગ્ન ઉપર તેડાવી. મોકલતી વખતે સાસરિયાંઓએ કહ્યું કે જદુરામ બહુ ગરીબ માણસ છે અને વળી અત્યારે નાણાંભીડમાં છે તે વખતે આ ઘરેણાં લઈ વેચી નાખશે માટે ઘરેણાં વિના જવું એ જ સારું છે. આ ઉપરથી દીકરી ઘરેણાં વિના જ પિયર આવી. જ્યારે ઘરનાં માણસોએ તે જોયું ત્યારે ક્રોધી અને માની સ્વભાવના જદુરામદાદા આ જાણશે ત્યારે શું કરશે તે સંબંધે ચિંતાતુર થયાં અને તેમનાથી વાત છુપાવવા પ્રયત્ન કર્યો પણ એકવાર તેમણે પોતાની દીકરીને જ ઘરેણાં કેમ નથી પહેર્યાં એમ સીધું પૂછી જોયું. અને વાત બહાર આવી. જદુરામદાદાની આટલી મોટી ઉમ્મરમાં કોઈ દિવસ તેમણે આવું સાંભળેલું નહીં. તેમનો ગુસ્સો હદ વટાવી ગયો. આખે શરીરે લાલ લાલ થઈ ધ્રૂજવા લાગ્યા, આંખમાંથી જાણે અગ્નિ ખરશે એમ લાગ્યું. સિંહની ત્રાડ જેવી ગર્જના હમણાં સંભળાશે એવી બીકથી વ્યાકુલ થઈ ફીક્કાં મુખે બધાં સ્તબ્ધ ઊભાં રહ્યાં. પણ ક્રોધના ભડાનલે તેમનો કંઠ રૂંધી દીધો હતો. ઉંચટે બોલ્યાઃ 'શું?—મારી જ દીકરીના સ્ત્રીધનના પૈસાનો મને ચોર કહ્યા પછી હજી તે જીવે છે! પણ એ સાંભળ્યા પછી જરૂર મારે જીવવું નકામું છે.'

'તરતવેળા તો આસપાસથી માણસો એકઠાં થઈ ગયાં અને જદુરામદાદાને શાંત પાડવા યત્ન કર્યો. અને જદુરામદાદા શાંત પડેલા લાગ્યા; એટલે સહુ ધીમે ધીમે પોતાના કામમાં ગૂંથાયું.

'પણ એ બધાનો ભ્રમ હતો. રાતે જ્યારે બધાં સૂઈ ગયાં ત્યારે જદુરામદાદાએ ક્યાંકથી દોરડું લઈ આવી ગળાફાંસો ખાધો. બધાં દોડી આવ્યાં પણ પ્રાણ તો ક્યારનોય નીકળી ગયો હતો.

'પછી તો વિવાહનું વરસી જેવું થઈ ગયું. દાદાના શ્રાદ્ધનિમિત્તે તેમના વેવાઈઓ પણ આવ્યા. દશા, એકાદશા, દ્વાદશા તો પૂરી થઈ. બરાબર તેરમાને દિવસે જ્યારે બધો ધાર્મિક વિધિ સમાપ્ત થયો ત્યારે જેણે જદુરામદાદાને વિશે પેલું વાક્ય કહ્યું હતું તેના વાંસામાં જોરથી એક મુક્કો પડ્યો. માણસ પડી ગયો અને તેના મોંઢામાંથી જદુરામદાદાના જેવો જ ઘેરો અવાજ નીકળ્યો, 'હું જદુરામ! મારી દીકરીનાં ઘરેણાં હું જ ચોરી જઈશ એમ કહેનારને મારા જીવતાં તો હું કાંઈ કરી શક્યો નહીં પણ હવે બધા ચેતજો! એ કુટુંબનું એક પણ માણસ જીવતું હશે ત્યાં સુધી મને નિરાંત થવાની નથી.'

'પછી તો એ ઘટમાળ શરૂ થઈ. જ્યારે જ્યારે કોઈ પ્રસંગ આવે, બધાં એકત્ર થાય ત્યારે જદુરામદાદાની હાજરી વરતાય, અને તેમના વેવાઈના કુટુંબમાંથી એકાદ માણસ મરી જાય. વેવાઈઓ બધા ધાસ્તી ખાઈ ગયા. તેમણે ઘણા પ્રયત્નો કર્યા પણ એક એક કરીને તેમનું આખું કુટુંબ સાફ થઈ ગયું; છેલ્લા જનારને પિંડ મૂકવા ય કોઈ રહ્યું નહીં, અને નાતમાં તેમનું નામનિશાન ભૂંસાઈ ગયું.'

દીનાનાથ શાસ્ત્રીએ પાઘડી નીચે મૂકી, ખેસથી પોતાનું વાળ વિનાનું માથું લૂછ્યું અને વચ્ચે પડેલા કૂજામાંથી પાણી લઈ આખો ગ્લાસ એક સાથે ગટગટાવી ગયા.

પોલીસ ઉપરી બોલ્યા, 'આ વાત બહારવટિયાની વાતોને ભુલાવે તેવી છે. અને કહોને કે જિંદગી સામે બહારવટું લેવું તેનું નામ જ ભૂત થવું.'

બૅરિસ્ટર સાહેબ બોલ્યા, 'આ વાત તો ઘણા ગમગીન બનાવી દે તેવી છે. બહારવટિયાની વાતો તો રોમેરોમ ખડાં કરી દે. પ્રિસ્ટલીનું જ્હૉનસન ઑવર જૉર્ડન નાટક મેં જોયું હતું તેમાં તો માણસ મરી જાય છે અને પાછો પોતાના શરીરે બધે હરેફરે છે.'

દીનાનાથે કબૂલ કર્યું, 'ખરી વાત. જદુરામદાદા કરતાં ય કોઈની ઊંડ વાસના હોય તો તેને

મીડિયમની જરૂર પડતી નથી. તે પોતે જ પોતાનો વાસનાદેહ ધારણ કરે છે.'

'તમે પણ શું શાસ્ત્રીજી,' પ્રોફેસર બોલ્યા, 'આ સાહેબની હા યે હા પાડચે જાઓ છો. એ તો નાટકની વાત કરે છે. તેના ઍક્ટરો તો બીજું શું કરે. બહુ તો પ્રેમની વાત આવે, ફેર એટલો કે આનંદની વાત આવે આમ શોગિયા ન બનાવે.'

'આનંદ કરવો હોય તો આવજો મારે ત્યાં રામજણીના જલસામાં. મેં તો ખરી બનેલી વાત કરી છે. બાકી જુવાન છોકરી–છોકરાને પ્રેમ થાય અને પરણી જાય કે ન પરણે તેમાં નવું શું હોય ?' શાસ્ત્રીએ કહ્યું.

મેં વાત ઉપાડી લીધી. 'નવું ન જ હોય એમ તો ન કહેવાય. આ જેસંગના જેવું હોય તો ?'

કોઈએ તે વાત સાંભળેલી નહીં. બધા મારી સામું જોઈ રહ્યા એટલે મેં શરૂ કર્યું:

'અમારા ગામમાં ઉદેસીંગ કરીને ચોકીદાર હતો. એ ઉદેસીંગની મોટી ઉમ્મરે તેને ત્યાં જેસીંગનો જન્મ થયો. તે નાનો હતો ત્યાં જ ઉદેસીંગ ગુજરી ગયો. અને તેની વિધવા માએ નાનપણથી ઉછેરીને તેને મોટો કર્યો અને તે સોળસત્તર વરસનો થયો. જેસંગ ઘણો સોહામણો છોકરો હતો. તેનું સગપણ પાસેના એક સ્થિતિસંપન્ન ગરાસિયાની દીકરી તારાબા જોડે કર્યું હતું. સર અવસરે તારાબા તેને સાસરે જતી-આવતી. જ્યારે તારાબા ઉમ્મરે પહોંચવા આવી ત્યારે તેના બાપે જેસંગાની માને લગ્ન માટે કહેવરાવ્યું પણ ડોસી પાસે પૈસાની સગવડ નહોતી. એટલે ડોસી તો સંદેશો સાંભળી ઉદાસ થઈ ગઈ. જ્યારે જેસંગો ઘેર આવ્યો અને માને ઉદાસી માટે કારણ પૂછ્યું ત્યારે ડોસીએ વાત કરી. વાત સાંભળીને તે ખાવા પણ રોકાયો નહીં. બોલ્યો, 'મા ! આ ઘડીયે જ હું રળવા જાઉં છું. મારો તને કોલ છે કે હું પાછો આવીશ. ખૂબ રળીને આવીશ અને વહુને તારી ચાકરી કરવા તેડી આણીશ. મામાને કે'જે કે અધરા ન થાય. આટલી વાર ધીર જ રાખી છે તો હવે થોડો વખત વધારે.'

એમ કહી ભાતું બાંધી, જેસંગ ચાલી નીકળ્યો. ઘણે દૂર કાંઈ દરબારનું સારું જેવું શહેર આવ્યું ત્યાં તે નોકરી કરવા રહ્યો. થોડા જ વખતમાં પોતાની બુદ્ધિ, શક્તિ અને ચાલાકીભરી નોકરીથી ત્યાંના દરબારનો એટલો પ્રીતિપાત્ર થઈ પડ્યો કે દરબારે તેને પોતાનો મુખ્ય હજૂરી બનાવ્યો અને પોતાની પાસે જ રાખવા લાગ્યા અને તેનાથી ઘડીભર પણ અળગા થતા નહીં. એમ કરતાં જ્યારે લગ્ન કરવા જેટલા પૈસા તેની પાસે થયા ત્યારે જેસંગે, થોડા વખત પોતાને ઘેર જવાની દરબાર પાસે રજા માગી. દરબારે કહ્યું, 'એમાં તમારે જવાની શી જરૂર છે. આપણે માણસ મોકલી તમારી માને બોલાવી લઈએ.' જેસંગ લગ્ન કરવાં છે તે વાત કરતાં અચકાયો અને વધારે કાંઈ બોલી શક્યો નહીં. આમ ને આમ તે ચાર છ મહિને વાત કર્યા કરતો પણ દરબાર રજા આપતા નહીં.

વાત વાતમાં છ વરસ વહી ગયાં. ગરીબ માતાના લૂખાસૂકા રોટલા ખાઈ ઉછરેલો જેસંગ રાજદરબારનાં શેડકઢાં દૂધ પી કદાવર અને ખૂબસૂરત બન્યો હતો. તે વખતની ફૂટતી મૂછો હવે તો મોટી થઈ, વળ ખાઈ તેની લાલ આંખને અડતી હતી. મોં પણ ભરાઈ ગયું હતું એટલે જૂના વખતના જેસંગાને જોનાર હવે આ જેસિંહભાઈને તરત ઓળખે તેમ રહ્યું નહોતું. ચોમાસું બેસી ગયું હતું. પહેલે જ વરસાદે મહેર કરી હતી એટલે વરસ સારું પાકવાની ખાતરીને લીધે ખેડુનાં તેમ જ દરબારનાં મન પ્રફુલ્લ હતાં તેમાં એક દિવસ સારો અવસર જોઈ જેસીંગે દરબાર પાસે જવાની રજા માગી.

'ભા, તું આમ છાશવારે રજા કાં માગ છ બાપ. કે'તો તારી માને આંઈ બોલાવિયેં. તને આવડું દખ શાનું છે ભા ?'

'બાપુ ! મા હવે ઘરડાં થયાં હશે. આમ ને આમ છ વરસ ચાલ્યાં ગયાં. હવે તો માની ચાકરી કરનાર પણ કો'ક જોઈએ ને ! ઘરનું માણસ હવે ઉમ્મરે પૂગ્યું હશે. સાસરિયાં ખોટી થાય છે, એટલે બાપુ રજા આપો તો ઘેર જાતો આવું અને ચાર ફેરા ફરતો આવું.'

'તયેં ઇમ કેની. એમાં આટલો આંચકો ખાતો'તો ! ભલે બાપ જાવ. મારા વતી ચાંદલાના રૂપિયા પણ ભેગા જ લેતા જાવ, પણ પછી વે'લો પાછો ફરજે ભા. નહીં તો તારા વગર મને ચેન નહીં પડે.'

રજા મળી એટલે જરા પણ ખોટી થયા વિના સફેદ ઘોડી તૈયાર કરી, સાથે પાંચસોએક રૂપિયા લઈ જેસંગ ચાલી નીકળ્યો. આટલી ઉતાવળમાં મા તરફની ભક્તિ કેટલી, અથવા પ્રસંગોપાત જોઈ લીધેલ તારાબાનું

નમણું મુખ જોવાની અધીર કેટલી એ તો કોણ જાણે પણ હરમજલ કાપતો તે ઊપડ્યો. એમ કરતાં જરા દૂર પહોંચ્યો ત્યાં આકાશ વાદળાંથી છવાઈ ગયું. બપોર નમ્યા હતા ત્યાં જ અંધારું છવાઈ ગયું અને ઘડી બે ઘડીમાં બારે મેઘ તૂટી પડ્યા. જેસંગ નીડર માણસ હતો. દૂર દૂર આશરે બેએક માઈલ ઉપર કોઈક ગામની મેડીનાં લાલ છાપરાં લીલી વનરાજી વચ્ચે ભાત પાડતાં તેને દેખાયાં હતાં. તેણે ઘોડીનો વેગ વધાર્યો. વરસાદના જોર સાથે રસ્તાનાં પાણી વધવા માંડ્યાં હતાં, અંધકાર પણ વધતો જતો હતો, રસ્તો પણ દેખાતો બંધ થયો હતો. નદી–નાળાંમાં પૂર આવ્યાં હતાં. જોતજોતામાં ગોઠણભર પાણી થઈ ગયું. તે વચ્ચે મહામુશ્કેલીએ ઘોડી માર્ગ કાપતી હતી. જેસંગે દૂર એક વડલો જોયો અને રસ્તો ત્યાં હશે જાણી ઘોડી તે તરફ હાંકી. વચ્ચે એક મોટી વાવ હતી પણ પાણી આડે તે દેખાતી નહોતી. ઘોડીએ એક ગડથોલું ખાધું અને આંખ વીંચીને ઊભડે ત્યાં ઘોડી અને અસવાર બન્ને વાવમાં પડ્યાં.

ઉપર મેઘનાં ડોળાં પાણી ફરી વળ્યાં.

એમ કહે છે કે એ હેલી સાત દિવસ ચાલી હતી. સાત દિવસ પછી નદીનાં નીર ઓસર્યાં. આકાશ ચોખ્ખું થયું. સૂર્ય પ્રકાશવા માંડ્યો, અને પૃથ્વી ફરી પાછી માંજેલા વાસણ જેવી સ્વચ્છ અને તેજદાર બની. વાવનાં પગથિયાં જમીન બહાર દેખાયાં. વડલો પણ પાછો પવનની લહેરે લહેરાવા માંડ્યો. ત્યાં નીચેની જમીન પર ઊગેલું ઘાસ સાફ થઈ ગયું. ડાળીએ હીંચકો બંધાયો. હીંચકા ઉપર એક સોહામણો જુવાન હાથમાં હોકો રાખી હીંચકતો અને આવતા–જતા વટેમાર્ગુનું સન્માન કરતો.

વડલો અને વાવ રાજમાર્ગ ઉપર આવ્યાં હતાં અને વિધવિધ વટેમાર્ગુ ત્યાંથી પસાર થતા. વડલો તો ત્યાંનું જૂનું વિશ્રામસ્થાન હતું અને બધા ત્યાં પાણી પી વડલા નીચે વિસામો લેતા. આવી રીતે જ્યારે કોઈ મુસાફર ત્યાંથી નીકળે ત્યારે ડાયરો ભરાયો હોય, કસુંબા પિવાતા હોય, રૂપેરી હુક્કો ચારે તરફ ફરતો હોય અને પછી આવનારને એક સવાલ પૂછવામાં આવે કે કઈ ઋતુ સારી. જો બીજી ઋતુનું નામ આવે તો તો ઠીક પણ જો ચોમાસું સારું એમ કોઈ કહે તો તરત જોરથી તેની છાતીમાં પાટુ વાગતી. માણસ ત્યાં મારથી કે બીકથી મરી જતો અને ડાયરામાં એકનો ઉમેરો થતો. એ રસ્તે જનારામાં ઘણે ભાગે ખેતી ઉપર જીવનાર વર્ગ જે વસંતને નહીં પણ ચોમાસાને ઋતુરાજ ગણે છે, તેવો વર્ગ મોટો એટલે ઘણા ચોમાસાને સારું કહેતા, પ્રહાર ખાતા, અને છેવટે ડાયરાની સંખ્યામાં ઉમેરો કરતા. આમ જ્યારે વડલા પાસેથી માણસો ગુમ થવા માંડ્યા ત્યારે લોકોના મનમાં દહેશત પેસી ગઈ અને તે રસ્તાનો અવરજવર બંધ થઈ ગયો.

આ તરફ જેસંગની મા તેની કાગને ડોળે વાટ જોઈ રહી હતી. આજકાલ કરતાં ૭ વરસનાં વહાણાં વાઈ ગયાં હતાં અને બાર વરસની તારાબા અઢાર વરસની યુવતી બની હતી. ડોસી તેને જોતાં અને ઊંડા નિસાસા નાખતી. છેવટ ડોસીને કહેણ આવ્યું કે જો પંદર દિવસમાં જેસંગ આવીને તારાબાને પરણી જશે નહીં તો સોળમે દિવસે તેનું લગ્ન બીજે કરી દેવામાં આવશે. ડોસીને કોઈ સગુંવહાલું તો હતું નહીં. એટલે પડોશમાં રહેતા ચારણ કરણીદાનજીને જઈને બધી વાત કરી. કરણીદાનજીએ જેસંગનો પત્તો લાવી આપવાનું માથે લીધું અને ચાલી નીકળ્યા. ફરતાં ફરતાં જે ગામની મેડીનાં નળિયાં નોંધી જેસંગે ઘોડી ચલાવી હતી ત્યાં ગઢવી આવ્યા, રોકાયા, તપાસ કરી અને બીજે ગામ જવા ઊપડ્યા. તે વખતે કોઈકે કહ્યું, 'ગઢવા! ઈ મોટે મારગે જાશો મા. ત્યાં તો ચળિતર થાય છે.'

ગઢવી હસ્યા, 'બાપ! અમે દેવીપુત્રોને વળી ચળિતર કેવાં! ઈ બધું તમારે. હું તો ઈ જ કેડે જઈશ' અને એમ ગઢવી આ વડલા નીચે આવી પહોંચ્યા. ત્યાં તેમનું ઘણું સારું સન્માન થયું. ડૂંગા પાણી થયાં, કસુંબા ઘોળાયા, હુક્કો ફરવા માંડ્યો. ડાયરાને લાગતું હતું કે ગઢવીનું સ્વાગત જુદી રીતનું થાય છે. ત્યાં તો કોઈકે સવાલ કર્યો, 'ગઢવી! ઋતુ કઈ સારી!' હીંચકા ઉપરથી દરબાર અર્ધા બેઠા થઈ ગયા—હાં હાં-પણ વ્યર્થ. સવાલ પુછાઈ ગયો હતો. ગઢવીએ સ્વસ્થ ચિત્તે, ઉત્તર આપ્યો, 'બાપ-એમાં પૂછવું'તું શું! મનગમતું મળતું હોય તો બધી ઋતુ સારી અને ન મળે તો બધી ય ભૂંડી.' આ ઉત્તરથી ડાયરો અને દરબાર પ્રસન્ન થયા. જ્યારે જવા ઊભા થયા ત્યારે દરબારે તેમને ખાનગી વાત કરવા રોક્યા અને પૂછ્યું, 'બાપા!

મને ઓળખ્યો ?'

'ના રે, બાપ! તમે ગામધણી, હું સાધારણ ચારણ. આ તરફ હું પહેલી જ વાર આવ્યો છું, હું આપને ક્યાંથી ઓળખું પણ તમારી મોંઢા કો'કને મળતી આવે છે.'

'બરાબર કહ્યું આપા! હું તમારો જેસંગ.'

'સાચેસાચ બાપ! આ હું તો તને જ ગોતવા નીકળ્યો છું. તારી ડોસી તો તારા વિનાં વલોપાત કરે છે. ઠીક થયું હું આ તરફ આવ્યો કે તારો ભેટો થઈ ગયો.'

'ખરું આપા! હું પણ તમારી જેવા કોઈકને શોધતો હતો. હવે મારું એક કામ કરી દેશો તો તમારો મોટો ઉપકાર થશે અને જેસંગે હળવે સાદે ગઢવી સાથે થોડી વાતચીત કરી પછી કહ્યું, 'જુઓ આ વાવમાં પાંચસો રૂપિયાની કોથળી છે તે તમે લઈ લેજો. એમાંથી તમારા ખરચના રૂપિયા લઈ બાકીના મારી માને આપજો.'

'હોવે બાપુ, હવે મને કાંઈ નહિ કહેવું પડે' એમ કહી રૂપિયાની કોથળી લઈ ગઢવી પોતાને ગામ પાછા આવ્યા ત્યારે પંદર દિવસની મુદત વીતી ગઈ હતી. તારાબાનું લગ્ન બીજે થઈ ગયું હતું અને બીજી સવારે તો તેનું વેલડું રવાના થવાનું હતું. ગઢવીએ પાછા આવી ડોસીને રૂપિયા આપ્યા અને બીજે દિવસ પોતે તારાબાના વેલડા સાથે જવા તૈયાર થયા.

ગામથી આગળ જતાં બે રસ્તા ફંટાતા હતા. એક સીધો રસ્તો તારાબાના સાસરાના ગામ તરફ જતો હતો અને બીજો પેલી વાવ અને વડલા તરફ જતો હતો. ગઢવીએ માફાને વાવને રસ્તે દોર્યો. રસ્તામાં ગઢવીએ છેલ્લા ચોમાસાના રેલની વાતો શરૂ કરી. સ્થળે સ્થળે કેટલાં ઊંચાં પાણી ચઢ્યાં હતાં તે બતાવતા જતા હતા. કેટલાં ય ઘેઘૂર ઝાડ જડમૂળથી ઊખડી ગયાં હશે અને કેવો ભયાનક દેખાવ થઈ ગયો હશે. અને વજ્ર-છાતીના માણસને પણ જવાનું કેવું વિકટ બન્યું હશે તેનું વર્ણન કર્યું. તારાબાને વાતમાં રસ પડ્યો, વચ્ચે જ પૂછ્યું, 'એવા મેમાં તે કોઈ બહાર નીકળતું હશે.'

'નીકળે બાપ! નીકળે. જાણીતી વાત છે. એ જાતના માણસ નીકળે. જ્યારે મોં જીની હોય, ઘોડી સારી હોય અને અજવાધાર મે વરસતો હોય તે વખતે કોઈ જુવાન બહાર હોય તો જાણવું કે કાં તો કોઈ મરગાનેણી મ્હાણવા જાય છે અને કાં તો ખાંડાના ખેલ ખેલવા જાય છે. એ સિવાય ત્રીજા કોઈની હામ ચાલે નહીં.'

બપોર જમવા આવ્યા હતા. તડકાથી મુસાફરો બધાં વ્યાકુળ થવા આવ્યાં હતાં ત્યાં વાવ અને વડલો આવ્યાં. ત્યાં બધાં વિસામો ખાવા રોકાયાં. તારાબા પાણી પીવા અને મોં ધોવા વાવમાં ઊતરી; અને થોડી વારે ગઢવી પણ હોકાની તલપ થઈ છે કરી હુક્કો પીવા પાછળ ગયા. બીજાએ રોકવાનો યત્ન કર્યો પણ 'અમે તો ઘરડા કહેવાઈએ, દેવીપુત્ર કહેવાઈએ એટલે અમારો વાંધો નહીં,' એમ કરી બધાને શાંત કર્યાં. નીચે જઈ તેણે તારાબાને કહ્યું, 'બેટા! બાપ! તડકો બહુ લાગ્યો હશે તે આમે ને આમે ખંખોળિયું ખાઈ લ્યો, હું મોઢું ફેરવી ચોકી કરતો બેઠો છું. નાહશો એટલે શરીર હળવું થશે અને થાક ઊતરી જશે.'

તારાબાએ નાહવું શરૂ કર્યું. અને નાહી રહી કપડાં નિચોવતી હતી ત્યાં પાછળ ગઢવીનો અવાજ આવ્યો, 'દીકરી ધીરી, બેટા! જરા ધીરી. આંહીં તારા પાલવનો ચોથો છેડો નિચોવી છાંટા નાખ.'

'કાં આપા! એમ કેમ? શું વાત છે?'

'વાત કાંઈ નથી. મેં તને આ પૂરની વાત કરી. તારી નજરોનજર કેવાં હાથીપૂર ચઢ્યાં હતાં તે તેં જોયું. એ તોફાનમાં જેસંગ કોડભર્યો તને પરણવા આવતો હતો. આ વાવમાં તે અને તેની ઘોડી પડી ગયાં. પછી તેમનો પત્તો નથી, એનાં ખોળિયાં અહીં છે પણ એનો જીવ તારામાં છે. માટે બાપ ઈ જેસંગ આ વાવમાં જ છે. તું છાંટા નાખ એટલે તેના આત્માને પહોંચશે.'

કેટલાંક વર્ષો ક્ષણો જેવાં હોય છે, કેટલીક ક્ષણો વર્ષો જેવી હોય છે, આ ક્ષણ તેવી હતી. એ એક ક્ષણમાં અઢાર વર્ષની મુગ્ધ તારાએ વર્ષોના અનુભવ લઈ લીધા. એ ક્ષત્રિયાણી ન રોઈ, ક્ષણ બે ક્ષણ આંખો મીંચીને ઊભી રહી. પછી દૈયાનું હીર નિચોવી નાખતી હોય તેમ પીસીને કપડું નિચોવી નાખ્યું. તે અને ગઢવી ઉપર આવ્યાં, આવીને તારા બોલીઃ

[ અનુસંધાન પાન ૧૩

### સ્ત્રીહૃદયને જીતવાની પોતાની ભ્રામક માન્યતા પુરવાર કરતો જયંતનો

# એકરાર

લેખક
પ્રહ્લાદ પારેખ

**મા**રી પાસે આનંદિનીએ જ્યારે લગ્નની માગણી કરી ત્યારે મને નવાઈ તો ન લાગી પરંતુ એમ તો જરૂર થયું કે જે ઘડીનો મને ભય લાગતો હતો અને જે ઘડી ન જ આવે એમ ઇચ્છતો હતો એ ઘડી આખરે આવી પહોંચી. એમાં આનંદિનીનો વાંક નહોતો. જે દૃષ્ટિએ આનંદિની સાથે મેં દોસ્તી બાંધી હતી એ દૃષ્ટિને ધ્યાનમાં લેતાં મારો પણ કંઈ જ વાંક નહોતો એમ મને તે વખતે લાગતું હતું.

એ વખતે હું એક ભ્રમમાં હતો અને માણસ જ્યારે ભ્રમમાં પૂરો સપડાયો હોય છે ત્યારે એ ભ્રમને જ સત્ય માની ચાલતો હોય છે. મને એમ હતું કે આપણે જો એક સ્ત્રીના પ્રેમપાત્ર છીએ એમ બતાવીએ તો બીજી સ્ત્રી આપણને પ્રેમ કરતી થાય છે. એની પાછળ સ્ત્રીની ઈર્ષાવૃત્તિ હશે કે માલિકીવૃત્તિ હશે એ તો કોણ જાણે પરંતુ આવી એક માન્યતા તો તે વખતે મારા મનમાં ખરી જ.

હું...શહેરમાં ગયો અને આનંદિની તથા સગુણાનો પાડોશી થયો ત્યારથી સગુણા તરફ મારું અત્યંત પ્રબળ આકર્ષણ થયું હતું. મારી નારીત્વની કલ્પનામૂર્તિને મેં તેનામાં સદેહે જોઈ હતી. નારીત્વના મારા ખ્યાલમાં જે શુચિતા, માર્દવ અને હિંમત મેં કલ્પ્યાં હતાં તે મને સગુણામાં દેખાયાં હતાં. મારી સાથેની તેની મર્યાદાભરી વાતચીત, મારા બુદ્ધિયુક્ત વાક્ચાતુર્યથી તેને જરાએક હળવી વાતો તરફ વાળવાનો મેં જ્યારે પ્રયત્ન કરેલો ત્યારે હસીને તેણે કરેલો વિરોધ, સાથે હરવાફરવામાં અને વાતો કરવામાં તેને રહેતો સમયનો પાકો ખ્યાલ એ બધું મને કોઈક વાર અણગમતું બનતું ખરું પરંતુ હંમેશા એ બધું ય મારું તેના તરફનું આકર્ષણ વધારતું અને તેની તરફ આદર ઉત્પન્ન કરતું.

કોઈ વાર સગુણાના ગયા પછી હું જ્યારે એ બધી વાતનો એકલો પડી વિચાર કરતો ત્યારે મને થતું કે એ બધું જ હું મારી સ્ત્રીમાં જરૂર ઇચ્છું. પરંતુ ગંભીરતાપૂર્વક એક સ્ત્રીના નિકટના મિત્ર કેમ બનવું, એના અંતર સુધી કેમ પહોંચવું અને ત્યાં પહોંચી એ અંતરમાં વહી રહેલા ઝરણાને કાંઠે બેસી એનો કલકલ નાદ કેમ સાંભળવો અને સમજવો એ મને ખબર જ નહોતી. અત્યાર સુધીમાં કેટલીક સ્ત્રીઓનો પરિચય મને થયો હતો ખરો, કેટલીકને હું દોસ્ત કરી શકું તેવો; પરંતુ એ સંબંધ કંઈક વાક્છટાથી, કંઈક બુદ્ધિચાતુર્યથી અને કંઈક હસાવવાની કળાથી સાધેલો. એટલે હું કંઈક એવું માનતો પણ થયેલો કે સ્ત્રીઓના સંબંધ એમ જ સધાય છે. એમ ગંભીરતાની અને ઊંડાણની જરૂર છે એવું મને ભાગ્યે જ લાગેલું. સૌથી પ્રથમ સગુણાએ મારા મનમાં એવી જરૂરિયાતની સમજ જન્માવી પરંતુ અત્યાર સુધી ક્યારે ય નહિ સાધી શકેલો એ ગંભીરતા હું સાધી શકતો નહિ અને મારી એ અશક્તિ મને પરાજય સમી ડંખતી. સગુણાને બદલે મેં આનંદિનીની સાધના શરૂ કરી. મારા પેલા ભ્રમે મને કહ્યું કે આનંદિનીનો પ્રેમપાત્ર બનતાં જ સગુણા તારા તરફ વળશે. હું એક સ્ત્રીનો પ્રેમપાત્ર છું એ જ એનાથી નહિ સહેવાય. મને એમ લાગતું હતું કે સ્ત્રીની સ્વાભાવિક ઈર્ષા જ આમ બનતાં સગુણાને મારી તરફ વાળશે.

આ વાતને લક્ષમાં રાખીને હું ઘણી ય વાર આનંદિની સાથે ફરવા જતો, કેટલી ય વાર સિનેમા જોવા પણ જતો ખરીદી માટે તેને બજારમાં જવું હોય ત્યારે પણ તેને સાથ આપતો, તેને ભેટો પણ આપતો અને આ બધી વાતની સગુણાને ખબર પડે તેમ કરતો. આતુર અંતરે હું રાહ જોતો હતો કે એક દિવસ સગુણા આવશે અને તેની મધુરી કટાક્ષભરી વાણીમાં કહેશેઃ 'વાહ ! તમે તો હમણાં બહુ ફરવા માંડ્યું છે અને બહુ ખરીદવા માંડ્યું છે.' પરંતુ સગુણાએ એ વાત કદી ઉચ્ચારી પણ નહિ. હું નિશાન ચૂકતો હોઉં એમ મને લાગ્યું. મેં ધારેલી ઈર્ષા સગુણામાં દેખાતી નહોતી અને એ જ કારણે સગુણા તરફનું મારું આકર્ષણ વધારે પ્રબળ થતું હતું. બીજી બાજુ મારી નિષ્ફળતાએ મારામાં રોષ જન્માવ્યો હતો. પરંતુ સગુણા અદ્ભુત સમતુલા જાળવી ચાલ્યે જતી હતી. મને કોઈ કોઈ વાર થતું કે સગુણાને મારા તરફ કંઈ સ્નેહ નહિ હોય કે પરણ્યા પહેલાં આવી સમતુલા જાળવતી સ્ત્રીમાં રહેલો સ્નેહ જોવાની મારામાં જ આવડત નહોતી ? કંઈ ખબર પડતી નહોતી પરંતુ તેથી કંઈ સગુણા તરફનું મારું આકર્ષણ જરા ય કમ થતું નહોતું.

મારામાં પ્રથમ વાર એક પ્રકારની ઉદાસીનતા દાખલ થતી હતી. આનંદિની આવીને વાતોના પતંગ ચગાવવાનો પ્રયત્ન કરતી પરંતુ મારો પતંગ ચગતો નહિ. જાણે વારંવાર ગોથાં ખાઈને નીચે આવી જતો. વળી પાછો દોર ખેંચી એ ચગાવવાનો હું પ્રયત્ન કરતો પરંતુ ઘડીવારમાં પાછો ગોથું ખાઈ નીચે આવી જતો. આનંદિનીને આ વાતની ખબર પડી હશે એમ ધારું છું કારણકે 'કેમ તબિયત બરાબર નથી?' એમ તે એવે વખતે પૂછતી હતી.

મારું હૈયું કંઈક ભારે થતું હતું. સગુણા આવતી ત્યારે ભાગ્યે જ હું કાંઈ વાતો કરતો. પરંતુ કોણ જાણે કેમ સગુણા, આમ વાતો નહોતો કરતો ત્યારે પહેલાં કરતાં કંઈક વધારે રોકાતી અને એથી મારું હૈયું જાણે શાતા અનુભવતું. સ્નેહ તે આ તો નહિ હોય? અને સગુણા તેનું મને આમ તો ભાન નહિ કરાવતી હોય? કશુંક જ જોરપૂર્વક સ્વીકારવાને કે કહેવાને અશક્ત થયેલું મારું મન મંદ અવાજે બોલતું: 'હા કદાચ એ જ સ્નેહ હોય.'

એક સાંજે જ્યારે હું મારા બગીચામાં બેઠો હતો ત્યારે આનંદિની આવી. તેનો ત્યારનો પોષાક ખરેખર સુંદર હતો. તેનું સુડોળ મોઢું, તેની ચમકી રહેલી આંખો અને તેના મરકી રહેલા હોઠ એ બધું હું જોઈ રહ્યો. 'આજે તો સરસ સાજ સજ્યો છે આનંદિની!' મેં કહ્યું.

'હા, એ સાજ સજવાનો દિવસ હવે તો આવી લાગ્યો છે એટલે.' આનંદિનીએ કહ્યું.

ક્ષણેક તો એ વાત હું સમજ્યો નહિ પરંતુ બીજી જ ક્ષણે એ શું કહેવા માગતી હતી તે હું સમજી શક્યો. આટલા દિવસ મારી સાથે આનંદથી હરતી ફરતી, વાતો કરતી, મારી ભેટો લેતી આનંદિની, સાજ સજવાનો દિવસ હવે આવી લાગ્યો છે એમ કહીને શું કહેવા માગતી હતી તે હું બરાબર સમજી શક્યો. સગુણાને કંઈક સમજવા માંડ્યો છું એમ લાગવા માંડ્યું હતું ત્યાં આનંદિનીની આ વાત સમજવાનો દિવસ આવી લાગ્યો! જે સમગ્ર અંતઃકરણથી જોઈતું હતું તે કદાચ મળે એમ જ્યાં લાગવા માંડ્યું હતું ત્યાં તો આ બીજું જ કશું મને સમર્પણ થતું હતું! એ વિચારોને દૂર કરી અજાણ થઈ આનંદિનીને મેં પૂછ્યું: 'વાહ, સાજ સજવાનો દિવસ આવી લાગ્યો છે એટલે શું?' 'વાહ! જાણે કશું સમજતા જ ન હોય! આ બધું, સમજ્યા વિના જ કર્યું હશે કેમ!' હાથમાંનું મેં એક ભેટ આપેલું પુસ્તક બતાવતાં પૂછ્યું.

'ના, આનંદિની! ખરેખર સમજતો નથી.' મેં ચલાવ્યું. આનંદિનીની આંખની ચમક કંઈક ઝાંખી પડી. જાણે કંઈક છોભીલી પડી હોય એમ તેને લાગ્યું.

'કંઈ નથી સમજ્યા એવું બહાનું કાઢી મારી પાસે કહેવરાવવું હોય તો ભલે. આ વાંચજો અને જવાબ આપજો.' આનંદિનીએ કહ્યું અને મને એક કવર આપ્યું.

હું તો બધી વાત સમજ્યો જ હતો અને જે સમજ્યો હતો એ જ કાગળમાં હતું. જે ઘડી ન આવે એમ ઇચ્છતો હતો તે આવી પહોંચી હતી. આનંદિનીએ એ કાગળમાં લગ્નની માગણી કરી હતી. અમારી અત્યાર સુધીની વાતો, હરવુંફરવું વગેરેનો ઉલ્લેખ પણ તેણે એ કાગળમાં કર્યો હતો.

આનંદિનીને હું શો જવાબ દઉં? એમ કહું કે તેને જે ભેટો આપી હતી એ તો હું ભેટ આપી શકું છું એમ મેં સગુણાને બતાવવા આપી હતી. એમ લખું કે તારી સાથે હર્યોફર્યો એ તો સગુણાને એમ બતાવવા કે હું જિંદગીને માણી શકું છું. તારી દ્વારા હું સગુણાને પહોંચવા માગતો હતો એમ લખી નાખું! શું જવાબ દેવો તે ક્યાંય સુધી હું નક્કી કરી શક્યો નહિ. પરંતુ નક્કી કર્યા સિવાય છૂટકો તો નહોતો જ.

આખરે મેં લખ્યું:

'આનંદિની! આપણે મિત્રો જ છીએ અને જિંદગીભર કેવળ મિત્રો જ રહીશું.'

આ લખ્યા પહેલાં આનંદિની તરફ મારો એવો મિત્રભાવ હતો એમ હું નહિ કહી શકું પરંતુ લખ્યા પછી અંતઃકરણ પ્રતિજ્ઞાપૂર્વક બોલી ઊઠ્યું: જીવનભર હું તેનો મિત્ર બની રહીશ.

ત્યાર પછી આનંદિની મૂંગી જ રહી છે.

**બેગમજાનને નવા ફર્નિચર તરીકે લાવ્યા હોય તેમ નવાબસાહેબ તેને ભૂલી ગયા**

લેખિકા
ઇસ્મત ચુઘતાઈ

# ગોદડાનો હાથી

અનુવાદક
ગુણવંત મ. જોશી

શિયાળામાં જ્યારે ગોદડું ઓઢી સૂવાનું થાય છે ત્યારે ભીંત પર જે પડછાયો પડે છે તે જોવાનું કુતૂહલ દબાવી શકતી નથી. ગોદડાને લીધે ભીંત પર જાણે પાછલા બે પગ પર ઊભો રહેલ હાથી ખડો થયો હોય એવું લાગે છે. અને તે જોતાં અનાયાસે ભૂતકાળમાં ડૂબકી મારી જવાય છે.

માફ કરજો, પણ મારા પોતાના ગોદડાની એવી કોઈ રોમાંચક વાત હું કરવાની નથી ને ગોદડામાં વળી રોમાંચિત થવાય એવી વાત હોય પણ શું? મારા મતે, કામળો ભલે ઓછો સુંવાળો હોય પણ ગોદડાનો નાચતો પડછાયો ભીંત પર જેવો વિચિત્ર અને બિહામણો લાગે છે તેવો કામળાનો નહીં લાગતો હોય!

નાની હતી ત્યારે મારા ભાઈના મિત્રો અને ભાઈઓ સાથે લડતી-ઝગડતી એ વખતની વાત કરું છું. આટલી બધી કજિયાખોર શા માટે હતી તે તો હજુ પણ આશ્ચર્યની વાત છે. જ્યારે મારી બહેનો પ્રેમીઓની શોધમાં આથડતી હતી ત્યારે હું તો જે સામું મળે તેની સાથે લડવામાં જ રસ લેતી.

એટલે જ મારી મા જ્યારે આગ્રા ગઈ ત્યારે મને પોતાની એક કહેવાતી બહેનને ત્યાં મૂકતી ગઈ. તેને ખબર હતી કે તેની બહેન બેગમજાનને ત્યાં છોકરુંછૈયું નથી, એટલે કોઈ સાથે લડી-વઢી શકીશ નહીં. ચોક્કસ, મારે માટે તો આ સજા જ હતી: બરોબર મેં કહ્યું તેમ મા બેગમજાનને સોંપી રવાના થઈ અને આ જ બેગમજાનની રજાઈ-ગોદડાની વાત મારા સ્મૃતિ પટે કોઈએ ધગધગતા લોઢાની છાપ પાડી હોય તેમ અંકિત થઈ ગઈ છે. આ જ તે બેગમજાન કે જેના માબાપે નવાબ સાહેબને જમાઈ તરીકે (તે ઘરડા હોવા છતાં) પસંદ કર્યા હતા. પસંદ કરવાનું કારણ નવાબ સાહેબનું પ્રખ્યાતી પામેલ નિર્મળ ચારિત્ર્ય હતું. આનારી, નાચનારી કે વેશ્યા કોઈ દિવસ તેમને ત્યાં ગઈ હોય તેવું બન્યું નહોતું. તે પોતે 'હાજી' હતા અને બીજા ઘણાની હજનો ખર્ચ તેમણે પદરથી આપેલ.

તેમને એક વિચિત્ર ખાસિયત હતી. ઘણા લોકો કબૂતર પાળવા પછવાડે ઓંડા હોય છે તો કોઈ કૂકડાની લડાઇના રસિયા હોય છે. નવાબ સાહેબ આવી રમતોને ધિક્કારતા. તે તો થોડાક જુવાન ખૂબસુરત વિદ્યાર્થીઓને પોતાની પાસે રાખતા અને નિભાવતા. પણ બેગમજાનને પરણ્યા પછી, તેને ઘરમાં ફર્નિચર તરીકે લાવ્યા હોય તેમ માની, ભૂલી ગયા ને તે નાજુક યુવતી એકાંતમાં ઝૂરવા લાગી.

તે બિચારીની જિંદગીની વાત ક્યાંથી શરૂ થઇ હતી, તે તો ભગવાનને ખબર. તે શરૂઆત તેણે જન્મવાની ભૂલ કરી ત્યારથી ગણવી કે નવાબની બેગમ બની ત્યારથી શરૂ કરવી? કે વિદ્યાર્થીઓના આગમને તેમને માટે નાસ્તાની લિજ્જતદાર રકાબીઓ ફરતી થઇ અને દીવાનખાનાનાં બારણાંની તડમાંથી તે ઇર્ષાભાવે અંદરનાં દશ્યો જોતી થઈ ત્યારથી ગણવી? કે અંદરની લીલા અટકાવવાની ખુદાને કરેલ બંદગીઓ, દોરાધાગાઓ નિષ્ફળ ગયા ત્યારથી? કોઈ જળો પથરમાંથી લોહી કાઢી શકતી નથી. નવાબ સાહેબ તો હતા તેવા ને તેવા રહ્યા.

બેગમજાનનું હૃદય ભાંગી ગયું. આશ્વાસન માટે તે વાંચન તરફ વળી પણ તેમાં ય મઝા નહોતી. ગલીપચી કરતી નવલકથાઓ અને ઊર્મિપ્રધાન કવિતાએ ઊલટાનું તેનું દુઃખ વધાર્યું. રાત્રિની ઊંઘ પણ ગઇ. દિનપ્રતિદિન જિંદગી લૂખી લાગવાથી તે એક નિરાશાનું પોટલું બની રહી.

કપડાં!!! ટ્રંકોની ટ્રંકો ભરી કપડાં હતાં, પણ તે બધાં અગ્નિમાં બળી ખાક થયાં હોય તેમ તેને લાગતું. પોશાક કોઇને ખુશી કરવા, કોઈ પર અસર પાડવા પહેરાય છે. અને અહીં તો નવાબસાહેબને તેની તરફ જોવાની ફુરસદ નહોતી; તેમ કુટુંબ-કબીલાને મળવા જવાની મનાઈ હોવાથી, જે લોકો મળવા આવે તે મળી શકતા: બાકી તો આ ભવ્ય કેદખાનામાં સડ્યા કરવાનું રહ્યું.

ખરું પૂછો તો આ સગાંવહાલાંઓ તેને વધુ બાળતાં. કારણકે એ બધાં રમવા-જમવા, પારકે પૈસે તાગડધિન્ના કરવા આવતાં. અને આ બધા સમય દરમિયાન નવી, રૂ ભરેલી રજાઈ હોવા છતાં તે સૂનમૂન, એકલી, પથારીમાં પડી રહેતી. ને ઊંઘ ન હોવાથી રાતમાં પડખાં ફેરવવા આમતેમ ફરતી ત્યારે ગોદડાનો પડછાયો નવાં નવાં રૂપો ધારણ કરી દીવાલ પર રમખાણ કરી રહેતો. પરંતુ આ બધું તેના જીવનમાં કંઇ રસ લાવી શકતું નહીં. રસકસ ચુસાઈ જવાથી તેને જિંદગી અર્થશૂન્ય ભાસતી.

જીવન! પણ બેગમજાન જીવવા સર્જાઈ હતી એટલે તે જીવતી રહી. એટલું જ નહીં પણ તેને જીવનમાં નવો રસ પેદા થયો. રબુએ તેને મરતાં બચાવી. આંખ મીંચીને ઉઘાડીએ તેટલી ક્ષણમાં બેગમનું સુકાતું કોમળ શરીર ભરાવા લાગ્યું. ગાલ પર ચમક આવી અને અંગેઅંગમાંથી જુવાની નીતરી રહી. તેને જીવનપલટો કહો, નવીન જિંદગી કહો, જે કહેવું હોય તે કહો પણ તે મેળવવાની દવા કોઈ હકીમી ગ્રંથમાંથી તમને નહીં મળે.

મેં બેગમને પહેલી જોઈ ત્યારે તેની વય કદાચ ચાળીશ-બેંતાળીશની હશે. તકિયાને અઢેલી, સામાજી માફક

કામમાંથી તે બેઠી હતી. રણુ તેનો વાંસે દાબતી, સોડમાં હતી. તેના પગ પર જાંબુડિયા રંગની કિંમતી શાલ પથરાઈ હતી. કલાકોના કલાકો બેગમ સામે એકીટસે જોઈ બેસી રહેવાનું મને મન થતું. રતાશ સિવાયના સ્ફટિક જેવો તેનો ચહેરો, સુંવાળા કાળા કાળજીથી ઓળાયેલ વાળ, હરિણી જેવી કાળી આંખો, ધનુષ્યની કમાન જેવી ભમર, ઢળી પડતાં કાળાં ભારે પોપચાં. ને તેના મોં પર સૌથી વધુ લલચાવે તેવી કોઈ વસ્તુ હોય તો તે તેના હોઠ હતા. લિપસ્ટિકના ઉપયોગથી તે વધુ રતૂમડા લાગતા. ઉપલા હોઠ પર વાળની આછી રુવાંટી હતી. ને કોઈ વખત તેનું મોં એકદમ વિચિત્ર ભાવ-જાણે કે તે કોઈ જુવાન છોકરાનું મોં હોય તેવું રૂપ ધારણ કરતું.

તેની ચામડી સોહામણી, સુંવાળી અને તસતસેલી લાગતી. કોઈવાર ચળ આવ્યે ખંજવાળવા ઘૂંટણ ખુલ્લાં થતાં ત્યારે તે સૌંદર્ય જોઈ હું મુગ્ધ બની જતી. ઊંચાઈમાં તે સારી પેઠે હોવા છતાં અવયવોની સપ્રમાણતાથી તે દીપતી. કલાકો સુધી રણુ તેની પીઠ ખંજવાળ્યા કરતી. ખંજવાળ્યા જ કરતી, જાણે કે ખંજવાળવું એ જીવનની મહત્ત્વની વસ્તુ હોય તેમ. કદાચ તેથી પણ વધુ મહત્ત્વની હોય ઘટે તો તે રીતે.

રણુને આ સિવાય બીજું કામ કરવાનું નહોતું. સદ્ભાગ્યે ખેન તે બેગમને દાબતી-ચંપતી ખડી જ હોય. ઘડીમાં માથું દબાવે. ઘડીમાં પગ ચોળે કે પછી શરીરનો કોઈ પણ ભાગ ચંપે. ચંપતી અને ચોળતી, ચોળતી અને ચંપતી તો હોય, હોય ને હોય જ. જોતી જોતી હું કંટાળી ત્યારે મનમાં થતું, 'આ ચોળવું-દબાવવું આખો દિવસ તે કેમ ખમાય ? કોઈ તેટલો વખત ફક્ત મારા શરીરને અડક્યા જ કરે તો પણ મને તો ફેરફેરા અને કળતર થઈ આવે.

અને છતાં આટલેથી જ વાત અટકતી નહીં. જ્યારે બેગમના નાહવાનો દિવસ આવતો ત્યારે તો મઘમઘતાં અત્તરો અને સુવાસિત ચણાના લોટથી મસાજ કરવામાં આવતો. એ દિવસે બંધ બારણે રણુની સરદારી નીચે જે રીતે કામ થતું તે જોઈ અન્ય કામવાળી બાઈઓને ઈર્ષા થતી.

બિચારી બેગમજાન ! કોણ જાણે કેવી ચળ તેના શરીરે ઊપડી હતી કે જેનો ઇલાજ વૈદ-હકીમો પાસે રહ્યો નહોતો ! 'આમાં શું રોગ છે એ જ સમજાતું નથી' કહી વૈદ-હકીમોએ હાથ ધોઈ નાખેલા.

'એમાં તમે ચિંતા કરશો નહીં. હકીમોને શી ખબર પડે ?' રણુ કહેતી, 'એ તમારી અંદર રહેલ ગરમીની ચળ છે. ચામડીમાં તે શું રોગ બળ્યો છે !' બોલતી બોલતી બેગમ સામું જોઈ તે હસી રહેતી.

ને આ રણુ ! જેટલી બેગમ સોહામણી તેટલી જ તે કદરૂપી-કાળી. બેગમ જેટલી શુભ્ર-સ્ફટીક જેવી તેટલી તે રતૂમડી. મોં પર શીળીના ડાઘા, ભરાવદાર-નક્કર શરીર, ટૂંકા હાથ, જાડા હોઠ-જેની પર પરસેવો જામેલો હોય જ, ને આખા શરીરમાંથી વિચિત્ર, કંપારી આવે તેવી વાસ આવતી હોય. પણ તેના ટૂંકા હાથ કેવી ચપળતા ધરાવતા હતા ! ઘડીમાં પીઠ પર તો પળમાં સરી ચાપા ઉપર ને ત્યાંથી જાંઘ પર તો ક્ષણમાં ઘૂંટણ પર સરી પડે. જ્યારે બેગમ પર તે હાથ ફેરવા લેવાનો મને પ્રસંગ પડે ત્યારે તે ચપળતા પર હું મુગ્ધ નજરે જોઈ રહેતી.

ઉનાળો હોય કે શિયાળો પણ બેગમ તો હૈદરાબાદી નેટનાં ઝીણાં ખમીસ જ પહેરતી. પાયજામા માટે તે ઘેરા રંગો પસંદ કરતી; જ્યારે ખમીસ માટે તો બરફ જેવો સફેદ રંગ જ તેને પસંદ પડતો. ઉનાળામાં પણ પંખો ખાતાં ખાતાં શાલ ઓઢી રાખવાનું તેને પસંદ હતું. તેને સૌથી પ્રિય તો શિયાળો હતો. મને પણ તે શિયાળામાં વધુ ગમતી કારણકે હાલ્યાચાલ્યા વિનાની આરામથી ઈરાની ગાલીચા પર, રણુ પાસે પીઠ દબાવતી, કોઈ ફળનો રસ પીતી તે પડી હોય,

બીજી કામવાળીઓ રણુની ખૂબ ઈર્ષા કરતી. કારણકે બેગમ નાહતી હોય, ખાતી હોય, પીતી હોય, વાતો કરતી હોય ત્યારે રણુ તેની પાસે જ હોય. અરે, સૂતી પણ બેગમની સાથે જ. રણુ અને બેગમની વાત નીકળે ત્યારે કોણ જાણે કેમ પણ આસપાસની બધી કામવાળીઓ ખંધુ હાસ્ય કરતી. લોકો તેને વિષે ફાવે તેમ વાતો કરતાં; પણ બેગમ કોઈને મળતી નહીં-પૂછતી નહીં. તેની મન જ તેનો સંગીસાથી હતી.

મેં પૂર્વે કહ્યું તેમ હું નાનું બાળક હતી અને બેગમ સાથે સંપૂર્ણ પ્રેમમાં હતી. તેને પણ હું ગમતી એટલે મા જ્યારે આગ્રા ગઈ ત્યારે મને એક અઠવાડિયા માટે બેગમ પાસે મૂકતી ગઈ. આથી અમે બન્ને ખુશી થયાં. પણ મને ક્યાં સુવરાવવી તે પ્રશ્ન મૂંઝવતો હતો. મારે ક્યાં સૂવું ? બેગમજાનના ઓરડામાં સ્તો. એટલે બેગમજાનના પલંગ, કે, જ્યાં સૂઈ શકે તેવા પલંગ પાસે મારો ખાટ મૂકવામાં આવ્યો. રાતના અગિયાર વાગ્યા સુધી ગપાટા મારતાં ને પાનાં રમતાં અમે બેઠાં હોઈશું. પછી હું મારી પથારી સૂતી હતી. સૂતા જતી વખતે પણ છેલ્લું દૃશ્ય તો બેગમની પીઠ રણુ ખંજવાળતી હોય તે જ જોવાતું.

'અરે, બિચારી !' બોલી હું ઢળી જતી.

એક રાતે અચાનક મળકીને જાગી ગઈ. મનમાં બીક હતી. ઓરડામાં અંધારું હતું અને આ અંધારામાં બેગમના બિછાના તરફ જોયું તો તેના ગોદડામાં કોઈ હાથી ભરાયો હોય તેવું મને ભાસ્યું.

'બેગમજાન !' ભયથી બેબાકળી થઈ મેં ચીસ પાડી; તરત જ ગોદડાનો હાથી અદશ્ય થઈ ગયો.

'શું છે ? સૂઈ જા !' કંપારી બેગમનો અવાજ આવ્યો.

'મને બીક લાગે છે.'

'સૂઈ જા, હવે. એમાં બીવા જેવું શું છે ? કુરાનમાંથી 'આયતુલ કુરસી' પઢતી રહી જા. તેનાથી બધા ભૂતપ્રેત નાસી જશે.'

મેં તે પ્રમાણે પઢવા યત્ન કર્યો: પણ આખું યાદ આવ્યું નહીં. 'બેગમજાન, તમારી સેજી આવું ?'

'ના, ના, હવે છાનીમાની સૂઈ જા ને.' સહેજ દમ ભિડાવી તે બોલી. અને પછી બે જણ વાતચીત કરતા હોય તેવા અવાજો આવ્યા. 'રે, ખુદા ! આ બીજું વળી કોણ હતું ?' મને તો વધુ બીક લાગવા માંડી. 'હે બેગમજાન, ચોરબોર તો નથી ને ? તમને ખાતરી છે ?'

'ચોર ? ચોર કેવો ! સૂઈ જા. બેટા.' આ અવાજ રબુનો હતો. માથે ઓઢી હું ચૂપચાપ સૂઈ ગઈ.

બીજે દિવસે રાતના બનાવની મને જરા પણ બીક રહી નહીં: મને વસ્તુઓ કલ્પવાનો ખૂબ શોખ. બીજું, બચપણમાં અને તે ય રાતે, કોણ નથી બીતું ? દિવસે તો કંઇ લાગ્યું નહીં. પરંતુ બીજી રાતે રબુ અને બેગમ કંઇ કજિયો છાનોમાનો અંદર અંદર પતાવતાં હોય તેમ લાગ્યું. શેના માટે કજિયો હતો અને કેવી પતાવટ થઇ તે તો મને સમજાયું નહીં. રબુ રડતી રડતી ડૂસકાં ખાતી હતી અને પછી બિલાડી રકાબીને ચાટતી હોય તેવા અવાજો આવ્યા. શું હશે ? વિચારમાં ને વિચારમાં અટવાઇ હું ઊંઘમાં પડી.

આજે રબુ તેના દીકરાને મળવા ગઈ હતી. તેનો છોકરો, જુગારી અને બડો બદમાશ હતો. બેગમજાન તેને માટે બધું કરી છૂટી. તેને એક દુકાન કરાવી આપી, નોકરી આપી. થોડો વખત તો નોકરીમાં રહ્યો, સારાં સારાં કપડાં બેગમ પાસેથી પડાવ્યાં અને પછી એકાએક કોણ જાણે કેમ પણ નાસી ગયો. હવે રબુને ય મળવા આવતો નહીં એટલે તેને મળવા રબુ તેના સગાને ત્યાં ગયેલ.

આખો દિવસ બેગમને કંઇ ચેન પડ્યું નહીં. તેનું આખું શરીર દુઃખતું હતું પણ કોઈ તેને અડે તે તેને મંજૂર નહોતું. તે દિવસ તેને જમવાનું પણ ગમ્યું નહીં. એકાંતમાં દુઃખી થતી તે પડી રહી.

'હું પીઠ ખંજવાળી આપું ?' મેં કહ્યું. મારી સામે મંટકે રમતી તે કુતૂહલતાથી જોઈ રહી.

'રજા આપો તો ખંજવાળી આપું.' મેં પાનાં નીચે મૂકતાં કહ્યું.

થોડી વાર મેં તેની પીઠ ખંજવાળી. દરમિયાન તે ચૂપચાપ પડી રહી. બીજે દિવસે રબુ આવવાની હતી. પણ આવી નહીં. દરમિયાન ચાના ઉકાળા ઉપરાઉપર પીવાથી બેગમનું માથું ચડી આવ્યું. મિજાજ પણ બગડી ચાડિયો બની ગયો.

હું તેની પીઠ ખંજવાળવા માંડી. રૂબરૂના મધાળા જેવી તે પીઠ સપાટ અને સુંવાળી હતી. ધીરે ધીરે હું ખંજવાળતી હતી. મનમાં થયું કે કંઈક કામમાં તો આવી.

'જરા જોરથી ખંજવાળ—તે પટીઓ છોડી નાખ—' બેગમે કહ્યું, 'અહીં ખંજવાળ હા, ખભાથી જરા નીચે, બરોબર, સાચું–' બોલતી બોલતી તે આનંદમાં આવી ગઈ.

'અને અહીં.' તે જગ્યાએ તે પોતે ખંજવાળી શકત છતાં મને કહ્યું એથી મને ગર્વ થયો. 'અહીં...ઓય્... ગદ્ગદિયાં થાય છે...ઓય્...' તે હસી પડી.

'કાલે બજારમાંથી તારા માટે કંઈ મંગાવશું. ચાવી-વાળી ઢીંગલી ચાલશે ?'

'ના. ઢીંગલીએ રમું એવી નાની કંઈ હું ઓછી જ છું !'

'ઓહો, તું તો ઘરડી ડોશી થઇ ગઇ લાગે છે !' તે મશ્કરી કરતાં બોલી 'જો ઢીંગલી ન ગમે તો બીજું લાવજે.'

'સારું.' મેં કહ્યું.

'અહીં' જ્યાં ચળ આવતી હતી તે પર મારો હાથ મૂકતાં કહ્યું. 'અહીં' બોલી જ્યાં જ્યાં એને ચળ આવતી હતી ત્યાં ત્યાં મારો હાથ મુકાવવો તેણે શરૂ કર્યો ને આવતી કાલે શું શું ખરીદીશ તેનાં સ્વપ્નો રચતી હું તો યંત્રની જેમ ખંજવાળયે ગઈ.

'ને જો તારી પાસે પૂરતાં 'ફ્રોક્સ' નથી. કાલે દરજી બોલાવશું. તારી મા લૂગડું આપતી ગઈ છે.'

'મારે એ કપડાનું કંઇ નથી સિવડાવવું.'

વાતો કરતાં મારો હાથ ક્યાં પહોંચી ગયો છે, તેનું મને ભાન ન રહ્યું. બેગમજાન ઊંધી પડી છે તેનો પણ મને ખ્યાલ નહોતો. અરે...મેં એકદમ હાથ ખેંચી લીધો.

'તું બહુ તોફાની છે. જરા ધ્યાન રાખતી જા. મને તો દંઇક થાય છે.' બેગમજાન ખંધાઈથી હસતી બોલી. હું શરમિંદી બની ગઈ.

'અહીં મારી પાસે સૂઈજા' તેના હાથ પર મારું માથું રાખી તેણે મને સુવરાવી.

'તું કેટલી દૂબળી છે ! હાડકાં ને પાંસળીઓ દેખાય છે–લોહી તો મળે જ નહીં.'

'ઉ...ઉ...' મને ગદ્ગદિયાં થવાથી બોલી પડી.

'ઉ...ઉ...હું તને ખાઇ જાઉં છું ? સ્વેટર પણ કેવું તંગ પહેરે છે.' ગદ્ગદિયાંથી હું ફરી વાર ચમકી પડી.

'આપણા શરીરમાં કેટલી પાંસળિયો હશે !' મેં જ્ઞાન પ્રદર્શિત કર્યું.

'મને ગણવા દે. એક, બે, ત્રણ......' મને નાસી જવાનું મન થયું. પણ તેણે તો મને મુશ્કેટાટ પકડી રાખી.

'ઉહ્...ઉહ્...'ની મારી ચીસો શરૂ થઈ: અને તે તો હસતી જ રહી. અત્યારે પણ તેના ચહેરા પરના ભાવો સંભારું છું ત્યારે છળી પડું છું. તેનાં પોપચાં ભારે અને સોજી ગયાં લાગતાં હતાં. ઉપલા ઓઠ પર કાળી લીટી અને ઠંડી હોવા છતાં નાક અને ઓઠ પર પ્રસ્વેદ-બિંદુઓ

લાગ્યાં હતાં. હાથ બરફ જેવા ઠંડા, છતાં જાણે ચામડી કાઢી નાખી માંસનો સોંદો પંપાળતા હોઈએ તેવા કોમળ હતા. શાલ નીચે સરી પડતાં, આરપાર શરીર દેખાય તેવા મસ્લીનમાંથી ધોયેલ સોના જેવું શરીર ચમકતું હતું. ને ઊંડી ચમકતી તેની આંખો ! ઢીંગલી જેમ મને તે ચોળતી હતી, નિચોવતી હતી. તેનો ગરમ શ્વાસોચ્છ્વાસ તેના શરીરની ગરમી, મને દમવા લાગ્યાં પણ તેને તો કોઈ વળગ્યું હોય તેમ લાગી પડી હતી. હું એટલી તો ગભરાઈ ગઈ કે, બૂમ કે ચીસ કશું પાડી શકી નહીં.

થોડી વાર પછી મને મૂકી દેઇ તે હાંફતી, થાકી જઈ પડી રહી, તેનો ચહેરો વિવર્ણ અને ફિક્કો થઇ ગયો. એટલી ઝડપથી તે શ્વાસ લેતી-મૂકતી હતી કે ક્ષણમાં મરી જશે કે શું એવું મને થયું. માંડ માંડ પગમાં જોર લાવી ત્યાંથી હું નાસી છૂટી......

ખુદાના શુક્ર કે તે રાત્રે રજુ પાછી આવી, હું તો વહેલી મારી પથારીમાં સૂઈ ગઈ પણ તે રાત્રે મારા માટે ઊંઘ સર્જાણી નહોતી.

મા આગ્રાથી આવી શકે તેમ નહોતું. બેગમજાનની મને તે દિવસે એટલી તો બીક લાગી કે રસોડામાંથી હું નીકળી જ નહીં પણ આ વાત મારે કરવી કોને ? ને મારે કહેવું ય શું ? બેગમજાનથી બીની હતી તેમ કહેવું ? બેગમજાનનો મારા પ્રત્યેનો આટલો પ્રેમ અને સદ્ભાવ છતાં મારે એમ કહેવું ?

સાંજે પાછાં રજુ અને બેગમ ઝઘડી પડ્યાં. મારાં નસીબ, બીજું શું ? કારણકે ઝઘડો થયો કે તુરત જ બેગમે મારી તપાસ કરાવી. 'ઠંડીમાં ક્યાં રખડતી હશે ? ન્યુમોનિયા થશે. અહીં લાવો એને.'

'મૂર્ખ છોકરી, તારે મારું નાક કપાવવું છે ? તને કંઈ થશે તો તારી માને હું શું મોં બતાવીશ ?' મને તેની પાસે બેસાડી તે મોં ધોતી હતી.

'મારે માટે કીટલીમાંથી ચા લાવ. મોં લૂછતી તે બોલી. 'હું કપડાં બદલાવી લઉં.'

તે કપડાં બદલતી હતી તે તરફ પીઠ કરી હું ચા બનાવવામાં પડી.

'એ...મા,' મારું હૃદય પોકારી ઊઠ્યું. 'તેં મને કોને હવાલે કરી ? આ મારી દશા તો જો.' છોકરા સાથે રમું તે માને પસંદ નહોતું. પણ છોકરા શું વાઘ-દીપડા છે કે મને ખાઈ જાય ? પણ ના, માનો સિદ્ધાંત તો છોકરી થઈ એટલે સાત તાળાંવાળી પેટીમાં પૂરી રાખવાનો હતો. ને અહીં ? હું ભયંકર ગુંડાઓ કરતાં બેગમજાનથી વધુ બીતી હતી પાછળ જોયા વિના નાસી જાઉં તો ? પણ હું નિરાધાર હતી. એટલે ત્યાં બેઠી રહી.

કપડાં પહેરી તે શૃંગાર સજવા લાગી. અત્તર, સેન્ટની હવા બહેકી રહી. મોં પર આનંદ અને માદકતા છલકાતાં હતાં. ને પછી તેણે પ્રેમનો અખૂટ ખજાનો મારા પર ઢોળ્યો.

'ના, ના, મારે ઘરે જવું છે.' બોલતી, રડતી તેની પ્રેમવર્ષાથી ધ્રૂજતી હું બબડતી હતી.

'અરે બેટા, વહાલી, એમાં શું...? હું તને બજારમાં લઈ જઈશ...મારું સાંભળ તો...'

પણ એમ મને આશ્વાસન મળે તેમ નહોતું. આખી દુનિયાની મીઠાઈ અને રમકડાં મારો, ઘરે જવાનો નિશ્ચય ચળાવી શકે તેમ નહોતાં.

'દુષ્ટ, ઘરે તારો ભાઈ તને ટીપશે તેનું ય તને ભાન નથી ?' બોલી હળવેથી પ્રેમપૂર્વક તેણે મારા ગાલ પર ટપલી મારી.

'ભલે મારે.' વિચારતી છાનીમાની, નમતું આપ્યા સિવાય હું બેઠી રહી.

'કાચી કેરી ખાટી હોય છે, બેગમજાન.' હજુ રિસાયેલી રજુ કટાક્ષયુક્ત વાણી બોલી.

તે ક્ષણે બેગમજાનનો પિત્તો ખસી ગયો. સોનાની માળા મારા ગળામાં પહેરાવવા જતી હતી તે ઉપાડી ફેંકી દીધી. ઝીણા શરબતી મલમલના પછેડાના લીરા કરી નાખ્યા. સંભાળપૂર્વક ઓળેલા વાળ પીંખી નાખ્યા. 'ઉહ્...ઉહ્...' રડતો, નિસાસા મૂકતી હતી ત્યાં હું છટકી ગઈ.

માંડ માંડ પ્રયત્નપૂર્વક બેગમને ભાનમાં લાવવામાં આવી. તે રાતે મેં શયનગૃહમાં ડોકિયું કર્યું ત્યારે રજુ બેગમની પીઠ દબાવતી ખડી હતી.

'બૂટ કાઢી છાનીમાની સૂઈજા.' રજુએ મને હુકમ કર્યો.

ચૂપચાપ હું પથારીમાં આળોટી પડી.

સર.....સર્....પચ્.....પચ્.....અંધારામાંથી વિચિત્ર અવાજો આવતા હતા. બેગમજાનની રજાઈ ફરીથી માતેલા માતંગની જેમ ડોલતી હતી. યા ખુદા !

'ઓ... !' મેં ચીસ પાડી, ગોદડામાંનો હાથી કૂદકો મારી શાંત થઇ ગયો. હું પણ શાંત થઇ. પાછો હાથી કૂદવા અને નાચવા લાગ્યો અને મને બીક લાગી. આજ તો 'લાઈટ' કરી શું છે તે જોવાનો મેં નિશ્ચય કર્યો હતો. હાથી જાણે પાંખો ફફડાવતો હોય તેમ લાગ્યું. બચ્...બચ્...કોઈ કંઈ રસમય વાની લિજ્જતથી બચકારા સાથે ખાતું હોય તેવા, અંધારામાંથી અવાજ આવતા હતા. હું, હવે ખબર પડી. બેગમ તો આખા દિવસની ભૂખી હતી. અને રજુના અકરાંતિયા સ્વભાવથી કોણ અજાણ્યું હતું ! અત્યારે તે લોકો કંઇ ખાતાં હોવાં જોઈએ. ઈ

આવી હશે તે ચાણેંદ્રિય દ્વારા નક્કી કરવા મેં નાક ફુલાવ્યું પણ કંઇ વાસ આવી નહીં—ફક્ત સુખડ અને હીનાની વાસ આવતી હતી.

રત્નાઇ તો પાછી હચમચી થવા માંડી. શાંત ચૂપચાપ સુઇ રહેવા મેં બનતો પ્રયત્ન કર્યો પરંતુ રજાઈ એવા તો અવનવા ભયાનક આકારો ધારણ કરવા લાગી કે બીકથી હું તો ધ્રૂજી રહી. જાણે કોઇ મોટા દેડકો પેટ ફુલાવતો હોય તેવો દેખાવ થયો. મને થયું કે તે હમણાં મારા પર કૂદી પડશે

'એ...મા...! મા...એ...' મારાથી ચીસ પડાઈ ગઈ પણ કોઇએ દાદ આપી નહીં. ચુપકીદીથી, બીકથી પથારીમાંથી ઊતરી, ધીરે ધીરે હું દીવા પાસે ગઈ.

'ક્લીક' સ્વીચ દાબી કે લાઈટ થઈ.

હાથી કૂદકો મારી હલચલ કરતો શાંત થઈ ગયો પણ જેવો કૂદકો મારી તે નીચે પડ્યો તે વખતે રત્નાઇનો એક તરફનો છેડો ફૂટેક ઊંચો થઈ.........

'માશાઅલ્લાહ !' કૂદકો મારી હું પથારીમાં પડી.*

---

*ઉર્દૂના અંગ્રેજી અનુવાદ ઉપરથી



## પ્રબળ વાસના

[પાન ૫નું સાંધણ

'વેલડું પાછું વાળો. આપણે ગામ જવું છે.'

'કેમ બા ! સાસરે નથી જવું ?'

'મારું સાસરું તો ત્યાં. મારે તો હવે મારી ઘરડી સાસુની સેવામાં જ રહેવું છે. એનો દીકરો જતાં એનું કોણ ?'

અને એમ વેલડું પાછું ફર્યું. વડલા નીચેનો ડાયરો બરખાસ્ત થઈ ગયો અને......

વાતમાં વિક્ષેપ નાખતો, દૂર દૂર ચાલતા લયમાં રામજણીના ગાયનનો અવાજ આવ્યો:—

બિછાઈ ઇશ્ક કી ચૌસર, લગાઈ જાન કી બાજી;
કરામોશીમેં દિલ હારા, ન યો જાને ન મંય જાનું.

'ચાલો ચાલો. જલસો શરૂ થઈ ગયો. આપણે મોડા પડશું.'

અને અમે ફરી વીખરાયા.

---



સરગાપરની અપસરા જેવી પચ્છમબેટની કામની

# સગઈ સંગાર

લેખક
મયૂર

પચ્છમબેટ ને માથે પચ્છમાઈનો 'ડુંગર ને તિર્યા પદમણીનાં રાજ. સગઈ સંગારનો જોટો ત્રણે લોકમાં ન મળે. રૂપે જાણે સરગાપરની અપસરા ને કરતૂકે જાણે કામરદેશની કામની.

સગઈના રાજમાં ત્રણ જણાનું ભારે જોર. એક તો જાણે સગઈ સંગાર. ઊડતાં પંખી પાડે ને માનવીનાં પશુ બનાવી દે. મારણ, મોહન, સ્તંભન, વિદ્વેષણ, ઉચ્ચાટન અને વશીકરણ એમ છ યે જાતના અભિચાર જાણે. મંતરતંત્ર ને મેલી વિદ્યામાં સગઈ કહે મારું કામ. નવસેંનવાણું નામ નાથીને ખીલે બાંધેલા' ને કંઈક માનવીને પોપટ બનાવી પાંજરે પૂરેલા.

બીજી સગઈની બેન તગઈ. આખા રાજનાં ધાન એને ખાંડણિયે ખંડાય. કાંઈ લાખો મોઢે ખાંડણિયા રાખેલા ને તગઈ એના ઉપર હાથમાં કોરડો લઈ પહેરો ભરે. એને ખાંડણિયેથી કોઈ સમુંસથર્યું ધાન પાછું નો પામે. દામ લ્યે ત્યારે દુગણા ને ધાન આપે ત્યારે મણનું પાંચ પાનશેરી.

ત્રીજી મામની કજળી કલાકણ. ચૌરે પીઠું માંડીને બેસે; દારૂના દામ લ્યે ને બધાને પાણી પાય.

આ ત્રણે જણીયુંનું રાજમાં બહુ જોર ને ત્રણેય પાછાં સહિયારાં. એકને ભીડ પડે તો બીજી પડખે ઊભી જ છે. બીજીને વપત પડે તો ત્રીજી તરત ઊપડી જ છે. ત્રણે જણીયુંએ મળીને આખા બેટને ચાક ચડાવેલો.

વાતની વાત કે ને એક સમે શેલાપટ્ટણને પાદર ગારુડીઓએ મેલાણ કર્યો. ચોરા ને પણા ચાલીશ ગારુડીઓ. માથે ભગવાં વીંટ્યાં છે, ડોકમાં શંખિયાની માળા પહેરી છે. ખંભે મહુઅર ભરાવી છે ને મહુઅરને રૂડા કોડીકુવા ને હીરનાં ફૂમતાંના શણગાર સજાવ્યા છે. બીજે ખંભે કાવડમાં કંડિયા ભરાવ્યા છે ને કંડિયામાં વાંસવાંભના મણિધરને પૂર્યા છે.

ગામને પાદર ગારુડીએ મેલાણ કર્યા છે. સગઈ સંગારને ખબર પડી ને ત્રણે બેનપણીયું સરખી સાહેલીયું લઈને ગારુડીનાં રૂપ જોવા ચાલી નીસરી. પાદર આવીને જુએ છે તો રૂડા રૂપાળા રૂપાકુંવર

જેવા ઘોડા ને ઘણા ચાલીસ ગારુડીએ મેલાણ કર્યા છે. એક એકને ટપી જાય એવા બાળા જોગંદર જેવા ગારુડીઓ પથારા પાથરીને પડ્યા છે.

સગઈ ગારુડીને પૂછે છેઃ ' કે હે નાગમગા ! તમે કિયા મુલકના વાસી ? '

તો કે ' અમે નાગમગા નહિ, સગઈ, અમે તો નાગનથા. નાગને નાથી જાણીએ, કે કંડિયામાં પૂરી જાણીએ, અમે તો આ મુલક તે મુલક ભમીએ. '

તો કે ' તમારા કંડિયા તો ખાલીખમ ભાળું. નાગને નાથવાવાળા તમે વળી કોણ ? નાગ તો નાથી જાણ્યા એક સગઈ સંગારે. પૂરા નવસેંનવાણું નાથીને ખીલે બાંધ્યા છે. '

તો કે ' સગઈ ! એ તો સાપ નહિ હોય સાપોલિયાં હશે. રોગાં અળશિયાં જ. નાગ એમ ખીલે નો બંધાય પદમણી.'

તો કે ' તમારા કંડિયા તો બતાવો ગારુડી. જોઈએ તો કેવાક મણિધર પૂર્યા છે ! '

ગારુડી કહેઃ ' નાગનાં દર્શન એમ નો થાય, પદમણી ! નાગ તો દેવતા કહેવાય. નાહીધોઈને પવિતર થાવું જોવે ! '

તો કે ' અમારા મુલકમાં વળી પવિતર શા ને અપવિતર શા ! રંગેચંગે હિલોળા લઈએ. પુરુષ આવે તો પારખાં લઈએ. હીરો હોય તો મૂલવીએ ને કાચ હોય તો ફોડી નાખીએ. અમારે ત્યાં તો બધાં સદાયનાં પવિતર, ખાય ખાય ને તો ય ઉપવાસી. ભોગ ભોગવે ને તો ય જોગંદર. ઘર માંડે ને તો ય કુંવારાં. અમારી કાયા જ પવિતર ગારુડી અમારે વળી નાહીધોઈને પાવન થવાં શાં ! '

ગારુડી કહે છેઃ ' પણ અમારે તો નીમ છે, પદમણી ! અમારાથી દેવને ઓછાયે નો અભડાવાય. '

તો કે ' તમારા કંડિયામાં કાંઈ જ નથી, ગારુડી. ખાલી વગડ્યાં કરો છો ને મોણ ઘાલો છો. '

ગારુડીને તો ચાનક ચડે છે. એને તો મેણાના ઘા વાગે છે. મોટા મોટા ફણીધર ઉપાડી ઉપાડી ખંભા દુખવા આવ્યા છે ને કે છે કે કાંઈ નથી. એ તો સાથીઓને કહે છેઃ ' હં મારા બાપો. સૂતા દેવને જગાડો. આજ તો દેવનાં પારખ્યાં લેવાં છે.'

પદમણી કહે છેઃ ' પણ ગારુડી હાર્યા તો ! હાર્યા તો પછી શું ? કાંક હોડ તો બકવી જોશે. '

તો કે ' જીત્યા તો શું ? '

તો કે ' જીત્યા, તો પદમણી અસતરી થઈને રહે.'

' ને હાર્યા તો અમે તારા ગુલામ પદગણી. '

તો કે ' લૂગડાં ઉતારી લઉં, લંગોટ પહેરાવી દઉં ને ઘંટીએ બેસાડું. '

ગારુડી કહે ' કબૂલ.'

ગારુડીએ તો બગલા છોડ્યા છે. 'પગે ઘૂઘરીઓ બાંધી છે. કંડિયા કૂંડાળે ગોઠવી દીધા છે ને પછી મહુઅર મોંમા રાખીને સુરાવલિ છેડી છે.

મોરલીની સુરાવટ અને ઘૂઘરાનો રણકાર એકતાર થઈ રહ્યો છે. આસપાસની મેદની ટુંઢી ટુંઢી થઈ છે.

ને પછી તો ગારુડી પોતપોતાનો કંડિયો સંભાળે છે. કંડિયાને વળી વળીને સલામુ ભરે છે. ' ખમા ! ખમા ! અન્નદાતા ! ખમા નાગદેવા ! ખમા શેષના કુંવર ! ખમા ! શંકરના ઘરેણા ! ખમા માઈબાવા ! દર્શન દ્યો બાપા. તમારાં દર્શન તો દોયલાં છે માઈબાપ. ' કંડિયાને હાથથી સ્પર્શે છે. નમન આંખે અડાડે છે ને પછી કંડિયાનું ઢાંકણુ ખોલે છે.

લોકમેદની ખબરદાર બની કંડિયા ઉપર મીટ માંડી રહી છે.

ત્યાં તો ખડખડ ખડખડ સગઈ હસી પડે છે ને તેની સાથે તગઈ સંગાર ને કમલી કલાલણ પણ દડડ દડક હસે છે, સરખેસરખી બધી ય સાહેલીઓ હસી હસીને લોટપોટ થઈ જાય છે.

ગારુડીનાં મોઢાં શિયાંવિયાં થઈ ગયાં છે. વાઢો તો લોહી નો નીકળે, એમની નજર વારે વારે કંડિયા ઉપર અને સગઈ ઉપર મંડાય છે. એના કંડિયા ખાલીખમ પડ્યા છે. અંદરથી મણિધર અલોપ થઈ ગયા છે.

સગઈ ગરવભરી બોલી ઊઠે છેઃ ' કાં ગારુડી ! હાર્યા કે જીત્યા ? '

ગારુડી તો કંડિયા ઉપર નજર માંડી બેઠા છે. ' ક્યાં અલોપ થઈ ગયા બાપા ! અમથી કાં રૂઠી બેઠા દેવ ? ' તેમનો આતમરામ કળકળે છે.

તો કે ' એમાં હતું જ શું ગારુડી કે ઠાલા મોણ ઘાલો છો. દુનિયાને છેતરશો પણ સગઈ એમ છેતરી છેતરાય એવી નથી. '

ગારુડીની આંખમાં આંસુ આવે છે. નીચે મોંઢે

ધરતી ખોતરતા તે જેમના તેમ બેઠા છે.

સગઈ બોલી ઊઠે છેઃ 'હં કોણ છે!'

તો કે 'એક કરતાં એકવીશ.' સાહેલીઓ બોલી ઊઠે છે.

તો કે 'વાર કાં લગાડો? ઉતારી લ્યો લૂગડાં. પહેરાવી દ્યો એકેકી લંગોટી. ને બેસાડી દ્યો દળવા.'

ગારુડી શરત હારી ગયા છે. જાદુને જોરે તગઈ જીતી ગઈ છે. બીજે ઉપા નથી. ગારુડીનાં લૂગડાં એક પછી એક ઊતરે છે ને તગઈ ઊભી ઊભી હસ્યા કરે છે.

એક ગારુડી બોલે છેઃ 'અમને જીત્યા એમાં શું દી વળ્યો સગઈ. અમારા ગુરુ હજી જોયા નથી. તારી જેવી ત્રણસેંને પાણી ભરાવે.'

'એલા હજી એંકાર ઊતરતો નથી! તમારાં લૂગડાં ઉતરાવ્યાં એમ તમારા ગુરુનાં ય લૂગડાં ઉતરાવું. હું કોણ? હું સગઈ સંગાર પચ્છમની પદમણી.'

તો કે 'એ તો ખરે ખબરું થાય, પદમણી.'

તો કે 'એલા છોડી મૂકો એમાંથી એક જણને. જા જઈને બોલાવી આવજે તારા ગુરુને.'

સગઈ સંગાર સરખી સાહેલી સાથે ગારુડીઓને મોઢામળ કરીકારવીને ગામમાં પાછી ફરી. ને ઓલ્યો ગારુડી એકલો પડતો–આખડતો ગુરુ પાસે રાવ કરવા દોડ્યો જાય છે.

વાતમાંથી વાત છે ને એ વાતને સમે મઢકાછામાં ભટ્ટીઓનાં રાજ હતાં. મુરુ ભટ્ટીનો ભેરિયો બારે સરસ મોરલી વગાડે. એની મોરલીને સોનારૂપાની માછલીઓ મઢેલી ને લીલાપીળા હીરનાં ફૂમકાં બાંધેલાં. એ મોરલીએ તો ગઢકાછા ઘેલું કર્યું. ગામ આખામાં કોઈ ને જાણે બીજો કાંઈ ધંધોધાપો નહિ. ભેરિયો મોરલી વગાડતો ફરે ને ગામેકું એની વાંસણ્ય વાંસણ્ય નાચતું ફરે.

ગામના ઘરડેરાએ જઈને મુરુ ભટ્ટી પાસે રાવ ખાધી, 'આ તમારો ભેરિયો તો વાત વંઠાવશે. એને વારો તો સારું.'

મુરુ ભટ્ટીએ તો ન કાંઈ પૂછ્યુંગાછ્યું ને ભેરિયાને કાળે ઘોડે ને કાળે લૂગડે દેશવટો દઈ દીધો. ભેરિયાને તો બધે સરખું હતું. એને તો બસ એક એની મોરલી હોય તો હાંઉ, બીજું કાંઈ ન જોઈએ. તેવનેવડા બાયીદારો સામે ભેરિયો દેશવટે ચાલી નીસર્યો.

ચાલતાં ચાલતાં એ તો પચ્છમાઈના ડુંગર ઉપર આવી પહોંચ્યો. પચ્છમાઈના ડુંગર ઉપર લખ ગુરુનો વાસો. મોટી જબરી ગુફા ને ગુફામાં ગુરુ વાસ કરે. જે આવે એને વિદ્યા ભણાવે. ગુરુ પાસે વિદ્યાનો કાંઈ આરોવારો નહિ.

હવે એ વાતને સમે ગુરુ પાસે કેટલાક વિદ્યાર્થી વિદ્યા ભણી રહ્યા હતા. ગુરુ તો માથું કૂટી કૂટીને મરે પણ ભણનારા એવા ઠોઠ કે કોઈને અક્ષરે યાદ ન રહે. ભેરિયે બરાબર ગુફાને મોઢે જ ઉતારા કરેલા ને એ પળો પળો ગુરુની વિદ્યા સાંભળે. ભેરિયો એવો ચાલાક કે જે વાતની પાછળ પડે એ વાત પાર પાડે ત્યારે જ સમક મૂકે. વાતની વાતમાં એણે તો ગુરુનો મંત્ર યાદ કરી રાખ્યો ને ગુરુએ પૂછ્યું પોતાના ચેલકાને ને જવાબ આપ્યો ભેરિયાએ. ગુરુ તો એના ઉપર તુંદી તુંદી થઈ ગયા. ભેરિયાને કહે, 'તું કે તો તને અગમની વાણી સુણાવું. ત્રણ કાળનું જ્ઞાન આપું. જળમાં થળમાં જ્યાં નજર નાખે ત્યાં બધું જોઈ શકે એવા મંતર આપું. મારું નામ લખ ગુરુ. હું લાખ લાખ ચેલાનો ગુરુ. મારા થાપ્યા ઉથાપ ને ઉથાપ્યા ઉથાપાય. મારું જ્ઞાન બીજા કોઈની પાસે તો મળે.'

ભેરિયો પગમાં પડી બોલ્યો. 'તમે કહો ત્યાં સુધી રહું. તમે શીખવો એ બધું શીખું. હું તમારો ચેલો ને તમે મારા ગુરુ!'

બસ, ગુરુએ તો પછી જ્ઞાનભંડાર ઠાલવવા માંડ્યા છે. ભેરિયો એકે એકે કરીને બધી વિદ્યા પામ્યો છે. ભણી કરીને પારંગત થયો છે. ગુરુએ કહ્યું, 'જાઓ બચ્ચા! ફતેહ કરો. દુનિયામાં હવે તારો વડિલો કોઈ નહિ થાય.'

ભેરિયો ગુરુને પગે લાગી ત્યાંથી ચાલી નીકળ્યો છે. આ મુલક તે મુલક ફરતો જાય છે. ગામેગામ એની હાકહાક બોલી રહી છે. એના મંતરબળ પાસે બલબલા પાણી ભરે છે. એની મોરલી આગળ મોટા ચમરબંધી પણ નાચવા લાગી જાય છે.

હવે એક વખતને સમે ભેરિયાએ સાંભળ્યું કે પચ્છમબેટની પદમણી બધા ગેરઅખંધામાં પૂરી છે. પૂરી લખણવંતી છે ને રૂપરૂપના અવતાર જેવી છે. ભેરિયો કહે 'બિરાદરો! પદમણીને નમાવ્યા વગર છૂટકો નથી.'

તો કે 'ઈ અમારું કામ.'

'બધા ભાઈબંધો ખંભે કાવડ લઈને નીકળ્યા છે ને બેરિયો એની વાટ જોતો પચ્છમાઈને ડુંગરે બેઠો છે.

કેટલાક દી એમ ને એમ વીતી ગયા. ભેરૂબંધોનો કાંઈ પત્તો નથી. તેમના તરફથી કશા વાવડ નથી. બેરિયો વિચારે ચડ્યો છે કે માળું શું થયું હશે. સગઈ સંગારની હારે કામ છે. ન કરે નારાયણ ને—

ત્યાં તો સામેથી લંગોટિયો હાલ્યો આવે છે. સાવ નંગસો કાયા. એક લંગોટી જ પહેરી છે. આખે ડિલે ધૂળના થર બાઝ્યા છે. છાતીમાં શ્વાસ ક્યાંઈ માતો નથી. લંગોટિયો આવીને બેરિયાના પગમાં આળોટી પડે છે. આંખ્યેથી તો બોર બોરૂ આંસુડાં ચાલ્યાં જાય છે.

બેરિયો કહે, 'એલા ભાઈ તારી આ દશા કોણે કરી! તારા જોડીદાર ક્યાં?'

તો કે 'એ બધા સંગઈ સંગારને ત્યાં બેઠા બેઠા ઘંટી તાણે.'

તો કે 'શું વાત કર છ? પચ્છમની પદમણીનું એવું બધું જોર છે!'

તો કે 'વાત કરો મા. રૂપની એ પદમણીનો જોટો ત્રણે ભવનમાં ન મળે. નર ભમર થઈને માથે ભવાયા પડે.'

તો કે 'એમ?'

'ને પછી બધા ઘંટી તાણવા બેસી જાય. એના રાજનું ધાન આવા હરખપદુડા જ દળી આપે છે. કાંઈ ઘોડા ને ઝાઝા પાંચપંદર હજાર છે.'

'તે એવી કામણગારી છે ઈ પદમણી. માણસ જેવા માણસ મોહી પડે.'

'અરે મોહી પડે કે પાંજરે પોપટ બની એના ગુણગાન ગાય!'

તો કે 'ભાઈ હાલો આપણે ય પદમણીના દેશમાં જોઈએ તો ખરા એ પદમણીનાં રૂપ કેવાંક છે.'

તો કે 'બેરિયા, એમ ઉપહાસ કરવા જેવું નથી.'

તો કે 'ભાઈ, અચરજ થઈ એનો બીજે શો ઉપા! ગયાં વગર છૂટકો નથી. નો જાઉં તો ગુરુને ગાળ બેસે.'

ઉચાળા ભરાયા છે. બેરિયાનો રસાલો શેષાપદ્મણને મારગે પડ્યો છે. મજલ દડમજલ કરતો બેરિયો શેષાપદ્મણને પાદર આવી ડેરાતંબૂ તાણે છે ને. એની કામણગારી મોરલીનો નાદ શેરીએ શેરીએ ફરી વળે છે. [અપૂર્ણ

પત્નીનું હર્ષિત વદન મ્લાન થઈ જશે એ કલ્પનાએ યક્ષનું કર્તવ્યભાન ઓસરી ગયું

# અભિશાપ

યક્ષધામ અલકાના મણિમય પ્રાસાદોનાં ગગનચુંબી શિખરો પર સંધ્યાનાં સપ્તરંગી કિરણો વિદાયવેળાનાં આલિંગન લેવા ઊતરતાં હતાં. યક્ષ-કુલાંગનાઓ સંધ્યાની ઉપાસના માટે તૈયાર થઈ રહી હતી. નૃત્યાગારના મૃદંગના સ્નિગ્ધ ગંભીર ઘોષને વહન કરીને પવન જળાશયમાં કમળવૃંદમાં વિશ્રામ લેવા આવી રહ્યો હતો.

એ સમયે, અલકાધિપતિ કુબેરના મહેલની ઉત્તરે દંડનાયક યક્ષના પ્રાસાદમાં સંધ્યાના બલિઅર્ચનની તૈયારીઓ થઈ રહી હતી. યુદ્ધમાં વ્યૂહરચના તથા વીરત્વ જોઈને કુબેરે આ યક્ષને દંડનાયક બનાવ્યો હતો. આ યક્ષનાં નૃત્યસંગીતનાં કળાકૌશલ્યે કુબેરનું મન જીત્યું હતું. ધનપતિ કુબેરના પ્રાસાદ પાસે આ યક્ષનું નિવાસસ્થાન હતું. દૂરના પ્રદેશમાં સૈન્યની વ્યવસ્થામાં રોકાયેલો યક્ષ હજુ આવ્યો ન હતો.

સત્કારની સર્વ તૈયારી કરી યક્ષપત્ની યક્ષના આગમનની ઉત્કંઠાપૂર્વક રાહ જોતી હતી. પતિના વિચારમાં તે સ્વસ્થ બેસી શકતી ન હતી. એ પોતાના પ્રાસાદની સુંદર વાવમાં મરકતમણિની શિલા પર બેઠી બેઠી લાંબી નાળવાળાં કમળથી પાણીને ડહોળતી હતી. સ્થિર પદ્મો જરા ડોલી જતાં હતાં અને પદ્મગંધમાં શાંત થતા ભ્રમર ફરી ગુંજારવમાં ઊડી પાછા પદ્મબંધે ઊતરતા હતા. સંધ્યાના રંગથી રંગાયેલા અને રંગિત શિલાઓનાં પ્રતિબિંબ ઝીલતા જળમાં આ યક્ષસુંદરીનું મનોહર પ્રતિબિંબ જોતા રાજહંસો આસપાસ ફરતા હતા. ડોક લંબાવીને એક રાજહંસે યક્ષિણીના હાથમાંનું કમળ ઝડપી લીધું. ગૌર કર લંબાવીને યક્ષિણીએ હસીને રાજહંસને ગોદમાં લીધો, અને કમળનાં ફૂલોથી તેનું માથું ઢાંકી દઈને બોલી; 'તારું માનસરોવર તો નજીક જ છે. કેટલાં વર્ષોથી ત્યાં ગયો નથી?'

જાણે આ સ્થાનને જન્મસ્થાન ગણતો હોવાને કારણે ઉત્તરનું પ્રયોજન સ્વીકારતો ન હોય તેમ પાંખ પ્રસારીને હંસ વધુ ગોદમાં લપાઈ બેઠો.

'શું આ જળાશય એટલું બધું સુખાકારી છે કે તને ઘડીક બહાર નીકળવાની પણ ઇચ્છા થતી નથી? જરા ઊડ તો ખરો. ઊંચે ઊડીને જોઈ આવ કે દંડનાયક ક્યાં છે? આવતાં કેટલો સમય જશે?'

ઊંચું જોઈ હંસે પોતાની ભાષામાં કલકંઠે અવાજ કર્યો 'યક્ષ' કહી યક્ષિણીએ તેને દૂર કર્યો. ત્યાં દૂરથી ટહુકતા 'મયૂરનો' ગળકવાનો અવાજ આવ્યો અને તે બે-ચાર ઊછળતાં કમળો ખેંચી ઝુલાવતી ઝુલાવતી પગથિયાં ચડી બહાર આવી.

બહાર આવતાં તેની નજર નજીકના ક્રીડાશૈલ પર પડી. સોનેરી કેળના ચડઊતર ફાલથી અર્ધ ઢંકાયેલા આ ક્રીડાશૈલનું શિખર ઇંદ્રનીલમણિથી મઢેલું હતું. યક્ષદંપતીએ અનેક રાતો અહીં ગાળી હતી. એ રજનિની માદક મધુરતાનો એ સાક્ષી હતો. એને જોતાં યક્ષવધૂના મનમાં ઉત્સુકતાભર્યું મંથન જાગતું હતું, રોમાંચ પ્રેરક કામના થતી હતી. વિહ્વળ થતાં તેણે ત્યાંથી દૃષ્ટિ ખેંચી લઈ આ તરફ જોયું. દ્વાર પરનાં વિવિધ રંગી પુષ્પોની વેલની કમાન ઇંદ્રધનુ પેઠે શોભતી હતી. કમાન પર ઝૂકેલો મયૂર ઊડીને યક્ષિણી પાસે ઊતરી તેના પગ આસપાસ ફરવા લાગ્યો.

નિત્ય સંધ્યાસમયની માફક યક્ષિણીએ આજે મયૂરને બોલાવ્યો નહીં. તાલબદ્ધ તાળીઓ પાડી કરકંકણના મધુર ધ્વનિ સાથે મયૂરને નૃત્યમાં પ્રેરી આનંદ લેવાની તેની આજ ઇચ્છા ન હતી.

મયૂરને રમતો મૂકી તે પ્રાસાદમાં ચાલી ગઈ. અને સંધ્યાના બલિઅર્ચનની પૂર્ણાહુતિ કરી પ્રાસાદના ઉપલે માળે ગઈ.

આ વિશાળ ખંડ યક્ષદંપતીને ચિત્રો દોરવાનો ખંડ હતો. દંપતીનાં પોતાનાં, સહવાસ અંગેનાં આ ઘણાંખરાં ચિત્રો હતાં. તે ચિત્રો પર તેણે મૃગચર્મના પડદા ઢાંકી દીધા કારણકે શરદઋતુ આવી ગઈ હોવા છતાં રાત્રિના વખતે ઘણી વખત બાળ-ગજેંદ્ર જેવા વાદળોના નાના ગોટા ઝરુખામાંથી અંદર આવી આવીને આ ખંડને ભીંજવી જતા હતા. આ ચિત્ર ઢાંકતી યક્ષિણી પોતાના ચિત્રસર્જન પર નજર નાખતાં તે તે ચિત્રપ્રસંગમાં લીન થઈ નવો અનુભવ અનુભવતી હતી. એક ચિત્રમાં ક્રીડાશૈલ પર બન્ને બેઠાં છે અને ચંદ્રોદય થાય છે તેનું દર્શન હતું. બીજામાં જળાશયમાં પદ્મદલ મધ્યે સ્નાન કરતાં જળ ઉડાડતાં હતાં અને પોતે ભ્રમરને નિવારતી હતી. તે ચિત્ર હતું. ત્રીજા ચિત્રમાં અશ્વારૂઢ યક્ષને શિક્ષણ આપતો કામ-

દેવ પુષ્પધનુષ લઈને સમગ્ર સૃષ્ટિ તરફ નિશાન તાકતો હતો તે રંગદસ્ય હતું. પોતે જ દોરેલું દરેક ચિત્ર યક્ષપોષિતાના મનમાં કોઈ સુપ્ત પ્રદેશમાં નવો ઊર્મિસંવાદ પ્રેરતું હતું. ચિત્રો તાકી તે ઝરુખામાંથી આકાશ તરફ જોઈ રહી. દૂર દૂર સુધી પથરાયેલી અલકાનગરીના ઊંચા પ્રાસાદોના શિખર પર આરામ લેવા પારાવતનાં ટોળાં ઊડતાં હતાં. દિવસનું તેજ સુપ્ત થઈ ગયું હતું.

બાજુના નૃત્યાગારમાં થઈને યક્ષવધૂ પોતાના શયનખંડમાં આવી અને શૈયા પર બેઠી. સૂર્યના પ્રકાશહીન આ પ્રાસાદના ખંડને રત્નપ્રદીપનો સ્નિગ્ધ પ્રકાશ પ્રકાશિત કરતો હતો. એ રત્નપ્રદીપ જોતી કામિનીને ઉત્કંપ થયો. કોઈ એક મધુર પ્રસંગની સ્મૃતિ તેને વિહ્વળ બનાવી ગઈ. એક પછી એક એમ વિચારની પુષ્પપાંદડીઓ એના હૃદયના એકાંત કોણ સુધી સુગંધ રેલાવી ગઈ: 'હે કન્દર્પ! તારી ગતિ ગહન છે. દરેક દેહધારીનું સુખ તારે અધીન છે. અનેક વિરોધો છતાં કામનાનું બળ ઘટતું નથી, વધે છે. તું સ્વતઃપર્યાપ્ત નથી. આપ્તકામ થવાની દેહધારીમાં જે અભિલાષા જન્મે છે તે તારો વિજય છે. આપ્તકામ થયા વગર કામનાની કદી તૃપ્તિ થતી નથી. ખરે જ! ઇચ્છિત મળતું નથી તો વૃત્તિ વધુ ને વધુ ઉત્કટ બને છે.'

પતિની રાહ જોનાર પત્નીના મનમાં આ વિચારના પ્રવાહ આછા થઈ એક પછી એક લુપ્ત થતા ગયા અને કેવળ પર્યુત્સુકતાની પરવશતાભરી અલસતા એ કામિનીનાં માર્દવપૂર્ણ અંગોમાં છવાઈ રહી. તૃષ્ણાભર્યાં માદક લોચનોની અલસદૃષ્ટિ પૂર્વાકાશ તરફ ચોંટી હતી. ક્રીડાશૈલની પાછળ દૂર સૌગંધિક વન પર ચંદ્રોદયનું શાંત આછેરું તેજ ક્ષિતિજના ભાગને અરુણાવતું વધતું જતું હતું. થોડી વારમાં સ્પષ્ટ ચંદ્રહંસ આકાશમાં તરી રહ્યો.

ચંદ્રદર્શનને અંગે કોઈ ઉત્કંપ થતાં યક્ષિણી ઝબકી ઊઠી. નીચેથી દંડનાયક આવવાના મૃદંગધ્વનિ સાથે ઘોડાના ડાબલા સંભળાયા.

ઉતાવળે ઊઠી યક્ષિણી નીચે ગઈ. વક્ષઃસ્થલ પરથી પોતાનું કવચ દૂર કરતો યક્ષ પગથિયાં ચડી ઉપર આવ્યો. પત્ની નજીક ઊભી રહી.

આજે પાછાં આવતાં કેટલો વિલંબ થયો હતો તે પોતે જાણતો હતો. માત્ર સમયની ગતિથી નહીં; પણ પોતાને જ પત્ની તરફના આકર્ષણને અંગે જે ઉત્કંઠાનો આવેગ થયા કરતો હતો અને એટલી જ ઉત્કંઠા એ પોતા માટે પત્નીમાં કલ્પી શકતો હ તેથી વિલંબની વિષમતા એ જાણતો હતો. પત્ની એકલતાની સ્થિતિ એ સમજતો હતો તેથી પત્નીને વ આઘાત થાય તેવી વાત કહેતાં તે સંકોચ પામતો હતે

પત્નીના બંને ખભા પર હાથ મૂકી, શિર શિર નમાવી, હસીને યક્ષે કહ્યું : 'વિલંબ થયો પ ચંદ્રોદય વખતે આવી ગયો' સ્પર્શને અંગે પત્ની વિવશતા તે સમજી ગયો.

'પંથ લાંબો લાગ્યો હશે.' હસીને પત્નીએ કહ્

'મને એ પંથ પર થતું હતું કે તને સાથે લી હોત તો આનંદ થાત. સૌંદર્યપૂર્ણ ગિરિમાળના માગ પરથી આવતી આજની શું રમણીય હવા છે! કહી યક્ષ દૂર થયો.

યક્ષપત્ની બોલી નહીં. હવાની અસર તેને થ ચૂકી હતી. વનસ્પતિ, પુષ્પ, પંખી કે નિસર્ગપ્રેમી દેહ ધારી પર પવનની અસર તાત્કાલિક થાય છે. પોતાન કામવિહ્વળ સ્થિતિનો ખ્યાલ આવતાં યક્ષિણી મ થઈ ગઈ.

સ્નાન, ધ્યાનકર્મ, તથા ભોજનકર્મ યક્ષ ઉતા વળે પતાવવા લાગ્યો. તેની ત્વરા જોઈ પત્નીએ કહ્યું: 'શા માટે? ચંદ્ર તો આખી રાત રહેવાનો છે.

'પણ હું આખી રાત રહી શકું તેમ નથી. આવ કામ ઉતાવળે કરી તારી સાથે બે ઘડી ચાંદનીમાં બેસી શકું એમ ઇચ્છા થાય છે.' પ્રયત્નપૂર્વક યક્ષે ઉતાવળે વાત કરી.

આઘાત પામી પત્ની પતિ તરફ સ્થિર નેત્રે તાકી રહી. પછી પ્રયત્નથી બોલી : 'સૈન્યનું કે નૃત્યારંભનું કાંઈ કામકાજ—'

'નથી.' યક્ષે કહ્યું. 'કામ બીજું છે. આજે હું પૂર્વ તરફથી આવતો હતો ત્યારે ગજેંદ્રોનું એક જબ્બર ટોળું આ તરફ—સૌગંધિક વન તરફ—ધસ્યે આવતું મેં જોયું છે. સૌગંધિક વનને હાનિ ન થાય, પુષ્પદલનો ઉચ્છેદ ન થાય તે ધ્યાન મારે રાખવાનું છે. ધનપતિની આજ્ઞા છે. એટલે વનની રક્ષા માટે મારે જવું પડશે;

'કમળોની ઇચ્છા અને જળક્રીડા એ ગજેંદ્રોનો નૈસર્ગિક સ્વભાવ છે. એમના સહજ આનંદનો અવરોધ કરવાનું પ્રયોજન!' યક્ષિણી કહેવા ગઈ.

'આવતી કાલે સવારે ધનપતિ શતસહસ્ર સૌગંધિક કમળથી ઈશ્વરનું પૂજન-અર્ચન કરવાના છે. એ નિર્ણય છે એટલે કમળો વિના ચાલે તેમ નથી.'

ઉત્તર સાંભળી કામિની ખંડિતાની પેઠે મૂક બેસી રહી.

'શું વિચાર કરે છે?' યક્ષે તેના શિર પર હાથ ફેરવતાં કહ્યું.

સ્વામીના વક્ષઃસ્થલ પર શિર ટેકવી પત્નીએ કહ્યું: 'કર્તવ્ય અને અકર્તવ્યનો તમે ઝડપથી કેમ નિર્ણય કરી શકો છો! એ વિષે વિચાર કરું છું.'

'આજે નહિ રોકાઉં તેનું દુઃખ થાય છે?' યક્ષે કહ્યું.

'સૌગંધિક વનમાં ગજેંદ્રોનું આગમન નિશ્ચિત નથી. મને એ પ્રશ્ન ભેડે છે કે એક તરફ ઘરની વૃત્તિઓ અને બીજી બાજુ બહારનાં કર્તવ્યો, તેમાં ગૃહને દરેક વખતે અવગણવું એમાં કર્તવ્યપરાયણતાની શી મહત્તા છે? મને એ મહત્તા સમજાઈ નથી.' કહી યક્ષિણી બેઠી થઈ ગઈ.

માનિનીએ મૌન જાળવીને ફરવું એ યક્ષપત્નીને રુચ્યું નહીં કારણકે પતિને જવું હતું. દરમિયાનનો સમય આનંદમાં વિતાવવા તે યત્ન કરવા લાગી.

સહુથી ઉપરના માળે નૃત્યાગારમાં આવતાં પૂર્વ તરફના ઝરુખામાંથી આંગળી ચીંધી યક્ષવધૂએ કહ્યું: 'એ પેલું ઝાંખું દેખાય તે સૌગંધિક વન. મધરાત પછીનો તમારો ચોકીપહેરો હું અહીંથી જોઈશ. જોઈશ કે વારણોનું વારણ કેવુંક થાય છે?'

'તું એ નહીં જુએ એમ મેં કલ્પના જ નથી કરી' યક્ષે કહ્યું. 'પણ હાલ તારી વીણા સાંભળવા ઇચ્છું છું.'

સ્ફટિકમણિના ફલકમાં જળાશયના કમળ જેવો ચંદ્ર પ્રતિબિંબ લેતો હતો. પૂર્વ અને આષાઢીના ફૂલ સમાં તારલાંના પ્રતિબિંબ સ્ફટિકમણિમાં પ્રકાશતાં હતાં.

સ્વર્ગનાં પુષ્પિત તરુવરોમાંથી આછી સુગંધ લઈ પવન ગલગલી કરતો સ્પર્શ કરી સરી જતો. ચંદ્રિકાંનાં સ્નાનને અંગે સૌંદર્યમાં વિશેષતા આવી હતી. કામિની યક્ષપત્ની પોતાની ખંડિત કામનાની વેદના વીણાના તંતુસ્વરમાં લાવવા મથતી હતી.

યક્ષના મનમાં મનોમંથન થતું: 'કર્તવ્યનો નિ[illegible] ખરે જ કોઈ વખત થતો નથી. ગજેંદ્રો આ પ[illegible] આમ જ આવતા હતા. પણ તે વખતે બીજી બ[illegible] વળી જતા હતા. આજે, અહીં જ આવશે એ ન[illegible] નથી. પણ ધનપતિની આજ્ઞા છે. એક તરફ માને[illegible] કર્તવ્ય અને બીજી તરફ રુચિકર કામનાઓ! [illegible] પત્નીને હું આઘાત કરું છું. પણ એ અંગત [illegible] અમારી બે વ્યક્તિની વાત છે. તો પણ વ્યક્તિ[illegible] દુઃખ એ સમષ્ટિમાં અંતર્ગત્ નથી એવો સિદ્ધ[illegible] નથી. હું તજી જાઉં છું એ ક્યારેક કર્તવ્યપરાયણ[illegible] લાગે છે, ક્યારેક મર્યાદા લાગે છે. સ્ત્રીનાં નેત્ર[illegible] સંતોષનો આનંદ જોવા—'

વિચારના વેગને અટકાવી 'હાવ' કહી [illegible] પત્નીના હાથમાંથી વીણા લીધી. વીણા સોંપી [illegible] યક્ષપત્ની પતિના ખોળામાં શિર મૂકી સૂઈ ગ[illegible] ઉપર ચાંદનીની ધવલતા રેલાતી હતી. યક્ષવધૂનાં ન[illegible] યક્ષનાં નયનોમાં સ્થિર ચોટ્યાં હતાં.

'શું જોઈ રહી છે?'

'મને હજુ એમ થાય છે કે-હું કન્યા હતી જે વખતે હું મનગમતા પવનમાં ફૂદતી અને મંદાર વૃક્ષો તળે મંદાકિની નદીની સ્વર્ણ રેતીમાં મ[illegible] સંતાડતી રમતી હતી એ યાદ આવે છે ત્યારે ત[illegible] મને થાય છે કે—' કહી યોષિતા અટકી ગઈ.

'શું થાય છે?' યક્ષે પૂછ્યું.

'તમારો પ્રશ્ન ઉત્તર છે. નહિ તો શું પ્રશ્ન જરૂર છે?' કહી તુરત ભેડીને તેણે ફરી વી[illegible] હાથમાં લીધી.

પત્ની તરફ જોઈ રહેતાં યક્ષને વિચાર ય[illegible] 'સરસ્વતી શરદરૂપિણી કહેવાય છે છતાં તેના અંક[illegible] વીણા મૂકવામાં આવી છે. મનોવેદના જ્યારે સ[illegible] નથી થતી ત્યારે શબ્દ નીકળી શકતો નથી. શ[illegible] નહીં પણ સ્વર તે વખતે અંતરનાદનો વાહક [illegible] તે માટે વીણાનો સ્વીકાર સરસ્વતીએ કર્યો છે. પ[illegible] ગાઈ શકતી નથી પણ આ સ્વરમાં વેદનાનું વદન થ[illegible] છે અને છતાં કંઈ હોય નહીં તેમ ઉલ્લાસથી પ[illegible] જોયા કરે છે!' આ વિચારમાં પ્રહર વહતો જતો હતો.

જવાનો સમય થતો હોવા છતાં યક્ષ બોલ[illegible] શકતો ન હતો. પત્નીનું હર્ષિત વદન મ્લાન થઈ જશે એ કલ્પનાએ તેની હિંમત ઓસરી જતી હતી. [illegible]

શરૂઆતની સ્થિતિ પછી એની મનઃસ્થિતિ વાતાવરણને અંગે બદલાતી ચાલી. પવન, મન, અને રમણીનું એકીકરણ એવી પ્રવૃત્તિથી એ સ્વાસ્થ્ય ગુમાવતો હતો. પત્નીની આતુરતા તેને પણ આતુર બનાવતી હતી. પોતાના કર્તવ્ય પર જવાના ભાનથી થતા ખેદનો ડંખ થતો હતો. અંતે એક નિશ્ચય પર આવવાની તેને જરૂર હતી.

વીણા બાજુ પર મૂકી પત્ની પતિની નજીક આવી. તેની ગ્રીવા ફરતો કર મૂકી યક્ષ તેને જોઈ રહ્યો.

યક્ષવધૂની નજર ઊંચી ન થઈ.

'હું અત્યારે નથી જતો. રોકાઈ જાઉં છું,' કહી યક્ષે પત્નીનાં લોચનો તરફ જોયું. વ્યોમમાંથી એક-ધારી ચંદ્રિકા નીતરતી હતી.

રાત્રિના રમ્ય વિલાસ પછીની ગાઢી શાંતિ સુખ વાતાવરણ ભરી હતી ત્યારે શ્રમહર અશ્રાનુકૂળ પવનની ગતિ એકધરી રહી હતી. અને એ એકધારી ચંદ્રિકા જ્યારે ઓસરવા લાગી અને પૂર્વમાં ઉષાનાં તેજ ધીમેથી ડોકાયાં તે સમયે દૂરથી દોડતો આવી પ્રતિહારી ક્રીડાશૈલ તરફ ધસ્યો. યક્ષદંપતીના એ શયન-સ્થાન તરફ પ્રતિહારીનો પદઘોષ ગાજી ઊઠ્યો: 'દંડનાયક! સ્વામી દંડનાયક!'

ગાઢી ઊંઘમાંથી ઝબકી દંડનાયક ઊભો થયો ત્યાં નીચેથી પ્રતિહારીનો પુનઃશબ્દ સંભળાયો:

'મહારાજ ધનપતિ અત્રે પધારે છે.'

'કેમ' એ પ્રશ્ન પોતે કરે તે પહેલાં જ એ સર્વ પરિસ્થિતિ સમજી ચૂક્યો હતો.

પ્રતિહારીએ કહ્યું: 'સ્વામી, મધરાત પછી ગજેન્દ્રોનું ટોળું સૌગંધિક વનમાં ઊતર્યું હતું. આખું વન—'

'ઓહ્' યક્ષ દિઙ્મૂઢ થઈ ગયો. તેની નજર દૂરથી ઉતાવળે આવતા ધનપતિ કુબેર પર પડી. અવાજથી યક્ષપત્ની જાગી ગઈ. પૂર્વના ઉષાના પ્રકાશ આડે બેઠી થતી યક્ષવધૂ ઝાંખી પ્રકાશતી ચંદ્રરેખા જેમ શોભતી હતી.

સ્વસ્થ થઈ યક્ષ કુબેર તરફ સ્વાગત માટે કદમ માંડી શક્યો નહીં. અલકાધિપતિ ક્રીડાશૈલ પર આવી ઊભા. યક્ષને જોતાં તે સ્થિતિ પામી ગયા. યક્ષની અચેતન સ્થિતિ જોઈ, જરા વાર મૂંગા રહી કુદ્ધસ્વરે કુબેરે કહ્યું: 'અધિકારમાં પ્રમત્ત થનારને—'

'સ્વામીન્' મહા યત્ને અવાજ નીકળ્યો.

'હું આજ્ઞા કરું છું કે તું તારી કાન્તાનો આજથી પ્રારંભ એક વર્ષ સુધી વિરહ ભોગવશે. આ શાપ છે— રામગિરિ-આશ્રમે જવા હું તને આજ્ઞા કરું છું.'

'યક્ષાધિપતિ!' કહેતી યક્ષપત્ની કુબેરના ચરણે ઢળી પડી.

'કર્તવ્યચ્યુતને આ શિક્ષા છે.' કુબેરે કહ્યું.

'આજ્ઞા શિરોવંદ્ય કરી યક્ષ કંઈ કહી શકે તે પહેલાં જ યક્ષનું સમગ્ર શરીર ક્રીડાશૈલ પરથી નીચે ઘસડાયું. પતિને પકડવા પત્નીએ ત્વરિત કર લંબાવ્યા પણ વ્યર્થ, વસ્ત્રસ્પર્શ પણ ન થઈ શક્યો. વેગથી વીંઝાતા પવનના બળથી જેમ બાળ કદલી ઊથલી પડે તેમ આ અચાનક બની જતા વિષમ પ્રસંગથી ઉદ્વિગ્ન બની યક્ષિણી મૂર્છા ખાઈ પુનઃ કુબેરના ચરણ પાસે ઢળી પડી.

કુબેરે હળવેથી પોતાનો પગ યક્ષિણીના શિર પાસેથી ખેસવી લીધો. દૂરના સૌગંધિક વન તરફ દૃષ્ટિ કરી ક્રીડાશૈલ પરથી નીચે ઊતરવું શરૂ કર્યું.

અસ્તવ્યસ્ત વસ્ત્રાવળી અને વીખરાયેલા કચ-વિસ્તારવાળી યક્ષપત્નીનું મૂર્છાધીન મ્લાન વદન ઇંદ્રનીલમણિના ફલક પર વિષમતા દાખવતું હતું.

પશ્ચિમાકાશમાં ઝાંખો બનેલો ચંદ્ર ઊતરતો હતો.



દેશભક્ત ★

# વીર સાવરકર

લેખક રામનારાયણ ના. પાઠક

લગભગ ચાર દાયકા પહેલાં પુના શહેર હિંદસ્વરાજની લડતનું કેંદ્રસ્થાન હતું. રાષ્ટ્રના પ્રખર સુકાની લોકમાન્ય તિલક અને ગોપાળકૃષ્ણ ગોખલે પુનામાંથી સમસ્ત ભારતવર્ષને દોરવણી આપી રહ્યા હતા. પુનાના પ્લેગ કમિશ્નર રેન્ડ સાહેબનું ધોળે દિવસે ભરબજારે ખૂન કરનાર ચાફેકરબંધુઓ હસ્તે મોંએ ફાંસી ચડ્યાની વાતોથી જનસમાજ ખળભળી રહ્યો હતો. બંગભંગના અન્યાયથી ત્રાસી જઈને બંગાળી જુવાનો બ્રિટિશ અમલદારોનાં ખૂન કરવાના પ્રયાસ આદરી સામો ત્રાસ વર્તાવી રહ્યા હતા. એક હાથમાં ગીતા રાખી બીજે હાથે ફાંસીનું દોરડું ગળામાં પરોવનાર સત્તર વર્ષના નવજુવાન ખુદીરામ બોઝને પોતાનો આદર્શ ગણી સેંકડો જુવાનો ઘર છોડી બહાર પડ્યા હતા.

એ જમાનામાં સાવરકરબંધુઓની દેશભક્તિ સુદૃઢ બન્યે જતી હતી. નાનાભાઇ વિનાયક સાવરકર શિવાજી છત્રપતિ અને તાનાજી માલસુરેના પોવાડા રચી આમવર્ગ અને મધ્યમવર્ગને શૂરાતન ચડાવી રહેલા હતા. છાત્રાલયોમાં અને ટેકરીઓ ઉપરની મિજલસોમાં એ કાવ્યોના પડઘા ગાજતા હતા.

ધન્ય શિવાજી તોરણગાજી, ધન્યાદિ તાનાજી;
પ્રેમે આજિ સિંહગડાચા પોવાડા ગાજી,
જી. જી. જી. જી.—જી. જી.

સમૂહમાં સિંધુડા જેવા સૂરે ગવાતાં રણગીતોથી મહારાષ્ટ્રનું વાતાવરણ ધમધમી ઊઠતું. મોટાભાઇ ગણેશ સાવરકર ડૉક્ટર બન્યા અને નાનાભાઇ વિનાયક સાવરકરે બેરિસ્ટર થવા ઇંગ્લાંડ પ્રયાણ કર્યું. ત્યાં અભ્યાસની સાથેસાથ આ પ્રવૃત્તિ ચાલુ રહી. મુક્ત વાતાવરણ અને સ્વદેશાભિમાની બ્રિટિશ પ્રજાનો સ્પર્શ થતાં એ ભાવના તીવ્ર બની. સ્વદેશમાં મોત સામે બાથ ભીડતા બિરાદરોને સાવરકરે સહાય મોકલવાનું શરૂ કર્યું. અભ્યાસ પૂરો થવા આવ્યો. બેરિસ્ટરનો ઝભ્ભો પહેર્યો. એટલામાં તો પુના અને લંડન વચ્ચે તારનાં દોરડાં ઝણઝણી ઊઠ્યાં. છૂપા જાસૂસોએ સાવરકર ફરતી જાળ બિછાવી ગુપ્તમંડળના સભાસદો સાથેના પત્રવ્યવહારનાં અને એને લગતાં થોડાં કાગળિયાં હાથ કર્યાં. અને સ્વદેશ જવાની તૈયાર કરી રહેલા વિનાયકરાવના હાથમાં બ્રિટિશ અમલદારોની હાથકડી પડી ગઇ. તેમને કેદ કરી મુંબઇ લઇ જવા માટે સ્ટીમરમાં ચડાવવામાં આવ્યા. ફરતો પહેરો ગોઠવાયો. સ્ટીમર ભૂમધ્યમાં દાખલ થઇ. ઉતારુઓ ફ્રાંસનો રમણીય કિનારો નીરખી રહ્યા હતા. વિદેશી કેળવણી, વિદેશી પોશાક, વિદેશી ભાષા, વિદેશી અધિકારીથી રંગાયેલા દેશી અમલદારો, ડૉક્ટરો, બારિસ્ટરો, વૈજ્ઞાનિકો, ઇજનેરો, વેપારીઓ સૌ કોઇ પહેલા–બીજા વર્ગના સુશોભિત ચ્વેશમાં લહેરથી ફરી રહ્યા હતા. કેટલાક સહેલાણીઓ વતનના ચકચકિત કઠોડા પકડી ભૂમધ્યમાં ઊછળતાં મોજાંઓ નીરખી રહ્યા હતા. જાણે કે પોતાના સુખસાગરમાં અનવા વિદેશી વાતાવરણે રંગાયેલા જીવનની નવી ભરત ચડવાથી વિવિધ પ્રકારના આનંદની લહરીઓ સૌના ચહેરા ઉપર રમી રહી હતી. એવામાં એકાએક બે–ચાર બ્રિટિશ સોલ્જરોની બૂમ પડી. 'કેદી નાઠો, કેદી નાઠો' વીસલ ઉપર વીસલ વાગવા માંડી જોતજોતામાં સ્ટીમર કિનારા તરફ વળી. ઉતારુઓ બહાવરા બનીને દરિયામ જોવા લાગ્યા. તેમણે જોયું તો—

પાયખાનાની બારીમાંથી કૂદી પડેલો કેદી મગરની માફક શેલારા મારતો કિનારા તરફ ઝપાટાબંધ જઇ રહ્યો હતો. પાછળ પડેલા સોલ્જરો શિકારને પકડવા હાથ મારી રહ્યા હતા. કોઇ સિદ્ધહસ્ત તારાની અદાથી યુવાન સાવરકર તીરવેગે તર્યે જતા હતા. પાછું વાળીને જોવાની કે શ્વાસ લેવાની ઈચ્છા કે અવકાશ તેને ન હતાં. જોતજોતામાં સ્ટીમરના ઉતારુઓના સાનંદાશ્ચર્ય વચ્ચે એ વીર નર કિનારે જઇ પહોંચ્યો. કાંઠે જઇને ઊભાં ન રહેતાં એણે દોટમૂકી. ફ્રાંસની ભૂમિ પર પગ મૂકયા પછી તેને ગિરફતાર કરવાની બ્રિટિશ અમલદારોની તાકાત નથી એમ એને ખાતરી હતી. કાયદેસર રીતે હવે ફ્રાંસ સરકારની રજા વિના તેને કોઇ પકડી ન શકે એવા કાયદાના જ્ઞાનથી તેણે છુટકારનો દમ ખેંચ્યો. અને નજીકના પોલીસ સ્ટેશને જઈને પોતાની વાત જાહેર કરી.

પાછળ પડેલા બ્રિટિશ સોલ્જરોએ એની માગણી કરી. થોડી રકઝક પછી કાયદાને નેવે મૂકનાર સામ્રાજ્યવાદી શાસનનો વિજય થયો. કેદી વગર કામ ચલાવ્યે સુપરત થયો એને ફરી પાછો સ્ટીમરમાં ચડાવવામાં આવ્યો. લોખંડી બેડીઓ અને મજબૂત પહેરા વચ્ચે એને મુંબઇ પહોંચતો કર્યો.

ફ્રાંસની સરકારે અન્યાયથી સોંપેલા સવરકરની વતી હિંદી આગેવાનો અને ધારાશાસ્ત્રીઓએ જગતના ન્યાયાધીશો સમક્ષ વિરોધ જાહેર કર્યો. પણ એનું કશુ પરિણામ ન આવ્યું. સાવરકરે પોતે જ્વલંત નિવેદન કરી મજબૂત બચાવ કર્યો પણ તેની કશી અસર ન થઈ. આખરે અનેક કાવતરાંઓમાં ભાગ લેવા બદલ સાવરકરને બધી મળીને બાવન વર્ષની સજા થઈ. એ કેસના જ અનુસંધાનમાં તેમના મોટા ભાઇ ડૉ. સાવરકરને પણ કેદ કર્યા અને દસ વર્ષની સજા કરી બન્નેને કાળાપાણીએ મોકલી આપ્યા. હિંદભરમાં મોટો ખળભળાટ મચ્યો. છાપાંની કટારો અને આગેવાનોની જીભે સાવરકરબંધુનાં નામ એકી અવાજે પોકારાઇ રહ્યાં. ગંજાવર સભાઓના મંચ ઉપર કદી નહિ દેખાયેલા આ બંને દેશભક્તોનાં નામ એમના આપભોગથી હિંદ-મશહૂર બન્યાં. સ્વાર્પણને પૂજનાર જનસમાજ

સ્વયંપ્રેરણાથી સાવરકરબંધુનાં ગુણગાન ગાવા લાગ્યા. બ્રિટિશ સરકારે કરેલા ઘોર અન્યાયથી દેશભરમાં ક્રાંતિની જ્વાળા બમણા વેગથી સળગી ઊઠી.

બીજી બાજુ મદ્રાસ અને કલકત્તાથી સાતસો માઇલ દૂર સાગર વચ્ચે આવેલા આંદામાન બેટમાં આખી જિંદગી ગાળવા સાવરકર આવી પહોંચ્યા. આંદામાન એ પૃથ્વી પરનું દોજખ હતું. રાક્ષસી બળથી માનવતાને છૂંદી નાખવાના ભયંકર કારખાના જેવું આંદામાનનું કારાગાર હતું. દેશપ્રેમ, સ્વતંત્રતા, સ્વાભિમાન, મનુષ્યત્વ વગેરે ગુણોને ગુલામ દેશમાં સજીવ રાખવાના ગુના બદલ સેંકડો ચારિત્ર્યવાન, દેશભક્તોને પોતાના સ્વજન અને પોતાની પ્યારી માતૃભૂમિથી વિખૂટા પાડીને ત્યાં પૂરવામાં આવ્યા હતા.

વીર વિનાયકરાવે એ અમાનુષી સ્થળે માનવતાની રક્ષા કરવાનું બીડું ઝડપ્યું. ગોરા અમલદારોની ચશમપોશીથી ક્રમશઃ હિંદુ યુવાનો પર થતા વોર્ડરોના અનાચારો જોઇ તેમનું હિંદુત્વ ચમકી ઊઠ્યું. આંદામાનની અંધારી કોટડીમાં તેમણે હિંદુત્વના રક્ષણનું કંકણ બાંધ્યું. તેઓ મૃત્યુના મોંમાં હાથ ઘાલવા જેટલી ઉગ્ર લડતો આંદામાનમાં લડ્યા. માસ બે માસ નહિ, વરસ બે વરસ નહીં પણ ચૌદ ચૌદ વર્ષ સુધી અવિરતપણે એ લડત ચાલુ રહી. તેઓ શુદ્ધ કુંદન રૂપે પ્રકાશી ઊઠ્યા. મિત્રોના અને કેદીઓના પ્રીતિભાજન તો બન્યા જ પણ ગોરા અધિકારીઓ પણ એમની બહાદુરી અને સ્વદેશપ્રીતિ પર આફરીન બન્યા.

ડૉ. સાવરકર ગંભીર માંદગીમાં સપડાયા. છેક મૃત્યુની સમીપ પહોંચ્યા ત્યારે તેઓ છૂટીને ઘેર આવ્યા. તેમણે આવ્યા ત્યારથી જ નાનાભાઇના છુટકારા માટે પ્રયત્ન શરૂ કર્યા. પણ સરકાર મક્કમ હતી. ડૉ. સાવરકર સરકારને મન વિનીતવિચારના બન્યા હતા. જોકે ગયે અઠવાડિયે જ થયેલા તેમના અવસાન સુધી ડૉ. સાવરકરે પોતાની રીતે સ્વદેશસેવા ચાલુ રાખી હતી પરંતુ સરકારને ચોપડે તેઓ 'નરમ વિચારના બની ગયા હતા.

બેરિસ્ટર સાવરકરની મુક્તિ માટે પ્રયત્ન સતત ચાલુ હતા. ૧૯૨૧નું અસહકારનું આંદોલન દેશભરમાં ચાલી રહ્યું હતું. મહાત્મા ગાંધીજીની અહિંસાત્મક અસહકારની ચળવળમાં ક્રાંતિની હિંસક ચળવળ મંદ પડી ગઇ હતી. અન્ય આગેવાનોની પેઠે પોતાની અનોખી ઢબે મહાત્માજીએ દેશભક્ત સાવરકરના છુટકારાની માગણી સરકાર સમક્ષ રજૂ કરી હતી. અનેકોના શુભ પ્રયાસને પરિણામે ચૌદ ચૌદ વર્ષનો કારાવાસ વેઠી વીર છૂટીને સ્વદેશ આવ્યા. સાવરકરને રત્નાગિરિ લાવ્યા તો ખરા પણ એનો સિંહ જેવો સીનો, એની તેજસ્વી વાણીથી સરકાર હજી ડરતી હતી. સાવરકરને તેમના પોતાના ગિરિમાં નજરકેદ રાખ્યા. સવારે દેવમંદિરે અને સાંજે ફરવા જવાની છૂટ આપી. સામાજિક કાર્યો કરવાની પણ છૂટ બક્ષવામાં આવી.

પરંતુ એ સામાજિક કાર્ય પણ કેવા જુસ્સાથી ચાલતું હતું! ચૌદ વર્ષના કાળાપાણીની કે બરફવાનીમાં સ્વજન અને સ્વદેશથી એટલો લાંબો કાળ વિખૂટા પડ્યાની ઘણી ઓછી અસર તેમના ઉપર થઈ હતી. એ એમના અંતરમાં ધબૂકતી આગની સ્પષ્ટ નિશાની હતી. એ વસ્તુનો પ્રત્યક્ષ પરિચય મેળવવાનું સદ્ભાગ્ય લેખકને પ્રાપ્ત થયું હતું. દશ વર્ષને ગાળે થયેલા બે અનુભવો રજૂ કરી આ વાર્તાલેખ પૂરો કરશું.

દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનના પાંચ વિદ્યાર્થીઓ તથા એક શિક્ષકબંધુ સાથે અમે દક્ષિણના પ્રવાસે નીકળ્યા હતા. દેશભક્તો–જનની રત્નપ્રસવા રત્નાગિરિમાં અમે વીર સાવરકરની મુલાકાત યોજી. ૧૯૨૫ ની સાલ હતી. એક અંધારા ઓરડામાં થઈને અંદરના ખંડમાં સૌને લઈ જવામાં આવ્યા. ઉઘાડે માથે, સોનેરી ફ્રેમનાં ચશ્માં પહેરી બેઠા પાટના, સુદૃઢ બાંધાના, ગૌરવવર્ણ સાવરકર સામે ટેબલ પર કાગળની થપ્પી રાખીને લખી રહ્યા હતા. અમે દૂરથી માથું નમાવી, હાથ જોડી નમન કર્યું. નમસ્કાર ઝીલી, સૌમ્ય મુદ્રા ધારણ કરી સહેજ સ્મિત સાથે તેમણે અમને આવકાર આપ્યો. પ્રવાસના કુશળ સમાચાર તથા ટૂંક પરિચયના પ્રશ્નો પછી તેમણે અમને પૂછ્યું: 'લાઠીના દાવ શીખો છો કે?'

'જીહા.' એક ઉત્સાહી વિદ્યાર્થી બોલી ઊઠ્યો.

'આત્મરક્ષા કરી શકે તે જ સ્વદેશરક્ષણ કરી શકશે એમ હું માનું છું.'

અમે મૂંગા રહ્યા. થોડી વારે અમારામાંના એકે પ્રશ્ન પૂછ્યો: 'આપ શું લખી રહ્યા છો?'

'હિંદુસંગઠનની યોજના તૈયાર કરી રહ્યો છું.'

'આ જમાનામાં આવાં કોમી સંગઠન રાષ્ટ્રહિતનાં વિરોધી નથી?' શિક્ષકબંધુએ સવાલ પૂછ્યો.

'ના. બિલકુલ નહીં' હુંકાર કરતા હોય તેમ તેઓ ગર્જી ઊઠ્યા. 'હિંદુઓએ કાયરતા છોડી બહાદુર બનવું જોઈએ. પોતાના પાડોશીઓના ડરથી નહીં પણ પોતાના પાડોશીને આનંદ થાય એવી વીરતા અને સંગઠનશક્તિ પ્રાપ્ત કરવી જ જોઈએ. હિંદુ–મુસ્લિમ હુલ્લડો અટકાવવાનો અને પરદેશીઓનાં આક્રમણો હંમેશને માટે બંધ કરવાનો એ જ એક માર્ગ છે...'

અમે સાંભળતા હતા અને હિમાલયથી નીકળતી ગંગાની પેઠે તેમનો અસ્ખલિત વાણીપ્રવાહ ચાલતો હતો. પાએક કલાકે તેમણે નમસ્કાર કર્યા અને અમે ઊભા થઇને

સાંજે રત્નાગિરિ શહેર જોવા અમે નીકળ્યા. બ્રહ્મદેશના થીબો રાજાને કેદ રાખેલા તે મહેલ જોઇને પાછા વળતાં કોઇએ એકાએક ધ્યાન ખેંચ્યું: 'જુઓ સામેથી વીર સાવરકર આવે.'

અમે જોઇ રહ્યા. ટટ્ટાર ચાલે, ઝપાટાબંધ તેઓ ચાલ્યા આવતા હતા. માર્ગમાં મળતા શિક્ષિત-અશિક્ષિત સૌ કોઈ તેમના તરફ માનભેરી નજરે જોઇ રહેતા. તેઓ પસાર થયા બાદ એક જણે અમે સાંભળીએ તેમ કહ્યું, 'આ સાવરકરથી સરકાર બહુ ડરે છે. અત્યારના સમયે આ સડકે કોઈ ગોરો કે દેશી અમલદાર ભૂલેચૂકયે ફરવા નીકળતો નથી.'

વાત સાચી હોય કે દંતકથા હોય પણ સાવરકરનું નામ દેશીવિદેશી અમલદારો માટે એ જમાનામાં ભયરૂપ તો હતું જ.

ત્યાર બાદ અગિયાર વર્ષે ૧૯૩૬માં એ જ ઘરમાં તેમનાં દર્શન થયાં. અગિયાર વર્ષ પછી પણ એ જ જુસ્સો, એ જ તેજસ્વી વાણી, એ જ પ્રભાવ, અસ્પૃશ્યતા-નિવારણની વાત નીકળતાં તેઓએ કહ્યું: 'આ અમારું શહેર જૂન-વાણી છે. સનાતનીઓનું ધામ છે. પરંતુ બ્રાહ્મણોના ઇષ્ટદેવના દત્તમંદિરમાં દરવાજાની અંદર એક બાજુ રસોડાળની ઓરડી છે અને બીજી બાજુ ભંગીની છે. દર અઠવાડિયે મંદિરમાં સહભોજન-ઉપાહાર લેવાય છે. તેમાં મંદિરનો ભંગી સાથે હોય છે. અમારી અસ્પૃશ્યતા-નિવારણની રીત તમારાથી જુદી છે, દૃષ્ટિ જુદી છે. પણ તેનો પ્રસાર ઝડપી અને કાયમી છે.' હવે તેમને રત્નાગિરિ જિલ્લાની બહાર જવાની પણ છૂટ થયેલી હતી. હિંદુ-મહાસભા અને હિંદુસંગઠનનો ઝંડો તેમણે ઉઠાવ્યો હતો. એ કાર્યમાં તેમની તલ્લીનતા અને તેને માટે ગમે તે ભોગ આપવાની તત્પરતા તેમના શબ્દે શબ્દે દેખાઈ આવતી હતી. સાથોસાથ તેમાં ધર્મઝનૂન સ્પષ્ટ દેખાતું હતું. સાંપ્રદાયિકતા પણ સહેજે જણાઈ આવતી હતી. મારાં પત્નીના કપાળમાં ચાંદલો ન જોતાં તરત પોતે ઊઠયા અને બોલ્યા, 'ચલિયે, આઈએ, મેરી પત્નીકા પરિચય કીજીએ' આમ બોલી નીચેના ઓરડામાં તેમને લઈ ગયા ત્યાં સામસામો પરિચય અને કપાળમાં ચાંદલો કરાવી ઉપર લઈ આવ્યા અને પછી આગ્રહપૂર્વક કહ્યું, 'સૌભાગ્યના ચિહ્ન વિનાની હિંદુનારી અપવિત્ર ગણાય સમજ્યા કે?' અમે રજા લીધી ત્યારે પણ એ જ વસ્તુ પર તેમણે ફરી ભાર મૂક્યો. 'હિંદુઓએ નામશેષ ન થવું હોય તો સંગઠિત થયે જ છૂટકો છે'

બહાર નીકળતાં એક મિત્ર મળ્યા તેમણે એની એ વાત જુદા શબ્દોમાં કહી. 'તાત્યાસાહેબ (સાવરકર) જ્યારે દત્તમંદિરમાં વ્યાખ્યાન આપે છે ત્યારે જ્યારે જોઇની જામે છે. તેમનું સઘળું ધ્યાન આજકાલ હિંદુસંગઠન ઉપર જ એકાગ્ર થયેલું છે.'

તેમનાં લખાણોમાં પણ એ જ વસ્તુ દેખાય છે. તેમ લખેલી 'મારી જન્મટીપ' એક રોમાંચક આત્મકથા છે પરંતુ તેમાં યે તેમની વીરતા, દેશપ્રેમ, તીવ્રબુદ્ધિ સ હિંદુત્વની ભાવના સ્પષ્ટ દેખાય છે.

છેલ્લાં દસેક વર્ષથી તો તેઓ હિંદુમહાસભાના મુ આગેવાન બની રહ્યા છે. તેમનો બોલ છેલ્લો ગણાય ડૉ. મુંજે, ડૉ. શ્યામપ્રસાદ મુખર્જી, ભાઈ પરમાનંદ વ હિંદુ આગેવાનો તેમને આગ્રહપૂર્વક મહાસભાના પ્રમુ પદે સ્થાપી રહ્યા છે.

આજે જ્યારે સામ્યવાદ, સમાજવાદ અને સર્વોદય ભાવના જગતભરમાં ફેલાઈ રહી છે ત્યારે માત્ર હિ સંગઠનમાં સંકુચિતતા લાગે છે છતાં જેણે પોતાની યુવા પોતાની પ્રૌઢાવસ્થા, પોતાની જિંદગીનાં કીમતીમાં કીમ ત્રીસ-ચાલીસ વર્ષ સ્વદેશસેવામાં અવિચ્છિન્ન પણે અર્પ કર્યાં છે તેની દેશભક્તિ, તેની વીરતા, તેની ત્યાગભાવ સર્વ કાળે અને સર્વ સ્થળે પ્રશંસનીય છે, વંદનીય

# ક્રાઈસ્ટ અને જુડાસ

**જે થવું હોય તે માણસ પોતે બની શકે છે.**

લેખક
**મનોગમ**

**એ**ક વૃદ્ધ પાદરીએ કહેલી આ વાત સૈકાઓ પહેલાંની છે. એ જમાનો એવો હતો કે ઘણાં માણસો પોતાનું જીવન ધર્મ માટે અર્પી દેતાં. ચિત્રકાર હોય, શિલ્પી હોય, વિદ્વાન હોય કે કડિયો–સુતાર હોય; પોતપોતાનાં કળા–કૌશલ્ય ધર્મના કામમાં બતાવવામાં હંમેશાં તત્પર રહેતા. ક્રિશ્ચન ચર્ચ (દેવળ) આવા એકનિષ્ઠ માણસોથી પોષાએલું અને રક્ષાએલું પ્રતિષ્ઠા મેળવતું હતું.

એવા કાળમાં ઈટલીના ફ્લોરેન્સ નામના શહેરમાં એક નવું ચર્ચ બંધાવવામાં આવ્યું. એ ચર્ચની અંદરના ભાગમાં ચિત્રો દોરી આપવાનું કામ એ શહેરના તે વખતના મહાન ચિત્રકારે હાથ ધર્યું. પોતાનું સર્વ કળા–કૌશલ્ય આ ચર્ચમાં ચિત્રમાળા દોરીને બતાવી આપવા અને એ રીતે ચર્ચની સેવા કરવા તે તત્પર થયો. એ ચિત્રો ક્રાઈસ્ટનાં જીવનને અનુલક્ષીને દોરવાનાં હતાં. ક્રાઈસ્ટના જીવનના જુદા જુદા પ્રસંગોનાં જુદાં જુદાં ચિત્રો ખૂબ કાળજીપૂર્વક અને ખંતથી એ ચિત્રકાર દોરતો હતો. આમ ને આમ ઘણો સમય ચાલ્યો ગયો. અને ચિત્રમાળા લગભગ પૂરી થવા આવી. માત્ર બે મહત્ત્વનાં ચિત્રો આ અપૂર્વ માળામાં બાકી રહ્યાં હતાં. એક ક્રાઈસ્ટ ૧૦–૧૨ વર્ષની વયના હતા તે ચિત્ર અને બીજું જુડાસ ઈસ્કેરીઓટનું કે જેને અંગે ક્રાઈસ્ટને વધસ્તંભે જવું પડ્યું હતું. આ બન્ને ચિત્રો દોરવાને માટે ચિત્રકારને બે જીવંત નમૂના જોઈતા હતા. તેણે ઘણી તપાસ કરી પણ મનમાન્યા નમૂના તે મેળવી શક્યો નહીં.

એક વખત એ ચિત્રકાર કંઈક કારણે રોમ ગએલો. ત્યાંથી ફ્લોરેન્સ પાછા વળતાં રસ્તામાં એક ગામના પાદરમાં એક રબારી ઘેટાંનું ટોળું લઈ ને જતો હતો. અને તેની પાછળ બે–ત્રણ છોકરાઓ રમતા–કૂદતા ચાલ્યા જતા હતા. તે તેની દૃષ્ટિએ પડ્યા. છોકરાઓના હાથમાં વગડાઉ ફૂલઝાડની ડાળીઓ હતી. આમાંથી એક છોકરા પર ચિત્રકારની નજર ઠરી. એ છોકરાની ઉંમર ૧૦–૧૨ વર્ષની લાગતી હતી. છોકરો ધૂળથી ખરડાએલો, મેલો અને અસ્તવ્યસ્ત વાળવાળો હતો. પણ ચિત્રકારની કલ્પનામાં એ છોકરો વસી ગયો. એની આંખમાં દૈવી તેજ હતું, મુખમાં સૌમ્યતા હતી. ચાલવા તથા ઊભા રહેવામાં ડહાપણની છટા હતી. જાણે એ ક્રાઈસ્ટનો પ્રત્યક્ષ નમૂનો હતો.

ક્રાઈસ્ટનું ચિત્ર દોરવામાં છોકરો ઉપયોગી થશે તેમ લાગતાં ચિત્રકારે એ છોકરાને સમજાવી પોતાની સાથે લીધો. ફ્લોરેન્સના ચર્ચમાં ફરીને અધૂરાં રહેલાં એ ચિત્રોમાંનું એક ચિત્ર દોરવા લાગ્યો. છોકરો કહ્યાગરો હતો. ચિત્રકારના કહ્યા મુજબ એ સ્થિર બેઠો રહેતો. ચિત્રકારે ક્રાઈસ્ટનું એ ચિત્ર પૂરું કર્યું. છોકરાએ જે સ્વસ્થતા બતાવી તેથી તે ખૂબ રાજી થયો. તેમાં વળી ચિત્ર ઘણું સારું દોરી શકાયું તેથી અધિક સંતોષ પામી ચિત્રકારે છોકરાને થોડું ઈનામ આપ્યું અને કહ્યું: 'જો કોઈ વખત કામ પડે તો જરૂર અહીં આવજે. તું મને ખૂબ વહાલો છે.'

ચિત્રકાર સામે આનંદ અને આભારભરી નજર ફેંકી છોકરો ચાલ્યો ગયો.

પોતાનું મનધાર્યું એક ચિત્ર પૂરું થયું તેથી ચિત્રકારને ઘણો આનંદ થયો. આ સફળતા મળવામાં સહાયરૂપ પેલો નિર્દોષ ચહેરાવાળો છોકરો તેને યાદ આવ્યા કરતો હતો. મિલનસાર, આનંદી, નિર્દોષ સ્વભાવવાળા એ છોકરાએ ચિત્રકારના એકલ જીવનમાં આવી ચિત્રકારના હૃદયમાં સ્થાન મેળવી લીધું હતું.

પણ ચિત્રકારનું ભગીરથ કાર્ય હજુ પૂર્ણ થયું ન હતું. હજુ એક ચિત્ર બાકી રહ્યું હતું. એને અંગે તો તેનું કામ અધૂરું રહી ગયું હતું. જુડાસ માટે જોઈએ તેનો નમૂનો હજુ મળ્યો ન હતો. એ નમૂનો મેળવવા ચિત્રકારે અથાગ પ્રયત્ન કર્યો. આખા યુરોપમાં એણે જાતે મુસાફરી કરીને પોતાને જોઈતા નમૂનાની માગણી કરી. જેના પર પસંદગી ઊતરશે તેને પોતે ઈનામ આપશે એવી જાહેરાત પણ કરી. આ જાહેરાતને અંગે ઘણાં માણસો પોતાની જાતને બેડોળ કલ્પી ઈનામ મેળવવા ચિત્રકાર પાસે પસંદગીમાં ચૂંટાવા આવવા લાગ્યા. પણ આ ચિત્રકારનું મન કોઈને જોઈને ઠર્યું નહીં. દિવસ પછી દિવસ, માસ પછી માસ, એમ વર્ષ પછી વર્ષ જતાં પંદર–વીશ વર્ષ ચાલ્યાં ગયાં. અંતે નિરાશ થઈને તે પોતાને ગામ પાછો ચાલ્યો આવ્યો. રોજ ચર્ચમાં જઈને પોતાનાં ચિત્રો જુએ અને એક રહી ગએલા ચિત્ર માટે અફસોસ કરીને તે પાછો ફરે. ચિત્રો ઘણાં સારાં થયાં હોવા છતાં તેને આનંદ

થતો ન હતો. પોતાની જિંદગીના મહત્ કાર્યમાં એક ઊણપ રહી ગઈ એ વાત તેને હર ઘડીએ ડંખતી હતી.

એક મોડી રાત્રે બેઠો બેઠો ચિત્રકાર બાઈબલ વાંચતો હતો. એકાંત જીવન અને વધેલી વય; એમાં આ બાઈબલનો અભ્યાસ અને રાત સમયની નીરવતામાં ચિત્રકાર ધર્મનિષ્ટ પાદરી જેવો જ લાગતો હતો. ધીમે ધીમે તે વાંચતો હતો. ત્યાં એકાએક તેનાં બારણાં કોઈએ જોરથી ખખડાવ્યાં અને બૂમ મારી.

ચિત્રકારે આશ્ચર્ય પામી બારણું ઉઘાડ્યું તો એક યુવાન તેના પગ આગળ લથડી પડયો. તેના એક હાથમાં દારૂનો ખાલી બાટલો હતો. તેના શરીરમાં શિથિલતા હતી, અસ્વસ્થ પોઘરા અવાજમાં કંપ હતો. તે બેભાન જેવી સ્થિતિમાં બોલતો હતો: 'દારૂ લાવો. પૈસા લાવો. દારૂ લાવો.'

વૃદ્ધ ચિત્રકારે હાથ આપીને એ જુવાનને બેઠો કર્યો અને તેનું મોઢું જોતાં ચિત્રકારની નજર થંભી ગઈ. ઘણાં વર્ષોથી એ જેની શોધ કરતો હતો તે જુડાસના નમૂના માટે તેને આ યુવાન યોગ્ય લાગ્યો. એના મોઢા પર હરામખોરીની છાયા હતી. એના હોઠમાં લોલુપતા હતી. આંખમાં શઠતા હતી. કપાળમાં નિર્દયતા હતી. ગરદન પર વાસના હતી. શૈતાનનો એ જીવંત નમૂનો હતો.

પોતાના અંતિમ ચિત્રકાર્યમાં આ માણસ ખૂબ મદદરૂપ થઈ પડશે એમ લાગતાં તેણે કહ્યું: 'તું માગ તેટલો દારૂ આપીશ પણ તારે મારું કહ્યું કરવું પડશે.'

'બોલો. કહો તે કરીશ.'

'તારું હું ચિત્ર દોરું ત્યાં સુધી તારે અહીં બેસવું પડશે.'

'બેસીશ, જરૂર બેસીશ. દારૂ લાવો.'

ચિત્રકારે બીજે દિવસથી આ જુવાનને ચર્ચમાં લઈ જઈને ત્યાં બેસારી અધૂરું મૂકેલું કામ પંદરવીશ વર્ષે ખૂબ ઉત્સાહ અને ચીવટથી શરૂ કર્યું. જુવાન સ્થિર બેઠો રહેતો અને ચિત્રકાર ચિત્ર દોર્યે જતો હતો. એક દિવસ આ જુવાનની નજર ચિત્રકાર જે ચિત્ર દોરતો હતો તેના પર પડી. પોતાને નમૂના તરીકે રાખી ચિત્રકાર જુડાસનું ચિત્ર દોરીને તે પૂરું કરવા આવ્યો છે જોઈને જુવાન ક્ષોભથી સંકોચ પામી જુડાસના ચિત્ર તરફ તાકી રહ્યો.

તેને આમ વ્યગ્ર થએલો જોઈને ચિત્રકારે પૂ
'કેમ તને શું થાય છે? તું શું જોઈ રહ્યો છે

પેલા જુવાને ચિત્રકાર તરફ આજિજીભરી કરી અને પ્રયત્નથી બોલ્યો: 'તો શું બાપા, તમે મ ઓળખ્યો નથી? હું એ જ છોકરો છું કે જેને તરીકે બેસારીને આપે વર્ષો અગાઉ ક્રાઈસ્ટનું દોર્યું હતું!' કહી યુવાને પોતાના બન્ને હાથમાં ઢાંકી દીધું. એ રડી પડ્યો.

પીછી એક બાજુ મૂકી ચિત્રકારે જુવાનના પર હાથ ફેરવ્યો.

જુવાને ડૂસકું દબાવતાં કહ્યું: 'ઓહ, કેવો ફાર! શું સ્થિતિ!'

'બેટા,' ધર્મભક્ત ચિત્રકારે કહ્યું: 'તું તે જ દિવસે સમજી ગયો હોત કે ક્રાઈસ્ટની લા તારામાં છે તો આજે જે તું થઈ ગયો છે તે થયો હોત. ક્રાઇસ્ટ કે જુડાસ જે થવું હો માણસ પોતે બની શકે છે. પ્રયત્નને કે ક નની કરણીને કોઈ મર્યાદા નથી. હજુ યે ક્રાઈ દયા તારા પર છે. કે જે તને પશ્ચાતાપ કરાવે

'મને બચાવો.' જુવાને કહ્યું.

'બચવું તારા હાથમાં છે. બેઠો થા.' ચિત્રકારે જુવાનને હાથ આપી બેઠો કર્યો.

એ ચિત્રના સમાપ્તિકાળે ચિત્રકારને સંતોષ થયો. [સ



# દેવ અને દાનવ

મધુકૈટભ તો ચારે તરફ ઘૂમી વળ્યા, પણ કોણ ગાતું હતું એનો પત્તો જ ન મળ્યો. રખડી રખડીને પોતાના કોતરમાં પાછા આવ્યા. જુએ તો વેદનાં પુસ્તકો ગુમ.

બન્ને વિચારમાં પડી ગયા, 'એલા આપણાં પુસ્તકો ક્યાં?'

મધુ કહે: 'નક્કી કોઈક ઉપાડી ગયું.'

કૈટભ કહે: 'મને શંકા જ હતી. એ ગાનનો અવાજ જ બનાવટી હતો. કોઈક આપણને આબાદ છેતરી ગયું.'

મધુ કહે: 'પણ એ જઈ જઈને ક્યાં જવાનો હતો? આપણે કાંઈ તેને છોડવાના હતા? હમણાં જ પકડી પાડશું.'

બન્ને દાનવો તાબડતોબ ઊપડ્યા. શોધતા શોધતા તેઓ નારાયણ પાસે પહોંચ્યા. નારાયણ તો ઘસઘસાટ ઊંઘે. ઊંચે કમળના ફૂલ ઉપર જોયું. બ્રહ્માજી પણ સમાધિમાં પડેલા. આમતેમ ચારે બાજુ જોયું પણ પુસ્તકો ક્યાંય જોયાં નહિ.

મધુએ કહ્યું: 'આ બેટો ઘોળિયો જ વેદ ઉપાડી લાવ્યો છે. ક્યાંક આઘાપાછાં કરી દઈને ઢોંગ કરવા લાગ્યો છે.'

કૈટભને તો એટલી જ જરૂર હતી. એણે તો નારાયણને હડદોલીને કહ્યું: 'ઊઠ એય ઘોળિયા! ચોપડીઓ ચોરી લાવ્યો છે તે.'

નારાયણ તો હલે કે ચલે. ઘસઘસાટ નસકોરાં બોલ્યે જાય.

મધુ કહે: 'મારો બેટો કાંઈ ઢોંગ કરે છે? પણ ખબર નથી કાકા આવી પહોંચ્યા છે.'

બન્નેએ ગદા ઊંચી કરી. નારાયણ ઉપર ઘા કરે એટલી જ વાર હતી. ત્યાં તો નારાયણની આંખો ઊઘડી ગઈ. જોયું તો સામે મધુ અને કૈટભ ગદા ઊંચકીને ઊભા છે. નારાયણ કાંઈ એમ બી જાય તેવા ન હતા. તેમણે કડકીને પૂછ્યું: 'કેમ અહયા શું છે?'

'ઓલી ચોપડીઓ ઉપાડી લાવ્યો છે તે આપી દે.' મધુએ કહ્યું.

'ચોપડીઓ કેવી ને વાત કેવી? ચાલ્યા જાઓ.'

'એમ એ બેટો માનવાનો છે? એને તો પાંસરો જ કરવો જોશે.' કૈટભે ગદા ઊંચી કરી. નારાયણ એકદમ ઊભા થઈ ગયા. 'લડાઈ કરવી છે? તો આવી જાઓ.'

પછી તો બન્ને દાનવો અને નારાયણ વચ્ચે ઘમસાણની લડાઈ મચી. ઘડીકમાં નારાયણ ગડથોલાં ખાઈ જાય તો ઘડીકમાં દાનવો પાણીમાં ગરક થઈ જાય. ધમાધમ, ધમાધમ, ધમાધમ. રાક્ષસો ઘણું જોર પછાડે, પણ નારાયણના બળ પાસે એમનું કાંઈ ચાલે નહિ. ઘડીના છઠ્ઠા ભાગમાં નારાયણે બન્નેને ધૂળ ચાટતા કરી દીધા.

પાણીનાં ટીપાંની રમત પૂરી થઈ ગઈ. પાણીનાં ટીપાં પાછાં પાણીમાં સમાઈ ગયાં અને નારાયણ પાછા ઘસઘસાટ ઊંઘવા લાગ્યા.

બ્રહ્માજીની સમાધિ તૂટી. જોયું તો કાંઈક ઉલ્કાપાત મચી ગયો છે એમ લાગ્યું. શું ઉલ્કાપાત મચી ગયો છે એની કાંઈ ખબર પડી નહિ. પરંતુ વેદનાં પુસ્તકો પાછાં મળી ગયાં હતાં. બ્રહ્માજીએ હવે સંસાર-ઘડતરની તાબડતોબ શરૂઆત કરી દીધી.

પણ તે પહેલાંથી દેવો અને દાનવો વચ્ચેના વેરઝેરની પણ આ રીતે શરૂઆત થઈ ચૂકી હતી.

## સુંદ ઉપસુંદ

પછી તો બ્રહ્માજીનું ઘડતર ચાલ્યું. કશ્યપની પત્ની અદિતિને પેટે બાર આદિત્યોનો જન્મ થયો. ધાતા, મિત્ર, અર્યમા, શક્ર, વરુણ,

અંશ, ભગ, વિવસ્વાન, પૂષા, સવિતા, ત્વષ્ટા, વિષ્ણુ એ નામે એ ઓળખાયા, એ બધા દેવો કહેવાયા. કશ્યપપત્ની દિતિને પેટે હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુનો જન્મ થયો. એ દાનવો કહેવાયા.

દેવો અને દાનવો વચ્ચે બરાબરની જાદવાસ્થળી મચી. હિરણ્યાક્ષને ભગવાને વરાહનું રૂપ લઈ માર્યો અને હિરણ્યકશિપુને નૃસિંહરૂપ લઈને માર્યો.

હિરણ્યકશિપુના વંશમાં સુંદ અને ઉપસુંદ નામના બે બળવાન દાનવો પેદા થયા. એમના બાપદાદાને દેવોએ માર્યા હતા એ વાત જાણી ત્યારથી જ દેવો ઉપર એમને પૂરી દાઝ. ક્યારે લાગ આવે અને ક્યારે વેર લઈએ એવી જ એમને ધૂન પણ બન્ને બહુ પહોંચેલા. એમ ઉતાવળે બાખડી પડે એવા ન હતા. એમણે તો નક્કી કર્યું કે પહેલાં બ્રહ્માજીને પ્રસન્ન કરી વરદાન મેળવી લેવું. પછી જ દેવો સામે લડાઈ જાહેર કરવી. એ તો ઊપડ્યા વિંધ્ય પર્વતે. મંડ્યા તપ કરવા. એવું ઘોર તપ આદરી દીધું કે દેવોને બીક લાગી ગઈ. નક્કી આ દાનવો બ્રહ્માજીને પ્રસન્ન કરી સ્વર્ગનું રાજ માગી લેશે. દેવોએ એમના તપમાં ભંગ પડાવવા ઘણી ઘણી યુક્તિઓ અજમાવી. રૂપાળી રૂપાળી અપ્સરાઓ મોકલી, જાત જાતની માયા રચી, પરંતુ દાનવો તપથી ન ચળ્યા તે ન જ ચળ્યા. જેમ જેમ દેવો એમને લલચાવે તેમ તેમ એમનું તપ આકરું બનતું જાય. પછી તો બન્નેએ પગના અંગૂઠા ઉપર ઊભા રહીને કેવળ વાનું ભક્ષણ કરીને તપ આદરી દીધું.

બ્રહ્માંડ ડોલી ઊઠ્યું. ચારે તરફ સુંદ ઉપસુંદના તપનું તેજ ફરી વળ્યું. બ્રહ્માજીને વારી રાખવા દેવોએ ઘણી મથામણ કરી. પણ હવે બ્રહ્માજી રોકયા રોકાય તેમ ન હતા. દાનવોએ કાંઈ જેવુંતેવું તપ કર્યું ન હતું. ભલભલા ચકિત થઈ જાય તો બ્રહ્માજી તો બિચારા ભલા માણસ. એ તો દાનવોના તપથી ખુશખુશ થઈ ગયા. ઉતાવળ ઉતાવળા સુંદ ઉપસુંદ પાસે પહોંચી ગયા અને કહ્યું: 'માગો! માગો!'

સુંદ ઉપસુંદ કહે: 'બધી માયા જાણીએ, ઇચ્છા પ્રમાણે રૂપ ધારી શકીએ. યુદ્ધમાં બધાને હરાવીએ, અમર થઈએ.'

બ્રહ્માજી તો વરદાન આપી દેત. પણ એમને કોણ જાણે કેવી રીતે પણ કાંઈક સુમત સૂઝી. એમના મનમાં પ્રશ્ન થયો કે આ અમર થવાની વાત વળી કેવી? એવું તો ક્યાંઈ સાંભળ્યું નથી. તેમને કહ્યું: 'ભાઈ! અમર થવાની વાત મારા હાથમાં નથી. એ સિવાય બીજું જે જોઈએ તે માગી લ્યો.'

સુંદ ઉપસુંદ કહે: 'તો પછી એવું વરદાન દ્યો કે ત્રણે લોકમાં કોઈ અમને મારી શકે નહિ. અમને મારવાની શક્તિ કેવળ અમારામાં જ હોય'

બ્રહ્માજી કહે: 'તથાસ્તુ.'

બસ વરદાન મળી ગયું. સુંદ ઉપસુંદ બન્ને ખૂબ જોરમાં આવી ગયા. હવે દેવો છે ને આપણે છીએ. લાખો દાનવોનું લશ્કર તૈયાર કર્યું. અને દિગ્વિજય કરવા નીકળી પડ્યા.

મુલક ઉપર મુલક કબજે કરતા જાય અને આગળ વધતા જાય. આજે આ દેશ લીધો ને કાલે પેલો દેશ જીત્યો. આજે અહીં ઉજાડ કર્યું અને કાલે ત્યાં પાયમાલી કરી. ચારે તરફ સંહાર અને પાયમાલી. ત્રાસનો કાંઈ પાર નહિ. એમ કરતાં કરતાં બધા મુલકો કબજે કરી લીધા. એકલું સ્વર્ગ જ જીતવું બાકી રહ્યું.

સ્વર્ગ ઉપર ચડાઈ શરૂ થઈ. દેવોનાં ઘરણ મરી ગયાં. બ્રહ્માજીએ વરદાન દીધું હતું એની તો દેવોને ખબર જ હતી. સુંદ ઉપસુંદ કાંઈ કોઈથી ગાંજ્યા જવાના ન હતા. દેવોએ વિચાર કર્યો કે લડાઈ કરવા બેસીશું તો આપણો દાળો

વાટો નીકળી જશે અને સુંદ ઉપસુંદને કાંઈ જ નહિ થાય. એટલે બધા દેવો સ્વર્ગ છોડીને ઊભી પૂંછડીએ નાસી ગયા. સુંદ ઉપસુંદ સ્વર્ગના રાજા બની બેઠા.

બસ હવે કોની બીક હતી? સુંદ ઉપસુંદનો હુકમ વછૂટ્યો. ચારે તરફ મારફાડ ચાલી. સૌથી પહેલાં ઋષિમુનિઓને લાગમાં લીધા. 'એ ભામટાના યજ્ઞ બંધ કરી દો. એમના યજ્ઞથી જ દેવોનું તેજ વધે છે.'

દાનવોનાં ધાડાં વછૂટ્યાં. મારફાડ ચાલી. યજ્ઞના કુંડો ભાંગી નાખ્યા. ઋષિમુનિ શાપ દેવા લાગ્યા. પણ એ શાપ લાગે તો ને? સુંદ ઉપસુંદને તો બ્રહ્માજીનું વરદાન હતું.

થોડા દિવસમાં તો ચારે તરફ હાહાકાર મચી ગયો. જેને જેમ ફાવ્યું તેમ બધા નાસી ગયા. ગમે ત્યાં સંતાઈ બેઠા. પૃથ્વી ઉજ્જડ જેવી બની ગઈ.

સુંદ ઉપસુંદ તો નિરાંતે ત્રણે ભુવનનું રાજ કરે છે, ખાય છે, પીએ છે ને મોજ કરે છે.

ઋષિઓ સમુદ્રને કિનારે એકઠા મળ્યા. વિચાર કરવા લાગ્યા. 'આનો હવે કાંઈ ઉપાય ખરો?'

કોઈ કે કહ્યું: 'હવે શું ઉપાય થઈ શકે? ખુદ બ્રહ્માજીએ જ વરદાન આપી બધો ધાણ બગાડ્યો છે.'

બીજાએ કહ્યું: 'એ ડોસાની તો બુદ્ધિ જ બહેર મારી ગઈ છે. જ્યારે ને ત્યારે આવાં વરદાન આપી બેસે છે અને ઉપાધિ ઊભી કરે છે.'

ત્રીજાએ કહ્યું: 'ચાલો એમની જ પાસે જઈએ. એને જ કહીએ કે આ બધું તમે કરી મૂક્યું છે તે હવે એનો ઉપાય બતાવો.'

બધા ઋષિમુનિ આવ્યા બ્રહ્માજી પાસે. 'તમે આ શું કરી બેઠા બ્રહ્માજી? આખી દુનિયાનો નાશ થઈ ગયો. ધર્મકર્મ અલોપ થવા બેઠાં.'

'એવું બધું તે શું બની ગયું છે?' બ્રહ્માજી તો ભારે ભૂલકણા. આગળપાછળનું કાંઈ યાદ રાખે નહિ. આમ કહેવાય ત્યારે ત્રણે કાળનું જાણે.

'પેલા સુંદ ઉપસુંદને વરદાન આપી બેઠા. હવે એમણે ચારે તરફ કેમાર મચાવી મૂકી છે.' ઋષિઓએ કહ્યું.

'હં હં, પેલા સુંદ ઉપસુંદ? ઓળખ્યા. પણ એમાં અહીં સુધી શું કામ આવ્યા? દેવોનું મોટું લશ્કર છે ને! એમને નહોતું કહેવું?' બ્રહ્માજીએ કહ્યું.

'દેવો વળી ઊભા રહેતા હશે? એમનામાં એટલી હિંમત ખરી મે? એ તો આવતા સાંભળ્યા કે છૂમંતર થઈ ગયા. ઋષિઓએ ખુલાસો કર્યો.

'ત્યારે સ્વર્ગનો રાજા કોણ?' બ્રહ્મા મૂંઝાયા.

'સુંદ ઉપસુંદ સ્તો!'

'સ્વર્ગના રાજા પણ બની બેઠા?'

'ત્યારે નહિ? એ બેઠા બેઠા લહેર કરે. આનો કાંઈ ઉપાય નહિ કરો તો તમારી પણ ખેર નથી, સમજ્યા ને?' ઋષિઓએ કહ્યું.

બ્રહ્માજીએ કહ્યું: 'હા માળું લાગે છે તો એમ જ. આટલી બધી વાત વધી જશે એની મને ખબર નહિ. શું કરશું?'

'કાંઈક ઉપાય કરો.'

'કરવો જ જોશે તો.' બ્રહ્માજી વિચારમાં પડી ગયા. થોડી વારે તેમણે હાંક મારી: 'એલા વિશ્વકર્મા ક્યાં ગયો?'

વિશ્વકર્મા બ્રહ્માજીનો ખાસ કારીગર. બૂમ સાંભળીને તરત જ દોડ્યો આવ્યો. 'શું આજ્ઞા છે?'

બ્રહ્માજી કહે: 'એલા કાંક બનાવી લાવ. પેલા સુંદ ઉપસુંદ તોફાને ચડ્યા છે.'

વિશ્વકર્મા કહે: 'શું બનાવી લાવું? હથિયાર પડિયાર?'

બ્રહ્માજી માથું ધુણાવી કહે: 'ના ભાઈ ના. હથિયારથી કાંઈ વળવાનું નથી. વરદાન

આપી બેઠા છું ને?'

'તો પછી આજ્ઞા કરો તે બનાવી લાવું?' વિશ્વકર્માએ કહ્યું.

'એક મજાની સુંદરી બનાવી લાવ.' બ્રહ્માજીએ ખૂબ વિચાર કરીને પછી કહ્યું.

'સુંદરી?' વિશ્વકર્માને બ્રહ્માજીની વાત સાંભળી નવાઈ લાગી. વાત છે ત્યારે સુંદ ઉપસુંદ ઠેકાણે લાવવાની. એમાં વચ્ચે રૂપાળી સુંદરી આવી પડી? આ બુઢ્ઢાને ય આ અવસ્થાએ શું કમત સૂઝી હશે? વિશ્વકર્મા તો બ્રહ્માજી સામું જોઈ રહ્યો.

'હા ભાઈ હા. એક મજાની રૂપસુંદરી. આજ સુધી કોઈએ જોઈ કે જાણી ન હોય એવી રૂપાળી.' બ્રહ્માએ કહ્યું.

'પણ એવી સુંદરી બનાવીને શું દહાડો વળશે?' પેલા ઋષિઓ પણ મૂંઝાયા.

'તમે તમારે જોયા કરોને.' બ્રહ્માજીએ કહ્યું.

વિશ્વકર્મા તો ખરેખરો કારીગર. એણે તો ઘડીક વારમાં જ એક સુંદરી બનાવી કાઢી. જ્યાં જ્યાં કાંઈ સુંદર હતું તે બધામાંથી થોડું થોડું લીધું. ચંદ્રમાના તેજનો સાર લીધો. મેઘધનુષના રંગનો સાર લીધો. ફૂલની સુગંધનો સાર લીધો. મણિમુક્તાની જ્યોતિનો સાર લીધો. ગાનનો સાર, નૃત્યનો સાર, હાસ્યનો સાર, એ બધું ભેગું કરીને એણે સુંદરી બનાવી કાઢી. એનું નામ તિલોત્તમા.

તિલોત્તમા તો બહુ રૂપાળી. બહુ જ રૂપાળી. જોતાં ધરાઈએ જ નહિ એવી રૂપાળી. ઈંદ્ર બે આંખથી જોતાં ન ધરાયો તે એણે એક હજાર આંખ કરી. મહાદેવજી એક મુખે જોતાં ન ધરાયા તે એણે ચાર મુખ ધારણ કર્યાં.

તિલોત્તમા તો હાથ જોડીને બ્રહ્માજી સામે ઊભી રહી. કહે, 'શું હુકમ છે?'

બ્રહ્માજી કહે, 'એકદમ સુંદ ઉપસુંદ પાસે પહોંચી જા.'

તિલોત્તમા કહે, 'ત્યાં જઈને મારે શું કરવાનું છે?'

બ્રહ્માજી કહે, 'તારે કાંઈ જ કરવાનું નથી તું એકદમ અહીંથી ચાલવા લાગી જા.' બ્રહ્માજીએ આડું જોઈ લીધું. તિલોત્તમાનું રૂપ જોઈને એમને પણ થયું કે આ બલા વળે. અહીં વધારે વાર ઊભી રહેશે તો આપણી ડાગળી યે ઠેકાણે નહિ રહે. આ અવસ્થાએ વળી ધોળામાં ધૂળ પડશે.

તિલોત્તમા ચાલી નીકળી.

વિંધ્ય પર્વતની તળેટીમાં સુંદ ઉપસુંદ ગુલતાન કરી રહ્યા હતા. એમને હવે કશી વાતનો ઉફડકો ન હતો. દુશ્મનોને મારી મારીને જેર કર્યા હતા. એ ય ને લહેરથી આનંદ કરતા હતા.

પર્વતની તળેટીમાં ફૂલઝાડોનો કાંઈ પાર નહિ. જાતજાતનાં અને રંગરંગનાં ફૂલો ખીલેલાં. ફૂલોની પથારી જ જોઈ લ્યો. તિલોત્તમા ફરતી ફરતી ત્યાં આવી પહોંચી અને ફૂલો વીણવા મંડી પડી. બરાબર સુંદ ઉપસુંદની નજર પોતાની ઉપર પડે એવી રીતે જ તો.

સુંદ ઉપસુંદ ફરતા ફરતા તે તરફ આવી ચડ્યા. બન્નેની નજર એકીસાથે તિલોત્તમા ઉપર પડી. બન્ને એકસાથે બોલી ઊઠયા: 'ઓહો કાંઈ રૂપાળી! કાંઈ રૂપાળી!'

સુંદ કહે: 'આવી રૂપાળી સ્ત્રી તો આજ સુધી જોઈ નથી, અહીં કયાંથી આવી ચડી?'

ઉપસુંદ કહે: 'ભૂલી પડી હશે.'

સુંદ કહે: 'અરે ભૂલી શું પડે? એ તો મને પરણવા આવી છે.'

ઉપસુંદ કહે: 'તને જ પરણવા આવે ને? તારું મોઢું તો જો. એ તો મને મોહીને આવી છે.'

સુંદ કહે: 'બસ કરીજા. વધારે લવારી કરી તો તારી વાત તું જાણજે. મારી સ્ત્રી માટે ગમે તેમ બોલનાર તું કોણ?'

ઉપસુંદ કહે: 'વાહ તારી સ્ત્રી? ખરો

ગળેપડુ લાગે છે. કો'કની સ્રીને ઉપાડી જવી છે કાં?'

'ચૂપ રહે.'

'હરામખોર! મોં સંભાળીને વાત કરજે.'

'કેમ કાંઈ બહુ જોર આવી ગયું છે?'

'હમણાં જ બતાવી દઉં છું.'

વાત વાતમાં તો બન્નેએ ગદા ઊંચકી. બસ લડાઈ લાગી.

તિલોત્તમા તો એ બાજુ જુએ જ શા માટે? એ તો ફૂલ જ ચૂંટયા કરે.

આ તરફ લડાઈ ખરેખરની લાગી. બન્ને એકબીજાથી ગાંજ્યા જાય તેવા ન હતા. પટોપટ ગદાઓ પડે. ઘડીકમાં આ પડ્યો તો ઘડીકમાં પેલો પડ્યો. વળી ઊભા થાય. વળી ગદાગાજી. એમ યુદ્ધ તો ખૂબ લાંબુ ચાલ્યું પણ ચાલી ચાલીને કેટલું ચાલવાનું હતું? આખરે તો એકીસાથે બન્નેની ગદા પડી. બન્નેનાં માથાં ભાંગી ગયાં અને બન્ને લાંબા લચ થઈ જમીન ઉપર પડ્યા.

બ્રહ્માજીએ એક વખત વરદાન આપી દીધેલું કે એમને મારવાની શક્તિ એમનામાં જ હોય. એટલે તો બન્નેને લડાવી મારવાની યુક્તિ શોધવી પડેલી. બ્રહ્માજી પણ ખરા યુક્તિબાજ. બન્ને દાનવોને ધૂળ ચાટતા કર્યા ખરા. એ તો વરદાન આપી જાણે, તેમ તેનું વારણ પણ જાણે. એમ ન હોય તો એ બ્રહ્માજી શાના?

સ્વર્ગના દેવોને ખબર પડી કે સુંદ ઉપસુંદ મરી પરવાર્યા. ખબર પડી એટલી જ વાર. ખુણેખાંચરે પૂછડી સંતાડીને બેસી ગયા હતા તેઓ હવે તો બહાદુર બનીને બહાર નીકળી પડ્યા. ક્યાં છે રાક્ષસો! ક્યાં છે દુશ્મનો? અમને દેવોને વળી કોની બીક? એમ બૂમો પાડતા જાય અને રાક્ષસોનો પીછો પકડે. દાનવો તો ધણી વગરના ઢોર જેવા થઈ પડ્યા હતા. એમને દોરનાર કોઈ ન હતું. એટલે દેવોની સામે ટકી શક્યા નહિ. ચારે તરફ નાસી છૂટ્યા. દેવો પાછા સ્વર્ગના રાજા બની બેઠા.

સુંદ ઉપસુંદના મૃત્યુની વાત દેવોએ સાંભળી ત્યારે તિલોત્તમાને માટે એમને ખૂબ માન થઈ આવ્યું. ચારે તરફ તિલોત્તમાની શોધખોળ ચાલી. બધાને થયું કે ઓહો આવી રૂપાળી સ્રી વળી બ્રહ્માજીએ ઘડી હશે! દેવો તો વન-જંગલ બધે ફરી વળ્યા. કંઈક સ્રીઓને તિલોત્તમા સમજીને ઉપાડી આવ્યા. પણ એમ તિલોત્તમા રેઢી પડી હતી ખરી ને? તિલોત્તમાને તો બ્રહ્માજીએ તરત જ પાછી બોલાવી લીધેલી. એ તો બ્રહ્મલોકમાં બેઠી બેઠી લહેર કરે.

દેવોને ખબર પડી એટલે બધા ઊપડ્યા બ્રહ્માજી પાસે કહે: 'બ્રહ્માજી! તિલોત્તમા અમને સોંપી દ્યો. એ તો સ્વર્ગમાં રહેશે.'

બ્રહ્માજી કહે: 'ભાઈ એ અહીં છે તે જ સારું છે. સ્વર્ગમાં આવશે તો વળી ત્યાં ધમાલ મચાવશે.'

દેવો કહે: 'તિલોત્તમા તો સ્વર્ગનું ઘરેણું કહેવાય. એના બિના સ્વર્ગ સૂનું લાગે.'

બ્રહ્માજી કહે: 'લઈ જાઓ. પણ પછી પસ્તાશો હો?'

દેવો કહે: 'અમે સુંદ ઉપસુંદ નહિ તો.'

બધા વાજતેગાજતે તિલોત્તમાને સ્વર્ગમાં લઈ આવ્યા.

તિલોત્તમા સ્વર્ગમાં રહેવા લાગી.

પણ પછી જોઈ લ્યો મજા. તિલોત્તમા આડે દેવોને બીજું કામ જ ન સૂઝે. એના રૂપમાંથી પરવારે ત્યારે બીજું સૂઝે ને? આખો દિવસ તિલોત્તમા ફરતું દેવોનું ટોળું. કોઈ આ વખાણે તો કોઈ તે વખાણે. બસ વખાણ વખાણ ને વખાણ જ. કોઈના મોઢામાં પાણી આવે તો કોઈના હાથમાં ચળ આવે. કોઈનાં તો દિલ જ ડોલી ઊઠે. તિલોત્તમા પણ ખરી ઉસ્તાદ. ઘડીક આને નચાવે તો ઘડીક તેને નચાવે. કોઈની

પાસે ચંપી કરાવે તો કોઈની પાસે પવન નખાવે. એમ એ તો સ્વર્ગના દેવો ઉપર પણ રાજ કરવા લાગી.

આખું સ્વર્ગ હાલકલોલક થઈ ઊઠયું. બધાને તિલોત્તમા જોઈએ અને તિલોત્તમા તો એક જ. અંદર અંદર ઈર્ષા વધી પડી. વેર ઊભાં થવા લાગ્યાં. ચાલતાં વઢવાડો થાય અને અદેખાઈનો પાર નહિ. બ્રહ્માજીને ખબર પડયા કે તિલોત્તમાએ તો સ્વર્ગને ચાક ચડાવ્યું. એમને થયું કે આ ખૂરું થયું. આ બલા તો સ્વર્ગનો અને સ્વર્ગના દેવોનો નાશ કરશે. એને પાછી બોલાવી લેવી જોઈએ.

બ્રહ્માજીએ તિલોત્તમાને પાછી બોલાવી લીધી. દેવોએ ઘણો વાંધો લીધો. પણ બ્રહ્માજી કહે: 'એ તો ભાઈ! મારી મરજીની વાત છે. મારાં રમકડાં છે. થાય તો રમવા આપું અને ન પણ આપું.'

પણ દેવો એમ ક્યાં તિલોત્તમાને છોડે તેમ હતા? સ્વર્ગ ખાલી થવા લાગ્યું અને બ્રહ્મલોકમાં ભીડ વધી પડી. બધે બસ તિલોત્તમા! તિલોત્તમા! તિલોત્તમા! તિલોત્તમાના નામની માળા જપાય. એની પૂજા થાય. એની કવિતા રચાય એની પાછળ દેવો દીવાના બની ફરે.

વળી બ્રહ્માજીને થયું કે આ બલાને હવે રાખવી ક્યાં? આણે તો ભારે કરી. વિચાર કરતાં કરતાં એમને એકાએક સૂઝી આવ્યું. આને ભાઈ સૂર્યના મારગમાં જ મૂકી રાખો. ત્યાં જ એને માટે બાગબગીચા ને મહેલાતો રચો. સૂર્યના તેજમાં પછી એને કોઈ જોઈ શકશે નહિ. એ વિના આ ઉપાધિનો પાર આવે તેમ નથી. ઉપાધિ પણ જેવીતેવી છે? બધાને બસ જાણે કામધંધો જ નથી. તિલોત્તમા! તિલોત્તમા! તિલોત્તમા! એ સિવાય બીજી વાત જ નથી.

બ્રહ્માજીએ આબાદ યુક્તિ શોધી કાઢી. અને તરત જ અમલમાં મૂકી દીધી.

બસ ત્યારથી તિલોત્તમા સૂર્યના મારગમાં રહે છે. ખાય છે, પીએ છે ને આનંદ કરે છે. [શારુ

★ ઉલ્લાસ અને ઉદ્‌બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક ★

કાવ્યેષુ રમ્યા કથા

મે ૧૯૪૫ : અંક ૮



## વાર્તાકારની કસોટી

ચોરે દાયરો જામ્યો હોય અને વાર્તાકારે વાર્તા માંડી હોય. એવે ટાણે ઠોળટપ્પા ભુલાઈ જાય, હોકાનો દેવતા હોલવાઈ જાય અને કસૂંબો પણ વિસારે પડે, દાયરો આખો ખમાકાર બની વાર્તાકારના મુખ સામું જ મીટ માંડી બેઠો હોય, એવું વાતાવરણ જમાવી શકે એ જ વાર્તાકારનું અને વાર્તાનું સાચું કલાવિધાન છે. જેમાં જકડી રાખવાની શક્તિ હોય, મંત્રમુગ્ધ કરવાનું કામણ હોય અને શ્રોતાના અંતરમાં ઉત્સુકતા ઊભી કરવાનું બળ હોય એવી વાર્તા જ લોકોને હૈયે વસી જાય છે; પછી એની વસ્તુ ગમે તે હો, એનો રસ ગમે તે હો. 'પછી શું થયું?' એ પ્રશ્ન શ્રોતા કે વાચકના મુખ ઉપર જાગે, એક વખત તો માણસનો માયલો સાબદો ઊછળીને બહાર નીકળી પડવા તૈયાર થઈ જાય, મોગરાની વેલની જેમ મન કોળી ઊઠે, એવી વાર્તાના સર્જનમાં વાર્તારસની સિદ્ધિ રહેલી છે. એનું કલાવિધાન એવું સચોટ હોવું જોઈએ કે આરપાર નીકળી જાઓ તો ખબર ના પડે અને વાત પૂરી થાય ત્યારે પ્રશ્ન ઊઠે કે 'બસ પૂરી થઈ?' આ તન્મયતા, રસની આ જમાવટ એ જ વાર્તાકારની ખરી કસોટી છે.

મયૂર

ભવરણની શીતળ વીરડી સમાં

# સ્મરણો

લેખક : પ્રહ્લાદ પારેખ

હોળીનો દિવસ હતો. રાતનાં લગભગ બે વાગ્યા હતા. હોળી માટે ઉછા દસ દિવસથી મહેનત કરનાર બાળકો ઊંઘી ગયાં હતાં. ફક્ત સાત-આઠ જુવાનિયાઓ અને કેટલાક આધેડ વયના લોકો હોળીની પાસે ટોળું જમાવી વાતો કરતા બેઠા હતા. તેમના હસવાનો અને વાતોના અવાજ સિવાય બધું શાંત હતું. ઉજ્જવળ ચાંદનીમાં હોળીનો લાલચટક પ્રકાશ શોભી ઊઠતો હતો. ધવલ પાનેતર પર જાણે લાલ કંકુની છાપ મારી હોય. સ્મરણો જગાડે તેવું વાતાવરણ હતું. જુવાનો અને આધેડ વયના લોકો પોતાના નાનપણમાં હોળીના દિવસો કેમ ઊજવવામાં આવતા હતા તેની વાતો કરતા હતા. પોતાનાં તોફાનો, પોતે કરેલી મારામારી, અને પોતે અજમાવેલી ચાલાકીની વાતો એક પછી એક સંભળાવતા હતા. અને એ બધી વાતોને અંતે એવું પ્રતિપાદન કરતા હતા કે અત્યારના છોકરાઓ તો સાવ શાંત અને વધારે-પડતા ડાહ્યા થઈ ગયા છે.

'અલ્યા એય! લાકડાંબાકડાં વધ્યાં હોય તો નાખો. આ તો ઠરી જવા આવ્યું.' એક આધેડ વયના માણસે શાંત થતી જતી હોળીની ઝાળ જોઈને કહ્યું.

'હવે તો થોડાંઘણાં છાણાં સિવાય કાંઈ નથી. કહેતા હો તો એ નાખી દઉં.' એક જુવાને જવાબ આપ્યો અને ઊભો થઈ વીસ-પચીસ છાણાં હોળીમાં નાખી આવ્યો. શાંત પડેલી જ્વાળા ફરી કૂદી ઊઠી.

'બસ! છાણાં સિવાય કાંઈ નથી? આ તે કાંઈ હોળી છે? અમારા વખતમાં તો આખી રાત હોળી ભડભડાટ સળગતી હોય. આ તો હજુ બે વાગ્યા છે ત્યાં તો બળતણ ખૂટી ગયું. એ વખતમાં તો કેટલા મોટા મોટા અહીં આવીને બેસતા, અલકમલકની વાતો કરતા અને બે-ત્રણ વાર તો ચા-પાણી થતાં. આ તો બાર વાગે ત્યાં બધું વિખાવા માંડે. હવેના સૌ એકલપેટા થઈ ગયા એકલપેટા.' પેલા આધેડ વયના પુરુષે કહ્યું.

'અરે! એકલપેટા શું, કોઈ ઉજાગરો કરી શકે તો ને? અને આપણે જેમ તોતીંગ બારણાંઓ અને ખાળો ખભે ઊંચકીને દોડ્યા આવતા એમ અત્યારના કોઈ શું કરી શકે? અત્યારના તો બધા નાજુક થઈ ગયા નાજુક!' હાથનો લટકો કરી બીજાએ કહ્યું અને બધા હસી પડ્યા.

થોડી વારે ગૌરીશંકર કાકા આવ્યા. 'અલ્યા કોણ છે ત્યાં? જરા રક્ષા આપજે ભાઈ!' કાકાએ કહ્યું.

'એ હા કાકા,' એક જુવાનિયે કહ્યું અને ઊભા થઈ હોળીમાં લાકડી ખોસી કાકાને રક્ષા આપી.

'કેમ સાવ આવું સળગે છે?' કાકાએ રક્ષા લેતાં પૂછ્યું.

'એ તો હવે એવું જ ને કાકા! હવે તો કોઈ

ખાધું જ તમારી જેમ પીધિયાં અને વળીઓ ઊચકી લાવવાનું હતું.' એક જવાબ આપ્યો.

'ખરી વાત ! હવે તો તહેવારો ઘરના થઈ ગયા. બધા ભેગા મળે અને તહેવારો ઊજવે એવું ઓછું જ છે. દિવાળી હોય કે હોળી હોય.' કાકાએ તહેવારોની ઓછી થતી જતી સામાજિકતાની ટીકા કરી ચાલવા માંડ્યું.

'કાકા ! બેસોને, તમારા વખતની હોળીની કંઈક વાતો તો કરો.' એક કાકાને આગ્રહ કર્યો.

'ના, ભાઈ ના, એ વાતો હવે શું કરવી !' કાકાએ કહ્યું અને ચાલતા થયા.

'કાકા એના વખતમાં ભારે રંગીલા હતા હો.' તેમના ગયા પછી એક જણે કાકા વિષે કહ્યું.

'કોણ ! ગૌરીશંકર !' થોડે દૂર ગયા ત્યાં કાકાને કાને એક પરિચિત અવાજ આવ્યો અને કાકા અટક્યા. 'ચંચળ, તું હજુ જાગતી બેઠી છે ?' કાકાએ કહ્યું અને પાસેના ઓટલા ઉપર બેસી ગયા.

'હાસ્તો જાગતી જ રહું ને. તમારે જેમ રક્ષા લીધા વિના ન ચાલે તેમ મારે હોળી ઠાર્યા વિના ન ચાલે. બધા વિખાયા હોય તો ઠારી આવું.' ચંચળે પૂછ્યું.

'બેઠા છે હજુ થોડાઘણા ને હવે એમાં ઠારવા જેવું શું છે ? થોડાંઘણાં છાણાં નાખ્યાં છે તે બળે છે. હવે શું અમારા વખત જેવી હોળી છે તે ઠારવાની હોય ! આ તો એની મેળે ઠરી જાય.' કાકાએ કહ્યું અને પલોંઠી વાળી નિરાંતની બેઠક જમાવી.

'હા, સાચી વાત. હવે બધું છે તો એવું જ. એ વખતમાં તો તમે બધા આખી રાત ધમાલ કરી મૂકતા. કોણ જાણે કેટલાયની ખાળ, કેટલાયનાં બારણાં અને કેટલાયનાં બીજાં લાકડાં ઊચકી લાવતા અને હોમી દેતા.' ચંચળે કહ્યું.

'તને ય આખી રાત જાગતી રાખતા ખબર છે ને ! એ આવ્યા, એ ખાળ લઈ ગયા એમ ફફડતી આખી રાત તું બારી પાસે બેસી રહેતી.' કાકાએ ભૂતકાળને ઉકેલવા માંડ્યો.

'ને તો ય એકવાર તો ખાળ લઈ ગયા હતા.' ચંચળે કહ્યું.

'હા લઈ ગયા હતા ખરા પણ બાળી નહોતી હો ! તને પાછી આપી હતી, યાદ છે ?'

'હા, પાછી આપી'તી પણ બે–ચાર આનાના પૈસા લઈને.'

'તે પૈસા, લઈએ જ ને મહેનતના. પણ એ તો હું હતો તો તારી ખાળ તને સલામત પાછી મળી નહિતર તો બળીને રાખ થઈ ગઈ હોત.' કાકા ખીલવા માંડ્યા.

'તું હતો તો લઈ જ શું કામ ગયો'તો !' ગૌરીશંકર એકલા હોય ત્યારે ચંચળ તેમની સાથે તુંકારથી વાતો કરતી.

'તેં છોકરાઓને બહુ ગાળો દીધી અને ચીડવ્યા એટલે લઈ ગયા. તને યાદ આવે છે એકવાર ઓલ્યા જગજીવન માસ્તરે છોકરાઓને ચીડવ્યા હતા તે રાતે શેરીમાં સૂતા હતા ત્યાંથી તેમનો ખાટલો ઊચકીને કૂવાના થાળા ઉપર મૂકી આવ્યા હતા.

'ઓલ્યો જગો બોખલો !' ચંચળે પૂછ્યું અને હસી પડી.

'હા એ જગો. પણ પહેલાંના માણસોની વાત જુદી. એવી મશ્કરીય ખમી ખાય ને અત્યારનાને એમ કર્યું હોય તો કોરટે જાય એમ લાગે છે.' કાકાએ કહ્યું.

'પણ એ વખતે શેરીમાં તારી કેં ફાટતી હો ગવરા !' ચંચળે મનની મીઠાશ વ્યક્ત કરવા ગૌરીશંકરના ટૂંકાવેલા નામનો ઉપયોગ કર્યો.

'ને તું ય કયાં ઓછી હતી ચંચી !' આજે ઘણે વખતે કાકાએ ચંચળનું એ ટૂંકાવેલું નામ વાપર્યું. અને એ વાપરતાંની સાથે જ વરસો વીંધીને તેમની દૃષ્ટિ દૂરના ભૂતકાળ સુધી પહોંચી ગઈ. 'તારા ગરબા સાંભળવા આખી શેરી ઊમટતી. તારા ગળાની હલક સાંભળવા અને તારો વળાંકો જોતાં કલાકોના કલાક સુધી અમે બેસી રહેતા. પણ તું હતી બહુ માનતગી હો ! કેટલા ય જણ કહે ત્યારે એકાદ ગરબો ગા. તારા ઓલ્યા ગરબાની લીટીઓ તો હજુ ય યાદ આવે છે.' કાકાએ કહ્યું અને યાદ કરવા કપાળ સંકોચ્યું.

'કયા વળી !' ચંચળે પૂછ્યું.

'ઓલો–આભે આવ્યો ચાંદલિયો.' કાકાએ ચંચળને મોઢેથી એ સરખી રીતે સાંભળવા ત્રણ–ચાર શબ્દો કહ્યા.

'હા, હા.' ચંચળ જરા હસી અને પછી ગાયું:

આભે આવ્યો રે કે જેવો થાંભલિયો,
હૈયે આવ્યો રે કે એવો નાવલિયો;
મૂંગું મૂંગું રે કે મુખ એ મલકાતું,
એ શું જાણે રે કે દરિયે શું થાતું.

ચંચળે ગાયું અને ગાતાં ગાતાં ગયેલા કાળમાં ચંચળનું મન ઊપડી ગયું. તેણે એ વખતની પોતાની મૂર્તિ જોઈ. ગરબાના વર્તુળમાં પોતે જે તરફ જતી એ તરફ ફરતી અકળ આંખોને પણ આજે આટલે વરસે તેણે જોઈ એ બધાની વચ્ચે સૌને આવરી લેતી ગૌરીશંકરની તે વખતની મૂર્તિ તેની આંખો સામે આવી. એ મલકતું મોઢું, દીવા જેવી ચળકતી આંખો, એ ડુંગર જેવો દેહ અને સત્તા ચલાવવા ઘડાયો હોય તેવો ચહેરો તેની નજર સમક્ષ તરવરી રહ્યાં. એ આખા ચિત્ર સાથે ચંચળનું તાદાત્મ્ય સધાઈ ગયું. એ ચહેરાને જોઈ ને ફરી વાર તેનાથી ગણીગણી જવાયું:

મૂંગું મૂંગું રે કે મુખ એ મલકાતું,
એ શું જાણે રે કે દરિયે શું થાતું.

ગૌરીશંકર પણ એ જ કાળમાં ચાલ્યા ગયા હતા. અનેક તારાઓની વચમાં શુક્ર સમી શોભતી ચંચળને ફરતી એ જોઈ રહ્યા. એ વખતે કોઈ કોઈ લીટીઓ ગાતાં ગાતાં ચંચળે પોતાની તરફ ફેંકેલા નજરના પ્રકાશને હજુ ય જાણે પોતે અનુભવતા હતા. સ્મરણમાં લીન થયેલા આ બંને માનવીઓ ઉપર થઈને ચાંદની વહી જતી હતી.

અત્યાર સુધી શ્વાસ ઘૂંટી રાખીને ગૌરીશંકર એ દૃશ્ય જોતા હોય તેમ રૂંધાયેલો તેમનો શ્વાસ જરા જોરથી બહાર આવ્યો અને ચંચળના ભૂતકાળલીન મનને પણ પાછો ખેંચતો આવ્યો. જે સ્મરણજળમાં બંનેએ ડૂબકી મારી હતી તેમાંથી બહાર આવ્યાં પણ બંનેનું મન તો ભીંજાયેલું જ હતું.

'તને કેટલાં વરસ થયાં હશે ચંચી?' ગૌરીશંકરે પૂછ્યું.

'થયાં હશે પચા–પંચાવન. ચૌદેક વરસની હતી ત્યારે અમે આ ઘરમાં રહેવા આવ્યા હતા. અહીં આવ્યાને અમને વીશ–બાવીશ વરસ થયાં હશે.' ચંચળે ગણતરી કરી દીધી.

'હોય, તું મારાથી બેએક વરસે નાની હોઈશ ને મને સાઠ થયા.' કાકાએ પોતાની ગણતરી રજૂ કરી.

'હા, તને બધી બહુ ખબર! મને કેટલાં વરસ થયાં છે તે!' ચંચળે કહ્યું.

'હા, હા, સાચું કહું છું. તું ભૂલી ગઈ હોઈશ પણ એકવાર તારો જન્મદિવસ હતો ને તું અમારે ઘેર આવી'તી ને તે દિવસે તેં કહ્યું હતું કે તને સત્તરમું વરસ બેઠું. મને તે વખતે ઓગણીસ હતાં. ત્યારે તું મારાથી બે વરસ નાની.' આ વાત કહેતાં કહેતાં કાકા વળી પાછા ગત કાળમાં ડૂબકી મારી આવ્યા અને પોતાને ઘેર આવેલી ચંચળની એ સત્તર વરસની રૂપમૂર્તિને જોઈ આવ્યા.

'તું ય ઠીક બધું યાદ રાખતો લાગે છે.' ચંચળે કહ્યું.

'મને તો બધું યાદ છે ચંચી!' કાકાએ નાનકડું વાક્ય કહી સહેજ નિસાસો મૂક્યો અને થોડી વાર મૂંગા થઈ ગયા. ચંચળ એ મૌનનો અર્થ સમજતી હતી:

'સૌથી વધારે યાદ છે પેલી હોળી' કાકાએ ચલાવ્યું. 'જે દિવસે આપણે રંગે રમ્યાં હતાં. તું આવી'તી મોટો કળશો લઈને મને ભીંજવવા અને તારો જ કળશો આંચકી મેં તને ભીંજવી દીધી હતી. એક તો તું દેખાવડી અને તેમાં પાછી રંગે ભીંજાયેલી.'

'લે રાખ રાખ હવે. તું તો એવો ને એવો બેશરમો જ રહ્યો.' ચંચળે કહ્યું.

ગૌરીશંકર એ વાત સાંભળીને હસ્યા અને બોલ્યા: 'આજે તો હોળી છે ચંચી! આજે એટલા બેશરમ થવામાં વાંધો નહિ.'

'પણ હેં ગવરા! ક્યારની પૂછું પૂછું કરું છું પણ રહી જાય છે કે તને જતું જતું અત્યારે વળી આ હોળીની રક્ષા લેવાનું શું સૂઝ્યું? સાંજે હોળી પ્રગટી ત્યારે વખત નહોતો મળ્યો?' ચંચળ પૂરેપૂરી વર્તમાનમાં આવી ગઈ હતી.

'વખત તો મળ્યો હતો ને સાંજે રક્ષા લઈ આવ્યો હતો પણ સૂતાં સૂતાં આંખ ઊઘડી ગઈ અને તું કંઈક ધીમું ધીમું ગાતી હતી તે કાને પડ્યું એટલે રક્ષા લેવી ભૂલી ગયો છું એવું બહાનું કાઢી નીચે આવ્યો ને આવ્યો તો વળી ચાર લીટી સાંભળવા મળી.' ગૌરીશંકરે કહ્યું. ભૂતકાળે તેમને ચઢાવેલ નશો હજુ સાવ ઊતર્યો નહોતો.

'લે હવે ગાંડાં કાઢ્ય મા ગાંડા.' ચંચળે કહ્યું અને

[અનુસંધાન પાન ૮

પચ્છમની પદમણી બણીઠણીને ભરિયા ગારુડીના રૂપના પારખાં લેવા ઊપડી

# સગઈ સંગાર

લેખક
મયૂર

ગામને પાદર ભમરિયો કૂવો છે. કૂવાને ફરતી બત્રીસ પૂતળીઓ છે ને બત્રીસ પાણિયારીઓ એકી સાથે પાણીડાં સીંચી રહી છે. વાતુંના ઝોર બોલી રહ્યા છે ને ઠોળટપ્પાં ચાલી રહ્યાં છે. ત્યાં એક બાવાએ આવી બાંગ પોકારી. 'બાપુ! આ બાવાની તૂંબડી ભરી દીયોને. બાવાને તરસ્યું લાગી છે.'

સગઈ સંગાર બાવા સામું જોતી–કારવતી નથી ને બાવાની તૂંબડીમાં ઘડો પાણી રેડે છે. 'લ્યોને મારાજ! પાણીનો ક્યાં દુકાળ છે?'

બાવો તો વળી કહે છેઃ 'બાઈ! બાઈ! પાણીમાં શીં લોભ કર? તારા કૂવાનાં પાણી જ ખૂટી ગયાં છે કે શું? તૂંબડી તો સમી સરખી ભરી દે.'

સગઈ તો બીજી ગાગર રેડે છે. 'લ્યો મારાજ! હવે તૂંબડી ભરાણી ને?'

'તારી મેળે જ જોઈ લે ને, બાઈ. તૂંબડીમાં તો પાણી તગતું યે નથી.' બાવો બોલે છે.

સગઈ ચડચે ભરાણી છે. ગાગર ઉપર ગાગર તૂંબડીમાં રેડ્યે જાય છે. બીજી, ત્રીજી, ચોથી, પાંચમી. બધી ગાગરનાં પાણી બાવાની તૂંબડીમાં સમાઈ જાય છે. તો ય તૂંબડી તો ખાલી ને ખાલી જ છે. તૂંબડીનુ તો તળિયું યે ભીનું થતું નથી.

'બાયું રે બાયું! આ તે બાવાની તૂંબડી કેવી? કોણ જાણે કેટલી યે ગાગર રેડી, તો ય તૂંબડી તો ખાલી ને ખાલી. જુવોને બાયું, તળિયું તો કાણું નથી ને?' સગઈ બોલી ઊઠે છે.

બાવો કહે છેઃ 'બાઈ! તારે તે આંખ છે કે કોડાં? તું જ તારી મેળે જોઈ લે ને. જોતી નથી, ટીપું ય પાણી પડતું નથી ને કે છે કે તૂંબડી કાણી છે! તારી ગાગર જ ઠાલી આવતી હશે બાઈ. આ તો ભર્યો કૂવો ને ખાલી ગાગર ઈ વાળી વાત થઈ.'

સગઈને તો ચટકો ચઢ્યો છે. કે 'બાયું! મંડો સઓસઅ ગાગરું ઠાલવવા. બાવો ય કે'તો કહી રે ને તૂંબડું છલકાઈ જાય.'

લાંબા લાંબા સરડકા લઈને બત્રીસે બાયું કૂવામાંથી ભરી ભરી ગાગરું ખેંચે છે. ગાગર ઉપર ગાગર બાવાની તૂંબડીમાં ઠલવાય છે. તો ય બાવાની તૂંબડી તો ખાલી ને ખાલી.

સગઈ કહે છેઃ 'બાવા! આ તે તારું તૂંબડું છે કે તળાવ છે? અમારા તો હાથ રહી ગયા. તારે ગરજ હોય તો તારી મેળે ભરી લે તારું તૂંબડું. અમારી તો ભરે બલા.'

બાવો કહે છેઃ 'પછી કૂવામાં પાણી નહિ રહે.'

તો કેઃ 'અમારા તો પાતાળ–કૂવા બાવા.'

બાવાએ તો તૂંબડું કૂવામાં ઉતાર્યું છે. પાણિયારીયુંના ઘડા કૂવામાં ચોંટી રહ્યા છે. બળ કરીને મરે છે તો ય ચડકતા નથી.

સગઈ કહે છેઃ 'બાયું આ તે કેવું કોતક? ગાગર જ સાબદી ચોંટી ગઈ.'

બાવો કહે છેઃ 'એ તો જળદેવતા ગાગર પકડી બેઠા છે, બાયું બાવાનું તૂંબડું ભરાય પછી ગાગરનો વારો.'

બે પહોર દી ચડ્યા છે. બાયું સીંચણિયાં ઝાલી ઊભી છે ને ગાગર કૂવાને તળિયે ચોંટી બેઠી છે. બાવાનું તૂંબડું તો ય ભરાયું નથી. બખબખબખ કૂવામાંથી અવાજ આવ્યા કરે છે. જળદેવતાએ જાણે કે તૂંબડામાં મારગ કરવા માંડ્યો છે.

સગઈ કહે છેઃ 'અરેરે આ જ તો કેવે થકને નીકળિયું છીએ? બાયું! આ જ આપણાં પાણી ભરાઈ રીયાં. ઝટઝટ ઘરભેળી થઈ જાઓ. ઘરે રોગી આરડબેરડ મચી રહી હશે.'

બાવો બોલે છેઃ 'તે બાયું! ઘડા કોને ભળાવીને જાશો?'

સગઈ બાવાની સામું જુવે છે. જુવે છે ને એની આંખ બાવાની આંખ ઉપર ચોંટી જાય છે. બાવાની આંખમાં જાણે ઈંગળાપીંગળા ભર્યા છે. તે બોલી ઊઠે છેઃ 'ભાગો ભાગો, બાયું! બાવો તો રોયો કામણગારો છે.'

બાયોનાં કાળજાં ફફડે છે. આઘુંપાછું જોતી નથી ને દોટોદોટ ગામ ભણી દોટ કાઢે છે. જાણે કે ઘણુ ભડકીને ભાગી વછૂટ્યાં છે.

પાછળ બાવો ખડખડ ખડખડ હસી પડે છે.

સાંજ પડી છે ને સગઈને ઘેર તગઈ બેસવા ગઈ છે.

સગઈ કહે છેઃ 'કાં બેન તગઈ!'

તો કે: 'હું બેન સગઈ.'

'ગામને પાદર ડેરાતંબૂ કોણે તાણ્યા છે?'

તો કે: 'હશે કોક બાવાની જમાત.'

સગઈ કહે છે: 'બાવાની જમાતમાં તો શંખ ફૂંકાય ને ઝાલર–નગારાં વાગે. આ તો મધુરી મોરલી વાગે છે ને ઘૂઘરા ધમકે છે.'

તો કે: 'હશે કોક નાટક–ચેટકવાળા.'

'નાટક–ચેટક તો રાતે રમતું માંડે. સમી સાંજના ખેલ ભૂંડા લાગે બેન તગઈ.'

તો કે: 'હશે કોક જંતરમંતરિયા.'

'જંતરમંતરિયા તો મેલા દેવને સાધે. મડાનાં આસન કરે ને અડદના બાકળા ઉડાડે. તીંવા મોરલીનાં વાદન નો હોય બેન તગઈ.'

તો કે: 'હશે કોક વાદી કે ગારુડી.'

'બેન, કે છ કે બેરિયો ગારુડી આવ્યો છે.'

તો કે: 'બેરિયો ગારુડી વળી કિયા મુલકનો રાજા છે.'

'બેરિયો તો ભમતા મુલકનો રાજા છે.'

તો કે: 'બેરિયાનાં રૂપ કેવાં છે, બેન સગઈ!'

'રૂપ તો જોયાં નથી, જાણ્યાં છે. કે છ કે રૂપ તો રૂપ જેવાં રૂપ છે.'

તો કે: 'બેરિયો જોવાને જાઈએ, બેન સગઈ.'

સગઈ કહે છે: 'રાતે રૂપ નો કળાય, બેન તગઈ, સવારે પરિયાણુ કરીએ.'

તો કે: 'રાતે રૂપ કેમ નો કળાય બેન સગઈ!'

'રાતે રૂપ ચાંદા ને ચાંદરણામાં સમાય. ફૂલને હૈયે પોઢી જાય, પ્રેમદાને અંતરે પરવરે, પ્રીતમની પથારીમાં ઢોળાય. રાતે તો રૂપ રંગની રમતું માંડે. રાતે એને ઘડીની નવરાશ નહિ.'

તો કે: 'પરભાતે પરિયાણુ કરશું.'

માંડ માંડ સવાર પડ્યું છે. બંને બેનું નાઈ ધોઈને સાબદી થઈ છે. સરખી સાહેલિયું સાથે લઈને બેરિયાનાં રૂપ જોવા નીસરી છે.

સગઈ સંગારે તો સોળ શણગાર સજ્યા છે. પેંથીએ પેંથીએ નાગરમોથનાં ધૂપેલ ઘાલ્યાં છે ને પાટી પાડીને માથડાં ઓળ્યાં છે. ફુલફગરનો ભરત ભરેલો ઘાઘરો ને લીલીપીળી અતલસનો કમખો પહેર્યો છે ને કમખે કસબની કોર છે. છાતીએ રૂડા મોરનાં આળેખન કર્યાં છે ને કસે સોનારૂપાની ઘૂઘરી ટાંકી છે. જાતાં ધમર ઘૂઘરી વાગે છે ને વળતાં મોર ટહુકા કરે છે. બાવનબાગની ચૂંદડી ઓઢી છે. કાને ઝુમખાં ને ડોકિયાં પહેર્યાં છે. અણુરટવીંછિયા ને કાંબીકડલા રણકે છે. પચ્છમની પદમણી બાણીઠણી બેરિયો જોવા નીસરી છે. ઊભે મારગે રૂપનાં કુંડાળાં પડી રીયાં છે ને રણકારે શેરીયું સજીવન બની છે.

બેરિયો ગારુડી તો નિરાંતે સોડો તાણી સૂતો છે. તેરતેવડા જોગીડા આ કોર ને તે કોર આંટાફેરા લઈ રહ્યા છે. કામ, કામ ને કામ. ચારે કોર જાણે કામને પાર નથી. કોઈ નવરો નથી. કાંક ને કાંક કામ તો માથે પડ્યું જ છે.

સગઈ સંગાર જોગીડાની જમાતમાં આવી છે: અહીં જુવે છે ને ત્યાં નજર ફેરવે છે. જ્યાં જુઓ ત્યાં કરેણુના છોડ જેવા ગોરા ગોરા ને સાગના સોટા જેવા ઊંચા પડછંદ જોગીડા આંટાફેરા દેતા ભાળે છે.

એક જોગીને કામ પડતું મૂકી બોલાવ્યો છે: સગઈ પૂછે છે: 'જોગીડા! તમારી જમાતનો ગુરુ કોણ?'

તો કે: 'અમારી જમાતનો બેરિયો ગુરુ. મોરલીએ ચારે વેદ ને અઢારે પુરાણ ગાય.'

'તમારો ગુરુ તો આમાં ક્યાંય નો ભાળ્યો જોગીડા.'

તો કે. 'અમારો ગુરુ એમ નજરે નો પડે પદમણી. સૂરજ સરગ વડલાની ડાળે ચડે, ગંગાજમનાનાં નીર જાગે, દેવના દરવાજા ખૂલે, ત્યારે અમારા ગુરુની સમાધ છૂટે.'

'તમારો ગુરુ તો ભારે ઊંઘણશી જોગીડા.'

તો કે: 'અમારો ગુરુ તો એવો તપેશરી પદમણી, અલખની હારે એક થઈ જાય, ને પાછો આગવો ને આગવો.'

'તમારા ગુરુનાં રૂપ કેવાં જોગીડા?'

તો કે: 'જેવી જેની આંખ એવાં અમારા ગુરુનાં રૂપ. અમારા ગુરુનાં તો જૂજવાં રૂપ. કોકની આંખે કનૈયો દેખાય તો કોકની આંખે શંકરનો અવતાર ચડે. કોકને કાળભેરવ જેવો લાગે તો કોકને વંતર વેંતાળ કળાય.'

સગઈ કહે છે: 'બાપું! આપણી આંખનાં પારખાં તો લઈએ. હાલો તો ખરી સૂતા જોગીને જગાડીએ.'

બાવો કહે છેઃ 'બાયું! જગાડતી હો તો જગાડજો. પણ પછી મારગભૂલી થાશો મા.'

સૂતા જોગીની સગઈ પછેડી ખેંચી લ્યે છે. ત્યાં તો પથારીમાં બેરિયો યે નથી ને બીજો કોઈ માનવીનો જણ્યો નથી. મોટાં મોટાં ચાર કલિંગર હારોહાર પડ્યાં છે. બાયું તો એકબીજાના મોં સામું જુવે છે. એમને મનમાં અચરજ ઊપડી છે. આ તે બાવે મશ્કરી કરી કે શું? પણ ત્યાં તો બાયુંની આંખે લીલાપીળા દેખાય છે ને કલિંગરની કાયા નાનીમોટી થાય છે. બાયું તો વિચારમાં પડી છે કે આ તે કેવી કરામત છે. આ તે કલિંગર છે કે કાળભૈરવની રૂંઢમાળ છે. કલિંગરને જાણે આખે અંગે આંખ્યું ઊગિયું છે. એની તો હજાર હજાર આંખડી એકસામટી પલકારા કરે છે ને મરકમરક હસે છે. હમણાં જાણે ઊડીને માથા પર તાટકશે એમ કલિંગર તો પથારીમાં પડ્યાં પડ્યાં થનગન થનગન નાચી રહ્યાં છે.

બાયું બે–ચાર ડગલાં આઘીપાછી થઈ ગઈ છે. પણ સગઈ તો કહે છેઃ 'બાયું! જુવો તો ખરી, કેવાં મજાનાં કલિંગર છે! કઈ ધરતીને ખોળે આળોટીને મોટાં થયાં હશે. બાવા યે માળા ખરા છે. કેવા પથારીમાં સંતાડીને સાચવી રાખ્યા છે. એમને ય બીક હશે ને કે વળી કોક ભાળી જાશે તો ભાગ માગશે. પણ આજ તો આપણો જ વારો. બાવાને એક કટકો ય નો આપીએ, હાલો બાયું! ભેળી કરીને સહુ ચીર ચીર ખાઈએ. મજાનાં લાલલાલ ચટક જેવાં હશે.'

તગઈ કહેઃ 'વાત તો ભારે સરસ કરી બેન સગઈ! જોયા ત્યારથી જ મોંમાં પાણી છૂટે છે. પરભાતના પહોરમાં કોક સારા માણસનું મોઢું જોયું હશે. ઈ વગર કાંઈ કરતનાં કલિંગર મળે ખરાં.'

બાયું તો હજી યે સમસમીને ઊભી રહી ગઈ છે. એમને તો કલિંગરમાં ભાતભાતના રંગ ઊપડતા દેખાય છે. દુનિયા આખી જાણે એના હૈયામાં હાલકલોલક થઈ રહી છે ને જેટલાં જીવ એટલાં રૂપ એમાં તરવરે છે.

સગઈએ તો છરી કાઢી છે ને કલિંગર મેળવા જાય છે. ત્યાં તો જોગીડો પોકારી ઊઠે છેઃ 'જો જે હો પદમણી! હાથ નો થડકી જાય. તારી પાળીની ધાર તો બરાબર છે ને!?'

તો કેઃ 'અમારી પાળીની ધાર તો માણસનાં માથાં ઉતારી લ્યે.'

'પણ આ કાંઈ માણસનાં માથાં નથી, પદમણી. જોગી–જતિનાં કલિંગર છે. અમારાં કલિંગર છે તો ભારે મીઠાં, પણ એમાં જેટલાં બી છે એટલાં અમારા ગુરુનાં રૂપ છે. તારે રૂવે રૂવે નો પરવરી જાય એની તેવડ રાખજે.'

તો કેઃ 'અમારી રુવાંટીમાં બીજાનાં મૂળિયાં નો બેસે, જોગીડા. અમારી કાયા તો બિલોરી કાચની. આરપાર દેખાય તોય મારગ નો મળે.'

'પણ આને તો બીએ બીએ કાંટા ફૂટશે ને વેલા આભે જઈને અડશે.'

તો કેઃ 'અમારી તો મનપંખીની જાત. આભની યે ઓલી મેર ઊડીએ ને આળાંઝાળાં ને માળાં બધું ય તોડીફોડી નાખીએ.'

'અમારા ગુરુને નામે દિશાનાં ઢાંકણ દેવાઈ જાય. આગળપાછળની એકે ય ઉઘાડી નો રહે.'

તો કેઃ 'અમારી કૂંચીઓ તો મનની મેલાતુના બારણાં ય ઉઘાડી નાખે, બાવલિયા.'

'ભલે તો કરો ભાવતાં ભોજન પદમણી.'

સગઈ સંગાર કલિંગર લેવા હાથ લંબાવે છે. પથારીને એક છેડેથી બીજે છેડે હાથ ફરી રહે છે. કલિંગર જેમનાં તેમ પથારીમાં પડ્યાં છે તો ય કાં પદમણીને હાથ એ નો આવે? પદમણીનો હાથ તો જાણે હવામાં ફરે છે ને કલિંગર પથારીમાં પડ્યાં પડ્યાં એની મશ્કરી કરે છે.

'બાયું! બાયું! આ તે કલિંગર છે કે હવાના પરપોટા. આંખ્યે ચડી બેઠાં છે હાથે કાં નો ચડે!'

તગઈ કહે છેઃ 'જોગી–જતિનાં કામણ ફરી વળ્યાં છે, બેન સગઈ. મૂકી દે બાવાને પડતો, એનાં કલિંગર રીયાં એની પાસે. આપણા દેશમાં કલિગરનો કયાં તોટો છે! હાલો બેન, ઘર ભેળી થઈ જઈએ.'

બાવો કહે છેઃ 'પણ આ તો કમોસમનાં કલિંગર પદમણી. પુણ્ય હોય તો જ પામીએ.'

સગઈ તો બાવાનું કાંઈ સાંભળતી કરતી નથી. એણે તો ઝટઝટ કલિંગરને માથે પછેડી ઢાળી દીધી છે ને બધી સહિયર વાંસો વળીને ચાલી નીસરી છે.

ત્યાં તો વાંસેથી મધુરી મહુઅરનો નાદ સંભળાય છે. બાયુંના પગ થંભી જાય છે. કંડિયાને માથે નાગ ઝપેટા નો દઈ રહ્યો હોય એમ બાયુંના વાંસા ઉપર કોકની થપાટું પડે છે. બાયું ચારે પગે ગાય ઠેક એમ

ઠેકી ઊઠે છે ને માથે હાથ ફેરવવા જાય ત્યાં તો ફૂંઉઉ કરતો ફૂંફાડો થાય છે.

'ઓય માડી રે.' બધીયુંના મોઢામાંથી ચિત્કાર નીકળી પડે છે.

'એ તો ચોટલે મણિધર ચડી બેઠા છે, પદમણી.' વાંસેથી કોક ખડખડ ખડખડ હસી પડે છે.

બાયું પાછું ફરીને જુએ છે તો ભેરિયો પથારીમાં બેઠો બેઠો ખડખડ ખડખડ હસી રીયો છે. એને માથે પીંગળી જટા છે ને ડીલે ભગવી કંથા ધારણ કરી છે. મોઢા ઉપર તેજનું કૂંડાળું ફરી વળ્યું છે અને રૂપ જાણે ધરતીને શણગારે છે.

જોતાં તો જોયું પણ સગઈ સંગારની નજર ત્યાં જ ચોંટી રહી છે. અને પગ ધરતીને ખીલે બંધાઈ ગયા છે. એને થયું છે ઓહોહોહો ! આનાં તે કાંઈ રૂપ છે ! કાંઈ રૂપ છે ! ધડચો છે ને કાંઈ મારા વાલાએ નવરે દહાડે.'

ભેરિયો કહે છેઃ 'માથે શેષનાગે છતર ધર્યાં એટલી વારમાં બી ગઈ પદમણી ! કાળી ડિબાણ નાગણી જેવો વાંભ વાંભનો ચોટલો તો રાખ્યો છે ને આ એક આટલા અમથા ફણીધરને ફૂંફાડે થડકી ઊઠી ? કહે છે ને કે તેં તો નવસે નવાણું નાથીને ખીલે બાંધ્યા છે !'

સગઈ તો બોલે કે ચાલે. પાણી વગરનો હોકો બોલે તો એ બોલે. એનું મનડું તો ભેરિયામાં તુંહી તુંહી થઈ રીયું છે. વાય ભેરિયો ! વાય ભેરિયો ! એનું દિલડું ડોલી ઊઠયું છે.

પણ એ દિલડાં ડોલી ઊઠયે શું વળવાનું હતું ! હજુ તો કંઈ કંઈ બાકી હતું. ભેરિયે વાત કરવી પડતી મૂકી છે ને મહુઅર મુખમાં લીધી છે. ઘુમ ઘુમ ઘુમ મોરલીનો અવાજ હિલોળે ચડવા લાગ્યો છે, કંડિયામાં ધૂંચળું વળી પડેલા નાગદાદા જાગી ઊઠે ને ફેણ ઊંચી કરે એમ અંબોડાની આંટીએ કચકચાવેલા બાયુંના ચોટલા લાંબાલસ થઈ ગયા છે ને પછી તો બાયુંને માથે એ કેશકલાપે કલા પૂરી છે. ફેણ માંડી નાગદેવતા જેમ મોરલી માથે જળૂંબે એમ બાયુંના ચોટલા ડોલી રહ્યા છે જાણે કે કાળા કાળા ફણીધર બાયુંને માથે મંડાણા છે.

પદમણીનાં કાચાં કાળજાં રહ્યાં છે. આરસની પૂતળીયું જેવી બધી ઊભી રહી ગઈ છે. બધીયુંને માથે જાણે સવામણનો ભાર છે. ગળે ટૂંપો આવી રહ્યો છે. નાગદેવતા જાણે કે ગળે ભરડો લઈ રહ્યો છે ને લાંબી લાંબી છૂમ કરી પદમણીના ગોરા ગોરા ગાલે લબરકા લઈ રહ્યો છે.

ભેરિયે મહુઅર બાજુએ મૂકી છેઃ 'શાયો રૂડો શણગાર ધર્યો છે, પદમણી ! પણ તારે માથે મણિધરનો જ શણગાર જોતો'તો તો ધરતીને માથે નાગદેવતાની ક્યાં ખોટ હતી ! એની જણપનો ક્યાંઈ આરોવારો ભાળ્યો, પદમણી ? તે ઓલ્યા બચાડા ગારુડીના કરંડિયામાંથી નાગ ચોરી લીધા ? એક તો ચાહન ચોરી કરી ને વળી બચાડાને માથે આળ ઓઢાડયું કે કંડિયા ખાલી છે. એના કંડિયામાં નાગ નો'તા તો આ બધીયુંને માથે નાગનાં છતર ક્યાંથી આવ્યાં ? તમારા મુલકમાં તો કે છ ને કે નાગ જ નો મળે. પણ અમારા નાગ એમ નો ઓળવી લેવાય પદમણી ! અમારા મુલકના એ તો શણગાર છે. અમારે તો એ માથા સાટે. ખમા ! નાગદેવતા ! ખમા ! માઈબાપ ! તમને દૂભવ્યા હોય તો ખમૈયા કરી જાજો માઈબાપા ! થાનકે પોગી જાઓ, દાદા.' ભેરિયો ત્રણ ત્રણ તાળવું ભરી રીયો છે.

ને બાયુંને પગે જાણે કે રેલા ઊતરે છે. કાળા કાળા ડિબાણ જેવા. ચાલી કરીને બાયુંની નજર સામે ધરતીમાં સમાઈ જાય છે. બાયુંને માથેથી ભાર હલકો થયો છે. માથે હાથ ફેરવી જુએ છે તો અંબોડા જેમના તેમ બાંધ્યા છે. એકેય લટ આઘીપાછી થઈ નથી.

[ ચાલુ

## સ્મરણો

[ પાન ૩ નું સાંધણ

પાણીનો ઘડો લઈ હોળી ઠારવા ઊપડી. 'હવે તો બધા ગયા લાગે છે. કોઈનો અવાજ સંભળાતો નથી.' તેણે કહ્યું અને કાખમાં ઘડો લઈ હોળીના ખાડા તરફ ઊપડી.

ગૌરીશંકર થોડી થોડી વારે ઝબૂકી ઊઠતા હોળીના પ્રકાશ તરફ અને ભાંગતી રાતની ચાંદનીમાં કાખમાં ઘડો લઈને જતી ચંચળ તરફ જોઈ રહ્યા. તેમના ધીરા અવાજે એ ગણગણ્યાઃ

મૂંગું મૂંગું રે કે મુખ એ મલકાવું,
એ શું જાણે રે કે દરિયે શું થાવું.

હોળીના ખાડામાં પાણી પડવાનો અને ઓલાઈ જતા દેવતાનો અવાજ તેમણે સાંભળ્યો અને લાકડી લઈ ઘર તરફ ઊપડ્યા.

**ગાડી ઊપડી ગઈ.**

જાજવલ્યમાન તેવી જ સ્નેહાર્દ્ર

# વૃંદા

લેખક
નાથાલાલ દવે

પાર્લાના સ્ટેશનમાં વરસાદ બંધ રહે એની વાટ જોતો હું આંટા મારતો હતો. હવે તો ભાદ્રપદ પૂરો થવા આવ્યો હતો પણ વર્ષાએ હજી વિદાય લીધી ન હતી. તાડના ઝૂંડ પાછળથી એક નાની વાદળી ચઢી આવી હતી. પાણી જોસથી પડતું હતું. એમ લાગતું હતું કે હમણાં વાદળીનો બધો ખજાનો ખલાસ થઇ જશે અને આજ છત્રી સાથે નથી રાખી તો પણ ભીંજાયા વગર ઘેર પહોંચાશે.

અંધેરીથી મુંબઈ તરફ જતી લોકલ આવી.

પ્લૅટફૉર્મ પર હું શૂન્યમનસ્ક જેવો ફરતો હતો ત્યાં એકાએક મારે કાને સાદ સંભળાયો, 'નિખિલભાઈ!'

ચમકીને મેં પાછળ જોયું. બારીમાં વૃંદાનું મુખ દેખાયું. 'ઓહો ! તમે ?' મારાથી બોલી જવાયું.

'ત્યારે બીજું કોણ? સરકારની મહેમાનગતિ માણીને તબિયત એવી સુધારી છે કે તમે તો ઓળખી પણ નહિ શકતા હો કેમ? કોઈ દિવસ યાદ કરતા કે સાવ ભૂલી ગયા'તા?' તે હસતી હસતી કહેવા લાગી. 'તમને તો શોધી શોધીને થાકી, આખા મુંબઈમાં તપાસ કરી. ભાઈસાહેબનો પત્તો મળે તો ને.'

બધી વાતનો જવાબ દેવાનો સમય ન હતો. મેં પૂછ્યું, 'જેલમાંથી ક્યારે છૂટયાં?'

'પંદર દિવસ થયા.'

'મને ખબર પણ ન આપ્યા?'

'તમે લગ્ન કર્યાં એના ખબર મને આપ્યા'તા?'

ત્યાં ગાડીની વ્હીસલ વાગી.

'એ બધી વાત પછી. ક્યાં રહો છો તે તો કહો. કે પછી ઘેર જ બોલાવવી નથી?'

'શી વાત કરો છો! ને મેં એને મારું શિરનામું આપી પૂછ્યું, 'ક્યારે આવશો?'

'કાલે સાંજે, છ વાગે ઘેર હશો કે?'

'હા, હા જરૂર રહીશ.'

'ન રહો તો તમારું કામ પણ નથી. તમારાં એ તો હશેજ ને? કાલે જોઈશ કે ભાભી કેવાંક છે. એવા તો ખરાબ છો ને! છાનાંમાનાં લગ્ન કરી લીધાં. મને કંકોત્રી પણ ન મોકલી! તમારી સાથે તો કોઈ દિવસ બોલવું નહોતું.' વૃંદા વાત કરતી રહી અને ગાડી એને લઈ ચાલી નીકળી.

ગાડીનાં ડબ્બા પરથી ટપકતું પાણી, વૃંદાનું હસતું મુખ, એનો ઊંચો કરેલો ગૌર હાથ–મારી દૃષ્ટિ આગળથી આઘે આઘે સરી ગયાં.

પુલનો દાદર ઊતરી હું ઘર તરફ ચાલ્યો. વાદળ હવે વીખરાતાં જતાં હતાં. પવનમાં તાડના પાનના પંખા વીંઝાતા હતા. મને વિચાર આવતો હતો કે સમય કેવો ઝડપથી ચાલ્યો જાય છે, વાતવાતમાં બે વરસ વીતી ગયાં. વૃંદા બે વરસનો કારાવાસ ભોગવી પાછી છૂટી પણ ગઈ. એ એવી ને એવી આનંદી અને મસ્તીખોર દેખાય છે. અદાલતમાં તે કેવી હિંમતથી જવાબ દેતી હતી? સરઘસ કાઢવાના, સભા ભરવાના અને પત્રિકા વહેંચવાના આક્ષેપો તેના પર મૂકવામાં આવ્યા હતા. પેશવાઈ અદાથી કામ કરતા દક્ષિણી ન્યાયાધીશને વૃંદાએ કેવા શબ્દો સંભળાવ્યા હતા! 'એમ કરો કે મને ફાંસીએ ચડાવી દો. લોકોમાં સારો દાખલો બેસશે. અને આ કાયદાથી અંગ્રેજોને માટે તમે હિંદુસ્તાનને કેવો બચાવી રહ્યા છો એની પણ દુનિયાને જાણ થશે. સાચું કહું છું તમારી મહેનત નકામી નહિ જાય. સરકાર જરૂર તમને રાવબહાદુરનો ઇલકાબ આપશે. એ કેટલી સારી સગવડ છે? આ દેશમાં જે દેશનો દ્રોહ કરે છે તેને સરકાર ઇલ્કાબો આપે છે. અને તમારે તો કશી ફિકર નથી. સોગિયું મોઢું રાખીને 'હું મારી ફરજ બજાવું છું.' એટલું કહો એટલે બસ; તમારા અંતઃકરણને પણ તમે ચૂપ કરી દઈ શકો છો.' આવું આવું એ બોલી ગઈ. અને ચિડાયેલા ન્યાયાધીશે તેને આઠ આઠ માસની ત્રણ સજાઓ એક પછી એક ભોગવવાનો હુકમ કર્યો. એમાં વૃંદાનાં બે વરસ જેલમાં ગયાં.

હું પણ કેટલો નકામો માણસ છું! શરૂઆતમાં વૃંદાને ત્રણ–ચાર કાગળો લખ્યા પછી કોણ જાણે શાથી, પણ છેક ઉદાસ જેવો થઈ ગયો. એક કાગળ લખવાની વૃત્તિ જ ન થઈ. કૉલેજ છોડી હું રખડતો રહ્યો. છેવટે નોકરી લીધી, વિમળા સાથે લગ્ન કર્યાં, રૂમ હાથ કરવા આકાશપાતાળ એક કર્યાં. ઘરનો ખર્ચ નીકળે એ માટે તો વિમળા પણ શાળાની નોકરી કરવા લાગી છે. વૃંદા કાલે પૂછશે કે આટલો સમય શું કર્યું, તો તેને જવાબ શો આપીશ!

હા, એ જવાબ માગવાનો એને હક છે. અદ્દ

વિચિત્ર રીતે અમારો પ્રથમ પરિચય થયો હતો. બસમાં બેસીને હું કોટ તરફથી આવતો હતો ત્યાં એ આવીને મારી બાજુમાં બેસી ગઈ. કંડક્ટર જ્યારે પૈસા લેવા આવ્યો ત્યારે તેણે મને કહ્યું, 'મારી ટિકિટના પૈસા આપશો! હું પર્સ ભૂલી ગઈ છું.' વિસ્મિત બનીને મેં કહ્યું, 'હા, હા, કેમ નહિ?' પૈસા લઈને કંડક્ટર ગયો પછી એ બોલી, 'કોઈ વાર મળીશ તો પાછા આપી દઈશ.' મેં કહ્યું હતું કે 'મળજો જરૂર, પણ પૈસા પાછા આપવાની જરૂર નથી.'

પછી એકવાર અમે ચોપાટી પાસે મળ્યાં હતાં. એ એની ત્રણ–ચાર બહેનપણીઓ સાથે લહેરથી શેરડીનો રસ પીતી હતી. મને જોઈને એ હસી અને પ્યાલો સામે ધર્યો. હું વિવેકને ખાતર આનાકાની કરવા ગયો ત્યાં એ બોલી, 'હવેને હવે, ડાહ્યા શું થાવ છો! નહિ કડવો લાગે.' મારે પ્યાલો પી જવો પડ્યો.

એક દિવસ વાત કરતાં ખબર પડી કે એ ઈંટરનો અભ્યાસ કરતી હતી. તેના પિતા ચાંદીની ચીજોનો વેપાર કરતા હતા, ઠીક ઠીક કમાતા હતા. 'કૉલેજમાં ક્યા વિષયમાં રસ પડે છે,' એમ મેં પૂછ્યું ત્યારે તેણે કહેલું, 'હવે રસની વળી ક્યાં માંડો છો! કૉલેજમાં એવું શું છે તે રસ પડે? બગાસાં ખાવામાં ને વિદ્યાર્થીઓની એનકૂરી જોવામાં વખત જાય છે. શું થાય? લગ્ન થાય ત્યાં સુધી છોકરીઓએ કંઈક તો કરવું જોઈએ ને!' મેં કહ્યું, 'અરે, તમે તે કેવી વાત કરો છો!' વૃંદા કહે, 'જેને કાંઈ ન આવડે એને વાત કરતાં તો આવડે જ ને!'

મુંબઈમાં મહાસમિતિની બેઠક ભરાણી ત્યારે વૃંદાને મેં નવા સ્વરૂપે જોઈ. આઠમી ઑગસ્ટની એ સાંજ અને સમય યાદ રહેશે. વૃંદા કેસરી સાડી પહેરીને મંડપમાં આવી અને મારી પાસે બેસી ગઈ. શી તલ્લીનતાથી તેણે વ્યાખ્યાનો સાંભળ્યાં છે! એકીટશે એ બધા ય બોલનારના મુખ સામે જોઈ રહે, કલાકો સુધી સ્થિર બેસી રહે. જવાહરની આગઝરતી વાણી તે સાંજે અમે સાંભળી અને ગાંધીજીનું એ વ્યાખ્યાન–અહો! રાષ્ટ્રના એ સર્વશ્રેષ્ઠ પુરુષે તે સાંજે જગત આગળ પોતાનું હૃદય ઠાલવ્યું છે તે તો કદી કોણ ભૂલી શકશે? હિંદુ–મુસ્લિમ એકતા, ફેડરેશન, 'જનાબ ઝીણા' વગેરેની વાત કર્યા પછી ગાંધીજી સત્યાગ્રહની લડત વિશે સ્પષ્ટતા કરવા લાગ્યા: 'આજે દુનિયામાં ફરેબ અને જૂઠ વ્યાપ્યાં છે: નર્યાં જૂઠ વચ્ચે પ્રજાનો પ્રાણ ગૂંગળાય છે. આવી ફરેબ અને જૂઠનો મૂંગો લાચાર સાક્ષી બનીને હું કેમ બેઠો રહું!... હિંદુસ્તાન આખામાં મેં જેટલી મુસાફરીઓ કરી છે તેટલી ભાગ્યે જ કોઈએ કરી હશે. કરોડોની જનતાએ મારી જોડે ને મેં કરોડો જોડે અનુસંધાન સાધ્યું. મેં એમની આંખોમાં ઇતબાર જોયો એનો ઉપયોગ કરીને આજે મારે આ જૂઠ અને હિંસા ઉપર ફેલેલી સલ્તનતનો મુકાબલો કરવો છે. સલ્તનતની ભલે ગમે તેવડી તૈયારી હોય આપણે એની જંજીરમાંથી છૂટવું જ રહ્યું. મારી પાસેની ભૂડી જો સાચી હોય તો હું આજને ટાંકણે એને ઝાલીને બેસી કેમ રહું! ખુદા મારી પાસે જવાબ માગશે કે આટલી હિંસા ચોમેર વરતી રહી છે તેને બંધ પાડવાને તારો ખજાનો તેં કેમ ન ખરચી નાખ્યો!...આજે હું કહું છું કે ભલીભૂરી જેવી હોય તેવી કોંગ્રેસે આજે જ લડી લીધે છૂટકો છે.' વૃંદાના હાથમાં મારો હાથ હતો. એના શરીરમાં જાણે કે વીજળીનો પ્રવાહ વહી રહ્યો હતો. આંખમાંથી ચાલ્યાં જતાં આંસુને લૂછવાનું પણ તેને યાદ આવતું ન હતું, ગાંધીજી સામે સ્થિર નયને તે જોઈ રહી હતી. ગાંધીજીના શબ્દોમાં રાષ્ટ્રની રૂંધાયેલી વેદનાને વાણી મળતી હતી. 'આઝાદી લેવી છે. ડરપોક બનશો તો આઝાદી નથી. મરવાની તાકાતવાળો જ જીવવાનો હક્કમ પામી શકશે...આજે છુપાઈને કશું કરવું નથી. આઝાદ માણસ છૂપી કારવાઈ બરદાસ ન કરે.' અને 'આજે મેં મહાસભાને હોડમાં મૂકી છે. મહાસભા માટે તો એટલું જ રહે છે "કરેંગે યા મરેંગે."' એમ કહી ગાંધીજીએ વ્યાખ્યાન પૂરું કર્યું. લાખોની એ મેદની સ્તબ્ધ શાંત બની રહી. શબ્દોમાં કેટલી તાકાત! વાણીમાં કેવું અપાર ગૌરવ! મોડી રાતે વૃંદાને હું તેને ઘેર મૂકવા ગયો ત્યાં સુધી એ મૂંગા જેવી થઈ ગઈ હતી. જાણે દૂરથી બોલતી હોય એમ તેણે કહ્યું, 'નિખિલભાઈ! આપણો દેશ સ્વતંત્ર થશે?' મેં જવાબ આપ્યો, 'કેમ નહિ! આઝાદ થવાનો સંકલ્પ કર્યો એટલે ગુલામીની સાંકળ તૂટી જ સમજવી.' વૃંદા બોલી, 'અંગ્રેજો કેવા સ્વાર્થી છે! આવા પુરુષની સચ્ચાઈ ઉપર તેઓ વિશ્વાસ મૂકી શકતા નથી.'

તે રાતે બધા નેતાઓની ધરપકડ થઈ.

લડત ઊપડી જ નહિ. કશી દોરવણી ન મળી. દમનથી લોકો ત્રાસી ગયા.

અમે કૉલેજ છોડી હતી. પણ ઘેરથી બા તથા બ્હેનનો આગ્રહ અભ્યાસ પૂરો કરાવવાનો હતો. એમનો શો વાંક? એમ. એ.ની એક જ ટર્મ મારે બાકી હતી. તે પૂરી કરી ધંધે વળગું એની કુટુંબીઓ વાટ જોતા હતા. ચાર વરસ પહેલાં મારું વેવિશાળ થયું હતું. પરીક્ષા પતે એટલે મારાં લગ્નનું પતાવી દેવાને શ્વશુર-પક્ષે પણ આતુરતા હતી.

વિદ્યાર્થીઓ એક પછી એક કૉલેજમાં જવા લાગ્યા. તે વખતે પ્રિન્સિપાલો અને અધ્યાપકો મહા સંગ્રામ જીતી ગયા હોય એમ વર્તતા હતા. કૉલેજની નાની દુનિયાના તેઓ હવે સરસુબાદાર બન્યા હતા. વિજેતાની અદાથી તેઓ વિદ્યાર્થી આગળ નાકલીટી તણાવતા. અને એ બધી શરમ તથા અપમાન સહન કરીને વિદ્યાર્થીઓ ફરી કૉલેજમાં જતા. વૃંદા કહેતી, 'આ કેળવણીકારોનાં માનસ તો જુઓ! પરીક્ષાઓની જાળ પાથરીને કેવા એ બેઠા છે! ને વિદ્યાર્થીઓ આવીને ટપોટપ તેમને ચરણે નમે છે. આવડી મોટી લડત થઈ પણ ન તેમને સંગઠિત થતાં આવડ્યું, ન સામે થતાં આવડ્યું. સ્વમાન શું કહેવાય એની પણ સમજ ન પડી.' મારો પોતાનો વિચાર કરીને જવાબ આપતો, 'શું થાય! બીજો કોઈ રસ્તો જોઈએ ને!'

હું ફરી કૉલેજમાં જવા લાગ્યો એ વાતમાંથી વૃંદા અને મારે તકરાર પડી. એણે તો અભ્યાસ છોડી જ દીધો હતો.

એ કંઈકછાનુંછાનું કામ કર્યા કરતી. મને મળતી પણ ઓછું. થેલીમાં પત્રિકાની થોકડી હોય. લાગ જોઇ એ કોઈને આપી દે. મને આવાં કામમાં રસ ન પડતો. હું એને સમજાવતો કે 'શું નકામા દિવસો બગાડે છે! આમ કાંઈ લડત થતી હશે? જે દેશમાં માણસને સ્વાધીન થવા માટે ઉત્સાહની જરૂર પડે છે તે કદી સ્વાધીન બને? આઝાદીની તમન્ના મનમાંથી ન જાગે? તે માટે પત્રિકાઓ ને ભાષણોની જરૂર હોય?' તે કહેતી, 'નકામી દલીલો ન કરો. પોતાને કામ નથી કરવું એટલે જાતને સમજાવવાનાં આવાં બહાનાં શોધો છો!'

એક સાંજે એ આવીને મને કહે, 'ચાલો, કાલે બારમાં સરઘસ કાઢીએ.'

મેં કહ્યું, 'ના હવે કૉલેજના દિવસો પાડવા નથી.'

તે બોલી, 'તમે કેમ આવા ટાઢાટમ થઈ ગયા છો? મારી એકેએક વાત કાપી નાખો છો!'

મેં કહ્યું, 'લડત તો છે નહિ, ત્યારે એવી પ્રવૃત્તિનો શો અર્થ છે? ભણવાનું પૂરું કરું તો હવે કાંઇક ધંધે ચડાય ને!'

વૃંદાએ કહ્યું, 'ઓહો! પૈસા કમાવાની ઉતાવળ થવા માંડી છે? પછી તો ઘર વસાવવું હશે, કુટુંબની સેવા કરવી હશે. હું તો એ બધું ભૂલી જ ગઈ'તી.' કહીને એક પત્રિકા મારા હાથમાં મૂકીને તે ચાલી ગઈ. તેમાં આઝાદીની લડતમાં સાથ ન આપનાર સુરત યુવકો માટે લાંબું ભાષણ લખેલું હતું.

એ સરઘસ કાઢતાં જ વૃંદાની ધરપકડ થઈ અને તેને બે વરસની જેલ મળી.

તેને નાશિક લઈ ગયા તે પહેલાં હું તેની મુલાકાતે ગયો હતો. તે આનંદમાં દેખાતી હતી. મેં એને કહ્યું, 'શરીર સાચવજે ને વજન ઘટવા ન દઈશ.'

તેણે જવાબ આપ્યો, 'મને કાંઈ થવાનું નથી. મારી ફિકર ન કરશો. બે વરસમાં ખૂબ કામ કરી મૂકજો. હું પાછી આવીને હિસાબ માગીશ.'

અને પછી ગાડી એને લઈને ચાલી ગઈ હતી. કેટલો સમય હું શૂન્ય ભાવે તે વખતે સ્ટેશન પર ઊભો રહ્યો હતો! દૂર વળાંક લઈને ગાડી સિગ્નલની બત્તી નીચે થઈને ચાલી ગઈ ત્યારે મનમાં કોઈ અકથ્ય ગ્લાનિ મેં અનુભવી હતી. આહ! માણસો કેવાં જીવનમાં વણાઈ જાય છે! અગરબત્તીની સુવાસની પેઠે કેવાં ધીમે ધીમે તે જીવનને માધુર્યથી ભરી દે છે! ક્યારે આવીને હૃદયનો ખૂણો કબજે કરી લે છે તેની ખબર પણ પડતી નથી!

વિમળા દાદર ચડી. 'અંધારામાં બેઠા છો કે! બત્તી પણ નથી કરી? કેવા આળસુ છો!' કહી તેણે ચાંપ દબાવી. 'મારે આજ બહુ મોડું થયું. નવરાત્રના ઉત્સવની તૈયારી ચાલે છે ને. શિક્ષકો તો શાળામાંથી ખસતા જ નથી. કોઈને જાણે ઘરબાર હોય જ નહિ,' અને પોતાની શાળાની વાત કરવા લાગી.

૨

બીજે દિવસ સાંજે વૃંદા આવી.

તો મારી સામે ખુરસી પર બેસી પડી છે.

કેવો ભૂલકણો છું હું યે. બારણું બરાબર બંધ જ કર્યું નહિ. આમ ને આમ ઊંઘી ગયો હોત તો રાત આખી બારણું ઉઘાડું રહી જાત ને! વાંક તો મારો જ પરંતુ વાંકની વાત આવતાં મગજમાં બીજો ઉછાળો આવ્યોઃ ઉઘાડું રહી ગયું એ જ સારું થયું નહિતર વળી આ રસદર્શન ક્યાંથી થાત! બારણું બંધ ભાળીને કદાચ એ તો પાછી વળી જાત.

પણ આ મૂક વિચાર–વિનિમય કાંઈ સારો તો ન જ હતો. હું વિચારમૂઢ પડ્યો હતો અને એ તો મંદમંદ હસતી હતી. વિવેકશૂન્ય જ છું તો. આવ્યાને આવકારો નથી દેતો.

માંડ માંડ બોલ્યો. 'પધારો...'

'પધારી જ છું તો. પણ પછી ગળે પડું છું એમ કહેશો નહિ.'

'ના ના, એમ તો કેમ કહી શકું! પરંતુ આપની કાંઈ ઓળખાણ...'

'એટલી વારમાં ભૂલી ગયા.' તે હસી.

'ભૂલી તો કેમ જાઉં? આજે કોણ જાણે કેટલીએ વાર મળ્યા!'

'એ પહેલાં મળ્યાં જ નથી?'

'એ પહેલાં – એ પહેલાં.'

'સાવ જ ભૂલકણા તો.'

'સાચે જ ભૂલકણો છું. કાંઈ યાદ આવતું નથી.'

'યાદ તો આવતું હશે પણ સંભારવું નહિ હોય.'

'તમે...તમે ...'

'કેવું યાદ આવ્યું? કાંઈ એકાદ મુલાકાતની ઓળખાણ હતી! થોડું સાથે રહ્યા છીએ!' તે હસી.

'માફ કરજો, પણ...' મારું એક પણ વાક્ય પૂરું થતું ન હતું.

'કેટલાં વરસ વીતી ગયાં? પાંચેક વરસ થયાં હશે ખરું ને! પાંચે ય પૂરાં નહિ થયાં હોય. નથી જ થયાં ને. હજુ તો જાણે ગઈકાલની વાત હોય એમ જ લાગે છે.' તે હસ્યે જતી હતી.

'તો તમે એમ કહેવા માગો છો કે આ પહેલાં પણ આપણે મળેલાં!'

'મળેલાં એટલું જ? કેટલો વખત સાથે રહેલાં? તમારો સ્વભાવ તે આવો ભૂલકણો ક્યાંથી! ભૂલકણો રહો. નહિતર આટલાં વરસમાં એકાદી ચિઠ્ઠી પણ ન લખો! એટલે જ મને થયું કે હું જ જઈ આવું. રાહ પણ કેટલી જોવી!'

'આપ...'

'મિનાક્ષી. નામ પણ ભૂલી ગયા છો ને શું!'

યાદ છે, બધું જ યાદ છે. વાતની સાંકળ મળતાં હવે એ વાત સંભારવાનાં ફાંફાં મારવાં પડે તેમ નથી. પરંતુ યાદ છે એમ કહેવું જ નથી. એ માટે તો વધુ સાવધ બનવું પડશે. 'કાંઈ યાદ આવતું નથી.'

'મારે જ બધું સંભારી આપવું પડશે, નહિતર વળી ગળેપડુ કહેશો.'

'ગળેપડુ રહો.' હું મનમાં બબડ્યો.

'રાણીના બાગમાં આપણે મળેલાં. તારીખવાર બધું જ યાદ છે. તે પછી તો રોજ મળતાં, સાથે જ રહેતાં...'

તૃપ્તિ ન થાય ત્યાં સુધી સાથે જ રહેવું પડે ને— હું મનમાં બોલ્યો. બધું જ સાંભરે છે. કડીએ કડી મળી ગઈ છે. જરા ય ગૂંચવાડો પણ કેવો!–પણ થાય જ ને! કાંઈ એક મિનાક્ષીને યાદ કરવાની હતી! રાત પડે ને મિનાક્ષી બદલાય. દિવસ ઊગે ને વેશપલટો થાય એ મારી યે યાદી કાંઈ નાનીસૂની છે!–પણ હવે એ સંભારીને શું કામ છે! ઓળખું છું એમ કહેવામાં તો હવે સાર નથી. તોડાવીને ભાગી આવ્યો છું તે. આને હવે પાછી કાઢવી જ પડશે. રૂપની ઓળખાણું તાજી નહિ જ થઈ શકે. અરેરે રૂપ!

એ આગળ બોલતી હતી, 'પછી તો આવું છું કહીને ચાલ્યા ગયા તે આજની ઘડી ને કાલનો દી.'

'આજની ઘડી ને કાલનો દી.' હું મનમાં હસ્યો.

'એક ચિઠ્ઠી લખવાની યે ફુરસદ ન મળી! એવા તે શું કામમાં પડી ગયા હતા!' તે મારી સામું જોઈ રહી.

'હુંડીના ખોખાં વટાવતો'તો.' હું મનમાં બબડ્યો.

'તમારા યે અગસ્ત્યના વાયદા. વાટ જોઈ જોઈને થાકી ગઈ.'

'અગસ્ત્ય તે બિચારો શું વાયદા કરી જાણતો'તો.' હું બબડ્યો.

'સુકાઈને પાટો વળી ગઈ.'

'જુદી વાત. ગાલના ગલ તો હજુ રતુંબડા છે.' કહેવા જતો હતો, પરંતુ સારું થયું વાર્યો રહ્યો. નહિતર નહોતું કહેવું તે કહેવાઈ જાત. —પણ હવે તો

વધારે વખત વાત છાની રહી શકશે નહિ. બલાને જલદી વળાવવી જોઈશે. કહી નાખ્યું, 'આપની ભૂલ થતી લાગે છે. આપ કોઈકને બદલે કોઈકને ધારીને અહીં આવ્યા લાગો છો.'

'તો આપ એમ કહો છો કે...'

'ભૂલ જ તો.'

'તમે ના પાડશો એટલે ના થઈ! મારી પાસે તો પુરાવા છે. કેટલા ફોટોગ્રાફ સાથે પડાવ્યા છે.'

મોકાણ એ ફોટોગ્રાફરોની. જ્યારે ને ત્યારે પુરાવા ઊભા જ રાખે છે. પણ એમ ગાંજ્યો જાઉં ખરો કે? કહી નાખ્યું, 'મળતા ચહેરાની યે મોકાણ થોડી છે!'

'તો આપ સાવ જ નામુક્કર જશો!'

'નામુક્કર જ તો.' હું બબડ્યો.

'કેવી હોંશભરી આવી'તી!'

'હોંશભરી જ આવે ને! બધી જ એમ હોંશભરી આવી'તી. હું યે કાંઈ ઓછો છેલછબીલો છું? પતંગિયાં એ વિના ટાળે મળતાં હશે? પણ કોઈની રહેવા દીધી નથી. ઘણી યે આ રીતે રાહ જોઈ જોઈને આખરે તો થાકી જ ગઈ હશે ને?

'તમે તો મારું દિલ ભાંગી નાખ્યું.'

'ખોટી વાત. દિલ તે કાંઈ ભાંગી જતું હશે?' હું મનમાં બોલ્યો.

'તમારા મનમાં શું ચાલી રહ્યું છે, એ હું જાણું છું. તો ય હું તમને વીનવું છું. પાંચ પાંચ વરસથી એ વાતના ઓરતા સેવી રહી હતી. કેવી મીઠી કલ્પનાઓ કરી રાખી હતી? મને સાવ નિરાશ ન કરો. તમારે માટે તો મેં જીવન સામટું નિચોવી નાખ્યું છે.' એના અવાજમાં દર્દ હતું.

પણ હું તે ક્યાં એવી પળોજણમાં પડું? દરેકને પત્ની કરી રાખું તો પછી પત્નીઓનો પાર જ ન રહે. અમારી તો નરભ્રમરની જાત. વનવગડે ફરતો ફરે, નવા નવા ફૂલની ચમક ચાખે અને વળી બીજે ફૂલડે જઈ બેસે.

હવે તો આ બલા ઝટ ટળે તો સારું. ઝાઝી વાતનાં ગાડાં ભરાય. મેં ઝટ દઈને કહી નાખ્યું, 'આપની ભૂલ જ થાય છે, મિનાક્ષી હું આપને ઓળખતો નથી.'

'તો આ આપનો છેલ્લો જવાબ છે!'

'હું આપને ઓળખતો હોત તો કેવું સારું!'

'ભલે ત્યારે.' તેણે એક નિસાસો મૂક્યો.

મને થયું કે હાશ આખરે બલા ટળી. પણ...પણ એના વદનની રેખાઓમાં આ શો ફેરફાર થઈ પડ્યો છે? એનું હાસ્ય અને રંગની રેખાવલિ ક્યાં અદૃશ્ય થઈ ગયાં? આંખનાં તેજ ક્યાં સમાઈ ગયાં? રતન હોલવાઈ ગયાં કે શું? આકૃતિ યે જાણે હવામાં સરી જાય છે. ઝાખું ઝાખું લાગે છે કે જાણે કોઈ સામે બેઠું છે. કોણ બેઠું છે એની ઓળખાણ જ ન પડે

અને એક ઘોઘરો અવાજ સંભળાય છે: 'આપને ત્યારે એક વાત કહી નાખું. મિનાક્ષી આજે સાંજે પાંચ વાગે મુંબઈના એના આવાસે મૃત્યુ પામી...'

હું ચમકી પડ્યો. પથારીમાં અડધો બેઠો થઈ ગયો. શું સાંભળું છું હું આ? અત્યાર સુધી ત્યારે કોની સાથે વાત કરતો હતો? મુખડે મરકલડાં પાડતું કોણ મારી સામે અત્યાર સુધી બેઠું હતું! જૂઠી વાત જ તો. એ મિનાક્ષી જ હતી અને એની આશા ફળીભૂત થઈ નહિ એટલે...

'અને દિલમાં જે ભૂખ પાંચ પાંચ વરસથી ભરી રાખી હતી તે શમાવવા વાસનાદેહે હું તમારી પાસે આવી છું.'

'ડાકણ.' મારાથી ચીસ પડાઈ ગઈ.

સુધબુધ ઊડી ગઈ છે. વાણીને તાળાં દેવાઈ ગયાં છે. આંખની પાંપણો જાણે કપાઈ ગઈ છે. ફાટી આંખે જોઈ રહ્યો છું, એ ખુરશી ઉપર કોણ બેઠું છે તે.

ફરીથી અવાજ આવે છે, દર્દભર્યો અને દયા ઉપજાવે તેવો: 'સાચીખોટી જે આશા આપેલી તે આશાનો દોર પકડી આજ સુધી બેઠી હતી. હૈયું હાથ રહેતું ન હતું, છતાં ય રાહ જોતી હતી. આજે એ દોર એકાએક તૂટી ગયો. હૈયું તે કેટલું હાથ રહે? એના ધબકારા આજે શમી ગયા. અને જે વાસના અધૂરી રહી ગઈ છે તેણે આ દેહ ધારણ કરેલો. એમ ને એમ સમજી ગયા હોત તો ખબરે ન પડત કે આ ભૂતજગતની માયાજાળ છે. પણ–હજી યે વીનવું છું. ભૂતજગતનું પ્રાણી છું એમ જાણીને પણ તમે મારો સત્કાર કરી લ્યો. જરા યે દુઃખ નહિ થાય. જરા યે ઓછું–અદકું નહિ થાય. ભૂતસૃષ્ટિ સાથેના સહચારની વાતો બીજો કોઈ જ નહિ જાણે...'

મૂંઝવણનો પાર રહ્યો નથી. હા કહી જાય તેમ નથી. ના યે કહી જાય તેમ નથી. મૂંગો જ પડ્યો રહ્યો છું.

'તો પછી…' અવાજમાં પરિવર્તન થયે જતું હતું.

મારી પાસે ઉત્તર જ ન હતો. શરૂઆતની નફટાઈ અને બેદરકારી બીકમાં ફેરવાઈ ગયાં હતાં. સામે ભૂત-સૃષ્ટિની માયાજાળ એના કંઈક અવનવા રૂપરંગ દેખાડતી અને સમેટી લેતી ખડી હતી. બીક બીક ને બીક. હૈયાના ધબકારા વધી રહ્યા છે. મગજ ફરી રહ્યું છે. આ અલાબલામાંથી ઊગરવાનો કશો જ માર્ગ સૂઝતો નથી.

'તમારા મનમાં શું ચાલી રહ્યું છે એ હું નથી સમજતી એમ નથી. શરૂઆતથી જ તમારા રંગઢંગ જોઈ લીધા છે. છતાં પણ જે પ્રબળ વાસના ભરી છે, એ શમવવા માટે આ બધી મથામણ કરી રહી છું. સમજી જશો તો ઠીક છે, નહિતર…'

'નહિતર!'

'ભૂત સાથે પનારા પડયા છે.'

'પડયા જ છે તો.' હું બબડ્યો.

'ભલે તો પછી.'

તે સાથે ઓરડામાં એકસામટો પવનનો ઝંઝા-વાત ફરી વળ્યો. બારીબારણાં ચોતરફથી ભડાભડ અથડાવા લાગ્યાં. દીવો હોલવાઈ ગયો. મારું યે ભાન જતું રહ્યું.'

ફરીથી ભાન આવે છે ત્યારે છાતી ભારે સલ જેવી થઈ ગઈ છે. સવામણનો બોજો જાણે પડયો છે. પૂરો શ્વાસ પણ લઈ શકાતો નથી. આમ તો છાતી ઉપર કાંઈ જ લાગતું નથી ત્યારે આ ભાર શેનો છે? તો શું ડાકણ છાતીએ ચડી બેઠી છે! અને કાન ઉપર આ એકધારો અવાજ શેનો સંભળાય છે? ચીક ચીક ચરર– ચીક ચીક ચરર– ચીક ચીક ચરર—

ફરીથી ભાન જતું રહે છે.

બીજી સવારે ઑફિસે જવા નીકળ્યો છું. રસ્તામાં કોણ મારી પડખોપડખ ચાલી રહ્યું છે! કોઈ જ દેખાતું નથી અને છતાં કોક અડોઅડ ચાલતું જણાય છે. ધક્કે ચડાવે છે. એ મોટર નીચે આવી ગયો! એ ગાડીની હડફેટે ચડ્યો! કોણ જાણે કેટલાય માણસો સાથે ભટકાયો હઈશ. જેમતેમ ઑફિસે પહોંચ્યું છું.

પણ સામે ખુરશી ઉપર કોણ બેઠું છે! કોઈ જ નથી, છતાં એ તગતગતી આંખો કોની છે! કલમને કોણ ધોદા મારે છે! કાગળો વીંખે છે! કામ ઉપર દિલ ચોટતું નથી. ભૂલ ઉપર ભૂલ થયા કરે છે. મગજ ફરી જાય છે. નહિ કામ થઈ શકે. ઘેર જ જવા દે.

ઘેર પાછો આવું છું. આ તે શો ઉત્પાત મચી ગયો છે? આખી શેરીનો કચરો કોણે ઠાલવ્યો છે! કામવાળી યે આવી લાગતી નથી. અને આ કૂતરું ક્યાંથી પેસી ગયું! પલંગ નીચે કાળું કાળું કૂતરું લાંબી જીભ બહાર કાઢી પડયું છે. હુડકારું છું, લાકડી ગોદાવું છું, તોય ઊઠતું નથી. અરે આ તો મરી ગયું છે. શેરીના મડદાને અહીં ઘરમાં કોણ સંઘરી ગયું –અને આ ચીક ચીક ચરર, ચીક ચીક ચરર. કાનો આ કાન ફોડી નાખે એવો અવાજ આવે છે. જોઉં છું તો પથારી પાસેની એક બારી ઉપર એક ચીબરી બેઠી છે. એકધારી બોલ્યે જાય છે, ચીક ચીક ચરર, ચીક ચીક ચરર. ઉડાડવા મથું છું, ઊડતી નથી. બારી બંધ કરવા જાઉં છું, બારીને અડી પણ શકાતું નથી.

ઊંઘ તો શેની જ આવે? આંખને જાણે પાંપણો જ નથી. નજર સામે ચીબરી ચકર. ચકર ફરી રહી છે. કાન ઉપર એ જ કર્કશ અવાજ પડી રહ્યો છે. ચીક ચીક ચરર……

દિવસ ઉપર દિવસ વીત્યે જાય છે. રોજ રોજ નવા નવા ઉત્પાતો મચ્યા કરે છે. કોઈ વખત પથા-રીમાં એઠવાડ પડ્યો હોય છે, તો પુસ્તકો રસોડામાં રઝળતાં હોય છે. ટ્રંકમાંથી કાઢી કાઢીને બધાં જ કપડાં કોઈએ કાદવમાં ખરડી નાખ્યાં હોય છે, તો કોઈ વખત આખું ઘર કેમ જાણે વરસાદમાં ન ભીંજાયું હોય એમ પાણીમાં તરબોળ હોય છે. રોજ રોજ એની એ ચીબરી અને એનું ચીક ચીક ચરર, ચીક ચીક ચરર. દુનિયામાં જાણે એ ચીબરી અને એના ચીક ચીક ચરર સિવાય બીજું કશું છે જ નહિ.

પડોશીને પૂછી વળું છું, 'અરે ભાઈ! આ ચીબરીનો અવાજ તો તમે સાંભળો છો ને! એનો કાંઈ ઉપાય!'

પડોશીઓ કહે છે, 'ચીબરી કેવી ને વાત કેવી! અમે તો કાંઈ સાંભળતા નથી.'

પડોશીઓની આંખે પડળ આવી ગયાં જણાય છે. એમના કાન બહેરા થયા લાગે છે. આવડી મોટી ભૈરવને તેઓ જોઈ શકતા નથી. કાંઈ થોડી મોટી

છે ! પુરાણકાળનો ગરુડ અને આ કાન ફાડી નાખે એવો એનો અવાજ તેઓ ન સાંભળે એવું કેમ કરી માની શકાય ? ત્યારે તો હવે એ ચીબરીને કાઢી મૂકવાના મારે એકલાએ જ પ્રયાસ કરવા જોઈશે. ઘણા ય બંધૂકના બહાર કરું છું, હોકારા–પડકારા કરું છું, ચીબરી તો એમની એમ બેઠી છે. એકધારી લવ્યે જાય છે, ચીક ચીક ચરરર, ચીક ચીક ચરરર.

ભૂખતરસ ઊડી ગઈ છે. ખાવા બેસું છું તો કોક જાણે મોઢે ડૂચા મારે છે. પાણી પીવા જાઉં છું તો પાણીમાં જંતુ ખદબદે છે. ભૂખ્યો અને તરસ્યો ઊંઘ વગરનો રઘવાયો બની ફરું છું અને કાન ઉપર એ એક જ અવાજ સંભળ્યા કરું છું—ચીક ચીક ચરરર, ચીક ચીક ચરરર.

હાર્યો ભાઈ આ ચીબરીથી તો. તોબા ભાઈ એના ચીક ચીક ચરરરથી. એ આડે જાણે બીજું કશું સૂઝતું જ નથી. મકાન જ બદલી નાખવું પડશે.

મકાન શોધવામાં તો કશી જ મુશ્કેલી નડી નહિ. સામાન ગાડામાં ભર્યો છે અને નવે ઘેર આવી પહોંચું છું. મજૂરો સામાન સારે છે. મનમાં એમ છે કે હાશ બચ્યો હવે તો એ ચીબરીના ચીક ચીક ચરરરથી. સામાન ગોઠવવાની ધમાલમાં પડ્યો છું, ત્યાં તો ચીક ચીક ચરરર, ચીક ચીક ચરરર. ચમકીને આસપાસ જોઉં છું. અંદર મોટું કમાડ છે અને એ કમાડને માથે બેઠી બેઠી ચીબરી ડોળા કચકચાવી રહી છે. સામાનની સાથે સાથે જાણે એને ય ઉપાડી લાવ્યો છું. લાગે છે કે એ ય હવે તો મારી અંગત મિલકત બની ગઈ છે.

માથું જ સાબદું ફરી ગયું છે. ઑફિસમાં એ તગતગતી બે આંખો અને ઘેર ચીબરીનું ચીક ચીક ચરરર. રસ્તામાં જે પગલાં પડખોપડખ ચાલે છે એ તો જાણે કશી વિસાતમાં નથી. ભૂલ ઉપર ભૂલ થયે જાય છે. ઑફિસનો સાહેબ તે બિચારો કેટલું સાંખે ? એક દિવસ તો એણે યે સુણાવી દીધું છે, 'તમારાથી હવે કામ નહિ થઈ શકે. આટલી આટલી ભૂલો કેવી રીતે ચલાવી લેવાય ! તમને રજા આપવામાં આવે છે.'

થયું, ઑફિસમાંથી છૂટો થયો છું. ઘરના નોકરો-ચાકરો તો ક્યારના ભાગી ગયા છે. હવે તો કાયમનાં સંગાથી તરીકે બે જ જણાં રહ્યાં છે; એક અનિદ્રા અને બીજું ચીક ચીક ચરરર.

કઈ અશુભ પળે મને અવળો વિચાર સૂઝ્યો ને મેં એને ના પાડી ! સીધેસીધી સ્વીકારી લીધી હોત તો એ ભૂતપ્રેત કે ચૂડેલ છે એની ખબર જ ન પડત. અને હું યે કેવો ઉલ્લુ છું ? મિનાક્ષી મરી ગઈ છે કે જીવતી છે એની પંચાતમાં મારે તે શું કામ ઊતરવું જોઈએ ? એ સાચખોટનાં પારખાં લેવાનું મને શાથી સૂઝ્યું ? મિનાક્ષીને ને મારે શો સંબંધ હતો ? સંબંધ હતો એની તો ઇન્કારી કરી હતી; વળી એ વાતની પળોજણમાં પડવાનું શું કારણ હતું ? તો ય મેં મુર્ખામી કરી નાખી અને કાગળ લખી મિનાક્ષીના ખબર કઢાવ્યા—શું લાડવો મળ્યો ? એ મરી ગઈ છે એવી સાબિતી મળ્યા પછી તો આ બધા ડાકણના જ ઉલ્કાપાત છે એમ માનવાનું ને ? અને હવે ડાકણ પછવાડે પડી છે તે કેવી રીતે કેડો છોડશે !

મંત્રતંત્ર ને માદળિયાં કર્યે ય પાર આવ્યો નથી. ચંડીપાઠથી ય ચીબરી દૂર થઈ શકી નથી. હવે તો —હવે તો–વિચારને ચકડોળે ચડ્યો છું. મનમાં એમ થાય છે કે એની સાથે સલાહ કરી લઉં. આ હેરાનગતિનો એ વિના પાર નહિ આવે.

વિચાર આવતાં કમકમાં આવે છે. ભૂત સાથેનો ઘરવાસ ! પણ લોકો તો કહે છે કે ભૂત રીઝે તો ભવની ભાવટ ભાંગે. એને તો બધું ય સાધ્ય હોય છે. એની પાસે તો ભર્યા ભર્યા ભંડાર હોય છે. રૂડી રૂડી મહેલાતો રચી દે. સાજ સામગ્રીનો પાર ન રહે. ભૂત જેને વશ થઈ રહે એને તો પછી કશી પાંતીની ચિંતા જ ન રહે.

અરે મૂરખ ! જાણતો હતો તો પછી પહેલેથી કેમ સન્મુખ હા ભણ્યો નહિ ? હવે જ્યારે બીજુ કહેવાનો વારો આવ્યો છે ત્યારે શરણે જવાની વાત કરે છે ? પણ એ તો ભાઈ જાગ્યા ત્યાંથી સવાર. આ અત્યાચારો હવે તો સહ્યા જતા નથી.

અને વિચાર આવતાં નજર સામે ઝળઝળાટ થઈ થાય છે. અને —અને સામે જોઉં છું તો અપ્સરા ઊભી છે. રૂપરૂપના અવતાર જેવી.

'હાં ઠેકાણે આવ્યા ને ?'

'આવ્યો જ છું તો.'

'તો પહેલેથી જ હા ભણી દીધી હોત તો !'

'એમ બીજુ કહે એ બીજા.'

'તો હવે!'

'હવે તો તું કહે તેમ!'

'સ્વપ્નાં આવતાં લાગે છે!'

'શેનાં સ્વપ્નાં?'

'મહેલ-મહેલાતોનાં ને......'

'ના......ના......'

'પણ એ સમય વહી ગયો. હવે તો આદર્યું છે તે પૂરું કર્યે જ છૂટકો છે.'

'મિનાક્ષી—'

'મિનાક્ષી તો મરી ગઈ.' તે અટ્ટહાસ્ય કરી ઊઠી.

તો સુલેહની જે સંભાવના હતી તે હવે પાર નહિ પડે શું? કાકણુ રૂઠી છે એને મનાવવાનો કાંઈ ઉપાય ખરો!

અને એ બોલી ઊઠે છે, 'આ તો હજુ એક જ પાછળ પડી છે; બીજી જો આવી પહોંચી તો...'

'તો!' આંખે અંધારાં આવે છે. દુનિયા અંધકારમાં ડૂબી જતી જણાય છે.

અને ફરી પાછો એ અવાજ કાન ફાડી નાખે છે—ચીક ચીક ચરર, ચીક ચીક ચરર, ચીક ચીક ચરર.

એને મનાવવાનો તો કાંઈ ઉપાય નથી. ભલે તો જીવું છું ત્યાં સુધી એ અનંત ગાન સાંભળ્યાં કરું. મિનાક્ષી નહિ, મિનાક્ષીનો વાસનાજીવ નહિ, તો ભલે એનું આ અલૌકિક રૂપ— ચીબરી જીવનસંગાથી બની રહે.

એ યે એક જીવનનો મહામંત્ર છે ને! ચીક ચીક ચરર, ચીક ચીક ચરર, કોક કાળે એમાંથી યે અર્થ ઘટાવવા લોકો મથામણ કરશે. ત્યાં સુધી તો—

ચીક ચીક ચરર, ચીક ચીક ચરર, ચીક ચીક ચરર.



## વૃંદા

[પાન ૧૨નું સાંધણ

'મારું.' હસતી હસતી તે બોલી. પણ તેના મુખ પરથી હાસ્ય ઊડી ગયું ને ગ્લાનિની રેખા ત્યાં અંકાઈ ગઈ. ખિન્ન અવાજે તેણે કહ્યું, 'આપાએ કોઈ મહેમાનને નોતર્યાં છે. ઝવેરીના દીકરા છે. રાતે જમવા આવવાના છે. જિંદગીમાં ક્યાંક ગોઠવાવું પડશે ને! આમ ને આમ ક્યાં સુધી ચાલશે!'

એકવાર જૂની લગ્નપ્રથાની મજાક ઉડાવતી વૃંદાને આમ બોલતી જોઈ મને નવાઈ લાગી.

મેં કહ્યું, 'સારા માણસ હશે!'

એ કહે, 'જોયે ખબર.' અને વળી એ થોડી વાર ચૂપ રહી. 'હવે તો હું જાઉં જ.' કહીને એ ઊભી થઈ. 'ભાભીને ન મળાયું. એમને જોવાનું ખૂબ મન હતું.' તે બોલી.

મેં કહ્યું, 'અંદરના રૂમમાં ફોટો છે, જોવો હોય તો.'

'લો, ત્યારે કહેતા શું નથી!' કહીને વૃંદા અંદર ગઈ.

બારણામાં ઊભા રહીને મેં જોયું તો એ વિમળાનો ફોટો હાથમાં લઈ તેની સામે સ્થિર નજરે જોઈ રહી હતી. એક મિનિટ, બે મિનિટ, ત્રણ મિનિટ એમ ગઈ. અનિમેષ નયને તેણે એ છબી જોવા જ કરી. બે હાથમાં ફોટો પકડીને ફરીથી તે ઊંચો કરી વિમળાના મુખ સામે તે જોવા લાગી.

મેં કહ્યું, 'એટલું બધું તે શું જોવાનું છે એમાં?'

વૃંદાએ કંઈ જવાબ ન આપ્યો.

મેં જોયું તો એની બંને આંખોમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં.

સાડીના છેડાથી મુખ ઢાંકી દાદરે ઊતરીને વૃંદા ચાલી ગઈ.

# રૂપિયા એકની લૉટરીની ટિકિટ ખરીદી નવાબ પોતાને લખપતિ માનવા લાગ્યો

## નસીબની બલિહારી

લેખક
શૌકત થાનવી

નસીબની બલિહારીની વાતો કરી કરીને નવાબદીનને લૉટરીની ટિકિટ ખરીદવા તૈયાર તો કર્યો. પરંતુ એ જ ટિકિટ એના અને મારા કમનસીબનું વરૂપ લેશે એવો તો ખ્યાલ ક્યાંથી કર્યો હોય? રૂપિયા એકની લૉટરીની ટિકિટ ખરીદીને નવાબ પોતાને લાખ રૂપિયાનો માલિક માનવા લાગી જશે એવું તો કેમ સમજી બેસાય! અને જે દિવસે એણે ટિકિટ ખરીદી હતી તે દિવસથી જ જાણે સિતારો ફરી ગયો છે અને જાણે એક લાખ રૂપિયા એના ખિસ્સામાં જ છે અને ખરેખર એ લખપતિ બની જ ગયો છે અને એ રકમનો એ મનમાન્યો ખર્ચ પણ કરી શકે છે એવા ખ્યાલી વિચારોમાં જ એ ઘૂમ્યા કરે છે. એની હરેક વાત કુબેરની અમીરાત અને કર્ણની ઉદારતાને લજવે તેવી હોય છે. પહેલાં જ્યાં સાંજ પડે ત્યારે તેલ, મીઠું મરચું અને લોટ-લાકડાં ઘર ભેગાં કરવાની ચિંતા કરવાની હતી એને બદલે ત્યાં હવે બંગલો, મોટર, અને બેંકમાં મૂકવાની થાપણ સંબંધેની ચિંતા સવાર થઈ ગઈ છે. શરૂશરૂમાં તો એના આ શેખચલ્લીપણા માટે મને જરા રમૂજ મળતી પરંતુ જ્યારે એ તો ગંભીરતાપૂર્વક પાગલ બની રહ્યો છે એમ એની દરેક વાતચીત ઉપરથી લાગી આવ્યું ત્યારે મેં મારી જાતને ખૂબ ફિટકાર આપ્યો. ક્યાં એક ખાસા મજાના ભલાભોળા માણસને લૉટરીની માત્ર રૂપિયા એકની ટિકિટ ખરીદાવી બદહવાસ કરી મૂક્યો? પણ પાછું વિચારતાં એમ પણ થતું કે એમાં મારી એવી કસૂર પણ શી છે! આવી ટિકટો તો મેં કેટલીય ખરીદી છે. અને અમારી જેવા બીજા તો લાખો ખરીદે જ છે ને? પરંતુ ખુદાનો ખોફ આ સુજબ કોઈ ઉપર ન ઊતરશો. બિચારા નવાબનું તો ચક્કર જ ફરી ગયું છે. હવે તો એના મોંમાં લખપતિ લોકો જેવી જ વાતો હોય છે. જ્યારે મળે ત્યારે સ્વમવિહારી જેવી વાતોની પરંપરા ચાલે. એક દી કહેવા લાગ્યા: 'અરે યાર! હજરતગંજમાં બંદરિયા બાગ કે એવા કોઈ નામી લત્તામાં ખાલી જગ્યા કે તૈયાર કોઠી વેચાવ હોય તો મારું ધ્યાન ખેંચશો.'

મેં કહ્યું: 'અરે મિયાં! ખાલી દિમાગ બગાડી રહ્યા છો. અત્યારથી જ જમીન ખરીદવાની ચિંતા કરવા માંડી!'

એણે તો ખૂબ ગંભીરતાપૂર્વક કહેવા માંડ્યું: 'મિયાં, માનો ન માનો ખુદાને દેવું હોય ત્યારે દી આડા નથી આવતા. અને મારું તો દિલ સાક્ષી પૂરે જ છે કે આ બહાને ખુદા મને જરૂર અમીર બનાવશે જ.'

મેં કહ્યું: 'અરે યાર! એ બધું ય સાચું. પરંતુ પહેલવહેલા તો ખુદા એ દી દેખાડે એટલી તો રાહ જુઓ.'

ખુશીના માર્યા ફુલાતાં ફુલાતાં નવાબે કહ્યું: 'ખેર, ખુદા જે કરશે તે જ બનવાનું છે પરંતુ ઇન્સાને તો પોતાનો ઇન્તેજામ કરવામાં જરી પણ બેદરકાર ન રહેવું જોઈએ. હું તમને ફરી ફરીને કહું છું કે આવી કિસમની કોઈ જમીન કે કોઠી નજરમાં રાખતા રહેજો.'

મને થયું કે બિચારો આ રીતેય ખુશી રહેતો હોય તો મારું શું લઈ જાય છે. મેં કહ્યું: 'અચ્છા મિયાંસાબ! જરૂર નજર રાખતો રહીશ.'

હવે તો નવાબને સવારથી માંડીને સાંજ સુધીમાં એક જ કામ રહ્યું હતું. જે જે મળે તેને તે શાનદાર કોઠી અને એને લાયક જમીનની નજર રાખવાની જ વાત કરતા ફરતા. અને પછી તો લોકો પૂછવા લાગ્યા: 'મિયાંસાહેબ! આખરે છે શું? ક્યાંય ગલંદો માર્યો છે?' ત્યારે ખૂબ નમ્રતાસહ નવાબ કહેતા: 'અરે ભાઈસાબ! ખુદાની ખુશીની શું વાત થાય! એ ક્ષણમાં ગરીબને અમીર અને અમીરને ગરીબ બનાવી શકે છે.'

ધીરે ધીરે નવાબનાં સઘળાં સગાંસંબંધી અને મિત્રમંડળ માનવા લાગ્યાં કે નવાબને કોઈ જગ્યાએથી દાટી દોલત મળી છે ને કાં તો કોઈ શરતમાં બાજી મારી લાગે છે. અને લોકોના આ અનુમાનથી તો નવાબ દિનપ્રતિદિન વધારે ને વધારે શેખચલ્લીપણામાં ફુલાતો જતો હતો. અને હવે તો એટલે સુધી વાત પહોંચી હતી કે એના આનંદના અતિરેકમાં રાતની ઊંઘ પણ હરામ કરી હતી. અને દિવસે તો કામમાં બસ એટલું રહ્યું હતું કે કોઈ એક મોટર-કંપનીના શોરૂમ ઉપર જઈને નવાં આવેલાં મૉડલ જોઈ આવવાં.

ને ત્યાંથી નીકળી કોઈ મકાનધણી કે દલાલની સાથે મકાન-ખરીદીની વાત કરવી કે કોઈ વીમાકંપનીના એજન્ટ સાથે એંડોવમેન્ટ, હોલ લાઈફ કે વીથ ફેમિલીના પ્રિમિયમના વાર્ષિક હપ્તાની સરખામણી કરવી અને છેવટે આ બધી મુસીબતનો સાર મારી ઉપર ગુજ- રતો. દિવસભરની જુદા જુદા કામ અને માણસો સાથેની વાતચીત પૂરા વિસ્તારસહ મને કહેવામાં આવતી અને પછી મારો અભિપ્રાય પૂછવામાં આવતો. જરી પણ શુષ્કતા દેખે તો ઊલટાની ફરિયાદ સાંભ- ળવી પડતી કે તમે મારી વાતમા રસ લતા નથી. અને હું તો એ ફિકરમાં પડ્યો હતા કે આ બિચારાને લોટરીના પરિણામના દિવસે કેવી રીતે બચાવી લેવો!

એક દિવસ તો બરોબરની માથે વીતી. હું ફરવા જવાની તૈયારી કરી ઘરની બહાર નીકળ્યો. સામેથી મિયાં નવાબ કડકડતાં નવાં જ કપડાં પહેરીને આવી ચડ્યા. કહ્યુંઃ 'ભાઈસા'બ! આજે તો તમારે મારી સાથે એ જમીન જોવા આવ્યે જ છૂટકો છે. ખુદાના કસમ કહું છું કે સાત હજારમાં એ મળી જાય એમ છે, અને માનોને આ તો પાણીના મૂલે જ મળી જાય છે. ચોતરફ કમ્પાઉંડમાં સુંદર બાગ ને વચ્ચે બડી શાનદાર કોઠી! રંગત રહી જશે રંગત. મારી ઇચ્છા છે કે તમે આજે જ મારી સાથે આવીને એ પ્લૉટ જોઈ તમારા મત મુજબનો પ્લાન બનાવરાવો. અને હા જુઓ એક બીજી વાત. હવે સમય પણ ક્યાં વધારે રહ્યો છે. હું, તમે, તમારી ભાભી અને મારું માનો તો અમારી ભાભીસાહેબાને પણ સાથે લઈ ને એક નાનકડો ઉપવન-વિનોદ માણી આવીએ. હું તો ફરી ફરી કહીશ કે આ બધું ય પહેલથી પૂર્ણ વ્યવસ્થિત રૂપે જ થવું જોઈએ.'

મેં હસતાં હસતાં પૂછ્યુંઃ 'કેમ, નવાબ! કાંઈ સ્ક્રૂ તો ઢીલા નથી થઈ ગયા ને?'

નવાબે બબડતાં કહ્યુંઃ 'અરે યાર, તમે તે શું બકો છો! શું ખુદાની કુદરતમાં એટલું પણ નથી કે હું લખપતિ પણ ન બની શકું!'

મેં કહ્યુંઃ 'ખુદા તો સર્વશક્તિમાન છે. એ ધારે એ બનાવી શકે છે, પણ તમારી માફક બીજા કોઈ ને પાગલ ન બનાવે તો બસ.'

નવાબે સાશ્ચર્ય મારી સામે આંખ કાઢીને પૂછ્યુંઃ 'મતલબ?'

મેં કહ્યુંઃ 'મતલબ એ જ કે લખપતિ તો બન- વાના હશો ત્યારે બનશો, પણ હાલ પાગલ તો પૂરા બની ગયા છો.'

નવાબે ખિજાતાં કહ્યુંઃ 'ત્યારે મારે શું ખુદાની કુદરતથી નિરાશ થઈને જ બેસવું એમ જ ને!'

મેં કહ્યુંઃ 'હા, આવી બાબતમાં તો નિરાશા જ બહેતર છે.'

નવાબને આ સાંભળીને ખૂબ જ લાગી આવ્યું. એની આંખમાં આંસુ છલી આવ્યાં. મને એને માટે ખૂબ જ સહાનુભૂતિ થઈ આવી. મેં એને ખુશ કરતાં કહ્યુંઃ 'અરે યાર! હું તો દિલગી કરું છું. ચાલો આવું છું ને તમારી સાથે.'

નવાબનાં આંસુ એકદમ ગાયબ થઈ ગયાં. પ્રસન્નતા સહ કહેવા લાગ્યાઃ 'તો ચાલોને શી વાર છે!'

મેં સાથે કદમ મેળવી ચાલવા માંડ્યું. થોડે દૂર નહોતા પહોંચ્યા, ત્યાં સામેથી નવાબના મોદીનાં દર્શન થયાં. નવાબ પહેલાં તો સહેજ ફિક્કા પડી ગયા લાગ્યા. પણ તુરત સ્વસ્થ થઈ ગયા. મોદી આવતાં બોલ્યોઃ 'મિયાં નવાબદીન! આ ફેરા તો બહુ દી થઈ ગયા હો.'

નવાબે પૂરી બેપરવાહી દર્શાવતા અવાજે કહ્યુંઃ 'અરે એમાં આટલાબધા મૂંઝાવ છો શું, શેઠ? હવે તો આ પંદરમી ઑગસ્ટ પછી તો તમને સામેથી જોઈએ તેટલાં રૂપિયા મળી રહેશે.'

મોદીએ કહ્યુંઃ 'નહિ નવાબ, બહુ દી થઈ ગયા છે. હવે તો મળવા જ જોઈએ.'

નવાબે કહ્યુંઃ 'અરે શેઠ, એકવાર કહ્યું કે આજથી દિવસ આઠની અંદર રૂપિયા આવી જશે અને પછીથી તારે જોઈએ તેટલા રૂપિયા હું સામેથી વ્યાજે આપીશ, બસ ને!'

મોદી તો નવાબની વાતમાંથી શું સમજવું એ જ મૂંઝવણમાં હતો. નવાબે એનો વાંસો થાબડતાં કહ્યુંઃ 'અરે શેઠ, શું વિચાર કરો છો!' ખુદાની કરામતમાં શક કરાય જ નહિ.' અને નવાબે મારી તરફ નમી, મારો હાથ પકડી આગળ ખેંચી જતાં હસતાં હસતાં આગળ ધપાવ્યું. થોડે દૂર પહોંચ્યા કે સામે ઝવેરીની દુકાન જોતાં નવાબે કહ્યુંઃ 'ભાઈસા'બ જરા થોડીવાર,

અહીં આ દુકાને એકાદ–બે ચીજ જરા જોઈ લેવાની છે.'

'શું?' ન સમજાતાં મેં પૂછ્યું.

'કોઈ એકાદ ચીજ તમારાં ભાભી માટે પસંદ કરી રાખવી છે.'

હું કાંઈ કહેવાનું કરું તે પહેલાં તો નવાબે દૂરથી જ ઝવેરીને સંબોધીને કહ્યું: 'કેમ લાલાસાહેબ! અમારા લાયક કોઈ ચીજબીજ છે કે?'

ઝવેરીએ દૂરથી હાથ જોડતાં કહ્યું: 'નહિજી, અમો ચાંદીનું તો કામકાજ કરતા જ નથી.'

બસ નવાબનો મિજાજ હાથમાં રહ્યો નહિ. તાડૂકી ઊઠ્યા: 'અરે લાલાસાહેબ! જરા મોં જોઈને તો વાત કરો. ચાંદી? ચાંદી તો પહેરશે કોઈ બાંદી. છે કોઈ જડાઉ ચમ્પાકલી તો બતાવો.'

ને ઝવેરી એકદમ સવિનય ઊભો થઈ નવાબની સાથે સાથે મને પણ હાથ પકડી દુકાન અંદર ખેંચી લાગ્યો. નવાબ એક પછી એક દાગીનો ધ્યાનપૂર્વક જોવા લાગ્યા. ઘડીક ચમ્પાકલી તો ઘડીક ઝૂલણાં તો વળી ઘડીકમાં હીરાજડિત કર્ણફૂલ હાથમાં લઈને ભાવ પૂછતા જાય છે ને એક કોર મૂકતા જાય છે. અંતમાં પોતાની 'ઘરમાંની' માટે એક જડાવ હાર પસંદ કર્યો. જેની કિંમત રૂપિયા પંદરસો હતી. મને પૂછ્યું: 'કેમ ભાઈસાબ! બરાબર લાગશેને તમારી ભાભીસાહેબને?'

'બેલાશક દીપી ઊઠશે.' મેં ચલાવ્યું.

'સાચે જ?'

મેં જવાબ આપ્યો: 'ત્યારે શું આ કાંઈ મજાક છે!'

અને નવાબે નિશ્ચય કરતા અવાજે ઝવેરી સામે જોઈ કહ્યું: "આને જરી એક તરફ રાખી મૂકશો. પંદર તારીખના રોજ હું જાતે આવીશ યા તો કોઈ માણસ આવી કિંમત આપી જશે ને હાર લઈ જશે.'

ઝવેરીએ વિનયપૂર્વક બે હાથ ભેગા કરીને નમસ્કાર કર્યા અને અમે એ ઝીલી અક્કડ પગલે નીચે ઊતરી આગળ વધ્યા. મને નવાબની હાલત ઉપર હસવાથી વધારે દયા અને દયાથી વધારે હસવું આવતું હતું. અને નવાબ તો ધીર ગંભીર પગલે આગળ ચાલ્યા જતા હતા ને પાછળ હું ખેંચાતો હતો. થોડો વખત એમ ને એમ ચલાવ્યા બાદ એકદમ મારી તરફ મોં કરીને નવાબે કહ્યું: 'મેં એક ફકીરને પૂછ્યું હતું. એણે તો આ નંબર ૩૧૩૫૫૧ ખૂબ જ શુકનિયાળ છે એમ કહ્યું છે. મેં એને દુવા કરવા કહ્યું છે. અરે યાર! મને તો ચારે ય તરફથી બસ કામયાબી કામયાબી જ દેખાઈ રહી છે. અને કાલ રાતે સ્વપ્નામાં પણ એને જ મળતી વાત: એક હાથમાં શકોરું લઈને ભીખ માંગું છું; પણ એકલો નહિ હો. સાથે તમારી ભાભીસાહેબ પણ –કાખમાં અહમદને લઈ ને–સાથે સાથે પોકાર પાડીએ છીએ. મેં તો સ્વપ્નામાં પૈસો લેવા હાથ લંબાવ્યો અને ખાલી હાથ તમારી ભાભીની છાતી પર જોરથી પડ્યો. એ બેબાકળી જાગી ગઈ. હું પણ જાગી ઊઠ્યો. મેં એને સ્વપ્નાની વાત કરી. પહેલાં તો એ થોડી વાર મૂંગી જ રહી, પછી કાંઈ યાદ કરતાં બોલી: અમે નાનાં હતાં ત્યારે નજમાચાચી કહેતાં કે આપણને જે સ્વપ્નું આવે એથી ઊલટી જ વાત ખરેખર બને જ. આનો અર્થ તો એમ જ થયો કે હું સાચે જ અમીર બનવાનો છું.

મેં ઘણી મુશ્કેલીથી હસવાનું રોકતાં કહ્યું: 'વાહ! સ્વપ્નું તો ખરેખર શુભસૂચક છે. અને પેલા ફકીરના કહેવા મુજબ નંબર પણ શુકનિયાળ છે.'

નવાબે છાતી ફુલાવતાં કહ્યું: 'કેમ ત્યારે તમે જ મને આવી બાબતમા નિરાશ રહેવાનુ કહેતા તા ને!'

મેં કહ્યું: 'મારા કહેવાનો પણ એ જ આશય હતો કે એવી નિરાશા બાદ કામયાબીની સાચી ખુશી ખરેખર અનુભવી શકાય.'

વળી થોડે દૂર પહોંચતાં જ નવાબે એકદમ અટકીને સામેનો પ્લોટ બતાવતાં કહ્યું: 'આ જ સામેની જમીન જેની હું હંમેશ જિકર કરું છું.'

જમીન તો ખરેખર મોકાની અને સરસ છે. પણ શરત એટલી કે ખિસ્સામાં નાણાં હોય તો જ. પરંતુ અત્યારે તો અમારે સ્વપ્ન મોઢે જ મિયાં બનવાનું હતું–દલા તરવાડીની વાડી જેવી વાત હતી. મેં જમીન જોઈ સંતોષ જાહેર કર્યો: 'ખરેખર જગ્યા તો બારે મોકાની પસંદ કરી નવાબ સાહેબ!'

'કેમ ત્યારે હું ન'તો કે'તો યાર!' જમીન-માલેક જે દર્પ અનુભવી બોલે તેમ છાતી ફુલાવતા નવાબે કહ્યું: 'અરે ભાઈ મારા' મારા કાન પાસે મોં લાવીને ધીરેથી પણ ઉતાવળે બોલ્યા 'આ તો સત્તરને બદલે સાતમાં જ હો! મફત છે મફત જ.' એની ખુશીમાં દેખીતી હા મેળવતાં કહ્યું: 'ખરેખર મફતમાં

આવી એમ જ કહેવાય. આનું નામ નસીબની બલિહારી!'

નવાબ પોતાની છત્રી વડે જમીન ઉપર કંઈ લીટા દોરી રહ્યા હતા. પછી મારી તરફ જોતાં ગંભીર અવાજે બોલ્યાઃ 'હં ત્યારે બોલો, આનો પ્લાન તો કોઈ અંગ્રેજ ઇજનેર પાસે જ કરાવશું ને ?'

મેં ફુલાવતાં કહ્યુંઃ 'અરે યાર! કોઈ હિંદુસ્તાનીને સોંપી આખી વાત ઊંધી ન મારી બેસતા.'

નવાબ મરક મરક હસતાં બોલ્યાઃ 'શું કીધું? હિંદુસ્તાનીને! એવો મૂરખ ધાર્યો! આ તો એવી શાનદાર કોઠી બનશે. બસ એવી...! દૂર દૂરથી લોકો જોવા માટે આવશે.'

ઊભા હતા ત્યાંથી મને થોડે દૂર ખેંચી લઈ જઈ ને છત્રી વતી ચીંધતા કહ્યુંઃ 'હં જુઓ પણે એક ત્રિકોણમાં બાગ બનશે ને વચ્ચે ઝૂલો રહેશે. ને અહીંયાં નોકરો માટેની ચાલી. પેલી મેર મોટર ગેરેજ.' મેં માથું નમાવી અનુમોદન કર્યું.

નવાબે આગળ ચલાવે રાખ્યુંઃ 'તો પછી કાલે જ કોઈ કાબેલ નકશાનવીસ પાસે જઇને નકશાની રૂપરેખા તો લઈ આવીએ. હં જુઓ નજીકમાં તાર ઑફિસ, ઇલેક્ટ્રીક પાવર હાઉસ અને સ્ટેશન ચોકનું નાકું અને ચારે બાજુ ખૂલી વિશાળ જગ્યા...બસ યાર! રંગત રહી જશે રંગત.'

મેં ફરી માથું હલાવી હામાં હા મેળવી અને બીજા કેટલા ય હવાઈ કિલ્લા રચતા નવાબ સાથે ઘરે પાછો ફર્યો. આજના શીખ્યા છેવટ એમ નક્કી કર્યું કે હવે લોટરીનું ઇનામ ખૂલવાની તારીખ સુધી નવાબને મળવું જ નહિ. ઘરે આવી ચડે તો અંદરથી જ કહેવરાવી દેવું કે હાલ હાલ બજારે ગયા છે અને બજારમાં સામે મળી જાય તો આંખો ફેરવી નજર ચૂકવી ચાલ્યા જવું.

પરંતુ જે દીથી મેં મળવાનું બંધ કર્યું તેને વળતે દીથી નવાબે જ મારે ત્યાં સવારસાંજ નિયમિત આવવાનું શરૂ કર્યું. આગળની ગોઠવણથી અંદરથી જ જવાબ આપીને નવાબને પાછા કાઢતો હતો. પરંતુ એકવાર એવું બની ગયું કે હું બહાર ઓટલે છોકરાને સમજાવી રહ્યો હતો ત્યાં એકાએક આવી ચઢ્યા. મને જોઈ દૂરથી સલામાલેકુમ કરતા બોલ્યાઃ 'અજી સરકાર! આપ તો ઇદકે ચાંદ બન ગયે હો. જ્યારે આવું ત્યારે બસ 'ઘરમાં'થી એક જ જવાબ કે હાલ હાલ બહાર ગયા. હું તો આ બગલમાં નકશો દબાવીને જ ફરું છું. લો જુઓ આ રહ્યો.'

'અરે શું વાત કરું? ભાઈસાહેબ! હમણાં તો નવા સાહેબ આવ્યા છે તે ઑફિસ ટાઈમ ઉપરાંત પણ રોકાઈ જવું પડે છે. પછી આકચોપાકચો ઘરે આવીને જલદી બહાર ફરવા નીકળી જાઉં છું.'

નવાબે સાંભળ્યું ન સાંભળ્યું કરતાં સચિંત મુખે કહ્યુંઃ 'અને આ જુઓને ૧૫મી તારીખ થઇ ને ૧૭મી આવી પણ હજુ લૉટરીના પરિણામનું કાંઈ કેમ બહાર ન આવ્યું?'

મેં આશ્વાસતાં કહ્યુંઃ 'આજકાલમાં આવી જ જવું જોઈએ.'

નવાબે મસ્ત ભાવે કહ્યુંઃ 'ખેર એ તો જે બનવાનું છે તે જ બનશે. લો આ નકશો તો જુઓ.' કહી નવાબે મારી સામે નકશો ફેલાવીને મૂકી દીધો.

જેવા અમે નીચું વળી એમાં જોતા હતા ત્યાં ટપાલીએ આવીને ટપાલનો થોકડો મારી સામે ધર્યો. અમે ઉતાવળે ઉતાવળે પહેલા છાપું ખોલી લૉટરીના પરિણામની કૉલમ શોધી જોવા લાગ્યા. નવાબે ચશ્માં ઠીક કરીને બાંયો ચડાવતાં વધારે નજીક આવતાં અખબાર ઉપર આક્રમણ કરતી ઢબે નં. ૩૧૩૫૫૬ ની ખોજ કરવા માંડી.

અર્ધોએક કલાક તો એમાં ખાંખાંખોળાં કર્યાં. નંબર લાગ્યો હોય તો મળી આવે ને! અંતે થાકીને ભારે અવાજે નવાબ બોલ્યાઃ 'હં આમ કેમ!'

મેં પણ મોં વીલું કરી જવાબ આપ્યોઃ 'કંઈ પણ સમજમાં આવતું નથી.'

નવાબ સ્વયં આશ્વાસન લેતાં બોલ્યાઃ ખચિત આમાં ગડબડ થઈ છે. જુઓ લો, નં. ૩૧૩૫૫૫ અને પછી જો, ૩૧૩૫૫૭ ઉપર રૂ. ૧૦૦૦) વાળું ઇનામ પણ લાગ્યું છે. તો પછી વચ્ચેનો મુદ્દાનો નંબર ક્યાં ગૂમ થઈ ગયો? જરૂર આમાં કાંઈક ભૂલ છે.'

નવાબનો ચહેરો ફિક્કો ફશ થઈ ગયો અને રડમસ જેવો દેખાવ થઈ રહ્યો હતો. અત્યારે હવે એને થયેલા આઘાતમાંથી કેમ સાચવી લેવો એનો જ વિચાર મને ચડતો હતો. કંઈક નવી પ્રવૃત્તિ તરફ ધ્યાન ખેંચું તો

કદાચ આઘાત હળવો પડશે એમ સમજી મેં નવાબને દિલાસો દેતાં કહ્યું: 'આવી ભૂલો વારે વારે બનતી જ હોય છે. સાચાં નંબર રહી જાય અને વળી પાછળથી સમાચાર આવે. તમે એમ કરોને... !'

ડૂબતા માણસને તરણું મળ્યા જેવું થયું. નવાબે કહ્યું: 'ત્યારે તો તારઘરે જઈ તાર મૂકી પુછાવી લેવું?'

મેં કહ્યું: 'હા એ જ એક ઉપાય છે.'

નવાબ કોઠીનો પ્લાન એમ જ ઊડતો છોડીને ઉતાવળે તાર કરવા ઊપડ્યા. હું પાછળ વિચારતો રહ્યો: નસીબની બલિહારી છે, નહિતર એનું હૃદય જ બંધ કેમ પડી ન ગયું એ જ મને હજુ સુધી સમજાયું નથી.

મૂળ હિંદી ઉપરથી

●

ગમે તેવી આકરી સજા સહન કરવા તૈયાર છું પણ દેશનું અપમાન મારાથી

# સહન કેમ થાય?

લેખક 'શ્રી'

અઢારમી સદીના સંધ્યાકાળે પશ્ચિમનાં રાજ્યો ચીન ઉપર તૂટી પડ્યાં. જર્મની ક્યા ઉચાઉ અખાત ગળી ગયું. બ્રિટને વેહાઇવે પડાવ્યું. રશિયાએ આર્થર બંદર લીધું અને ફ્રાન્સે ક્વાંગચાઉનો દરિયો ભાડે છીનવ્યો.

ગોરાઓની આ તરાપ સામે ચીન તુરત જ સાવધાન બની ગયું. જન્મભૂમિને જકડાઈ રહેલી ગુલામીની બેડીથી ચીનાઓના પ્રાણ અકળાઈ ઊઠ્યા.

અને...પરદેશીઓની સત્તાની ધૂંસરી ફેંકી દેવા ચીને પ્રયત્નો આદરી દીધા, રાજ્યવહીવટના સડાને નાબૂદ કર્યો. દેશના સાહિત્યને સમૃદ્ધ કરવા માંડ્યું. યુવાનોને ખડતલ બનાવવા લશ્કરી શાળાઓ ખોલી. અને ઊંચા પ્રકારની તાલીમ આપવા જાપાનથી શિક્ષકો બોલાવ્યા.

પાઓતાંગ નગરમાં એક લશ્કરી શાળા હતી. સેંકડો યુવાનો તેમાં તાલીમ લઈ રહ્યા હતા. એમના હૃદયમાં સ્વદેશની આઝાદીની ચિનગારી જલતી હતી.

શાળામાં આરોગ્યશાસ્ત્રનો વર્ગ ચાલતો હતો. જાપાની શિક્ષક જંતુશાસ્ત્ર સમજાવતા હતા. મેજ ઉપર માટીનું ઢેફું પડ્યું હતું તે ઉપાડીને તેમણે કહ્યું: 'આ ઢેફામાં ચાલીસ કરોડ જંતુઓ સમાયેલ છે. આ ઢેફાને તમારા ચીન દેશ સાથે સરખાવી શકાય......'

શિક્ષક આગળ બોલે એ પહેલાં જ એક નાનકડો યુવાન ઊભો થઈ ગયો. શિક્ષકના મેજ પાસે એ ઝડપભેર જઈ પહોંચ્યો. મેજ ઉપરથી એણે માટીનું ઢેફું ઉપાડ્યું. જોરથી પછાડીને ઢેફાના તેણે આઠ ટુકડા કરી નાંખ્યા. એક ટુકડો ઉપાડીને શિક્ષકને તેણે પૂછ્યું: 'જાપાનમાં પાંચ કરોડ મનુષ્યો વસે છે. એ પાંચ કરોડ આ એક ટુકડામાં ખદબદતાં પાંચ કરોડ જંતુઓની બરોબર જ છે ને સાહેબ?'

યુવાન વિદ્યાર્થીઓનાં હૃદય મરકી ઊઠયાં.

શિક્ષક ગુસ્સે થઈ ગયા. તેમણે વિદ્યાર્થી યુવાનને કરડાકીમાં પૂછ્યું: 'તું ક્રાંતિકાર લાગે છે!'.

યુવાને કહ્યું: 'એમ આડા પ્રશ્ન ના પૂછો. મારું કહેવું એટલું જ છે કે મારી સરખામણી ઘટિત છે યા નહિ?'

શિક્ષકે આ બનાવની જાણ ઉપરીને કરી અને આ યુવાનને માટે સખત સજા માગી.

ઉપરીએ યુવાનને બોલાવ્યો. યુવાને બધી હકીકત જણાવી કહ્યું: 'ગમે તેવી આકરી સજા સહન કરવા તૈયાર છું. પણ દેશનું અપમાન મારાથી સહન કેમ થાય?'

ઉપરીએ યુવાનની હિંમત માટે ખૂબ ધન્યવાદ આપ્યા.

આ યુવાન તે આખી જિંદગી પોતાના દેશની સેવામાં અર્પણ કરનાર, ચીનના સરમુખત્યાર ચાંગકાઈ શેક.

જેમાં દાનવોના ગુરુ શુક્રાચાર્ય પાસે કચ સંજીવની વિદ્યા શીખવા જાય છે



લેખક
મયૂર

# દેવ અને દાનવ

## સંજીવની વિદ્યા

બ્રહ્માજીએ આબાદ યુક્તિ લડાવી. તિલોત્તમા બનાવી કાઢી. સુંદ ઉપસુંદને ઠેકાણે કરી દીધા. દેવોને સ્વર્ગનું રાજ્ય મળી ગયું અને રાક્ષસો પલાયન થઈ ગયા. પણ એથી દાનવો જરાકે નાહિંમત થયા ન હતા. તેમનું જોર જરાય ઓછું થયું ન હતું. રોજ રોજ લડાઈ઼ઓ ચાલુ જ હતી. રાક્ષસોનાં ધાડાંનાં ધાડાં સ્વર્ગ ઉપર ચડી આવતાં, લશ્કરો સામસામાં અથડાતાં, ઘમસાણની લડાઈઓ મચતી અને બન્ને પક્ષનો કચ્ચરઘાણ નીકળી જતો, પણ એમાં દાનવોને કશું જ નુકસાન ન હતું. એમના ગુરુ હતા શુક્રાચાર્ય. શુક્રાચાર્ય સંજીવની વિદ્યા જાણે, એટલે એ તો સંજીવની મંત્ર ભણીને મરી ગયેલા દાનવોને પાછા સજીવન કરી દે. દાનવો તો હતા તેટલાના તેટલા બની જાય. દેવો પાસે એવું કાંઈ સાધન ન મળે. એમના ગુરુ બૃહસ્પતિ. એમને કાંઈ સંજીવન વિદ્યા આવડે નહિ. એટલે દેવો તો મરે તેટલા ઓછા થાય. આમ એમની સંખ્યા ઓછી થતી જાય. એમનું જોર ઘટતું જાય.

દાનવો આમેય બળવાન અને ઓછામાં પૂરું એમના પક્ષમાં સંજીવની વિદ્યા. પછી પૂછવું જ શું? દેવોના પક્ષમાં બ્રહ્માજી અને નારાયણ ખરા. પણ એ તો ભીડ પડે ત્યારે ભેર કરે. એથી શું વળે?

દેવો ખરેખર મૂંઝાયા. હવે કરવું શું? આમ ને આમ લડાઈ ચાલુ રહેશે તો આપણે ખલાસ થઈ જશું. આનો કાંઈક માર્ગ કાઢવો જોઈએ. દેવોને થયું કે આપણા ગુરુને પણ સંજીવની વિદ્યા આવડી જાય તો કેવું સારું?

દેવો પહોંચ્યા ગુરુ બૃહસ્પતિ પાસે. માંડીને વાત કરી. ગુરુએ માથું ધુણાવ્યું. 'હું કાંઈ શુક્રાચાર્ય પાસે જાઉં નહિ. એમાં મારી આબરૂ શી? અને જાઉં તો પણ શુક્રાચાર્ય કાંઈ સંજીવની વિદ્યા શીખવે નહિ. મારું એમાં કામ નહિ.'

ગુરુ બૃહસ્પતિને એક પુત્ર હતો. એનું નામ કચ. કચ ઘણો ચાલાક. દેવોને થયું ચાલો કચને સમજાવીએ. એ આપણું કામ કરી આપશે. તેઓ બધા કચની પાસે ગયા. કચને કહે: 'તું અમારું કામ નહિ કરે?'

કચ કહે: 'જરૂર કરીશ. કહો શું છે?'

દેવો કહે: 'તું શુક્રાચાર્ય પાસે જઈ સંજીવની વિદ્યા શીખી લે.'

કચ કહે: 'શુક્રાચાર્ય પાસે જાઉં તો ખરો પણ એ મને સંજીવની વિદ્યા શીખવશે?'

દેવો કહે: 'એ તો ભાઈ તારી હુશિયારી ઉપર આધાર છે. આમ ને આમ તો થોડા જ શીખવવાના હતા? દુશ્મનપક્ષમાં છે ને! પણ લાગ આવે ત્યારે શીખી લઈએ.'

કચ કહે: 'ભલે તો જાઉં.'

શુક્રાચાર્ય દાનવોના રાજા વૃષપર્વાને ઘેર રહે. કચ તેમની પાસે પહોંચ્યો. પ્રણામ કરી ઊભો રહ્યો. કહે: 'હું અંગીરાનો પૌત્ર, બૃહસ્પતિનો પુત્ર. મારું નામ કચ. આપની પાસે વિદ્યાભ્યાસ કરવા આવ્યો છું.'

શુક્રાચાર્ય કહે: 'વિદ્યાભ્યાસ કાંઈ રમતવાત નથી ભાઈ.'

કચ કહે: 'તમે કહેશો તેમ કરીશ. તમે કહેશો ત્યાં સુધી રોકાઈશ.'

શુક્રાચાર્ય કહે: 'ઓછામાં ઓછા હજાર વરસ લાગશે.'

કચ કહે: 'ભલે હજાર વરસ રહીશ.'

શુક્રાચાર્ય કહે: 'મારું બધું કામ કરવું પડશે.'

કચ કહેઃ 'બધું કામ કરીશ.'

શુક્રાચાર્યને કચને પોતાને ત્યાં રાખવાની ઈચ્છા ન હતી. ગમે તેમ તો ય તે દાનવોના દુશ્મન દેવોના ગુરુનો પુત્ર હતો. દાનવોને પણ કચ પોતાને ત્યાં રહે એ કદાચ ન ગમે. એટલે તેઓ ગલ્લાંતલ્લાં કરતાં હતાં. પણ કચ એમના માથાનો હતો. એણે તો શુક્રાચાર્યે જે જે શરતો કહી તે બધી કબૂલ રાખી. પછી તો બીજો રસ્તો જ ન હતો. પોતાને ઘેર વિદ્યાભ્યાસ કરવા કોઈ શિષ્ય આવે એને ના ન કહી શકાય એવો એ કાળનો ધર્મ હતો.

વળી કચ શુક્રાચાર્યનો પણ ભત્રીજો થાય. બ્રહ્માના પુત્ર ભૃગુ અને અંગીરા. ભૃગુનો પુત્ર શુક્રાચાર્ય. અંગીરાનો પુત્ર બૃહસ્પતિ અને તેનો પુત્ર કચ. એ હિસાબે કચ શુક્રાચાર્યનો ભત્રીજો થાય. વળી એ બધી શરતો કબૂલ કરતો હતો. પછી એને ના કેમ પાડી શકાય? શુક્રાચાર્યે કહ્યું: 'ભલે તો ખુશીથી રહે અને વિદ્યાભ્યાસ કર.'

કચ તો શુક્રાચાર્યને ઘેર રહી અભ્યાસ કરવા લાગ્યો. ગુરુની બધી આજ્ઞા ઉઠાવે. તેમની ગાયો ચરાવવા જાય. વનમાંથી ફળફૂલ વીણી લાવે. સમિધ આણી આપે. કચ એવો આસક્તિ કે ધીમે ધીમે શુક્રાચાર્યને પણ એના પ્રત્યે ભાવ થવા લાગ્યો. કચની સેવાચાકરીથી એ ખુશ ખુશ રહે.

શુક્રાચાર્યને એક પુત્રી હતી. એનું નામ દેવયાની. દેવયાની તો રૂપ રૂપના અંબાર જેવી. કચ આવ્યો એટલે દેવયાનીને ખૂબ લહેર પડી ગઈ. બન્નેને ભારે મેળ પડી ગયો. બન્ને સરખી ઉંમરનાં. સાથે રમે, સાથે હરેફરે, સાથે ભણે. એકબીજા વિના કોઈને ઘડી યે ન ચાલે.

કચ ગુરુ પાસેથી ઘણી ઘણી વિદ્યા શીખ્યો. પણ જે ખાસ શીખવાનું હતું તે સંજીવની મંત્ર ગુરુ શીખવે જ નહિ. કચના મનમાં થયા કરે ક્યારે વખત મળે અને ગુરુ પાસે સંજીવની વિદ્યાની માગણી કરું. પણ એવી માગણી થઈ શકે પણ શી રીતે? એને તો ગુરુ શીખવે એટલું જ શીખવાનું. ગુરુ ન શીખવે એવું કાંઈ જ એનાથી ન શીખી શકાય.

કચ એક દિવસ વિચારમાં ઘૂમસૂમ બેઠો હતો. ત્યાં દેવયાની આવી પહોંચી. કચને ઉદાસ જોઈ એને પણ કાંઈ કાંઈ થઈ ગયું. કચની પાસે બેસી પડી બોલીઃ 'કેમ કાંઈ શરીરે ઠીક નથી.'

કચે કહ્યું: 'ના એવું કાંઈ નથી.'

દેવયાનીએ પૂછ્યું: 'ગુરુએ ઠપકો દીધો?'

કચ કહેઃ 'ના.'

દેવયાની કહેઃ 'તો પછી આમ ઉદાસ કેમ થઈ બેઠા છો?'

કહેવું કે ન કહેવું એની ઘડીક ગડમથલ ચાલી: આખરે કહી જ નાખવું એમ નક્કી કરી. કચે કહ્યું: 'દેવયાની! હું દેવોનું પ્રિય કરવા માટે અહીં ગુરુ પાસેથી સંજીવની વિદ્યા શીખી લેવા માટે આવ્યો છું.'

દેવયાની એ સાંભળી ચમકી પડી:'સંજીવની વિદ્યા?'

કચ કહેઃ 'રોજ રોજ દાનવો સાથેના યુદ્ધમાં દેવોનો સંહાર થતો રહે છે. એમની સંખ્યા ઘટતી જાય છે: જો એમ ને એમ દેવોનો સંહાર શરૂ રહેશે તો જગતમાંથી જે કાંઈ સારું છે, સત્ય છે, સુંદર છે, તેનો નાશ થશે અને કેવળ આસુરી લીલા જ ઊભી રહેશે. દાનવી માયા અને રાક્ષસી અત્યાચારોમાંથી જગતને ઉગારી લેવા માટે દેવોનું તેજ વધે, તેઓ વધુ બળવાન થાય એ જરૂરનું છે. જગતના કલ્યાણ માટે પણ દેવો સંજીવની વિદ્યા જાણે એ અગત્યનું છે.'

દેવયાની કહેઃ 'પણ એ તો ગુરુ નહિ શીખવે. દાનવોની એ અમોઘ સિદ્ધિ છે.'

એટલે રાજીના રેડ થઈ ગઈ. તેણે તો મોટો ઉત્સવ કરી મૂક્યો. આશ્રમમાં પણ બધા ખુશી ખુશી થઈ ગયા.

પણ કચ જીવતો થયો એ દાનવોને કેમ ગમે? એમને થયું કે આ તો મોટી આફત છે. આપણે એને ઠેકાણે કરીએ છીએ ને ગુરુ પાછો સજીવન કરે છે. દાનવો ભેગા મળી વિચાર કરવા લાગ્યા કે આનું હવે કરવું શું? કચને મારી નાખ્યા વિના બીજો રસ્તો જ નથી. નહિતર એ સંજીવની વિદ્યા જરૂર શીખી જશે. અને ગુરુને તો શી રીતે કહી શકાય? એ કાંઈ થોડા માનવાના હતા? એ તો વળી પાછા સંજીવની મંત્ર ભણવા બેસી જશે અને વળી પાછો કચને સજીવન કરી દેશે. આ વખતે તો એવું કરવું કે ગુરુ કચને સજીવન કરી શકે જ નહિ.

એમણે યોજના તૈયાર કરી. લાગ જોઈ ને કચને મારી નાખ્યો. તેના દેહને બાળીને એની રાખ કરી. પછી એ રાખ ગુરુની મદિરામાં ભેળવી દીધી. બરાબર સમય જોઈ ને એ મદિરા એને પાઈ દીધી. આમ કચને ગુરુના પેટમાં પધરાવી દીધો.

'હાશ હવે કાશ મટી.' દાનવોએ છુટકારાનો દમ લીધો.

'હવે ભલે ગુરુ સંજીવની મંત્ર ભણી એને સજીવન કરે.' દાનવો હસતા હસતા છૂટા પડ્યા.

એમને ખાતરી જ હતી કે ગુરુનું પેટ ચીરીને કચ કાંઈ બહાર નીકળી શકે નહિ. તેમ થાય તો તો ગુરુનું જ આવી બને.

માથે દાનવોની બીક હતી એટલે દેવયાની કચની બરાબર સંભાળ રાખે. ઘડીએ રેઢો ન મૂકે. આમે ય કચ વિના એને જરા વાર પણ ન ગોઠે. ઘડીક કચ આઘોપાછો થઈ ગયો હોય તો બાંઘી બની જાય. ગોતવા નીકળી પડે. ચારેકોર ધમાલ મચાવી મૂકે. પણ દાનવો એ દાનવો. માયાના જાણનારા. કચને આઘોપાછો કરતાં એમને વાર શી? દેવયાનીની બધી તકેદારી છતાં કચને દાનવોએ મારી નાખ્યો. ગુરુના પેટમાં પધરાવી દીધો. દેવયાનીને આની કાંઈ જ ખબર નહિ.

કચને ન જોયો એટલે દેવયાની એને ગોતવા નીકળી. ચારે તરફ ફરી વળી, પણ કચનો પત્તો ન ખાધો. રખડી રખડીને પાછી ગુરુ પાસે આવી અને રાવ ખાધી. 'બાપુ! કચનો પત્તો નથી.'

શુક્રાચાર્યે કંટાળીને કહ્યું: 'દેવયાની! આ યે એક આફત છે. દાનવો કચને જીવતો રહેવા દે તેમ નથી. હું તે કેટલી વાર એને સજીવન કરીશ? અને એને કહેવું પણ શી રીતે કે ભાઈ હીમખીમ ઘરભેગો થઈ જા. હજાર વરસની બોલી કરી છે. એ સમય તો પૂરો થવો જોઈએ ને?'

દેવયાની કહે: 'બાપુ! તમારી પાસે સંજીવની વિદ્યા છે, ત્યાં સુધી દાનવો ભલેને ગમે તે કરે. કચ કાંઈ મરવાનો નથી.'

ગુરુ કહે: 'તે વારે વારે મંત્ર ભણ્યા કરવો?'

દેવયાની કહે: 'ઘેર રાખ્યો છે એટલે એના દેહની રક્ષા કરવી એ તો ધર્મ છે ને બાપુ.'

ગુરુ કહે: 'પણ મેં કાંઈ એને દાનવો સાથે વેર બાંધવા થોડું જ કહ્યું છે?'

દેવયાની કહે: 'એણે ક્યાં દાનવો સાથે વેર બાંધ્યું છે? એ તો એનો અભ્યાસ કરે છે. આપની સેવા કરે છે.'

ગુરુ કહે: 'પણ એ દાનવોના શત્રુ દેવોના ગુરુ બૃહસ્પતિનો પુત્ર છે.'

દેવયાની કહે: 'એમાં એનો શો દોષ? એ થોડો જ વેર બાંધી અહીં આવ્યો છે? બાપુ! એને સજીવન કરો ગમે ત્યાં હોય એને બોલાવી આપો. એના વિના મને નહિ ગોઠે.'

ગુરુ કહે: 'ભલે આ વખતે તો બોલાવી આપું છું. પણ વારે વારે મારાથી એ નહિ થઈ શકે.'

ગુરુએ મંત્ર ભણવા માંડ્યો તે સાથે તેમના પેટમાં સળવળાટ શરૂ થયો. શુક્રાચાર્ય ચમકી પડ્યા. 'દેવયાની! આ અવાજ તો મારા પેટમાંથી આવે છે.'

'હેં!' દેવયાની પણ ચમકી પડી.

'મારા પેટમાં જ સળવળાટ મચ્યો છે. કચ? તું ક્યાં છે?' ગુરુએ કહ્યું.

'ગુરુજી! હું તો તમારા પેટમાં છું.' અંદરથી જવાબ આવ્યો.

'ભારે થઈ, દેવયાની! કચ હવે બચવો મુશ્કેલ છે.' ગુરુએ કહ્યું.

'પણ એ તમારા પેટમાં કેમ કરતાં પેસી ગયો બાપુ?' દેવયાનીએ પૂછ્યું.

'દુષ્ટ દાનવોએ એની રાખ કરી મને પાઈ દીધી હશે.' ગુરુએ કહ્યું.

દેવયાની મૂંઝાણી: 'હવે શું થાય?'

ગુરુ કહે: 'હવે એ નહિ બચી શકે. એને બચાવવા જતાં મારું જ મોત થાય.'

'બાપુ! ગમે તેમ કરીને કચને બચાવો. એના વિના મારું શું થશે?' દેવયાની રડી પડી.

'પણ એ કેવી રીતે બની શકે, બેટા?'

દેવયાનીને એકાએક કાંઈક સૂઝી આવ્યું. તે બોલી ઊઠી. 'બાપુ! એને સંજીવની મંત્ર શીખવી દો ને.'

ગુરુ ચમકી પડ્યા: 'સંજીવની મંત્ર શીખવી દઉં?'

દેવયાની કહે: 'એ બહાર નીકળી સંજીવની મંત્ર ભણી તમને તરત જ સજીવન કરી દેશે.'

ગુરુ કહે: 'સંજીવની મંત્ર શીખવી દઉં, દેવયાની? દેવોના ગુરુ બૃહસ્પતિના પુત્રને એ મંત્ર ભણાવી દઉં? દાનવોની અમોઘ સિદ્ધિ એના દુશ્મનોને હવાલે કરું? દેવયાની એ કેમ બને? સંજીવનીને લીધે તો દાનવો દુનિયામાં અમર છે. સંજીવનીને લીધે તો દેવો દાનવોથી નાસતા ફરે છે. સંજીવનીને લીધે તો આજે દાનવો અજેય છે. એમની એ સિદ્ધિ બીજાને આપી દઉં એ કેમ બને દેવયાની?'

દેવયાની કહે: 'તો બાપુ! તમે બ્રહ્મહત્યા થોડી જ વહોરશો? તમારા જ ઉદરમાં તમારા સગાને થોડા હજમ કરી શકશો? એ તમારે શરણે આવ્યો છે. તમારો વિદ્યાર્થી બની રહ્યો છે. તમે ઊઠીને એનો નાશ થોડા કરી શકશો?'

ગુરુ કહે: 'પણ હું દાનવોનો પણ દ્રોહ શી રીતે કરી શકું? દેવયાની! હું દાનવોનો ગુરુ છું.'

દેવયાની કહે: 'બાપુ! આ તો આપદ્‌ધર્મની વાત છે. કચને જીવતો કરો. બાપુ! એના વિના હું નહિ જીવી શકું.'

દેવયાની તો બરોબરની વાંસે પડી. શુક્રાચાર્ય ગુરુને હવે બીજો રસ્તો જ ન રહ્યો. તેમણે કહ્યું: 'બૃહસ્પતિના પુત્ર કચ! દેવોના પ્રતિનિધિ કચ! શુક્રાચાર્યના શિષ્ય કચ! હું દાનવોનો ગુરુ શુક્રાચાર્ય તને દાનવોની એકની એક સિદ્ધિ સંજીવની મંત્ર શીખવું છું. તે બરાબર શીખી લે. આ સંજીવની મંત્ર ભણવાથી મુવેલા જીવતા થાય છે.'

કચ ગુરુના પેટમાં બેઠો હતો. તે ગુરુની વાત સાંભળી હરખાઈ ગયો. આખરે જેને માટે આવ્યો હતો તે સજીવની મંત્ર શીખશે ખરો. કચે અંદરથી જવાબ આપ્યો: 'ગુરુદેવ! હું ધ્યાનથી મંત્ર શીખું છું. આપ ભણવા માંડો.'

ગુરુ શુક્રાચાર્યે સજીવની મંત્ર શીખવવો શરૂ કર્યો. આસપાસ દાનવલોકમાં એ સમાચાર ફરી વળ્યા. ચારે તરફ હાહાકાર મચી રહ્યો. દાનવો નિસ્તેજ થઈ ગયા. એમનું અમોઘ શસ્ત્ર આજે દેવો ઝૂંટવી રહ્યા હતા.

અને બૃહસ્પતિનો પુત્ર કચ ગુરુ શુક્રાચાર્ય પાસેથી એ રીતે સંજીવની મંત્ર શીખ્યો.

ગુરુનું પેટ ફોડી કચ બહાર આવ્યો. પછી

તો સંજીવની મંત્ર ભણી એણે ગુરુને તરત જ સજીવન કરી દીધા. કચના આનંદનો તો કાંઈ પાર ન હતો. હજાર વરસની મહેનત આજે ફળી હતી. દેવો જેની ઝંખના કરતા હતા તે મંત્ર એ શીખ્યો હતો.

હજાર વરસ પૂરાં થયાં. કચે ગુરુ પાસે ઘેર જવાની રજા માગી. ગુરુએ તો આશીર્વાદ દીધા અને રજા આપી.

પણ દેવયાની કેમ રજા આપે? એને તો કચની ખરેખરી રઢ લાગી હતી. કચ વિના એને ઘડીયે ન ચાલે. કચ ચાલ્યો જાય પછી એનું શું થાય? એણે તો કહ્યું: 'તું જાય તો હું મરી જ જાઉં.'

કચે હસતાં હસતાં કહ્યું: 'તો ગુરુજી સંજીવની મંત્ર ભણી સજીવન કરી દેશે.'

દેવયાની કહે: 'કચ! આ હસવાની વાત નથી. તારા વિના હું નહિ રહી શકું.'

કચ કહે: 'પણ મારે જવું જ જોઈએ, દેવયાની. રહી રહીને ક્યાં સુધી રહી શકાય! હજાર વરસ તો રહ્યો. હવે તો ગુરુજીએ પણ રજા આપી.'

દેવયાની કહે: 'પણ મેં ક્યાં રજા આપી છે?'

કચ કહે: 'તારે રજા આપવી જોઈએ.'

દેવયાની કહે: 'તો મને સાથે લેતો જા.'

કચ કહે: 'તેની કોણ ના પાડે છે? પણ તું યે રહી રહીને કેટલો વખત રહીશ?'

દેવયાની કહે: 'તે કાંઈ મહેમાન તરીકે થોડી જ આવવાની છું?'

કચ કહે: 'ત્યારે?'

દેવયાની કહે: 'તને પરણીને જ આવવાની છું હું તો.'

આ સાંભળીને કચ તો આભો જ બની ગયો. તે દેવયાનીના મોઢા સામું જ જોઈ રહ્યો. 'દેવયાની! તું શું વાત કરે છે? મારાથી તને કેમ પરણી શકાય?'

દેવયાની કહે: 'કેમ ન પરણી શકાય?'

કચ કહે: 'દેવયાની! તું ગુરુની પુત્રી. મારી બહેન થા. મારાથી તને ન જ પરણી શકાય.'

દેવયાની કહે: 'તો એમ જ કહે ને, મારા ઉપર તને પ્રેમ જ નથી.'

કચ કહે: 'ખૂબ જ પ્રેમ છે. એક ભાઈને બહેન તરફ જેવું હેત હોય એવો પ્રેમ છે.'

દેવયાની કહે: 'એ ભાઈ-બહેનની વાત મૂકી દે. તું મારી સાથે લગ્ન કરી લે.'

કચ કહે: 'હું બૃહસ્પતિનો પુત્ર, અંગીરાનો પૌત્ર, ગુરુ શુક્રાચાર્યનો શિષ્ય મારાથી એવું ધર્મ વિરુદ્ધ કૃત્ય નહિ થઈ શકે.'

દેવયાનીએ કહ્યું: 'તો હું તને શાપ દઈશ.'

કચે કહ્યું: 'દેવયાની! તું શુક્રાચાર્યની પુત્રી, ભૃગુઋષિની પૌત્રી છે. જરાક તો વિચાર કર. આ તને સારું લાગે છે?'

દેવયાની કહે: 'મેં વિચાર કરી મૂક્યો છે. તું હા કહે છે કે ના?'

કચે કહ્યું: 'ના.'

દેવયાનીએ કહ્યું: 'તો હું તને શાપ દઉં છું. તારી સંજીવની વિદ્યા સફળ નહિ થાય.'

કચ કહે: 'ભલે મારી વિદ્યા સફળ ન થાય. હું બીજાને એ વિદ્યા શીખવીશ. એની વિદ્યા તો સફળ થશે ને! પરંતુ હું તને એક વાત કહી રાખું છું, દેવયાની! તારું આ આચરણ જોતાં કોઈ ઋષિપુત્ર તો તને નહિ પરણે.'

એટલું કહી દેવયાની તરફ જોવાની દરકાર કર્યા વિના કચ રસ્તે પડી ગયો.

કચ સંજીવની વિદ્યા ભણીને આવ્યો જાણી દેવોના આનંદનો પાર ન રહ્યો. સ્વર્ગમાં ચારે તરફ આનંદ આનંદ થઈ રહ્યો. કચને વાજતે ગાજતે સામૈયાં કર્યાં. એનું માન તો ખૂબ જ વધી ગયું. આજે દેવો દાનવોના સમોવડિયા બની બેઠા હતા. એમની પાસે પણ સંજીવની વિદ્યા આવી ગઈ હતી. દેવલોકમાં કેટલાય દિવસ સુધી ઉત્સવ મચી રહ્યો. [ચાલુ

'એ ઘોર કર્મ છે. એ કર્મને કોઈ નામ આપી શકાય તેવું એ કર્મ નથી. સામાન્ય રીતે કર્મનો પ્રકાર જોઈ તેમને ત્રણ ગુણમાં વહેંચી દેવામાં આવે છે: સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણમાં દરેક કર્મનો સમાવેશ થાય છે. ત્રિગુણાતીત જે પર કર્તા છે તે ઈશ્વર ગણાય છે. એ સૃષ્ટિનો પાળક–પોષક છે. જે સૃષ્ટિનો હાનિકર હર્તા બને છે તે તમોગુણથી પણ અધમ છે. એ કર્તા માટે હજુ વિશેષણ પણ શોધાયું નથી. એ કર્મ હું નહીં કરું.' કન્યાએ કહ્યું.

'તું કોઈ પણ રીતે તે કામ કરવા ના પાડે છે? હું તેમાં કોઈ ફેરફાર કરી આપું તો?'

'અધમ કર્મ હું નહીં કરું. આપની પુત્રી છું. પોતાપણું છોડી આજ્ઞા કરશો નહીં.' કહી કન્યાએ જવા ધાર્યું.

'બેટા! મને વિચાર કરી જોવા દે. થોડી વાર રોકાઈ જા.' કહી બ્રહ્મા ધ્યાનસ્થ થયા.

થોડી વાર રહી જાગ્રતાવસ્થામાં આવી બ્રહ્માએ કહ્યું: 'બેટા! હું ઉતાવળો થયો તે માટે ક્ષમા માગું છું. પણ મારે તને જણાવવું જોઈએ કે અમુક કર્તવ્ય કરવાં જ જોઈએ. પોતાને રુચે તે વસ્તુ જુદી હોય છે. પોતાને ન રુચે છતાં સમષ્ટિના કલ્યાણની વસ્તુ જુદી છે. સમષ્ટિના હિતનું આચરણ કરવું તેને ધર્મ કહેવાય છે. પ્રાણીઓનું હિત લક્ષમાં રાખી તું જો વિચાર કરીશ તો તને જણાશે કે મૃત્યુ થઈને તારે સર્વનો વિનાશ કરવો એ શ્રેષ્ટ કર્તવ્ય છે.'

'ફરી એ જ વાત!' કન્યાએ કહ્યું.

'હું તને વાત સમજાવું.' કહી બ્રહ્માએ સ્થિતિ વર્ણવી બતાવી.

'મને બે વચન આપો તો હું એ કામ કરવા યત્ન કરી જોઉં. થશે તો કરીશ. હું બંધાતી નથી.' વિચાર કરી કન્યાએ કહ્યું.

'પ્રયત્ન તો કરી જો. હું એ જ કહું છું. બોલ શું વચન છે?' બ્રહ્માએ કહ્યું.

'હું જે સ્થાવર–જંગમનો વિનાશ સાધું તેમના અંતઃતત્ત્વરૂપ આત્માને જરા પણ આંચ આવવી ન જોઈએ.'

'એ આંચ નહીં આવે. બોલ બીજું શું વચન છે?'

'અને હું કોઈના વિનાશનું કારણ ન બનું. દરેક ને પોતે કરેલાં કર્મનું રૂપ ભોગવવું પડે. હું તેનાં કર્મનો હર્તા કદી ન બનું.' કન્યાએ કહ્યું.

'કબૂલ છે.' બ્રહ્માએ ખુશી થઈ ઉતાવળે કહ્યું.

કન્યા હેબતાઈ ગઈ. તેને થયું કે પોતે મોટી ભૂલ કરે છે. તે નિશ્ચળ ઊભી રહી.

'શું વિચાર કરે છે?' બ્રહ્માએ કહ્યું. કન્યાના વિશાળ લોચન આંસુથી ખરડાતાં હતાં.

'હું કોઈ જબ્બર ભૂલ કરું છું.'

'ના મૃત્યુ બેટા! ના.' બ્રહ્માએ કહ્યું. 'તું જે કરશે તે સારું થવા માટે છે. જા. સૃષ્ટિમાંથી લાંબું આયુષ્ય ભોગવેલ હોય તેવા કોઈને લઈ આવ.'

જવું કે ન જવું તેવી ડામાડોળ સ્થિતિમાં કન્યા ઊભી રહી.

'તારા વચન પ્રમાણે તું જા છ ને?' બ્રહ્માએ પ્રશ્ન કર્યો.

'જાઉં છું.' કહી પ્રણામ કરી કન્યા ચાલવા લાગી. આંસુ ભરી આંખે, નીરવ પગલે, શ્યામ અંબર ધરી, કરમાં રક્તકમળ લઈ મૃત્યુએ પહેલી વખત પૃથ્વી પર પગ ધર્યો.

પૃથ્વી પરથી મૃત્યુના પાછા આવવાની બ્રહ્મા રાહ જોઈ રહ્યા હતા. ઘણી વાર સુધી રાહ જોવરાવ્યા પછી પાછાં આવી કન્યા બ્રહ્માની સન્મુખ ધડકતી છાતીએ ઊભી રહી. તેનાં અર્ધ બીડેલાં પોપચાં મહીંથી અશ્રુઓ બહાર નીકળવા મથતાં હતાં. અંગ અંગમાં કંપ થયા કરતો હતો.

'તું જઈ આવી? તને શું થાય છે પુત્રી!' બ્રહ્માએ કહ્યું.

'મારાથી એ કામ થયું નથી. હું તે કરી શકું તેમ નથી. એ નિર્ણય જણાવવા આવી છું.'

'વળી તને શું થયું?'

'મને ખૂબ નવાઈ લાગે છે અને ખેદ થાય છે કે તમારા મનમાં કેમ કશું થતું નથી? હું તમને કેમ સમજાવું?' નિશ્વાસ દબાવી મૃત્યુએ કહ્યું.

'શું છે તે તો કહે. હું રડું નહીં તેથી હું કશું સમજીશ નહીં તેમ તું કેમ ધારે છે? કહે તો ખરી શું વાત છે?' બ્રહ્માએ પૂછ્યું.

'વિનાશ કરતાં મને દુઃખ થાય છે. મેં એક જીવાત્માને લીધો. બહુ પ્રયત્નથી લીધો. એ દેહ આત્મજનો

વચ્ચે ઉત્સાહથી ભાવીની વાતો કરતો બેઠો હતો. એના જીવાત્માને એકાએક લઈ હું ચાલવા લાગી. એ દેહ પૃથ્વી પર શિથિલ થઈ પટકાઈ પડ્યો. બધાં તેની આસપાસ ફરી વળ્યાં. કોઈ ચડી ગયેલી આંખ જોવા લાગ્યું. કોઈ ઢળી ગયેલ શિર સરખું કરવા લાગ્યું. કોઈ ઢંઢોળવા લાગ્યું. કોઈ ઊંચે સ્વરે બોલાવવા લાગ્યું. હું સમજતી હતી કે કશું થવાનું ન હતું—તરુણ બેઠો થવાનો ન હતો. પણ એ દરેક સ્વજન એમ માનતું હતું કે એ યુવાન દેહ હમણાં બેઠો થશે, હમણાં બોલશે, હમણાં આલિંગન આપશે. પણ મેં જોયું કે એ સર્વ કલ્પના છતાં પણ દરેકના અચંબાનો કે ભયનો પાર ન હતો. શું બની ગયું હતું એ તેઓ કોઈ રીતે સમજી શકતાં ન હતાં.

'હું ચાલવા તો લાગી પણ મારા પગ ઊપડતા ન હતા. કોઈ જાણે મારા પગ પકડીને મને પાછી ખેંચતું હતું. મને વિચાર થતા હતા કે જેમની સાથે આ જીવાત્મા નિત્યનું જીવન જીવ્યો છે, જેમનાં સુખદુઃખમાં સુખદુઃખ અનુભવ્યાં છે એમના હૃદયમાં જીવનનો એક ભાગ ખાલી થઈ જવાથી શું થતું હશે! તમે કેમ તે વિચારી શકતા નથી! એક સ્થળેથી એક વસ્તુ સદાને માટે ખસી જાય તો એ શું થાય છે એ જો તમે કલ્પી શકો તો તમને પણ આ કામ યોગ્ય નથી તેમ આપોઆપ જણાશે. હું એ જીવાત્માનું પુનઃસ્થાપન કરીને આપની પાસે ફરી આવી છું. મેં પ્રયત્ન કરી જોયો. હવે હું આપની રજા લઉં છું. મારાથી હવે બને તેમ નથી.'

'પુત્રી!'

'પિતામહ!'

'મારી આજ્ઞા તારે માન્ય કરવી પડશે.'

'મારો વિનાશ કરી નાખો...બળજબરીથી હું અધમ કામ નહીં કરું.'

'તારો એ જ ઉત્તર છે!'

'બીજો કેમ હોઈ શકે!' કહી પ્રણામ કરી કન્યા—મૃત્યુએ ચૂંદડીનો પાલવ આંખ આડે દાબી પોતે નીરવ પગલે ચાલી ગઈ. દૂર દૂર દક્ષિણ દિશામાં કોઈ એક અજાણ્યુ સ્થળે જઈ, કેટલોયે વિલાપ કરી એ પોતાના જન્મહેતુ માટે ખેદ પામતી હતી.

'અમુક કાળ પછી જરા મનઃશાંતિ થતાં મૃત્યુ
બેઠી થઈ અને આસપાસ ફરવાહરવા લાગી. આ
મય તરુણ અને સુંદર સૃષ્ટિનાં પ્રાણી તરફ જો
વૃત્તિ થતાં વિશ્વમાં આવી તેણે આશાભરી દૃષ્ટિ
દૃષ્ટિ કરતાં તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. વૃ
પાંદડામાં બરુડી ફૂટી નીકળી હતી. થડ પર
પોપડા વળી ગઈ હતી. વૃક્ષોમાં આ વિકાર
મૃત્યુ ખેદ પામી. તેણે પ્રાણીસૃષ્ટિ તરફ નજર
વૃદ્ધ અશક્ત થયેલી ગાય ખોડંગતે પગે ચાલતી
ખરજવાથી રિબાતો શ્વાન પગના નખ વતી
ખંજોળી ઉઝરડા પાડતો હતો. જેના સ્કંધ
ઘસાવાને અંગે વ્રણ પડ્યા હતા એવા બળદને
માખીઓ ઊડતી હતી ને બળદ પૂછડેથી ઉડ
હતો. ખેદ—આશ્ચર્યથી મૃત્યુએ બીજી બાજુ
કરી તો એક વૃદ્ધા સ્ત્રી કડેથી નમેલી ચાલવા
કરતી હતી. તેનું શરીર સુકાઈ ગયું હતું નેત્રે ઝ
આવી હતી. બીજા એક પુરુષના દાંત પડી ગયા
તે વાંસા પરનાં ભાઠાંની વેદનાથી બૂમ મારતો
એક યુવાન પુરુષાર્થમાં પાછો પડી મનઃકામના
ન થવાની યાતનામાં રડતો હતો. એક બાજુ
ખમી ગયેલું બાળક માના ધાવણ માટે પણ અ
થી આનાકાની કરતું હતું.

ખૂબ ત્રાસ પામી મૃત્યુએ આંખો બંધ કરી
વિશ્વ પર અખંડ વિકાસપૂર્ણ યૌવન, સ્વાસ્થ્ય
આનંદને બદલે જરા, સંતાપ, રોગ અને શારી
માનસિક વેદનાઓનું આ એકાએક દર્શન કેમ
એ વિચારે તે ચડી ગઈ. તુરત તેને પોતાના
બહાની કલ્પના આવી. એના હૃદયના મર્મે ભ
અસહ્ય ઘા પડ્યો. મનમાં ભયંકર તોફાન ચ
કરુણાના આવેશમાં એનાં ગાત્રોમાં કંપારી
ગઈ. એ દર્દથી રિબાતાં પ્રાણીઓ તરફ દોડી
અને તેમને શિરે હાથ ફેરવ્યો.

'બહુ સહન કર્યું. હવે આ દર્દમાંથી
કોઈ છોડાવો.' એક વૃદ્ધ રોગી બોલતો હતો.

'આ સહન નથી થતું. આમાંથી ક્યારે છુટા
એક સ્ત્રી રડતી હતી.

'આ દેહ કરતાં નહીં દેહ સારો.' એક
વેદના કાઢતો હતો.

જેને શબ્દ પણ ઉચ્ચારતાં નથી આવડ્યો

[અનુસંધાન પાન

ત્યાં વાત આવી કે મીરા ભટ્ટી તખુભાને નહીં પણ તેગુભાને પરણવાની છે

# ભૂતનું વેર

## [મુસાફરી બંગલામાં]

લેખક

૦૦૦ન ૦૦૦૦૦૨

જસદણના મુસાફરી બંગલામાં હું, બેરિસ્ટર સાહેબ અને પોલીસ ઉપરી સાહેબ બેઠા હતા. ઉનાળાના સખત તાપે વ્યાકુળ થયેલાને આસપાસનાં લીમડામાંથી ગળાઇને ઠંડો થયેલ વાયુ શાંતિ આપતો હતો.

પોલીસ ઉપરી સાહેબ બોલ્યાઃ—તમે તે દિવસ ઠીક ગપ ચલાવ્યું હો. જેસંગાને ભૂત તો બનાવ્યો અને ઉપરથી પાછો સદેહે ભૂત કર્યો. એ વાત અમારી જેવાને ગળે ઊતરે એવી નથી.

બેરિસ્ટર સાહેબ સંમત થયાઃ–ખરી વાત છે; ભૂત કોઈ વાર કોઈના શરીરમાં પ્રવેશ કરે છે એવી વાતો ઘણી સાંભળી છે, અશરીરે દેખા દે છે એ પણ સાંભળ્યું છે પણ આ તો જે શરીર એકવાર નાશ પામી ગયું હોય તે જ પાછું ફરી સજીવન થાય એ તો ગળે ઊતરે તેવું નથી.

મેં કહ્યુંઃ– શેકસપિયરે કહ્યું છે ને કે આ દુનિયામાં અને સ્વર્ગમાં એવી ઘણી બાબતો છે કે જે આપણી ફિલસુફીએ સ્વપ્ને ય ન કલ્પી હોય.વળી—

પોલીસ ઉપરીઃ–પણ શેકસપિયર ભૂતકથાનો કહેનારો નહોતો. પણ એમ તો અહીં જ થોડા વખત પહેલાં વગર એંજીને એક ડબ્બો ઘસડાઈ નહોતો ગયો?

મેં કહ્યુંઃ–એક અંગ્રેજી પુસ્તકમાં ભૂતે કરેલા ટ્રેનના અકસ્માતની વાત મેં હમણાં જ વાંચી છે. વાત તદ્દન ખરી બનેલી છે અને જે સ્ટેશન માસ્તરે એ નજરોનજર જોયેલું તેણે જ કહેલી છે, તેમ જ તેનાથી દૂર રહેલા બીજા પણ તેના એક–બે સાક્ષી છે અને બધાએ એકની એક વાત કહી છે એટલે ખોટી હોવાનો પણ સંભવ નથી. અને તે વાતોમાં ત્રણ બાબતો ખાસ ધ્યાન ખેંચે તેવી હતી.

પોલીસ ઉપરી સાહેબ શંકાયુક્ત ચહેરે મારી સામે જોઈ રહ્યા. પછી તેમના હોઠ ઉપર સ્મિત ફરક્યું અને કહેઃ 'થાવા દો.'

મેં કહ્યુંઃ–થોડાંએક વર્ષો પહેલાં કામલોલ સ્ટેશને થયેલા અકસ્માતની વાત તમે બધાંએ છાપામાં વાંચી હશે. તે દિવસ ત્રીજી ઑગસ્ટ હતી અને દિવસ ઘણો જ ખુશનુમા હતો, એટલી સરસ ઋતુ હતી કે તે જ દિવસે આવો ગમખ્વાર બનાવ બનશે તેનો ખ્યાલ પણ આવે તેવું નહોતું. આ વાત હું બનતાં સુધી એ સ્ટેશન માસ્તરના શબ્દોમાં જ કહીશ.

જે લાઈન ઉપર કામલોલ આવેલું છે, તે લાઈન ઉપર મેલ ગાડીનું એંજીન ચલાવનાર ડ્રાઈવર નામે તખુભા જાડેજો હતો. હમણાં તો એંજીનનાં નામ પાડવામાં આવે છે તેમ તે એંજીનનું નામ હતું 'રજપૂતાણી' અને એંજીન બહુ સારું હતું. પહેલાં તો તખુભા શંટીગ એંજીન ઉપર બેસતો, પછી ગૂડઝ હાંકતો, પછી તેને નાની લોકલો ઉપર મૂક્યો, પછી મિકસ્ડ ઉપર મૂક્યો અને છેવટે આપબળે વધીને તે મેલ ટ્રેનનો ડ્રાઈવર થયો હતો. તખુભા તેના એ એંજીન ઉપર ફિદા હતો અને એંજીનને કાંઈ થાય તો પોતાને નુકસાન થયા જેટલું તેને લાગી આવતું.

તખુભા કાળો, ઊંચો, કદાવર અને સોહામણો લાગે તેવો જુવાન હતો. પણ સાથે સાથે થોડાબોલો, ગંભીર અને અતિશય ક્રોધી હતો. પરિણામે તેને કોઈ મિત્રો નહોતા. તેના કામમાં તે ઘણો ચોક્કસ હતો અને જલદી ગુસ્સે થતો નહીં પણ એકવાર ગુસ્સે થયો તો પછી તેના ગુસ્સાનો ભોગ બનનારનું આવી જ બનતું. અને તે માટેની ઘણી વાતો કહેવાતી. કેટલાક તેને ડ્રાઈવરોનો દુર્વાસા કહેતા., ઘણાખરા તો તેનાથી દૂર જ રહેતા પણ જે સ્ટેશન માસ્તરે મને આ વાત કરી તેની સાથે તેને સારું હતું. જ્યારે પાણી લેવા આ માસ્તરને સ્ટેશને ગાડી રોકાતી ત્યારે માસ્તર તેની જોડે વાત કરતા. અને પછી તો બન્ને એકબીજા સાથે મળી ખબરઅંતર પૂછ્યા વિના છૂટા પડતા નહીં. જ્યારે તખુભા 'રજપૂતાણી' હાંકતા માંડ્યો ત્યારે મેઈલ પસાર થતાં બન્ને ફક્ત સલામ કરી શકતા કેમકે માસ્તરને સ્ટેશને મેઈલ ઊભો રહેતો નહીં.

કામલોલની આ તરફ એક ક્રોસિંગ આવે છે ત્યાં જેસલ ભટ્ટી કરીને સાંધાવાળો રહેતો હતો. તેની દીકરી મીરાં સાથે તખુભા પરણવા માગતો હતો. અને જો તખુભા મેઈલનો ડ્રાઈવર થયો ન હોત તો ચાર ફેરા ફરી વળત. પણ તે મેઈલ ઉપર ગયો, અને મીરાંને મળવાનું પણ ઓછું થઈ ગયું અને માસ્તરને

મળવાનું પણ ઘટી ગયું. આ વાતને ઘણા મહિના થયા નહીં હોય ત્યાં બીજી વાત આવી કે મીરાં ભટ્ટી તખુભાને નહીં પરણે પણ તોગુભા કરીને પાસેના ગામનો ગરાસિયો, જેની પાસે બાપના થોડા પૈસા હતા અને પરચૂરણ કામ કરી ખાતો અને વરણાગિયો થઈને ફરતો તે મીરાંને પરણશે એવી વાત ચાલવા માંડી; ત્યાર પછી એકવાર મેઈલમાં પસાર થતા તખુભાના કપાળ ઉપર દુર્દમ્ય ક્રોધની રેખા પડેલી હતી તે જોતાં તેણે પણ એ વાત સાંભળી હશે એમ લાગ્યું. એક બાજુ તખુભા મેઈલ ઉપર જ રહે એટલે મીરાં કે જેસલને ઓછું મળે અને બીજી બાજુ ફક્કડ તોગુભાને કામધંધા ઓછા એટલે વારેઘડીએ જાયઆવે એટલે વખતે તખુભા રખડી જશે એમ બધાને દહેશત લાગેલી.

વચ્ચે એક વાત કહી દઉં. જેસલ ભટ્ટી મૂળ તો સારી સ્થિતિનો ગરાસિયો હતો. લડાઈમાં ગયા પછી તે ઘાયલ થયો અને તેની મિલકત કોઈ પચાવી પડ્યું. બીજું કોઈ કામ તેનાથી થાય તેમ નહોતું એટલે આ સાંધાવાળાની નોકરી તેણે લીધી હતી. મીરાં એ તેનો એકલો આધાર હતી. તે સુશીલ હતી અને સભ્ય સમાજની બાળાની જેમ ઊછરી હતી. અહીં તોગુભાએ એક યુક્તિ કરી. જેસલ દરરોજ સાંઝે દર્શન કરવા જતો એટલે તોગુભા પણ એકાએક ધર્મિષ્ઠ થઈ ગયો અને સાંઝે દર્શન કર્યા પછી જેસલને મૂકવા આવતો અને બેસતો. લોકોએ પહેલાં માન્યું કે તોગુભા સુધરી અને આસ્થાવાન બન્યો હશે પણ પાછળથી ખબર પડી કે તેને મંદિરની, દેવની કે ધર્મની કાંઈ પડી નહોતી; તેને જેસલ તરફ અનુકંપા જાગી એવું પણ નહોતું. એ ખેંચાયો હતો મીરાં તરફ અને ઘણી જ ધીરજથી ધીરે ધીરે તે મીરાંને પોતાના તરફ આકર્ષતો જતો હતો.

સ્ટેશન માસ્તરને ઉચાટ થયા કરતો અને તખુભા આ સાંભળે તો શું કરે તેના વિચાર તે કરતો તેને પૂછવા પણ માગતો હતો પણ વખત મળ્યો નહીં. તેવામાં એક દિવસ એ સ્ટેશને સલૂન કપાવાનું હતું એટલે ગાડી જરા વધારે ખોટી થાય તેમ હતું. એટલે સ્ટેશન માસ્તરે લાગ જોઈ તખુભાને પૂછ્યું:

'કાં તખુભા! આ મીરાં ભટ્ટીને તો તોગુભા પરણી જશે એમ સાંભળ્યું છે તે ખરી વાત!'

'ખરું–ખોટું તો નજરે જોયે ખબર પડે. મેં પણ વાત તો સાંભળી છે. પણ એ મારી નજરે ન પડે તો સારું, કાં કે જો મેં એને ભાળ્યો તો પછી તેનું તો આવી જ બન્યું.' એમ બોલતાં તખુભા ઊકળી ઊઠ્યો અને તેનો ચહેરો જોતાં નક્કી પેહાતું આવી બન્યું એમ જ લાગે.

આટલી વાત થઈ ન થઈ ત્યાં તો સિગ્નલ પડ્યો અને ટ્રેન ચાલવા માંડી પણ તખુભાનો ચહેરો તે વખતે એટલો ભયંકર લાગ્યો હતો કે તે દિવસે તોગુભા અને મીરાં સાથે ન દેખાય તો સારું એમ સ્ટેશન માસ્તર ઇચ્છતો હતો. અને તેણે તો માનતા પણ માની હતી. થોડા કલાક પછી અકસ્માત થયાનો તાર આવ્યો અને તખુભા તેમાં મરાયાના સમાચાર આવ્યા પણ તેના મનની મનમાં રાખીને મર્યો હતો કે કેમ તેની ખબર પડી નહીં. પછી તો તખુભા સાથેના બીજા ડ્રાઈવરને મોઢેથી બધા સમાચાર પણ મળ્યા. તખુભા હાંકતો હતો ત્યાં જ લેવલ ક્રોસિંગ પાસે તેણે આ બે જણાંને ભાળ્યાં. ક્રોધથી જાણે હમણાં તેની આંખો બહાર નીકળી આવશે કે તાળવું ફાટી જશે તેમ લાગ્યું પણ તેણે તો એંજીનની બહાર નીકળી એ બે જણાંને ગાળો દેવા શરૂ કરી તેમાં તેનો પગ લપસ્યો. તે પત્થર ઉપર ઊંધે માથે જઈ પડ્યો અને પડ્યો તેવો જ તેનો પ્રાણ નીકળી ગયો. તેને માથામાં વાગ્યું હતું. ખોપરીનો અર્ધ ભાગ નીકળી ગયો હતો અને માત્ર તેનો અર્ધો ચહેરો જ દેખાતો હતો. બાકીનો અર્ધ છૂંદાઈ ગયો હતો. દાક્તરે કેસ જોઈને તરત જ કહ્યું કે આવો માર લાગ્યા પછી એક ક્ષણ પણ કોઈ જીવી શકે નહીં.

દસબાર દિવસ સુધી રેલ્વેના નોકરોમાં પણ તખુભા અને તેના અકસ્માત વિશે થોડી થોડી વાતો ચાલીને રહી ગઈ અને પછી ભુલાઈ પણ ગઈ અને કામલોલમાં બે-ત્રણ જણાએ તખુભાનું ભૂત જોયાની વાત કરી પણ તે કોઈએ કાને ધરી નહીં. બીજી તરફ તખુ જાડેજાની જગ્યાએ ડ્રાઈવર તરીકે લવજી ગજ્જર આવી ગયો. અને એમ ને એમ ત્રણ માસ વીતી ગયા. અને શ્રાવણ માસ આવ્યો. કામલોલથી મેળામાં જવા માટે એક મોટું ટોળું તૈયાર થયું હતું. શ્રાવણ

સુદ છઠના દિવસની આ વાત છે. કામલોલ પી. ડબ્લ્યુ. આર. લાઈન ઉપર આવેલ છે અને તે લાઈનના રનિંગ શેડમાં 'રજપૂતાણી' એંજીન રહેતું હતું. છઠને દિવસે રાબેતા મુજબ ટ્રેન ઊપડવાને એક કલાક પહેલાં જ્યારે લવજી ગજ્જર 'રજપૂતાણી'ને લેવા આવ્યો ત્યારે તે તેના શેડમાં નહોતું. તેણે બીજે બધે તપાસ કરી તો ત્યાં પણ નહોતું. એટલે ટર્નરની જગ્યા ઉપર તે તપાસ કરવા ગયો. પણ ટર્નર તેની જગ્યાએ નહોતો. પણ પાછા ફરતાં લવજીની નજર એક ટોળા ઉપર પડી અને તે ટોળું કોઈ બેહોશ થઈ ગયેલ માણસની આસપાસ ઊભું હતું અને ટર્નર પણ તેમાં જ ઊભો હતો. ત્યાં જઈને જોયું તો કોલસી વાળનાર મૂર્છાગત થઈને પડ્યો હતો. થોડી વારમાં તેણે આંખો તો ઉઘાડી પણ તે જબરદસ્ત ધાસ્તી ખાઈ ગયેલો દેખાતો હતો. અને પૂછ્યું ત્યારે મહા-મહેનતે ધ્રૂજતે અવાજે તે એટલું જ બોલી શક્યોઃ

'તખુ જાડેજો!!'

એ શબ્દો સાંભળી ટર્નર ચમક્યો. 'તેણે પણ તખુ જાડેજાનું ભૂત જોયું કે શું?' પછી તેણે વધારે ખુલાસો કર્યો. વાત એમ છે કે હજી અર્ધો કલાક પહેલાં જ્યારે હું 'રજપૂતાણી'ને શેડમાં લઈ ગયો ત્યારે મેં તખુ જાડેજાને ત્યાં ઊભેલો જોયો. તેનું અર્ધું મોઢું છૂંદાઈ ગયું હતું અને બાકીના અર્ધામાંથી ક્રોધ ભભૂકતો હતો. જમણી તરફના છૂંદાયેલા ચહેરા ઉપ-રથી લોહી વહી જતું હતું. મારે અહીં ખુલાસો કરવો જોઈએ કે ટર્નરે તખુ જાડેજાને અકસ્માત વખતે જોયેલો નહીં. પણ અકસ્માત પછી તેના છૂંદાયેલા ચહેરાનું જે વર્ણન પંચનામામાં હતું તેને આ વર્ણન આબેહૂબ મળતું આવતું હતું. ટર્નરે કહ્યું કે મને તો એ જોઈને એટલી બધી બીક લાગી કે હું તો બીજી બાજુથી કૂદી જ પડ્યો અને હજી મારા દિલમાંથી ફડક ગઈ નથી.

આ સાંભળીને વાળનારો પણ ચીસ પાડી ઊઠ્યોઃ 'ખરી વાત છે. આ તમે બોલ્યા એવી જ રીતે મેં ય તખુભાને આજે જોયો. મારા હાથમાં કોલસી ખેંચ-વાનો લાંબો લોઢાનો દાંડો હતો. તખુભા મારી સામે આવ્યો એટલે મેં દાંડો તેના માથામાં માર્યો પણ ત્યાં તો કાંઈ હતું નહીં. હું તો બીને પડી ગયો. પછી શું થયું તેની મને ખબર નથી.'

બીજા કોઈને પણ ખરેખર શું બન્યું તેની ખબર નહોતી. કેટલાક ભણેલા માણસોએ તો આ વાત પણ સાચી ન માની. પણ એમ માન્યું કે આગલી રાતે તેઓ બન્ને જણા 'માંગડા ભૂત'નો ખેલ જોવા ગયા હતા એટલે તેમને ઉજાગરાને લીધે આમ બન્યું હશે. પણ એ ચર્ચામાં વખત ચાલ્યો જતો હતો એટલે લવજીએ પૂછ્યું કે એ બધી વાત પછી કરજો પણ તમે એંજીન ક્યાં મૂક્યું છે તે તો કહો.

'બીજે ક્યાં મૂકે વળી! એંજીન તો એના શેડ-માં જ મૂકીને હું પછી તખુભાનું ભૂત ભાળ્યું એટલે આ તરફ દોડી આવ્યો.'

'પણ ત્યાં તો એંજીન છે જ નહીં.' લવજીએ ભાર મૂકી કહ્યું, 'અને આખા યાર્ડમાં ક્યાં ય ભળાતું નથી.'

ત્યાં કોઈકે મશ્કરી કરીઃ 'ત્યારે તો તખુભાનું ભૂત એંજીન હાંકી ગયું હશે.'

ટર્નરે કહ્યુંઃ 'ઈ વાતમાં શો માલ છે? મને પૂછ્યા વિના એંજીન ખસેડવાની કોઈની મકદૂર નથી.' એમ કહી તે એંજીનની તપાસ કરવા નીકળ્યો અને બીજા બધા તેની પછવાડે ચાલ્યા, પણ તેમને યે ખાતરી થઈ કે શેડમાં એંજીન નહોતું તેમ બીજે ક્યાં ય પણ નહોતું એટલે તેમણે સિગ્નલરને પૂછ્યું પણ સિગ્ન-લરને પણ ખબર નહોતી; ફક્ત એટલો ખ્યાલ હતો કે અર્ધો કલાક પહેલાં કોઈ એંજીનનો અવાજ સાંભળ્યો હતો. પણ સ્ટીમ ભરવા લઈ જતા હશે એમ માની તેણે તે ઉપર ધ્યાન આપ્યું નહોતું. આ જવાબ ઉપ-રથી એંજીન ચાલ્યું ગયું છે એમ તેમને ખાતરી થઈ અને માસ્તરને ખબર આપી. માસ્તરે તારથી પુછાવવાનું યોગ્ય ધારી પુછાવ્યું અને બે-ત્રણ જગ્યા-એથી ખબર આવ્યા કે એક એકલું એંજીન ઘણી ઝડપથી હડવાસની લાઈન ઉપર ગયું છે. આ ખબર-થી બધા ગભરાઈ ગયા. એંજીન ચાલુ થઈ ગયું છે અને તેની ઉપર કોઈ નથી એટલે જરૂર અકસ્માત થવાનો એમ બધાને લાગ્યું.

આ બાજુ કામલોલ પાસેના જંક્શનનો સ્ટેશન માસ્તર કાંઈ કામ પ્રસંગે બહાર હતો ત્યાં તેણે એંજી-નનો અવાજ સાંભળ્યો અને તે વખતે કોઈ ગાડી આવવાનો વખત નહોતો એટલે તેને નવાઈ લાગી અને પાટા ઉપર ઉપરવાસ જોયું તો ખૂબ ઝડપથી

એક એંજીન આવતું હતું. હજી કાંઈ પણ વિચાર કરે તે પહેલાં તો એંજીન આવ્યું અને તે 'રજપૂતાણી' હતું. અને તેની ઉપર એક માણસ હતો અને સ્ટેશન માસ્તર સોગંદ ઉપર કહે છે કે તે માણસ તખુભા જાડેજો હતો. એટલો ભયાનક એ ચહેરો હતો, એટલી ભીષણ એની મુદ્રા હતી અને છુંદાયા વિનાના તેના અર્ધા ચહેરા ઉપર વૈરની તૃપ્તિની પ્રબળ લાલસા દેખાતી હતી. સ્ટેશન માસ્તર દિગ્મૂઢ થઈને ઊભો હતો ત્યાં ટેલિગ્રાફના યંત્રનો અવાજ થયો અને સંદેશો આવ્યો કે એક એંજીન ચાલુ થઈ છૂટયું છે તેને બીજે પાટે ચઢાવી દેવું કે જેથી અકસ્માત ન થાય. એંજીન ઉપર કોઈ નથી એમ પણ સંદેશામાં હતું. આ સંદેશો આવ્યા પછી જે ભયંકર સ્થિતિ થનાર હતી તેનો સ્ટેશન માસ્તરને ખ્યાલ આવ્યો. કામળોલ સ્ટેશને તે વખતે જ મેળામાં જનારાં અનેક ઉતારુઓથી ભરેલી એક ટ્રેન ઊભી હશે. તેને એમ પણ લાગ્યું કે મીરાં ભટ્ટી અને તોગુભા પણ તેમાં હશે અને તેની સાથે એંજીન ઉપર જોયેલ તખુ જાડેજાના ચહેરા ઉપર જે આવેશ દેખાયો હતો તેનું કારણ સમજાયું. સ્ટેશન માસ્તરે તો કામળોલ તાર કરવા હાથ લંબાવ્યો પણ તે વખતે પણ ચેતવણી મોડી પડશે એમ તેને લાગતું હતું. અને ભયથી તેના હાથ ધ્રૂજતા હતા ...અને ખરેખર તેમ જ બન્યું.

છાપાંઓમાં આ દારુણ અકસ્માતનાં ઘણાં વર્ણનો આવ્યાં છે. અનેક આનંદ-કરતાં, ગીત ગાતાં, સારી રીતે શણગારેલાં માણસો લઈ મેળામાં જતી ટ્રેન ઊભી હતી. માથે શો ભય ઝઝૂમે છે તેની કોઈને ખબર નહોતી અને હજી કોઈને કાંઈ પણ ખબર પડે ત્યાર પહેલાં તો એ પચ્ચાસ ટનનો પોલાદી હાથી કલાકના સિત્તેર માઈલની ઝડપે આવી ટ્રેન ઉપર ત્રાટક્યો, બધા ડબ્બા પાટા ઉપરથી ઊથલી પડ્યા. એંજીનમાંથી ઊડેલા કોલસાથી કેટલાક ડબ્બા સળગી ઊઠ્યા. કેટલાક ઉતારુ તો ત્યાં ને ત્યાં જ તરત મરી ગયાં. કેટલાંયના હાથપગ ભાંગી ગયા. પણ તેની વિગતની જરૂર નથી. મરનારમાં એક તોગુભા હતો. અને એ પ્રમાણે, જીવતાં જે વેર લઈ ન શકાયું તે તખુ જાડેજાએ ભૂત થઈ, એંજીન હાંકીને લીધું. ત્રણ જણાએ તો તેને જોયો પણ હતો એટલે તેણે જ ભૂત થઈને વેર લીધું તેની સાક્ષી મળતી હતી.

પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબે કહ્યું: 'આ અકસ્માતના કાગળો મારી પાસે આવ્યા હતા તે મને યાદ છે. રેલ્વે બોર્ડે કમિટી નીમી તેની તજવીજ કરાવી હતી. અને ટર્નર, કોલસીવાળો, સ્ટેશન માસ્તર વગેરેની જુબાની તમે કહો છો તેવી પડી પણ હતી. પણ કમિટી એવા નિર્ણય ઉપર આવી હતી કે એંજીન સાફ કરનાર છોકરાઓએ સાફસૂફી કરતાં રેગ્યુલેટર ખુલ્લું મૂકી દીધું હશે અને એંજીનમાં સ્ટીમ ભરાતાં તે ચાલી નીકળ્યું. આ ઉપરથી બે છોકરાને બરતરફ પણ કરવામાં આવ્યા હતા. અને જે બે સાક્ષીઓ તખુભાને જોયાનું કહે છે તેઓ તો 'ભાગડા ભૂત'નો ખેલ જોઈ આવ્યા હતા તેની અસરથી પણ એમ બન્યું હોય.'

'ત્યારે સાચું શું!' બૅરિસ્ટર સાહેબે પૂછ્યું.

'આપણને લાગે તે.' મેં જવાબ આપ્યો.

શાળામાં પરાણે આપેલો એક રૂપિયો વેડફાઈ ન જાય તેની તલકચંદે રાખેલી

# તકેદારી

લેખક
નાથાલાલ દવે

'બોલો, તમે આમાં શું ભરો છો?' ખાદીધારી ભાઈએ પૂછ્યું.

તલકચંદ ઇરાદાપૂર્વક નીચું જોઈ ગયો. મેજ પર પાથરેલાં કાગળિયાં તે એકચિત્તે વાંચવા માંડ્યો. સામે જાણે કોઈ છે જ નહિ.

ફંડ ઉઘરાવવા આવનાર ભાઈએ ફરી કહ્યું. 'આ રાષ્ટ્રીય શાળાના ફંડમાં આપને શું નોંધાવવું છે?'

તલકચંદ બાજુના કારકુનને પૂછવા લાગ્યો, 'પેલા સલડીવાળાનો તુમાર ક્યાં નાખ્યો? સાહેબે આજ ઉપર મૂકવાનું કહ્યું છે.' અને પાછો એ કાગળિયાં ફંફોળવા લાગ્યો.

ફંડવાળાભાઈએ કહ્યું, 'જરા મારી સામે જોશો!'

તલકચંદે ચશ્માંમાંથી તીણી નજરે તેની સામે જોયું, 'કેમ! શાની અરજી છે?'

'અરજી નથી. હું તો ફંડ માટે આવ્યો છું.'

'અહીં ઑફિસમાં વળી ફંડ શાનું? ઘરે આવજો.'

'ઘરે જ આવવાનો હતો પણ સાહેબે કહ્યું કે અહીં સહુ મળી જશે એટલે અનુકૂળતા થશે. સાહેબે એકસો-એકથી શરૂઆત કરી છે. બોલો, તમારું શું લખું?'

'આ બીજા બધા શું કહે છે?'

'બધાએ લખાવી દીધા, તમે એક જ બાકી છો.'

'એમ! લાવો જોઉં,' કહી તલકચંદે લિસ્ટ હાથમાં લીધું.

થોડી વાર પાનાં ફેરવીને તેણે ઊંચું જોયું.

'તે આ ફંડનું શું કરવાના છો?'

'રાષ્ટ્રીય વિદ્યામંદિર માટે મકાન બંધાવવું છે. આટલી જૂની સંસ્થાને પોતાનું મકાન તો હોવું જ જોઈએ. તમારો શો મત છે?'

'હા, હા, એ તો બરાબર છે. મકાન તો બધાને હોવું જોઈએ. ભાડાં ભરી ભરીને હું ય થાકી ગયો છું. કોઈ મકાન બંધાવી આપે તો ખોટું નહિ, કેમ અનુભાઈ! તમે શું કહો છો?' તલકચંદે બાજુના કારકુનને વાતમાં વચ્ચે લાવવા પ્રયત્ન કર્યો.

'સાચી વાત છે, તલકચંદભાઈ!' કહીને તેણે પોતાનું કામ ચાલુ રાખ્યું.

'પણ આ તો જાહેર સંસ્થાની વાત છે, વ્યક્તિગત મુશ્કેલીનો એમાં સવાલ નથી.'

'હા, એ તો હું સમજું છું. જાહેર સંસ્થામાં કામ કરે એને વળી વ્યક્તિગત મુશ્કેલી કેવી? ફંડો ક્યાં ઓછાં છે? પણ તમને એક વાત કહી દઉં. આ છોકરા અને છોકરીઓને ભેગાં કરીને તમે નાટક કરો છો એ વાત આપણને પસંદ નથી. આપણને તો ચોખ્ખું કહેવાની ટેવ. આહારે વ્યવહારે ય સ્પષ્ટવક્તા સુખી ભવેત્ કેમ, તમે શું કહો છો, અનુભાઈ!'

ધીરજ સાચવીને ખાદીધારી ભાઈ બોલ્યા, 'અમારા વાર્ષિક ઉત્સવની વાત કરો છો?'

'હા, એની જ રામાયણ છે તો. નિશાળ એટલે ભણવાનું. એ મૂક પડતું ને આ નાચવાનું ને ગાવાનું તોફાન શું? નિશાળમાં તો છોકરાંવને સારા સંસ્કાર પાડવા જોઈએ તો સહુ એની મેળે પૈસા આપે. આપણે કહેવા ય શું કામ જાવું પડે? કેમ અનુભાઈ! ખરી વાત કે નહિ?'

'એટલે તમારો એવો અભિપ્રાય છે કે અમારે શાળામાંથી નૃત્ય ને સંગીત બંધ કરી દેવાં?'

ત્યાં સાહેબ નીકળ્યા.

'કેમ તલકચંદ! શેની માથાઝીક ચાલે છે? લખાવો, લખાવો કંઈક. દોલતભાઈને નકામો આંટો ન ખવરાવાય. વિદ્યામંદિર તો આપણી પોતાની સંસ્થા છે. એ ચલાવવાની જવાબદારી આપણી છે.'

'હાસ્તો, સાહેબ! એમાં બીજું શું કહેવાનું હોય?' કહી તલકચંદે રૂપિયો કાઢી આપ્યો.

સાહેબ ગયા. ફંડવાળા દોલતરાય ગયા.

કાયમની ટેવ પ્રમાણે તલકચંદ બબડવા લાગ્યો, 'રૂપિયો લઈ ગયો. સાહેબ માથે આવીને ઊભા રહ્યા એટલે ના ન કહેવાઈ. જુલમ છે આ જાહેર સંસ્થાઓવાળાનો. પોતાની મેળે ખર્ચ ઉપાડવાની તાકાત નહિ એટલે સેવા ને સંસ્કારની વાતો કરી ગામને ધૂતી ખાય. એમાં આ દોલતરાય તો ભારે હરામખોર છે. ઉપરીને મળીને વાત એને ગળે ઉતારી દે પછી આપણે તણાવું પડે! પણ આ થાય છે ગેરવ્યાજબી. તમે શું કહો છો અનુભાઈ?'

ઓછાબોલા અનુભાઈએ કહ્યું, 'ગઈ વાતનો

અફસોસ નહિ. તુષ્યતુ દુર્જનઃ' અને પાછા એ નીચું જોઈ ગયા.

પણ તલકચંદને તે દિવસે ચેન ન આવ્યું. પરાણે આપેલા રૂપિયાની વાત તેના મનમાં ખટક્યા કરી. મનમાં એણે ગાંઠ વાળી કે ગમે તેમ કરીને એ રૂપિયો પાછો હાથ કરવો. બીજા વળી પોતાને બનાવી શું જાય?

એક દિવસ સવારે રાષ્ટ્રીય વિદ્યામંદિરના આચાર્ય મિ. વર્મા ઑફિસમાં બેઠા હતા ત્યાં તલકચંદ તેમને મળવા આવ્યો. 'કેમ, શું ચાલે છે?' કહીને તેણે ખુરશી લીધી.

વર્મા જોઈ રહ્યા. તેને શાળાની મુલાકાતનું પ્રયોજન પૂછ્યું.

તલકચંદે કહ્યું, 'આપણી સંસ્થા તો સારો વિકાસ કરી રહી છે નવું મકાન ચણાવવાની યોજના કરી છે?'

વર્મા બોલ્યા, 'હા, જનતાનો સદ્ભાવ છે એટલે બનતાં સુધી તો વાંધો નહિ આવે.'

'ફંડ કેટલે પહોંચ્યું?'

'સાઠ હજારની માગણી છે, બનતાં સુધી તો રકમ પૂરી થઈ જશે.'

'બહુ સારી વાત. આપને મળવાથી ખૂબ આનંદ થયો.' કહીને તલકચંદે રજા લીધી.'

વર્માએ તેનું નામ પૂછ્યું અને સંસ્થામાં રસ લેવા માટે તેનો આભાર માન્યો.

આઠ દિવસ પછી તલકચંદ ફરીથી વર્મા પાસે ગયો. આચાર્યને તેણે કહ્યું, 'નવા મકાનનો નકશો બતાવો જોઉં, કઈ જાતનો પ્લાન કરી છે?'

ભૂરા રંગનો કાગળ વર્માએ તલકચંદ આગળ પાથર્યો. અને ઓરડાનાં માપ, બારીની સંખ્યા, શિક્ષકોનો ખંડ, ક્રીડાંગણની જગ્યા વગેરે બધી વિગતો સમજાવવા લાગ્યા.

તલકચંદે કહ્યું, 'આ બે ઓરડા સામેની બાજુએ રાખ્યા હોય તો કેમ?'

વર્મા વિચારમાં પડ્યા. 'કેમ, એથી શું ફેર પડે છે?'

તલકચંદે હસીને કહ્યું. 'તમે ન સમજ્યા, મારા સાહેબ! એક દાદર આખો બચી જાય છે. બે દાદર મૂકવાની જરૂર ન રહે.'

વર્માને એ વાત સાચી લાગી.

ઇજનેરને તેમણે કહ્યું, 'આ એક દાદર પ્લાનમાંથી રદ કરવો એવી તલકચંદભાઈની સૂચના છે.'

ઇજનેરે પૂછ્યું, 'દાદર રદ કેમ કરાય? તે પછી મકાનની સીમેટ્રી કેમ રહે?'

વર્મા કહે, 'એ તો તલકચંદભાઈ કહેતા હતા એટલે કહું છું.'

ઇજનેરે કહ્યું, 'એ તલકચંદભાઈ કોણ છે?'

વર્માએ જવાબ આપ્યો, 'સંસ્થાના એક ડોનર છે.'

'કેટલા પૈસા ભર્યા છે?'

એ તો ખ્યાલ નથી. પણ તે સંસ્થાના કામમ ઘણું ધ્યાન આપે છે.

બીજી મુલાકાત વખતે તલકચંદે પૂછ્યું, 'કૉન્ટ્રેક્ટ કોને આપવાનું નક્કી કર્યું છે?'

'કમિટીએ નક્કી કર્યું છે કે દેસાઈ બ્રધર્સને કામ સોંપવું.' વર્માએ જવાબ આપ્યો.

"અરે, એના હાથમાં ફસાવું આપણને કેમ પરવડે?' તલકચંદે કહ્યું, 'એ તો છે ટાઢા માણસ, બે વરસે ય મકાન નહિ ચણી આપે. અને તેનાં બાદશાહી બિલોની તમને ખબર નહિ હોય. જરા વ્યવહારુ બનો, સાહેબ! એવાને તે કોન્ટ્રેક્ટ અપાતા હશે?'

વર્માએ કહ્યું, 'એ તો કમિટીએ જે નિર્ણય કર્યો તે. હું એમાં શું કરી શકું?'

તલકચંદ બોલ્યો, 'તમે શિક્ષકો એટલે ભોળાના ભોળા. જરા આત્મબળ કેળવો વર્માસાહેબ! કમિટી આગળ નિર્ણય ફેરવાવવો એમાં કેટલી વાર?'

ત્યારે વર્માએ પૂછ્યું, 'આપ કોણ છો એ જરા મને જણાવશો?"

તલકચંદે પોતાની ઓળખાણ આપી અને ઉમેર્યું, 'ફંડમાં મેં પૈસા ભર્યા છે એટલે સાચું કહેવાનો મને હક છે. એ કૉન્ટ્રેક્ટર તો બદમાશ છે. આમ તો સંસ્થાના પૈસા વેડફાઈ જશે. જનતાની પાસેથી આપણે જે પૈસા એકઠા કર્યા છે તેની પાઈએ પાઈનો સદુપયોગ કરવો એ આપણી ફરજ છે. એમાં ગફલત ચાલે નહિ. મારી તો પહેલેથી એ જ ટેવ. કાં તો પાઈ પણ આપવી નહિ અને આપી તો પછી એ નકામી ન જાય એની તકેદારી રાખવી. આજ તો કેંક સંસ્થાઓ ફૂટી નીકળી છે. પૈસા ભર્યે જઈએ અને ધ્યાન ન રાખીએ તો તો બાવા થવાનો વખત આવે. કેમ, આપનું શું કહેવું છે?'

તે વખતે તો વર્માએ 'બરાબર છે' એટલો જ જવાબ આપ્યો. પણ પાછળથી તેમણે ફંડમાં પૈસા

ભરનારની નામાવલિ કાઢી અને તલકચંદે કેટલા પૈસા ભર્યા છે તે શોધવા બેઠા. પાંચ હજાર, હજાર, પાંચસો, સો એમ મોટી રકમો ભરનારનાં નામ વાંચતાં વાંચતાં વર્મા નીચે ઊતરતા ગયા. ક્યાંય તલકચંદનું નામ ન જોતાં તેમને નવાઈ લાગી. પહોંચ ફાડનારની ભૂલ થઈ હશે એમ ઘડીભર તેમને લાગ્યું. પછી પચાસ, પચીસ, દસ, પાંચ આપનારાનાં નામ તેમણે વાંચ્યાં. તેમાં ય તલકચંદનું નામ ન નીકળ્યું. સંસ્થામાં આટલો અંગત રસ ધરાવનારે કંઈક મોટી રકમ ભરી હશે એમ હજી તેમના મગજમાંથી ખસતું ન હતું. દોલતરાયને બોલાવી તેમણે પૂછ્યું: 'જુઓને, આ તલકચંદ નામના ગૃહસ્થે આપણા ફંડમાં કેટલી રકમ આપી છે?'

એક રૂપિયાવાળાની હારમાં તલકચંદનું નામ દોલતરાયે તેમને બતાવ્યું. ગુસ્સે થઇને વર્માએ લિસ્ટ ટેબલ પર પછાડ્યું.

વળી આઠ દિવસ પછી જ્યારે તલકચંદ ફરીથી સલાહ આપવા આવ્યો કે 'લાકડાનો ભાવ બદલાય છે. બીમ કરતાં સાગ વાપરીએ તો સસ્તું પડશે.' ત્યારે આચાર્યે ખિસ્સામાંથી રૂપિયાની નોટ કાઢીને તલકચંદના હાથમાં મૂકી:

'લો આ તમે ભરેલા પૈસા પાછા.' તલકચંદે કહ્યું, 'ના, ના, ભલેને રહ્યા. ગામમાં આવી સંસ્થા ચાલે એ સહુને માટે ગૌરવની વાત છે. બધાની ફરજ છે કે પોતપોતાની શક્તિ પ્રમાણે મદદ કરવી જોઇએ.'

આચાર્યે કહ્યું, 'તમારો સદ્‌ભાવ છે એ બસ છે. મદદની જરૂર નથી. અને કૃપા કરી અમારાં કામમાં આપ જરા ઓછો રસ લો એવી હું વિનંતિ કરું છું.'

તલકચંદ હસ્યો અને આચાર્યને નમસ્કાર કરી, રૂપિયો ખિસ્સામાં મૂકીને ચાલી નીકળ્યો.



## મૃત્યુ

[ પાન ૪નું સંધાણ

બાળક ધાણી ફૂટે તેવા તાપમાં તડફડાટ મારતું હતું.

આ દશાથી મૃત્યુનું હૃદય ચિરાઈ જતું હતું. આ બધાં રોગ, દુઃખ, દર્દ, યાતના એ બ્રહ્માએ ઉત્પન્ન કરીને સૃષ્ટિ પર મોકલ્યાં છે તે તે પામી ગઈ. તેણે રોગોને જોયા ને ઓળખી લીધા. તેઓને લોહી-તરસી નક્કર દાઢો અને ઝેરી નખો હતા, બિહામણી આંખો હતી, ફાટેલાં જડબાં હતાં અને હમકમાં આવે એવા કર્કશ અવાજે તેઓ ઘૂરકતા હતા.

'હે રોગો! તમે આ સૃષ્ટિ છોડી ચાલ્યા જાઓ.' આવેશમાં આવી મૃત્યુએ કહ્યું.

'અમને બ્રહ્મદેવની આજ્ઞા છે. અમે ખસવાના નથી. પ્રાણીના દોષ અને કર્મના વિપાકમાંથી અમારી ઉત્પત્તિ કરી છે.' એકસાથે મળીને રોગોએ ઉત્તર આપ્યો.

કરુણાના આવેશથી રૂંધાએલા કંઠે તે વધુ બોલી શકી નહીં. તેના પગ પાસે જ એક બાળક એક રોગના અગ્નિમય ભીષણ પંજામાં તડફડાટ મારતું હતું અને એની અસહાયતા જોઈ ખુશી થતો રોગ દાંત કચકચાવતો હતો.

હળવે રહી, નીચે નમી પોતાના સહસ્રદલ કમળને પ્રસારી મૃત્યુએ એ બાળકના જીવાત્માને લઈ કમળમાં સુવરાવ્યો ને તેનાં શાંત નિદ્રામાં સરી જતાં અંગો પર શામક દૃષ્ટિ કરી. કન્યાનાં નેત્રોમાં અશ્રુ ચમકતાં હતાં.

કમળ પર પાલવ ઢાંકી, ત્યાંથી બેઠી થઈ મૃત્યુએ બ્રહ્માના નિવાસ તરફ પ્રયાણ કર્યું. એની શ્યામ રજનીશી ચૂંદડીનો વિસ્તાર ફરફરતો હતો.

બ્રહ્માના ચરણોમાં નમી, કશો જ ઉચ્ચાર કર્યા વગર કન્યા-મૃત્યુએ નીચા નમી, પાલવ ખેસવી રક્ત-કમળમાંના શુચિ બાળક જીવાત્માને બ્રહ્માને સોંપ્યો, સોંપતાં તેનું ગળું રૂંધાતું હતું અંગોમાંથી ચેતન ઓગળી ગયું હતું.

# સ્થૂળ પ્રલોભન

એટલે દૂરથી મળવા આવવાની તસ્દી લીધી એ બદલ ઉપકાર માનું?'

મંદારિકા હસી. 'હું તો માત્ર વીસેક માઈલ આવી છું પણ તું તો મને મળવા છેક પેરિસથી આવ્યો છે. તેં એમ લખ્યું. ખરું પણ હું એ માનતી નથી.'

પુરુષના મુખ પર આછું હાસ્ય હતું. 'મંદારિકા, તારો ગણગણાટ એવો ને એવો જ છે.' સ્ત્રીની આંખો નીચી ઢળી. પુરુષના અવાજે જૂનું જાદુ અજમાવવા માંડ્યું હતું. 'બે વરસ જાણે વીત્યાં જ ન હોય એવું લાગે છે.'

'તારે અંતરાત્મા જેવું કંઈ છે જ નહિ?'

તે ખડખડાટ હસી પડ્યો. 'અંતરાત્મા? મંદારિકા, તને ખબર નથી કે હું તને પૂજું છું. તેં ના ન પાડી હોત તો હું આપણો પ્રેમ જગતને જરૂર જાહેર કરત.'

'એ તે કંઈ પ્રેમ કહેવાય?' સ્ત્રીએ સ્વાસ્થ્ય મેળવી કહ્યું.

'કદાચ એ પ્રેમ નહિ હોય. તારો આત્મા મારો નહિ થયો હોય. પણ તારો દેહ તો મારો જ હતો ને? મારા હાથોએ આ દેહલતા કચડી છે—મુખે તારા હોઠ ચૂમ્યા છે. દેહના અંતિમ અર્પણ સિવાય તેં સઘળું મને આપ્યું છે. 'દયા ને મારા પતિનો પ્રેમ એ બે મને આડાં આવે છે.' એવું તેં કાળે તેં મને કહ્યું હતું. મંદા, મારા હોઠના સ્પર્શે તારી છાતી ઊછળતી અને તારા લોહીમાં અજબ તનમનાટ ફેલાઈ રહેતો એ વખતે તારા પતિ પ્રત્યે તને કેટલો પ્રેમ હતો?'

સ્ત્રીએ હસવાનો પ્રયાસ કર્યો. 'તેં મને જૂની વાતો સંભારી આપવા માટે બોલાવી છે!'

સ્ત્રીનું અંતર હાલી ઊઠ્યું હતું. પુરુષનાં અંગોની બેદરકારીભરી છટાએ એના અંતરનાં ઊંડાણમાં તરંગો ઊપજાવ્યા હતા. તે બારી પાસે નિશ્ચલ ઊભો હતો. એની અર્ધ ઊઘડેલી આંખોમાંથી છૂટતી પ્રબળ ભોગલાલસાએ સ્ત્રીના દેહને પીગળાવ્યો હતો. પ્રચંડ મોજાના મારથી થાકી ગયેલ તરનારની જેમ એનાં અંગો શિથિલ થઈ ગયાં હતાં. પુરુષ એ વખતે જો સ્ત્રીની પાસે આવ્યો હોત તો સ્ત્રી પોતાનો દેહ સમર્પી દેત. આવું ઘણી વખત બન્યું હતું. સ્ત્રી બચી ગઈ હતી. અંતે એ પેરિસ ચાલ્યો ગયો હતો.

બે વરસ સુધી મંદારિકાએ પોતાની જાતને સ્વતંત્ર માની હતી. આજે એને ખબર પડી કે કાળ જતાં દેહનાં બંધન વધારે સખત થયાં હતાં. એના અવાજે, એના હાથના સ્પર્શે તેને બે વરસની નિદ્રામાંથી જગાડી હતી. એના અંગેઅંગ પર તૃષ્ણા અને આકાંક્ષાએ સત્તા જમાવી હતી. મહાપ્રયાસે એણે પોતાના મોં પર શાંતિ જાળવી રાખી હતી.

જ્યારે જ્યારે એ બોલતો ત્યારે મંદારિકાને પોતાનું બધું મનોબળ એકઠું કરવું પડતું. એ દૂર હતો ત્યાં સુધી સંયમ રાખવાનું કાર્ય દુષ્કર હતું. પણ અશક્ય ન હતું. એના સ્વરની મીઠાશ એના હૃદયમાં પહોંચતી હતી પણ એક આલિંગન અને ચુંબન માટે એનો દેહ આર્જવથી પોકારતો હતો એની સ્ત્રીએ પુરુષને ખબર પડવા દીધી નહિ. એ પાછો જશે ત્યારે પોતાના ઉરનું તોફાન શમી જશે એમ સ્ત્રી ધારતી હતી.

'મંદા, પ્રિયતમા!' મૃદુસ્વરે પુરુષે કહ્યું. 'શા માટે તું આપણને બન્નેને દુઃખી કરે છે? કદી પાછા ન આવવાનો નિશ્ચય કરી હું બે વરસ પહેલાં હિંદુસ્તાન છોડી ગયો હતો. પણ તેં મને ત્યાં રહેવા ન દીધો. તારા વિચારોએ મારો પીછો પકડ્યો ને અર્ધું જગત ઓળંગી મને પકડી પાડ્યો—નથી માનતી? બે વરસ પહેલાં હું પણ ન માનત—અર્ધી રાત્રે એ મને જગાડતા. તારે મારો ખપ ન હતો તો મને બોલાવ્યો શા માટે? તારો દેહ મને ભૂલ્યો હોય તો તારું મન મને અહીં શા માટે ઘસડી લાવ્યું?'

'મારું મન આવું ભટકેલ છે એની મને ખબર નહિ.'

'તારા પતિ પ્રત્યેની તારી ફરજ વિષે તું મને વારંવાર કહ્યા કરતી. એના પડખામાં સૂઈ મારા વિચાર કરતી વખતે તું તારી ફરજ બજાવે છે? તારા પતિને એની ખબર પડે તો શું કહે?'

'એમને ખબર જ નથી.'

'એના જાગ્રત મનને ખબર નહિ હોય. પણ એના અર્ધનિદ્રિત મનને પણ કશી ખબર નહિ હોય એમ તું માને છે? તારા જે વિચારોની પ્રબળ શક્તિએ

મને દરિયાપારથી ઘસડી આણ્યો એ વિચારોએ એના હૈયામાં ઉત્પાત નહિ મચાવ્યો હોય? તારી જે શક્તિ પ્રબળ રીતે મને આકર્ષે છે એ જ શક્તિ તેને દૂર ધકેલે છે એ તને ખબર છે!'

ધીરે ધીરે પુરુષ આગળ વધ્યો હતો. સ્ત્રીથી એકાદ ફૂટ દૂર એ અટક્યો. જો એ સ્ત્રીને અડે તો બે વરસથી પૂરી રાખેલી દેહલાલસા બંધનો તોડી નાખે એમ હતું તેથી એ નિશ્ચલ રહ્યો. સ્ત્રીને આનું ભાન ન હતું. વીનવતી હોય એમ તેણે પોતાનો હાથ પુરુષના હાથ પર મૂક્યો.

'મૂરખ, મને અડકીશ નહિ.' એના અવાજમાં ક્રોધ અને કઠોરતા હતી. 'તારા સ્પર્શે આપણે બન્ને સળગી ઊઠીશું.'

સ્ત્રી બીકથી પાછી હઠી ગઈ. પુરુષે એ જોયું. મન પરથી ગયેલો કાબૂ પાછો આવ્યો. ધારે તો સ્ત્રીને કચડી નાખે કે તેના આકર્ષણની શોધ કરવા તેની અંગરેખાઓ શોધી વળે એવા પોતાના હાથ તરફ પુરુષ જોઈ રહ્યો.

'મારાથી બીએ છે મંદા! તારી જોડે તો મારાથી કઠોર રહેવાય જ નહિ. તને હું લઈ શકું એમ છું એ તું નથી જાણતી! તે વખતે નીતિ, ન્યાય કે પ્રેમ તું ભૂલી જવાની. પણ હું તને અડકતો પણ નથી; કારણકે મારા મનને તો તારા મનનો જવાબ જોઈએ છે. તારા દેહનો ઉત્તર તો મારા દેહને મળી ચૂક્યો છે.'

થોડી વાર શાંત રહી એ ફરી બોલ્યો. 'તારું મન મારા મનને શો ઉત્તર આપે છે! મંદા, મંદુ, તું કેમ પાછી હઠે છે! કોઈ વચન માટે! કોઈ સ્વપ્ન ખાતર!'

'જૂના મધુર સ્વપ્ન ખાતર, મધુ.' ધીરા ગંભીર અવાજે સ્ત્રીએ જવાબ આપ્યો. 'હું સત્તર વરસની હતી અને જુગલ વીસ વરસનો હતો ત્યારે અમે પરણ્યાં. એ વખતે એક મધુર સ્વપ્ન જન્મ્યું. જીવનમાં એક જ વખત ને તે પણ જુવાનીમાં જ આવે એવો પ્રેમ અમે અનુભવતાં હતાં. અમારાં જીવન એકબીજામાં એવાં પરોવાઈ ગયાં હતાં કે અમારાથી જુદાં રહી શકાતું ન હતું. જુગલ એટલે મારી ઉછળતી જુવાની, મારા અંતરાત્માનો આનંદ, જીવનમાંની મારી શ્રદ્ધા. એના એ હૈયામાં એ બધું જળવાઈ રહ્યું છે. એનાં મધુર સ્મરણે હું જીવન જીવીશ. એમાં હું કેમ ભંગ પાડું!' સ્ત્રીનું મુખ ઝળકી ઊઠ્યું હતું.

'છતાં યે બબ્બે વરસથી હું તારા અંતરમાંથી ખસ્યો નથી. હમણાં જ—ઘડી પહેલાં જ તું મારી હતી.'

'મારે તારી જરૂર નથી.' દુઃખિત અવાજે સ્ત્રી બોલી, 'પણ તારો અવાજ, તારું દર્શન, તારો સ્પર્શ મારામાં ઊંઘતી કાંઈક ભયાનક વસ્તુને જગાડી મૂકે છે. એ હું નથી.'

'એ ભયાનક વસ્તુ એ જ તું પોતે. પેલી સ્વપ્નમાં રાચતી વસ્તુ—એ તો અનુભવ વિનાની છોકરી છે. મારે એ છોકરી નથી જોઈતી. મારે તો તારો—સ્ત્રીનો ખપ છે.'

પુરુષના હાથના સ્પર્શે સ્ત્રીની આંખો મીંચાઈ ગઈ. એનું શરીર પુરુષના દેહ પર ઝૂકી પડ્યું. ચુંબન કરવા પુરુષે મુખ નીચે નમાવ્યું ત્યારે આકાંક્ષાના આતંકથી સ્ત્રીનું મુખ લાલ લાલ થઈ ગયું.

આશ્ચર્યથી પુરુષ અચકાયો. સ્ત્રીના મુખ પરથી આનંદ અદશ્ય થઈ ગયો. ચપળતાથી તે પુરુષના હાથમાંથી નીકળી દૂર જઈ ઊભી.

'મધુ, મધુ, મને જવા દે. તું ને હું સાથે રહી સુખી નહિ થઈ શકીએ. તને કોઈ બીજી સ્ત્રીની જરૂર લાગશે એટલે મને દુઃખ થશે ને સાથે તું પણ દુઃખી થશે. તારી જાતને ને મને છેતરવાથી શો ફાયદો છે! તારો સ્વભાવ જ એવો છે કે એક સ્ત્રીથી તને ચાલી ન શકે. એક સ્ત્રીને તારાથી વફાદાર રહેવાશે જ નહિ.'

'જગતમાં વફાદારી એ એક જ વસ્તુ નથી.' શરીરમાં થતા દુઃખને લીધે એનાથી વધારે બોલાયું નહિ. મંદાને ન બીવડાવવા માટે એ નિશ્ચલ જ રહ્યો હતો. મંદા બીએ તો એ એને અડવાનો જ. ને પછી પરિણામ શું આવે એની એને ખબર હતી.

'મારા જીવનમાં બીજી સ્ત્રીઓ છે એની હું ના નથી પાડતો. બીજા પુરુષો છે એવો જ હું છું; પણ મંદા, એ બધી મારે મનથી સ્ત્રીઓ જ રહેવાની ને તું તો મારી સહચારિણી.'

'ના, ના...ના.' સ્ત્રી બોલી ઊઠી.

મંદારિકાના આર્તનાદમાંથી મધુકરે ઉત્તર મેળવી

લીધો હતો તો યે વીનવતા અવાજે એણે છેલ્લો પ્રયત્ન કરી જોયો.

'મંદા, પ્રિયતમા! મારા તરફ જો. તારે મારી તરફની ને તારા પોતાના તરફની ફરજ છે એ યાદ કર. વફાદાર દેહ કે સુંદર સ્વપ્નથી કંઈક વધારે હું તને આપી શકું એમ છું. કલ્પનાતીત આનંદ ને મસ્તીથી છલાછલ ભરેલો જિંદગીનો જામ હું તારી આગળ ધરીશ તને કદાચ દુઃખ થશે, પણ તારા જીવનમાં પહેલી જ વખત તું ખરેખરી જીવીશ. મરીશ ત્યાં સુધી હું તને ચાહીશ. બીજી કોઈ ને મેં ખરા પ્રેમનું બિંદુ સરખું પણ નથી આપ્યું. કવિઓ પોતાને ગમે તેમ મનાવે–'ચાહીશ બેયને હું' લખે; પણ એક જ કાળે કોઈથી બે સ્ત્રીને પ્રેમ અર્પાતો નથી. એક સિવાય બાકી બધીને તો ટુકડા જ મળવાના.'

જોરથી એણે સ્ત્રીને આલિંગન દીધું. સ્ત્રીને દુઃખ થતું હતું એનું એને ભાન ન હતું. 'મંદા, તું મારી જોડે આવે એમાં ન હોય તો મને એક દિવસ–એક રાત્રિ આપ. આખા જીવનમાંથી એક જ રાત્રિ માગું છું.'

સ્ત્રીનું મુખ જોઈ પુરુષે એને છુટ્ટી કરી. એ હાથે ગળું પકડી સ્ત્રી ઊભી હતી.

'કાં તો જીવન ને નહિ તો કંઈ જ નહિ. મધુ, હું જાઉં છું.' પુરુષની આંખમાંથી નીકળતો અગ્નિ સ્ત્રી સહી રહી. 'મારા વિચાર આ વખતે તને પાછો ખેંચી નહિ લાવે.'

'અને એ મારી પાછળ આવશે તો યે હું પાછો નહિ આવું. પુરુષની સહનશક્તિને પણ હદ હોય છે. તેં મને ધક્કો મારી એ હદપાર હડસેલી મૂક્યો છે. હવે તો તું આપે તો યે હું સ્વીકારી ન શકું.'

મયૂર [૨]

આખું ચક્ર ફરી ફરીને પાછું ત્યાં જ આવીને ઊભે છે. સ્નેહ અને દેહ, જીવન અને સહચાર, પ્રલોભન અને ધમકી, દ્વંદ્વોનો જાણે કાંઈ પાર જ નથી.'

'એમ કેમ કહે છે મંદા?'

'એમ નહિ તો બીજું શું! સહચારની વાતો કરી; એમાં નિષ્ફળતા મળશે એમ જણાયું એટલે હવે કેવળ એક રાત જ માગી. અને એ ય જ્યારે નહિ મળે એમ લાગે છે ત્યારે ધમકી આપે છે.'

'ધમકી?'

'ચાલ્યા જવાની ધમકી જ તો.'

'પણ ચાલ્યો જઈશ એથી તારું તો કશું બગડવાનું નથી.'

'બગડી બગડીને તો હવે બીજું શું બગડવાનું હતું?'

'તારા મનમાં ગલીપચી થતી હોય અને મોઢેથી ના પાડતી હોય તો જુદી વાત છે.'

'એવું કશું જ નથી. પરંતુ ધમકીની પાછળ નવી વાતનો ધ્વનિ ઊઠી રહ્યો છે, એની મને થોડી-ઘણી બીક લાગે છે.'

'મને તો એવું કશું લાગતું નથી.'

'મારા પતિને આપણી આગલી વાતોની ખબર પડે તો એ શું કહે? એ તો તારો જ પ્રશ્ન હતો ને!'

'હું ન સમજ્યો.'

'પણ હું બરાબર સમજી છું. પુરુષો એમ જ સ્ત્રીની નિર્બળતાનો લાભ લેતા હોય છે. મારા જીવનમાં એ કાળે પ્રલોભનની આંધી ઊઠેલી, દુનિયા જે વસ્તુની વાત કરતાં ધરાતી નથી એવી ઘટના બની ગયેલી અને એ વાત હું અને તું બન્ને જાણીએ છીએ. તું ધારે તો એનો લાભ ઉઠાવી શકે છે.'

'ના, ના, ના. મંદા! હું એવો નથી. તો તું એમ માને છે કે મેં તને તે વખતે ફસાવેલી?'

'હું જાતે એમાં ફસી પડી હતી. ઊગતું યૌવન હતું, યૌવનનો તરવરાટ હતો અને ઊઘડતી ભૂખ હતી. ઉન્માદાવસ્થામાં કોઈકને શોધતી જ હતી અને તું એકાએક મળી ગયો. દિલમાં અને દેહમાં આગ ધખધખતી હતી તે બુઝાવવા માટે કે પછી તેમાં ભડકા ઊભા કરવા મેં ઝુકાવ્યું—ઘણાં જ સંસ્મરણો છે. અંગેઅંગ એનાં સાક્ષી છે. પણ માણવું હતું, માણીગર મળ્યો ન હતો અને ઢોળાઈ જાય એ કરતાં કોક ભોગવી લે તો શું ખોટું હતું! એમાં ઓછી જ આભડછેટ લાગી જવાની હતી!'

'તો તું એમ કહે છે કે એ ખાલી આનંદ–પ્રમોદ જ હતો!'

'ત્યારે લગ્નમાં તું હાથ માગવા થોડો જ આવેલો!'

'અરે હજી પણ માગી રહ્યો છું, મંદા! હું

તને સહચારિણી બનાવવા માગું છું., સ્રી નહિ.'

'ત્યાં જ દુનિયાનો દંભ ઉઘાડો પડે છે. પુરુષને સ્રીની જ ભૂખ હોય છે. કેવળ સહચાર જ જોઈતો હોય તો જગતમાં એવાં ઘણાં સાધનો છે. પણ સ્રી છું એ જ ઠીક છે. સ્રી હતી તો તું મને મૂકીને નાસી ગયો એટલે હું બીજાને શોધી શકી.'

'અને હવે એ બીજાને મૂકી...'

'ત્રીજાને. ચકલી એવી જ ગતિ છે ને!'

'તારે મન લગ્નના આદર્શો આવા જ છે!'

'એ આદર્શો મારા એકના જ નથી. ભૂખાળવી દુનિયામાં ભૂખના શમન માટે જ બધા પ્રયાસ કરતા હોય છે.'

'તો પછી હું એક રાતની માગણી કરું છું. એ સ્વીકારવામાં તને વાંધો ન હોવો જોઈએ.'

'વાંધો તો કશો જ ન હોત જો મેં એકને મૂકીને બીજાને સ્વીકારી ન લીધો હોત તો.'

'પણ ઘડીભર એ બીજાને ધારે તો છોડી શકે છે.'

'ના જે જોઈએ છે તે મળ્યા કરે છે.'

'એકથી યા બીજાથી. વ્યક્તિવિશેષથી કાંઈ ખાસ લાભ નથી.'

'પરંતુ એક છે એટલું જ સ્થૂળ સત્ય મધ્યે એનો સમાસ થઈ શકે તેમ નથી.'

'તો પછી તારા પતિને તજી દે. એકનો એક જ રહેશે.'

'હું એને કઈ રીતે છોડી દઈ શકું! એણે મને છોડી દેવી જોઈએ.'

'તું છોડી દે તો કશો વાંધો ખરો!'

'પણ ચીલો પડી ગયો છે તેનું શું! અને ચીલો તો તેં જ પાડ્યો છે ને!'

'મંદા, મારી થોડીક તો દયા ખા. વિચાર તો કર, હું છેક પેરિસથી તને ઝંખતો આવ્યો છું.'

'સારું છે નર્કમાંથી પાછો નથી આવ્યો. નહિ તર ભારે પંચાત ઊભી થાત. પછી તો એ વળગાડ કેમે કર્યો દૂર થઈ શકત નહિ'

'તો પછી મારે ચાલ્યા જ જવું એમ ને!'

'અને તે પણ જલદી. મારા પતિને આવવાનો વખત થયો છે.'

ચાલ્યા જ જવાનું હતું. તો ય થોડુંક હાસલ કરી લેવા તે મંદા તરફ વળું‌ંબ્યો. મંદાને એની જાણે ખબર જ હતી. તે દૂર સરકી પડી. 'એ બધી વિધિ તો હવે પતી ગઈ છે...'

'તો પણ એકવાર, ફક્ત એક જ વાર...' ભીખ યાચવા સિવાય બીજો માર્ગ જ ન હતો.

'અને એ એકવાર પૂરું થશે એટલે ફરી બીજી વારની માગણી રજૂ થવાની, અને તેને પણ એકવાર માટેની જણાવવાની' મંદા હસી.

'તો ય...'

'એ પ્રલોભનને કદી તૃપ્તિ જ નથી, અને એમાં લાભ પણ શો છે! લે, હું તારી ઉપર ચુંબન દેઉં છું.' તેણે પોતાનો હાથ હોઠે અડકાડી બુચકારો કર્યો અને તે હાથ મધુકર તરફ તરછોડ્યો. 'તને મળ્યું!'

મધુકર અવાક ઊભો રહ્યો.

'એ પ્રલોભન જ એવું છે. ખાલી બુચકારો જ.'

'તો!'

'જ્યારે ઇચ્છા થાય ત્યારે મારી દિશા તરફ મોં રાખી બુચકારો બોલાવજે.' તે ફરીથી હસી પડી.

તે વખતે દાદર ખખડ્યો. અને કોઈ બારણું ખખડાવે તે પહેલાં મધુકર ઓરડામાંથી બહાર નીકળી ગયો.

# સ્વર્ગાધિપતિ નહુષ

લેખક
પારાશર્ય

**આજે** ગુલાબી ઠંડીવાળા વસંતના એક પ્રભાતે અપ્સરા તિલોત્તમા અલસ માર્દવભર્યાં અંગે શય્યાસન પર હજુ અર્ધતંદ્રામાં પડી હતી. પારિજાતનાં તાજાં ફૂલો પરથી આવીને તિલોત્તમાનાં દુકૂલ પર પરિમલ વેરી પવન અંગસ્પર્શ કરતો હતો. અહેતુક દૃષ્ટિથી તિલોત્તમા વાતાયન(બારી)માંથી બહાર ઉદ્યાનમાં નજર કરતી હતી. વિવિધરંગી અસંખ્ય પુષ્પોથી મઘમઘતા ઉદ્યાનનાં વૃક્ષો પર પ્રભાતનો સોનેરી તડકો ડોલતો હતો. અને એ ઉદ્યાનમાં દેવગુરુ બૃહસ્પતિને પ્રવેશતા જોઈ તિલોત્તમાની દૃષ્ટિ ચમકી. 'બૃહસ્પતિ રાજ્યના મહત્ત્વના કામ વગર આવી રીતે કોઈને ત્યાં કદી પધારતા નથી' એ ખ્યાલને અંગે, રાજ્યની વળી નવી શું હકીકત હશે એ કલ્પનાએ અપ્સરા ચડી ગઈ.

એ કલ્પના એને ગમતી ન હતી. જ્યારથી વૃત્રનો વધ ઇંદ્રના હાથથી થવાના કારણે દેવોમાં બે તડાં પડી ગયાં અને ઇંદ્ર પોતાની જાતને જોખમમાં જોઈ, પુરોહિત બૃહસ્પતિની સલાહથી સ્વર્ગ છોડી નાસી ગયો ત્યારથી તિલોત્તમાને સ્વર્ગમાં આનંદ લાગતો ન હતો. પરસ્પર કલહને અંગે દેવો વિનાશ તરફ ધસેલા તેથી વૃદ્ધ ઋષિવરોએ એકઠા મળી એક મધ્યસ્થ શાસક અધિકારીની વરણી કરી મર્ત્યલોકના પ્રતિષ્ઠિત નરાધિપતિ નહુષને સ્વર્ગાધિપતિ બનાવી રાજ્યતંત્ર તેના હાથમાં મૂક્યું. આ વાતથી અમુક વર્ગ નાખુશ થયેલો. તિલોત્તમા તેમાંની એક હતી. નહુષના રાજ્યારોહણના ઉત્સવ પછી ઇંદ્રસભામાં કે નૃત્યાગારમાં જવાનું પણ તેણે છોડી દીધું હતું. રાજ્યપ્રવૃત્તિ તરફ તે ઉદાસીન હતી તેથી ચાલુ પ્રવૃત્તિથી તે અજાણ હતી; એટલે જ બૃહસ્પતિને આવતા જોઈ તે નરાધિપ નહુષના કોઈ કારણે હશે તેમ કલ્પના થતાં તેને ખેદ થયો.

બૃહસ્પતિ આવતાં તિલોત્તમાએ બેઠાં થઈ, આદરસત્કાર કરી રાજ્યગુરુને આગમનનું કારણ પૂછ્યું.

'ઇંદ્રસભા કે નૃત્યાગારમાં ક્યાં ય કોઈ સમુદાયમાં તું તો દેખાતી જ નથી.' પુરોહિતે કહ્યું.

'એ તમારા નવા ઇંદ્રરાજ નહુષને કારણે.' તિલોત્તમાએ કહ્યું.

'તારે કોઈ તકલીફ થઈ હશે એ મને ખ્યાલ નહીં.' રાજગુરુએ કહ્યું:

'તકલીફ બીજી કોઈ નહીં. મને એનું દર્શન ગમતું નથી.' તિલોત્તમાએ કહ્યું: 'એ ઉગ્રદંડ છે. આયુધો વાપરમાં અત્યંત પ્રવીણ છે. પણ તેથી સ્વર્ગાધિપતિ થવાની એ નરાધિપતિમાં લાયકાત નથી. દેવહૃદયને એ પિછાનતો નથી. ઝીણી વિગતોને એ સમજી શકતો નથી. સ્નેહ સુકોમાર્ય બાબતમાં એ અદક્ષિણ છે. મને એને જોતાં તિરસ્કાર આવે છે.'

'મને પણ તિરસ્કાર આવે છે. પણ નિરુપાયે આપણે તેને સ્વર્ગાધિપતિ બનાવ્યો છે. એના વિના ત્રિલોકમાં કોઈ એવો સમર્થ ન હતો કે સ્વર્ગની એ વખતની અરાજક વિષમ સ્થિતિ પલટાવી નાખી સર્વત્ર શાંતિ સ્થાપી શકે.'

'એ હકીકત સ્વીકારવા છતાં પણ મને તેના માટે માન ઉત્પન્ન થતું નથી.' તિલોત્તમાએ કહ્યું.

'આ વાત માત્ર તારી છે તેમ નથી. દરેકના મનમાં એ જ ધ્વનિ છે. જેના વિરોધને અંગે ઇંદ્રને સ્વર્ગ છોડવું પડ્યું તેઓને પણ ખાતરી થઈ ગઈ છે કે ઇંદ્રનો વિરોધ કરવામાં ભૂલ થઈ છે. હવે નહુષ માટે વિરોધ જન્મે છે. તો બીજી બાજુ એવું બનતું આવે છે કે નહુષ દરેક યુદ્ધમાં પૂર્ણ વિજય મેળવે છે. એની સત્તા વધતી જાય છે.' રાજ્યગુરુએ કહ્યું.

'યુદ્ધમાં એ અત્યંત કુશળ છે.' તિલોત્તમાએ કહ્યું: 'એની આંખોમાં મેં પહેલે જ દિવસે ત્રિલોકાધીશ થવાની મહત્ત્વાકાંક્ષા જોઈ હતી.'

'એટલે જ એનાથી સાવધ રહેવાની જરૂર છે. વાત એટલે સુધી પહોંચી છે કે–' જરા ગંભીર થઈ બૃહસ્પતિએ કહ્યું: 'આપણે હવે જો એના ઉચ્છેદના યત્ન નહીં કરીએ તો પછી તેની સામે આંગળી પણ ચીંધી શકાશે નહીં. એ એટલો બળવાન થઈ જશે. એ સર્વ સત્તા પોતાના હાથમાં રાખવા માગે છે અને વર્ણોત્તમ બ્રાહ્મણોની ઉપેક્ષા કરે છે.'

'તો શું હજુ સુધી આપે આ બાબતમાં પ્રયત્ન કર્યો નથી? આપે આજ સુધી શું કર્યું?'

'જે તેં કર્યું તે મેં કર્યું.' પુરોહિતે કહ્યું.

'મને કર્તવ્ય સૂઝ્યું નથી.' તિલોત્તમાએ કહ્યું: 'આપે તો પ્રયત્ન કર્યા જ હશે.'

'મારે એ જ વાત કહેવી છે.' બૃહસ્પતિએ કહ્યું:

'મેં એમ માનેલું કે નરાધિપતિ નહુષ પંચેન્દ્રિયાતીત નહીં બને. બ્રાહ્મણોનો વિરોધી એ તપસ્વી નહીં હોય. અને તેથી એની કામવૃત્તિ પ્રબળ હશે. તું જાણે છે કે કામાતુર માણસ સહેજે કર્તવ્યચ્યૂત બને છે. એ વિચારે તેને અંકુશમાં રાખવા, શક્તિક્ષીણ કરવા તથા સાધનામાં વિક્ષેપ કરવા મેં તારી સખી પૂર્વચિત્તિને નહુષ પ્રતિ પ્રથમથી મોકલેલી.' આટલું કહી પુરોહિત અટકી ગયા.

'પૂર્વા કેટલી સફળ થઈ?' તિલોત્તમાએ પૂછ્યું.

'મારી દૃષ્ટિએ નિષ્ફળ...તારી પૂર્વા તો નહુષમાં કામાતુર થઈ છે.'

'નહુષમાં!' નાક ફરકી તિલોત્તમાએ અતિ આશ્ચર્ય બતાવ્યું. તેના મુખ પર ગ્લાનિની રેખા અંકાઈ. જાણે અદક્ષિણ ક્ષત્રિય વીરનાં સ્વેદભર્યાં અંગો સન્મુખ પોતે ઊભી હોય તેમ તેને ઉત્કટ ભાસ થતાં તેને કમકમાં આવ્યાં.

'તને આશ્ચર્ય થાય છે,' બૃહસ્પતિએ કહ્યું: 'પણ તું નજરે જશે ત્યારે સમજાશે. પ્રકૃતિનો પ્રવાહ કઈ બાજુ બળ કરશે તે કહી શકાય નહીં.' પૂર્વામાં મેં આશા રાખેલી એ પૂર્વા બદલી ગઈ...વિચિત્રતા તો એ થઈ છે કે પૂર્વામાં નહુષને રસ નથી એ તેની અવગણના કરે છે.'

'એ કઈ જાતનો માણસ છે!' તિલોત્તમાએ કહ્યું.

'એ બરાબર સમજી તેનો વિનિપાત કરવામાં તું બનતી સહાય કર એમ કહેવા હું આજ તારી પાસે આવ્યો છું.' બૃહસ્પતિએ કહ્યું.

'હું!' ખૂબ આશ્ચર્ય પામી ચિડાઈને તિલોત્તમાએ પ્રશ્ન કર્યો.

'હાસ્તો.' દેવગુરૂએ કહ્યું, 'તું નહીં તો એ કામ શું મારાથી થવાનું છે!'

'તમે મને દુશ્મન ધારો છો કે શું! કોઈ બીજી અપ્સરા ધ્યાનમાં ન આવી!'

'તને આ કાર્યમાં પસંદ કરું છું એ મને તારા પ્રત્યે માન છે એમ હું માનું છું. વિરોધી તત્ત્વો જ વિનાશ સાધી શકે છે. વાહિત વ્યક્તિને વિનાશમાં રસ નથી. નહુષ તને ગમતો નથી. મને ગમતો નથી. કોઈને રુચે તેવી તેની રહેણીકરણી નથી. સર્વસત્તાધીશ એ બને તે પહેલાં તેને સ્વર્ગત્યાગ કરાવવો એ આપણું કર્મ છે. અગસ્ત્ય આદિ ઋષિઓનો આપણને સાથ છે. કામની વહેંચણી થઈ ગઈ છે. તારે પૂર્વાને સોંપેલું કામ કરવું જ પડશે.' બૃહસ્પતિએ આજ્ઞાવાહી સ્વરે કહ્યું.

'મારાથી સહન નહીં થાય.' અપ્સરાએ કહ્યું.

'વ્યક્તિગત સહન કરવાની વાત સમષ્ટિના હિત માટે છોડી દેવી જોઈએ. જો દિગ્વિજય પૂરો થવા આવ્યો છે. છેલ્લા વિજયની આશા છે. આજકાલમાં ખબર આવશે. એ પૂર્ણ વિજયના ઉત્સવો ઊજવવા છે. એ ઉત્સવો દરમિયાન નહુષનો વિનિપાત કરવાનો છે. એમાં ખૂબ સાવધ રહેવું પડશે. નૃત્યાગારમાં નવાં નૃત્યોની તાલીમ અપાઈ રહી છે. ચિત્રસેન સાથે મારે વાતચીત થઈ ગઈ છે. તું આજથી જ તાલીમ માટે ત્યાં પહોંચી જજે. અને નહુષ વિષે ભૂલીશ નહીં.' કહી બૃહસ્પતિ બેઠા થઈ, તિલોત્તમાના અસ્તવ્યસ્ત વાળ પર હાથ ફેરવી; રજા લઈ ચાલ્યા ગયા.

અણગમતા આગામી કર્તવ્યના ખ્યાલથી આકુળ થએલી અપ્સરા ક્યાંય સુધી એ જ સ્થળે બેચેન પડી ગઈ.

: ૬ :

ઇંદ્રપુરીનાં નૃત્યાગારમાંથી વીણા-મૃદંગના નાદ સહિત અપ્સરાઓના ગીતસ્વર પકડવા ઉદ્યાનનો વાયુ વાતાયન પર ચડીને અંતઃપ્રવેશ કરતો હતો. સ્ફટિકમણિના વિશાળ ફલક પર અપ્સરાઓ અંગભંગ સહિત નૃત્ય કરતી હતી. ચિત્રસેન ગંધર્વ જોરશોરથી નૃત્યની તાલીમ આપી રહ્યો હતો. વિજયોત્સવની પૂર્વ તૈયારીનું આ એક અંગ હતું.

પાયલના ઝણકાર જગાવી, નવલા અભિનય સાધી અપ્સરાઓ નૃત્યનો રંગ જમાવી રહી હતી. ચિત્રસેના, વરૂથિની, ગોપાલી, પૂર્વચિત્તિ, રંભા, તિલોત્તમા તથા સ્વયંપ્રભા સર્વ પોતપોતાનું અભિનવ ગતિથી અંગસૌષ્ઠવ બતાવતાં હતાં.

નહુષના રાજ્યાભિષેક પછી આજ પહેલી વખત તિલોત્તમા નૃત્યાગારમાં આવી હતી. પૂર્વચિત્તિને ઉત્સાહપુરઃસર નૃત્ય કરતી જોઈ તેની પાસે જઈને તિલોત્તમાએ સહેજ વ્યંગમાં કહ્યું: 'તારો નૃત્યનો રંગ અજબ છે. હમણાં હમણાં ઠીક પ્રગતિ કરી લાગે છે.'

'જરૂર.' પૂર્વચિત્તિએ કહ્યું: 'અમુક સંજોગ એવા

ઊભા થાય છે કે રંગ લાગ્યા વગર રહેતો નથી.'

'એમ કે!' હસીને તિલોત્તમાએ વ્યંગ કર્યો.

'હું જોઈશ. રંગ તને પણ લાગે છે કે નહીં!' કહી પૂર્વચિત્તિ દૂર ખસી ગઈ.

થોડી વાર પછી એ નૃત્યાગારમાં ભભકાબંધ ઉત્સવની તૈયારીઓ બતાવતા ચંદ્ર નહુષરાજાને તેડીને અંદર દાખલ થયો. ચાલતું નૃત્ય જોયું અને પૂરું થતાં સુધી ઊભા રહ્યા. નૃત્ય પૂર્ણ થતાં અપ્સરાઓ વિનીતભાવે સન્મુખ આવી સત્કારપૂર્વક ઊભી રહી.

તિલોત્તમાએ પૂર્વગ્રહથી રંગાએલી દૃષ્ટિ નહુષ તરફ ફેંકી. તેની કલ્પના હતી કે વિજયને અંગે નહુષ ગર્વોન્મત્ત બન્યો હશે અને ઉન્માદમાં ફાવે તેમ બોલતો હશે પણ તેને બદલે નહુષ મિતાક્ષર જણાયો. મુખ પર પ્રસન્નતાને ઢાંકી દેતી સખ્તાઈ હતી. વિલાસપ્રિયતા સૂચવતા ઓષ્ટને ગૌણપદ આપતી દાઢીમાં દૃઢતાનું સૂચન હતું.

નૃત્યસમારંભ વિષે આભાર બતાવી વિનયપૂર્વક નહુષે કહ્યું: 'તમે સહુ મારે માટે વૃથા શ્રમ લો છો. હું આવાં નૃત્યોમાં રસ લઈ શકતો નથી. તમે સર્વ પરાણે મહેનત કરતાં હો તેમ તમારાં મુખ પરથી લાગે છે. પસીનો આવી ગયો છે. વાળ વીંખાઈ ગયા છે. આંખો થાકેલી જણાય છે. શ્વાસ ઉતાવળે ચાલે છે. અને ચરણ ઢીલાં થઈ ગયાં હોય તેમ એક બાજુ ઢળીને સહુ ઊભાં છો. તમારે આટલો બધો શ્રમ લેવાની જરૂર નથી. તમને આનંદ થતો હશે પણ માત્ર નૃત્ય તેનું વક્તવ્ય નથી....મને તો, ખરું કહું તો, તમારા મનમાં આનંદ હોય એમ લાગતું નથી...આનંદ જુદી વસ્તુ છે. કોઈ વખત આપણને આપણી મનગમતી વસ્તુનું અચાનક સ્મરણ થતાં શરીર પર રૂંવાડાં ઊભાં થઈ જાય છે. મનનો આનંદ શરીરમાં નવી સ્ફૂર્તિ લાવે છે. આનંદને અંગે નૃત્યની ઇચ્છા થઈ આવે. મને લાગે છે કે નૃત્યની ઇચ્છા સ્વાભાવિક છે. પણ અંદરના આવેશ વગર નૃત્ય સંભવતું નથી. નૃત્ય એ ઉન્માદ છે, કેવળ નિયમિત પદઘાત અને કૂદરડી નથી. મેઘને જોઈ મયૂર નાચે છે તે નૃત્ય છે...... મારું કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે જો મનમાં પૂરો આનંદ ન હોય તો નૃત્યમાં તમને રસ નહીં રહે ને તેવાં નૃત્યમાં મને તો બિલકુલ રસ નથી...આ તો મારો મત છે. તમારે શું કરવું એ નિર્ણય તમારે કરવાનો...તમારો પ્રયત્ન બેશક વખાણવા યોગ્ય છે... ઠીક...હાલ રજા લઉં ત્યારે.' કહી નહુષે વિદાય માગી.

'મહારાજ!' આગળ આવી ચંદ્રે કહ્યું: 'આજે આપને એક નવી ઓળખાણ કરાવવાની છે.'

'નવી શું ઓળખાણ છે?' નહુષે પૂછ્યું.

'આ પેલી અપ્સરાની.' ચંદ્રે તિલોત્તમા તરફ અંગુલિનિર્દેશ કર્યો. તિલોત્તમા વંદન કરી આગળ આવી.

'ઓહ!' નહુષે હસીને કહ્યું ને સામા હાથ જોડ્યા.

'તિલોત્તમા એનું નામ છે. આપે એ સાંભળ્યું હશે.' ચંદ્રે કહ્યું.

'મને યાદ નથી.' નહુષે વચમાં કહ્યું.

'પુષ્પોમાં પદ્મ જેમ શ્રેષ્ઠ ગણાય છે તેમ અપ્સરાઓમાં એ પંકાય છે. ઘણા સમયથી એનું શરીર અસ્વસ્થ હતું. હવે સારું છે. આપના વિજયથી એ આનંદિત થઈ છે, એને નવું મનોબળ મળ્યું છે અને ઉત્સવમાં ભાગ લેવા આવી છે. તથા આપની પરિચર્યા કરવા ઇચ્છે છે.' ચંદ્રે કહ્યું.

'મારી પરિચર્યા? શું નામ તમારું? તિલોત્તમા! તમે મારું શું કામ કરશો?'

'આપ કહેશો તે.' કહી તિલોત્તમાએ શિર નમાવ્યું.

'હું તો કહીશ 'ધનુષબાણ ઉઠાવો.' ફાવશે કે કેમ?' નહુષે હસીને કહ્યું.

સ્મિતનો સામો પ્રયત્ન કરી નહુષ તરફ દૃષ્ટિ ફેંકી તિલોત્તમાએ કહ્યું. 'આપે તો સર્વ તરફ પૂર્ણ વિજય મેળવ્યો છે. હવે આયુધો ધારણ કરવાની અમારે શું જરૂર રહેશે!'

'તમારે સમજવું છે?' નહુષે કહ્યું: 'હું બે દિવસ અગાઉ તમારા ગુરુ ચિત્રસેનને એ પૂછતો હતો કે વીણાને ચાર-પાંચ માસ બજાવ્યા વગર એમ ને એમ મૂકી રાખી હોય તો તે પછી વીણાવાદન કેવું થશે? તેનો જે ઉત્તર હતો તે મારો ઉત્તર છે. ચિત્રસેને કહ્યું હતું કે ઉપયોગ કર્યા વગર વીણાના તાર કાટ ખાઈ જાય છે. વિજય મેળવવાથી ખડ્ગનું કાર્ય પૂર્ણ થતું નથી. ખડ્ગનું કામ વિજયને ટકાવવાનું પણ છે અને વળી પ્રજારક્ષણનું છે. તેમને અહર્નિશ જાગતા રહેવું પડે છે. મ્યાન કરેલ ખડ્ગની કિંમત નથી. જેમ આળસુ બનેલાના જીવનનું ધ્યેય નિષ્ફળ જાય છે, બંધિયાર પાણીમાં જેમ લીલ બાઝી જાય છે તેમ

મ્યાન કરેલ ખડ્ગનો પ્રભાવ ઓસરી જાય છે. વિલાસમાં રોકાએલ ક્ષત્રિયનું શૌર્ય નાશ પામે છે. હું તો આ રીતે વિચાર કરનારો છું...તમને ફાવે તો મારે વાંધો નથી.'

'અનુરાગ એ એવી બળવાન વસ્તુ છે કે કર્તવ્ય શીખવીને તેમાં રસ ઉત્પન્ન કરે છે.' ચંદ્રે કહ્યું.

'હું તો એને પૂછું છું.' નહુષે કહ્યું: 'એને જાતે નિર્ણય કરવા દો.'

'હું તો રાજી છું.' તિલોત્તમાએ પ્રયત્નથી કહ્યું.

'તો મારી ના નથી.' કહી રજા લઈ સ્વર્ગાધિપતિ નહુષ નૃત્યાગાર છોડી બાજુના પ્રાસાદમાં ચાલ્યા ગયા.

તિલોત્તમા નહુષના વિચારે ચડી ગઈ. રાજ્યારોહણ વખતે જે તિરસ્કાર થયો હતો તે અત્યારે થયો નહીં. ઊલટું મનની વાત સ્પષ્ટ કહી આપનાર રાજાના વાક્યમાં વ્યંગનો અંશ ન હતો તે રુચ્યું. મુખ પર દૈવી સૌંદર્ય ન હતું પણ નિખાલસતાનો પ્રતાપ આજે આકર્ષક લાગતો હતો.

તિલોત્તમાને આમ એકલી વિચારે ચડેલી જોઈ અપ્સરા પૂર્વચિત્તિ તેની નજીક આવી અને બોલી: 'કાં તિલુ, મહારાજની સેવા તને પણ રુચિ ગઈ?'

'કેમ ન રુચે! મારે તો તેને વશ કરવા છે.' તિલોત્તમાએ અહમથી કહ્યું.

'ઓહ! તમને લોકોને એ શું હેરાન કરે છે કે ભગીરથ પ્રયત્ન આદરો છો? અને તું પણ ઠીક છો. મહારાજની કિંમત આંકી લીધી? એને તું શું જાણે છે? એ કંઈ તારા સુંદ–ઉપસુંદ નથી. તેનો કોઈ સગો પણ નથી. જરા સાવધ રહેજે.' પૂર્વચિત્તિએ કહ્યું.

'એ મારે જોવાનું છે.' કહી તિલોત્તમા ગર્વથી દૂર સરી ગઈ.

સ્ફટિકમણિના વિશાળ ફલક પર સંધ્યાની દીપાવલિની પ્રતિબિંબમાળા તરતી હતી.

: ૩ :

પ્રાસાદના પશ્ચિમના એક ઝરૂખા પરના ઇંદ્રનીલમણિના આસન પર બેસી નહુષ પોતાના ભાથામાંથી એક બાણ લઈ તેની અણી ઘસીને તપાસતો હતો. નજીકમાં મોટું ધનુષ પડ્યું હતું.

પાછળથી આવી પૂર્વચિત્તિ નજીક બેસી ગઈ અને નહુષ તરફ સ્થિર નજરે જોઈ રહી થોડી વારે બોલી: 'મહારાજ!'

ધ્યાનભંગ થઈ નહુષે બાજુમાં જોયું અને પૂછ્યું: 'કેમ?'

'દિવસ પરવર્યો. હજી આપને શ્રમ જણાતો નથી!'

'મને!' શ્રમની અવગણના કરતાં આશ્ચર્યથી હસીને નહુષે પ્રશ્ન કર્યો.

'મને બતાવો. હું બાણ સરખું કરી આપું.' કહી પૂર્વચિત્તિએ હાથ લંબાવ્યા.

'હું જ બાણ બાજુ પર મૂકી દઉં છું.' નહુષે કહ્યું અને બાણ બાજુ પર મૂકી, આરામથી હાથ છૂટા મૂકી આકાશ તરફ જોઈ રહ્યો.

'આપના મુખ પર ખૂબ થાક અને ઉદાસીનતા કેમ જણાય છે! અંતિમ વિજયના ખબર તો આવી જ જવાના છે.' કહી અપ્સરા નજીક સરી.

'તારી વાત ખરી છે.'

'તો કહેશો, શું કારણ છે?'

'પૂર્વા! આ આખા સ્વર્ગલોકમાં તું જ કેમ એવી છો કે જેને આ નહુષમાં થોડો પણ રસ છે!'

'હું એક આપની પાસે આવી શકું છું એ કારણ હોય.' પૂર્વચિત્તિએ કહ્યું.

'એ તારી ખોટી વાત છે.' નહુષે કહ્યું. 'રાજ્યારોહણના સમયથી જ હું સમજી ગયો છું મારા અને દેવોના માનસમાં પરસ્પરવિરોધી તત્ત્વો ઘણાં છે. મને તેઓ ગમતા નથી. હું તેમને ગમતો નથી. અહીંનું પરહિતના ખ્યાલ વગરનું અણવિશ્વાસભર્યું કલુષિત વાતાવરણ જોઈ મને ખેદ ઊપજે છે. એ કારણને અંગે તો હું મારાં સામ્રાજ્ઞી તથા કુમારોને પણ અહીં લાવ્યો નથી. મને અહીં રહેવું પણ ગમતું નથી. પણ હું ક્ષત્રિય છું. કર્તવ્ય છોડી દેવા હું તૈયાર નથી. આજ દિવસ સુધી હું દિગ્વિજયમાં રોકાયો હતો. હવે એ કાર્યની સમાપ્તિ થશે પછી હું જોઈ લઈશ આ દેવલોકની ખુમારી. ગર્વિષ્ઠોનો હું ગર્વ ઉતારી પાડીશ. પ્રજાજનોમાં હું સંસ્કાર રેડીશ, બ્રાહ્મણોનું વર્ચસ્વ હું નહીં રહેવા દઉં પૂર્વા...'

થોડે દૂરના વૈડૂર્યમણિના સ્થંભ પાછળ છુપાઈને ઊભેલી તિલોત્તમા જે કાન માંડી સાંભળતી હતી તે પાયલનો ઝણકાર કરી પોતાના આગમનનું સૂચન કરતી નહુષ તરફ ચાલી આવી. તેને આવતી જોઈ નહુષ

બોલતો રહી ગયો. તિલોત્તમા આવી વંદન કરી ઊભી રહી. પૂર્વા ઊભી થઈ ગઈ. તિલોત્તમાનાં લલિત માર્દવપૂર્ણ અંગોમાં અભિસારનો સળવળાટ તે પામી ગઈ.

'કેમ!' નહુષે કહ્યું. 'ત્યાં પ્રતિહારી નથી?'

'જી, છે.' તિલોત્તમાએ કહ્યું: 'હું તો આપની પરિચર્યા માટે આવી છું.'

'મારી પરિચર્યા શા માટે?'

'આપ સ્વર્ગાધિપતિ છો.'

'ઓહ! તો તમે સ્વર્ગાધિપતિની પરિચર્યા કરવા ધારો છો. આવતી કાલે કોઈ બીજો સ્વર્ગાધિપતિ બનીને આવશે તો તેની પરિચર્યા સ્વીકારશો. તમે લોકો ગાદીને નમો છો. વ્યક્તિને નહીં.'

'જી, એમ નહીં.' તિલોત્તમા કહેવા ગઈ.

'એમ નહીં. તમે જે કરવા ધારતા હો તે શા માટે કરવા ધારો છો તેનો પહેલેથી નિર્ણય કરતાં શીખો...' નહુષ બોલતો અટકી ગયો. દૂરથી તેના કાન પર અવાજ આવતો હતો. 'મહારાજની જય! સ્વર્ગાધીશ નહુષરાજની જય!'

'ખબર આવ્યા!' કહેતાં નહુષના મુખ પર સ્મિત ફરક્યું. એકસાથે મૃદંગનો ધ્વનિ પ્રાસાદના ગર્ભમાં ગડગડી રહ્યો. અને પ્રતિહારી અંદર દાખલ થઈ પાસે આવ્યો.

નહુષે કહ્યું: 'સેનાપતિ સ્કંદ પોતે આવી ગયા કે!'

'હા મહારાજ પોતે પધાર્યા છે.'

'તેમને અંદર દાખલ કરો.' આજ્ઞા શિરોવંદ્ય કરી પ્રતિહારી ગયો.

'મહારાજ! અમારાં અભિનંદન સ્વીકારો.' કહી પૂર્વા નમી.

'સ્વીકાર એક વખત થાય છે, અનેક વખત નહીં.' કહી આનંદથી નહુષરાજ ઊઠ્યો.

સામે દ્વારમાં સેનાપતિ સ્કંદ આવી ગયા હતા.

આગળ આવી નમન કરી સ્કંદે કહ્યું: 'મહારાજ! આપણો પૂર્ણ વિજય થયો છે.' કહી તેણે યુદ્ધની અંતિમ ગતિ વર્ણવી બતાવી.

'તમે એક જ એવા દેવ છો કે જેનું શૌર્ય અને સ્વભાવ જોઈ હું મગરૂર થાઉં છું.' નહુષે કહ્યું ને આગળ આવી સ્કંદને દૃઢ આલિંગન આપ્યું. તથા પોતાના કંઠમાંથી મુક્તાહાર કાઢી સ્કંદના કંઠમાં આરોપી દીધો.

'મહારાજ! આ સમાચાર સ્વર્ગમાં ફેરવાવવા પડશે.' પૂર્વચિત્તિએ કહ્યું.

'હમણાં જ.' નહુષે કહ્યું ને પ્રતિહારીને બોલાવ્યો.

'પુરોહિત ગુરુને ખબર આપો કે પૂર્ણ વિજય થયો છે અને આવતી કાલે પ્રથમ પ્રહરે રાજસભા ભરવી છે. દેવો હાજર રહે. સર્વ સૈનિકોને ઇનામ આપવાં છે.'

'અને બ્રાહ્મણોને દાન આપવાનું પણ આવે સમયે ધોરણ હોય છે.' તિલોત્તમાએ સૂચવ્યું.

'ધોરણ તો એવું છે કે એક પાપકર્મ કરવું અને તેના નિવારણાર્થે પ્રાયશ્ચિતરૂપે બ્રાહ્મણોને દાન આપી બીજું પાપકર્મ પણ કરવું.' હસીને નહુષે કહ્યું.

'મહારાજ!' સ્કંદે કહ્યું. 'એ આવતી કાલની વાત છે. અત્યારની સેનાપતિ તરીકે વાત કરું તો વિજયના ખબર સાંભળી આપે તુરત વિજયના ચિહ્નરૂપે ધનુષ્ટંકાર કરવો જોઈએ.'

'એ તો મારું નિત્ય કર્મ છે. લાવો.' કહી નહુષે ધનુષ લઈ, ખેંચીને ઘોર ટંકાર કર્યો. તેનો ભીષણ ઘોષ થયો ને પ્રત્યાઘાતમાં એ નાદ ઘુમ્મટમાં અફળાયો. ઘુમ્મટમાં આશ્રય કરી રહેલ પારાવતો ભયથી ફફડીને ઊડ્યાં ને તેમાંથી એક ઊડતું ઊડતું તિલોત્તમાનાં વસ્ત્રોમાં ગૂંચવાયું. ભયથી ધ્રૂજતાં એ પારાવતને તિલોત્તમાએ પોતાના હાથમાં લઈ પંપાળ્યું.

'લાવો એ પંખી' નહુષે કહ્યું: 'મારે તેને મારી નાખવું છે.'

આગળ આવી, નમીને તિલોત્તમાએ પંખીને નહુષના હાથમાં સોંપ્યું. નહુષે તે પારાવતને ઊંચે ઉડાડી દીધું ને બોલ્યો: 'તિલોત્તમા, હું એ જ વિચાર કરતો હતો કે તમારા દેવોમાં અને મારામાં સ્વભાવનું ઘણું અંતર છે. શરણે આવેલનું રક્ષણ કરવાનો વિચાર સુદ્ધાં પણ તમને દેવલોકને નથી આવતો. આજે તમે પંખી સોંપી દીધું. એ વર્ષ પહેલાં ઇંદ્રને આશ્રયે અને વિશ્વાસે રહી ઇંદ્રની જ સેવા કરનાર વિશ્વરૂપનો તમારા ઇંદ્રે જ નિષ્કારણ ઘાત કર્યો. અમે શરણે આવેલનું રક્ષણ કરવામાં પાછી પાની કરતા નથી. એ માટે જો યુદ્ધ થાય તો યુદ્ધથી અમે કાયર નથી. મૃત્યુથી અમે ડરતા નથી. મરી જઈએ તો ભલે પણ શરણે આવેલને અમે શત્રુને સોંપતા નથી. આ તો તમને આપણો માનસભેદ જણાવવા કહું છું.

પરિચર્યા કરનારે તે જાણવું જોઈએ ને!' કહી નહુષ હસ્યો.

'સવારમાં હું પ્રથમ તમને મળવા ધારું છું સ્કંદ!' નહુષે કહ્યું. 'બ્રાહ્મણોની વહેંચણી માટે જરા વિચાર કરવો પડશે. અત્યારે તમે જાઓ. પ્રિય આપ્તજનો ઉત્સાહથી રાહ જોતાં હશે.' કહી સ્વર્ગાધિપતિ નહુષે સેનાપતિને વિદાય આપી અને પોતાની અંગુલિ પરની મુદ્રા તરફ તાકી આપ્તજનના સ્મરણે ચડી ગયો.

'મહારાજ!' પૂર્વા કહેવા ગઈ ત્યાં ફરીને નહુષે કહ્યું: 'હવે અત્યારે આ ધનુષનું અહીં પ્રયોજન નથી તિલોત્તમા, તમે પેલા ખંડમાં તે મૂકી દો. ને હવે અત્યારે મારે કશું કામ પણ નથી. કાલે તો રાજસભામાં તમે મળશો જ. નવું નૃત્ય તો તમે શીખી ગયાં છો ખરું!'

'જી.' કહી તિલોત્તમા નમી ને ધનુષ ઉઠાવી નહુષ તરફ દ્વિધામને જોઈ રહી. પૂર્વાએ કહ્યું: 'આ બાણનું ભાથું પણ સાથે જ લઈ જાવ. તિલોત્તમા!'

ચમકીને હસી તિલોત્તમાએ ભાથું હાથમાં લીધું ને નમન કરી ચાલી ગઈ.

ફરી એ ઇંદ્રનીલમણિના આસન પર બેસી સ્વર્ગાધિપતિ નહુષ પશ્ચિમ આકાશ તરફ જોતો આવતી કાલની રાજસભા વિષે વિચાર કરતો હતો. કઈ રીતે પુરોહિત અને બ્રાહ્મણોને પૂરા કાબૂમાં લેવા તે બાબત એ ઉપાય શોધતો હતો. વિજયના સંતોષભર્યા વિચારમાં લીન થયેલા નહુષ પાસે વાંછાસાફલ્યની આશાએ પૂર્વચિત્તિ પાછળ ઊભી હતી. સાયંકાળના વિશ્રામનાં ગીતો ગાતાં પંખીનો કલરવ આવતો હતો. દૂરના સરોવર પરથી પવન આવતો હતો. હિંમત કરી પૂર્વચિત્તિએ કહ્યું: 'મહારાજ!'

હસીને નહુષે પાછળ જોયું.

'મહારાજ! મારી વિનંતિ માન્ય કરો.'

'વિનંતિનો પ્રકાર હશે કે નહીં?'

'મારો અંગીકાર કરો.' કહી પૂર્વા નહુષના સ્કંધ પર શિર નાખી બેસી ગઈ.

પૂર્વચિત્તિનો કર ખેસવી નહુષે કહ્યું: 'મારી એક વિનતિ માન્ય કરશો?'

'હું આપનો હુકમ ઉઠાવવા તૈયાર છું.'

'ઉપરથી વૈકુંઠલોકને અહીં સ્વર્ગમાં લઈ આવો.'

'એ કંઈ મારાથી બની શકે! મહારાજ!'

'હું એ જ કહું છું પૂર્વા! હું તને સમજી શકું છું. પણ અમુક કામ હું કરતો નથી. જે જેનું કામ તે તે કરે. એ બાબતમાં દુરાગ્રહ નકામો છે.' કહી નહુષે પશ્ચિમ પ્રદેશ તરફ નજર કરી.

'રાજન્!'

'પૂર્વા!' નહુષે ઉતાવળે કહ્યું. પૂર્વા તેના મુખ જોઈ રહી.

'પેલું સરોવર દેખાય છે તે કયું?' નહુષે પૂછ્યું.

'અપ્સર-સરોવર. અપ્સરાઓનું એ ક્રીડા-સરોવર છે. ચાલો આજે ત્યાં નૌકાવિહાર માટે જઈએ.' કહી પૂર્વા ફરી નજીક આવી.

'અને પેલી ચાલી જાય છે તે દેવાંગના કોણ છે? ત્યાં પેલાં મંદારની હારમાળા પાસે.'

'ઓહ!' પૂર્વચિત્તિએ આશ્ચર્ય બતાવ્યું. 'આપ હજુ તેને પિછાનતા નથી?'

'નહીં.' નહુષે કહ્યું.

'એ તો ઇંદ્રપત્ની શચિ છે. પેલા પ્રાસાદમાં રહે છે. નિત્ય સવાર-સાંઝ અપ્સર-સરોવરે નાહવા જાય છે. અત્યારે પણ નાહીને પાછાં આવતાં હોય તેમ જણાય છે. એમની પાસેથી જ હું અંબોડે ફૂલ ઘાલતાં શીખી છું.'

'એ કળામાં તે પ્રવીણ છે તેમ તું કહેવા માગે છે ને?'

'હા, રાજન્! તિલોત્તમાને વસ્ત્રપરિધાનની કળા તેમણે જ શીખવી છે.'

'એ કેમ કદી સ્વર્ગાધિપતિ નહુષને વંદન કરવા આવી નથી?' સત્તાવાહી સ્વરે નહુષે ફરિયાદ કરી. પૂર્વચિત્તિ મૂક થઈ જોઈ રહી.

'આ લોકો દરેક રીતે મારું અપમાન કરવા ધારે છે.' નહુષે કહ્યું: 'એ મારી સરભરામાં ખામી રાખે છે. પોતાથી મને ઊતરતો ગણી મને અવગણે છે પણ હું સર્વસત્તાધીશ છું. હું તેમની પાસેથી અર્ચિ અર્ચન લેવાનો છું. પૂર્વચિત્તિ! તું અત્યારે શચિ પાસે જા. તેમને કહી આવ કે આવતી કાલે રાજસભામાં નહુષરાજ તેમના તરફથી ઉપહારનો સ્વીકાર કરવા ધારે છે.'

'મહારાજ!'

'મહારાજ નહીં. તું જા, અત્યારે પાછી આવીશ

નહીં. સવારે મને મળજે.'

શિર નમાવી પૂર્વચિત્તિ ચાલી ગઈ. સાયંકાળ મટી ચંદ્રોદય થયો ત્યાં સુધી એકદૃષ્ટિએ નહુષે ઈંદ્રનાં પ્રાસાદ તરફ જોયાં કર્યું.

: ૪ :

પ્રસંગ તો એ જ બન્યા હતા પણ અપ્સરા તિલોત્તમાના મનમાં ક્ષોભ જગાવી એ પ્રસંગોની અસર અપ્સરાનું આચારવર્તન બદલાવી નાખવા સમર્થ બની હતી. એટલે જ જ્યારે નહુષરાજનાં ધનુષબાણ ઉપાડી તે મૂકવા જતી હતી ત્યારે ધનુષ તરફ વારંવાર જોતી વિચાર કરતી હતી એ વિચાર ફરીને ઘૂંટાયા કરતો હતો. પોતાનો સ્વાર્થ સાધવા માટે જ ધનુષનો સ્વીકાર નહુષે કર્યો ન હતો. દીનોના પરિપાલન માટે અને અશિષ્ટોને દંડ આપવા માટે નહુષ હંમેશાં તત્પર હતો. પરહિતની વૃત્તિ અને એ વૃત્તિને અનુરૂપ જીવન એ કેટલાં સત્ત્વશીલ ગૌરવભર્યાં છે એ તે વિચાર કરતી હતી.

રાત્રે પોતાના પ્રાસાદના એકાંતખંડમાં એ વસ્ત્ર બદલતી હતી ત્યારે તેના મનમાં નહુષ માટે આદરભાવ સ્પષ્ટ થઈ ગયો હતો. પોતે જે પ્રયોજન માટે નહુષ તરફ ગઈ હતી તે તો નિષ્ફળ જવાનું છે એ વાત તેને સમજાઈ ગઈ હતી. ધનુષબાણ પાછાં મૂકી આવીને તેણે સંતાઈ પૂર્વે અને નહુષનો સંવાદ સાંભળ્યો હતો. નહુષ તરફ આટલો ઉગ્ર વિરોધ ઉત્પન્ન થયો હતો તે વખતે શક્ય હોય તો પણ નહુષમાં કામવૃત્તિ જાગ્રત કરવામાં અને એ રીતે બુદ્ધિનો વિપર્યાસ કરી નહુષનો વિનિપાત સાધવામાં પોતે નિમિત્ત ન બને તેમ એ ઇચ્છતી હતી. અને આ વિચારે સાથે પેલો પારાવતનો પ્રસંગ તાજો થઈ જતો હતો. નહુષના શબ્દો સંભળાતા હતા અને નહુષ શા કારણે આત્મીયતાથી વાતો કરતો હતો તે એ વિચારતી હતી. એ વિચારમાં તે સ્વચ્છ સ્ફટિકમણિના ફલક પરથી પસાર થતી હતી. તેની દૃષ્ટિ પોતાના પ્રતિબિંબ પર પડી અને એ સૌંદર્યથી ફરી રહી ગઈ. પોતે નહુષ પ્રતિ ગઈ હતી. મહારાજે પોતાનું આગમન કઈ દૃષ્ટિથી જોયું હશે એ કલ્પનામાં તે ચડી ગઈ. ત્યાં સામેથી શબ્દ આવ્યો: 'તિલોત્તમા!'

તિલોત્તમાએ દૃષ્ટિ ઊંચકી. સામે ચંદ્ર ઊભો હતો. નહુષનો આદર અનુભવતા અપ્સરાના હૃદયમાં ઓચિંતો આઘાત થયો. સ્વસ્થ થઈ હસીને તેણે પૂછ્યું: 'આ સમયે આપને નવરાશ મળી!'

'તારું કાર્ય કેટલે પહોંચ્યું!' ચંદ્રે કહ્યું: 'ગુરુ જાણવા માગે છે.'

'હું પણ આપને એ જ પૂછું છું. મારી પ્રવૃત્તિ અર્ધે રસ્તે છે. પણ આપે ત્વરતા દાખવી હશે.'

'અમે માત્ર તારા પર મદાર રાખીને પ્રવૃત્તિ કરતા નથી. ગુરુદેવ મહાન વ્યક્તિ છે.'

'તમે કઈ રીતે કાર્ય કરવા ધારો છો તે સૂચવશો!'

'તું જાણે છે કે દેવો એકત્ર થઈ ગયા છે. નહુષ પાસે કોઈનું સ્વમાન જળવાનું નથી અને પરાણે નહુષની આજ્ઞા માનવી પડે છે તેથી હવે આપસઆપસમાં વિરોધ શમી ગયા છે. સર્વે એકમતે નિર્ણય કર્યો છે: નહુષનો તાત્કાલિક ઉચ્છેદ કરવો.'

'એ તો હું પણ જાણું છું. પણ નહુષ સામે શસ્ત્રથી લડી શકે તેવી કોઈ દેવમાં શક્તિ નથી. તમે શું યુક્તિ શોધી છે તે હું જાણવા માગું છું.'

'યુક્તિ શું છે તે હું જાણતો નથી.'

'તમે ન જાણો તેમ બને જ નહીં.'

'હું ખરેખર નથી જાણતો. એટલું જાણું છું કે મામલો બે દિવસમાં ખતમ થશે. નહુષનો મૃત્યુકાળ આવી પહોંચ્યો છે.'

'તો શું નહુષને મારી નાખવાનો નિર્ણય કર્યો છે!' તિલોત્તમાએ ભયથી પૂછ્યું.

'તું શા માટે ભય પામે છે!' ચંદ્રે 'તું' શબ્દ પર ભાર મૂકી કહ્યું.

'મારી નાખવાનું શું પ્રયોજન છે!'

'જિવાડવાનું પણ શું પ્રયોજન છે!'

'જીવતો હતો તો સ્વર્ગની અરાજકતા દૂર કરી.' તિલોત્તમાએ કહ્યું.

'પણ સ્વર્ગથી ખસ્યા પછી એ જીવતો રહેશે તો દેવલોકનો અઘોર નાશ કરશે. એમનો અહંકાર એટલો છે. એમાં વીર્ય પણ એટલું જ છે.'

ઉત્તર સાંભળી તિલોત્તમા વિચારમાં થંભી ગઈ. એની દૃષ્ટિ સન્મુખ દેવોએ નક્કી કરેલું નહુષનું ભવિષ્ય ખડું થતું હતું.

ચંદ્રે તિલોત્તમાના ખભા પર હાથ ફેરવી બીજે

હાથે હડપચી પકડતાં કહ્યું: 'તું શું વિચાર કરે છે?'

ચંદ્રનો કર દૂર કરતાં તિલોત્તમાએ ધીરે અવાજે કહ્યું: 'હું પાછળ રહી ગઈ.'

'આગળ કે પાછળ, કાર્યસિદ્ધિ તો થવાનીજ છે.'

'મારે મન એ બેમાં સ્વર્ગ–પૃથ્વીનું અંતર છે.'

'તો આગળ થઈ જા. હજુ વખત છે.'

'હું એ જ વિચાર કરું છું.' તિલોત્તમાએ કહ્યું: 'નહુષરાજનું ભાવી હું ઘડવાની છું.' કહી તિલોત્તમા ચાલવા લાગી.

'તું ક્યાં જાય છે?' ચંદ્રે કહ્યું: 'હું તો તારી પાસે આ પ્રહર વિતાવવા આવ્યો છું.'

'એ માટે ઘણી રાતો મળી રહેશે. હું અત્યારે ગુરુદેવ પાસે જાઉં છું.' કહી અપ્સરા ઉતાવળે પ્રાસાદમાંથી બહાર સરી ગઈ.

:૫:

દેવગુરુના આવાસમાં આવી તિલોત્તમા બૃહસ્પતિને મળવા તેના રહસ્યગૃહમાં જવા ગઈ ત્યાં પ્રતિહારીએ માર્ગ આડે દંડ ધર્યો. 'આજ્ઞા નથી.'

'ગુરુદેવને જાહેર કરો કે હું આવી છું.'

'ગુરુદેવ હાલ રહસ્યચર્ચામાં બેઠા છે.' પ્રતિહારીએ કહ્યું.

'કોણ આવ્યું છે?'

'મહારાણી ઈંદ્રાણી શચિ.'

'રાણી શચિ!' તિલોત્તમાને આશ્ચર્ય થયું. ને તે પ્રાસાદમાં આજુબાજુ ફરવા લાગી. તેવામાં તેની નજર ગુરુપુત્ર કચ પર પડી. તેની પાસે જઈ તિલોત્તમાએ કહ્યું: 'જાણો છો તમે કે મહારાણી અત્યારે શા કારણે પધાર્યાં છે?'

'ચોક્કસ માહિતી નથી.' કચે કહ્યું: 'સાંભળ્યું છે કે નહુષની આજ્ઞાથી પૂર્વચિત્તિ મહારાણી પાસે ગઈ હતી અને આવતીકાલે રાજસભામાં નહુષરાજનું વિજયનું સ્વાગત મહારાણીને હાથે થાય તે બાબતનું કહી આવેલ છે.'

'એ ઉપજાવી કાઢેલ વાત લાગે છે.' તિલોત્તમાએ કહ્યું.

'વાત ઉપજાવી કાઢી હશે પણ મહારાણીના મુખ પર નૂર નથી.' કહી કચ બીજી બાજુ ચાલ્યો ગયો. તિલોત્તમા વિચારના વમળમાં પડી ગઈ.

થોડી વારે ગુરુદેવ મહારાણી સાથે રહસ્યગૃહમાંથી બહાર આવ્યાં. તિલોત્તમાને કર્ણે બૃહસ્પતિનું વાક્ય પડ્યું: 'આપ બહુ ચિંતા ન કરશો. બનશે તેટલા વેગથી ઉપાય યોજશું પણ કાલ પૂરતું આપે સંભાળવું પડશે.'

તિલોત્તમાને જોતાં બૃહસ્પતિનો સ્વર ધીમો થઈ ગયો. તિલોત્તમા આજે જ કાંઈ સંકોચને કારણે તેમની બન્નેની પાસે જઈ શકી નહીં. પણ દૂરથી તે જોઈ શકી કે શચિની મુખકાંતિ ઝાંખી થઈ ગઈ હતી. ચાંચલ્યહીન બનેલી ગતિમાં અસ્વસ્થતાનું આલસ્ય હતું.

મહારાણીને વળાવી પાછા આવતા બૃહસ્પતિની સન્મુખ જઈ તિલોત્તમાએ વંદન કર્યું.

'તું અત્યારે નવરી થઈ શકી?' ગુરુએ પૂછ્યું.

'ચંદ્રદેવ આપના વતી મારા કાર્યની પ્રગતિ પૂછવા આવ્યા હતા.'

'મેં પૂછવાનું કહેલું.' પુરોહિતે કહ્યું.

'હું એમ કહેવા આવી હતી કે મારું કાર્ય અર્ધે પહોંચ્યું છે. ત્યાં રહેતાં મને જણાયું છે કે મારી ગતિ કરતાં પ્રવાહનો વેગ અત્યંત બળવાન છે.'

'હા. કદાચ તું પણ તેમાં તણાઈ જા. એમ જ લાગે છે ને!'

'જી, એ વિચાર નથી કર્યો. હું એ પૂછવા આવી હતી....' યત્ન કરી તિલોત્તમાએ પૂછ્યું: 'કે મહારાજના વિનિપાત માટે આપ તરફથી અન્ય શું યોજના છે?'

'હું તને એ પૂછવાનો હતો. મારી પાસે હાલ કોઈ યોજના નથી.'

જરા શંકાભરી, છતાં આશ્વાસન લેતી દૃષ્ટિ પુરોહિત તરફ જોઈ તિલોત્તમાએ કહ્યું: 'મને ડર હતો

'શું?'

'મારે કાને વાત આવી કે બે દિવસમાં મહારાજ મૃત્યુ સુધી યોજના પાર પડી જશે.'

'ઓહો હો.' કરી વૃદ્ધ પુરોહિતે હાસ્ય કર્યું 'વાતો કરવામાં સહુ કોઈ જબ્બર છે. હું દરેકને કહું છું કે વાતો કરનારની શક્તિ જોઈ તેનું માપ કાઢશો તો તિલુ,' કહી નજીક આવી બૃહસ્પતિએ કહ્યું: 'તારા પ્રયત્નમાં આગળ વધ્યે જજે. હું માનું છું કે તેં કામમાં હિંમત અને રસ બન્ને આવ્યાં છે. ખરું ને!'

હકારમાં અપ્સરાએ શિર નમાવ્યું.

'બસ, તો તને સફળતા મળશે જ... બીજું કોઈ કામ નહોતું ને? મારે જરા બહાર જવું છે. તો રજા લઉં?'

'ઋષિ અગસ્ત્યને ત્યાં જતા હો તો મારે ત્યાં જવું છે.' તિલોત્તમાએ કહ્યું.

'તારે ત્યાં જવા કોઈ સાથ જોતો હોય તો કોઈ પ્રતિહારીને મોકલું.'

'ના ના. હું એકલી જઈશ' કહી તિલોત્તમા રજા લઈ બહાર નીકળી. તે જોઈ શકી કે ગુરુએ આજ આત્મીયતાથી વાતો નથી કરી. અને તેનું કારણ તે પામી ગઈ હતી. ગુરુ અત્યારે અગસ્ત્યને મળશે એ ધારણામાં તે અગસ્ત્યને ત્યાં જઈ આવી. પણ અગસ્ત્યને ત્યાં તે હતા નહીં. નહુષ વિરુદ્ધ ભયંકર યોજનાઓ ઘડાઈ રહી છે તેની ઉગ્ર ગંધ તેને આવી ગઈ હતી પણ યોજનાનો પ્રકાર તે શોધી શકતી ન હતી. દેવોને તિલોત્તમામાં વિશ્વાસ રહ્યો ન હતો. વાત મેળવવાનું કોઈ સાધન ન હતું. નિરુપાયતાની અસહાયતા અનુભવતી અપ્સરા આખી રાત શૈયાસન પર આળોટતી પડી રહી.

: ૬ :

ઉષાનાં પ્રથમ કિરણો પ્રાસાદનાં શિખર પર હળુ ઊતરવા માટે સ્પર્શ કરતાં હતાં તે વખતે પ્રાસાદનાં પગથિયાં ચઢીને ઉતાવળે આવતી તિલોત્તમાને જોઈ પૂર્વચિત્તિ આશ્ચર્યચકિત થઈ. માર્ગ રોધી પૂર્વચિત્તિએ કહ્યું: 'મહારાજની પરિચર્યામાં આવી પહોંચી કે?'

'નહિ તો!' કહી તિલોત્તમા ખસીને ચાલવા લાગી.

'મહારાજ પાસે હાલ જવાની આજ્ઞા નથી.'

'આજ્ઞા નથી તો હું પાછળ નહીં આવતી.' કહી તિલોત્તમા ચાલી ગઈ, પૂર્વચિત્તિ પાછળ ગયા વગર ન રહી શકી.

સ્વર્ગાધિપતિ નહુષે એક વખતે ઇચ્છા વ્યક્ત કરેલી કે પોતાના પૂર્વજોના નોંધપાત્ર પ્રસંગોનાં ચિત્રો તૈયાર થઈને પ્રાસાદના એક ખંડમાં ગોઠવાય. એ ચિત્રો તૈયાર થયાં હતાં. અત્યારે નિત્યકર્મમાંથી પરવારી નહુષ એ ચિત્રો જોતો હતો. તિલોત્તમા તેની પાછળ આવીને ઊભી રહી. તેણે જોયું કે નહુષની દૃષ્ટિ જે ચિત્ર પર ચોંટી હતી તે ચિત્ર પુરુરવા-ઉર્વશીનું હતું. નાટકમાં અભિનય કરતી વખતે પોતાનો પાઠ અને પરિસ્થિતિ વિસરી ઉર્વશીની દૃષ્ટિ અને વૃત્તિ બન્ને, સામા પ્રેક્ષક તરીકે બેઠેલા રસજ્ઞ રાજા પુરુરવા પર આવેશમાં ચોંટી હતી એ પ્રસંગનું એ ચિત્ર હતું. ચિત્ર તળે બે પંક્તિઓ લખેલી હતી: 'પ્રણયી જનોમાં સ્નેહ ઉત્પન્ન કરી તેમને અન્યોન્ય મેળવી આપનાર કોઈ એક આંતરિક હેતુ છે. બહારના દૃશ્યપ્રસંગો એ સ્નેહનું ઉપાદાન કારણ નથી.'

નહુષને એકધ્યાને ચિત્ર જોતો જોઈ તિલોત્તમા તેના ચિત્તક્ષોભ વિષે અનુકૂળ તર્ક કરવા ગઈ પણ તુરત કર્તવ્યનું સ્મરણ થતાં સ્વસ્થ થઈ તેણે કહ્યું: 'મહારાજ!'

તિલોત્તમા તરફ જોઈ હસીને નહુષે કહ્યું: 'અત્યારમાં? આટલી અનન્ય પરિચર્યાનો શો બદલો લેવા માગો છો તિલોત્તમા!'

'નિત્ય પરિચર્યા કરવા દો એ બદલો જ છે.' તિલોત્તમાએ કહ્યું. તેની પાછળ આવીને પૂર્વચિત્તિ ઊભી હતી તેની દરકાર ન કરતાં તેણે કહ્યું: 'મહારાજ! હું આપને મહત્ત્વની વાત કરવા ધારું છું.'

'આજે મહત્ત્વની વાત!'

'હા મહારાજ! પ્રથમ તો હું એ પૂછવા રજા લઉં છું કે ઇંદ્રપત્ની શચિ આપનું સ્વાગત કરે એ આપની ઇચ્છાને દેવલોક કઈ દૃષ્ટિથી જુએ છે તથા આપની માગણીનો કઈ રીતે ઉત્તર વાળવામાં આવશે એની આપને પૂરી કલ્પના હશે જ એમ...'

'એ ચિંતા નિરર્થક છે તિલોત્તમા! આજ્ઞા માન્ય કરવી જ એ જ લોકોનો ધર્મ છે.'

'પણ ધર્મ પ્રમાણે જ દરેક વર્તન કરે છે તેમ નથી.'

'તો ધર્મ પ્રમાણે એ લોકોને ચલાવવા તે મારી ફરજ છે.' નહુષે કહ્યું.

'એ હું સમજું છું! મહારાજ તો પણ ધર્મનો નિર્ણય કરવો દુષ્કર છે. ધર્મમાં એકનિષ્ઠાવાળા ઋષિવરો પણ બીજાનું વર્તન પ્રામાણિક હોવા છતાં તે ધર્મપુરઃસરનું જ છે એમ માનવા તૈયાર નથી. ધર્મની ગતિ અતિસૂક્ષ્મ છે એટલે આપના જેવા સમર્થ રાજાએ તો પ્રજામતને પણ જોવો જોઈએ.'

'અને સ્વર્ગના દેવો મને જેમ નાચવાનું કહે તેમ મારે નાચવું જોઈએ!' નહુષે પ્રશ્ન કર્યો.

'મહારાજ! આ મારી વિનતિ છે. આપના કામમાં આપ ઉતાવળા ન બનો. આપ જાણો છો કે આપના પર ભય ઝૂમે છે! દેવો આપની વિરુદ્ધ ભયંકર યોજનાઓ ઘડે છે!' [અનુસંધાન પાન ૩૨



લેખક
મયૂર

# દેવ અને દાનવ

## વૃત્રાસુર

દેવોને સંજીવની વિદ્યા મળી ગઈ. પછી તો દેવોએ માની લીધું કે આપણે દાનવોના સમોવડિયા બની ગયા. હવે આપણને કોઈ હરાવી નહિ શકે. પણ એમ માની લીધે શો દહાડો વળવાનો હતો? દેવો ક્યાં અને દાનવો ક્યાં? એ તો નારાયણ દેવોને સહાય ન હોય તો એમનો તો દાળોવાટો નીકળી જાય. પણ દેવો તો આટલી અમથી સંજીવની વિદ્યા મળવાથી ફુલાઈ બેઠા. એમના અભિમાનનો કાંઈ પાર રહ્યો નહિ. બધા પહોળા પહોળા થઈ ને ફરવા લાગ્યા.

ગુરુ બૃહસ્પતિએ સંજીવની વિદ્યા લાવી આપવાની ના કહેલી ખરી ને! એટલે દેવોને એમના ઉપર ખૂબ દાઝ. મનમાં મનમાં વિચાર કરે કે ક્યારે લાગ મળે ને ક્યારે ગુરુને હાથ બતાવી દઈએ.

એ ધૂનમાં ને ધૂનમાં એક દિવસ મોકો મળી ગયો. ઇંદ્રરાજા સભા ભરી બેઠા હતા. નાચગાનનો જલસો ચાલી રહ્યો હતો. એ અરસામાં ગુરુ બૃહસ્પતિ સભામાં આવી પહોંચ્યા. રિવાજ તો એવો કે ગુરુ આવે એટલે બધાએ ઊભા થઈ માન આપવું જોઈએ અને સારું આસન આપવું જોઈએ. પણ બધાના અંતરમાં રીસ ખરી ને એટલે કોઈએ ગુરુના સામું પણ જોયું નહિ. ગુરુજી ક્યાંય સુધી સભા વચ્ચે ઊભા રહ્યા. પણ કોઈએ એમને બેસવાનું સુદ્ધાં કહ્યું નહિ. ગુરુને ખૂબ માઠું લાગ્યું. પરંતુ એ વખતે તો કાંઈ બોલ્યા નહિ. અને આવ્યા હતા તેમ છાનામાના પાછા ચાલ્યા ગયા.

ગુરુ નારાજ થઈ ચાલ્યા ગયા. એટલે ઇંદ્ર તો વેંત વેંત ઊછળવા લાગ્યો. 'કેમ કેવી કરી? ગુરુના મનમાં એમ છે કે મારા વિના ચાલે તેમ નથી. પણ હવે એમની પરવા કરે એ બીજા.'

દેવો પણ ઇંદ્રની સાથે હા-માં હા મિલાવી ગુરુની મશ્કરી ઉડાવવા લાગી ગયા.

ગુરુ બૃહસ્પતિ રિસાઈ ને ચાલ્યા ગયા એટલે દાનવોને સરસ લાગ મળી ગયો. એમને તો એટલું જ જોઈતું હતું. દાનવો ગમે તેવા હતા, પણ ગુરુ શુક્રાચાર્યનું પૂરેપૂરું માન જાળવતા. એમને ખબર હતી કે ગુરુ છે તો જ આપણે ધાર્યાં કામ કરી શકીએ છીએ. ગુરુ બૃહસ્પતિ રિસાઈ ને ચાલ્યા ગયા એટલે દેવો તો હવે ધણી વગરનાં ઢોર જેવા થઈ ગયા. એમને મારી હઠાવતાં શી વાર?

તાબડતોબ તૈયારી કરી દાનવો સ્વર્ગ ઉપર ચડાઈ લઈ આવ્યા. બરાબરની લડાઈ લાગી. ગુરુના આશીર્વાદે દાનવો ખૂબ જોસમાં હતા. દેવોને મારી મારીને અધમુવા કરી નાખ્યા.

દેવો તો દોડ્યા બ્રહ્માજી પાસે. 'અમને બચાવો! અમને બચાવો.'

બ્રહ્માજી કહે: 'વળી પાછું શું થયું?'

દેવો કહે: 'દાનવો સ્વર્ગ ઉપર ચડી આવ્યા છે ને કાળો કેર આદરી દીધો છે.'

બ્રહ્માજી કહે: 'તમે અહીં આવ્યા છો તે તમારા ગુરુ શું કરે છે?'

દેવો કહે: 'ગુરુ તો રિસાઈ બેઠા છે.'

બ્રહ્માજીએ પૂછ્યું: 'કેમ વળી?'

દેવોએ માંડીને વાત કરી.

બ્રહ્માજી કહે: 'તમે તે કેવા માણસ છો? કોઈનું નહિ ને ગુરુનું અપમાન કર્યું. પછી તો બીજું શું થાય? આ દાનવો જુઓને. ગમે તેવા છે તો ય ગુરુનું કેવું માન જાળવે છે? એટલે તો તેઓ બળવાન છે.'

દેવો કહે: 'પણ વાતની વાતમાં ગુરુ રિસાઈ બેઠા. એમાં અમારો શો વાંક?'

બ્રહ્માજી કહે: 'વાંક તો જેવો કહીએ તેવો.'

દેવો કહે: 'પણ હવે એનો કાંઈ ઉપાય?'

બ્રહ્માજી કહેઃ 'બૃહસ્પતિને મનાવી લ્યો.'

દેવો બૃહસ્પતિને શોધવા ગયા. ચારે તરફ જોઈ વળ્યા. પરંતુ ગુરુ એવા સંતાઈ બેઠેલા કે કોઈને હાથ જ ન આવ્યા.

ધોયેલ મૂળાની જેમ દેવો બ્રહ્માજી પાસે પાછા આવ્યા.

કહેઃ 'ગુરુ હાથ આવતા નથી.'

બ્રહ્માજી કહેઃ 'બૃહસ્પતિ હમણાં નહિ મનાય. બીજા કોઈને ગુરુ બનાવી લ્યો.'

દેવો કહેઃ 'બીજા કોને ગુરુ સ્થાપીએ?'

બ્રહ્માજી કહેઃ 'ત્વષ્ટાનો પુત્ર વિશ્વરૂપ છે. એને ગુરુ કરો.'

દેવો કહેઃ 'એ તો દાનવોનો ભાણેજ છે.'

બ્રહ્માજી કહેઃ 'દાનવોનો ભાણેજ ભલેને રહ્યો પણ ઘણો વિદ્વાન છે.'

દેવો કહેઃ 'ભલે.'

દેવો ત્વષ્ટાના પુત્ર વિશ્વરૂપ પાસે ગયા. વિશ્વરૂપનું બીજું નામ ત્રિશિરા. એને ત્રણ મુખ હતાં. એક મુખે તે વેદપાઠ કરતો. બીજા મુખે મદિરા પીતો અને ત્રીજું મુખ તો એવું ભયંકર કે એ જોતાં જ એમ થઈ જાય કે હમણાં જ ત્રણે લોકને ગળી જશે.

દેવોએ વિશ્વરૂપને કહ્યું: 'તમે અમારા ગુરુ બની રહો.'

વિશ્વરૂપ કહેઃ 'જજમાનવૃત્તિ કોણ કરે. એથી તો બ્રહ્મતેજનો નાશ થાય. આપણું એ કામ નહિ.'

દેવો કહેઃ 'બ્રાહ્મણ વિના બીજો કોણ ગુરુ થઈ શકે? અને બ્રાહ્મણ ગુરુ થવાની ના પાડે તો યજમાનનું થાય શું? ગમે તેમ કરો, પણ તમારે ગુરુપદ લીધા વિના છૂટકો નથી.'

વિશ્વરૂપ કહેઃ 'તમારો આગ્રહ છે તો પછી નાં કહી શકાય તેમ નથી.'

વિશ્વરૂપ દેવોનો ગુરુ થઈ રહ્યો.

પણ એ તો દાનવોનો ભાણેજ. વળી ત્વષ્ટાનો પુત્ર. ત્વષ્ટાને અને ઇંદ્રને પૂરું વેર. એટલે ઇંદ્રને તેની બીક લાગ્યાં કરે. એને એમ થાય કે એ દાનવોને યજ્ઞમાંથી છાનો છાનો ભાગ આપી દેતો હશે તો? ત્વષ્ટાનું ઉપરાણું લઈ મારી વિરુદ્ધ કાવતરાં કરતો હશે તો! વિશ્વરૂપ તો બિચારો સીધી રીતે દેવોનું પુરોહિતપણું કરતો હતો. અને દેવોનું તેજ વધે એવા યજ્ઞો કરતો હતો. એણે ગુરુપદ લીધા પછી દેવો જોરમાં આવ્યા હતા અને દાનવો નબળા પડયા હતા. પણ ઇંદ્રના મનમાં શંકા પેસી ગયેલી એટલે એને થયું કે કોઈ પણ હિસાબે આ વિશ્વરૂપનો ઘાટ ઘડી નાખવો જોઈશે.

પણ એનું જિગર ચાલે નહિ. બ્રાહ્મણના દીકરાને મારી શી રીતે શકાય? એથી તો બ્રહ્મહત્યા લાગે. એટલે પહેલાં તો એણે વિશ્વરૂપને ચળાવવા પ્રયાસ કર્યો. રૂપાળી રૂપાળી અપ્સરાઓ મોકલી. તેમણે ત્રિશિરાને લોભાવવા ઘણી યે માથાકૂટ કરી. પણ એ તો ખરો તપસ્વી હતો. એવી અપ્સરાઓની એને જરા પણ ગણતરી ન હતી. અપ્સરાઓ નિરાશ થઈને પાછી આવી.

એટલે તો ઇંદ્રને ખૂબ જ બીક લાગી. એને થયું કે ત્રિશિરાને ઠેકાણે નહિ કરું તો એ જ ઇંદ્ર થઈને બેસી જશે. બ્રહ્મહત્યા લાગવાની હોય તો ભલે લાગે. ત્રિશિરાને ઠેકાણે કર્યે જ છૂટકો છે.

ત્રિશિરાને ઇંદ્રની હિલચાલની કાંઈ જ ખબર નહિ. એ તો તપ કર્યા કરે અને દેવોએ સોંપેલું પુરોહિતનું કામ કર્યે જાય. ઇંદ્ર એને મારી નાખવા મથી રહ્યો છે એવી ખબર હોત તો એ તો ત્રિશિરા પળવારમાં ઇંદ્રને પણ ખાખ કરી નાખે. પણ એ તો તપ કરતો રહ્યો ને એક દિવસ લાગ જોઈને ઇંદ્રે એને મારી નાખ્યો.

ત્રિશિરા મરી ગયો તો પણ એનું તપોબળ એટલું બધું હતું કે ઇંદ્રને તો એમ જ લાગ્યું

કે ત્રિશિરા હજુ જીવતો—જાગતો બેઠો છે. ઇંદ્રનાં તો હાજાં ગગડી ગયાં. એને થયું કે ત્રિશિરા આપણાથી નહિ મરે. એને માટે કોઈકને શોધી કાઢવો પડશે. ત્રિશિરા ન મરે ત્યાં સુધી એના જીવને જંપ વળે તેમ ન હતું. એ તો ત્રિશિરાનાં માથાં કાપી નાખે એવા કોઈકને શોધવા લાગ્યો.

શોધતાં શોધતાં એક સુતાર તેને મળી ગયો. એની પાસે ચકચકતી ધારવાળો કુહાડો હતો.

ઇંદ્રે તેને કહ્યું: 'આ ત્રિશિરાનાં ત્રણે માથાં તારા કુહાડાથી કાપી નાખ દોસ્ત'

સુતાર કહે: 'મારા કુહાડાને ધાર જ નથી.'

ઇંદ્ર કહે: 'તારા કુહાડાને તું કહીશ તેવી ધાર કઢાવી આપીશ.'

સુતાર કહે: 'પણ હું એને શું કામ મારું! એણે મારું તો કાંઈ બગાડ્યું નથી.'

ઇંદ્ર કહે: 'મારું આટલું કામ નહિ કરી આપે?'

સુતાર કહે: 'પણ એને મરાવીને તમારે શો લાડવો લેવો છે?'

ઇંદ્ર કહે: 'તું એમાં નહિ સમજે. મારું આટલું કામ કરી આપ. હું તને ન્યાલ કરી દઈશ.'

સુતાર કહે: 'તે તમે કોણ છો?'

ઇંદ્ર કહે: 'હું સ્વર્ગનો રાજા ઇંદ્ર છું.'

સુતાર કહે: 'તમેય ખરા છો. સ્વર્ગના મોટા રાજા થઈને બ્રાહ્મણના દીકરાનું કાસળ કઢાવી નાખવા આવ્યા છો તે.'

ઇંદ્ર કહે: 'ભાઈ, અમસ્થો અમસ્થો થોડો જ કહેતો હઈશ.'

સુતાર કહે: 'તો તમે જ એને મારી નાખોને. તમે તો ખૂબ બળવાન છો. તમારી પાસે તો ઘણાં ધારદાર હથિયાર છે.'

ઇંદ્ર કહે: 'એનું પણ કાંઈક કારણ હશે ને?'

સુતાર કહે: 'કારણ બીજું શું હોય? બ્રહ્મહત્યાની બીક લાગતી હશે. પણ હું યે શું કામ બ્રહ્મહત્યા લઉં?'

વળી પાછી બ્રહ્મહત્યાની વાત. બ્રહ્મહત્યા તો લાગી જ હતી. ઇંદ્રે કહ્યું: 'બ્રહ્મહત્યાનું પાપ મારે માથે.'

સુતારે તો તરત જ કુહાડાથી ત્રિશિરાનાં ત્રણે માથાં કાપી નાખ્યાં.

હાશ. હવે તો નિરાંત થઈ. હવે તો દાનવોની સેર કોઈ નહિ તાણે. ઇંદ્ર રાજી થતો થતો ઘેર ગયો.

પણ હવે જ ખરી મજા થવાની હતી. ત્રિશિરાનો બાપ ત્વષ્ટા કાંઈ જેવોતેવો ન હતો. એને ત્રિશિરાના મરણની ખબર પડી. એટલે તો એ ગુસ્સાથી લાલચોળ થઈ ગયો. એને આખે શરીરે લાય લાગી. મારા દીકરાને વિના કારણ મારી નાખ્યો છે. એનું વેર લઉં તો જ હું ત્વષ્ટા ખરો.

ક્રોધમાં ને ક્રોધમાં એણે યજ્ઞમાં આહુતિ આપી: 'ઇંદ્રશત્રુ! ઉત્પન્ન થા.'

તરત જ એક મહાભયંકર દાનવ કુંડમાંથી ઊભો થયો. હાથ જોડી બોલ્યો: 'શી આજ્ઞા છે?'

ત્વષ્ટાએ કહ્યું: 'વધ્યે જા.'

દાનવ વધવા લાગ્યો. વધી વધીને આકાશે આંબ્યો. આકાશને ઊંચું લીધું. સ્વર્ગને પણ ઢાંકી એની કાળીમશ કાયાએ આખા જગતને અંધકારમાં ઢાંકી દીધું.

ફરીથી દાનવ બોલ્યો: 'બીજી શી આજ્ઞા છે?'

ત્વષ્ટાએ કહ્યું: 'સ્વર્ગમાં જઈ ઇંદ્રને મારી નાખ.'

ક્રોધથી ધૂંવાંપૂંવાં થતો દાનવ હાથમાં ત્રિશૂળ લઈ સ્વર્ગ તરફ ઊપડ્યો.

એનું નામ વૃત્રાસુર.

વંટોળિયાની જેમ વૃત્રાસુર સ્વર્ગ તરફ ધસ્યો આવે છે. માર્ગમાં જે કાંઈ આવ્યું તેના

ભુક્કેભુક્કા. એની ત્રાડ સાંભળી સ્વર્ગમાં ચારે તરફ ખળભળાટ મચી ગયો. નાચ કરતી અપ્સરાઓ ક્યાંય સંતાઈ બેઠી. ગાન ગાતા ગંધર્વોને ગળે ખરેડી પડી. દેવોના મુગટ પડી ગયા. ચારે તરફ નાસભાગ શરૂ થઈ.

પણ વૃત્રાસુરે તો ચારે તરફ સંહાર શરૂ કરી દીધો હતો. કાળનો પણ મહાકાળ દેવોને ઠેકાણે કરતો ચારે તરફ ઘૂમી રહ્યો હતો. દેવોએ માંડ માંડ હથિયાર સમાલ્યાં. જેમતેમ કરીને લડાઈ કરવા આવ્યા. પણ લડાઈ કોની સાથે કરે! સામે લશ્કર થોડું જ હતું? એકસામટો દાવાનળ જાણે ફરી વળ્યો હતો. દેવોનાં અસ્ત્ર-શસ્ત્ર કાંઈ કામ આવ્યાં નહિ. વૃત્રાસુરને એની કાંઈ જ અસર થઈ નહિ. એણે તો દેવોની રેવડી દાણાદાણ કરી નાખી. કોઈને હવામાં ઉછાળ્યા. કોઈને પથ્થર ઉપર ઝીંક્યા. કોઈને મૂઠીમાં મસળી નાખ્યા. કોઈને મોઢામાં મૂકી હોઇયાં કરી ગયો. ચારે તરફ હાહાકાર મચી ગયો. દેવો જીવ બચાવવા નાસભાગ કરવા લાગી ગયા.

દેવસેનામાં ભંગાણ પડ્યું એટલે ઇંદ્ર દેવોની વહારે ધાયો. મોટા હાથી ઉપર બેસી જાતજાતનાં હથિયારો સહિત ઇંદ્રે લડાઈના મેદાનમાં ઝુકાવ્યું. વૃત્રાસુર તૈયાર જ હતો. એ તો ઇંદ્રને જ શોધતો હતો. વૃત્રાસુર અને ઇંદ્રની જોવા જેવી લડાઈ જામી. ઇંદ્રના બળનો પાર ન હતો. પણ વૃત્રાસુર એ તો વૃત્રાસુર. વાતની વાતમાં ઇંદ્ર થાકી ગયો. વૃત્રાસુરે એક ઝપટ મારી ઇંદ્રને મૂઠીમાં પકડી લીધો અને મોઢામાં મૂકી દીધો.

ખલ્લાસ. હમણાં જ ઇંદ્ર વૃત્રાસુરના પેટમાં હજમ થઈ જવાનો. સ્વર્ગમાં ચારે તરફ કાળો કકળાટ મચી રહ્યો. બધા ઇંદ્રને બચાવવાની મથામણમાં પડ્યા. પરંતુ કોઈને કશો ઉપાય જ ન સૂઝે.

અને વૃત્રાસુર તો ત્રિશૂળ ઘુમાવતો ચારે તરફ ધમાચકડી મચાવી રહ્યો હતો.

પરંતુ એવામાં કોઈ દેવને એકાએક કાંઈક સૂઝી આવ્યું. તેણે જોર કરીને એક તીર વૃત્રાસુરને માર્યું. એનું નામ જૃંભિકાસ્ત્ર. એ જેને વાગે એને તરત જ બગાસાં ઉપર બગાસાં આવવા લાગે. તીર વાગ્યું કે તરત જ વૃત્રાસુરને બગાસું આવ્યું, એનું મોઢું પહોળું થયું. ઇંદ્ર એક કોર ગલોફામાં ચડી બેઠો હતો. તે લાગ જોઈને છટકી ગયો. છટક્યો એટલે તો મૂઠીઓ વાળીને નાસવા જ લાગ્યો. જાય ભાગ્યો, જાય ભાગ્યો. પાછું વાળીને જુએ એ બીજા. છેક મંદાર પર્વતના શિખર ઉપર પહોંચ્યો ત્યારે જ એને થોડી નિરાંત થઈ.

ઇંદ્ર ભાગી ગયો. એટલે વૃત્રાસુર સ્વર્ગનો રાજા બની બેઠો. એને હવે કોઈના બાપની તમા ન હતી.

પણ દેવોને થયું કે સ્વર્ગનું રાજ ચાલ્યું જાય એ કાંઈ ઠીક નહિ. રાજપાટ વિનાના થઈ ગયા એટલે પછી આપણું માતમ શું? પછી દેવોને માને પણ કોણ? ગમે તેમ કરીને ઇંદ્રને મનાવી લાવવો જોઈએ. એ ફરીથી સરદારી લે, અને વૃત્રાસુર સામે ફરી લડાઈ જાહેર કરીએ. સ્વર્ગનું રાજ પાછું નહિ મેળવીએ તો તો લોકોમાં હાંસી થશે.

દેવો બધા ય પહોંચ્યા મંદાર પર્વત ઉપર. ઇંદ્ર એક તરફ મોઢું છુપાવી સંતાઈ બેઠો હતો. તેણે દેવોની સામું પણ ન જોયું.

દેવો કહે: 'આમ સંતાઈ બેઠે શું વળવાનું હતું? ચાલો ફરી લડાઈ કરીએ.'

ઇંદ્ર કહે: 'આપણું કામ નહિ. મારે સ્વર્ગનું રાજ નથી જોઈતું.'

દેવો કહે 'પણ એથી તો લોકોમાં આપણું માતમ ઘટી જશે.'

ઇંદ્ર કહે: 'એ ગમે તે થાય. હું નથી આવવાનો.'

દેવો કહે: 'પણ એમ તે કાંઈ ચાલે?'

ઈંદ્ર કહે: 'ચાલે કે ન ચાલે. આપણું એ કામ નથી.'

ઈંદ્રે તો એકનો એક નનૈયો ભણ્યા કર્યો. એણે ધોળે દિવસે તારા ભાળ્યા હતા.

દેવો મૂંઝાયા. હવે શું કરવું? ઇંદ્ર તો સાવ ફોશી થઈ ગયો. અને આ તરફ વૃત્રાસુર તો હાકોટા કરતો સ્વર્ગનો રાજા બની બેઠો છે.

સ્વર્ગનું રાજ પાછું મેળવ્યા સિવાય છૂટકો ન હતો. પણ એ મેળવવું કઈ રીતે? મૂંઝવણનો કાંઈ પાર ન હતો. મૂંઝાઈ મૂંઝાઈને આખરે બધા દેવો નારાયણ પાસે પહોંચ્યા: 'ભગવાન! અમને રસ્તો બતાવો.'

વાત સાંભળી નારાયણ કહે: 'અત્યારે તો વૃત્રને જીતવો મુશ્કેલ છે. એને સમજાવીને સુલેહ કરી લો.'

દેવો કહે: 'પણ એ માનશે ખરો?'

નારાયણ કહે: 'શા માટે નહિ માને? એ જે શરતો રજૂ કરે એ તમારે કબૂલ રાખવી. એક વખત સુલેહ કરી નાખો. આ સંહાર તો અટકી જાય. પછી આપણે એના નાશનો વિચાર કરશું.'

દેવોએ વૃત્રાસુર સાથે વાટાઘાટ ચલાવી. ઋષિઓને મોકલ્યા. ઋષિઓ કહે: 'એલા ભાઈ! તું બળવાન છે એની ના નહિ. તારા જેવો બળિયો હજુ કોઈ જન્મ્યો નથી. તું બળિયો છે એવો ઈંદ્ર પણ બળિયો છે. તમારી લડાઈનો કોઈ દિવસ પાર આવે તેમ નથી. પણ તમે પાડાપાડા બાધો છો એમાં ઝાડનો ખો થાય છે. ચારે તરફ લોકો ત્રાસી ગયા છે તું હવે આ લડાઈ બંધ કરી દે.'

વૃત્રાસુર કહે: 'લડાઈ કેવી રીતે બંધ થાય?'

ઋષિઓ કહે: 'ઈંદ્રની સાથે સંધિ કરી લે.'

વૃત્ર કહે: 'એ કેમ બને? મે તેજની મિત્રતા થાય જ કેવી રીતે?

ઋષિઓ કહે: 'ભાઈ તું જીત્યો ને દેવો હાર્યા. એમ સમજ કે દેવો તારે શરણે આવ્યા છે. ગમે તેમ પણ આ લડાઈ હવે બંધ કર.'

વૃત્રાસુર કહે: 'મારી એક શરત દેવો કબૂલ રાખે. હું લીલે મરું નહિ, સુકે મરું નહિ. લોઢે મરું નહિ, લાકડે મરું નહિ. દિવસે મરું નહિ, રાતે મરું નહિ. એ મુજબનું વરદાન આપે તો પછી આપણને સંધિ કરવામાં વાંધો નથી.'

ઋષિઓએ દેવો પાસે સુલેહની શરતો રજૂ કરી. દેવોને તે કબૂલ રાખવી પડી. બન્ને વચ્ચે સંધિ થઈ ગઈ. દેવોએ છુટકારાનો દમ ખેંચ્યો.

પરંતુ વૃત્રાસુર દુનિયાના પડ ઉપર જીવતો હતો, તે ક્યારે પાછી લડાઈ શરૂ કરી દે એ કહેવાય નહિ એવો મોટો શત્રુ માથા ઉપર હોય ને દેવોને ઊંઘ કેમ આવે? વૃત્રાસુરનો નાશ કર્યા વિના છૂટકો ન હતો. પણ નાશ કરવો શી રીતે? અમસ્થો યે એટલો બળવાન હતો કે એના બળ સામે દેવો નાસી છૂટયા હતા અને ઈંદ્ર મંદાર પર્વત ઉપર સંતાઈ બેઠો હતો. ઓછામાં પૂરું દેવોએ સુલેહની આકરી શરતો સ્વીકારી હતી. એનો જંગ પણ શી રીતે થઈ શકે? ભારે મુસીબતની વાત હતી.

પણ ઉપાય શોધવાનો જ હતો. અને ઉપાય કાંઈ જડતો ન હતો. બધા પહોંચ્યા બ્રહ્માજી પાસે.

'બ્રહ્માજી! ભારે મુસીબત આવી પડી છે. કાંઈક રસ્તો બતાવો.'

બ્રહ્માજી કહે: 'શેનો ભાઈ?'

દેવો કહે: 'વૃત્રાસુરના વધનો.'

બ્રહ્માજી કહે: 'દધીચિ નામના એક ઋષિ છે. સરસ્વતીને કાંઠે બેઠા બેઠા તપ કરે છે. એની પાસે જાઓ. જઈને એમનાં હાડકાંની માગણી કરો.'

દેવો કહે: 'શરીરનાં હાડકાં?' દેવો તો અચંબામાં પડી ગયા.

બ્રહ્માજી કહે: 'હા, ભાઈ હા. દધીચિ

ઋષિ પોતાનાં હાડકાં આપે તો તેમાંથી મહા ભયંકર વજ્ર બનાવી શકાય. એ વજ્રથી વૃત્રાસુરનો વધ થાય.'

દેવો કહે: 'આ તો કાંઈ સમજમાં ઊતરે એવી વાત નથી. એક તો કોઈ માણસ પોતાના શરીરનાં હાડકાં કેવી રીતે કાઢી આપે; આપે તો તો એ તો ખલાસ થઈ જાય ને? હવે ધારો કે આપ્યાં. તો પણ એમાં તે કેટલુંક બળ હોય, કે એનું વજ્ર બને અને વૃત્રાસુરનો વધ થાય!'

બ્રહ્માજી કહે: 'એ નવાઈની વાત નથી. આ તો તમે વૃત્રાસુર સાથે સંધિ કરી તે વખતે શરત કરી છે ને? એટલે જે કંઈ હથિયાર તૈયાર કરવું જોઈશે તે તમારી શરતનો ભંગ ન થાય તેવું જોઈશે. તમે એક વખત હાડકાં તો લઈ આવો પછી જોજોને વિશ્વકર્મા કેવું સરસ વજ્ર બનાવી આપે છે. અને એ હાડકાંની કાંઈ ઓછી કિંમત આંકવાની નથી. એ તો ઋષિનાં હાડકાં. વૃત્રાસુર તો શું પણ એવા અનેક વૃત્રાસુરને ભોંય ભેગા કરી દે.'

દેવો કહે: 'ચાલો ત્યારે દધીચિ ઋષિ પાસે.'



[ચાલુ



નહુષ [પાન ૨૫૨નું અનુસંધાન

ઉત્તરમાં તુચ્છકારથી નહુષ હસ્યો. તિલોત્તમાને એ હાસ્યથી ખેદ થયો પણ ફરી સ્વસ્થ થઈ તેણે કહ્યું: 'મહારાજ! આપનું શૌર્ય અપ્રમેય છે, તથાપિ સ્વર્ગનું રાજ્ય કેવળ પ્રમાણિક શૌર્યવાળા ક્ષત્રિયથી ચલાવી શકાતું નથી. રાજ્યની સર્વ તુચ્છ મનોવૃત્તિને પણ સમજવી પડે છે. અને બળની સાથે કળનો ઉપયોગ પણ પૂરેપૂરો કરવો પડે છે. સ્વર્ગલોકમાં પણ મલિનતા ઓછી નથી.'

'હું એ મલિનતા કાઢવા માગું છું. ધર્મપરાયણ પ્રમાણિક જીવન પ્રજાજનો જીવે તેમ કરવા હું બનતા સર્વ પ્રયત્ન ઉતાવળે કરીશ.' નહુષે કહ્યું.

'રાજન્! હું એ જ કહું છું કે તેમાં આપના પર ભય છે. જીવનું જોખમ છે.' તિલોત્તમાએ વ્યગ્રકંઠે કહ્યું.

'ઓહો!' નહુષ હસ્યો: 'હું યોદ્ધો છું. કોઈ પણ જાતના અધર્મ સામે લડવા માટે અમે જન્મ્યા છીએ અને મૃત્યુ સાથે મૈત્રી બાંધીને પછી જ દેહ ધર્યો છે.'

'મહારાજ!' પ્રતિહારીએ આવી નમન કરીને કહ્યું: 'દેવગુરુ તથા સેનાપતિ પધાર્યા છે.'

'ચાલો, આવું છું.' કહી નહુષ જવા લાગ્યો અને તિલોત્તમાને કહ્યું: 'ચિત્તની સમતા ન ગુમાવીશ તિલોત્તમા! એક વાત હું તને કહી રાખું છું કે ભય પામનારને જીવનનો અધિકાર નથી. ભય પામનારથી પ્રવૃત્તિ થતી નથી. ભય પામનારનું મન સંકુચિત થાય છે અને એ સ્વાર્થનું ચિહ્ન છે. હું ક્ષત્રિય છું. જન્મથી નિર્ભય રહેવાનું હું શીખ્યો છું. ભયથી કર્મમાં પ્રવૃત્તિ ન કરવાનો નિર્ણય કરી નિરાશ થઈ જવા કરતાં હિંમતથી લડી મરવામાં આનંદ છે એ વાત મને સમજાઈ ગઈ છે."

નહુષ ગયો એટલે અન્ય અપ્સરાઓની આંખ મળી. બન્ને નજીક આવી.

'તિલુ!' કહી પૂર્વચિત્તિએ તિલોત્તમાની ગરદન ફરતો કર મૂક્યો.

'પૂર્વા! તેં બધું સાંભળ્યું છે. મારે તને એ કહેવું છે કે તારા પોતાના વિચારમાંથી હવે બહાર આવી મહારાજની સલામતી માટે તારે ધ્યાન રાખવું જોઈએ. મહારાજનું સ્વર્ગમાં કોઈ સ્વજન નથી. દેવોએ આપણને પણ દુશ્મન ગણ્યાં છે. પરસ્પર સહાય કરી હવે જો મહારાજનું ધ્યાન નહીં રાખીએ તો વળી શું થશે...તું સમજે છે.' કહી તિલોત્તમા મુખ ફેરવી નહુષની પાછળ ચાલી ગઈ. [ઉત્તરાર્ધ આવતે અંકે

काव्येषु रम्या कथा

જુલાઈ '૪૫ : અંક ૧૦




## નવલિકા

...લિકા એ ટૂંકી વાર્તા છે એ ખરું પણ એમાં વપરાયલું વિશેષણ 'ટૂંકી' હોય પણ થઈ શકે ... ને ગુણ પણ થઈ શકે છે. કોઈ પણ કલાકૃતિ વિષે વિવેચન કરવું હોય ત્યારે હમેશાં ત્રણ પ્રશ્નો ઉપસ્થિત થાય છેઃ સમય, સાધન અને સત્ત્વ. જરાક ફિલસૂફીભરી ભાષામાં બોલીએ તો કલાકૃતિને 'દિગ્ અને કાલ'ની મર્યાદામાં રહીને તપાસવાની છે. એક પથ્થર પર એક શિલ્પી પચીસ કલાકે સુંદર ફૂલ કોતરી રહે અને એવું જ સુંદર ફૂલ બીજો શિલ્પી પાંચ કલાકમાં તૈયાર કરે–ને બન્નેનાં હથિયાર તથા સામગ્રી સરખા પ્રકારનાં હોય–તો થોડામાં થોડા વખતમાં સુંદર કૃતિ રજૂ કરનાર શિલ્પી પાસે ઓજસ વધારે છે એ વાત નિર્વિવાદ થઈ. એટલા માટે કેટલાક વિવેચકો ટૂંકી વાર્તાની કલાના વિવેચનમાં જેટલો ભાર ટૂંકાણ પર મૂકે છે તેટલો જ ભાર વાર્તા પર મૂકે છે. એ ટૂંકી હોવી જોઈએ એ ખરું, પણ એ વાર્તા તો અવશ્ય હોવી જોઈએ. એમાં રસ જોઈએ, સૌંદર્ય જોઈએ.

રજકણ ]

—ધૂમકેતુ

તમારો દેવલોકોનો તો એ રિવાજ છે કે ઇંદ્ર બદલાય પણ ઇંદ્રાણી નહિ

# સ્વર્ગાધિપતિ નહુષ

લેખક
પારાશર્ય

સેનાપતિ, દંડનાયકો તથા સૈનિકોને કેમ અને શું શું ઇનામો આપવાં તેનો નિર્ણય થઈ ગયા પછી રુદ્રે પૂછ્યું: 'મહારાજ! ગુરુદેવ એ પૂછવા ધારે છે કે કેદ પકડાએલા રાજા તથા સૈનિકોને અમરાપુરીમાં ફેરવવા બાબત શું આજ્ઞા—'

'જુઓ ગુરુદેવ!' બૃહસ્પતિ તરફ ફરીને નહુષે કહ્યું: 'આ બાબતમાં મારા વિચારો તમે હજુ નહીં જાણ્યા હોય તેમ મને ખબર ન હતી. ક્ષત્રિયો માટે મને માન છે. જેઓ રાજ્ય અને પ્રજારક્ષણ માટે લડી મરે છે તેઓ વંદનયોગ્ય છે. એમના યુદ્ધના પરાજયમાં પણ કર્તવ્યપરાયણતાનો જય રહેલો છે. એવા સૈનિકો તથા રાજકુમારોનું હું અપમાન કરવા ઇચ્છતો નથી. એ મારું પોતાનું અપમાન છે. તમે મને એ કુમારોને અમરાપુરીમાં ફેરવવાનું કહો છો! વિલાસપ્રિય અને કાયર દેવલોકો એ ક્ષત્રિયોનું ગૌરવ સમજવાને અધિકાર પણ ધરાવતા નથી.'

'કંઈ નહીં, મારો બિલકુલ આગ્રહ નથી.' બૃહસ્પતિએ કહ્યું.

આ વાતચીત દરમિયાન અગસ્ત્ય આવી ગયા હતા. તેમણે કહ્યું: 'મહારાજ! વિજય સમયે સૈનિકોની સાથે ઋષિ-બ્રાહ્મણોને દાન આપવાં.'

હાથ લંબાવી નહુષે કહ્યું: 'બસ. બ્રાહ્મણો વિષે બોલશો જ નહીં.'

'આ વખતે બ્રાહ્મણોનો તો હક છે. સૈનિકોને ઇનામો આપવાનું ધોરણ નવું દાખલ થાય છે. આપ ક્ષત્રિયનો પક્ષ ખેંચો તો બ્રાહ્મણો તરફથી પક્ષ ખેંચનાર હું છું. હું ન કહું તો કેમ બને!'

'જુઓ. અગસ્ત્યજી! આ બાબત પર આપણે આ અગાઉ ઘણી ઉગ્ર ચર્ચા થઈ ગઈ છે. હું નમતું આપવાનો નથી. પહેલાં બ્રાહ્મણો બ્રાહ્મણ જેવા થાય.

પછી તેનો પક્ષ લઈને આવજો. હું બેઠો છું. હું જાતે ઊઠીને સત્કાર કરીશ. આજ નહીં.'

'આજ નહીં, આજ નહીં.' એ નહુષના શબ્દોના ભણકારા લઈને અગત્સ્ય ચાલી નીકળ્યા ત્યારે તેના મનમાં ક્રોધ માતો ન હતો. એ ક્રોધની જ્વાળા દરેકના મનમાં અડકાડી તેણે બ્રાહ્મણકુળમાં ફેલાવી અને જોકે બ્રાહ્મણોને કોઈ પણ જાતનું દાન મળવાનું ન હતું તો પણ રાજસભા વખતે ધૂંધવાતા હૃદયે બ્રાહ્મણવર્ગ એક બાજુ આવી સભામાં ગોઠવાઈ ગયો હતો.

રાજસભામાં અગત્સ્ય જાણી જોઈને મોડા આવ્યા હતા. એ આવ્યા ત્યારે સેનાપતિઓને ઇનામો વહેંચાઈ ગયાં હતાં અને અપ્સરાઓનાં નૃત્યો ચાલતાં હતાં. ગંધર્વો ગાતા હતા. સભાસદોમાંથી કોઈક કાનમાં કાન દઈ વાતો કરતા હતા. આખી સભામાં નજર ફેરવતાં અગત્સ્યે જોયું કે સામેના સ્ત્રીમંડપમાં ઇંદ્રપત્ની શચિ પણ પૂર્ણ શણગારમાં આવી મુખ્ય આસને બેઠી હતી.

થોડી વાર પછી નૃત્ય પૂરું થયું અને સેનાપતિ સ્કંદે અંતિમ પૂર્ણ વિજયનો સૂચક દીર્ઘ શંખનાદ કર્યો. દુંદુભિ વાગવા લાગ્યાં. નહુષના રાજ્યસિંહાસન પર જતા મધ્ય માર્ગ પર અપ્સરાઓ સ્વાગત–સ્વસ્તિકો અને ફૂલપાંદડીઓ પાથરી ગઈ. અને તુરત પૂર્ણ શાંતિ છવાઈ રહી.

સામેના સ્ત્રીમંડપમાંથી બેઠી થઈ, શચિ પોતાના બન્ને હાથમાં પ્રફુલ્લ શતપત્ર કમળની માળા લઈ ધીમે ધીમે નીચે ઊતરી અને નહુષના રાજ્યસિંહાસન તરફ પગલાં માંડતી આગળ ચાલી. એની સ્થિર દૃષ્ટિ જમીન પર હતી. સર્વ સભાસદોની દૃષ્ટિ શચિ પર ચોંટી હતી. અમુક સભાજનોનો શ્વાસ થંભી ગયો હતો.

સ્તબ્ધતા જેવી નીરવતાનો ભંગ કરતાં બૃહસ્પતિ તરફ જોઈને નહુષે કહ્યું: 'ગુરુદેવ! આવે વખતે સ્વસ્તિવાચનની આવશ્યકતા ખરી કે નહીં?'

'ખરી જ, અગત્સ્યજી! તમે સ્વસ્તિવાચન–'

'તમે જ થવા દો ને.' અગત્સ્યે કહ્યું.

એ વાત થતી હતી ત્યાં શચિ રાજ્યસિંહાસન સુધી પહોંચી ગઈ. સ્વર્ગાધિપતિ નહુષ પોતાના આસન પરથી બેઠો થયો. નજીક આવી ફૂલમાળા બન્ને હાથે ઊંચકી શચિ નહુષના કંઠે આરોપવા તૈયાર ઊભી રહી.

અત્યંત નજીક ઊભેલી ઇંદ્રપત્ની શચિ પર નહુષની દૃષ્ટિ થંભી ગઈ. અતિ મનોહર વસ્ત્રાલંકાર નીચેથી પૂર્ણ વિકસિત મુગ્ધ અંગોના સૌંદર્યનો આવિર્ભાવ લોભક હતો. નહુષની દૃષ્ટિ શચિના ઊંચા થતા વદન પર ઠરી. નીલ વસ્ત્રપરિધાન પર ઊંચું થતું ગૌર વદન ચંદ્રાભિલાષી વિકસતા કમળ પેઠે રમણીયતા દાખવતું હતું. શચિનાં વિશાળ નીલ લોચનમાં સ્મિત રમતું હતું. ભરેલાં માદક પોપચાંની સુકુમારતા રંજક હતી. ગાલે મિલ ખંજન હતાં. ઓષ્ટમાં રસતૃપ્તિ હતી. શ્વાસમાં પ્રલોભક પરિમલ હતો અને ઊંચા થતા મૃણાલની નાળ સમા કર જાણે આલિંગન આપવા વિહ્વળતાપૂર્વક ઉત્સુક થતા હોય તેમ નજીક ને નજીક આવતા હતા. આ દર્શન થતાં નહુષના મનમાં કંદર્પના આવેશભરી કામનાની ઝણઝણાટી થઈ ગઈ. પ્રયત્નથી સ્મિત કરતી શચિ સાથે તેણે સ્વાભાવિક સ્મિત કરી ગરદન નમાવી. શચિએ વિજયમાળ નહુષના કંઠમાં આરોપી દીધી. તુરત દુંદુભિનાદે સભામંડપ ગાજી રહ્યો.

જમણી બાજુએ ઇંદ્રાણીનું ખાલી આસન પડેલું હતું તે તરફ પોતાનો હાથ લંબાવી સત્કારપૂર્વક નહુષે કહ્યું: 'પધારો મહારાણી! આ સિંહાસન તમારો વગર શોભતું નથી.'

પાછી વળવા તૈયાર થયેલી શચિના પગ સજ્જ થઈ ગયા. સભાજનો દિગ્મૂઢ પેઠે સાંભળી રહ્યા. નહુષે ફરી કહ્યું. 'શચિ! આ આસન તમારું જ છે. તમે તેનો ઉત્સાહથી સ્વીકાર કરો.'

ભયથી વિહ્વળ નેત્રે શચિએ નહુષ તરફ અને આસન તરફ જોયા કર્યું. નહુષે ફરી કહ્યું: 'ભયની જરૂર નથી. વૃત્તિ થતી હોય તો સિંહાસને આવો; નહીં તો નહીં. ગભરાવાનું કોઈ કારણ નથી.'

છૂટવાનો શ્વાસ ખેંચી શચિ ઉતાવળે ચાલી ગઈ. નહુષ હસ્યો.

એ હાસ્યના ઉત્તરમાં કુદ્ધ કંઠે અગત્સ્યે કહ્યું: 'આ વિજયોત્સવનો સમય છે; આ વખતે શક્રપત્ની શચિનું અપમાન કરવાની કોઈ જરૂર નથી.'

'મારી માગણી ન સ્વીકારવી એ મારું અપમાન છે, એમનું નહીં.' નહુષે કહ્યું.

'આપ શું કહેવા માગો છો?' અગત્સ્યે કહ્યું.

'આ ઇંદ્રનું આસન છે, જેના પર હું બેઠો છું.

આ ખાલી આસન ઈંદ્રાણીનું છે. તમારા દેવલોકોનો એ રિવાજ છે કે ઈંદ્ર બદલાય પણ ઇંદ્રાણી નહીં. ઈંદ્રાણીએ નવા ઈંદ્રનો સત્કાર કરવો જોઈએ. આજ સુધી મેં એ માગણી કરી નથી. આજે માગણી કરું છું. શચિએ આ ઈંદ્રપત્નીનું સિંહાસન સ્વીકારવું પડશે.'

'એ નહીં બને.' ઘણે સ્થળેથી સામટો ઉત્તર આવ્યો.

'શા માટે નહીં બને?' નહુષે પ્રશ્ન મૂક્યો.

'એ પરકિયા સ્ત્રી છે.' ઉતરોમાંથી અગસ્ત્યનો ગંભીરનાદ મોખરે તરી આવ્યો.

નહુષે કહ્યું: 'સ્વર્ગનું રાજ્ય કરે તે ઈંદ્ર છે. ઈંદ્રપત્ની ઈંદ્રાણી છે. આ ઈંદ્ર–ઈંદ્રાણીનો સંબંધ એ તો રાજ્યાધિકારને અંગે ઉત્પન્ન થતો સંબંધ છે. જેમ પુરોહિતનો અને મારો, મારો અને સેનાપતિનો સંબંધ એનો એ છે તેમ જ ઈંદ્ર–ઈંદ્રાણીનો સંબંધ પ્રથમ પ્રમાણે રહેવો જોઈએ.'

'મહારાજ! આ સ્ત્રી-પુરુષના સંબંધ વિષે વાત છે.' અગસ્ત્યે કહ્યું.

'બરાબર છે.' નહુષે કહ્યું: 'રાજ્યાધિકારમાં સ્ત્રી-પુરુષ સર્વનો સમાવેશ થાય છે.'

'પરકિયા સ્ત્રી માટે માગણી યોગ્ય નથી. મહારાજ! આપને એ છાજતું નથી. એ અપકીર્તિકારક નિંદિત કર્મ છે...'

'નિંદિત કર્મ છે?' આવેશમાં આવી નહુષે કહ્યું: 'તમે જેનાં નિત્ય યશોગાન ગાઓ છો એ ઈંદ્રે આવાં કર્મથી વધુ નિંદિત કર્મ નથી કર્યાં શું? હું તો અધિકારને અંગે જ માગણી કરું છું. નિંદિત કર્મના અને અપકીર્તિના દાખલાઓ તો તમારા સ્વર્ગમાં મળશે. આપ ગુરુદેવ તથા અન્ય સભાસદો! આપ હજુ ચંદ્રદેવની કરણી ભૂલી નહીં ગયા હો. પણ તમે તો આવું ચલાવવાને ટેવાએલા છો. તમારા ઇંદ્રદેવે પેલા ગૌતમના આશ્રમમાં ઋષિપત્ની અહલ્યાની સ્થિતિ કરી હતી તે કલંક ધોયું ધોવાય તેમ નથી છતાં તેને તમે ક્ષમ્ય ગણો છો.'

પ્રસંગની ઉત્કટ વિરોધની ગતિ સહન ન થતાં તિલોત્તમા ઉઠી રાજ્યસિંહાસન તરફ ધસી ગઈ. તેનાં નૃત્ય સમયનાં વસ્ત્રો વીંખરાયેલાં હતાં તે તરફ તે બેદરકાર હતી. વ્યગ્ર મને નહુષનો પદસ્પર્શ કરી તે બોલી: 'મહારાજ! આપ સ્વર્ગાધિપતિ છો. આદર્શ રાજપતિ છો. આ લોકો સાથે નિષ્કારણ કલેશ કરવાથી શો લાભ છે?'

'બસ! દૂર ખસો!' નહુષે કહ્યું: 'હું જોઈ લઈશ કે મારી આજ્ઞાની કોણ અવજ્ઞા કરે છે!' કહી નહુષે સ્ત્રીમંડળમાં શચિના આસન પર નજર કરી. સર્વ સભાસદોની ભયભીત દૃષ્ટિ ત્યાં જ ફરી. શચિ પોતાના આસને ન હતી.

'ક્યાં છે રાણી શચિ?' નહુષે પૂછ્યું.

'મહારાજ!' પ્રતિહારીએ દૂરથી કહ્યું. 'અસ્વસ્થ થવાથી સભા છોડીને ચાલ્યાં ગયાં છે.'

'ચાલ્યાં ગયાં!' કહી નહુષ હસ્યો ને ફરી આવેશમાં આવી બોલ્યો: 'મારી આજ્ઞા દરેકે માન્ય કરવી પડશે. માન્ય નહીં કરે તેમની પાસે હું પરાણે માન્ય કરાવીશ. હું રાજા છું. મારી પાસે આ શાસક ઉગ્રદંડ છે.' કહી ખડ્ગ બતાવી નહુષે અસંતોષની દૃષ્ટિ ફેરવી કહ્યું: 'આ સભાવિસર્જનની હું આજ્ઞા કરું છું.'

: ૯ :

'નહુષના ઉગ્રદંડ વિષે વિચાર કરીને જ આપણે વિરોધ કરવો જોઈએ.' અધિકારી દેવોની ખાનગી સભામાં ચંદ્રે અગસ્ત્યને કહ્યું: 'આવી બાબત માટે આપણે વિરુદ્ધ પડવાનું પ્રયોજન ન હોવું જોઈએ. બેશક નહુષના નાશ માટે સર્વ તરફથી તૈયારી કરવી જોઈએ. અને એ તૈયારી થયા પછી જ મહત્ત્વના કારણ પર વિરોધ કરવો તેવો મારો અભિપ્રાય છે. હાલ તો આપણું હિત વિચારી શચિને વિના વિલંબે નહુષ પ્રતિ મોકલી દેવી જોઈએ. તેમ થવાથી નહુષ શચિમાં રોકાએલો રહેશે અને આપણને દરમિયાનમાં તૈયાર થઈ જવાનો અવકાશ પણ મળી રહેશે.'

'તું બેવકૂફ છો.' અગસ્ત્યે ચંદ્રને કહ્યું.

'ફરી પાછું આપણે અંદર અંદર લડી મરવું નથી.' બૃહસ્પતિએ કહ્યું: 'અંદરના કલહમાં રોકાઈ રહેશું તો નહુષ બાબતમાં આપણાથી કંઈ બનશે નહીં. આપણા અંદર અંદરના કલહને કારણે ઇંદ્રે રાજત્યાગ કર્યો અને આપણે દીનમુખે નહુષને રાજ્યાસને આમંત્રણ આપ્યું. નહુષના આગમન કાળે આપણામાં બે પક્ષ હતા. પણ નહુષના વિચિત્ર વર્તને આપણે આજે એકત્ર થયા છીએ. તો હવે મારી વિનતિ છે કે આપણા હિતને માટે આપણે સ્વસ્થ મને વિચાર કરવો જોઈએ.'

'આપણી સ્વસ્થતા જો દીર્ઘસૂત્રતા થશે તો પછી ઉપાય હાથ નહીં રહે.' અગ્નિએ કહ્યું.

'વિરોધ તો થઈ ગયો છે.' બૃહસ્પતિએ કહ્યું: 'હવે તો ઘા કરવામાં નહુષ પહેલો કે આપણે એ જ પ્રશ્ન છે. માટે ઘા કરવાનો તત્કાળ નિર્ણય કરવો જોઈએ.'

'નહુષનો વધ કરવો એ ઉચિત નથી. ગમે તેમ તો પણ તે કેટલો સારો છે તે જોવું જોઈએ.'

'તમારા સારપણની વ્યાખ્યા જુદી છે.' બૃહસ્પતિએ કહ્યું: 'સારો એ એની અંગત બાબત છે. આપણે તો આપણા માર્ગમાં જે આડે આવે, આપણો જે વિરોધ કરે તેને દૂર જ કરવો જોઈએ. જે આપણા લાભમાં નથી તે સારો નથી. જે સારો નથી તેનો નાશ કરવો જ જોઈએ.'

'હું એમ કહું છું કે આપણને ઉપાય હાથ લાગે તે દરમિયાન શચિને સોંપી દેવામાં શું વાંધો છે!' ચંદ્રે કહ્યું.

'ભાઈઓ, મારી વાત સાંભળો.' બૃહસ્પતિએ કહ્યું: 'શચિને સોંપી દેવાથી આપણે ભયમુક્ત થતા હોઈએ તો તેમ કરવામાં હું વિરોધ કરવા ખુશી નથી. પણ શચિને તેમ સોંપી દેવાથી કાંઈ લાભ આપણને નથી. ઊલટું નહુષનું પ્રાબલ્ય વધશે અને દેવોમાં ફરી બે તડાં પડશે. જ્યાં હશે ત્યાં આ ખબર સાંભળી ઇંદ્ર પણ આપણો નાશ કરવા ઉદ્યત થશે. હવે બીજી વાત. શચિને મેં આશ્રય આપ્યો છે એ, એ વિચારે કે હું—જો આપ સર્વની પૂર્ણ સહાય હોય તો—નહુષને ઉથલાવી પાડવા શક્તિમાન છું. આ માત્ર અભિમાનની વાત નથી. આપણા પર બળજોરી કરી રાજ્ય કરનારને હું સહન કરી શકતો નથી. નગરજનોનું અપમાન થાય છે. નહુષ પોતે બ્રાહ્મણોની દરેક પળે નિંદા કરે છે. શસ્ત્રધારીઓનું બળપ્રતિબળ વધતું જાય છે. ઇંદ્રસભાના સભાસદોમાં ક્ષોભ પણ નથી. આ સ્થિતિમાંથી ઇંદ્રલોકને બચાવવો એ દરેક દેવનો ધર્મ હોવો જોઈએ. મેં ઉપાય શોધ્યો છે અને સર્વની સહાય હોય તો બતાવવા તત્પર છું.'

'કહો. ઉપાય બતાવો.' એક સાથે અવાજ આવ્યો.

'શક્ર ઇંદ્રને ફરી બોલાવો. એમના વિરોધીઓ આમંત્રણ આપો અને એને હાથે નહુષનો ઘાત કરાવો. શચિની માગણી એ ઇંદ્રનું અપમાન છે. એટલે ઇંદ્ર વેર લીધા વગર રહી શકશે નહીં. વધનો ઉપાય હું ઇંદ્રને બતાવી દઈશ.' દેવગુરુએ કહ્યું.

'ઇંદ્ર સામે અમારે વિરોધ ઊભો છે.' કુબેર તથા અગ્નિએ સાથે મળી કહ્યું.

'તો તમે ઇંદ્ર કરતાં નહુષને વધારે સત્કારો છો!'

'એ પ્રશ્ન નથી. એ જવાબ પણ નથી. આપની આ વાત અસંગત છે.' અગ્નિએ કહ્યું.

'તો સંગત વાતથી તમે શું કહેવા માગો છો!' અગત્સ્યે પૂછ્યું.

'મારી માગણી એ છે કે ઇંદ્ર મને મારી અલકા પાછી સોંપી દે. હું તેનું આધિપત્ય સ્વીકારીશ.' કુબેરે કહ્યું.

'અને મને મારો યજ્ઞભાગ આપે.' અગ્નિએ કહ્યું.

'આપણે કવખતે આ વિરોધ પાછો ઊભો કરીએ છીએ.' બૃહસ્પતિએ કહ્યું: 'હું તો આપ સહુનું શ્રેય થાય તેમ કરવા તત્પર છું. અને અત્યારે પહેલું કર્તવ્ય શું છે તે જ વિચારું છું. નહુષનો પરાજય પ્રથમ થવો જોઈએ. હું કુબેર તથા અગ્નિને બન્નેને વચન આપું છું કે ઇંદ્ર પાસે તેમની માગણી કબૂલ કરાવીશ. બોલો આપ સર્વ સહમત છો?'

'અમે સર્વ સંમત છીએ અને તત્કાળ કર્મ કરી શકો તે માટે સર્વ અધિકાર આપને સોંપીએ છીએ.' સર્વ દેવોએ કહ્યું. અને એ ગુપ્ત સભાનું વિસર્જન થયું.

: ૯ :

રાજસભા પછી મહારાજ નહુષને મળવા તિલોત્તમા ઉત્કંઠાપૂર્વક પ્રયાસ કરી રહી હતી. નહુષે મળવાની ના કહેતાં બહાર બેસી એ મળવાની તક શોધતી, નહુષ પાસે અવારનવાર જઈ આવનાર પૂર્વચિત્તિને મળી સમાચાર જાણી લેતી હતી. ખબર મળતા હતા કે મહારાજ આવેશમાં છે; ક્યારેક ઉર્વશી-પૂરુરવાનું ચિત્ર જુએ છે, ક્યારેક ખડ્ગ ઉગામી અમરાપુરી તરફ નજર ફેંકે છે, તો ક્યારેક ઇંદ્રાણીના પ્રાસાદ તરફ જોઈ ઊંડો શ્વાસ લે છે. ક્યારેક આંખો બંધ કરી ઊંડા વિચારમાં બેસી જાય છે. પૂર્વચિત્તિ પાસેથી એ પણ ખબર મળ્યા હતા કે સાંજના મહારાજે ઇંદ્રાણીને રાજહર્મ્યમાં પરસ્પર વિચાર સમજવા આવવાની આજ્ઞા કરી છે અને શચિ એ આજ્ઞાનુસાર આવવાની છે. સાથે શચિને મળી રહેવાના ખ્યાલે તિલોત્તમા બેસી રહી.

સાયંકાળે બહાર આવતાં નહુષની નજર તિલોત્તમા પર પડી. તેણે કહ્યું: 'કાં અપ્સરા!'

'મહારાજ!' તક સાધવા તિલોત્તમા સન્મુખ ગઈ.

'આજની સભા કેમ ગઈ! મારી માગણી વિષે તારો શો અભિપ્રાય છે?' નહુષે પૂછ્યું.

'રાજન્! મને એ પસંદ નથી.'

'નહીં? તારે વળી શું કારણ છે?'

'પરકિયા સ્ત્રીની ઇચ્છાવિરુદ્ધ તેની માગણી ન કરવી જોઈએ.' તિલોત્તમાએ કહ્યું.

'એની ઇચ્છા વિરુદ્ધ છે એ તારી ખોટી વાત છે.'

'મહારાજ! હું જાણું છું.'

'તુ ખોટું જાણે છે. એમને ઇચ્છા છે એ હું જાણું છું.'

'આપ?'

'હા.' નહુષે કહ્યું: 'સ્વાગત વખતે એમની આંખોમાં મનને લોભાવતું અને આવકાર આપતું સ્મિત હતું.'

'એ અભિનય પણ હોય.'

'જે સ્વાભાવિક હોય તે પણ અભિનય? સ્વર્ગ કૃત્રિમતાથી જીવે છે! અભિનય!!'

'એ અભિનય જ છે અને આપ જેને ઇચ્છા નથી તેવી સ્ત્રીના સમાગમ માટે પ્રયાસ કરો છો.' તિલોત્તમાએ હિંમતપૂર્વક કહ્યું.

'તિલોત્તમા!'

'હું સાચી છું.' તિલોત્તમાએ કહ્યું.

'મારા પર તું આક્ષેપ કરી શકે છે! કોઈ પુરુષ હોત તો હું તેનો વધ કરત. પણ તું સ્ત્રી છો તેથી જવા દઉં છું. મને ખેદ તો એ થાય છે કે જરા બુદ્ધિવાળા દેવો પણ મને સમજતા નથી. મારા જીવન તરફ પણ પ્રમાણિક દૃષ્ટિએ જોતા નથી...તિલોત્તમા! જ્યાં પરસ્પર હર્ષ ઉત્પન્ન થયો નથી એવા સમાગમમાં મને રસ નથી. ઉદાસીન સ્ત્રીની કામનામાં પૌરુષ નથી. એ જુગુપ્સાકારક પાશવતાથી પણ નીચ વૃત્તિ છે. પરસ્પર ઉત્કંઠાપૂર્વકની અભિલાષા છે ત્યાં જ સમાગમનું રસમાધુર્ય છે. એ અન્યોન્યની તૃપ્તિની સહાયક સ્પૃહામાં કંદર્પની કમનીયતા છે. નહુષ એ રીતે સમજે છે ને વર્તે છે, અન્યથા નહીં.' નહુષ કહેતો હતો ત્યાં શચિનું આગમન થતાં તે સ્વાગતાર્થે આગળ વધ્યો.

આદરસત્કાર કરી ઇંદ્રભવનમાં લઈ આવતાં નહુષે શચિને કહ્યું: 'રાણી! આ ભવન તો તમારું પરિચિત નિવાસસ્થાન છે છતાં કેમ અપરિચિત જેવી કુતૂહલભરી દૃષ્ટિથી આજુબાજુ જોયા કરો છો!'

'આપના પ્રભાવથી હું અંજાઈ જઉં તો તેમાં મારો કોઈ દોષ છે રાજન્?' શચિએ હસીને પ્રશ્ન કર્યો.

એ હાસ્યનો સત્કાર કરતાં નહુષે કહ્યું: 'લગારે નહીં. ભલું એ અંજાએલાં લોચનોમાં જે જ્યોત ઝળહળે છે તેમાં લુબ્ધ થયેલો પતંગ...'

'મહારાજ!' ભવનના મધ્યખંડમાં આવતાં નહુષને બોલતો અટકાવી શચિએ કહ્યું: 'આપ એ વાત આગળ લંબાવો તે પહેલાં મારે થોડી વાત કરી લેવી છે.'

શચિની રાજસભા વખતની પરવશતા અત્રે ચાલી ગયેલી જોઈ ઉત્સાહથી આસન પર ગોઠવાતાં નહુષે કહ્યું: 'વાત સમજી લેવા માટે જ મેં આમંત્રણ મોકલ્યું હતું રાણી!'

'સમજું છું.' શચિએ કહ્યું: 'હું આપને પ્રથમ એ કહેવા ઇચ્છું છું કે આપણી વાતો અન્ય કોઈ જાણી જાય એ હું ઇચ્છતી નથી. મારી સ્થિતિને કારણે મંત્રણા ગુપ્ત જ રહેવી જોઈએ.'

'ગુપ્ત જ રહેશે.'

'તો આપની પરિચર્યામાં રહેલ અપ્સરાઓને દૂર રાખો.'

'ઓહ! તમને એનો ભય છે?'

'મહારાજ! મેં તો આટલી વય તેમની વચ્ચે કાઢી છે. તિલોત્તમા શું રમત કરે છે એ મારાથી અજાણ્યું નથી.'

'પૂર્વા! તિલોત્તમા!' નહુષે સાદ કર્યો. બન્ને અપ્સરાઓ આવી નમન કરી ઊભી રહી.

નહુષે પ્રતિહારીને સાદ કર્યો ને આજ્ઞા કરી: 'આ બન્ને અપ્સરાઓને ચિત્રશાળાના ખંડમાં લઈ જાઓ અને અમે બન્ને અહીં છીએ ત્યાં સુધી બન્નેને રોકી રાખો. આસપાસ કોઈ ન આવે તેનું ખાસ ધ્યાન રાખો.'

'મહારાજ! હું તો પરિચારિકા આપની નજીક...' તિલોત્તમા કહેવા ગઈ.

'મારી એ રીતે વધુ પરિચર્યા નથી. પ્રતિહારી! લઈ જાઓ બન્નેને.' નહુષે કહ્યું.

માનભંગ થયેલી તીખી નજર ઇંદ્રાણી તરફ ફેંકી તિલોત્તમા પાછી ફરી.

'કામાતુર સ્ત્રીઓમાં કર્યાંમિ કેટલો પ્રબળ હોય

ઘણા સમયથી તજેલાં પોતાનાં આયુધને પુનઃ સજી શુભવેશે ગુરુદેવ સાથે ઇંદ્ર ચાલી નીકળ્યો.

: ૧૧ :

પોતાના આમંત્રણની સાથે જ શચિને આવતી જોઈ નહુષ ઉત્સાહથી સત્કાર કરવા ગયો.

અત્યંત ઝીણાં કોમળ દુકૂલ અંગે વીંટીને અલ્પાભરણ શચિ પાલખીમાંથી નીચે ઊતરી, સત્કાર સ્વીકારી પ્રાસાદમાં ગઈ. ચિત્રશાળામાં જતાં માર્ગમાં નહુષે કહ્યું: 'ઇંદ્રનો હજુ પત્તો નથી પણ સ્કંદ પૃથ્વી પર પહોંચી ગયા છે અને ત્યાંની સલામતીના ખબર લઈ દૂત આવી ગયો છે.'

'પત્તો નહીં મળે તો કેમ થશે?' શચિએ કહ્યું.

'ગભરાવાનું કારણ નથી શચિ! સ્ત્રીસ્વભાવને અંગે તમને ભય લાગતો હશે પણ આ નહુષના આશ્રયે રહેનારે નિશ્ચિંત રહેવું. કોઈની યુક્તિ મારી સામે ચાલે તેમ નથી. આજ રાતના તમે મારો સ્વીકાર કરશો.' નહુષે કહ્યું.

ચિત્રશાળામાં નહુષે દોરેલા ચિત્ર પર શચિ જોઈ રહી. નહુષે કહ્યું: 'શું વિચારો છો રાણી? ઓહ! આ ચિત્ર? પસંદ છે તમને?' હસીને નહુષે શચિ તરફ જોયું. શચિ સમજ ન પડે તેવી દૃષ્ટિથી ચિત્ર પર જોતી હતી. નહુષે દોરેલા એ ચિત્રમાં જળાશયમાં સ્નાન કરતી શચિ પોતાના કેશ સમારી નજીક જળમાં તરતા નહુષ તરફ પાણીની છાલક ઉડાડતી હતી.

ઉતાવળે સ્વસ્થ થઈ સ્મિત કરી શચિએ કહ્યું: 'મને બહુ પસંદ છે.'

પરિચયની સહજતાથી નજીક આવી નહુષ શચિનાં લોભક નેત્રોમાં અને અંગો તરફ જોઈ રહ્યો ને પછી બોલ્યો: 'હું તો આવાં ચિત્રોમાં સમય ગાળું છું. શચિ! તમે દિવસ કેમ વ્યતીત કરો છો?'

'હું તો સરોવરમાં પડી હતી. આવા ઉષ્ણ દિવસોમાં જળાશયના સેવન વગર શાંતિ નથી.' કહી શચિએ નહુષ તરફ જોયું

'ત્યારે મારી કલ્પના ખોટી નથી.' નહુષે કહ્યું: 'હું તો માનું છે કે ગ્રીષ્મના દિવસોમાં જેને જળાશયની કામના થતી નથી તે સ્પર્શસત્રને સમજી શકતા નથી.'

'આપની વાત યથાર્થ છે. હું તો સ્નાનાંતે આપના ધ્યાનમાં હતી ત્યાં આમંત્રણ આવ્યું. એમને એમ ચાલી આવી.' શચિએ કહ્યું.

'વસ્ત્રો બદલવાનું સ્મરણ ન રહ્યું.'

'અત્યંત નિકટના સ્વજન પાસે જતાં એ વિચાર ન સૂર્યો. ખરું કહું તો આપના આમંત્રણે જ એટલી તો વિહ્વળતા જગાવી કે મારાથી ઢીલ સહન ન થઈ.'

'શચિ!' કરી આવેશમાં બન્ને ભુજ વિસ્તારી નહુષે શચિને બાહુપાશમાં જકડી.

ભય અને વ્યગ્રતાથી પોતાના વક્ષઃસ્થળ આડે હાથે દઈ, મુખ ફેરવી લેતાં શચિથી બૂમ પડાઈ ગઈ:

'નહિ, નહિ રે નહિ!'

દઢ આલિંગન આપવા જતાં અંગોને છૂટાં કરી નહુષ શચિને એટલી જ ઉતાવળે દૂર કરીને બોલ્યો: 'આટલો ભય?' કહી તે શચિનાં શંકાશીલ ભયભીત નેત્રોમાં જોઈ રહ્યો.

પાછળથી તિલોત્તમા આવી: 'મહારાજ! આજ્ઞા.'

'આજ્ઞા વગર આવશો નહીં. જાઓ.' નહુષે ક્રુદ્ધ સ્વરે કહ્યું. તિલોત્તમા વેધક દૃષ્ટિ ફેંકી ચાલી ગઈ.

મહાપ્રયત્ને સ્વસ્થ થવાનો યત્ન કરી શચિએ કહ્યું: 'આપના આશ્રયે ભય શું?' કહી તે હસીને બોલી: 'ઓછું ન આણશો. પણ મને મારી મનકામના ધાર્યા પ્રમાણે પૂરી થાય તે રીતે આપનો સત્કાર કરવા ઝંખના છે. એટલે જરા એમ થઈ ગયું. મારે સ્વર્ગાધિપતિની પૂર્ણ મહત્તા જોવી છે.'

નહુષ હજુ આશ્ચર્યથી જોઈ રહ્યો હતો તે કશું બોલ્યો નહીં.

નહુષની નિકટ બેસી તેનો જમણો હાથ હાથમાં લઈ શચિએ કહ્યું: 'આજે સવારે અગસ્ત્ય અને બૃહસ્પતિ મારે ત્યાં આવ્યા હતા અને આપની સાથેના મારા સંબંધને અંગે ન બોલવાનું ઘણું બોલી ગયા છે. મેં મૌન જાળવી સહન કર્યું છે પણ હું એમનું અભિમાન ગાળવા ઇચ્છું છું.'

સહેજ કુતૂહલ થતાં નહુષ શચિ તરફ જોઈ રહ્યો. શચિએ કહ્યું: 'આજે રાત્રે આપ સામે પ્રાસાદે પધારો ત્યારે સપ્તર્ષિઓની પાલખીમાં પધારો. ઋષિઓનું વાહન બનાવશો તો હું પ્રસન્ન થઈશ. એ લોકોને આ રીતે જ દંડ દેવો જોઈએ.'

'ભારે ઉપાય શોધી કાઢ્યો.' નહુષ હસ્યો.

'વિચિત્ર લાગે છે? પણ જેવું એણે અપમાન

કર્યું' તેવો જ આ બદલો છે. મારા સ્વમાન માટે એટલું કરવું પડશે.' શચિએ હસીને આત્મીયતા-સૂચક શબ્દોથી કહ્યું.

'આ ઉપાયથી મને ખૂબ સંતોષ થશે. સપ્તર્ષિ પાસે પાલખી ઉપડાવશું, બોલો.' નહુષે કહ્યું.

'અને બીજું.' શચિએ કહ્યું: 'આ સામાન્ય વાત છે. પણ મારી સૌંદર્યદૃષ્ટિને લગતી હોઈ હું માગું છું. આપે સર્વત્ર વિજય મેળવ્યો છે. આપ સ્વર્ગાધિપતિ છો. આપને હવે કોઈ શત્રુ રહ્યો નથી. છતાં શસ્ત્ર ધરીને ફરવાનું હવે આપને શું પ્રયોજન છે? હું આપને ખડ્ગ કે ધનુષ સહિત જોઉં છું ત્યારે મને એક સૈનિકનો જ ખ્યાલ આવે છે. આપનું પૌરુષ શસ્ત્રો વગર જ શોભે છે. સહાયમાં શસ્ત્ર લઈને ફરનાર દુર્બળ અને ભીરુ જણાય છે. શસ્ત્ર વિના સ્વચ્છંદે વિહરનાર આપ સમા પ્રભાવશીલ પુરુષને સ્વાધીન થઈ જવાની મારા જેવી સ્ત્રીમાં સહજ અભિલાષા પ્રકટે છે. સ્ત્રીના હૃદયની કોમળતા એ પુરુષના મનની દૃઢતાને ઝંખે છે. આપના તેજસ્વી પૌરુષનું સૌંદર્યદર્શન પ્રથમ રાત્રે કરવા માટે હું આપને શસ્ત્રોને છોડી દેવા વિનતિ કરું? આપને યોગ્ય જણાય તો.'

'એવી સાધારણ વાત માટે સંભાષણને આવશ્યકતા ન હતી.' કહી નહુષે પોતાનું ખડ્ગ દૂર મૂક્યું.

'મહારાજ! તિલોત્તમા અહીં આવી હતી એને વિષે—' શચિએ કહ્યું.

'કશું કહેવું છે?' નહુષે કહ્યું.

'એને અટકમાં રાખો તો?'

'પ્રયોજન શું છે?'

'એ આપની વિરુદ્ધ કહે છે.'

'છો કહે. પોતાના સ્વાર્થ માટે તો એ કહેતી નથી. પોતાના જ સ્વાર્થ માટે વિચાર કહી શકનાર તરફ મને અણગમો છે. બાકી દરેકને પોતપોતાનો મત હોય. એવાની વિરુદ્ધ વાતો ઉદાર હૃદયે નિભાવી લેવી જોઈએ.' નહુષે કહ્યું.

'ત્યારે તો આપ એની વાતો પર લક્ષ આપતા હશો. કદાચ એના કહેવા મુજબ આચરણ કરતા હશો.'

'જરાકે નહીં.' નહુષે કહ્યું: 'એ હમણાં એવી સલાહો આપે છે જે હું ભાગ્યે જ સ્વીકારું.'

'અપ્સરાઓ સલાહ આપવા નીકળી!' કહી, આશ્ચર્ય વ્યક્ત કરી શચિ બેઠી થઈ. ને તેની બાજુના ખૂણામાં પડેલ એ ધનુષ પર પડી. પણ ધનુષ પડ્યું છે.' તેણે કહ્યું.

'હું આજે સવારે રાજકીય કારાગાર તરફ હતો.' નહુષે કહ્યું: 'ત્યાંથી લાવ્યો છું.'

'શત્રુ રાજાઓને છોડી મૂકવા આપ ગયા તેમ સાંભળ્યું છે.' શચિએ કહ્યું.

'ખરી વાત છે. તેમને લાંબો વખત રાખવા મને યોગ્ય જણાયું નહીં. દરેકે મારું આ[illegible] સ્વીકાર્યું ને દરેકને મેં છોડી દીધા. મેં જ[illegible] એમને બંધનમુક્ત કર્યા.'

'ઘણાનો એવો મત હતો કે તેમનો વધ એ જ સ્વર્ગ માટે હિતાવહ છે.' શચિએ કહ્યું.

'એ લોકો બેવકૂફ છે.' નહુષે કહ્યું: 'કદી શરણે આવેલનો વિશ્વાસઘાત કરીને વિનાશ [illegible] નથી. તેમ કરવાથી આગળ ઉપર લાભને [illegible] મુશ્કેલીઓ પણ ઊભી થાય. વિશ્વાસ ઉપર જ વ્ય[illegible] ટકી રહી છે. જીવન વિશ્વાસને અંગે જ જિવાય નહીં તો વિશ્વાસ વગર અંધાધૂંધીમાં પ્રજાનો [illegible] થઈ જાય. ભવિષ્યનાં સુખની વાતો તો એક બ[illegible] રહી.' શચિ આ ઉદાર પુરુષની પૌરુષભરી વ[illegible] સાંભળી રહી હતી. નહુષ વિષેના એના ખ્ય[illegible] બદલાતા જતા હતા. ત્યાં પ્રતિહારીએ આવીને ક[illegible] 'મહારાજ! પુરોહિત પધાર્યા છે!'

'પુરોહિત! શું બૃહસ્પતિ હજુ મને સલાહ માગે છે? બોલાવો તેમને.' નહુષે કહ્યું.

'મહારાજ! હું કશું કહેવા માગું છું.' જ[illegible] માટે તૈયાર થયેલ શચિએ કહ્યું ત્યાં બૃહસ્પતિ ઉ[illegible] પર દેખાયા.

'હું રાત્રે આવવાનો જ છું. મારે ઉતાવળ ન[illegible] પ્રથમ બધી જ વાત સાંભળી લઈશ. જરા ધી[illegible] રાખીશ. પછી વાંધો નથી ને?' કહી હસીને ન[illegible] શચિને વિદાય આપી. પુરોહિત પર જેને ક્રોધ ઉ[illegible] થયો હતો તેવો નહુષ વિદાય આપવા ન નીકળ્યા બૃહસ્પતિ પાસે જ રોકાઈ રહ્યો.

ઉંબરામાંથી બહાર આવતાં શચિએ તિલોત્તમા જોઈ. તિલોત્તમાએ શચિનો માર્ગ રોકી અકળાયે[illegible] સ્વરે કહ્યું: 'ઇંદ્રાણી! શા માટે મહારાજનો નાશ કર[illegible] માગો છો! તમારી ઇચ્છા વિરુદ્ધ એ કશું કર[illegible]

માગતા નથી. એ નિખાલસ સહૃદયે પુરુષ છે. એમને સમજ્યા-કારવ્યા વગર શા માટે... '

'તિલુ!' શચિએ કહ્યું: 'હું સમજી છું. પણ આ બીજા દેવો સાંભળે તેમ બોલીશ નહીં,' કહી તેણે સન્મુખ ચાલ્યા આવતા અગત્સ્ય, કુબેર, ચંદ્ર, અગ્નિ વગેરે તરફ નિર્દેશ કર્યો. અને તિલોત્તમાના કાનમાં મુખ નાખીને કહ્યું: 'મહારાજને મારા વતી એટલું કહેજે કે રાત્રે શસ્ત્ર વગર બહાર ન નીકળે.'

ફાટી આંખે તિલોત્તમા શચિ તરફ જોઈ રહી. 'અને તિલુ!' શચિ કશુંક આગળ કહેવા ગઈ ત્યાં અગત્સ્યે નજીક આવી આશ્ચર્ય વ્યક્ત કરી કહ્યું, 'રાણી શચિ! આપ કોઈ વિહ્વળતામાં જણાઓ છો.' શચિ ઉત્તર ન દઈ શકી. ત્યાં બૃહસ્પતિના બોલાવવાથી અગત્સ્ય તુરત ચાલ્યા ગયા. શચિ છુટકારાનો દમ ખેંચે ત્યાં ચંદ્ર નજીક આવી ગયો હતો. તેણે કહ્યું 'મહારાણી! આપ દ્વિધા પ્રવૃત્તિમાં જણાઓ છો. હવે બીજો વિચાર ન કરશો. આવતી કાલે નક્કી ઇંદ્ર સ્વર્ગાધિપતિ બનશે. કોઈ ઉપાયે તેમાં ફેર નહીં થાય. હવે જિંદગી નિરર્થક બગાડશો નહીં. આપને જીવવું ભારે થશે.'

'ચૂપ ચંદ્ર!' શચિએ કહ્યું: 'તારા ડહાપણની મારે જરૂર નથી. જવા માટે માર્ગ આપ.' કહી શચિએ ડગલું આગળ માંડ્યું. એના કાન પ્રાસાદના વિશાળ ખંડમાંથી બહાર આવતા નહુષનો ગંભીર શબ્દનાદ સાંભળવામાં રોકાએલા હતા. નહુષ કહેતો હતો: 'મારી આજ્ઞાનું ઉલ્લંઘન એ મૃત્યુનું કારણ બનશે. ઋષિઓને એ સમજાવી દેજો. મારી પાલખી સપ્તર્ષિએ જ ઉપાડવી પડશે.'

કાન આડા હાથ દઈ, નિશ્વાસ નાખી શચિ ઉતાવળે ચાલી ગઈ.

: ૧૨ :

પ્રતિહારીએ આવીને કહ્યું: 'મહારાજ! પાલખી, સપ્તર્ષિઓ, અગ્નિ, કુબેર વગેરે સહુ આવી ગયા છે.'

'આવી ગયા? ચાલો આવું છું.' કહી નહુષ મુકુટ પહેરવા ઊભો થયો.

'મહારાજ! આપને કેટલી વાર વીનવું? આપ સાથમાં શસ્ત્ર લઈ જાઓ.' તિલોત્તમાએ કહ્યું.

'બધો વખત તેં એ જ વાત કરી તિલોત્તમા! નહુષ બાળક નથી. હું શસ્ત્ર લઈ જવાનો નથી.'

'મહારાજ! આપ દેવોને ઓળખતા નથી.'

'ઓળખું છું. મારે આ વાત વધુ નથી સાંભળવી. અપ્સરા છો તો કોઈ એક આનંદનું ગીત ગા.' નહુષે કહ્યું.

'આ માત્ર મારી વિનતિ છે એમ નથી. રાજન્! અહીંથી જતાં જતાં રાણી શચિએ મને આપને કહેવા કહ્યું છે કે શસ્ત્ર વિના બહાર ન જશો.'

'શચિએ કહ્યું છે!' કહી નહુષ હસ્યો. 'તું મને ફોસલાવે છે તિલોત્તમા?'

'દેવે શું ધાર્યું છે?'

'સારું જ ધાર્યું છે.' નહુષે કહ્યું: 'જોજે આવતીકાલનો રંગ જ જુદો હશે. હું એવું કરવાનો છું કે આખા સ્વર્ગનું વાતાવરણ બદલી જશે.'

'કઈ રીતે?' નિઃશ્વાસ નાખી અપ્સરાએ કહ્યું.

'સરસ રીતે. તને શંકા છે ખરું? તું હંમેશાં શંકાશીલ રહી છે. જો તિલુ!' નહુષે તિલોત્તમાના ખભા પર હાથ મૂકીને કહ્યું: 'શચિ પાસે હું જઉં છું. બહુ કલ્પનાઓ ન કરીશ. એમની જો અનિચ્છા હશે તો હું સ્પર્શ પણ નહીં કરું. મને આજે એની આંખોમાં એટલો ભય અને વ્યગ્રતા અચાનક દેખાઈ છે કે મને થોડી શંકા તો ગઈ છે. તો પણ એની અનિચ્છા છતાં મને લોભાવવા એમણે વિચિત્રતાઓ કરી છે એમ મને જણાશે તો હું જોઈ લઈશ. વિશ્વાસઘાત હું સહન કરી શકતો નથી. પણ હજુ નિર્ણય કરી શક્યો નથી. ત્યાં અત્યારે થઈ જશે.' કહી નહુષ જવા તૈયાર થયો.

'આપનામાં હવે તેને રતિ થઈ છે. પ્રથમ ન હતી.' તિલોત્તમાએ કહ્યું.

'ઓહો!' કહી નહુષ અવિશ્વાસથી હસ્યો.

'રાજન્! મને સાથે લઈ જાઓ.' તિલોત્તમાએ ચરણે ઢળીને કહ્યું.

'અમુક પ્રસ્થાન એવાં હોય છે કે જેમાં સાક્ષીની જરૂર નથી. ચાલ ઊઠ, જવા દે.' કહી નહુષ તિલોત્તમાને અવગણીને આગળ વધ્યો. નિરુપાય તિલોત્તમા ફર્શ પર પડી રહી. રજનિની શ્યામતાનો વિષાદ તેના હૃદય પ્રદેશમાં ઊતરતો હતો. ખંડિતા જેવી પૂર્વા તો ક્યારની યે દૈવને દોષ દેતી બીજા ખંડમાં શૂન્યમનસ્ક પડી હતી.

આવી નજીવી બાબત માટે વિલંબ કરવો અનુચિત ગણી નહુષ આગળ વધ્યો. તેની આજ્ઞાનુસાર

સપ્તર્ષિએ પાલખી ઉપાડી. આગળ અગ્નિ અને કુબેર ગદા લઈને ચાલતા હતા. પાછળ ચંદ્ર આવતો હતો. સામેના પ્રાસાદના ઝરુખામાં ઊભેલી શચિ તરફ ઉડુપતિના તેજમાં નજર ફેંકતો નહુષ પોતાના સ્વાગતનાં ચિત્ર ઘડતો હતો.

'મરીચિ!' અગત્સ્યે પાલખીનો ભાર ઉપાડીને ચાલતાં બાજુના ઋષિને કહ્યું: 'આ બધી વિચિત્રતા છે. દંડ ધારણ કરનાર શાસક જ્યારે રાજ્યની નીતિ છોડે ત્યારે મુશ્કેલી ઊભી થાય છે.'

મરીચિએ કહ્યું: 'રાજ્ય અને પ્રજા, રાજા અને પુરોહિત અને મંત્રીઓ એ સર્વના પરસ્પના વ્યવહાર તો શાસ્ત્રોએ આગળથી નક્કી કર્યા છે. તે પ્રમાણે વ્યવહાર ચાલવા જોઈએ. રાજકર્તા જ્યારે શાસ્ત્રકર્તા બને ત્યારે પીડન વિના બીજું ભાગ્યે જ બને છે.'

'હવે સ્વર્ગમાં કોઈ કહેનાર નથી અને આના જેવા આપણને દબાવે છે.' અગત્સ્યે ઊંચે સ્વરે કહ્યું: 'અને હું બોલું છું એટલે એ વધુ વળ ખાય છે.'

'તો તમારે બોલવું નહીં.' ક્રતુએ કહ્યું.

'ન બોલવું એટલે અધર્મને પોષવો. હું બોલ્યા વગર નહીં રહું.' અગત્સ્યે કહ્યું

'એ ધર્મિષ્ટ!' નહુષે પોતાનો ડાબો પગ લંબાવી અગત્સ્યના ખભાને અડકાડીને કહ્યું: 'પાલખી ચલાવવામાં ધ્યાન રાખ. ધર્મનું ધ્યાન પછી રાખજે.'

'એટલે?' ચાલવું બંધ કરી અગત્સ્યે પાછું ફરી પૂછ્યું.

'સરખા ચાલો ને ઉતાવળ રાખો. સમયની કિંમત સમજો છો કે નહીં?'

'સમયની કિંમત!' અગત્સ્યે કહ્યું.

'બડબડાટ વગર ચાલવા માંડો. નહુષે કહ્યું: 'મારી ત્યાં રાહ જોવાય છે.'

'ઓહો!' અગત્સ્યે વ્યંગમાં કહ્યું.

'ચાલો ઉતાવળ કરો.' કહી નહુષે ફરી અગત્સ્યને પાટુ મારી.

'હું પાલખી નહીં ઉપાડું.' કહી અગત્સ્યે પાલખી છોડી દીધી. બીજા ઋષિઓએ પાલખી નીચે મૂકી. 'અમે તમારા પરિચારક નથી. કામાતુર થઈને બેવકૂફી કરવાની જરૂર નથી.'

'કંદર્પ એટલે શું એ તમને શું સમજ પડે બેવકૂફો?' નહુષે કહ્યું: 'પાલખી ઉપાડો ઝટ.'

'પાલખી ઉપાડવી એ શું છે એ તમને શું સમજ પડે? યાદ રાખજો. હું પણ ત્રિલોકમાં સૌંદર્ય માટે ખ્યાતિ પામેલ કામિની લોપામુદ્રાનો સ્વામી છું.'

'મારી પાલખી ઉપાડ.' નહુષે અત્યંત ક્રુદ્ધ સ્વરે કહ્યું.

'નહીં બને.' એટલા જ ઉગ્રસ્વરે અગત્સ્યે કહ્યું.

'નહીં બને? હું જોઉં છું.' કહી નહુષ પાલખીમાંથી બહાર આવ્યો

'મહારાજ! બ્રાહ્મણ પર હાથ નહીં ઉગામવો.' બૃહસ્પતિએ કહ્યું.

'હું આજ્ઞાનું ઉલ્લંઘન કરનારને દંડ આપીશ.'

'બ્રાહ્મણને નહીં.' સામેથી અગ્નિ અને કુબેરે કહ્યું.

'એ મારે જોવાનું છે.' નહુષે કહ્યું.

'ત્યાં જ રહેજો.' કુબેરે કહ્યું.

અગત્સ્યને મારવા નહુષ તેના તરફ જતો હતો ત્યાં સામેથી અગ્નિએ ગદા ફેંકી. ઊછળીને ગદા નહુષના વાંસા પર વાગી. પરિસ્થિતિ સમજી જઈ નહુષે અગ્નિ તરફ ઠેક મારી ને જોરથી તેના મુખ પર સજ્જડ મુક્કી લગાવી. અગ્નિ ઊથલીને બીજી બાજુ પડ્યો. નહુષે કુબેર તરફ દૃષ્ટિ ફેંકી ને તેમના તરફ ધસવા ગયો ત્યાં પાછળથી વાંસામાં અસહ્ય વજ્રાઘાત થયો.

'ઓહ!' અસહ્ય વેદનાથી નહુષ ધરણી પર ઢળી પડ્યો: 'આ ઈંદ્રનું વજ્ર.'

'ઈંદ્રનું જ.' અગત્સ્યે દૂરથી બૂમ મારીને કહ્યું.

અગ્નિની ગદા નજીક પડી હતી. ઢસરડાતા શરીરે જઈને નહુષે તે ગદાને હાથમાં લીધી અને મહાપ્રયત્ને ઊભો થયો. તેને બેઠો થતો જોઈ ઋષિઓ અને અગ્નિ, કુબેર વગેરે નાસવા લાગ્યા. નહુષે ફંફોળીને તે ગદા જે દિશામાંથી વજ્ર આવ્યું હતું તે તરફ ફેંકી. દઢ શીલાની મોટી દીવાલ પર એ ગદા અફળાતાં ત્યાંથી ટુકડા થઈને શીલા તથા ગદા નીચે પડ્યાં. મૃત્યુના મુખમાંથી નીકળીને ઈંદ્ર બહાર આવ્યો ને નિશાન લઈ બાણ છોડ્યું. ગદા ફેંકવાના શ્રમથી નીચે પડેલા નહુષના વક્ષઃસ્થળમાં એ વિષબાણ સોંસરવું ઊતરી ગયું. અચેતન નહુષ નીચે ઢળી પડ્યો.

ઝરુખામાં ઊભેલી શચિ વક્ષઃસ્થળ પર હાથ મૂકી, મુખ ફેરવી શયનખંડ તરફ દોડી ગઈ.

સ્વર્ગાધિપતિ નહુષનો મુકુટ પૃથ્વી પરથી ઊંચકીને બૃહસ્પતિએ ઈંદ્રના શિર પર ધર્યો. ●

છે. ને મોટા મોટા ચરુ માથે ચડાવ્યા છે. બત્રીસ જાતનાં શાક અને તેત્રીસ જાતનાં ભોજન વાતની વાતમાં તૈયાર કરી નાખ્યાં છે. મહારાજ પધારવાની વાટ જોતી પદમણી રાંધી રાંધીને ઊમરામાં બેઠી છે.

ત્યાં તો એક ગારુડી આવ્યો છે. 'પદમણી! મારે ગામતરે જાવું છે. મને ઝટઝટ જમાડી લે તો હાઉં. ભૂખ્યે પેટે તો ગામતરું થોડું થાશે! ને મા'રાજને ઉરે તો ટાઢો ચૂલો ને ઊની રાખ છે.'

પદમણી કહે છે; 'જમી લે ને ગારુડી. રસોઈ તો ક્યારની કરી જાય છે. મારે તો એકની ઓછી પંચાત.'

ગારુડીએ આસન જમાવ્યું છે. પદમણીનો હુકમ વછૂટ્યો છેઃ 'હં બાયું! ગારુડીને પીરસવા મંડી જાઓ. જોજો એકે વસત બાકી ન રહી જાય.'

બધું પીરસાઈ ગયું છે. ગારુડીએ જમવાનું શરૂ કર્યું છે. એ તો જમતો જાય છે ને એક એક વસત માગતો જાય છે. આ લાવો ને તે લાવો. પીરસનારી પતરાવળીમાં વાની પીરસીને જાય ને પાછું ફરીને જુએ તો પતરાવળી ખાલી ને ખાલી.

'બાયું! બાયું! વાર કાં લગાડો! બાવાને ભૂખ્યો રાખવો છે કે શું?' ગારુડી બોલી ઊઠે છે.

તો કે, 'ભૂખ્યા શું કામ રહેશો, બાવાજી! અમારે રસોડે તો અન્નપૂર્ણાજી બેઠાં છે. અન્નનો કાંઈ આરોવારો નથી.'

પીરસ પીરસ પીરસ. તો ય ગારુડી ભૂખ્યો ને ભૂખ્યો. બાયુંને થાય છેઃ આ તે કોઈ કાળદુકાળિયો છે! જનમનો અપવાસી આજે જ પારણાં કરવા બેઠો છે કે શું!

તપેલાંનાં તળિયાં દેખાવા માંડ્યાં છે. બાયુંને ધ્રાસકો પડ્યો છે. 'અરેરે આ એક જ જોગીડો બધી રસોઈ જમી જશે તો પછી બીજી પંગતને તો કોણ જાણે કેટલું જોશે? બાવાની જમાત તો જાડી છે. અહીં તો એક પરોણે જ રાંધ્યાં ખૂટવાડ્યાં છે.'

બેરિયાની રાહ જોતી સગઈ બેઠી છે ત્યાં બાયું એના કાનમાં વાત નાખી જાય છેઃ 'પદમણી રાંધ્યું વરે પડે છે ને તપેલાનાં તળિયાં દેખાય છે.'

તો કે, 'આખું ગામ જમે તો ય નો ખૂટે એટલાં રાંધણ રાંધ્યાં છે ને એક જોગીડો જમ્યે તાણ પડી ગઈ બાયું!'

'તારે મન એક જોગીડો હશે, બાઈ! અમારા પગમાં તો ગોટિયું વળાય છે. પીરસી પીરસીને કેડના કાંડા રહી ગયા. કોણ જાણે કેવડી યે પંગત જમવા બેઠી છે! અમે આટલી બધીયું એક જોગીડાને ય પીરસવે પહોંચી શકતી નથી, તો જાડી જમાત પંગત પાડશે ત્યારે શુંનું શું થશે! ને અનદેવે ય જાણે પગ કર્યા છે.'

સગઈએ તો બધાં તપેલાં ઉથામી ઉથામીને જોયાં છે. બધાંયનાં તળિયાં દેખાય છે. રાંધ્યું વરે પડ્યું છે ને પદમણીનો સાદ ફાટી ગયો છે. એને હૈયે ફાળ પડી છે.' અરેરે બાયું! આજ મારી લાજ જવા બેઠી છે. જોગી-જતિને નોતરાં દીધાં છે ને રાંધ્યાં અન્ન તો વરે પડ્યાં છે. જમાતના સાધુને અપવાસ પડશે ને મારે તો મોં દેખાડ્યા જેવું નહિ રહે. ઝટ ઝટ બીજા ચરુ ચડાવી દ્યો બાયું! આપણને રાંધી નાખતાં શી વાર? ચોંપ રાખો બાયું.'

જોગીડાએ ચળું લીધું છે. પણ ત્યાં સુધીમાં તો એ બધું તળિયાઝાટક કરી ગયો છે. પદમણી વિમાસણમાં પડી છે કે ક્યારે નવી રસોઈ થશે ને ક્યારે જોગીને જમાડીશ? ત્યાં સુધીમાં જો જમાત આવી ચડી તો મારે તો મોતકમોત કરવું પડશે. હે ભગવાન! મારી લાજ તારે હાથ છે.

કામરુદેશની કામિનીએ જીવનમાં પહેલી વખત જ ભગવાનને સંભાર્યા છે.

બાયું ચરુ ચડાવવાનું કરે છે ત્યાં તો જોગીની જમાત આવી ચડી છે. લાલપીળાં પિતાંબર પહેર્યાં છે. ચાખડીઓના ચટકારા બોલે છે. અહાલેકની ધૂન મચી રહી છે ને બેરખાના પારા ટપ ટપ એક ઉપર બીજો એમ પડી રહ્યા છે.

જમાત જોઈ છે ને પદમણીને ફાળ પડી છે. અરેરે ભગવાને મારી આટલી લાજ નો રાખી! મારગમાં કોઈ આંતરિયો નો મોકલ્યો કે બાવાને રોકી રાખે. ઊધમનિયાના સંદેશા પહોંચી ગયા હોત તો ય ઊંચે મારગડે આવતાં વાર લાગત બ્રાહ્મણનાં ટીપણાંમાંથી દિશાશૂળ પણ કોઈએ નો દેખાડ્યું. આ તો વખત કવખતની જમાત આવી પડી ને અહીં તો રાંધ્યું વરે પડ્યું છે.

બેરિયો કહે છેઃ 'રસોઈ તૈયાર છે ને પદમણી!' પદમણી માંડ માંડ બોલે છેઃ 'પધારો મહારાજ!'

તો કે, 'વાર કાં લગાડ પદમણી? અમારા પેટમાં લાય લાગી છે.'

પદમણી કહે છેઃ 'લાંબે પંથેથી આવ્યા હશો, જોગંદર. જરા થાક ઉતારો. પછી પીરસણાં કાઢું.'

તો કે, 'અમે મલકને માથે ફરીએ. અમને થાક કેવો પદમણી!'

પદમણી વળી કહે છેઃ 'હાથપગ ધુવો, જોગીરાજ! પછી પીરસણાં કાઢું.'

તો કે, 'સૂરજનાં તેજ ફરી વળે, પવનના ફેરા છૂટે ને અમારી કાયા પવિતર થઈ જાય. અમારે વળી ઠાળા પાણીના ચાળા શા?'

પદમણી કહે છેઃ 'પાણી-પાટલા કરું છું, પછી પીરસણાં કાઢું છું.'

તો કે, 'બાવાની જમાતને વળી ઠઠારો શો? પૃથ્વીનો દીધો પાટલો કાંઈ નાનો છે તે ઠાલાં લાકડાનાં ઓઠીંગણો આડાં ધરશો?'

પદમણી કહેઃ 'પતરાળાં નખાવું છું, પછી પીરસણાં કાઢું છું.'

તો કે, 'અમે તો જોગીની જમાત. ભિક્ષાપાત્રમાં ભીખ માગી ખાઈએ. અમારે વળી ઠામવાસણ શાં ને પતરાળાં શાં?'

પદમણી પાયે પડે છેઃ 'પણ મહારાજ! મારે આંગણે મહેમાન થયા છો, મારો ધરમ તો જાળવશોને?'

તો કે, 'તારો ધરમ જળવાઈ ગયો, પદમણી! હવે ઝટ ઝટ પીરસણાં કાઢો. ચાલો જોગી-જતિ, સહુ પંગતમાં ગોઠવાઈ જાઓ.'

પદમણીની આંખમાં આંસુ છલકાય છે. 'મહારાજ! મહેર કરો. બે ઘડીનો જ ઓટીપો છે. પગ ધોઈ પૂજા કરું, ચરણામૃત લઈ પાવન થાઉં, એટલી વાર ઓરડામાં બિરાજો.'

તો કે, 'રસોઈ ટાઢી પડી જાય છે, પદમણી. વાશી ધાન પછી અખાજ બની જાય. ખાઈ કરીને પછી નિરાંતે જે કરવું હોય તે કરજે. ભૂખે પેટ કાંઈ સમતા રહેતી નથી.'

પદમણી ભેરિયાના પગ પકડી રહી છે, 'મહારાજ! મહારાજ!...'

તો કે, 'પદમણી! તારે તે અમને દીધે નોતરે રાખવા છે કે શું! અમે તો, નોતરાં દીધાં ને જમવા જૂકવા આવ્યા છીએ. તારા લટુડાપટુડા સાંભળવાની અમને થોડી જ નવરાશ છે? નો રાંધ્યું હોય તો ના કહી દે. સાધુ આ ઘર તે ઘર માગી લેશે. ને રાંધ્યું હોય તો પછી વાર કાં લગાડે છે?

'ઘણું યે રાંધ્યું'તું. આખું ગામ જમે એટલું.'

તો કે, 'એટલી વારમાં ખૂટી પડ્યું? એક અમથો બાવલિયો જમી ગયો એટલી વારમાં!'

પદમણી વળી વળી પાય પડે છે, 'મહારાજ! બસ કરી જાઓ. તમે જીત્યા હું હારી. મારા પર મહેર કરો.'

તો કે, 'પદમણી! તારી આંખે ઝાંઝવાં આવ્યાં છે. તને દશમોવાળ સૂઝતી નથી. અભરે ભર્યાં ઠામ તને ખાલીખમ લાગે છે. હાલ્ય તારી દેગું જોઈએ.'

ગારુડીએ દેગુનાં છીબાં ઉઘાડ્યાં છે. દેગુમાં અન્નનો કાંઈ આરોવારો નથી. ભાતભાતનાં ભોજનિયાં શગે ભર્યાં છે. મીઠી મધુરી સોડમ છૂટી રહી છે. હમણાં જ જાણે ઊભરામ જશે એમ દેગું છલી રહી છે.

બધાની આંખ્યું ફાટી રહી છે. સહુને અચરજ થઈ છે. આ તે ગારુડી છે કે કોઈ ભગવાનનો અવતારી ઓલિયો. આણે તો ઠામોઠામ અભરે ભરી દીધાં.

બાવો કહે છેઃ 'અમારી યે મશ્કરી માંડી'તી ને પદમણી? ઊનાં ઊનાં અન્ન ઠરી જાય પછી બાવાને પીરસીને શો લાડવો લેવો'તો?'

પદમણી તો ઘડીકમાં છલકાતી દેગું સામું જુએ છે ને ઘડીકમાં ભેરિયાના મોઢા સામું જુએ છે. એની અચરજનો પાર રહ્યો નથી. એક આપીને ભર્યાં ઠામ ખાલી કરે છે. બીજો આપીને ખાલી ઠામડાં અભરે ભરે છે. આ કૌતકનો તો કાંઈ ઉકેલ નથી.

બાવો બોલે છેઃ 'હવે વાર કાં લગાડો! બાવાની ભૂખની તો કોઈને કદર જ નથી.'

જમી કરીને પંગત પરવારી છે. પદમણીએ મહારાજને મેડીએ લીધા છે. રંગત ઢોલિયા ઢાળ્યા છે. મખમલ મશરૂની તળાઈઓ પાથરી છે. હીરચીરનાં બાલોશિયાં ગોઠવ્યાં છે. અગરચંદનની સુવાસ મહેકી રહી છે. ભેરિયો ઢોલિયે બિરાજ્યો છે. મોરપીંછાનો વીંજણો લઈ સગાઈ સંગાર હળવે હાથે પવન હિલોળી રહી છે.

પદમણીનું મન ભોળું ભોળું થાય છે, પણ મોઢું ઊઘડતું નથી. ભેરિયો તો મરક મરક હસી રહ્યો છે ને પદમણીની મૂંઝવણ પારખી રહ્યો છે.

શેવાપટ્ટણમાં ચારે તરફ વાત પ્રસરી ગઈ છે.

ચોરે ને ચૌટે લોકો વાત કરી રહ્યા છે કે પચ્છમની પદમણી પાણી પાણી થઈ ગઈ. કોઈ નો મળ્યો તે ગારુડીને ગઈ ને ધુતારાને મેડીએ લીધો રે.

એ તો લોકોની બોલી. માથામાંથ: કીડા ખરે એવી. તડ ને ફડ જેને જેમ ફાવ્યું તેમ લોકો બોલીયું કરે છે. સમઈની બેન તગઈથી આ બોલી સાંભળી જતી નથી.

વાવંટોળની જેમ તગઈ સમઈને ઘેર આવી છે ને બાવડું ઝંઝેડી સગઈને મેડીએથી હેઠી ઉતારે છે. ભેરિયો તો જાણે ગુલાબી નિંદરમાં પડ્યો પડ્યો મીઠાં સ્વપ્નાં માણી રહ્યો છે.

તગઈ તાડુકી ઊઠે છે: 'આ તેં શું માંડી બેઠી છે બેન સગઈ?'

તો કે, 'માયલો કહે છે તેમ કરું છું બેન તગઈ.'

'તારો માયલો તો મરી ગયો છે. તારી ઉપર કામણકુટાનાં કામણ ફરી વળ્યાં છે. પારેવડી જાળમાં ફસાણી છે.'

તો કે, 'પારધીએ એવી જાળ બિછાવી છે કે કોઈ રીતે છૂટકો નથી.'

'મારા જેવી બેન જેવી બેન છે ને તું આમ ફસાઈ જશે!'

તો કે, 'કહે તેમ કરું.'

'બાવાને તગડી મેલ. એ કામણ જાણે છે તો આપણા દેશમાં કામણનો આરોવારો નથી. એને ય બતાવી દઈએ કે આ તો કામરુદેશ છે.'

તો કે, 'બાવો નહિ જાય તો?'

'પંખી બનાવી પાંજરે પૂરશું!'

તો કે, 'ઘણું ય પાંજરાં ટિંગાડી રાખ્યાં'તાં ને નવસેંનવાણું તો ખીલે બાંધ્યા'તા. એ પાંજરાં ય ખાલી પડ્યાં રહ્યાં ને ખીલેથી બધા ય તોડાવી તોડાવીને ભાગ્યા. આ બાવો કેમ પૂર્યો જશે!'

'તારે કાંઈ નો કરવું. તું તો દારણ બની બેઠી છે બેન. એને મોકલજે મારી કને. એને ય ખબર પડી જાય કે મળી હતી?'

તો કે, 'તું કરી શકીશ બેન! મારી યે એક દી વારીયું હતી. પદમણી તો ઊડતાં પંખી પાડતી. પણ ઝડપાણી ત્યારે એકે ય દથ ઉપાડી રહી નથી.'

'હું સગઈ નહિ ને! હું તો તગઈ. આખા રાજનાં ધાન મારે ખાંડણિયે ખંડાય. કોઈને સમું સથયું નો આવું.'

તો કે, 'તારાં ખાંડણિયાં ફૂટી પડશે; ધાન નહિ ખંડાય હો બેન.'

'તું તારે મોકલજે ને.'

તો કે, 'કેમ કરી મોકલું? મારો મોક ઘોડો જ આવશે!'

'કહેજે એને કે પારેવડી જેવી સગઈ કાંઈ બાકમદારી નથી કરી. હજુ તો ક સમઈની બેન તગઈ બેઠી છે. એને ખાંડણિ તો ખાંડી જો.'

તો કે, 'જોજે પછી તારું પાણી ઊતરી નો

'અરે પાણી શું ઊતરવાનું હતું! એ એરણ ને આડો ઘા.'

તો કે, 'ભલે તું કહે તેમ કરીશ.'

જોગીડો તો મખમલ મશરૂની તળાઈએ ગયો છે. નિંદરમાં યે એનું મુખડું મરક મ રહ્યું છે. તગઈને વળાવીને પદમણી પાછી ઘણી તાણીને ગાંઠ બાંધી છે તો ય છૂટું રહી છે. સૂતા જોગીને જોતાં એની મનની સમાઈ જાય છે.

તો ય એ હતી પચ્છમની પદમણી. એણે ગોરખધંધા કરેલા. એમ આકુડી આકુડી વશ એવી તો નહિ જ ને. એની મૂઠ ખાલી ગઈ ભેરિયે બરાબરની મૂઠ નાખી હતી. પણ એમ કે પદમણીને જીતી જશે! નવસેંનવાણુંને નાથનાર ગારુડી કરંડિયે પૂરશે! તો તો થઈ જ રીયું તગઈએ એને પાનો ચડાવ્યો હતો. જોસમાં ને એ સૂતા ભેરિયાને જગાડવાનું કરે છે ત્યાં તો મશરૂની તળાઈમાંથી ફૂલડાંના ફોરા વછૂટે છે. પ હાથેપગે ને ડોકે ફૂલના શણગાર શોભી ઊઠે છે. ઓરડો ફૂલડે ફાલી ઊઠ્યો છે.

ખલ્લાસ થઈ થયું. પદમણીમાં જરાકે દૈવત ર સાવ હારી બેઠી છે. મનમાં મનમાં વિચારે છે: રમી ઊતર્યાં. હવે તો એનાં જ મિં દોળ બાંધવા

તો ય પરીક્ષા કરવી છે. પદમણીને થયું કે પરીક્ષા તો કરું. તગડના જોરે એ ડાંખરી બની મજબૂત કરીને ભેરિયાને અંગૂઠો મરડીને જગ

જોગંદર જાગીને બેઠો છે. ને સામે સુંદર

# કિશ્નાને બે રૂપિયાની પડી નહોતી, એને તો વાંદરાનાં બે બચ્ચાં જોઈતાં હતાં

# કિશ્ના

લેખક
પ્રહ્લાદ પારેખ

**એ**નું નામ તો કિષ્ણા હતું પરંતુ ભાગ્યે જ એને કોઈ એ નામથી બોલાવતું. બધાં એને કિશ્ના જ કહેતાં. ફક્ત કોઈ વાર કોઈ અજાણ્યું માણસ એનું નામ પૂછતું તો તેનાં માબાપ કિષ્ણા નામનો ઉચ્ચાર કરતાં. આપણે પણ તેને અહીં બહુજન-ઉચ્ચારિત કિશ્ના નામે જ ઓળખશું. કિશ્નાના વેશમાં કે કેશમાં ક્યાં ય ભાગ્યે જ માબાપની સંભાળનું ચિહ્ન દેખાતું. દિવસોના દિવસો સુધી કિશ્ના એનાં એ મેલાં ઘાઘરી-પોલકું પહેરી ફર્યા કરતી. ભાગ્યે જ તેનું માથું સરખી રીતે ઓળાયેલું દેખાતું. કિશ્નાને પણ જાણે તેની કાંઈ પરવા નહોતી. વેશ-કેશની તો શું પણ ઘરની ય એને ઓછી પરવા હતી. ઘરે તો ફક્ત બે ટંક ખાવા આવતી અને કોઈ વાર વળી વચ્ચે એકાદ આંટો આવી જતી એટલું જ. અલબત્ત આમ બહાર રઝળતા રહેવા માટે એને અનેક વખત માર ખાવો પડેલો. કેટલીક વાર તો આડોશી-પાડોશીને આવીને છોડાવવી પડે એટલો સખત માર તેને પડતો પરંતુ એ મારે પણ કિશ્ના ઉપર માબાપે ધારેલી અસર ઉપજાવી નહોતી. હા, તાત્કાલિક તેનું પરિણામ દેખાતું. જે દિવસે મારી હોય તે દિવસે તે બહાર ન જતી. આખો દિવસ ઘરમાં મૂઢની જેમ બેસી રહેતી. કોઈની સાથે બોલવું નહિ, કંઈ માગવું નહિ. બેઠી હોય ત્યાંથી ઝાઝી હલે પણ નહિ. એ રીતે ઊંઘવાના વખત સુધી એ બેસી રહેતી. જમવા માટે પણ એને બોલાવે ત્યારે જ જતી અને ઊંઘવા માટે પણ 'ચાલ હવે સૂઈ જા, આમ મૂઢની જેમ બેસી શું રહી છે' એમ કહેવામાં આવતું ત્યારે ઊંઘવા જતી. આમ એકાદ દિવસ પસાર થતો અને વળી પાછી કિશ્ના જમુનાના ઘાટ ઉપર દોડી આવતી અને ત્યાં જ પડી રહેતી.

વાંદરાનાં બે બચ્ચાંઓ કિશ્નાનાં ભારે હેવાયાં થઈ ગયાં હતાં. કિશ્ના આવે એટલે એ બંને એની પાસે આવી જતાં. કિશ્ના તેમને ઊંચકી લેતી અને યાત્રાળુઓના ટોળામાં ફરી એ બચ્ચાં માટે દાળિયા માગતી. કિશ્નાનો આ દિવસભરનો કાર્યક્રમ. બે હાથમાં બે બચ્ચાંઓને લઈને યાત્રાળુઓ કે યમુના-સ્નાન કરવા આવેલા મથુરાવાસીઓ પાસે દાળિયા માગવા અને એ દાળિયા લઈ દૂરના એક ઝાડ પાસે જઈ બંનેને પાસે બેસાડી દાળિયા ખવરાવવા.

આ બચ્ચાંઓને સાચવવામાં કિશ્નાને તેની ઉંમરના દોસ્તો તરફથી જ મુશ્કેલી ઊભી થતી. એ બંને બચ્ચાંને બે બાજુ બેસાડી, પગ લાંબા કરીને બેઠી હોય અને 'તું હનુમાન જેવો થજે અને તું સુગ્રીવ જેવો થજે' એમ બંનેને વારાફરતી કહેતી હોય અને પોતે સાંભળેલાં હનુમાન અને સુગ્રીવનાં પરાક્રમ તેમને કહેતી

---

કરવા આવેલી કો'ક ફૂલબાળાની જેમ પદમણી ઊભી રહી ગઈ છે.'

જોગીડો પૂછી રીયો છઃ 'કાં પદમણી! હવે કોઈ નાચવાનો બાકી રીયો છે?'

પૂરા નવસેંનવાણું નાચ્યા'તા તો ય એક બાકી હતો. ભૂજંગિયો નાગ કેમ્યે કર્યો નથાતો ન હતો. પણ પદમણી આ ટાણે તો એ બધું ય ભૂલી ગઈ છે ને હાથ જોડી ઊભી રહી છે. 'હું તો હારી ગઈ છું, જોગંદર.'

'ત્યારે હાલો અમારી જમાતમાં. મોરલી વગાડજો ને ભીખ માગી ખાજો.'

તો કે 'જોગીડા! પદમણીને સાધુડી બનાવવાને તો હજી વાર છે!'

'હવે શું બાકી રહ્યું છે.'

તો કે 'હજૂ તો કેટલી ય શરતો બાકવાની છે.'

'કઈ કઈ? કહે જોઈએ. તમારી શરતોને યે કાંઈ આરોવારો નથી.'

તો કે 'એક તો સગઈની બેન તગઈ છે. એને ખાંડણિયેથી કોઈ સમું સથયું ધાન નો લઈ જાય. દામ લે ત્યારે દુગણાં ને મણનું પાંચ પાનશેરી આપે.'

'એમ છે? ત્યારે તો હું દામે નો આપું ને સવાયું ધાન લઈ આવું.'

તો કે 'એક શરત પૂરી થાય.'

હાઉ. જોગીડો પોતાને ડેરે ચાલી નીસર્યો છે. ખડકી સુધી વળાવી કરીને પદમણી પાછી વળી છે. દિલડું તો ક્યારનું જોગીડા હારે નીસરી ગયું છે. પણ ખોળિયું ઘરમાં હાલેચાલે છે. ને હાલું બળ કરે છે.

●

હોય તે વખતે તેના દોસ્તોમાંથી કોઈક આવી ચડતું અને છાનુંમાનું એક બચ્ચાને ઉઠાવીને દોડી જતું. કિસ્ના તેની પાછળ દોડતી એટલે બીજું કોઈ આવીને બીજાને ઉઠાવી જતું. કિસ્ના એકેને પહોંચી શકતી નહિ એટલે આખરે રડવા માંડતી ત્યારે એ બંને બચ્ચાં તેને પાછાં મળી જતાં. એ વખતે કિસ્ના પોતાનો ગુસ્સો વ્યક્ત કરતાં કહેતીઃ 'જોજોને આ મોટા થાય ત્યારે હનુમાન અને સુગ્રીવ જેવા થઈ તમને બધાને પછાડી દેશે.'

તેના દોસ્તો હસી પડતા અને કોઈક જવાબ આપતોઃ 'અમે રામ જેવાં થશું' એટલે એ તો અમારા નોકર થશે નોકર.'

ખિન્ન થયેલી કિસ્નાનું મોં એ સાંભળી મલકી જતું અને 'નોકલ થછે નોકલ' એમ ચાળા પાડીને તે ત્યાંથી ખસી જતી અને બીજે ક્યાંક જઈને બચ્ચાંને કહેવાની બાકી રહેલી હનુમાન અને સુગ્રીવ-ની પરાક્રમગાથા શરૂ કરી દેતી.

છેલ્લા થોડાએક દિવસથી કિસ્નાનો આમ બચ્ચાં સાથે વખત વિતાવવાનો ક્રમ થઈ ગયો હતો. એ ક્રમને વળગી રહેવામાં તેણે માર સહન કર્યો હતો, છોકરાંઓની પજવણી સહન કરી હતી, પરંતુ એ ક્રમમાં ભાગ્યે જ ભંગ થવા દીધો હતો. બચ્ચાંઓ પણ જાણે કિસ્નાની રાહ જોઈને બેઠાં હોય તેમ સવારે અને બપોરે કિસ્ના આવે એટલે તેની પાસે ચાલ્યાં આવતાં. સંધ્યા વખતે જમુનાની આરતી ઊતરતી. કિસ્ના એ આરતી વખતે અચૂક હાજર હોય. આરતી પૂરી થયા પછી કિસ્ના બચ્ચાંની વિદાય લઈ ઘેર જતી. બચ્ચાંઓ પોતાની મેળે જ પોતાને સ્થાને ચાલ્યાં જતાં.

કિસ્નાના પિતા ગોરનું કામ કરતા. યજમાનની શોધમાં રોજ મથુરાથી આગળનાં બે-ત્રણ સ્ટેશન સુધી જતા, ગાડીમાં જુદા જુદા ડબામાં તપાસ કરતા અને યાત્રાળુ જેવા જણાતા લોકોને 'આપનું નામ? ક્યાંથી આવો છો? જ્ઞાતિ, મૂળ રહેવાસી ક્યાંના?' વગેરે બાબતના સવાલો પૂછતા અને અનુકૂળ જવાબ મળતાં જ 'ત્યારે તો હું જ તમારો ગોર' એમ કહી 'બસ હવે કાંઈ મૂંઝાતા નહિ, ધર્મશાળામાં સારી ઓરડીની સગવડ થઈ રહેશે, મોદીખાનું પણ પાસે જ અને ધર્મશાળાથી જમુનાજી પણ બહુ દૂર નથી' વગેરે વાતો કરી ઉત્સાહપૂર્વક તેમને ધર્મશાળામાં લઈ જતા અને પછી ઘરેથી ચોપડા લાવી યાત્રાળુઓના વડીલોનાં નામ કાઢી 'હું જ તમારો ગોર' એ વાત મજબૂત કરતા અને પછી તો જે વાત પોતાના બધા યજમાનો સાથે કરતા તે વાત શરૂ કરી દેતા. પહેલાંનો જમાનો, પહેલાંના શ્રદ્ધાળુ લોકો, અત્યારના લોકો, વધતી જતી નાસ્તિકતા એ વિષે ભાષણ આપતા.

એક વખત ગોરજી ડબામાં પેઠા અને તેમની નજર એક ડોશીમા ઉપર પડી. ડોશીમાની સાથે તેમનો આધેડ વયનો દીકરો રામદાસ અને તેનાં બે છોકરાં કિરીટ અને માલા હતાં. ગોરજીની પારખુ નજરે આ લોકોને યાત્રાળુ તરીકે ઓળખી લીધાં અને તરત જ પોતાની પ્રશ્નાવળી શરૂ કરી દીધી. માજી પણ જાણે કોઈ ગોરની જ રાહ જોઈને બેઠાં હતાં. તેમને આ મળી ગયા. માજીએ ગોરને બધી વાત કરી. તેમનાં વડીલોમાંથી અને સગાંઓમાંથી કોણ કોણ આવી ગયું છે તેમનાં બધાંનાં નામ દીધાં. ગોરે પણ સામેથી ડોશીમાની યાદીમાં ન આવ્યાં હોય એવાં બે-ત્રણ નામ ગણાવ્યાં. માજીને ગોર મળી ગયા એટલે નિરાંત થઈ. ગોરજીને આ શ્રદ્ધાળુ યાત્રાળુને ધર્મશાળામાં મોકલવા કરતાં ઘરે જ લઈ જવાનું ઠીક લાગ્યું એટલે, ધર્મશાળામાં અનેક જાતના લોકો આવે, ગંદવાડ થાય વગેરે વાતો કરી પોતાને ઘરે જ ઉતારો રાખવાનું માજી સાથે ઠરાવ્યું.

ગોરના ઘરમાં દાખલ થતાં જ માલાએ જરા મોં બગાડીને પૂછ્યુંઃ 'મા! આપણે આ ઘરમાં રહેવાનું?'

'હાસ્તો.' માજીએ જવાબ આપ્યો. 'બધે મુંબઈ જેવા બંગલા ક્યાંથી મળે? ને જો!' માજીએ માલા તરફ મોં ફેરવી કહ્યુંઃ 'ગોરના ઘરની નિંદા ન કરીએ હો.'

માલાએ તે વખતે કિરીટ સામે જોયું અને બંનેએ સામસામે મોં બગાડ્યું. ગોરના મનને માજીના ભાવે દક્ષિણાના આંકડા માંડવું કર્યું.

પોતાની નાનકડી મેડીમાં ગોરે આ કુટુંબને ઉતારો આપ્યો. આજને માટે પોતાના તરફથી કંઈક મિષ્ટાન્ન કરવા માટે રામદાસભાઈએ ગોરને જણાવ્યું. ગોર નીચે જઈ ઝપાટાબંધ એ માટેની બધી વ્યવસ્થા કરી આવ્યા. નાહીધોઈ, ચાપાણી પીને જરા સ્વસ્થ થઈને માજી અને રામદાસભાઈ ગોરની સાથે મથુરા

યાત્રા કરવા આવી ગયેલા પોતાના વડવાઓની અને સગાંઓની વાતો કરતાં બેઠા. કિરીટ અને માલા ઝાડ ઉપર કૂદંકૂદ કરતાં વાંદરાંઓને જોવા બારીએ જઈને ઊભાં રહ્યાં.

× × ×

યજમાન બે દિવસ રોકાયાં. આ બે દિવસમાં મથુરાનાં ઘણાં મંદિરો એ ફરી વળ્યાં અને કૃષ્ણનાં લીલા–સ્થળોને જોઈ વળ્યાં. આજે તેમનો જવાનો દિવસ હતો એટલે એકવાર જમુનાના ઘાટ ઉપર ફરી લેવા આવ્યાં હતાં. કિરીટને અને માલાને આખા મથુરામાં વધારેમાં વધારે રસ વાંદરાંઓમાંજ પડેલો. તેમની નજર તો મંદિરોનાં શિખરો ઉપર, ઝાડ ઉપર અને મેદાનમાં કૂદંકૂદ કરતાં, દોડતાં, ખાતાં અને દાંતિયાં કરતાં વાંદરાંઓ ઉપર જ ફરતી. ફરતાં ફરતાં બંને જણા જ્યાં કિસ્ના પેલાં બચ્ચાંને લઈને બેઠી હતી ત્યાં આવી પહોંચ્યાં અને બચ્ચાંઓને જોઈને ઊભા રહ્યાં.

માલાએ કિસ્નાને પૂછ્યું: 'આ બચ્ચાં અમને આપીશ?'

'ના, ના.' કિસ્નાએ જવાબ આપ્યો અને બચ્ચાંઓને દાળિયા ખવરાવવાના કામમાં પડી.

બચ્ચાંઓ માલા અને કિરીટને જોઈને આંખો પટપટાવતાં હતાં. એકાએક કાંઈ સૂઝ્યું હોય તેમ માલા આગળ જતાં માજી તરફ દોડી. કિરીટ પણ તેની પાછળ દોડ્યો.

માલાએ જઈને માજીને કહ્યું: 'મા! જુઓ પેલાં વાંદરાનાં બચ્ચાં. એની પાસેથી એ અપાવો ને!'

'લે, લે, હવે વાંદરાંને લઈને શું કરવું છે!' માજીએ જવાબ આપ્યો.

'ના, અપાવો.' માલા હઠ લઈ ઊભી રહી.

'શું છે માતા?' રામદાસભાઈએ કહ્યું.

'એને પેલાં વાંદરાનાં બચ્ચાં લેવાં છે.' કિરીટે જવાબ આપ્યો.

'ક્યાં છે?' રામદાસભાઈએ પૂછ્યું.

કિરીટે કિસ્નાને બતાવી. ગોરે પણ કિસ્નાને જોઈ અને જોઈને તરત જ કહ્યું: 'લ્યો એ તો મારી દીકરી કિસ્ના છે. હું તેને સમજાવીને લઈ આવું છું!'

ગોરે કિસ્નાને બચ્ચાં આપવા સમજાવી. પરંતુ કિસ્નાએ ના ને ના જ કહી. ગોરને ઘણો ગુસ્સો આવ્યો પણ અત્યારે કાંઈ થઈ શકે તેમ નહોતું.

માજી, રામદાસભાઈ, કિરીટ અને માલા બધાં ગોરની અને કિસ્નાની આસપાસ ઊભાં હતાં.

'એમ કરો ગોર!' માજીએ રસ્તો બતાવ્યો: 'એને આ એક રૂપિયો આપો એટલે એ સમજશે ને આપશે.'

ગોરે રૂપિયો લઈને આપવા માંડ્યો પણ કિસ્ના ન માની. તે તો નીચું જોઈને ના જ પાડતી રહી

'ઠીક ચાલો બે બચ્ચાંના બે રૂપિયા બસ!' એમ કહીને માજીએ એક બીજો રૂપિયો ગોરના હાથમાં મૂક્યો.

ગોરે નીચા વળીને એ બે રૂપિયા કિસ્નાને બતાવ્યા ને બચ્ચાં આપવા સમજાવી પરંતુ કિસ્ના અફર રહી

કિસ્ના નીચું જોઈ રહી હતી. બચ્ચાંઓ વારંવાર ઊંચું જોઈ આ ટોળા સામે આંખ પટપટાવતાં હતાં. આખરે ગોરે કહ્યું: 'માજી! તમે બધાં અત્યારે ઉતારે ચાલો. હું ત્યાંથી પાછો આવી આ રૂપિયા આપી તેને સમજાવી લઈશ.' કિરીટ અને માલા તરફ જોઈ ઉમેર્યું: 'તમને આ બચ્ચાં લાવી આપીશ હો!' અને બે રૂપિયા ગજવામાં મૂક્યા. બધાં ઉતારે ગયાં.

થોડી વારે ગોર કિસ્ના બેઠી હતી ત્યાં પાછા આવ્યા. ક્રોધથી એ ધૂંવાંપૂંવાં થતા હતા. આવતાંવેંત તાડૂક્યા: 'કિસ્ના! લાવ એ બચ્ચાં. આટઆટલું સમજાવી તો ય સમજતી નથી ને હઠ કરે છે!' એમણે કિસ્નાને જોરથી એક તમાચો ચોડ્યો. એ એક જ તમાચે કિસ્ના પડી ગઈ. ગોર બચ્ચાંને લઈ ઘેર ગયા. માલાએ અને કિરીટે બચ્ચાંને રમાડ્યાં અને દાળિયા ખવરાવ્યા. સાંજે યજમાન અને બચ્ચાં સ્ટેશન તરફ ઊપડી ગયાં.

રાતે ગોર ગોરાણીને દક્ષિણા ગણાવતા હતા. એમાં છેલ્લે યજમાનનાં વખાણ કરતાં ઉમેર્યું: 'કિસ્નાની પાસે વાંદરાનાં બે બચ્ચાં હતાં તે લીધાં તો તેના ય બે રૂપિયા આપ્યા.'

એ વખતે કિસ્ના ઊંઘમાં બબડતી હતી: 'જોજે ને! એક હનુમાન જેવો થઈને અને બીજો સુગ્રીવ જેવો થઈને તમને બધાંને પછાડી દેશે'

# આર્યાવર્તના પ્રાચીન ઋષિમુનિઓની યાદ તાજી કરાવતા
# ભગવાન
# શ્રી રમણ મહર્ષિ

★

લેખક
**રામનારાયણ ના. પાઠક**

દક્ષિણનું કૈલાસ મનાતું અરુણાચલ એક ઐતિહાસિક સ્થળ મનાય છે. હિમાલયથી પણ એ પ્રાચીન ગણાય છે. સ્કંદપુરાણમાં એને પૃથ્વીનું હૃદય કહેલું છે. જેવું પ્રાચીન તેવું જ મનોહર એ સ્થાન છે. દૂરથી માત્ર પથ્થરનો ઢગલો લાગતો એ પહાડ ઉપર ચડતાં ઘીચ ઝાડીથી ભરેલો જણાય છે.

આવા અરુણાચલ પર્વતની તળેટીમાં તિરુવણ્ણમલૈ ગામમાં ભગવાન શ્રી રમણ મહર્ષિનો આશ્રમ આવેલો છે. આર્યાવર્તના ઋષિમુનિઓની યાદ તાજી કરાવે તેવું નિસ્પૃહી, સ્વસ્થ, પરોપકારી, સાદું, તેજસ્વી, ઉદ્યમી, પરમાત્મપરાયણ મહર્ષિનું જીવન છે. માત્ર કૌપીનધારી, ઊંચી, સશક્ત મૂર્તિ દૃષ્ટિએ પડતાં જ આપણે કોઈ મહાન આત્માનું સાંનિધ્ય અનુભવતા હોઈએ તેવું લાગે છે.

બંગાળામાં અંગ્રેજી રાજ્ય સાથે ધસી આવતાં યૂરોપીય સુધારાનાં પૂરની સામે એકલે હાથે, પોતાના આત્મબળે ઝૂઝનાર રામકૃષ્ણ પરમહંસના અવતાર જેવા રમણ મહર્ષિ લાગે છે. દેશવિદેશના હજારો ભક્તોને પોતાના પ્રેમબળે શાંતિ આપનાર આ મહાપુરુષનો ગુજરાતને થોડોઘણો પરિચય થવા માંડ્યો છે. તેમના પ્રભુમય જીવનના કેટલાક પ્રસંગો અહીં આપીશું.

દક્ષિણના તિરૂચ્ચુલિ ગામના પ્રતિષ્ઠિત વકીલ સુંદરમ્ આયરને ઘેર ઇ. સ. ૧૮૭૯ના ડીસેમ્બરની ૩૦મી તારીખે મહર્ષિનો જન્મ થયો હતો. તેમનું નામ વેંકટરામન રાખવામાં આવ્યું હતું. પ્રાથમિક શાળાનો અભ્યાસ પૂરો કરી મદુરાની મિડલસ્કૂલમાં આગળ અભ્યાસ કરવા તેઓ ગયા હતા. નાનપણમાં રમતિયાળ અને મસ્તીખોર હોવાથી અભ્યાસમાં તેઓ પછાત રહ્યા હતા. છતાં તેમના સહાધ્યાયીઓમાં આગ્રહી અને નિશ્ચયવાન વિદ્યાર્થી તરીકે તેઓ માનીતા થયા હતા.

બીજા અનેક સંતોના જીવનમાં બને છે તેમ એક સાવ સાદા બનાવથી તેમના જીવનનું મહાન પરિવર્તન થયું. એક વ્યાકરણનો પાઠ, ભૂલ પડવાથી ત્રણ વાર લખી લાવવાનું તેમને કહેવામાં આવ્યું. આ શિક્ષા તેમને વસમી થઈ પડી. કટાણે મોંએ બે વાર તો પાઠ લખ્યો પણ ત્રીજી વાર લખતાં તેમનું મન એકદમ વિરોધ પોકારી ઊઠ્યું. બધી ચોપડીઓ ફેંકી દીધી, આંખો બંધ કરી, પલોંઠી લગાવી ધ્યાનમાં બેસી ગયા. પોતે આ જગતમાં શા માટે આવ્યા છે તેનો વિચાર કરવામાં મગ્ન થયા.

એ જ સમયે એમના નિશ્ચયને માથે મેખ મારતું મોટાભાઈ નાગસામીનું વાક્ય કાને અથડાયું. સંત તુલસીદાસના જીવનને તેમનાં પત્નીના એક વાક્યે નવજીવન આપ્યું હતું, ભક્તકવિ નરસિંહનું જીવન વેરણ ભાભીના એક વાગ્બાણે પલટાવ્યું હતું, સમર્થ રામદાસના મામાએ લગ્નમંડપમાં પાણીગ્રહણ સમયે 'સાવધાન'નો સૂર સંભળાવ્યો હતો તે જ રીતે નાગસામીએ વેંકટરામનને કહ્યું: 'તારે બાવા જ થવું હોય તો નિશાળ, માબાપ, ઘરબાર બધાંને શા સારુ વળગી રહ્યો છે? જંગલમાં જ ચાલ્યો જા ને!'

ડપકાનું વેણ વેંકટરામનના હૈયામાં ચોંટ્યું. આંખ બંધ હતી. પગનું પદ્માસન વાળેલું હતું. હાથ બન્ને ઘૂંટણ પર હતા. એનું મન જવાબમાં બોલી ઊઠ્યું: 'ખરી વાત, મારે બાવા થવું હોય તો આ ઘર અને ભણતર સાથે મારે શું લાગેવળગે છે!' બસ નિર્ણય થઈ ચૂક્યો. તરત જ વેંકટરામન ઊઠીને ઊભા થયા. ભાઈને કહ્યું: 'આજે ખાસ વર્ગ હોવાથી હું નિશાળે જાઉં છું.'

નાગસામીએ કહ્યું: 'નીચે મારી પેટીમાં પાંચ રૂપિયા છે તે લેતો જજે અને મારી ફી ભરતો આવજે.'

વેંકટરામને આ સૂચનામાં પણ ઈશ્વરી સંકેત માન્યો. તેણે નાનપણમાં અરુણાચલનું નામ સાંભળ્યું હતું. તેની પવિત્રતા અને રમણીયતાનાં વખાણ સાંભળ્યાં હતાં. તિરુવણ્ણમલૈ માટે રેલવેનું એક જૂનું ટાઇમટેબલ શોધી કાઢ્યું. તેમાં ત્રણ રૂપિયા ભાડું થતું હતું. વધારાના બે રૂપિયા સાથે એક કાગળ મોટાભાઈ ઉપર લખી સ્ટેશનનો રસ્તો લીધો.

વિદાયનો કાગળ આ મતલબનો હતો:

'ભગવાનની ઇચ્છાનુસાર, તેની શોધમાં હું અહીંથી જાઉં છું. તમારો ભાઈ આ પુણ્યકાર્ય માટે નીકળ્યો છે. તેથી એના ગૃહત્યાગનો શોક કોઈએ કરવાની જરૂર નથી. આ શરીરની શોધ પાછળ ખર્ચ બિનજરૂરી છે. તમારી ફી ભરી નથી. બે રૂપિયા આ સાથે મૂક્યા છે.'

આ રીતે ઘર છોડીને નીકળેલો વેંકટરામન અનેક પ્રકારનાં કષ્ટો ભોગવતો, પણ પિંજરના પંખીની માફક સંસારના બંધનથી મુક્ત–થયેલો શાંતિધામ અરુણાચલની તળેટીમાં આવી પહોંચ્યો. કેટલાક દિવસ એક મંદિરમાં ગાળ્યા. કેટલા ય ટંક ભૂખ્યા ખેંચી કાઢ્યા. એક અંધારા ભોંયરામાં દિવસો સુધી તપ કર્યું. પરિણામે તેમને દેહાસક્તિથી મુક્ત એવું આત્મજ્ઞાન પ્રાપ્ત થયું અને માનવીને માટે વિરલ એવી એ પરમહંસ–દશામાં તેમણે કેટલોક કાળ વ્યતીત કર્યો.

ધીમે ધીમે આ તરુણ તપસ્વીના તપથી આકર્ષાઈ કેટલાક લોકો તેમની પાસે આવવા લાગ્યા. તેમાં તાલુકાના હેડ એકાઉન્ટન્ટ અરણુમલૈ હતા. તેઓ હંમેશાં આવતા અને થોડી વાર બેસી ચાલ્યા જતા. એકવાર તેમણે સ્વામીજીનું પૂર્વજીવન જાણવાનો નિશ્ચય કર્યો. સ્વામીજી દિવસોથી મૌન રહેતા. કોઈની સાથે બોલતા નહીં. પણ સ્વામીજી લખી–વાંચી જાણે છે એ વાત સૌ જાણતા હતા. અરણુમલૈએ સ્વામીજીને કહ્યું: 'આપનું નામઠામ નહીં જણાવો ત્યાં સુધી હું ઊઠવાનો નથી. ભલે મારી નોકરી છૂટી જવી હોય તો છૂટી જાય.'

એક આખો દિવસ એમ ને એમ વીત્યો એટલે આખરે સ્વામીજીએ એક કાગળની કાપલી પર લખ્યું: 'વેંકટરામન તિરુચુલિ.'

આ વાત જોતજોતામાં મદુરા પહોંચી અને ત્યાંથી તેમના કાકા તથા ભાઈને સમાચાર મળ્યા. રજા મળતાં જ માતા અલગમ્માલ તથા ભાઈ નાગસામી તિરુવણ્ણમલૈ આવી પહોંચ્યાં. વેંકટરામનને ઘેર આવવા અને ત્યાં પોતાની નજર સામે તપ કરવું હોય તો તેમ કરવા સમજાવ્યા. પણ આપણો યુવાન સાધુ નિરુત્તર રહ્યો. સમજાવટ, ઠપકો, આંસુ બધું વ્યર્થ ગયું. તે સમયે હાજર રહેલા કેટલાક ભક્તોએ માતાની આજ્ઞા મુજબ ઘેર જવા સ્વામીજીને પ્રાર્થના કરી અને તેમને સંતોષ વળે તેવો ઉત્તર આપવા વીનવ્યા. આખરે મહર્ષિએ નીચે પ્રમાણે લખી આપ્યું:

'પ્રારબ્ધ કર્માનુસાર દરેક પ્રાણીના ભાગ્યનું નિયમન વિધાતા કરી રહ્યો છે. જે નથી થવાનું તે નહીં જ થાય. જે થવા નિર્માયું તે થશે જ. તેને કોઈ અટકાવી શકવાનું નથી. માટે શાંતિ રાખવી એ ઉત્તમ માર્ગ છે.'

આ પ્રત્યુત્તર વાંચી ભાઈ અને માતા શાંત થયાં અને પોતાને વતન પાછાં ફર્યાં.

માતાના ગયા બાદ સ્વામીજી વિરૂપાક્ષ ગુફામાં રહેવા ગયા. ત્યાં તેમણે પ્રથમ ઉપદેશ આપ્યો. ત્રણ ત્રણ વર્ષના મૌન પછી તેમણે શાંતિનો માર્ગ ભક્તોને સમજાવ્યો. અને ત્યાર બાદ જિજ્ઞાસુઓને તેમના પ્રશ્નોના ઉત્તર કાગળ પર લખી આપવા લાગ્યા.

તેમના ઉપદેશનો સાર એક વાક્યમાં આપવો હોય તો આમ આપી શકાય: 'હું કોણ? મારા આગમનનું કારણ શું? મારા અવતારનું સાર્થક શામાં છે? સર્વ દુઃખનું મૂળ અહંકાર છે. સત્યજ્ઞાન થતાં અહંકાર ટળે છે અને મન ચિરશાંતિ પ્રાપ્ત કરે છે.'

મહર્ષિ આચરણ પ્રમાણે જ ઉપદેશ આપે છે. એક વાર તેમના આશ્રમમાં મધરાતે ચોર આવ્યા. મહર્ષિને ખબર પડતાં જ આશ્રમવાસીઓને જગાડ્યા. સૌને કહ્યું: 'ચાલો આપણે બહાર જઈએ તેમને જે જોઈતું હોય એ તેઓ ભલે લઈ જાય.' આમ કહી સૌ દરવાજો ખોલી બહાર નીકળ્યા. ચોરલોકો આશ્રમવાસીઓનો આ સ્વેચ્છાએ કરેલો ત્યાગ સમજી ન શક્યા. તેમણે આશ્રમવાસીઓને દંડા મારવાનું શરૂ કર્યું. એક સપાટો મહર્ષિના સાથળ પર પણ પડ્યો ત્યારે તેમણે શાંતિથી કહ્યું: 'એક ફટકાથી તને સંતોષ ન થયો હોય તો બીજો લગાવ.' આમ કહી તેમણે બીજો સાથળ ધર્યો. આથી ચોર શરમિંદો બન્યો. આશ્રમમાં કંઈ ખાસ મિલકત તો હતી નહીં. આથી ચોરોને ખાસ કશું મળ્યું નહીં.

એકવાર મહર્ષિનાં દર્શને બાબુ રાજેન્દ્રપ્રસાદ તથા શેઠ જમનાલાલ બજાજ ગયા હતા. તેમણે મહર્ષિની સાથે બે દિવસ ગાળ્યા. દરમિયાન જમનાલાલજીએ કેટલાક પ્રશ્નો પૂછ્યા હતા.

પ્રશ્ન: 'સ્વરાજની ઇચ્છા યોગ્ય છે?'

ઉત્તર: 'હા. ધ્યેયપ્રાપ્તિ માટે લાંબો વખત કાર્ય કરવાથી દૃષ્ટિ વિશાળ થાય છે, અને વ્યક્તિત્વ ધીમે

ધીમે રાષ્ટ્રવ્યાપી બને છે. વ્યક્તિત્વનો આવો લય ઇચ્છવા યોગ્ય છે અને આવું કર્મ તે નિષ્કામ કર્મ છે.'

પ્રશ્ન: 'લાંબી લડત અને ભારે આપભોગ આપ્યા પછી સ્વરાજ મળે અને એથી લોકસેવક રાજી થાય તો તે વાજબી છે ?'

ઉત્તર: 'ના. લોકસેવા કરતાં કરતાં આવા સેવકે ભગવાનને સમર્પણ કરવું જોઈએ. ભગવાનની કર્તુંમ્ અકર્તુંમ્ અન્યથા કર્તુંમ્ શક્તિનું સતત સ્મરણ રહેવું જોઈએ. તો એનાથી કેવી રીતે રાચી જવાય? એણે તો પોતાના કર્મના ફળની પણ ઉપેક્ષા કરવી ઘટે. ત્યારે જ તે નિષ્કામ કર્મ કહેવાય '

પ્રશ્ન: 'આવા સેવકને પોતાના માર્ગની યથાર્થતાની અચૂક ખાતરી કેવી રીતે થાય ?'

ઉત્તર: 'જો તે ભગવાનને અગર ગુરુને સમર્પણ કરે તો એ શક્તિઓને યોગ્ય માર્ગે દોરશે.'

રાષ્ટ્રપતિ રાજેંદ્રબાબુએ તો વિદાય વેળાએ માત્ર એક જ પ્રશ્ન પૂછ્યો: 'મહાત્માજીએ મને અહીં મોકલ્યો છે. એમને માટે કંઈ સંદેશો આપશો ?'

મહર્ષિએ જવાબ આપ્યો: 'જ્યાં હૃદય હૃદયની સાથે વાત કરે છે ત્યાં શો સંદેશો હોય ? જે શક્તિ અહીં કામ કરે છે તે જ ત્યાં કામ કરી રહી છે.'

દેશવિદેશમાંથી અનેક મુમુક્ષુ મહર્ષિનાં દર્શને અને તેમના અનુભવ-જ્ઞાનનો લાભ લેવા આવે છે.

એક અમેરિકન લેખિકા અને નાટ્યકાર તાજેતરમાં જ આશ્રમની મુલાકાતે આવી હતી. તેણે ઊઠતી વખતે ઉદ્‌ગાર કાઢ્યા: 'મને સંપૂર્ણ શાંતિ અને આનંદ મળ્યાં છે.' કોલંબો છોડતાં તેનો પત્ર આવ્યો: 'આપની સાથે ગાળેલો સમય અત્યંત ગહન અને અલૌકિક હતો. એ માટે આપની ઋણી છું. અપૂર્વ શાંતિ મેળવી હિંદુસ્તાન છોડું છું.'

'ટર્ન ઇસ્ટ વર્ડ્ઝ'ની લેખિકા પારક્લાઇન મેલેટ પોતાના કેટલાક મિત્રો સાથે આશ્રમની મુલાકાતે આવી હતી. આ મુલાકાતનું વર્ણન તેણે પોતાના પુસ્તકમાં અત્યંત સુંદર રીતે કર્યું છે. તેનો થોડો ભાગ આપણને મહર્ષિની અલૌકિક શક્તિ અને ઈશ્વરી સામર્થ્યનો ખ્યાલ આપે તેવો છે:

'હિંદુ રીત પ્રમાણે નમસ્કાર કરી અમે ધીમેથી અંદર પેઠાં અને ભક્તોના સમૂહમાં નીચે બેસી ગયાં. કદી પણ ન વીસરી શકાય એવા દૃશ્યની છાપ મારા મન ઉપર ધીમે ધીમે પડવા માંડી અને તે આખા સ્થાનને અનિર્વચનીય શાંતિથી ભરી દેનાર જે ભવ્ય, શાંત, સૌમ્ય, નીરવ મૂર્તિ મધ્યસ્થાને વિરાજી હતી તેના પર મારું સમસ્ત ધ્યાન એકાગ્ર થયું. તારલા જેવી પ્રકાશતી એમની આંખોમાં જોતાં પહેલી જ વાર અનંતતાનો અર્થ સમજાયો. અને અવર્ણ્ય આનંદમાં ડૂબી જવાયું.'

'અમે હૉલમાં દાખલ થયાં ત્યારે શ્રી મહર્ષિ ટપાલ અને છાપાં વાંચવામાં તથા જવાબ આપવામાં ગૂંથાયેલા હતા. જગતમાં બનતા બનાવોમાં એમને રસ પડતો હોય એમ દેખાયું. પરંતુ કોઈ અકલ્પ્ય રીતે મને લાગ્યું કે આ બધો વખત મહર્ષિ આ દુનિયામાં નહીં પણ વિશ્વના કેંદ્રરૂપ, દેશકાલાતીત, વિદ્યા-અવિદ્યારહિત અને દ્વંદ્વરહિત એવા પરમાત્મતત્ત્વમાં લીન હતા. આ અનુભવ વાણીથી પર હોઈ એની સાબિતી આપવી અશક્ય છે. એનું તો માત્ર ઝાંખું સૂચન જ થઈ શકે. છતાં મારે માટે તો તે અવિસ્મરણીય હતો. એમનામાં આત્યંતિક અનાસક્તિ અને નિઃશેષ આત્મવિલોપન હોવા છતાં કરુણા, સહાનુભૂતિ તથા સમભાવનો પણ અભાવ ન હતો. તેથી જે અનેક બળ્યાઝળ્યાં લોકો સાંત્વનની આશાએ એમની પાસે આવી પોતાની ગૂંચો, મૂંઝવણો રજૂ કરતાં હતાં તેમને તે સમજી શકતા. તેમની દૃષ્ટિમાં ગરીબ કે તવંગર, સ્ત્રી, પુરુષ કે બાળક, બ્રાહ્મણ કે ક્ષુદ્ર એવા કશા ભેદ ન હતા.'

'આ મહાત્મા કોણ! માનવ-ઉત્ક્રાંતિના સોપાન પર એમનું સ્થાન ક્યાં ! આવા આવા પ્રશ્નો ફોગટ છે.'

'જ્યારે સૂર્ય પ્રકાશે છે ત્યારે કેમ અને કેવી રીતે પ્રકાશે છે એ જાણવાની શી જરૂર છે! પોતાને આપવામાં આવેલું શીતળ જળ ક્યાંથી આવ્યું છે તે જાણવાની એક તરસ્યો માણસ દરકાર કરશે શું?'

'બેશક, શ્રી મહર્ષિની પાસે રહેવું એ પણ સાધકને માટે એક મોટામાં મોટી મદદ છે. આશ્રમમાં આવેલું કોઈ ખાલી હાથે પાછું જતું નથી. પછી ભલેને એ માત્ર કુતૂહલથી આવ્યું હોય, દિલાસા માટે આવ્યું હોય કે જ્ઞાન માટે આવ્યું હોય. દરેક જણ વધતી-ઓછી ગ્રહણશક્તિ પ્રમાણે કંઈ ને કંઈ મેળવે જ છે. વળી ઘણાને તો પોતાનું આખું જીવન પલટી નાખે તેવો અનુભવ થાય છે.'

અમેરિકન લેખક અને યોગવિદ્યાના પ્રખર અભ્યાસી પોલ બ્રંટને મહર્ષિના તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કર્યો છે. તેની ઉપર પુસ્તકો પણ લખ્યાં છે.

આશ્રમનું સઘળું કામકાજ હાથે જ કરવામાં આવે છે. પાણી ભરવું, રસોઈ કરવી, વાસણ માંજવાં, દળવું વગેરે તમામ કામ સૌ હાથે કરે છે. મહર્ષિ જાતે ય તેમાં ભાગ લે છે. તેઓ અત્યંત સાદાઈથી રહે છે. માત્ર કૌપીન ધારણ કરે છે અને ભોજન સાદું લે છે. તેમનું દર્શન અને આત્માનુભવ હજારોને શાંતિદાયી નીવડ્યાં છે.

કેટલાંક વર્ષો પહેલાં શ્રી કિશોરલાલ મશરૂવાળા મહર્ષિની મુલાકાતે ગયા હતા. તેમણે એક પ્રશ્ન પૂછેલોઃ 'આજના તરુણોને માટે ઉન્નતિકારક સાધન શાં બતાવો છો?'

મહર્ષિએ કહ્યુંઃ 'ઉપાસના, સત્સંગ અને સાત્ત્વિક આહાર.'

મનુષ્યનો સાચો આનંદ શામાં છે તે વિષે મહર્ષિના પોતાના શબ્દો ટાંકી આ વાર્તા–લેખ પૂરો કરશું.

'મનુષ્યનો મૂળ સ્વભાવ આનંદ છે. અને સુખ એ આત્મામાં રહેલું છે. આ સુખની શોધ એ જાણ્યે અજાણ્યે આત્માની જ શોધ છે. આત્મા અવિનાશી છે તેથી જે આત્માને જાણે છે તે અનંત સુખને પામે છે.

ત્રણ ત્રણ કાળજાંની તોડ–જોડ કરનાર

# બરફનો ટુકડો

ભિખારી ઊભી બજારે ભીખ માગતો ફરતો હતો. એને ખભે એક છોકરું બેઠું હતું. એક છોકરું આંગળીએ વળગ્યું હતું. બધાં ય ભિખારી જેવાં જ લાગતા હતા. એમનો વાન ભિખારી જેવો હતો. એમનો વેષ ભિખારી જેવો હતો. એમની માગવાની રીત ભિખારી જેવી હતી. ત્રણેમાંથી એક યે સારા ઘરનો નો લાગે.

ક્યાંક પ્રભુને ખાતર ક્યાંક અલ્લાહને ખાતર, ક્યાંક પેટની ભૂખને ખાતર, એમ નોખી નોખી દુકાને નોખી નોખી વાણીથી એ ભીખની માગણી કરતો. ન મળે તો વધારે ગરીબાઈ ગાતો અને છેવટે ન જ મળે તો એ બબડતો બબડતો આગળની દુકાને ઊભો રહેતો.

એનો એ બબડાટ પણ જુદે જુદે વખતે જુદો જુદો હતો. 'માફ કરો બોલ દિયા, હે કુછ ?' 'સાલા પાઈ ભી નહિ દેતા.' 'જવાબ દેને કી ભી ફુરસદ નહિ.' 'આધા કલાક ખડા રખા સાલાને એક પાઈ દિયા ! કંજૂસ.'

કોઈને એણે આશીર્વાદ આપ્યો હોય એવું સાંભળ્યું નથી. જલદીથી ભીખ મળી જાય તો એ કાંઈ બોલ્યા–ચાલ્યા વિના જલદીથી આગળ નીકળી જતો. મોડું વારે મળે એને એક ગાળ અને ન આપે એને બે ગાળ. એથી વધારે ગાળ દેવાની એને ટેવ ન હતી. એ કહેતોઃ 'ગાળ પણ શું મફતમાં મળે છે !'

પણ આ તો એક દિવસની વાત છે. ભિખારી પોતાનો ભિખારીનો વેશ સજીને એના જીવન–સંગાથી સમાં બે બાળકો તૂટેલી વાટકી, ફાટેલી ઝોળી લઈને બજારમાં નીકળી પડ્યો હતો. 'એ શેઠ એક પાઈ–પૈસા !' એ જ એની રટ હતી.

પણ આ વખતે એની વાટકીમાં પાઈ–પૈસાને બદલે એક બરફનો ટુકડો હતો. કોઈ બરફના વેપારીએ એને એ ભીખમાં આપ્યો હશે કે પછી કોઈએ સોડા શરબત પી બરફ રસ્તા ઉપર ફગાવી દેતાં એણે એ ઉપાડી લીધો હશે. એ ગમે એમ એની વાટકીમાં બરફનો ટુકડો હતો અને એની ઠંડક એના કલેજામાં વળી રહી હતી. ખભા ઉપર બેઠેલો છોકરો વારે વારે એ બરફના ટુકડા પર જોતો હતો અને આંગળીએ વળગેલો છોકરો તો વારે વારે બરફના ટુકડાને હાથ અડાડી આંગળો ચાટતો હતો. આજે જાણે એને ભીખની દરકાર ન હતી આજે એની ગાળો બરફમાં થીજી ગઈ હતી. બરફ ઓગળી જવાની બીકે એ દુકાન પાસે ઝાઝું ઊભતો પણ નહિ. એની વાટકીમાં બરફનો ટુકડો હતો અને છ લોલુપ આંખો વારા ફરતી એ બરફના ટુકડા સામું જોઈ રહી હતી.

અભ્યાસવશ એક દુકાન પાસે તે ઊભો રહી ગયો. રોજની ટેવ મુજબ એના મુખમાંથી શબ્દો સરી પડ્યાઃ 'શેઠ ! એક પૈસા.' બીજી જ પળે જાણે કે કાંઈ ગંભીર ભૂલ થઈ ગઈ હોય એમ એ ત્યાંથી આગળ ચાલવા લાગ્યો. તે વખતે પણ રોજના અભ્યાસ મુજબ તેના મુખમાંથી શબ્દો સરી પડ્યા, 'માફ કરો, બોલ દિયા. હે કુછ ?'

પણ તે ઝાઝું ચાલી શક્યો નહિ. બરફનો ટુકડો હવે તેની આંખમાં ખૂંચી રહ્યો હતો. એ ટુકડો પેટમાં પાણી થઈ જાય પછી જ કામધંધો સૂઝે તેમ હતું. તે ફૂટપાથ ઉપર બેસી પડ્યો.

આંગળીએ વળગેલા છોકરાએ આંગળી મૂકી દીધી. ખભે ચડી બેઠેલો છોકરો નીચે કૂદી પડ્યો. ત્રણેની દાનત એકી વખતે એ બરફનો ટુકડો આખો ને આખો પેટમાં પધરાવી દેવાની હતી. પરંતુ વાટકી ભિખારીના હાથમાં હતી અને ટુકડો એ વાટકીમાં હતો. એના હાથ લાંબા હતા અને મોઢું પણ પહોળું હતું. છોકરાઓ આંબી શકે તે પહેલાં ભિખારીએ ટુકડો મોંમાં મૂકી દીધો.

બસ થઈ ચૂક્યું. ત્રણ મહાસત્તાઓ વચ્ચે સંધિની જે શરતો હતી અને જે સમજણ હતી તેમાં ભંગ પડ્યો અને એક સામે બે સત્તાએ મોરચા માંડ્યા. ખભા ઉપર બેસનારને ઘણું ખરું વાચા ન હતી, પરંતુ તેની આંગળીએ તીણા નખ હતા, મુખમાં અણીદાર દાંત હતા અને ગળામાં અક્ષરો નહિ તો અમુક જાતનો અવાજ તો હતો જ. એણે તીણી ચીસ પાડી ભિખારી સામે ઘોર વિરોધ જાહેર કર્યો અને સાથોસાથ આંગળીના નખ તથા મોઢાના દાંતથી આક્રમણ પણ શરૂ કરી દીધું. પરંતુ મહાસત્તા પાસે એનું કાંઈ ન ચાલ્યું. ભિખારીએ એને એક હડસેલો મારી દૂર કરી દીધો અને ખભાનો બેસનાર દૂર ઊભો ઊભો મોટા રાગે રોવા માંડ્યો.

પરંતુ આંગળીએ વળગનાર વધુ ચપળ હતો. એણે ભિખારીના હાથમાંથી બરફનો ટુકડો આંચકવાનો પ્રયાસ કરી જોયેલો પરંતુ તેમાં તે કાંઈ ફાવેલો નહિ અને ભિખારીના હાથની ચપાટ ખાવી પડેલી. ચપાટ ખાધી એટલે એને ખુન્નસ ઉભરાઈ નીકળ્યું. ઉશ્કેરાટમાં એ પહેલાં તો રોઈ પડ્યો. રોતાં રોતાં બોલ્યોઃ 'તેરે બાપકા હૈ, સાલા ?'

ભિખારીએ કહ્યુંઃ 'તો ક્યા તેરે બાપકા થા ?'

છોકરો જોરથી રોવા લાગ્યો. રોતાં રોતાં ગાળો પણ ભાંડવા લાગ્યો અને માણસો એકઠા થવા લાગ્યા. ભિખારીને બીક લાગી હોય, કે પછી ગાળોની અસર થઈ હોય, કે પછી આટલા બધા માણસો વચ્ચે ભોંઠો પડ્યો હોય, ગમે તેમ તેણે કહ્યુંઃ 'માંગીને આપતો'તો એટલી વારમાં તકરાર કરી બેઠો.' અને તેણે મોઢામાંથી બરફનો ટુકડો બહાર કાઢ્યો. ટુકડાનો આકાર ખાસ ફરી ગયો ન હતો. વજનમાં સહેજ હલકો થયો હશે. એટલું જ.

ટુકડો બહાર નીકળ્યો એટલે છોકરાએ રોવાનું બંધ કરી દીધું. ગાળોનો આશરો લઈ તેણે આક્રમણ આદરી દીધું. અને એણે પણ ખભાના બેસનારની જેમ આંગળીના નખ અને મોઢાના દાંતનો જ શસ્ત્રો તરીકે ઉપયોગ શરૂ કર્યો.

ભિખારીએ કહ્યુંઃ 'દેતા હું, ભાઈ દેતા હું. ટુકડા કરકે દેતા હું.' તેણે બરફના ટુકડાને લૂગડામાં વીંટ્યો. વાટકી વતી તેને ભાંગવાનો પ્રયાસ કર્યો. પરંતુ આ પ્રયાસમાં એના બન્ને હાથ રોકાયેલા રહ્યા અને છોકરાએ જોરથી હલો લઈ જઈ એનું મોઢું વીંખી નાખ્યું. કાંડા ઉપર વડચકા લઈ લીધા.

બરફનો ટુકડો ભાંગ્યો નહિ. ભિખારીનો પ્રયાસ નકામો ગયો. અને ઉપરિયામણ છોકરાના હાથનો માર ખાધો. એને થયું કે આ બરફનો ટુકડો આપણા ભાગ્યમાં નહિ હોય. એણે એ ફેંકી દીધો. 'લે, લઈ લે. સાલો કૂતરો.'

બરફનો ટુકડો ફૂટપાથ ઉપર પડ્યો. પડ્યો પડ્યો ઓગળવા લાગ્યો. પરંતુ ન તો છોકરાઓએ તેને લઈ લીધો કે ન ભિખારીએ પાછો લીધો.

છોકરો તો પૂરેપૂરો તોફાને ચડ્યો હતો. એણે ભિખારીને પીંખવા માંડ્યો. મોઢે, ગાલે, ડિલે જ્યાં ફાવ્યું ત્યાં નહોરિયાં ભરાવ્યાં. હાથે કાંડે, બાવડે જ્યાં પહોંચાયું ત્યાં બચકાં લીધાં. ભિખારી એનો વિરોધ કરતો હતો અને અટકાવવાનો પ્રયાસ કરતો હતો. એ છેવટ સુધી રક્ષણાત્મક જ રહ્યો, આક્રમણની વૃત્તિ ન દાખવી. અને વચ્ચે વચ્ચે બોલતો રહ્યોઃ 'લે, ભાઈ લે. બરફ તો ત્યાં પડ્યો છે. મને શું કામ મારે છે !'

પણ છોકરાને તો યુદ્ધ જ જોતું હતું. એણે મોઢેથી ગાળો ભાંડ્યે રાખી અને હાથથી યુદ્ધ જારી રાખ્યું. બરફના ટુકડા સામે જોવાની પણ એણે દરકાર કરી નહિ.

ભિખારીએ પછી લોકોને પોતાના પક્ષમાં લેવા પ્રયાસ કર્યો. 'જુઓ છો ને કેવો જક્કી છે. ખાતો નથી, ખાવા દેતો નથી ને ખાલી લડાઈ કરે છે.'

લોકોને એમાં કાંઈ હા–ના કહેવાની હતી નહિ. યુદ્ધ જારી હતું અને બરફનો ટુકડો ધીમે ધીમે ઓગળી રહ્યો હતો.

પણ એકાએક ભિખારીએ છોકરાને ચોડી દીધી. પેલાએ એને બરાબરનું વડચકું લઈ નાખ્યુંતું. છોકરો જોરથી રડી ઊઠ્યો. તે સાથે ખભાનો બેસનાર પણ રડી ઊઠ્યો અને રડતાં રડતાં એણે ભિખારીના કાનને બચકું લઈ નાખ્યું.

'અરે સાલા કમજાત ! કાન કાટ લિયા.' ભિખારી ચિત્કાર કરી ઊઠ્યો.

તે સાથે *આંગળીએ વળગનારે* પણ ફરીથી આક્રમણ આદરી દીધું.

આ યુદ્ધનો કદી અંત નહિ આવે એમ ભિખારીને લાગ્યું હશે. બરફનો ટુકડો હવે પોતાને તો મળનાર જ નથી એની એને ખાતરી હતી પરંતુ છોકરાના નસીબમાં પણ નથી એમ એને લાગ્યું. અને આટલા અમથા બરફના ટુકડા ઉપર જાહેર રસ્તામાં આ યુદ્ધ મચાવવું અને લોકોને ભેળા કરવા એ એને અજુગતું લાગ્યું કે ગમે તેમ એણે ત્યાંથી આગળ ચાલવાની તૈયારી કરી.

'ચાલ હવે માથાકૂટ મૂકી દે. ભિખને મોડું થાય છે.' તે ઊભો થઈ ગયો.

તે સાથે પેલા છોકરાએ પણ એકાએક લડવાનું બંધ કરી દીધું ને પેલો બરફનો રહ્યોસહ્યો ટુકડો ઉઠાવી લીધો.

'ઉઠાવી લીધો ને !' ભિખારી ખુશ થઈ ગયો. ઘડી પહેલાં એ બરફના ટુકડાએ એના શરીરને ઉઝરડા ભર્યા હતા અને બચકાં ભર્યાં હતાં; તે વાત તે સાવ જ ભૂલી ગયો.

[ અનુસંધાન પાના ૩૦ પર

આમભરની ઘૃણા, તિરસ્કાર અને ધિક્કાર વચ્ચે જીવનનો ભાર વહી

લેખક
નરેન્દ્ર શર્મા

# જ્વાલો મોદી

રમણીક

જ્વાલાની ઉંમર ઘણી થઈ ગઈ છે. લગભગ ઓગણસાઠ વર્ષ એને થયાં હશે. પણ રોજ સવારે ચાર વાગે એ ઊઠી જાય છે. થોડુંક તો એ માટે કે એ એકલો છે અને ઘરનું બધું કામ એને જ કરવું પડે છે, પણ ખાસ કરીને તો એ માટે કે જ્યાં સુધી એ નાહી-ધોઈને ગામને છેડે આવેલી એની દુકાને પહોંચી નથી જતો ત્યાં સુધી આસપાસના, અને પાડોશીઓને પોતાના ઘરનાં બારણાં ખોલવાં-ઉઘાડવાં નથી ગમતાં. લોકો વહેલી સવારમાં એનું મોં જોવાનું જોખમ ખેડવા નથી માગતા, કહેવાય છે કે એ નખોદિયો છે.

જોકે કમાણીને હિસાબે એ નખોદિયો નથી. આજ સુધી કોઈની સામે એણે બે દોઢિયા માટે યે હાથ નથી લંબાવ્યો. સદા યે પોતાના પગ ઉપર જ ઊભો રહ્યો છે. એના બાળપણની વાત તો હવે ભૂતકાળની વાત થઈ ગઈ છે. છતાં જ્યાં સુધી સાંભળ્યું છે ત્યાં સુધી એનાં માબાપ મર્યા પછી એણે નથી કોઈની મદદ ઈચ્છી કે નથી કોઈનો આશરો લીધો.

મા તો જ્વાલાના જન્મ પછી બે મહિને જ મરી ગઈ હતી અને બાપ પણ પ્લેગ, પહેલી વાર ફાટી નીકળ્યો ત્યારે જ એને નવ વરસનો મૂકી ચાલી નીકળ્યો હતો. જ્વાલાને લોકો મૂળિયો કહેતા. પોળની ડોકરીમાઓનું તો સદાયનું કહેવું છે કે જુઓ તો! આટલા નાનપણમાં જ માબાપને હોઈયાં કરી ગયો.

કેવી મુસીબતોમાં એનું બાળપણ વીત્યું અને કેવી ને કેટલી કાળી મજૂરી કરી પેટ ભરતો એ મોટો થયો એની પૂરી ખબર તો કોઈને યે નથી. પણ આટલું તો બધા યે જાણે છે કે એ નીવડ્યો સર્વભક્ષી. એક પછી એક કરતાં એણે ૭ લગ્ન કર્યાં હતાં, પણ આખરે એમાંથી બચી એક પણ નહિ. ઓછામાં ઓછી એકવાર તો એ સહુ માતા થઈ હતી, છતાં બાર બાળકોમાંથી આજે એક પણ બાળક એનું નામ રાખવા હયાત નથી. બધાં બે બે, પાંચ પાંચ, દસ દસ વર્ષનાં થઈને મરી ગયાં હતાં. સાંભળ્યું છે કે જુવાનીમાં જ્યારે એ હટ્ટપુટ્ટ હતો ત્યારે એણે એક હજામડીને અને ઊતરતી ઉંમરે એક વિધવા બ્રાહ્મણીને ઘરમાં બેસાડી હતી, પરંતુ એ બન્ને ઉપપત્નીઓ યે કોઈ ન બચી. ત્યારથી વિધવાઓ અને વે[...] પણ એનાથી ડરવા માંડી હતી.

એની યુવાનીની હજામડી ઉપપત્નીનું સં[...] આજે યે એના કરચળીઓ પડેલા કપાળ પર[...] ના ઘાના એક મોટા એંધાણ રૂપે મોજુદ છે[...] લાકડી હજામડીના ધણીની હતી, જેણે હતા[...] પૂરેપૂરા જોરથી જ્વાલા પર એ ફટકારેલી. છે કે લાકડી એણે એ માટે નહોતી મારી[...] એ પાગલ બની બેકાબૂ બની ગયેલો, પણ[...] ના ઇતિહાસથી એને ખાતરી થઈ ચૂકી[...] એની સ્ત્રી જ્વાલાના સંસર્ગમાં જીવતી ન[...] બ્રાહ્મણીની વાત એથી પણ વિચિત્ર છે. [...] છે કે એ છપ્પરપગી હતી અને ગામ આખામાં સર્વનાશીના નામે મશહૂર હતી. એ જે ઘરમાં[...] તે ઘરને એણે સાવ સાફ કરી નાખ્યું એમ[...] વાતું. અને એથી જ્યારે એ જ્વાલાની રખાત[...] ત્યારે સહુના મન એ જોવા-જાણવા અધીર-[...] બની ગયેલાં કે આ બેમાં કોણ જીતે છે! એ બિ[...] મહિનો બે મહિના પણ જ્વાલા સાથે ન રહી[...] અને ત્યારથી જ્વાલાના પરાક્રમની વાત પત્થર[...] રેખાઓની જેમ સદાને માટે લખાઈ ગઈ[...] એનાથી લોકો ડરવા લાગ્યા હતા. જ્વાલાને[...] એમનાં દિલ પત્થર બન્યાં હતાં, જેમાં બિંદુ જે[...] યે સહાનુભૂતિ નહોતી. હતી માત્ર ઘૃણા. હતો[...] તિરસ્કાર-ધિક્કાર

આ ઘૃણા અને એના જીવનનો ભાર બોજો વહે[...] વહેતો એ જીવતો હતો. શા માટે જીવતો હતો તો ભગવાન જાણે! પણ એ આ ભારથી દબાયે[...] હતો એટલું તો એનાં હરવા-ફરવા, વાત કરવા અ[...] રહેવા-બધાં પરથી સાફ જણાતું હતું. એના ચહેર[...] સામે જુઓ, જીવનની દુઃખમય કથા કરચળીઓમાં નહિ, ચામડીના મરોડમાં જાણે લખી છે-જાણે મીણના કોઈ પૂતળાની આકૃતિ તડકો પડતાં વિકૃત બની ગઈ છે.

જ્વાલાના મન-દુઃખનું હું થોડું થોડું અનુમાન કરી શકું છું. મારું મન એની કલ્પનાએ મીણની

જેમ પીગળી પણ જાય છે; પરંતુ ખોટું કેમ બોલું–હું બીજાઓની જેમ નિષ્ઠુર ભલે ન હોઉં, કાયર તો જરૂર છું. આ ગામમાં, અને ગામના આ ભાગમાં રહેવા આવ્યે મને વરસ વીતી ગયું, છતાં મેં પણ ક્યારેય હિંમત નથી કરી કે જ્વાલા પાસે જાઉં, અને એનાં સુખ–દુઃખની વાત પૂછું અને અજગરથી લોકરૂઢિને વળોટી જાઉં. સમજું છું બધું ય કે એના હૃદયમાં વિષાદનું સીમાહીન રણ પથરાયું હશે. એ માનવવસ્તીમાં પ્રેતની જેમ ભમે છે. પણ મારાથી તો કંઈ નથી થતું. કેટલી યે વાર વિચાર્યું કે એની સાથે બોલું–વાતો કરું, પણ મારી ધર્મપત્ની એમ થવા નથી દેતી. એની આ એક જ દલીલ છે–'માન્યું કે તમે કહો છો–વિચાર્યું છે એ બરાબર છે, પણ ગામ આખાની વાત ખોટી હોઈ શકે!... અને આપણે તો પરદેશી છીએ. આ નખોદિયા માટે વગર મફતની આફત શા માટે નોતરવી?' આટલું કહેતાં કહેતાં ક્ષણભર તો એ કંપી ઊઠતી.

હું મૂંગો થઈ સઈ રહું છું. આંખો ઊઘડે છે ત્યારે જ્વાલો ચરપટમંજરીની આ લીટી ગાતો ગાતો મંદિરને કૂવેથી નાહી–ધોઈને પાછો વળતો હોય છે–'ભજ ગોવિન્દમ્, ભજ ગોવિન્દમ્ ગોવિન્દમ્ ભજ મૂઢ મતે!'

કેટલી યે વાર, કેટલી યે રીતે મેં આની આ એક લીટી સાંભળી છે! મેં એ જ્વાલાના મુક્તકંઠથી સાંભળી છે; કંપતા, ધ્રૂજતા કંઠના તૂટતા સ્વરમાં સાંભળી છે, અને વિરાગ ને વિષાદના ભારે સાવ દબાઈ ગયેલા સાદે પણ સાંભળી છે–'ભજ ગોવિન્દમ્, ભજ ગોવિન્દમ્, ગોવિન્દમ્ ભજ મૂઢ મતે!'

આ ગામના, અને ખાસ કરીને ગામના આ ભાગના બંધિયાર પાણીની તલાવડીમાં ડૂબતાં–ઊતરતાં અમને એક વર્ષ વધુ વીતી ગયું છે. અમારા જીવનમાં કોઈ ખાસ બનાવ બન્યો નથી અને આ સામાન્ય જીવનની ગતિમાં બંધાઈ, અમારા મનમાં અને અમારી આંખોમાં તાકાત નથી રહી કે બહારના ફેરફાર અને સમયના પરિવર્તનને અમે જોઈ શકીએ.

એક દિવસ સહસા મને લાગ્યું કે હમણાં ઘણા દિવસથી જ્વાલાનો સાદ સંભળાયો નથી. આ ઉપરથી એમ નથી માનવાનું કે જ્વાલા માટે મારા મનમાં પ્રેમ હતો, જેથી મને એની ચુપકીદી સાલતી હતી. મારા મનમાં તો પાડોશીઓ જેવો ધિક્કાર પણ એને માટે નથી. હું તો પૂરેપૂરો ઉદાસીન છું એના પ્રત્યે. પરંતુ અજ્ઞાત માનસની કોઈ લહરી એકાએક જ્ઞાત–જાગૃત માનસ સાથે અથડાઈ હશે, જેથી મેં વિચાર્યું કે હું હમણાં ઘણા દિવસથી જ્વાલાનો સાદ સાંભળતો નથી–સાંભળવા પામ્યો નથી.

પાડોશના શેઠ અને સામેવાળા પંડિત પાસેથી સાંભળ્યું કે જ્વાલો હમણાં આઠદસ દિવસથી હોસ્પિટલમાં છે. પંડિતજીએ વક્રહાસ્ય કરતાં મને કહ્યું કે–ભાઈ, એ હોસ્પિટલમાં ન જાય ને જાય ક્યાં? ઘરમાં બાકી કોને રાખી હતી કે માંદા પડ્યે પગ દાબે ને માથું દબાવે કે સોનાનો થાળ અને ગંગાજળ લઈને એની સામે ઊભી રહે!

મેં વિચાર્યું, અરે બિચારો કોઈ સરકારી હોસ્પિટલમાં પડ્યો હશે, જ્યાં નાગરિકો માટે જરા યે સગવડ જ નથી હોતી.

પંડિતજીએ પોળવાળાઓને આશ્વાસન આપ્યું હતું કે આ વખતે જ્વાલા ઉપર પૂર્ણ મારકેશ છે, એ જીવતો નથી રહેવાનો. કેટલાક તો નિરાંતનો શ્વાસ પણ લીધો હતો કે ચાલો એ નખોદિયાથી પોળને તો મુક્તિ મળશે અને કેટલાક અત્યારથી બીવા લાગ્યા હતા, એ વિચારીને કે જ્વાલો ફરી પાછો ભૂત થઈને એના ઘરમાં અખાડા કરશે જ. તોફાની અને જિદ્દી છોકરાઓને તો એમ કહી દેવામાં યે આવ્યું હતું કે જ્વાલા મરી ગયો છે અને એનું ભૂત એના ઘરમાં આવી ભરાયું છે અને આ ધમકીની અસર પણ સારી થતી હતી.

પાંચેક દિવસ વધુ વીત્યા હશે, ને એક વધુ ખાતરી થઈ. જ્વાલાએ પંડિતજીને બોલાવ્યા હતા કે જેથી કરીને એ પંડિતજીના કહ્યા મુજબ ધઉં અને ગૌ–દાન કરી પોતાની પીડામાંથી મુક્તિ મેળવી શકે. કહેવાય પણ છે કે ધઉં અને ગૌ–દાનનું પુણ્ય કર્યા પછી માંદો કાં અહીંના કાં ત્યાંના જ પંથે પળે છે.

ગાયની શોધ શરૂ થઈ. નક્કી એમ થયેલું કે પંડિતજી પોતાની પસંદગીની ગાય લાવે અને કિંમતનો જરા યે વિચાર ન કરે. જ્વાલાની પળેપળ આકરી હતી.

પણ જ્વાલાને ગાય વેચે કોણ? હિંદુઓની આ

વસ્તીમાં લોકો કસાઈને હાથે ગાય વેચવાનું ભલે પસંદ કરે, પણ જ્વાલાને હાથે નહિ વેચે. એ કહે છે કે ગાયમાતાની જ્વાલાને હાથે શી વલે થાય તેની અમને ખબર છે. કસાઈનો ગાળિયો તોડાવી ભાગી છૂટે એ શક્ય છે પણ જ્વાલાને ત્યાં તો એ બે દિવસ પણ નહિ જીવે.'

'ગામ આખામાં એ વાત તો જાણીતી છે કે જ્વાલાના ઘરમાં કોઈ પ્રાણી જીવતું નથી રહેતું. એકવાર એણે મસીતા કુંજડાની બકરી વેચાતી લીધેલી, જે ચાર દિવસમાં જ બેભાન થઈને મરી ગઈ. શ્યામા ખટિકની પરિયાની પણ એ જ વલે થઈ. બેમા જાટની ભગરી ભેંશ આઠમે દિવસે જ ઊડી. ગઈ અને અલગૂ ખાતીની સાજીસારી ગાય તો જ્વાલાના વાડામાં આવતાં આવતાં જ મરી ગઈ હતી. કહેવાય છે કે એકવાર એણે એક કાળી બિલાડી યે પાળી હતી, જેને સાપ કરડેલો. ચાર દિવસ એના ઘરની રોટલી ખાઈને ક્યારે ય કોઈ કૂતરો યે જીવ્યો નથી. કહેવાય તો ત્યાં સુધી છે કે એની દુકાનમાં ને એને ઘેર ઉંદરડાનું યે ઠેકાણું નહોતું.'

પંડિતજી બેમા બ્રાહ્મણને ત્યાં ગયા. એને ભોળવ્યો–ફોસલાવ્યો, દેઢી કિંમત આપવાનું વચન આપ્યું, છતાં યે બેમો ગાય વેચવા તૈયાર ન થયો. છજ્જુસિંહે પણ સાફ ના પાડી દીધી. પંડિતજીએ બહુ કીધું-સમજાવ્યું કે કંઈક એ લે, કંઈક પંડિતજીને બચે, બન્નેનું કામ થાય, બેઉનું પેટ ભરાય, પણ છજ્જુસિંહે જરાક પણ હું–હા ન કર્યું. આવું જ સીતારામ કહારને ત્યાં થયું. વૈશાખી ચમારને ત્યાંથી યે નિરાશ થઈને પંડિતજી ખાલી હાથે ઘેર પાછાં ફર્યાં.

પંડિતાણીએ રસ્તો સુઝાડ્યો: 'પણ આપણી ગાય જ શું કામ વેચી નાખતા નથી ત્રીસ રૂપિયામાં ? (હકીકતમાં માંદલી ગાય આઠ રૂપિયાથી વધુ કિંમતની નહોતી) સંકલ્પ પછી તો ભેગી જ આવવાની છે ને !' પંડિતજી માની ગયા.

સંકલ્પ પછી ગાય પંડિતજી સાથે જ ઘેર પાછી ફરી. જ્વાલાએ સવામણ ઘઉં, અગિયાર રૂપિયા રોકડા દક્ષિણામાં અને ત્રીસ રૂપિયાની ગાય સાથે પંડિતજીને વિદાય આપેલી ને પળવારમાં જ્વાલાનો શ્વાસ બરાબર ચાલવા લાગ્યો હતો.

ન બનવાનું બન્યું ! એકવાર નાડી ગયા પછી જ્વાલો જીવી ગયો. ને આઠ દિવસની અંદર અંદર જ પંડિતજી ખાટલે પડ્યા. માંદગી પછી હોસ્પિટલેથી જ્વાલાના પાછા ફરવાના દિવસે જ પંડિતજી આ દુનિયા છોડી ગયા. ગાયમાતા આગલા દિવસની સાંજથી જ આંગણામાં મરેલાં પડ્યાં હતાં.

પોળ આખીમાં અને આસપાસ બધે હાહાકાર થઈ ગયો. લોકોની આંખોમાં ભય છવાયો હતો. કોઈ કોઈની સાથે આ વિષે એક શબ્દ પણ નહોતું બોલતું. જ્વાલો જાણે ભૂતનો યે ભૂત બનીને આવ્યો. એની કાળી છાયા ધુમાડાની જેમ આસપાસ અને પાડોશમાં છવાઈ ગઈ છે. અને એ ધુમાડાથી સહુના શ્વાસ ઘૂંટાવા લાગ્યા છે. આંખો ભયથી જાણે બહાર નીકળી પડે છે.

જેઠના દિવસો હતા. ધૂ–ધૂ કરતી લૂ વાતી હતી. સહુ પોતપોતાના ઘરમાં સૂતા હતા. અવાજ આવતો હતો માત્ર ક્યારેક–ક્યારેક કોઈક ઘરની ઉઘાડી બારીઓના ખખડાટનો, જે ઉપલે માળે ભૂલથી ઉઘાડી રહી ગઈ હતી. બાકી સર્વત્ર બધું નિસ્તબ્ધ હતું.

થોડી જ વાર પછી બહારના ચોકમાં એક અજબ ધાંધલ મચી ગયું. અટકવાના હજાર પ્રયત્નો છતાં મુખ્ય દરવાજો ખોલ્યા વિના હું ન રહી શક્યો. જોયું, બે આખલા–એક કાળો, બીજો ધોળો–હૉઉં હૉઉં કરી હાંફતા એકબીજા સાથે લડતા હતા. જાણે આરસ-પહાણ અને કાળમીંઢના બે પહાડ ધરતીકંપ થતાં એકબીજાને ભટકાતા હતા. બાળકોનાં બે ટોળાં આ બે ય લડવૈયાને ઉત્સાહ આપી રહ્યાં હતાં.

આજ સુધી આ બે યોદ્ધાઓનાં ક્ષેત્ર વહેંચાયેલાં હતાં. કાળો ઉત્તર તરફનો સરદાર હતો અને ઊગતા જુવાન જેવો ધોળો દક્ષિણ તરફનો. બન્ને પોતપોતાની બાજુએ વિચરતા. બન્ને બાજુના છોકરાઓમાં આ બે વિષે હરીફાઈ હતી અને આજે એમના આનંદનો પાર નહોતો. જ્યારે કોઈ અજ્ઞાત કારણસર એ બન્ને રણમાં કૂદી પડ્યા હતા.

ગજબનું જોર હતું બન્નેમાં. કાળો જૂનો જોગી હતો. અને ધોળામાં ઊગતી જુવાનીનું જોમ હતું. કોણ જીતશે, એ કોણ કહે? બન્ને બાજુએથી વિજયની ઇચ્છા પ્રગટ થતી હતી. એમનાં બે ડગ આગળ-

પાછળ થતો વિજયનાદ ગૂંજી ઊઠતો અને બન્ને બાજુએથી ગળાં ફાડી ફાડીને શાબાશી કે ઉત્સાહ અપાતાં હતાં.

પેલી બાજુના શેઠ કુંદનલાલના આઠ વરસનો દીકરો દુનીને તો જુઓ. ગાળ–મરાળ દેખાય છે ને! જોશમાં ગળું ફૂલી ગયું છે અને મોં લાલ બની ગયું છે. એ ધોળાનો વિજય ઈચ્છે છે. અમારા પાડોશી શેઠનો એના જેવડો જ દીકરો બિલ્લુ હજુ યે જૂના જોગી કાળાને ઉત્સાહ આપી રહ્યો છે. બિલ્લુ પોતાની પોળના બાદશાહનો પરાજય મનમાં યે–કલ્પનામાં યે નથી લાવતો. હકીકતમાં કાળાનાં આગલાં પરાક્રમોના ઇતિહાસથી લોકોના મનમાં એના સિવાય બીજો કોઈ જીતે એવી શક્યતા જ દેખાતી નથી–એવો એનો અંધ વિશ્વાસ જામી ગયો છે.

અથડાતા–ભટકાતા પહાડો જેવા એ મસ્તાન આખલાઓની લડાઈની આંધીમાં ધૂ–ધૂ કરતી લૂ જાણે ભુલાઈ ગઈ હતી. ઘરોનાં બારણાં ધડાધડ ઊઘડવા લાગ્યાં. સહુ બહાર નીકળી આવ્યાં. જ્વાલાથી યે નહિ રહેવાયું હોય, કારણ હજુ યે એની અશક્તિ ઘટી નહોતી. એનું હાડકાના માળખા જેવું શરીર લઈ એ એનાં બારણાંને ટેકે ઊભો રહ્યો. મેં તો એને તે વખતે પહેલી વાર જ આમ દિવસે જોયેલો. સહુ શંકિત–ચકિત નજરે હાડકાના એ દયા ઊપજે એવા માળખા તરફ જોવા લાગ્યા.

જાણે જ્વાલાના બહાર આવતાં જ કાળાના કિસ્મતનો ફેંસલો થઈ ગયો! ધોળાના એક શીંગડાના મારથી કાળાની ડાબી આંખ ફૂટી ગઈ. એમાંથી લોહી વહેવા લાગ્યું. અને બીજા શીંગડામાં ભરાવીને કાળાનું ડાબું શીંગડું પણ તોડી નાખ્યું. અને હવે તો કાળો સાવ જ બબડી ગયો, અને ભાગી છૂટ્યો.

'બિલ્લુ, ખસ! બિલ્લુ, ખસ!' સહુ ગભરાઈને એક સાથે ચીસ પાડી ઊઠ્યા. એ કાળાની પાછળ ઊભો હતો. એની પાછળ પડેલા ધોળાની ઝપટમાં એ જરૂર–નક્કી આવી જશે.

ચીસ સહુ પાડતા હતા પણ પોતાની જગ્યાએથી દોડ્યું કોઈ નહીં, અને જો હાડકાના માળખા જેવો જ્વાલા એના પ્રાણની પરવા કર્યા વિના વચ્ચે ન કૂદી પડ્યો હોત તો બિલ્લુ આખલાના પગ નીચે છૂંદાઈ જ ગયો હોત. જ્વાલો પોતે ઝપટમાં આવ્યો અને હથેળી ઉપર માથું રાખી પડ્યો, પણ પડ્યો બિલ્લુને ઢાંકીને. ધોળાના જમણા શીંગડાથી એની કમર છોલાઈ ગઈ હતી, જેમાંથી લોહી વહેવા લાગ્યું હતું અને રસ્તાનો એક પત્થર પણ એને માથામાં વાગ્યો હતો. એ લોહીલોહાણ હતો. પણ જીવનને સાર્થ સમજીને કે એ એક બાળકને બચાવી શક્યો છે–પોતાને થયેલી ઈજાથી બેખબર હતો. એણે બિલ્લુ પોતાની ગોદમાં લીધો.

ઉગ્ર બનાવોથી બેભાન બનેલા બિલ્લુએ આંખ ઉઘાડી અને એક ચીસ પાડીઃ 'ભૂ...ત—ભૂ... ભૂ...ત...' અને એ ફરી બેભાન બની ગયો.

ઘણી યે દોડાદોડ કરવામાં આવી, પણ બિલ્લુએ ફરી આંખો ન ઉઘાડી. ગામ આખું કહે છે કે હત્યારો જ્વાલો એને ગોદમાં લઈને જ ખાઈ ગયો.

અને બિચારો જ્વાલો! એ અશક્ત અને લાચાર છે, ગાંડાની જેમ દિવસરાત હવે બારણાં પાસે બેસી રહે છે. કોઈની સાથે કંઈ બોલતો નથી. શરીર પર બેસતી માખીને પણ ઉડાડતો નથી. પોળ વેરાન બનવા લાગી છે. લોકો ત્યાંથી ઓછા નીકળે છે પણ જ્વાલો તો મોતની રાહ જોતો ત્યાં જ બેસી રહે છે. એનું બિચારાનું મોત પણ નથી આવતું!

બરફનો ટુકડો [પાન ૨૬નું અનુસંધાન]

પરંતુ છોકરાએ એને જવાબ ન દીધો. એનું મોં બરફનો ટુકડો ભાંગવામાં રોકાયું હતું. એ ટુકડો ભાંગીને એમાંથી થોડો ભાગ એણે ખજાના બેસનારને આપ્યો. ભિખારીએ તે જોયું. તે બોલી ઊઠ્યોઃ 'તને આપે ને?' તે ખુશ ખુશ થઈ ગયો હતો.

'ને આ તમારો ભાગ.' છોકરાએ એક ગાંગડો ભિખારી સામે ધર્યો.

'નહિ, તુમ ખા જાઓ.' એણે છોકરાનો વાંસો થાબડ્યો.

સવારી તૈયાર થઈ આગળ ચાલી. નજીકની દુકાન ઉપર શબ્દો પડ્યાઃ 'શેઠ! એક પૈસા દે દો.'



લેખક

મયૂર

# દેવ અને દાનવ

બધા આવ્યા દધીચિ ઋષિ પાસે. ઋષિ તો સરસ્વતીને કાંઠે બેઠા બેઠા તપ કરે. દેવોએ શરીર સામું જોયું તો હાડકાનું માળખું. લોહી-માંસનું તો નામ ન મળે. દેવો પ્રણામ કરી ઊભા રહ્યા.

ઋષિ કહે: 'કહો કેમ આવ્યા છો?'

દેવો કહે: 'વૃત્રાસુર દુનિયાને પીડી રહ્યો છે. એના નાશ વિના જગતમાં શાંતિ સ્થપાય તેમ નથી. એના ત્રાસમાંથી જગતને બચાવવા આપનાં હાડકાંની જરૂર છે.'

ઋષિ કહે: 'ભલે. જગતનું ભલું થતું હોય તો આ માળખાની મારે કાંઈ જ જરૂર નથી. મારાં મૂઠી હાડકાંનો જગતના ઉદ્ધાર માટે ઉપયોગ થશે એથી રૂડું બીજું શું?'

દધિચી ઋષિએ પોતાના શરીરનો ત્યાગ કર્યો. દેવોએ એના દેહમાંથી હાડકાં લઈ લીધાં અને વિશ્વકર્માને સોંપ્યાં. વિશ્વકર્મા તો મોટો કારીગર હતો. એણે એ હાડકાંમાંથી છ ધાર-વાળું મહાભયંકર વજ્ર બનાવી આપ્યું.

વજ્ર તૈયાર થઈ ગયું. એ વજ્રથી વૃત્રાસુર મરવાનો હતો એમ બ્રહ્માજીએ કહ્યું હતું. એટલે પછી બીજી વાટ કોની જોવાની હતી. દેવો ઇંદ્ર પાસે ગયા. બધી વાત સાંભળી ઇંદ્ર જોરમાં આવી ગયો. દેવો ગર્જના કરવા લાગી ગયા. બધાએ મળી વૃત્રાસુર સામે ચડાઈ કરી.

વૃત્રાસુરને દેવોના આ કાવતરાની કાંઈ ખબર નહિ. સંધિ કરી હતી. એકબીજાએ કોઈ કોઈના પર લડાઈ નહિ કરવાના વચનની આપલે થઈ હતી. અને વૃત્રાસુર તો સંધિની શરતો પ્રમાણે બરાબર વરતી રહ્યો હતો. નર્મદાને કિનારે તે નફિકરો બની ફરી રહ્યો હતો. તેવામાં દેવોનું સૈન્ય તેના તરફ ધસ્યું આવતું જોયું.

વૃત્રાસુરને થયું કે આ બધું શું છે? ચારે તરફ શાંતિ છે. કોઈએ કોઈ નો અટકચાળો કર્યો નથી અને આ એકાએકનું દળકટક શું? એ હજુ તો વિચાર કરતો ઊભો હતો, ત્યાં તો દેવો એકીસાથે વૃત્રાસુર ઉપર તૂટી પડ્યા. લડાઈ શરૂ થઈ ગઈ.

વૃત્રાસુર એમ ગભરાઈ જાય એવો તો ન હતો. એણે સિંહ જેવી પ્રચંડ ગર્જના કરી. એ ગર્જના સાંભળી દાનવો જ્યાં જ્યાં હતા ત્યાં ત્યાંથી ટોળે ટોળે ઊભરાઈ નીકળ્યા. દેવોને વજ્ર ઉપર વિશ્વાસ હતો. દાનવોને પોતપોતાના બાહુ ઉપર વિશ્વાસ હતો. ભયંકર લડાઈ મચી. દાનવોના પ્રહારો પાસે દેવો ટકી શક્યા નહિ, અને દેવસેનામાં ભંગાણ પડ્યું.

ઇંદ્ર પાસે ભયંકર વજ્ર હતું. એ વજ્રથી વૃત્રાસુરનું મૃત્યુ થશે એવું બ્રહ્માજીનું વરદાન હતું. છતાં પણ વૃત્રાસુરના અતુલ પરાક્રમ પાસે એની છાતી બેસી ગઈ. એના હાથ ધ્રૂજી ઊઠ્યા. દેવો ચારે તરફ નાસભાગ કરી રહ્યા હતા. આ યુદ્ધમાં ઇંદ્રને પોતાની પણ સલામતી ન લાગી. તે પણ મેદાન છોડી નાસી જવાનો લાગ શોધવા લાગ્યો.

નારાયણ દૂર ઊભા ઊભા દેવો અને દાનવોનું આ ભયંકર યુદ્ધ જોઈ રહ્યા હતા. દાનવોનું જોર વધી ગયું હતું, દેવોનું દેવત્વ હણાઈ ગયું હતું, એટલે એમણે જ દાનવો સાથે યુદ્ધ કરવાની દેવોને આડકતરી પ્રેરણા કરી હતી. એમની પ્રેરણાથી જ બ્રહ્માજીએ ઇંદ્રને દધીચિ ઋષિના હાડકાનું વજ્ર બનાવરાવી આપ્યું હતું. પણ અહીં તો યુદ્ધનું પરિણામ જુદું જ આવતું હતું. દેવો નાસી ગયા હતા. ઇંદ્ર પણ નાસી જવાની તૈયારીમાં હતો. નારાયણને થયું કે આ તો ભારે થઈ. આ યુદ્ધમાં જો દાનવો જીતી જશે તો પછી કોઈ કાળે તેમનો પરાજય થશે નહિ. જગત આખું દાનવોના અધિકાર તળે ચાલ્યું જશે.

એમણે ફરીથી ઇંદ્રને પ્રેરણા કરી. એના વજ્રમાં પ્રવેશ કર્યો. દેવોને પણ વળી વળીને પાછા વાળ્યા. ફરીથી જોરશોરથી લડાઈ ચાલુ થઈ.

હાથમાં મોટું ત્રિશૂળ ઘુમાવતો વૃત્રાસુર ચારે તરફ હાહાકાર મચાવી રહ્યો હતો. કંઈ-કનાં મુડદાં ચારે તરફ રવડતાં હતાં. યુદ્ધભૂમિ લાલ કીચડથી રંગાઈ ગઈ હતી.

ઇંદ્ર જોર કરીને વૃત્રાસુર તરફ ધસી ગયો. આંખ મીંચીને વજ્ર ફેરવ્યું અને વૃત્રાસુરને માર્યું. વૃત્રનો એક હાથ કપાઈ ગયો.

તેથી તો દાનવ ખૂબ જ ખિજાયો. બીજા હાથમાં મોટી ભોગળ લઈ તે ઇંદ્ર તરફ દોડ્યો અને જોરથી ભોગળ ઇંદ્ર ઉપર ફેંકી. વાગી હોત તો ઇંદ્રના તો રામ બોલી જાત. પણ ભોગળ ઐરાવત હાથીને વાગી. હાથીને તમ્મર આવી ગયાં. તે ગોઠણભર થઈ ગયો. ભાઈબંધ ઇંદ્રના હાથમાંથી વજ્ર છૂટી પડ્યું. તેનું મોઢું જોવા જેવું થઈ ગયું.

વૃત્રાસુરને બરાબરનો લાગ મળી ગયો હતો. સાવ હથિયાર વિનાનો ઇંદ્ર દાનવોના દળકટકની વચ્ચે ઊભો હતો. દાનવોએ ધાર્યું હોત તો ઇંદ્રના ભુક્કેભુક્કા બોલાવી દેત. પણ એ તો વૃત્રાસુર. દેવો જેવો નામરદ અને દગાબાજ નહિ તો. હથિયાર વિનાના શત્રુ ઉપર ઘા કરવામાં મોટપ શી? એણે કહ્યું: 'ઇંદ્ર! ઉઠાવી લે તારું વજ્ર.'

ઇંદ્રે જેમતેમ કરીને વજ્ર ઉપાડી લીધું. ફરીથી લડાઈ મચી. આ વખતે તો વૃત્રાસુર મોઢું પહોળું કરીને ઇંદ્ર તરફ ધસ્યો. આખું જગત જાણે એક કોળિયે હોઇયાં કરી જવા માગતો હોય એવો ભયંકર એ લાગતો હતો. એક જ સપાટે એ ઇંદ્રને અને એના ઐરાવતને ગળી ગયો.

ચારે તરફ હાહાકાર મચી ગયો. દેવો બધા રડવા લાગી ગયા. જગતમાં અંધકાર ફરી વળ્યો.

પણ ઇંદ્ર ઉપર ભગવાનની કૃપા હતી અને તેના વજ્રમાં ભગવાને પોતે પ્રવેશ કર્યો હતો. એટલે ઇંદ્ર વજ્રથી વૃત્રાસુરનું પેટ ચીરીને બહાર નીકળ્યો. વૃત્રાસુરનું પેટ ચિરાઈ ગયું. તે ચત્તોપાટ ધરતી ઉપર ઢળી પડ્યો.

પછી તો ઇંદ્રે વજ્રથી વૃત્રાસુરનું ડોકું કાપવા માંડ્યું. કરવતની જેમ વજ્ર ચાલવા લાગ્યું. દાનવનું ડોકું પણ કાંઈ થોડું મજબૂત હતું? પૂરા ત્રણ સો ને સાઠ દિવસ થયા ત્યારે માંડ વૃત્રાસુરનું ડોકું કપાઈ રહ્યું.

વૃત્રાસુર મરાયો. ચારે તરફ જયજયકાર થઈ રહ્યો. દેવોના આનંદનો પાર ન હતો. તેઓ થેઈ થેઈ નાચવા મંડી પડ્યા.

દાનવોને કોઈ સરદાર રહ્યો નહિ. તેઓ ઊભી પૂંછડીએ નાઠા અને સમુદ્રમાં સંતાઈ બેઠા.

સમુદ્રમાં બેઠા બેઠા પણ તેઓ સખણા ન રહે. એમનો સરદાર મરાયો હતો એ વાતનો એમને પૂરો રંજ. એનું વેર લઈએ તો જ અમે દાનવો ખરા. વૃત્રાસુરનું વેર લેવા તેઓ તલપાપડ થયા કરે. રાત પડે ને સમુદ્રમાંથી બહાર આવે. ઋષિ–મુનિ, દેવ–ગાંધર્વ, યક્ષ-કિન્નર જે કોઈ હાથ આવે તેને ઠેકાણે કરી નાખે. આશ્રમો ઉજાડ કરે, યજ્ઞ તોડીફોડી નાખે. દાનવોના ત્રાસથી ચારે તરફ બૂમરાણ મચી ગયું. લોકો ત્રાહી ત્રાહી પોકારી ઊઠયા.

અને થોડાઘણા ઋષિમુનિઓનો એમણે નાશ કર્યો હતો? વશિષ્ઠના આશ્રમે એક સો સત્તાવન, ચ્યવનના એક સો, ભરદ્વાજના વીશ, એમ કેટલાય ઋષિમુનિઓને દાનવો ભરખી ગયા. કેટલા મરાયા એનો તાગ કાઢવો મુશ્કેલ હતો.

અને દાનવોનો તો પત્તો જ ન ખાય. એ તો દિવસે સમુદ્રમાં ભરાઈ બેસે. રાત પડ્યે બહાર નીકળે અને ઉલ્કાપાત મચાવે.

ઋષિઓ મૂંઝાયા. મૂંઝાઈને દેવો પાસે ગયા. દેવો કહે: 'અમે શું કરીએ?'

બધા બ્રહ્માજી પાસે ગયા. બ્રહ્માજી કહે:

'ભાઈ! હું શું કરું ? મારો કોઈ ઉપાય ચાલે તેમ નથી. એ દાનવો તો સાળા માયાવી છે. પણ ચાલો નારાયણ પાસે. એ કંઈક રસ્તો કાઢી આપશે.'

બધા પહોંચ્યા નારાયણ પાસે. કહે: 'અમને દાનવોના ત્રાસમાંથી છોડાવો.'

નારાયણ કહે: 'દાનવો તો સમુદ્રમાં સંતાઈ બેઠા છે.'

ઋષિઓ કહે: 'એ જ મોકાણ છે ને. દિવસે સમુદ્રમાં સંતાઈ રહે છે ને રાતે બહાર નીકળી ઉલ્કાપાત મચાવે છે. રાતે તો દાનવોનું જોર ખૂબ વધી જાય. રાતે એમને કોઈ ન પહોંચી શકે.'

નારાયણ કહે: 'એમને સમુદ્રમાંથી બહાર કાઢવા જોઈએ. એ સિવાય બીજો રસ્તો નથી.'

દેવો કહે: 'એ તો અમે પણ જાણીએ છીએ. પણ સમુદ્રમાંથી બહાર કાઢવા શી રીતે?'

નારાયણ કહે: 'સમુદ્ર સુકાઈ જાય તો બને.'

દેવો કહે: 'સમુદ્ર સુકાઈ જાય ત્યાં સુધી રાહ જોવાની? એ તો કોણ જાણે ક્યારે સુકાય. કાંઈ થોડું પાણી છે!'

નારાયણ કહે: 'તો પછી કોઈ સમુદ્ર પી જાય.'

ઋષિઓ કહે: 'શી વાત કરો છો? સમુદ્ર તે કોઈથી પિવાતો હશે?'

નારાયણ કહે: 'એક ઋષિ એવા છે ખરા. એક અંજલિમાં સમુદ્રને પી જાય.'

ઋષિઓ એકબીજા સામું જોવા લાગ્યા. તેમનામાં એવો કોણ હતો જેનામાં સમુદ્ર પી જવાની તાકાત હતી?

નારાયણ હસી પડ્યા: 'તમે અંદર અંદર શું જોયા કરો છો? તમારામાં એવી તાકાત નથી એની તો મને ખબર છે. હું તો અગસ્ત્ય ઋષિની વાત કરું છું.'

ઋષિઓ એકી સાથે બોલી ઊઠ્યા: 'અગસ્ત્ય ઋષિ! અગસ્ત્ય ઋષિ આવડો મોટો દરિયો પી જાય?'

નારાયણ કહે: 'હા, જઈને કહી જુઓ.'

દેવો કહે: 'ચાલોને ભાઈ, અગસ્ત્ય ઋષિને મનાવીએ.'

ઋષિઓના મનમાં હજુ ય ચોળો હતો. 'આવડો મોટો દરિયો પી જાય?' તેઓ બબડવા લાગ્યા.

નારાયણ કહે: 'આનું નામ બ્રાહ્મણ. આપણાથી થઈ શકે નહિ. ને બીજો કરતો હોય તો એની અદેખાઈ કરવી.'

ઋષિઓ શરમિંદા બની દેવોની પાછળ ચાલી નીસર્યા.

બધા આવ્યા અગસ્ત્ય ઋષિને આશ્રમે. માંડીને વાત કરી.

અગસ્ત્ય ઋષિ કહે: 'એમાં શી મોટી વાત છે? એક આચમની ભેગો આખો દરિયો પેટમાં પધરાવી દઉં.'

અગસ્ત્ય ઋષિ સાબદા થઈ ગયા. બધા આવ્યા સમુદ્રને કાંઠે.

પહેલાં તો સમુદ્રને મનાવવા લાગ્યા. 'ભાઈ! અમારા ચોર આપી દે.'

સમુદ્રને કાંઈ થોડો ગર્વ હતો? એ તો કહે: 'ચોર કેવા અને વાત કેવી? આવ્યા છો એમના એમ પાછા ચાલ્યા જાઓ. નહિતર બધાને ઘસડી જઈશ.'

એ તો મોટા મોટા ઘુઘવાટા કરવા લાગી ગયો.

અગસ્ત્ય કહે: 'હવે એને શા સારુ મનાવો છો? એ કાંઈ એમ થોડો જ માનવાનો છે? મને મારું કામ કરવા દો.'

અગસ્ત્ય ઋષિએ સમુદ્રને કાંઠે આસન જમાવ્યું. સમુદ્ર તો ખૂબ ખૂબ ઊછળવા લાગી ગયો. મોજાંની મોટી મોટી ઝાપટું ઉછાળવા લાગી ગયો. એના મનમાં એમ કે એ ઋષિના તે શા ભાર છે? હમણાં ક્યાંનો ક્યાં ઉડાડી મૂકીશ.'

અગસ્ત્યને તો એની કાંઈ જ તમા ન હતી. એમણે તો અંજલિ ભરીને પેટમાં પધરાવી.

સમુદ્રમાંથી સરવાણી ઊંચે ચઢી. ઋષિના મોઢામાં ધારાવાડી પડવા લાગી. સમુદ્રના પાણીએ અગસ્ત્યના મુખ તરફ પ્રવાહ વહેતો કર્યો.

સમુદ્રને તળિયેથી ચીં ચીં અવાજ ઊઠ્યો. અનેક જીવજંતુ આશરો લઈ પડ્યાં હતાં. તે ચિચિયારી પાડી ઊઠ્યાં. દાનવોમાં કાળો કકળાટ મચી ગયો. ચારે તરફ નાસભાગ થઈ રહી. બધા સંતાવાની જગ્યા શોધવા લાગ્યા.

પણ સંતાવાની જગ્યા ય કેટલી મળે ? થોડી વારમાં તો સમુદ્ર સાવ સુક્કોભટ્ટ બની ગયો. દાનવોને કશો જ આધાર ન રહ્યો. દેવો તૈયાર જ બેઠા હતા. જેવા દાનવો નજરે પડ્યા કે એકસામટા તૂટી પડ્યા. ઘોર સંહાર શરૂ થયો. દાનવોને મારી મારીને જેર કરી નાખ્યા. જે થોડાઘણા પાતાળમાં પેસી ગયા હતા તે જ બચ્યા.

આ પ્રમાણે દાનવોનો ત્રાસ દૂર થયો અને અગસ્ત્ય ઋષિનો જયજયકાર થઈ રહ્યો.

પણ કોઈકને વિચાર આવ્યો કે આ સમુદ્ર આમ ને આમ સુક્કો પડી રહેશે તો આટલાં બધાં જીવજંતુ એને આશરે જીવી રહ્યાં છે એમનું શું થશે ? એ તો બધાં તરફડી તરફડીને મરી જશે. એ ઉપરાંત સાગર સુક્કો હશે તો વરસાદ પણ ક્યાંથી આવશે ? એથી તો જગતભરમાં ભૂખમરો વધી જશે. આ તો ભારે વિટંબણા થશે. દેવોએ ઋષિને વિનંતિ કરી: 'પ્રભુ! આપે અમારું મોટું કામ કરી આપ્યું છે. દાનવોનો નાશ થઈ ગયો છે. હવે આ સમુદ્ર આમ ને આમ પાણી વગરનો પડી રહેશે તો દુનિયામાં અનેક મુશ્કેલીઓ ઊભી થશે. કૃપા કરી એને પાછો હતો તેવો જળે છલકાવી દો.'

ઋષિ કહે: 'મારું કામ તો સમુદ્ર પી જવાનું. સમુદ્રનું પાણી પી ગયો એ તો હજમ પણ થઈ ગયું. સાગર ભરવા માટે હવે તમારે બીજી યુક્તિ શોધવી પડશે.'

ઋષિ તો ચાલ્યા ગયા. દેવોને સાગર જળે છલકાવી દેવાની યુક્તિની કાંઈ ખબર નહિ. એ બધા પણ ધીમે ધીમે સ્વર્ગ તરફ રવાના થયા.

## સેનાપતિ સ્કંદ

દેવોને સંજીવની મળી. વજ્ર જેવું હથિયાર મળ્યું. વૃત્રાસુર જેવો દુશ્મન હણાયો. તોય દાનવો તરફની જે બીક હતી તે ઓછી ન થઈ. એનું કારણ એ હતું કે દેવોમાં સૈન્યબળ મેં હતું. સૈન્ય તો પાર વગરનું હતું. દેવસેનાનો કાંઈ આરોવારો ન હતો. પરંતુ એ સૈન્યને યોગ્ય દોરવણી આપનાર કોઈ સેનાપતિ ન હતો. સેનાપતિ હોય તો જ સૈન્યબળ આવે. અમસ્થા માનવીનાં ધાડાં શું કામનાં ? ઇંદ્ર હતો ખરો, પણ એનામાં સેનાપતિનું એક પણ લક્ષણ ન મળે. એ તો રાજા થઈ શકે. રાજ કરી શકે. હાથીની અંબાડી ઉપર બેસી અસવારી કરે અને સભાઓ ભરી જાણે. એ કાંઈ લશ્કરને થોડો જ દોરવણી આપે તેમ હતો ? લડાઈ થાય એટલે સહુથી પહેલો એ જ નાસવા માંડે. પછી દેવોની સેના ગમે તેટલી મોટી હોય તો પણ કેટલો વખત ઊભી રહે ? દાનવો દેવોને વારે વારે સતાવતા, દેવોની વારે વારે હાર થતી એનું કારણ જ એ હતું. એ એવડી મોટી દેવસેનાનું સંચાલન કરે એવો કોઈ સેનાપતિ ન હતો.

સેનાપતિ તો જોઈએ જ. કોને સેનાપતિ નીમવો એ બાબતમાં દેવો વચ્ચે ચર્ચા ચાલી. બધા માનસ-પર્વત ઉપર એકઠા મળી વિચાર કરવા લાગ્યા.

એ વખતે કોઈ સ્ત્રીની કારમી ચીસ એકાએક તેમને કાને પડી: 'બચાવો, બચાવો!'

ઇંદ્રે જે તરફથી અવાજ આવતો હતો તે તરફ જોયું તો કેશી નામનો દાનવ એક રૂપાળી સ્ત્રીને ખભા ઉપર ઊંચકી નાસી જતો હતો. પેલી સ્ત્રી ચીસેચીસ બોલાવી રહી હતી.

ઇંદ્રને થયું કે એ સ્ત્રીને બચાવવી તો જોઈએ. તે હાથમાં વજ્ર લઈ પેલા દાનવ તરફ દોડ્યો અને થોડી વારમાં તેને આંબી ગયો.

'એય છોડી દે એને.'

કેશી તો દાનવ. એ વળી એમ માની જાય ખરો? એ વળી બીજો જવાબ શેનો આપે? એણે તો ઈંદ્ર ઉપર છુટ્ટી ગદા ફેંકી.

ઈંદ્ર પણ ખબરદાર હતો. તેણે સામું વજ્ર લગાવ્યું, એટલે ગદાના ચૂરેચૂરા થઈ ગયા.

કેશીએ એક મોટો પર્વત ઉખેડી લીધો. ઉપાડીને ઈંદ્ર ઉપર તેનો ઘા કર્યો. ઈંદ્રનું વજ્ર કાંઈ જેવુંતેવું ન હતું. વૃત્રાસુર જેવા દાનવને એ વજ્રથી ખતમ કર્યો હતો. ઈંદ્રે સામું વજ્ર લગાવ્યું. પર્વતના ચૂરેચૂરા થઈ ગયા. ઊડી ઊડીને ધડોધડ કેશી દાનવને જ વાગવા લાગ્યા.

કેશી ગભરાયો. ડરી ગયો. પેલી સ્ત્રીને પડતી મૂકી તે મૂઠીઓ વાળીને નાસી ગયો.

સ્ત્રી મજાની હતી. ઈંદ્રે કહ્યું: 'તું ક્યાં રહે છે? તારે કોઈ સગાંવહાલાં છે ખરાં? તું કહે ત્યાં તને મૂકી આવીએ.'

સ્ત્રી કહે: 'મારે કોઈ કરતાં કોઈ નથી. હું તો નધણિયાતી છું. રોજ રોજ દાનવો મને સતાવે છે.'

ઈંદ્રે પૂછ્યું: 'તો પછી તું રહેશે ક્યાં?'

સ્ત્રી કહે: 'તમે જ્યાં રાખશો ત્યાં.'

આ તો આફત આવી પડી. આ સ્ત્રીને હવે રાખવી ક્યાં? ફરીથી ઈંદ્રે પૂછ્યું: 'તું પરણેલી છે કે કુંવારી.'

સ્ત્રી કહે: 'મેં કહ્યું નહિ, મારે કોઈ કરતાં કોઈ નથી. હું કુંવારી જ છું.'

આ તો વળી વધારે આફત. આવી જુવાન સ્ત્રી કોઈને સોંપી જાય નહિ. ઈંદ્ર વિચારમાં પડી ગયો. પોતે એને બચાવી છે તે હવે પાછી રખડતી તો મૂકી શકાય જ નહિ. બિચારીને દાનવો પીંખી જ નાખે ને. અને કુંવારી જુવાન છોકરીને કાંઈ જેવાતેવાને સોંપાય નહિ. એના કરતાં એને કોઈની સાથે પરણાવી દીધી હોય તો? એ વિચાર સરસ હતો.

ઈંદ્રે પૂછ્યું. 'બાઈ! તારું નામ શું?'

સ્ત્રી કહે: 'દેવસેના.'

ઈંદ્ર કહે: 'દેવસેના! મારે મજાનું નામ છે. તું કોઈની સાથે પરણી જઈશ?'

દેવસેના તો એ સાંભળી હસવા જ લાગી ગઈ. કહે: 'કોની સાથે પરણું?'

ઈંદ્ર કહે: 'આટલા બધા દેવો છે, ગંધર્વો છે, યક્ષો છે, કિન્નરો છે. તને ઠીક પડે એની સાથે પરણી જા.'

દેવસેના કહે: 'એ બધામાંથી મારે લાયક કોઈ જ નથી.'

ઈંદ્ર કહે: 'એમ?'

દેવસેના કહે: 'હા. હું કેટલા ય વખતથી પતિને શોધી રહી છું. પણ મને જોઈએ છે એવો પતિ જ જડતો નથી.'

ઈંદ્ર કહે: 'તારે તે વળી કેવો પતિ જોઇએ?'

દેવ સેના કહે: 'મારે કેવો પતિ જોઈએ, કહું? જે ઈંદ્રનો, દેવોનો, દાનવોનો, યક્ષ, કિન્નર, ગંધર્વો બધાનો વડિયો હોય, કોઇથી ગાંજ્યો ન જાય, સહુને પહોંચીને પાછો વળે એવો જ પતિ મારે જોઈએ. એવો કોઈ હોય તો બતાવો, હું એવાની સાથે લગ્ન કરીશ, જેવાતેવાની સાથે આ દેવસેના નથી પરણવાની.'

ઈંદ્ર કહે: 'એવો તો ક્યાંથી લાવવો? એ તો બ્રહ્માજી ઘડી આપે ત્યારે મળે.'

દેવસેના કહે: 'તો પછી ત્યાં સુધી હું કુંવારી જ રહીશ.'

પણ એ બલાનો ભાર કોણ ઉપાડે? એને કુંવારી રાખવી પોસાય તેમ ન હતું. ઈંદ્ર બ્રહ્માજી પાસે પહોંચ્યો. 'બ્રહ્માજી! આ દેવસેનાને માટે એક પતિ બનાવી આપો. એને જેવો જોઈએ છે એવો પતિ તો ક્યાં ય જોયો નથી.'

બ્રહ્માજી કહે: 'એવો તો હજી મેં બનાવ્યો હોય ત્યારે ને! પણ હવે એકાદો બનાવી આપવો પડશે. એને કાંઈ કુવારી થોડી જ રખાશે?'

બ્રહ્માજીએ તો કહ્યું એટલી જ વાર. બધો કસબ એમના હાથમાં. એમણે જાતજાતની માટી

મેળવીને એક કલેવર ઘડી કાઢ્યું. ઘડી કાઢીને શિવ નામના અગ્નિની સ્વારી નામની પત્નીના ગર્ભમાં પધરાવી દીધું. યોગ્ય સમયે સ્વારીએ એક પુત્રને જન્મ આપ્યો. એનું નામ સ્કંદ. એનું બીજું નામ કાર્તિકેય.

એના જેવો બળિયો કોઈ જ નહિ. ચાર દિવસની ઉમર થઈ એટલી વારમાં તો એની હાક ચારે તરફ બોલવા લાગી. શંકર ભગવાનનું ધનુષ્ય હાથમાં લઈ ને તેણે ટંકાર કર્યો અને વાદળના ગડેડાટ સમી ગર્જના કરી. એટલે તો ત્રણે લોક બીકથી થરથરી ઊઠ્યાં.

ઇંદ્રના બે મોટા હાથી હતા. એકનું નામ ચિત્ર અને બીજાનું નામ ઐરાવત. સ્કંદનો હુંકાર સાંભળી એમને થયું કે આ વળી કોણ જાગ્યો? પોતાથી બળિયો કોઈ હોઈ જ શકે નહિ એવું એમને ગુમાન હતું. ઇંદ્રના હાથી ખરા ને! પણ એમને ખબર નહિ કે દુનિયામાં શેરને માથે સવાશેર હોય છે. બે બન્ને ગુમાનમાં ને ગુમાનમાં સ્કંદ તરફ દોડ્યા. એમના મનમાં એમ કે હમણાં જ સ્કંદને પગ નીચે છૂંદી નાખીશું. ચાર દિવસના છોકરામાં તે વળી કેટલુંક જોર હોય?

પણ સ્કંદના બળની એમને ખબર જ નહિ. સ્કંદે તો બન્ને હાથી નજીક આવ્યા એટલે એકેક હાથમાં પકડી લીધા. પછી તો એક હાથમાં મોટી જબ્બર શક્તિ લીધી અને બન્ને હાથીઓને મંડ્યો દેવા.

હાથીઓએ તો રાડેરાડ બોલાવી મૂકી. એમની બૂમો સાંભળીને એક મોટો જબ્બર લાલ માથાવાળો કૂકડો સ્કંદની સામે દોડી આવ્યો. કૂકડાભાઈના અભિમાનનો પણ પાર નહિ. એની ચાંચનું એને ભારે જોર. પણ એની ચાંચ એક કોરાણે પડી રહી અને સ્કંદે એક હાથમાં કૂકડાને આવ્યો એવો ઝાલી લીધો.

પછી તો એણે બે હાથમાં મોટો શંખ લીધો અને [illegible] ફૂંકવો શરૂ કર્યો. પેલા હાથીઓ બરાડબરાડા પાડે, કુકડો કૂકડેકૂક કર્યા કરે. અને શંખ ફૂંકાય. શોરબકોર મચી ગયો. સ્કંદ કોઈને ન છોડે. મારી મારીને અધમુવા કરી મૂકયા ત્યારે જ માંડ છોડ્યા. એ તો સ્કંદના હાથમાંથી છૂટ્યા કે તરત જ ઊભી પૂંછડીએ નાઠા. પાછું વાળીને જુએ એ બીજા.

પછી તો સ્કંદ એક પર્વત ઉપરથી બીજા પર્વત ઉપર અને બીજા પર્વત ઉપરથી ત્રીજા પર્વત ઉપર એમ ઠેકંઠેકા કરવા લાગી ગયો. પર્વતોને એમ થયું કે આ વળી આજકાલનો છોકરો આટલું બધું ઘમંડ રાખે છે. એને જરા હાથ બતાવવો જોઈશે. તે વખતના પર્વતો કાંઈ આજના પર્વત જેવા પથ્થરના ઢગલા ન હતા. એમને તો પાંખો હતી. એ તો જ્યાં ઊડવું હોય ત્યાં ઊડી શકતા. કોઈને હેરાન કરવો હોય તો એક જગ્યાએથી ઊડીને બીજી જગ્યાએ બેસે કે બસ પેલાનાં તો જમીન–ખોરડાં બધું દટાઈ જાય. બધા પર્વતો ભેગા મળ્યા અને ચારે તરફથી ઊડી ઊડીને સ્કંદ તરફ ધસી આવ્યા. સ્કંદ તો તૈયાર જ હતો. લડાઈ બરાબરની લાગી. હિમાલયના પુત્ર ક્રૌંચ પર્વતને બાણથી વીંધી નાખ્યો. શ્વેત પર્વત આવ્યો તો તેને એક શક્તિ મારીને એનું માથું ઉડાડી દીધું. એ તો એકેએક પર્વતને વીણીવીણીને મારવા લાગી ગયો. એવા માર્યા, એવા માર્યા કે પર્વતો ચારે તરફ કાગડાની જેમ કા કા કરતા ઊડવા લાગ્યા. જરાક શ્વાસ ખાવા કોઈ જગ્યાએ બેસે કે સ્કંદનું બાણ ચોંટ્યું જ છે. મારી મારીને જેર કરી નાખ્યા. પૃથ્વીદેવી જ્યારે સ્કંદ પાસે ગયાં અને હવે પર્વતોને ન મારવા વિનંતિ કરી ત્યારે જ સ્કંદ અટક્યો. પણ તે દિવસથી પર્વતો સ્કંદની છેડતી કરવાનું ભૂલી ગયા.

આમ સ્કંદે તો ચારે તરફ મારફાડ મચાવી મૂકી. જે કોઈ એના માર્ગમાં આવે એ મુવો જ સમજવો. જે કોઈ એની સામે થાય એનું આવી બને. જેટલાં એને શરણે આવ્યા એ બચી ગયા

સ્કંદના આ ઉત્પાત તો ઠેઠ સ્વર્ગમાં પણ ફરી વળ્યા. દેવો આમે ડરપોક અને એમાં સ્કંદની આ ધમાચકડી નજરોનજર જોઈ. એમને તો એવી બીક લાગી ગઈ કે ન પૂછો વાત. એ તો બધા દોડ્યા ઇંદ્ર પાસે. ઇંદ્રને કહેઃ 'ઇંદ્ર મહારાજ! આ સ્કંદને ઠેકાણે કરો નહિતર એ મોટો થશે તો પછી તમારું ઇંદ્રાસન ગયું જ સમજો. ચાર દિવસમાં એણે થોડી ધમાલ મચાવી છે?'

ઇંદ્ર કહેઃ 'માળો ભારે ધમાલિયો છે. પણ ચાર દિવસના છોકરાની સાથે હું કેવી રીતે લડાઈ કરું? એમાં મારી આબરૂ શી? લોકો કહેશે કે જોયું કોઈને નહિ ને આટલા એવા છોકરાને હેરાન કર્યો.'

દેવો કહેઃ 'તો પછી કાંઈક રસ્તો કાઢો. પણ આ છોકરાને ઠેકાણે કર્યા વિના છૂટકો નથી, એ પૂરેપૂરી આફત છે.'

ઇંદ્ર કહેઃ 'આફત તો જેવી કહીએ તેવી છે.'

દેવો કહેઃ 'તો પછી લોકમાતાઓને મોકલો ને. એ સ્કંદને ખાઈ જશે એટલે પંચાત મટે.'

લોકમાતાનું કામ જ નાનાં છોકરાં ખાઈ જવાનું. પહેલાં તો રમાડે, પટાવે પછી લાગ મળ્યે કોળિયો કરી જાય.

ઇંદ્ર કહેઃ 'એ સરસ. લોકમાતાને જ મોકલી આપો.'

દેવોએ તો લોકમાતાઓને સાબદી કરી. તેઓ જાતજાતનાં રૂપ ધરીને સ્કંદ પાસે પહોંચી. પણ સ્કંદને જોતાં જ એમના વિચાર બદલાઈ ગયા. આવો મજાનો છોકરો! એને ખાઈ જવાનું મન થાય? લોકમાતાને તો થયું કે આવો છોકરો આપણને હોય તો કેવું સારું? સ્કંદ ઉપર એમને વહાલ ઊભરાઈ નીકળ્યું. એ સ્કંદને ખોળામાં બેસાડી કહેવા લાગીઃ 'તું અમારો દીકરો થઈને રહીશ?'

સ્કંદ કહેઃ 'તમે કોણ છો?'

લોકમાતા કહેઃ 'અમે તારી મા છીએ.'

સ્કંદ કહેઃ 'તો હું તમારો દીકરો છું.'

એટલું કહ્યું ત્યાં તો લોકમાતાનાં થાનેલાંમાંથી દૂધની સેરો વછૂટી. સ્કંદ છ યે મોઢે ઘટાક ઘટાક દૂધ પીવા લાગી ગયો.

સ્કંદને છ મોઢાં અને બાર હાથ હતા એ વાત તો કહેવાની રહી ગઈ.

લોકમાતા તો સ્કંદને ખોળામાં બેસાડી રમાડે છે. બચીઓ ભરે છે. એમના આનંદનો પાર નથી. આજે તો એમને દીકરા જેવો દીકરો મળી ગયો છે.

દેવો જોવા આવ્યા. જુએ છે તો લોકમાતા ખોળામાં બેસાડી સ્કંદને લાડ લડાવે છે ને સ્કંદ ખડખડ હસી રહ્યો છે.

ઇંદ્ર કહેઃ 'આ યુક્તિ તો નકામી ગઈ.'

દેવો કહેઃ 'ગમે તેમ કરો, પણ સ્કંદને પૂરો કરવો જ જોઈશે.'

ઇંદ્ર કહેઃ 'એ વિના બીજો રસ્તો નથી.'

એને પણ બીક લાગી ગઈ હતી. જતે દિવસે જરૂર સ્કંદ તેનું ઇંદ્રાસન ઝૂંટવી લેવાનો. એની સાથે લડી લીધા સિવાય છૂટકો નથી.

ઇંદ્રે લડાઈની તૈયારી કરી. દેવોનું સૈન્ય હથિયાર ખખડાવતું મેદાનમાં પડ્યું. ઇંદ્ર પણ ઐરાવત ઉપર બેસી મોખરે ચાલવા લાગ્યો. હાથમાં વજ્ર ચમકારા મારતું હતું.

સ્કંદ પણ તૈયાર જ બેઠો હતો. એને તો લડ નહિતર લડનારો દે ઈ વાળી વાત હતી. સામે ચાલીને આવડું મોટું સૈન્ય લડાઈ માગતું આવ્યું છે. એટલે તો એ ખુશી ખુશી થઈ ગયો. એણે પણ હથિયાર સજી લીધાં. સોનાનું બખ્તર પહેરી લીધું. સોનાની માળા, સોનાનો તોરો અને સોનાનો મુગટ ધારણ કર્યો. લાલ રંગનાં વસ્ત્રો પહેર્યાં અને લાલ ફૂલની માળા પહેરી સજ્જ થઈને તે મેદાનમાં આવી ઊભો અને એક હુંકાર કર્યો.

એના એટલા હુંકારાથી જ દેવોનાં ગાત્ર ઢીલાં થઈ ગયાં. હાથમાંથી હથિયાર પડી ગયાં.

જેને જેમ ફાવ્યું તેમ સહુ નાસવા લાગી ગયા.

પણ સ્કંદ એમ દેવોને છોડે તેવો ન હતો. એણે તો મોઢામાંથી મોટા મોટા આગના ભડકા કાઢવા માંડ્યા. ચારે તરફ અગ્નિના ભડકા ઊડવા લાગ્યા. ચારે તરફ દવ લાગ્યો. દેવોનાં દાઢી-મૂછ, ઢાલ-તલવાર, રથ-ઘોડાં બધું બળવા લાગ્યું. નાસવાનો માર્ગ જ ન મળે. જે દિશા તરફ જાય ત્યાં સામા આગના ભડકા મળે. ચારે તરફ ભડકેભડકા. દેવોને થયું કે આ તો મુવા પડ્યા. આમાંથી હવે કેવી રીતે બચીશું ? સ્કંદને શરણે ગયા વિના છૂટકો નથી. ઇંદ્ર પડ્યો ચૂલામાં. એનું ઈંદ્રાસન કોઈક લઈ જાય એમાં આપણે શું ? આપણે તો પંડ સલામત તો પથડિયાં બહોત. બધા દેવો ઈંદ્રનો પક્ષ છોડી દઈને સ્કંદના શરણે આવી પહોંચ્યા.

સ્કંદ કહેઃ 'કાં લડાઈ પૂરી થઈ ?'

દેવો કહેઃ 'તમારી સામે લડવાની અમારી તાકાત નથી. અમે તમારે શરણે છીએ. અમને બચાવો.'

સ્કંદ કહેઃ 'શરણે આવ્યા હો તો પછી વાંધો નથી.'

આગના ભડકા શમી ગયા અને દેવોનો શ્વાસ માંડ હેઠો બેઠો.

ઈંદ્રને થયુંઃ 'આ તો ભારે થઈ. આખું લશ્કર ફરી બેઠું. હવે શું થાય ? આ છોકરો જરૂર ઈંદ્રાસન લઈ લેવાનો.'

પણ એમ જો ઈંદ્ર હથિયાર હેઠાં મૂકી દે તો એમાં એની શોભા શી ? પછી તો લોકો એમ જ કહે ને કે આટલા ચાર દિવસના છોકરાથી સ્વર્ગનો રાજા ઈંદ્ર પણ બી ગયો. લડવું તો જોઈશે જ. અને તેની પાસે તો વજ્ર હતું. વૃત્રાસુર જેવા મહાભયંકર દાનવને એણે વજ્રથી માર્યો હતો. બસ, હવે તો વજ્ર જ લગાવું. સ્કંદ પણ ભલે જોઈ લે.

ઈંદ્રે તો જોસ કરીને સ્કંદ ઉપર વજ્ર ફેંક્યું. વજ્ર તો સુસવાટા કરતું ચાલ્યું આવે. સ્કંદ છાતી કાઢીને ઊભો હતો. એનું તો રૂંવાડું પણ ન ફરકે. સણસણાટી કરતું વજ્ર આવ્યું ને સ્કંદના પડખામાં વાગ્યું. બીજો કોઈ હોત તો ક્યારનો ખલ્લાસ થઈ ગયો હોત. પણ આ તો સ્કંદ. એને વજ્રની કશી જ અસર થઈ નહિ અને ઓછામાં પૂરું નવી બલા ઊભી થઈ. જે ઠેકાણે વજ્ર વાગ્યું હતું તે પડખું ચીરીને એક ભયંકર પુરુષ પેદા થયો. સોનાનું બખ્તર પહેરેલું, કાને કુંડલ પહેરેલાં અને હાથમાં ચકચકતી શક્તિ. એનું નામ વિશાખ. એ તો શક્તિ ઉગામીને ઈંદ્રની સામે દોડ્યો.

ઈંદ્રને થયું, 'બસ ખલ્લાસ, આપણું આવી બન્યું.'

પણ વિશાખ એને શક્તિ મારે તે પહેલાં

એને સૂઝી આવ્યું અને તે દોડતોક સ્કંદના પગમાં પડી ગયો. 'મને બચાવો, હું તમારે શરણે છું.'

સ્કંદ કહે: 'કાં કેમ થયું ? બળ તો બહુ પછાડતો'તો.'

ઈંદ્ર કહે: 'તમને પહોંચી શકાય એમ નથી. હું હાર્યો તમે જીત્યા.'

સ્કંદ કહે: 'તો પછી બીવાનું કોઈ કારણ નથી. સ્કંદ શરણે આવેલાને મારતો નથી.'

સ્કંદે દેવોને અને ઈંદ્રને અભયદાન દીધું. બધા હીમખીમ ઘર ભેળા થયા.

સ્કંદની ઉમર તો તે વખતે ફક્ત છ જ દિવસની હતી.

સ્કંદની બહાદુરીનાં ચારે તરફ વખાણ થવા લાગ્યાં. જ્યાં પૂછો, ત્યાં બસ એક જ વાત. સ્કંદ આવો ને સ્કંદ તેવો. બધાં સ્કંદની બહાદુરી ઉપર ફિદા ફિદા.

ઋષિઓને થયું કે આને સ્વર્ગનો ઈંદ્ર બનાવ્યો હોય તો ખોટું નથી. પછી તો બધી જ પંચાત મટી જાય. આવો બળિયો ઈંદ્ર હોય તો પછી દાનવોના ભાર નથી કે કોઈને હેરાન કરી શકે.

ઇંદ્રને પણ થયું કે સ્કંદ પાસે આપણે કાંઈ વિસાતમાં નથી. ઈંદ્ર–પદ માટે કોઈ લાયક હોય તો સ્કંદ જ છે. એને જ ઈંદ્ર બનાવવો જોઈએ. એના જેવો ઈંદ્ર હોય તો પછી વારે વારે દાનવો સ્વર્ગ ઉપર ચડી આવે છે ને દેવોને ઊભી પૂંછડીએ નાસી જવું પડે છે એ તો ન બને.

બધા આવ્યા સ્કંદ પાસે. સ્કંદ તો નિરાંતે બેઠો બેઠો મોજ માણી રહ્યો હતો. ઋષિઓએ વાતની શરૂઆત કરી: 'તું ઇંદ્ર બની સ્વર્ગનું રાજ સંભાળી લે.'

સ્કંદ કહે: 'ઈંદ્ર બની મારે શું કરવાનું ?'

ઋષિઓ કહે: 'ઈંદ્ર લોકોને બળ, તેજ, પ્રજા અને સુખ આપે છે. ઈંદ્ર જેના ઉપર પ્રસન્ન થાય એના બધા મનોરથ પૂરા થાય. તે દુરાચારીઓને દંડ આપે છે અને સદાચારીને સુખ આપે છે. સૂર્ય ન હોય ત્યારે એ સૂર્ય થાય છે. ચંદ્ર ન હોય ત્યારે ચંદ્ર થાય છે. પ્રસંગ આવે તો એ અગ્નિ, વાયુ, પૃથ્વી અને પાણીરૂપ પણ બને છે.'

સ્કંદ કહે: 'આવી બધી જંજાળમાં કોણ પડે ? લડાઈ કરવી હોય તો આપણું કામ. બાકીની માથાકૂટ કરવાની મને ફુરસદ નથી.'

ઈંદ્ર કહે: 'પણ ભાઈ ! તારા જેવો બળિયો કોઈ નથી. તું ઇંદ્ર બનશે તો બધે સુખશાંતિ થશે.'

સ્કંદ કહે: 'ના, ભાઈ ! ના. તારું ઈંદ્રાસન રહ્યું તારી પાસે મારે તે કાંઈ થોડાં કામ છે તે આ જંજાળમાં પડું !'

ઈંદ્ર કહે: 'પણ ભાઈ ! હું તો તારાથી હારી ગયો છું. હું કેવી રીતે રાજ કરી શકીશ ? હું ઈંદ્ર બની રહીશ તો એમાં મારું માતમ

પણ શું રહેશે? લોકો તારાં વખાણ કરશે ને મારું અપમાન કરશે. બેયની વચ્ચે લડાઈ કરાવશે. એ લડાઈ પણ ચાલી ચાલીને ક્યાં સુધી ચાલવાની? હું તો તને પહોંચી શકવાનો નથી. એટલે વહેલુંમોડું પણ ઇંદ્રાસન તને મળવાનું જ છે. એના કરતાં અત્યારથી જ લઈ લેને.'

સ્કંદ કહે: 'મારે એ ઇંદ્રાસન નથી જોતું, નથી જોતું, નથી જોતું. એના કરતાં તો હું તારો સેવક થઈને રહું એ જ સારું છે.'

ઇંદ્ર કહે: 'તો પછી તું દેવસેનાનો સેનાપતિ થઈને રહે.

સ્કંદ કહે: 'એ વળી નવી આફત લાગે છે. સેનાપતિ થઈને શું કરવાનું?'

ઇંદ્ર કહે: 'સેનાપતિને વળી બીજું શું કરવાનું હોય? સ્વર્ગ ઉપર કોઈ ચડી આવે તો તેમની સામે દેવોનું લશ્કર લઈ જવું અને લડાઈ કરવી.'

સ્કંદ કહે: 'એ આપણને ગમે. આપણે સેનાપતિ થવા તૈયાર છીએ.'

દેવોએ વાજતે-ગાજતે સ્કંદને દેવસેનાનો સેનાપતિ બનાવ્યો. એને એક સરસ મજાનો લાલ ઘોડા જોડેલો સોનાનો રથ આપ્યો. કૂકડાના નિશાનવાળી ધજા આપી.

સેનાપતિ સ્કંદે પોતાનો મુકામ કાંચન પર્વત ઉપર રાખ્યો. દેવોને કહી રાખ્યું: 'લડવાનું હોય ત્યારે ખબર આપજો, આપણે આવી પહોંચીશું. ત્યાં સુધી તો અહીં બેઠાં બેઠાં મોજ કરવાના.'

દેવોએ કાંચન પર્વત ઉપર બધી સાધનસામગ્રી ખડી કરી દીધી. જે જોઈએ તે સેનાપતિ સ્કંદ માટે હાજર હતું. દેવસેનાનો સેનાપતિ. તેત્રીશ કરોડનું લશ્કર. એને શેની ખોટ હોય?

પણ પછી તો પેલી દેવસેના સાંભરી. ઇંદ્રને થયું કે હવે આને પરણવાની તો એ ના નહિ કહે ને? દેવસેનાને બોલાવી મંગાવી. કહે: 'હવે સ્કંદને પરણવાની તો ના નહિ કહે ને?'

દેવસેના કહે: 'એની જ હું વાત કરતી હતી. એ જ મારો પતિ થવાનો.'

ઇંદ્ર કહે: 'તને વળી કોઈકે કહી રાખ્યું હશે કાં?'

દેવસેના કહે: 'હાસ્તો. બ્રહ્માજીએ જ કહ્યું હતું.'

ઇંદ્ર કહે: 'શું?'

દેવસેના કહે: 'કહે કે તારે માટે એ મજાનો પતિ ઘડી રાખવાનો છું. બહાદુરીમ જેનો જોટો ન મળે એવો.'

ઇંદ્ર કહે: 'ચાલ તો પરણી જા.'

દેવસેના કહે: 'કોણ ના કહે છે?'

અને પછી તરત જ સ્કંદ અને દેવસેના વાજતે-ગાજતે પરણી ગયાં. બન્ને કાંચન પર્વત ઉપર બેઠાં બેઠાં મોજ કરે.

સ્કંદ તો કાંચન પર્વત ઉપર બેઠો બેઠો લહેર કરે છે. દાનવો વાટ જોઈને જ બેઠેલા સ્કંદના પરાક્રમની એમને પણ ખબર. એમને એ ખબર જ હતી કે સ્કંદ હાજર હોય તો આપણે કોઈ દિવસ જીતવાના નથી. એટલે સ્કંદ કાંચન પર્વત ઉપર છે; એવા ખબર પડ્યા એટલે એમણે તૈયારી કરી. મહિષાસુર નામનો દાનવ મોટું લશ્કર લઈ સ્વર્ગ ઉપર ચડી આવ્યો.

દેવોએ લડાઈની તૈયાર કરી. જાતજાતનાં અસ્ત્રશસ્ત્રો લઈને દેવો રણમેદાનમાં આવી ચડ્યા. પરંતુ દાનવોએ દેવોને દીઠા કે તરત જ તેમના ઉપર તૂટી પડ્યા. એ તો મોટા મોટા પર્વતો ઉપાડી ઉપાડીને ફેંકે. ઝાડનાં ઝાડ ખેંચી લાવીને મારઝૂડ મચાવે. દેવોના ભુક્કા બોલવા લાગ્યા. દેવો ચારે તરફ નાસવા લાગ્યા. ઇંદ્ર થોડો વખત ટકી રહ્યો પરંતુ દાનવો આગળ તેનું કાંઈ ચાલે તેમ ન હતું. એ પણ છપ્પંચા ભણી ગયો.

બધા દેવો નાસી ગયા. પરંતુ એકલ મહાદેવ યુદ્ધના મેદાનમાં ઊભા રહ્યા. મહાદેવ તો ભારે હઠીલા. એમને નાસી જવાની ટેવ જ નહિ. એ તો હતા ત્યાંના ત્યાં ઊભા રહ્યા; યુદ્ધ પણ ન કરે, નાસે પણ નહિ. શું થાય છે અને

ટૂંકી વાર્તા નવલકથા કરતાં સરલ કલા નથી, વધારે કઠિન કલા છે. પ્રતિભા અને કલાનું તેમાં ઘનીકરણ હોય છે. જીવનનો કોઈ ચણચણાટી જગાવે એવો પ્રસંગ ઝડપી તેને થોડી પંક્તિમાં ચેતનશીલ બનાવવો, પાત્રમાનસના કોઈ અગોચર ખૂણાને ઝળકાવી મૂકવો, થોડી પંક્તિના વાર્તાલાપમાં કે પ્રસંગ-વર્ણનમાં સજીવ તાદૃશતા ખડી કરી દેવી. સૂચકતા અને ધ્વનિના મર્મસ્વર ભરી પશ્ચાદ્ભૂમિકા રચવી અને વાર્તા પૂરી થતાં આતશબાજીનો ગોળો આકાશમાં ફાટી અનેક રંગો વિહરતા મૂકી દે તેમ વાચકના અંતઃકરણમાં ઊર્મિ, જીવનદર્શન, પાત્રચિત્ર, પ્રસંગવર્ણન, માનસવિશ્લેષણ અને કલામય અદ્ભુત ઘટ ગુંથનની ઉષઃકાળ સમી તેજવલ્લરીઓ સળગાવી મૂકવી તે સાધારણ કલા નથી. [ '૪૦નું ગ્રંથસ્થ વાઙ્મય ]

—આ. રવિશંકર મ. જોષી


ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

કાવ્યેષુ રમ્યા કથા : : ઓગસ્ટ ૧૯૪૫ : અંક ૧૧

**સ્વર્ગમાં એક જ સ્ત્રી માટે આ બન્ને બિરાદરો કેવી રીતે ગોઠવણ કરવાના હશે!**

# સ્વપ્ન

★

લેખક
અનોગમ

ફ્રાન્સના પ્રતિષ્ઠિત લેખક લુડોવિક હેવિએ પોતાનાં એક વિચિત્ર સ્વપ્નની વાત વર્ણવી છે:

'બે–ચાર દિવસ પહેલાં મારા મિત્ર રાઉલનાં લગ્ન થયાં. હું ચર્ચમાં પહોંચ્યો ત્યારે મોટો સમુદાય મળ્યો હતો અને લગ્નની ધામધૂમ ચાલતી હતી. પ્રિસ્ટે (પાદરીએ) પોતાનાં આશિર્વચનના અંતમાં કહ્યું: 'અને સ્વર્ગમાં તમારા બન્નેનું ચોક્કસ રીતે લગ્ન થાય ત્યાં સુધી તમે આ પૃથ્વી પર લગ્નથી જોડાઈને રહો.'

પ્રિસ્ટના આ વાક્યથી મારા મનમાં મોટું આશ્ચર્ય થયું જે દાબ્યું દાબી શકાતું ન હતું. રાઉલ જેની સાથે લગ્નથી જોડાતો હતો તે સ્ત્રી કંઈ કુંવારી કન્યા ન હતી. પણ એ તો મારા હાલ મરી ગયેલા મિત્ર ગ્લેસ્ટોનની જીને ડી ચાર્મેલી નામે વિધવા સ્ત્રી હતી. એ ફૂટડી અને ચાલાક સ્ત્રી હતી તે ખરું. મારા મિત્રોને સુખી કરી શકે તેવા સ્વભાવની અને દેખાવડી એ જરૂર લાગતી હતી. પહેલાં ગ્લેસ્ટોન, પછી રાઉલ. આથી સરળ હકીકત બીજી બની શકે નહીં. ગ્લેસ્ટોન તો ચાલ્યો ગયો પણ રાઉલ રહ્યો. પણ સ્વર્ગમાં ચોક્કસપણે થનારાં લગ્ન માટે તો બે ઉમેદવારો નક્કી થઈ ચૂક્યા હતા. ગ્લેસ્ટોન અને રાઉલ; પ્રથમ પતિ અને બીજી વખતનો પતિ.

ચર્ચમાંથી હું બહાર આવ્યો; બે–ચાર જગ્યાએ મળવા ગયો, ઘેર આવ્યો, ક્લબમાં જઈ આવ્યો અને થીએટરમાં ગયો પણ દરેક જગ્યાએ પેલો બેહુદો વિચાર મનમાં આવ્યા કરતો હતો કે સ્વર્ગમાં, એક જ સ્ત્રી માટે આ બન્ને બિરાદરો કેવી રીતે ગોઠવણ કરવાના હશે!

હું પથારીએ પડ્યો અને ઊંઘી ગયો. અને ત્યાં સ્વપ્ન શરૂ થયું:

હું સ્વર્ગમાં પહોંચ્યો હતો. ને ત્યાં એક મોટું રેલ્વે સ્ટેશન હતું. ઘણી ટ્રેઈનોની મોટી દોડધામ ચાલી રહી હતી. ગાડીઓ ખાલી થતી હતી અને સાધારણ રીતે ભરચક ગાડીઓ આવ્યા જ કરતી હતી. સેંટ થોમસ અહીંનો સ્ટેશન માસ્ટર હતો. મારે તેની સાથે વાતચીત થઈ. એ મને લાગણીપૂર્વક ત્યાંની વ્યવસ્થા વિષે બધું સમજાતો હતો. એ વાત કરતો હતો પણ હું સાંભળતાં અટકી ગયો. કારણકે એ જ વખતે મારી નજર એક સલૂનના ઊઘડતા બારણામાં ઝડપથી ડોકાતી ગ્લેસ્ટોનની વિધવા અને રાઉલની સ્ત્રી પર પડી. એ ઉતાવળે પ્લેટફોર્મ પર દોડતી આવી અને બોલી: 'સ્વર્ગ! ક્યાં છે સ્વર્ગ! આ લ્યો આ મારી ટિકિટ.'

અને સેંટ પિટર તેની નજીક આવ્યો અને બોલ્યો: 'આપની ટિકિટ, મેડમ! આપની ટિકિટ બતાવશો!'

'જી, આ મારી ટિકિટ.'

'બરાબર છે. તમે જઈ શકો છો. અહીં જ સ્વર્ગમાં જવાનો દરવાજો છે.'

એને દરવાજામાંથી જતી જોઈને એની પાછળ ધસી જવાની મને ખૂબ પ્રબળ ઇચ્છા થઈ આવી.

કોને ખબર છે! કદાચ રાઉલ મરી ગયો હશે! અને આ વિધવા સ્ત્રી પોતાના પહેલા અને બીજા પતિ વચ્ચે પોતાની જાતને આવી પડેલી જોશે!

મેં સેંટ થોમસને સ્વર્ગમાં દાખલ થવા વિશે પૂછી જોયું.

'ઘણી ખુશીથી.' તેણે કહ્યું.

'એ બરાબર છે.' મેં કહ્યું: 'પણ મારે માત્ર એક કલાક માટે જ જવું છે. સ્વર્ગમાં પરાણે મને રોકવો નહીં. મને પાછા ચાલ્યા આવવાની છૂટ હોવી જોઈએ. કારણકે સ્વર્ગમાં ગમે તેવી જાહોજલાલીમાં જીવવાનું હોવા છતાં પણ જો મારા નસીબમાં પૃથ્વી પર થોડાં સુખનાં વર્ષો ગાળવાં બાકી હોય તો તે હું જતાં કરવા માગતો નથી. કારણકે પૃથ્વી પર જિંદગી એક જ વખત મળે છે. સ્વર્ગ તો અમરાપુરી છે, તે તો પછી છે જ ને!'

'તમે ખાતરી રાખો કે તમે સ્વર્ગમાંથી પાછા ફરી શકશો.' કહી સેંટ થોમસ મને સેંટ પિટર પાસે તેડી ગયા અને કહ્યું: 'આ મહાશયને તમે સંભાળી લો. એને સ્વર્ગમાં એક લટાર મારવી છે અને પાછું આવવું છે.'

'ખુશીથી પધારો મહાશય!' સેંટ પિટરે કહ્યું.

સેંટ થોમસની સાથે હું દરવાજામાંથી સ્વર્ગમાં ઘૂસ્યો. શું મોટી દુનિયા! હું સમયસર સ્વર્ગમાં પહોંચ્યો. જતાં જ મેં જોયું કે રાઉલ અને ગ્લેસ્ટોન પણ આવી જ ગયા હતા અને પોતાની પત્ની તરફ બંને દોડી ગયા હતા.

ગ્લેસ્ટોન તેનો જમણો હાથ પકડીને ખેંચતો હતો ને બોલતો હતોઃ 'જીની! વહાલી જીની!'

રાઉલ તો ડાબું બાવડું ઝાલીને તાણતો તાણતો બોલતો હતોઃ 'માર્થિ! વહાલી માર્થિ!'

આ સ્ત્રીને બે ક્રિશ્ચન નામ હતાં. નવા ધણી કરવાની સાથે તેણે પોતાનું નામ પણ નવું બનાવ્યું હતું. એ ગુલાબી સ્વભાવની સ્ત્રી હતી અને લાગણીની માર્મિકતા સમજતી હતી.

રાઉલ કે ગ્લેસ્ટોન બેમાંથી એકેય ઢીલું મૂકે તેવા ન હતા:

'જીની!'

'માર્થિ!'

'હું તો પ્રથમ વારનો પતિ છું.'

'હું તો બીજી વખતનો ધણી છું.'

'મારો હક્ક પૂરેપૂરો.'

'એ મિસ્ટર! આ સ્ત્રીને છોડી દે.'

'તને કોણ બોલાવે છે મિસ્ટર! ચાલતે ચાલતો. હું તને ઓળખતો પણ નથી.'

'ઓળખતો પણ નથી!' મને નવાઈ લ કારણકે પૃથ્વી પર જ્યારે તે બન્ને જીવતા હતા તો બન્ને દિલોજાન દોસ્ત હતા. રાઉલ, આ બીજી વખતનો ધણી એ તો ગ્લેસ્ટોનને ત્યાં પાથર્યો રહેતો. એટલે તો પેલી ગંદી અફવા ચા પણ જવા દો એ વાત.

અત્યારે તો બન્ને જણા પૂર મિજાજમાં સામ આવી ગયા હતા. ભારે બૂમરાણ મચાવી દીધી સ્વર્ગમાં જિંદગી આનંદ ભોગવવાની છે પ જરા કંટાળો ઉપજાવે તેવી એકધારી જિંદગી અને જ્યારે આવો સાધારણ ગણી શકાય તેવો બને છે ત્યારે જાણે કોઈ એક ગામમાં વાહન–અક ન થયો હોય, તેમ ભારે ઊહાપોહ થાય છે. બાજુથી ઘણા માણસો દોડી આવ્યા. કોઈએ ધણીનો તો કોઈએ બીજા ધણીનો પક્ષ લઈ શરૂ કર્યો. જીની છૂટી થઈ ગઈ હતી. પણ તે ખસી નહીં. રાઉલ કે ગ્લેસ્ટોન કોઈની સાથે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહીં.

સેંટ થોમસ મારી સાથે હતા. મેં તેને 'તમારે ત્યાં આવું તો અવારનવાર થતું હશે કા અમારી દુનિયામાં બે પતિવાળી સ્ત્રી હોય તે સ રણ બાબત છે.'

'બરાબર છે પણ વિચિત્ર વાત તો એ છે કે સ્ત્રી માટે બે ધણી લડી જ પડે છે. સાધારણ તો એવે વખતે પતિઓએ સ્ત્રીને ફરી વખત મેળ યત્ન ન કરવો જોઈએ.'

'પણ કોઈ વખત ઊંધી જ હકીકત હોય બે સ્ત્રીઓ હોય અને એક પતિ હોય તો!'

'ઓહ! એ તો સાવ જુદી વાત થઈ! પ પકડવા સ્ત્રી ઉતાવળી થાય છે. સ્વર્ગમાં તો

મારે ઓઓ ગાંડીતૂર થઈ જાય છે.'

એ ક્ષણે સેંટ થોમસની વાતમાં ભંગાણ પડ્યું. ટોળામાંથી ઊંચા અવાજ આવતા હતાઃ

'પિતા! પવિત્ર પિતા!'

તેમને આ રસ્તેથી અચાનક જવાનું થયું હશે. અને તે ઘોંઘાટ સાંભળી આવી ચઢ્યા.

સ્વમ! સ્વમ! હું તો આશ્ચર્યથી જોઈ જ રહ્યો.

તે થોભ્યા અને હકીકત પૂછી. ટૂંકાણમાં તેમને બધું સમજાવી દીધું.

'બહુ સારું.' પવિત્ર પિતાએ કહ્યું: 'આ વાતનો સરળતાથી નિકાલ લાવવો જોઈએ. પોતાના દયાભાવને કારણે અને પવિત્ર ક્રિશ્ચન લાગણીઓને કારણે આ સ્ત્રીને સ્વર્ગની જિંદગી બદલામાં મળી છે. પૂરેપૂરું અને લાંબા કાળનું સુખ મેળવવા માટે તેને દરેક હક છે. આ બે પુરુષોમાંથી ગમે તે એકને તે પોતે જ ભલે પસંદ કરે.'

'પણ, મહેરબાન!' ગ્લેસ્ટોને કહ્યું: 'પસંદગી પછી બાકી રહી જાય તે કમનસીબ બીજાનું શું?'

ગ્લેસ્ટોનના આ વાક્યમાં, એના જીવનકાળમાં ટૂંકાશીલ મન હતું તે જ હજુ સુધી છે તેમ સાબિત થતું હતું.

'જુઓ,' પવિત્ર પિતાએ કહ્યું: 'સ્વર્ગમાં નધણિયાતી ઘણી ઓઓ છે. તેમાંની એક તેને આપશું. ચાલો, મેડમ! સમય ન ગુમાવો. તમારી પસંદગી કરી લો.'

જીની પોતાના બે પતિ વચ્ચે મૂંગી અને હલનચલન વગર ઊભી રહી. અને ગ્લેસ્ટોન તથા રાઉલ બન્ને, સ્ત્રીના હૃદયને પીગળાવવા માટે શબ્દો શોધવાની મૂંઝવણમાં અકળાઈ ને ઊભા હતા.

× × ×

'ખરેખર મિત્ર!' રાઉલે વચમાં કહ્યું: 'એ બધી ગઈ-ગુજરી વાતો અહીં નકામી છે......'

'કદાચ તેમ હશે, મિત્ર! પણ મારા સ્નેહની અને મારા વિશ્વાસુ દિલની વાત કરું તો તે અસ્થાને નથી. મારો વિશ્વાસ તારે આદરપાત્ર હતો. ઘણા માણસો મારી પાસે આવીને ન મનાય તેમ કહી જતા હતાઃ 'આ રાઉલ હલ્યો છે પણ જરા સાવચેત રહે. જરા ધ્યાનથી જો તો ખરો એ ખરું છે કે તે તને ખૂબ ચાહે છે પણ તારાથી પણ એક માણસને તે વધુ ચાહે છે. ને તે છે તારી સ્ત્રી.' મેં એવી વાતને કદી દાદ આપી ન હતી.'

'વિશ્વાસની બાબતમાં તો હું પણ એવો જ હતો મિત્ર! તારા મરણ પછી જ્યારે હું તેનો પતિ થયો ત્યારે પણ આ સ્ત્રી વિષે એવી ને એવી અફવા તો ચાલ્યા જ કરતી. આપણા પેલા મિત્ર શેરીડાર્ટનું નામ આપીને ઘણા માણસો એવી જ વાતો કરી જતા. શેરીડાર્ટ! કેવી બેવકૂફી!'

શેરીડાર્ટનું નામ સાંભળતાં જીનીના મુખ પર લાગણીની એક ચમક આવીને ઊડી ગઈ તે પર મારું ધ્યાન ગયું. પણ એ મેં જ જોયું. રાઉલ તો આગળ બોલ્યો જતો હતોઃ

'અને જ્યારે મેકસીકોની લડાઈમાં શેરીડાર્ટ મરી ગયો અને એના ખેદકારક સમાચાર ઓચિંતાના આવ્યા ત્યારે મને એક અણગમો ઉત્પન્ન કરે તેવો નનામો કાગળ મળ્યો. તેમાં લખ્યું હતું કે શેરીડાર્ટના મરણથી, ધણીના મરણના ખેદથી રડે તે કરતાં પણ ઘણા વધારે ખેદથી મારી સ્ત્રી રડી હતી. મેં આ કાગળની વાત પણ કરી નથી. શેરીડાર્ટ માટે શંકા લાવું!'

'એ શેરીડાર્ટ કોણ છે!' પવિત્ર પિતાએ બૂમ મારી પૂછ્યું. 'એ શું ત્રીજો પતિ છે? આ બધી વાતોથી હું ખરેખર મુંઝાવામાં પડ્યો છું.'

'છેવટે એક જ શબ્દ, પવિત્ર પિતા! એક જ વખત કહેવા દો. મારા લગ્નને દિવસે એક બહુ સરસ પ્રિસ્ટે મને ખાતરી આપી હતી કે દુનિયા પરના લગ્ન પછી સ્વર્ગમાં તમે બન્ને જરૂર લગ્નથી જોડાશો.'

'અને મને, પવિત્ર પિતા!' ગ્લેસ્ટોને કહ્યું: 'મારા લગ્નને દિવસે એક બીશપ—આપ જુઓ એક બીશપ (મોટા પાદરી)—પ્રિસ્ટ નહીં પણ બીશપ—તેમણે મને આના આ જ શબ્દોમાં એ જ ખાતરી આપી હતી.'

'ભલા ભાઈ! હવે આ મહા મુસીબત ઊભી થઈ! ભારે મૂંઝવણવાળી વાત થઈ!' પવિત્ર પિતાએ કહ્યું: 'પૃથ્વી પરના મારા પ્રતિનિધિઓ વગર વિચાર્યે કામ કર્યે રાખે છે. પણ મેડમ! તમે તમારી જાતે પસંદ કરો ને નિર્ણય જણાવો.'

અને પછી એ વિધવા યુવતી શરમથી અને લાગણીના આવેગમાં બોલીઃ 'હે દેવ! જો આપમાં અખૂટ ભલમનસાઈ હોય તો મને શેરીડાર્ટ પાસે

[અનુસંધાન પાન ૭ મે

અવસાન પામેલા જુવાન પુત્રની વાતો દ્વારા દિલાસો શોધતા લખમણે આખરે

# કોઠો ઠાલવ્યો

લેખક
ગિરીશ

વરસાદે આખો દિવસ પોરો ખાધો ન હતો. સંધ્યાટાણું પછી માંડ મેઘરાજા થાક ખાવા રોકાયા હોય એમ લાગતું હતું તોય ઝીણી ફરફર ભીના રસ્તાઓને ભીના રાખી રહી હતી.

મેઘલી રાત જામી હતી. સાડાનવ વાગ્યામાં તો મધરાત જેવો સૂનકાર પથરાયો હતો. સુધરાઈના વીજળીના દીવા પાણીવાળા રસ્તા પર પોતાના ચમકતા તેજનું ઝાંખું પ્રતિબિંબ પાડી રહ્યા હતા.

આવે ટાણે બજારના પદમચોકના ઘોડાગાડી–મથક પર બે ઘોડાગાડી કોઈ બેસારુની વાટ જોતી ઊભી હતી.

ગાડીઓ પડખે પડખે ઊભી હતી. જુવાન ગાડીવાળો ભવાન પોતાની ગાડીમાંથી ઝડપથી ઊતરી બાજુની ગાડીમાં ભરાયો અને બીડી સળગાવી, લખમણ પોતાની ગાડીમાં સૂનમૂન બેઠો હતો તેને પણ એક બીડી સળગાવી આપી.

'કાકા! હાલો હવે તમેય ભેગા થઈ જઈએ. કોઈ ફરકતું નથી.' ભવાને બીડીનો ઘૂંટ લેતાં કહ્યું. કાંઈ જ સાંભળ્યું ન હોય તેમ લખમણ સળગાવેલી બીડી હાથમાં રાખી બેઠો હતો તેમ જ બેસી રહ્યો.

'કેમ કાકા, ઝોકે ચડ્યા?' ભવાન બોલ્યો.

'તે પછી ગોવિંદાની વાત પૂરી સાંભળી!' લખમણે વિચારતંદ્રામાંથી જાગતાં પૂછ્યું અને અરધી સળગી ગયેલી બીડીનો ઘૂંટ લીધો.

'ઇસ્પિતાલમાં પહોંચું ઈ પહેલાં તો ગોવિંદાના રામ રમી ગયેલા.' એણે આગળ ચલાવ્યું, પણ ત્યાં તો છત્રી ઓઢી કોઈ બેસારુને આવતું જોઈ છલંગ મારી ભવાન લખમણની ગાડીમાંથી ઊતરી, ભાડું ઠરાવી, ડચડચ કરતો, પોતાની ગાડી હાંકી ગયો.

લખમણની વાત અધૂરી રહી. તે એકલો પડ્યો. પચાસ-પંચાવન વરસની ઉંમર. દૂબળું, ઓખલું અને તવાઈ ગયેલું શરીર. બંધાણુને ટેકે ટેકે ગાડીના ભાડા પર ઘોડાને જિવાડતો અને બટકુંક રોટલો તથા ચાના પાંચદસ કપ પર જિંદગી ખેંચતો લખમણ પાછો વિચારમાળામાં અટવાઈ ગયો.

અરધીક કલાક એમ વહી ગઈ.

'માળે ભારે કરી!' કહેતો એ ફરી જાગ્યો અને દૂરથી કોઈકને પોતાની ગાડી ભણી આવતું જોયું.

'એલા હાલ જોઈએ. આ પાસેની શેરીમાંથી અમારા દેવચંદદાદાને ઘેર પહોંચાડી આવ.' અને લખમણની ગાડીનો પરિચિત હોય તેમ એ આવનાર અંદર ચડી બેઠો. ગાડી એના ઘર આગળ આવી ઊભી.

દેવચંદદાદા ગાડીમાં બેઠા. ગાડીવાળા લખમણના હાથમાં ચાર–છ આના મૂકતાં ઘરવાળાએ કહ્યું: 'દાદાને બરાબર ઘરે પહોંચાડી આવજે.'

લખમણ દેવચંદદાદાના ઘરનો જાણીતો હતો. એણે એ બાજુ ગાડી વાળી.

'એલા, એણી કોર નહિ. જરા ફૂલગલીમાં લઈ લે ને.' અંદર બેઠેલા દાદાએ કહ્યું. લખમણ રસ્તાના ગારા ખૂંદતો ધીમી ગતિએ ગાડી હાંકી રહ્યો હતો તેણે આશ્ચર્ય પામતાં પૂછ્યું: 'ફૂલગલી કોર? અત્યારે! તમારે?'

'હા, હા, ઈ તારે શી પંચાત? અને માળા! આ રીતે તું મને મજરકે ચે ઠેકાણે નહિ લઈ જા. જરા હાંકને ઝડપથી ભાઈસા'બ!' મિજાજ, મીઠાશ અને નરમાશના મિશ્રિત અવાજે અંદરથી કહ્યું. લખમણે ચાબુક વીંઝ્યો.

'હેં શેઠ! મારા ગોવિંદાની વાત સાંભળી ને! તમારા ભાઈબંધ કુબેરબાપાની ઈ મોટર હાંકતો. આજ સવારે ગોવિંદો પાછો થયો!' લખમણ હૈયાની વાત કોઈને પણ કહેવા માગતો હતો.

'તે ઈ ગોવિંદ તારો દીકરો થાય? હરામખોરે ભારે કરી! માળાએ ગજબ કર્યો! પોતે કચરાઈ મૂવો ઈ તો જાણે ઠીક પણ અમારા કુબેરભાઈની મોંઘી મોટરના કુચ્ચેકુચ્ચા ઉડાવી દીધા! હમણાં જ કુબેરભાઈએ મુંબઈથી મંગાવેલી. આપણા ગામમાં એવી મોટર કોઈ આગળ નો'તી. માણસો પણ બેદરકાર થાય છે ને!' લખમણની વાત અદ્ધર રહી પણ દેવચંદે એકશ્વાસે આવું બધું કહી નાખ્યું. અને ફૂલગલીમાં ધારેલું સ્થળ આવતાં તે ગાડીમાંથી ઊતરી ઝપાટાભેર એક ઘરમાં પેસી ગયો.

'એ...ઈ ગાડી! પદમચોક' એટલું બોલતાં ત્રણ મવાલી જુવાનિયા લખમણની ખાલી થયેલી ગાડીમાં

ઘૂસી ગયા. લખમણ પણ વળતાં યે ભાડું જશે એ સંતોષે પદમચોક ભણી પાછો વળ્યો.

'આપણા ત્રણેમાં આજ તો હું ખાટ્યો. મને...'

'હવે લે રાખ! તું શેનો? અમે! હેં ભઈ! આપણે કેટલા શીશા ખાલી કર્યા અને...' ગાડીમાં બેઠેલા અંદર અંદર વાદ વદતા હતા. એમના અવાજ લથડતા અને ઘોઘરા હતા. 'પણ ઓલ્યો સાળો ગોવિંદો આપણી હારે ન આવી શક્યો. માળો ટીચીને હાંકતો હતો એમાં કચરાઈ મૂઓ! આપણી ચાર જણાની જોડી તૂટી પડી.' લખમણે અંદરથી આ સાંભળ્યું કે તરત જ પૂછ્યું: 'તે હેં ભાઈ! તમે ગોવિંદાના ભાઈબંધ? તમે એને ઇસ્પિતાલ ભેગો કર્યો હશે કાં? મને બધી વાત તો કરો.'

લખમણ જાણે કે આજે ગોવિંદાની વાત કરવા કે સાંભળવાની લત લઈ બેઠો હતો.

'કોણ લખમણ કાકા! અરે, અમે તો ઊંઘતા'તા હોટલના બાંકડા પર. ઊઠ્યા ત્યારે હબીબે વાત કરી. ગોવિંદો ગમે તેવો તોય એનું મૂલ નો થાય. બાંય્યાનો બેરુ.' એમ જવાબ આપતા ત્રણે જણ ગાડીમાંથી કૂદી પડ્યા. પદમચોક આવ્યો હતો.

લખમણ પાછો ગાડી–મથક પર આવી ઊભો. રાત વધતી હતી અને વરસાદ સાવ બંધ પડ્યો ન હતો. લગભગ બાર થયા હશે. થાકેલું શરીર, અસ્વસ્થ મન અને ખાલી ગાડી લઈ લખમણ તબેલા તરફ હાલ્યો.

'હાલો, બાપા! તબેલા ભણી.' એ બબડ્યો અને ઘોડો પણ જાણે એ સમજ્યો હોય તેમ, પોતાનાં દુર્બળ પગલાં લપસણા રસ્તા પર માંડતો, તબેલાને માર્ગે ચાલ્યો. તબેલો થોડોક છેટો હતો. વરસતા વરસાદમાં ઓછું ભીંજાવાય એટલે લખમણ ગાડીની અંદરની બેઠકે બેઠો બેઠો લગામ સંભાળતો હતો.

'કાલ સવારે જઈ કુંવરને તો ખબર કરું. બચાડીને બહુ દખ થશે. એકનો એક ભાઈ!' ગાડી હાલતી હતી અને એ બબડતો હતો.

ગાડીવાળા લખમણનો ગોવિંદો દીકરો થાય. બાયડી બે છોકરાં મૂકીને મરી ગયેલી. ગોવિંદો દીકરો ને કુંવર દીકરી. કુંવરને પરણાવી સાસરે મોકલી હતી. બે ગાઉ છેટે એક ગામડામાં તેનું સાસરું હતું. અને ગોવિંદો આઠ–દસ વરસનો થતાં ઘોડાગાડીના કોઈ હાંકનાર ભેગો છોકરા તરીકે રહી, પછી મોટો થતાં મોટર હાંકતાં શીખ્યો હતો. બાપ ભેગો એ જમતો નહિ. જ્યાંત્યાં જેતે ખાઈ સઈ રહેતો, નાટક-સિનેમામાં રખડતો, બીડીઓ ફૂંકતો, અને હલકી સોબતમાં હલકે સ્વચ્છંદે પણ ચડી ગયો હતો.

'ગોવિંદા! બાપા, આ તારી સારુ ખમીસ.'

'ગોવિંદ! ભાઈ, આ તારી સારુ પછેડી.'

'ભાઈ! આ તારે ખાવા લાડવો.'

એમ કહી લખમણ, ગોવિંદાને ગોતી ગોતી, એક અથવા બીજી વસ્તુ તેને પહોંચાડી આવતો.

'ડાહ્યો પણ છે ને સાવ! ઈ બધું મારી સારુ શું કરવા લાવતો હશે!!' બાપે આપેલું લઈ લેતાં ગોવિંદો ગણગણતો.

બાપ રાજી થઈ પાછો ફરતો.

× × ×

ગોવિંદની મોટરહાંકણી ભારે વખણાતી. હમણાં જ શહેરના લક્ષ્મીપુત્ર કુબેરશેઠે પોતાની નવી નકોર મોટર એને સોંપી હતી.

અને આજ સવારે એ જ નવી મોટર, બજારમાં અકસ્માત થતાં ભાંગીને ભુક્કો થઈ ગઈ હતી. ગોવિંદાની ખોપરી તૂટી ગઈ હતી, અને હોસ્પિટલે પહોંચે પહોંચે ત્યાં તો એ ગુજરી ગયો હતો

ઠેઠ સાંજે લખમણને વાવડ મળ્યા ત્યારે ગોવિંદાની રાખ સ્મશાનમાં ઊડતી હતી.

એક કલાક રોઈકકળી સંધ્યાટાણે એ ગાડી–મથક પર આવી ઊભો – ઘોડાનાં ચારોચંદી પૂરતું કાંઈક ભાડું ભાળે એ માટે.

એ તબેલે પહોંચ્યો. ગાડી છોડી. ઘોડાને તબેલામાં ખીલે બાંધ્યો. ચારાની એક-બે પૂળી આણી હતી તે પણ ઘોડાને નીરી.

તબેલો મોટો હતો. ઘણા ગાડીવાળા એમાં ઘોડાને બાંધતા. સૌના ઘોડા ઘાસ-ચંદી ખાતા હતા અને ગાડીવાળાઓ જેમ આવે તેમ આડા પડીને બહારની ઓસરીમાં ઘોરતા હતા. લખમણે પણ એક ઠેકાણે લંબાવ્યું.

એને ઊંઘ આવી નહિ. એનું મન આજે અંથર્યું બન્યું હતું. એને રડવું હતું, એને દિલાસો જોઈતો હતો અને કોઠો ઠાલવવો હતો.

પાસે સૂતેલા ગાડીવાળા વલાએ પડખું ફેરવ્યું. થોડી વારે તે ઊભડક બેઠો થયો અને માથા પાસે

પડેલી બાટલીમાંથી પાણી પીવા પવાલું ભરવા હાથ લંબાવ્યો. ત્યાં લખમણે કહ્યું: 'વલા ! ઈ તો ખાલી છે. લે હું તને પાણી લાવી આલું.' અને એણે વલાને પાણી લાવી પાયું.

'તેં વલા ! સાંભળ્યું ને ? ગોવિંદો ગુજરી ગયો. મને તો મોં જોવા યે ન મળ્યું. એની હારે દવાખાને ગયેલો વેલો મને એનાં લોહીવાળાં લૂગડાં આલી ગયો. તારી હારે જ લીધું'તું ઈ ખમીસ એણે પહેરેલું. જો આ પોટકી.' અને એણે ઓશીકે મૂકેલી પોટકી વલાને બતાવવા હાથમાં લીધી પણ વલો તો પાણી પી પાછો ઊંઘમાં પડ્યો હતો અને નસકોરાંના ઘોર બોલાવતો હતો.

લખમણ મૂંગો પડ્યો રહ્યો. એને ક્યાંય ચેન પડતું ન હતું. રાતના દોઢ–બે થયા હશે. મે મોળો પડ્યો હતો.

લખમણ ઊઠ્યો. એ પોતાના ઘોડા પાસે ગયો. દૂબળે દેહે સ્થિતપ્રજ્ઞની જેમ લખમણનો ઘોડો ઊભો હતો. ગમાણમાં પડેલાં ઘાસ–ચારાનાં બે–પાંચ તરણાં ભેગાં કરી લખમણે ઘોડાના મોંમા દીધાં: 'ખા બાપલા ! ખા, આટલું તો આટલું. હું યે ઘરડો ને તું યે ઘરડો. ગોવિંદો ગુજરી ગયો. તે દી તને ધમારીને એણે કેવો હળવો ફૂલ કર્યો હતો ! ગોવિંદો કો'ક દી આપણા ઢસરડા મુકાવત પણ ઈ તો હાલી નીકળ્યો આપણી પહેલાં ! ભગવાન પણ છે ને ! બાપ પહેલાં દીકરો ! જેવી તારી મરજી ! ભીડિયા.' અને એણે અંધારામાં ફરફરતી, પાસેના ભીડભંજન મહાદેવની ધજા ભણી જોયું. થોડી વારે પાછો ઘોડા તરફ ફરી બબડવા લાગ્યો: 'કુબેરશેઠની નવી મોટર ગોવિંદો હાંકતો હો–નવી નક્કોર, હા, ઈ હાંકતાં હાંકતાં ઈ ખપી ગયો...' અને પછી ભાંગીતૂટી જે કથની એણે અત્યાર સુધીમાં જાણી હતી તે બધી ઘોડાને કહી પોતાનો કોઠો ઠાલવ્યો ! માણસને ક્યાંક તો કોઠો ઠાલવવા ઠેકાણું જોઈએ ને ?

[ચેખોવની નવલિકાનો અનુવાદ

## સ્વપ્ન

[પાન ૬૩નું સાંધણ

જવાની રજા આપો, જો મારી ડાબી બાજુના દૂરના વાદળમાં ઊભો ઊભો પાએક કલાકથી મારી સામે સંકેત કર્યા કરે છે.'

મેં નજર ફેરવી જોયું તો તે વાદળમાં ઊભો ઊભો રંગીલો શેરીડાર્ટ ભારે ઉત્સાહથી સાંકેતિક અભિનય કરતો હતો. બીજો મિત્ર શેરીડાર્ટ ! હું ફરી કહું છું કે આ ફૂટડી અને ચાલાક સ્ત્રી મારા બધા મિત્રોને સુખી કરી શકે તેવી જ છે–અનંતકાળ સુધી–આ દુનિયામાં અને પછીની દુનિયામાં પણ !'

'તો શા માટે મને તે તુરત જણાવતી નથી ?' પવિત્ર પિતાએ કહ્યું: 'આથી હવે બધી બાબતનો નિવેડો આવી જાય છે. જ્યારે તું એક ભલી ક્રિશ્ચન બાઈ તરીકે દુનિયામાં રહી છો ત્યારે સ્વર્ગમાં તને સુખનો જીવનકાળ મળે એ જ માત્ર મારી ઇચ્છા છે.'

અને એ જ ક્ષણે હું ઝબકીને જાગી ગયો.

જેમાં ભેરિયો ગારુડી ભિખારી બની સગઈની બેન તગઈનાં પારખાં લેવા નીકળે છે

# સગઈ સંગાર

લેખક
મયૂર

ભેરિયે તો ડેરે જઈ કરીને પીળાં પીતાંબર ઉતારી નાખ્યાં છે ને વરવો વેશ લીધો છે. આખે ડિલે લીરાલધરા ને ગાલા વીંટ્યા છે. માથે ચીંથરાં બાંધ્યાં છે. સાત થીગડાંવાળી પછેડીમાં માણું જાર લીધી છે. ને સગઈની બહેન તગઈને ખાંડણિયે ધાન ખંડાવવા ભિખારો હાલી નીકળ્યો છે.

'એ બા! અમારું આટલું ધાન ખાંડી આપો ને. અમારાં છોરુડાં ભૂખે ટળવળે છે.' ભિખારે તો તગઈને દરબાર ભીખની રેલ નાખી છે.

તગઈને ઘેર તો આખા રાજનો ધજારો. બધી વસ્તીનાં ધાન એને ખાંડણિયે ખંડાય. ખાંડણિયાંનો કાંઈ આરોવારો નથી. હારની હારો લાગી ગઈ છે. લોઢા લોઢા જેવા મજૂરો હાથમાં લઠ જેવાં સાંબેલાં ઉપાડી ધાન ખાંડી રહ્યા છે. ધુબાકધુબ ધુબાકધુબ ધુબાકધુબ. ધબકારા આડે કાને પડ્યું સંભળાતું નથી.

તગઈને દરબાર માણુસનો મેળો ક્યાંઈ માતો નથી. કોકને પાલી જાર ખંડાવવી છે. કોઈની પાસે માણું છે તો કોક વળી પાંચ માણાનું પોટકું ઉપાડ્યું છે. સવાર સવારના રગી રીયા છે તો ય કોઈનો આરો આવતો નથી.

ભેરિયો તો ટોળામાં ફાણી ભરાવતો જાય છે ને મારગ કરતો જાય છે. 'એ બા! મારું આટલું ધાન ખાંડી આપો ને.' કહેતે કેતો તે આગળ હાલ્યો જાય છે.

મેદની તો એને જોઈ જોઈને હસે છે. જાત જાતની બોલીયું કરે છે. 'ઓહોહો! આવ્યો છે ને કાંઈ ઘોડે ચડીને!'

'એના મનમાં તો એમ જ હશે કે તગઈએ ધાનનું સદાવ્રત માંડ્યું છે.'

'એને મારગ દ્યો મારગ. એ તો તગઈનો કોક સગલો મહેમાન થઈને આવ્યો છે.'

'એનાં દરહણ તો જુઓ; ક્યા કારીગરે એની આ કાયા કંડારી હશે! ને ક્યા ભરમાએ એને આ કરિયાવર આપ્યો હશે!'

'હશેને કોક દાનેશરી વિક્રમનો દીકરો.'

ને માનખ્યો ખડખડ ખડખડ હસી પડે છે.

ભેરિયો તો મારગ કરતો કરતો દરવાજાને મોઢે આવી ઊભો છે. 'એ બા! મારું આટલું ધાન ખાંડી દ્યો ને. છોરુડાં ભૂખે ટળવળે છે.'

ધુબાકધુબ ધુબાકધુબ ધુબાકધુબ. ખાંડણિયામાં સાંબેલાં પડી રીયાં છે. પડ્યો બોલ સંભળાતો નથી; કોઈને ઘડીની નવરાશ નથી.

દરવાણીએ આડા હાથ ધર્યા છે. મેતાએ કલમ ગોદાવી છે. બધા ગોકીરો કરે છે: 'એલા ક્યાં જ છ! એલા ક્યાં જા છ?'

પણ ભેરિયો તો કોઈને ગાંઠતો નથી. વાટ જોતે નથી, વગત પૂછતો નથી ને જઈને એક ખાંડણિયામ ધબ દઈને જાર ધબકાવે છે.

ખાંડણિયાનો પાળિયો તો ભેરિયાની સામું જો રહે છે. એની આંખે રંગ ચડી આવ્યો છે. એણે સાંબેલું ઊંચું કર્યું છે. 'એલા ભિખારડા! પૂછતે નથી, ગાછતો નથી ને આવીને આ જાર ધબકાવી જોતો નથી અંદર જાર પડી છે તે! તારા બાપને માલ હશે કાં!'

ભેરિયો કહે છે: 'ભિખારાને વળી બાપનું શું; પરબાપનું શું? એને તો ભીખમાં જે મળે એ બધું પોતાનું.'

'તો તારે આ જાર ઓળવી જવી હશે!'

તો કે 'એમ માનજે ને ભા, કે ભીખમાં દીધી'તી.'

'સાંબેલાં ઉપાડી ઉપાડીને જીવ અમારો નીકળી જાય છે. ને હાલી નીકળ્યો છે મફતનો માલ ખાવા.'

'તને બળ પડતું હોય તો લાવને ભાં, તારુ સાંબેલું. હું મારી મેળે બે ટાશ ખાંડી લઈશ. મારે પંડ કંઈ થોડો જ ઘસાઈ જવાનો છે.'

પાળો જોતજોતો રહી જાય છે ને એના હાથ માંનું સાંબેલું જઈને ભેરિયાના હાથમાં પડ્યું છે.

ભેરિયે તો લઈને સાંબેલું ખાંડણિયામાં ધુબ કાઢ્યું છે. ધુબકો થાતામાં તો બધા ય પાળાના હાથ માંથી સાંબેલાં વછૂટ્યાં છે. વછૂટી વછૂટીને એ તે નોધારાં બની ઊભાં છે. નથી કાંઈ ઓથાર, નથી કાં આશરો. ભેરિયો સાંબેલું ખાંડણિયામાં નાખે છે ને સાથે બધાં ય સાંબેલાં ખાંડણિયાંમાં પડે છે. ધુબાકધુબ ધુબાકધુબ ધુબાકધુબ. ધબકારા થાય છે. ખાંડણિયાંમ જાર ખંડાય છે ને બધા પાળિયા તો આગવા જા

ઊભા છે, દીવીના ચાડાની જેમ.

સહુ વિમાસણમાં પડી ગયા છે. એક તો અચરજ થાય છે ને બીજી હાથુની માથે·બે છે.

પાળિયો કરગરે છે: 'ભાઈ પરદેશી! તારી કળાનો કાંઈ પાર નથી. પણ મને મારું સાંબેલું પાછું દઈ દે. હું તારી ગર ખાંડી દઈશ.'

તો કે 'તારે તે ધાન ખંડાય એવું કામ છે કે સાંબેલાનું કામ છે? તારે તે ભાઈ રોટલાનું કામ છે કે ટપટપનું કામ છે? એળ્યે એળ્યે ધાન ખંડાય છે, પછી હાથની ચળ ભાંગવા શીદને ઉતાવળો થા છ?'

પાળો કહે છે: 'પણ મારા વાંસામાં સળવળાટ થઈ રીયો છે ભાઈ. વળી પાછા કોરડા પડશે.'

તો કે 'આકુડો આકુડો કાંઈ મારે ખરો? તારા શેઠને તો ધાન ખંડાય એ જ જોવે છે ને?'

'એગી ભેગી અમારી કાયા યે ખંડાય એની એને ચીવટ છે.'

'તો કે એવો કંટો તારો શેઠ છે?'

'એવી અનેસી અમારી શેઠાણી છે. આ ખાંડણિયે તો તગઈ સંગારનો ઈજારો છે.'

તો કે 'સગઈ સંગારની બહેન તગઈ સંગાર?'

'ભારે કામણકૂટી છે ભાઈ. હાથમાં કોરડો લઈ ફરે છે ને પૂછ્યા–ગાછ્યા વિના સબોડે છે. અમારા તો બરડા ચીરી નાખ્યા છે રાંડે.'

કહેતકહેતામાં તો તગઈ સંગાર ત્યાં આવી પહોંચી છે.

પૂરા પાંચ હાથ ઊંચી કાયા છે. ડિલે મેદનો કાંઈ પાર નથી. મોઢું જાણે વંતરવેતાલે ઘડી આપ્યું છે. ને માથે વાળનો ઝુંડો જાણે ખજૂરીને પાન આવ્યાં છે. અંગ ઉપર વસ્તરમાં વસ્તર એક ઘાઘરો પહેર્યો છે ને એનો ય કછોટો વાળ્યો છે. છાતીએ મણ મણના લબાચા વળગાડ્યા છે ને ઉપર તાણીને કસો બાંધી છે જાણે કે ઊંટને માથે પલાણ નાખ્યું છે. હાથમાં મીઠાનું પાણી પાયેલો કોરડો છે. અવળચંડાઈનો કાંઈ પાર નથી. વાંક જોતી નથી, ગુનો પૂછતી નથી, જે સામું મળ્યું એના વાંસામાં ફડોફડ ફડોફડ કોરડા ઝૂડે છે. એને કોરડે જ એની હાંક બોલે છે. મોઢાની ગોળ ઉતારતી ન હોય એમ ગાળોનો વરસાદ વરસાવે છે. બાપગોતર સારો શબ્દ જાણે શીખી જ નથી.

સડસડાટ કરતી એ તો ભેરિયા પાસે હાલી આવી છે. નથી કાંઈ પૂછતી–ગાછતી ને ફડ કરીને પાળિયાના વાંસામાં કોરડો સબોડે છે.

પાળિયો તો બચાડો બેવડ વળી ગયો છે. એના વાંસાની ખાલ ઊખડી ગઈ છે.

ભેરિયાની આંખ ફાટી ગઈ છે. તે બોલી ઊઠે છે. 'અરેરે શેઠાણી! તું તે કસાઈ છો કે માણ છો? બચાડો ધાન ખાંડીને અધમુઓ થઈ ગીયો છે ને ઉપર જાતાં કોરડા માર છ?'

તગઈ તો હજી ધૂંવાંપૂંવાં છે. ભેરિયાનો શબ્દ એને કાને પડતો નથી. એ તો લવે છે: 'હરામનાં હાડકાં થઈ ગીયાં છે. ઘડીક આઘાપાછા થયા કે આ સાંબેલાં હેઠે મૂક્યાં છે ને આ વાતે વળગ્યા છે. પણ ખબર નથી વાંસા ફાટી જશે.'

ભેરિયો વળી કહે છે: 'તારે તે આંખ છે કે કોડાં શેઠાણી? બચાડાએ સાંબેલાં હેઠાં મૂક્યાં હોય તો ય મારે ને ન મૂક્યા હોય તો ય મારે? તારા તો હાથ જ ચળવળતા લાગે છે.' ભેરિયો તગઈની સાથે વાદે ચડે છે.

સાંબેલાં તો ક્યારનાં સહુ પાળિયાના હાથમાં પહોંચી ગયાં છે. ધુબાકધુબ ધુબાકધુબ ધુબાકધુબ. ધાન ખંડાયે જાય છે.

પાળાને મૂકીને શેઠાણીએ ભેરિયાને લીધો છે. ઘડીક તો એ એની સામે જોઈ રહી છે: 'કોણ છે તું, ભામટા? આખું ગામ દરવાજા બહાર ઊભું રહે છે ને તું અંદર હાલી નીકળ્યો છે તે કોઈને પૂછ્યું–ગાછ્યું?'

તો કે 'કોને પૂછું–ગાછું? રોકવાવાળો કોઈ સામો મળ્યો હોય તો ને?'

'તે દરવાણી બધા ક્યાં મરી ગયા?'

તો કે 'અહીંથી ગયા હશે તે તો મોતમાંથી છૂટશે, શેઠાણી. આ બચાડા અહીં પુરાણા છે એનો જ મરવા વારો છે.'

'ભારે કાંખરો લાગ છ! એલા તારે અમારી પંચાતમાં પડવાનું કાંઈ કારણ?'

તો કે 'પંચાત તો તેં ઊભી કરી શેઠાણી! હું તો ઊભો ઊભો ધાન ખંડાવતો'તો.'

'નીકળ બહાર.'

તો કે 'મારું આટલું ધાન ખંડાઈ રહે પછી નીકળું.'

'પૈસા-બૈસા આપ્યા કે બસ હાંઉ, આવીને ખાંડણિયામાં ધાન ધબકાવી દીધું!'

તો કે 'તારા મેતા તો બચાડા બહુ દાનસ્તા. કહે કે અમારી શેઠાણી તો ભારે દાનેશરી. ભગત-ભિખારાનો દોકડો ય નો લે.'

'કહે જ ને મારા રોયા. મેં તો અહીં ધાનનાં સદાવ્રત માંડ્યાં હશે કાં? ક્યાં ગયા મારા રોયા? આજ તો પાર જ પાડી દઉં.'

તો કે 'આજ તો હવે હાથ આવી રીયા. માંડ બંધીખાનેથી છૂટ્યા છે.'

'એલા ભિખારા! તારામાં એટલી રાઈ? મારા માણસને તું ભગાડી મૂકે?'

તો કે 'હું શું ભગાડીશ, શેઠાણી? તોડાવી તોડાવીને ભાગ્યા છે. કોરડા કોને સારા લાગે?'

'તું હવે જા છ કે નહિ?'

તો કે 'આટલું ધાન લઈ લઉં પછી જાઉં.'

'ધાન હવે મળી રીયું.'

તો કે 'એ તો ભગત-ભિખારાનું ધાન, ખેરાતનો માલ. તારાથી ઓળવી ન લેવાય શેઠાણી!'

'તે અહીં તારે માટે ધાન ખાંડતાં હશું! ખબર નહિ હોય. હાથમાં છોડા પડે છે ને અંકોડેઅંકોડા નોખા થઈ જાય છે.'

તો કે 'એમાં જ આ કાયા લબડી પડી છે, શેઠાણી!'

તગઈ તો એવી ખિજાણી, એવી ખિજાણી. એને રોમે રોમે લાય લાગી છે. એની આંખોમાં લાલ દોરા ફૂટી નીસર્યા છે. આટલો અમથો ભિખારો એની સામે બોલી કરી જાય? એણે એક હાંક મારી: 'એલા ક્યાં મરી ગયા બધા?'

ભેરિયો તો ખડખડ હસે છેઃ 'બચાડા ક્યાં સુધી જીવતા રહે? કાંઈ થોડા કોરડા પડે છે!'

'તો તું યે એની ભેગો સોંડી જા. તને ય ખબર પડે કે મળ્યા'તી.'

તગઈએ કોરડો ફેરવ્યો છે. ભેરિયાના વાંસામાં પડે એટલી જ વાર.

પણ ત્યાં તો ભેરિયો વળી ખડખડ હસી પડ્યો છે. 'રોયા હસ છ શું? કોઈને નાગાંબાગાં ભાળ્યાં?'

તો કે 'આમાં હવે ઢાંક્યું શું રહ્યું છે? તું જ તારી આંખે જોઈ લે ને.'

તગઈના કાપડાની કસ તૂટી ગઈ છે. એના અંગનાં ઢાંકણ દૂર થયાં છે. તો ય એને ભોંઠામણ નથી. એ તો કહે છેઃ 'મારે વળી વસ્તરના વળગાડ શા? આ તો અંગ આડા હકૈટે નો ચડે એટલે આટલો ઢોંઢુંબો કરું. આ લે તારે જોતાં હોય તો તું લઈ જા.'

એણે તો વસ્તર લઈને ભેરિયા ઉપર ફગાવ્યાં છે. ભેરિયો તરત ચેતી ગયો છે. કામરુદેશની કામિનીએ એની વિદ્યા અજમાવી છે. વસ્તર ભેરિયા ઉપર પ એટલી જ વાર. તરત જ નરમાંથી નારી થઈ જા પણ ભેરિયો લખગુરુનો ચેલો હતો. એ કાંઈ એ તગઈથી ગાંજ્યો જાય એમ ન હતો. એણે તો વસ્ત અદ્ધરથી પાછાં ઉડાડ્યાં છે. 'તને ભોંઠપ નથી શેઠાણી પણ અમને શરમ આવે છે. અમારો તો ભગત ભિખારાનો અવતાર. ઘરઘરનાં આંગણાં ખૂંદી વળીએ અમારાથી નવસ્ત્રી નારી નો નીરખાય. અમારે ભિખારીનો ધરમ જાય. લે મારાં દીધાં તું પહેરી લે.

કહેતકેતામાં વસ્તર તો પાછાં તગઈને ચોંટ ગયાં છે. ચોંટી ગયાં છે ને તગઈ સંગારને આખે ડિ કાળી બળતરા હાલી નીકળી છે.

ને તગઈ સંગાર ચેતી ગઈ છે. આ કાંઈ કોર હાલોભૂલો ભગત-ભિખારો નો હોય. નક્કી પદ્મણીને એંકાર ઉતારનાર ભેરિયો ગારુડી મારે ખાંડણિયે ધાન ખંડાવવા આવ્યો છે.

એણે તો લૂગડાં તરત જ આભે ઉડાડ્યાં છે 'ભામટા! કોઈનાં નહિ ને તારાં લૂગડાં હું પહેરીશ! હું કોણ? હું તગઈ સંગાર. એક દીમાં સો થાપું ને લાખ ઉથાપું તને ય હવે દેખાડી દઉં કે કેટલી વીસે સો થાય છે.'

લૂગડાં તો આભે ઊડ્યાં છે. બગલાં થઈને અલોપ થઈ ગીયાં છે. ને માયે જણી'તી એવી તગઈ સંગા ભેરિયા ગારુડીની સામોસામ મણમણનાં બારદાન ઉલાળતી ઊભી છે.

ભેરિયો તો હસી હસીને ઢગલો વળી જાય છે. 'લૂગડાં તો લઈ લીધાં શેઠાણી, હવે શું બાકી રીયું છે!'

પણ તગઈને લાજે નથી ને શરમે નથી. અસ્ત્રી જેવી જાત છે. સામે મરદ જેવો મરદ ઊભો છે. તો ય

એને ભોંઠપ નથી, ભોંઠામણુ નથી. એ તો કામરુદેશની કામિની. મળે ત્યાંથી માનવીને એની જાળમાં લ્યે. દિવસે પોપટ કરી પાંજરે પૂરે ને રાતે માનવી બનાવી એની સાથે રંગે રમે. એ તો લાખ થાપે ને લાખ ઉથાપે. એની છાતીએ થડકારો નહિ ને એની કાયામાં કાચબી નહિ. એણે તો વળી કોરડો ખીંચ્યો છે. કોરડો ભેરિયાની ડોક વીંટાયો છે. ભેરિયો તો અલખ જોગીનો અવતારી. એની ડોકે તો મોટા ભોરીંગ વીંટાય. એની કાયા તો ધરતીના બેટડા શણગારે. ભેરિયાનો સ્પર્શ થતાં તો કોરડો તગઈના હાથમાંથી સરવા લાગ્યો છે. સરતો જાય છે ને ભેરિયાને ગળે વીંટાતો જાય છે. તગઈ સંગારના હાથ હેઠા પડ્યા છે. એને હાથેથી વછૂટીને એનો કાળજાળ કોરડો કાળોતરો નાગ બની ભેરિયાના ગળાનો શણગાર બની ગયો છે. ઊંચી ફેણ કરીને એ તો જીભી લબલબાવે છે.

ભેરિયો હસે છેઃ ‘હવે તગઈ સંગાર! હવે કયો કામિયો હાથ ધરવો છે? તમારા દેશમાં તો કામિયાનો આરોવારો નહિ.’

તગઈ ચડચે ભરાણી છે. એણે સાંબેલું ઉપાડ્યું છે. છૂટું ભેરિયાના માથામાં માર્યું છે. પણ ભેરિયાને માથે તો કાલમીંઢ શિલા જાણે ઢળી છે. સાંબેલું શિલાને અથડાઈ પાછું ઊડ્યું છે. ઊડીને તગઈને માથે ટોકર દીધી છે. જઈને પાછું ખાંડણિયામાં પડ્યું છે.

કામરુદેશની કામિનીએ હવે કામણુદુમણુ ને મારણુ વશીકરણનો આશરો લીધો છે. ખાંડણિયામાંથી જુવારના દાણા લીધા છે. ફૂંક મારીને ભેરિયા ઉપર ફેંક્યા છે. ભેરિયે સામી ફૂંક મારી છે. દાણા ઊડીને પાસે ઊભેલા પાળિયા ઉપર પડ્યા છે. પાળિયો બચાડો પથ્થર બની ધરતીએ ઢળી પડ્યો છે.

ફરી વાર તગઈએ દાણા મંતર્યા છે. મંતરીને દાણા ભેરિયા ઉપર છાંટ્યા છે.

ભેરિયો કહે છેઃ ‘આ વખતે તો તગઈ! તારે માથે જ મૂઠ પાછી વાળું એમ થાય છે. પણ વળી પાછો તને વસવસો રહી જશે. તારી વિદ્યાના એંકારનો તને ઓરતો રહી જશે.’

એણે તો આવતા દાણા હવામાં ઉછાળ્યા છે. હવામાં રંગરંગનાં કુંડાળાં પ્રગટ્યાં છે. કુંડાળે કુંડાળે ભાતો પડી છે. ભાતે ભાતે ભડકલા દેખાયા છે, ને મહીંથી લીલાંપીળાં તેતરંડાં પાંખો ફફડાવી અદ્ધર ચડી ગયાં છે.

તગઈએ અંબોડેથી ઊનનો દોરો છોડ્યો છે. દોરો છોડીને એણે સાત સાત ગાંઠ વાળી છે. ગાંઠે ગાંઠે મંતર મૂક્યા છે. મંતરી કરીને દોરો ભેરિયા ઉપર ફેંક્યો છે. ‘પોપટ બન જા.’

ભેરિયે સાત થીગડાં વાળી પછેડીનો ગાળિયો કર્યો છે. ગાળિયો તગઈ ઉપર ફેંક્યો છે. ‘ગદ્ધી બન જા.’

તગઈનો દોરો તો ધરતીએ પડ્યો છે. ધરતીની ધૂળ ઊંચે ચડી છે. ધૂળમાંથી પોપટનાં બચ્ચાં તિતરવિતર કરતાં ઊડી ગયાં છે.

ભેરિયાનો ગાળિયો જઈને તગઈની ડોકમાં આવી ભરાણો છે. આઠ મણની કાયાવાળી તગઈ ગાળિયો પડતામાં તો ગધેડી બની ગઈ છે. ધોળી ધોળી બાસ્તા જેવી. લાંબા લાંબા કાન છે ને મણ મણનાં ઢીંઢાં છે. આંચળ તો ધરતીએ ઢસરડાય છે. ગધેડી બનતાં તો એણે ગાન શરૂ કર્યું છે. હોં ચી હોં ચી હોં ચી. એના પાળિયા ને દરવાણી, મેતા ને મસુદી બધા ખડખડ ખડખડ હસવા લાગી ગીયા છે.

ભેરિયે તો ખાંડણિયામાંથી ધાન ભેગું કર્યું છે. પાંચ માણા ધાનની પોટકી બાંધી છે. પોટકી માથે મૂકી એણે ગધેડી ઉપર રાંગ વાળી છે. એ તો પડખામાં પાટુ ભરાવતો જાય છે ને ડચકારા કરતો જાય છે. તગઈને દરબારેથી ભેરિયો તગડ તગડ છડી સવારીએ હાલી નીકળ્યો છે.

વાંસે ગામેડું ઊમટ્યું છે. બધાં દાંત કાઢી કાઢીને ઢગલો થઈ જાય છે. ને ઊભે મારગે ગધેડી ભૂંકતી જાય છે.

સગઈ સંગારે શરત તો કરી છે પણ રહી રહીને એના મનમાં વિમાસણ થાય છે. અરેરે શા માટે મેં સુખનો જીવ દુઃખમાં નાખ્યો? મનપંખી આવો મળ્યો, પછી આડાં અંતરપટ મેં તે શીદને ધર્યાં? અવળચંડીએ અવળી મત સુઝાડી ને મેં ભોળીએ કાંઈને નહિ ને તગઈને હવાલે જોગંદર સોંપી દીધો. એ કામણગારી નારી એને માથે કોણ જાણે કેત્તાંયે વીતક વિતાડશે. બાવન વીર ને ચોસઠ જોગણીની ઉપાસક જરૂર એનો ભોગ ચડાવી દેશે. કાં તો કાચા માંસની ખાનારી એને ભરખી જશે.

થાતાં શું થઈ ગયું છે પણ પછી પસ્તાવાનો પાર રહ્યો નથી. માંડ કરીને મનનો માળવો હેઠો બેઠો’તો

ત્યાં ફરી પાછા લોઢ ફરી વળ્યા છે. જીવડો હાલક-લોલક થઇ રીયો છે. અરેરે મારા ભેરિયાનું શું થશે? મારા ભેરિયાનું શું થશે! મારા ભેરિયાનું શું થશે! પદમણીને એ એક જ ઝંખના છે.

ત્યાં તો સામેથી સોદાગર હાલ્યો આવે છે. રાંગમાં ઊંચી પાંચ્છ્ દ જેવી ગધેડી છે ને માથે મણનો ભાર છે. ગમે તેવો વેશબાદલો કર્યો હોય તો પણ હવે એ એના હાકમને નો ઓળખે તો તો થઇ જ રીયું ને! મન સાથે મનનો મેળ મળી ગયો છે. દૂધમાં સાકર ભળી છે. તું મન લાગી મુંમના, મું મન લાગી તું. બેય એકમેકમાં ઓતપ્રોત થઇ ગયાં છે. એણે તો ભેરિયાને આઘેથી જ ઓળખી કાઢયો છે. ઓળખ્યો છે ને આવતાં ભાળ્યો છે એવી જ પદમણીએ હડી કાઢી છે. લોકની લાજ–શરમ એણે નવે મૂકી છે ને મોરલાને ઝાલી લેવા ઢેલડી દૂકી પડી છે.

ભેરિયે માથેથી પોટલી હેઠી નાખી છે. હીરા-લસરા આઘા કર્યા છે ને બોલ્યો છેઃ 'લે પદમણી! તારી શરત પૂરી થઈ. ભરી લે, પૂરેપૂરા પાંચ માણ્યા છે. એકના પાંચ ગણ્યા લીધા છે ને દામ ત્યારે દોકડો યે નથી આપ્યો.'

'ને તગઈ બેન સાંપી રહી?'

તો કે 'એજ્યે નો માની તો બેજ્યે મનાવી.'

'બેન છે તો સાજીનરવી ને?'

તો કે 'સાવ સાજીનરવી છે. ફક્ત માણસના મોંએ નથી રહી.'

'તયેં!'

તો કે 'તારી મેળે જ પારખું કરી લે ને. તમે તો ત્રણે કાળનું જાણો ને! કહોછ ને કે બધી વિદ્યાનો તમારે ઘેર ઇજારો!'

પદમણીએ તો આડું જોયું છે ને અવળું જોયું છે. ક્યાં યે તગઈ સંગાર દીઠી નથી.

સામે ઊભી ઊભી ગધેડી પૂછડું પટપટાવે છે ને હોંચી હોંચી કરી રાવ કરે મે. એની આંખે આંસુડાની ધારા છે. તો ય પદમણી એને અણસારે ય ઓળખતી નથી. માની જણી બેન તો રસરસ રુવે છે.

ભેરિયો કહે છેઃ 'હવે તો રજા છે ને પદમણી! તારી શરત મેં પૂરી કરી. હવે અમે મુકામે જાશું મારી ગધેડી ભૂખી થઇ છે. છૂટી મેલું તે ઉકરડા તો વરખોળે.'

સગઈ તો બહેન વિના ઘાંઘી થઇ છે. તે જોગંદરને વીનવે છે. 'જોગંદર! મારી બહેન લાવી આપો. બહેન વિના મને ઘડી યે નહિ સોરવે.'

તો કે 'તમે તો બધી વિદ્યા જાણો, પદમણી. ભૂચર, ખેચર ને અગોચર પરમાણો. તમારાથી શું અજાણ્યું છે! નજર લાંબી કર એટલે બહેન નજરે પડશે.'

પદમણીએ તો અગોચર વિદ્યા યાદ કરી છે ને ગધેડીના રૂપમાં તગઈ સંગારને જોઈ છે. એણે તો કાળી રાડ સાંધી છે. 'હાય! હાય! જોગીડા! કાચી કુંવારી મારી બહેન ઉપર પલાણ માંડ્યું!'

તો કે 'માથે મણ એકનો બોજ હતો. ઘોડી ન મળે પછી ગધેડી તો છે જ મે.'

'એનો એક ગુનો માફ કરી દે જોગંદર! એને બંધનમાંથી છોડી દે!'

તો કે 'પછી પદમણી પોપટ તો નહિ બનાવી દે ને!'

'પોપટ બનાવીને હૈયાને પાંજર તો પૂરી દીધો છે.' બોલ બોલતાં તો પદમણીનું હૈયું વેંત વેંત ઉલાળા મારે છે.

તો કે 'તું કહેતી હો, તો છોડી દઉં. પણ એને લૂગડાં તો નાખ. ભરી બજારે નવસ્રી ભૂંડી લાગશે.'

'તે એનાં લૂગડાં યે લઇ લીધાં જોગીડા?'

તો કે 'ના રે ના, એને તો નર બાંગીને નારી કરવી'તી. તે લૂગડાં તો બગલાં ઉપાડી ગયાં. ને મારાં દીધાં લૂગડાં એ થોડાં જ પહેરવાની હતી?'

'તારે તે કેટલીને લૂગડાં પહેરાવવાં છે, જોગીડા! એકને પહેરાવ્યાં છે એ બસ છે.' પદમણીનું મોઢું મરકે છે.

તો કે 'એ વાસ્તે તો અહીં લઈ આવ્યો છું. તારી બહેનનો દેહ તું ઢાંક. એની આબરૂની તને ખેવના. મારે ભગત–ભિખારાને શું!'

સગઈએ ઘરમાંથી ચીર, ચરણિયો ને ચોળી મંગાવ્યાં છે. મંગાવીને ગધેડી ઉપર નાખ્યાં છે. ભેરિયે ગળામાંથી ગાળિયો કાઢી નાખ્યો છે. તગઈ સંગાર નીચે મોઢે સામી ઊભી રહી ગઈ છે.

ભેરિયો કહે છેઃ 'હવે તો શરત પૂરી થઈને, પદમણી?'

તો કે 'પૂરી થઈ ગઈ, જોગંદર!'

'પૂછવું હોય તો પૂછી લેજે તારી બહેનને.

વળી પાછું કાંઈ બાકી નો રહી જાય.'

તો કે 'પૂછી મેલ્યું છે મેં તો.'

તગઈ સંગાર તો કાંઈ બોલે કે ચાલે. ઊભે માર-ગડે ગધેડી કરીને હાંકી છે. એની ભોંઠામણનો કાંઈ પાર નથી. એનો એંકાર ઊતરી ગયો છે.

હાથ ઝાલીને સગઈ સંગાર ભેરિયાને ઓરડે લેવા જાય છે ત્યાં તો રૂમઝુમ રૂમઝુમ ઝાંઝરના ઝમકારા થાય છે ને એક સોળ વરસની સુંદરી ત્યાં આગળ આવીને ઊભી રહી ગઈ છે.

સગઈ તો સુંદરીને જોઈને હરખાઈ ગઈ છે. 'સારું થયું બહેન કલાલણ! તું યે આવી ચડી. આજે મારે મોલ ઉત્સવ છે. આજે જોગંદર મારા ઘરમાં પગલાં કરશે.'

'પગલાં કયાંથી કરશે, પદમણી! આડી હું ઊભી છું ને. હું કબલી કલાલણ.' કલાલણ આડી ફરે છે.

કલાલણ એક તો રૂપે ઈંદરની અપસરા જેવી છે ને તેમાં વળી ઉપર જોબનનો ઠાઠ કર્યો છે. રૂપે મોટા મણિધર–ફણીધરનાં માન મુકાવે છે ને લખણે કંઈકને ઘરબાર વિનાના કર્યા છે. પૂરેપૂરી લખણવંતી છે. આખું ગામ એનાથી ચાતરીને ચાલે છે. એને ઓછાયે પણ કોઈ ચડતું નથી.

આખા બેટમાં ઠગમાં ઠગ કોઈ હોય તો એક કબલી કલાલણ. ભરી બજારે પીઠું માંડીને બેસે ને આખા મલકને લૂંટે. દામ લ્યે ત્યારે દારૂના ને પાય ત્યારે ટાઢું બોળ પાણી.

રાતે મધરાતના પહોર થાય ત્યાં સુધી મેડી શણગારીને બેસે ને જોબનની હોડ માંડે. જે કોઈ એને જીતે એના પગમાંથી નીસરી જાય ને હારે એના હીરચીર બધું લૂંટી લ્યે. હજુ સુધી તો કોઈ માઈનો પૂત એની મેડીએથી રંગે રળિયાતે હેઠો ઊતર્યો નથી.

મધરાતના પહોર ઊતરે ને એની મેડીએ દીવા હોલવાય. પાછલી રાતનાં એનાં કરતૂકની કોઈને ખબર નો મળે. કોઈ કહે એ મસાણે જઈ ભેરવને સાધે છે, તો કોઈ કહે ઈંદ્રની સભામાં એ નાચ કરવા જાય છે. કોઈ કહે નવતેરી નગરીમાં એ ખાતર પાડવા નીકળે છે ને કોઈ કહે એ સાટાંદોદાં કરવા હાલી જાય છે. કોઈ કાંઈ કહે છે ને કોઈ કાંઈ કહે છે તરેહ તરેહની વાતો લોકોને મોંએ ચડી જાય છે પણ ખરી વાતનો ભેદ કોઈના કળ્યામાં નથી. એનો ભેદ તો એ એકલી જ જાણે છે.

પછી પરદેશીનો ઉતારો એને ઘેર. ગામમાં કોઈ નવતર માણસ આવ્યો કે એને ઉપાડી આવે. કી બધો આગતા–સ્વાગતા કરે ને સવાર પડે ને પરદેશી અલોપ થઈ જાય.

ત્રણે બહેનપણીઓમાં કબલી કલાલણ બે ટાશ ચડે. આખા બેટમાં એનો જોટો નહિ. બધાં ય એનાથી બીતાં હાલે.

કલાલણે તો ભટ કર્યું ને કહી નાખ્યું છે: "એમ કયાંથી પગલાં કરશે, પદમણી! આડી હું બેઠી છું ને.'

એના તો બોલ જ જાણે એક ઘા ને બે કટકા.

સગઈ પૂછે છે: 'તારે ય હજુ પરદેશીનાં પારખાં લેવાં છે, બેન! એકવાર તગઈ બહેનને પૂછી જો.'

તો કે 'એમાં શા મોટી મોય મારી છે? ગધેડી હતી ને ગધેડી કરી છે.'

તગઈને તો રોમ રોમ લાગી ગઈ છે, પણ શું કરે? મન વાળીને બેસી રહી છે.

કબલી કહે છે: 'પરદેશીના ઉતારા મારે ઘેર. એકવાર મારો મહેમાન થઈને રહે, એટલે હાંઉં.'

સગઈ કહે છે: 'પરદેશીને તો મેં ઉતારા–ઓરડા દીધા છે.'

તો કે 'એકવાર મારે પીઠે બેસી દારૂ પીએ એટલે હાંઉં.'

સગઈ કહે છે: 'જોગીજતિને દારૂની આખડી છે.'

ભેરિયો કહે છે: 'એટલી અમથી વાતમાં વઢવડ શું કામ કરો છો? એની યે શરત પૂરી કરું, પછી કાંઈ?'

સગઈ કહે છે: 'ત્રણે બહેનપણી છીએ.'

તો કે: 'એકબેકને ખોટું લાગે એ શા કામનું? ભલે હું મારે શરત પૂરી કરીને પછી આવીશ.'

જોગંદર તો ત્યાંથી હાલી નીકળ્યો છે.

સગઈ સંગાર વળી વળી કલાલણને વીનવે છે: 'શા માટે સખનો જીવ દખમાં નાખે છે બેન? તારા ગોરખધંધા કાંઈ કામ નહિ આવે ને પછી પસ્તાવો થશે.'

કબલી કહે છે: 'એ વાતનો ઓરતો તારે ન રાખવો બહેન સગઈ! આટલાં વરસ કાંઈ પાણીમાં નથી નાખ્યાં.'

તો કે 'ભલે બહેન કબલી! તારાં ય પારખાં લઈએ.'

સગઈ સંગાર ઘરમાં પાછી વળી છે. તગઈ તગઈને ઘેર ગઈ છે ને કબલી પોતાના ગોરખધંધા ગોતવા ચાલી નીસરી છે.

બીજી સવારે પચ્છમમેટને માથે એક પરદેશી મુસાફરનાં મેલાણ થયાં છે. રૂડો રૂપાળો રાજકુમાર છે. લીલી ઘોડી ને પાતળિયો અસવાર છે. ખડિયામાં ખરચી માટે હીરામોતી ને ઝવેરાતનો કાંઈ આરોવારો નથી!

ગામને પાદર પાણિયારીઓ પાણી ભરે છે. પરદેશી પંથીએ તો પાણિયારીને પૂછ્યું છે. 'બાયું! તમારા મુલકમાં ક્યાંઈ ધરમશાળા, ક્યાંઈ મુસાફરખાનું! પરદેશી પંથી ઘડી બે ઘડીનો વિસામો લે એવું કાંઈ ઠેકાણું ખરું!'

કબલી કલાલણે પંથી પરદેશીના બોલ સાંભળ્યા છે. એણે તો ઝટ ઝટ પાણી ભરી લીધું છે. એક બાઈને સાનમાં સમજાવી ત્યાંથી ગામ ભણી વહેતી મૂકી છે ને પોતે પરદેશીની સાથે વાતે વળગો છે. 'હંઅને પરદેશી! અમારા બેટમાં તો રૂડા રાજમહેલ જેવા ઉતારા. પછી પરદેશી તો અમારા જીવ સાટે.'

તો કે 'બાઈ! એવો એકાદ ઉતારો ચીંધી દે ને. મારે તો આજનો દી પડ્યા રહેવું છે. કાલ સવારે તો પંથે પળી જશું.'

કબલી કહે છેઃ 'પરદેશી! ઘરે ઘરે ઠાલાં ઠેલાં શું કામ ખાશો! મારેજ ઘેર પધારો. ધનઘડી, ધનભાગ્ય! મારાં એવાં નસીબ ક્યાંથી?'

તો કે 'હાલ્યને બાઈ, તારે ઘેર. મારે તો રાતની રાત પડ્યા રહેવાનું કામ છે. ખરચીનો તો કાંઈ આરોવારો નથી. જોઈતી ચીજ-વસત મળી રહે તો હાંઉં.'

'અરે એ વાત શું બોલ્યા પરદેશી! અમારે તો પરદેશીને પરતાપે લીલાલહેર છે. ખાઓપીઓ ને લહેર કરો. તમારું જ ઘર છે એમ માનજો.'

તો કે 'એ તો વળી સહુથી રૂડું. તમારા બેટનાં આદરમાન તો સહુથી ચડિયાતાં'

કબલી કહે છેઃ 'અમારો તો પચ્છમદેશ. અમારે ઘેર સૂરજદાદો રાત રહે.'

કબલી મોઢામળ થઈ છે ને પરદેશી ઘોડે ચડીને વાંસે હાલી નીકળ્યો છે. [ચાલુ

## હીરાની એક વીંટી છે. ઓહ ! શું છે હીરો ! તું જો તો તારી આંખ જ અંજાઈ જાય

# વીંટી

શ્રી શરદિન્દુ
બંદ્યોપાધ્યાયકૃત

અનુવાદક
રમણિક મેઘાણી

હીરાની વીંટીમાંનો હીરો જ્યારે નીકળી જતો હોય ત્યારે એ આંગળીમાં પહેરવો આફતરૂપ છે. ધ્યાન બહાર ક્યાંક એ પડી જાય ને ખોવાઈ જાય, માટે એ પહેરનારા સહુ ધ્યાન રાખજો.

ક્ષેત્રમોહનની વીંટીનો હીરો ઘણા દિવસ પહેલાં ખોવાઈ ગયો હતો. પણ એનો શોક સહજમાં ભૂલી જઈ, એની જગ્યાએ એક ખોટો પત્થર બેસાડાવી તે એ પહેરતો હતો. અજાણ્યા સહુ એ જોઈ ભુલાવામાં જ પડી જતા. પણ ઓળખીતાઓ માટે તો તે જરા યે કિંમતી નહોતો.

ક્ષેત્રમોહન ઊજળા લેબાસમાં મીઠાબોલો પણ એક ઉડાવગીર હતો. આ વાત એની સ્ત્રી ચપળા જાણતી હતી. એ બાવીસેક વર્ષની હતી. રૂપ અને યુવાની બન્ને હતાં પણ બાળકો નહોતાં. એનાં રૂપ અને યૌવનમાં એક તીવ્ર તેજસ્વીતા હતી, આંખ આંજી નાખે એવો ઉગ્ર ચળકાટ હતો. બાવીસ વર્ષની વયે બંગાળી કન્યાનું યૌવન સામાન્ય રીતે નથી રહેતું. જે રહે છે તે માત્ર સૂર્યાસ્ત પછીની ફિક્કી લાલાશ. પરંતુ ચપળામાં કોઈ અકળિત કારણે યૌવન ટકી રહ્યું હતું. એનો મનોનિગ્રહ જ કદાચ આને માટે જશનો અધિકારી હશે. મનની સહજ વૃત્તિ અને સંસ્કારો જ્યારે દબાઈને અંતર્મુખી થાય છે, ત્યારે એ કયે માર્ગે અને કેવું રૂપ ધરી પ્રગટ થાય છે તે કહેવું દેવતાઓ માટે પણ અસંભવિત છે. ફ્રોઈડ સાહેબ એ અતલ સાગરને તાગવા ચટગાંવના ખલાસીઓની જેમ મથે છે પણ એનો તાગ નથી મળતો.

ક્ષેત્રમોહન એક પૂરેપૂરો બદમાશ માણસ હતો. અને ખુશામદ જ હતો એનો ધંધો. મોટા માણસોના ઉંમર લાયક સંતાનોને અપ્સરાલોકને આંગણે પહોંચતા કરવા એ હતો એનો પેટપૂરણનો માર્ગ. છતાં પોતાની પત્નીને એ ખૂબ જ ચાહતો. બેહોશ દારૂડિયાના ખીસામાંથી રૂપિયા–પૈસાનું પાકીટ તફડાવતાં એને વાંધો ન આવતો. છતાં એ પોતે દારૂનો છાંટો સરખો યે ન લેતો. અને આવાં બીજાં વ્યસનો વિષે પણ એને સ્વભાવથી જ ચીડ હતી. અપ્સરાઓના દરવાજા સુધી જઈ એ પાછો વળી આવતો.

શંકરાચાર્યે ખરું જ કહ્યું છે કે 'આ સંસાર વિચિત્ર અતિ રે.'

પતિનું આ ચરિત્ર ચપળાએ જ્યારે પહેલ–વહેલું જાણ્યું ત્યારે એ ભય અને વિસ્મયે કરી જ ગઈ હતી. ત્યાર બાદ કેટલાક દિવસ શોકકળ અને રિસામણાં-મનામણાંના ગયા. ક્ષેત્રમોહને પ્રેમપૂર્વક પરિશ્રમ લઈ પોતાની ચાર્વાક નીતિ ચપળાને સમજાવી દીધી. ને એ પછી ચપળા ધીરે ધીરે આ વિષે ઉદાસીન થવા લાગી. હવે એના મનમાં એનો કંઈ ખેદ ન હતો.

ટ્રામના ઘર્ઘરાટવાળા એક રસ્તા ઉપર નાના એવા એક મકાનને બીજે માળે બે ઓરડાઓમાં એ રહેતો હતો. સૂવાના ઓરડાનો એક ઝરૂખો જાહેર માર્ગ પર પડતો હતો. ત્યાં ઊભા રહો એટલે માર્ગ પરનાં તમામ દૃશ્યો તમે સહેલાઈથી જોઈ શકો.

તે દિવસે સાંજે ચપળા ઝરૂખા પાસે ઊભી રહી માર્ગ તરફ જોઈ રહી હતી. એ વખતે દાદરા પર જોડા ખખડવાનો અવાજ આવ્યો. એણે પાછા ફરીને જોયું તો ક્ષેત્રમોહન હસતો હસતો આવતો હતો.

ક્ષેત્રમોહનનું વય ત્રીસેક વર્ષનું હશે. એ સુંદર, ચપળ ને વાક્પટુ હતો. હસતો હસતો ચપળા પાસે આવીને ઊભો રહ્યો ને બોલ્યોઃ 'બધું બરાબર કરી નાખ્યું છે, આજે રાત્રે જ સમજી ને ? ખેલ ખતમ, માલ હજમ.'

ચપળા એના મોં સામે જોઈ હસી, ચમકભર્યું–આંજી નાખે એવું હસી. એના દાંત તો જાણે હીરા, અજવાળામાં એ ઝગમગી ઊઠયા. ક્ષેત્ર માટે એ હાસ્ય નવું નહોતું, છતાં એનાથી ન રહેવાયું, ને એણે ચપળાને એક ચુંબન લઈ લીધું.

છાતીએ હાથ મૂકી એને જરા દૂર કરતાં ચપળા બોલીઃ 'શું થયું ?'

ક્ષેત્રની એક પણ વાત ચપળાથી છૂપી નહોતી. ઊલટાનું કેમ કરીને કોની પાસેથી કેટલા રૂપિયા ઓકાવ્યા અને કોને દારૂડિયો બનાવી તેની પાકીટબુકમાંથી નોટ કાઢી લીધી આ બધી વાતો, એક પછી એક વિગતથી ચપળાને કહેતી એને ગમતી. એમાં એ એક જાતની આત્મશાંતિ અનુભવતો. હવે એણે બારીનો સળિયો પકડી ઉત્સાહથી પોતાની વાત કહેવી શરૂ

કરી-'તને આજ સુધી નથી કહ્યું પણ એક નવો શિકાર પકડ્યો છે. ઠીક ઠીક પૈસાવાળા એક જમીનદારનો દીકરો છે. કલકત્તા જરા લહેર કરવા આવ્યો છે. નરેન ચૌધરી છે એનું નામ. ફડિયાપુકુરમાં એક મકાન લઈ એકલો રહે છે. આ એક મહિનાથી એને ફેરવું છું—'

'દીકરાની ઉંમર તો વધુ નથી. ત્રેવીસ-ચોવીસ હશે. પણ છે મોટા મોટા ઉસ્તાદોના યે કાન કાપે એવો પાકો ગઠિયો. જોને આ મહિના દિવસથી મસ્કો લગાવું છું છતાં હજુ એક પાવલી યે નથી મેળવી શક્યો. સાળો દારૂ ખરીદે, પણ એના પૈસા યે મારા હાથમાં ન મૂકે; પોતે જ જઈને લઈ આવે, યા દીકરા દરવાનને મોકલે. એની પાસેથી તો બે પૈસા મેળવવા યે કોણીનો ગોળ છે. છે ગજબનો દારૂડિયો, પણ દારૂ પીવા પહેલાં શું કરે છે જાણે છે? રૂપિયા, પૈસા હાથની વીંટી સુદ્ધાં કાઢીને ટેબલમાં મૂકી દે, ને ટેબલ બંધ કરી ચાવી દરવાનને આપી દે ને કહેઃ 'જાવ, મોજ કરો' અને આટલું કહી એને એકદમ મકાન બહાર કાઢી મૂકે. ને પછી મારી સામે જોઈ હસે. એક નંબરનો ચંડાળ છે દીકરો.'

ચપળા મન દઈને સાંભળતી હતી. પતિના આકસ્મિક ઉત્તાપે સકૌતુક હસીને એણે પૂછ્યુંઃ 'ત્યારે શું કહેતા હતા કે બધું બરાબર કરી નાખ્યું છે?'

ક્ષેત્રમોહને કંટાળો બતાવીને કહ્યુંઃ 'જોયું કે આ સાળો બદમાશ આમ સહેજે હાથમાં આવે એમ નથી. એને તો પરબારો જ લેવો પડશે. એટલે હવે મેં પણ ગાંઠ વાળી છે. નક્કી કર્યું છે, આજ રાતે જ દીકરાનું ટેબલ ફાડીશ. આ જો આવી!' બોલી એણે ખીસામાંથી નવી ચમકતી ચાવીઓ બહાર કાઢી.

'ચોરી કરશો?'

'હા, ખુશામદ ખૂબ કરી, હવે નહીં કરું, હવે તો દીકરાને મહમદ ઉલ્લવાળો એકાદ પરચો બતાવી દઉં. રૂપિયા-પૈસા દીકરો ટેબલમાં બહુ નથી રાખતો, ક્યાં રાખે છે એ તો ભગવાન જાણે, પણ હીરાની એક વીંટી છે. રાત્રે બહાર નીકળતી વખતે તે એ ટેબલના ખાનામાં રાખીને જાય છે, એના પર જ મારી નજર છે. ઓહ! શું છે એ હીરો! તું જો તો તારી આંખ જ અંજાય જાય. હજાર રૂપિયાથી એક પાઈ યે ઓછી નહીં હોય એની કિંમત. જો પાંચસોમાં વેચવા કાઢું તો તો પેલો રામજી સોની પગે પડતો આવે!'

'પણ જો પકડાઈ જવાય તો!'

'એનો ડર નથી. બંદોબસ્ત બધો પાકો કર્યો છે. આજે અગિયારથી બારની વચ્ચે દીકરો બહાર નીકળવાનો છે. રાત આખી ઘેર પાછો ફરવાનો નથી,' ને જરા અન્યમનસ્ક થઈ વિચાર કરતાં એ બોલ્યોઃ 'ક્યાં જાય છે' એ કોઈ પણ રીતે કહેતો નથી, કદાચ કલાકાર થિયેટરવાળી પેલી સૌદામિની પાસે જતો હોય-પણ સૌદામિની તો એના મિતરની-, જવા દો એ વાતને. ભલેને પડે ઊંડી ખાડમાં. મૂળ વાત એક જ કે દીકરો અગિયાર-બાર પછી ઘેર નથી રહેવાનો, ને દરવાન પણ બહાર જાય એવી ગોઠવણ કરી છે. બસ, ગલીને નાકે તૈયાર રહીશું, એ શો મકાનમાંથી નીકળશે ને આ શેક ધપ કરતા અંદર ચાલ્યા જશે. ને પછી ખેલ ખતમ, પૈસા હજમ. સાળો લૂંટી ગયો, સાળો લૂંટી ગયો—' રસ્તા તરફ જોતાં એ ઊંચે સાદે હસી પડ્યો.

પણ બીજી જ પળે એ બિલાડીની જેમ દોડતો બારી પાસેથી દૂર ખસીને ધીમે સાદે બોલ્યોઃ 'આ બાજુ, આ બાજુ. સામેના ફૂટપાથ પરથી એ હાલ્યો જાય છે!'

ચપળાએ ત્યાં ઊભાં ઊભાં જ પૂછ્યુંઃ 'કોણ?'

'નરેન ચૌધરી, ખસી જા ત્યાંથી.'

'શું જરૂર છે ખસવાની! મને તો ઓળખતો નથી.'

'એ સાચું!' ને ત્યાર બાદ ઘરના અંદરના અંધારામાંથી ડોકિયું કરી એ બોલ્યોઃ 'પણે જોઈ શકે છે પેલું ઘઉંવર્ણું મોં, પંજાબી પહેરણ ને હાથમાં હરણના શિંગડાના હાથાવાળી લાકડી લઈ ચાલ્યા જતા માણસ તે? એ જ છે નરેન ચૌધરી. એના હાથમાંની વીંટી દેખાય છે?'

'હા, દેખાય છે.' બોલી બહારની બાજુએ જોઈ ચપળા હસી, ઢળતા દિવસનો ગુલાબી પ્રકાશ તો એના મોં પર હતો જ, ઘડીભર લાગ્યું જાણે થોડાક હીરા ખરી ગયા.—'હં, કિંમત શું કીધી તમે?' એ બોલી.

'હજારેકનો તો હશે જ.' ક્ષેત્રમોહન જઈને બિછાના પર બેઠો. 'વધારે યે હોઈ શકે-આ વખતે

તો તને એરીંગ કરાવી જ દેવાનો છું. પેલા રામજી સોનીને જ આપશું. સસ્તામાં થઈ જશે. ઘણા દિવસથી તને વચન આપ્યું છે—'

માર્ગ પરથી આંખ ફેરવ્યા વિના જ ચપળા બોલી: 'હા...'

ક્ષેત્રમોહને પૂછ્યું: 'ચાલ્યો ગયો કે હજુ છે?'

પળવાર માટે ચપળાના હોઠ પર એક હાસ્ય રમી ગયું ક્ષેત્રમોહન એ જોઈ ન શક્યો. ચપળા બોલી: 'નાકા સુધી જઈ હવે પાછો ફરે છે.'

'પાછો ફરે છે!' ક્ષેત્રના શબ્દોમાં અસ્વસ્થતા હતી. ત્યારે એને આપણા ઘરની ખબર પડી ગઈ કે શું? દીકરો એવો તો કુટિલ ને શેતાન છે કે...તું અહીં આવી જા. કોણ જાણે—'

છતાં ચપળા ડોકું બહાર કાઢી બારી પાસે ઊભી જ રહી. થોડી વાર પછી અંદર આવી એ બોલી: 'ચાલ્યો ગયો એ.'

'છૂટકો થયો. એ તો અમસ્તો જ આંટા મારતો હશે.' કહીને એણે નિરાંતનો એક શ્વાસ લીધો.

ચપળા કંઈક અન્યમનસ્ક ભાવે ક્ષેત્રમોહન સામે જોઈ રહી ને પછી બોલી—'પૈસા માટે માણસ બધું યે કરી શકે કેમ ભલા!'

ખડખડાટ હસીને ક્ષેત્ર બોલ્યો: 'કરી શકે! પૈસા માટે માણસ ન કરે એવું એક કામ તો દેખાડ જોઈએ? મારામારી, ખૂન, દગો–ફટકો, જુગાર. દુનિયા ચાલે છે તો પૈસા પાછળ ને! અને એમાં ખોટું યે શું છે! પૈસા વિના કોઈને એક ઘડી યે ચાલે છે ખરું! ત્યારે હું એને ત્યાં ખાતર પાડવા જાઉં છું એમાં તો મારો એક બીજો યે સ્વાર્થ છે. દીકરાએ મને ખૂબ હેરાન કર્યો છે. ગમે તે ભોગે એની વીંટી તો હું તફડાવવાનો જ.'

અને હાથ ઊંચા કરી આળસ મરડતાં ચપળા બોલી: 'જાઉં, જરા માથું સરખું કરી આવું.'

રાતે સાડા દસ વાગે ક્ષેત્રમોહને ગલીને નાકે અડ્ડો જમાવી દીધો હતો. બરાબર એની સામે થઈ ને જ ફડિયાપુકુરનો રસ્તો પૂર્વથી પશ્ચિમ તરફ જતો હતો. ગલીનું નાકું જ્યાં એની સાથે મળતું હતું. ત્યાં લાકડાની એક વખાર હતી. એ વખારને ઘસાઈને ઊભા રહીએ તો સહેજે રાહદારીની નજરથી બચી શકાય તેમ હતું. ત્યાં માર્ગ પર ગેસની બત્તી પાસે પાસે નહોતી.

અહીંથી નરેન ચૌધરીનું મકાન સાફ સાફ દેખાય છે. બહુ બહુ તો વીસેક વાર જેટલું છેટું હશે. માર્ગ પર જ દરવાજો પડે છે. દરવાજો ખોલતાં અંદર એક નાની ગલી છે. ને એની બન્ને બાજુ રસ્તા ઉપર જ બે નાના ઓરડા છે. ને એની બહારની બાજુએ બારી છે.

ક્ષેત્ર જોયું: પાસેના એક ઓરડામાં બત્તી બળે છે. આ જ મૂળ ઓરડો છે. અહીં એક સેક્રેટરીએટ ટેબલ છે. ને એ ટેબલના જમણી બાજુના ખાનામાં—

એણે ખીસામાં હાથ નાખી જોયો. ચાવી બરાબર હતી. મનમાં ને મનમાં એણે ગણતરી કરી. કામ પૂરું કરી બહાર આવતાં દસ મિનિટથી વધુ વાર નહીં લાગે. એના હાથમાં ચણચણાટી વ્યાપી. સ્નાયુઓની અધીરતાએ એના શરીરને ચંચળ કરી મૂક્યું. ક્યારે એ બહાર નીકળશે!

એણે બીડી ને દીવાસળી કાઢ્યાં ને બીડીને ફૂંક કરતાં હોઠ વચ્ચે ગોઠવી યે ખરી. પણ દીવાસળી સળગાવતાં એ અટક્યો. ના, આ બરાબર નથી. ગલીમાં લોકોની આવ–જા ઓછી થઈ ગઈ છે એ ખરું પણ બન્ને બાજુ મકાનો છે. કોણ જાણે કોઈ દીવાસળીનો પ્રકાશ જોઈ જાય તો! ને એણે ધુમ્રપાનનો વિચાર માંડી વાળી બીડી–બાકસ ખીસામાં મૂક્યાં.

એને કાંડે ઘડિયાળ હતી. આંખની ખૂબ પાસે લાવી એણે એમાં જોયું. અગિયારમાં પાંચ બાકી હતી. વખત થવા આવતો હતો.

એ જ વખતે નરેન ચૌધરીના ઓરડાની બત્તી બુઝાણી. ક્ષેત્ર શ્વાસ રોકીને એ મકાનના મુખ્ય દરવાજા તરફ તાકી રહ્યો. ને પછી એણે ધીરે ધીરે શ્વાસ હેઠો મૂક્યો. હવે!

મુખ્ય દરવાજો ખોલી નરેન ચૌધારી બહાર નીકળ્યો. ક્ષેત્ર લાકડાની વખારની દીવાલને ભીંત પર ચોંટાડેલા પોસ્ટરની જેમ ચોંટી ગયો. ફુટપાથ પર ઊભા રહી નરેને સિગારેટ સળગાવી. ક્ષેત્ર હજાર આંખોવાળો થઈ ને જોયું, એના હાથમાં વીંટી છે કે નહીં? ના, વીંટી નહોતી. ને પછી એણે રૂંધેલો શ્વાસ ધીરે ધીરે હેઠો મૂક્યો. નરેન સોટી ફેરવતો ફેરવતો ચાલ્યો ગયો હતો.

અંધારામાં દાંત બહાર કાઢીને ક્ષેત્ર હસ્યો. એણે એક જ નજરમાં નરેનને પૂરેપૂરો નિહાળી લીધો હતો. આવા રાતના પતંગિયા પ્રત્યે એનાં મનમાં એક

અવજ્ઞાપૂર્ણ ઘોર તિરસ્કાર હતો. એ મનમાં ને મનમાં બોલ્યો: 'મૂર્તિ અભિસારે નીકળી છે!' ને કોઈ એક સ્ત્રી આ નરેન ચૌધરીને નિચોવી-નિચોવીને આખરે કસવિહીન છોતા જેવો બનાવી દૂર ફગાવી દેશે એ વિચારે એને ખૂબ સંતોષ થયો. એ મનમાં ને મનમાં બોલ્યો: 'કરો, કરો, આ ખોટા સુવર્ણચંદ્રને પૂરેપૂરો નાગો કરીને ફગાવી દેજો.'

પણ હવે આ દરવાન કેમ બહાર નથી નીકળતો! એ ભૂતને વળી શું થયું? ભાંગ પીઈને સૂઈ તો નથી ગયો ને!

ને બીજી થોડીક વાર રાહ જોયા પછી એણે ઘડિયાળમાં જોયું. સવા અગિયાર થયા હતા. ત્યારે! શું થયું? એ પહેલાં તો નહિ નીકળી ગયો હોય ને? ના. જો એમ હોત તો તો નરેને તાળું માર્યું હોતને! ત્યારે! એ શું સાચે જ સૂઈ ગયો હશે! એને દૂર કરવા માટે આટલી મહેનત કરી સક્યુંલર રોડ પાસેનું તાડીનું પીઠું દેખાડી દીધું. અને આખરે—

એ જ વખતે દરવાન બહાર નીકળ્યો. દરવાજે તાળું દઈ પાઘડી બાંધતાં બાંધતાં ચાખડી ખખડાવતો એ ચાલ્યો ગયો.

હવે સમય મળ્યો. દરવાનની ચાખડીનો ખખડાટ બંધ થયા પછી એ લાકડાની વખારના અંધારામાંથી બહાર નીકળ્યો. માર્ગ નિર્જન વિઘ્ન-વિહીન-નિર્ભય હતો. આમ છતાં બે ડગલાં આગળ વધી એ પાછળ હટ્યો. 'જરાક ખમી જાઉં, કદાચ દરવાન કંઈ ભૂલી ગયો હશે તો હમણાં પાછો આવી ચડશે.'

દસ મિનિટ વીતી ગઈ. દરવાન પાછો ન ફર્યો. ને ત્યારે તે અંધારામાંથી બહાર નીકળ્યો. અને તદ્દન સ્વાભાવિક પણ ઝડપી ચાલે પોતાને ઘેર જ જતો હોય એ રીતે દરવાજા પાસે આવીને ઊભો રહ્યો. ખીસામાંથી ચાવી કાઢી એણે પૂરતા ખખડાટ સાથે બારણું ખોલ્યું. ને ફરી પાછું વાસી દીધું.

ખીસામાંથી નાનકડી ટૉર્ચ કાઢી એણે એની ચાંપ દબાવી એકવાર ચારે બાજુ જોઈ લીધું ને પછી ડાબી બાજુના દરવાજા તરફ ટૉર્ચ ધરી. દરવાજા પર તાળું હતું. એણે એક બીજી ચાવી કાઢી તાળામાં નાખી ને ખટ્...અવાજ સાથે તાળું ખૂલી ગયું.

ને પછી ટૉર્ચ બંધ કરી એ ઓરડામાં પ્રવેશ્યો. ઘરમાં ક્યાં ક્યાં શું શું છે એ બધું તો એ જાણતો જ હતો. અંધારામાં હાથ લંબાવી પ્રથમ એણે ર... પર પડતી બારી બંધ કરી. ને પછી અંદરની ... ફરી ટૉર્ચ કરી.

ટૉર્ચનો પ્રકાશ એક ટેબલ પર પડતો ... એના પર ખાસ કંઈ જ ન હતું. થોડાક કાગળ... એ પર એક પેપર વેઇટ, કલમ ને ખડિયો. ટેબ... આજુબાજુ બે-ત્રણ ખુરશી પડી હતી.

વધુ સમય ન બગાડતાં એ પોતાને કામે ... ગયો. ટેબલ સામેની ખુરશી પર બેસી એ પ... ખોલવામાં પરોવાયો. જમણી બાજુનાં ખાનાં ... હતાં. પણ ડાબી બાજુનાં ખાનાંઓને ચાવી... બારણું હતું. એણે હળવેકથી એમાં ચાવી ફેરવી. ખૂલી ગયું.

એમાં ચાર ખાનાં હતાં. નરેન ઉપરના ખાન... વીંટી રાખતો. કોત્રે એની અંદર પ્રકાશ ન ક... એમાં એમ ને એમ હાથ ફેરવ્યો તો કાગળ-... અને પાનનો ડબો એના હાથ સાથે અથડાયો ... વીંટીની અતિ પરિચિત ડબી એના હાથમાં ન આ... એણે અંદર પ્રકાશ કરીને જોયું તો ત્યાં વીંટી નહો...

વીંટી નથી! ક્યાં ગઈ! પહેલાં તો એ ... સમજી જ ન શક્યો. એ આમાં જ રહેતી તે ... હતું. આ અણચિંતવ્યા બનાવે એ ડઘાઈ જ ગ... ને એની છાતીમાં ફફડાટ થવા લાગ્યો.

ત્યારે શું—!

ભયભીત બની એણે એકવાર ચારે બાજુ ... ધારીને જોયું. એણે ઘરને ખૂણે ખૂણે ટૉર્ચ ફેરવીને ... ના, કોઈ નથી. એને બીક લાગી હતી કે કદાચ ન... એને ફસાવવાનું કાવતું કર્યું હશે! પણ એમ નહો...

વીંટી કદાચ બીજા ખાનામાં હશે એમ મ... જમીન પર ઘૂંટણભેર બેસીને એણે બીજું ... ખોલ્યું. એ એકદમ ખાલી હતું. એક ટાંચણું એમાં નહોતી.

ત્રીજું ખાનું! એ પણ તદ્દન ખાલી...ચોથ... એ યે ખાલી. એને કપાળે પરસેવો વળી ગયો. ન... કંઈ નથી. વીંટી તો દૂર રહી, એક રાતી પાઈ પણ ન...

ટૉર્ચ બંધ કરી તે અંધારા ઘરમાં એ કાઇ... ઊભો રહ્યો. હવે એની છાતી ફરીથી થડકવા લા... નક્કી નરેન જાણી ગયો છે, અને એથી જ ... છેતરવા માટે—

પણ ના, વીંટી નક્કી હોવી જ જોઈએ. કદાચ ઉતાવળમાં નરેને એ જમણી બાજુના ખુલ્લા ખાનામાં મૂકી દીધી હશે. એણે ફરી ટોર્ચની ચાંપ દાબી. એ જમણી બાજુનાં ખાનાં ખોલવા લાગ્યો. પણ એકેયમાં એ કંઈ ન પામ્યો. દારૂની કેટલીક જાહેરાત, સ્ત્રીઓની છબીઓ, ને થોડીક અશ્લીલ વિલાયતી નવલકથાઓ—

હવે ભૂતના ભય જેવો એક ભય એને ડારવા લાગ્યો. એને થયું કે આ ખાલી મકાનની દીવાલો ચોરી કરવાના એના નિષ્ફળ પ્રયત્નને જોઈ એની સામે મૂક અટ્ટહાસ્ય કરે છે. આ ઓરડો ધીરે ધીરે નાનો થઈ એને દાબી દેવાનો પ્રયત્ન કરી રહ્યો છે. એ જકડાઈ ગયો છે. હવે છૂટવું શક્ય નથી.

એ જ વખતે દૂર કોઈ દેવળમાં ટન...ટન... બારના ટકોર થયા. ઘડિયાળના એ ટકોરા ક્ષેત્રના કાનને બૉમ્બ–ગોળા જેવા લાગ્યા. બાર! આટલી વાર સુધી પોતે અહીં છે! જો કોઈ આવી ચડે તો! નરેન જ જો પાછો ફરે તો!

એ હવે ઊભો ન રહ્યો. ખાનાંઓ ખુલ્લાં જ પડ્યાં રહ્યાં. એ હાંફતો હાંફતો ઓરડામાંથી બહાર નીકળ્યો. પછી મકાન બહાર નીકળ્યો. એકવાર ભયભીત નજરે ચારે બાજુ જોઈ લીધું. માર્ગ નીરવ હતો. ને ત્યારે મુખ્ય દરવાજાનું તાળું માંડ માંડ બંધ કરી એ ઝડપથી ચાલી નીકળ્યો.

એ વખતે એને એટલુંયે ભાન નહોતું રહ્યું કે એ પોતાના ઘરથી સાવ ઊલટી દિશામાં જ ચાલ્યો જતો હતો.

* * *

લગભગ એક વાગે, એ ફરતો ફરતો પોતાના ઘર સામે આવીને ઊભો રહ્યો. આટલી વારમાં એનું માથું ઠીક ઠીક ઠંડું થયું હતું. હવે એને બીક નહોતી. એટલું જ નહીં પણ નાહકના ડરીને, ટેબલનાં ખાનાંઓ ખુલ્લાં મૂકી ચાલ્યા આવવા માટે એ શરમાયો. છતાં કેમે કર્યું એનું આશ્ચર્ય ઘટતું નહોતું. નરેન શું ખરે જ એને શંકાની નજરે જોતો હશે! પણ એ કઈ રીતે સંભવે! નરેન વીંટી પહેરીને બહાર નહોતો નીકળ્યો એ એણે સગી આંખે જોયું હતું. ત્યારે વીંટી ગઈ ક્યાં!

એણે પોતાના દાદરાનો દરવાજો ખખડાવ્યો. ઉપર જવા માટે એને સ્વતંત્ર દાદરો હતો. જેને નીચલા માળના રહેવાસીઓ સાથે કંઈ જ સંબંધ નહોતો. ને એથી એની બાજુનાંઓ પણ ન જાણે એમ એ રાત્રે ફાવે ત્યારે ઘેર પાછો ફરતો. થોડી વારે ચપળાએ આવી દરવાજો ખોલ્યો. ક્ષેત્ર કાંઈ જ ન બોલતાં ઉપર આવ્યો. ચપળા દાદરાનો દરવાજો બંધ કરી સૂવાના ઓરડામાં પાછી ફરી. ને કંઈ પણ બોલ્યાચાલ્યા વગર બિછાનામાં સૂઈ ગઈ. ક્ષેત્ર પહેરણ ઉતારતાં ઉતારતાં વિચારતો હતો કે ચપળા પૂછશે તો શું કહીશ? પણ જ્યારે ચપળાએ કંઈ જ ન પૂછ્યું, ત્યારે એ પોતે જ વાત કહેવા ઉતાવળો થવા લાગ્યો. હાથ-મોં ધોઈ બત્તી જરા ઝાંખી કરતાં એ બોલ્યો: 'આજે તો ભારે નવાઈની વાત બની, સૂઈ ગઈ શું!' નિષ્ફળતાને અંગે એના અવાજમાં જોમ નહોતું.

ચપળાએ કંઈ જ જવાબ ન આપ્યો. એણે માત્ર જરા ગળું ખંખેર્યું. ક્ષેત્રે બિછાનામાં લાંબા થતાં જોયું તો ચપળા ચત્તીપાટ સૂતી હતી. એનો જમણો હાથ આંખ ઉપર હતો. ઝાંખા અજવાળામાં એનું મોં બરાબર દેખાતું નહોતું.

'વીંટી ન મળી, સમજી ને!'

ચપળા તરફથી કંઈ જ જવાબ ન મળતાં એ સૂઈ ગઈ છે કે નહીં તે જોવા ક્ષેત્ર ચપળાના મોં પાસે લળીને બોલ્યો: 'જાગે છે કે સૂઈ ગઈ!'

આંખ પર રાખેલો ચપળાનો હાથ સહેજ હલ્યો ને સાથે સાથે એની આંગળી ઉપર જરા પ્રકાશ ઝગમગ્યો.

ને વીજ ઝીંકાતાં હોય એમ ક્ષેત્ર બિછાનામાંથી ઊઠીને બેઠો થઈ ગયો. ચપળાનો હાથ ખેંચી પોતાની આંખ સામે લાવી દબાયેલા વિકૃત સાદે એ બોલી ઊઠ્યો: 'વીંટી! આ વીંટી તને ક્યાંથી મળી! તને ક્યાંથી મળી આ વીંટી!!'

પ્રણય–પુષ્પો ચૂંટવાનું સ્વપ્ન રોળાઈ જતાં જીવનની ઊંડી ખીણમાં જઈ પડેલી

# નલિનીનાં આંસુ

અનુવાદક
ચંદુલાલ વ. ભટ્ટ

'દિવાકર! જરા સંભાળીને. એ કરતાં એ નથી જ જોઈતાં, નથી તોડવાં. નકામા ક્યાંક ગબડી પડાશે તો!' નલિનીનો અવાજ જરા વિકળ બન્યો.

સાંજનો સમય હતો. સૂર્ય ક્ષિતિજ પર ઊતર્યો હતો. સામેની ખીણની પેલી બાજુના ડુંગર પર પથરાયલી ઝાડી પર પ્રસરેલાં સૂર્યનાં નારંગી–સોનેરી કિરણો એ વાતની પ્રતીતિ કરાવતાં હતાં કે સૂર્ય હજુ સાવ અસ્ત નહોતો થયો. ખીણની આ બાજુ જે ડુંગર પર દિવાકર ને નલિની હતાં ત્યાં તો ગીચ ઝાડીને લીધે સૂર્યપ્રકાશ ઓસરી ગયો હતો.

ખંડાળાના ઘાટમાંની એ ખીણ એટલી તો ઊંડી હતી કે એમાં નજર નાખતાં બીકથી ચક્કર આવી જતાં. ખીણમાં મોટા મોટા અનેક ખડક હતા. એ ખીણમાં એકાદ નદીનું ઉગમ–સ્થાન હતું. ઉનાળાને કારણે એમાંનું પાણી સાવ સુકાયું હતું અને એમાંના પથ્થરો બહાર જણાઈ આવતા હતા. ખીણમાં એક જગ્યાએ એક જનાવર મરેલું પડ્યું જણાતું હતું. એક મોટું ગીધનું ટોળું એ હાડપિંજરની આસપાસ ઘેરો વળ્યું હતું. વચ્ચેથી જ એમાંનું એકાદ ગીધ માંસનો લોચો લઈ ઊડતું તે વખતે ચણ ચણીને પોતાનાં માળાંમાં પાછાં ફરતાં પંખીઓ કલબલાટ કરી મૂકતાં અને આડાંઅવળાં અસ્તવ્યસ્ત વીખરાઈ જતાં. પેલું ગીધ તો જાણે મૃત્યુનો એકાદો સજીવ દૂત હોય એવો જ ભાસ થતો હતો. એકંદરે એ ખીણ એટલે મૃત્યુએ પોતાનું ખોલેલું વિકરાળ જડબું જ હોય એવું લાગતું હતું.

ખીણની આ બાજુના ડુંગર પર, એક એવી જગ્યાએ ઊભા રહીને દિવાકર ફૂલના ઝૂમખાને તોડી લેવા પ્રયાસ કરતો હતો કે જ્યાંથી, જો જરાકેય સમતોલપણું ગુમાવે તો એના ફુરચેફુરચા ઊડી જાય. એ ફૂલ એના હાથમાં આવતાં ન હતાં એટલે એ એ ફૂલ એના હાથમાં આવતાં ન હતાં એટલે એ વધું ને વધુ લંબાતો હતો. નલિની એનો એ પ્રયાસ નિહાળી રહી હતી. દિવાકરને એમ કરતાં સહેજ આંચકો લાગ્યો એટલે નલિનીના હોશ ઊડી જવા જેવું થયું ને તેણે વિકળ અવાજે કહ્યું, 'દિવાકર! જરા સંભાળીને! એ કરતાં એ નથી જ જોઈતાં, નથી તોડવાં. નકામા ક્યાંક ગબડી પડાશે તો!'

પણ દિવાકરના શરીરમાં તો એ જોખમી જગ્યાએ ઊગેલાં ફૂલને મેળવવાનો ઉત્સાહ આવ્યો હતો. એમ રહી રહી એ બોલ્યો:

'શા માટે નહીં? આવી જોખમભરી જગ્યાએથી જ ફૂલ તોડવામાં મજા હોય છે. હું તો કહું છું કે તમે ય આવો તોડવા.'

'એ ય સરસ! એટલે એમ કે હું પણ તમારી ભેગી જ ખીણ ભેગી થાઉં!' નલિનીએ હસીને જણાવ્યું.

'હા, એમાં શી હરકત છે?' દિવાકરે ગંભીરતાથી કહ્યું: 'આપણે બન્ને લપટીશું તો જમીનને આપણાં બન્નેનાં લોહીની પ્રસાદી ચાખવા મળશે. આપણા બન્નેનાં લોહી એકઠાં થશે ને–' દિવાકર બોલતાં બોલતાં એકદમ અટકી પડ્યો.

'અને શું?' નલિનીના અવાજમાં ગંભીરતા અને વિસ્મયનું એક વિચિત્ર સંમિશ્રણ થયું હતું.

'અને–અને' દિવાકર પોતાની નિશ્ચળ નજર નીચે ખીણ તરફ રાખીને બોલ્યો: 'આપણા લોહીથી ભીંજાએલી જમીનમાંથી આવું જ એકાદ ફૂલઝાડ ઊગશે ને કોક સમયે એકાદ પ્રણયી જોડું અહીં આવશે. એ યુગલમાંનો પ્રિયતમ મારી જેમ તે ઝાડ ઉપરનું એકાદ ફૂલ તોડીને પોતાની પ્રિયાના કેશકલાપમાં ખોસશે.' બોલતાં બોલતાં દિવાકરની નજરેથી એક સ્વપ્નસૃષ્ટિ પસાર થઈ ગઈ.

'દિવાકર!' નલિની એકદમ ઉત્તેજિત થઈને બોલી: 'તમારા બડબડાટનો શો અર્થ થાય એ કાંઈ તમને સમજાય છે? હું તમારી ભાભી છું. તમારા મોટાભાઈની સ્ત્રી છું! તમને આવું બોલવું શોભતું નથી.'

નલિનીનાં આ વીંધી નાખે એવાં વેણોથી દિવાકર ભાનમાં આવ્યો. તેણે હાથમાંની ડાળખી છોડી દીધી. ફૂલ નીચે ખીણમાં ફગાવી દીધાં અને નલિની તરફ દયામણી ને અપરાધી નજરે જોતાં બોલ્યો:

'નલિનીભાભી! મને માફ કરો. મારાથી બોલતાં

શું બોલાઈ ગયું.' એના હોઠ ધ્રૂજતા હતા.

નલિની કશું જ બોલી નહીં. શું બોલવું તે જ તેને ન સમજાયું.

દિવાકરની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં. ગળગળા અવાજે તે બોલ્યોઃ 'ખરેખર ભાભી! મારે એવું કોઈ બોલવું જ ન હતું. આજ પહેલાં મારાથી આવું કશું બોલાયું ન હોત. પરંતુ આજ બપોરે જમતી વખતે 'મેઘદૂત'માંની પેલી લીટી પર તમે ગમ્મત કરી તેણે મને આ પ્રકારનું ઉત્તેજન આપ્યું અને આ રીતે મને પાગલ બનાવ્યો. ભાભી! ભાભી! મને ક્ષમા કરો. હું તમને વચન આપું છું. ફરી કદી આવું બળતું મારા મોંમાંથી કશું નહીં નીકળે.'

આટલું બોલી દિવાકર એકદમ મોં ફેરવી ચાલવા લાગ્યો. નલિની પણ તેની પાછળ ધીમે પગલે ચાલી.

સૂર્ય હવે સાવ અસ્ત થઈ ગયો હતો. ધીરે ધીરે અંધારું પ્રસરવા લાગ્યું હતું.

બન્ને ય જડ, બેધ્યાન પગલે ઘર તરફ ચાલ્યાં જતાં હતાં. નલિનીનું તો ચાલવામાં થોડું ય ધ્યાન હતું પણ દિવાકર તો તદ્દન અચેતન જણાતો હતો. કોઈ સૂત્ર-સંચાલિત પૂતળાની માફક જાણે તેના પગ ઊપડતા હતા.

એ સાંકડા રસ્તે પાછળથી આવતી એક મોટર બિલકુલ તેની પાસે આવી મોટેથી ભૂંગળું વગાડી ઊભી રહી. નલિનએ ભડકીને દિવાકરના નામની બૂમ પાડી. દિવાકર તો ફક્ત યાંત્રિક રીતે મોંમાંથી શબ્દ પણ કાઢ્યા સિવાય, આજુબાજુ જોયા સિવાય બાજુએ ખસી ગયો અને મોટર આગળ નીકળી ગઈ.

એમના માથા પરથી બે પક્ષીઓ પોતાના માળા તરફ જતાં જતાં ફફડાટ કરતાં પસાર થઈ ગયાં છતાં નીચેની શાંતિમાં ભંગ થયો નહીં.

થોડી વાર પછી સામેથી એક પારસી જોડું હાથમાં હાથ નાખી, હસતું-ખેલતું, પ્રેમચેષ્ટા કરતું બાજુમાંથી પસાર થયું. નલિનીએ દિવાકર તરફ જોયું પરંતુ એ તો મૂઢ શો ચાલ્યે જતો હતો.

× × ×

ટેકરીઓમાં ફરી આવીને આંગણામાં ખુરશીઓ નાખી, ગપ્પાં મારતાં બેસવાનો અને પછી જમીને સૂવાનો તેમનો નિત્યનો કાર્યક્રમ હતો પણ આજ આંગણામાં ખુરશીઓ નંખાઈ નહીં અને રસોડામાં જમવાની સૂચના અપાઈ ગઈ.

દિવાકર આવીને તરત પોતાની ઓરડીમાં ગયો. નલિની પણ થોડો સમય અહીંતહીં પસાર કરી પોતાની ઓરડીમાં ગઈ. દિવાકર આટલો બેચેન ન બન્યો હોત તો નલિનીની અસ્વસ્થતા ઓછી થઈ ગઈ હોત. ઓરડીમાં જઈ તેણે થોડો સમય કંઈક વાંચવાનો પ્રયત્ન કર્યો. તેમાં તે ફાવી નહીં એટલે દીવો ઓલવી એ સૂતી પણ ઊંઘ આવે તો ને! રહી રહીને સાંજે બનેલ બનાવ તેના મનમાં ઘોળાયા કરતો હતો. તેની નજરે દિવાકરની એ દયામણી નજર, આંસુભરી આંખો અને ધ્રૂજતા હોઠ ચડવા લાગ્યા. છેવટના તેના વ્યાકુળ શબ્દો પણ તે યાદ કરવા લાગી—'આજ બપોરે જમતી વખતે 'મેઘદૂત'માંની એ લીટીઓ પર તમે ગમ્મત કરી તેણે મને આ પ્રકારનું ઉત્તેજન આપ્યું અને આ રીતે મને પાગલ બનાવ્યો.' આ શબ્દો જેમ જેમ તેના મનમાં ઘોળાવા લાગ્યા તેમ તેમ બપોરે જમતાં જમતાં થએલી એ મશ્કરી તેના મનને ડંખવા લાગી.

'...ખરેખર શું પોતાની મશ્કરીનો એવો અર્થ થતો હતો? શું એનો એવો એક જ અર્થ થઈ શકે? અને દિવાકરે પણ તેનો એવો જ અર્થ શા માટે કરવો જોઈએ?...'

ફરી ફરીને તેનું મન એ જ સવાલ કરી રહ્યું હતુંઃ

'...પરંતુ દિવાકરે તેનો એવો અર્થ કર્યો એમાં બધો વાંક શું એનો જ હતો? પોતાના મોંએથી પણ તેવી મશ્કરી બિલકુલ સહજ ભાવે થા માટે થઈ ગઈ...!'

આ છેવટના સવાલથી નલિનીને પોતાને થોડી બીક લાગી. ઘડીક તેનું મન શૂન્ય થઈ ગયું. ધીરે ધીરે તેની નજર સમક્ષ બપોરનો આખો ય પ્રસંગ ખડો થયો.

દિવાકરને સંસ્કૃત કાવ્યનો ખૂબ જ શોખ હતો. તેના હાથમાં એકાદું પુસ્તક તો હોય જઃ ક્યારેક 'મેઘદૂત' હોય, ક્યારેક 'કુમારસંભવ' હોય અથવા તો બીજું કોઈ કાવ્યનું પુસ્તક હોય. વચ્ચે વચ્ચે ક્યારેક ક્યારેક તેના મોંમાંથી એકાદ સંસ્કૃત સુભાષિત અથવા તો કાવ્યનું એકાદ ચરણ સહજ જ મોટેથી બોલાતું પણ સંભળાય.

આજ બપોરે જમતાં જમતાં દિવાકર 'મેઘદૂત'નો આ શ્લોક બોલેલોઃ

प्रालेयास्रं कमलवदनात् सोऽपि हर्तुं नलिन्याः

प्रत्यावृत्तस्त्वयि कररुधि स्यादनल्पाभ्यसूयः ॥

શ્લોકમાંના 'નલિની' શબ્દે નલિનીનું ધ્યાન ખેંચ્યું. તેણે પૂછ્યું:

'દિવાકર! આનો અર્થ શો ?'

'મેઘદૂત'માંની આ લીટીઓ છે. યક્ષ મેઘને કહે છે: 'આ વખતે એટલે સૂર્યોદયને વખતે, તે પણ નલિનીના કમલરૂપી મુખ ઉપરથી હિમરૂપી અશ્રુ લૂછવાને પાછો આવેલો હોય છે—"

'પણ એ એટલે કોણ ?'

'એ એટલે ભાનુ.. ઉપરની જ લીટીમાં યક્ષે મેઘને કહેલું હોય છે કે ભાનુનો રસ્તો તત્કાળ છોડી દે. ભાનુ એટલે સૂર્ય.'

આટલું સાંભળતાં જ નલિની એકદમ બોલી ગઈ:

'એટલે કે, દિવાકર જ!'

એટલું બોલીને નલિની જોરથી હસી. દિવાકર પણ હસ્યો અને હસતાં હસતાં પાછો એકદમ ગંભીર બની ગયો.

એ આમ ગંભીર કેમ બની ગયો એ નલિની ન સમજી. છતાં તેના મનમાં આવો કંઈ અર્થ આવ્યો હશે તેવું તેને ન લાગ્યું.

...પણ પોતાના મનમાં એવું ન આવ્યું તેનું કારણ પોતાના મને પોતાને ફોસલાવી એવું તો નહીં હોય? દિવાકર આવો અર્થ લે તેવા પ્રકારનું પોતાનું વર્તન શું કદી નહીં બન્યું હોય?

પરંતુ મેં પોતે આવી મશ્કરી કરી જ શા માટે?

નલિનીનું મન ચકડોળે ચઢ્યું.

...ખરેખર શું એ ગમ્મત પોતાના મોંમાંથી બિલકુલ સહજ ભાવે, નિષ્પાપ બુદ્ધિથી નીકળી ગઈ! તો પછી બપોરે પોતે અસ્વસ્થ બની હતી તેનું શું?

અને સાંજે પોતે દિવાકર સાથે ઉત્તેજિત થઈને બોલી ગઈ તેનો આ અસ્વસ્થતા સાથે કશો જ સંબંધ ન હતો શું?

આ વિચારથી નલિની એકદમ બેચેન બની ગઈ. પથારીમાંથી એ બેઠી થઈ ગઈ. બંને હાથે એણે પોતાનું માથું પકડીને દબાવી દીધું. તેના મગજમાં જૂનાં સ્મરણોનું તોફાન મચ્યું. ગયાં બે-અઢી વર્ષનો ઇતિહાસ તેની સમક્ષ ખડો થયો. લગ્ન પછીના—નહીં, લગ્ન પહેલાંના પણ અનેક પ્રસંગ તેના મગજમાં ગોટાળા ઊભા કરવા લાગ્યા.

દિવાકરને તેણે પહેલવહેલો જોયો—કેવો વિલક્ષણ એ યોગાયોગ હતો! તે યોગાયોગથી તેનું પોતાનું આખું જીવન ઢબૂરાઈ ગયું હતું.

...ખરેખર, કેટલો ભયંકર તે યોગાયોગ હતો.

'યોગાયોગ!' નલિનીના મગજમાં એ અક્ષરો ઉદ્દ્ગાર-ચિહ્નો સહિત ઉછાળા મારવા લાગ્યા!

નલિની ત્યારે પૂનાની કૉલેજમાં સીનીઅર બી. એ.માં હતી. નાતાલની રજાઓ કોલ્હાપુરમાં પોતાને ઘેર ગાળી તે પાછી પૂના જવા નીકળી ત્યારે એની બાએ કહ્યું: 'બેટા, નીલા! આ પેલાં સાવિત્રીકાકી ઘણા ય વખતથી સતારા બોલાવે તો આ વખતે ટ્રેઈનમાં જવાને બદલે મોટરમાં સતારા થઈને જા ને? સાવિત્રીકાકીને ત્યાં એકાદ રાત ઊતરીશ તો તેમને સારું લાગશે.'

સાવિત્રીકાકીને ત્યાંની એ રાત! તે એક જ રાત્રિએ નલિનીને કેવો વિલક્ષણ અનુભવ કરાવી દીધો!

નલિનીનું મન એ રાત્રિનાં સ્મૃતિસ્વપ્નોમાં વિહાર કરવા લાગ્યું.

...તે રાત્રે દિવાકરનાં દર્શન થયાં. દિવાકરની એ મોહક મૂર્તિ—ઊંચી, સીધી, તેજસ્વી! નિર્મળ આકર્ષક ચહેરો, નાજુક ચિબુક ને સુંદર નાક! એના મનમાં એની મૂર્તિ સમાઈ ગઈ.

કેવા કેવા ય વિચાર તેના મનમાં ઘોળાવા લાગ્યા.

...પણ માત્ર દર્શન જ થયાં તેવું નહીં આંતરિક અનુભવ પણ થયો. રાત્રે જમીને પોતે સૂવા માટે મેડી પર ગઈ ને નીચે સંગીત શરૂ થયું. દિવાકર જ ગાતો હતો. કેવું સુંદર એ સંગીત હતું. સંગીતનો પોતાને બચપણથી શોખ હતો. પોતાનાં માતપિતાએ એને માટે કદી સગવડ કરી આપી ન હતી. ઘરનું વાતાવરણ પણ સંગીતશૂન્ય હતું; છતાં સંગીત તરફનો સહજ શોખ ઊલટાનો તીવ્ર બન્યો હતો. સંગીતની અસરમાં એ સહેજે પોતાપણું ભૂલી જતી.

બી. એ. થઈને ખૂબ ખૂબ સંગીત શીખી લેવું એવો નિર્ણય પણ કરી નાખેલો. પોતાના એ નિર્ણયને પોષણ આપે તેવો પ્રવાહ નીચે વહેતો જોઈને તેણે પોતાનું ભાન ગુમાવ્યું. દિવાકરે તો અર્ધોક કલાક ગાયું પણ પોતે તો કેટલાય વખત સુધી એ ગીકી સમાધિમાં તલ્લીન બની હતી. સંગીતની લહેરો ઊંઘમાં પણ અવનવા સરોદરૂપે તેના કાન આગળ ગુંજારવ કરી રહી હતી.

" તે રાત્રિના અનુભવે, નલિનીને જમીન પરથી ઊંચે હવામાં ઊડતાં શીખવ્યું.

બીજે દિવસે સવારની મોટરમાં નલિની પૂના ગઈ. જતી વખતે અંતઃકરણમાં એક મૂર્તિ કોરીને એ લેતી ગઈ. છતાં એ મૂર્તિની એને ઓળખાણ ન હતી કે એનું નામ પણ એણે પૂછ્યું ન હતું.

દોઢ–બે મહિને નલિનીની બાનો એના પર પત્ર આવ્યોઃ 'મારા મનમાં છે કે તને સાવિત્રીકાકીને સાં આપવી. તેનો દીકરો મુંબઈમાં મેડિકલ કોલેજમાં છે: પૂના જતાં તું તેમને ત્યાં રહી આવી છો. એ સ્થળ તને પસંદ છે! છોકરાએ તને જોઈ છે અને તેને તું પસંદ આવી છે. અને તને એ પસંદ છે? પસંદ હોય તો જણાવજે.' તારા જવાબ પછી આગળ નકી કરીશું.' હોશિયાર માએ પોતાની પુત્રીને લખ્યું હતું.

નલિનીએ તત્કાળ પત્ર લખી પોતાની સંમતિ દર્શાવી. પરંતુ—!

આગલા બનાવોનો વિચાર કરવાનું પણ તેને માટે અશક્ય બન્યું. એ પલંગ ઉપરથી ઊઠી અને પોતાના ઓરડામાં આંટા મારવા લાગી.

કારણ, પછી તેને જોવા જે ગૃહસ્થ આવ્યા તે દિવાકર ન હતા. તે દિવાકરના મોટાભાઈ હતા! સમજફેરનો એ બધો ગોટાળો હતો.

એ દિવાકર તો ન હતા, પરંતુ દિવાકર જેવા ય ન હતા. દિવાકરથી ખૂબ જ જુદા પ્રકારના એ હતા.

છતાં ય નલિનીનું એમની સાથે લગ્ન થયું.

'...બીજું હું શું કરી શકવાની હતી?' નલિની પોતે જ હાથ સાથે હાથ ઘસતી પોતાના મન સાથે જ દલીલો કરી રહીઃ 'મને એ જોવા આવ્યા એ તો આવવા ખાતર જ. બાકી એમણે મને પસંદ તો પહેલેથી જ કરી લીધી હતી. સાવિત્રીકાકીનો પણ મને વહુ કરી લેવાનો નિર્ણય થઈ જ ગયો હતો. અને બાએ પણ મારા પત્રનો આધાર લઈ લગ્નની એવી મોટી જાહેરાત કરી મૂકી હતી કે પછી તો બને પક્ષે મુહૂર્તની જ રાહ જોવાતી હતી.'

નલિનીનાં લગ્ન થયાં અને જૂતમાં તે દિવાકરની ભાભી બની.

નલિનીનો પતિ મુંબઈમાં 'પોસ્ટગ્રેજ્યુએટનો અભ્યાસ પૂરો કરતો હતો. તે પૂરો થાય ત્યાં સુધી નલિનીએ સતારામાં રહેવાનું હતું.

દિવાકર સતારામાં જ હતો. તેનું દર્શન થતાં જ નલિનીના અંતઃકરણમાં ઊંડે ઊંડે પણ થરથરાટ વછૂટતો

થરથરાટ અને પછી ધડધડાટ!

સતારાના એ શરૂઆતના દિવસોમાં નલિનીના જીવનમાં એક જાતની બધિરતા વ્યાપી ગઈ હતી તે પોતાની આસપાસ નિરાળું જગત નિર્મા કરીને તેમાં જ પોતાની જાતને પૂરી દેવા ઇચ્છતી હતી છતાં દિવાકરનું સંગીત વચ્ચે વચ્ચે તેને એમાંથ ખેંચી કાઢતું.

નલિનીને પહેલી મંગળાગૌરીનો એ પ્રસંગ યા આવ્યો. તે દિવસે તેણે પોતાના મન સાથે કઠો નિશ્ચય કર્યો હતો. એ નિશ્ચયથી તેણે ગયાં દોઢ–બે વર્ષ પદ્ધતિસર પોતાના વ્યક્તિત્વનો હ્રાસ કર્યો હતો. એ નિશ્ચયને લીધે જ આજે સાંજે દિવાકર સાથે એ ઉત્તેજિત થઈને બોલી હતી.

...તે દિવસે પોતે નકી કરેલું કે હવે સંગીત શીખવું નથી. દિવાકરે પોતાને મંગળાગૌરીની આરતીની એક નવીન બંગાળી તરજ શીખવી હતી. સવારની પૂજા પછી તે તરજ પ્રમાણે પોતે જ્યારે આરતી બોલતી હતી ત્યારે સાવિત્રીકાકી પોતાનું કામ છોડીને, ઊમરામાં આવીને એ સાંભળવા ઊભાં રહી ગયાં હતાં. મંગળાગૌરીના ઉજવણામાં આવેલી બહેનપણીઓ પણ ખૂબ જ ખુશી થઈ ગઈ હતી.

રાત્રિની પૂજા પછી બહેનપણીઓએ એ આરતી શીખવવાનો પોતાને આગ્રહ કરેલ. ગામમાંથી પણ આમંત્રિત મહેમાનો જમવા આવ્યાં હતાં. ડૉક્ટર પણ મુંબઈથી ખાસ આવ્યા હતા. આ બધા જ લોકો આરતી સાંભળવા એકઠા મળ્યા હતા. છતાં એ બધાંમાં પોતાને દિવાકર ક્યાંય દેખાતો ન હતો. એ ક્યાં ગયો હશે? આરતી બોલતાં બોલતાં પોતાની નજર દિવાકરની મૂર્તિ શોધવા લાગી. ફરી ફરી એ, પુરુષવર્ગ જે બાજુ હતો તે તરફ ફરતી. બહેનપણીઓના ધ્યાનમાં એ વાત આવી. પરંતુ તેમણે તો ધારેલું કે એની નજર ડૉક્ટરને શોધે છે. તેમને નલિનીની મશ્કરી કરવાનું આ નિમિત્ત જડી ગયું. રાત આખી ય તેમણે એની એ મશ્કરી ચલુ રાખી. બહેનપણીઓને તો એમાં આનંદ આવતો પણ નલિનીના હૈયામાં એ અંગારાની જેમ ચંપાતી.

બીજે દિવસે એણે જાણ્યું કે દિવાકર એ જ દિવસે સાંજે પૂના ગયો હતો.

કોઈક ખાસ મોટું કારણ તેણે જણાવ્યું હતું. પરંતુ પોતાને એ ગળે ઊતર્યું ન હતું.

એ પૂના શા માટે ગએલ?

અને ગયો તો ગયો પણ ફરી ફરીને પોતાની નજર એને કાં શોધતી હતી?

ફક્ત એણે શીખવેલી તરજ તેને એકવાર સંભળાવવાની જ માત્ર તે નિર્દોષ ઇચ્છા હતી?

ના, ના!

પોતાને એકાએક ભયંકર જ્ઞાન થયું!

ખરેખર હવે આ બંધ થવું જ જોઈએ.

આ વસ્તુ પોતાને કઈ તરફ લઈ જશે? એનું પરિણામ શું આવશે?'

અં–હં! હવે એ બંધ થવું જ જોઈએ.

ગમે તે થાય પણ પોતે સતારા છોડવું જ જોઈએ.

અને સંગીત...!

ઑક્ટોબરમાં ડૉક્ટરનો અભ્યાસ પૂરો થયો. સાવિત્રીકાકીની ઇચ્છા હતી કે ડૉક્ટરે સતારામાં જ પ્રૅક્ટીસ કરવી. પરંતુ ડૉક્ટરને સરકારી નોકરી મળી. એ નોકરી સ્વીકારવાનો પોતે તેને આગ્રહ કર્યો.

ડૉક્ટરે એ નોકરી લીધી. સતારાને રામરામ કરી પોતે ડૉક્ટર સાથે અહમદનગર આવી પહોંચી.

નલિનીએ એક લાંબો નિસાસો નાખ્યો. એમ ને એમ કેટલોક વખત એ બિછાના પર પડી રહી. છતાં મન થોડું જ નિષ્ક્રિય પડ્યું રહે છે? વળી પાછું એ આગલા બનેલા બનાવોમાં વિહરવા લાગ્યું. નોકરીના ગામમાંનો જીવનક્રમ નલિનીના મનમાં ઘોળાવા લાગ્યો—

ડૉક્ટરના સંગાથમાં પોતાના દિવસો જડ વ્યવહારમાં વ્યતીત થવા લાગ્યા. ડૉક્ટર મોટે ભાગે કામમાં રહેતા. નોકરી ઉપરાંત ખાનગી પ્રેક્ટીસ હતી અને ફુરસદના વખતમાં બ્રીજ! પોતે સંગીત શીખી હોત તો તેટલી નિરાંત પોતાને મળી હોત. પરંતુ સંગીતના વિચારને તો પોતે ટકવા જ દીધો નહીં. પછી તો કોઈ કોઈ વાર મન કહેતું: 'હવે શી હરકત છે! હવે અમારે ક્યાં સતારા રહેવું છે! અને દિવાકર પણ ક્યાં એકલા રહેવાના છે? તેનાં ય લગ્ન થઈ જશે. પણ ના, ના. આજે ભલે દૂર છીએ. ડૉક્ટરના તે સગા ભાઈ છે. ક્યારેક તો તે અહીં આવશે. ક્યારેક અમારે ય સતારા જવું પડશે. નથી ચડવું એ સંગીતના રવાડે!

પત્ની તરીકેનું કર્તવ્ય બજાવવા જાણીબૂજીને પોતે પોતાના વ્યક્તિત્વનો હ્રાસ કરવાની શરૂઆત કરી.

સંગીત માટે પોતાને કેટલો પ્રેમ છે એ ડૉક્ટર જાણતા ન હતા એવું નહીં પરંતુ તેણે તે માટે કદી પૂછ્યું પણ ન હતું.

તેમને તો તેમની નોકરી, ખાનગી પ્રેક્ટીસ અને બ્રીજ જ મુબારક હતી!

નલિનીના અસહાય મનમાં આ બધું યાદ આવતાં અતિશય વેદના થવા લાગી. તેનું મન ગુસ્સાથી અને તિરસ્કારથી ભરાઈ ગયું.

પણ એ કરે શું? પોતાના અભાગિયા જીવનનો વિચાર કરતી તે જેમની તેમ પડી રહી.

પતિના સહવાસમાં તેના વ્યક્તિત્વનો ઝપાટાબંધ હ્રાસ થઈ રહ્યો હતો. મીણની મૂર્તિ કણ કણ થઈને ઓગળી જાય તેમ પોતાનો આ હ્રાસ થઈ રહ્યો હતો. એ તેની જાણ બહાર નહોતું. પરિણામે તેના મન પર એક પ્રકારનું ન કળી શકાય તેવું તાણ રહ્યા કરતું. આ વ્યથાનું જે નિશ્ચિત પરિણામ હોઈ શકે તે જ નીપજ્યું. તે માંદી પડી. ડૉક્ટરે સારી હવા ખાવાની જગ્યાએ બે–ચાર માસ જઈને રહેવાની સલાહ આપી. પહેલાં એક–બે મહિના તે સતારા જઈને રહી. બે મહિનાની રજામાં તે દિવાકરની સાથે લોનાવલા આવીને રહી.

જેને ટાળવાનો તે પ્રયાસ કરતી હતી તે જ તેના ભાગ્યમાં આવ્યું. સાવિત્રીકાકી લોનાવલા આવવાનાં હતાં પરંતુ તેમની પૂના આપેલી દીકરીને સુવાવડ આવે તેવું હતું એટલે તેમને સતારા રહેવું પડ્યું.

સતારામાં નલિનીની તબિયત સુધરતી હતી. લોનાવલા આવ્યા પછી તો ઝપાટાબંધ સુધરવા લાગી.

નલિની ખૂબ જ સંભાળીને વર્તતી. છતાં અંતઃકરણની વૃત્તિઓ કાંઈ થોડી જ કાબૂમાં રહે છે? જે દિશામાં તેને નથી જવા દેવી હોતી તે જ દિશામાં જવાનો તેનો સતત પ્રયાસ હોય છે.

દિવાકર અને નલિનીની વચ્ચે સાદી ક્ષુદ્ર વાતોમાં પણ ધીરે ધીરે જુદા જ પ્રકારની આર્દ્રતા, જુદા જ પ્રકારનો અનુભવ થવા લાગ્યો.

નલિનીનું અંતઃકરણ કોઈક વાર આ કળી જતું અને તે વખતે તેના અંતઃકરણમાં એકદમ બીકનો થરથરાટ થતો. પરિણામે એ અતડી રહેવાનો પ્રયત્ન કરવા લાગતી.

દિવાકરને આ અતડાપણું ખટકતું. તે એકદમ વિચિત્ર રીતે વર્તવા લાગતો. બે બે દિવસ એ સીધી રીતે બોલતો નહીં, સીધી રીતે વર્તતો નહીં ને સીધી રીતે જમતો પણ નહીં!

આ બધાનું તેના પર ખેંચાણ રહેતું. એ બે દિવસોમાં તો તેના ચહેરા પરની રેખાઓ પણ સાવ બદલાઈ જતી. એનો ચહેરો કરમાઈ જતો.

દિવાકરના એ કરમાએલા દર્શનથી નલિનીના હૈયામાં દુઃખ થતું. એની પાસે જઈને તેની ઉપર માયા ને પ્રેમનો વરસાદ કરવો એવું તેને થઈ આવતું. પણ એનામાં એવી હિંમત ન હતી. એટલે એવી ને એવી દૂર રહીને તે તેનો વિચાર કરતી.

...પણ આ રીતે વિચાર કરતાં બેસવામાં પણ તેને એક પ્રકારનું સુખ જ થતું ન હતું શું...?— નલિનીને એક વિચિત્ર પ્રકારનું જ્ઞાન થયું. તેને એક દિવસનો પ્રસંગ યાદ આવ્યો—

એ કેટલો સાદો પ્રસંગ હતો! દિવાકર ને એ પોતે હમેશાં સાથે જમવા બેસતાં. કોઈક વાર પોતાને જમવા આવતાં મોડું થતું તો દિવાકર રાહ જોઇને બેસી રહેતો. માંદાં ભાભીને એકલાં તે શી રીતે જમવું ગમે એવું તેને થતું હશે એમ પોતે માનેલું. પણ તે દિવસે—

દિવાકર એક મિત્રને ત્યાં ગયો હતો. તેને આવતાં મોડું થયું. પોતાને થયું કે તેણે મિત્રને ત્યાં જ જમી લીધું હશે. એટલે પોતે જમી લીધું. એટલામાં દિવાકર આવ્યો. પોતે જમી લીધું છે એની જાણ થતાં એનો ચહેરો કેવો ઊતરી ગયો! તેણે શુષ્ક અને નિરાશાભર્યા અવાજે જમવું નથી એમ જણાવ્યું. પોતે પૂછેલું: 'તમે જમ્યા નથી?' તેણે થોડા કઠોર અવાજે ઉત્તર આપેલ: 'ના, ભૂખ નથી.' તેના એ ઉત્તરમાં કેટલોય વિષાદ ભર્યો હતો..

પોતે વહેલાં જમી લીધું એ બદલ તેને પોતાને જ પોતે ભૂંડી લાગેલી. અને એ વેળાએ શું એ એક પ્રકારના સુખની સમજ ન હતી!

બિલકુલ જરાક જેટલી એ વાત-હંમેશ પોતે જમ્યા પછી એને પાનની પટ્ટી કરી આપતી. કોઈક વ પોતે એ આપી શકતી નહીં તો એ ખાતો જ ન

જે દિવસે પોતાને આ વસ્તુ ધ્યાનમાં આવ દિવસે શું પોતે એક જાતનો આનંદ અનુભવ્યો ન હ

આ બધું યાદ આવતાં નલિની એકદમ અસ્ બની ગઈ. ઊઠીને એ બેઠી થઈ ગઈ. છતાં વિચ તો ચાલુ જ હતા.

પોતે દિવાકરને દૂર કરવા માટે, પોતાનું પ તરીકેનું કર્તવ્ય પાળવા માટે કેટલું કષ્ટ ઉઠાવ્યું, પોત વ્યક્તિત્વનું કેટલું બલિદાન આપ્યું અને છતાંય

આજ બપોરે જમતાં જમતાં 'મેઘદૂત'ના એ 'ભ શબ્દ પર પોતે ગમ્મત કરી. સહજ ભાવે, સ ભાવે જ શું પોતે એ ગમ્મત કરી હતી? ખરે નિષ્પાપ બુદ્ધિથી! એ ગમ્મત પાછળ કશો જ અ નહોતો રહેલો?

નલિનીને આ પ્રશ્નનો ઉત્તર એકદમ મળી ગ તેના અંતરમાં એક નાનો એવો ધક્કો લાગ્યો.

ખરે જ આ વિપરીત આકર્ષણનું પરિણામ આવશે? આમ ક્યાં સુધી એ ચાલ્યા કરશે?

છટ્...એ અટકવું જ જોઈએ.

તે કશું જ નહીં, મારે હવે આ ઘડીએ લોનાવલા છોડીને ચાલ્યા જવું જોઈએ.

બીજે જ દિવસે પોતે આવે છે એવો પત્ર ડોક્ટ ને લખી નાખવો એવો તેણે નિશ્ચય કર્યો. આ નિશ્ થી નલિનીનું મન થોડું શાંત બન્યું. તેના મનં ભાર હળવો થયો. તે ઊંઘવાની તૈયારી કરવા લાગ એટલામાં દરવાજા બહાર, આંગણામાં તેની ન ગઈ. દિવાકર સૂમસામ, અસ્વસ્થ હાલતમાં આં મારી રહ્યો હતો. અંતઃકરણમાં સાલતું દુઃખ તે પ્રત્યેક હલનચલનમાં વ્યક્ત થઈ રહ્યું હતું. નલિન થયું કે પોતે તેને પાસે બોલાવી તેની સાથે વાતચી કરે અને તેને શાંત કરે.

...પરંતુ તેણે જે નિશ્ચય કરી મૂકેલ હતો નિશ્ચયના બળે તેને તેમ કરતાં વારી. તે જઈ ઊંઘી ગઈ.

× × ×

સવારમાં ઊઠી નલિની પત્ર લખવા બેસે તે પહેલ નલિનીના નામનો એક પત્ર આવ્યો. સરનામાના અક્ષ પરિચિત ન હતા. પત્ર ઊલટાસૂલટો ફેરવતી ફેરવ

નલિની ઓરડામાં આવી. પોસ્ટની છાપ અહમદનગરની જ હતી. નલિનીને જરા ચિંતા થઈ. ઉતાવળે ઉતાવળે એણે પત્ર ફેડ્યો અને પલંગ ઉપર બેસી પત્ર વાંચવા લાગી.

સૌથી પહેલાં તેણે પત્રની નીચેની સહી જોઈ લીધી. તેને બહુ જ આશ્ચર્ય થયું. તેના મોં પર અસ્પષ્ટ ભયનું વાદળ છવાઈ ગયું.

પત્રની હકીકત પર જેમ જેમ તેની નજર ફરતી ગઈ તેમ તેમ તેના ચહેરા પર વિષાદ, ખેદ, દુઃખ તથા સંતાપની લાગણીઓના ભાવ છવાતા ગયા. તેનો ચહેરો એકદમ વ્યાકુળ બની ગયો. ધીરે ધીરે તેની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં. તેણે પત્રને એક બાજુ ફેંકી દીધો અને ઓશીકામાં માથું ભરાવી ધ્રુસકે ધ્રુસકે રડી રહી.

દિવાકરે આ રડવાનો અવાજ સાંભળ્યો. તે એકદમ નલિનીની ઓરડીમાં ગયો. દરવાજામાં જતાં જ તેણે નલિનીની આ સ્થિતિ જોઈ. ક્ષણેક અંદર જતાં ખચકાયો ને પછી પલંગ પાસે જઈ ઊભો રહ્યો.

નલિનીનું ધ્યાન એના તરફ ન હતું. એ તો ચોધાર આંસુએ રડી રહી હતી.

'ભાભી! શું થયું?' દિવાકરે પૂછ્યું.

નલિની કશું જ બોલી નહીં. એ જેમની તેમ આંસુભરી આંખે તેની સામે તાકી રહી.

'શું થયું, ભાભી?' દીવાકરે ફરી પૂછ્યું.

તેણે કશું જ ન બોલતાં પેલા પત્ર તરફ આંગળી ચીંધી. ફરી તે ઓશીકા પર માથું ઢાળી દઈ રડવા લાગી.

દિવાકરે પેલો પત્ર ઉપાડ્યો. ઉઘાડીને તે વાંચવા લાગ્યો—

અહમદનગર તા. ૨૮-૧૧-૪૩

સૌ. નલિની દેશપાંડે,

સવિનય વિનંતિ કે હું મારો અધિકાર છોડી આ હકીકત લખું છું તેનું મને ભાન છે, છતાં રહેવાતું નથી એટલે લખું છું. લખવું એ મારું કર્તવ્ય હોય એમ મને લાગે છે.

આપના ગયા પછી ડૉક્ટર સાહેબે બિલકુલ મર્યાદા છોડી છે. હૉસ્પિટલમાંની મસરકર નામની નર્સનો એમને નાદ લાગ્યો છે. આપ ગયાં તે પહેલાં પણ તે દવાખાને આવતી; પરંતુ હવે તો તે દવાખાનું ને ઘર જાણે કે પોતાનું જ હોય તે રીતે વર્તે છે. મારી

વૃદ્ધ આંખો આ બધું જોઈ શકતી નથી એટલે આ વસ્તુ તમને જણાવું છું. આ પત્ર મળતાં જ તમે આવી પહોંચો અને આ બાઇને હાકી કાઢો. વધુ શું લખું!

આપને એક વિનંતિ છે. આ પત્ર આપ બાળી નાખજો. ભૂલેચૂકે ય તે આ પત્રની વાત ડૉકટર સાહેબ પાસે કરશો નહીં. ડૉકટર સાહેબને એની ગંધ પણ આવશે તો મારા ગરીબના પેટ પર પગ મૂક્યા જેવું બનશે.

આપનો નમ્ર ગોવિંદ કૃ. પૈઠે.'

દિવાકર બધું જ સમજી ગયો. તે નલિનીની પાસે જઇને બેઠો. તેણે પોતાનો પ્રેમાળ હાથ હળવેથી નલિનીને ખભે મૂકયો અને સ્નેહભર્યા અવાજે પૂછ્યું:

'આ ગોવિંદ પૈઠે કોણ!'

નલિનીએ કશો જ જવાબ આપ્યો નહીં. ઓશીકા પરથી મોં ઊંચુ કરીને તે બહારનાં ફૂલઝાડ પર નાચતાં સૂર્યનાં કિરણો તરફ શૂન્ય નજરે જોતી હતી. તેની આંખોમાંથી તો આંસુ ટપકતાં જ હતાં.

દિવાકરે ફરી પૂછ્યું: 'આ ગોવિંદ કોણ! એનો કમ્પાઉન્ડર ને!'

નલિનીએ ડોકું હલાવી હા કહી.

દિવાકરના હોઠ કંઈક બોલવા ફફડ્યા પરંતુ અવાજ ન નીકળ્યો. એ નલિનીની સામે જોઈ રહ્યો. થોડો સમય બેમાંથી કોઈ કશું જ ન બોલ્યું.

અંતે નલિની જ બોલી: 'દિવાકર! મને જ ક્ષમા કરો. કાલે સાંજે હું નકામી તમારા ઉપર ઉત્તેજિત થઇને બોલી ગઈ.'

ક્ષણેક નલિની અટકી અને ફરી પાછી બોલી: 'શા માટે ઉત્તેજિત થઇને બોલી તે હું જણાવું. ગયાં બે વર્ષથી હું મારા મનને મારતી હતી. મારા જ મન સાથે હું ઝઘડતી હતી. કાલે તમને મેં જે કહ્યું તે તેટલા જ માટે. પરંતુ, પરંતુ'—બોલતાં બોલતાં નલિનીનું હૈયું ભરાઈ આવ્યું—'એ ઝઘડો હવે સાવ ફોગટ ગયો.'

નલિની ફરી ડીબકાં ભરવા લાગી. ડીબકાં ભરતી ભરતી તે આગળ બોલી: 'ફોગટ ગયો એ ઝઘડો દિવાકર! હવે એનો કશો જ અર્થ નથી—'

એટલું બોલીને રડતાં રડતાં જ તેણે પોતાનું માથું દિવાકરના ખોળામાં નાખી દીધું. દિવાકર પોતાના ધોતિયાના છેડા વડે નલિનીની આંખમાંથી વહેતાં આંસુઓને લૂછવા લાગ્યો.

[ 'સમીક્ષક'માંની શ્રી પ્રભાકર પાધ્યેની 'નલિનીચે અશ્રુ' ઉપરથી ]

કુંવરી કે' પરણું તો બે ય રાજકુમારોને પરણું પણ દાદીમા કે' એમ નો થાય

# મેડકકુમારી

એક હતો રાજા. એને હતી એક રાજકુમારી. રાજકુમારી તો રૂપાળી, બહુત જ રૂપાળી. ગોરી ગોરી ગુલાબના ફૂલ જેવી. રાજકુમારીના રૂપની વાતો તો દેશેદેશમાં થાય. દેશેદેશના રાજકુમારોનાં એને પરણવાનાં માગાં આવે.

પણ રાજકુમારીને તો એકેય પસંદ નહિ. દરેકમાં કાંક ને કાંક ખોડ હોય હોય ને હોય જ. ન હોય તોય કાંક ખોડ રાજકુમારી શોધી કાઢે ને માગું પાછું ઠેલે.

રાજકુમારી રાજાને બહુ જ વહાલી. રાજા એને જરાય નારાજ ન કરે. એ હા કહે તો હા અને ના કહે તો ના. રાજકુંવરી કહે એટલું જ રાજા કરે.

એક દિવસ ફરતાં ફરતાં બે રાજકુમારો એ શહેરમાં આવી ચડ્યા. બન્ને સમોવડિયા. રૂપરૂપનો અવતાર. એકને જુઓ ને બીજાને ભૂલો એવા. રાજાને થયું, ખરેખર કુંવરીને લાયક રાજકુમારો છે. આ બેમાંથી એકને તો જરૂર પસંદ કરશે. રાજા તો રાજકુમારોને રાજકુમારી પાસે લઈ ગયો.

કુંવરી તો રાજકુમારોને જોતાંવેંત જ મોહી પડી. કહે: 'મને તો બન્ને ગમે છે. બન્નેની સાથે પરણીશ!

આ તો ભારે મુસીબત ઊભી થઈ. એક કુંવરી કાંઈ બે કુંવરોને પરણી શકે ખરી? રાજાએ કહ્યું: 'રાજકુમારી! બેમાંથી ગમે તે એકને પસંદ કરી લે. બે કુંવરોને કાંઈ થોડું જ પરણાય?'

રાજકુમારી કહે: 'પરણું તો બેયને પરણું નહિતર એકેયને નો પરણું'

કુંવરીનાં દાદીમા દોડતાં દોડતાં આવ્યાં. 'કુંવરી! બેને તો ન જ પરણાય. એકને પસંદ કરી લે.'

કુંવરી કહે: 'બેને શું કામ નો પરણાય? રાજાને તો ઘણી રાણીઓ હોય છે. તો રાણી ઘણા રાજાને પરણે એમાં શું વાંધો છે?'

દાદીમા કહે: 'છી છી કેવી વાત કરે છ? રાજાનો વાદ કાંઈ કુંવરીએ ન લેવાય. કુંવરી તો એક જ કુંવરને પરણે.'

કુંવરી કહે: 'તો પછી હું બેમાંથી એકેયને નહિ પરણું. કોને હા પાડું ને કોને ના પાડું? મને તો બે ય રાજકુમાર એવા ગમે છે. જેને ના પાડું એને ખોટું લાગે.'

રાજકુમારો તો કુંવરીને જોતાંવેંત જ પાણી પાણી થઈ ગયા હતા. બન્ને કહે: 'બસ પરણીએ તો આને જ પરણીએ.'

રાજકુમારી એક અને રાજકુમારો બે. કોણ કુંવરીને પરણે? બન્ને વચ્ચે ખેંચાતાંણી ચાલી. એક કહે: હું પરણું. બીજો કહે: હું પરણું. કોઈ ખસીને મારગ નો દે. એકેય જરા પણ મચક ન આપે. એમ કરતાં કરતાં તો વાત વધી પડી. બન્ને તકરાર કરી બેઠા.

રાજકુમારી વચ્ચે પડી: 'તમે ધીરા પડો. આપણે કાંઈક રસ્તો કાઢશું.'

તે વખતે તો બન્ને શાંત પડ્યા. પણ શું રસ્તો કાઢવો? કુંવરીને તો એ બન્ને કુમારો ગમતા'તા. બન્નેને કુંવરી ગમતી'તી. કોઈને ખોટું લગાડવું પાલવે તેમ ન હતું.

કુંવરી તો બરાબરની મૂંઝાણી. મૂંઝાઈ ને એ તો બગીચામાં ચાલી ગઈ.

ચાલતાં ચાલતાં એક નાનકડું સરોવર આવ્યું. મજાનું આછું આછું પાણી હતું. અને અંદર રંગરંગનાં કમળ ખીલેલાં.

કુંવરી સરોવરને કાંઠે વિચાર કરતી બેઠી. બેઠી બેઠી એ તો વિચાર કરે ને આંગળીમાં પહેરેલી હીરાની વીંટી રમાડે.

રમાડતાં રમાડતાં વીંટી આંગળીમાંથી સરી પડી. જઈને સરોવરને તળિયે બેઠી. કુંવરી તો ગભરાઈ ગઈ. વીંટી એને જીવ જેવી વહાલી હતી. રાજાએ એને ભેટ આપેલી. હવે શું થાય? વીંટી કોણ કાઢી આપે? એ તો છેક સરોવરને તળિયે જઈને બેઠી હતી.

કુંવરી રોવા જેવી થઈ ગઈ. એની આંખમાંથી ડબડબ આંસુડાં પડવા માંડયાં. આંસુડાં સરોવરના પાણીમાં પડયાં ત્યાં તો સરોવરના પાણીમાંથી એક દેડકો સરરર કરતો ઉપર આવ્યો. 'વીંટી પડી ગઈને રાજકુંવરી?'

રાજકુમારી રોતાં રોતાં બોલી: 'આંગળીમાંથી સરી પડી. હવે કોણ લાવી આપશે? એ તો છેક તળિયે બેઠી છે.'

દેડકો કહે: 'એમાં તે શી મોટી વાત છે? હું લાવી આપીશ. પણ મારી શરત પાળવી જોઈ શે.'

રાજકુમારી કહે: 'શાની શરત?'

દેડકો કહે: 'પહેલાં હા પાડ, પછી કહું.'

રાજકુમારી કહે: 'શરત જાણ્યા વિના હા શી રીતે પડાય?'

દેડકો કહે: 'તો કાંઈ નહિ. હું મારે આ ચાલ્યો.'

વીંટી તો રાજકુમારીને બહુ જ વહાલી હતી. એણે કહ્યું: 'ભલે તારી શરત કબૂલ છે. મારી વીંટી લાવી દે.'

દેડકાએ તો તરત જ ડૂબકી મારી. સરરર કરતો તળિયે પહોંચ્યો. આંખ મીંચીને ઉઘાડીએ એટલી વારમાં તો તે પાછો ઉપર આવ્યો. તેના મોઢામાં કુંવરીની વીંટી હતી.

દેડકાએ કુંવરીને વીંટી આપી દીધી. રાજકુમારી તો રાજીના રેડ થઈ ગઈ. તે તો નાચવા લાગી ગઈ.

દેડકો કહે: 'કુંવરી મારી શરતનું શું?'

કુંવરી કહે: 'અરે એ તો હું ભૂલી જ ગઈ.'

દેડકો કહે: 'પણ હું કયાં ભૂલી જાઉં એમ હતું?'

કુંવરી કહે: 'બોલ તારી શરત શું છે?'

દેડકો કહે: 'એક રાત તારી પથારીમાં સૂવા દે.'

કુંવરી તો દેડકાની વાત સાંભળી ચમકી પડી. 'એવું તે કયાંઈ બનતું હશે?'

દેડકો કહે: 'તો કાંઈ નહિ. વચન આપ્યું હોય તો હા કહે નહિતર ના કહે.'

કુંવરીએ વચન તો આપી દીધું હતું. હવે ના કેવી રીતે કહી શકાય? કુંવરીએ કહ્યું: 'ભલે આજે રાતના આવજે.'

દેડકો તો હરખાતો હરખાતો સરોવરના પાણીમાં સરકી ગયો

રાજકુમારી ઘર તરફ દોડી ગઈ.

ઘેર જઈને એણે દાદીમાને વાત કરી. દાદીમા તો જમાનાનાં ખાધેલ: એમણે તો કેટલાય જમાના જોઈ નાખેલ. રાજકુમારીની વાત સાંભળી એ તો હેબતાઈ ગયાં.

દાદીમા કહે: 'રાજકુમારી! આવી શરત તે કાંઈ હોઈ શકે?'

કુંવરી કહે: 'દાદીમા! એણે મારી વીંટી કાઢી આપેલી એટલે મારું વચન તો મારે પાળવું જ જોઈએ ને?'

દાદીમા કહે: 'પણ દેડકાને કાંઈ આપણી પથારીમાં સૂવા દેવાય?'

કુંવરી કહે: 'એમાં શું વાંધો છે? એક તરફ પડ્યો રહેશે.'

દાદીમા કહે: 'એ દેડકા બહુ લુચ્ચા હોયછે.'

કુંવરી કહે: 'એ કાંઈ મને કરડે તો નહિ જ હો દાદીમા.'

દાદીમા કહે: 'અરે આખી ને આખી ઉપાડી જશે.'

કુંવરી તો દાદીમાની વાત સાંભળી હસવા લાગી ગઈ. હસતાં હસતાં કહે: 'તમે તે કેવી વાત કરો છો દાદીમા? દેડકો તે મને કેમ ઉપાડી શકે?'

દાદીમા કહે: 'આપણને ખબર ના પડે ને ઉપાડી જાય.'

કુંવરી કહે: 'લઈ જઈ ને પછી સરોવરને તળિયે રાખે ને?'

દાદીમા કહે: 'તું તો સાવ અક્કલ વગરની છે, રાજકુમારી!'

કુંવરી કહે: 'સરોવરને તળિયે એનો મહેલ હોય ને દાદીમા? સરસ મજાનો બગીચો હોય. અંદર જાતજાતનાં ને ભાતભાતનાં ફૂલ હોય. દાદીમા! એવાં ફૂલ તો આપણે ત્યાં નો જ થાય હો. એના મહેલમાં તો સોનાના હિંડોળા ને રૂપાના પલંગ હોય. હીરા-મોતીના દીવા હોય....'

દાદીમા કહે: 'તું તો સાવ જ ગાંડી થઈ ગઈ છે, કુંવરી!'

કુંવરી કહે: 'એવું એવું મને બહુ જ ગમે દાદીમા. હું તો દેડકાને કહીશ કે મને એને ઘેર તેડી જાય.'

દાદીમા કહે: 'પણ એ દેડકો જ નથી. એ તો કોઈ લુચ્ચો રાજકુમાર હશે. દેડકાનો વેશ લઈને આવ્યો હશે.'

કુંવરી કહે: 'રાજકુમાર કાંઈ દેડકાનો વેશ લઈ શકે?'

દાદીમા કહે: 'હા, હા....'

કુંવરી વચ્ચે બોલી ઊઠી: 'દાદીમા મારે પોપટ બનવું હોય તો?'

દાદીમા કહે: 'સાંભળ તો ખરી. તું તો બહુ ઉતાવળી. જો એક વાર્તા કહું.'

કુંવરી કહે: 'વાર્તા તો મને બહુ જ ગમે કહો તો દાદીમા.'

દાદીમા કહે: 'એક હતી રાજકુમારી....'

કુંવરી વચ્ચે બોલી ઊઠી: 'અહા રાજકુમારી'

દાદીમા ખિજાઈ ગયાં: 'વળી પાછી વચ્ચે બોલી?'

કુંવરી કહે: 'નહિ બોલું. કહો.'

દાદીમાએ વાત આગળ ચલાવી: 'રાજકુમારી જેવી જ રાજકુમારી. ને એક હતો રાજકુમાર. રાજકુમાર જેવો જ રાજકુમાર. રાજકુમારે એક વખત રાજકુમારીને જોઈ. જોતાંવેંત જ એ તો મોહી પડ્યો. કહે: 'પરણું તો આને જ પરણું.'

કુંવરી બોલી ઊઠી: 'પછી એ પરણ્યો?'

દાદીમાએ કહ્યું: 'વળી વચ્ચે બોલી?'

કુંવરી કહે: 'બોલાઈ જવાયું. કેવી સરસ વાત છે?'

દાદીમા કહે: 'પણ રાજકુમારી કહે: બીજા બધાને પરણું પણ એને તો ન જ પરણું. એ તો વાત વધી પડી. રાજકુમાર તો ગુસ્સે થઈ ગયો. કહે: જોઈ લઈશ, નહિ પરણે ને જઈશ ક્યાં?....'

કુંવરી વળી બોલી ઊઠી: 'પછી એ એને પરણ્યો?'

દાદીમાએ કહ્યું: 'સાંભળ તો ખરી. રાજકુમાર તો રોફમાં ને રોફમાં ચાલ્યો ગયો. બીજે દિવસે કુંવરી ફરવા નીકળી....'

કુંવરી વળી બોલી ઊઠી: 'પછી પેલો એને ઉપાડી ગયો ને?'

દાદીમા કહે: 'બહુ ઉતાવળી તું તો. એ તો ફરતી ફરતી એક તળાવ પાસે આવી પહોંચી.'

કુંવરી કહે: 'આપણું જ તળાવ ને?'

દાદીમા કહે: 'ગમે તે એક તળાવ. તળાવ કાંઈ થોડાં છે? રાજકુમારી તો તળાવને કાંઠે બેઠી બેઠી રમતી'તી. ત્યાં તો એનો હાર તળાવમાં પડી ગયો. હાર પડ્યો એવો એક દેડકો તળાવમાંથી સરરર કરતો બહાર આવ્યો.'

કુંવરી ઊભી થઈ ગઈ. 'ખરો બહાદુર. પછી એણે હાર લાવી આપ્યોને દાદીમા?'

દાદીમા કહે: 'હાર તો લાવી આપે જ ને? પણ કુંવરીએ વચન આપ્યું પછી જ.'

કુંવરી કહે: 'એક રાત સૂવાની જ શરત લગાવી હશે?'

દાદીમા કહે: 'હા. ને પછી રાજકુમારીએ એ દેડકાને એક રાત પોતાની સાથે સૂવા દીધો. સવારમાં જાગીને જુએ તો દેડકો કેવો ને વાત

કેવી? મજાનો રાજકુમાર રાજકુમારીની પથારીમાં સૂતો હતો....'

'પછી?' કુંવરીને વાતમાં રસ પડ્યો.

દાદીમા કહે: 'પછી શું? રાજકુમારીને એ રાજકુમાર સાથે પરણવું પડ્યું.'

'ભારે સરસ, ભારે સરસ!' કુંવરી બોલી ઊઠી.

'એમાં શું સરસ છે?' દાદીમા ચિડાઈ ગયાં.

કુંવરીએ કહ્યું: 'તે હેં દાદીમા! આ દેડકો યે કોઈ રાજકુમાર હશે ને?'

દાદીમા કહે: 'કોને ખબર છે?'

કુંવરી કહે: 'રૂપાળો રૂપાળો રાજકુમાર હોય તો કેવું સારું? પછી તો હું તેની સાથે જ પરણી જાઉં. પેલા બે કુમારોમાંથી કોને પસંદ કરવો એની પંચાત તો મટી જાય.'

દાદીમા કહે: 'રાખ રાખ મૂરખી. એમ તે કાંઈ ગમે તેની સાથે પરણી જવાતું હશે!'

કુંવરી કહે: 'પણ દાદીમા! મેં દેડકાને વચન આપ્યું છે એટલે આજે રાતે એને મારી પથારીમાં સૂવા દેવો પડશે.'

દાદીમા કહે: 'તું તો સાવ ગાંડી થઈ ગઈ છે.'

કુંવરી કહે: 'પણ મારું વચન કાંઈ જાય?'

દાદીમા કહે: 'તો હું યે તારા ઓરડામાં પથારી કરીશ.'

દાદીમાએ તો કહ્યું હતું તેમ જ કર્યું. પોતાની પથારી રાજકુમારીના ઓરડામાં પાથરવાની નોકરને સૂચના આપી દીધી.

રાજકુમારીએ તો દેડકાની વાત બીજા કોઈને ન કરી. રાજાને ન કરી. પેલા બે રાજકુમારોને પણ ન કરી. એને તો થયું કે હાશ દેડકામાંથી રાજકુમાર થશે અને એની સાથે પરણી જશું, એટલે બધી પંચાત મટી જશે.

પણ પેલા બે રાજકુમારમાંથી એકને આ વાતની ગંધ આવી ગઈ. એને થયું કે રાજકુમાર થવાને બદલે દેડકો થયો હોત તો કેવું સારું હતું? એક રાત રાજકુમારીની પથારીમાં સૂવાનું તો મળત.

પણ એમ કાંઈ એનાથી દેડકો થવાય તેમ હતું?

તોય એણે તો દેડકો થવા માટે આકાશપાતાળ એક કરી નાખ્યાં. પેલા સરોવરના પાણીમાં નાહવાથી દેડકો થવાતું હશે? એ તો દોડતો દોડતો સરોવરના ટાઢાબોળ પાણીમાં નાહી આવ્યો, પણ દેડકો થઈ શક્યો નહિ.

એ તો જે મળે એને કહે: 'મને કોઈ દેડકો બનાવી દોને. મને કોઈ દેડકો બનાવી દોને. દેડકો બનવાનું મને બહુ ગમે છે.'

પણ બધા કાંઈ દેવના દીકરા થોડા જ હતા! કોઈને માણસમાંથી દેડકો બનાવતાં આવડે નહિ અને રાજકુમાર ચારે તરફ રઘવાયો રઘવાયો ફર્યા કરે.

એમ કરતાં કરતાં એને એક જાદુગર મળી ગયો. જાદુગર મહા હુશિયાર. જાતજાતના હાથચાલાકીના ખેલ કરી જાણે. અનેક જાતના જાદુમંત્ર આવડે. એ તો ઘડીકમાં માણસનો જાનવર અને જાનવરનો માણસ બનાવી શકે. દેશદેશાવરમાં એની ભારે નામના.

રાજકુમારે જાદુગરને કહ્યું: 'મને દેડકો બનાવી દઈશ?'

જાદુગર કહે: 'દેડકો શા માટે? હાથી બનાવી દઉં, ઘોડો બનાવી દઉં, વાઘ બનાવી દઉં.'

રાજકુમાર કહે: 'ના, મારે તો દેડકો બનવું છે.'

જાદુગરે તો તરત ઇલમકી લકડી કાઢી. મંત્ર ભણીને એક, બે ને ત્રણ વાર લકડી રાજકુમારના માથા ઉપર ફેરવી. રાજકુમાર તરત જ દેડકો બની ગયો. ચારે પગે ઠેકવા લાગી ગયો અને ડ્રાંઉ ડ્રાંઉ બોલવા લાગ્યો.

રાત પડી એટલે એ તો ઠેકતો ઠેકતો રાજકુમારીના ઓરડા તરફ ઊપડ્યો. એનો હરખ તો ક્યાંય માય નહિ. હાશ આજે તો રાજ-

કુમારીની સાથે સૂવાનું મળશે. એક રાત કેવી મઝા પડશે ? પછી ભલેને આખી જિંદગી દેડકો બંનીને સરોવરમાં રહેવું પડે. આવી એક રાતની મઝા કાંઈ ફરી ફરીને થોડી જ આવવાની હતી!

એ તો છાનોમાનો કોઈ ન જુએ તેમ રાજકુમારીના ઓરડામાં સરકી ગયો અને પલંગ નીચે સંતાઈ ને બેસી ગયો. ભાઈસાહેબના મનમાં એમ કે રાજકુમારી આવશે એટલે મોટેથી ડ્રૂંઉ કરી ચમકાવી દઈશ. રાજકુમારી તો મને જ સવારવાળો દેડકો માનીને પથારીમાં સુવાડી દેશે અને બારણાં બંધ કરી દેશે. પેલા દેડકાભાઈ બહાર ટાઢે ઠરશે અને આપણને લહેરંલહેરા થશે.

પણ ભાઈસાહેબને દાદીમાની રગતની કાંઈ ખબર નહિ. રાજકુમારીના ઓરડામાં દાદીમાએ પોતાની પથારી પથરાવી હતી એની ખબર નહિ. એને તો એમ કે હમણાં રાજકુમારી આવશે, હમણાં રાજકુમારી આવશે.

થોડી વાર થઈ ત્યાં તો દાદીમા લાકડી ઠોકતા ઠોકતા આવી પહોંચ્યાં. એમણે એક હાથમાં લાકડી પકડેલી અને બીજા હાથમાં મોટો ચીપિયો પકડેલો.

દેડકાભાઈ તો દાદીમાને જોઈ ને હેબતાઈ ગયા. એને થયું કે પોતે ઓરડો ભૂલી ગયો કે શું ? એ તો એક ખૂણામાં લપાઈને બેસી ગયો.

દાદીમાએ લાકડી એક તરફ મૂકી. એ તો ઓરડાનો ખૂણેખૂણો તપાસવા લાગી ગયાં. એમના હાથમાં મોટો ચીપિયો.

દેડકાભાઈ તો ઘણા લપાઈ ને બેસી ગયા, પણ દાદીમાની નજરે પડ્યા વગર રહે ? એ તો દાદીમાની નજરે ચડી ગયા.

નજરે ચડ્યા એટલી જ વાર. દાદીમાએ તો ચીપિયો લાંબો કરી દેડકાભાઈ ને પકડવા પ્રયાસ કર્યો. દેડકાભાઈ તો ઠેકતા ઠેકતા આમ ભાગે ને તેમ ભાગે. અહીં સંતાય ને ત્યાં સંતાય. પણ દાદીમા પાછળનાં પાછળ. હાથમાં લાંબો લાંબો ચીપિયો ખખડાવે.

ભાઈસાહેબ ભાગી ભાગીને કેટલેક ભાગવાના હતા ? દાદીમા કાંઈ એને છોડે તેમ ન હતાં. એક ખૂણામાં ભાઈબંધ આબાદ સપડાઈ ગયા. દાદીમાએ જબ કરતો દેડકાનો પગ ચીપિયાથી પકડ્યો અને બારી પાસે પહોંચ્યાં. બારી ઉઘાડીને દેડકાભાઈ નો અને ચીપિયાનો બહાર ઘા કરી નાખ્યો.

'હાશ.' દાદીમા થાકી ગયાં. 'માંડ માંડ પકડાણો. હવે ભલે કુંવરી આવે. દેડકાભાઈ ને કાંઈ સવાર સુધી કળ ઊતરવાની નથી. આપણે તો કુંવરીને કહી દેશું કે તું જાણે ને તારો દેડકો જાણે.' દાદીમા પથારીમાં આડાં પડ્યાં.

એટલામાં તો રાજકુમારી આવી પહોંચી. એણે તો નવાં નક્કોર લૂગડાં પહેરેલાં. જાતજાતનાં ઘરેણાં પહેરેલાં. અંબોડે સુગંધી ફૂલોની વેણી નાખેલી.

આવતાંવેંત એણે દાદીમાને પૂછ્યું: 'દાદીમા! દેડકાને જોયો ?'

દાદીમા તો ભારેખમ મોઢું રાખીને બોલ્યાં: 'તું જાણે ને તારો દેડકો જાણે. મારે શું ? મને તો ઊંઘ આવે છે.'

કુંવરી કહે: 'દાદીમા દેડકો ભૂલો પડ્યો હશે ?'

દાદીમા કહે: 'મને તે શું કામ પૂછે છે બાઈ ?'

કુંવરી કહે: 'પણ મેં વચન આપ્યું છે, દાદીમા!'

દાદીમા કહે: 'કોણ જાણે ક્યારે ય આવશે ? મને તો ઊંઘ આવે છે.'

ત્યાં તો 'હું આવી પહોંચ્યો છું' એમ બોલતા બોલતા દેડકાભાઈ અંદર દાખલ થયા.

દાદીમા તો વિચારમાં પડી ગયાં. હજી તો હમણાં જ દેડકાને બારીએથી બહાર ફેંકી દીધો હતો ને આટલી વારમાં ક્યાંથી આવી પહોંચ્યો ? એમને તો એમ જ હતું કે કાં તો મરી

ગયો હશે ને કાં તો હાડકાં ભાંગી ગયાં હશે. પણ આ તો સાજોસારો ચાલ્યો આવે છે. એને તો ઊની આંચે આવી નથી. દેડકાને જોઈને દાદીમા ભોંઠાં પડી ગયાં. એ તો ચૂપ જ થઈ ગયાં. એમને થયું કે દેડકો બધી વાત કહી દેશે તો પંચાત થશે. એમણે ઝટ ઝટ માથે ઓઢી લીધું ને ખોટાં ખોટાં નાખોરાં બોલાવવા લાગી ગયાં.

દેડકાએ તો આવતાંવેંત જ કહ્યું: 'રાજકુમારી! મને સુવાડી દે. મને તો ઊંઘ આવે છે.'

રાજકુમારીએ દેડકાને ઊંચકીને પોતાની પથારીમાં સુવાડી દીધો.

'રાજકુમારી! મને ઓઢાડી દે. મને તો ટાઢ વાય છે.' દેડકાએ કહ્યું.

રાજકુમારીએ સરસ મજાની શાલ ઓઢાડી દીધી.

'તું યે હવે સૂઈ જા, રાજકુમારી! રાત ઘણી ગઈ છે.' દેડકાએ કહ્યું.

ત્યાં તો દાદીમા મોઢા ઉપર ઓઢેલું દૂર કરી બોલી ઊઠ્યાં: 'અહીં મારી પાસે સૂઈ જા દીકરી!'

દેડકો બોલી ઊઠ્યો: 'નહિ, અહીં મારી પાસે. રાજકુમારી! મને વચન આપ્યું છે.'

'દાદીમા! હું શું કરું?' કુંવરી દાદીમા સામું જોઈ રહી.

દાદીમા બોલ્યાં: 'તું જાણે ને તારો દેડકો જાણે. મને તો ઊંઘ આવે છે.'

દીવો હોલવીને રાજકુમારી તો દેડકા સાથે સૂઈ ગઈ. એને તો ઘસઘસાટ ઊંઘ આવી ગઈ.

દાદીમાને કેમે ય ઊંઘ ન આવે. એ તો વારે વારે પૂછયા કરે: 'કુંવરી! હજુ દેડકો જ છે કે રાજકુમાર થઈ ગયો?'

કુંવરી તો ઘસઘસાટ ઊંઘે ને દેડકો ડ્રાંઉ ડ્રાંઉ કરે.

આખરે તો થાકીપાકીને દાદીમા ઊંઘી ગયાં. દેડકાભાઈને તો રાતમાં પાણીની તરસ લાગી. ઠેકડો મારીને એ તો પથારીમાંથી હેઠો ઊતર્યો. ઢંઢોળી ઢંઢોળીને પાણી પીધું. પાછો કૂદકો મારીને પથારીમાં ચડી ગયો. અને ઘસઘસાટ ઊંઘવા મંડ્યો.

રાજકુમારી યે ઘસઘસાટ ઊંઘે ને દાદીમા યે ઘોરે.

એમ કરતાં કરતાં સવાર પડ્યું. રાજકુમારી ઝબકીને જાગી ગઈ. આંખો ચોળીને એણે પથારીમાં જોયું. પથારીમાં તો કોઈ ન હતું. દેડકો યે ન હતો કે એને બદલે રાજકુમારે ન હતો.

કુંવરીને થયું કે એ તો વહેલો વહેલો ઊઠીને બહાર ચાલ્યો ગયો હશે.

દાદીમા તો હજુયે ઘસઘસાટ ઊંઘતાં હતાં. કુંવરીએ દાદીમાની પથારી તરફ જોયું. જોયું ને એ ચમકી પડી. દાદીમાની પથારીમાં તો બીજું કોઈ સૂતું હતું.

રાજકુમારીએ બૂમ પાડી: 'દાદીમા! દાદીમા!'

દાદીમા ઊંઘમાંથી ઝબકી ગયાં: 'શું થયું કુંવરી? દેડકામાંથી રાજકુમાર બની ગયો! કેવો છે?'

કુંવરી કહે: 'અહીં તો રાજકુમારે નથી ને કોઈ નથી.'

દાદીમાએ પૂછયું: 'ત્યારે પેલા દેડકાનું શું થયું?'

કુંવરી કહે: 'એ તો કોણ જાણે? પણ દાદીમા! તમારી પથારીમાં બીજું કોણ સૂતું છે!'

'મારી પથારીમાં?' દાદીમા ચમકી પડ્યાં. 'મારી પથારીમાં એ ક્યાંથી ચડી ગયો?'

દાદીમાએ પડખું ફરીને જોયું તો કોઈ તેમની બાજુમાં સોડ તાણીને સૂતું હતું. દાદીમાએ ધીમે ધીમે ઓઢવાનું ખેંચી લીધું ને જોયું તો એક સુંદર રાજકુમારી નિરાંતે ઊંઘતી હતી.

કુંવરી તો રાજકુમારીને જોઈને થંભી જ ગઈ. રાજકુમારી તો એવી રૂપાળી હતી.

દાદીમા બોલ્યાં: 'ત્યારે તો એ રાજકુમાર નહિ, પણ રાજકુમારી હતી. એવું યે કોકવાર બને છે. દેડકાનો રાજકુમારે થાય ને રાજકુમારી યે થાય. ચાલો જે થયું તે સારું થયું. મને તો બહુ ચિંતા થતી હતી. કોણ જાણે કેવો યે રાજકુમાર હશે. અને પછી ગમે તેવાની સાથે મારે મારી દીકરીને પરણાવી દેવી પડશે. ચાલો નિરાંત થઈ.'

નવી રાજકુમારી જાગી. તેણે આસપાસ જોયું. દાદીમાને જોઈને તે બોલી: 'તમે છો? મેં તો માન્યું કે હું પરી સાથે પોઢી હતી.'

'તું નહિ હું પરી સાથે પોઢી હતી.' દાદીમાએ નવી રાજકુમારીને બાથમાં લીધી અને તેના ગાલ ઉપર એક મીઠું ચુંબન કર્યું.

આખા રાજમહેલમાં બધાને આ વાતની ખબર પડી. શહેરમાં પણ વા–વેગે વાત ફેલાઈ ગઈ. દેડકામાંથી રાજકુમારી! દેડકામાંથી રાજકુમારી! રૂડીરૂપાળી રાજકુમારી? આકળનાં દીપાં જેવી રાજકુમારી! નવી રાજકુમારીને જોવા બધાં એકઠાં થયાં. માણસ તો ક્યાં ય માય નહિ.

પેલા બે રાજકુમાર હતા ને! એમાંથી એક રાજકુમારને આ નવી રાજકુમારીની ખબર પડી. એ પણ બધા સાથે એને જોવા આવ્યો. એણે નવી રાજકુમારીને જોઈ. જોતાંવેંત જ મોહી પડ્યો. પરણું તો એને જ પરણું. એ તો સીધો નવી રાજકુમારી પાસે ગયો.

નવી રાજકુમારીએ રાજકુમારને જોયો. એ પણ જોતાં જ મોહી પડી. બસ પરણું તો એને જ પરણું. બન્ને એકબીજાનો હાથ પકડી ત્યાંથી રવાના થઈ ગયાં.

દાદીમાએ કહ્યું: 'ચાલો બે રાજકુમારમાંથી એકની તો ચિંતા ટળી. એકની ચિંતા રહી.'

કુંવરી કહે: 'દાદીમા! એને હું પરણી જાઉં?'

દાદીમા કહે: 'ડાહી મારી દીકરી.'

કુંવરી કહે: 'તમે યે કેવાં ડાહ્યાં છો દાદીમા! બે હતા ત્યારે મૂંઝવણ હતી. બેયને કાંઈ પરણાય નહિ અને કોને પરણવું અને કોને ન પરણવું એ મોટી મૂંઝવણ. પણ હવે એક તો પેલીને પરણી ગયો....'

દાદીમા કહે: 'ને બીજાને તું પરણી જા.'

કુંવરી કહે: 'તમે કેવાં ડાહ્યાં છો, દાદીમા!'

દાદીમા કહે: 'મેં તો જમાના જોઈ નાખ્યા છે.'

પણ બીજો રાજકુમાર તો ક્યાં હતો? રાજકુમારી રાજકુમારને શોધવા ચાલી નીસરી. એણે તો મહેલના ખડેખડ જોઈ નાખ્યા. બગીચાનો ખૂણેખૂણો જોયો પણ રાજકુમાર તો ક્યાંયથી જડે નહિ.

રાજકુમારીને થયું કે રાજકુમાર રિસાઈને ચાલ્યો ગયો કે શું? એણે તો ચારે તરફ માણસોને દોડાવ્યા. જે મળે તેને પૂછી જોયું. પણ રાજકુમારને કોઈએ જોયો હોય તો જવાબ દે ને?

રાજકુમારી તો થાકી થાકીને પેલા સરોવર પાસે આવી. લમણે હાથ દઈને બેઠી. ત્યાં તો સરોવરના પાણીમાંથી સરરર કરતો એક દેડકો ઉપર આવ્યો. બરાબર પહેલાંના જેવો જ દેડકો.

દેડકો તો રાજકુમારીને જોતાં જ બોલી ઊઠ્યો: 'રાજકુમારી! મને તારી પથારીમાં એક રાત સૂવા દે.'

રાજકુમારી કહે: 'વળી તું બીજી રાજકુમારી ક્યાંથી આવી ચડી?'

દેડકો કહે: 'હું રાજકુમારી નથી. હું તો રાજકુમાર છું.'

રાજકુમારી કહે: 'તું રૂપાળો છે?'

દેડકો કહે: 'રૂપાળો, બહુવ જ રૂપાળો.'

રાજકુમારી કહે: 'પણ હું તો મારા રાજકુમારને શોધું છું. મને તો ઘડીની નવરાશ નથી.'

દેડકો કહે: 'હું જ તારો રાજકુમાર છું.'

રાજકુમારી કહે: 'તું જ પેલો રાજકુમાર છે?'

દેડકો કહે: 'હા. મને પેલા જાદુગરે દેડકો બનાવી દીધો છે.'

બાકીનું પોતે જ દેડકો બનવા ગયા હતા એવી વાત કાંઈ રાજકુમારીને થોડી જ કહેવાય!

રાજકુમારો કહે: 'તો તો હું તને જ શોધું છું. આજે રાતના તું મારે ઓરડે આવજે.'

રાજકુમારી હરખાતી હરખાતી ઘેર ગઈ.

પણ કેમ્મે કરી રાત પડે નહિ. રાજકુમારીને પરણવાની ખૂબ જ ઉતાવળ અને દિવસ કહે હું વિલંબ કરું.

રાત પડે તો જ દેડકામાંથી રાજકુમાર થાય.

'દિવસે કેમ દેડકામાંથી રાજકુમાર ન થાય?' રાજકુમારીએ જાદુગરને પૂછ્યું. જાદુગરે માથું ધુણાવ્યું. 'રાતે જ એ ચમત્કાર બને.'

રાજકુમારી મન વાળીને બેસી રહી.

જેમતેમ કરતાં રાત પડી.

બીજા દિવસનું સવાર પડ્યું.

રાજકુમાર અને રાજકુમારી પરણી ઊતર્યાં.

ખાધું પીધું ને રાજ કર્યું. [ સચિત



લેખક
મયૂર

# દેવ અને દાનવ

## સમુદ્રમંથન

દેવોને સંજીવની વિદ્યા મળી ગઈ. પછી તો દેવો દાનવોના સમોવડિયા બની ગયા. હવે તો દાનવોની જેમ મરેલા દેવો પણ સજીવન થઈ જાય. એમની સંખ્યા એટલી ને એટલી જ રહે.

પણ દેવોને થયું કે સમોવડિયા બન્યા તેમાં શું દહાડો વળ્યો ? દાનવોથી ચડિયાતા થઈએ તો જ દેવો ખરા. અને આ રીતે મરીને જીવતા થઈએ એમાં દેવોનું મહાતમ પણ શું ? એવો કોઈ કિમિયો હાથ લાગી જાય કે મરવાનું જ મટી જાય, માથે મરણની બીક જ ન રહે. તો જ ખરી મજા આવે. પછી જ દાનવોને ખરેખરો હાથ બતાવી શકાય.

દેવોએ તો જાતજાતની ઔષધિના અખતરા કરવા માંડ્યા. મોટા મોટા ઋષિમુનિઓને પૂછી જોયું. પૂછતાં પૂછતાં ભાળ લાગી કે અમૃત મળી જાય તો માથેથી મોત ટળે. અમૃત પીધું એટલે કાયા અમર થઈ જાય.

બસ ખબર પડી એટલી જ વાર. દેવોએ અમૃતની શોધમાં ત્રણે લોકમાં ઉથલપાથલ મચાવી મૂકી., પાણેપાણા ઉખેડી નાખ્યા. ઝાડવેલી જે જે મળ્યા તેનો રસ કાઢી કાઢીને ચાખી જોયો. પણ અમૃતને તો કોઈ ઓળખે નહિ. દીઠું હોય તો ઓળખે ને ? ખાલી નામ સાંભળ્યે શું વળે ? એકલું નામ સાંભળ્યે કાંઈ અમર થઈ જવાય ? ચારે તરફ શોધી શોધીને થાક્યા પણ ક્યાંયથી અમૃત ન મળ્યું.

દેવો મૂંઝાયા. અમૃત મેળવવું હતું એ ચોક્કસ. પણ મેળવવું કેવી રીતે એ જ સવાલ હતો. થાકી થાકીને જ્યારે લોથ થઈ ગયા ત્યારે એમને થયું કે આમ તો અમૃતનો પત્તો નહિ ખાય. ચાલો બ્રહ્માજી પાસે જઈએ. આધારમાં મોટો આધાર એક બ્રહ્માજી.

બધા ય પહોંચ્યા બ્રહ્માજી પાસે: 'બ્રહ્માજી! બ્રહ્માજી! અમને અમૃત બતાવો ને.'

બ્રહ્માજી કહે: 'ભાઈ! અમૃત તો સમુદ્રને તળિયે પડ્યું છે.'

દેવો કહે: 'ચાલો સમુદ્રનાં તળિયાં સાફ કરીએ.'

બ્રહ્માજી કહે: 'એમ અમૃત રેઢું પડ્યું નથી ભાઈ.'

દેવો કહે: 'તો તે મળે કેમ ?'

બ્રહ્માજી કહે: 'એની તો મને ખબર નથી. નારાયણને પૂછવું જોઈશે.'

નારાયણ ભાંગ્યાના ભેરુ. કોઈને કાંઈ મુશ્કેલી આવી પડે કે લાગલા જ નારાયણ પાસે પહોંચી જાય. નારાયણ તરત જ રસ્તો કાઢી આપે. બ્રહ્માજી પહોંચ્યા નારાયણ પાસે. જઈને કહે: 'નારાયણ! દેવોને અમૃત જોઈએ છે. અમૃત તો પડ્યું છે સમુદ્રને તળિયે. એ મેળવવાનો કાંઈ માર્ગ હોય તો બતાવો ને.'

નારાયણ કહે: 'એ તો દરિયો વલોવો તો નીકળે'

બ્રહ્માજીએ પૂછ્યું: 'દરિયો શી રીતે વલોવાય ?'

નારાયણ કહે: 'મંદાર પર્વતનો રવૈયો કરો, વાસુકિ નાગનું નેતરું કરો. દેવો અને દાનવો સલાહસંપ કરી એકઠા થાઓ અને પછી સમુદ્રને વલોવો.'

બ્રહ્માજી કહે: 'બીજું બધું તો ઠીક, પણ દેવો અને દાનવો ભેગા મળે એ કોઈ કાળે બનવાનું નથી.'

નારાયણ કહે: 'એ વિના અમૃત મળે તેમ નથી. સમુદ્રને વલોવવો એ કાંઈ સહેલી વાત તો નથી જ.'

બ્રહ્માજી કહે: 'પણ દાનવો કેવી રીતે માને ?'

નારાયણ કહે: 'ન માને તો પગમાં પડી મનાવવા જોઈએ. હમણાં દાનવોનું જોર બહુ વધી ગયું છે. એમના ઉપર કાળની કૃપા છે. દેવોનું તેજ નાશ પામ્યું છે. યજ્ઞયાગ બંધ થઈ ગયા છે. એટલે દાનવોને મનાવી લેવા એ જ સારી વાત છે. એ તો કહેવત છે ને કે સ્વારથ સરતો હોય તો દુશ્મન સાથે પણ દોસ્તી કરવી જોઈએ.'

બ્રહ્માજી કહે: 'ભલે હું દેવોને વાત કરી જોઈશ.'

નારાયણ કહે: 'એકલી વાત કરવાથી કાંઈ નહિ વળે. સંધિ કરવી જ જોઈશે. ગમે તે હિસાબે દેવો અને દાનવો વચ્ચે સંધિ કરાવો.'

બ્રહ્માજી કહે: 'પણ સંધિ કરાવ્યા પછી પણ દાનવો એ તો દાનવો. તેઓ તો જોરાવર છે. અમૃત ઉપાડી જાય તો દેવોને તો મહેનત માથે પડે ને?'

નારાયણ કહે: 'પણ હું દેવોની ભેરે છું ને?'

બ્રહ્માજી કહે: 'તો પછી કાંઈ વાંધો નથી.'

બ્રહ્માજીએ જઈને દેવોને વાત કરી. દેવો હા–ના કરવા લાગ્યા. દાનવોની સાથે સલાહ કરવાનું એમને કેમ પાલવે? દાનવોના સ્વભાવથી તેઓ પૂરેપૂરા પરિચિત હતા. દાનવોનું તો અભી બોલા અભી ફોક જેવું. એટલે એમને દહેશત લાગે જ ને! પણ નારાયણ પોતાની ભેરે છે એ વાતથી તેમને હિંમત આવી અને તેમણે દાનવો સાથે વાટાઘાટ શરૂ કરી.

દેવોએ દાનવોના રાજા બલિ પાસે પોતાનો માણસ મોકલ્યો.

પહેલાં તો બલિરાજાએ વાત સાંભળવાનો જ ઈન્કાર કર્યો. દાનવોને સુલેહ જોઈતી જ ન હતી. એમને તો સ્વર્ગ સુદ્ધાં ત્રણે લોકનું રાજ્ય જોઈતું હતું. દાનવો સિવાય જગતમાં બીજો કોઈ હોવો જ જોઈએ નહિ એવું તેઓ ઈચ્છતા હતા. અને વળી કાંડામાં જોર હતું. શા માટે તેઓ દેવો સાથે સંધિ કરે? તે ઉપરાંત તેમને લાગ્યું કે દેવો સામે ચાલીને સંધિ કરવા આવ્યા છે એટલે જરૂર વાતમાં કાંઈ ભેદ છે. એટલે બલિરાજાએ તો ઘસીને ના સંભળાવી દીધી.

પરંતુ દેવોને ગમે તે ભોગે સંધિ કરવી જ હતી. દાનવો જે શરતો રજૂ કરે તે શરતો કબૂલ રાખવા દેવો તૈયાર હતા. એટલે એક વખત વાટાઘાટ શરૂ થઈ. પછી તોડજોડ થવામાં વિલંબ થયો નહિ અને અમૃતમાં ભાગ આપવાની શરત પર દેવો અને દાનવો વચ્ચે સમાધાન થઈ ગયું.

પછી તો સમુદ્રમંથનની તડામાર તૈયારીઓ ચાલવા માંડી.

દેવો અને દાનવો પહોંચ્યા મંદાર પર્વત પાસે. જઈને પર્વતની પૂજા કરી. જાતજાતની ભેટસોગાદો પર્વતને ચરણે ધરી. મીઠી મીઠી વાણીથી થઈ શકે એટલી ખુશામત કરી. પર્વતરાજ તો ખુશ ખુશ થઈ ગયા, કહે: 'બોલો મારા સરખું કાંઈ કામ?'

દેવોને તો એટલું જ જોઈતું હતું. તેમણે કહ્યું: 'અમૃત માટે સમુદ્રનું મંથન કરવું છે. એને માટે રવૈયો જોઈએ. તમે જો રવૈયા બનવાની હા પાડો તો અમારું કામ થઈ જાય'

મંદરાચળ કહે: 'ભલે તમારું કામ થતું હોય તો મને લઈ જાઓ હું ખુશીથી તમારો રવૈયો બનીશ.'

દેવો અને દાનવો તો ખુશ ખુશ થઈ ગયા. આમ મંદરાચળ ઝટ દઈને હા પાડી દેશે એવો તો એમને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. તેઓ ઉત્સાહમાં આવી મંદરાચળને ખેંચવા લાગી ગયા પણ મંદરાચળ કાંઈ જેવોતેવો પર્વત હતો? પૂરા અગિયાર યોજન ઊંચો હતો અને ઊંચો હતો એટલો જ પૃથ્વીની અંદર હતો. દેવો અને દાનવો તો થાય એટલું જોર કરે, પણ પર્વત એક ડગલું યે નો ચસકે. બળ કરી કરીને થાકી ગયા, પણ પર્વત કહે: એમ ચસકે એ

બીજા. બધા મૂંઝાઈને લમણે હાથ દઈને બેઠા.

પણ એમ મૂંઝાઈ બેઠે કાંઈ પાર આવે તેમ હતો? અમૃત મેળવવું હતું એ વાત નક્કી હતી. એટલે કોઈ પણ હિસાબે મંદરાચળને લઈ ગયે જ છૂટકો હતો. પણ પોતામાં તો એટલું જોર ન હતું એટલે વળી પાછા નારાયણને યાદ કરવા પડ્યા. નારાયણ વિના બીજો કોઈ આધાર ન હતો. દેવો પહોંચ્યા નારાયણ પાસે. માંડીને વાત કરી. નારાયણ કહેઃ 'એમાં તે શી મોટી વાત છે? અનંત નાગને જઈને કહો ને. એ એકલો મંદરાચળ ઉપાડી લાવશે.'

અનંત નાગ તો આખી પૃથ્વીનો ભાર ઉપાડે એને એક મંદરાચળ શી વિસાતમાં? દેવોએ અનંત નાગને વિનતિ કરી અને નારાયણની ભલામણ હતી, એટલે અનંત તો તરત જ ઊપડ્યો અને થોડી વારમાં જ મંદરાચળને દરિયાને કાંઠે લઈ આવ્યો.

રવૈયો તો મળી ગયો. પણ એને મૂકવો શેના ઉપર એ સવાલ ઊભો થયો. આવડો મોટો રવૈયો ટેકા વગરનો ફરે તો એ તો ઊંડો ને ઊંડો ઊતરતો જાય અને કદાચ પાતાળમાં પણ પેસી જાય. એટલે નીચે કાંઈક ટેકણ તો જોઈએ જ. દેવો વળી વિચારમાં પડી ગયા.

પણ નારાયણના સહવાસે એમને ફાવટ આવી ગઈ હતી એમને થયું કે આવા મોટા મંદરાચળનો ભાર ઉપાડી શકે એવો તો એક કાચબાનો રાજા છે. એ જો મંદરાચળને પોતાની પીઠ ઉપર ધરી રાખવાનું કબૂલ કરે તો મુશ્કેલી મટી જાય. બધા પહોંચ્યા કૂર્મરાજ પાસે.

કૂર્મરાજ તો આખી પૃથ્વીનો અને તે સાથે અનંત નાગનો પણ ભાર ઉપાડે. એને મન મંદરાચળ તો નાનું તણખલું જ. કૂર્મરાજે વાત સાંભળી એટલે તરત જ હા ભણી દીધી. કહેઃ 'એમાં પૂછો છો શું? ખુશીથી મારી પીઠ ઉપર મૂકી દો. થોડાંક ગલગલિયાં તો થશે, પણ મઝા આવશે.'

એ સવાલ પણ પતી ગયો. પણ સવાલ કાંઈ થોડા હતા? એકનો ઉકેલ આવ્યો કે બીજો ઊભો જ છે. રવૈયાનો સવાલ પત્યો કે બેસણાનો સવાલ ઊભો થયો. બેસણાનો સવાલ પત્યો કે નેતરાનો સવાલ ઊભો થયો. આવડા મોટા પર્વતને વીંટાઈ વળે અને બંને તરફ પકડવાના છેડા રહે એવડું મોટું નેતરું જોઈએ. એવડો મોટો તો એક વાસુકિ નાગ હતો. નારાયણે પણ વાસુકિ નાગનું નેતરું કરવાની સલાહ આપી હતી. કોઈ પણ હિસાબે વાસુકિને સમજાવ્યા વિના છૂટકો ન હતો. બધા પહોંચ્યા વાસુકિ નાગ પાસે. ખૂબ ખુશામત કરીને પોતાની વાત કરી.

વાસુકિ કહેઃ 'આપણું એ કામ નહિ. તમારે ઠીક છે. લટુડાપટુડા કરીને વાત કરો છો, પણ મારાં હાડકાંપાંસળાં ખોખરાં થઈ જાય એનો કાંઈ ખ્યાલ છે?'

દેવો કહેઃ 'અમારું એટલું કામ નહિ કરી આપે? જબરો જાણી શરણે આવ્યા છીએ. હાલીમવાલીને કોઈ બોલાવે ખરું? તું ના પાડે તો પછી તારી મોટપ શા કામની?'

વાસુકિ કહેઃ 'પણ મારા જંતરડે જંતરડા નોખા પડી જાય એનું શું? એની પીડા કાંઈ જેવીતેવી છે?'

દેવો કહેઃ 'તને પીડા ન થાય એનો ઉપાય કરીશું. નારાયણને કહીશું તે તને કાંઈક ઘેનની દવા પાઈ દેશે. પછી પીડા થશે તો ય કળાશે નહિ.'

વાસુકિ કહેઃ 'એવો બંદોબસ્ત થાય તો આપણને નેતરું બનવામાં વાંધો નથી.'

દેવો અને દાનવો ખુશખુશ થઈ ગયા. નેતરાના સવાલનો પણ આ રીતે ઉકેલ આવી ગયો.

પછી તો બધી તૈયારીઓ પૂરી થઈ. બધા દેવો અને દાનવો કડ બાંધીને સમુદ્રને કાંઠે મંથન કરવા આવી પહોંચ્યા. એક તરફ દેવોનો સમુદાય અને બીજી તરફ દાનવોનાં ધાડાં.

માણસો તો ક્યાંય માય નહિ. દુનિયાના આ મહાન આશ્ચર્યને નજરે જોવા ઋષિમુનિઓ, સિદ્ધો અને સાંખ્યગણો, ખેચરો અને ભૂચરો બધાં ત્યાં આવી પહોંચ્યાં.

હવે સવાલ એક સમુદ્રને મનાવવાનો રહ્યો હતો. એનાં હૈયેહૈયાં વલોવાઈ જાય એવી સ્થિતિ હતી. પણ એને મનાવી લેતાં વાર લાગી નહિ. અમૃતમાં ભાગ મળવાનો છે એ વાતે એણે હા પાડી દીધી.

પણ હવે જ ખરી મજા બની. વાસુકિ નાગનું પૂછડું કોણ પકડે અને મોઢું કોણ પકડે એ ગૂંચવાડા ભરેલો પ્રશ્ન ઊભો થયો. પૂછડું આમ તો અપવિત્ર ગણાય પણ મોઢું તો ખૂબ જ ભયંકર હતું. મંથન થાય એટલે વાસુકિનાં અંગો વલોવાય, એના મુખમાંથી અગ્નિની જ્વાળાઓ નીકળે, ઝેરના ઢગલા ઠલવાય. મોઢું પકડીને જે ઊભા હોય એમને જ એ ઝેરની અસર થાય. એટલે મોઢું પકડવા કોઈ તૈયાર થાય તેમ ન હતું. બધા જ પૂંછડે વળગવાની વાત કરતા હતા. પણ નારાયણ ભારે લુચ્ચા. દાનવો મોઢું પકડે તો જ દેવોનું કામ થઈ જાય. કારણકે પછી તો વાસુકિના ઝેરથી દાનવોની કાંતિ હણાઈ જાય અને તેઓ નબળા પડી જાય. એટલે એમણે રમત કરી. એમણે ઝળ લઈને વાસુકિનું મોઢું પકડી લીધું અને કહ્યું: 'ચાલો બધા દેવો આ તરફ આવી જાઓ. બધા દાનવો પૂંછડે વળગી જાય.'

દાનવો બળવાન ખરા, પણ એમનામાં અક્કલ ઓછી. નારાયણની યુક્તિ દાનવો સમજી શકે તો પછી એ નારાયણની યુક્તિ જ શાની? એમણે તો એમ જ માન્યું કે દેવો મોઢું પકડીને આપણને અપવિત્ર પૂછડું પકડવાનું કહે છે. એ તો આપણું અપમાન કરવા બરાબર છે. દાનવો ખિજાઈ પડ્યા: 'અમને શું સમજો છો? અમે કાંઈ જેવાતેવા છીએ? અમે પણ વેદ જાણીએ છીએ, શાસ્ત્ર જાણીએ છીએ. પૂછડું તો અમંગળ કહેવાય. અમે પૂછડું નહિ પકડીએ. મોઢું પકડીશું.'

નારાયણને તો એટલું જ જોઈતું હતું. એમણે તરત જ કહી નાખ્યું: 'તમારું અપમાન કરવાનો જરા ય ઇરાદો નથી. તમને એમ જ હોય તો ભલે તમે મોઢું પકડો. દેવો પૂછડું પકડશે.'

આ બધું આંખના પલકારામાં બની ગયું. દેવો નાગને પૂછડે વળગ્યા અને દાનવોએ મોઢું પકડ્યું.

પછી તો મંથન શરૂ થયું. મંદરાચળનો રવૈયો ફરરરર ફર ફરરરર ફર ફરવા લાગ્યો. એક તરફથી દેવો જોર કરીને ખેંચે અને દેવો ઢીલું મૂકે એટલે બીજી તરફથી દાનવો જોર કરીને ખેંચે એમ મંદરાચળ ઘૂમવા ચડ્યો ને સમુદ્રનાં હૈયાં વલોવાવા લાગ્યાં.

વાસુકિ નાગ તો આમથી તેમ વીંટાય અને તેમથી આમ વીંટાય. એને નારાયણે ઘેનની દવા પાયેલી એટલે એને દેખીતી તો જરા ય પીડા થાય નહિ. પણ આંતરડે આંતરડાં વલોવાઈ જતાં હોય, હાડકે હાડકાં ભાંગી જતાં હોય, એટલે વેદના તો થાય જ ને. દવાને લીધે ઇંદ્રિયો બહેરી થઈ ગઈ હોય એટલે વેદનાની ખબર ન પડે એટલું જ. સમુદ્ર તો વલોવાતો રહ્યો, પણ સહુથી પહેલો વાસુકિ વલોવવા લાગ્યો. એની આંખમાંથી, નાકમાંથી, મુખમાંથી ઊની ઊની વરાળો નીકળવા લાગી. અગ્નિના ભડકા ચારે તરફ ઊડવા લાગ્યા. એ કાંઈ અગ્નિના ભડકા થોડા જ હતા? એ તો ઊનું ઊનું ઊકળતું ઝેર હતું. દેવોને તો એ ઝેરની કાંઈ જ અસર ન થાય. દેવો તો પૂછડે હતા. દાનવો ઉપર જ એ ઝેરનો વરસાદ વરસે. દાનવો અકળાઈ ગયા. એમનું જોર ઓછું થવા લાગ્યું. થાય જ તો? ઝેરની કાંઈ અસર થયા વિના રહે? એટલા માટે તો ભગવાને યુક્તિ કરી એમને મોઢે વળગાડ્યા હતા. દાનવો મૂંઝાયા. એમને થાક ચડ્યો.

[ચાલુ

સાહિત્યકાર વાહન તરીકે ગદ્યનો ઉપયોગ કરતો હોય ત્યારે એની પ્રતિભાના સર્વોચ્ચ વ્યાપારને અવકાશ આપી વાચકચિત્તનો રસમય ઉદ્રેક કરવામાં એને સર્વોત્તમ સાધનરૂપ થઈ પડે એવો કોઈ સાહિત્યપ્રકાર હોય તો તે પો કહે છે તેમ નવલિકા જ એમ સ્વીકારવામાં વાંધો નથી, અને તેથી એને ગદ્યદેહે વિચરતું મનોરમ ઊર્મિકાવ્ય કહેવામાં લેશમાત્ર અત્યુક્તિ થતી નથી. [સાહિત્યસમીક્ષા]

—વિશ્વનાથ મ. ભટ્ટ


ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

# કથા

અંક બારમો | સપ્ટેમ્બર '૪૫

काव्येषु रम्या कथा




## માણસો પશુ પર પોતાનો પ્રભાવ જમાવી શકયા ન હતા તે સમયની આ વાત છે

# પ્રધાન ત્રિપુટી


લેખક
વજેશંકર કાનજી


કહે છે કે તે વખતે પૃથ્વી પર પશુઓનું રાજ્ય હતું. માણસો હજુ પશુ પર પોતાનો પ્રભાવ જમાવી શકયા ન હતા એ સમયની આ વાત છે. એ વખતે માણસ પશુથી ડરતો, નાસતો, છુપાતો ફરતો હતો. ગાઢ જંગલના ઊંડાણમાં રહીને વનરાજ સિંહ પૃથ્વીનું રાજ્ય કરતો હતો.

વંશપરંપરામાં શાસનશક્તિ હંમેશાં સરખા પ્રમાણમાં ઊતરી આવતી નથી, વારસો રાજનો મળે છે પણ રાજ ચલાવવાની શક્તિ એ વારસામાં મળે જ એવું બનતું નથી. એટલે સમર્થ સિંહોના વંશમાં એક નબળા મનનો સિંહ ગાદીનશીન થયો.

આ રાજાને પરંપરાથી ઊતરી આવેલી જૂની પરાક્રમની પદ્ધતિ ન ફાવી. તેણે પદ્ધતિ ફેરવી અને કાર્યકર્તાઓ ફેરવ્યા. છેક માનસરોવરથી બોલાવીને એક હંસને તેણે પ્રધાન બનાવ્યો. એની એકધારી ઊંડા આકાશમાં ઊડવાની-કળા ઉપર તે મુગ્ધ હતો.

રાજસભા બોલાવીને સિંહે ઉલ્લેખ કરતાં કહ્યું: 'હંસની દૂરદર્શી, ઉન્નત, વિશાળ, સર્વગ્રાહી વિહંગ-દૃષ્ટિની આ રાજ્યને ઘણી જરૂર હતી. આખી દુનિયા વિકાસને પંથે આગળ વધી રહી છે એટલે જમાને જમાને નવી રીત, નવાં સાધન, નવી દૃષ્ટિ એ આપણે યોજવાં જોઈએ. એ રીતે હંસ આ સમયમાં આપણને ખૂબ ઉપકારક બનશે તેમ હું માનું છું. ખરું છે કે હંસની પેઠે બીજા થોડાંક પંખી ખૂબ ઊંચે ઊડે છે ને તીણી નજરે જોઈ શકે છે. મને એ ખ્યાલ છે. પણ એ પંખીની આંખો માત્ર પોતાનો શિકાર શોધે છે; બીજાંનું હિત શેમાં છે, બીજી કઈ કઈ પ્રવૃત્તિ શા માટે ચાલી રહી છે તેનો એમને વિચાર આવતો નથી. વળી તમે જાણીને ખુશી થશો કે હંસ તો માનસનાં શુદ્ધ મોતી ચરનારો છે. હંસ કોઈ દિવસ અખાજ ખાય નહીં. અખાજ ખાવાની ટેવ રાજ્ય અને પ્રજાને ચૂસીને પાયમાલ કરી દે છે તે તમે સમજી શકશો. આપણે આશા રાખીએ કે આ હંસના પ્રધાનપદ નીચે આપણે ઉન્નતિ પામીએ.'

સિંહરાજનો અને પશુઓનો આભાર માનતાં હંસે કહ્યું: 'આ અગાઉ મને શાસનનો કોઈ અનુભવ મળ્યો નથી. માનસસરમાં અમારા હંસલોકમાં કોઈ શાસન કરતું નથી. દરેક પોતપોતાની મેળે ન્યાય અને હિતના વર્તુળમાં રહે છે.'

હંસના આ વાક્યથી આશ્ચર્ય પામી થોડાંક પશુ-પંખી વચમાં બોલ્યાં: 'અમે આવું આ અગાઉ જોયું-સાંભળ્યું નથી. હરો.'

હંસે આગળ કહ્યું: 'મેં તો પૃથ્વી પરનાં પ્રાણીઓનો આકાશમાં ભ્રમણ કરતાં કરતાં યથાશક્તિ-

'તમારી વાત અક્કલવાળી છે' રીંછે કહ્યું.

'અક્કલ કંઈ રૂંછડાં પર ઊગતી નથી સાહેબ! રાજ પાયમાલ થાશે એનો તો વિચાર કરો.' શિયાળે કહ્યું.

ચિત્તાને મળતાં શિયાળે કહ્યું: 'હંસ ભલે મોતી ખાતા હોય પણ ખાનગીમાં શું નહીં ખાતા હોય એ વિચાર કર્યો છે?'

પ્રચાર તો ઘણો થયો. એક સાબરે કહ્યું: 'પણ શિયાળભાઈ! વજૂદવાળાં કારણો તો વનરાજ આગળ ધરવાં જોઈએ, પાયો તો બતાવો.'

'બરાબર છે.' શિયાળે કહ્યું, ને તેણે ઉપાયો શોધ્યા.

કૂતરાંઓને ભેગાં કરી તેણે કહ્યું: 'તમે અમારાં નજીકનાં સગાં છો. મહેરબાની કરી એક કામ કરો: એ માણસ ગયો એનાં પગેરાંના આધારે અને ગંધે ગંધે તેની પાછળ જઈને જુઓ તો ખરા કે તે માણસ કોણ છે, શું કરે છે, ગજમૌક્તિકોનો શો ઉપયોગ કરે છે!'

'શા માટે ભાઈ? તમે પ્રધાનપદે હતા તે દિવસે પણ અમને કંઈ લાભ મળ્યો નથી.' કૂતરાંએ કહ્યું.

'એ ખરું, હું મારો કાન પકડું છું. તે દિવસે અમારામાં પૂરી સમજ ન હતી. ઠોકર ખાધી એટલે સમજ્યા. પણ હવે તેવું નહીં થાય અને હવે તો આપણે એક થઈને કામ કરવું જોઈએ. નહિ તો મર્યા પડ્યા સમજો.'

'જોજો. પછી ટાણે ફરી ન જાતા.' કૂતરાંએ કહ્યું.

'અરે! શિયાળબચ્ચો કોઈ દી ફર્યો જાણ્યો છે? વાત શું કરો છો?'

કૂતરાં તો તપાસ માટે ગયાં. માણસનાં જૂથ રહેતાં હતાં તે જગ્યા શોધી કાઢી. પણ માણસનો વિશ્વાસ મેળવ્યા વગર વાત કઢાવી શકાય તેમ ન હતું તેથી શિયાળ પાસેથી પૂંછડી પટપટાવવી, ગેલગાળા કરવા, પગ ચાટવા વગેરે કળા શીખી લીધી. અને હકીકત જાણી શિયાળને કહી. શિયાળે પશુઓને મળી મળીને કહેવું શરૂ કર્યું: 'જે માણસ અહીં આવ્યો હતો તે આપણા પ્રધાન ભેગો મળેલો હતો. જે ગજમૌક્તિકો માણસ અહીંથી લઈ ગયો તેની ભલે આપણને કિંમત ન હતી પણ માણસ તો તેનો ઉપયોગ કરે છે. તેને એ કિંમતી વસ્તુ છે. એને આપીને તેના બદલામાં તે બીજી વસ્તુઓ ને ખાવાનું મેળવે છે.'

સિંહને મળીને પણ શિયાળે એ જ વાત કરી, ને ઉમેર્યું: 'એટલે અમારે તો આપની જાણ માટે હકીકત રજૂ કરવા જ જાઉં છું. તેમ ન કરીએ તો અમારી જાત કજાત કહેવાય. નામદાર! એટલું ધ્યાન રાખશો કે ગજમોતી લઈ જવામાં માણસે લુચ્ચાઈ કરી હતી અને પ્રધાનસાહેબ તથા માણસે સાથે મળીને આપને છેતર્યા છે. હંસ ભલે આ બાબતે નિર્દોષ હોય પણ તેથી હકીકતમાં ફેર પડતો નથી.'

'તારી વાત ખરી છે. ભારે બનાવટ કરી' સિંહે કહ્યું: 'સીધી રીતે ગજમોતી માગ્યાં હોત તો હું કાંઈ ના ન કહેત, ઊલટો વધારે રાજી થાત.'

પણ આ બાબતમાં સિંહે હંસને વધુ પૂછ્યું નહિ. બધે સારો સંબંધ બાંધવો એ હંસની વાત એને સારી લાગતી હતી પણ આવી માણસજાત સંબંધ બાંધવા જેવી છે કે કેમ તે વિષે સિંહરાજને ઊંડી શંકા હતી.

પછી એવું બન્યું કે કૂતરાંઓએ પશુઓની સાથે સંબંધ તોડી નાખ્યો. એટલે જંગલમાં બાતમી આવતી બંધ થઈ. કૂતરાંઓ માણસના રોટલા ખાઈ માણસનાં વહાલાં થઈ ગયાં અને માણસ પેઠે જંગલી પશુનો શિકાર કરવા પણ લાગ્યાં. રોટલાનો અને સહવાસનો પ્રભાવ તો છે જ ને!

'કૂતરાંઓ નિમકહરામ છે!' શિયાળે વિચાર્યું. તે હારી ન ગયું. તેણે ખાનગીમાં રાજાના કાન ભંભેરે રાખ્યા. 'આપને આ આકરું લાગતું હશે પણ આપનો ક્રોધ વહોરીને પણ સત્ય કહેવા આવ્યો! આ ચાકર પોતાનો ધર્મ સમજે છે.'

શિયાળના કહેવાની ધારી અસર થવા લાગી. એક દિવસે સિંહરાજે હંસને ખાનગીમાં બોલાવી કહ્યું: 'હું તમારા પર ભરોસો રાખું છું. તમે પ્રમાણિક છો, રાજતંત્રમાં કુશળ છો, પણ કંઈક ભોળા છો. માણસ તમને છેતરી ગયો તે તમે જોયું ને? માટે નવા સંબંધ બાંધવામાં સાવચેત રહેજો.'

હંસે કહ્યું: 'મને માણસજાતની ખબર છે. પણ મને લાગે છે કે કોઈના તરફ ઉપકારનું વર્તન કરવાથી તે ગળીને પોતાનું બની જાય છે. એ વિચારે જ માણસજાતને અપનાવી લેવાની આશાએ આપણે એ પગલું ભર્યું છે. તમે એ જાણો છો. સામાના દોષ જોયા કરીએ તો તેના તરફ સ્નેહ ઉત્પન્ન ન થાય. માટે સારી બાજુ તરફ જ જોવું જોઈએ. એમ મને લાગે છે.'

'મેં તો તમને વાત કરવા બોલાવ્યા હતા. માટે વધુ જાણવું નથી.' સિંહે કહ્યું.

હંસ વિચારમાં પડ્યો. તેણે જોયું કે સિંહ રાજ-કારણમાં ઝાઝો ભાગ લેતો નથી. પૂછીએ તો કહે છે 'ઠીક લાગે તે પ્રમાણે કરો.' અને શિયાળ તથા બીજાં પશુઓ સાથે ઊઠબેસ વધારી દીધી છે અને મારી સાથે વાત કરવાનો પ્રસંગ ટાળે છે. શંકા અને તેનો ખુલાસો સારાં પણ આવી ઉદાસીનતાનું પરિણામ સારું નથી. આમાં તો શંકા પોષાય અને પરસ્પર ગેરસમજ વધે.

શિયાળની ખટપટ તો વધતી હતી. ફૂંકીને ફોલી ખાય તેવા ઉંદર અને સુંવાળા છતાં ઝેરી દાઢવાળા સરપ સિંહરાજના નવા હજૂરિયા થયા. ખેદ પામી હંસે રાજાને કહ્યું: 'હું મારે માનસસરોવરે જવા ઇચ્છું છું. માટે મને નિવૃત્ત કરો.'

હંસ માટે સિંહને હજુ મમતા હતી. તેણે રોકાવા આગ્રહ કર્યો પણ હંસે તો વિદાય લીધી.

શિયાળને પ્રધાનપદે આવવા સિંહે કહ્યું. શિયાળે કહ્યું: 'નામદાર! હંસ તો મારા અંગત મિત્ર. એનું પદ હું લઉં એમાં મારું ખરાબ દેખાય.'

શિયાળને હતું કે રાજા વધુ આગ્રહ કરશે. પણ રાજાએ કહ્યું: 'બહુ સારું.'

અને વળતે દિવસે સિંહરાજાએ એક પોપટને નવો પ્રધાન બનાવ્યો. આ પોપટ અભ્યાસી, ઘણો વિદ્વાન અને યાદશક્તિવાળો હતો. ધારે તેવું બોલી શકનાર હતો. રાજનીતિ, જૂના દાખલાઓ બધું એને મોઢે રહી ગયેલું.

એ પોપટના પ્રધાનપદ નીચે રાજ ચાલવા લાગ્યું. પણ સિંહને સંતોષ થયો નહીં. તેને હંસ યાદ આવ્યા કરતો. હંસનો સ્વભાવ, બુદ્ધિ, ક્રિયાશક્તિ, કામ કરવાની એકાગ્રતા, સહુનું સારું કરવાની ઇચ્છા, ઉદારતા એ બધું એને ગમતું. પણ આ સિંહ પાસે આવી શકનાર પશુઓનો મોટો ભાગ એ હંસની વિરુદ્ધ જ અને યુક્તિભરી છતાં જોરદાર વાતો કરનાર હતો. તેથી જ તેને લાગેલું કે પ્રજામાં સંતોષને બદલે આટલો વિરોધ છે એ પ્રધાનમાં કોઈ ખામી છે તેમ બતાવે છે. આજે સિંહને સમજાતું હતું કે સારું શાસન એ દરેક ચોર તથા હરામખોરને નડે છે. સમર્થ યુક્તિબાજ સ્વાર્થીઓને એ નડે, ત્યારે તેનો વિરોધ જ થવાનો. નબળાં શાસનને વશ થાય છે. પણ જે સમર્થ હોય છે તે તો પોતાને ન રુચે એવા શાસનને ઉથલાવી પાડવા મથે છે. હંસને પણ એમ થયું. એણે કર્તવ્ય ગણી ઘણું કામ કર્યું પણ મેં એની કદર કરી નહીં તેથી જ હંસ ગયો.

: ૩ :

એક કહેવત છે કે 'વાવર્યા સાગર સુકાઈ જાય.' આળસુ અને ઉડાઉ માણસ નિર્ધન જ રહે છે. પેલો ગજમોતી લઈ ગયેલો માણસ નિરુદ્યમી અને ઉડાઉ હતો એટલે એ ગરીબ થઈ ગયો. ફરી ગજમોતીની આશાએ તે જંગલ તરફ ગયો.

પશુઓએ માણસને આવતો જોયો. સિંહ આગળ આવી શિયાળે કહ્યું: 'નામદાર! આપનું ખાજ આવે છે. આપને છેતરી જનાર માણસ એ જ છે. એને શિક્ષા કરો.'

'આ બાબતમાં પ્રધાનસાહેબ શું કહે છે?' સિંહરાજે પૂછ્યું.

'જૂના દાખલા પ્રમાણે કરવું ઘટે. માણસજાત સાથે સારો સંબંધ બાંધવાનું ધોરણ છે તે પ્રમાણે અમલ થવો જોઈએ.'

પ્રધાનના કહેવા પ્રમાણે ફરી માણસનો સત્કાર થયો અને તેને ગજમોતી આપ્યાં. વિદાયવેળા સિંહે કહ્યું: 'તમારે ગજમોતી બહુ ઉપયોગનાં છે તે હું જાણું છું. અને છેતરીને કે મૂર્ખ બનાવીને તમે એ લઈ જાઓ છો તેમ ન ધારતા. હું તો પ્રણાલિકા જાળવવા અને તમારી જાત સાથે સારો સંબંધ રાખવા તમને એ આપું છું. અને ઇચ્છું છું કે જો માણસ જ છો તો વધુ સારા માણસ થાઓ.'

માથું નમાવી માણસ ચાલ્યો ગયો. મોઢું કટાણું કરી શિયાળ યુક્તિ શોધવા ચાલ્યું ગયું.

એ વાતને ઝાઝો સમય ન થયો ત્યાં એક દિવસ પ્રધાન પોપટનું અચાનક અવસાન થયું. કોઈ એક સુંવાળા સર્પની મૈત્રી સાધી પોપટ તેની સાથે ગેલ કરતા હતા એ ઉડતા ખબર હતા. થોડા દિવસ શોક પળાયો. શોકસભામાં બોલવા ઊભા થઈ શિયાળે કહ્યું: 'આવે સમયે હું બોલી શકું તેવી મારી માનસિક સ્થિતિ નથી. મારા દિલમાં શું થાય છે તે હું કેમ જણાવી શકું! હંસ આપણો સહવાસ છોડી ગયા. તેમને ગયે વધુ વખત ન થયો ત્યાં આપણા નવા પ્રધાન પોપટ અચાનક આપણા હૃદયમાં કારમો ઘા કરી અવસાન પામ્યા! મારા તો બન્ને અંગત

એટલે તને મોતી મળ્યાં પણ હવે એ એમાંથી કોઈ નથી. હવે તો શિયાળ પ્રધાન ને હું રાજા એમ છે. હવે તો એવું થયું છે કે જો તું ફરી આવીશ તો મરી જઈશ. તું અમારું ખાજ છે. મારી મતિ પણ કદાચ બદલી જાય. માટે અહીં જ આ મોતી લઈને પાછો ચાલતો થા.'

સિંહ આ પ્રમાણે માણસ સાથે વાત કરતો હતો તે થોડાં પશુ જોઈ ગયાં. પ્રધાન જોઈ ગયો. તેણે કહ્યું: 'આપણા રાજા આપણા શત્રુ સાથે મળી ગયા! જુઓ જુઓ. છીછી. કેટલું હલકું કર્મ? આપણને પૂછતા નથી. ખરે જ મિત્રો! આપણા રાજા આપણી વિરુદ્ધ દુશ્મન સાથે મળીને આપણા વિનાશનું કાવતરું કરતા હોય તેમ જણાય છે. તેમને આપણે રાજાના ઉપરી-પદ પરથી ખેસવવા જોઈએ. દંડ દેવો જોઈએ. આવા રાજા ન હોય...'

બધાં પશુઓએ કહ્યું: 'બરાબર છે. પણ પછી રાજા કોણ થશે!'

'એ તો પછી જોયું જશે.' શિયાળે કહ્યું.

'ઠીક છે.'

'બરાબર છે!' પશુઓ વાતો કરતાં હતાં. દરેકને પોતે રાજા થવા લાયક છે તેમ વિચાર થતો હતો.

સિંહને આ પશુઓનું વર્તન જોઈ ખૂબ અણગમો થયો. તે એકલો ફરતો.

એક દિવસ અચાનક સિંહ ગુમ થઈ ગયો. ઘણી શોધ થઈ પણ સિંહરાજ મળ્યા નહીં. 'રાજદ્રોહ!' શિયાળે સભા ભરી કહ્યું: 'નાસી જવાનાં ઘણાં કારણો હોઈ શકે. રાજા નાસી જાય એટલે શું તે વિચાર તો કરો! સાધારણ રીતે તો દરેકને રાજા થવા ઈચ્છા થાય. આ તો ઊલટું રાજા પોતે પોબાર થઈ ગયા. એની પાછળનાં કારણોમાં એ જ હોઈ શકે કે સિંહરાજ માણસ સાથે મળીને કાવતરાં કરતા હતા તે આપણે પકડી પાડ્યું. એટલે દંડના ભયથી તે નાસી ગયા, કદાચ એ માણસ સાથે મળી આપણા પર હલ્લો કરવાની પેરવી પણ કરતા હોય. એવે વખતે સામનો કરવા આપણે તૈયાર રહેવું જોશે અને મુખ્ય નેતાની જરૂર પડશે. સામી છાતીએ મરવા જવા જે તૈયાર હોય તે રાજા થાય.'

'કોઈ મરવા તૈયાર ન હતું.!

'હું તો આપનો સેવક છું, રાજા એટલે સેવક.' શિયાળે કહ્યું: 'અહીંને વખતે હું જો કર્તવ્યપાલન ન કરું તો મારી માની કૂખ લાજે.'

'ધન્ય છે, ધન્ય છે શિયાળ પ્રધાનને.' પશુઓએ કહ્યું. એમને ખબર ન હતી કે રાજા સિંહ તો મંત્રી હંસની શોધમાં કોણ જાણે ક્યાંય ભટકે છે.' પશુઓની કલ્પના પણ પશુ જેવી જ હોય.

અને એક દિવસ એવો આવ્યો કે શિયાળે એક માણસને પકડીને દીપડા પાસે મારી નંખાવ્યો. બીજો એક માણસ નાસી છૂટયો. માણસનું માંસ બહુ વખણાયું. પશુઓએ શિયાળની દૂરંદેશ બુદ્ધિનાં વખાણ કર્યાં. પણ એ વાતને બહુ સમય નહીં ગએલો ત્યાં એક દિવસ ઘણાં માણસો જંગલ તરફ ધસી આવ્યાં. આ વખતે તે ખાલી હાથે ન હતાં કોઈના હાથમાં તીરકામઠાં હતાં તો કોઈના હાથમાં ભાલાં હતાં.

સવારે જાગીને પશુઓએ જોયું તો ઝાડ પર માંચડા બંધાઈ ગયા હતા. તે જેવું કોઈ પશુ બહાર નીકળે કે તીર શરીરમાં ખૂંચી જતું હતું. પશુઓ મરવા લાગ્યાં. ત્રાસ વધવા લાગ્યો. નાસભાગ થઈ. શિયાળને મદદ માટે બોલાવવા જવા લાગ્યાં. પણ તે જુદા કામમાં રોકાઈ રહેવા લાગ્યો. પશુઓ ભાગ્યાં. જંગલના આ ભાગમાંથી પેલા ભાગ તરફ તે ધસ્યાં. ત્યાં તો એ તરફ બંદૂકની ગોળીઓ ફૂટતી હતી. થોડા વખતમાં તો પશુઓથી ભરપૂર જંગલ વસ્તી વગરનું વેરાન થઈ ગયું.

'આ બધું કેમ થઈ રહ્યું છે' તેવો વિચાર બચત પશુઓમાંથી કોઈકને થઈ આવતો પણ કોઈને કારણ જણાતું નહીં. એ વાત તો સમજાઈ ગઈ હતી કે વનરાજ સિંહ હવે રાજા રહ્યો ન હતો. પશુઓ પર માણસ રાજ કરવા ચડી આવ્યો હતો. ★

ઊંઘમાં પણ મનોરમ જેનું વારંવાર રટણ કર્યા કરતો હતો એ વાણી કોણ હતી?

# પરકીયા

અનુવાદક
મણિલાલ અલગારી

**પ**તિ-પત્ની વચ્ચે વાતચીત ચાલતી હતી. સુષમા સ્વામીને શરીરે ધીમો ધક્કો મારી કહેતી હતી: 'સાચું કહોને તમે કયારે ય કોઈ સ્ત્રી સાથે પ્રેમ કર્યો છે કે નહીં?'

કેટલાક દિવસથી સ્વામીના અંતરની ગુપ્ત વાત જાણવાની ઈચ્છા સુષમાના મગજમાં ઘર કરી બેઠી છે. એનો પતિ મનોરમ એ વસ્તુ ટાળવા જેમ જેમ પ્રયત્ન કરે છે તેમ તેમ સુષમાની જીદ વધતી જાય છે. એ વારંવાર એ જ પ્રશ્ન કર્યા કરે છે. રાતે વાળુથી પરવારી પ્રેમલાપ કરતાં બંને બેઠાં હોય ત્યારે પણ પાછો સુષમાનો એનો એ જ પ્રશ્ન.

રાતે પણ પાછું એ જ પૂછ્યું. મનોરમે પડખું ફેરવી બગાસું ખાઈ કહ્યું: 'તું તો માથું ખાઈ ગઈ. પ્રેમ શું એમ રેઢો પડ્યો છે કે ઈચ્છા કરી કે મળે!'

સુષમા કૌતુકપ્રફુલ્લ થઈ બોલી: 'છેવટ બોલ્યા ખરા. વારુ ઈચ્છા કરતાં જ ન મળે એ માનું છું. ભલેને તમે તમારી ઈચ્છાથી ન પડ્યા હો પણ... એ વાતની તો તમે ના નહીં પાડી શકો. પુરુષનો એ જ દોષ છે.'

કંટાળીને ઘણી વાર મૂંગા રહ્યા પછી મનોરમ બોલ્યો: 'કદાચ ઘણાના પ્રેમમાં પડવાની ઈચ્છા પુરુષમાં હોઈ શકે. કોઈ વળી સાચે જ પ્રેમમાં પડે છે. તોપણ સર્વ પુરુષો એવા નથી હોતા. વારુ સુષિ! પુરુષના ગુણ બહુ ગાયા પણ હવે કહે જોઈએ કે સ્ત્રીઓમાં પણ એ ગુણ છે કે નહીં?'

સુષમાએ કહ્યું: 'બિલકુલ નહીં, સ્ત્રીઓ એક પતિ સિવાય બીજા કોઈને ય ચાહી નથી શકતી. એવી રીતે પ્રેમ કરવાની એને ટેવ જ નથી તોપણ એવી સ્ત્રીઓ પણ નીકળી તો આવે. પણ એ તો અપવાદ તરીકે.'

મનોરમ બોલ્યો: 'હેં સુષિ! તમારે જો અમારી માફક સગવડ હોત, પ્રેમમાં પડવું એ ખાસ દોષ ન ગણાતો હોત તો તમે પણ અમારી માફક મોકો મળતાં પ્રેમમાં પડી શકત કે નહીં?'

સુષમા ક્ષણભર વિચારી બોલી: 'એમ લાગે છે ખરું. એવી બાબતોમાં કેળવણી, સુધારો, રૂઢિ વગેરે જે રીતે ચાલતાં હોય તે રીતે મનુષ્યો પણ ચાલે. તોપણ સ્ત્રીઓમાં કેટલીક રૂઢિઓ તદ્દન લોહીમાં ભળી ગઈ છે. એ હવે કદી બદલાશે કે કેમ એ વિષે શંકા છે.'

મનોરમે કહ્યું: 'ધાર કે વિધવા-વિવાહ સમાજમાં ઠીક ઠીક પ્રચલિત થઈ જાય તો તું ફરી પરણી શકે ખરી?'

સુષમા ક્રોધથી ક્ષુબ્ધ થઈ બોલી: 'બળ્યું, જેમતેમ શું બોલતા હશો! હું શું કામ વિધવા થાઉં? હું તો સધવા અવસ્થામાં જ મરવાની.'

એમ કહી સ્વામીને પગે હાથ અડાડી કપાળે લગાડ્યો ને ગમગીન બની ગઈ.

મનોરમે સુષમાને માથે હાથ રાખી મનામણાં કરતાં કહ્યું: 'ગુસ્સે ન થઈશ, સુષિ! તારી સાથે દલીલ કરવા જતાં તું રિસાઈ બેસે છે એટલે જ કહું છું કે તારી આગળ દલીલ નથી ચાલતી.'

સુષમા રોષથી બોલી: 'બહુ સારું. ન ચાલતી હોય તો ન કરવી. મારા પ્રશ્નનો ય જવાબ ન આપતા. સાવ સાદી સીધી વાત છે. હા કે ના કહેતાં જ પતી જાય છે છતાં મૂળ વાત દબાવી આડીઅવળી વાતો કરવી એનું નામ જ દલીલ ને! મારે એ બધી દલીલો નથી સાંભળવી. એના કરતાં મારા પ્રશ્નનો જવાબ આપ્યો હોત તો બસ હતું.'

મનોરમે કહ્યું: 'કહે જોઈએ સુષિ! સ્ત્રી વિધવાવિવાહ કરે તો તે નવા સ્વામીને ચાહી શકે?'

સુષમાએ મોં મચકોડી કહ્યું: 'પાછી બળી એ જ વાત! કેમ ન ચાહી શકે? વિધવા-વિવાહનું જો ચલણ થાય તો ચાહશે જ પણ તમે કહો જોઈએ. તમે કોઈ દી કોઈના પ્રેમમાં પડયા છો કે નહીં?'

મનોરમ મોઢા પર કૌતુકપ્રચ્છન્ન ગંભીરતા લાવી બોલ્યો: 'સ્વકીયાના કે પરકીયાના?'

સુષમાએ કહ્યું: 'તમને તો બસ ઉડામણી જ સૂઝે છે. સ્વકીયાનો પ્રેમ તો જોઉં છું જ. મારે તો પરકીયાનો સાંભળવો છે.'

મનોરમે પહેલાંના જેવી ગંભીરતાથી જ કહ્યું: 'એ જ તારો મોટો ભ્રમ છે કે પ્રેમમાં પડવા માટે પરકીયા જ જોઈએ. પુરુષોમાં આવી ધારણા હોય છે પણ તારામાંય એ જોઈને મને નવાઈ લાગે છે.'

સુષમાએ કહ્યું: 'તમારા જેવા સદાચારી નવાઈ જ પામે તો! વારુ, કહો જોઈએ, વાણી તમારે શું થાય?'

સાંભળતાં જ મનોરમની કૌતુક-ગંભીરતા ક્યાં યે ઊડી ગઈ. મોઢું સફેદ પૂણી જેવું થઈ ગયું. થોથવાતી જીભે કહ્યું: 'વાણી કોણ? તું આ શું બોલે છે! મને કંઈ સમજાતું નથી. પેલી તારી એક બેનપણી વાણીને ઓળખું છું. બીજી કોઈ વાણીને હું ઓળખતો નથી.'

સુષમાએ પોતાની તેજદાર આંખો સ્વામીની શંકાભરી આંખો પર ઠેરવીને કહ્યું: 'ઓહો, સાધુ-પુરુષ, સીધા આકાશથી ઊતર્યા ખરા ને! જાણે કંઈ જાણતા જ નથી! જાગ્રતાવસ્થામાં કંઈ વાણીની ચિંતા થોડાક કરો છો એટલે જ રાતે ઊંઘમાં 'વાણી, વાણી' કરો છો ખરું ને?'

મનોરમ ચમક્યો. દિવસે તો કોઈ ચિહ્ન સુષમા કદી પણ જાણી શકી નહોતી પણ સ્વપ્ને આ શું ઊંધું માર્યું!

સુષમાએ કહ્યું: 'મારી વાતનો જવાબ આપો જોઈએ. ઊંઘમાં વારેવારે જે એકનું એક નામ બોલો છો તે વાણી તમારે શું થાય?'

મનોરમે બગાસું ખાઈ થોથવાતાં કહ્યું; 'વાણી કોણ? કોની વાત મેં સ્વપ્નામાં કરી છે? જો સુષિ! સ્વપ્નામાં તો લોકો એવું ઘણુંય બકે છે. સ્વપ્નાં જો સાચાં હોય તો મનુષ્ય ઘડીકને ઊડે કે ફકીર કે રાજા ન થઈ જાત? અરે એક દિવસ મેં એવું આશ્ચર્ય-કારક સ્વપ્ન જોયું હતું...સીધો ઊંચો પહાડ હતો. એની ઉપરથી ધીમે ધીમે હું નીચે ગબડું છું. સારું થયું કે એવામાં ઊંઘ ઊડી ગઈ નહીં તો હાડકાં ભાંગીને ભૂકો થઈ જાત. વળી એકવાર એવું સ્વપ્નું આવ્યું હતું કે વાઘ મને ખાઈ જવા આવે છે પણ મેં એને મુક્કા મારી મારીને મિયાંની મીંદડી જેવો કરી નાખ્યો. અને એક દિવસ તો એવું મજાનું સ્વપ્નું આવ્યું...જાણે એક પરમ સુંદર સ્ત્રી હાથમાં માળા લઈને મારી તરફ ચાલી આવે છે. પાસે આવી ત્યારે માલૂમ પડ્યું કે એ તો બીજું કોઈ નહીં પણ મારી સુષમા...'

હસવું રોકી સુષમા બોલી: 'તમે તો સાવ ઢંગ-ધડા વિનાના છો. મારે તમારી આડીઅવળી વાતો નથી સાંભળવી. જલદી કહેવું છે કે એ વાણી કોણ છે?'

મનોરમે કહ્યું: 'વાણી મારી વિદ્યાદેવી છે—સરસ્વતીનું બીજું નામ છે અને બીજી વાણી તે પેલી દાર્જીલીંગમાં રહેતી તારી બેનપણી. એ સિવાય બીજી કોઈ વાણીને હું જાણતો નથી.'

સુષમા કૃત્રિમ ક્રોધથી લાલ થઈ બોલી: 'પુરુષો-ને માત્ર છળ કરતાં આવડે છે. કોઈ વાણીને તમે ચાહો છો કે નહીં? નથી કહેવું ને! ભલે જાઓ ન કહેતા...'

એટલું બોલી સુષમાં પડખું ફેરવી સૂતી. મનોરમે એનો હાથ ખેંચી કહ્યું: 'મારી સામે જો તો સુષિ! ગુસ્સો આવ્યો કે મોઢું ફેરવી લેવું એય સ્ત્રીઓની એક કુટેવ છે. સાંભળ, કહું છું.'

પડખું ફેરવી સુષમા સ્વામી સામે જિજ્ઞાસુ નેત્રે જોઈ રહી. મનોરમે મસ્તીભરી રીતે કહ્યું: 'જો સુષમા! મારો લેખનનો વ્યવસાય એટલે રાત્રે સ્વપ્નામાં વાણીવંદના-સરસ્વતીની ઉપાસના કરતો હઈશ.'

સુષમા ક્રોધથી બોલી: 'રાખ કરતા'તા. હવે જો એવી ઉડામણી કરવી હોય તો હું નથી બોલવાની. જાઓ તમારી વાણી પાસે જઈને રહો. એક વાત પણ હૈયું ખોલી કહેતા નથી...'

મનોરમે કહ્યું: 'વારુ સુષિ! જો અંતરની વાત કહું તો ગુસ્સે નહીં થાય ને?'

સુષમાએ કહ્યું: 'નહીં થાઉં-કહો જોઈએ.'

મનોરમે કહ્યું: 'જો સુષિ! તારી બેનપણી વાણી ઉપર મારો થોડો ભાવ છે પણ એટલો બધો નથી કે સ્વપ્નમાં પણ તેના નામનું રટણ કર્યા કરું. પણ સ્વપ્નમાં બધુંય અસંભવિત બને છે એટલે જ કદાચ એનું નામ હું બોલ્યો હઈશ હેં સુષિ! સાચે જ હું 'વાણી, વાણી' કરતો હતો કે તેં ગોઠવી કાઢ્યું છે!'

સુષમાએ સ્વામીના શરીરને વહાલસોઈ રીતે દબાવી કહ્યું: 'ના, ના. ઊંઘમાં તમે સાચે જ એક બે વાર 'વાણી વાણી' બોલ્યા હતા. નહીં તો હું જાણું કેવી રીતે? પણ મારી 'બકુલફૂલ' વાણી ઉપર તમારી નજર કેવી રીતે પડી એ જ મને નવાઈ લાગે છે. એને તો તમે કોઈ દી પૂરી જોઈ પણ નથી. વળી એમનામાં પડદાનો કડક રિવાજ છે. તમે મારી દ્વારા એને લેખો લખવાનું પ્રોત્સાહન આપ્યું છે અને લેખો માસિકોમાં પ્રસિદ્ધ કરાવી એને તમે લેખિકા બનાવી દીધી છે. તેમ જ તે તમને કાગળો

લખે છે એ બધું હું જાણું છું પણ જોયા વિના પ્રેમમાં પડ્યા કે લેખોથી ગાંડા થઈ ગયા ! કે પછી એનો ફોટો જોઈતિ !'

મનોરમે કહ્યું: 'ઘણુંખરું' એમ જ. દાર્જીલીંગમાં તમારા પહેલા પરિચય વખતે તું તારી અવિવાહિતા કિશોરી બેનપણીના સૌંદર્યના એ મોઢે વખાણ કરતા થાકતી નહીં. ત્યાર પછી એને જોવા માટે મારું મન વ્યાકુળ થઈ ગયું. એને છાનીછપની રીતે જોવા ઘણી વાર કોશિશ કરી પણ સંપૂર્ણ નથી જોઈ શકયો તોપણ તેનું જે અર્ધુંપર્ધું રૂપ મેં જોયું છે તે બહુ રમણીય લાગ્યું હતું.'

સુષમા બોલી: 'હે રામ ! તમારા મનમાં આટલું બધું......'

'......હં એટલે જ સ્ત્રીઓ સ્વામી આગળ બીજી સ્ત્રીઓના રૂપની પ્રશંસા કરતાં સંકોચાતી હશે. મને એમ થતું કે એ નારીસ્વભાવની સંકુચિતતા છે પણ હવે લાગે છે એમાં ગૂઢ અર્થ સમાયો છે.'

હસતાં હસતાં મનોરમે આગળ કહ્યું: 'પણ સુષિ ! તારે તો બીજી સ્ત્રીઓના રૂપની પ્રશંસા કરતાં સંકોચ પામવાનું કંઈ કારણ નથી. કારણ તું પોતે કંઈ કમ નથી...'

રીસપૂર્વક સુષમા બોલી: 'હં...જો હું સુંદર છું તો પછી વાણી ઉપર કેમ લટ્ટુ થઈ ગયા !'

મનોરમે કહ્યું: 'એ જ તારી ભૂલ છે. મને લટ્ટુ થતાં ક્યારે જોયો ! તોપણ વાણી ઉપર મારો થોડો ભાવ છે ખરો. એ પુરુષની સાથે જન્મેલી એક આકાંક્ષા છે. સ્વકીયાને યથેષ્ટ ચાહ્યા છતાં મોકો મળતાં પરકીયા ઉપર એને થોડો પ્રેમ થઈ જાય છે. જો દોષ દેવો જ હોય તો આખી પુરુષજાતિને દેવો જોઈએ. જો ખીજા નહીં તો બાકીની વાત પણ કરું. જોકે મારા અંતરની અરધી વાત તો તેં જાણી છે.'

સુષમાએ કહ્યું: 'ગુસ્સો કર્યે શો લાભ છે ? કહો.'

મનોરમે કહ્યું: 'એની પ્રથમ ઓળખાણ પછી તેં મારાં લખાણો એને દેખાડ્યાં. એને પણ લખવાનો શોખ હતો. તક મળે તો તે લેખિકા પણ થઈ શકે એ વાત પણ મેં તને જણાવી હતી. પછી તો તું જાણે છે. તેના વિવાહ થયા. એનાં લખાણો તો, પછી પણ મારી ઉપર આવ્યે જ જતાં. મેં માસિકોમાં પ્રગટ કર્યાં. એના કાગળો પણ આવતા. હજી પણ આવે છે. એ ઉપરથી હું જાણી શકયો છું કે તેનું વિવાહિત જીવન તેણે જેવી આશા રાખી હતી તેવું સુખદ ન નીવડયું. સ્વામી વેશ્યામાં આસક્ત છે ને રોગગ્રસ્ત છે. આઠ વરસના વિવાહિત જીવનમાં તેને એકે સંતાન થયું નથી. એના સાસરાના ગામમાં હું કેટલાક દિવસો જઈને રહ્યો હતો. એક દિવસ મારા મિત્ર સાથે એ શહેરની જાણીતી બાઈજીના ઘરે સંગીત સાંભળવા જતાં વાણીના વરના હાથે લખેલી ગાયનોની નોંધપોથી અને બીજી વિવિધ ભેટો જોવા મળી. મિત્ર પાસેથી પાછળથી જાણ્યું કે તે બાઈજી વાણીના વરની રખાત છે. વાણીના કાગળમાં અને લખાણોમાં જે નિરાશા પ્રગટ થતી હતી એનું કારણ ખાસ કરીને ત્યાં જ જાણવા મળ્યું.

એકવાર વાણીના ઘરે પણ તેને મળવા ગયો હતો. ઘૂમટામાંથી વાતચીત પણ થઈ હતી. ત્યારે ય એનું મોઢું તો હું ન જોઈ શકયો.

ત્યાર પછી લખાણો ને કાગળો દ્વારા એનો સંબંધ વિશેષ ઘનિષ્ઠ થયો પણ પ્રેમની લેવડદેવડ ક્યારે ય નથી થઈ. લગ્ન પહેલાં કુમારી અવસ્થાની સ્વામીભક્તિનું જે ચિત્ર તેણે તને કાગળમાં દોરી બતાવ્યું હતું તે મેં જોયું છે અને આજે રખાતમાં આસક્ત સ્વામી માટે એ જે કહે છે તે પણ જોઉં છું. એથી મને એને માટે પ્રેમ જ થાય છે. બીજી પણ ઘણી ક્ષુદ્ર ઘટનાઓ માટે વાણીને મેં ખૂબ ચાહી છે. પણ કઈ રીતે ચાહી છે તે હજુ પણ હું નથી જાણતો--કામભાવ હશે કે પ્રેમભાવ ? કદાચ કામની લેશ પણ ગંધ નથી પણ નારી અને પુરુષની ચિરંતન મિલન-કામના એમાં પૂરતા પ્રમાણમાં છે. પણ એની સાથેના મિલનમાં અનેક અંતરાયો રહ્યા છે. તે પરકીયા થઈ ઘૂમટામાં રહે છે.'

સુષમાએ કહ્યું: 'એ વાણીને તમે આ રીતે ચાહો છો એ વિષે તો તમે મને કોઈ દી કંઈ કહ્યું જ નહીં !'

મનોરમે કહ્યું: 'કહું તો તું મહેણાં માર ને !'

સુષમા રીસપૂર્વક બોલી: 'હા, હા અમે તો મહેણાં જ મારીએ છીએ ને ! પ્રેમની સારાસારતા સમજવા જેટલી શક્તિ પણ શું મારામાં નથી ?'

મનોરમ સુષમાને વીંટળાઈને બોલ્યો: 'પ્રેમની સારાસારતા સમજવા જેટલી શક્તિ તારામાં છે તે હું જાણું છું. સ્થિર ચિત્તે આજે તેં જે અભિપ્રાય પ્રગટ કર્યો તેથી એનો વિશેષ પરિચય મળ્યો.'

સુષમા હસીને બોલી: 'તમે ભલેને ગમે તેટલી પ્રશંસા કરો પણ જો સાચે જ વાણીના પ્રેમમાં પડી જશો તો ઝગડો કરીશ.'

મનોરમે કહ્યું: 'એના પ્રેમમાં પડું તો ય એ તે તારું 'બકુલફૂલ' છે અને પ્રેમનો પ્રકાર તો તેં જોયે પણ મારો પ્રેમ સાચો છે કે ખોટો તે દેખાડવાને કંઈ જ ઉપાય નથી. એ તો પરકીયા રહી.'

સુષમાએ કહ્યું: 'ભલેને પરકીયા રહી. મારી તે એ બેનપણી છે ને હવે જ્યારે હું એને મળીશ ત્યારે તમે જે તેને જણાવી શક્યા નથી, પરકીયા પરકીયા કરી દુ:ખી થયા છો એ બધી વસ્તુ હું એને જણાવીશ. મારા સ્વામીને પરકીયા-પ્રીતિ કેટલી બધી છે તે તો ખાસ.'

મનોરમે સુષમાની આંખો ચૂમી કહ્યું: 'હવે મારી ગુપ્ત પ્રેમકથા જાણવાની જિજ્ઞાસા તૃપ્ત થઈ ને!'

ઊંડા વિશ્વાસ અને અધીનતાથી સુષમાએ સ્વામીની છાતી ઉપર માથું ઢાળી દીધું.

# પત્ર કલાકારને ઇચ્છિત પ્રેયસી મળી પણ....

લેખક
પારાશર્ય

પૂના: ૨૦ સપ્ટેમ્બર '૪૮

પ્રિય મહેશભાઈ,

મુંબઈ થઈને તમારું રિમાઈન્ડર આજે સવારે મળ્યું.

બીજાનાં દૃષ્ટિબિંદુઓ સમજી શકું છું માટે હું નૌતિઓ લખવાની શક્તિ ધરાવું છું એમ તમે માનો છો. તમારો આગ્રહ છે માટે એ બાબતમાં હું પ્રયત્ન કરું છું. ચાર-પાંચ પ્રયત્નો કર્યા છે. પણ મને ઠીક ન જણાયા માટે તમને જોવા મોકલ્યા નથી. પ્રયત્નો પછી લાગે છે કે હું ખરેખર સંતોષ થાય તેવું નહીં લખી શકું. એના કારણમાં મને લાગે છે કે હું ચિત્રકાર છું તે છે. ચિત્રકાર રેખા અને રંગથી કામ સાધે છે. સાહિત્યકારનાં સાધનો જુદાં જ હોય છે. એટલે એની નિરૂપણપદ્ધતિમાં પણ ફેર પડે છે.

તમે એમ કહો છો કે શબ્દ એ સાહિત્યકારનું સાધન છે અને ભાષા એ રોજની વ્યવહારની વસ્તુ હોઈ એ સાધનનો ઉપયોગ ઘણી સારી રીતે કરી શકાય તે વાત હું સ્વીકારું છું. સાથે સાથે એ વાત પણ હું કહેવા માગું છું કે આકૃતિ-રેખા અને રંગ પરથી માણસના મુખ પરના મનોભાવથી ઋતુઓના પલટા સુધી ઘણી વસ્તુ વગર શબ્દે આપણે જોઈ શકીએ છીએ. ત્યાં બધું મૌન છે છતાં રેખા અને રંગ ત્યાં-વ્યવહારમાં જબ્બર સાધન છે. ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો આ સાધનની પછી જ શબ્દ-સાધનની સગવડતા મળી છે એ ભૂલી જવું ન જોઈએ. એનો અર્થ એ નથી કે હું ભાષાને નિંદું છું. એ ભાષાનો વિકાસ અને આ હું આટલે દૂરથી વિચારો વ્યક્ત કરું છું તે ભાષાનું સાધન બહુ મોટી વસ્તુ છે એ તો સ્પષ્ટ જ છે.

સર વિઠ્ઠલદાસને ત્યાં તેમના કુટુંબી જનોનાં તૈલચિત્રો તૈયાર કરવા હું અહીં આવ્યો છું. પણ આવ્યો છું ત્યારથી કામ હાથમાં લઈ શક્યો નથી. મન બીજા વિચારોમાં જ ફર્યા કરે છે. જે રંગ અને રેખાની કોમળતા અને સુરેખતા હું ઝંખું છું તેની પાછળ પાછળ કલ્પના ફર્યા કરે છે. તમારી સાથે એટલો પરિચય સાધ્યો છે એટલે કહેતાં સંકોચ નથી થતો કે મારું હૃદય હવે કોઈ સહચરીની શોધમાં ભટક્યા કરે છે. સ્ત્રીની જરૂરિયાત છે એમ મેં માન્યું ન હતું પણ હમણાં હમણાં બધા વિચારોની ઉપરવટ જઈને 'પણ મન કહે છે કે એકલું' નહીં રહેવાય। એટલે કોઈ મેળ શોધું છું. થોડી છોકરીઓના પરિચયમાં આવ્યો પણ હું ચિત્રકાર છું એટલે જ હશે-મન માનતું નથી. મનમાં એક એવી લલિતાંગના ઘર કરી બેઠી છે કે એવું આબેહૂબ જીવનમાં ન મળે તો ગમે તેને સાથે લેવાનો અર્થ નથી. વિચિત્ર વાત તો એ છે કે કલ્પનામાં માનવી પણ આ પૃથ્વી પર ફરતાં હોય છે. એ મારી કલ્પનાનું મોઢું મેં અહીં આવતી વખતે વિક્ટોરિયા ટરમીનસ પર જોયું છે ત્યારથી મને સ્વસ્થતા નથી. મન એના જ વિચારે ચડી જાય છે. હજી પણ અહીં ફરતાં ફરતાં મારું મન એ સ્ટેશનના પ્લેટફોર્મ પર પહોંચી જઈને સેકન્ડ ક્લાસ કમ્પાર્ટમેંટ પાસે એને શોધવા લાગી જાય છે.

હું તમને એ વાત કહું. મુંબઈ શહેરમાં હજારો માણસો દરેક મિનિટે રસ્તા પર ચાલતાં આંખ આગળથી નીકળી જાય છે અને ખાસ કરીને તો વિક્ટોરિયા ટરમીનસ જેવા સ્ટેશન પર કેટલી ભીડ હોય છે! એવી ગરદીમાં કોઈના મુખ પર જોવા જેટલો પણ વખત હોતો નથી. અને એ ઉતાવળવાળી વસ્તીમાં કલ્પનાની સ્ત્રી નજરે પડે તો દિલમાં કેટલો ધડકો થઈ આવે એ તો જેને શોધવાની તાલાવેલી હોય છે તે જ જાણી શકે. પણ હું કહેવા એ માગતો હતો કે પૂના આવવા માટે હું ટ્રેનમાં બેઠો એ પછી થોડી જ વારે મારા કમ્પાર્ટમેંટમાં મજૂર સામાન લઈને દાખલ થયો. મેં છાપામાંથી આંખ ઊંચી કરીને જોયું તો એ મજૂરની પાછળ એક અજબ સૌંદર્યનો બેનમૂન નમૂનો લાગે તેવી તરુણ સ્ત્રી પર્સ લઈને ચડી આવી. હું તેની સામે જોઈ જ રહ્યો. ક્ષણભર એમ જ થઈ ગયું કે હું કલ્પનામાં ચડી ગયો છું, પણ તુરત સમજાયું કે આ તો જીવતાં-જાગતાં પૃથ્વી પરનો અનુભવ છે, કેવળ વાસ્તવ છે અને એ ભાન થતાં આવા અજબ અનુભવની તક મળી તે બદલ હું આનંદથી તે સ્ત્રી તરફ જ જોઈ રહ્યો. હું રંગ-રેખામાં પીંછીથી ચીતરી દઉં એમ થઈ આવે છે. પણ પીંછી કલમ જેટલી વેગવાન નથી. પીંછી એ દૃશ્ય દોરે ત્યાં કલમ બાવીસ દૃશ્ય બતાવે એ સગવડ છે. પણ એ દૃશ્ય જે ચિત્રકારના દિલમાં દોરાએલું હોય

છે તેનું વર્ણન કોણ સમજે છે!

એ પ્રેયસીનું વર્ણન હું કલમથી કરી શકું તેમ નથી. અને તમારી પાસે એનું વર્ણન કરતાં મને જરા સંકોચ પણ થાય છે. તોપણ એટલું જણાવીશ કે સૌંદર્યની જેને પરખ છે એવા કલાકારને લાંબી ઉત્કંઠા પછી ઘણે વખતે અચાનક સન્મુખ સૌંદર્યનું દર્શન થાય ત્યારે દિલમાં કેવો સળવળાટ થઈ આવે છે! એ જે સમજે છે તેને એટલું કહેવું બસ છે કે એ સળવળાટ મને જરાય જંપવા દેતો નથી. અને એ પોતે જંપ્યો નથી.

એ તરુણી સાથે તેનાં માબાપ હતાં. મને થયું ઠીક પૂના સુધી સાથ મળ્યો. રસ્તામાં પરિચય કરી લઈશ. હવે જવા દેવી નથી. પણ તુરત મને તેમની વાત પરથી સમજાયું કે એ તો તેનાં માબાપને સ્ટેશને વળાવા આવી હતી. મેં ઘડિયાળમાં જોઈ લીધું. ગાડી ઊપડવાને હજુ ૨૦ મિનિટની વાર હતી. દરમિયાનમાં બને તેટલી હકીકત મેળવવામાં તથા એને ધરાઈને જોઈ લેવા મેં યત્ન કર્યો.

એ ત્રણે જણાનો ખૂબ સદાઈભર્યો સ્વચ્છ પહેરવેશ અને સંસ્કારી વાતચીતની રીત પરથી જ જણાઈ આવતું હતું કે તેઓ ખાનદાન કુટુંબનાં છે. મને એમની સાથે વાતો કરવાની ભારે મઝા આવી. અપરિચિત છતાં સમાન ભૂમિકાનાં માણસો મળી આવે છે ત્યારે ભારે આનંદ થાય છે.

એમની સાથે શી વાતો થઈ તે અહીં લખવાની ઈચ્છા નથી. એ યુવતિએ પણ વાતોમાં ભાગ લીધો હતો અને ટ્રેઈન ઊપડી ત્યારે તેના બાપને તે રૂમાલ હલાવતી પ્લેટફોર્મ પર ઊભી ઊભી વિદાય આપતી હતી એ દૃશ્ય તો આંખ આગળ તરે છે. અહીં આવ્યા પછી તો એના થોડા સ્કેચ મેં દોરી રાખ્યા છે. ઉપર ચડી તે, સામે બેઠી હતી તે, હસતી હતી તે, કુતૂહળ બતાવતી હતી તે અને છેવટે વિદાય દેતી રૂમાલ હલાવતી ઊભી હતી તે. મળીશું ત્યારે બતાવીશ.

મુંબઈથી પૂના જતી ગાડી કેટલી ઝડપથી આપણને પત્થરની દીવાલો અને માણસની ભીડમાંથી અચાનક સુંદર કુદરતને ખોળે લઈ જાય છે તે તમને ખ્યાલ હશે. મને ખબર નથી કે તમે આ બાજુ આવ્યા છો કે નહીં? ઊંચા પહાડો, ઊંડી ખીણો, પાણીના ધોધ, ડુંગરના ઢોળાવ પરનાં ઝાડનાં વનો વચ્ચે વચ્ચે ક્યાંક નાનાં ગામ દેખાતાં હોય એવો આ રેલ્વે રસ્તો, આ સપ્ટેમ્બર માસમાં કેવો લાગે તેનો ખ્યાલ કરશો. વાદળાં આવે ને ચાલ્યાં જાય, વરસાદ આવે ને રહી જાય, તડકો સંતાકૂકડી રમતો જાય, ધુમ્મસ પેઠે વાદળાં દૂર ડુંગર પર ઘસાતાં જાય, અને હવા એ બધાના પલટામાં લહરી વહાવતી રમતી જાય એ તો ભારે સરસ લાગે છે. આવા સુંદર પ્રદેશમાં અમારી ગાડી ચાલી જતી હતી. અને આ સુંદરતા જોતાં મનમાં કંઈક વિચાર કરતો હતો.

સુંદર સ્થળો જોઈને કે મધુર ગીત સાંભળીને આપણાં પ્રિયજન આપણી સાથે હોય તો ઘણું સારું એમ સહેજે થઈ આવે છે અને એ વખતે સાથે હોય તો શું શું કરીએ, કેવો આનંદ થાય તેની કલ્પના કરીએ છીએ. આવું બને છે તે તમે પણ કહો છો. એટલે બારીમાંથી બહાર જોતાં જોતાં હું અતિ એવા જ વિચારે ચડી ગયો.

મેં જે જે કલ્પના કરી તે બધી જાણે અનુભવ થઈ ગયો હોય તેટલી મનમાં દૃઢ બંધાઈ ગઈ છે. જાણે એ પ્રસંગો ખરેખર બની જ ગયા છે એમ જ લાગ્યા કરે છે. એ કલ્પનામાં સાથે કોણ હશે તે કહેવાની શી જરૂર છે! એ સ્ત્રી આ ચાલતી ટ્રેઈને પહેલી વખત નજરે પડી હોત તો હું કેમ મળત! એ વિચારથી કલ્પના શરૂ થઈ. હું શું કરત! એના પર જ બધું મંડાણ હતું! માત્ર કલ્પના હતી. એટલે એ તમને જણાવું છું. મને લાગે છે કે મારી જીવનકથાની નવલકથાનું એ પહેલું પ્રકરણ છે. આ રહી કલ્પના.

સપ્ટેમ્બર માસમાં હું એક વખત મારા ચિત્રોના કામ માટે મુંબઈથી દિવસની ટ્રેઈનમાં પૂના જતો હતો. હવા બહુ ખુશનુમા હતી અને હું બારી પાસે બેઠો બેઠો ક્રોનિનનું સિટાડેલ નામનું પુસ્તક વાંચતો હતો. એક નાના સ્ટેશને ટ્રેઈન ઊભી રહી ને મારા કમ્પાર્ટમેંટમાંથી બે ઉતારુ ઊતરી ગયા. મેં બારીમાંથી નજર કરી તો સામે સુંદર ગિરિપ્રદેશ પથરાએલો હતો. ડુંગર પરથી ધોધ દડતા હતા ને વાદળાં ઘસાતાં ઘસાતાં આગળ વધતાં હતાં.

ટ્રેઈન ઊપડી ને મેં મારા કમ્પાર્ટમેંટમાં નજર કરી. સામેના એક બર્થના ખૂણામાં બારી પાસે એક યુવતી બેઠી હતી. એની નજર બારીમાંથી બહાર હતી. બારીમાંથી પ્રકાશ આવતો હતો તેથી

એના મુખ પરની બધી રેખાઓ હું જોઈ શકયો. આખા કમ્પાર્ટમેંટમાં એના વગર બીજું કોઈ ન હતું.

એ તરુણી જેવું રૂપ મેં હજુ કોઈનું જોયું નથી. હું ચિત્રકાર છું. રેખા અને રંગ શી ચીજ છે અને સૌંદર્ય એ શી વસ્તુ છે તે હું જાણું છું. સાથે એ પણ કહી લઉં કે અંગસૌષ્ઠવ–સપ્રમાણતા તથા રંગ અને માર્દવતાની સાથે તંદુરસ્તી અને સ્ફૂર્તિને પણ હું સૌંદર્યનું આવશ્યક અંગ ગણું છું. મારા મનમાં એક કલ્પનામૂર્તિ સહચરી તરીકે મેં ઘડી રાખી છે તેનો જ એ નમૂનો હતી એટલે જ આજ સુધી જે મેં કર્યું ન હતું તે કરવા હું તત્પર થઈ ગયો. મોહવશ થઈ કોઈ સ્ત્રી સાથે હું વાતો કરવા બેઠો નથી. પણ આ સ્ત્રી સાથે એ જ પળથી પરિચય કેળવી લેવાની ઈચ્છા થઈ આવી

નોવેલ બાજુ પર મૂકી મેં ટિફીનબૉકસ કાઢીને બે ડિશ તૈયાર કરી તેમાંથી એક તેની તરફ ધરી મેં કહ્યું: 'તમે સાથ આપશો કે?'

'ઓહ! આભાર.' મારું ટિફીન પણ સાથે જ છે.' તેણે કહ્યું.

'એ એક જ છે.' મેં કહ્યું: 'લો.'

તેણે જરા આનાકાની માટે હાથ હલાવ્યો. મેં કહ્યું: 'તમારે વાંધો હોય તો મારો આગ્રહ નથી.'

'વાંધો નથી.' તેણે હસીને કહ્યું.

'ત્યારે લો ને.' મેં ડિશ ધરી. તેણે લઈ લીધું. તેણે પણ પોતાનું ટિફીન કાઢ્યું અને અમે બન્નેએ સાથે શરૂ કર્યું. પોતાના ટિફીનમાંથી થોડું મને આપી તેણે કહ્યું: 'તમને ભાવશે એવી આશા રાખું છું.'

'હું તો રખડતો માણસ છું એટલે બધું ભાવે છે. પણ કોઈ વખત માયાળુ સ્વભાવ જોઈને જેવો ખુશી થાઉં છું તેવો ભાગ્યે જ ખોરાકથી થાઉં છું.'

શરમથી નીચું જોઈ તેણે આંખો ઊંચકીને કહ્યું: 'તમે કેમ રખડતા માણસ છો? તમારા જેટલી વયે તો માણસ એસ્ટાબ્લિશ થઈ ગયો હોય છે. કોઈ બિઝનેસમાં...'

'નહિ.' મેં કહ્યું: 'હું ચિત્રકાર છું અને મારા કામ માટે ફરવું પડે છે. સર વિઠ્ઠલદાસનાં કુટુંબીજનોનાં તૈલચિત્રો દોરવા માટે હું આજે પૂના જાઉં છું. તમે પણ પૂના સુધી સાથે જ છો?'

'ના.' તેણે કહ્યું: 'હું તો બે સ્ટેશન આગળ ઊતરી જવાની છું.' ને તેણે આગળ કહ્યું: 'ત્યાં મારાં માતપિતા રહે છે.'

'સાસરેથી પીર જતાં હશો.' મેં કહ્યું.

શરમથી આડું જોઈ હસીને તેણે કહ્યું: 'હું હજુ લગનથી જોડાઈ નથી. વેવિશાળ પણ બાકી છે.'

આશ્ચર્યની સાથે ખુશી થઈ હું તેની આંખો તરફ જોઈ રહ્યો. ને બોલ્યો: 'ત્યારે બોમ્બેમાં ભાઈને ત્યાં રહેતાં હશો!'

'ના. હું એકલી જ છું. ત્યાં દેવી ઈન્દિરા ગર્લ્સ હાઈસ્કૂલમાં હું આસિસ્ટંટ લેડી સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે કામ કરું છું અને એના ટસ્ટ્રીઝના પ્રમુખ ચીમનલાલને ત્યાં બાળકોનું ધ્યાન રાખું છું.'

'ત્યારે તો રહેતાં પણ ત્યાં હશો.'

'હા.'

'હું તમારું નામ જાણી શકું?'

'મંદાકિની.'

'પણ હાલમાં કાંઈ વેકેશન નથી. કોઈ ખાસ કારણસર જતાં હશો.'

'કારણ છે.' કહી તે અટકીને મારા તરફ જોઈ રહી. હું તેની સામે જોઈ રહ્યો. પછી મેં કહ્યું: 'માફ કરશો પણ મને એક શંકા છે. તમે બહારથી આટલાં સ્વસ્થ અને મિલનસાર દેખાવા છતાં તમે જ્યાં છો ત્યાં તમને ફાવતું ન હોય અને કોઈ દિલ ખોલી શકાય એવા સંબંધને આતુરતાપૂર્વક તમે શોધતાં હો તેવી અકળામણ મને તમારી આંખમાં લાગે છે.'

તેણે આંખો ફેરવી બારી બહાર જોયું. મેં કહ્યું: 'હું આ પારખી શકું છું. કારણકે હું કળાકાર છું. કળાકારની મોટી શક્તિ એ છે કે બહારનાં ચિહ્નો જોઈ તે અંદરની સ્થિતિ પકડે છે. જેમ ભૂસ્તરશાસ્ત્રીઓનું છે. તેઓ જમીનનું પડ જોઈ અંદર પાણી છે કે જ્વાળામુખી છે તે કહી આપે તેવું જ કળાકારનું છે.'

'તમે તદ્દન સાચા છો. એ લોકો એવા સ્વભાવનાં છે કે મારાથી ત્યાં હવે રહ્યું સહ્યું જતું નથી. પણ આર્થિક કારણોને અંગે રહેવું પડે છે. હમણાં મારા લગ્ન વિષે વાત ચાલે છે. કોઈ દવે કરીને ભૂલેશ્વરમાં સૂંઠ મરીનો વેપાર ચલાવે છે. ઉમરે ૪૦ ઉપર હશે. ઠીક રળે છે ને પિતા સાથે સંબંધ સારો છે.'

'તમે એના પરિચયમાં તો હશો જ?'

'નહીં.' નિરાશા બતાવી તેણે કહ્યું: 'મેં તેનો

એક ફેરો જોયો છે. સામાન્ય લાગે છે. પણ you see ત્રાસમાંથી છૂટી સામાન્યમાં આવવું એ એક રીતે સ્વર્ગ જેવું છે. હું આજે જઉં છું ત્યાં એ આજે આવી ગયા હશે. આજે બધું નક્કી થશે.'

અમે ખાણું પૂરું કર્યું હતું. મેં કહ્યું: 'you know nothing of this life.' (આ જિંદગી વિષેનો તમને કશો ખ્યાલ જ નથી.) તમારા જેવી સ્ત્રીએ એમ તે કાંઈ લગ્ન કરી લેવાય! હું પૂછું કે તમે કોઈ પસંદગી કરો.'

'It is all right. (જે છે તે બધું બરાબર છે).' તેણે કહ્યું.

'No (ના)!' મેં આવેશમાં મોટેથી ઉત્તર આપ્યો. 'એમ બને નહીં.'

તે આશ્ચર્યથી મારા પ્રત્યે જોઈ રહી ને પછી હસીને બોલી: 'કેવી વિચિત્ર વાત છે કે આજ તમે અચાનક મારી વહારે ચડ્યા છો!'

'બેશક.' મેં કહ્યું: 'હું તમને એમ પરણવા દઈશ? સૌંદર્યને વેડફાઈ જતું જોઈ શકે તે કલાકાર નથી. તમારું ગૌરવ વધે તેમ થવું જોઈએ.'

'પાણી લેશો?' કહી તેણે મને પાણી આપ્યું. અને હેન્ડબેગમાંથી એક પુસ્તક કાઢ્યું.

'આ ચર્ચા વિષે વધુ દલીલ આપવી છે?' મેં પ્યાલો આપતાં કહ્યું.

'નવો વિષય શરૂ કરવા માગું છું.' તેણે કહ્યું: 'તમને આ પુસ્તક ગમશે.'

'શું છે!'

એ Pictorial life of Birds. (સચિત્ર પંખીજીવન)નું પુસ્તક હતું. 'પંખી વિષે એક વસ્તુ હું જાણું છું તે કહું. તેમાં નર—માદાની પરસ્પર પસંદગી બહુ સરસ હોય છે. પંખીના યુગલ જેવું સરસ યુગલ માણસજાતમાં ભાગ્યે જ મળશે. માણસે પણ સહચર શોધતાં સર્વોત્તમ જ શોધવો જોઈએ.' મેં કહ્યું. થોડાં પાનાં ફેરવતાં તેણે કહ્યું: 'તમે આવાં નવાં ચિત્રો દોરી આપો ખરા?'

'જરૂર.' મેં કહ્યું: 'હું તો તમારાં ચિત્રો દોરવાનો છું.'

'મારાં!'

'હાસ્તો. તમે શું છો તે તમને ખબર નથી. હું ખરું કહું છું.. અને સ્પષ્ટતા માટે કહું કે—'

તે મારી સામે જોઈ રહી. હું તેની ખૂબ નજીક બેઠો હતો. તેના ખભા પર હાથ મૂકી મેં કહ્યું: 'તમને મારા જેવો કોઈ કળાકાર પરણવા ઇચ્છે તો ના ન કહેશો.'

આવકારભર્યા સ્મિતને અંગે તેના ગાલમાં ખાડા પડ્યા. તેણે પોતાનો હાથ મારા હાથમાં આપી કહ્યું: 'તમે કેટલી મમતા બતાવી શકો છો!'

'મેં કોઈ સ્ત્રી તરફ આટલી મમતા બતાવી નથી. હું તમને ચાહું છું...' મેં કહ્યું.

'ઓહ!' તેણે કહ્યું. ટ્રેઈન એક નાના સ્ટેશનના પ્લેટફોર્મ પર ધીમી પડતી હતી. 'આપણને આ રીતે કોઈ જોશે.' કહી તે બેઠી થઈ સામેના બર્થ પર બેઠી.

ફરી વ્હીસલ મારી ટ્રેઈન ઊપડી ને અમને કુદરતને ખોળે રમાડતી ડુંગરાઓમાંથી આગળ વધવા લાગી. હું ફરી મંદાકિની પાસે બેઠો અને તેનો હાથ હાથમાં લઈ કહ્યું: 'મારી વાત તમને કેમ સ્વીકારવા જેવી નથી લાગતી?'

'હું એ રીતે વિચાર જ કરી શકતી નથી. આ તદ્દન નવી જાતનો અનુભવ છે.'

'જિંદગી એવી છે.' મેં કહ્યું ને તેના વાંસા પરથી હાથ ફરતો લીધો. ને એ વખતે ટ્રેઈન ભોંયરામાંથી પસાર થવા લાગી. મેં મંદાકિનીને નજીક લેવા ઇચ્છા કરી. તેણે અવરોધ ન કર્યો ને તે વખતે ટ્રેઈન ભોંયરામાંથી નીકળી બહારની ધારે ધારે વળાંક લઈ ચાલતી હતી. પ્રકાશ એકદમ વધી ગયો. દૂરના ડુંગરનાં શિખરો એક પાછળ છુપાતાં હતાં. નીચે ધોધ ઊછળતા પડતા હતા, સર્વત્ર વનસ્પતિ જામી પડી હતી.

'આપણે તો આ પ્રદેશનાં પ્રાણી છીએ.' મેં કહ્યું.

'હવે તો હમણાં જ મારું ઊતરવાનું સ્ટેશન આવશે.' કહી તે બારી પાસે જઈને ડોકું કાઢી ઊભી રહી.

મેં પણ બારીમાંથી બહાર નજર કરી. વરસાદની આછી ફરફર મોઢા પર પથરાતી હતી. પવનની લહરો મંદાકિનીના વાળમાં વીંજણા ઢોળતી હતી. તે જોતી હતી તે તરફ મેં જોયું. દૂર સ્ટેશનના પ્લેટફોર્મ જેવું જણાયું. ને ત્યાં સેના પ્લેટફોર્મ પર નવુ ઝાંખી નાની આકૃતિ કળાઈ.

'બસ એ જ.' મંદાકિનીએ કહ્યું.

'કોણ એ!' મેં કહ્યું.

'મારાં માતપિતા અને એ મિ. દવે.' કહી તેના સામાન તરફ ગઈ.

બારી બંધ કરી, બાર આડા ઊભા રહી મેં કહ્યું: 'હું તમને અહીં ઊતરવા દેવાનો નથી.'

'કેમ!' ટ્રેઈન પ્લેટફોર્મ પર આવતી હતી.

'હું તમને મારી સાથે લઈ જવા માગું છું.'

'એ કેમ બને?'

'હું તમને આમ લગ્ન કરવા દેનાર નથી.'

'મારે ઊતરવું છે.'

'એ નહીં બને.' મેં મક્કમતાથી કહ્યું. ટ્રેઈન ઊભી રહી.

તે હેન્ડબૅગ લઈ સામે આવી. મેં માથું હલાવી ના કહી.

'મંદાકિની! મંદાકિની!' બહારથી બે–ચાર અવાજ આવ્યા.

'મને મહેરબાની કરી માર્ગ આપો.' તેના સ્વરમાં જરા દીનતાનો રણકો હતો.

'એ કેમ બને?' મેં કહ્યું ને સાથે જ વ્હીસલ થઈ.

'જવા દો.'

મેં ઉત્તર ન આપ્યો. ટ્રેઈન સ્ટાર્ટ થઈ.

બર્થ પર હેન્ડબૅગ ને રેઈનકોટ મૂકીને તે ખૂણામાં બેસી ગઈ. એનું મોઢું ઢીલું અને ક્રોધથી સહેજ લાલ થઈ ગયું. તેણે નજર મારા તરફ કરી જ નહીં.

ટ્રેઈન વેગમાં આવી એટલે હું તેની નજીક ગયો. તેણે અંગ ને કપડાં સંકોરી લીધાં.

મેં કહ્યું: 'જીવનમાં કોઈ પ્રસંગો એવા પણ આવે છે કે જેના પર શાંત ચિત્તે વિચાર કરવો જોઈએ.

'મને નિરાંતે બેસવા દો.' તેણે કહ્યું.

'કશું જ અજુગતું બન્યું નથી.' મેં કહ્યું.

'મારે માટે એ તમે વિચારી આપો છો તે બદલ આભાર.' તેણે હોઠ ડસીને કહ્યું.

'થોડાક સમયમાં આપણે પૂના પહોંચી જશું. તમારે ચિંતાનું કોઈ કારણ નથી એમ તમને પણ થઈ આવશે.'

તેણે જવાબ ન આપ્યો.

'પંખીઓમાં આ રીતે માનભરી અદાથી અદબ રાખવાની ટેવ હશે ખરું?' મેં હસીને કહ્યું.

'એ કલાકાર જાણતો હશે.'

'એક કલાકારને શું થતું હશે તે તમે કલ્પી શકો છો?' મેં કહ્યું.

'એક સ્ત્રીને શું થતું હશે એ જો કલાકાર સમજતો હોય તો સ્ત્રી સમજવા યત્ન કરશે.' તેણે કહ્યું.

'તો કલાકાર જરૂર સમજશે.' મેં કહ્યું: 'હું તમને કઈ દૃષ્ટિથી જોઉં છું તે જાણો છો?'

તેણે ઉત્તર ન આપ્યો. ઊલટું તેનું મુખ પડી ગયું.

એક સ્ટેશન આવ્યું. મને હતું કે કમ્પાર્ટમેંટમાં કોઈ આવશે નહીં પણ બે પેસેન્જરો ચડ્યા એટલે હું મારી સીટ પર ગોઠવાઈ ગયો. મંદાકિની એક જ દૃષ્ટિએ બારી બહાર જોતી બેઠી રહી. બન્ને પેસેન્જરો અંદર અંદર વાતો કરતા હતા. ટ્રેઈન ચાલી જતી હતી. મંદાકિની સાથે કઈ રીતે વર્તવું તે હું વિચાર કરતો હતો.

પૂના સ્ટેશન આવ્યું. મેં કહ્યું: 'ચાલો આપણે અહીં જ ઊતરી જવું છે.'

મંદાકિની હેન્ડબૅગ લઈ બેઠી થઈ. સામાન ઉપડાવી અમે સ્ટેશન બહાર ગયાં. સર વિઠ્ઠલદાસની મોટર સામે આવી હતી. તેમાં બેસી અમે અમારે ઉતારે ગયાં. બધી સગવડતાવાળો એ ઉતારો હતો. અમે અંદર ગયાં. મેં ચા મગાવી.

હું અને મંદાકિની એક ટેબલ પર સામસામે બેઠાં હતાં. મંદાકિનીએ બે કપ બનાવ્યા. એક મને આપ્યો. મેં બિસ્કીટ લીધું ને એક મંદાકિનીને આપ્યું. તેણે તે ચામાં બોળી મોઢામાં મૂક્યું. હું તેના સામે જ જોતો'તો. ચાવીને તે ગળી શકતી ન હતી. તેની આંખો લાલ લાલ હતી. ક્રોધને બદલે વિષાદ હતો. હોઠ વિવર્ણ થઈ ગયા હતા. ને તેને કમકમાં આવતાં હતાં.

મેં કહ્યું: 'ઠંડી લાગે છે?'

નકારમાં માથું હલાવી તેણે મારા તરફ ધ્યાનથી જોયું. હું એ નજર સહી શક્યો નહીં. મેં કહ્યું: 'અત્યારે જ તૈયાર થઈને આપણે બહાર ફરવા જઈશું.'

એણે મારા કહેવા પર ધ્યાન ન આપ્યું ને બોલી: 'તમે ચા લો. મને નહીં ફાવે.' કહી તે બેઠી થઈ ગઈ.

'કેમ?' કહી હું બેઠો થયો.

'નહીં. મને નહીં ફાવે.' કહી તે મુખ ફેરવી બાજુના રૂમમાં ચાલી ગઈ.

પાછળ જઈને જોઉં તો તે પલંગ પર ઓશિકામાં માથું નાખીને રડતી હતી. 'આ શું કરો છો મંદાકિની!' મેં કહ્યું ને તેની પાસે જઈ તેના વાંસા

પર હાથ ફેરવવા લાગ્યો. ઉત્તર આપવાને બદલે તે વધુ રડવા લાગી.

'આ તે કેવી સ્થિતિ!' મને થયું. મેં પ્રયત્ન કરી જોયા પણ તે કેમેય કરીને છાની રહી શકી નહીં.

'હું શું કરું તો તને માફક આવે એ કહીશ?' મેં કહ્યું.

'મને તમે કેવી સ્થિતિમાં મૂકી?'

'કેમ?'

ઉત્તરમાં તે રડી.

'રુદન એ કારણ નથી.' મેં કહ્યું: 'વાત કરીશ તો જ હું સમજી શકીશ.'

'મારે તમારું કામ નથી.' તેણે કહ્યું.

'મને તારે માટે શું થાય છે તે તું જાણે છે?'

'મારે માટે જો જરાક લાગણી હોય તો મારે માટે તમારે કશું જ કરવું નહીં. ઓહ કેવી સ્થિતિ! મારાં માબાપ મુંબઈ તાર કરશે. તે લોકો જાણે છે કે હું ટ્રેઈનમાં નીકળી છું. મને બદનામ કરવા તે તૈયાર જ છે. દુનિયા મારે માટે તર્ક કરશે. અને મારાં માબાપ કેવા વિચાર કરશે! મને રાજીનામું મળશે તો માબાપનું શું થશે! એમનાં દિલને બદનામીથી કેટલો આઘાત થશે! આ તમારે અંગે જ થયું છે. મારાં માબાપ તમને નામથી પણ પિછાનતાં નથી.'

મેં તેનો હાથ હાથમાં લઈ કહ્યું: 'બેઠી થા. વધારે રડવાનું કારણ નથી. હું તને અત્યારે જ સ્ટેશન પર લઈ જઉં છું. પહેલી ટ્રેઇનમાં બેસાડી દઉં. તું સીધી તારે ઘેર જા. અને કહે જે કે ટ્રેઇનમાં ઊંઘી જવાના કારણે સ્ટેશન ચાલ્યું ગયું તેથી પૂના થઈને પાછું આવવું પડયું. તારી બધી મુશ્કેલીનો અંત આવી જશે. આંખો લૂછી નાખ. પાણી લે. તે સાથે ચાનો કપ લઈ લે હું કહું છું કે હું તને રડતી જોઈ શકતો નથી. મારો અંદરનો કલાકાર ના કહે છે.'

તેની ભીની આંખો ચમકી ને સ્મિતથી તેના બન્ને હોઠ જુદા થયા. તેણે કહ્યું: 'ખરેખર!'

ચા પીતી વખતે તેની આંખો હતી તેવી તેજસ્વી અને આનંદિત બની. ચા પી હું તેને પાછો સ્ટેશન પર લઈ ગયો ને ટ્રેઈનમાં બેસાડી. હસીને મારો હાથ હાથમાં લઈ પંપાળતાં તેણે કહ્યું: 'આવું તો જિંદગીમાં ઘણુંય થઈ જતું હશે. કલાકાર!'

'હું એ જ વિચારું છું.' મેં કહ્યું.

'મને જરૂર યાદ કરશો. કારણકે મને પણ મળ્યું છે!' કહી તે હસી. એ હાસ્યના એ નિર્દોષ ખખડાટ સાથે ટ્રેઈન વ્હીસલ મારીને ઊપડી. તેણે પોતનો રૂમાલ ઉડાડયો.

'કેવી વિચિત્ર હકીકત છે!' મને થયું: 'આ યુવતી મિ. દવેને પરણવાની છે.'

ઘડીભર હું પ્લેટફોર્મ પરથી ડગલું આગળ ભરી શકયો નહીં.

મને મૂકીને તે ટ્રેઈનમાં ચાલી ગઈ ત્યાં મારી કલ્પના પૂરી થાય છે. એની સાથે મેં થોડી છૂટ લીધી. જેને હું મારી કરી શકીશ એવા નિશ્ચિયથી મળ્યો તેની સાથે છૂટ લેતાં મને બહુ સંકોચ ન થયો. પણ એ મારી થઈ શકી નહીં. એનાં માબાપ તરફની તેની લાગણી એટલી તીવ્ર હતી કે તે જતી કરી શકે તેમ હું માની જ ન શકયો. એટલે તે રડી ત્યારે મેં જવા દીધી. ભલા માણસ! સૌંદર્યને આઘાત થાય તેવું જો હું કલાકાર થઈને સહી લઉં તો તો મારી કલા લજાય. મેં એના મુખ પર એવું જ સુરેખ સૌંદર્ય જોવા ભારે હૃદયે વિદાય આપી છે. મારું પ્રકરણ અહીં પૂરું થાય છે. આગળ કેમ ચાલવું એ સમજાતું નથી.

મનગમતાં પ્રિયજનને બોલાવીને હું આમ કલ્પનામાં જીવી રહ્યો છું. હજી મને લાગે છે કે ટ્રેઈનનો પ્રસંગ બની જ ગયો છે, અમે સાથે ખાધું, વાતો કરી, મેં પરણવા ઇચ્છા બતાવી, તેણે મુશ્કેલી બતાવી, તેને હું અહીં ખેંચી આવ્યો, તે રડી આ બધું બન્યું જ છે. અને એટલે જ મને વધુ અકળામણ થાય છે.

ઠીક છે. એ વાતો લંબાવીને તમને શું લખું! આ કલ્પના લખી તેમાં હકીકતો છે તે તો વાસ્તવ છે એટલું જણાવું છું. એનાં એ રીતે લગ્ન થવાનાં છે તે હું જાણી શકયો છું. એટલે જ દિલ ઊંચક થઈ જાય છે ને!

ઘણા માણસો વાર્તાઓ વાંચે છે. વાચકને મન બનેલી હકીકત કે કલ્પિત બનાવ બધું એકસરખું જ છે. પણ લેખકને મન એ વચ્ચે કેટલો ભેદ છે! આ ભેદ કયારેક નથી એ પણ કેવી દયાજનક સ્થિતિ છે! આ તો તમે સમજશો. હું ચિત્રકાર તો એ મંદાકિનીનું ચિત્ર દોરી રહ્યો છું.

તમારાં બે-ચાર કાવ્યો મોકલશો. વધુ શું લખવું હોય! એ જ

લિ. સ્નેહાધીન

વિનાયકનાં વંદન

મૂળ લેખક
શ્રી. ગજેન્દ્રકુમાર મિત્ર

# સર્વેશ્વર

અનુવાદક
શ્રી. રશ્મિક મેઘાણી

કલકત્તા તરફથી એક ગાડી સવારે પાંચ વાગે અને બીજી છેક સાંજે સાડા ચારે આવે છે. આ દરમિયાન કલકત્તા જનારી એક ગાડી આવે છે, પણ એ વખતે વેચાણની શક્યતા નથી જાણી સ્ટેશન બાજુના દુકાનદારો વધુભાગે સાંજની ગાડીની જ રાહ જોતાં તૈયાર થઈને રહે છે. દુકાન સામેના આંગણામાં પાણી છાંટી, ચાનું પાણી ચૂલે ચડાવી, વસ્તુઓ સુંદર રીતે સજાવી-ને સ્ટેશન તરફ તાકીને જ. તેઓ બેઠા હોય છે.

એ દિવસે પણ સહુ સ્ટેશન તરફ જોતા બેઠા હતા. મુસાફર ઊતર્યો; પણ એક જ. જોકે હજુયે રાત પહેલાં બીજી બે ગાડી અહીંથી પસાર થવાની છે; પણ એના ઉપર મદાર બાંધી શકાય તેમ નથી. આશા અને વિશ્વાસ જેના પર હતાં તે તો હમણાં જ ચાલી ગઈ.

એક અશ્લીલ ગાળ કાઢી વનમાળી બોલ્યો: 'આજે શું વેપલો થવાનો એ તો વરતાઈ ગયું. એક જણ ઊતર્યો. દુકાનદાર સુરેનને ગણતાં આપણે આઠ જણ છીએ. હવે પાડી લ્યો એના ભાગ!'

સુરેન બીડી વાળતો. મોં ઊંચું કરી મુસાફર તરફ નિહાળી એ બોલ્યો: 'પહેરવેશ ઉપરથી તો લાગે છે કે એ ગ્રાહક હશે તો મારો જ હશે. તમારાં નસીબ-માં તો આજ રામપાતર છે રામપાતર! જોકે બીડી લેવાય અર્ધું દોઢિયું ખિસ્સામાં હશે કે કેમ એ પણ શંકા છે.'

મુસાફર વધુ નજીક આવતાં સહુને લાગ્યું કે સુરેનની વાત સાવ ખોટી તો નથી જ. દૂબળું એક-વડિયું શરીર, વાળ તેલવિહોણા; ધૂળની દોસ્તીને કારણે જટા જેવા. શરીર પર જીનનો એક કોટ છે; પરંતુ એ કદી ધોળો હશે કે કેમ એ પણ એક પ્રશ્ન છે. પગમાંના કેનવાસનાં જોડા પણ જીર્ણતાની આખરી હદે પહોંચી ગયા છે. મોં પરની શુષ્કતાએ એની ખરી ઉંમર કળવી પણ મુશ્કેલ છે. પચ્ચીસથી પિસ્તાળીશ વચ્ચેનો ગમે તે આંકડો કલ્પી શકાય.

સ્ટેશનની હદ મૂકી રસ્તાને નાકે આવી એ જાણે જરા વિચારમાં પડી ગયો, ને પછી વિપ્રદાસની અર્ધી-મણીઆરી અને અર્ધી હોટલ જેવી દુકાનની સામેના માંકડા પર ધોબા પડેલી પતરાની નાની બેગ મૂકી બોલ્યો: "જરાક બેસું કે ઘોષબાબુ?'

જોકે વિપ્રદાસ ઘોષ નથી છતાં એણે એ વિષે કંઈ વાંધો ન લેતા કહ્યું: 'બેસો બેસો, મહાશય! ક્યાં રહેવું?'

મુસાફર જોરથી હસીને તરત થોડી વાર મૂંગો રહ્યો, ને પછી બોલ્યો: 'ક્યાં રહું છું તે કહેવાનો નિષેધ છે—ગુરુનો નિષેધ છે. રહેઠાણ હવે મારે નથી. હવે મારો નિવાસ અત્યારે તમારે ત્યાં—ઝાડ તળે, જ્યાં મરજી પડે ત્યાં કલ્પી શકો છો?'

કહેવાની જરૂર નથી કે આ વાતો સાંભળવા ચારે બાજુનાં લોકોને કાન માંડવાની જરૂર પડે તેમ નહોતું. સુરેન બીડીનું સૂપડું એક બાજુ મૂકી પાસે આવી ઊભો રહ્યો, વનમાળી પણ આવ્યો. માત્ર હરીશ રસ-ગુલ્લાની કડાઈ ચૂલે ચડાવી હોઈ ને એ હલાવતો હલા-વતો આતુર થઈને આ બાજુ જોઈ રહ્યો હતો.

વિપ્રદાસ જરા માથું ખજવાળીને બોલ્યો: 'તો તમે સંન્યાસી છો કે શું?'

મુસાફર હળવેકથી વિપ્રદાસના હાથમાંના હોકા પર-થી ચુંગી લઈ એક-બે દમ ખેંચીને બોલ્યો: 'સન્યાસી થવું ઓછું સહેલ છે ભાઈ! માયા મૂકવી બહુ મુશ્કેલ છે ને? કંઈ નથી. ભટકતો ફરું છું તોય મનમાં થાય છે કે સંસાર બહુ મીઠો છે! આ ચક્કરમાંથી છૂટવાનો કોઈ ઉપાય જ ક્યાં છે ભાઈ?'

વિપ્રદાસે હવે આદરસૂચક અવાજે પૂછ્યું: 'આજે ક્યાંથી આવો છો?

'અત્યારે? કલકત્તાથી.'

સુરેને ઉત્સુક થઈને પૂછ્યું: 'આમ ક્યાં જવા-ના છો?'

એણે જવાબ દીધો: 'ક્યાં જઈશ એ તો જરાયે જાણતો નથી. અહીં ભદ્ર લોકોનો કોઈ ખાસ મહોલ્લો છે?'

એ વાતનો જવાબ ન આપતા વિસ્મિત કંઠે સુરેને પૂછ્યું: 'તો પછી શું કામે તમે અહીં આવ્યા છો?'

બે એક મિનિટ મૂંગા રહ્યા પછી મુસાફરે ઉત્તર દીધો: 'ગુરુ પાસે સંન્યાસ લેવા ગયો હતો. ગુરુએ આદેશ આપ્યો કે—દીક્ષા તને આપું છું બેટા, પણ ભગવા હજુ હમણાં નહિ આપું, હજુ ઘણા દિવસ તારે સંસારમાં રખડપાટ કરતાં રઝળવું પડશે. મેં

છતાં એક અજાણ્યા ભટકેલને ઘરમાં લઈ જવાની હિંમત એ કેમ કરી શકતો હશે?'

'ક્યારેક નહિ ને ક્યારેક મરશે સાળો, જો જો ને! બીજું શું થાય?' સુરેને ટાપશી પૂરી.

વિપ્રદાસ દુકાનની નજીક જ રહે છે. ઘેર જઈ સર્વેશ્વરને બહારના ઓરડામાં બેસાડી એ અંદર ગયો. ને થોડીવારે બહાર આવીને બોલ્યો: 'નહાવું છે ને?'

'નહાવું? ના. હું ખાસ બહુ નહાતો નથી. હાથ–મોં ધોવા થોડુંક પાણી આપશો તો ચાલશે.' સર્વેશ્વરે જવાબ દીધો.

'–તો તમારે માટે હાથ–મોં ધોવાનું પાણી આપી જવા કહી દઉં છું. તમે બેસો ને જરાક થાક ઉતારો, હું જરા બીજી ગાડી જોઈને આ આવ્યો.' ને આટલું કહી ઘરમાં સૂચના આપી વિપ્રદાસ ચાલ્યો ગયો.

પાટ પર એક ચટાઈ પાથરેલી હતી. એના ઉપર લાંબા પગ પગા સર્વેશ્વરે બીડી ચેતાવી. થોડી જ વારમાં એને જરાક તંદ્રા આવી ગઈ હોય એમ લાગ્યું. એકાએક કોઈ સ્ત્રી–સાદ સાંભળી એ ચમક્યો. એણે જોયું તો એક છોકરી; કદાચ એ વિપ્રદાસની જ હશે એને બોલાવી રહી હતી–' તમારે માટે હાથ–મોં ધોવાનું પાણી મૂક્યું છે. હાથ–મોં ધોઈ લો.'

સર્વેશ્વરે બેઠા થઈ નિહાળી નિહાળીને એ છોકરી તરફ જોયું. જેવી લાંબી એવી જ કાળી. શ્રી જેવું કંઈ જ એનામાં દેખાતું નહોતું. વરસ સોળ–સત્તર હશે. અઢાર–ઓગણીસ હોય તો યે કંઈ કહેવાય નહિ. અવજ્ઞાથી એના હોઠ જરાક સંકોડાયા ને એ મોં ફેરવી ઝડપથી બહાર ચાલ્યો ગયો.

વરંડામાં એક ચકચકતા હાંડામાં પાણી અને એના ઉપર જ ઘડી કરેલો એક અંગુછો મૂક્યા હતા. એ જોતાં જ સર્વેશ્વરનું મન ઘણા દિવસ પછી એકાએક જાણે આનંદિત થઈ ઊઠ્યું; ને એ માથે અને આખે શરીરે પાણી રેડી ડિલ ચોળીને સારી રીતે નાહ્યો. ડિલ લૂછીને ઘરમાં પ્રવેશતાં જ એણે જોયું કે આ દરમિયાન પેલી છોકરી ચા મૂકી ગઈ છે–ચા સાથે નાનાં નાનાં બે રસગુલ્લાં પણ છે એ ચા–પાન પતાવી ફરી એક બીડી સળગાવી 'હાશ' કરતોક ફરી આડો પડ્યો.

એને સાથેસાથ 'હાશ' કરવા જેવો આરામ જણાતો હતો. ઘણા દિવસથી એ રઝળપાટ કરે છે. સ્નાન, આહાર કે ઊંઘ કંઈ જ નિયમિત નથી બનતું. આજની એને માટે લેવાયેલી આ કાળજી જોતાં ઘણા દિવસો પહેલાનું પોતાનું ગૃહસ્થજીવન એને યાદ આવી ગયું.

થોડીવારે વિપ્રદાસ પાછો ફર્યો. ઓરડામાં આવતાં જ એણે પૂછ્યું: 'પુંટિએ પાણી બાણી આપ્યું હતું ને? ચા મળી હતી ને થોડીક?'

ઊઠીને બેઠાં થતાં સર્વેશ્વરે ઉત્તર આપ્યો: 'હા, બધું જ બરાબર મળ્યું હતું. બહુ જ કાળજી રાખી છે તમારી પુત્રીએ. એ જ તમારી દીકરી ને?'

એક ઊંડો નિસાસો મૂકી વિપ્રદાસે કહ્યું: 'હા એક જ સંતાપ છે અમારે. પરણવવા જેવડી થઈ છે ઘણા દિ' થયા. પણ કઈ રીતે પરણાવવી એ જ ચિન્તા છે?'

થોડીવાર મુંગા મુંગા બીડીના ધુમાડા કાઢ્યા પછી સર્વેશ્વરે કહ્યું: 'જુઓ; એક વાત તમને કહેવી જરૂરી છે. તમે મને સામેથી બોલાવી આશરો આપ્યો છે, કાળજી પણ સારી રાખી છે. તમને હું છેતરવા નથી માગતો.'

વિપ્રદાસ જિજ્ઞાસુ નેત્રે એની તરફ જોઈ રહ્યો. સર્વેશ્વરે કહ્યું: 'થોડીવાર પહેલાં જે સંન્યાસી બંન્યાસીની વાત કરેલી એ બધી બનાવટ હતી. હકીકતમાં હું તો કેન્વાસર છું. આ રીતે વાત વહેતી કરવાનો હેતુ એ હતો કે મારા વિષેની વાત લોકોમાં પ્રસરતી રહે; ને સારી એવી જાહેરાત થઈ જાય તો પરમ દિ' હાટ વખતે ગ્રાહકનો અભાવ ન રહે. તમે મને સંન્યાસી માની આદરસત્કાર કરો છો એટલે સાચી વાત કહી દીધી. હવે આટલું જાણ્યા પછી આશરો આપવો હોય તો આપજો યા સાફ ના પાડી દેજો કે જેથી હું રસ્તો માપું. ને મારે સાવ એમ ને એમ રહેવું યે નથી, ખર્ચ વગેરે બધું હું આપીશ.'

વિપ્રદાસ આ વાતે થોડીવાર મૌન બની જાણે વિચારમાં પડી ગયો. એણે કહ્યું: 'ખર્ચ વગેરેની ચિન્તા નથી. બ્રાહ્મણના દીકરાને એકવાર આશરો આપી હવે શું કાઢી મૂકીશ? ના ના. તમે કૃપા કરીને મારે ત્યાં રહો, એટલું જ મારે બસ છે.'

એ અંદર જઈ થોડીવારે હોકો લઈ બહાર આવ્યો ને નિરાંત કરીને બેસતાં બેસતાં એણે પૂછ્યું: 'તો તમારું ગામ ક્યાં આવ્યું?'

'ગામ તો હુગલી, પણ ત્યાં મારું કોઈ છે નહિ. કલકત્તા રહું છું. ત્યાં હોઉં છું ત્યારે એક મેસમાં રહું છું. બાકી ઝાઝે ભાગે તો આમ રઝળપાટમાં જ

હોઉં છું. ભમતો ભમું છું. મઝા કરું છું. માલ પૂરો થતાં ફરી કલકત્તા જઈ બનાવી મેસના મહારાજને ભળાવી આવું છું. ઠેકાણું આપી કાગળ લખું છું એટલે એ જ પાર્સલ કરીને માલ મોકલી આપે છે.'

વિસ્મિત દૃષ્ટિએ એનાં મોં તરફ જોઈ વિપ્રદાસે પૂછ્યું: 'તો ઘર માંડ્યું જ નથી શું?'

પળવાર નીરવ રહી સર્વેશ્વર બોલ્યોઃ 'ઘર! હા, ઘર માંડ્યું હતું, પણ સુવાવડમાં જ પત્ની અને બાળક બન્ને ચાલ્યાં ગયાં. ને પછી ફરી ઘર નથી માંડ્યું; ને હવે તો એ ગમતું પણ નથી, ઘણી જાતની ઝંઝટ ને ચિંતા. એનાં કરતાં આ જીવન જ સારું છે'

થોડી વાર બેઉ ચૂપચાપ બેઠા રહ્યા. વિપ્રદાસે સર્વેશ્વરના હાથમાં હોકો આપતા સંકોચાતા સંકોચાતા કહ્યું: 'પેલા બધા મને ભાંડતા હતા કે એનો બાપ દાદો ય કોઈ સંન્યાસી નહિ હોય. ઢોંગી બદમાશને ઘરમાં ઘાલ્યો છે તે ભોગવશે એનું ફળ'—

'પણ જો જો, એ લોકો જ મારાં સસ્તાં માદળિયાં લેવા પડાપડી કરશે.' સર્વેશ્વરે પ્રશાંત ચહેરે ઉત્તર આપ્યો.

વળતે દિવસે સવારે ઊઠીને એક મોટું પૂઠું લાવી મોટા મોટા અક્ષરે સંન્યાસીનાં માદળિયાં અને દવાની જાહેરખબર લખી એણે હાટ-દિનની તૈયારી કરી, અને વિપ્રદાસને કહ્યું કે 'આ ટાંગીને હું ચૂપચાપ બજારમાં એક બાજુએ બેઠો રહીશ. ગ્રાહકો આપોઆપ આવીને ઊભાં રહેશે.'

એ જ્યારે જાહેરખબર લખતો હતો ત્યારે ગઈ કાલની જેમ જ ચૂપચાપ આવીને પુંટિ એને માટે રસગુલ્લાં અને ચા મૂકી ગઈ હતી. પણ એને વધુ વિસ્મય તો ત્યારે થયું જ્યારે એણે ઘરમાં આવીને જોયું કે એનાં કોટના ખિસ્સામાંથી રૂપિયા પૈસા કાગળો વગેરે બહાર કાઢી ચટાઈ ઉપર મૂકી પુંટિ કોટ લઈ ગઈ હતી. આશ્ચર્ય પામી અંદરનાં આંગણામાં જઈને એણે જોયું તો માત્ર કોટ ને ગંજી જ નહિ પણ એની બેગમાંનાં તમામ મેલાં કપડાં પણ બહાર કાઢી ધોઈ કરીને કોઈએ દોરી પર સૂકવી દીધાં હતાં.

થોડી વાર આમ તેમ ફરી એણે પૂછ્યું: 'ચક્રવતી મહાશય પાછા આવી ગયા કે!'

'બાપા એક વાગ્યાની ગાડી જોઈને આવવાના છે.' રસોડામાંથી પુંટિએ જવાબ આપ્યો.

'પણ મારો જભ્ભો—ધોતિયું વગેરે—' સર્વેશ્વર હજુ આટલું બોલ્યો ત્યાં તો અંદરથી ઉત્તર આવ્યો: 'એ તો મેં જ સાબુ દઈને ધોઈ નાખ્યા છે. એવા મેલાં કપડાં જોઈને મને તો કંઈનું કંઈ થઈ જતું'તું.'

જરા રોષીત બની સર્વેશ્વરે કહ્યું: 'એ તો ઠીક, પણ હવે આ કરચલીઓવાળો કોટ મારાથી પહેરાશે કેમ?'

આ વેળા પણ અગાઉ જેવો જ વણઝંખાયે ઉત્તર આવ્યો: 'પાછળ જ પાંચુ ધોબી રહે છે. એ એક પૈસો આપતાં જ મઝાની ઈસ્ત્રી કરી આપશે.'

સર્વેશ્વર ગમ ખાઈ ગયો, જવાબમાં એણે માત્ર જરાક 'ઠી...ક' કર્યું.

'હવે તમે નાહી લો ને.' પુંટિએ કહ્યું.

સર્વેશ્વરે તપીને ઉત્તર આપ્યો: 'નહાઉં તો ખરો, પણ આ તળાવડીના પાણીએ ના'તાં ટાઢિયો તાવ આવશે તો!'

પુંટિએ જવાબ દીધો: 'પાણી ગરમ કરેલું છે. તમે તેલ ચોળીને નાહી લો. વરંડામાં ગોખલામાં તેલની કચોળી મૂકી છે.'

સર્વેશ્વર થોડી વાર તો મુંગો બની ઊભો જ રહ્યો. પછી તેલની કચોળી લઈ આંગણામાં આવી તેલ ચોળતો ચોળતો મનોમન બોલ્યો; 'છોકરી છે તો આવડી જ પણ પાકી થઈ ગઈ છે!'

વિપ્રદાસ દુકાનેથી પાછો ફરી બધું સાંભળીને જરા હસ્યો. ને બોલ્યો: 'એ જરાક પાગલ જેવી છે. મેલું કે ગંધાતું ખરેખર એ જોઈ શકતી જ નથી.'

"અને એક ઊંડો નિસાસો મૂકી એ બોલ્યો—કોણ જાણે કોનાં હાથમાં પડવાની હશે!'

એણે પુંટિને બોલાવી અને ધમકાવીને કહ્યું: 'તેં આમનાં કપડાં લીધાં તે પૂછીને લીધા હોત તો! રૂપિયા પૈસા કાંઈ ખોવાશે તો તું આપીશ!'

પુંટિએ પણ ઠીક ઠીક મોટે સાદે જવાબ આપ્યો: 'પૂછ્યું હોત તો એ ધોવા આપત ખરા? કેવા લઘરા છે!'

આજ હાટ દિન હતો. સર્વેશ્વર ગણગણતો ગીત ગાતો હાટેથી પાછો આવતો હતો. વિપ્રદાસને એણે કહ્યું: 'ચક્રવતી, તમારું ગામ તો ભાઈ સરસ છે. ત્રણ માદળિયાં ને સાત શીશી દવાની વેચાણી. એમાં એ માદળિયાં તો પૂરી કિંમતે વેચાયા.'

'એમ ?' વિપ્રદાસેં વિસ્મય પામતા પૂછ્યું.

'હા. અને તમારો પેલો બીડીવાળો સુરેન છે ને ? એ હાથ-પગ ઝાલીને એક માદળિયું ત્રણ રૂપિયામાં લઈ ગયો. મેં નહોતુ કહ્યું કે એ લઈ જશે ?' સર્વેશ્વરે વાત કરી.

ને હસીને એ આગળ બોલ્યો: 'આજ જઈને એનો હાથ જ જોજો ને ? કાળા દોરા વતી બાંધવા કહ્યું છે.'

ભોજન પતાવી બેઉ બેઠા. વિપ્રદાસને એણે કહ્યું 'જુઓ. વિચાર કરું છું કે એક બીજી હાટ જોઈને જાઉં. અહીંની બઝાર સારી લાગે છે એટલે જ મન થઈ જાય છે.'

કદાચ વિપ્રદાસને શંકાયે આવી હોય, છતાં એણે કહ્યું: 'બરાબર છે.'

પાંચ રૂપિયાની એક નોટ બહાર કાઢી સર્વેશ્વરે કહ્યું: 'પણ પાંચ-છ દિવસ હું એમને એમ નહિ રહું. આ તમારે લેવા જ પડશે.'

વિપ્રદાસ કંઈ કહેવા જતો હતો ત્યાં ધમકી આપતો હોય તેમ સર્વેશ્વર બોલ્યો: 'વધુ ચાલાકી રહેવા દેજો ચકરવતી મહાશય ! નહિ તો હમણાં જ પહેર્યે લૂગડે ચાલ્યો જઈશ જે કહું છું એ સાંભળી લો.'

આખરે વિપ્રદાસને એ પાંચ રૂપિયાની નોટ લેવી જ પડી. પણ બીજી જ પળે અંદરથી પુઁટિનો સાદ સર્વેશ્વરના કાને અથડાયો કે 'તમે શા માટે રૂપિયા લીધા..આ તે શું એણે હોટલ ભાળી છે ?'

નિર્જન ઓરડામાં બેઠો સર્વેશ્વર અંદર તરફ મોં તાકી રહી બોલ્યો: 'રાજનન્દિનીની આબરૂમાં જાણે ધોબો પડી ગયો !' એની વાત તો જુઓ !'

પણ બીજે દિવસે વાત બહુ આગળ વધી ગઈ, જ્યારે પુઁટિએ કહ્યું કે નહાવાનું પાણી ચૂલે ચડાવ્યું છે, તેલ ચોળી લો. ત્યારે એ આડો પડ્યો પડ્યો બીડી ફૂંકતો હતો. એણે જવાબ વાળ્યો: 'હું રોજ કંઈ નથી નહાતો. આજે હું નથી નહાવાનો.'

ને પુઁટિએ તીણા અવાજે એને સંભળાવ્યું 'સારા માણસોને ઘેર રહેવું હોય તો સારા માણસની રીતે રહેવું પડશે. નહાવાના આટલા બધા કાયર છો તો ગામને ચોરે ઉતારો કર્યો હોત તો યે ચાલત !'

રસોડામાંથી એની મા ગુસ્સે થઈને આગળ આવી: 'આ શું બકે છે, પુંટિ ? મોઢાને કંઈ લગામ જ નથી !'

પુંટિ સામે ઝંકારીને બોલી: 'તે નથી તે શું છે ? એ નહાય નહિ, ને પછી પરસેવામાંથી જૂ થાય અને એ આપણાં ઘરમાં ય જ્યાં ત્યાં ચડે ને ?'

સર્વેશ્વર થાકીને બોલ્યો: 'ઝખ મારવા આવ્યો અહીં ! હવે બીજા હાટ-દિનની રાહ નહિ જોવાય. આજે જ જવું પડશે એમ લાગે છે.'

છતાં આશ્ચર્યની વાત છે કે એ સારા માણસની જેમ તેલ ચોળવા બેસી ગયો.

વિપ્રદાસ ઘેર આવી પુઁટિની મા પાસેથી બધી વાત સાંભળી ઉતાવળે પગલે આવ્યો. ને એ સર્વેશ્વરના બેઉ હાથ ઝાલીને બોલ્યો: 'એ ઘેલીની વાતે મનમાં કંઈ ન લાવશો ભાઈ. એ ખરેખર ગાંડી છે.'

'તમે તે કંઈ ગાંડા કે શું ચકરવતી ? ઈ આવડિક છોકરીની વાતે તે ગુસ્સે થઈને હું ચાલ્યો જાઉં ખરો ? હું ઓછો કાંઈ એનો ગોલો છું ? હું લહેરમાં જ છું. એ ખાતે મારી ચિંતા ન કરશો.'

પરંતુ એ પછીના હાટને દિવસે, ત્યાર બાદ ના હાટ દિને, અને એ પછી તો કેટલાય હાટ-દિનો ગયો છતાં સર્વેશ્વરે ત્યાંથી જવાનાં કંઈ જ લક્ષણ બતાવ્યાં નહિ. ઊલટાનું દેખાયું કે હવે એ પુઁટિ કહે એમ જ કરે છે. દર ત્રીજે દિવસે અચૂક દાઢી કરે છે. ઝભા ધોતિયાં પણ થોડાક વધારીને નિયમિત રીતે ધોબીને ધોવા આપે છે. ને નહાવાનું પણ ગરમ પાણીને બદલે ઠંડા પાણીએ નિયમિત શરૂ કરી દીધું છે. બેશક, એક બીજું કારણ પણ એને અહીં રોકાવાનું બન્યું છે. વનમાળી એક આકરા મુકદ્દમામાં સંડોવાતા થોડા દિવસો પહેલાં એક માદળિયું ત્રણ રૂપિયામાં ખરીદી ગએલો અને જોગાન જોગ એ મુકદ્દમામાં તે જીતી ગયો. આ વાત લોકોમાં ગામ પરગામ ફેલાતા એનાં માદળિયાંનું વેચાણ અત્યંત વધી ગયું. દવાનું એક પાર્સલ પણ એને કલકત્તાથી મંગાવવું પડ્યું છે. આ દરમિયાન એણે બીજા પણ થોડાક રૂપિયા વિપ્રદાસને આપ્યા છે. પુઁટિ માટે એક રંગીન સાડી લાવવાનો વિચાર પણ એણે દર્શાવેલો; પરંતુ અંદરથી પુઁટિએ જ જવાબ આપેલો કે 'કેમ ? હું શું તમારી ચાકરડી છું કે મને બક્ષીસ આપો છો ?'

પરિણામે ભયના માર્યા એણે એ વાત પડતી મૂકી હતી.

પહેલા જેઓ વિપ્રદાસને એનાં આ ગમારપણાં

માટે તિરસ્કારતા, તેઓ હવે એની ઇર્ષા કરવા લાગ્યા છે. આ વાત વિપ્રદાસ જાણતો. અને માણતો યે. અને એ વાત વિચારતા વિચારતા એના મગજમાં એક ચિન્તા પણ ઊપસી આવતી, પરંતુ હિંમત કરીને તે વાત એ સર્વેશ્વર પાસે કાઢી શકતો નહિ. તે દિવસે બપોરે એને એની પાસે જઈ, અંદર તરફનું બારણું વાસી વાતની શરૂઆત કરતાં કહ્યું: 'મુખુજ્જે લો. આ હોકો પીઓ.'

હાથ લંબાવી હોકો હાથમાં લેતાં સર્વેશ્વર કહ્યું. 'શું વાત છે ચકરવતી! હજુ તો તમે જમીને ઊંઘે ય નથી કરી ત્યાં–એ પહેલાં જ આજે આ ઓરડામાં?'

'ઊંઘ નથી આવતી. પણ મુખુજ્જે, એક વાત પૂછું?' વિપ્રદાસે હિંમત કરી.

'–શું વાત છે? વિના સંકોચે જે પૂછવું હોય તે પૂછો!' સર્વેશ્વરે ઉત્તર આપ્યો.

આમ છતાં પૂછવું'તું એ વિપ્રદાસ ન પૂછી શક્યો. એણે ભળતું જ પૂછ્યું: 'તમારા આ માદળિયામાં શું છે કહેશો? સાચેસાચ કંઈ ઔષધ–ઔષધ છે કે—'

'અરે ચકરવતી! તમે ભણેલા થઈને યે આ બધામાં માનો છો? એમાં છે તુલસીનાં પાન. બીજું શું હોય! ને તુલસીથી વધુ છે યે શું!' સર્વેશ્વરે કહ્યું.

વિપ્રદાસ હસીને બોલ્યો: 'ગમે તેમ. પણ તમે બહાદુર.'

એ પછી થોડીવાર બેઉ મૂંગા બેઠા રહ્યા. પાંચેક મિનિટ પછી વિપ્રદાસે એકદમ વીલા થઈ વાત શરૂ કરી દીધી: 'કે હું કહેતો હતો કે અહીં તમારો ધંધો તો ઠીક ઠીક જામ્યો જ છે, તો હવે ગામેગામ હેરાન થવાનું માંડી વાળી અહીં જ સ્થાયી બનો ને?'

તીણી નજરે એની સામે જોઈ સર્વેશ્વરે કહ્યું: 'વાત શું છે કહો જોઉં.' પહેલાં તમારી વાત તો જાણી લઉં!'

પાણી પાણી થતા વિપ્રદાસે ઉત્તર આપ્યો: 'કહેતો હતો કે હંમેશા તો આમ ફરતા રહેવાનું નહિ પાલવે. તો ફરી વાર સંસાર માંડો ને?'

'સંસાર!' એ બોલી ઊઠ્યો: 'સંસાર હવે શું માંડું? ઉમ્મર કેટલી થઈ એનો પણ કંઈ ખ્યાલ છે? ચાલીસે તો પહોંચી ગયો છું!'

'તે ભલેને એમ હોય. આ ઉમ્મરે પણ કેટલાયે પહેલીવાર જ ઘર માંડે છે. પુંટિને લઈ તમે ફરી સંસાર માંડો. ના–ના. કંઈ જ વાંધો નથી. તમારે એને તમારા ચરણમાં રાખવી જ પડશે!' વિપ્રદાસે કહ્યું. અચિંતા આશ્ચર્યના આંચકાથી પોતાની જાતને સંભાળતાં સર્વેશ્વર બોલ્યો: 'શું કહો છો? તમારી દીકરી મને દેશો? ઘર નથી. બાર નથી, છેતરપીંડી કરીને પેટિયું કાઢું છું. બે વીસું ઉપરાંત ઉમ્મર થઈ છે. તમારી તે કંઈ બુદ્ધિ ફરી ગઈ છે કે શું? દુનિયામાં મારા સિવાય બીજું કોઈ પાત્ર જ નથી કે શું!'

'પાત્ર ક્યાં મળે છે ભાઈ? ઘણી તપાસ–તપાસ કરી. પણ એક તો છોકરી કાળવી ને વધારામાં હું પૈસા વિનાનો. એક મુરતિયો તો આ ગામનો જ છે. પેલા બીડીવાળા સુરેનનો ભાઈ. કલકત્તામાં ક્યાંઈક નોકરી કરે છે. મહિને પૂરા ત્રીસ કમાય છે. એને માટે પણ મહેનત કરી હતી પણ સુરેન ત્રણસોથી ઓછામાં રાજી ન થયો.'

ને સર્વેશ્વરના બેઉ હાથ ઝાલી એ બોલ્યો: 'પણ ભલા થઈને તમે ના ન પાડશો. પુંટિ ભલે દેખાવે સારી નથી. પણ એની રીતભાતને આવડત તો તમે સગી આંખે જ જુઓ છો. તમારે એને સ્વીકારવી જ પડશે.'

સર્વેશ્વર વ્યાકુળ થઈ ઊઠ્યો: 'પણ મારાથી હવે ફરી સંસાર નહિ માંડી શકાય, ચકરવતી મહાશય! ના. ના. તમે કોઈ બીજું ઠેકાણું શોધો–હવે ફરી હું સંસારી નહિ બની શકું.'

માથું હલાવતાં વિપ્રદાસ બોલ્યો: 'બહુ ઉતાવળ કરવાની જરૂર નથી મુખુજ્જે. અત્યારે ને અત્યારે જવાબ હું નથી માગતો. તમે વિચારી જુઓ. એને પરણીને તમે દુઃખી તો નહિજ થાવ—...'

ને વંટોળિયાની જેમ વિપ્રદાસ ત્યાંથી ચાલ્યો ગયો. સર્વેશ્વર પણ વધુ વખત એમને એમ પડ્યો રહી ન શક્યો. થોડીવાર જડવત્ બેઠો રહી એ બળતા બપોરને ટાણે પણ ઘર બહાર નીકળી પડ્યો. કેટલો વખત એ મેદાનમાં ફર્યો એની ખબર નથી પણ જ્યારે પાછો ફર્યો ત્યારે એને વિપ્રદાસની વાત બહુ અશક્ય નહોતી લાગતી. ને એ વિચારે એને પોતાને પણ વિસ્મય થયું.

એણે વિચારી જોયું કે પુંટિ છેલ્લા દોઢ મહિ-

નાથી એની જે કાળજી ભરી સેવા કરતી એને ઘેરી રહી છે તેથી એની રઝળપાટની ટેવ તદ્દન ભૂલાઈ ગઇ છે. આટલા દિવસ થયા ફક્ત રૂપિયાના લોભે જ એ અહીંથી ખસી નહોતો શકતો કે આ પુટિ પણ એનું એક ખાસ કારણ હતી?

ને એ મનોમન કલ્પના કરવા લાગ્યોઃ એના નૈત્ર-પરિણિત જીવનની. જાણે ફરીને એણે સંસાર શરૂ કર્યો છે. ઘરનો ધણી-રણી એ જ છે, ને એની બાજુમાં આ ગુંજન કરતી વાચાળ પુંટી. કલ્પના જેટલી અસહ્ય લાગશે એમ એણે માનેલું એટલી અસહ્ય તે કલ્પતાં ન લાગી.

તો યે એક બધન તો ખરું જ! ફરીને આ સ્વાધીન સ્વૈરવિહારી જીવન તો નહિ ને. પાછી એ જ હજાર જાતની જંજાળ...

એ ઘેર પાછો ફર્યો કે તુરત પુંટીએ પૂછ્યું કે 'ક્યાં ગયા હતા? ચા કરી રાખેલી, તે ઠરીને ઠીકરું થઈ ગઈ! વખતનો કંઈ ખ્યાલ પણ નથી રહેતો શું! મોં, હાથપગ ધુઓ...મેં ફરીને ચાનું પાણી ચૂલે મૂક્યું છે.'

બીજો વખત હોત તો આ વર્તન એને અસહ્ય લાગત. પરંતુ આજે કોણ જાણે કેમ એ એને અણગમતું નહોતું. ઊલટાનું કંઈક ગમતું જ હતું. મનમાં થતું હતું જાણે આમ-આવો છું તો યે એક માનવી મારે માટે ચા બનાવીને રાહ જોતું બેઠું હતું. કદાચ મારી ચિંતા પણ કરતું હશે!

પુંટિ ચા લઈ ઘરમાં આવી. એ બોલીઃ 'હજુ યે હાથ મોં ધોયા નથી? ક્યારની યે કહી ગઈ હતી તોપણ?'

'પુંટિ સાંભળ, તારા બાપ તને મારી સાથે પરણાવવા માગે છે!' સર્વેશ્વરે ધીમે સાદે કહ્યું.

પુંટિના હાથમાંનો કપ જરા ઝલકાઈ ઊઠયો. એ બોલીઃ 'હત!' છતાં એનાં સાદમાં કોઈક અકળ કારણે કંટાળાને બદલે શરમ જ ફૂટી ઊઠતી હતી.

'-હા, હા, સાચેસાચ એ કહેતા હતા.' સર્વેશ્વર બોલ્યો.

'કંઈ નહિ ને આવું ટીખળ શું કરવા લાગ્યા? મને એ નથી ગમતું.' પુંટિ બોલી.

'સાચું કહું છું, ટીખળ નથી કરતો. કેમ હું તને નથી ગમતો શું?' સર્વેશ્વરે કહ્યું.

તીરછી નજરે એકવાર એના તરફ જોઈને પુંટિ બોલીઃ 'મને શું ખબર પડે. એવી નકામી વાતો હું નથી કરી શકતી!'

ને પછી 'ઠક્' કરતાંક કપ મૂકી એ ચાલી ગઈ.

સર્વેશ્વરને લાગ્યું કે લજ્જાની લાલિમાં એ પુંટિ સુંદર જણાતી હતી, પણ પુંટિને શું પોતે નહોતો ગમતો? તો...શું?

ને ઘણા યે દિવસનો ખોવાયેલો-ભૂલાયેલો એક સૂર એના મનમાં ગૂંજી ઊઠયો. ચાની વાત ભૂલી એ દૂર-સુ-દૂરના મેદાનો તરફ જોતો મૌન બેસી રહ્યો. એને લાગ્યું જાણે બાહ્ય જગતનું રૂપ એકાએક કોઈએક કારણે બદલાઈ ગયું છે. જેને હવે ફરીથી ઓળખી નહિ શકાય!

વિપ્રદાસ બીજે જ દિવસે ગોર મહારાજને ત્યાં જઈ શુભ દિવસ પૂછી આવ્યો. ને છાનો છાનો બજાર-હાટમાંથી ખરીદી કરવા લાગ્યો. ને સહુને વારંવાર ચેતાવી દેવા લાગ્યો કે-ખબરદાર, આ વાત કોઈને કહેશો નહિ. હજુ તો આટલામાં જ બેટાએ ઈર્ષાએ સળગી જાય છે. આ વાત સાંભળ્યા પછી તો એનો આરો-વારો નહિ રહે.

શરૂશરૂમાં તો સર્વેશ્વરને આ વાત બહુ અણગમતી નહોતી. આ બધું જાણે નશાની જેમ એને સદી ગયું હતું. પણ એક દિવસ વનમાળીની વાતે ઓચિંતો જાણે એ ચમકી ઊઠયો. વનમાળીએ એને આદરપૂર્વક બોલાવીને કહ્યુંઃ 'તમારા શુભ ખબર ચક્રવતીને મોંએ સાંભળી ખૂબ આનંદ થયો. બંધન જ્યારે હવે સ્વીકાર્યું જ છે તો સુંદર રીતે સંસાર શરૂ કરો. બારે મહિના સાસરે રહેવું તો સારું ન કહેવાય. ભલેને એકની એક દીકરી રહી. હું કહું છું કે આ શેરીને નાકે એક ખોરડું તમે પોતે જ ચણાવી લો ને! ખર્ચ શું છે? બહુ બહુ તો બસો રૂપિયા—'

આ સાંભળી થોડીવાર એ બેચેન રહેલો. ને પછી એણે આટલું જ કહ્યુંઃ 'હા, એમ જ કરવું પડશે.'

તે દિવસે પાછા વળતાં કંઈ જ કારણ વિના રસ્તામાં એક બકુલ-વૃક્ષ તળે બેત્રણ કલાક બેઠો રહ્યો. લગ્ન આડે હવે માત્ર ત્રણ જ દિવસ રહ્યા છે. એ પછી તો હાથપગ સંકોરીને જાળમાં ફસાઈ જ જવું પડશે. એ બંધનની વાત યાદ આવતાં અત્યારે એનું હૃદય કંપવા લાગ્યું...

ખૂબ મોડેથી એ ઘેર પાછો ફર્યો. વિપ્રદાસ સ્નાન પતાવીને એની રાહ જોતો બેઠો હતો. એણે પૂછ્યું: 'ક્યાં હતા હજુ સુધી!'

સર્વેશ્વરે અન્યમનસ્કપણે જવાબ દીધો: 'ક્યાં ય નહિ, અમસ્તો જ......'

પુંટિ તેલની કચોળી મૂકી ગઈ. પુંટિ હજુ યે એની સામે આવે છે, પણ હવે એ એની સામે મોં ઊંચું કરી જોઈ શકતી નથી. સર્વેશ્વરે એને નિહાળીને જોઈ. ઓરા આવતાં લગ્નના આનંદે જાણે એનામાં પણ લોહી ભરાયું હતું. એની સાથેનાં લગ્નમાં પણ આનંદ! આશ્ચર્ય જ!...

તે દિવસે સાંજે શું યે વિચારીને સર્વેશ્વર સુરેનની દુકાને જઈ બેઠો. વાતમાંથી વાત કાઢતાં સુરેને કહ્યું:

'ભાઈ, તમારું માદળિયું પહેર્યા પછી હમણાંના મારા દિવસો સારા જ જાય છે; પરંતુ પૂરતા પૈસા વિના ચાલતું નથી. હું બ્રાહ્મણનો દીકરો, આમ ક્યાં સુધી બીડી વાળું કહેશો ?!

'લોટરીની ટિકિટ ખરીદો, તો કદાચ નસીબ ફરી જાય!' સર્વેશ્વરે કહ્યું.

સુરેન જરા ધીમેથી બોલ્યો: 'ટિકિટ તો લીધી છે ભાઈ, રેન્જર્સની એક; પણ તમારા ગુરુદેવ પાસે કોઈ એવું માદળિયું નથી કે જેથી લોટરી નક્કી લાગે જ.'

અચાનક સર્વેશ્વરની આંખો ચમકી ઊઠી. એણે કહ્યું; 'છે–છે સુરેન, પણ એની કિંમત આપનાર ક્યાં છે! એની કિંમત ચૂકવવા જતાં તારે આ દુકાન ગીરો મૂકવી પડશે!'

હાથમાંનું બીડીનું સૂપડું એક બાજુ ઠેલી સર્વેશ્વરના બેઉ હાથ ઝાલતાં સુરેને પૂછ્યું: 'શું કિંમત છે ભાઈ, કિંમત તો તમારે મને કહેવી જ પડશે.'

સર્વેશ્વરે હળવેકથી કહ્યું: 'બસો રૂપિયા. પૂરા બસ્સો રૂપિયા! એ માદળિયું પહેર્યાથી તમારી બધી આશા પૂરી થશે.'

સુરેનનું મોં પડી ગયું, એ બોલ્યો: 'એટલા બધા રૂપિયા!...એથી ઓછું ન થાય?'

માથું હલાવી સર્વેશ્વરે ના પાડી. ને એ બોલ્યો: 'એથી ઓછું કરવાનો કંઈ ઉપાય જ નથી. આ માટે જ તો તને આ વિષે વાત નહોતો કરતો.'

ઠીક ઠીક વાર સુધી સુરેન મૂંગો બેઠો રહ્યો. એનાં મોં પરથી સર્વેશ્વર કળી ગયો કે એ માદળિયા માટે અત્યંત લોલુપ થઈ ઊઠી ચિન્તામાં પડી ગયો છે. થોડી વાર રહી એણે કહ્યું: 'ઠીક ત્યારે, બેસો ભાઈ, હું જાઉં છું.'

અહીં–તહીં નજર ફેરવી એકાએક એનાં બેઉ હાથ પકડી ગળગળા સાદે સુરેન બોલ્યો: 'એ ભાઈ-સાબ, તમારે પગે પડું. દોઢસો રૂપિયામાં તમારે મને એ આપવું જ પડશે.'

એણે માથું હલાવી જવાબ આપ્યો: 'પણ એટલામાં એ નહિ થાય ભાઈ! ને શા માટે એમાં પગે પડે છે? ધાર કે ફળદાયી ન નીવડ્યું તો? પછી તો તું છાતી કૂટતો અને મને ગાળો ભાંડતો જ રહીશ ને!'

સુરેને જોરથી માથું હલાવી કહ્યું: 'એ તો મારા નસીબમાં હશે એ થશે. તમે તમારે મને એ આપો ને. ઘોડદોડ આડે હવે અઠવાડિયું જ બાકી રહ્યું છે.'

'તો પછી ગુરુદેવને રૂપિયા મોકલી આજે જ કાગળ લખી નાખવો જોઈએ.' સર્વેશ્વર બોલ્યો.

'તમે કાગળ લખી નાખજો. સાંજ પહેલા જ તમને લાવી દઈશ.' સુરેને કહ્યું.

'ઠીક, ભલે.' કહી સર્વેશ્વર ઊઠ્યો.

*

એ દિવસે વહેલી સવારે, ભળભાંખળામાં જ સર્વેશ્વર ઊઠ્યો. એણે જોયું તો પુંટિ આંગણું સાફ કરતી હતી. ઈસારાથી એને પાસે બોલાવી એણે કહ્યું: 'જરા સાંભળ તો!'

પુંટિ જરા અચકાઈ, લજ્જાને અંગે એનાં કાન લાલચોળ થઈ ઊઠ્યા, છતાં આખરે સર્વેશ્વર પાસે આવીને એણે પૂછ્યું: 'કેમ! શું કહો છો!'

'પુંટિ, તને થોડુંક પૂછવાનું છે, સાચેસાચું કહેજે. બોલ કહીશ ને?'

'શું વાત છે?' પુંટિએ એની સામે જોઈને પૂછ્યું.

'પેલા બીડીવાળા સુરેનના ભાઈ સાથે તારી વાત ચાલતી હતી તેને તેં જોયો છે!

જરા માથું નમાવી પુંટિએ હા ભણી.

'દેખાવમાં મારા કરતાં એ સારો છે ને!'

અસ્પષ્ટ ઝંકાર કરીને પુંટિ બોલી ઊઠી: 'જાવ, હું એ નથી જાણતી.'

ઝપ કરતાંક પુંટિનો હાથ ઝાલી સર્વેશ્વરે પૂછ્યું 'મારા સોગંદ છે પુંટિ, મારું માથું ખા મા. સાચેસાચું કહી દે જોઉં!'

પુંટિ અત્યંત દુઃખ સહ માંડ માંડ બોલીઃ 'હા, દેખાવમાં એ સારો છે.'

'કેવડોક હશે? ૨૩-૨૪નો ને?' સર્વેશ્વરે ફરી પૂછ્યું.

'એ મને ખબર નથી.' પુંટિએ કહ્યું.

'સ્વભાવે ને રીતભાતે એ કેવો છે?'

માથું જરા નીચું નમાવી પુંટિ બોલીઃ 'સાંભળ્યું છે કે એ બહુ સારો છોકરો છે.'

ને સર્વેશ્વરે નિરાંતનો એક શ્વાસ હેઠો મૂકયો. ખીસામાંથી નોટનું એક બંડલ કાઢી પરાણે પરાણે પુંટિના હાથમાં એ આપી એણે કહ્યુંઃ 'તારા બાપુજી ઊઠે ત્યારે આ રૂપિયા એમને આપજે ને કહેજે કે આ તારાં લગ્ન માટેની મારા તરફની ભેટ છે.

ને એક પળ માટે લજ્જા-શરમને છોડી પુંટિએ પૂછ્યુંઃ 'તમે જાવ છો શું? બાપુજી—'

એને અધૅ અટકાવીને જ સર્વેશ્વર બોલી ઊઠયોઃ 'ચૂપ! ચૂપ! તારે પગે પડું છું. પુંટિ, હો હા ન કરીશ. ખરું કહું છું કે મારી સાથેનાં લગ્નથી તારા કમનસીબની કમીના નહીં રહે. તારા ભલા માટે જ હું ચાલ્યો જાઉં છું. હવે કદી યે હું સંસારી બનીને રહી શકું એમ નથી. મારે પલ્લે પડવાથી તારે રાત-દિ' આંસુડે વહેતું પડશે.'

આટલું બોલતાં બોલતાં, લગભગ દોડતો દોડતો એ બહાર ચાલ્યો ગયો. એના હાથમાં એની એ જ ધોબાવાળી બેગ હતી, પણ એમાં એણે પોતાનાં કપડાં પણ નહોતા લીધાં.

પુંટિ કંઈક કહેવા ગઈ, પણ કહી ન શકી. શા માટે? એની ખબર નથી. પણ એની આંખો આંસુએ છલકાઈ ગઈ હતી. ઉઘાડાં બારણાં તરફ જોતી મૂંગી મૂંગી એ ઊભી જ રહી...ઊભી જ રહી...

દોડતો દોડતો સ્ટેશને પહોંચેલો સર્વેશ્વર વિના ટિકિટે જ સવારે ઊપડતી ગાડીમાં ચડી ગયો. ગાડી સ્ટેશન યાર્ડ વટાવી ચૂકી ત્યારે નિરાંતનો એક મોટો શ્વાસ મૂકી એ બાંકડા ઉપર બેઠો ને મનોમન જ બોલ્યોઃ 'જરાક મોડું થાત તો ખલાસ જ હતો ને!'

# સાચી પણ અદ્‌ભુત વાતો

લેખક : છોટાલાલ માનસિંગ કાગદાર

## : ૧ :

## નોળિયો અને સર્પ

મુસાફર વેપારી તરીકે મને કેટલીક સાચી પણ વિચિત્ર વાતો અને બનાવો વિષે જાણવાનું મળ્યું છે. જે માણસોની સચ્ચાઈ વિષે લેશ માત્ર પણ શંકા ન કરી શકાય તેવાઓની પાસેથી મેં કેટલીક વાતો એકધ્યાનથી સાંભળી છે. હું પણ આમાંની કેટલીક ખરેખર ન માની શકાય પણ સાચી વાતોનો નજરે જોનાર સાક્ષી હતો.

મેં આ વાત સેંકડો વ્યક્તિઓને કહી છે પણ તેમાંના એક પણ જણે તે વાત સાચી માની નથી. કેટલાકે તો તે વાતને હસી કાઢી હતી તો કેટલાકે મને જરા ઓછો દારૂ લેવાની ભલામણ કરી હતી. હું તેમને દોષપાત્ર ગણતો નથી કેમકે જો મેં પોતે મારી નજરે આ વાત જોઈ ન હોત તો મેં પણ તે માની હોત નહિ.

*

વીસ અગર પચીસ વર્ષ પહેલાં ઉનાળાની સાંજ હતી. અસહ્ય ગરમી પડી રહી હતી. હું કડલોરમાં હતો. સાંજના ચાર વાગ્યા હતા ત્યારે હું તથા મારો એક મિત્ર એક ઊંચા ઝાડની મોટી ડાળી પર બેઠા હતા. પાકી કેરી ચૂસતાં ચૂસતાં અમે અમારા મિત્રના તાજેતરમાં થનારા લગ્નની ચર્ચા કરતા હતા. અમારી ડાબી બાજુએ આવી રહેલ શિવમંદિરનું ગોપુરમ સૂર્યના પ્રકાશમાં ચળકાટ મારી રહ્યું હતું અને મંદિરનું તળાવ શાંત અને મોજાં વિનાનું હતું. રસથી ખરડાયેલ અમારા હાથને પાંદડા વતી સાફ કરી અમે સિગરેટ સળગાવીને ઊંડા સંતોષથી ધુમાડા કાઢવા લાગ્યા. આમ થોડી મિનિટો વીતી ગઈ.

અચાનક મારા મિત્ર કિટુની આંખો ભયથી વિસ્ફારિત થઈ અને તે બેઠો હતો ત્યાં અક્કડ થઈ ગયો. હું તેને તેમ થવાનું કારણ પૂછું ત્યાર પહેલાં તો તેણે જે ઝાડ પર અમે બેઠા હતા ત્યાં નીચે ધ્રૂજતી આંગળી વડે નિશાની કરી. મેં ત્યાં નજર નાખી. અને જે મેં જોયું તેથી હું પહેલાં તો ડઘાઈ ગયો. ઝાડના થડ પાસે મોટા રાફડાની નજીક એક મોટો સર્પ ગૂંચળું વાળીને પડ્યો હતો. થોડે દૂર સર્પની બન્ને બાજુએ બે નોળિયા બેઠા હતા.

*

ધીમે ધીમે આ દૃશ્ય થાળે પડી જતાં, અમારો ભય શાંત થયો અને અમે મટકું માર્યા વિના આ અપૂર્વ દૃશ્ય જોવા લાગ્યા. કોઈ પણ સમયે એક જ નોળિયો એક સર્પ માટે પૂરતો છે, પરંતુ અહીં સાથે બે નોળિયા! સર્પની વિસ્તાર પામેલી ફેણ ધીમે ધીમે ચાલતી હતી અને તેની ચકચકિત નજરમાં મૃત્યુના ઓળા હતા. તેમની નાકની દાંડીથી માંડીને તેમની પૂંછડીના છેડા સુધી વિશ્વાસ ધરાવતા નોળિયાઓ સર્પની પ્રત્યેક હિલચાલની ચોકી રાખતા ત્યાં બેઠા હતા. અમે જાણતા હતા કે નાસવાનો એક જ યત્ન કરતાં સર્પના સેંકડો ટુકડાઓ થઈ જશે. પણ સર્પ જરા પણ હલ્યો-ચલ્યો નહિ. પહેલાં કોણ આક્રમણ કરે છે તે જ પ્રશ્ન હતો. દેખીતી રીતે જ સર્પ પહેલું પગલું ભરતાં ડરતો હતો. નોળિયાને પણ કંઈ પડી નહોતી. એક કલાકથી વધારે સમય વીતી ગયો પણ કોઈએ યુદ્ધની નિશાની દાખવી નહિ. અમારી અધીરાઈ વધતી જતી હતી.

*

અચાનક સર્પની જમણી બાજુનો નોળિયો દેખાતો બંધ થયો. જાણે અગાઉથી નક્કી કર્યું હોય તેમ ડાબી બાજુના નોળિયાએ પોતાનું સ્થાન મધ્યમાં લીધું. સર્પે હવે પોતાનું સમગ્ર ધ્યાન તેના આ શત્રુ પ્રત્યે આપ્યું, પરંતુ તેણે લડવાનો કે નાસી જવાનો જરા પણ પ્રયત્ન કર્યો નહિ તે જોઈ અમે કંટાળ્યા. હું તથા મારો મિત્ર પૂરેપૂરા થાકયા હતા. પરંતુ અમે જ્યાં હતા ત્યાં બેસી રહ્યા સિવાય અમારાથી બીજું થઈ શકે તેમ નહોતું. નીચે ઊતરવું તે મૃત્યુને ચોક્કસ આમંત્રણ આપવા જેવું હતું. કંઈક બનવાની આશાથી રાહ જોઈને અમે ત્યાં શાંતિથી બેઠા. અને જરૂર કંઈક બન્યું!

અમે હજુ તો દશ મિનિટ રાહ જોઈ નહિ ત્યાં તો અમને અપૂર્વ દૃશ્ય જોવાનો લાભ મળ્યો. બહુ જ થોડા કુદરતશાસ્ત્રીઓએ આવું દૃશ્ય જોયું હશે.

સામાન્ય નોળિયા કરતાં કદમાં ઘણો નાનો તથા દેખાવમાં વધારે ગોળ અને અસ્ત પામતા સૂર્યના રંગનો નોળિયો બીજા નોળિયા પર બેસીને ખબર ન પડે તેવા સ્થળેથી આવી ચડ્યો.

મારો મિત્ર ફિટુ બોલ્યોઃ 'નોળિયાનો રાજા. હવે મજા જોઈ લ્યો!

હું ખરું કહું છું કે તેમાં કંઈ મજા નહોતી. યુદ્ધનો દેખાવ પણ ન થયો. બીજા નોળિયા પર સ્વાર થયેલ નોળિયાનો રાજા સર્પ પાસે ભયંકર રીતે જઈ પહોંચ્યો.

નોળિયાના રાજાને જોતાં જ સર્પ તો સીધો થઈ ને પડ્યો હતો! નોળિયો અચેતન તથા ગતિ વિહીન સર્પ પર કૂદ્યો અને તેના ટુકડેટુકડા કરી નાખ્યા. નોળિયાનો રાજા આ બધું આનંદ તથા મગરૂબીથી જોઈ રહ્યો હતો.

દુઃખમાં સબડતા, ચામડી ઊખડી ગયેલ અને લોહી વહેતા સર્પનું દૃશ્ય અમારાથી જોવાય તેમ નહોતું. એક વખતના રાક્ષસી સર્પના માવાને ત્યાં છોડી દઈ નોળિયો તથા તેનો રાજા નજરમાંથી અદૃશ્ય થઈ ગયા.

## : ૨ :

## મારે સાડી નથી જોઈતી

નિસાસો લાંબો અને શોકથી ભરપૂર હતો. ખાસ કરીને કોઈ અગમ્ય સ્થળેથી આવતા આ અવાજમાં કંઈક ગહન તથા જગતનું ન હોય તેવું લાગતું હતું.

'બેટા મારા પૈસા અહીં મૂકીને અમે બીજે ક્યાં જઈએ! અમે બીજે ક્યાં જઈ શકીએ! હું અહીં આ પેટીનું ધ્યાન રાખું છું ત્યારે મારી પત્ની તે બીજી પેટીનું ધ્યાન રાખે છે.'

યુવાન વહુને આ શબ્દો સાંભળતાં પરસેવે વળી ગયો. ઓરડાની બહાર નીકળતાં તેને અનેકવાર કમકમાં આવી ગયાં. તેનો શ્વાસ જલદીથી ચાલવા લાગ્યો; કેમકે એણે જે અવાજ સાંભળ્યો તે કોઈ મનુષ્યનો અવાજ નહોતો. તે પૃથ્વી પર ભટકતા આત્માનો વિષાદભર્યો અવાજ હતો. વર્ષો પહેલાં મૃત્યુ પામેલ મનુષ્યનો તે અવાજ હતો.

*

કલાકો પછી પોતાની બીધેલ પત્ની પાસેથી અતિશયોક્તિ ભરેલો વૃત્તાંત સુંદરેસમ આરામ ખુરશીમાં લાંબો થઈ ને સાંભળતો હતો ત્યારે તે ખૂબ હસી પડ્યો.

ફરીથી હસતાં તેણે કહ્યુંઃ 'તે જ કારણસર મેં તને તે નાલાયક ઓરડામાં પગ મૂકવા સામે ચેતવણી આપી છે. કમળા! આપણે તે ત્રાસ ચલાવી લીધે જ છૂટકો છે. આપણે તેમને ઠપકો આપી શકતા નથી.'

પત્નીએ વચ્ચે જ કહ્યુંઃ 'તમે મને કહ્યું ડાબી બાજુની પેટીમાં સાડીઓ અને બીજાં કપડાં પુષ્કળ પડ્યાં છે એટલે મને તે જોવાની ઇચ્છા થઈ. હું ઢાંકણું ઉઘાડવા જતી હતી ત્યાં તો—' બનાવનું સ્મરણ થઈ આવતાં તે અટકી ગઈ.

સુંદરેસમે પૂરું કર્યુંઃ 'ત્યાં મારા પિતાના અવાજે પેટીને અડવા સામે તને ચેતવણી આપી.'

ચકિત થયેલ પત્નીએ કહ્યુંઃ 'તમારા પિતા!'

પતિએ કહ્યું: 'હા, મને ખોળે લીધેલ હતો તે પિતા.'

'આ જરા વિચિત્ર છે કે પ્રેતાત્માઓ—'

*

પતિએ કબૂલ કર્યું 'કમળા, તું ધારે છે તે કરતાં વધારે વિચિત્ર છે. હું તને આખી વાત કહું છું. તે માનતાં મન અચકાય તેવી છે, પણ તે સંપૂર્ણ સાચી છે. હું જાણું છું કેમકે હું તેમની સાથે રહ્યો છું. જ્યારે તેઓ જીવતા હતા ત્યારે તેઓ ખૂબ જ મખ્ખીચૂસ હતા. અને જે પેટીમાં તેમના પૈસા, દાગીના તથા કપડાં હજુ એમ ને એમ છે ત્યાં તેમના જીવ ભમ્યા કરે છે તે કમનસીબ છે.

તેણે સંશયાત્મક સાધનો વડે પૈસા ભેગા કરીને તે પેટીમાં ભરી રાખ્યા હતા.

શ્રીમંત અને સંતાનહીન હોવાથી તે યુગલે મને ખોળે બેસાડવાનો નિર્ણય કર્યો. મારા માતપિતા ખૂબ ગરીબ હોવાથી તેઓએ તે કબૂલ કર્યું. તે વખતે મારી ઉમર તેર વર્ષની હતી. પરંતુ હું જોઇ શક્યો કે મારા નવા માતપિતા વિચિત્ર તથા કંજુસ હતા. હું તિરૂપથી ખાતે પહેલવહેલાં તેમની સાથે બે વર્ષ રહ્યો ત્યારે મારું જીવન અત્યંત દુ:ખી હતું. મારા પિતા કોઇ દિવસ મને ગુલાબ ચકરી લેવા એક પૈસો પણ આપતા નહિ. પતંગ લેવા મારી માતાએ મને એક પૈસો આપ્યો ત્યારે તે તેની સાથે ખૂબ લડ્યા હતા તે મને યાદ છે. આ ખર્ચને તેણે નકામું તથા ઉડાઉ ગણ્યું હતું. હું મારા માતપિના પાસે રકબડી પાછો આવ્યો અને એક જ વખત તિરૂપથી ખાતે ગયો હતો. તેની પત્ની નવી સાડી પહેરે તે પણ તેનાથી દેખી શકાતું નહોતું. હું જાણું છું ત્યાં સુધી તેણે કદી ભિખારીને એક પાઈ પણ આપી ન હોતી. તે માંદા પડ્યા ત્યારે મારી ઉમર તે વખતે ત્રેવીસ વર્ષની થઇ હતી. મેં ડોક્ટરને બોલાવવા દબાણ કર્યું પણ તેણે જરા પણ નમતું આપ્યું નહિ. તેણે ટીકા કરી 'આ વળી બીજું નકામું ખર્ચ. જો મારું મૃત્યુ નિર્માણ થયું હશે તો ડોક્ટરો મને નવું જીવન આપી શકવાના નથી.' તેણે મને છેલ્લી શીખામણ એ આપી કે 'મારી અંત્યેષ્ટિ ક્રિયામાં જરૂર કરતાં એક પાઇ પણ વધારે ખરચ કરતો નહિ.'

*

તેના પછી દશ મહિને માતા મૃત્યુ પામી. તે પણ કંજુસ હતી પણ પતિ જેટલી નહિ. અરે, કમળા તેની સાડીમાં થીગડાંનો આરોવારો નહોતો. મૂળ સાડી કઈ તે જ ઓળખવું મુશ્કેલ હતું!

૧૯૨૮ માં તેના મૃત્યુ પછી મેં પેટીઓને કરકંબડી ફેરવી નાખી. હજુ તે બન્નેના જીવ પેટીમાં રહ્યા છે અને તેની પાસે આવતા કોઈને પણ તે અટકાવે છે. તેણે હસીને કહ્યું: 'હું તેમનો ખોળે બેસાડેલ પુત્ર તથા કાયદેસર વારસ છું તે તો તું જાણે છે.'

કમળાએ નિસાસો નાખતાં કહ્યું: 'જરા વિચિત્ર તો છે.'

'માન કે ન માન પણ તે સાચું છે. અને તારે સાડી જોઈતી હોય—'

'તે પેટીમાંથી એક પણ સાડીને આંગળી લગાડવા કરતાં હું નગ્ન રહેવાનું વધારે પસંદ કરીશ.'



લેખક
મયૂર

# દેવ અને દાનવ

પણ તો ય એ તો દાનવો. એમનાં બળનો કાંઈ પાર નહિ. ગમે તે થાય પણ લીધી વાત ન મૂકે. મોટી મોટી લડાઈઓ હારી ગયા હતા તો યે એમણે મેદાન કોઈ દિવસ છોડયું ન હતું. તે આટલા અમથા ઝેરથી બી જવાના હતા? એમણે તો ખેંચવાનું શરૂ જ રાખ્યું. મંદરાચળ ફરતો જ રહ્યો, ફરરરર ફર ફરરરર ફર.

દેવોમાં એટલું બધું જોર ન મળે. એમની કાયા તો નરમ ગાભલા જેવી. અને જોર પણ કાંઈ થોડું વાપરવાનું હતું? આવડો મોટો મંદરાચળ ફેરવવાનો હતો. દેવો લોથ થઈ ગયા. એમને એમ થયું કે આમાં કાંઈ વળવાનું નથી. અમૃતનો તો હજુ પત્તો નથી. અમૃત નીકળશે કે કેમ એની પણ કોને ખબર છે? આ માથાકૂટ જ નકામી છે. એમણે તો મંથનનો વિચાર જ માંડી વાળ્યો અને વાસુકિનું પૂછડું ઢીલું મૂકી દીધું.

ભગવાન દેવોના મનની વાત કળી ગયા. એમને થયું કે આ તો કર્યું કારવ્યું ધૂળ મેળવશે. આ રીતે અડધે રસ્તે મંથન છોડી દેવાય એ એમને રુચતું ન હતું. એમણે દેવોને પડકાર્યા: 'હું મારો બાપો! ખેંચ્યે રાખો. હમણાં અમૃત નીકળશે. હવે ઝાઝી વાર નથી.'

દેવોને બીજો રસ્તો ન હતો, મંકોડે મંકોડા ઢીલા થઈ ગયા હતા, તો ય શરમના માર્યા ખેંચાખેંચ કરતા હતા. મંદરાચળ ફર્યા કરતો હતો. ફરરરર ફર ફરરરર ફર.

મંથન તો બરાબરનું મંડાણું. પર્વત પરનાં ઝાડપાન એકબીજાં સાથે અથડાવા લાગ્યાં. ઝાડની ડાળીઓ એકબીજી સાથે ઘસાય. તેમાંથી તણખા ઝરે. થોડી વારમાં તો ડુંગર પર દવ લાગ્યો. ચારે તરફ ભડકે ભડકા ઊઠવા લાગ્યા. એ દાવાનળમાં ઝાડપાન બધું બળવા લાગ્યું. ડુંગર ઉપર ધાતુની જે ખાણો હતી તે ઓગળવા લાગી. બધી વસ્તુનો રસ થઈ થઈને સમુદ્રમાં ઢોળાવા લાગ્યો. વનસ્પતિ કાંઈ થોડી હતી? જાતજાતની અને ભાતભાતની વનસ્પતિ હતી. ઔષધિનો કાંઈ પાર ન હતો. ધાતુઓ પણ તરેહતરેહની હતી. એ બધો રસ એક થઈને સમુદ્રમાં રેલાયો. સમુદ્રના પાણીમાં ફેરફાર થવા લાગ્યો અને થોડી વારમાં તો પાણી હતું તે બધું દૂધ બની ગયું.

મંથન તો ચાલુ જ હતું. રવૈયો ઘૂમી રહ્યો હતો. ફરરરર ફર ફરરરર ફર. દૂધ વલોવાઈ રહ્યું હતું. થોડી વારે દૂધમાંથી ઘી નીકળ્યું.

દેવો ઉત્સાહમાં આવી ગયા. એમણે જોરશોરથી ખેંચવાનું શરૂ કરી દીધું. સમુદ્રનાં મોજાં ઊંચે ઊંચે ઠેઠ આકાશ સુધી ઊડવા લાગ્યાં. એના ફીણના ફોદા ચારે દિશાએ ફેલાઈ ગયા.

અને પછી થોડી વારે તો એ ફીણના ફોદામાંથી લાખ લાખ શીતળ કિરણોવાળો, ઊજળો ઊજળો બડાંગ જેવો અને હસહસતો ચંદ્ર બહાર નીકળ્યો. એના રૂપનો કાંઈ પાર નહિ. મજાનું શીતળ શીતળ વદન, દીઠે આંખને ટાઢક વળે એવું અને રૂપમાં કોઈનો જોટો નહિ.

ચંદ્રમાએ તો બહાર નીકળી આમ જોયું ને તેમ જોયું. એક તરફ રૂડારૂપાળા દેવો હતા. બીજી તરફ બિહામણા મોઢાવાળા દાનવો હતા. એવા ભૂંડા મોંવાળા દાનવો તે કોને ગમે? ચંદ્ર તો દેવો તરફ વળી ગયો અને દેવોમાં ભળી ગયો.

મંથન તો ચાલુ જ હતું. રવૈયો ફરતો હતો. ફરરરર ફર ફરરરર ફર.

થોડી વાર થઈને સમુદ્રમાંથી એક કમળફૂલ પ્રગટયું કમળફૂલમાં લક્ષ્મીજી બિરાજેલાં.

કમળની પાંખડી જેવાં ગોરાં ગોરાં. હસે ત્યાં મોતીડાં વેરાય ને ચાલે ત્યાં કુંકુમનાં પગલાં પડે. કુંકુમને પગલે લક્ષ્મીજી ધરતી ઉપર પધાર્યાં અને પોતાને યોગ્ય સ્થાનની શોધમાં પડ્યાં. દેવો અને દાનવો ઘડીભર થંભી ગયા. બધા લક્ષ્મીજી સામું જોઈ રહ્યા. સહુના મનમાં એમ કે એ આપણને મળે તો કેવું સારું.

લક્ષ્મીજી તો આગળ ચાલતા જાય અને બધાને ફરીફરીને જોતા જાય. ફરતા ફરતા નારાયણ ઊભા હતા ત્યાં જઈ ચડ્યા. ત્યાં એમનાં પગલાં સ્થિર થયાં એમની આંખો હસી ઊઠી. એમને જે જોઈતું હતું તે મળી ગયું. એ તો નારાયણને પડખે જઈ ઊભા અને એમના થઈ રહ્યા.

થયું. લક્ષ્મીજી તો નારાયણને જઈ વર્યાં. દેવો અને દાનવોનું એમાં કાંઈ વળ્યું નહિ. એમણે ફરીથી મંથન શરૂ કર્યું.

થોડી વારે સમાન નેત્રોવાળી અને કમળ સરખા રૂપવાળી વારુણી ઉત્પન્ન થઈ. એના ઊછળતા ફીણ અને મજાનો રંગ જોઈ દાનવોને થયું કે આ જ અમૃત છે. દાનવોએ ભગવાનને કહ્યું, 'એ અમને આપી દો!'

ભગવાન તો જાણતા જ હતા કે એ કાંઈ અમૃત નથી. એ તો મદિરા છે. ભલેને અસુરો લઈ જાય. એ પીશે એટલે તો એમને નશો ચડશે. નશો ચડશે એટલે તો ભાન ભૂલશે. એથી તો દેવોને જ લાભ થશે. ભગવાને કહ્યું, 'ભલે તમે રાખો.'

દાનવોએ હોંશમાં ને હોંશમાં મદિરા પીધી. તેઓ ખરેખર રંગમાં આવી ગયા એમને થયું કે મહેનત તો દેવોએ પણ સાથોસાથ કરી હતી અને અમૃત તો આપણને એકલાને જ મળ્યું. એટલે એ તો બડાઈ મારતા હતા.

નારાયણને થયું કે દાનવોનો ભ્રમ ભાંગવો જોઈશે. નહિતર તેઓ કદાચ મંથનનું કામ અધુરું મૂકીને ચાલ્યા જશે. એટલે તેમણે હસતા હસતા કહ્યું: 'તમે અમૃત પીધું છે એમ માનતા હો તો ખાંડ ખાઓ છો. અમૃત કાંઈ રેઢું નથી પડ્યું કે એમ વાતવાતમાં મળી જાય. અમૃત મેળવતાં તો હજુ આંખે ઓડે જશે. તમે પીધી તે તો મદિરા હતી.

દાનવોનો ભ્રમ ભાંગી ગયો. દેવોને થતું હતુ કે આ તો દાનવો જ અમૃત ઉપાડી ગયા. એનો પણ જીવ હેઠો બેઠો અને મંથન પાછું શરૂ થયું. મંદરાચળ ફરવા લાગ્યો. ફરરર ફર ફરરર ફર

પછી તો સમુદ્રમાંથી ઉચ્ચૈશ્રવા નામનો ઘોડો નીકળ્યો. ધોળો ધોળો બાસ્તા જેવો અને રૂપાળો રૂપાળો.

ઈંદ્ર કહે: 'એ ઘોડો મારો.'

દાનવો કહે: 'ભલે એ ઘોડો ઈંદ્રનો. અમારે ઘોડાની કાંઈ અચરજ નથી. અમારે તો અમૃત જોઈએ છે.'

ઉચ્ચૈશ્રવા ઈંદ્રે રાખી લીધો.

પછી કૌસ્તુભમણી નીકળ્યો.

નારાયણ કહે. 'એ તો મને જ આપી દો.'

દેવો કહે: હા, એ તો નારાયણને જ આપી દો. એમને એ સારો લાગશે.'

દાનવો કહે: 'ભલે અમને વાંધો નથી.'

કૌસ્તુભમણી નારાયણે રાખી લીધો.

પછી કલ્પવૃક્ષ નીકળ્યું.

દેવો કહે: 'એ તો અમે લઈ જઈશું. લઈ જઈને સ્વર્ગમાં રોપીશું. સ્વર્ગની સુંદરતામાં વધારો થશે.'

દાનવો કહે: 'ભલે તમે લઈ જાઓ. અમને એવા ઝાડવાની કાંઈ નવાઈ નથી.'

પછી કામધેનુ નીકળી.

ઋષિમુનિઓ દૂર ઊભા ઊભા મંથન જોઈ રહ્યા હતા. તેમણે કામધેનુ જોઈ. દોડતા દોડતા તેઓ આગળ આવ્યા: 'એ ગાય તો અમને જ આપી દો. યજ્ઞયાગને અંગે એ અમને કામ આવશે.'

દેવોએ કહ્યું: 'ભલે એ ગાય તમે રાખો.'

દાનવો પણ સંમત થયા.

કામધેનુ ઋષિઓએ રાખી લીધી.

મંથન ચાલુ હતું. સમુદ્રમાંથી એક પછી એક નવનવી વસ્તુઓ નીકળી રહી હતી. એટલે બન્ને પક્ષ પૂરા ઉત્સાહમાં આવી ગયા હતા. મંદરાચળ જોરશોરથી ઘૂમી રહ્યો હતો. ફરરર ફર ફરરર ફર.

થોડીવારે ભગવાનના પોતાના અંશમાંથી જ પ્રગટ થયેલા ભગવાન ધનવંતરિ સમુદ્રમાંથી બહાર આવ્યા એમણે શ્વેત વસ્ત્રો ધારણ કર્યાં હતા. એમના હાથમાં શ્વેત કમંડળ હતું. એ કમંડળમાં દેવો અને દાનવો જેને માટે સમુદ્ર વલોવી રહ્યા હતા તે અમૃત હતું.

દાનવોએ તે ભગવાન ધનવંતરિને જોયા. એમના હાથમાંનું કમંડળ જોયું. એ કમંડળમાંનું અમૃત જોયું. અમૃત જોઈને એમણે ઘોર ગર્જના કરી. 'બસ એ અમૃત તો અમારું છે.' એમ કહીને અમૃત ભરેલું કમંડળ તેમણે આંચકી લીધું.

દેવો હતાશ થઈ ગયા. એમનું કાંઈ ચાલે તેમ ન હતું. રડમસ ચહેરો કરી તેઓ નારાયણ સામું જોઈ રહ્યા. બિચારા જાણે કે કહેતા હતા કે મહેનત કરી કરીને મરી ગયા અને અમૃત તો દાનવોએ પડાવી લીધું.

ભગવાન એમના મનનો ભાવ સમજી ગયા એમણે ઈશારો કરી દેવોને સમજાવી દીધા 'ગભરાઓ છો શું કામ? ભલેને દાનવો અમૃતનું કમંડળ લઈ ગયા. લઈ લઈને કયાં જવાના હતા. આગળ તો હું છું ને. તમે તમારે મંથનનું કામ શરૂ રાખો.'

મંથન શરૂ રહ્યું- રવૈયો ફરી રહ્યો. ફરરર ફર ફરરર ફર.

ઐરાવત હાથી નીકળ્યો.

ઇંદ્ર કહે: 'એ તો મારો જ. એના ઉપર અંબાડી મૂકીને હું જ સવારી કરીશ.'

દાનવો કહે: 'ભલે એ તારો.'

ઐરાવત ઇંદ્રને મળી ગયો.

મંથન કરવા જેવું હવે કશું રહ્યું ન હતું. નારાયણે કહ્યું: 'હવે બસ કરી જાઓ. બસ કરી જાઓ.'

પણ લોભને કાંઈ થોભ હોય છે. નવી નવી વસ્તુઓ સમુદ્રમાંથી નીકળતી હતી. બધાને એમ થયું કે નારાયણ તો કહ્યા કરે, આપણે ચલાવ્યે રાખો. હજુ તો કોણ જાણે કેવી કેવી નવાઈઓ અંદરથી નીકળશે!

પણ પછી તો કાલકૂટ નામનું મહા ભયાનક ઝેર નીકળ્યું. એનો વેગ એટલો બધો હતો કે થોડીવારમાં તો એ ચારે તરફ પ્રસરી ગયું. એ ઝેર એટલું બધું કાતીલ હતું કે ચારે તરફ જાણે આગ લાગી. બળું છું, બળું છું, થઈ રહ્યું. બધા નાસભાગ કરવા લાગી ગયા. દેવો નાઠા, ઋષિઓ નાઠા, દાનવો પણ એની ઝાળમાંથી બચવા નાઠા. એ ઝેર જીરવવાની કોઈની તાકાદ ન હતી. એના વેગ સામે ઊભા રહેવાની કોઈની શક્તિ ન હતી. બધાને એમ થયું કે હમણાં બળીને ભસ્મ થઈ જશું.

બ્રહ્માજી દૂર ઊભા ઊભા મંથન જોઈ રહ્યા હતા. એમણે આ નાસભાગ દીઠી. એમને થયું કે વળી આ ઉલ્કાપાત શું મચી ગયો! આ ઝેર એકાએક કયાંથી ફૂટી નીકળ્યું. પૃથ્વી પર એ પથરાઈ જશે તો મારી તો મહેનત ધૂળમાં મળશે. કેટલી મહેનત કરીને આ સૃષ્ટિની રચના કરી છે? અબઘડી આ બધું બળીને ઢગલો થઈ જશે.

એ તો ખૂબ જ ગભરાઈ ગયા. હાંફલાફાંફલા શંકર પાસે દોડી ગયા. કહે: 'શંકર ભગવાન! આ તો કોપ થવા બેઠો. આ ઝેરનું હવે શું કરશું? આણે તો કારમો પ્રલયકાળ અકાળે આદરી દીધો'

શંકર કહેઃ 'તે એ ઝેરને જીરવવાની કોઈની તાકાદ નથી?'

બ્રહ્માજી કહેઃ 'જુઓને કોઈની તાકાદ છે? બધા ચારેતરફ નાસભાગ કરવા લાગી ગયા છે.'

શંકર કહે 'તો પછી કોઈ ન કરે તે હું કરીશ. એ ઝેર હું પી જઈશ.'

ભગવાન શંકરે પછી એ કાલકૂટ પીધું. એ તો મોટા જોગંદર. એમને એવા ઝેરની અસર શું થાય? અને અસર થાય પણ કેવી રીતે? એ ઝેર એમણે પેટમાં થોડું જ ઉતારી દીધું હતું? એ તો એમણે કંઠમાં જ સાચવી રાખ્યું. એમના કંઠમાં એ ઝેરથી એક કાળો ડાઘો પડ્યો. એટલું જ થયું. પણ એ કાળા ડાઘાથી તો એ વધારે રૂપાળા લાગ્યા. અને તે દિવસથી એમનું બીજું નામ નીલકંઠ પડ્યું.

આ પ્રમાણે ભગવાન શંકરે હળાહળ ઝેર પી જઈ જગતને વિનાશમાંથી બચાવી લીધું. દેવો, દાનવો, ઋષિઓ વગેરે ખુશ થઈ ગયા. બધા શંકરની સ્તુતિ કરવા લાગ્યા.

પણ પછી દેવો અને દાનવોને થયું કે હવે મંથન શરૂ રાખવામાં કાંઈ સાર નથી. વળી પાછું કાળકૂટ જેવું કાંઈ નીકળી પડશે તો ઉપાધિ થશે. એમણે મન વાળ્યું કે સમુદ્રના હૈયામાં જે કાંઈ સારું હતું એ તો આપણે કાઢી લીધું છે. હવે જે કાંઈ બાકી રહ્યું છે તે બધું ખરાબ જ છે. એ ભલે સમુદ્ર સાચવી રાખતો. દેવો અને દાનવોએ મંથન બંધ કર્યું.

મંથન તો બંધ થયું, પણ દેવોના નસીબે તો ધૂડની પાલી રાખ જ રહી. દેવોને અમૃત જોઈતું હતું. એ માટે આ બધી દોડધામ કરી હતી અને અંતે અમૃત નીકળ્યું તે તો દાનવો ઉપાડી ગયા.

દયામણાં મોઢાં કરી દેવો દાનવો પાસે અમૃતમાં ભાગ માગવા ગયા. દાનવો એમ ભાગ આપે એવા સુંવાળા ખરા ને? એમણે તો રોકડું પરખાવી દીધું: 'અમૃત કેવું ને વાત કેવી?'

દેવો કહેઃ 'અડધો અડધ ભાગની બોલી કરી હતી.'

દાનવો કહેઃ 'બીજી વસ્તુઓ નીકળી તે તો સુવાંગ પડાવી ગયા; હવે અમૃત અમે સુવાંગ રાખીશું.'

દેવો કહેઃ 'એવું તે કાંઈ હોય?'

દાનવો કહેઃ 'ત્યારે અમૃત જેવા અમૃતમાં તે કોઈ ભાગ આપે?'

દેવો કહેઃ 'પણ બોલી કરીને ફરી જાઓ એ કાંઈ ઠીક કહેવાય?'

દાનવો કહેઃ 'સાત વાર કીધું નહિ આપીએ, નહિ આપીએ, નહિ આપીએ. તાકાત હોય તો લઈ લો.'

દાનવોએ બાંયો ચડાવી. આમે બળમાં પૂરા અને ઓછામાં પૂરું મદિરા પીધેલી. દેવો બાપડા શું કરી શકે? થાકીને ઠેં થઈ ગયા હતા. ઢીલાવીલા એક તરફ ઊભા રહ્યા.

પણ ત્યાં તો દાનવોમાં જ અંદર અંદર લાગી. એક કહે એ અમૃત મારું, બીજા કોઈનું નહિ. બીજો કહે એ અમૃત મારું, બીજા કોઈનું નહિ. એવી વઢછડ મચી કે ન પૂછો વાત. બરાબરનું ઘમસાણ મચી રહ્યું અંદર અંદર કેટલાય પક્ષ પડી ગયા. સહુ અમૃત માટે ખેંચાખેંચી કરે. આમથી તેમ ને તેમથી આમ અમૃતનું કમંડળ અથડાય. ઘડીક આના હાથમાં તો ઘડીક તેના હાથમાં. મોઢે માંડવા જાય ત્યાં બીજો આંચકી જાય. કમંડળ એક તરફ રહી જાય ને બથંબથા શરૂ થાય.

દાનવો અંદર અંદર બાખડ્યા, એટલે દેવોને પાછી આશા બંધાણી. એમને થયું કે આમ ને આમ દાનવો અંદર અંદર કપાઈ મરે તો કાશ મટે અને અમૃત પણ મળી જાય. એ તો દૂર ઊભા ઊભા તાલ જોયા કરે.

નારાયણ પણ એક તરફ ઊભા ઊભા બધો તાલ જોયા કરતા હતા. પણ એમના મનમાં બીજા વિચાર ઘોળાતા હતા. એમને થતું હતું હતું કે અત્યારે તો દાનવો અમૃત માટે અંદર અંદર વઢે છે પણ એથી કાંઈ બધાનો નાશ થશે એવું માનવાને કારણ નથી. લડી લડીને જેઓ બળિયા હશે તેઓ તો ઊભા રહેશે. એ કાંઈ અમૃત છોડવાના નથી. અને આ રીતે તો દેવોને અમૃત મળવાનું નથી. દેવોને અમૃત ન મળે અને એકલા દાનવો જ અમૃત લઈ જાય તો તો બધાનું આવી બને. દેવોનો નાશ થાય, દુનિયાનો નાશ થાય અને એકલા દાનવો જ દુનિયામાં સર્વોપરિ થઈ પડે. એમની પાસેથી અમૃત ગમે તે હિસાબે પડાવી લેવું જ જોઈએ. દેવો વિના અમૃત બીજા કોઈને ન આપી શકાય. એ માટે યુક્તિ કરવી પડશે.

વિચાર થયો એટલે એને અમલમાં મૂકતાં નારાયણને વાર કેટલી? એ તો નારાયણ. પલમાં ચાય સો કરે. એમણે તરત જ મોહિની રૂપ ધર્યું. સોળ વરસની સુંદરી બની ગયા. લટક મટક ચાલતા એ તો દાનવોના બેડા તરફ ઊપડ્યા.

દાનવોએ દૂરથી મોહિનીને જોઈ. પગના ઝાંઝર રણકે છે ને કટીમેખલાની ઘૂઘરીઓ રણકે છે. રૂપનાં તો જાણે કુંડાળા પડે છે. દાનવો એક તો મદિરા પી છકી ગયેલા, તેમાં આ સુંદરી સાગી મળી. સુરા અને સુંદરી પછી ચીતડું ક્યાંથી ઠેકાણે રહે. લડવાનું લડવાને ઠેકાણે રહ્યું. અમૃતની વાત ભુલાઈ ગઈ. બધા મોહિનીને ઘેરી વળ્યા. ચારે તરફ બસ એક મોહિનીને જ ભાળી રહ્યા.

'ધન ઘડી ધનભાગ્ય. અમારાં નસીબ કેવાં સારાં કે તમે અનાયાસે આવી મળ્યા સુંદરી.' દાનવો મોહિનીની ખુશામત કરવા લાગી ગયા.

મોહિની હસી પડી. ફૂલડાંનો જાણે વરસાદ વરસ્યો. કહે: 'તમે બધા તો મોટા તપસ્વી છો. મારી જેવી વેશ્યાની ખુશામત કરો એ કાંઈ સારું કહેવાય?'

દાનવો કહે: 'અમે તપેશરી તપ કરતા'તા તમને મેળવવા માટે જ સુંદરી. વેશ્યા કે સતીની અમારે ત્યાં જુદાઈ નથી. રૂપ હોય, રસ હોય, ગંધ હોય, બસ અમારે તો એટલું જ જોઈએ.'

મોહિની કહે: 'પણ હું તો તમને છેતરવા આવી છું. આજ સુધીમાં મેં ઘણાને છેતર્યા છે એટલે પહેલેથી જ વિચાર કરી લેજો. પછી પસ્તાશો એ કામ નહિ લાગે.'

એટલે તો દાનવોને મોહિનીમાં ખૂબ જ શ્રદ્ધા બેઠી. કહે: 'નહિ, નહિ, સુંદરી! તું કરીશ તે બધું અમારે કબૂલ છે. તું અમને છેતરે જ નહિ.'

મોહિની કહે: 'તો હું કહું તેમ કરવું પડશે.'

દાનવો ખરેખર મોહિનીમાં પરવશ બની ગયા હતા. કહે: 'કબૂલ, કબૂલ.'

મોહિની કહે: 'તો આ અમૃતનું કમંડળ મને આપી દો.'

દાનવો ચમક્યા. એકબીજાનાં મોઢાં સામું જોવા લાગ્યા. એમનાથી બોલાઈ જવાયું, 'અમૃત?'

મોહિની કહે: 'એ મને આપી દો.'

દાનવો કહે: 'અમૃતનું કમંડળ કાંઈ આપી દેવાય?'

મોહિની કહે: 'તમે એ નહિ વહેંચી શકો અંદર અંદર લડ્યા જ કરશો ને કપાઈ મરશો. હું તમને વહેંચી આપીશ. કોઈને ઓછુંવત્તું નહિ, સહુને સરખું.'

દાનવો ઘડીક વિચારમાં પડી ગયા. પછી કહ્યું. 'શર્તે કબૂલ છે.'

મોહિનીના હાથમાં અમૃતનું કમંડળ આવી ગયું. તેણે કહ્યું: 'કેવા ડાહ્યા! હવે

બીજી વાત. બધા એક હારમાં બેસી જાઓ.'

દાનવો ડાયાડમરા બની ગયા હતા. બધા એક હારમાં બેસી ગયા.'

મોહિની તો અનેક પ્રકારના નખરાં કરતી જાય અને હુકમો છોડતી જાય. જુઓ તકરાર કરી બેસશો એ કામ નહિ આવે. હું કહું તેમ કરવું પડશે.'

દાનવો કહે: 'કબૂલ. કબૂલ.'

મોહિની કહે: 'આ અમૃતમાંથી દેવોને ભાગ આપવો પડશે.'

દાનવો એ સાંભળી ઊભા થઈ ગયા. એકી સાથે બોલી ઊઠયા: 'દેવોને તો નહિ જ દઈએ.'

• મોહિની છણકો કરી બોલી: 'વળી પાછા તોફાને ચડ્યા? દેવોને ન આપો એ કાંઈ ચાલે. તમે તો કશ્યપ ઋષિના પુત્રો. બોલી કરીને પછી ફરી જાઓ એ કાંઈ સારું કહેવાય!'

દાનવો જરા નરમ પડ્યા. 'પણ પછી તો દેવો જ બધું અમૃત પડાવી જાય.'

મોહિની કહે: 'ભાર છે દેવોના? મારા હાથમાંથી દેવો અમૃત લઈ જાય એ વાતમાં શું માલ છે. હું જ બધાને વહેંચી આપવાની.'

દાનવો કહે: 'તો ભલે.'

મોહિની કહે: 'તો ચાલો બધા હારબંધ બેસી જાઓ. એક તરફ દેવોની હાર. બીજી તરફ દાનવોની હાર.'

દેવો ખુશી ખુશી થઈ ગયા. દાનવો સંમત થયા. બધા સામસામા હારબંધ ગોઠવાઈ ગયા.

પછી તો મોહિનીએ અમૃત વહેંચવાનું શરૂ કર્યું.

એ અમૃત દેવોને આપે અને દાનવોને મીઠી મીઠી વાતો કરી ખુશ રાખે.

'ઓહો આ તો બલિરાજા! એમના બળનો તો પાર જ નહિ. જગતમાં એમની તોલે કોઈ ન આવે.'

'આ તો જંભાસુર! લડાઈમાં એને તો કોઈ જ જીતી શકે નહિ.'

'આ બલના બળ પાસે તો ઇંદ્ર પણ સંતાઈ જાય.'

'આ પાકનો પ્રભાવ તો ભલભલાને મૂંઝવી દે.'

'આ નમુચિને તો કોઈ મારી શકે નહિ એ તો લીલે ન મરે, સૂકે ન મરે.'

'દાનવોની કાંઈ વાત થાય? દુનિયામાં એમનો જોટો જ ન મળે.'

એમ દાનવોની ખુશામત કરતી જાય અને આગળ વધતી જાય.

દાનવો મોહિનીના હાવભાવમાં એના મીઠા મીઠા વચનોમાં ભાન ભૂલી બેઠા. મોહિની તો દેવોને જ અમૃત વહેંચવા લાગી.

એક રાહુ નામનો દાનવ હતો, દક્ષની પુત્રી દનુના પુત્ર વિપ્રચિત્તિનો એ પુત્ર. એની માનું નામ સિંહિકા એ બડો પક્કો હતો. એને થયું કે આ દાનવો બધા ગફલતમાં પડી ગયા છે. મોહિનીના રૂપમાં અને તેના હાવ ભાવમાં લટ્ટુ બની ગયા છે. એ મોહિની હો કે ગમે તે હો, એ બધું અમૃત દેવોને આપી દેવાની છે. દાનવો તો એના રૂપથી અંજાઈ ગયા છે. એ કોઈનું સાંભળવાના નથી. આપણે પણ અહીં ને અહીં મુંગા મુંગા બેસી રહીશું તો અમૃત વિનાના રહી જવાના. એણે તો નક્કી કર્યું કે આપણે અમૃત તો મેળવવું જ.

વિચાર કર્યો એટલી જ વાર. એ તો માયાનો જાણનારો. તરત જ દેવનું રૂપ લઈ લીધું અને છાનોમાનો દેવોની હારમાં પેસી ગયો. સૂર્ય અને ચંદ્ર બેઠા હતા એમની વચ્ચે ગોઠવાઈ ગયો.

સૂર્ય ચંદ્ર ઘણા ઊંચાનીચા થાય પણ એમનાથી કાંઈ બોલી શકાય નહિ. બોલવા જાય તો બાજુમાં બેઠેલો રાહુ ઠોંસાવે. આખી વાત બહાર પડી જાય અને દાનવો ચેતી જાય. એ તો મૂંઆ બેઠા રહ્યા.

મોહિની તો દાનવોને રમાડતી જાય અને દેવોને અમૃત પીરસતી જાય. વહેંચતી વહેંચતી એ તો સૂર્ય–ચંદ્ર પાસે આવી: રાહુ વચ્ચે બેઠો છે એની એને કાંઈ ખબર નહિ. એણે તો અમૃત સૂર્યને આપ્યું. વચ્ચે બેઠેલા રાહુને આપ્યું અને ચંદ્રને પણ આપ્યું. રાહુ તો અમૃત પી ગયો.

પણ પછી તો સૂરજ–ચંદ્રે ચાડી ખાધી. 'વચમાં બેઠેલો કાંઈ દેવ નથી. એ તો દાનવ છે. દેવનું રૂપ લઈ વચમાં પેસી ગયો છે.'

મોહિનીરૂપમાં રહેલા ભગવાન તરત જ ચેતી ગયા. એમણે ચક્ર સુદર્શન છોડ્યું. રાહુનું ડોકું ધડથી જુદું થઈ ગયું. પણ અમૃત પીધેલું એટલે એનું ડોકું અમર થઈ ગયું.

મોટા પર્વતના શિખર જેવડું એ દાનવનું માથું ચક્રથી છેદાઈને આકાશે ઊડ્યું ચિચિયારી પાડતું જાય અને આકાશે ઊડ્યું જાય. છેવટે તો તરફડી તરફડીને નીચે પૃથ્વી ઉપર પડ્યું અને એ પડ્યું એટલે અનેક પર્વતો, વનો, વનનાં ઝાડો અને વનનાં વસનારાં પશુપક્ષીઓ તે નીચે ચગદાઈ ગયાં. ધરતી એકસામટી ધ્રૂજી ઊઠી.

સૂર્ય અને ચંદ્રે લાવ ખાધેલી એટલે રાહુને એમના ઉપર પૂરું વેર જ્યારે લાગ મળે ત્યારે બંનેને ગળી જાય. પણ એટલું સારું કે એના ગળામાં કાણું હતું. રાહુ સૂરજ–ચંદ્રને ગળી જાય અને સૂરજ–ચંદ્ર એના ગળાના કાણામાંથી છટકી જાય. લોકો કહે છે કે રાહુ સૂરજ–ચંદ્રને ગળે છે ત્યારે ગ્રહણ થાય છે અને સૂરજ–ચંદ્ર ગળામાંથી બહાર નીકળી જાય છે ત્યારે ગ્રહણ મુકાય છે.

આમ મોહિનીએ દેવોને અમૃત પાઈ દીધું અને દાનવો ધર્યા રહ્યા. પછી તો મોહિનીએ પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કર્યું, ત્યારે જ દાનવોને ખબર પડી કે આ તો ભગવાને આપણને છેતર્યા.

'જોયોં નહિ હોય શરમની પૂંછડી! બે પહોરનો આવ્યો છે. સૂખડાં તો રોગાં બે જ છે પણ ક્યારનો ચોંટ્યો જ રહ્યો છે, ચોંટ્યો જ રહ્યો છે. અમારે તો જાણે નાતું-ધોતું નહિ જ હોય!'

'તે તને કોણ ના પાડે છે! આખી નદી પડી છે. હું કાંઈ આડો થોડો જ બેઠો છું!'

'સાવ લાજ-શરમ વગરનો!'

અને એ લાજ-શરમ વગરનાએ ખોબલે ખોબલે પાણી ઉછાળી હીરૂને સમૂળગી ભીંજવી નાખી.

'હવે તો નાતાં શરમ નહિ આવે ને!' તે હસી પડ્યો.

'પણ જરાક તો વિચાર રાખ. કેડાને કાંઠે બેઠાં છીએ. કોક નીકળશે તો...'

એટલું બોલતાં તો હીરૂની નજર નદીની ઊંચી ભેખડ ઉપર ઝઝૂમી રહેલી વડમાળાની ઘટા તરફ ગઈ. ક્ષણેક એની નજર ત્યાં ચોંટી રહી. અને બીજી જ ક્ષણે એક કાળી ચીસ તેના મુખમાંથી નીકળી પડી; 'ઓય મા.'

એ ચીસ સાથે જ તે નદીના પાણીમાં ઢળી પડી.

'શું થયું! શું થયું!' દેશળ એકદમ તેની જગ્યાએથી દોડ્યો. પાણીમાં લથબથ ઢળી પડેલી હીરૂને તેણે ઊંચકી લીધી. વહેનની આથે નદીના વેકરામાં સુવાડી પછેડી વતી પવન નાખવા લાગી ગયો.

થોડી વારે હીરૂની સાન ઠેકાણે આવી. તેણે આંખો ઉઘાડી. ફરીથી તેની નજર વણપ્રેરી વડઘટા તરફ વળી. ત્યાંથી એ દૃષ્ટિ પાછી ફેલાણી અને તે દેશળના મોં સામું જોઈ રહી.

'એકાએક શું થઈ ગયું, હીરૂ!' દેશળ તેનો વાંસો પંપાળી રહ્યો.

'પણે ઉપર તો જો.'

દેશળે વડમાળાના જૂથ તરફ જોયું. વડમાળાની ડાળીઓ એક એક ઉપર ઢળતી હતી અને મહીં પક્ષીઓ કલ્લોલ કરતાં હતાં.

'ત્યાં શું છે?'

'જો તો ખરો.'

'મને તો કાંઈ દેખાતું નથી.'

'પણ મને કાંક દેખાણું.'

'પણ ત્યાં તો કાંઈ નથી.' દેશળે ફરીથી એક ઝીણી નજર વડલાને પાંદડે પાંદડે ફેરવી.

'ત્યાં કોક ઊભું હતું. પણે વડલાને છાંયે ભેખડની કોર ઉપર.'

'હશે કોક ગોવાળિયો. એમાં આવી રાડ શાંધી!'

'ત્યાં...ત્યાં...' હીરૂની નજર હજી પણ ત્યાં જ ચોંટી હતી.

'ત્યાં કોઈ નથી, હીરૂ.'

'ત્યાં સાદુળો ઊભો હતો.'

'સાદુળો!'

'કરશન પગીનો સાદુળો. જુવાનજોધ, ડિલમાં લથપથ, મોટો જાણે વકરેલા વાઘ જેવો...'

'પણ સાદુળો કેવો! સાદુળો તો પાંચ-સાત વરસથી નીકળી ગયો છે. એનો તો પત્તો જ નથી. માણસો તો વાતો કરે છે કે એ તો મરી ગયો.'

'મરી જ ગયો છે તો. તોય આજ જાણે મને એ દેખાણો. મોટો બધો...'

'તને ભમણા થઈ હશે.'

'ભમણા વળી કેવી! સગી આંખે જોયો ને કતરાઈ કતરાઈને આપણી સામું જોતો'તો. મૂઠીઓ વાળી વાળીને ઉગામતો'તો.'

'પણ સાદુળો જીવતો હોય તોય અહીં નો આવી શકે. એણે તો ખૂન કર્યું છે. એની વાંસે તો પોલીસના સપાઈ ફરે છે.'

'હેં દેશળ! મરેલા માણસ ભૂત થાય ઈ સાચી વાત!' હીરૂએ એકાએક પૂછ્યું.

'ભૂત!' દેશળ થડકી ગયો. એની નજર વણપ્રેરી વનરાઈમાં આથડી વળી. ત્યાં કોઈ જ ન હતું.

'માણસની મનની મનમાં રહી ગઈ હોય તો કહે છે કે એ મરીને ભૂત સરજે ને જીવતા માણસને કનડે. એ સાચી વાત!'

'વાત તો સાચી છે. એવાં વળગાડ તો ઘરે ઘરે છે. કાંક ને કાંક કારણ હોય હોય ને હોય જ. મરેલા માણસની સરમાં આવે.'

'ત્યારે સાદુળો યે ભૂત થયો હશે ને!'

'પણ તેં સાચોસાચ સાદુળાને જોયેલો!'

'સાદુળો જ, બીજો કોઈ નહિ. મોટો બધો થઈ ગયો છે, પણ એમ કાંઈ હું અણસાર ભૂલી જાઉં!'

'ત્યારે તો...' દેશળ આગળ બોલી શક્યો નહિ.

'તે હવે મને એ કનડ્યા કરશે ને!' હીરૂના શરીરમાં એક કંપારી વછૂટી.

દેશળ ચૂપ રહ્યો.

'ભોગ લાગ્યા ત્યારે તો.' હીરૂની આંખો તણાવા લાગી.

'પણ તને એ શું કામ કનડે? એ તો કોઈની સાથે દરદાઓ હોય એને કનડે. તેં કાંઈ એનું થોડું જ બગાડ્યું છે!'

'મારું સગપણ તો એની સાથે થયેલું ને!'

'એટલે શું થઈ ગયું! તેં કાંઈ એને ઓછો જ મારી નાખ્યો છે?'

'એમ તો એ એના લખણે મુવો. ખૂન કરીને ભાગી ગયો ને રખડી રખડીને મુવો.'

'તે એમાં તારો શો ગનો!'

'મારા બાપે પછી તારી હારે મારું સગપણ કર્યું ને!'

'દીકરીને ઠેકાણે પાડવી તો જોવે જ ને!' દેશળ હસ્યો.

'પણ હું એની સવેલી ખરી ને!'

'સવેલી તો જીવતા માણસને હોય. મરી ગયેલાને વળી સવેલાં શાં!'

'પણ તેં ઇલ્ટીગિલ્ટી કરીને આપણું ચોગઠું બેસાડ્યું......!'

'હમણાં તો કહેતી'તી ને તારા બાપે કર્યું'!'

'એ તો મોટેરાને નામે જ જશ ચડાવાય.'

'જબરી છે.' દેશળે હીરૂના ગાલ ઉપર એક ટપલી મારી.

'ઓય મા.' હીરૂ ઊછળીને દેશળના શરીર ઉપર જઈ પડી.

દેશળે એને બે હાથમાં ઝાલી લીધી. 'વળી શું થઈ ગયું?'

'વળગાડ.' હીરૂ આંખો બંધ કરી દેશળના ખોળામાં પડી રહી.

'હું મંતર ભણ્યું છું, હો.' એણે હીરૂને બે હાથમાં ભીંસી નાખી અને ગાલ ઉપર ચુમી લીધી.

હીરૂના ગાલ ઉપર લાલ ટશરો ફૂટી નીકળી. તે હસી પડી.

'હવે તો વળગાડ દૂર થયો ને!' દેશળ પણ હસ્યો.

'વળગાડ એમ તે કેમ દૂર થશે! કાંઈ એક બે દિવસનો છે! જિંદગીભરનો ચોંટ્યો છે.'

'તો:મને મંતર ભણતાં ક્યાં નથી આવડતો!'

'હે એ એ એ અ...' આધે આધેથી ભરવાડની રીડ બોલી.

હીરૂ દેશળના હાથમાંથી છૂટી થઈ ગઈ. 'હાલો હવે ઝટઝટ ઘરભેળાં થઈ જઈએ. કેટલું મોડું થયું છે!'

'હું ક્યાં રસ્તો રોકીને ઊભો છું! વળગાડ તો તને થયો છે.'

'થાય જ ને. વળગાડ વગર ભલા કેમ સોરવે!'

'ત્યારે ઓલી સાદુળાની વાત! સાવ જ ઉપજાવી કાઢેલી ને!'

'તારા સમ ખોટું નો'તી બોલતી.' હું તો એવી બી ગયેલી. પણ તું હતો એટલે ધરપત રહી.' એની નજર પાછી વડલા તરફ ગઈ.

દેશળ કપડાં બદલાવવા લાગ્યો.

હીરૂની નજર વારે વારે વડલા તરફ વળતી હતી. દેશળ પડખોપડખ હતો, તો ય કોણ જાણે કોક એની સામે ડોળા કાઢતું હતું. એને બિવડાવતું હતું.

ઘેર પહોંચતાં સુધીમાં તો એણે કેટલી યે વાર પાછું ફરી ફરીને જોયું. એની સાથે સાથે જાણે કોઈ ચાલ્યું આવતું હતું. એની પડખોપડખ જાણે કોઈનાં પગલાં પડતાં હતાં.

દોડીને એ ખડકીમાં ગરી ગઈ.

: ૨ :

તે પછી તો સાદુળાનો પડછાયો કેટલી યે વાર હીરૂને દેખાયો. નદીને એકલ આરે, વડમાળાની ઘટા નીચે, રામજી મંદિર પાસેની નરકોળીમાં, ઘર પછવાડેના વાડાની છીંડીએ, ઢોરની ગમાણ પાસે, વાડીએ જતા મારગની ગાળીમાં, એમ અનેક જગ્યાએ દિવસમાં કેટલી યે વખત ખરે બપોરે કે સમી સાંજે સાદુળાનો પડછાયો એને દેખાયા કર્યો.

હીરૂનું મન ચકડોળે ચડ્યું. એનો રઘવાટ વધી ગયો. એના મનમાં પ્રશ્ન ઊઠ્યો કે આ તે ખરેખર સાદુળો છે કે પછી સાદુળાનું ભૂત છે!

એ જાણે કે એની પાછળ પાછળ ફર્યા જ કરતો હતો. ખૂણેખાંચરે એની વાટ જોતો જ જાણે સંતાઈ બેસતો. હીરૂની નજર વણપ્રેરી એના તરફ દોડતી. સાદુળો પૂતળાની જેમ નિશ્ચેષ્ટ ઊભો હોય, એકદષ્ટ હીરૂની સામું જોઈ રહ્યો હોય. એની આંખમાં જાણે કે અંગારા ભર્યા હતા. એના વર્તનમાં તિરસ્કાર હતો.

હીરૂને થયું આ તે શું થઈ રહ્યું છે ! વારે વારે ઘડીએ ને પહોરે સાદુળો જ એની નજરે ચઢ્યા કરે છે. બોલતો નથી, ચાલતો નથી, બસ તાકી તાકીને જોયા જ કરે છે. મને તે ખાલી ભ્રમણા થઈ છે કે શું !

એણે એની બહેનપણીઓમાં પૃચ્છા કરી. ‘બાઈયું ! તમે કોઈએ સાદુળાને જોયો ?’

‘સાદુળો વળી ક્યાંથી સાંભર્યો હીરૂ !’ એક બહેનપણીએ પૂછ્યું.

‘સાદુળો તે હવે આ ગામ ફરી આવી શકવાનો હતો !’

‘શું મોઢું લઈને આવે !’

‘અરે એ તો મરી ગયાના વાવડ છે.’

‘પણ...પણ...’ હીરૂ બોલી શકી નહિ.

એણે સાદુળાને ઘેર ખાનગી રીતે તપાસ કરાવી. ત્યાંથી યે ખબર મળ્યા. ‘સાદુળો હવે કેવો ! સાદુળો અમારા કરમમાંથી નીકળી ગયો, બાઈ. રખડી રખડીને કોણ જાણે ક્યાં ય ઠેકાણે થઈ ગયો હશે.’

–ત્યારે !–ત્યારે !

આ સાદુળાનું ભૂત તો એને એકલીને જ દેખાય છે. ગામમાં કોઈને કશો પરચો દેખાડ્યો નથી ને એની એકલીની પાછળ જ એ પડ્યો છે. મેં તે એનું એવું શું બગાડ્યું છે? મારામાં એવું તે શું રહી ગયું હશે !

તે વિચાર કરતી વાડીએથી ચાલી આવતી હતી. બપોરા ઢળી રહ્યા હતા. સાંકડી ગાળીના રસ્તાની બન્ને બાજુ આવી રહેલી કાંટાળિયા થોરની વાડ રસ્તાને વધુ સાંકડો બનાવી રહી હતી. આસપાસ ચરકલું ય ફરકતું ન હતું.

એવે ટાણે એના કાન ઉપર કોકની રીડ સંભળાણી: ‘હીરકી !’

તે ચમકીને ઊભી રહી. તેણે પાછળ જોયું. ‘હીરકી ! ત્યાં ને ત્યાં ઊભી રહેજે, નહિતર...’

હીરૂને અંગે એક કંપારી આવી ગઈ. થોરના એક મોટા થૂંબડા આડેથી સાદુળો બહાર નીકળતો હતો. તેના હાથમાં બંધૂક હતી,

હીરૂનાં અંગેઅંગ ધ્રૂજી ઊઠ્યાં. તેના પગ ધરતી સાથે જડાઈ ગયા.

સાદુળો તેની સામે આવી ઊભો. ‘હીરકી !’

હીરૂની વાચા બંધ થઈ ગઈ હતી. તે ફાટી આંખે સાદુળા સામે જોઈ રહી.

‘તને તો એમ જ હશે કે સાદુળો મરી ગયો. પણ સાદુળો એમ મરે એમ નથી. બીજા કોઈને મારીને મરશે.’

‘ભૂ...ત.’ હીરૂથી ચીસ નખાઈ ગઈ.

‘તને તો ભૂતની ભ્રમણા થાય ને. પણ જાણે માણસ ભૂત સરજતો નથી, હીરકીને પરણ્યા વગર સાદુળો મરી જશે !–’

‘પણ...પણ...’ હીરૂ બોલવા જતી હતી.

‘મારી વાતનો ખુલાસો કર. થોડા દિવસ આધે પાછો થઈ ગયો, એટલી વારમાં તું ઓલ્યા દેશળિયાના પડખામાં જઈ બેઠી !’

‘થોડાં ને મણ્યાં સાત વરસ !’ હીરૂથી બોલાઈ જવાયું.

‘સાત શું સાતસો વરસ વાટ જોવી પડે !’

‘હું તારી પરણેતર ખરી ને ! તારા મનમાં તે એમ જ હશે કે હું તારું મીંઢળ બાંધીને બેસી રહું ને તું ખૂન કરીને સંતાતો ફરે.’ હીરૂએ હવે પૂરેપૂરી સ્વસ્થતા મેળવી હતી. ભૂતનો ભ્રમ ભાંગી ગયો હતો.

‘હા હા, બેસી રહેવું પડે. હજુ તો એક જ ખૂન કર્યું છે, એવાં કેટલાં ય ખૂન કરીશ. સાત પેઢીની ભૂખ ભરી છે.’

‘ને ત્યાં સુધી હું તારી વાટ જોઈને કુંવારી બેસી રહું કેમ !’

‘વેણુ દેવાઈ ગયું છે દેવાઈ ગયું.’

‘જોયો નહિ હોય મોટો વેણનો દેનારો !–અરે મૂરખ ! એ તો અમારી મરજીની વાત છે. તું તે કોણ કહેનારો ! ને ગમતું હોય તો તું એક બોબડીનો ધણી...ને એ ય મેં ક્યાં દેખાપેખાને કર્યું છે ! સાત વરસથી તો તારા વાવડ નો'તા. ગામ આખું બોલે છે કે સાદુળો મરી ગયો...’

‘એમ સાદુળો મરવાનો હતો !’

‘કોને ખબર છે !—’

‘તે તારે મન હું સાદુળાનું ભૂત છું !’

‘ભૂ...ત.’

‘બેઠી નો રહે તો કાંઈ નહિ, પણ જઈ જઈને ઓલ્યા દેશળિયાને ગઈ ! અમારા સાત ભવના વેરીને !’

‘તમારો વેરી એમાં મારે શું ! અમારે કંઈ એની હારે થોડી જ અદાવત છે !’

'પણ તારું સગપણ તો મારી હારે જ થયેલું ને!'

'તે શું થઈ ગયું! ઈ યે તોડી નાખતાં કયાં વાર લાગત? ખૂનીની હારે કાંઈ થોડી જ પરણવાની હતી!'

'હીરકી! મેં તો એક જ ખૂન કર્યું છે. પણ દેશળિયાના ઘર ઉપર તો મારી સાત પેઢીનાં ખૂન છે.'

'એ તો તમારા કુટુંબકબાની વાત. તારી જેમ એણે ગામના માણસને થોડો જ ગુડી નાખ્યો છે!'

'દેશળિયાની ભેર તાણુરી એ બધા વગર મોતે મરવાના.'

'હુંય તે!'

'તે તું સાચોસાચ દેશળિયાને પરણવાની? હું જીવતો બેઠો છું તોય!'

'તું તો હવે મારે મન ભૂત છે. ભૂતના વળગાડ હવે મારે કેવા!'

'એટલે તું નહિ માને એમ જ ને!'

'ધરાસાર દેશળિયાને પરણવાની. તારાથી થાય તે કરી લેજે.'

'હીરકી!' સાદુળાએ બંધૂક તોળી.

'માર તો ખરો!'

'હીરૂ!' એની બંધૂકની નાળ નીચી નમી.

'હૈયા છે નામરદ. બાયડીની સામે બધૂંક તાકે છે!'

'હીરૂ! છેલ્લી વારકાં મારાં બે વેણ સાંભળી લે.' સાદુળાએ બંધૂક ખભે ભરાવી. 'હું ખૂની છું. સરકારનો ગુનેગાર હતો. કાંઈ તારું તો મેં બગાડ્યું નથી ને? હું રાનરાન ને પાનપાન રખડતો હતો, પણ તને ઘડી યે ભૂલ્યો નથી. અહીં આવ્યો'તો તે પણ નજરે તને જોઈ લેવા...'

'ને જોઈ લીધી.' હીરૂ વચ્ચે બોલી.

'હા જોઈ લીધું. જેનું રાત-દી ચિંતવન કરતો હતો એ બીજાના પડખામાં જઈ બેઠી હતી. મારી તો મનની મનમાં રહી ગઈ હીરૂ. પણ હું તને કહી રાખું છું હીરૂ, એમાં તું સુખી નહિ થા. એમાંથી કાંઈ સારાવાટ નહિ નીકળે.'

હીરૂ એના મોઢા સામું જોઈ રહી. એ જવાબ દેવા જતી હતી. પરંતુ સાદુળો એકાએક પાછો ફરી ગયો અને થોરના ઝૂંડા આડે અદશ્ય થઈ ગયો.

: ૩ :

આ પછી સાદુળો ફરીથી દષ્ટે પડ્યો નહિ. પરંતુ એના છેલ્લા શબ્દો 'આમાંથી કાંઈ સારાવાટ નહિ નીકળે.' હીરૂને રહી રહીને યાદ આવતા. એ શબ્દે એને ચમક ઊપડતી, એ બાઘેલા જેવી બની જતી અને ન કરવા જેવી કલ્પના કર્યા કરતી.

પરંતુ ધીમે ધીમે એ વાત પણ ભુલાઈ ગઈ અને થોડા વખત પછી એના બાપે એનાં લગ્ન લીધાં.

લગ્નનાં મંગળગીતો ગવાતાં હતાં. ઢોલ-શરણાઈના સરોદાથી આખું ગામ ગાજી રહ્યું હતું. ગામડાગામનો તો રિવાજ જ એવો કે ગામમાં એકને ઘેર લગ્ન હોય તો જાણે કે આખા ગામને ઉત્સવ છે એમ લાગે. સાજન-માજનનો કોઈ પાર ન હતો. રંગેચંગે બધાં લગન માણી રહ્યાં હતાં. હીરૂના બાપે લગ્નને દિવસે આખું ગામ ધુમાડા-બંધ જમાડ્યું હતું.

લગનની આગલી રાતે વરરાજાનું ફુલેકું ચડ્યું. શેરીએ શેરીએ અને ઘરે ઘરે રમણ-દીવડો અને મશાલોનાં તેજ ફરી વળ્યાં. સહુ સહુના વહેવાર પ્રમાણે લોકોએ ફુલેકું વધાવ્યું અને બીજે દિવસે વરકન્યા પરણી ઊતર્યાં. માયરે માણસ કયાંય માતા ન હતા.

ફૂલદડે રમતાં વરકન્યા ઘોડે ચડી બજારે નીકળ્યાં. માથું માથું ગુલાલ લઈ બંને બેઠેલાં. લેરખડો દેશળ ઘેરદાર કેડિયું અને માથે છોગલિયાળો રેટો બાંધી ગલાલની મૂઠીઓ ભરી ભરીને હીરૂને મૂંઝવી રહ્યો હતો. પાનેતર ચૂંદડીનો ઘુમટો તાણીને બેઠેલી હીરૂ પણ ટોક ચૂકતી ન હતી. બરાબર દેશળના મોઢા પર જ ગલાલની મૂઠીઓ મારતી હતી, આજુબાજુ જેટલા નીકળતા એ બધાને આ લહાણ મળતી હતી.

વરકન્યા દેશળને ઘેર આવી ઊભાં રહ્યાં. વરકન્યાનાં પોંખણાં કરવા દેશળની મા દોડી દોડી અંદર ગઈ. વરકન્યાની પાછળ ઊભી ઊભી જાનડીઓ ગાઈ રહી હતીઃ

આજ ભરિયાં સરોવર છલિયાં રે આનંદભર્યાં.

મોટેરાંઓ ટોળે મળીને આડીઅવળી વાતો કરતાં હતાં.

તે વખતે એકાએક હીરૂને કોણ જાણે શાથી પણ કાંઈક મૂંઝારા જેવું થઈ આવ્યું. તેણે લાજનો ઘુમટો દૂર કર્યો અને ચકરવકર દષ્ટિએ ચારે તરફ જોવા લાગી.

જાનડીઓને હીરૂની મૂંઝવણની કાંઈ ખબર નહિ. એ તો ગીત ગાતી બંધ થઈ અને અંદર અંદર બોલવા લાગી. 'છે શરમ જેવી વાત! હજુ તો હાલી આવે છે ત્યાં આટલાં બધાં માણસ વચ્ચે લાજ કાઢી નાખી.'

પણ દેશળ હીરૂની મૂંઝવણ પારખી ગયો. તેણે ધીમેથી પૂછ્યું: 'શું થાય છે હીરૂ.'

'મને...મને...!' હીરૂ પૂરું બોલી શકી નહિ. તે ચકરવકર ચારે તરફ જોઈ રહી હતી.

'કોઈ દી લાજ કાઢેલી નહિ ને, એટલે મૂંઝાઈ ગઈ.'

પણ હીરૂએ તે સાંભળ્યું નહિ. તે બોલી ઊઠી: 'મને પાછો સાદુળો દેખાણો.'

'સાદુળો!' દેશળ ચમકી પડ્યો.

'હમણાં હમણાં દેખાતો ન હતો. પણ બે દિવસથી પાછો નજરે ચડવા લાગ્યો છે. ભરી બંધૂકે એ જાણે કે મારી પાછળ પાછળ ફરી રહ્યો છે.'

'પણ અત્યારે ક્યાં દેખાણો! આમાં મને તો ક્યાંય નજરે પડતો નથી. તને ખાલી ભ્રમ થયો લાગે છે.'

'પણ હીરૂ એવું કાંઈ જ સાંભળતી ન હતી. એ તો એકાએક પાછી ફરીને ઊભી રહી. દેશળ પણ તેની સાથે સાથે પાછો ફરી ઊભો રહ્યો. જાનડીઓનાં જૂથ પોંખણાની તૈયારી કરવા ઘરમાં ગયાં હતાં. આખી શેરીનો માર્ગ ખુલ્લો હતો. મશાલના ઝાંખા અજવાળા સિવાય આખો માર્ગ અંધકારમાં પડ્યો હતો. એ સાંકડી શેરીને સામે છેડે એક ખંઢેર તરફ હીરૂએ આંગળી ચીંધી. 'પણે જો દેશળ! ઓલ્યા ખંઢેરમાં સાદુળો સંતાણો છે. એની બંધૂકની જામગરી તબકે છે.'

દેશળે ખંઢેર તરફ જોયું. ખંઢેર તો દેખાતું ન હતું. કાળી ડિબાણ જેવી રાત તેના ઉપર ફરી વળી હતી. પણ એ કાજળની દીવાલમાં તેણે પણ કાંક તબકતું જોયું. કાક જાણે ત્યાં ઊનું ઊનું બીડી પીતું હતું.

સાજન-માજન તો સહુ સહુની આળમાં પડ્યું હતું. વરવહુની ચણભણની એમને કાંઈ જ ખબર ન હતી. વરકન્યા મોઢાં ફેરવી ક્યારે ઊભા રહી ગયા એની પણ એમને ખબર ન હતી.

ત્યાં તો હીરૂએ ચીસ પાડી. 'દેશળિયા! એણે જામગરી ચાંપી.'

દેશળ ચમકી પડ્યો હીરૂની કારમી રાડથી બધાને ચમક આવી ગઈ. કોણે જામગરી ચાંપી! હીરૂએ શું કાળરાડ સાંધી! એની કોઈને સમજણ ના પડી.

દેશળ ખંઢેર તરફ નજર નોંધી ઊભો હતો.

'તું આઘો ખસી જા દેશળિયા! એણે તારી જ નોંક લીધી છે.' હીરૂએ દેશળને ધક્કો દીધો. દેશળ થોડે દૂર ઊછળી પડ્યો. પરંતુ પાછો સ્વસ્થ બની હીરૂ તરફ ધસી આવ્યો.

'હીરૂ! તું ખસી જા. આણીકોર હાલી આવ.' તે હીરૂનું બાવડું પકડવા ગયો.

પરંતુ જામગરી ચંપાઈ ગઈ હતી. બંધૂકનો ભડાકો વાતાવરણમાં ઘરેણી ઊઠ્યો.

હીરૂ નિશ્ચળ પ્રતિમા સમી જ્યાં હતી ત્યાંની ત્યાં છાતી કાઢીને ઊભી હતી.

'હીરૂ!' દેશળે હીરૂને બચાવી લેવા પ્રયાસ કર્યો. પરંતુ લોકોએ તેનો માર્ગ રોકી લીધો હતો.

અને બંધૂકની ગોળીનો વેગ તેના કરતાં ઘણો વધારે હતો. હીરૂની સ્વસ્થતા તો એથીયે વધારે હતી. સાદુળાની ગોળી ઝીલવા એ જાણે સામી છાતીએ ઊભી હતી. એની આંખમાંથી સમર્પણનું તેજ પ્રગટી રહ્યું હતું. તે કહેતી હતી 'દેશળ! મારી ચિંતા કરીશ નહિ.'

દેશળ કાંઈ પણ કરી શકે, લોકો શું બની રહ્યું છે તેનો ખ્યાલ પામી શકે તે પહેલાં તો સનનન કરતી ગોળી આવીને હીરૂની છાતીમાં પેસી ગઈ.

એકાદ પળ હીરૂ તે ગોળી સામે ટક્કર ઝીલી શકી. બીજી પળે તે અચેત બની ધરતીએ ઢળી પડી.

લોકોમાં ગભરાટ ફરી વળ્યો. ચારે તરફ દોડાદોડી થઈ રહી. કોણે ગોળી છોડી! કોણે ગોળી છોડી! ચારે તરફ ખૂમરાણ મચી રહ્યું. પરંતુ કોઈ જ કાંઈ અનુમાન કરી શક્યું નહિ.

ઉન્માદીલો બની દેશળ ખંઢેર તરફ દોડ્યો. બે-ચાર જણા તેની પાછળ દોડ્યા. આખું ખંઢેર ફરી વળ્યા. પરંતુ ત્યાં કોઈનો પત્તો ન લાગ્યો.

અને પાછો આવીને તે હીરૂની લોથ ઉપર ઢળી પડ્યો.

: ૪ :

સાત સાત વરસે ફરી પાછો ગામમાં ઉલ્કાપાત ફરી વળ્યો. સાત વરસની શાંતિ પછી ફરીથી ગામમાં ખૂનામરકીની રે ફાટી: સાદુળાના અને દેશળના

કુટુંબ વચ્ચે કંઈ કાળજૂનાં વેર હતાં. શેમાંથી એ વેર બંધાયાં હતાં એની બેમાંથી કોઈને ખબર ન હતી. પરંતુ એ વેર ચાલ્યાં આવતાં હતાં. એ વેરના તણખા ક્યારે ગામની શેરીઓમાં ઊડશે તેની કોઈ કલ્પના કરી શકતું નહિ. અણધાર્યા બે પક્ષ સામસામા મળી જતા, તલવારો ઊછળતી અને બેમાંથી એક લોથ થઈને ધરણીએ ઢળી પડતો. એની ફરિયાદો દરબારમાં ન થતી. એ ખૂનની નોંધો ક્યાં ય ન રહેતી, ફક્ત એ કુટુંબોનાં હૈયાં ઉપર એ કોરાઈ રહેતી અને એમ દિવસ જતાં વેર વધ્યે જતાં. એક કુટુંબના છેલ્લા અવશેષ સમો સાદુળો ખૂન કરીને ગામમાંથી સાતેક વરસ પહેલાં નીકળી ગયેલો તે પછી ગામમાં શાંતિ હતી. આજે ફરીથી એ હુતાશ ગામમાં પ્રજળી ઊઠ્યો અને ફરી પાછાં એ બુઝાઈ ગયેલાં વેરઝેર ગામમાં તાજાં થઈ ગયાં. ભાવિ વિનાશના વંટોળની કલ્પનાએ લોકોનાં કાળજાં ફફડી ઊઠયાં.

અને મારવાનો હતો દેશળને જ. દેશળના કુટુંબ સાથે જ સાદુળાના કુટુંબને સાત પેઢીનું વેર હતું. હીરૂ એક વખતની તેની વગ્દત્તા હતી એ એના દુશ્મનને જ પરણતી હતી! પોતે બેઠો છે છતાં હીરૂ બીજાને કેમ પરણી શકે! કોઈ એક ગામેથી બીજે ગામે કોઈની સવેલી કન્યા લઈ આવે તો આખા ગામની સાથે વેર બંધાય. કંઈક ઉલ્કાપાત થાય. બ્રહ્માચિઠ્ઠીઓ બંધાય, આગના ભડકા ઊઠે, ગંજીઓ સળગે, જાનમાલ લૂંટાય. એવો એ જમાનાનો રિવાજ, એટલે આમાં તો એક કરતાં બે કારણ ભેગાં મળ્યાં હતાં. લોકોને થયું કે હવે ગામ ઉપર કાંઈ કાંઈ આફતો ઊતરવાની! લોકોમાં આ જ વાત બે દિવસથી ચોરે ને ચૌટે ચર્ચાઈ રહી હતી.

અને બે દિવસથી દેશળ ઘુમસુમ બનીને તેને ઓરડે ભરાઈ બેઠો હતો. એને ક્યાંઈ સોરવતું નથી, એને કોઈની સાથે બોલવું–ચાલવું ગમતું નથી. એના મગજમાં રહી રહીને એક હીરૂના જ વિચારો ઘોળાઈ રહ્યા છે.

પૂર્વજન્મની જાણે પ્રીતડી હોય એવું જુગલ જોડું જામ્યું હતું. કંઈ કંઈ મનોરથો સેવ્યા હતા. કંઈ કંઈ કલ્પનાઓ કરી રાખી હતી, પરંતુ બધી મનની મનમાં રહી ગઈ. આખું જીવન જાણે સ્વપ્નવત બની ગયું. દીધેલા કોલ ભૂલી જઈને હીરૂ પોતાને આ દુનિયામાં રખડતો મૂકી ગામતરે ચાલી નીસરી. 'શે જિવાશે રે શે જિવાશે!' દેશળ માથાં કૂટી રહ્યો હતો.

દીકરાની આ ઘેલછાથી ઘરનાં બધાંને બીક લાગી ગઈ હતી. દીકરાની વહુ તો આંગણામાં પગ મૂકયો ન મૂકયો ને ચાલી નીસરી. દીકરો પણ ક્યાંક રિસાઈ નો જાય એની ઘરનાંને ચિંતા હતી. દેશળના ઓરડામાંથી એક એક કરીને બધાં હથિયાર લઈ લીધાં હતાં. લઈ કરીને પટારામાં સંતાડી દીધાં હતાં. દોરી-દોરડાંને ભંડકમાં મૂકી તાળું મારી દીધું હતું. દીકરો કોણ જાણે ક્યારે શુંનું શું કરી બેસે એની બધાને બીક હતી. એટલે દીકરા ઉપર એકધારો ચોકીપહેરો બેસાડી દીધો હતો. ચોવીસે કલાક એના ઉપર કોક ને કોકની નજર તો રહ્યા જ કરતી.

પણ દેશળને આ બધી વાતની કાંઈ ખબર ન હતી. એ તો ઓરડામાં એક ખૂણે ઘુમસુમ પડ્યો રહેતો. એના મોઢામાં જાણે જીભ જ ન મળે. એની નાડીઓમાંથી લોહી ઊડી ગયું હતું.

મધરાતના ગજર ભાંગ્યા હશે. દેશળ પથારીમાં પડ્યો પડ્યો માળણીના વાંસડા ને વળીઓ ગણતો હતો. એક ગોખલામાં એક કોડિયામાં ઝાંખો ઝાંખો તેલનો દીવો ટમટમતો હતો.

બહાર પડસાળમાં ઊમરાનું ઓશીકું કરીને ઘરનો માણસ નોંધો સૂતો હતો. એને ત્યાં ચોકીદાર તરીકે બેસાડ્યો હતો. પણ ચોકીદારમાં ચોકી કરવાની તેવડ ન હતી. એની આંખો મળી ગઈ હતી અને નસકોરાં બોલી રહ્યાં હતાં.

તે વખતે એકાએક જાણે કે પવનનો ઝોકો આવ્યો અને ઝાંખો ટમટમતો દીવડો બુઝાઈ ગયો. આખા ઓરડામાં અંધારું ફરી વળ્યું. પરંતુ દેશળને અંધારું–અજવાળું બંને સરખાં હતાં. એના બત્રીસે કોઠામાં અંધકાર ફરી વળ્યો હતો. બહારના દીવડા એમાં પ્રકાશની રેખા દોરવાને અસમર્થ હતા. એવું કાળરાત્રિનું ઘોર તિમિર ફરી વળ્યું હતું.

પરંતુ થોડી વારે એ દીવડાની જગ્યાએ તેજનું એક નાનું તણખલું દેખાયું. સળગતી જામગરી જેવું નાનું. દેશળની આંખો તે તરફ વણપ્રેરી દોડી. ત્યારે શું સાદુળો આવી પહોંચ્યો! સાદુળાની બંધૂકની જામગરી જ ઝબકે છે! દેશળ ઊભો થવા ગયો. પણ તેના ઉપર અસાધારણ બોજ પડ્યો હતો. તે ઊભો થઈ

શક્યો નહિ. 'લે લે. હવે વાર લગાડય મા. મારી છાતીમાં યે ગોળી ધરબી દે.' તે કહેવા જતો હતો, પણ બોલી શક્યો નહિ. ટગર ટગર સળગતી જામગરી સામું જોઈ રહ્યો.

પણ આ શું! તબાકડું ધીમે ધીમે વધી રહ્યું હતું. તેનું વર્તુળ મોટું ને મોટું થઈ રહ્યું હતું. ઓરડામાં તેજની લીલી ઝાંખ ફરી વળી હતી. દેશળના હૈયાના ધબકારા વધી ગયા. તેની આંખો પહોળી ને પહોળી થઈ ગઈ.

અને પછી તો એ તેજમાંથી એક આકૃતિ ઊભી થઈ. દેશળ ચીસ પાડવા જતો હતો, પરંતુ આકૃતિ તેને ચૂપ રહેવાનો ઇશારો કરી રહી હતી. ક્યાંય સુધી તે આકૃતિ દેશળની સામું એકનજરે જોઈ રહી.

સજીવ સૌંદર્ય જાણે તેજના વર્તુળની આડે આવી ઊભું રહી ગયું હતું. પરંતુ એના વદન ઉપર કોણ જાણે કેવાં યે તેજ ફરી વળ્યાં હતાં કે મોઢાની રેખાઓ નજરે પડતી ન હતી. રૂપ જાણે ઢોળાઈ જતું હતું, પરંતુ એ રૂપની રેખાઓ ઉપર અજ્ઞાનતાનો બુરખો હતો. દેશળ એકદષ્ટ એ આકૃતિ સામું જોઈ રહ્યો.

'દેશળ!' આકૃતિને જાણે કે વાચા આવી.

કોનો એ અવાજ! ચિરપરિચિત, રોજ રોજ કાનને મધુરો લાગતો અને સાંભળવો ગમતો એ હીરૂનો અવાજ તો નહિ! પણ—

'દેશળ! અહીંથી એ ગોળી અંદર પેસી ગઈ.' આકૃતિના સફેદ પૂણી જેવા હાથ છાતી ઉપર પડ્યા.

દેશળની નજર આકૃતિના ઊછળતા હૈયા પર પડી. હીરચીરના પાનેતર ઉપર મોટું બધું લોહીનું ધાબું હતું. દેશળ તો દૃશ્ય જોઈ શક્યો નહિ, તેણે આંખો મીચવા પ્રયાસ કર્યો. પરંતુ તેની આંખનાં પડળ કોઈકે જાણે કાપી નાખ્યાં હતાં.

'દેશળ!' સાદુળાની ગોળી અહીંથી પેસી ગઈ. મારા હૈયામાં એ ખટકી રહી છે. મને વેદના થાય છે. કાળી વેદના...' આકૃતિ ફરીથી બોલી.

દેશળની તો વાચા બંધ હતી.

'અને તું અહીં સૂતો છે, પડ્યો પડ્યો વળી અને વાંસડા ગણી રહ્યો છે!'

દેશળના મનમાં થતું હતું. 'એ ગોળીની વેદના તને એકલીને જ થાય છે શું! એ ગોળીએ મારું કાળજું પણ કાણું નથી કરી નાખ્યું! શરીરમાંથી લોહી નિચોવાઈ ગયું છે. અંગમાંથી ચેતન સરી પડ્યું છે. જીવતે મુવેલા જેવો જ બની ગયો છું.'

પણ...પણ...એની જીભ કોણે સીવી લીધી હતી! એના અંતરની વેદના પ્રગટ કરવાનો એનો મારગ રૂંધી કોણ બેઠું હતું!

'કાળી વેદના થાય છે, દેશળિયા! એને મલમ પટ્ટાની જરૂર છે. એ ઘા રુઝવવાનાં ઓસડિયાં તને આવડે છે!' આકૃતિ પૂછતી હતી.

'આવડે છે, આવડે છે. નહિ આવડતાં હોય તો વૈદને પૂછી લઈશ.' તે કહેવા જતો હતો. પણ વૈદ હવે કોની દવા કરવાનો હતો! હીરૂની કાયા તો બળીને ઢગલો થઈ છે. આ તો...આ તો...

'વેર! વેર!' આકૃતિ પોકારી રહી.

'વેર! વેર!' દેશળનું અંતર બોલી ઊઠ્યું.

'સૂતાં સૂતાં કાંઈ દી નહિ વળે દેશળ! વેરી મોજ માણી રહ્યો છે. મૂછે વળ દઈ રહ્યો છે. અને તું અહીં ઘુમસુમ બનીને પડ્યો છે...'

'ઘુમસુમ જ પડ્યો છું. કાંઈ સૂઝતું નથી, ક્યાંઈ સોરવતું નથી. તું જતે મારું અંતર રાંડી બેઠું છે...' તે મનમાં મનમાં પપડતો હતો.

'નહિ દેશળ! એમ પડી રહ્યે કામ નહિ આવે. ઊઠીને ઊભો થા. બંધૂક હાથમાં લે. એ જ ગોળીથી સાદુળાની છાતી વીંધી નાખ.'

'એ જ ગોળીથી...'

'રાખનો ઢગલો તો હજુ મસાણમાં પડ્યો જ છે. એ ઢંઢોળી જો. મોટી બધી ગોળી માંહી પડી છે. એ ગોળી સાદુળાની છાતીમાં જ્યાં સુધી નહિ ધરબાય ત્યાં સુધી મારા જીવને જંપ નથી. ઓયરે...' આકૃતી કણસતી હતી.

દેશળ બધું સાંભળી રહ્યો હતો. આકૃતિ સામું મીટ માંડી રહ્યો હતો. એનાં અંગ અંગમાં અકથ્ય વેદના થઈ રહી હતી. એ વેદનાનો એક સિસકાર મુખેથી નીકળી પડ્યો. એની આંખો એકાએક બંધ થઈ ગઈ.

બંધ થઈ ગઈ એવી જ આંખો ઊઘડી. આખા ઓરડામાં કોઈ જ ન હતું. તેલનો દીવો ઝાંખો ઝાંખો ટમટમી રહ્યો હતો. પડસાળમાં પડ્યો પડ્યો નોંઘલો ઘોરતો હતો.

'નોંઘા!' દેશળે એકાએક બૂમ પાડી.

'કેમ ભાઈ !' નોંધલો ઊંઘમાંથી એકાએક ઝબકી ઊઠ્યો.

'નોંધલા ! થોડું પાણી દે તો.'

'અબઘડી લાવું, હો ભાઈ.'

નોંધલો એકશ્વાસે પાણી લેવા દોડ્યો. આજે એ ખૂબ જ લહેરમાં આવી ગયો હતો. આજે બે દિવસે દેશળ બોલ્યો હતો. બે દિવસના નકોરડા અપવાસ પછી આજે એણે પાણી માગ્યું હતું. હરખમાં ને હરખમાં એ પાણી દેવાનું ભૂલી ગયો. અને ઘરનાં બધાંને જગાડી જગાડીને આ શુભ સમાચાર આપી આવ્યો.

:૫:

આઠ દિવસ વીતી ગયા. દેશળ ઘરમાં રહે છે, હરે છે, ફરે છે, ખાય છે, પીએ છે. પણ આકીનો બધો વખત ઓરડામાં ઘુમસુમ પડ્યો રહે છે. એનો એ ઓરડો અને એની એ પથારી. પડ્યો પડ્યો તે માળણીના વળીવાંસડા ગણે છે. રાતે ટમટમતા દીવાની જ્યોત સામું ટીકી રહે છે.

ફરીથી પાછી એ દીવાની જ્યોત બુઝાણી નથી, એ તેજનું વર્તુળ પ્રગટ્યું નથી, એ આકૃતિ યે દેખાણી નથી. તો ય રહી રહીને એના કાનમાં એ આકૃતિના શબ્દો ગુંજી ઊઠે છે: 'વેર ! વેર !' એનો આત્મા યે પોકારી ઊઠે છે: 'વેર ! વેર !' એની છાતીમાં સબાકા નીકળે છે. એની છાતીમાં કાંક ખટકી રહ્યું છે. એની છાતીના પડદામાં યે બંધૂકની ગોળી પેસી ગઈ છે કે શું ! છાતી ઉપર હાથ દબાવી એ પડ્યો રહે છે. ઘુમસુમ ઘુમસુમ.

નવમી રાતે વળી દીવડો બુઝાય છે. તેજનાં વર્તુળ પ્રગટે છે ને એની એ આકૃતિ દેખા દે છે. આ વખતે તો એની મોટી મોટી આંખો ચોખ્ખે-ચોખ્ખી દેખાય છે. એમાંથી જાણે અંગારા વરસી રહ્યા છે. એ ઠપકાભરી નજરે દેશળ સામું જોઈ રહી છે. ક્યાં ય સુધી એક જ નજરે જોઈ રહી છે. દેશળના અંગ અંગમાં જાણે કુંભારિયાં ડાંભી રહી છે.

દેશળ મડદાની જેમ પડ્યો પડ્યો અંગારાનો આતશ સહી રહ્યો છે.

'તું તો હજુ ય પથારીમાં પડ્યો છે, દેશળ.' આકૃતિના હોઠ ફફડે છે.

'ત્યારે હું શું કરું ?' દેશળનું અંતર બોલે છે.

'વેર ! વેર !' આકૃતિ તરફડા નાખે છે.

'વેર ! વેર !' દેશળનું હૈયું કંપી ઊઠે છે.

'મને તો એમ હતું કે તું ક્યારનો ય વેરની વાટે નીકળી ગયો હઈશ, પણ જોઉં છું તો રાખનો ઢગલો હજુ ય ધખધખી રહ્યો છે. છાતીના પાટિયામાં હજુ ય ગોળી ખટક્યા કરે છે...'

'અને હું અહીં ઘુમસુમ બની પડ્યો છું.' દેશળનો આત્મા જાણે રુદન કરતો હતો.

'ત્યારે આજ સુધીની મારી આરાધના શું નિષ્ફળ ગઈ ? ડગલે ને પગલે હું તારું રટણ કરતી હતી. ઠેસ વાગે તો ય 'ખમ્મા દેશળ'ને બોલતી, દેશળ પાછળ બહાવરી બની ફરતી...'

'મને ય એવાં ઘેલાં લગાડ્યાં'તાં.' એને કહેવાનું મન થયું.

'એ બધા ત્યારે રચવાયા જીવનના વલોપાત હતા ? ખાલી વલોપાત જ ! તારા મનમાં એનું કાંઈ જ નથી, દેશળ ? તારી નજર સામે તારી પરણેતરને ગુડી નાખી...'

'ગુડી નાખી...' દેશળ બબડ્યો.

'એ જાણવા છતાં ય તું આમ શાંત પડ્યો રહ્યો છે !...ત્યારે તો તારો એ ખાલી દંભ જ હતો. પારેવડી ફસાવવાના ગોરખધંધા જ હતા.'

'ના ના ના.' દેશળની આંખો ઠરી રહી હતી.

'તો પછી મારું વેર લે. મારા મારનારનું લોહી છાંટી મારી ટાઢી નહિ ઠારે ત્યાં સુધી મને જંપ નથી.'

'વેર ! વેર !'

'વેર ! વેર !'

આકૃતિ અદૃશ્ય થઈ ગઈ. ફરીથી તે રાતે દેશળે નોંધા પાસે પાણી માગ્યું. અને પછી એને ઘસઘસાટ ઊંઘ આવી ગઈ.

પાગડવાસામાં તે ઊઠ્યો થયો. 'નોંધા !'

નોંધો સવારની મીઠી ઊંઘમાં પડ્યો હતો. તેણે જવાબ ન દીધો.

'નોંધા !' દેશળે તેને ઢંઢોળ્યો.

'કેમ ભાઈ !' નોંધો બેબાકળો જાગી ઊઠ્યો.

'ચાલ ઊભો થા. આપણે બહાર જવું છે.'

'અટાણમાં ક્યાં જવું છે, ભાઈ ! જરા સવાર તો પડવા દો.'

'જરા ફરવા. ઝટ ઊભો થા.'

પછી વતનમાં એક આંટો મારી, સમજે તો સમજાવીને અને ન સમજે તો ચોટલે ઝાલીને હીરકીને ઉપાડી લાવવામાં કેટલી વાર હતી? પણ એને ઉપાડી લાવવાની એને હમણાં ઉતાવળ ન હતી. હીરકી કાંઈ એમ ઉતાવળે ધરથી જવાની થોડી જ હતી! ભલે ને નિરાંતે બેઠી રહે.

સાદુળો લહેરથી માતેલા સાંઢની જેમ વનવગડે મહાલી રહ્યો હતો. જુગજુગના વેરની તૃપ્તિ અનુભવતો ભવિષ્યનાં સુખસ્વપ્નોની મીઠી ખુમારી માણતો હતો.

પણ...પણ...એનું ભાગ્ય ખરેખર જોર કરી રહ્યું હતું. મનમાં જેની ઝંખના હતી, તે જ જાણે સામું મળી રહ્યું હતું. સાત વરસ પહેલાં તે વતનથી ભાગી નીકળેલો, તે વખતની હૈયામાં હીરૂની ભૂખ ભરી હતી. સાત સાત વરસ સુધી એ ભૂખ એણે હૈયામાં વેંઢારી હતી. કેવી હતી એ ભૂખ! ઝાડવે ઝાડવે અને કોતરે કોતરે, ગીરની હરી વનરાઈમાં અને ડુંગરગાળાની લાંબી લાંબી કતારોમાં એને હીરૂની છાયા તરવરતી દેખાતી. મરક મરક કરતું મીઠું મુખડું અને વસંતના નવરંગ સમી ઊછળતી જુવાની. સાત વરસની એ ભૂખ જીરવવી અસહ્ય થઈ પડી અને એક દિવસ એ છાનોમાનો વતનને ઓછાયે આવ્યો, હીરૂનું એ રળિયામણું રૂપ એક વખત નજરે માણી લેવા, સમજી જાય તો ગીરની મહારાણી બનાવવા ઉપાડી જવા પણ એણે બીજું જ જોયું. એણે જોયું તો હીરૂ દેવળના હાથ ઝાલી બેઠી છે, એની બાથમાં ભરાણી છે. અને પોતાને તો ભૂત માની રહી છે ભૂત, કેવળ ભૂત જ. એની આંખમાં ખુન્નસ ઊભરાયું. એક વખત ચાખેલા લોહીની ગંધ એનાં નસકોરાંમાં ફુત્કારતી રહી. છતાં ય એણે હીરૂને સમજાવવા પ્રયાસ કરી જોયો. જંગલનો વસનારો માનવીની રીતરસમ ભૂલી ગયો હતો, પશુ બની ગયો હતો. એની સમજાવટ હીરૂને ધમકી જેવી લાગી. હીરૂએ એનો તિરસ્કાર કર્યો. અને...અને...

એની એ હીરકી સાત વરસ પહેલાંની એની સહચરી આજે સામે ચાલીને એને મળવા આવી રહી છે. આજે જાણે એનું ભાગ્ય જોર કરી રહ્યું છે.

'હીરકી!' તેણે બૂમ મારી. જે ઝાડવાને ઓથારે હીરકી ઊભી હતી તે તરફ એ દોડ્યો.

તે પાસે પહોંચ્યો અને હીરૂને જોતાં તેનો અડધો ઉલ્લાસ ઓસરી ગયો. હીરૂના અંગ અંગમાંથી લોહી નિચોવાઈ ગયું હતું. ધોળા પૂણી જેવું એનું શરીર બની ગયું હતું અને એની છાતી ઉપર—

'તારી છાતીમાં...' તે બોલતો બંધ થઈ ગયો. હીરૂના વદન ઉપર ઊપડી આવેલી વેદનાની રેખા વચ્ચે તિરસ્કારનાં ઘૃણાનાં વર્તુળો ઊપડી રહ્યાં હતાં. તેની આંખો અંગારા વરસી રહી હતી. એ જાણે કે ઝંખી રહી હતી. 'વેર! વેર!'

'એ ગોળી અહીં છાતીના પાટિયામાં પેસી ગઈ.' એ જાણે લવતી હતી.

'કોણે તને ગોળી મારી, હીરકી? મારી હીરૂના મારતલનું લોહી પીશ.'

'એનું લોહી પીવા તો હું જ આવી છું. કાળા કામના કરનારા. નામરદની જેમ ખડેરની ઓથે છુપાઈ રહીને ગોળી છોડીને પછી ભાગી નીકળ્યો. હવે અહીં ડાંખરો બને છે?'

'ત્યારે...ત્યારે...' સાદુળો મૂંઝાતો હતો.

'બહુ બળ હતું તો સામી છાતીએ આવી જવું'તું ને.'

ખલ્લાસ! કલ્પનાસૃષ્ટિ ઓસરી ગઈ હતી જીવનનું સત્ય સામે ડોળા ફાડી ઊભું હતું.—ત્યારે એ હીરૂ ન હતી. પોતાની ગોળીથી જ વીંધાયેલી હીરૂનું એ પ્રેત હતું! સાદુળાના વાચા બંધ થઈ ગઈ. પાછા પગે ત્યાંથી નાસી છૂટવાની તે કોશિશ કરવા લાગ્યો.

પરંતુ ક્યાંય છટકવા બારી ન હતી. તેની ચારે બાજુ પ્રેતસૃષ્ટિના અસંખ્ય જીવ ખાઉં ખાઉં કરતા ડોળા ડબકાવી રહ્યા હતા. 'વેર! વેર!'ના કારમી ચીસો ચારે તરફથી ઊઠી રહી હતી. એ ભૂતાવળની વચ્ચે સાદુળો ભાન ભૂલી રહ્યો હતો.

'વેર લઈશ ત્યારે જ મને શાંતિ થાશે.' હીરૂ બોલતી હતી.

'વેર! વેર!' ભૂતો ચીસ પાડતાં હતાં.

'એ જ ગોળીથી તારાં હૈયાં ચીરી નાખીશ.'

તે સાથે એક કારમી ચિચિયારી ચોતરફથી ઊઠી. સાદુળો ધબ દઈને ધરણીએ ઢળી પડ્યો ચારે બાજુની ભૂતાવળ અઘોર અટ્ટહાસ્ય કરી ઊઠી.

: ૭ :

હીરૂનું ખૂન થઈ ગયું હતું. ખૂનીની તલાશ માટે પોલીસ આકાશ-પાતાળ એક કરી રહી હતી. ખૂન

સાદુળાએ જ કરેલું એ બાબત તો શંકા જ ન હતી. એટલે પોલીસ કામગીરીએ ચડેલો આ ગુનો પોલીસની દૃષ્ટિએ ઘણો ગંભીર હતો. ગંભીર એટલા માટે હતો કે આ કુટુંબોનો આગલો ઇતિહાસ જોતાં ફરી પાછી ખૂનખરાબાની પરંપરા શરૂ થવાની પોલીસને બીતિ હતી. એટલે ગુનેગારને વહેલી તકે કબજે કરી ગુનાનું ઉગમસ્થાન દાબી દેવું ઘણું મહત્ત્વનું હતું. કોર્ટ, કાયદો અને પોલીસનો યુગ શરૂ નહોતો થયો તે પહેલાં આ કુટુંબોએ ગમે તેટલા ખૂનખરાબા કર્યા હોય પણ હવે જ્યારે વ્યવસ્થા અમલમાં આવી હતી ત્યારે આ અરાજકતા દાબી દેવાની ખૂબ જ જરૂર હતી. આગળ–પાછળનાં વેર એ કાંઈ કાયદાની નજરે ખૂન કરવાનો પરવાનો ન હતો.

પોલીસે પગેરું કાઢ્યું હતું અને સગડ ગીરની વનરાઈઓમાં અદૃશ્ય થઈ જતાં હતાં. પોલીસ એ સઘન વનરાઈઓમાં ખૂનીની પાછળ અટવાઈ રહી હતી. ખૂનીનો પત્તો મેળવી આપનાર માટે મોટું ઇનામ કાઢવામાં આવ્યું હતું. પરંતુ પોલીસને હજુ સુધી તેમના પ્રયાસમાં સફળતા મળી ન હતી. ખૂની તેમની નજરથી દૂરનો દૂર જ રહ્યો હતો.

પરંતુ એક દિવસ પોલીસને પાકી બાતમી મળી કે સાદુળો સાણાના ડુંગરામાં ભરાયો છે. પોલીસે પોતાના બધા સાથીદારોને એકઠા કર્યા. સાણાના ડુંગરાને ચારે તરફથી ઘેરો ઘાલ્યો. એક પણ છટકબારી રહેવા દીધી નહિ. ખૂબ જ સાવચેતીથી વ્યવસ્થિત રીતે તેઓ ચારે તરફથી આગળ વધવા લાગ્યા. હવે સાદુળો છટકી શકવાનો નથી એની પોલીસને ખાતરી હતી. અને સામે ભરી બંધૂકે સાદુળા જેવો ખૂની હતો, છતાં પોલીસ ઉત્સાહમાં હતી.

તે વખતે નજીકના ડુંગરાની એક ધાર ઉપર પોલીસ ફોજદારે એક બાઈને ઊભેલી જોઈ. આસપાસની હરિયાળી બોમકામાં એનાં ગોધન ચરી રહ્યાં હતાં. અને સ્ત્રી તેનાં રખોપાં કરતી હતી. પોલીસ પાસે પાકી બાતમી હતી. છતાં ફોજદારને ખાતરી કરી લેવાનું મન થયું. ફોજદારે તે બાઈને બોલાવી.

બાઈના રૂપનો કાંઈ પાર ન હતો. તેનાં મેલાઘેલાં લૂગડાંમાંથી તેની કાયાના રંગ માનવીની નજરે પડતાં હતાં. ફોજદાર ઘડીક તો તે બાઈના રૂપ સામું જોઈ રહ્યો. અને બાઈ પણ ફોજદાર તરફ કોઈ નવતર વસ્તુ તરફ જોતી હોય એમ જોતી ઊભી રહી.

'તેં આટલામાં સાદુળાને દીઠો છે બાઈ?' ફોજદારે પૂછ્યું.

'સાદુળો?' બાઈ ફોજદાર સામું હજુ પણ એવી ને એવી દૃષ્ટિથી જોઈ રહી હતી.

'હીરનું ખૂન કરી નાસી ગયો છે તે.'

'મારી બલા જાણે.'

'તું રોજ તારી ગાયો લઈને આ તરફ આવે છે ને!'

'રોજ કાંઈ એક જ સીમમાં આવતાં હશું! જ્યાં ચારાની ગંધ આવે ત્યાં ઢોર ચાલે. હું તો એની પાછળ પાછળ હાલું.'

'તેં તેં સાદુળાને કોઈ દિવસ જોયો નથી!'

'પણ સાદુળો તે છે કોણ? અહીં તો ઘણા માનવી ઘણી યે વાર હડફેટે ચડે.'

'મોટો ધફડો આદમી છે, મોઢે શીળીનાં ચાઠાં છે ને ડાબા ગાલ ઉપર ઘાનો નિશાની છે. જમણે હાથે ત્રાજવાં છે...'

'ને ખભે બંધૂક રાખે છે?'

'હા હા...'

'મોટા મહારાણા જેવો?'

'એવો જ, એવો જ...'

'મારો રોયો. એ તો એક દિવસ મા પક્યો'તો. મને કહે બસ મને પરણ, પરણ ને પરણ.'

'પછી એ ક્યાં ગયો?'

પણ બાઈ તો એની ધૂનમાં મસ્તાન હતી. 'પણ મારી તો પરણે બલા. મેં તો કહી નાખ્યું કે રોયા આજ બોલ્યો ઈ બોલ્યો, ફરી વખત ઈ વાત બોલ્યો તો ધડસો ભાંગી નાખીશ. ખંભે બંધૂક રાખી ફર છ તે તારી કાંઈ બીક લાગવાની નથી, સમજ્યો ને...'

'ત્યારે તો ઈ આટલામાં જ રહેતો હશે?'

'અરે મેં તો એનો એવો હુરિયો બોલાવ્યો કે કૂતરાની જેમ પૂંછડી દબાવતો ભાગી ગયો તે આજની ઘડી ને કાલનો દી.'

'પણ ઈ પાછો સાણાના ડુંગરમાં ભરાણો છે.'

'ભરાય જ ને! સાણામાં તો મારાં રાજ. આવી તો જોવે!'

'પણ અમને ચોક્કસ બાતમી છે.'

'તમારી બાતમી ખોટી. બે દિવસ પહેલાં હતો ઈ સાચી વાત. પણ પછી તો મેં એને તગડી મેલ્યો. દેન છે એના કે હવે અહીં ફરી પગ મૂકી શકે?' બાઈ બોલી.

'તો પછી...'

'અરે બે દિવસમાં તો ક્યાંનો ક્યાં પહોંચી ગયો હશે. અહીં હવે આવી રહ્યો. કાળઝાળ જેવી બેઠી છું તે...'

તે વખતે ગાયોનાં ધણ એકાએક ભડક્યાં. ગાયો પૂંછડા ઉલાળી ચારેકોર ભાગવા લાગી.

'હે હે. મારા રોયો વળી પાછો ક્યાંથી આવી ચડ્યો?' બાઈ દોડી.

'કોણ છે, કોણ છે?' ફોજદારે એની વાંસે દોટ કાઢી.

'વાઘ-દીપડો, બીજું શું હોય!' બાઈ દોડયે જતી હતી.

'ને સાદુળો?' ફોજદાર વાંસે દોડ્યો જતો હતો.

'તમે એને પકડી રીયા. ઈ તમારા હાથમાં નહિ આવે.' બાઈ એકાએક અદૃશ્ય થઈ ગઈ.

ફોજદાર એના માર્ગ સામું જોઈ રહ્યો. ઘડીકમાં બાઈ ક્યાં અલોપ થઈ ગઈ? એ વિચાર કરતો હતો.

ત્યાં એક પોલીસ પાસે આવી પહોંચ્યોઃ 'સાબ!'

ફોજદાર ચમકી પડ્યો.

'સાદુળાના વાવડ મળ્યા?',

'ઓલી બાઈ તો કહે છ કે સાદુળો તો બે દિવસ પહેલાં સટકી ગયો.'

'પણ સામેના કોતરમાં કાંક જામગરી જેવું ચમકતું'તું.'

ફોજદાર તેની સામે જોઈ રહ્યો.

'ને સાબ! બાઈનું મોઢું જોયું? આબાદ હીરકી જેવું હતું.'

'હીરકી?' ફોજદાર બોલનાર સામે જોઈ રહ્યો.

'રાઘવ મુખીની હીરકી.'

'એનું તો ખૂન થઈ ગયું.'

'એની જેવું જ આબાદ મોઢું હતું.' સિપાઈએ કહ્યું.

'ને વાતની વાતમાં જોયું નહિ ગપટ થઈ ગઈ!' બીજો બોલ્યો.

ફોજદારની વાચા બંધ થઈ ગઈ હતી. તે બોલનાર સામું ફાટી આંખે જોઈ રહ્યો. તેને કપાળે પરસેવો વળી ગયો.

'કોને ખબર છે—' સિપાઈ બોલવા જતો હતો.

'પાછા વળી જાઓ.' ફોજદારે આજ્ઞા આપી,

'ઓલ્યા કોતરમાં કાંક જામગરી જેવું...' બીજો કહેવા જતો હતો.

'હશે કોકની બીડી.' ફોજદારે કહ્યું. અને ફરીથી આજ્ઞા કરીઃ 'પાછા ફરી જાઓ.'

: ૯ :

ભસ્મના ઢગલામાંથી ગોળી હાથ લાગી હતી. તે સાથે જ દેશળના હૈયામાં વેરની આગ પ્રજ્વળી ઊઠી હતી. એ ગોળી એની પ્રિયતમાના હૈયામાં પેસી ગઈ હતી. અંદર પડી પડી ખટકતી હતી. દેશળના હૈયામાં યે એની વેદના થઈ રહી હતી.

માર્ગ-ભૂલ્યા પ્રવાસીની જેમ એની મતિ મૂંઝાઈ રહી હતી. વેરનો હુતાશ ધખતો હતો, પરંતુ એકે ય માર્ગ સૂઝતો ન હતો. અને એ ઢગલો બનીને ઘરમાં સૂનમૂન પડી રહ્યો હતો.

પરંતુ હીરૂના રાખના ઢગલામાંથી રહી રહીને હજુ ય ભડકા ઊઠી રહ્યા હતા. એની ચિનગારીઓ ઊડી ઊડીને દેશળને ડાંભતી હતી. ખીસામાં પડી પડી ગોળી એના પડખામાં ખટકતી હતી. સામે ઊભી ઊભી આકૃતિ પોકારતી હતી, 'વેર! વેર!' વાતાવરણમાંથી એના પડઘા ઊઠી રહ્યા હતા. નાડીના ધબકારા અવિરત ધારાથી વેરનો જાપ જપી રહ્યા હતા.

અને દેશળ પણ એક દિવસ પોકારી ઊઠ્યોઃ 'વેર! વેર!'

તે આળસ મરડીને ઊભો થયો. આખા ઘરમાં તે ફરી વળ્યો. ઘરનો ખૂણેખૂણો જોઈ વળ્યો. તે કાંક શોધી રહ્યો હતો. શું શોધી રહ્યો હતો તેની કોઈને ખબર ન હતી. નોંધલો એની પાછળ પાછળ મૂકની જેમ ફરતો હતો. ભાઈના આ ચેનચાળા એને સારા નહોતા લાગતા.

ઘરના પેટી-પટારા ઉઘાડવા તેણે પ્રયાસ કર્યો. પરંતુ પટારાને મણ મણનાં તાળાં માર્યાં હતાં. આજ દિવસ સુધી ઉઘાડા પડી રહેતા પટારાને શું કામે તાળાં માર્યાં હશે? ગામમાં ચોરડાકુની બીક લાગતી હશે શું?

આખરે થાકીને તેણે નોંધલાને પકડ્યો, 'નોંધલા!'

'કેમ ભાઈ!' નોંઘલો દેશળ સામું જોઈ રહ્યો.

'એલા ઘરમાં તો સારો એક હથિયાર હતાં!'

'હથિયાર!' નોંઘો હથિયારની વાત સાંભળી ચમકી ગયો.

'એ બધાં હથિયાર ક્યાં ગયાં? મારી બંધૂક ક્યાં?'

'હથિયાર તો...હથિયાર તો...' નોંઘો બોલી શક્યો નહિ.

'ક્યાં ગયાં એ બધાં હથિયાર?'

'હથિયાર તો ભાઈ પોલીસે કબજે કર્યાં.' આખરે નોંઘાને જવાબ જડી ગયો.

'પોલીસ શું કામ કબજે કરે?'

'ઘરમાં ખૂન થાય પછી પોલીસ કબજે કરે જ ને.'

'પણ ખૂન તો બીજાએ કર્યું હતું. એ ક્યાં આપણું હથિયાર હતું?'

'તો ય કબજે કરે ભાઈ. તમે એમાં ન સમજો.'

'તો આ પેટી–પટારાને તાળાં શું કામ માર્યાં છે?'

'પોલીસની બીકે જ તો.'

'એમાં ય પોલીસની બીક?'

'જપ્તી લે ભાઈ જપ્તી. એ તો રાજદરબારના મામલા. તમે એમાં ન સમજો.'

'તે બાપુની બંધૂક પોલીસ લઈ ગઈ?'

'ના.'

'ત્યારે ઈ ક્યાં છે?'

'ઈ તો બાપુ કને છે.'

'બધાં હથિયાર લઈ લીધાં ને બાપુની બંધૂક કામ ના લીધી?'

'ઈ તો પરવાનાવાળી.'

'મારી બંધૂકનો ય પરવાનો હતો.'

એનો જવાબ નોંઘાએ ન આપ્યો.

'એલા બાપુની બંધૂક ક્યાં છે?' થોડી વાર રહીને દેશળે નોંઘાને પૂછ્યું.

'બાપુ કને.'

'તે હારે ને હારે જ રાખે છે?'

'હારે જ રાખે ને. હથિયાર કાંઈ રેઢું મુકાય?'

'રાતે ય હારે?'

'રાતે ઓશીકા હેઠળ–પણ ભાઈ! હથિયારની વાત કાં કરો? તમારે હથિયારને શું કરવાં છે?'

'હથિયારને મારે શું કરવાં છે!' તે પપળ્યો. થોડી વાર રહીને બોલ્યો: 'હથિયારને મારે શું કરવાં હોય? આ તો નવરો બેઠું છું તે બેઠો બેઠો કાટ ચઢ્યું.'

'આપણે એવું કાંઈ કરવું નથી.' નોંઘાએ કહ્યું.

'પણ હથિયાર જ નથી ને.'

'હા હથિયાર જ ક્યાં છે?'

ને દેશળ પાછો પથારીમાં પડ્યો.

અડધી રાતે એ પથારીમાંથી બેઠો થયો. નોંઘલો ઓશરીમાં પડ્યો પડ્યો ઘોરતો હતો. ઓશરીમાં નોંઘા સિવાય બીજું કોઈ ન હતું. તે બહાર આવ્યો. ચારે તરફ નજર કરી, કોઈ જ ન હતું.

ડેલીના ખાનામાં બાપુ ખાટલો ઢાળીને સૂતા હતા. એમના ઓશીકા નીચે એ જોટાળી બંધૂક હતી. દેશળ ચોરપગલે ડેલીમાં આવ્યો અને તરસભરી આંખે બંધૂક સામું જોઈ રહ્યો. એ બંધૂક મળી જાય તો!

એનું અંતર 'વેર! વેર!' પોકારી રહ્યું હતું. એની નજર બંધૂક માથે ચોંટી હતી.

પરંતુ બંધૂક તો બાપુએ બરાબરની દબાવી હતી. એને સેરવી લેવી મુશ્કેલ હતું. બાપુની તો કાગનિંદર. જરાક સંચળ થાય કે જાગી જાય. એમના ઓશીકા હેઠેથી બંધૂક શે લીધી જાય? તો ય એને એ બંધૂક જોતી હતી.

ખીસામાં ગોળી હતી. એ ઊંચીનીચી થતી હતી. પરંતુ બંધૂક વિના એને ધરબવી શેમાં? દેશળ મૂંઝાઈ રહ્યો હતો, એકદષ્ટ બંધૂક સામું જોઈ રહ્યો હતો.

ત્યાં તો ડેલીનું બાર ખખડ્યું. દેશળ ચમકી ગયો. ખૂણામાં એક ફાડી પડી હતી તેની ઓથે લપાઈ ગયો.

બારણું ખખડ્યું ને બાપુ જાગી ગયા. 'કોણ ઈ!' જવાબ ન મળ્યો. બારણું ફરીથી ખખડ્યું.

'કોણ છે!'

જવાબમાં બારણું ફરીથી ખખડ્યું.

'અત્યારે મારું સાળું કોણ છે!' બાપુ ઊભા થયા. ઘડીક પથારીમાં બેઠા. બારણું ખખડતું બંધ થયું 'હશે કોક ઢોર–ઢાંખર.' તેમણે ફરીથી પથારીમાં લંબાવ્યું.

ત્યાં તો બારણું જોસથી ખખડ્યું.

ઊભા થઈને બાપુએ ડેલીની બારી ઉઘાડી. બહાર નજર કરી. બહાર કોઈ જ ન હતું. રેઢું રખડતું ઢોર પણ શેરીમાં ન હતું. પવન પડી ગયો હતો. પાંદડું યે

નો'તું ફરકતું 'આ તે મારું સાંભળ્યું શું!' બાપુએ બારી-માંથી બહાર નીકળી રસ્તા ઉપર નજર ફેરવવા માંડી.

કોઠી પાછળ સંતાઈ બેઠેલો દેશળ બાપુની હિલ-ચાલ જોઈ રહ્યો હતો. એના કાનમાં કોઈકે કહ્યું: 'લઈ લે.'

'બાપુ આવી પહોંચશે તો!' એના મનમાં પ્રશ્ન થયો.

'લઈ લે.' અવાજે ફરી કહ્યું.

'બાપુ આવશે ને બંધૂક નહિ જુએ તો!'

'લઈ લે.' અવાજ કહેતો હતો.

દેશળ ઊભો થયો. ધીમે ધીમે બાપુની પથારી તરફ ગયો. અવાજ ન થાય એ રીતે બંધૂક ઉપાડી લીધી. પાછો કોઠી પાછળ સંતાઈ બેઠો.

'મારા સાળા રાતેય સખે સુવા દેતા નથી. અળવીતરા!' બબડતા બબડતા બાપુ અંદર આવ્યા અને પથારીમાં લંબાવ્યું. થોડી વારમાં તો એમનાં નસકોરાં બોલવા લાગ્યાં.

'હવે કોની વાટ જુએ છે!' અવાજ આવ્યો.

દેશળ ઊભો થઈ ગયો. તેનો હાથ પકડીને કોઈ તેને ખેંચી રહ્યું હતું. તે ઢસડાયે જતો હતો.

'બારી ઉઘાડી છે.' અવાજે કહ્યું.

દેશળ ઢસડાયો. બારીમાંથી બહાર નીસરી ગયો. તેણે આસપાસ એક નજર કરી. બહારની દુનિયા એક-રાગે લવી રહી હતી: 'વેર! વેર!'

પ્રતિહિંસાના ઓળા ચારે તરફ ઊડી રહ્યા હતા. એ બધા જાણે પોકારી રહ્યા હતા: 'વેર! વેર!'

દેશળનું હૈયું તે સાથે સૂર પુરાવી રહ્યું: 'વેર! વેર!'

અને ખંભે બંધૂક ભેરવી અજાણી દિશામાં તેણે દોટ દીધી.

કોઈક જાણે તેની આગળ આગળ દોડતું હતું. એને પગલે પગલે એ વળી રહ્યો હતો.

: ૯ :

દોડ્યો જ જાય છે, દોડ્યો જ જાય છે. ક્યાં જાય છે એની એને ખબર નથી. કોણ દોરી જાય છે એની એને ગતાગમ નથી. કોઈ અજાણ્યા માર્ગે વેરની ધૂનમાં એ ધસ્યો જાય છે. દિશાઓએ બાર ઉઘાડી દીધા છે. આડાં આવરણ અળગાં કર્યાં છે. પ્રતિહિંસાને પડછાયે પડછાયે એ વેરીને અને વેરને શોધતો આગળ આગળ વધ્યો જાય છે.

એના ખીસામાં પડી પડી ગોળી અધીરી બની રહી છે. એ ગોળીએ એની પ્રિયતમાની છાતી વીંધી નાખી હતી. વેરીનાં કાળજાં શોધતો તે આગળ ચાલ્યો જાય છે.

કોઈ એને પાછળથી ધક્કા મારી રહ્યું છે. આંગળી ચીંધી ચીંધીને કોઈ એને મારગ બતાવી રહ્યું છે. ઘનઘોર અરણ્યની વાટે વેરાન ડુંગરાની વસમી કેડીએ, વિકટ કોતરોમાં થઈને એ આગળ અને આગળ ચલ્યો જ જાય છે.

સાદુળાને વનવગડાનાં વાસ હવે તો અકારા થઈ પડ્યા છે. ઝાડવે ઝાડવે અને કોતરે કોતરે એને પ્રતિહિંસાના ઓછાયા દેખાય છે. કાળની ખંજરી બજી રહી છે, પ્રલયનું તાંડવ આરંભાયું છે. ખોપરીનાં ખપ્પર હાથમાં લઈ લઈને જોગણીઓ અનેક રૂપે તેની આસપાસ મૃત્યુના રાસ લઈ રહી છે. લાંબી લાંબી જીભ લબલબાવતા, મોટા મોટા પાવડા જેવા નખ દેખાડતા, કરાળ રૂપ ધારણ કરેલા અનેક ભૂત વેંતાલો તેની સામે દાંતવડકિયાં કરી રહ્યા છે. તે પણ નાઠો જાય છે. દિશા એને માર્ગ સુઝાડતી નથી, કોઈ એને સંઘરતું નથી. રઘવાયા જીવે તે આમથી તેમ ને તેમથી આમ અટવાઈ રહ્યો છે.

પોલીસના રખડપાટનો પણ પાર નથી. બાતમી મેળવી મેળવીને તે સાદુળાનો કેડો પકડે છે. હમણાં પકડ્યો, હમણાં પકડ્યો એમ થાય છે. ત્યાં તો પ્રતિહિંસા પહોંચી વળે છે. પોલીસનાં દળકટક ઊંધી દિશાએ દોડે છે. અને સાદુળાનો પત્તો મળતો નથી. પોલીસનાં દળ પણ ઘોર અટવીમાં અવિશ્રાંત ભટકી રહ્યાં છે.

અને પ્રતિહિંસા અનેક રૂપે સર્વ સ્થળે ઘૂમી રહી છે. ઘડીકમાં તે પોલીસને ભુલાવામાં નાખી દે છે, ઊંધે રસ્તે ઉપાડી જાય છે, ઘડીકમાં તે સાદુળાને રઘવાયો કરી એક સ્થળેથી બીજે સ્થળે હાંકે છે, ઘડીકમાં તે દેશળને માર્ગદર્શન કરાવવા પહોંચી જાય છે. અહીંતહીં બધે પ્રતિહિંસા ફરી વળી છે. એના વેગનો પાર નથી. એની પ્રકૃતિને સીમા નથી.

અને એક દિવસ પ્રતિહિંસા દેશળને સાદુળાને

સામેસામ આવી મૂકે છે. 'લે રહ્યો તારો વેરી. ગોળી તો તારા ખીસામાં છે ને!' પ્રતિહિંસા પોકારી ઊઠે છે.

સામેના કોતરમાં સાદુળો ભરાયો છે. પોલીસની બીક એને સતાવી રહી છે અને એથી વિશેષ બીક તો એને-એની આસપાસ ભેગી મળેલી ભૂતાવળની લાગે છે. ઘડીક શ્વાસ લેવા એ કોતરમાં ભરાયો છે. દેશળ ભરી બંધૂકે કોતરને મોઢે ઊભો હશે એની તો એને કલ્પના સરખી પણ નથી. ઘડીક આરામ મળે તો—ઘડીક શરીરને સુવાણ થાય તો—એમ ધારીને એ કોતરમાં ભરાયો છે.

પણ પ્રતિહિંસા એને જંપવા દે તેમ નથી. કોતર આખું ભડકે બળી રહ્યું છે. અનેક સર્પવીંછી જાણે કે એમાં ફુંફાડા મારતા અને વિષ વાગોળતા પડ્યા છે. પથ્થરે પથ્થરને જાણે કે આકાર પ્રગટ્યો છે અને એ આકારમાં ભૂત-પ્રેતનાં અવનવાં રૂપો—કોઈક આંખના અંગારા વરસતા, કોઈક લાંબી જીભ લબલબાવતા, કોઈક મોટા દાંત કચકચાવતા, હાડપિંજરનાં માળખાં જેવાં કે મોટા મોટા ભેંસાસુર જેવા, માથા વિનાના અને રૂંઢમાળ પહેરેલા, મોટી મોટા રુવાંટીવાળા અને કાળાં કાળાં વદનવાળા—એવાં એવાં અનેક રૂપો સાદુળાની આંખ સામે તરવરી રહ્યાં છે. બે ઘડીનો વિસામો પામવાને તે આવ્યો છે, ત્યાં તો આખું કોતર એને ખાઈ જવા તૈયાર થઈ ગયું છે.

સાદુળો ત્યાંથી પણ નાસવા જાય છે. પણ જેવો કોતરની બહાર નીકળવા જાય છે તેવો જ સામે દેશળને જુએ છે. દેશળ ભરી બંધૂકે કોતરની સામોસામ ઊભો છે. એની જ જાણે વાટ જોઈ રહ્યો છે.

સાદુળાએ એને જોયો. પાછળ ભૂતાવળ ખદબદી રહી છે, સામે કાળ જેવો દેશળ ભરી બંધૂકે ઊભો છે. દિશાનાં બારણાં જાણે દેવાઈ ગયાં છે. મૃત્યુ તેનો કોળિયો કરી જવા મોં ફાડી રહ્યું છે.

સાદુળો ઘડીક તો થંભી ગયો છે, પણ બીજી પળે સાવધ બને છે. એની પાસે પણ ભરેલી બંધૂક છે. ભૂતાવળના ટોળાને એની ગોળી અસર કરતી નથી, પરંતુ એની જામગરી હજુ સળગે છે, માનવીનાં હૈયાં વીંધી નાખવાનું તો એ બંધૂકમાં સામર્થ્ય છે. કોતરના અંધારા ખૂણામાં ઊભો ઊભો તે દેશળની દૃષ્ટિએ પડ્યા વિના તેને વીંધી નાખી શકે તેમ છે.

સામેનો માર્ગ મોકળો થાય તો દુનિયા હજુ પણ વિશાળ હતી અને ભૂતાવળ વિહોણો કોઈક ખૂણો તો મળી આવશે એમ એને આશા હતી. તેણે બંધૂક તોળી.

દેશળ સ્વસ્થ ચિત્તે ઊભો હતો. એની બંધૂક તૈયાર હતી, પણ એની દૃષ્ટિ કોતરના ઊંડાણનાં અંધારાં વીંધી શકતી ન હતી અને સાદુળો બરાબર સામો છતાં દેશળની નજરે પડતો ન હતો. એ તો સાદુળાના બહાર નીકળવાની વાટ જોતો હતો.

પણ સાદુળાએ આ તક જવા દીધી નહિ. એણે જામગરીને ફૂંક મારી સતેજ બનાવી, બરિયાનમાં ચાંપી. તે સાથે આખું કોતર અનેક મુખે એકાએક ચીસ પાડી ઊઠ્યું. સાદુળાના હાથ ઉપર કોઈની ઝાપટ લાગી. બંધૂકમાંથી ભડાકો થયો, પરંતુ તેનું મુખ અવળી દિશામાં હતું. તેની ગોળી સરસરાટ કરતી કોતરના પથ્થરોને ભટકાણી. ધસી આવતી ભૂતાવળની જેમ કોતરના પથ્થરો ચારે તરફથી ઊડી ઊડીને સાદુળા ઉપર આવી પડ્યા.

બંધૂક તેના હાથમાંથી સરી પડી. તે ભાગ્યો. એક કાળના મુખમાંથી બીજા કાળના મુખમાં જઈને પડવા તેણે દોટ દીધી.

કોતરની ભૂતાવળની દેશળને ખબર ન હતી. પરંતુ બંધૂકનો ભડાકો તેણે સાંભળ્યો. તે ચમકી ગયો. પરંતુ બીજી જ પળે સાવધ બનીને તે ઊભો રહી ગયો.

સાદુળો કોતરમાંથી બહાર નીકળતો હતો.

દેશળની બંધૂક તોળાણી. ભડાકો થયો. તે સાથે ચારે તરફથી અટ્ટહાસ્યનો ઘોર નિનાદ વાતાવરણમાં ફરી વળ્યો. સાદુળો લોહીમાં લથબથ બનીને ધરતીએ ઢળી પડ્યો હતો.

પ્રતિહિંસા પૂરી થઈ હતી. એ જ આકૃતિ જે વારેવારે આવીને દેશળને આદેશ દેતી હતી, સાદુળાને જે જંપવા દેતી ન હતી, એ જ હીરુની આકૃતિ સાદુળાના હૈયામાંથી ધખધખ વહેતા રુધિરને ખોબલે ખોબલે પી રહી હતી. એના મુખ ઉપર તૃપ્તિ હતી.

દેશળ જેમનો તેમ સ્થિર ચિત્તે એ દૃશ્ય અવલોકતો ઊભો હતો.



નવા બાબુજીએ ચાલીનું ભાડું ઘટાડયું પણ કોઈ ભાડૂત તે માનવા તૈયાર નહોતો

# ઘરભાડું

લેખક
'મંતોગમ'

આમ તો ઘણા જમીનદારો હતા. પણ જમીનદાર હરદત્ત ચક્રવર્તી જેવો કોઈ જાણીતો થયો ન હતો. એ ખૂબ જાણીતો થયેલો તેનું એક જ કારણ—તેની કંજૂસાઇ હતી. તેની લાંબી કારકિર્દી દરમિયાન અપવાદ રૂપે પણ કોઈ પ્રસંગે તેણે રાતી પાઈ જતી કરી હોય તેવું કોઇને યાદ નથી.

અઢળક સંપત્તિનો માલેક હોવા છતાં હરદત્તને કોઈ સંતાન હતું નહીં. લોકો કહેતાં: 'બીજાના ઉપયોગ માટે અંતે એ દ્રવ્યનો ઉપયોગ થશે. બીજા માટે એ ધન ભેગું કરવાનું પાપકર્મ કરે છે.' એ પાપકર્મ હતું કે શું હતું એ વાત બાજુ પર રહેવા દઈએ. પણ થયું એવું કે દવા પાછળ થોડોક ખર્ચ કરવા જેટલો સમય આપ્યા વગર એક દિવસ એકાએક તેઓ રામશરણ થયા. એ પરલોકની અજાણી યાત્રામાં લૂંટાઈ જવાના ભયે કે ગમે તે કારણે તેઓ પોતાની ગાંઠે નાનીસૂની દમડી પણ બાંધી ગયા નહીં.

તેનો બધો વારસો તેના ભત્રીજા વિપીનબાબુને મળ્યો. સદંતર મતભેદને અંગે કાકો વારસો સોંપી જશે તેવી વિપીનને આશા હતી નહીં. આચાર અને વિચારભેદ વગર મતભેદ સંભવતો નથી. વિપીન મૂળથી હરદત્તથી વિરુદ્ધ પ્રકૃતિનો હતો. હરદત્તે એને પોતાની તાલીમ આપવા ખૂબ યત્ન કર્યા પણ એ પત્થર પર પાણી સમાન નીવડ્યા. વિપીન આગ્રા ચાલ્યો ગયેલો અને ત્યાં 'ભદ્ર' નાગરિક તરીકે તેણે ખ્યાતિ મેળવેલી.

વારસો મળ્યો કે તુરત તેની વ્યવસ્થા કરવામાં તે પડી ગયો. કાકાનું દ્રવ્ય તેને વારસામાં મળ્યું હતું પણ કંજૂસાઇ નહીં એમ તે બબડ્યા કરતો. સ્થાવર–જંગમ મિલકત તપાસતાં તે 'હરદત્તની ચાલી' નામથી ઓળખાતા મકાનના પ્રકરણ પર આવ્યો. તેને ખબર પડી કે ૧૮૬૫માં ૩૭૦૦૦ રૂપિયાથી ખરીદેલું આ મકાન, જેમાં સમરાવીને નવી સગવડતાઓ આપવામાં આવી નથી એ મકાનની વાર્ષિક આવક રૂપિયા ૮૦૦૦ની છે.

'આ તો બહુ કહેવાય!' તે વિચારવા લાગ્યો. 'કાકા તો મખ્ખીચૂસ હતા. મારા જેવા 'ભદ્ર' ગણાતા માણસે માણસાઈ બતાવવી જોઈએ. હું એમ લૂંટારો નથી. હું ભાડૂતો પાસેથી ભાડું ઓછું લઇશ.' આ વિચાર કરી, જાણે કાકાના કર્યા પર પાણી ફેરવતા બેઠા હોય તેવી મુખમુદ્રા ધારણ કરી તેણે વિષ્ણુદાસને બોલાવ્યો. વિષ્ણુદાસ હરદત્તનો સમવયસ્ક અને મિત્ર સમો જૂનો ગુમાસ્તો હતો. હરદત્તનો વિચાર-વારસો તેને સંસર્ગદોષને અંગે મળી ગયો હતો. હરદત્ત અને વિષ્ણુદાસ બંને પૈસા બાબતમાં કંજૂસ ગણાતા પણ કોઈને ગાળો દઈ પાડી દેવાની બાબતમાં તેની શબ્દરૂપાવલિની તોલે આવે એવો ઉદાર કોઈ શોધ્યો જડે તેમ ન હતો.

'વિષ્ણુદાસ! તમે આજે જ જાઓ અને 'હરદત્ત ચાલી'નાં બધાં ભાડૂતોને જાહેર કરો કે ચાલુ મહિનાથી તેમના રહેઠાણનું ભાડું ૨૫ ટકા ઘટાડવામાં આવેલ છે.'

'ભાડું ઘટાડવામાં આવે છે!!!' આવો શબ્દ વિષ્ણુદાસે જિંદગીમાં હજી સુધી શેઠ પાસેથી સાંભળ્યો ન હતો. એવો શબ્દ જ હોઈ શકે એવી તેને કલ્પના સુદ્ધાં ન હતી. આ શબ્દ તેને પત્થર પેઠે વાગ્યો. માથા પર હાથ મૂકી આંખો પટપટાવી તે સ્વસ્થ થયો.

'ભાડું ઘટાડવું!! ભાડું!! ઘટાડવું!!' વિષ્ણુદાસે કહ્યું. 'આપ બાબુજી મારી મશ્કરી કરો છો! ના, ના. આપ ભાડું વધારવાનું કહો છો. બરાબર છે. ભાડું વધારવું છે.'

'નહીં.' વિપીને ગુસ્સે થઈ કહ્યું: 'હું બરાબર કહું છું કે 'હરદત્તની ચાલી'નું ભાડું ૨૫ ટકા ઘટાડવું છે. તમે આજે કહી આવો—ભાડું ઘટાડવું છે.' વિપીને 'ઘટાડવું' શબ્દ પર ભાર મૂક્યો.

'અરે! અરે! બાબુજી! આપનું માથું દુઃખે છે? પાણી મંગાવું! પટાવાળા, શેઠજી માટે પાણી લાવ.' વિપીન તરફ શંકાભરી આશ્ચર્યપૂર્ણ નજર કરી વિષ્ણુદાસે કહ્યું.

'મારે પાણી નથી જોઈતું.'

'વૈદ્ય-દાક્તરને બોલાવી મંગાવું, બાબુજી!'

'વિષ્ણુદાસ! મારી તબિયત સાવ સારી છે. ચિંતા ન કરો. તમે બીજી રીતે વિચારી શકતા નથી તેથી તમારા માથાની દવા થવી જરૂરી છે. તેને માટે હું વૈદ્ય ને દવા બંને શોધી કાઢીશ. અત્યારે તમે જાઓ. અને મારા હુકમ મુજબ અમલ કરો. સમજ્યા!' જરા

ડકે અત્યારે વિપીનને કહ્યું.

'હાજી.'

'શું!'

'આપે કહ્યું તે.' વિષ્ણુદાસે કહ્યું.

'મેં શું કહ્યું?'

'મકાન વિષે.'

'શું મકાન વિષે! ભાડૂતોને કહો કે ચાલુ માસથી ભાડાના દરમાં ૨૫ ટકાનો ઘટાડો કરવાનો છે.'

'સમજ્યા?'

'હાજી.'

'જાઓ. કેમ ઊભા છો?'

'બાબુજી! આવું કદી થયું નથી. આજ તો ભાડું વધારવાનો રેમ છે, વધારવાનો. ભાડું ઘટાડશો તો લોકો આપને વિષે શું ધારશે! ભાડૂતોને કેવું લાગશે?'

'એ મારે જોવાનું છે. તમે મારા હુકમ પ્રમાણે કરો.'

'બાબુજી! આ નવું કામ છે. જાણું છું. સમજાતું નથી પણ જાઉં છું.' કહી વિષ્ણુદાસ ચાલ્યો ગયો.

એનું બધું વિચારતંત્ર અટવાઈ ગયું. આ નવીન અનુભવનો પ્રસંગ હતો. એને તે સાચો ગણી શક્યો નહીં. ઉમરનું ચિહ્ન ગણી તેણે આંગળી કરડી જોઈ ને વિચારવા લાગ્યો. 'ભાડું ઘટાડવું! ભાડું! એ કેમ બાની શકાય! ભાડૂતે કોઈએ કોઈ ફરિયાદ કરી નથી. ફરિયાદો કરી હોય તો તો જરૂરી વાત. આ તો ઊલટું ભાડૂતો સારા છે. ખુશી થઈને ભાડું આપે છે. એ વખતે ભાડું ઘટાડવું! જો હરદત્ત ચક્રવર્તી એ જાણી જશે તો! તો તો મસાણેથી પાછો આવશે! ભૂત થઈને વળગશે. વિપીનને તો ઠીક પણ મારી ચોટી પકડીને કહેશે કે તું જૂનો નોકર થઈને આ શું કરવા બેઠો! હેં! હરદત્ત ચક્રવર્તી! ધન એકઠું કરવા તો જીવતો હતો. હું ભાડું ઘટાડવા જઉં! મરાઈ જ જાઉંને! બાપ રે!'

'હરદત્ત ચાલી'ના આઉટ હાઉસમાં વિષ્ણુદાસ રહેતો હતો. તે નિયમિત ભાડું ઉઘરાવતો ને શેઠના બીજા કામમાં જોડાતો. આજે જ્યારે સાયંકાળે ઉપરના વિચાર કરતો કરતો તે ઘેર આવ્યો ત્યારે તેની સ્ત્રી આશ્ચર્ય પામીને બોલીઃ 'શું થયું છે તમને!'

'મને? કાંઈ નથી થયું!'

'ના, ના. જે હોય તે કહો, હું કેં ડરતી નથી. નવા બાબુજીએ રજા આપી! પગાર કાપ્યો?' તેની સ્ત્રીએ પૂછ્યું. આનંદા નામની તેની યુવાન પુત્રી પણ નજીક આવી ગઈ. 'તમે કૈંક છુપાવો છો બાપુજી!' આનંદાએ કહ્યુંઃ 'તમારું મોઢું કાળું મશ કેમ થઈ ગયું છે?'

'મારું મોઢું! હેં, હેં! વાત એમ છે કે આ સામેની ચાલીનું ભાડું ઘટાડવાની શેઠે વાત કરી છે. હુકમ કર્યો છે.'

'હા, હા, હા,' પેટ ભરીને મા-દીકરી હસવા લાગી. 'શેઠે ટીંચીને હુકમ કર્યો હશે! જુવાનડો ખરો ને? સમજ્યા વગર બોલે.'

'ના, ના. પૂરો કાબેલ છે. માથું ઠેકાણે હતું.' વિષ્ણુદાસે કહ્યું.

'હોય નહીં.' તેની સ્ત્રીએ કહ્યું. લેખિત આપ્યું છે? કાલે સવારે કે'શે, 'જા, જા. હુકમ બતાવ. કોને પૂછીને ભાડું ઘટાડવાનું કહી આવ્યો?' એ હરદત્તનો ભત્રીજો છે. આજ આમ કહ્યું, કાલ સવારે ચોટલી પકડશે.'

'તારી વાત ખરી છે. ભારે પક્કી બાઈ છો તું. તારે લીધે જ મારે આબાદાની છે.' વિષ્ણુદાસે કહ્યું.

'હા હા. પણ તમે અત્યારે જ શેઠ પાસે જઈને લેખિત હુકમ લઈ આવો.'

'હું અત્યારે? રાતે?'

'રાતે શું છે? આ ઉમરે તમારે કરવા જેવું શું છે?'

'મારે?' વિષ્ણુદાસે કહ્યું. 'આમ તો કાંઈ નહીં પણ હરદત્ત શેઠના વિચાર આવ્યા કરે છે.'

'લોય! કો'ને કે ભૂત દેખાય છે! હાલો હું ભેગી આવું.' કહી તે તૈયાર થઈ.

વિષ્ણુદાસ તેની સ્ત્રીને સાથે લઈ લેખિત હુકમ લઈ આવ્યો.

હુકમ તો લીધો પણ વિષ્ણુદાસનું મન માનતું ન હતું. તેણે કહ્યુંઃ 'હરદત્તનું અન્ન હજુ આ શરીરમાં છે એટલે એના ઘરનું મારે ધ્યાન રાખવું જોઈએ. વિપીનબાબુની આ બેવકૂફી છે. એના સગાસાઈને બોલાવીને આપણે હકીકત જાહેર કરીને કહેવું જોઈએ કે આ નરી બેવકૂફી છે, નરી બેવકૂફી!'

'વિપીનબાબુના સગામાં કોઈમાં ચપટી મીઠું હોય તેમ હું માનતી નથી. એને કહેવા જાશો તો આ ઉમરે શેંટલો ખોશો.'

'તું ભારે પક્કી અક્કલવાળી બાઈ છે.' વિષ્ણુદાસે કહ્યું. 'ભલે જે થાતી હોય તે થાય. આપણે તો હુકમ પ્રમાણે અમલ કરનારા.'

બીજે દિવસે વિષ્ણુદાસ પોતાનાં કપડાં પહેરી, પાઘડી બરાબર ગોઠવી, ખેસ લગાવીને ચાલીના દરેક ભાડૂતને ખબર આપવા બહાર નીકળી પડ્યા.

અર્ધા કલાકમાં એ ચાલીનું વાતાવરણ બદલાઈ ગયું. ભારે ધમાલ બોલી ગઈ. દરેક ઓરડામાંથી ભાડૂતો બહાર ધસી આવ્યાં. એક જ માળમાં બબ્બે પેઢીથી વસતાં હોવા છતાં જેઓ સામા મળતી વખતે ઓળખાણ ન બતાવતાં તેવાં ભાડૂતો પણ સામસામા જોરશોરથી વાતો કરવા લાગ્યાં. તેમના અચંબાનો પાર ન હતો.

'આપણા નવા બાણુજીને—ઘરધણીને તમે ઓળખો છો?'

'આ તો ખરેખર બહુ આશ્ચર્યકારક છે.'

'અરે! સાંભળે એ માને નહીં એવી વાત થઈ ગઈ.'

'ઘરધણીએ મારા ઘરનું ભાડું આપમેળે ઘટાડ્યું!'

'૨૫ ટકા નહિ? મારું ભાડું પણ ઘટાડ્યું.'

'ભારે વિચિત્ર! કાંઈક નક્કી ભૂલ થઈ લાગે છે.'

'ભૂલ શું?' વિષ્ણુદાસે કહ્યું. 'આ ઉંમર કાંઈ ભૂલમાં નથી થઈ ગઈ, આ રહ્યો હુકમખત. મને તમે શું સમજો છો?' તેણે મૂછોને સરખી કરતાં આંખો ફેરવીને કહ્યું.

'તમે ૧૦૦ ટકા સાચા અને તમારો આ કાગળ પણ સાચો. કોઈ ના કે'તું નથી. ને તોય હું જાતે આ વાત માની શકતો નથી. બોલો સાહેબ!' શ્યામપ્રસાદે કહ્યું. તે આ ચાલીમાં ૧૫ વર્ષથી રહેતો હતો. બૅન્કમાં નોકર હતો અને ઠીક ભણેલ ગણાતો.

'હું કાંઈ માનતો નથી. જાતે લખીને પુછાવીશ ત્યારે ખાતરી થશે.' તેણે કહ્યું.

રાત્રે બે-ત્રણ ભાડૂતોએ મળીને ઘરધણીને આ બાબતમાં પુછાવ્યું. વિપીને તુરત ઉત્તર વાળ્યો. ભાડામાં ૨૫ ટકાનો કાપ ખરેખર મુકાયો હતો. ઉત્તર વાંચી ભાડૂતોને શંકા થવા લાગી. તેઓ ભાડું ઘટાડવા બાબતમાં પાછળનું કારણ શોધવા લાગ્યા.

'ઘરધણીએ ભાડું શા માટે ઘટાડ્યું?'

'હું એ જ પૂછું છું, એ શા માટે!'

'પાછળ કારણ શું!' બધા વિચાર બતાવવા લાગ્યા.

'મને પહેલાં એમ હતું કે ઘરધણીનું ચસકી ગયું છે. પણ એણે કાગળ લખ્યો છે તેમાં ગાંડપણ દેખાતું નથી. કોઈક ઊંડો ભેદ લાગે છે.' શ્યામપ્રસાદે કહ્યું.

'પણ શું ભેદ!'

અને આ ભેદ શોધવાને ભોંતળિયાથી માંડીને ચોથા માળ સુધીનો એકેએક ભાડૂત પોતાનું મગજ ચલાવવા લાગ્યો. દુનિયાનું આદિ કારણ શોધવાને જાણે અલૌકિક ભેજાંઓ જરાકે નિરાંત વગર ચોંટી પડ્યાં હતાં. દરેક એમ માનતો હતો કે કારણ શોધવું એ અઘરી વાત છે પણ પોતા માટે એટલી અઘરી નથી એટલે જ પોતે જે કારણ શોધી આપે તે કારણ બરાબર હોવું જોઈએ.

એક ભાડૂતે એટલે સુધી કહ્યું: 'આ માણસે જરૂર કોઈ ભયંકર છૂપો ગુનો કર્યો છે અને તેથી પરોપકાર બતાવી સારો કહેવરાવવા આ કામ કરે છે.'

'આ મકાન જ કદાચ ખરાબ રીતે બંધાયું હોય! કાચો પાયો હોય!'

'ઉહ્.' એક ભાઈએ કહ્યું: 'એ આપણે ક્યાં જોવા ગયા હતા, પણ એક વાત ખરી છે કે આ મકાન ઘણું જૂનું છે. દાદા આદમના વખતનું છે.'

'ખરું કહ્યું. ગયે વરસે ખાળકૂવો ખોદતી વખતે યાદ છે ને! પાયામાં લૂણો લાગ્યો છે એવી મીસ્ત્રીએ વાત કરી હતી. સમારકામ થયું હતું!' ભોંતળિયે રહેનાર ભાડૂતે કહ્યું.

'વળી આવા પાયાવાળા મકાન પર બે માળ વધુ ઉતાર્યા! પાયો ભાર શે ખમે!' ચોથે માળે રહેનાર ભાડૂતે કહ્યું.

'એક મિનિટ!' એક ભાડૂને હાથ ઊંચો કરી કહ્યું: 'જરા મૂંગા રહી મારી વાત તો સાંભળો.'

'તમારે શું કહેવાનું છે!' ચારપાંચ ભાડૂને કહ્યું.

'તમને યાદ છે કે નવા ઘરધણી થોડા દિવસ પહેલાં આ મકાન જોવા વરસતે વરસાદે સાંજે આવ્યા હતા!'

'હાં, હા, પણ એ ક્યાં ઉપર આવ્યા હતા!'

'હું એ જ કહું છું. ઉપર શા માટે નો'તા આવ્યા જાણો છો!' ભાડૂને કહ્યું. અને ખોંખારો ખાઈ આગળ બોલ્યો. 'તમે માનો ન માનો પણ નવા

ખોવાયેલું અને શોધાયેલું

# ટેમુલજીનું ટાઇમપીસ

લેખક
મુનિકુમાર મ. ભટ્ટ

ટેમુલજી શેઠ પાસે બાપદાદાની વારાનું એક રોસ્કોપ પેટન્ટ ટાઇમ-પીસ હતું. તે તેમના મમાવાએ રૂપિયા સાતની ગંજાવર કિંમતે વેસ્ટ એન્ડ વૉચ કંપનીની દુકાન શરૂ થઈ તે દિવસે લીધેલું હતું. અને ટેમુલજીને મન તે ઘણું કિંમતી હતું.

એક દિવસ બપોરના ટેમુલજી શેઠના ચાર-પાંચ દોસ્ત આસ્નાવો તેવણની સાથે ચાય-નાસ્તો કરવા આવ્યા. તેમાં સરદાર બહાદુર સાપુરજી, પાલનજી, પેસ્તનજી, જામાસજી, મેરવાનજી, કેકોબાદ, જાંહાંગીરજી વગેરે આવ્યા હતા. ટેબલ ઉપર પાંઉ કાતરીને મૂકેલું હતું અને પાસે રકાબીમાં મરકો હતો. ટેમુલજી શેઠ, બધા દોસ્તો આવે ત્યાં વેર વખત ગુજારવા માટે અવસ્તા ખુલ્લી રાખી અશેમ વોહીનો પાઠ ભણતા હતા. અને વખત જોવા માટે ટાઇમ-પીસ પાસે રાખ્યું હતું. સાથે લાગા પાસેના ટેબલ પરથી સેન્ડવીચ લઈ ધીમે ધીમે મોંહીંમાં ઓરતા હતા. તેવામાં સોરાબ ઇરાનીએ ખબર આપ્યા કે શાપુરજી શેઠ આવ્યા છે. એટલે ટેમુલજીએ ઉતાવળમાં બુકમાર્ક મોઢામાં મૂક્યું અને પાઉં અવસ્તાની વચ્ચે મૂકવા જતા હતા, ત્યાં જ ભૂલ સમજાતાં તે સુધારી લઈ અવસ્તા બંધ કરી શેઠને આવકાર આપવા ઊભા થયા.

એક પછી એક દોસ્તો આવ્યા એટલે વાતોચીતો ચાલી પછી બધા વીખરાય તે પહેલાં ટેમુલજીએ અવસ્તા કબાટમાં મૂકી અને થોડી વારે માલૂમ પડ્યું કે તેમનું ટાઇમ-પીસ ત્યાં હતું નહીં. પહેલાં તો કોઈ કે મશ્કરી કરી હશે તેમ માન્યું પણ પછીથી મામલો ગંભીર બની ગયો, અને રોસ્કોપ પેટન્ટ ઘડિયાળો હવે મળતાં નથી માટે કોઈએ ઉડાવ્યું હસે તેમ ગણી ટેમુલજી શેઠે પોલીસમાં ફરિયાદ નોંધાવી.

ફરિયાદ થઈ ત્યારે હાજર રહેલા બધાએ જુબાની આપી કે ટેમુલજીનું ટાઇમ-પીસ તેઓ બધાએ બરાબર જોયેલું છે, હજારમાંથી તેને ઓળખી આપે. પણ તેઓમાંના કોઈએ તે લીધું હતું નહીં.

ત્યાર બાદ ટેમુલજીએ પોલીસને વધારે ખબર આપી કે શાપુરજી શેઠને જૂની ચીજ એકઠી કરવાનો શોખ છે માટે તેની ઉપર શક છે, પાલનજીનો દીકરો ગાર્ડ છે તેને ઘડિયાળની જરૂર પડે માટે તેની ઉપર શક છે એમ જેટલા તે દિવસે હાજર હતા તેને શકદાર ઠરાવ્યા.

પોલીસનો વડો હોસંગશા ઘરડો ચાલાક અમલદાર હતો. વળી તે ટેમુલજીને ઓળખતો હતો. તેણે કહ્યું કે ઘડિયાળ તો ટેમુલજીના એકાદ ખીસામાં જ પડેલું હોશે પણ ટેમુલજી તો તરિયાપાર આવી ગયા. 'તમે બી શું હોસંગશા, મને કાંઈ ગંધેરો સમજ્યો કે બાવા. હું એટલું બી ધક ધ્યાન મારું ચરવા જતું હોસે?'

હોસંગશાહ મૂંગા રહ્યા.

બીજી તરફ જેમ જેમ દોસ્ત આસ્નાવોને ઘેર ઝડતી થવા લાગી તેમ તેઓ ટેમુલજી તરફ ગુસ્સે થવા લાગ્યા અને ટેમુલજી સાથે કોઈ વાત બી કરે નહીં તેવું બની ગયું. અને ટેમુલજી બી એરડિયાનો જોલાબ લીધા જેવું ડાચું કરી ફર્યા કરે.

છ માસ વીતી ગયા. જમશેદી નવરોઝને દિવસે કાંઈ કામ સબબ કબાટમાં અભરાઈ એથી અવસ્તાનું પુસ્તક કઢાવ્યું અને ઉઘાડીને જોતાં તેમાંથી રોસ્કોપ પેટંટ પેલું ટાઇમ-પીસ નીકળી પડ્યું.

વાત સાંભળી હોસંગશાએ કહ્યું: મારો નકામો ટાઇમ ગુમાવ્યો.

શાપુરજી સરદારે કહ્યું: મારા મગજની પીસ ગુમાવી.

ટેમુલજીએ કહ્યું: પણ મેં તો બેઉ ગુમાવ્યાં હતાંની.

હોસંગશાએ કહ્યું: બેઉ સારાં ગુમાવ્યાં, ખરેખાત તો ભેજું જ ગુમાવ્યું હતું તેમ બોલોની.

અને ફરી ટાઇમ-પીસ જડ્યાની ખુશાલીમાં નાસ્તો કરી ટેમુલજીએ ખરેખર શું ગુમાવ્યું તેનો વિચાર કરતાં બધાં છૂટાં પડ્યાં.

જેમાં ભારથો આરુડી કબરી કલાલણની મહેમાનગતી માણવા નીકળી પડે છે

# સગાઇ સંગાર

લેખક
મયૂર

ઘેરે જઈ-કરીને કલાલણે મહેમાનને ઓરડીમાં રંગત ઢોલિયો ઢાળી દીધો છે. ઉપર મખમલ મશરૂની તળાઈ અને ગાલમસૂરિયાં ગોઠવી દીધાં છે ને નવી નોઆર કિનખાબના ગુદા ભરેલી ધડકી પાંગતે મૂકી દીધી છે. રૂપ-રૂપના અવતાર જેવી બે બાઈઓ મહેમાનની સરભરામાં ખડે પગે ઊભી છે. એમને મુખે મરકલડાં પડે છે ને ગાલ ઉપર ગુલાબનાં ફૂલ ઊપસ્યાં છે. એ બોલે છે ત્યારે જાણે સોદાગરનાં સોણાં સાંપડે છે.

એક બાઈએ મહેમાનની ઘોડી ઘોડારમાં બાંધી દીધી છે ને બીજીએ મહેમાનનો ખડિયો ખીંટીએ ભરાવી દીધો છે.

મહેમાન કહેઃ 'બાઈ! મારા ખડિયાની રખ્યા કરજો. મારી વાટખરચી મરણમૂડી જે ગણો એ બધું ખડિયામાં છે.'

તો કેઃ 'તમતમારે જીવ હેઠો રાખો મહેમાન! કોઈની દેન નથી કે કલાલણને ઘેર આવીને ખાતર પાડી જાય.'

તો કેઃ 'ખાતર તો શું પાડી જાય? એમ તો હું મે ઉઘાડી આંખે બેઠો છું ને! પણ આ તો ઓલ્યો ગોખલો હાર ગળી ગયો'તો ઈ વાળું નો બને.'

તો કેઃ 'ઈ વળી શું વાત છે મહેમાન!'

ને મહેમાને વાત માંડી છેઃ—

કોઈ એક દેશનો રાજા ને રાજાને રૂડોરૂપાળો કુંવર. કુંવર તો રાજાની આંખની કીકી જેવો. આઠે પહોર ને બત્રીશે ઘડી રાજાને મોઢે કુંવરનું નામ. કદમે ને પગલે ખમા કુંવરને થાય. કુંવરનાં તો એવાં માન કે ઊંબરો ન ઊંપડે.

પણ દેવને કરવું છે ને તે ઘરડા રાજાને એક દિવસ ઘડપણનો ભાર લાગ્યો. એને બોખે દાંતે ને ધોળા વાળે જુવાનીના મનસૂબા જાગ્યા. એણે તો પ્રધાનોને હુકમ કર્યોઃ 'હા! કોઈ સમજપરી જેવી રાજકુમારી શોધી લાવો.'

પ્રધાનોએ ઘણું સમજાવ્યો, પણ રાજા સમજે તો વળી એ રાજહઠ શાની! અને આ તો ઘરડો ટટ્ટુ. પૂરેપૂરો અડિયલ. એવો અડ્યો એવો અડ્યો કે કોઈના બાપની દેન નહિ કે એને સમજાવે! બધાની ઉપરવટ જઈ ને ઘરડે ઘડપણ એણે પીઠી ચોળાવી, કિનખાબના વાઘા સજ્યા, ગલોફામાં સોપારી ચડાવી ને કડવે કંઠીડા ભરાવી એ ઘોડે ચડ્યો. મોટી ધામધૂમ કરીને સોળ વરસની સુંદરી પરણી લાવ્યો.

રાજકુમારીનું જોબન તો ફાટફાટ થાય. ઘરડા ધણીની સાથે પરણી'તી પણ એનો જીવ કાંઈ થોડો જ પૂરો થઈ ગયો'તો! એ તો દિવસ ને રાત પુરુષ નામને ઝંખ્યા કરે. રાજા તો પોષ મહિનાનું માટલું. એનો તો માયલો જ મરી ગયેલો. એનામાં કાળઝાળ અસતરીની અગન બુઝાવવાની તેવડ ન હતી ને રાણી નરભમર ગોતતી ચારે તરફ રઘવાયાની જેમ ફર્યા કરે.

એવામાં એક દિવસ રાજકુમાર નજરે પડી ગયો. કામદેવનો જાણે અવતાર. બીજો માધવાનળ જ જોઈ લ્યો. એને જોઈ ને અસતરીનું હૈયું હાથ રહે તો થઈ ચૂક્યાં. રાણીએ જોતાં શું કુમારને જોયો ને હૈયું હાથ રહ્યું નથી. એ રઢિયાળા રાજહંસને મળવાને રાણી તલપાપડ થઈ રહી છે.

બાનડીએ બાઈના મનની વાત જાણી છે કે ઘડીક તો એને ય કમકમાટી આવી ગઈ છે. અરે! આ તે કેવો કાળ આવ્યો છે! મા ઊઠીને દીકરા ઉપર જાવા તૈયાર થઈ છે!

એણે રાણીને વારી છેઃ 'અરેરે બાઈ! આ તે તારો કેવો રંગ! મા ઊઠીને દીકરા ઉપર જાવા બેઠી છો!'

રાણી કહે છેઃ 'તું તે ઘરડી ખુરડ જુવાનીની વેદના શું જાણે! કેવો દીકરો ને કેવી વાત! દીકરો તો મારી કૂખે જન્મ્યો હોય ને મારું ધાવણ ધાવ્યો હોય તે દીકરો. બાકી તો નાના એટલા બાળુડા ને ઘરડા એટલા બાપ. જુવાની તો રંગમાં રગદોળવા માટે જ છે. બાનડી! તું એને લાવી દે નકર હું નકર ના. એના વિના મને ચેન નથી.'

બાનડી કહે છેઃ 'રાજકુમારની આશા મૂકી દે મારી બાઈ. અમારો કુંવર તો મોટો શંકરનો અવતારી છે. અસતરી નામ મોઢે ન લ્યે.'

તો કેઃ 'એ મોટો શંકરનો અવતારી હશે, તો હું બીજી રાણી બનીશ. અસતરીનું નામ ભલેને નો લ્યે, અસતરીને દીઠે ઓળખે તો ય ઘણું છે. તું એને ગમે તેમ કરીને અહીં લઈ આવ. હીરા-મોતીના હાર આપીશ. નવતરાં ચીર આપીશ. મોં-માગ્યાં ધન સૂંપીશ.'

બાનડીને થયું છે કે એનો જ દી જ્યારે વાંકગો છે ત્યારે આપણે દી વાળીને શું કામ છે! ભલેને એનાં કર્યાં એ ભોગવે. 'ભલે તો બાઈ! હું એને લઈ આવીશ. પછીની વાત તું જાણે.'

તો કેઃ 'તું તારે બત્રીશે કોઠે નિરાંત રાખજે. તારો વાળ પણ વાંકો નહિ થાય. આપણી બેની વાત ત્રીજાને કાને નહિ જાય, હાંકે.'

બાનડી ચાલી નીકળી. જઈને રાજકુમાર સામે ઊભી રહી. 'અરેરે કુમાર! તમે તે કાંઈ રીતમાં સમજો છો કે નહિ! નવી મા આવ્યાં છે. આવ્યાં ને જૂનાં ય થઈ ગયાં.'

તો કેઃ 'મારી કાંઈ ભૂલ થઈ બાનડી!'

તો કેઃ 'માનાં ચરણ વાંદવા નો જવું પડે!'

તો કેઃ 'વાત તો સાચી. એ વાતનું તો ઓસાણ જ ન રહ્યું. હાલો જઈ આવીએ.'

'કુમાર આવે છે! રાજકુમાર નવી રાણીને મોલ પધારે છે.' બાનડીએ દોડીને વધામણી દીધી છે.

સાંભળીને બાઈને બત્રીસે કોઠે દીવા થઈ ગયા છે. અંગે અંગમાંથી સોડમ વછૂટી છે. કપોત-કપોતીની જોડી જેવાં એનાં ઉરપારેવડાં અધીરાં બની હેત-પ્રીતની વાતો ન કરતાં હોય એમ ઊછળી ઊછળીને એકમેકને ભેટી રહ્યાં છે.

'બાનડી! તારા કુંવરને જરા વાતે વળગાડજે. હું જરા સાબદી થાઉં.'

રાણીએ રંગેરળિયાતે સોળ શણગાર સજ્યા છે. બનીઠનીને કુંવરને વધાવવા ઊભી છે.

ફટકટ દાદર ચડતો કુંવર નવી રાણીને મોલ આવ્યો છે. આવીને ઊમરામાં ઊભો રહ્યો છે. જુએ છે તો કોઈ મીણાકારીએ મઢેલા સોનાના એકાવળા હાર જેમ જળાજળાં થતી સુંદરી સામી ઊભી છે. કુમારે તો નજર નાખી ન નાખી ને પાછી વાળી લીધી છે. એ બાનડીની સામું જોઈ રહ્યો છે.

બાનડીએ કાનમાં કહ્યું છેઃ 'મા છે. વંદના કરો.' ને બાઈને અણસારે સમજાવી દીધી છેઃ 'મારું કામ મેં કર્યું, હવે તારું કામ તું કરી લેજે.' ને બાનડી સરકી ગઈ છે.

કુંવરની તો સાપે છછુંદર ગળ્યા જેવી સ્થિતિ થઈ છે. આગળ જવાતું નથી, પાછા યે વળાતું નથી. એ તો સજડ થઈને બારણામાં ઊભો છે.

ત્યાં તો સામેથી રૂપાની ઘંટડી જેવો મધુર રણકાર સંભળાયો છેઃ 'પધારો રાજકુમાર!'

લડથડતે પગે કુંવર આગળ આવ્યો છે. થોથવાતી જીભે બોલે છેઃ 'મ...મા...ને પગે પડવા આવ્યો છું.'

કુંવર પગે પડવા જાય છે, ત્યાં તો બાઈએ કુંવરનો હાથ પકડી લીધો છેઃ 'કેવી મા ને કેવું કાંઈ! આ સોળ વરસની અવસ્થાએ હું મા થવાને લાયક છું!'

ને કુંવરને માથે જાણે વીજળી પડી છે. તે ફાટી આંખે રાણી સામું જોઈ રહ્યો છે.

'મેં તો તમને રંગમોલમાં રંગે રમવા બોલાવ્યા છે, કુંવર!' રાણી ખડખડાટ હસે છે.

કુંવરને કળ વળી છેઃ 'મા! તમારે મન હું દીકરો નહિ હોઉં, પણ મારે મન તમે મા છો. આવી વાત કરતાં ય પાપ લાગે.'

તો કેઃ 'શા સગપણે મા-દીકરાનો સંબંધ!'

તો કેઃ 'મારા બાપને પરણીને આવે ઈ બધી મા.'

તો કેઃ 'મા નહિ કુંવર! રાજાની રાણી. ઘરડા વરની નારને તો માથે ઓઢણું રહે એટલાની જ જરૂર. એ તો નૌતમ વેષે હરેફરે. રંગેચંગે રમેજમે ને ઘરડા વરનો છેડો માથે ઓઢી રાખે.'

સાંભળીને કુંવરને કમકમાં આવ્યાં છે. એના પગ હેઠેથી ધરતી સરવા લાગી છે, એનું માથું ભમી ગયું છે. તો ય એ ગમ ખાઈ ગયો છેઃ 'અરેરે મા! તારી જાત સામું મા જો. જેનું ઓઢણું ઓઢ્યું છે એના કુળ સામું તો જો.'

તો કેઃ 'જાત ને કજાત, કુંવર! મારું કહ્યું માનો છો કે નહિ!'

તો કેઃ 'લાખે ય નહિ.'

તો કેઃ 'ફજેત થાશો ને માનખ્ખામાંથી જાશો.'

તો કેઃ 'જે થાવી હોય તે થાય. પણ માને ઠેકાણે જે આવી છે તે તો મા જ રહેવાની.'

ને રાણીએ હીરનાં ચીર ચીરી નાખ્યાં છે. હીરા-મોતીનાં આભૂષણ તોડીફોડી નાખ્યાં છે ને દેકારો મચાવ્યો છેઃ 'દોડો રે દોડો! આ રોયાએ મારી આબરૂ ઉપર હાથ નાખ્યો.'

થયું. કુંવરને તો ઊંચે આભ ને નીચે ધરતી. ક્યાં ય કરતાં ક્યાં ય આધાર રહ્યો નથી. 'આ રાંડ તો હાર્યે કરી પણ હવે થયું ન થયું થાવાનું નથી. ઠીક છે, જે થાય તે થાવા દો. એ તો જેવા પડશે તેવા

દેવાશે' એ તો નીચી મૂંડી કરી એક કોરાણે ઊભો રહી ગયો છે.

રાજા આવ્યો છે. પૂછ્યું નથી ગાછ્યું નથી ને ફટ કરતો કુંવરને દેશવટો દઈ દીધો છે.

કુંવર પણ ખુલાસો કરવા રોકાયો નથી. એ તો ખડિયામાં ખરચી ભરી કાળે ઘોડે ને કાળે લૂગડે નગરમાંથી હાલી નીકળ્યો છે.

હાલતો હાલતો એક સવારે કુંવર એક ગામમાં આવી ચડ્યો છે. ઊભી બજારે હાલ્યો જાય છે. ચારે બાજુ જોતો જાય છે, પણ કોઈ કરતાં કોઈ માનવીનું જડ્યું સામું મળતું નથી. કુંવર તો વિચાર કરે છે કે આ ગામમાં તે વસ્તી હશે કે પછી સાવ ઊજડ છે! વિચાર કરતો એ તો આગળ ચાલ્યો જાય છે.

એમ કરતાં કરતાં ગામની વચાળે ઊંચો ચોરો છે ને ચોરા પાસે આવીને રાજકુમાર ઊભો રહી ગયો છે. ચોરે ડાયરો જામ્યો છે. ડાયરાના અડીખમોએ કુંવર સામી નજર માંડી છે. કાળો ઘોડો છે ને કાળાં લૂગડાં છે, તો ય જાત ઢાંકી રહેતી નથી. ડોકમાં સવાલાખનો હાર ઝગાંઝગાં થઈ રહ્યો છે. ખડિયામાં સોનામહોરો ખખડી રહી છે. ડાયરામલોએ પરદેશીનું માપ કાઢી લીધું. અંદર અંદર આંખને ઈશારે ન સમજાય એવી વાતો કરી લીધી ને પછી મુખીએ પરદેશીને આવકાર દીધો: 'પધારો પધારો! કાંઈ આ તરફ ભૂલા પડ્યા?'

કુંવર પૂછે છે: 'તમારા ગામમાં ક્યાંઈ ધરમશાળા? ક્યાંઈ મુસાફરખાનું?'

તો કે: 'અરે ભાઈ પરદેશી! તારે વળી મુસાફરખાનું ને ધરમશાળા શીદને ગોતવાં? અમારા ગામમાં આવ્યો ઈ ડાયરાનો મહેમાન; તારા ઉતારાની સોઈ થઈ રહે પછી કાંઈ?'

તો કે: 'હાઉ. મારે તો ટંકપહોર રોકાવું છે.'

તો કે: 'એની તે શી ઉતાવળ છે, ભાઈ! તું તારે નિરાંતે બે દી ચાર દી દિલ ચહાય ત્યાં સુધી રહેજે.'

ને મુખીનો હુકમ વછૂટ્યો: 'એલા! પરદેશીને આપણે ફળિયે લઈ જાઓ. જોજો બરદાસમાં ખામી ન આવે.'

રાજકુમારને મુખીને ઘેર ઉતારાની સગવડ થઈ ગઈ.

હવે એ ગામનું નામ ધુતારપુર. એ ગામમાં એકે દાનરતો માણસ નો વસે. બધા ચોર ચોર ને ચોરના સરદાર. વાટે લૂંટે, ઘાટે લૂંટે, ઘરને ખૂણે ઘાલીને લૂંટે.

રાજકુમારને આ ધુતારાના દેશની કાંઈ જ ખબર નહિ. એણે તો ભોળે ભાવે ધુતારાના મુખીને ઘેર ઉતારો કર્યો.

મુખીને એક દીકરી. રાતે જુઓ તો જાણે પૂનમનો ચંદ્ર ઊગ્યો ને દીએ જુઓ તો જાણે તેજનાં કુંડાળાં પડે. મહેમાનની સરભરા કરવાનું દીકરીને માથે. આજ સુધીમાં કંઈ કેટલાયે મહેમાન આ ગામમાં આવી ગયા હશે. બધાની સરભરા મુખીની દીકરીએ કરેલી. રાત સુધી મહેમાન સાજેસમો હોય ને સવાર પડે ત્યાં કોણ જાણે ક્યાં યે અળફળ થઈ જાય! એવી એની મહેમાનગતી એને અંતરે એ વાતનો વસવસો નહિ ને હૈડે થડકારો નહિ.

પણ આજે તો દીકરીને હાલતાં ઠેશ વાગે છે ને બોલતાં જીભે લોચા વળે છે. એના રૂપાળા મોઢા ઉપર અષાઢની વાદળી ઢળી પડી છે. કુંવરને નજરે દીઠો છે ત્યારથી એના અંતરમાં કોણ જાણે શું યે મોઘા ઊપજ્યા છે!

દીકરી મહેમાનની તહેનાતમાં ખડેપગે છે, પણ કુંવરને એ વાતનું કાંઈ નથી, એ તો એની સામું યે જોતો નથી. મૂંગો મૂંગો મુખીની દીકરી કહે છે તેમ કર્યે જાય છે. 'હાલો પરદેશી નાહી લ્યો,' તો એણે નાહી લીધું છે. 'હાલો પરદેશી જમી લ્યો,' તો એણે જમી લીધું છે. આગતા–સ્વાગતામાં કાંઈ મણા નથી, તો ય કુંવરને બધું ઉડઉડ લાગે છે. કોણ જાણે કિયા યે ઊંડેરા મુલકમાં ઊતરી ગયો છે.

જમી કરીને થોડી વાર આડેપડખે થઈ કુંવર ઊભો થયો. ડોકે હાથ ફેરવે તો હાર ન મળે. ચાર ઢંઢોળી જોયું પણ હારનો પત્તો ન મળ્યો. પણ ત્યાં તો યાદ આવ્યું કે હાર તો નાતી વખતે ગોખલામાં મૂકેલો. ગોખલામાં જુએ તો ગોખલો ખાલીખમ. કુંવર તો વિચારમાં પડી ગયો. એમ ઘડી વારમાં હાર ક્યાં ગટપ થઈ ગયો? આ તો ભારે થઈ. કીધું કહેવાય તેમ નથી ને બોલ્યું બહાર પડે એવી સ્થિતિ છે. આઈ–ચલાવીને અજાણ્યાને ઉતારો દીધો છે, એવા દાનરા માણસના ઘર ઉપર આળ પણ કેમ ચડાવાય?

એ તો ઘુમસુમ પથારીમાં પડ્યો છે.

પણ એનો જીવ હાથ રહેતો નથી. વળી પાછો ઊભો થઈને એણે ગોખલામાં હાથ ફેરવ્યો છે; જુએ છે તો ગોખલો પોલો છે. અંદર હાથ દોઢ હાથનું મોટું બધું ભોણ છે.

ને એના હૈયામાં ઉકળાટ થવા માંડી છે. કુંવર પોતાની જાતને ઠપકો દે છે કે સવાર સવારનો જોયા કરે છે ને આટલી વારે ખબર પડી? તારું કાળજું શું કૂતરા ખાઈ ગયા? આ બધા હરે છે ફરે છે, બોલે છે ચાલે છે, એના રંગઢંગની યે તને સૂધ ન રહી? હટ ભૂંડા! આ બધા ચોર ચોર ને ચોરના સરદાર છે એટલું પારખતાં આટલી બધી વાર?

કુંવર ધુતારાના ઘરમાં સપડાઈ ગયો છે. પણ હવે ગોકિરો કર્યે દી વળવાનો નથી. કળથી કામ લેવું પડશે. આમે ય હાર તો ગયો જ છે. હવે ખડિયો ન ચોરાઈ જાય એની તેવડ રાખવાની છે.

એ તો જાણે કાંઈ બન્યું નથી એમ ફરી પથારીમાં આડો પડ્યો.

ત્યાં તો મુખીની દીકરી સામી આવીને ઊભી રહી: 'તમે તો ભારે ઊંઘણશી પરદેશી! કંઈ કાળના ઉજાગરા કરેલા?'

તો કે: 'ઉજાગરા તો એકવીશ ને સાત કરેલા. તપેશરી થયા વિના સિદ્ધિ થોડી જ મળે?'

તો કે: 'શા કાજે તપિયા તપ તપતા'તા?'

તો કે: 'તપ તપ્યો તે સિદ્ધિ મળી.'

તો કે: 'એવી તે શી સિદ્ધિ મેળવી?'

તો કે: 'સામાં ઊભાં છો ને પાછાં પૂછો છો કે શી સિદ્ધિ મળી? તમારા જ માયલાને પૂછી જુઓને!'

તો કે: 'અમારા મુલકમાં માયલો જ ન મળે.'

તો કે: 'એવું તે ક્યાંઈ હોતું હશે? પણ હારના ભાર હેઠળ માયલો મૂંઝાઈ ગયો હશે.'

ને મુખીની દીકરી ચમકી પડી. એણે ઉતાવળે ઉતાવળે પાછાં પગલાં ભરવા માંડ્યાં.

કુંવર કહે છે: 'પણ એમ ચોરીને શું કામે હાર લઈ લીધો? માગી નો'તો લેવો! તમારે માટે તો અહીં સુધી આંટો ખાધો છે. એ નવલખો હાર તો તમારી સારુ જ ઘડાવીને લાવ્યો'તો.'

ધુતારી દીકરી છીંકી ઊઠે છે: 'અજાણ્યાને ઉતારો દીધો એનો ભલો બદલો દીધો. અમારે માથે જ ચોરીનું આળ ચડાવ્યું. આ તો તમે ઓલ્યા બગલા ને મુસાફરવાળી વાત કરી.'

તો કે: 'એ વળી શું વાત છે?'

તો કે: 'કોઈ એક જંગલમાં એક ઝાડ ઉપર એક બગલો રહે. બગલો ખૂબ જ સેવાધર્મી. રસ્તે નીકળે એ બધાની આગતાસ્વાગતા કરે. એક દિવસ એક મુસાફર રખડતો રખડતો એ ઝાડ નીચે આવી ચડ્યો. બગલાએ પંડ તોડીને એની પરોણાગત કરી. પાકાં પાકાં વનફળ લાવી આપ્યાં. કૂણાં કૂણાં પાંદડાંની પથારી કરી આપી. ઠંડીના દિવસો હતા એટલે સૂકાં કરગઠિયાં વીણી લાવી તાપણી કરી દીધી ને આખી રાત બગલો ચોકી કરતો બેઠો. સવાર પડ્યું એટલે મુસાફર રસ્તે પડ્યો. ચાલતાં ચાલતાં એને વિચાર આવ્યો કે મુસાફરી લાંબી છે. કોણ જાણે કેવાં યે સંકટ આવશે. રસ્તામાં ખાવાનું મળશે કે કેમ? હાલ્યને પેલા બગલાને જ મારીને ભેગો લઈ લઉં. ખાવાની ચિંતા તો મટી જાય. મુસાફર તો પાછો આવ્યો. બગલાને મુસાફરના મનની કાંઈ જ ખબર નહિ. એ તો સામો આવીને કહે: 'કેમ ભાઈ! કાંઈ રહી ગયું?' મુસાફર બગલાની વાત સાંભળે જ શું કામ? એણે તો બોલ્યા-ચાલ્યા વિના બગલાને પકડ્યો ને ડોકી મરડી નાખી, મરી ગયેલા બગલાને ફાંટમાં બાંધી કરીને એ રસ્તે પડી ગયો.

તમે પણ ઈ વાળી વાત કરી. અમારી સરભરાનો ભલો બદલો દીધો પરદેશી!'

તો કે: 'હારની વાત ન જાણતાં હો તો કાંઈ નહિ. આ તો ઠાલું જીભે આવ્યું તે કહી નાખ્યું. હાર તો ગોખલો ગળી ગયો હશે. નળરાજાની દમયંતીનો હાર ટોડલો નહોતો ગળી ગયો? એમ જ તો. ઠીક, જવા દો એ વાત. આવો સુંદરી! આવી સરસ એકાંત છે, આપણે હેતપ્રીતની વાતો કરીએ.'

તો કે: 'મને તો જરાકે ફુરસદ નથી.' ધુતારાની દીકરી છણકો કરીને ત્યાંથી ચાલી ગઈ.

આ તો વાતની વાત છે, બાપું. આપણે વાત વધારીને યે શું કામ છે? મારો ખડિયો ખીલી નો મળી જાય એટલું ધ્યાન રાખજો.' મહેમાને વાત સમેટી.

બાપું કહે: 'તમે નરભે રહો, મહેમાન! તમારા ખડિયાની રખવાળી અમારે માથે. તમારો ખડિયો આઘોપાછો થાય તો અમારાં ઘરબાર આપી દઈએ,

છોકરી આવી એટલે સુખપાલે ડોળ શરૂ કર્યો: 'તું ચાલી જા જા. મારે તારું કામ જ નથી. સારા માણસને વળી વેશ્યાની સોબત કેવી!'

છોકરી કહે: 'તમે તે શું બોલો છો, શેઠ! તમારા વિના તો મારાથી ઘડી યે નહિ રહેવાય. તમે ચાલ્યા ગયેલા એટલે તો હું મરવા પડેલી. તમે મને તરછોડો તો હું કૂવે પડું.'

માંડ માંડ શેઠ રિઝાયા: છોકરી એને પોતાને ઘેર લઈ ચાલી.

યશપાલ કહે: 'મારા શેઠ એકલા નહિ આવે. હું પણ સાથે આવીશ.'

છોકરી કહે: 'મારે તમારું કાંઈ જ કામ નથી. એની વાતમાં ત્રીજાને શું કામ માથું મારે?'

યશપાલ કહે: 'તમારી એની વાત તમે બે જાણો. મારી વાત હું જાણું. હું તો શેઠનો મુનીમ. શેઠની સાથે સાથે જ ચાલું.'

બન્ને મિત્રો વચ્ચે પ્રથમથી જ બધી વાત નક્કી થઈ ગયેલી. એટલે સુખપાલ કહે: 'મારો મુનીમ તો સાથે જોઈએ જ. એના વિના હિસાબ-કિતાબ કોણ કરે!'

છોકરી નહોય સોય કબૂલ થઈ.

યશપાલ પોતાના વાંદરાને લઈને સુખપાલની સાથે વેશ્યાને ઘેર ગયો.

મોડી રાતે બન્ને મિત્રો ઘેર પાછા જવા તૈયાર થયા એટલે સુખપાલે યશપાલને કહ્યું: 'મુનીમજી! બાઈજીને કાંઈ ઇનામ તો આપો.'

યશપાલે તરત જ પેલા વાંદરાને કહ્યું: 'બચ્ચાજી! બાઈજીને સો સોનામહોર ગણી આપો.'

વાંદરાને અગાઉથી એક હજાર સોનામહોર ગળાવી રાખેલી. વાંદરાએ તરત જ સો સોનામહોર ગણી આપી.

યશપાલ કહે: 'બચ્ચાજી! માયજીને સો સોનામહોર ઇનામ આપો.'

વાંદરાએ બીજી સો સોનામહોર ગણી આપી.

એમ એક યા બીજા કારણે વાંદરાએ એક હજાર સોનામહોર કાઢી આપી અને યશપાલે તે બધી વેશ્યાના ઘરમાં વહેંચી દીધી.

યશપાલ સોનામહોર માગે ને વાંદરો સોનામહોર કાઢી આપે. ડુક્કી અને તેની છોકરી તો જોઈ જ રહ્યાં. પરંતુ સુખપાલ અને યશપાલ જાણે કાંઈ જ બન્યું નથી એવો દેખાવ કરી વાંદરાને લઈને ત્યાંથી ચાલી નીકળ્યા.

બીજે દિવસે પણ આ ક્રમ ચાલુ રહ્યો. ત્રીજે અને ચોથે દિવસે પણ વાંદરાએ ગળેથી સોનામહોર કાઢી આપી.

પછી તો પેલી ડુક્કીને થયું કે આ વાંદરો કરામતી લાગે છે. કોઈ પણ હિસાબે એ પડાવી લેવો જોઈએ. ડુક્કીએ છોકરીને શીખવી રાખ્યું કે શેઠ પાછા આવે ત્યારે ગમે તેમ કરીને વાંદરો પડાવી લેવો.

રોજના વખતે સુખપાલ અને યશપાલ આવી પહોંચ્યા. પેલી છોકરીએ અનેક જાતના હાવભાવ અને લટુકાપટુકા કરતાં કહ્યું: 'મને આ વાંદરો આપી દો ને.'

શેઠ તો જાણે ચમકી પડ્યા. એ તો યશપાલ સામું જોઈ રહ્યા.

યશપાલ કહે: 'વાંદરો કેમ અપાય! એ તો જંગલના જોગીએ આપ્યો છે. એ તો શેઠનું કલ્પવૃક્ષ છે. વાંદરો ન જ અપાય.'

ડુક્કી પણ તે ટાણે આવી પહોંચી ને કહેવા લાગી: 'શેઠ! એક વાંદરા જેવી વસ્તુમાં શું ના પાડો છો? છોકરીને મોહ થયો છે તે આપી દો ને.'

યશપાલ કહે: 'વાંદરો તો ન જ અપાય.'

ડુક્કી કહે: 'તમારે થોડાઘણા પૈસા લેવા હોય તો લો, છોકરીએ વેન લીધું છે તે.'

શેઠ કહે: 'વાંદરાની કિંમત જ ન થાય.'

ડુક્કી મે વાંદરાની કિંમત કરવા માંડી. પાંચ હજાર, દસ હજાર, લાખ, દસ લાખ. ડુક્કી રકમ વધારે જાય ને યશપાલ ડોકું ધુણાવ્યા કરે. એનું જોઈને સુખપાલ પણ ડોકું ધુણાવે.

પછી તો ડુક્કીએ એની બધી મિલકત, ઘરબાર, બધું લઈને પણ વાંદરો આપી દેવા કહ્યું. એના મનમાં એમ કે હમણાં તો ભલેને શેઠ બધી મિલકત લઈ જાય. લઈ લઈને ક્યાં જવાનો હતો? એ મિલકત પડાવી લેતાં વાર શી? એટલે મિલકત તો પાછી પડાવી જ લેશું ને ઉપરિયામણ વાંદરો મળી જશે રોજની એક હજાર સોનામહોર ગણી આપે છે. એવો વાંદરો ક્યાંથી મળવાનો હતો?

ડુક્કીએ બધી મિલકત ઢોરમાં મૂકી. તો ય યશપાલ તો માથું જ ધુણાવ્યા કરે.

સુખપાલ કહેઃ 'મુનીમજી! બાઈજીની ઇચ્છા છે તો પછી સોદો કબૂલ કરી લો. એમને ક્યાં ના પાડવી?'

યશપાલ કહેઃ 'તમે તે શેઠ શી વાત કરો છો? આખી દુનિયાની માલમત્તા આપે તોય વાંદરાની કિંમત ન થઈ શકે. આ તે કાંઈ વાંદરો છે? સોનામહોરનો ઝરો છે.'

સુખપાલ કહેઃ 'ભલે એ રાજી થતાં.'

સોદો નક્કી થયો. કુટ્ટી તો રાજી રાજી થઈ ગઈ. બધી મિલકત શેઠને સોંપી કરી વાંદરાનો કબજો મેળવીને વેશ્યા તેના પરિવાર સાથે ઘરમાંથી બહાર નીકળી ગઈ.

કુટ્ટી ચાલી ગઈ એટલે બન્ને મિત્રે એ તરત જ બધી મોંઘામૂલી એકઠી કરવા માંડી. ઘરબાર વેચી નાખ્યાં. ગરથ ગાંઠે બાંધીને બન્ને ભાઈબંધો રાતોરાત ત્યાંથી રવાના થઈ ગયા.

આ તરફ કુટ્ટીએ ગામમાં બીજું ઘર લીધું. વાંદરા પાસેથી સોનામહોરો માગી. વાંદરો અગાઉથી બે હજાર સોનામહોર ગળી ગયેલો એટલે બે દિવસ સુધી તો એણે એક એક હજાર સોનામહોર ગણી આપી. ત્રીજે દિવસે વાંદરાએ દીવાળું ફૂંક્યું. કુટ્ટી વાંદરાને ઘણું સમજાવે, ફોસલાવે, પટાવે, પણ વાંદરો પેટમાં હોય તો સોનામહોરો કાઢી આપે ને! પછી તો કુટ્ટીને વાંદરા ઉપર ખૂબ જ ખીજ ચડી. એ તો સોટી લઈને એને સબોડવા લાગી. વાંદરાને માર પડવા લાગ્યો એટલે એ પણ સામો ચિડાયો. છીછરી છીછળીને કુટ્ટીને, તેની છોકરીને, આસપાસ ઊભેલાં તમામને વડચકાં ભરવા લાગ્યો. કોકનાં નાક કરડી ખાધાં, કોકના કાન ખાઈ ગયો, કોકને ગાલે નચકાં લીધાં એમ બધાનો હાલહવાલ કરીને વાંદરો છાપરા ઉપર ચડી ગયો અને ત્યાંથી નાસી છૂટ્યો.

આમ કુટ્ટીનું ધન ગયું, કાયાનો રંગ ગયો ને પેલા બન્ને મિત્રે એ આપ્યું-હતું તેથી સવાયું પાછું મેળવ્યું. એ તો દેતાંય આવડવું જોઈએ ને લેતાંય આવડવું જોઈએ. [ચાલુ]

# બા, બાપા ને બાળકો
## સાથે બેસી વાંચી શકે તેવાં નવાં
## ==હાસ્યરસિક આઠ પુસ્તકો==

**મસ્તફકીરનાં હાસ્યરત્નો**
કિંમત રૂ. ૩-૦-૦ વી. પી. ખર્ચ ૮ આના

ખડખડાટ હસાવે તેવાં ત્રેવીસ હાસ્યરત્નો જાણીતા ઝવેરી શ્રી. મસ્તફકીર કૃત ત્રણ રૂપિયામાં રજૂ કરે છે બધી વાર્તા નવીન જ છે.

**પંડિતજીની હાસ્ય પ્રભા**
કિંમત રૂ. ૩-૦-૦ વી. પી. ખર્ચ ૮ આના

બાલસાહિત્યના જાણીતા લેખક શ્રી. નાગરદાસ ઇ. પટેલ આ પુસ્તકમાં પંડિતજીનાં હાસ્યરસિક પરાક્રમો રજૂ કરે છે.

**બુદ્ધિવિલાસ**
કિંમત રૂ. ૫-૦-૦ વી. પી. ખર્ચ ૮ આના

જ્ઞાન, ગમ્મત, અને વિનોદ સાથે બુદ્ધિને કસોટીએ ચઢાવી મગજને પ્રફુલ્લ કરતું આનંદી પ્રકાશન, જેમાં પાંચસો હાસ્યરસિક કોયડા ઉખાણાં વગેરે આપ્યા છે.

**બીરબલની ચિત્રમય બાલવાર્તા**
કિંમત રૂ. ૩-૦-૦ વી. પી. ખર્ચ ૬ આના

પચાસ ચિત્રોવાળી પાંસઠ બાલવાર્તાનું આ પુસ્તક બુદ્ધિનો વિકાસ કરી સંસ્કાર રેડે છે.

**લગ્ને લગ્ને કુંવારા ને બીજી વાતો**
કિંમત રૂ. ૨-૮-૦ વી. પી. ખર્ચ ૬ આના

જ્યોતીન્દ્ર દવે, મસ્તફકીર, કનુ મુનશી, લીલાવતી મુનશી, ધનસુખલાલ મહેતા, આબિદા લેરી, મૂળરાજ અંજારિયા વગેરે સર્વશ્રેષ્ઠ હાસ્યલેખકોની રસ ને રંગભરી હાસ્યકથાઓ.

**બુદ્ધિધન બીરબલ**
(ભાગ ૧-૨ તેર ત્રિરંગી ચિત્રોવાળા નવા જ રૂપરંગમાં)
કિંમત રૂ. ૬-૧૨-૦ વી. પી. ખર્ચ ૮ આના

'આમ્રપાલી'ના કર્તા શ્રી રામચંદ્ર ઠાકુર કૃત આ રંગીન નવલકથામાં વિનોદ ને ચાણાક્ય મૂર્તિ બીરબલને નવા જ સ્વરૂપમાં રજૂ કરે છે.

**બુદ્ધિનો બાદશાહ**
કિંમત રૂ. ૨-૪-૦ વી. પી. ખર્ચ ૬ આના

જ્યાં તલવાર કામ નથી કરી શકતી ત્યાં બુદ્ધિ કેવું કામ કરે છે તે આ બુદ્ધિવર્ધક પચાસ વાતોમાં હાસ્યભરી રીતે જાણીશો.

**ટૂંકું અને ટચ**
કિંમત રૂ. ૩-૮-૦ વી. પી. ખર્ચ ૮ આના

શ્રી મૂળરાજ અંજારીયાની 'નવચેતન'માં લખાતી 'નિત નવી વાતો'ના પાંચે વર્ષના પરિપાકમાંથી ચૂંટી કાઢેલી ઉચ્ચતમ રમૂજોનો સંગ્રહ.

આ આઠ પુસ્તકોના સેટના રૂ. ૨૯) (વી. પી. ખર્ચ જુદું)
આખો સેટ યા મનપસંદ પુસ્તક મંગાવી લો. ખલાસ થતાં ફરી મળશે નહિ.

## એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ, પબ્લીશર્સ ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ

# જીવન–સૌરભ

# સર ફીરોજશાહ મહેતા

લેખક
છોટાલાલ માનસિંગ કામદાર

તાજેતરમાં સર ફીરોજશા મહેતાની જન્મશતવર્ષી મુંબઈમાં ઉજવવામાં આવી હતી. એટલે તેમનાં જીવનસ્મરણો આ અંકમાં અનુરૂપ ગણાશે.

સાત વર્ષની ઉમરે ફીરોજશા સખત માંદા થઈ ગયા હતા. દિવસો સુધી તે બેભાન પડ્યા રહ્યા અને તેના જીવનની આશા છોડી દેવામાં આવી. મુંબઈના પ્રખ્યાત ડૉક્ટર ભાઉ દાજીએ તેના વિશિષ્ટ દરદને ઝડપી તથા બેચેન મગજને આભારી હોવાનું જણાવ્યું. તેણે એક વાત એવી કહી કે જો બાળક સાજો થશે તો તે મહાપુરુષ થશે. આ આગાહી સાચી નીવડી. ફીરોજશાના કાકા સોરાબજીએ, જન્મ પછી તરત જ પારણિયામાં તેનું માથું જોઈને તે જ દિવસે તેવું જ ભવિષ્ય ભાખ્યું હતું.

શ્રી એચ. પી. મોદીના લખેલ સર ફીરોજશાના જીવન વૃત્તાંતમાં જણાવ્યા મુજબ દુઃખદ આશંકા પછી બાળક સાજો થયો. એક દિવસે ખૂબ રડતાં રડતાં તે અચાનક જાગી ઊઠયા. રડવાનું કારણ પૂછતાં તેણે ડૂસકાં ભરતાં ભરતાં જણાવ્યું કે, 'મેં પુષ્પોની વાડીમાં દાદીમાને જોયાં. તેણે મને ધક્કો મારી કાઢી મૂક્યો.' મહેતા કુટુંબના વૃદ્ધ મનુષ્યોએ તેને સારું શુકન ન ગણ્યું અને ત્યારથી બાળક સાજો થવા લાગ્યો.

× × ×

સર કાવસજી જહાંગીર જણાવે છે કે ૧૮૮૭ના ઉનાળામાં સર ફીરોજશા મહાબળેશ્વર આવ્યા હતા અને લગભગ હંમેશાં તેમના મિત્રો સાથે મારા માતપિતાને મળવા આવતા હતા. આ વર્ષે મહાબળેશ્વરના ફ્રિયર હૉલ સંબંધી ગરમાગરમ તકરાર ચાલતી હતી. અમે બાળકો તો એક ધ્યાને બધી વાત સાંભળી લેતા. આ હૉલ જાહેર ફાળાથી બાંધવામાં આવ્યો હતો પરંતુ તે સમયે મહાબળેશ્વર કલબે તેનો ખોટી રીતે કબજો લીધો હતો અને મહાબળેશ્વર કલબ યુરોપિયનોની હતી. ફીરોજશાહે હૉલમાં પ્રવેશ કરવાના પોતાના હક્કની જાહેરાત કરી અને કલબમાંથી પોતાને હાંકી કાઢવાનું અધિકારીઓને આહ્વાન આપ્યું. તેણે હૉલને જાહેર પુસ્તકાલય હોવાનો દાવો આગળ ધર્યો અને લોકોના હક્કોને સાબિત કરાવવામાં સફળ થયા. ત્યારથી જનતાને તે પુસ્તકાલયનો લાભ મળતો રહ્યો છે.

× × ×

એક વખત ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટમાં એક અગત્યનો વિવાદાસ્પદ પ્રશ્ન હતો. જે વખતે કારપોરેશનમાં તેની ચર્ચા થવાની હતી તે જ સમયે એક અગત્યના કેસ માટે ફીરોજશાને હૈદ્રાબાદ જવાનું હતું. તેણે તો મોટી રકમની ફી જતી કરવાનો વિચાર કર્યો પણ મિત્રોએ તેને સમજાવ્યા કે આટલો મોટો ભાગ આપવા જેવી તમારી આર્થિક સ્થિતિ નથી. તેથી તે હૈદ્રાબાદ ગયા પણ તેની ગેરહાજરીમાં તેની દૃષ્ટિથી મુંબઈની ચર્ચા લાભદાયક રીતે ચાલી નહિ. તેથી તે ચર્ચા બીજા દિવસ પર મુલતવી રાખવામાં આવી. ફીરોજશાહ કેસ છોડી દઈ મોટી ફીનો ભોગ આપી મુલતવી રહેલ ચર્ચામાં વખતસર મુંબઈ આવી પહોંચ્યા.

× × ×

ઈ. સ. ૧૯૦૭ માં એકાઉન્ટન્ટ જનરલ મિ. હેરિસનની આગેવાની હેઠળ તથા મ્યુનિસિપલ કમિશનર મિ. શેપર્ડની મદદથી કારપોરેશનના કેટલાક યુરોપિયન સભ્યોએ કારપોરેશનની ચૂંટણીમાં ફીરોજશાને હરાવવાનો વિચાર કર્યો. ફીરોજશા હંમેશા જસ્ટીસ વિભાગ તરફથી ચૂંટાતા હતા. આ વિભાગ ૧૬ સભ્યો ચૂંટતો હતો. તે વિભાગના ઘણા સભ્યો યુરોપિયનો હોવાથી આ કાવતરામાં ભળવા તેમને સમજાવી લેવામાં આવ્યા હતા. કેટલાક હિંદી સભ્યો પણ આ યુક્તિનો ભોગ થઈ પડ્યા. પરિણામે ફીરોજશા હારી ગયા. ચૂંટણીમાં તે સત્તરમા આવ્યા. મ્યુનિસિપલ કમિશનરે પોતાની સત્તાની બહાર જઈને ચૂંટણીની તારીખ ફેરવી હતી તે માટે તથા ચૂંટણી સ્વતંત્ર ચૂંટણી ન હોવાના કારણસર આ ચૂંટણી રદ કરવા માટે સ્મોલ કૉઝીઝ કોર્ટમાં તથા હાઈકોર્ટમાં અરજીઓ આપવામાં આવી હતી.

સ્મોલ કૉઝીઝ કોર્ટમાં મિ. ઝીણા વકીલ તરીકે હતા. કોર્ટનું કામકાજ દિવસો સુધી ચાલ્યું અને આ

બનાવ સાથે નિકટ સંબંધ ધરાવતા કેટલા ય માણસોને આ તપાસમાં મૂર્ખ બનવું પડ્યું. ૧૬ મા વિજયી ઉમેદવાર મિ. સુલેમાન અબ્દુલવાહેદ હતા. તેની પેઢીને કોરપોરેશન તરફથી કોન્ટ્રેક્ટ મળ્યા હતા. તેથી તેને નાલાયક ઠરાવતાં ફીરોજશા તેના સ્થાને આવ્યા. કોરપોરેશનમાં ફીરોજશાનો પ્રભાવ ઓછો કરવાને જે મંડળે કાવતરું કર્યું હતું તેનો પ્રયત્ન તદ્દન નિષ્ફળ ગયો. ઊલટું પરિણામ એ આવ્યું કે તેની લોકપ્રિયતા તથા માન, શહેર તથા ઈલાકામાં સેંકડોગણું વધી ગયું.

'ટાઈમ્સ ઓફ ઇન્ડિયા'ના તે વખતના તંત્રી 'લોવેટફ્રેઝરે' આ ચળવળમાં આગળ પડતો ભાગ લીધો હતો અને કોરપોરેશનમાંથી ફીરોજશાને હાંકી કાઢવાની ચળવળને પોતાના પત્રમાં ટેકો આપ્યો હતો. પરિણામે લોકોનો 'ટાઈમ્સ ઓફ ઇન્ડિયા' પ્રત્યે અણગમો થયો અને મુંબઈના શહેરીઓની માધવબાગમાં જાહેર સભા મળી. સ્વ. ગોખલે તેના પ્રમુખ હતા. તે સભામાં 'ટાઈમ્સ ઓફ ઇન્ડિયા'ના વલણને વખોડી કાઢવામાં આવ્યું હતું. આને અંગે હિંદીઓની લાગણી તથા મત દર્શાવે તેવા પત્રની મુંબઈમાં જરૂર જણાઈ અને તેથી ૧૯૧૩માં 'મુંબઈ ક્રોનિકલ'ની સ્થાપના થઈ અને બી. જી. હોર્નિમેન તેના પહેલા તંત્રી થયા.

× × ×

ઇંગ્લેન્ડમાં હતા ત્યારે ફીરોજશાએ કાયદાના અભ્યાસ દરમિયાન થોડો સમય ફ્રેંચભાષાના અભ્યાસ પાછળ ગાળ્યો હતો. તે ભાષાનો તેમને સારો પરિચય ટૂંક વખતમાં થઈ ગયો. જેણે ક્રાંતિ દરમિયાનનું ફ્રેંચ સાહિત્ય પુષ્કળ પ્રમાણમાં વાંચ્યું અને તે મિરાબો અને બીજા ક્રાંતિકારોના પ્રશંસક થયા. તેનો ફ્રેંચનો શોખ હિંદમાં આવ્યા પછી પણ એટલો બધો કાયમ રહ્યો કે તે તેના કેટલાક મિત્રોને ફ્રેંચના પાઠ આપતા હતા કેમકે તે વખતે અસીલોની કંઈ પડાપડી નહોતી. સમય જતાં જેમ ખાનગી તથા જાહેર રોકાણો વધતી ગઈ તેમ તે ભાષા સાથેનો પરિચય ઓછો થઈ ગયો. અને ત્યાર પછીની યુરોપની મુલાકાતોમાં તે ભાષા બોલવાની તેણે હિંમત કરી નહિ.

× × ×

ઇંગ્લેન્ડમાં તેમના સમકાલીનોમાં જમશેદજી તાતા, લાલમોહન ઘોષ, વોમેશચંદ્ર બેનરજી તથા બદરૂદ્દીન તૈયબજીનો સમાવેશ થતો હતો. આ બધા પાછળથી હિંદના જાહેર જીવનમાં પોતાની છાપ મૂકતા ગયા છે. તેમના મુરબ્બી સલાહકાર તરીકે દાદાભાઈ નવરોજી હતા. આમાંના ઘણાખરા મિત્રો રવિવારે મિ. અને મિસિસ ડી. ડી. કામાના ઘેર ભેગા થતા અને પારસી વાનીઓનું આસ્વાદન કરી પાસા અથવા કોડીઓથી ચોપાટ રમતા હતા. ફીરોજશા આ રમતમાં એક્કા હતા. ચોપાટને અંગે એટલો બધો ઘોંઘાટ તથા ઉકળાટ થતો હતો કે કામાના પાડોશીએ એક વખત તેને મહેણારૂપે પૂછ્યું કે 'તમે દર રવિવારે ચિત્રો ટીંગાડવામાં કેમ રોકાયેલ રહો છો? તમારા હિંદી મિત્રોને દર રવિવારે તમે શા માટે મારો છો!'

× * ×

વિરોધ તરીકે ધારાસભામાંથી ચાલ્યા જવાની પ્રથા આપણા સમયથી જ શરૂ થઈ નથી, કે તે સ્વરાજવાદીઓ અથવા અસહકારી મહાસભાવાદીઓનો ઇજારો નથી. સર ફીરોજશા, સર ભાલચંદ્રકૃષ્ણ, સર ગોકળદાસ પારેખ તથા દાજી આબાજી ખરે તથા ગોપાળકૃષ્ણ ગોખલે ઈ. સ. ૧૯૦૦ માં સર ફીરોજશાની આગેવાની હેઠળ મુંબઈ ધારાસભામાંથી પહેલવહેલા ચાલી નીકળ્યા હતા. પ્રસંગ જમીન મહેસૂલ બિલના સુધારાનો હતો. શાહુકારથી રૈયતનું રક્ષણ કરવાના બહાના હેઠળ, પોતાની જમીન બીજાને આપવાના રૈયતના હક્કને નાબૂદ કરવા તથા કલેક્ટરને ઠીક પડે તે શરતોથી તથા તેટલા સમય માટે, જપ્ત થયેલ જમીન આપવાને કારોબારીને સત્તા અપાતી હતી. 'કેસરી'માં તિલકના તે સમયના લેખો બતાવી આપે છે કે તેણે સર ફીરોજશા તથા તેના મિત્રોનો પક્ષ લીધો હતો. લોવેટ ફ્રેઝરના તંત્રીપદ હેઠળ આવતા 'ટાઈમ્સ ઓફ ઈંડિયા'એ મહેતા અને તેના સાથીઓ પર, દાસ અને નહેરુની આગેવાની હેઠળના સ્વરાજ પક્ષ પર જેવા હુમલા કર્યા હતા, તેવા હુમલા કર્યા.

× × ×

હિંદી રાષ્ટ્રીય દૃષ્ટિબિંદુનો પ્રચાર કરવા ખાતર 'ક્રોનિકલ'ની સ્થાપના, સ્વ. ફીરોજશા મહેતાનું પત્રકારિત્વ જગતમાં પહેલું સાહસ નહોતું. ઈલ્બર્ટ બિલની ચળવળે દેશના રાજકીય જીવનને વેગ આપ્યો હતો અને તે સમયની ત્રિપુટી—તૈયબજી, તેલંગ તથા ફીરોજશા રાજ્યવહીવટની દરેક શાખામાં સુધારો

કરવા અવિરત લડત ચલાવી રહ્યા હતા. પરંતુ તેમની નીતિ તથા સિદ્ધાંતોને, સારા તથા માઠા પ્રસંગોએ ટેકો આપે તેવા પત્રની ખોટને અંગે તેઓને ઘણી મુશ્કેલી પડતી હતી. 'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા' ખુલ્લી રીતે હિંદ વિરોધી હતું અને 'બોમ્બે ગેઝેટ'ની સહાનુભૂતિ ખરા હૃદયની નહોતી.

તે વખતે 'એડવોકેટ ઑફ ઇન્ડિયા' મરવાના વાંકે જીવતું હતું. સર ફીરોજશાએ મિ. જહાંગીર મર્ઝબાનના ભાગમાં ૧૮૮૮ માં તેને પુનર્જીવન આપવાનું નક્કી કર્યું. તે વખતે ડૉ. બ્લેન્ડીના અંકુશ હેઠળ હતું તે સત્વર ફીરોજશાના અંકુશ હેઠળ આવ્યું. મંગળાચરણ સારું થયું હતું. ફીરોજશાને મદદ કરવાને દિનશા વાચ્છાની કલમ તૈયાર જ હતી. પરંતુ એક જ વર્ષમાં તેના ભાગીદાર સાથેના મતભેદને અંગે તેના હાથમાંથી તે ચાલ્યું ગયું. પાછળથી મિ. ગોર્ડનના હાથ હેઠળ તે ફીરોજશા સામે વિરોધ ઉઠાવવાનું સાધન થઈ પડ્યું.

× × ×

જે જગ્યાએ આજે આપણે સર ફીરજશાનું જોઈએ છીએ તે જમીનનો ટુકડો ૧૯૧૧માં લીલા ઘાસથી આચ્છાદિત હતો. તે જગ્યા પર મહાન શિવાજીનું ઘોડા પરનું પૂતળું ઊભું કરવા માટે કોલ્હાપુરના મહારાજા એક લાખ રૂપિયા આપવા તૈયાર હતા. પણ કોરપોરેશન તે જગ્યા આપવા ખુશી નહોતા.

ઈ. સ. ૧૯૧૧માં શહેનશાહ પાંચમા જ્યોર્જ હિંદમાં આવ્યા અને દિલ્હી દરબાર ભરાયો તે સ્થળે રાજાનું પૂતળું મૂકવા માટે સરકારે ફરીથી જગ્યા મેળવવાનો યત્ન કર્યો. સર ફીરોજશા તે વખતે તબિયતને અંગે ઈંગ્લંડ હતા. શહેનશાહને આપવાનું માનપત્ર વાંચવા માટે તેને ખાસ આમંત્રણ આપી ઇંગ્લંડથી બોલાવવામાં આવ્યા હતા. ફીરોજશા એક સ્ટીમર વહેલાં આવ્યા અને તેને આગેવાની લેવાનું કબૂલ કર્યું. ફીરોજશા મહેતાના મિત્ર અને સાથી દિનશા વાચ્છાએ દરખાસ્ત મૂકી કે 'જમીન આપી દેવી' ફીરોજશાએ તે દરખાસ્તનો વિરોધ કર્યો. કોરપોરેશનમાં આ પ્રશ્ન પર બન્ને બાજુ સરખા મત પડ્યા. ફીરોજશાએ પ્રમુખ તરીકેનો પોતાનો મત આપી દરખાસ્તને ઉડાવી દીધી. વાચ્છાએ ખૂબ ગુસ્સે થઈને કહ્યું કે 'ફીરોજશા, તમે તમારા બાવલા માટે આ જગ્યા અનામત તો નથી રાખી ને?' ફીરોજશાએ શાંતિથી જવાબ આપ્યો, 'જો ઇશ્વરની એવી ઇચ્છા હશે તો તે પણ અસંભવિત નથી.'

આજે આપણે જોઈએ છીએ કે ફીરોજશાને ઇશ્વરની ઇચ્છાની ખબર હતી કેમકે આજે આપણે તે જ સ્થાન પર તેનું પૂતળું જોઈએ છીએ.

ફીરોજશાને ન્યાય આપવા ખાતર એટલી નોંધ લેવાની જરૂર છે કે ખરેખર કોઈ મહાન હિંદીના બાવલા માટે તે જગ્યાનો તે ઉપયોગ કરવા ઇચ્છતા હતા અને તેણે પોતાના બાવલા માટે આ જગ્યા અનામત રખાવી નહોતી.

મને મળી આવેલી જટા ધારણ કરી મેં પ્રમીલાને બિવરાવવાનો પ્રયત્ન કર્યો

# જટિલ વ્યાપાર


લેખક
શરદિન્દુ બંદોપાધ્યાય

અનુવાદક
મણિલાલ અલગારી


એક જટા હાથ આવી હતી.

વાળનો મારે વેપાર નથી. તેમ જ ગેધરીંગ કરવાના દિવસો પણ ગયા છે એટલે ઓચિંતા હાથ આવેલી આ પીંગળી જટાનું શું કરવું તેની મને મુંઝવણ થઈ.

રવિવારે સવારે બહાર ઓસરીમાં ખુરશી પર બેઠાં બેઠાં તડકો ખાતો હતો એવામાં એક સંન્યાસી આવી ઊભા રહ્યા ને બોલ્યા, 'ઓમ્‌શંકર, ભિક્ષાન્દેહિ.'

બાવાજીની નાભિપર્યંત સર્પાકાર જટા ઝૂલતી હતી ને મોઢે ભભૂત લગાવેલી. પણ તોય ભક્તિ ન ઊપજી. મેં કહ્યું, 'અહીં ભિક્ષા નહીં મળે.'

બાવાજી ડોળા ચકળવકળ કરી બોલ્યા, 'ક્યોં, તુમ મ્લેચ્છ હૈ ? સાધુસંતકો નહીં માનતા ?'

બાવાજીનાં વેણ સાંભળી નખશીખ સળગી ઊઠ્યો. કહ્યું, 'ના નથી માનતો.'

એટલે બાવાજી ખડખડાટ મોટેથી હસ્યા ને આખી શેરી ગજાવી મૂકી. પછી બોલ્યા, 'તુમ બંગાલી હૈ. બંગાલી લોક ભ્રષ્ટ હોતા હૈ.'

પછી મારાથી ન રહેવાયું. ઊભા થઈ બાવાજીની જટા પકડી એક આંચકો માર્યો.

ઘડીક બેઉ સામસામે જોઈ રહ્યા. પછી જટા મારા હાથમાં જ રહેવા દઈ મુંડાવાળા બાવાજી ભાગ્યા. રાહદારીઓએ હોહા કરી મૂકી પણ બાવાજીએ તો પાછું વાળીને જોયું સુદ્ધાં નહીં.

એક રાહદારીએ ખબર આપી કે એ તો નામચીન ચોર છે. હમણે જ હજી જેલમાંથી છૂટ્યો છે ને ભેખ લીધો છે. એ ગમે તે હોય પરંતુ હવે આ જટાનું શું કરવું ? ખબર દેનારને ભેટ તરીકે દેવા માંડી પણ તેણે લેવા ના પાડી.

એકાએક મને એક યોજના સૂઝી આવી.

પ્રમીલા જોકે મોઢેથી નથી કહેતી તો પણ એના મનમાં પોતે આધુનિક હોવાનો ઠીક ઠીક ગર્વ છે. ગયાં ત્રણ વરસના લગ્નજીવનમાં ક્યારેય તેને જુનવાણી કહેવાની તક મળી નથી તે પોતાને પુરુષની સમાન માને છે લાજમાં તે માનતી નથી. કોઈ પણ અવસ્થામાં લજાવું કે બીવું એ નારીને માટે તે સ્વાભાવિક સમજતી નથી.

એની આવી અસકોચ આત્મનિર્ભરતા ક્યારેક ક્યારેક મારા પૌરુષને ડંખતી. ક્યારેક અસ્પષ્ટ શંકા પણ મારા મનમાં ડોકિયું કરી જતી.

એટલે મને થયું કે આજ ભલે પ્રમીલાની પરીક્ષા થાય, એના મનનો આ ભાવ કેટલો સાચો છે ? કેટલો ખોટો છે એ ખબર પડશે.

જટા સંતાડી ઘરમાં એક આંટો મારી આવ્યો પ્રમીલા ઘરના પાછલી બાજુના ઓરડામાં બેઠી હતી એના હાથમાં એક કાગળ હતો. જટા અંગે થયેલી ગરબડની જરૂર એને ખબર નહીં હોય.

મારો પગરવ સાંભળી એણે મારી સામે જોયું મુખ ગંભીર હતું. તેણે મને પૂછ્યું, 'કેમ કંઈ જોઈએ છીએ !'

મેં કહ્યું, 'ના. કોનો કાગળ છે ?'

'બાપુજીનો.'

'આજ આવ્યો !

'હા.'

'ઘરે છે તો સૌ સારા ને !'

પ્રમીલાએ મૂંગાં મૂંગાં માથું હલાવ્યું. મેં ઘરમાં આંટા મારતાં મારતાં કહ્યું, 'આજ બપોરે મારે જંક્શને જવું પડશે. રાતે અગીઆરની ગાડીમાં આવતો રહીશ.'

'સારું.'

'રાત્રે એકલાં બીક નહીં લાગે ને !'

'બીક ! જરાં ભવાં ઊંચાં કરી તે બોલી, 'હું બીતી નથી.'

'સારું.' કહી હું બહાર નીકળ્યો. પણ તે આજ એકાએક આટલી ગંભીર કેમ !

વારુ આજ રાતે જ એની ગંભીરતાની પરીક્ષા થશે. રાતે સાડાદશ વાગે મારા મિત્રને ત્યાં મોઢે થોડી રાખ ચોળી અને શરીરે ઝબ્બો ને માથે પેલી જટા પહેરી લીધી. એકવાર અરિસામાં પણ જોઈ લીધું.

મિત્ર પ્રશંસાપૂર્વક બોલ્યા, 'આબેહુબ બાવો જોઈ લ્યો. તું ઢોંગી બાવો છે એમ કહેવાની કે

કોની મગદૂર છે? એક ચલમ ગાંજો પી તો પાઠ પૂરો થાય.'

'ના, ગાંજાની મને ટેવ નથી.' એમ કહી હું બહાર નીકળ્યો.

મારા મકાન પાસે આવ્યો. ખડકી બંધ હતી. પાછલી વંડી ઠેકી અંદર દાખલ થયો.

શયનાગારમાં દીવો બળતો હતો. બારણાની તડમાંથી જોયું તો પ્રમીલા ખુરશીમાં બેઠાં બેઠાં એક ચિત્તે ઊનનું ગંજીફરાક ગૂંથતી હતી.

એકાએક અંદર દાખલ થઈ વિકૃત કંઠે બોલ્યો, 'હર હર મહાદેવ.'

પ્રમીલાના હાથમાંથી ગંજીફરાક પડી ગયું. હાંફળી ફાંફળી ઊભી થઈ ચમકેલા અવાજે તે બોલી, 'કોણ?'

મનમાં મનમાં હસવું રોકી બોલ્યો, 'બોમ્ શંકર, જય ચામુંડે.' પ્રમીલા ફાટેલી આંખે સ્થિર દૃષ્ટિથી મારી સામે જોઈ રહી. બી જઈને ભાગવાનો તેણે લેશ પણ પ્રયત્ન ન કર્યો. પછી ઊંડા નિસાસો નાખી છાતી પર હાથ રાખી બોલી, 'સુરેશદા તમે આવા વેશે કેમ!'

હું આભો બની ગયો. સુરેશદા! હું તો પાકો સંન્યાસી છું. મને સુરેશદા કેમ કહો?

પ્રમીલા સ્ખલિત કંઠે બોલી, 'હું તમને ઓળખી ગઈ છું. પણ તમે આવ્યા કેમ? મેં તમને નહોતું કહ્યું કે મારી પાસે હવે આવતા ના. તો ય શા માટે અહીં આવ્યા?'

મારા માથામાં વીજળીના આંચકા શરૂ થયા. સુરેશ મારા સાસરાના ગામનો હતો અને તે મારા સાસરાના ઘર સાથે ઘરોબો રાખતો. એ માણસ પ્રત્યે પહેલેથી જ મને અણગમો હતો. કારણ કે તે પ્રમીલા સાથે વિશેષ સંબંધ દાખવતો. પણ એ સંબંધ શું આટલી હદ સુધી......

ભગ્ન કંઠે મેં કહ્યું, 'પ્રમીલા...હું...'

પ્રમીલાએ બે હાથની મૂઠી સખત કરી તીણા ધીમા કંઠે કહ્યું, 'ના, ના, તમે જાઓ. આ જન્મે આપણા સર્વ સંબંધનો અંત આવ્યો છે. આગલી બધી વાતો ભૂલી જાઓ. હવે હું તમારી પાસે આવી નહીં શકું.'

દાંત કચકચાવી મેં કહ્યું, 'પ્રમીલા, ત્યારે શું તું મને એક દિવસ માટે પણ ચાહતી......'

'ચાહતી'તી. હજી પણ ચાહું છું. પણ તેમ જાઓ, તમે સુરેશદા. તમને મારા સમ ન જાઓ તો—હમણે જ તેઓ આવી પહોંચશે. મારો સંસાર ખારો ઝેર થઈ પડશે.'

હું તેની નજીક ગયો. પણ તે જરા ય ખસી નહીં. ઉત્તેજીત કંઠે બોલી, 'નહીં જાઓ? મારી સાથે મસ્તી કરવા આવ્યા છો? તમારે પગે પડું સુરેશદા. હમણે જ તેઓ આવી પહોંચશે....

'હજી ઊભા છો? વારુ.' એમ કહી મારા ભસ્મલિપી હોઠ ઉપર ચુંબન કર્યું. 'હવે જાઓ' એમ કહી મારો હાથ પકડી મને ઓરડા બહાર લઈ ચાલી.

હું બાવાની જેમ અનુસર્યો.

ખડકીનું બારણું ખોલી પ્રમીલા બોલી, 'હવે કદી પણ આવું ગાંડપણ ન કરતા. જો ન રહેવાય તો પત્ર લખજો. એ મારા કાગળ નથી વાંચતા. પણ હવે કોઈ દી આવી રીતે મારી પાસે ન આવતા. અને એટલું યાદ રાખજો કે ગમે તેટલી દૂર હોઉં તોય હું તમારી જ છું, બીજા કોઈની નહીં.'

અંધારામાં એનું મોઢું હું જોઈ ન શક્યો પણ મને એમ લાગ્યું કે તે ઉભરાતા રુદનને દબાવવાની કોશિષ કરી રહી હતી.

મારી જ ખડકીમાંથી ચોર માફક ચુપચાપ ચાલ્યો આવ્યો.

શું કરવા ગયો હતો ને શું નીકળી પડ્યું! અરીજીઆને બદલે સર્પ! પરંતુ આંધળાની માફક હંમેશા છેતરાવા કરતા તો આ સારું.

પ્રમીલાનું ચુંબન મારા હોઠને અંગારા જેવું થઈ પડ્યું. અને એનાં વેણો મારું હૈયું ચીરી ઊંડા ખૂંચી ગયાં.

'આજન્મે આપણા સર્વ સંબંધનો અંત આવ્યો છે.' આમાં કેવા પ્રકારના સંબંધનું સૂચન છે?' ચાહતી'તી આજ પણ ચાહું છું'—ત્યારે મારી સાથે કેવળ અભિનય જ ચાલે છે ને? હું તમારી જ છું, બીજા કોઈની નહીં' હં...પતિ તો માત્ર વિલાસનાં સાધનો પૂરા પાડનાર એક યંત્ર જ ને? આહ્...આજ આધુનિક શિક્ષિત નારી કે?

મિત્રને ઘેર આવ્યો ત્યારે મિત્રે પૂછ્યું, 'કેમ શું થયું? વિદુષી વહુએ સંન્યાસી મહારાજનું કેવું સ્વાગત કર્યું?'

મેં ઉપરની રાખ ધોતાં ધોતાં કહ્યું, 'સરસ.'

'ડખાઈ ગઈ હતી ને?'

મનમાં મનમાં કહ્યું, 'એ નહીં પણ હું ડખાઈ ગયો હતો.'

મેં નક્કી કર્યું, 'આ નાટકી લીલા હવે મારે ન જોઈએ. પ્રમીલા હવે મને કેવીક છેતરી શકે છે તે આજ જોઈશ. ત્યાર પછી એની છેતરપીંડી ઉઘાડી પાડી ઘર છોડી ચાલી નીકળીશ. સજ્જન માણસ એથી વિશેષ શું કરી શકે? આ પછી પણ જો પ્રમીલા પોતાના આધુનિક કલ્ચર (સંસ્કારો)નો ગર્વ રાખી જીવતી રહી શકે તો ભલે રહે. આવો નાટકી અભિનય કરી હું પોતાની જાતને કલંકિત નહીં કરું.'

ઘરે જઈ કડુ ખખડાવ્યું: પ્રમીલાએ આવી બારણું ઉઘાડયું. જોયું તો તેનું મુખ શાંત હતું. ગુપ્ત અપરાધનું કોઈ પણ ચિહ્ન એની આંખમાં નહોતું.

તે બોલી, 'ટ્રેન આવ્યાને તો હજી પાંચ મિનિટ પણ થઈ નથી ત્યાં તમે ઘેર કેવી રીતે પહોંચી ગયા! સીટી તો મેં હજી હમણે જ સાંભળી!'

જોડા ને કપડાં કાઢતાં કાઢતાં કહ્યું, 'તું એકલી છો એટલે દોડતો આવ્યો.' પહેલાં મારે ય અભિનય કરવો પડશે.

'તમારે માટે ખાવાનું ઢાંકી રાખ્યું છે. ચાલો ખાઈ લ્યો'

'ના, ખાઈને આવ્યો છું.' એમ કહી દીવાની વાટ વધારી ખુરશી ઉપર બેઠો.

'દીવો કેમ વધાર્યો—સૂવું નથી?'

હું મારી બધી ઇંદ્રિયોદ્વારા એના કંઠમાં, હાવભાવમાં, એના હલનચલનમાં એકાદુ નિદર્શક ચિહ્ન શોધતો હતો. પણ એનો અભિનય આશ્ચર્યકારક છે એના આંખના મટકામાં પણ એના મનની વાત ન પકડાય—આમ જ મને તે અંધ રાખતી આવી છે આજ......

મેં કહ્યું, 'તારું મોઢું સારી રીતે જોવાય એટલે દીવો વધાર્યો.' તે ગ્રીવાભંગ કરી હસીને બોલી, 'કેમ મારું મોઢું આ પહેલવહેલું જ જુઓ છો કે શું?'

મેં કહ્યું, 'ના, પણ ઇચ્છીએ ત્યારે મોઢું થોડુંક જોઈ શકાય છે! મારું મોઢું તું શું જોઈ શકી છો!'

'હા જોઈ શકી છું. પણ આવી મોડી રાતે એવી ઉખાણા જેવી વાતો નથી કરવી. સૂઈ જાઓ. હું આ આવી.' પાસેના ઓરડામાં જઈ કપડાં બદલાવી ઘણી ત્વરાથી તે પાછી આવી. ને બોલી, 'હજી નથી સૂતા! ટાઢે ય નથી વાતી. મને તો બહુ વાય છે. મારાથી તો ઊભા નહીં રહેવાય.' એમ કહી જરાક હસી.

ત્યાર પછી મારો હાથ ખેંચી બોલી, 'ચાલોને સૂઈ જઈએ.' આ બેચાર વાક્યોમાં એવી તો ઘનિષ્ઠતા અને અંતરંગતા હતી કે મને એમ થયું કે આ બધું દુઃસ્વપ્ન તો નહીં હોય?'

મેં કહ્યું, 'પ્રમીલા!...'

શંકાભરી આંખે તે બોલી, 'કેમ શું છે?'

ગમ ખાઈ કહ્યું, 'ના, કંઈ નહીં. ચાલ સૂઈ જઈએ. મોડું બહુ થયું છે.'

સૂતા પછી થોડી વાર બેય ચૂપ રહ્યાં. પાસે સૂતા છતાં બંનેમાં કેટલી સંતાકૂકડી!'

એકાએક પ્રમીલા બોલી, 'આજ સાંજે કાનન આવી હતી.'

'કાનન?'

'હા, કાનનબાળા. જેને લગ્ન પહેલાં ખૂબ ચાહતા હતા તે. અત્યારે યાદ પણ નથી આવતી?'

ગંભીરતાથી કહ્યું, 'ચાહતો નહોતો. તે મારી બાળપણની મિત્ર હતી.'

'વારુ. અહીં તે બેત્રણ દિવસથી એના સાસરેથી આવી છે. આજ આપણે ત્યાં આવી હતી. એની સાથે ઘણી ઘણી વાતો થઈ.'

'શું વાત થઈ?'

'તમે ક્યારેક એક વાર મોઢે શાહી ચોપડી ભૂત બની રાત્રે એના સૂવાના ઓરડામાં ઘૂસ્યા હતા તે.'

થોડી વાર મૂંગા રહી મેં કહ્યું, 'બીજું શું કહ્યું!'

'બીજી યે ઘણી વાતો થઈ. પણ તમે રાતે ભૂત બની એના ઓરડામાં કેમ ઘૂસ્યા હતા એ તો કહો.'

'બીવરાવવા માટે.'

મારો ક્રોધ વધ્યે જતો હતો. પ્રમીલા શું મોઢે મારું છિદ્ર શોધવા ઇચ્છે છે? કદાચ આ યે છેતરપીંડીનો એક પ્રકાર હશે.

ઉગ્ર અવાજે મેં કહ્યું, 'એ સિવાય બીજો કોઈ વિચાર તો સારો લાગીશ.' [અનુસંધાન પાન ૪૪

# નારી ને નાગણી

★ લેખક ★
તારાશંકર બંદ્યોપાધ્યાય

★ અનુવાદક ★
રમણિક મેઘાણી

ઈંટના ભઠ્ઠામાંથી ખોડો શેખ ઈંટ જુદી પાડતો હતો. એના ખરા નામની ખબર કોઈને ય નથી, ને કદાચ એને પોતાને પણ નથી. બાળપણમાં એનો ડાબો પગ ભાંગ્યો ત્યારથી જ એ ખોડિયાને નામે ઓળખાય છે. અને એનો ફક્ત પગ જ ભાંગ્યો હતો એમ નહોતું; જુવાનીમાં દુરાચારને અંગે ભયંકર વ્યાધિઓનો ભોગ થઈ પડતા એનું નાક સદાને માટે અદૃશ્ય બન્યું હતું. નાકની જગ્યાએ ઘૃણાં આવે એવું એક કાણું જ માત્ર દેખાય છે. ને ત્યાર બાદ શિતળા નીકળતા શિતળાના ડાઘથી વધુ ભયંકર દેખાય છે.

એ આપમેળે જ ઈંટ જુદી પાડતો હતો.

થોડે જ દૂર અદાઈ ઉર્ફે વાહેદ શેખ ગાડું હાંકતો આવતો હતો. એક સાથે બંને બળદનાં પૂંછડાં આમળતા એણે એક અશ્લીલ ગીત ઉપાડ્યું. પણ ઓચિંતો એનો તાલ તૂટ્યો. બળદ એકાએક અટકીને ઊભા રહ્યા. અદાઈ એક આંચકો ખાતો ગીત થંભાવીને બોલી ઊઠ્યો— 'છે ને કાંઈ સાળા બળદ! કંઈ કહેતો નથી તો યે—'

ને ગઝબના રોષથી બળદને સીધા દોર કરવા એણે પરોણો ઉપાડ્યો, પણ એને એ વીંઝવો ન પડ્યો. બળદ હુંકાટા કરી ગાજતા હતા. એ ચીસ પાડી ઊઠ્યો— 'ખોડા, ખોડા સાપ, સાપ!'

બરાબર એના ગાડાની પાસે જ ફેણ ઊંચી કરી એક કિશોર સાપ ધીરો ધીરો ડોલતો હતો. એણે ગાડામાંથી કૂદકો મારી એક ઈંટ ઉપાડી.

પેલી બાજુએથી ખોડો ખોડંગાતો ખોડંગાતો દોડતો આવતો હતો. એ બોલી ઊઠ્યો— 'મારીશ મા, અદાઈ એને મારીશ મા. આ આવ્યો હું આ આવ્યો.'

ઉપાડેલી ઈંટ અદાઈના હાથમાં જ રહી ગઈ. એ બોલ્યો: 'શું સાપ છે કાંઈ સાપ, મારા બાપ! સિંદુર જેવું લાલ તગતગતું મોં, અને ફેણ પણ શું સુંદર છે! પણ એલા ભાગ્યો, આ ભાગ્યો-જલદી આવ.'

સાપ ઝાપથી ભાગ્યે જતો હતો. પણ એ જતો હતો ખોડા તરફ જ. અદાઈને પાછળ મૂકી એ ભાગી જવા માગતો હતો. ખોડાને એણે જોયો જ ન હતો.

ખોડાએ સાદ પાડ્યો; 'લાવ તો અદાઈ, જરાક તારો પરોણો લાવ તો. જો...જો. આ તો ભઠ્ઠામાં ચાલ્યો ગયો. પણ ઉદયનાગ છે ઉદયનાગ. આવા સાપ બહુ દેખાતા નથી. પકડી શકાય તો કાંઈક ધંધો-રોજગાર કરી શકાત.

ખોડો સાપનો ઉતારનાર છે, એટલું જ નહિ, એ સાપનો ખેલ કરનાર ગારૂડી પણ છે. એને ઘેર ઓસરીના ખૂણામાં મોં બાંધેલા મોટા મોટા માટલા પડ્યા જ હોય છે. એણે પકડેલા સાપ એ એમાં જ પૂરી રાખે છે. લાંબો સમય વીત્યે તે જીર્ણ થતા એ એને દૂર જંગલમાં જઈને નાંખી આવે છે. એ દરમિયાન ઘણાંક મરી પણ જાય છે. જ્યાં સુધી એની પાસે સાપ હોય છે ત્યાં સુધી એ મજૂરી નથી કરતો. ત્યારે એ-હાથમાં એક મોટું ડમરું અને મોંમાં મોરલી સાથે ખભ્ભે ડાવડ નાંખી સાપના ખેલ દેખાડતો ફરે છે. અને એ ધંધો કંઈ ખોટો યે નથી. પરંતુ ગાંજા-અફીણનું વ્યસન ત્યારે વધી જાય છે. ક્યારેક ક્યારેક દારૂ-તાડવો પણ ઊડે છે. પરિણામે સાપ ખલ્લાસ થતાંની સાથોસાથ ખોડો ફરી ટોપલો લઈ બહાર નીકળી પડે છે, અને સ્થિતિસંપન્ન લોકોને બારણે બારણે પોતાનું વક્ર મોં લંબાવી સાદ પાડે છે કે 'મજૂર જોઈએ શેઠ મજૂર!'

ખુશામદ કરી એ હસતો. એનું અદસુરત ભયંકર મોં ત્યારે વધુ અદસુરત-વધુ ભયંકર થઈ ઊઠતું. મજૂરી મળતાં એ તનતોડ મહેનત કરતો. એમાં એ મન ન ચોરતો. જે દિવસે મજૂરી ન મળતી તે દિવસે ટોપલો ખભ્ભે મૂકી એ ભીખ માગતો, ને જે કાંઈ મળતું તેમાંથી થોડાક ગાંજો અફીણ લેતો. એ પછી યે કંઈક બચતું તો જરાક દારવો ચડાવતો ને ઘેર આવી જુબેદા બીબીના પગ ઝાલી રડવા બેસતો ને કહેતો કે મારે પનારે પડીને તારી અવદશાનો પાર નથી રહ્યો. પૂરું ધાન પણ તારે પેટ નથી પડતું.

ને હસતા હસતા એને માથે હાથ ફેરવતા ઝુબેદા કહેતી—" ઠીક, ઠીક, ગાંડા કાઢો મા. ઊઠો મને. થોડાક ચોખા લઈ આવું ક્યાંકથી.'

એનું રુદન વધી જતું. ઝુબેદાને ગળે વળગી એ કહેતો 'તને એકાદ નવું કપડું પણ હું કદી નથી લઈ દઈ શક્યો. તેં સદા યે જૂનાં કપડાંથી જ ચલાવ્યું છે, ઝુબેદા હું હવે......!'

પણ જવા દો એ બધી વાત. બીજે દિવસે વહેલી સવારે ખોડો ઇંટના ભઠ્ઠા પાસે હાજર થઈ ગયો. એના હાથમાં હતી નેતરની એક નાની એવી લાકડી, અને બગલમાં હતી એક ઢાલ જેવી ઢાંકણી. સામે પૂર્વ દિશામાંથી રતુંબડો પ્રકાશ રેલાવો હજુ હમણાં જ શરૂ થયો હતો. વૃક્ષોની ડાળો પર બેઠેલા પંખીઓ કિલકાર કરતા ગૂંજી રહ્યા હતા. ગામના કોંક દેવમંદિરમાંથી પ્રભાતની પૂજાના શંખઘંટા સંભળાતા હતા. એક ઊંચા ટેકરા પર બેઠો બેઠો ખોડો ચારે બાજુ ઝીણવટપૂર્વક નિહાળી રહ્યો હતો.

પૂર્વમાંનો આછો લાલ પ્રકાશ ધીરે ધીરે ગાઢ થઈ પરિધિમાં વધતો જતો હતો. એની આભાએ ભઠ્ઠાની પાકી ઈંટો વધુ લાલ થઈ ઊઠી. ખોડાના મેલાં કપડાંએ સુદ્ધાં લાલ ઝાંય ધરી હતી. ખોડો હવે ઊભો થઈ ગયો.

'એ જ—એ...જ!'

થોડે દૂર પેલો કિશોર સાપ પૂર્વાકાશ તરફ મો ઊંચું કરી ફેણ નચાવતો બેસી રહ્યો હતો. પ્રાતઃસૂર્યના રતુંબડા પ્રકાશમાં એનો રંગ ગાઢ લાલ જણાતો હતો. એ લાલરંગમાં એની ફેણ પરનું ઘેરા કાળું ચક્ર અપૂર્વ સુંદર જણાતું હતું પતંગિયાની લાલ પાંખોમાં દેખાતી સુંદર કાળી ભાત જેવું જ મનોહર એ લાગતું હતું.

ખોડો મુગ્ધ થઈ એને જોઈ રહ્યો ને મનોમન જ એ મૃદુ સ્વરે બોલી ઊઠ્યો, 'વાહ!' ને પછી એ આગળ વધ્યો. ઊગતા સૂર્યને અભિનંદવા સર્પશિશુ એવો તો પાગલ થઈ ઊઠ્યો હતો કે ખોડાના પગરવનું પણ એને ભાન ન રહ્યું. ખોડો ખૂબ જ નજીક પહોંચતાં ચમકીને એણે મો ફેરવ્યું, ને બીજી જ પળે ફૂંફાડા સહ એ આગળ ધપ્યો. પણ ફેણ એ ફરી ઊંચી કરી ન શક્યો. ખોડાએ ચપળતાથી ડાબા હાથમાંની લાકડી વતી એનું માથું દબાવી રાખ્યું અને જમણા હાથે એની પૂંછડી પકડી બેએક વાર ઝટકો મારી નિહાળી એ બોલ્યોઃ 'નાગણી.'

છએક મહિના પછી....

'ઝુબેદા, કહે જોઉં હું શું લાવ્યો હઈશ?''

ઝાંપાની દુકાનેથી પાછા ફરતા ખોડાએ ઝુબેદાને પૂછ્યું.

આંગણુંમાં વાસીદું વાળતી ઝુબેદાએ આશ્ચર્યથી પૂછ્યું, 'શું છે જોઉં!'

... તેમાંથી એક પડીકામાં સાચવીને રાખેલી એક ચકચકીત વસ્તુ હથેળીમાં લઈ ખોડાએ તે ઝુબેદા સામે ધરી. એ વસ્તુ એક નાની વાળી હતી.

'આટલી નાની વાળીને શું કરશું!' ઝુબેદાએ પૂછ્યું.

હસીને ખોડાએ કહ્યું—'બીબીને પહેરાવીશું.'

ઝુબેદા અવાક્ થઈ ગઈ.

ખોડો હસતો હસતો ઘરમાં ગયો. 'અને મજામાં એક સાપ વીંટાળીને બહાર આવ્યો. પેલી નાગણી જ. પણ હવે એ મોટી થઈ છે. એનામાં તેજ નથી. શાંત, ક્રોધહીન ભાવે ધીરે ધીરે મો જરા ઊંચું કરી એ એના બખ્ખા ઉપર ફરતી હતી.

ઝુબેદા બોલી—'જો જો, કરડે નહિ. ભલેને તેજ ન હોય છતાં એનો વિશ્વાસ નહિ.'

ખોડો હસ્યો. ને બોલ્યો—'વિશ્વાસ ન મુકાય એની ઝેરી દાઢ ઉપર. નહિ તો એ લોકોમાં ય ભમતા તો હોય જ છે ઝુબેદા. ઝેરી દાઢ નથી પણ બીજા દાંત તો છે ને! છતાં એ શા માટે મને નથી કરડતી! કેવી શાણી બીની જેમ આ બીબી મારે ગળે વીંટળાઈ રહે છે કહે જોઉં! કેવી એણે એના બેઉ હોઠે જરા દાબી એક ચૂમી ભરી.

ઝુબેદા ચમકી નહિ. કારણ એ દૃશ્ય એને માટે નવું નહોતું, છતાં એ ત્રાસીને બોલી. 'અં—હં—હં—હં. તમને સૂગ પણ નથી ચડતી શું! કેટલીવાર તમને ના પાડી છે, કહો તો?'

પણ એ વાતને યે ખોડાએ કાન ન દીધો. એણે કહ્યું, 'જો, જો. મારા હાથને કેવી ચોંટી પડી છે. જાણે છે: સાપણી ને સાપ જ્યારે રમે છે ત્યારે બરાબર આમ જ વીંટળાઈ પડે છે. જોયું છે કદી! ઓહ! શું જોવા જેવું હોય છે!'

ઝુબેદા બોલી, 'એ જોવાનું કામ મારું નથી. તેં જોયું એટલે બસ છે. પણ ધ્યાન રાખજે કે તારો ખેલ પણ એક દિવસ એ જ પૂરો કરશે.'

ખોડો ત્યારે સોય લઈ બીબીનું નાક વીંધતો બેઠો હતો. પગના અંગૂઠા વડે એની પૂંછડી દબાવી. ડાબા હાથે એનું મો દબાવ્યું હતું. જમણા હાથે સોયથી એનું નાક વીંધી, વાળી પહેરાવી એણે એને છોડી મૂકી. વેદનાના રોષથી છંછેડાયેલી બીબી વારંવાર એને ફટકાવવા લાગી. માટલીનું ઢાંકણું ઢાલની જેમ એની સામે ધરી એનો વિરોધ કરતો ખોડો

બોલ્યો: 'ખીજાઈશ મા બીબી, રોષ કર મા બાપુ, જો તો ખરી તું કેવી સુંદર લાગે છે આ વાળીમાં.'

'ઝુમેદા, જરા ચાટલું આપ તો, આને એકવાર એનું રૂપ તો જોવા દે.' ઝુમેદા સામે જોઈ એણે કહ્યું.

'હું નહિ આપું.' ઝુમેદા બોલી.

'દે, દે. એકવાર દે. તારે પગે પડું. જોઈએ તો ખરા! પોતાનું રૂપ જોઈને એ શું કરે છે!'

સ્વામીની આ વિનંતીની ઉપેક્ષા ઝુમેદા ન કરી શકી. ચાટલું લેવા એ અંદર ગઈ. ખોડો બોલ્યો. 'મે'રબાની કરીને થોડોક સિંદુર પણ લેતી આવજે.'

'શું કરવું છે એનું?' ઝુમેદાએ પૂછ્યું.

'જોજે ને શું થાય છે તે. પહેલેથી શું કહેવું'તું!' એક કૌતુકમય હાસ્ય કરીને ખોડો બોલ્યો.

ઝુમેદાએ અરીસો અને સિંદુર લાવી એની પાસે મૂકી દીધા.

ખોડાએ કુશળતાપૂર્વક બીબીને પકડી એક સળી વડે સિંદુર લઇ બીબીના માથા ઉપર લાલરેખા આંકી દીધી. અને મને પછી હા-હા કરીને હસતા એ બોલ્યો, 'આની સાથે મેં નીકા કર્યાં, હવે એ તારી શોક્ય થઈ ઝુમેદા.'

ને પછી બીબીને પંપાળતા એ બોલ્યો, 'જો-જો બીબી, આજ તું કેવી સુંદર લાગે છે, જરા જો તો!' ને એણે એની સામે અરીસો ધર્યો અને મોરલી વગાડતા વગાડતા વચ્ચે કર્કશ સૂરે એણે ગીત ઉપાડ્યું:

માન્યું નહોતું કે આમ જ થાશે,
ગોકુળ છોડી કૃષ્ણ મથુરા જાશે.
માન્યું નહોતું કે૦

બીજા પણ થોડાક મહિના ગયા. ચોમાસાના દિવસ છે. ખોડો ક્યાંક બહાર ગામ ગયો છે. વરસાદના તોફાનને અંગે એ પાછો ફરી શક્યો નથી. ઘરમાંથી કંઈક આછી એવી ગંધ આવે છે એમ ઝુમેદાને લાગ્યું. એ ગંધ આછી હતી પણ મીઠી અને કંઈક નવા જ પ્રકારની હતી. આમ તેમ જોયા તપાસ્યા છતાં યે એ કંઈ જ સમજી શકી નહિ.

બે દિવસ પછી ખોડો પાછો ફર્યો. જળદેવને અશ્લીલ ગાળો ભાંડતો ભાંડતો એ બોલ્યો, 'બહુ ભૂખ લાગી છે. ઝટ કંઈક ખાવાનું દે ઝુમેદા.' ઝુમેદા તરત ભાણું લઈ આવી. હાથપગ ધોઈને ઘરમાં પ્રવેશતાં જ ખોડાએ પૂછ્યું, 'આ શાની ગંધ આવે છે કહે તો ઝુમેદા!'

'કોણ જાણે! કેટલાય દિ' થયા આવી જ ગંધ આવે છે. હું તો બધું યે જોઈ વળી પણ કંઈ ખબર ન પડી.'

ખોડો કંઈ બોલ્યો નહિ. લાંબા લાંબા શ્વાસ લઈ એ ગંધ પારખવા મથતો હતો. આમ તેમ ફરી એ બીબીવાળા માટલા તરફ ગયો. માનવીનો પમરવ સાંભળતા જ નાગણી માટલામાં ગર્જી ઊઠી.

ખોડો બોલ્યો, 'હં.'

ઝુમેદાએ આતુરતાથી પૂછ્યું-'શું! કહો તો.'

'બીબીના શરીરની આ ગંધ છે, નાગણી છે ને! નાગને મળવાનો વખત થઈ ગયો છે એથી જ. આ ગંધે નાગ આપોઆપ એની પાસે ચાલ્યો આવે છે.' ખોડો બોલ્યો.

ઝુમેદા અવાક્ થઈ ગઈ. એ બોલી, 'રામ જાણે. બાપુ, તારી વાત તારી પાસે જ ભલી. ઠીક, હવે એકવાર ધરાઈને જમી તો લે.'

'હવે એને રોકી રાખી નહિ શકાય. આજે જ સીમમાં મૂકી આવવી પડશે.' ખોડો જમતા જમતા જ બોલ્યો, ને પછી એણે એક ઊંડો નિસાસો મૂક્યો.

નિરાંતનો લાંબો શ્વાસ લઈ ઝુમેદા બોલી: 'એ જ બરાબર છે. હું તો એને બે આંખે જોઈ પણ નથી શકતી. આટ-આટલા સાપ મરે છે પણ એક આનું જ મોત નથી આવતું.

જમીને ખોડાએ માટલામાંથી 'બીબી' ને બહાર કાઢી. એનું મોં દબાવી દાબીને પકડી રાખી કેટકેટલીયે પ્રેમની વાતો કરી.

'એ જરા જોજો હો! ઘણા ય દિવસથી એની દાઢનું ઝેર ઉતાર્યું નથી એટલે ઝેર વધી ગયું હશે. અને એની સાથે આટલી મહોબત પણ શા માટે? જાવ, ઝટ મૂકી આવો એને જંગલમાં.' ઝુમેદાએ કહ્યું.

'પણ તું જો તો ખરી આણે મારા હાથ કેવા પકડી રાખ્યા છે.' ખોડો બોલ્યો.

એ સાંજે એ ઉદાસ થઈને બેઠો હતો, બીબીને એ પાસેના એક જંગલમાં મૂકી આવ્યો હતો.

ઝુમેદાએ પૂછ્યું, 'આમ કેમ બેઠા! ગાંજો-બાંજો કેમ પીતા નથી!'

'બીબીને અંગે બહુ ઉચાટ થાય છે.' ખોડો બોલ્યો.

હવે રાખો રાખો. તમારી આ વાત સાંભળીને

તો મને કંઈનું કંઈ થઈ જાય છે,' ઝુબેદા રોષથી બોલી.

'એમ નહિ ઝુબેદા, પણ મનને કંઈ જ ગમતું નથી.' ખોડો ધીમે સાદે બોલ્યો.

ઝુબેદા જઈને એની પાસે બેસી ગઈ. હળવેકથી ખોડાને ગળે હાથ વીંટાળીને એ બોલી, 'કાં એલા, હું તને વહાલી નથી લાગતી?'

ખૂબ જ પ્રેમપૂર્વક એને ચૂમી લેતા ખોડો બોલ્યો, 'તારે લઈને તો હું જીવતો રહ્યો છું, ઝુબેદા. તું તો મને મારા પ્રાણ કરતાં યે વધુ છો.'

એકાએક ઝુબેદા ચમકીને બોલી ઊઠી, 'જુઓ, જુઓ. બીબી પાછી વળી છે. પણે નાળામાં જુઓ.'

પાણીના નાળામાં સાચે જ બીબી ફેણ માંડીને આંટા મારતી હતી. ખોડો ઊઠવા મથતો બોલ્યો, 'ઊભી રહે, હમણાં એને પકડી લઉં છું.'

ઝુબેદા એને વળગી રહીને બોલી, 'ના, હું હવે ફરી એને લાવવા તમને નહિ જ જવા દઉં.' અને પછી નાગણી તરફ જોઈએ કર્કશ કંઠે બોલી, 'હટ, હટ,' ને ડાબા હાથે એક પત્થર ઊપાડી એણે એ બીબી ઉપર ફેંક્યો. નાગણી છંછેડાઈને ફેણ પછાડી નાળા બહાર નીકળી ક્યાંક ચાલી ગઈ.



રાત્રે બીજા પહોરે એકાએક ઝુબેદા ચીસ પાડી ઊઠી–'ઊઠો, ઊઠો, મને કંઈક કરડ્યું.'

ખોડાએ ઝટપટ ઊઠીને બત્તી કરીને જોયું તો ઝુબેદાના પગની ટચલી આંગળીએ ઝાકળબિન્દુની જેમ લોહીનું એક બિન્દુ ઝગમગતું હતું. ઝુબેદા ફરી ચીસ પાડી ઊઠી, 'બીબી, તારી બીબી મને કરડી, પણે જો.'

ખોડાએ જોયું તો માટલાની ઢાંકણી ખાંગી થયેલી હતી ને નાગણી તેમાંથી બહાર નીકળી ગઈ હતી. એણે ઉતાવળે ઊઠી એને પકડી ફરી માટલામાં પૂરી ને 'ઝુબેદા જો નહિ બચે તો હું તને પૂરી કરીશ.' એમ એ બોલ્યો. પણ ઝુબેદા ન બચી. સવાર પડતા પડતામાં એના શરીરમાં મૃત્યુનાં લક્ષણો જણાયાં. માથાના વાળ ખરવા લાગ્યા. સાપ ઉતારનાર બધા નિરાશ થઈ ચાલ્યા ગયા. પોતાના બિહામણા કારૂપ મોંને કરુણ બનાવી એ એને ઓશીક બેઠો હતો.'

'ખોડા, તું બરાબર બચી ગયો. નહિ તો તું યે જાત. તને ખબર નથી નાગણીનો ક્રોધ ગઝબ હોય છે! એ આવી હશે તો તને જ કરડવા પણ ભૂલથી ઝુબેદાને કરડી ગઈ.' એક પાડોશી બોલ્યો.

'ના, એમ નહિ હોય.' ખોડો સજળ નેત્રે એની સામે જોઈને બોલ્યો.'

હવે એ ફકિર થયો છે. એનું ઘર હવે ટીંબો બની ગયું છે. એ રસ્તેથી હવે કોઈ નીકળતું નથી. કહે છે કે ત્યાં સાપનો બહુ ભય છે. અને સાપ પણ બહુ ખરાબ ઉદયનાગ. વહેલી સવારે સુર્યોદય ટાણે રોજ ત્યાં એક સાપ દેખાય છે. ઘેરા લાલ રંગનો સાપ ફેણ માંડીને ત્યાં ડોલી રહ્યો હોય છે.

બીબીને ખોડાએ મારી ન હોતી. એણે આંમ કહીને એને છોડી મૂકી હતી કે 'એમાં તારો શો નો જ દોષ શા માટે! સ્ત્રી જાતનો જ એ સ્વભાવ છે, ઝુબેદાયે તને ક્યાં સાંખી શકતી હતી!'

## ગુણવંત શર્મા

[હસ્તરેખાશાસ્ત્રી અને મુખાકૃતિવિશારદ]
કૃષ્ણનગર પોસ્ટઓફિસ પછીની ગલીમાં
પ્લોટ નં. ૯૬૦
કૃષ્ણનગર–ભાવનગર

# સાચી પણ અદ્‌ભુત વાતો

લેખક : છોટાલાલ માનસિંગ કામદાર

: ૩ :

નોળિયાના રાજાની વાતથી મને બીજી અસાધારણ સાચી—દરેક વિગતમાં સાચી—અને તેટલી જ વિચિત્ર વાત યાદ આવે છે, અલબત્ત મારા ગામમાં પુષ્કળ સર્પો તથા નોળિયા છે પણ મારે કબૂલ કરવું જોઈએ કે સર્પ નોળિયાનું યુદ્ધ જોવા હું કદી ભાગ્યશાળી થયો નથી.

હું તો તમે જેને ગામડિયો કહો તેવો માણસ છું. નાના ગામડામાં જન્મીને મોટો થયો છું. સવારથી સાંજ સુધી ખેતરમાં કામ કરવામાં રચ્યો પચ્યો રહું છું. અમારા શોખમાં સાંજે જલદ તાડી તથા અમારા આનંદપ્રમોદનું સાધન ગામના ગોરનું 'કાલક્ષેપમ' છે. સર્પ અને તેના વેરની વાતોથી મારામાં કણકણાટી ઉત્પન્ન થતી નથી. સર્પદંશથી મરી જતા સંખ્યાબંધ મનુષ્યોને મેં જોયા છે. સર્પદંશથી મૃત્યુ પામેલા મનુષ્યોને દવા અગર મંત્રથી ફરી જીવતા થતાં પણ મેં જોયા છે. પરંતુ નીચેની સાચી વાત એટલી વિચિત્ર, બીજી વાતોથી એટલી જુદી પડતી છે કે બીજાઓ પણ તે જાણે તેમ હું ઇચ્છું છું.

*

અમારું નાનું કુટુંબ સિંગરોયકોડામાં ચિટગુંટવામાં એક ઝૂંપડામાં રહેતું હતું. અમારા કુટુંબમાં હું, મારી બે બહેનો, માબાપ તથા દાદાનો સમાવેશ થતો હતો. વળી અમારે ત્યાં લગભગ અઢારવર્ષની ઉમરના બે નોકરો રાજુ અને ચિન્નાપય્યન હતા.

મારા પિતા પાસે ગામના કોઇ પણ માણસ કરતાં વધારે જમીન તથા ઢોર હોવાથી ગામના લોકો તેના પ્રત્યે માનની દૃષ્ટિથી જોતાં હતા. ગામમાંથી રાત્રે ફરતા કોન્સ્ટેબલોએ તેમની ડાયરીમાં મારા પિતાની સહી લેવાની રહેતી.

સાંજના છ વાગી ગયા હતા. ઘાસની ગંજી પર હજુ સહેજ તડકો હતો. ચિન્નાપય્યને ઢોરને ખવરાવવા માટે ઘાસનો ભારો ઉપાડ્યો. અચાનક તેણે ચીસ પાડી. તેના હાથમાંથી ઘાસ પડી ગયું. તે ગંજીને અઢેલીને ઊભો અને તેના ડાબા પગની પીંડી પર મૂઠી મારવા લાગ્યો. નોકરો સહિત અમે બધા તેની આસપાસ ટોળું વળી ઊભા પણ અમારામાંથી કોઇ પણ કશું કરી શકે તેમ નહોતું.

તેણે આંખમાં આંસુ સહિત કણસતાં કણસતાં કહ્યું: 'મેં ઘાસ ઉપાડ્યું ત્યાં જાણે ગરમાગરમ ટાંચણી ભોંકાણી હોય તેવું મને લાગ્યું. મેં નીચે જોયું અને બીજે છેડે સર્પને ચાલ્યો જતો જોયો.'

*

થોડા જ સમયમાં અમારું ઘર પાડોશીઓથી ભરપૂર થઇ ગયું. કેટલાક પાસેના ગામમાંથી ડોક્ટરને બોલાવવા ઉતાવળથી ગયા. કેટલાક મંત્ર જાણનારને બોલાવવા ગયા. વધતા જતા ગાઢ અંધકારમાં મને ખાતરી ન હોતી પરંતુ ચિન્નાપય્યન દર મિનિટે વધારે ને વધારે કાળો પડતો જતો હતો. તેના હોઠમાંથી અર્ધ દબાવેલ ડૂસકા નીકળતાં હતાં.

બરાબર આ જ સમયે રાતનો ચોકીદાર અબ્દુલ ખુદ્દોસ પોતાની ચોપડી લઇને અંદર આવ્યો. ટોળામાંથી રસ્તો કરીને તે બેભાન થતા ચિન્નાપય્યન પર વાંકો વળ્યો. તેણે સામાન્ય પ્રશ્ન પૂછ્યો: 'આ આવી રીતે કેટલા સમયથી પડ્યો છે?'

મારા પિતાએ જવાબ આપ્યો: 'લગભગ અર્ધા કલાકથી.'

તેણે પૂછ્યું: 'કોઇએ સર્પને જોયો છે? તે ઝેરી નાગ છે?

પિતાએ કહ્યું: 'ચિન્નાપય્યાએ ગંજીની બીજી બાજુ ઝેરીનાગને સરી જતાં જોયો છે.'

*

અબ્દુલ ખુદ્દોસે પોતાના પાઘડી કોટ ચંપલ ઉતાર્યા અને ટોળાને દીવાલ નજીક જવાનું કહ્યું. તેણે મારા પિતાને બે ઇંડાં તથા દૂધનો એક પ્યાલો લાવવાનું કહ્યું. અને ગરમ પાણી તૈયાર કરવાનું પણ કહ્યું.

ચિન્નાપય્યન પાસે પલાંઠી વાળીને બેસીને કોન્સ્ટેબલ, ન સમજી શકાય તેવું કંઇ ગણગણતો હતો. તેણે આંખો બંધ કરી નહોતી. તે માળા ફેરવતો નહોતો.

અર્ધો કલાક ભાગ્યે જ વીત્યો હશે ત્યાં તો અમે

બધા બીકથી મૂંગા થઈ ગયા. અમે મુખ્ય દ્વારમાંથી એક મોટા સર્પને આવતો જોયો. કોન્સ્ટેબલ તથા ચિન્નાપય્યનની વચ્ચે આવીને સર્પે ફેણ ચડાવી. તેની ચક્ચકિત આંખોમાં મૃત્યુ ઝબકતું હતું. પોતાની પાસે આવેલા સર્પથી જરા પણ ગભરાયા વિના કોન્સ્ટેબલે સર્પની ફેણ પર પેલા ગરમ પાણીમાંથી કેટલાક છાંટા નાખ્યા.

સર્પે પોતાની ફેણ જોસથી પાછી ખેંચી. એક મિનિટ વીતી ગઈ પણ કશું બન્યું નહિ. સર્પ પોતાની ફેણ આગળ પાછળ હલાવતો હતો. અબ્દુલ ઘણો ગંભીર લાગતો હતો. ન સાંભળી શકાય તેવી રીતે મંત્રો બોલીને તેણે ફરીથી સર્પની ફેણ પર છાંટા નાખ્યા. સર્પ જરા લંબાયો અને ત્યાર પછી બેભાન ચિન્નાપય્યન તરફ કૂદકો મારીને ગયો. તેની પીંડીમાં દંશ દીધો અને પાછો કૂદકો મારીને આવતો રહ્યો. અમારામાંથી એક પણ જણે પોતાના સ્થાનેથી ખસવાની હિંમત કરી નહિ. મુંઝી નાખે તેવું મૌન હતું. અમે ત્રાંસી આંખે સર્પને—અબ્દુલખુદ્દોસને તથા ચિન્નાપય્યનને વારા ફરતી જોયા કરતા હતા.

સર્પે ફેણ ઉતારી નાખી અને એક મિનિટમાં તો તે નિર્જીવ હોય તેવો દેખાવા લાગ્યો. વાતનો અદ્ભુત ભાગ તો સર્પનું પુનર્જીવન છે. કોઈ મેં મંત્રોથી મનુષ્યોને સર્પદંશ ઊતરી જવાનું સાંભળ્યું છે. પરંતુ સર્પને ફરી દંશ દેવાની ફરજ પાડીને ઝેરને ચુસાવી લઈ અને મૃત્યુ પામેલ સર્પને ફરીથી સજીવન કરે તેવા મંત્રિકનો એક પણ દાખલો મેં સાંભળ્યો નથી. કારણકે બીજી વખત દંશ આપી તે ઝેર ચૂસવાની ક્રિયામાં સર્પનું મૃત્યુ થાય છે. મિનિટો વીતી ગઈ. અબ્દુલખુદ્દોસે મૃત્યુ પામેલ સર્પ પર ફરીથી છાંટા નાખ્યા. સર્પ ધીમે ધીમે જીવનનાં ચિહ્નો બતાવવા લાગ્યો. જ્યારે તે પૂરેપૂરો સાજો થયો ત્યારે તેણે ઝેરનો એક કોગળો બહાર કાઢ્યો. અબ્દુલખુદ્દોસે હવે તેની સમક્ષ ઈંડા તથા દૂધ મૂક્યું. સર્પ દૂધ પીઈને ઘરમાંથી ચાલ્યો ગયો. સર્પ ઘરની બહાર ગયો એટલે તે ક્યાં અને ક્યારે ગયો તે જોવાની અમે દરકાર કરી નહિ.

બાકીની વાત સહેલાઈથી કહી શકાય તેવી છે. બરાબર એક કલાક પછી ચિન્નાપય્યને પડખું ફેરવ્યું, આંખો ઉઘાડી અને અમારા ઉર હેઠા બેઠા. ધીમે ધીમે સાજા થતાં તેને તૈયાર રાખેલ ગરમ પાણીમાં સ્નાન કરાવ્યું. બીજે દિવસ સવારે તો તે હંમેશ જેવા આનંદમાં હતો. અબ્દુલખુદ્દોસને તેની મહેનત માટે શું મળ્યું! તેની ડાયરીમાં મારા પિતાની સહી સિવાય કશું નહિ. અલબત્ત, બદલા તરીકે કોઈ પણ પૈસાની તેણે ના જ પાડી હતી.



## જટિલ વ્યાપાર

[ પાન ૩૮નું ચાલુ

'કેમ!'

હું બોઘો થઈ ગયો. કહ્યું, 'પ્રમીલા!...'

'શું છે!'

'તારો સુરેશ અત્યારે ક્યાં છે?'

ક્ષીણકંઠે પ્રમીલા બોલી, 'સુરેશદા!'

'હા, સુરેશદા. જેને તું લગ્ન પહેલાં ચાહતી હતી તે. કેમ...યાદ આવે છે?'

થોડી વાર સ્તબ્ધ રહી પ્રમીલા ધીરે ધીરે બોલી, 'યાદ છે. એને લગ્ન પહેલાં પણ ચાહતી આજે ય ચાહું છું.'

હું તો આભો બની ગયો. મારી સામે આવી રીતે એકરાર કરતા તેને શરમ પણ ન થઈ.

દાંત કચકચાવી બોલ્યો, 'તારો એ સુરેશદા અત્યારે ક્યાં છે એ કહે જોઈએ.'

'કહું છું: તમારે સાંભળવું છે?'

'હા તારે મોઢેથી જ એ સાંભળું.'

પ્રમીલાએ ઊંચે આંગળી ચીંધી કહ્યું, 'સ્વર્ગમાં.'

'સ્વર્ગમાં! એટલે!'

પ્રમીલા ગદ્ગદ કંઠે બોલી, 'આજે સવારે બાપુજીનો કાગળ આવ્યો છે. સુરેશદા ગુજરી ગયા. તમને સુરેશદા પ્રત્યે અણગમો હતો એટલે મેં તમને એ વાત નથી કહી.' એકાએક ઊંડો નિસાસો નાખી બોલી, 'સુરેશદા દેવ સમાન હતા. મને માજણી બેન કરતાં પણ વધારે ચાહતા.'

મગજમાંની ગુંચ ઊકલતા થોડી વાર લાગી. પ્રમીલાએ મારે ગળે હાથ વીંટાળી મૃદુ હાસ્યથી કહ્યું, 'હવે સુઈ જાઓ.' ત્યાર પછી પેલા વાક્યો ફરી બોલી, 'હવે કદી આવું ગાંડપણ ન કરતા. એટલું યાદ રાખજો, હું તમારી જ છું, બીજા કોઈની નહીં.'

# જળદેવતા

એક હતી નદી ને નદીને તળિયે મોટું બધું શહેર. શહેર તે કાંઈ જેવું તેવું શહેર ! ખાસું મજાનું સોનાનું શહેર. સોનાના રસ્તા ને સોનાનાં મકાનો. સોનાનાં ઝાડપાન ને સોનાનાં ફળફૂલ. અંદર સોનાના પંખીડાં કિલ્લોલ કરે. સોનાના માનવી ને સોનાના શણગાર. આખું શહેર પીળું ધમરક જેવું લાગે.

એ શહેરના માનવી શહેરમાં હરેફરે ત્યારે માણસ જેવા માણસ ને નદીના પાણીમાં ફરવા જાય ત્યારે મોટા મોટા મગરમચ્છ. એ તો જળદેવતાનું શહેર. એ શહેરનો રાજા મગરકુમાર.

મગરકુમાર તો રૂપાળો રાજાના કુંવર જેવો. એની કાયા સોનાની. એ તો મગર થઈને ફરે ત્યારે ય સોનાનો ને માણસ થઈને ફરે ત્યારે ય સોનાનો.

ફરતો ફરતો એક દિવસ જળદેવતા નદીને આરે આવ્યો છે. નદીને કાંઠે એક ગામ. ગામના માણસ એ આરે પાણી ભરે.

એ ગામમાં એક બ્રાહ્મણ અને બ્રાહ્મણી રહે.

બ્રાહ્મણને એક દીકરી. આભના ચંદરમા જેવી રૂપાળી.

બ્રાહ્મણની દીકરી નદીએ પાણી ભરવા આવી છે. જળદેવતાએ એને દીઠી છે. જોતાંવેંત જ એ તો બ્રાહ્મણની દીકરી ઉપર મોહી પડ્યો. બસ વરું તો આ બ્રાહ્મણની દીકરીને જ વરું. એણે તો રઢ લીધી છે.

નદીને કાંઠે બ્રાહ્મણનું ખેતર છે. ખેતરમાં બાજરો વાવેલો છે. જળદેવતા મગરકુમારનું રૂપ લઈને બ્રાહ્મણના ખેતરમાં આળોટે છે ને ભાંભરડે ભાંભરડા નાખે છે.

એની રોકકળ સાંભળી બીજા કેટલાયે મગર ત્યાં આવી ચડ્યા. બધા ય લાંબા લસ થઈને બ્રાહ્મણના ખેતરમાં આળોટવા લાગ્યા.

બ્રાહ્મણને ઘરે રાવ પહોંચી: 'મહારાજ ! તમારા ખેતરમાં તો મગર પડ્યા છે. બાજરાનો સોથ વાળે છે.'

બ્રાહ્મણને તો ફાળ પડી. અરેરે મારું ખેતર ખેદાનમેદાન કરી નાખશે. ઊભું વરસ પછી ખાશું શું ?

બ્રાહ્મણે હાથમાં પરોણો લીધો. ખોળે ઈંટો ઘાલી. એ તો શ્વાસભર્યો ખેતર ભણી દોડ્યો. હુડકારા કરતો જાય છે ને દોડ્યો જાય છે.

પણ મગરમચ્છ કાંઈ લેલાં તેતર થોડાં જ હતાં કે બ્રાહ્મણને હુડકારે ઊડી જાય ? એ કાંઈ વનનાં મરગલાં થોડાં જ છે કે માણસને દેખી ભાગવા મંડે ?

બ્રાહ્મણ તો હાકલા પડકારા કરે છે, ઈંટો ફેંકે છે, થાળી વગાડે છે. તો ય મગર તો લાંબા લસ થઈ ને પડ્યા છે. હાલતા ય નથી ને ચાલતા ય નથી.

પછી તો બ્રાહ્મણ થાક્યો. એણે હાથ જોડ્યા: *'હે જળદેવતા ! મારો કાંઈ અપરાધ હોય તો માફ કરો. વગર વાંકે મારી મીલાત કાં બગાડો ? ભલા થઈ ને થાનકે પધારી જાઓ.'*

તો ય મગરો તો બોલે કે ચાલે.

બ્રાહ્મણ કકળાટ કરે છે: 'અરેરે મારી ઊભા વરસની મહેનત ધૂળધાણી ને વાપાણી થશે. મારા ઉપર મહેર કરો દેવતા.'

એટલે તો મગરને વાચા આવી છે: 'તારી દીકરી અમારા કુમારને પરણાવે તો અમે બધા ચાલ્યા જઈએ.'

બ્રાહ્મણ તો વિચારમાં પડી ગયો. આ તે કેવી વાત કરે છે. માણસ જેવા માણસની દીકરી કાંઈ જળચરને પરણી શકે ? પણ મગરો તો બરાબરના હઠે ચડ્યા હતા. થોડીવારમાં તો

બ્રાહ્મણનું ખેતર ખેદાનમેદાન કરી નાખશે. ઊભું વરસ પછી ખાશે શું? બ્રાહ્મણની મૂંઝવણનો પાર રહ્યો નથી.

પણ બીજો મારગ નથી. ખેતરનો દાણો રહેતો હોય તો ભલે દીકરી જળદેવતાને ચડે. બ્રાહ્મણે કહ્યું: 'ભલે તમે કહો છો તેમ કરશું. મારી દીકરી તમારા રાજકુમાર સાથે પરણાવીશ ભલા થઈ ને ખેતરનો કેડો મૂકો.'

એટલું કહેતામાં તો બધા મગર ખેતરમાંથી સરકી ગયા છે. જઈ જઈ ને જળમાં પડ્યા છે.

ને બ્રાહ્મણ ભાંગલ ટાંટિયે ઘરે આવ્યો.

ઘરે આવીને એણે બ્રાહ્મણીને વાત કરી. બ્રાહ્મણી તો વાત સાંભળી ધોડો ને ધડકી લઈને ઊઠી. 'તમે તો હા પાડો જ ને. મારી તો દેવની દીધેલ દીકરી છે. દેખીપેખીને હું મગરને નહિ પરણાવું.'

બ્રાહ્મણ કહે: 'પણ તું વાત તો સાંભળ.'

બ્રાહ્મણી કહે: 'મારે કાંઈ જ સાંભળવું નથી.'

બ્રાહ્મણે બ્રાહ્મણીને ઘણું ઘણું સમજાવી. પણ બ્રાહ્મણી એકની બે થઈ નહિ. એણે તો રૂડોરૂપાળો મૂરતિયો ગોતી કાઢી દીકરીના લગન લીધાં.

આણીકોર મગરકુમાર તો રોજ પાણીના થર વીંધીને કાંઠે આવે. ચારેકોર નજર ફેરવે. ક્યાં ય બ્રાહ્મણના વાવડ? ક્યાં ય બ્રાહ્મણના વાવડ? પણ બ્રાહ્મણ તો ક્યાં ય દીઠો નજરે પડતો નથી. એ તો કોણ જાણે ક્યાંનો ક્યાં સંતાઈ ગયો છે. મગરકુમાર તો બોર બોર આંસુડે રૂએ છે.

બ્રાહ્મણને આંગણે તો માંડવો નખાણો. લીલા આંબાના ને આસોપાલવનાં તોરણ બંધાણાં. મંગળ ગીતો ગવાય છે ને ઢોલીડા ધડૂકે છે. બ્રાહ્મણીએ દીકરીનાં લગન લીધાં છે.

મગરકુમારે ઢોલીડા સાંભળ્યા. એને હૈયે ફાળ પડી. એને ખબર પડી ગયા કે બ્રાહ્મણ વહાડે પળ્યો નથી. એણે તો દીકરીને બીજે દઈ દેવાની તૈયારી કરી છે.

એટલે તો મગરકુમારના રોષનો પાર રહ્યો નથી. બધા મગરને ભેગા કર્યા અને માંડીને વાત કરી. મગરો કહે: 'ભાર છે બ્રાહ્મણના, વહાડ કરીને પછી ફરી જશે?'

લાંબા લાંબા વિકરાળ મગરો ગામમાં ઊપડ્યા. જઈને જાનને ઉતારે સંતાણા. લાગ જોઈને વરરાજાને આખો ને આખો ગળી ગયા. પછી જાણે કાંઈ બન્યું નથી એમ પાછા આવી નદીના પાણીમાં સંતાઈ ગયા.

વરઘોડાનો વખત થયો પણ વરરાજા ક્યાંય જડતો નથી. કોઈ કહે આંહીં હતો ને કોઈ કહે ત્યાં હતો. ચારે તરફ ગોતાગોત થઈ રહી. પણ વરરાજા ન જડ્યો તે ન જ જડ્યો. ક્યાંથી જડે? એ તો મગરમચ્છના પેટમાં જઈ પડ્યો હતો!

વરનો પત્તો ન લાગ્યો અને બ્રાહ્મણની દીકરી લીધે લગને ધરી રહી.

બ્રાહ્મણીએ દીકરીનો બીજો વિવાહ લીધો. પણ લગનને દિવસે જ વરરાજાને કાંક આભડી ગયું. શું કરડ્યું એની કોઈને ખબર ન પડી ને વર લીલો કાચ બની ઘડીકવારમાં મરી ગયો.

એમ કરતા કરતા તો બ્રાહ્મણીએ કેટલાય મૂરતિયા ગોત્યા. દીકરી રૂડીરૂપાળી ઇંદ્રની અપ્સરા જેવી. એટલે મૂરતિયા તો માગ્યા મળે. પણ કોઈની સાથે પાટો બાઝ્યો નહિ. બરાબર લગનને દિવસે જ કાંઈક નહિ ને કાંઈક નવાજૂની થાય. બીજા કોઈને ઊની આંચે ન આવે ને એકલા વરરાજાને માથે સાડસતી ઊતરે. કોઈકને કાંક તો કોઈકને કાંક, એમ જાતજાતની ઉપાધિ આવી પડી છે ને દીકરી કુંવારી રહી છે.

પછી તો કોઈ કરતાં કોઈ મૂરતિયો મળતો નથી. બધાને એમ થયું છે કે દીકરી ચૂડેલ છે.

જે પરણવા જાય છે એને ભરખી જાય છે. ગામમાં તો બ્રાહ્મણની દીકરીની બીક ગરી ગઈ છે. કોઈ કરતાં કોઈ એને ઓછાયે ય ઊતરતું નથી.

બ્રાહ્મણી મૂંઝાણી છે. આ તો કુદરતના ઘરનો કોપ જ ઊતરી આવ્યો છે. મૂંઝાઈ મૂંઝાઈને આખરે એણે બ્રાહ્મણ સામે હાર કબૂલ કરી છે.

એણે બ્રાહ્મણને કહ્યું છે: 'દેવતાને દૂભવીને આપણે ક્યાં જશું? જળદેવતા કોપ્યા છે. જઈને કહી આવો કે દીધું વચન કબૂલ છે. વહેલા વહેલા દીકરીને ઘરેણુંલૂગડાં મોકલાવે.'

બ્રાહ્મણનું વચન રહ્યું છે. એ તો હરખાતો હરખાતો નદીએ આવ્યો છે.

નદીના જળમાં મગરમચ્છો ડાચાં કાઢીને પડ્યા છે. એણે બ્રાહ્મણને આવતો ભાળ્યો છે ને સહુને આશા બંધાણી છે.

મગરકુમાર તો રોઈ રોઈને અડધો થઈ ગયો છે.

બ્રાહ્મણે આવીને વધામણી ખાધી છે. નોતરાં દઈ કરીને એ તો પાછો વળ્યો છે.

બીજે દિવસે ગામની શેરીઓ હાલકલોલક થઈ છે. શેરીમાં માનખ્યો ક્યાં ય માતો નથી. બ્રાહ્મણની દીકરીને ઘરેણુંલૂગડાં ચડાવવા મગરકુમારીઓ આવી છે. લીલાંપીળાં હીરચીર પહેર્યાં છે. ઠાંસીઠાંસીને ઘરેણાં ઘાલ્યાં છે. અડધા અંગ મગરના ને અડધાં અંગ માનવીનાં છે. હાથમાં સોનાનાં થાળ છે ને થાળમાં મોંઘા મૂલના હીરા માણેકના દાગીના ને હીરચીરના ઓઢણાં છે.

આખું ગામ કહે છે: 'અરેરે દીકરીનું નસીબ તો જુઓ. નહોતું ત્યારે કાંઈ એ નહોતું. એક એક કરીને કેટલાય વરરાજા આવ્યા ને બધા અળફહળફ થઇ ગયા. ને હવે આવી પડયું છે ત્યારે તો ખળાં ને ઢળાં થઇ ગયાં છે. કહે છ ને કે નસીબ આડું પાંદડું હોય છે.'

બ્રાહ્મણને આંગણે મગરકુમારીઓ છાબ લઈને આવી. દીકરીને ખબર પડી કે એના માબાપે તો એને જળદેવતા સાથે વરાવી છે. એ તો બોર બોર આંસુડે રૂએ છે. અરેરે કોઈ કરતાં કોઈ માણસનો જડ્યો ના મળ્યો તે મને મગરમચ્છને દીધી? મગરની હારે તે મારો જન્મારો કેમ જશે? એ કાળમુખા તો મને આખી ને આખી ગળી જશે. અરેરે માવતરને આ તે શું સૂઝ્યું? દીકરી તો રસ રસ રૂએ છે.

દીકરી તો માવતરને પગે પડીને વિનવે છે, આડોશીપાડોશી પણ કોઈ કરતાં કોઈએ એની લેર તાણી નથી. બધાં ય એને કહે છે: 'અરેરે મૂઈ! તારા નસીબનું તો પાંદડું જ ફરી ગયું છે. આવે ટાણે તું તે કાં બેઠી બેઠી રૂવે?'

બીજે દિવસે તો લગન છે. સાંજ પડી છે ને વરરાજાની જાન આવી છે. દેવી વાજાં વાગી રહ્યાં છે. સાજનમાજનનો કાંઈ પાર નથી. સહુની વચમાં વરણાગિયો બનીને જળદેવતા મદગળતા હાથીની ચાલે હાલ્યો આવે છે.

હથેવાળો મળ્યો છે ને ચોરીના ચાર ફેરા ફર્યા છે. દીકરીની આંખમાંથી તો આંસુ સુકાતા જ નથી. એ તો કહેત કેવી રહે છે: 'અરેરે આ તે માવતર છે કે કસાઈ?' પણ કોઇ એનું સાંભળતું નથી.

દીકરીને વળાવવા ટાણું થયું છે. માની આંખમાં બોર બોર જેવડાં આંસુ છે. દીકરીને એ તો હળીમળી છે ને શિખામણ દીધી છે: 'દીકરી ડાહી થઈને રહેજે. મારી કુખ દીપાવજે.'

ને દીકરી તો હીબકેહીબકા ભરે છે. એણે તો કળકળતે અવાજે કહ્યું છે: 'અરેરે માડી! તને અડધાનું અધીણુ પણ ન મળ્યું? મગરને મોઢે સોંપી કરીને હવે શિખામણની વાત શીદને કરછ મા.'

પણ એ તો દીકરીની જાત છે એને તો માવતર મોકલે ત્યાં ગયા વિના છૂટકો નથી. મોટીબધી સોનારૂપાની પાલખી આવી છે. દીકરી પાલખીમાં બેઠી છે. ને વાજતેગાજતે સાજન-

માજન નદીને કાંઠે આવ્યું છે.

મગર તો એક પછી એક નદીમાં જઈ પડ્યા છે.

પણ બ્રાહ્મણની દીકરીના પગ થંભી ગયા છે. જળદેવતા એને હાથ પકડીને ખેંચે છે તોય ઈ તો ધરતી સાથે ચોંટી રહી છે.

પછી તો બાપે એને ધક્કો દીધો છે.

દીકરીને થયું છે, માવતર જ જાકારો દયે છે. હવે જીવીને શું કરવું છે?

એણે તો નદીના પાણી સામે દોટ દીધી છે.

પણ એના પગ નદીના પાણીને અડ્યા ત્યાં તો રોનક થયું છે. લોકો સગી આંખે જોઈ રહ્યા છે ને નદીના પાણી બેઈ તરફ ખસી ગયા છે. વચમાં સીધો સટ લાંબો લાંબો રસ્તો પડી ગયો છે. દીકરી એ રસ્તે રસ્તે આગળ ચાલી છે. એના મારગ ઉપર નદીનાં પાણી ફરી વળ્યાં છે.

જળદેવતાએ જાતાં જાતાં બ્રાહ્મણને કહ્યું છે: 'તમારી દીકરીની કાંઈ ફિકર કરશો મા. એ તો અમારા દેશમાં બેઠી બેઠી ખાશે પીશે ને મોજ કરશે. તમારે દીકરીની ભાળ લેવા આવવું હોય ત્યારે આ ઈંટ નદીના પાણીમાં નાખજો. નદી મારગ દેખાડશે.' એમ કહીને એણે બ્રાહ્મણને એક સોનાની ઇંટ આપી છે.

જળદેવતા બધાને હળ્યોમળ્યો ને પછી નદીના પાણીમાં અલોપ થઈ ગયો.

બ્રાહ્મણ દીકરીને વળાવી કરીને ઘેર આવ્યો. ઘરે બ્રાહ્મણી બેઠી બેઠી ખારાં આંસુએ રૂએ છે. 'અરેરે! મેં અભાગણીએ મારી પેટની દીકરીને કોઈને નહિ ને જળદેવતાને ચડાવી દીધી.'

બ્રાહ્મણ તો એને ઘણી ધીરજ દે, પણ જનેતાને ધરપત થતી નથી. એણે તો ખાવું-પીવું છોડી દીધું છે ને દિવસ અને રાત રોયા કરે છે.

એટલે તો બ્રાહ્મણ એક દિવસ દીકરીના ખબર કાઢવા તૈયાર થયો છે.

બ્રાહ્મણ નદીને કાંઠે આવ્યો. જળદેવતાની દીધેલી ઈંટ નદીના પાણીમાં ફેંકી ત્યાં તો લાંબોલચ અને સીધોસટ રસ્તો દેખાયો. બ્રાહ્મણ દીઠે મારગડે આગળ ને આગળ હાલી નીકળ્યો.

હાલતાં હાલતાં જળદેવતાનું નગર આવ્યું. સાવ સોનાનું એનું શહેર છે ને સાવ સોનાનાં એના માનવી છે. રૂપે કામદેવ જેવાં અને રંગે સોનાના વરખ જેવાં.

બ્રાહ્મણ તો જોતો જોતો ને અચરત પામતો આગળ હાલ્યો જાય છે.

એમ કરતાં કરતાં એક મોટા મહેલ પાસે તે આવી પહોંચ્યો. મહેલના ઝરૂખામાં બેઠી બેઠી બ્રાહ્મણની દીકરી વાળ ઓળે છે. એની કાયા સાબદી પલટાઈ ગઈ છે. ઓળખી ઓળખાતી નથી. બ્રાહ્મણ તો બાઈને ઓળખતો નથી ને એક નજરે સામું ને સામું જોઈ રહ્યો છે.

પણ દીકરીએ બાપને ઓળખી કાઢ્યો. 'બાપા! બાપા!' એણે બૂમ પાડી.

બ્રાહ્મણે અવાજ ઉપરથી દીકરીને ઓળખી. 'મારી દીકરી! છો તો સાજી નરવીને.' હેઠે ઊભા ઊભા બાપે કહ્યું છે.

ને હરખપદુડો બાપ દીકરીને મળવા દરવાજામાં પેસવા જાય છે, ત્યાં તો દરવાનોએ આડા સોનાના ભાલા ધર્યા છે. 'અંદર જવાની મના છે.'

બ્રાહ્મણનો વેષ તો લીરાલઘરા જેવો. એને સોનાના મહેલમાં કોણ પેસવા દે?

બ્રાહ્મણે તો દીકરી પાસે રાવ ખાધી.

દીકરીએ ઝરૂખેથી કહ્યું: 'બાપા! ઉતાવળ ન કરતા. જળદેવતાની આણ છે. કોઈ માણસનું જણ્યું એની રજા વિના અંદર નહિ પેસી શકે.'

બ્રાહ્મણ કહે. 'તો દીકરી હું મળ્યા વગર પાછો જઈશ?'

દીકરી કહેઃ 'ના બાપા! હમણાં જળદેવતા શિકારેથી પાછા આવશે. એટલે તમારો મારગ મોકળો થશે.'

અનુસંધાન પાન ૫૫૯



લેખક
મધુર

# દેવ અને દાનવ

## બલિ અને વામન

દેવો અને દાનવોએ અમૃત માટે મહેનત કરી. પણ અમૃત તો દેવોને જ મળ્યું અને દાનવોના નસીબમાં તો ધૂળની પાટી રાખ રહી. લડાઈમાં હારી ગયા તે હાંસલમાં.

પણ શુક્રાચાર્ય દાનવોના ગુરુ ખરા ને! એમનાથી દાનવોની હાર શી રીતે સાંખી જાય? એમની પાસે તો સંજીવની વિદ્યા. એમણે તો તરત જ સંજીવની મંત્ર ભણીને બધા દાનવોને સજીવન કરી દીધા.

દાનવો તો જીવતા થયા એવા જ ધૂંવાંપૂવાં થઈ ગયા. એક તો અમૃત ગયું, બીજું મૂરખ બન્યા અને ઉપરાંત હાર ખાધી. એમને તો રોમ રોમ આગ લાગી ગઈ હતી. ગુરુ શુક્રાચાર્યને દીઠા એવા ઊધડા લીધા: 'તમારી જેવા અમારે માથે ગુરુ ને અમારો આમ વિનાશ થાય?'

ગુરું કહેઃ 'એમાં હું શું કરું? હું તો મૂએલા સજીવન કરી જાણું. જીવતાને મારી નાખવાની કાંઈ મારી ગુંજાશ છે? અને કાંઈ હુથિયાર ચલાવતાં થોડું જ આવડે છે?'

દાનવો કહેઃ 'તમે તો ધારો તે કરી શકો. ગુરુજી. અમારો પરાજય સાંખીને બેસી રહો, એમાં તો તમારી આબરૂ જાય છે.'

ગુરુ કહેઃ 'તમારો પરાજય તો તમારા પાપે કરીને થયો છે. એમાં મારો કાંઈ દોષ નથી. તમારું અભિમાન એટલું બધું વધી ગયેલું કે તમે કોઈનું સાંભળો ત્યારે ને? દેવોની સાથે સલાહ કરી ત્યારે મને પૂછવા આવેલા? હવે આજે હારી બેઠા ત્યારે મેણાં બોલો છો.'

દાનવો કહેઃ 'અમે ન પૂછવા આવ્યા, પણ ગુરુ તરીકેની તમારી ફરજ તો હતી ને? તમને શું કામ ન ચેતવ્યા?'

ગુરુ કહેઃ 'હું તમને ચેતાવું અને તમે માની જાઓ એવા સીધા કાં? પણ હવે જવા દો એ વાત. તમારો પરાજય થયો છે, એ તો મારો પરાજય થયો છે. બૃહસ્પતિના શિષ્યો જીતે એ હું સાંખી લેવાનો નથી. હું પણ ગુરુ શુક્રાચાર્ય છું. જોઈ લઈશ, દેવો જીતી જીતીને ક્યાં સુધી જીતે છે.'

દાનવો કહેઃ 'તે તમે શું કરશો?'

શુક્રાચાર્ય કહેઃ 'શું કરીશ શું? તમને સ્વર્ગનું રાજ અપાવીશ.'

શુક્રાચાર્યે તો વાતની વાતમાં કહી નાખ્યું. કહી નાખ્યું એટલે પછી થઈ જ રહ્યું. એ તો ભૃગુવંશી. એ તો ધારે તે કરી શકે.

એમણે બલિરાજાને કહ્યું: 'આપણે વિશ્વજીત યજ્ઞ કરવો છે.'

બલિ કહેઃ 'યજ્ઞ કરવાથી શું દી વળશે?'

ગુરુ કહેઃ 'યજ્ઞથી જ બધું મળશે. યજ્ઞ કરાવીને હું દાનવોને અજય કરીશ. એમને સ્વર્ગનું રાજ અપાવીશ.'

બલિ કાંઈ ગુરુ સામે બોલી શકે તેમ ન હતું. એ તો ગુરુના અક્ષર. બ્રહ્માક્ષર જેવા. તાબડતોબ યજ્ઞની તૈયારીઓ ચાલી. થોડીવારમાં દાનવોનો વિશ્વજીત યજ્ઞ શરૂ થઈ ગયો.

એ યજ્ઞના કુંડમાંથી એક રથ, ઘોડા, ધજા, ધનુષ, અખૂટ બાણુવાળાં બે ભાથાં અને દિવ્ય કવચ નીકળ્યા.

બલિરાજા જોરમાં આવી ગયો. એણે દાનવોનું લશ્કર તૈયાર કર્યું. સ્વર્ગ ઉપર ચડાઈ કરી.

થોડા વખતમાં તો દાનવોએ ચારે તરફથી સ્વર્ગને ઘેરી લીધું.

દેવોને અમૃત મળી ગયેલું અને દાનવોનો કચ્ચરઘાણ નીકળી ગયેલો. એટલે દેવો તો એમ જ માની બેઠેલા કે હવે દાનવો માથું

એમ કરતા કરતા ઘણા દિવસ નીકળી ગ્યા ને બ્રાહ્મણને બ્રાહ્મણી સાંભરી છે: જળદેવતાને કહ્યું: 'થોડા દિવસની રજા આપો તો દીકરીને એની મા પાસે તેડી જાઉં.'

જળદેવતા કહે: 'અમે તો જળના આમારાથી જમીન ઉપર રહેવાય નહિ. તમારી દીકરી અમને વરી એટલે એ ય જળની બની ગઈ. તમારે એમ હોય તો તમે અહીં આવીને રહો. મોટે બધો મહેલ ને બધી જાતની સાયબી આપીશ.'

બ્રાહ્મણ કહે: 'તો ભલે જઈને મનાવી લઉં.'

બ્રાહ્મણ બ્રાહ્મણીને મનાવવા ચાલ્યો. દેવતા એને કાંઠા સુધી વળાવવા આવ્યા. બ્રાહ્મણને ખોળો ભરીને સોનાની ઈંટ આપી ને કહ્યું: 'જરૂર પડે ત્યારે ઈંટ પાણીમાં નાખજો. નદી મારગ બતાવશે.'

બ્રાહ્મણ ઘેર આવ્યો. ઘેર આવીને એણે બ્રાહ્મણીને દીકરીના સુખની વાત કરી.

પણ બ્રાહ્મણીને હૈયે પરપત થતી નથી. એ તો બસ રોયા જ કરે, રોયા જ કરે.

બ્રાહ્મણીને બ્રાહ્મણે જળદેવતાનો સંદેશો કહ્યો:

બ્રાહ્મણી કહે: 'હું કાંઈ પાણીમાં મરવા નવરી નથી.'

બ્રાહ્મણ કહે: 'બૂડી મરવાની વાત જ ક્યાં છે? હું જઈને પાછો આવ્યો એ જોતી નથી?'

બ્રાહ્મણી મને કમને રાજી થઈ.

બન્ને નદીને કાંઠે આવ્યાં. નદીએ મારગ દેખાડ્યો. ઠેઠ મારગે બન્ને ચાલી નીકળ્યાં.

ચાલતાં ચાલતાં જળદેવતાના નગરમાં આવ્યાં. દીકરીને હળ્યાંમળ્યાં.

અને પછી તો બ્રાહ્મણીને પણ ત્યાં ગમી ગયું. બન્ને ત્યાં રહી ગયાં.

ને ખાધું પીધું ને મોજ કરી.